# કાવ્યદોહન.

સંગ્રહ કરી પ્રગટ કરનાર

ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ.

કિંમત રૂપિયો દેઢ.

8335

TION.

BRIHAT

# AVYA-DOHANA

OR

## TIONS FROM THE GUJARATI POETS.



## N TEN PARTS-PART FIRST.



COMPILED BY

ICHHARAM SURYARAM DESAI.



REVISED AND ENLARGED.

THIRD EDITION.

BOMBAY:
THE "GUJARATI" PRINTING PRESS
SERIES.

1890.

સામાજીક આવૃત્તિ.



બૃહત્

# કાવ્યદોહન.

દશ ગ્રંથમાં-ગ્રંથ ૧ લો.

સંગ્રહ કરી પ્રગટ કરનાર
ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ.

શોધિત વર્દ્ધિત તૃતીયાવૃત્તિ.

મુંબઈ,

"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસ સીરીઝ.

ઇ. સ. ૧૮૯૦. સંવત ૧૯૪૬.

કિમ્મત રૂપિયો દોઢ.

THE HONOURABLE

# JAVERILAL UMIASHANKAR YAJNIK.

---

Honourable Sir,

I beg respectfully to dedicate to you this Selection of Gujarati Poems in grateful recognition of the efforts which you, as a veteran leader of the Gujarati community, have been making with all the strength of body, mind and means for the advancement of that community; of the extreme solicitude you have always been manifesting for the progress of Gujarati Literature and for the publication of the Poems of old Gurjar Poets with a view to bring them into special prominence; and of the kind feelings you have for long been entertaining towards me.

And I humbly trust you will be pleased to accept the same.

BOMBAY }
3rd May 1890. }

I. S. DESAI.

ઑનરબલ

# રા. રા. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક.

સાહેબ—

ગુર્જર પ્રજાના એક અગ્રેસર તરીકે, આપ તનમનધન બળથી, તેના અભ્યુદય માટે મથન કરો છો; ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ માટે, અને ગુર્જર પ્રાચીન કવિઓના કાવ્યો વિશેષ પ્રસિદ્ધિમાં આવે તે માટે પુરતી કાળજી ધરાવો છો; અને મારા પ્રત્યે આજ ઘણો લાંબો સમય થયાં પ્રીતિ રાખો છો; એ સર્વના સ્મરણાર્થે, ગુર્જર સાહિત્યનો આ ગ્રંથ આપને માનપૂર્વક અર્પણ કરૂં છું તે સ્વીકારશો.

મુંબઇ,
નૃસિંહ જયંતિ,
સંવત ૧૯૪૬.

ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ.

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

ગૂજરાતી પ્રજાને પોતાના પ્રાચિન કવિઓપર કેટલો મોહ છે તે આ ત્રીજી આવૃતિ યથાર્થ કહી આપે છે. પેહેલી બે આવૃતિની કિંમત ઘણી સસ્તી છે તે છતાં સર્વને લેવાને અનુકૂળ પડે તેમ કદાચ નહીં હોવાથી આ ત્રીજી આવૃતિની કિંમત અડધો અડધ ઘટાડી છે. પેહેલી બે આવૃતિમાં દાખલ થયલાં ચાર કાવ્યો—ઓખાહરણ, નળાખ્યાન, નંદબત્રીશી ને રાવણ મંદોદરી સંવાદ—ની ઘણી જૂની પ્રતો મળવાથી તે ચારે આ આવૃતિમાં સારી રીતે સુધારી દાખલ કીધાં છે, તે શિવાય બીજી કોઇપણ જાતનો ફેરફાર કીધો નથી. તે ચારે ગ્રંથની ઘણી જુની પ્રતો મેળવી આપવા માટે ભાઈ છગનલાલનો ઉપકાર માનું છું.

સંવત ૧૯૪૬
નૃસિંહ જયંતિ.

**ઈ. સૂ. દેસાઈ.**

---

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

નહિ ધારેલી ઝડપથી આ ગ્રંથની પેહેલી આવૃતી ખપી ગઇ છે, એટલુંજ નહી પણ પ્રથમ થયેલા ગ્રાહકોમાંના ૩૦૦ ગૃહસ્થોને પુસ્તકો આપવાં ઘટયાં છે, એજ કહી આપે છે કે આ ગ્રંથ કેટલો જનપ્રિય થયો છે. આ આવૃતિમાં બીજો કશો સુધારો કીધો નથી—માત્ર કોશમાં કેટલાક અગત્યના શબ્દો વધાર્યા છે, ને એના ઉપયોગીપણામાં વધારો કરવાને વિશેષ ખંત રાખી છે.

મારા મીત્ર રા. હરીલાલ હર્ષદરાય ધ્રુવે મને જણાવ્યું છે કે કવિ ભાલણ એ નરસિંહ મેહેતાનો સમકાલિન કવિ નહતો, પણ તેના પછીના સૈકામાં થયો છે. ભક્ત કવિ નરસિંહ મેહેતા સંવત ૧૫૧૨થી તે ૧૫૪૦ સુધીમાં થયો છે, ને કવિ ભાલણ ૧૬૦૬થી તે ૧૬૭૦ સુધીમાં હૈયાત હતો. આ સુચના માટે તેમનો ઉપકાર માનું છું. કવિઓના ચરિત્રો સંબંધી હવે પછી વિવેચન કરવાનો હેતુ રાખ્યો છે.

**ઈ. સૂ. દેસાઈ.**

# પેહેલી આવૃત્તિની વિજ્ઞપ્તિ.

ગૂજરાતી ભાષાની કવિતાનો મોટો સંગ્રહ બહાર મુકતાં તેને માટે પ્રસ્તાવનાની કશી જરૂર નથી. જુના હસ્ત લિખિત ગ્રંથો એકઠા કરવાનો ઉદ્યોગ મેં ૧૮૮૧થી માંડયો હતો, જેમાંના કેટલાક પુર્વાપર છપાઈ ગયલા મારા જોવામાં આવ્યા. આ સઘળાં લિખિત પુસ્તકોનો એક સંગ્રહ કરીને પ્રજાને આપવો એવો નિશ્ચય કીધો. જુનાં પુસ્તકોમાં લખવાનો કશો નિયમ નહી, તે એમનાએમ છપાવતાં લોકો અપ્રસન્ન પણ થાય; તેથી બે, ત્રણ કે ચાર પ્રતો એકઠી કરીને તેમાંના લેખકોના હસ્તદોષ સુધારીને આ સંગ્રહ બહાર પાડયો છે. કેટલીક કવિતા તો એકજ પ્રતપરથી દાખલ કીધી છે, કેમકે બીજી પ્રતો મળી શકી નથી. આ કામ આરંભ્યા પછી મેં મારા મિત્ર કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણની રાગો બેસાડવા, બે કે ત્રણ પ્રતમાં પણ સંબંધ તુટતો હોય તો તેને યોગ્ય રીતે ગોઠવવા વિગેરે કાવ્યને લગતી સઘળા પ્રકારની સાહ્યતા લીધી છે, ને તે માટે હું સર્વ પ્રકારે તેમનો ઉપકૃત થયો છું. આમાંના ઓખાહરણ તથા નળાખ્યાન મારા એક "વ્યાસ" મિત્રે જૂદાં પણ છપાવ્યાં છે.

લોકોને પ્રાચિન કવિઓની કવિતાપર વિશેષ ભાવ હોવાથી આવા ગ્રંથો સસ્તા કાઢવાનો વિચાર રાખ્યો છે—જેથી તેનો લોકોમાં પુષ્કળ પ્રચાર થાય. એજ પ્રમાણે થયું પણ છે. હજી તો ગ્રંથ છપાઈને બહાર પડયો નથી, તેની પહેલાં ૯૦૦ પ્રતોનાં નામ નોંધાયાં છે. એજપરથી માલમ પડેછે કે જો સસ્તા ને સારી રીતે છપાયલા, શુદ્ધ થયલા ગ્રંથો લોકોને પુરા પાડવામાં આવે તો તે ઝટ ખપી જાય.

ઘણી કાળજી રાખ્યા છતાં પ્રુફોમાં કેટલીક ભુલો રહી ગઈ છે તે તપાસી લેવામાં આવશે.

તા૦ ૧ મે }
૧૮૮૬. }

ઇચ્છારામ સૂ. દેસાઈ.

# ગૂજરાતી કવિતા.

કોઈપણ દેશનો ભાષા-વિદ્યા-જ્ઞાન-વ્યવહાર સંબંધી પ્રારંભપ્રયત્ન તે કવિતામાં હોય છે. યૂરોપ, એશિયા, અમેરિકા અથવા આફ્રિકાના સિધ્ધિઓના મુલકની ભાષા જાણવાને જે સૌથી પેહેલું સાધન આપણા હાથમાં આવશે તે કવિતા છે. ભરતખંડની પ્રાચિન પ્રસિદ્ધ સર્વમાન્ય સંસ્કૃત ભાષાનું પેહેલવેહેલું જે સ્વરૂપ આપણને જોવું હોય તો તે કવિતા શિવાય બીજે કોઇ પ્રકારે આપણને મળી શકશે નહિ. ભરતખંડના કવિઓએ પોતાની બાનીનું પેહેલવેહેલું સ્વરૂપ દર્શાવ્યું તેમાં માયા ને મહેશ્વર એ એનાં વર્ણન હતાં, જે સર્વોત્તમ ગ્રંથ મનાય છે. તેમાં દેવતાઓની સ્તુતિ શિવાય બીજા કશાયનું વર્ણન જોવામાં આવતું નથી. એ કવિતાગ્રંથમાં અક્ષર વૃત્તથી શુદ્ધ મનોવૃત્તિના ઉદ્‌ગાર પ્રાર્થનાદ્વારે દર્શાવ્યા છે. પુરાણોમાં ઇશ્વર સ્તુતિ સાથે ઐતિહાસિક કથન કથેલું જોવામાં આવે છે, ને તેમાં વેદના કાળથી જે છંદો ઉપયોગમાં આવતા હતા, તેમાં ઘણો વધારો શ્રી વેદવ્યાસે કીધેલો જણાય છે. પણ કવિતાના વિષયની પસંદગીમાં ઈશ્વર શિવાય બીજો કોઇપણ વિષય પૂર્વના આર્ય કવિઓએ પસંદ કીધેલો જણાતો નથી. કાળે કાળે સંસ્કૃત ભાષાની પડતી થઇ, ને તેમાંથી ઘણાક પ્રકારની પ્રાકૃત ભાષા થઈ--જેમાંનો એક ફાંટો તે આ ગૂજરાતી ભાષા છે. ગૂજરાતી ભાષાનું પ્રારંભસ્વરૂપ પણ કવિતામાં છે. ગુર્જર પ્રજાની રીતભાત તથા દેશાચાલ ને ધર્મ ભક્તિ સંબંધી જે કંઇ જાણવાની ઈચ્છા થાય તો તે માટે કવિતા સિવાય બીજું કોઈ સાધન નથી. પણ ગૂજરાતી બાષા જેટલી ખેડાયલી હોવી જોઇયે તેટલી તે નથી, તે પોતાની બેહેન બ્રિજ, હિંદુસ્થાની અને મરેઠી કરતાં ભાષા ને વિચારસંગ્રહમાં ઘણી પાછળ પડી છે, તેથી તેનું જે ખરેખરૂં ભાષાસ્વરૂપ બાંધી શકાય તે કાળ હજી વેગળો છે.

ગૂજરાતી ભાષાની કવિતાનો સંગ્રહ, અને તેના ગદ્યનો સંગ્રહ અત્યાર સુધીમાં જે પ્રસિદ્ધ થયો છે, તે પરથી મારે કેહેવું પડેશે કે, સામ્પ્રત

કાળના વિદ્વાનો ભાષાને જેવી તુચ્છ ગણે છે, તેવી તે નથી. કવિતાના-રસાલંકાર ને પિંગળના ભેદમાં આ ભાષા મરેઠી ને હિંદુસ્તાનીથી ઘણી ઉતરતી છે, તદપિ મનને આનંદ આપવામાં, પોતાની કુમળી વાણી દર્શાવવામાં તે બીજી ભાષાની કવિતા કરતાં ઉતરતી નથીજ-અલબતાં જે વિષયોની પસંદગી કરવામાં આવી છે, તે ઇશ્વર સંબંધી છે, તેમાં સઘળાજ કવિયો પોતાનું ઐશ્વર્ય બતાવવામાં વિજયી થયા નથી; પણ જે ત્રણ ચાર કવિઓએ પોતાની છટાદાર બાનીમાં રસજ્ઞાન દર્શાવ્યું છે તે બીજી ભાષાના ઉત્તમ કવિઓની સાથે થોડે કિંવા ઘણે દરજ્જે પણ સ્પર્ધા કરી શકે છે-ને અર્વાચીન પ્રાકૃત ભાષાના ફાંટાઓમાં ગૂજરાતી ભાષાની કવિતા કરૂણારસ દર્શાવવે પેહેલેસ્થાને બીરાજે છે. રસાલંકારમાં ને કાવ્યશાસ્ત્રના નિયમોનું દર્શન કરાવવામાં મરેઠી ને હિંદુસ્થાની ભાષાએ પોતાની પ્રતિષ્ટા ઘણી વધારી છે, પણ કવિતાની કોમળ રસમય લાલિત્યમયવાણીમાં ગૂજરાતી ભાષાની કવિતાએ કશી પણ ઓછપ રાખી નથી, ને જ્ઞાન માર્ગમાં ગૂજરાતી ભાષાની કવિતા જોકે ઘણી થોડી છે તોપણ તે થોડી કવિતા જુના કવિઓની કીર્તિ ઉજવલ રખાવે એવી છે.

ગૂજરાતી ભાષાની કવિતાનો આ પેહેલો સંગ્રહ અમારી તરફથી બહાર પાડતાં આપણી આ સુંદર કવિતા ને કવિ સંબંધી સહજ સંક્ષિપ્ત વર્ણન આપવાની વિશેષ અગત્ય હોવાથી આ ઘણો દુર્ઘટ વિષય અમે હાથ ધર્યો છે, ને જો તેમાં કદાપિ અમારા વિચાર જુદા પડે તો તે વાસ્તે વિદ્વજ્જનો પ્રત્યે અમારી ક્ષમા માટે પ્રાર્થના છે. અંગ્રેજી કાવ્યશક્તિની કીર્તિ આજ કાલ આપણા દેશમાં ચોમેર ગાજી રહી છે, ને તેને મૂકાબલે દેશી સાહિત્યની ઘણી અવગણના થાય છે. પણ આટલું તો નિર્વિવાદિત છે કે જે માર્ગે ગુર્જર ભાષાના કવિઓએ પોતાની કવિત્વ શક્તિ દર્શાવી છે તે માર્ગ, ને અંગ્રેજી કવિઓનો માર્ગ તદન નિરાળો છે. જેમાં ગુર્જર કવિઓ કીર્ત્તિ ખાટયા છે તેમાં અંગ્રેજી કવિઓ કીર્તિ મેળવવાનો દાવો બાંધી શકે તેમ નથી. અલંકાર અને કાવ્ય ચતુરાઇ એ અંગ્રેજી કવિઓમાં ઘણાં થોડાં જોવામાં આવે છે, ને તેઓએ તે બાબતપર જોઈતું લક્ષ દેવા યત્ન કીધેલો હોય એવું થોડાજ કવિઓની કવિતામાં જણાય છે; અને જ્ઞાનમાર્ગની કવિતામાં તેઓ પાછળ છે એમ કહિયે તોપણ ચાલી શકે. અંગ્રેજી કવિયોની કવિતાની શ્રેષ્ઠતા તેમના કાવ્યકૌશલ્યમાં નથી, પરંતુ તેઓ કુદરતનાં ચિત્ર ચિતરવામાં ઘણા આ-

ગળ વધી ગયા છે, તેથી બહુ પ્રકાશી રહ્યા છે. કવિતા એ મનુષ્ય મનોભાવના સામાન્ય કાળની ઉર્મિઓ દર્શાવવાનું સાધન હોવાથી તેવી આબેહૂબ તાદૃશ્ય છબીઓ તરફ આપણો પ્રીતિભાવ ઘણો છૂટે છે. એવી કવિતાની આપણી ભાષામાં ઘણી ખોટ છે, એ તો આપણાથી ના પડાશે નહિ. અંગ્રેજીમાં તે જથાબંધ છે. કવિતાની જે બે પાઠશાળા અંગ્રેજી વિદ્વાનોએ સ્થાપી છે તેમાં "લેક પોયટ" અને "આર્ટસ પોયટ" છે. અંગ્રેજોનો મોહ 'લેક પોયટ' પ્રત્યે ઘણો છે, ને તેના પક્કા ઉસ્તાદ વર્ડસ્વર્થની કવિતાપર સૌ વારી જાય છે—પણ આવી કુદરતી કવિતા રચવાપર ગુજરાતી ભાષાના કવિઓમાં એકાદ બે શિવાય બીજા કોઈએ લક્ષજ દીધુ નથી—તેમની એ બાબતમાં શક્તિ નહોતી એમ કેહેવાનો દોષ અમે હોરી લઇશું નહીં—ને તેથી અંગ્રેજી સાથનો મુકાબલો વ્યર્થ છે; મુકાબલો સરખી વસ્તુનોજ થઇ શકે છે.

કવિતાના ત્રણ ભેદ ને ત્રણ ઉપભેદ રાખવામાં આવ્યા છે. ગીત કવિતા, વીર કવિતા ને શ્રવ્ય કે દર્શનાટચકાવ્ય કવિતા; અને ત્રણ ઉપભેદમાં વન—અથવા કુદરત સંબંધી કવિતા (જે વર્ડસ્વર્થ પછીના કવિઓએ ઘણી પસંદ કીધી છે.) બોધકવિતા ને વર્ણન કવિતા છે. અંગ્રેજી કવિયોની કીર્ત્તિનો ઝલહલતો પ્રકાશ વીર, શ્રવ્ય ને દર્શનાટય કાવ્યમાં ઘણો છે; અને ત્રણ ઉપભેદમાં વનકવિતામાં વિશેષ છે. ગીત કવિતા તે અંગ્રેજોની નહિજ—તેમાં તેઓ ઘણા મોળા છે. એ બાબતનું સઘળું માન એશિયાનાજ કવિઓને માટે રાખવું જોઇયે. પણ ગુજરાતી ભાષામાં વીરકવિતા, નાટય ને વનકવિતા વગર બીજી ભેદ-ઉપભેદની બાબતમાં બહૂ બહૂ કાવ્યચતુરાઇ ઘણાક કવિઓએ બતાવી છે. (જુઓ પ્રેમાનંદનો વિવેક વણજારો, જીવરાજ શેઠની મુસાફરી.) એકજ વિષય પસંદ કરીને તેપર કાવ્યરચના કરવાને કોઇપણ ગુર્જર કવિએ પૂરેપૂરો પ્રયત્ન કીધો નથી, ને તેથી અમુક પ્રકારનો તે કવિ છે એમ કહી શકાતું નથી અને તેજ કારણે ગુજરાતી કવિઓ પાછળ પડેલા અંગ્રેજી ભણેલાની નજરમાં આવે છે.

અંગ્રેજીમાં આદિકવિ હોમર કહેવાય છે. સંસ્કૃતમાં વાલ્મિક, તેમ ગુજરાતીમાં નરસિંહ મેહેતાને તે પદ પ્રાપ્ત થયું છે. પણ એક શોધક એમ જણાવે છે કે સ્થંભતીર્થનો વિષ્ણુદાસ એ આદિકવિ છે. વિષ્ણુદાસનો કાળ સંવત ૧૩૦૦ નો, સમય સૈકા ૧૪ નો જણાવવામાં આવે છે; પણ તે કાલની ભાષામાંજ એકે પુસ્તક હાથ લાગે નહિં ત્યાં સુધી તેને આદિ કવિ ગણવો મુશ્કેલ થઇ પડશે. તેથી તુરતને માટે આદિકવિનું પદ તો નરસિંહ મેહેતાને માટેજ રાખવું પડશે. પણ નરસિંહ મેહેતાના કાળની જૂની ભાષા મળવી દુર્લભછે. મારા મિત્ર રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવે જુની ભાષાનો

એક ઘણો જૂનો—લગભગ ૩૦૦ વરસપર લખાયલો એક ગ્રંથ મારા હાથમાં મૂકયો હતો, તેમાં આ ગ્રંથમાં આવેલાં પેહેલાંજ ૧૩ પદો હતાં જે કંઇ પણ ફેરફાર કર્યા વગર જેવીને તેવી ભાષામાં દાખલ કીધાં છે. એપરથી નિશ્ચય પૂર્વક એમ કહી નહિ શકાશે કે નરસિંહ મેહેતાના કાળની ખરેખરી ભાષા તે એજ છે. નરસિંહ મેહેતો જૂનાગઢનો જ્ઞાતે નાગરબ્રાહ્મણ હતો. પરાપૂર્વથી નાગરો મુસ્સદ્દી વર્ગના, કેળવાયલા ને નગરના સહવાસી હોવાથી તેમની ભાષા વિશેષ શુદ્ધ હોવાનો સંભવ રહે છે, ને તેથી કદાપી નરસિંહ મેહેતાની ભાષા પેહેલાં પદોમાં છે તેવી હોય પણ બીજી તેની કવિતામાં બહુ વિકૃતિ થઇ ગઈ છે. પરંતુ નરસિંહનો સમકાલિન કવિ ભાલણ છે, ને એ બંનેની ભાષા થોડે દરજ્જે એકબીજાને અનુસરતી હોય તેમ જણાય છે. હાલમાં જે કવિતાનો સંગ્રહ બહાર પડયો છે, તેમાં જેટલી કવિતાઓ નરસિંહ મેહેતાની છે તેમાં થોડીક શિવાય ઘણીક કવિતા પ્રકૃતિ વિકૃતિ થયલી જણાય છે એટલે નરસિંહ મેહેતાની કાવ્ય શકિત કેવી ને કેટલી હતી તે બરાબર રીતે કહી શકાશે નહી; તથાપિ એ કવિની કવિતામાં પ્રેમભકિત ને તે સાથે સામાન્ય બીજા કવિ કરતાં વનવર્ણન કવિતાનો વિશેષ ભાગ છે, પ્રભાતના વર્ણનમાં જે કુદરતનું વર્ણન નરસિંહની કવિતામાં જોવામાં આવે છે તેવું બીજા કોઇ ગુજરાતી કવિની કવિતામાં નથી.

ગુજરાતીમાં આદિકવિ નરસિંહ મેહેતો છતાં, પેહેલા વર્ગમાં પેહેલે સ્થાનકે શોભતો એવો તો પ્રેમાનંદ છે, અને બીજે સ્થાનકે દયારામ છે. આ બંને કવિઓનું કાવ્ય જેટલું પ્રગટ થયું છે તેપરથી એટલું તો કહી શકાય કે તેઓ કુદરતી કવિઓના વર્ગના હતા. જનસ્થિતિ ને વર્ણન શકિતમાં પ્રેમાનંદે જે શકિત પ્રકાશ કીધી છે, તેમાંજ તેની કીર્તિ સમાયલી રેહેતી નથી, પણ સંસારચિત્ર દર્શન કરાવે ને વર્ણનશૈલીમાં, રસ અને અલંકારમાં મનોભાવ અને સ્થિતિદર્શનમાં બીજો કોઇ એના જેવો ગુજરાતી કવી થયોજ નથી. તેનું નળાખ્યાન એ સર્વોપરી ને ઉત્તમ કાવ્ય છે, ને તેમાં રસ, અલંકારચિત્ર, જનસ્થિતિ ને કંહી કંહી કુદરત એ સઘળાનો સામટો ચિતાર આપ્યો છે. પ્રેમાનંદનું ઓખાહરણ એ શૃંગાર કાવ્યમાં સર્વોપરી ગણાયછે, ને વીર કવિતામાં તેનો રણયજ્ઞ મનોરંજક છે. ઈલિયડમાં જે જે યુદ્ધના ભેદ હોમરે વર્ણવ્યા છે, તેમાંના કેટલાક એ કાવ્યમાં જોવામાં આવે છે—ને આપણે એટલું તો ખાત્રીથી જાણિયે છિયે કે હોમરના ઈલીયડનું નામ નીશાન પ્રેમાનંદના જાણવામાં નહોતું. દયારામે મનુષ્યવૃત્તિ અને હૃદયભાવનું ચિત્ર મુખ્યત્વે કરીને આપ્યું છે; ને તેમાં પોતાની શક્તિ એટલી હદબહાર બતાવી છે કે તેનાં કાવ્યનો ભાવ હૃદયપર પરિપૂર્ણ છાપ મારનાર થઇ પડ્યો છે.

એની કવિતા એ ગુજરાતી સ્ત્રી ને પ્રજાનું હૃદય છે, ને તેમાં કહી કહી તાદૃશ ચિત્ર પડેલાં છે, તે છક કરી નાખનારાંછે. સામળભટ એ પેહેલા વર્ગનો કવિ છે, પણ તેણે કુદરત વર્ણનપર બહુ થોડું લક્ષ આપ્યું છે–ને જે આપ્યું છે તે થોડું ને લુખુ છે. પણ એની કવિતામાં તર્કશક્તિ ને બોધ બહાર પડતો છે. સામળે દૃષ્ટાંત આપવામાં કશી કચાસ રાખી નથી. આ દૃષ્ટાંતનો મોટો ભાગ છપ્પામાં છે, ને તે છપ્પા એટલા બધા સુરસ છે કે એક કવિએ કહ્યું છે કેઃ—

"છંદ ચંદ પદ સૂરકે, દુહો બિહારીદાસ;
ચોપાઇ તુળસીદાસકી, છપ્પય સામળ ખાસ."

તેમ છપ્પા તો સામળનાજ કેહેવાય, ગુજરાતી કવિઓમાં પ્રભાતિયાં નરસિંહ મેહેતાનાં, છપ્પા સામળભટના, ગરબા વલ્લભના, અને ગરબીઓ દયારામભાઇની પોતાનીજ ખાસ ગણાય છે. એ વિષયમાં બીજા કવિઓની કવિતા દાવો કરી શકે નહીં.

પેહેલા વર્ગમાં શોભતા ચાર કવિઓની કવિતા ગમે તેવી ઉંચા પ્રકારની હોય તોપણ તે કવિતાઓ, જે ભાષા ખેડાયલી છે, પૂર્ણપણાને પામી છે તેવી અંગ્રેજી ભાષાની કવિતા જોડે મુકાબલામાં લાવવા યોગ્ય નથી, એટલુંજ નહિ પણ મરેઠી ને હિંદુસ્થાની સાથે પણ થોડો મુકાબલો થઇ શકશે. ભાષા હજી પણ ખીલી નથી, તેમ પૂર્ણ ખેડાયલી નથી; એટલે તેમાં બહુ ઉંચી કાવ્યશક્તિ ખીલી નિકળવી મુશ્કેલછે; તથાપિ પેહેલા વર્ગના કવિઓની કવિતાપરથી આટલું તો સિદ્ધ થાય છે કે ખીલતી ગુજરાતી ભાષાની એ કવિઓની કવિતા, ભાષા પૂર્ણપણાને પામ્યા પછી કોઇ પણ પ્રકારે પ્રીતિમાં ઉતરતી થશે નહીં. એ કવિતાઓ ભાષામાં મોરાં રૂપ રેહેશેજ.

બીજા વર્ગમાં ઘણા કવિઓ છે તેમાં વલ્લભભટ, રત્નો, કાળિદાસ, મુક્તાનંદ, બ્રહ્માનંદ, પ્રેમાનંદ સ્વામી, ને ધીરો ઘણા સારા વખણાયલા છે. સઘળા કવિઓએ ઇશ્વરભક્તિ, કૃષ્ણકથા અને કૃષ્ણનો શૃંગાર ગાયો છે. વલ્લભભટની કવિતામાં શક્તિની ઉપાસના છે, પણ એની કવિતામાં જેવો જુસ્સો છે તેવો બીજા કોઇપણ ગુજરાતી કવિએ ગાયો કે વર્ણવ્યો નથી. એ કવિમાં દેશભક્તિનો પૂર્ણ ભાવ હતો, તે પોતાના કળીકાળના ગરબામાં સ્પષ્ટપણે બતાવે છે. વીરકવિતામાં જે જોસ્સો જોઇયે–ને વીરરસને શોભે તેવો–તો તેમાં વલ્લભ આગળ પડતો છે. જો એણે પોતાનું કાવ્યચાતુર્ય કોઇ લંબાણ વીરરસના કાવ્યમાં દાખવ્યું હોત તો એ બહુ દિપિ નિકળત, પણ આપણા ગુજરાતી–કહોકે ભરખંડના સઘળા–કવિયોએ પોતાનું કાવ્યચાતુર્ય ઇશ્વરભક્તિ સિવાય બીજા વિષયમાં

બતાવ્યું નથી—ને તેજ ધોરણે વલ્લભની કવિતા છે. રત્નાએ ઋતુનાં વર્ણન સાથે કૃષ્ણનો વિરહ વર્ણવ્યો છે તે શિવાય એણે બીજી કવિતા કીધી હોય એવું જણાતું નથી. કાળિદાસનું પ્રલ્હાદાખ્યાન ઘણુંખરૂં રૌદ્ર—વીરરસથી ભરપૂર છે—જો કે તે રસ ઉંચપંકિતનો નથી. સ્વામીનારાયણસંપ્રદાયના સઘળા કવિઓનાં કાવ્ય પોતાના ગુરુ સહજાનંદની સ્તુતિપર, કૃષ્ણોપાસનાપર, ને વૈરાગ્યપર છે. જે વૈરાગ્ય છે તે ઉંચીપંક્તિનો છે. ધીરાનાં કાફીનાં પદોમાં વીરરસનો જોસ્સો ને બોધ સાથે આત્મજ્ઞાન ઘણું ઉંચું છે. આ વર્ગના સઘળા કવિઓની કવિતાની ભાષા ઘણુંકરીને સરળ ને પ્રેમભરી રસિક છે, એટલુંજ નહીં પણ તેઓનું કાવ્ય પેહેલા વર્ગના ગુજરાતી કવિયો સાથે ટક્કર ઝીલે તેવું છે.

જ્ઞાનમાર્ગનો બોધ કરવામાં અખો ભક્ત ઘણો બહાર પડતો છે. એ કવિને કવિ કહેવો કે જ્ઞાની કેહેવો તે હજી વિવાદિત વાત છે,—એણે પોતે લખ્યું છે કે "જ્ઞાનીને કવિમાં ન ગણીશ." તોપણ કવિ તરીકે એનું કાવ્ય જુદાજ પ્રકારનો ભાસ ઉત્પન્ન કરે તેવું છે. કવિતા તરફ, કે રચના ને કાવ્યચાતુર્યપર એનું લક્ષ જણાતું નથી; એણે તો માત્ર પોતાના વિચારજ દરશાવવાપર લક્ષ દીધું છે. એના જ્ઞાનના વિચાર બહુ ઉંચા, ઠોક મારતા, ચિત્તવેધક છે, તેમ બોધક, શોધક, પૃચ્છક ને મનન કરવા યોગ્ય છે. વિચાર એટલા બધા તો પ્રૌઢ ને ગૂઢ છે કે, સહજમાં સમજાય નહીં, ને તેમાં પંડિતો પણ હાર પામી જાય, જે જે ઉંચા વિચાર ભભકભરી વાણીમાં એણે દરશાવ્યા છે, તે સાધારણ સમજમાં ઉતરી શકે નહીં તેવા છે. જે ૭૪૬ છપ્પા આ ભાગમાં આપવામાં આવ્યા છે, તેમાં ઘણો મોટો ભાગ એવો છે કે, પૂર્ણ જ્ઞાની પણ વગર સમજે સમજાવી શકે નહીં. તેમ ઘણા ટુંકા, પણ બહુ અમૂલ્ય એવા અનુભવબિંદુ તથા ચિત્તવિચારસંવાદમાં તો મોટા મોટા પંડિતો પણ ગોથાં ખાય છે, ત્યાં બીજાના તો આશરા શા ? પ્રીતમદાસે વેદાંત તથા શૃંગાર બંને ગાયા છે, પણ એનો વેદાંતનો વિષય અખા જેવો પ્રૌઢ નથી.

આ કવિઓથી ગુજરાતી ભાષા કમનસીબ નથી. મારવાડની પટરાણી રજપુતાણીછતાં ભકતાણી મીરાંબાઈની કવિતા લોકોમાં એટલીબધી પ્રસીદ્ધ છે કે ઠામેઠામે ને ગામેગામે તેનું નામ ગવાય છે, ને તેને ભક્તિમાન્ પ્રજા પ્રેમથી પુજે છે. મેવાડના કુંભારાણાની એ પટરાણી હતી, ને પોતાના પતિ સાથે રીસાઈને દ્વારકાં જતાં તે ગુજરાતમાં રહી હતી—તે વેળાએ ગુજરાતી પદો બનાવેલાં કેહેવાય છે; પણ તેમ માનવા કરતાં તેની કેટલીએક હિંદુસ્થાની કવિતા ઘસાઈ ઘસાઈને ગુજરાતીના રૂપમાં બદલાઇ ગયેલી ધારવામાં આવે તો તે વધારે સંભવિત છે. ગમે તેમ હોય, પણ એની કવિતા ગુજરાતણો,

શુદ્ધ ગુજરાતી સમજીનેજ ગાય છે. નવિન જે કવિતા મળે છે, તેમાં મોટો ભાગ ગુજરાતીજ કવિતાનો છે. એની સઘળી કવિતાઓ બહુ રસિક ને પ્રેમભરી વાણીમાં છે, જે,વાંચતાં રસની લહરીઓ કંહી કંહી ઉઠે છે. પુરીબાઈ એ ઉમરેઠની રેહેનારી હતી; તેણે એક કૃષ્ણલીલા બનાવેલી અમારી જાણમાં છે, ને આશરે ત્રીસેક પદો છે. એ શિવાય તેની બીજી કવિતા ઘણી ધારવામાં આવે છે. ગવરીબાઇ એ નામની એક સ્ત્રીકવિની શોધ હમણાંજ થઇ છે. તેની કવિતામાં જ્ઞાન ને વેદાંતનોજ સઘળો ભાગ છે. કવિ દલપરામે "કવિના નામ વિનાની કવિતા"ના મથાળાં નીચે સીતાજીની કાંચળી મુકી છે, પણ વડનગરમાંથી હાથ આવેલી એક પ્રતપરથી કોઇ કૃષ્ણાબાઈ નામની નાગરણની એ કવિતા જણાય છે. કવિ દલપતરામના સંગ્રહમાં કેટલીક ટુકો ઓછી છે. આ નાગરણનું નામ લગ્ન અવસરના ગીતોમાં ઘણું જોવામાં આવે છે. તેની કવિતાના છેલ્લા ભાગપરથી માલમ પડે છે કે બીજી પણ તેણે કેટલીક કવિતાઓ રચેલી છે.

ગુજરાતી કવિતાના સંબંધમાં એક ત્રીજો વર્ગ પણ છે, જે જૈન કવિનો છે. જૈન ધર્મ સંબંધી ઘણા રાસો જૈન કવિઓએ લખ્યા છે. એ કવિતા રસભરી છે, એમ તો કેહેવાયજ નહીં. ભાષામાં ઘણાક માગધી ને જુની ગુજરાતીના શબ્દો જોવામાં આવે છે, જેથી તે કર્ણકઠોર થઈ પડી છે. તોપણ વીરવિજય, ઉદયરત્ન ને કુમુદચંદ્ર એ ત્રણ કવિની કવિતા સારી રીતે સમજાય તેવી અને થોડિક રસિક છે.

આટલું તો ખરેખરૂં છે કે ગુજરાતી ભાષાના કવિઓ જેટલા થયા છે તેમાં કવિ તરીકેની કીર્તિ મેળવનારા ઘણા થોડા છે. ઘણો ભાગ તો ભક્ત કવિનો છે. બીજા ભાગમાં ઘણો ભાગ કવિના નામ તળે આપ્યો છે તેમાં ઘણા ભક્તકવિઓ છે, તેઓનાં સઘળાં કાવ્યોમાં કૃષ્ણ-ગોપીનો શૃંગાર, નીતિ ને ભક્તિ એજ મુખ્ય વિષય છે. એટલે આ સઘળા કવિઓ કવિના નામ કરતાં ભક્તનાં નામથી વધારે પ્રસિદ્ધ જણાય છે, ને પોતાના ભક્તિભાવના આવેશમાં જે જે કવિતાઓ લખી છે તે તે સઘળીમાં કવિતાની ખૂબીઓ થોડી જોવામાં આવે છે. પણ એ સઘળો સંગ્રહ ગુજરાતી સાહિત્યમાં તો ઉમેરો કરવામાં ઉપયોગી થાયજ. નવિન કલ્પિત વિષય પસંદ કરવામાં સામળભટ શિવાય બીજા કોઇએ પણ પ્રયત્ન કરેલો જણાતો નથી. સઘળા કવિઓએ ભાગવત, ભારત ને રામાયણમાંથીજ પોતાના વિષયો ચુંટી કાઢેલા છે. પુરાણની ઉપકથાઓ અથવા મુખ્ય કથાઓમાં પોતાની તરફના રસ અલંકારથી વિસ્તારીને કવિતાઓ રચવામાં આવેલી છે, એટલે તેમની તર્કશક્તિની અજમાયસ થઇ શકે નહિ. સામળભટે બે કે ત્રણ વાર્તાઓ કલ્પિત

બનાવી છે, તોપણ તેમાંએ ફારસી આદિ જૂની કવિતાઓમાંથી કંઈજ સહાયતા લીધી નથી એમ કહી શકાય નહીં.

બ્રહ્મભજન, ઈશ્વરયજન ને કૃષ્ણકીર્ત્તન એ ગુજરાતી ભાષાના કવિઓના મુખ્ય વિષય થઈ રહ્યા છે, ને તેમાં કેટલીક કવિતાઓ ગીત કવિતામાં ગવાતાં આનંદ ઉત્પન્ન કરે છે, ને તલ્લીન થઈ જવાય છે. તેની કોમલ મધુરી વાણીથી આનંદસાગરમાં જાણે તરતા હોઈયે તેમ ભાસ થાય છે. ગમે તેમ કેહેવામાં આવે તથા ગુર્જરી પ્રજાનું આ કવિતા સાહિત્ય ભાષાશાસ્ત્રમાં એક રૂડો ભંડાર છે ને તે કવિતા વાંચતાં યોગાનંદ, બ્રહ્માનંદ ને પ્રેમાનંદનું ભાન જૂદે જૂદે પ્રસંગે જૂદી જૂદી રીતે કરાવે છે, એવી કવિતા વિશેષ કૌવતમંદ થઈ ગુર્જરી પ્રજાનો રંગ પ્રકાશિત કરે એ રૂડી ઇચ્છા દર્શાવી આ કવિતાવિવેચન પૂર્ણ કરીશું.

## गुजराती भाषाना जय श्री रंग विराजो.



# સાંકળીયું.

## નરસિંહ મેહેતા.

## પ્રેમાનંદ ભટ.



## અખો.

## સામળભટ.



## કાળિદાસ વસાવડનો.



## મુકતાનંદ.



---

## વિભાગ ૨ જો.

## ભાલણ.

## વલ્લભભટ.



## રત્નો.



## જીવરામ ભટ.



## પ્રીતમદાસ.

## બ્રહ્માનંદ.



## દેવાનંદ.

## પ્રેમાનંદ.



## ધીરો ભક્ત.



## મંજુકેશાનંદ.

## ભોજો ભકત.



## રામકૃષ્ણ ભકત.



## રાજો.



## ભૂખણ ભકત.

## શાંતદાસ.



## થોભણદાસ.



## દયારામ.

## મીરાંબાઈ.



## કૃષ્ણાબાઈ.



## પુરીબાઈ.



## ગવરીબાઈ.



## જૈન કવિ.





बृहत्

# કાવ્યદોહન.

## નરસિંહ મેહેતા.

જુનાગઢનો વડનગરો નાગર—ગુજરાતનો
સૌથી જુનો ભકત કવિ.

### શૃંગાર

#### પદ ૧ લું.—રાગ પ્રભાત.

કોણ પુન્યે કરી, નાર હું અવતરી, શ્રીહરી દીન થઈ માન માગે;
અમર અવિગતિ કહે, અકલ કો નવ લહે, તે કમલાવર કંઠ લાગે.
યજ્ઞયાગે યજી, યોગ ધ્યાને ધરી, બહુ વ્રત આદરી દેહ કષ્ટે;
તોય તે શ્રીહરી, સ્વપ્ને ન પેખીએ, તે હરી નિરખીએ પ્રેમદ્રષ્ટે.
શેષસુખાસન, શેજ સદા સહી, ભુવન જસૂં વૈકુંઠ કાહાવે;
તે પેં અધિક જે, મંદીર માહરૂં, પ્રેમે પીતાંબર પલંગ આવે.
ભગતવછલતણું, બિરદ પોતે વહે, વેદ પુરાણ એમ શાસ્ત્ર વાણી;
નરસૈંયાચો સ્વામી, ભલેરે મળિયો, કીધી કૃપા મુને દીન જાણી.

#### પદ ૨ જું.

સફલ રજની હુઇ, આજની અભિનવી, પલંગ બેસારી વહાલે હાસ્ય કીધું;
કર દર્પણ ધરી, વદન અવિલોકવા, પ્રેમનું ચુંબન ગાલે દીધું.
કુસુમના ટોડર, કંઠ ભૂષણ ધરી, ભૂજ ભીડી ભુધરે હ્રદયાસાથે;
સુરતસંગ્રામશું, હું એને જઇ ભડી, જીત્યો યદુનાથ દૃય બાહુબાથે.

મદનના સૈન્યશું, માન માગ્યું ઘણું, જુદ્ધ જીત્યું રણ હાથ આવ્યું;
ચૌદ ભુવનતણો, નાથ મેં વશ કર્યો, અજિત જીત્યાતણું બિરદ કહાવ્યું.
જેમ ગજયુવતિ, માતંગ મદગલીતા, સુંદરી સેજ હરિસિંહ આવ્યો;
નરસૈંયાચા સ્વામી, સુભટસુરાસુર, કેસરી કાન સાહી નચાવ્યો.

## પદ ૩ જું.

હજી ન ધરાયો રંગ તે રમતાં, ચાર પોહોર નીશા નિકર નિમગતાં—ટેક.
અધર સુધારસ પીજી પીજી પીધિરે, કેસરીકામને મેં પુંઠડી ન દીધીરે. હજી.
પીન પયોધર પાખર કીધીરે, સુરતસંગ્રામે હું વઢતી સુધીરે. હજી.
નખશીખા લગે તાકીતાકી મૂકીરે, કેસરીકામશું વઢતી ન ચૂકીરે. હજી.
ઉદયો દિવાકર રજની વીતીરે, નરસૈંયાચા સ્વામી સંગમ જીતીરે. હજી.

## પદ ૪ થું.

નીત નીત લંછવર લક્ષણ રૂડાં, મોટેરા થઈએરે લમ બોલીએ કૂડાં.
માત યશોદા જાણેરે માહારો લાડકો પુત્ર, વહાલાજીએ ઠામ ઠામ માંડ્યાં ઘરસૂત્ર.
જેહનું બ્રહ્માદિક ધ્યાન ધરે સુર મુની ગાયે, દષ્ટે પડી નાસ્ય વિના રમી ન જાયે.
શીખ દેતાં દુભાશો મા શામળા કહાન, નરસૈંયાએ એ નાસ્યને દીધું સનમાન.

## પદ ૫ મું.

વહાલાજી તમોરે નહાનડીઆ, અમોરે નહાનડલાં, સરખેસરખી જોડ મળી;
પેહેલું આલિંગન દો મારા વહાલા, પછે અમો દેઇશું લળીઅલળી.
સુંદરીઓનો સ્વભાવ છે એવો, પીઉને મળવા હિંડે ઘણું;
આલિંગન એણીપેર દો મહારા વહાલા, રખે હમ દેખે હક જણું.
તમે નહાના હું હજી નહાની, નણદી આઘાંપાછાં કરે;
સાસુને ઘેર એ લાડકીરે, તે અમ વારી કેમ વરે.
શું કરે સાસુ શું કરે નણદી, જેના હૃદેમાં હું રે વસ્યો;
નરસૈંયાચા સ્વામી મુજશું રમતાં, સંસારમાં તેને ભેય કશો.

## પદ ૬ હું.

પાછલી રાતના, પધારિયા નાથજી, ઘૂમતે લોચને અંગ ડોલે;
બેહુ પાસા સુંદરી, બાંહે કંઠે ધરી, શોભિત ભવન કો નહીંરે તોલે.
હુ રે સનમુખ હુઇ, રીસ મનની ગઈ, ઉભી રહી ચકિત ગતિ પ્રેમ નિરખું;
પ્રભુયને રસભરી, સુખદાનશર્વરી, નાર સોભાગ્યતા જોઈરે હરખું.
ચોકતણા ચાર, ચરણશું મુક્તિ ધરી, પ્રભુને પધરાવિયા પલંગ પીઠે;
ભોગસંજોગથી, અધિક સુખ ભોગવ્યું, એરે મુરત એણીપેર દીઠે.

ભણે નરસૈંયો નિત નેહ તે નવનવા, જાંહાંરે ગોવિંદગુણની સમાધી;
શું જાણે બ્રહ્મા સુર સ્નેહની વારતા, ભર્યા અધિકારની આધિવ્યાધિ.

### પદ ૭ મું.

પલંગ પાયે તને, કુસુમમાળાવડે, બેહુ કર બાંધ્યો લાજ લોપી;
માહરે મંદિરથકિ, કોણ મૂકાવશે, શું કરશે સહુ શોક્ય કોપી.
તું વનમાળી કાહાવે, હું કુસુમવનવેલડી, નિર નિત સીંચતો કાં અરોપી;
ભમર જાએ ફુલ, મકરંદ વશ કમળમાં, હેત તેનું ન રહ્યોરે રોપી.
પ્રીતનો કરનાર પ્રેમના પાત્રશું, તનમન પ્રાણ ત્યાં મેલે સોંપી;
ભણે નરસૈંયો, જેમ રીસ ઉતરે, ત્યમ તું શિખ શેનિ દે રે ગોપી.

### પદ ૮ મું.

સાંભળો કામની, કૃષ્ણ કામી કહે, તાહરા મંદિરથકો નહીંરે જાઉં;
અવર કો નાર નહીં તૂજ સારખી, જેહને ફૂલ કરી હું બંધાઉં.
તું વન વેલડી, હું વનમાળી, સીંચવે સમર્થ દ્રિષ્ટ કરૂં;
તુંઝ પાસ લે રાખું શીતલ પાણિ ધરી, પ્રેમની વાડ કરૂં.
સાંભળો સુંદરી, એમ કહે શ્રીહરિ, જેની ફૂલમાળા કરી હું રે બાંધ્યો;
ચૌદ ભુવનતણાં, બંધન છોડવું, મેં જાણ્યું તેં મોહની મંત્ર સાંધ્યો.
માન તું માનની, માન માગી કહું, નહીં તજું મંદિર બોલ દીધો;
નરસૈંયાચો સ્વામી, સર્વ રસ લહો, સુરતસંગ્રામ આધીન કીધો.

### પદ ૯ મું.

મેહેલ પીતાંબર, અંબર માહરૂં, સુરજ ઉગયો સુઇ કયમ રહીએ;
અમ ઘર સાસુ નણંદ જાૂઠી વસે, કંથ પૂછે ત્યારે શું રે કહીએ.
સાવજ શબ્દ કરે અતિ સુંદર, દીપક તેજ તો ક્ષીણ થાએ;
કંઠથી કુસુમનો, હાર કરમાઇયો, બાહેર રાગ પંચમ ગાયે.
તું તારે મદિરે, પ્રેમશું પોઢીઓ, માહરે મંદિર દૂર જાવું;
લોકની લાજ, લોપીરે લક્ષ્મીવર, હુંરે વળતી હવે નહીંરે આવું.
ઘેન દોહોવી ઘેરરે, વાછરૂ વલવલે, મહીરે વલોવવું આજ માહારે;
કંઠથી બાહર, કાઢિ કમલાપતિ, કાલ આવે હવે કોણ તારે.
સુરત સંગ્રામની, શાંતિજ હુઇ, રહીરે ઉજાગરી, શીશ નામી;
નરસૈંયાચો સ્વામી, સુખસાગર પોઢિયો, વિરહની વેદના ત્યારે વામી.

### પદ ૧૦ મું.

અમશું કપટતણી વાતજ છાંડ, મારે ઘેર આવો તો,
કાંઇ ઉફાંદ મ માડ, મારે ઘેર આવો તો.

જુઠાં જુઠાં મ બોલીશ, જાણું તારી વાત;
નીશા વશી રમી નાહાશી, આવ્યો છે પ્રભાત.
અંગચેહેન તારે દીસે છે ઘણાં, જોઈને વામારી બોલે ચતુરસુજાણુ;
ઘેર આવ્યોરે શેં ન દીજે માન, નરસૈંયાચો સ્વામી સુખનું નિધાન. મારે.

## પદ ૧૧ મું.

સમોરે સાંજના સોડમાં સુતાં, નણુદલીએ સાદ કીધોરે;
હવું પ્રભાત પીઉ થયો ઘેલો, ઉંઘરેટો જઇ સૂતોરે.
હરિનું પીતાંબર સેજે રહ્યુંરે, માલટીને પટકૂલ ગયો;
કયમ કદી વન જાઉંરે મહી વેંચવા, દુરિજન લોકે બોલ કહ્યો.
દીઠડે દાઢ ગળે, અસતીઆ બહુ બળે, તો અભિમાન શું કરીએ;
નરસૈંયાચો સ્વામી ભલે મળિયો, ભવસાગર ઉતરીએરે.

## પદ ૧૨ મું.

ટળતો ટળતો હીંડીશ મારે, આલિંગન દીધા વિના કયમસરેરેરે;
આગે અમ ઘર નણુદલ જુઠી, ઉઠીને અદેખી હરેરે.
સાસુ સસરો માત પીતારે, જે બોલે તે સહીએરે;
પૂર્વે એશું અનુભવ છેરે, તો મૂકી કયમ જઈએરે.
એ રસ જાણે જવલ્લોરે જોગી, કે વળી મુનિવર જાણેરે;
શુકસનકાદિક નારદ જાણે, જેને વેદ વખાણેરે.
એ રસ જાણે વ્રજનીરે નારી, કે હેવે પીધોરે;
ઉગરતો રસ ઢળતો હૂતો, નરસૈંયે ઝોંટીને લીધોરે.

## પદ ૧૩ મું.

કેસર ભીના કહાનજી, કસુંબે ભીની નાર;
લોચન ભીનાં ભાવશું, ઉભાં નંદદ્વાર.
એમાં સુંદર કોને કહીએ, વનિતા ને વ્રીજનાથ;
પરખી પરખી ધરો તમને, માણકડાં બેહુ હાથ.
વેગે કુંજે પધારીયા, તો લચકે થઇ ઝગઝોળ;
નરસૈંયાચો સ્વામી ભલે મળિયો, રંગતણા બહુ રોળ.

## પદ ૧૪ મું—રાગ મારૂ.

મોહ્યુંરે લટકે, મારૂં મન મોહ્યુંરે લટકે;
ગાતર ભંગ કીધાં ગિરધારી, જેમરે માર્યો ઝટકે; મારૂં મન.
વેણુ વજાડી વહાલે મારે વનમાં, રંગતણે કટકે; મારૂં મન.
મન મારૂં મોળીડેરે અટક્યું, પેલે પીતાંબર પટકે; મારૂં મન.
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, રસ વાધ્યો ચટકે; મારૂં મન.

## પદ ૧૫ મું.

કામણગારોરે, કહાના તું તો કામણગારોરે;
મને કાંઈ કામણ કીધાંરે, મારાં ચિત્ત હરીને લીધાં; કહાના.
મારી સાસુડી સંતાપેરે, પેલી નણદી ઓળંબા આપે; કહાના.
મને ભોજનીયાં નવ ભાવે રે, મને નિદ્રા તે કઈપેરે આવે; કહાના.
મને પગની ભરાવી આંટીરે, મને મુખનાં તંબોળે છાંટી; કહાના.
હું તો પૂરણ પદને પામીરે, મને મળ્યો નરસૈંયાનો સ્વામી; કહાના.

## પદ ૧૬ મું.

કુમકુમને પગલે, પધારો રાજ કુમકુમને પગલે.
મસમસતા મોહનજી પધાર્યા, ડગમગતે ડગલે; પધારો.
મસ્તક પાઘ પિતાંબર સોહિયે, લીલાં અંબર રંગ લે; પધારો.
મુખ ઉપર શ્રમજળનાંરે મોતી, જોતાં મન હરી લે; પધારો.
સાકર કેરા કરા પડ્યા છે, આંગણિયે સઘળે; પધારો.
દૂધડે મેહ વુઠ્યો નરસૈંયા, રસ વાધ્યો ઢગલે; પધારો.

## પદ ૧૭ મું—રાગ સોરઠ.

આ જોને કોઈ ઉભીરે, આળસ મોડે;
બાંયે બાજુબંધ બેરખા પુંચી, મનડું મોહ્યું છે એને મોઢે; આ જોને.
ઝાંઝર ઝમકે ને વિંછુવા ઠમકેરે, હિંડે છે વાંકે અંબોડે; આ જોને.
સોવરણ ઝારીને અતિરે સમારારે, માંહી નીર ગંગોદક તોલે; આ જોને.
નરસૈંયાને પાણી પાવાને કારણ, હરિજી પધાર્યા કોડે; આ જોને.

## પદ ૧૮ મું.

મોહ્યા મોહ્યા મુનિવરરાયારે, ગોરી તારે તાજુડે;
રૂપ સ્વરૂપ કળ્યું નવ જાયે, મેં તો જાણી છે ઈશ્વરી માયારે; ગોરી.
રૂમઝુમ રૂમઝુમ નેપૂર બાજે, પાવલે તે ચીર અતિ ચાંપેરે;
ઘુંઘટમાં મુખ એણીપેર શોભે, મોટા મુનીજનનાં મન કાંપેરે; ગોરી.
ગોરૂં શું વદન ને ગળસ્થળ ઝળકે, ઉપર દામણી લળકેરે;
સાળુડાની કોર એણીપેર શોભે, જાણે ગગનમાં વીજળી ચળકેરે; ગોરી.
વશીકરણ વેણ તમે કયાંરે ગુંથાવી, સુંદરી શણગટ વાળીરે;
આ ચોળી તમે કયાં શીવડાવી, જેને મોહી છે વ્રજની નારીરે; ગોરી.
ચંચળ દૃષ્ટે ચોદેશ ન્યાળે, માંહી મદનનો ચાળોરે;
નરસૈંયાચો સ્વામી જોવા સરિખડો, કોઇ સુંદરીનું વદન નિહાળોરે; ગોરી.

### પદ ૧૯ મું.

હરી આવ્યા છે નારીના વેશેરે, એને કોઇ જુવોરે;
શિવ બ્રહ્મા જેનું ધ્યાન ધરેછે, તેને જોઈ જોઇ દુઃખડાં ખુવોરે. એને. ટેક.
બાંધવ એનો તતક્ષણ ઉઠયો, આવ્યો મંદિર જાણીરે;
રતનબાઈ ઘણું વ્યાકુળ ફરે છે, તમો લ્યો મેહેતા જળપાણીરે. એને.
પરમેશ્વરે પુત્રી કરી જાણી, સભામધ્ય આણીરે;
અંતરધ્યાન થયા અલબેલો, વાત સહુકોએ જાણીરે. એને.
જેજેકાર થયો જગમાંહી, હરખ વાધ્યો છે હઈએરે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, એના ચરણ કમળ ચિત્ત લઇએરે. એને.

### પદ ૨૦ મું.

આ શો ચતુરાના ચિત્તનો ચાળોરે, એને કોઈ ન્યાળોરે. ટેક.
બ્રહ્માએ તો નથી ઘડી ભામિની, એ તો આપે બનીને આવીરે;
ત્રણ લોકનું તેજ તારુણી, એ તો છબી છબિલે બનાવીરે. એને.
ઘડ્યું ઘરેણું એનેરે હાથે, હાથે ભરી છે ચોળીરે;
સાળુડે ભાત ભરી કુંજરની, કસુંબાના રંગમાં બોળીરે. એને.
વાસ પુચ્છો એણે વૃંદાવનમાં, ગોવરધન થકી આવેરે;
એ નારીની જાત કોઈ જાણે, તેનો ફેરો ફાવેરે. એને.
કહીએ છીએ પણ કહ્યું ન માને,એ તો નારી નહિ ગિરધારીરે;
બ્રહ્મા ઇંદ્ર શેષ સારદા, એના ચરણતણાં અધિકારીરે. એને.
અંતર હેત પોતાનું જાણી, એ તો આવે છે અંતરજામીરે;
વ્યભિચાર મૂકી જુઓ વિચારી, એ તો નરસૈંયાચો સ્વામીરે. એને.

### પદ ૨૧ મું.

તારા દલડાની વાતો મેં જાણીરે, ગીરધર દાણીરે;
આણી શેરડીયે ઢુંબો ને ઝુંબો, પેલી દેખે છે સૈયર સમાણીરે. ગીરધર.
સૌ સખાઓમાં વહાલા સરખુંરે જાણી, ના ગણે દૂધ કે પાણીરે;
છેલપણું મૂકી ઘોને છબીલા, અમે કહીશું નંદાજીની રાણીરે. ગીરધર.
વૃંદાવનને મારગ જાતાં, મારી નવરંગ ચુંદડી તાણીરે;
નરસૈંયાના સ્વામીસંગે રમતાં, મારી અંતરપ્રીત લપટાણીરે. ગીરધર.

### પદ ૨૨ મું.

નહિ જાઉં જમના પાણીરે, મને રોકે છે કાનવર દાણીરે;
એકવાર જમના પાણીરે ગયાંતાં વહાલા, મારી સાથે સૈયર સમાણીરે. મને.
વૃંદાવનને મારગ જાતાં, મારી નવરંગ ચુંદડી તાણીરે;
જોરે પાણી મોકલવાંરે હોય તો, સાથે મોકલો સૈયર સમાણીરે. મને.

મરકલડે મારાં મન હરી લીધાં, હું તો લાલચમાં લપટાણીરે;
નરસૈંયાચા સ્વામીની સંગે રમતાં, હું તો મોહનસંગમાં માણીરે. મને.

## પદ ૨૩ મું.

મારૂં વૃંદાવન છે રૂડું રે, વૈકુંઠ નહિ આવું,
નહીં આવું નંદાજીના લાલ, નહીં આવું. મારૂં-ટેક.
બેશીને રેહેવું ને ટગટગ જોવું, નહીં ખાવું નહીં પીવુંરે. વૈકુંઠ નહિ.
વૈમાન મોકલો તો મોકલો વેહેલું, હું આવીશ સૌના પેહેલુંરે. વૈકુંઠ નહિ.
બ્રહ્મના લોક તો છે અતિ કૂડા, વાસી વ્રજના રૂડારે. વૈકુંઠ નહિ.
જે વિજે બે પોળીયા હુતા, તેને તત્ક્ષણ મેલ્યા કહાડીરે. વૈકુંઠ નહિ.
નરસૈંયાચો સ્વામી અંતરજામી, તમે સાંભળોને સારંગપાણીરે. વૈકુંઠ નહિ.

## પદ ૨૪ મું-રાગ કેદારો.

તું મારે ચાંદલીએ ચોંટયો, સારા મુરતમાં શામળિયો;
ક્ષણું એક વહાલા અળગા ન થાયો, પ્રાણજિવન વર પાતળિયો. તું મારે.
ખડકીએ જોઉં ત્યારે અડકીને ઉભો, બારીએ જોઉં ત્યારે બેઠોરે;
શેરીએ જોઉં ત્યારે સનમુખ આવે,વહાલો અમૃતપેં અતિ મીઠોરે. તું મારે.
જમતાં જોઉં ત્યારે જોડે બેઠો, સુતો જોઉં ત્યારે સેજડીએરે;
વૃંદાવનને મારગ જાતાં, આવીને વળગ્યો બેલડીએરે. તું મારે.
પ્રીત કરે તેની કેડ ન મેલે, રસ આપે અતિ રસિયોરે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, મારા હૃદય કમળમાં વસિયોરે. તું મારે.

## પદ ૨૫ મું.

ખંમખંમરે ચાંદલા મ કરીશ વહાણલું, મારા પ્રાણજીવન ઘેર આવ્યારે;
પૂરવ જનમની પ્રીત જે હૂતી, પુરુષોત્તમ પધાર્યારે. ખંમખંમરે.
પેલા ભવનો વાલમીઓરે, ચૌદ ભુવનનો સ્વામીરે;
જનમ કોટી કોટી તપ કીધાં, ત્યારે વિઠ્ઠલ વર પામીરે. ખંમખંમરે.
બપૈયા પિઉ પિઉ કરેરે, કોયલ મધૂર વાસેરે;
હું તને વારૂં કુકડલારે, રખે વહાણલું પ્રકાશેરે. ખંમખંમરે.
ચંદ્ર વિંટચો જેમ ચાંદરણીએ, તરુવર વીંટચો વેલીરે;
ગોવિંદ વિંટચો ગોવાલણીએ, હંસાગવની હેલીરે. ખંમખંમરે.
સાહર સોહીએ લેહેરે લેહેરે, જેસી લેહેર તુરંગરે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, ગોપીવર ગોવિંદરે. ખંમખંમરે.

## પદ ૨૬ મું-રાગ પંથીડો.

પંથીડાને ન્યાળતીરે હો, જોતી હું તો પીતાંબર પગલાં;
મધ્ય નીશા સમેરે હો, ભરતી હું તો લડસડતી ડગલાં.

શ્યામા શ્યામનેરે હો, હીંડું હું તો મારગડો જોતી;
નયણામાંહે નીર ઝરે હો, ચતુરા ચીરવડે લોહોતી.
ચોદેશ ન્યાળતીરે હો, જાણે હું તો વન ચરતી હરણી;
સુધબુધ વીસરીરે હો, પ્રભુ મારા એ તારી કરણી.
ગોપી સહુ ટોળે મળીરે હો, મનડામાં કો ધારે એક વિચાર;
ચાલો સૈયરો ત્યાં જઈએરે હો, જ્યાં હોય નાગર નંદકુમાર.
જઈને પૂછ્યું દ્રૂમનેરે હો, દીઠા કોઇ નાગર નંદકુમાર;
આણે આણે મારગડેરે હો, આવ્યાં અમે લક્ષચોરાશી વાર.
ભૂલી ભૂલી ત્યાં ગઇરે હો, જ્યાંહાં શ્રી જમુનાજીનાં તીર;
વહાલો અહિંયાં બેસતારે હો, જમતા કરમલડો ને ખીર.
લેખણ કરગ્રહીરે હો, અક્ષર લખવા નંદકુમાર;
અક્ષર હું તો કેમ લખુંરે હો, બાઇ મારે નયણે વહે જળધાર.
જોબન મેં તો જાળવ્યુંરે હો, જાણ્યું મારા ભૂધરને ભેટ કરેશ;
જો હરિ નહિ મળેરે હો, બાઇ મારા પાપી પ્રાણ તજેશ.
જ્યારે એ શું પ્રીત કરીરે હો, મનડામાં હતીરે મોટી આશ;
નરસૈંયાચો સ્વામિ મળ્યોરે હો, વહાલે મારે ફરી રમાડ્યાંરે રાસ.

### પદ ૨૭ મું.–રાગ સોહણી.

મીઠડાબોલા નાથરે, આવો મારા મીઠડાબોલા નાથરે;
એક ઘડી એકાંતે આવો તો, કહું મારા મનડાકેરી વાતરે. આવો.
આજ આનંદ મારે અતિઘણો, વહાલે પ્રેમે સ્હાયો મારો હાથરે;
તરીયા તોરણ મારે દ્વારે બંધાવું, મંગળ ગવરાવું સારી રાતરે. આવો.
વૃંદા તે વનની કુંજગલનમાં, સહુ સખીઓની સાથરે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, હવે તો હુવો પરભાતરે. આવો.

### પદ ૨૮ મું.–રાગ પચમ પ્રભાત.

જાગોરે જશોદાના જીવન, વાહાણેલાં વાયાં;
તમારે ઓશીકે મારાં, ચીર ચંપાયાં. જાગોરે. ટેક.
પાસુંરે મરડો તો વહાલા, ચીર લેઉંરે તાણી;
સરખી સમાણી સૈયરો સાથે, જાવું છે પાણી. જાગો.
પંખીડાં બોલેરે વહાલા, રજની રહી થોડી;
સેજલડીથી ઊઠો વહાલા, આળસડાં મોડી. જાગો.
સાદડી* પાડું તો વહાલા, લોકડીઆં જાગે;
અંગુઠો મરડું તો પગના, ઘુઘરીયા ગાજે. જાગો.

---

* ધીમો સાદ.

સાસુડી જાગેરે, વેરણ નણદી જાગે;
એ પેલી પાડોશણને ઘેર, વલોણું વાગે. જાગો.
જેને જેવો ભાવ હોય તેને, તેવુંરે થાએ;
નરસૈંયાચા સ્વામી વિના, રખે વહાણલું વાએ. જાગો.

## પદ ૨૯ મું.

જશોદાના જીવન ઊભા, જમનાને તીરે;
મોરલી વજાડે મોહન, મધૂરી ધીરે. જશોદાના–ટેક.
પીતાંબરની પલવટ વાળી, ઉર લ્હેકે માળા;
કાનબીચ કુંડળ લળકે, દીસે રૂપાળા. જશોદાના.
પરભાતે ઊઠીને ગોપી, ગૌને હેરાવે;
એ કાનુડા ! એ કાનુડા ! કહીને બોલાવે. જશોદાના.
આજ તો અમારી ધેને, દૂધ થોડેરાં દીધાં;
રખેરે શામળિયે વહાલે, દોહીને પીધાં. જશોદાના.
સાંભળરે સલૂણી શામા, વાતલડી મારી;
તુજ સરખી સલક્ષણી છે, ગાવલડી તારી. જશોદાના.
એવાં એવાં વચન સુણી, ગોપી આનંદ પામી;
ભક્તવત્સલ ભૂધરજી મળ્યા, મેહેતા નરસૈંના સ્વામી. જશોદાના.

## પદ ૩૦ મું.

ભોળીરે ભરવાડણ હરિને, વેચવા ચાલી;
સોળ સહસ્ર ગોપીનો વહાલો, મટુકીમાં ઘાલી. ભોળીરે–ટેક.
અનાથના નાથને વેચે, આહીરની નારી;
શેરીએ શેરીએ સાદ પાડે, લ્યો કોઇ મોરારી. ભોળીરે.
મટુકી ઉતારી માંહી, મોરલી વાગી;
વ્રજનારીને સેજે જોતાં, મૂરછા લાગી. ભોળીરે.
બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતક એ પેખે;
ચૌદલોકના નાથને કાંઈ, મટુકીમાં દેખે. ભોળીરે.
ગોવાલણીના ભાગ્યે પ્રગટ્યા, અંતરજામી;
દાસલડાંને લાડ લડાવે, નરસૈંનો સ્વામી ભોળીરે.

## પદ ૩૧ મું.

વહાલાને જોતાંરે માહારી, ભૂખલડી ભાંગી;
ઘરમાં રહીને શું કરૂં માહારી, આંખડલી લાગી. વહાલાને–ટેક.
શામળી સુરતે મન, મોહીને લીધું;
કાંઈક શામળિયે વહાલે, કામણ કીધું. વહાલાને.

સંસારીનું સુખ હું તો, તજીને બેઠી;
મધુરી મૂરતી મારે, પાંજરીયે પેઠી. વહાલાને.
સોનાની સાંકળીએ મુને, બાંધીરે તાણી;
મનડાની વાતોરે પેલે, મોહનિયે જાણી. વહાલાને.
તુજમુજ વચ્ચે વહાલા, અંતર નથી;
નરસૈંયાચા સ્વામીની લોકે, કથની કથી. વહાલાને.

## પદ ૩૨ મું.

આજનો માંડવડો મારો, મોગરડે છાયો;
રાધાજીને સંગે વહાલો, રમવાને આયો. આજનો—ટેક.
ગોફણીએ ઘુઘરડી ઘમકે, રેશમની દોરી;
શામળીઓ શામળો રંગે, રાધીકા ગોરી. આજનો.
દહી દૂધ ને કરમલડો, માંહી શાકર ધોળી;
માહારા વહાલાજી આરોગે, પીરસે ભમરભોળી. આજનો.
શોળે ને શણગાર સજ્યા સખી, ઓઢણુ સાડી;
શ્રી વૃંદાવનમાં વિઠ્ઠલ સાથે, રમત માંડી. આજનો.
અખંડ હેવાતણ મારે, એ વર રૂડો;
નરસૈંયાચા સ્વામીએ મુજને, પેહેરાવ્યો ચૂડો. આજનો.

## પદ ૩૩ મું.

મારેરે આંગણિયે કોણે, પંચમ ગાયો;
ઘશમશ્યા આવીને વહાલે, પાલવડો સ્હાયો. મારેરે—ટેક.
પીતાંબર, હાર ગળે, મૂગટ શોભંતો;
મદરે ભર્યોરે પ્રભુ, માનની મોહંતો. મારેરે.
વાંસલડી વાઇને વહાલે, મોહ પમાડી;
પ્રેમશું પાતળિયે વહાલે, હૃદિયાશું ભીડી. મારેરે.
મંદિરિયામાં આવી વહાલે, માંડયો વિહાર;
ભણે નરસૈંયો પામી, પૂરણ આધાર. મારેરે.

## પદ ૩૪ મું.—રાગ કાલરો.

હું રંગરાતી ને છું મદમાતી, શામળિયા સંગ હીંચુરે,
કોડ ભર્યો અતિ કુંવર નંદનો, આલિંગન દેઈ સીંચુરે. હું રંગરાતી.
હીંડોળે હિંચે મારો વહાલો, હિંચંતા કેલિ કીજેરે;
ઘુમરડી ઘુમાવે ગોકુલપતિ, લાહાવો લડસડ લીજેરે, હું રંગરાતી.
જલ જઇયે જલવેશર સાથે, વિલસત જમના માનુરે;
લેહેરી લેતાં અંગ સમાગમ, અધરપાન કીધું છાનુરે. હું રંગરાતી

હિંડોળે હુલરાવું તમને, હેતે કરીને ગાઉરે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતે, કાનજીને કહે વિલાઉરે. હું રંગરાતી.

### પદ ૩૫ મું.

હિંડોળે હિંચે મારો વહાલો, હિંચંતાં રંગ લાગ્યો રે;
શામાને શામળિયા સાથે, લાજતણો ભય લાગ્યોરે. હિંડોળે.
શામાને સોહાવે દંપતી, રસિયાશું રસ વાધ્યોરે;
લેહેરી લેતાં અંગસમાગમ, વીચંતડો વર લાધ્યોરે. હિંડોળે.
દીનોનાથ હિંડોળે હિંચે, ફૂલ્યો મદન મદમાતોરે;
નરસૈંયાચો સ્વામી ભલે મળિયો, માનુનીમાં રંગરાતોરે. હિંડોળે.

### પદ ૩૬ મું.

ઓ દિસે સખી મેહૂલો આવે, નાવ્યા મારા નાથ વિદેશીરે;
અનંગ આહેડીએ ધનુષ્ય ચઢાવ્યું, અમે અબળાની પેર કેશીરે. ઓ દિસે.
ઘન અતિ ગાજે ને વીજ ઝબૂકે, મેહૂલીએ ઝડ માંડીરે;
નગણા નાથને શું કહીએ મારી બેની, આણે અવસરે ગયો છાંડીરે. ઓ દિસે.
આગે દિન દોહેલડાની ગમ, દાદૂર મોર બીવરાવેરે;
વિરહણિયો વાહે જેમ ચાત્રક, સૂતાં સાલ જગાવેરે. ઓ દિસે.
આણીપેરે જેણે હરિ ના ભજ્યારે, તે નર પશુડાં કહીએરે;
નરસૈંયાચા સ્વામી વિના દહાડલા, દૈવને લેખે લહીએરે. ઓ દિસે.

### પદ ૩૭ મું.

મેહૂલો ગાજે ને માધવ નાચે, રૂમઝુમ વાગે પાએ ઘુઘરડીરે;
તાલ પખાજ વજાડે રે ગોપી, કૃષ્ણ વજાડે વેણ વાંસલડીરે. મેહુલો.
પેહેરણ ચરણાં ને ચીર ચુંદડી, ઓઢણ આછી લોમલડીરે;
દાદુર, મોર, બપૈયા બોલે, મધુરાશી બોલે કોયલડીરે. મેહુલો.
ધન વંસીવટ ધન જમનાતટ, ધન વૃંદાવનમાં અવતારરે;
ધન નરસૈંયાની જીભલડીને, જેણે ગાયો રાગ મલ્હારરે. મેહુલો.

### પદ ૩૮ મું.–રાગ વસંત.

ગાળ કોઈને નવ દીજે મારા વહાલા, ગાળ કોઈને નવ દીજે,–ટેક.
હું રે ગોરી ને તું રે શામળિયો, મારૂં અંગ કાળું થાય;
કાળાં થઈએ તારે કંથડો મૂકી, તેમાં તારૂં શું જાય. ગાળ.
મારા ઘરમાં પીંડારી માંડે, નારંગડે નખ લાગે;
અમઘેર નાવલીઓરે ખંતી, સાચો ઉત્તર માગે. ગાળ.
અમ ઘેર નણદી છે અદેખી, હેરા જોતી હીંડે;
નરસૈંયાચા સ્વામી કહું તુજને, સાસરિયે નહિ તેડે. ગાળ.

### પદ ૩૯ મું.

હવે કેમ વસીયે શ્રી વૃંદાવનમાં, લૂટાલૂટ મંડાણી;
નંદતણો નાનડીઓ નરહરી, થઇ બેઠો છે દાણી. હવે.
એકનું ઢોળે ને એકનું ફોડે, એકનું મહિ માથેથી પાડે;
એકને તો વ્હાલો અણુઘટ બોલે, એકને તો વઢાડે. હવે.
એકને આપે ચીર પાટી, એકને આપે ચોળી;
એકને વહાલો ધક્કાજ મારે, એકને નાંખે ઢોળી. હવે.
સકળ સૈયરો ટોળે મળિને, રમવા ભમરભોળી;
નરસૈંયાચો સ્વામી નવલ રંગીલો, તે રમે છે હોળી. હવે.

---

## ભક્તિ.

### પદ ૧ લું–રાગ પ્રભાત.

જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કુણ જાશે?
ત્રણશે ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળિયો કુણ થાશે? જા.
દહિતણાં દૈથરાં, ઘીતણાં ઘેવરાં, કઢિયલ દૂધ તે કુણ પીશે?
હરિ તાર્યો હાથિયો, કાળિનાગ નાથિયો, ભૂમિનો ભાર તે કુણ લેશે? જા.
જમુનાને તીરે, ગૌધણ ચરાવતાં, મધુરીરશી મોરલી કુણ વાશે?
ભણે નરસૈંયો તારા, ગુણ ગાઇ રીઝિયે, બૂડતાં બાંહેડી કુણ સાહાશે? જા.

### પદ ૨ જું.

સમરને શ્રીહરી, મેલ્ય મમતા પરી, જોને વિચારિને મૂળ તારૂં;
તું અલ્યા કોણ ને, કોને વળગી રહ્યો, વગર સમજે કહે મ્હારૂં મ્હારૂં. સ.
દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે;
દેહ સંબંધ તજે, નવનવાં બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર વ્હાએ. સ.
ધનતણું ધ્યાન તું, અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી;
પાસે છે પિઉ અલ્યા, તેને નવ પરખિયો, હાથથી બાજી ગઈ થયોરે ખોટી. સ.
ભરનિદ્રા ભર્યો, રોંધિ ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણિ કાં ન જાગે;
ન જાગતાં નરસૈંયા, લાજ છે અતિ ઘણી, જન્મોજનમ તારી ખાંત ભાગે. સ.

### પદ ૩ જું.

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ, જેથકી જન્મનાં દુઃખ જાયે;
અવર ધંધો કરે, અરથ કાંઇ નવ સરે, માયા દેખાડિને મૃત્યુ વ્હાયે. ધ્યાન.
સકળ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં, શરણ આવે સુખપાર ન્હોયે;
અવર વેપાર તું, મેહેલ્ય મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મ્હોયે. ધ્યાન.
પટક માયા પરી, અટક ચરણે હરી, વટક્ય મા વાત સુણતાંજ સાચી;

આશાનું ભવન આકાશ સુધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી. ધ્યા.
અંગ જોબન ગયું, પલિત પિંજર થયું, તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેવું;
ચેતરે ચેત દિન, ચાર છે લાભના, લીંબુ લ્હેકાવતાં રાજ લેવું. ધ્યા.
સરસ ગુણ હરિતણા, જે જનો અનુસર્યા, તેતણા સુજશ તો જગત બોલે;
નરસૈંયા રંકને, પ્રીત પ્રભુશું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે. ધ્યા.

## પદ ૪ થું.

હરિતણું હેત તને, કેમ ગયું વીસરી, પશુરે ફેડીને નરરૂપ કીધું;
હાડ ને છેડ કરિ, સહુ તને હાંકતું, આજ વધારીને માન દીધું. હ.
ઘાંચીનું ગાળિયું, કંઠથી ટાળિયું, નેત્રના પાટા શ્રી નાથે છોડ્યા;
તેતણા ચરણને, નવ ભજ્યો કૃતઘ્ની, તેં ન ગુણ પાડના હાથ જોડ્યા. હ.
પગ ઠોકી કરી, માગતો મૂઢમતી, ઘાસ પાણી કરી શબ્દ ઝીણા;
આજ ગોવિંદગુણ, ગાઈને નાચતાં, લાજ આવે તને કર્મહીણા. હ.
લાંબીશી ડોક ને કાંક્રોલ ચાવતો, ઉંટ જાણી ઘણો ભાર લાદે;
આજ અમૃત જમે, હરખે હળવો ભમે, વૈકુંઠનાથને નવ આરાધે. હ.
પીઠ અંબાડી ને, અંકુશ માર સહિ, રેણુ ઉડાડતો ધરણી હેઠો;
આજ ચુવા ચંદન, આભ્રણ અંગ ધરી, વેગે જાય છે તું વેહેલે બેઠો. હ.
અન્ન ને વસ્ત્ર ને, ભૂષણ સર્વ જે, તેહનો તૂજને હતો ઉધારો;
નરસૈંના સ્વામિયે, સર્વ સારૂં કર્યું, તે પ્રભુને તમે કાં વિસારો. હ.

## પદ ૫ મું.

કૃષ્ણ કિરતન વિના, નર સદા સૂતકી, વિગળ કીધે વપૂ શુધ ન થાયે;
સકળ તીરથ શ્રીકૃષ્ણ કિરતન કથા, હરિતણા દાસ જ્યાં હેતે ગાયે. કૃ.
પૂર્ણ પુરુષોત્તમ, નવલ રંગી તજી, અન્ય દેવે જેનું મંન મોહે;
કોટી ચિંતામણિ, કામધેનુ તજી, મહિષિના પુત્રનું દૂધ દોહે. કૃ.
ગર્ગ જોશી જશ, ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મૂકે;
તે બ્રહ્મ દ્વાર આવીને ઉભા રહ્યા, ગોપિકા મૂખ જોવાને ટૂંકે. કૃ.
અજ ભવ સુરપતિ, સ્વપ્ને પેખે નહીં, નેતિ નેતિ કહી નિગમ વામે;
નરસૈંયો રંક, જશ ગાઈને રીઝવે, સહસ્ર મુખે શેષ પાર ન પામે. કૃ.

## પદ ૬ ઠું.

હરિ હરિ રટણ કર, કઠણ કળિ કાળમાં, દામ બેસે નહીં કામ સરશે;
ભક્તઆધીન છે, શામસુંદર સદા, તે તારાં કારજ સિદ્ધ કરશે. હરિ.
અલ્પ સુખ સારૂ શું, મૂઢ ફૂલ્યો ફરે, શીશપર કાળ રહ્યો દંત કરડે;
પામર પલકની, ખબર તુજને નહીં, મૂઢ શું જોઈને મૂછ મરડે. હરિ.

પ્રૌઢ પાપે કરી, બુદ્ધિ પાછી ફરી, પરહરી થડ શું ડાળે વળગ્યો;
ઈશને ઈરષા, છે નહીં જીવપર, આપણે અવગુણે રહ્યોરે અળગો. હરિ.
પરપંચ પરહરો, સાર હૃદિએ ધરો, ઉચરો હરિ મુખે અચળ વાણી;
નરસૈંયા હરિતણી, ભક્તિ ભૂલીશ મા, ભક્તિવિના બિજુ ધૂળધાણી. હરિ.

## પદ ૭ મું.

બાપજી પાપ મેં, કવણ કીધાં હશે, નામ લેતાં તારૂં નિદ્રા આવે;
ઉંઘ આળસ્ય, આહાર મેં આદર્યો, લાભવિના લવ કરવી ભાવે. બાપ.
દિન પુંઠે દિન તો, વહી જાય છે, દુરમતીનાં મેં ભર્યાંરે ડાલાં;
ભક્તિ ભૂતલ વિષે, નવ કરી તાહરી, ખાંડ્યાં સંસારનાં થોથાં ઠાલાં. બાપ.
દેહ છે જૂઠડી, કરમ છે જૂઠડાં, ભીડભંજન તારૂં નામ સાચું;
ફરિ ફરી વરણવું, શ્રીહરિ તુજને, પતિતપાવન તારૂં નામ જાચું. બાપ.
તારી કરુણાવિના, કૃષ્ણ કોડામણા, કળ અને વિકળતુંબળ ન ફાવે;
નરસૈંયા રંકને, જંખના તાહરી, હેડ બેડી ભાગો શરણ આવે. બાપ.

## પદ ૮ મું.

તારા દાસના દાસની, નિત્ય સંગતવિના, ભ્રષ્ટ થાય ભૂધરા મંન મ્હારૂં;
દુષ્ટની સંગતે, દુષ્ટ મતિ ઉપજે, શ્રવણ કિરતન નવ થાય તારૂં. તા.
પૂર્ણ વિષપાનથી, દુરિજન દોહેલા, વિષ પીધે તન તેજ મરશે;
તુજથકી વેગળા, તેહની સંગતે, જન્મ કોટીતણાં સુકૃત હરશે. તા.
અમૃતની ઉપમા, સાધુને નવ ઘટે, રાહુની દુષ્ટતા ન ટળિ તેણે;
પ્રલ્હાદ નારદે ગર્ભસંગત કરી, વશ કર્યા વૈકુંઠનાથ જેણે. તા.
ચતુરધા મુક્તિ છે, જૂજવી જૂક્તિની, તાહરા તેહને નવ રાચે;
બેહુ કરજોડીને, નરસૈંયો વીનવે, જન્મોજનમ તારી ભક્તિ જાચે. તા.

## પદ ૯ મું.

સારમાં સાર અવતાર અબળાતણો, જે બળે બળિભદ્ર વીર રીઝે;
પુરુષપુરુષોતન, શું કરૂં હે સખી, જેથી નહિ માહરૂં કાજ સીજે. સાર.
મુક્તિ પર્યંત તો, પ્રાપ્તિ છે પુરુષને, સત્ય જો સેવકભાવ રાખે;
રસભરયું રસણું, નાથ નોહરાં કરે, તે નહીં નારીઅવતાર પાખે. સાર.
ઇંદ્રઆદિક અજ ઈશ ને મહામુની, ગોપિકા ચરણરજ તેહ વંદે;
ગોપિથી આપનું, અધમપણું લેખવે, નરપણું નવ રૂચે આપ નંદે. સાર.
વેદ, વેદાંત ઉપનિષદો ખટ મળી, જે મથીને રસ પ્રગટ કીધો;
તે રસ ભાગ્યનિધિ ભામની ભોગવે, અહોનિશ અનુભવ સંગ લીધો. સાર.
સ્વપ્ન સાચું કરે, ગિરિધર શામળો, પ્રણમું હું પ્રાણપતિ પાણ જોડી;
પંથનું જેમ પશુ, પુંઠળ વળગ્યું ફરે, નરસૈંના નાથજી નાથ તોડી. સાર.

## પદ ૧૦ મું.

રાત રહે જ્યારે, પાછલી ખટ ઘડી, સાધુ પુરુષને સૂઇ ન રહેવું;
નિદ્રાને પરહરી, સમરવા શ્રીહરી, એક તું એક તું એમ કહેવું. ટેક.
જોગિયા હોય તેણે જોગ સંભાળવા,ભોગિયા હોય તેણે ભોગ તજવા;
વેદિયા હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા. રા.
સુકવિ હોય તેણે સદગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારિયે કંથને પૂછવું, કંથ કહે તેતો ચિત્ત ધરવું. રા.
આપણે આપણા, ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામિને, સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી. રા.

## પદ ૧૧ મું.

નંદના નંદશું, સ્નેહ જેને નહીં, તેરે માનવ ખર શ્વાન તોલે;
ભૂતળ ભાર કરવાને એ અવતર્યા, પ્રેતની પેરે સંસાર ડોલે. નં.
દૃષ્ટીથકી ટળો, ભોગ તેના બળો, શિલા પડો તેના મુખ માથે;
જીવતા જનતે તો, જમ જેવા જાણવા, પ્રીત નહિ જેહને કૃષ્ણ સાથે. નં.
કીર્ત્તિ શ્રીકૃષ્ણની, જીભથી નવ ભણે, 'તેરે મુખે દેવરાય તાળું;
ભણે નરસૈંયો જેણે, હરિને જાણ્યા નહીં, તેહનું કુટુંબ સદાય કાળું. નં.

## પદ ૧૨ મું.

પ્રેમરસ પાને તું, મોરના પીછધર, તત્વનું ટુંપણું તુચ્છ લાગે;
દૂબળા ઢોરનું, કૂશકે મન ચળે, ચતુરધા મુક્તિ તેઓ ન માગે. પ્રેમ.
પ્રેમની વાત પરીક્ષિત પ્રીછયો નહીં, શુકજીયે સમજી રસ સંતાડયો;
જ્ઞાન વૈરાગ્ય કરિ, ગ્રંથ પૂરો કર્યો, મુક્તિનો માર્ગ સૂધો દેખાડયો. પ્રેમ.
મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિજ્ઞાની બહુ મુનિરે જોગી;
પ્રેમને જોગ તો, વ્રજતણી ગોપિકા, અવર વિરલા કોઈ ભકત ભોગી. પ્રેમ.
પ્રેતને મુક્તિ તો, પરમ વલ્લભ સદા, હેતુના જીવ તે હેતુ તૂઠે;
જન્મોજનમ લીલારસ ગાવતાં, લહાણનાં વહાણ જેમ દ્વાર છૂટે. પ્રેમ.
મેં ગ્રહ્યો હાથ ગોપિનાથ ગરવાતણો, અવર બાજુ કાંઈયે ન ભાવે;
નરસૈંયો મહામતી, ગાયછે ગુણ કથી,જતિ સતિને તો સ્વપ્ને ન આવે. પ્રેમ.

## પદ ૧૩ મું.

બળિતણે દ્વારે હરિ, વિપ્ર વામનહુવા, વેદની ધુન ગઇ ગગન ગાજી;
ઇંદ્રપ્રસ્થગ્રિબળિ, આવ્યો ઉતાવળો,જેરે જોઇયે તે દ્વિજલ્યોને માગી. બ.
એક પર્ણકુટિતણો, ઠામ ભણવા કરૂં,બોલવું તે મારે મૂળ સાચું;
વિપ્ર ફરે ઘણા, લોભના વાહેલા, દાનમાટે ઘણો હું ન રાચું. બ.
લ્યોને દ્વિજજી તમે,નવનવાં મંદિરો,ભૂમિ શું માગીરે ત્રણ કદમાં;
લ્યોજી ભંડાર બહુ, કૂંચિયો સહિત વળિ,માગો હસ્તી મારા રાખો ઘરમાં. બ.

હસ્તી ભંડારને, હું લેઈ શું કરૂ, લોભિયાની નથી જાત મ્હારી;
આગે વિધાતાયે, વામન નિરમ્યો, વરતે રહેવું મારે બ્રહ્મચારી. બ.
ચેતજે તું બળી, શુક કહે છળ પડયો,વિષ્ણુ એ વામન વેશધારી;
અશ્વજગન સમે, દાન અવનીતણું,પાત્ર એવું કયાં મળે મુને મુરારી. બ.
હરિતણા ચરણ ઉપર નિર નામતાં,નાળમાં ભૃગુસુત પેઠા ચાલી;
રીસ હૃદય ધરી, ઘણું ઘણું રાયજી, નેત્રમાં દર્ભની સેર ઘાલી. બ.
બાપડો બળિરાય, પગતળે ચાંપીયો, પ્રભુ પાતાળનો કરીને થાપ્યો;
ભણે નરસૈંયો હરિ,ભકતઆધીન છે,ઇંદ્ર અવિચળ અધિકાર આપ્યો. બ.

## પદ ૧૪ મું.

ધ્યાન ધર ધ્યાન ધર,નંદના કુંવરનું,જેથકી અખિલ આનંદ પામે;
અષ્ટ મહા સિદ્ધિ તે, દ્વાર ઉભી રહે, દેહનાં દુકૃત તે દૂર વામે. ધ્યાન.
મોરનાં પીછનો, મુગટ મસ્તક ધરે,કુંડળ મકરાકૃત શ્રવણ લળકે;
નિલવટ તિલક તે, સુભગ કેસરતણું, કંઠ મુક્તાફળ હાર ઢળકે. ધ્યાન.
પીતાંબર પલવટ, કટિતટ રુચિર છે,લલિત ત્રિભંગી વહાલો વેણ વાયે;
કદમના દ્રુમતળે, રાધિકા રસભરી, હરજીને સંગ આલાપિ ગાયે. ધ્યાન.
મોરલીની ધ્વનિ સુણી,વનિતા વ્યાકુળ થઈ,ગોપિકા કેરડાં વૃંદ આવે;
નરસૈંયાને મન, આનંદ અતિ ઘણો, પુષ્પ મુકતાફળ લેઈ વધાવે. ધ્યાન.

## પદ ૧૫ મું.

શા સુખે સૂતો સંભાર શ્રીનાથને, હાથ તે હરિ વિના કોણ સ્હાયે;
તાત ને માત સુત, ભ્રાત ટોળે મળ્યાં, દોહલી વેળા સૌ દૂર જાયે. શા.
ઉંધે મસ્તક હતો, ઉગ્ર તપ આચરી, ભકિત કીધી ભગવાન કેરી;
અવતરી પાશ બંધાયો માયાતણે, લંપટી લાલચે લીધો ઘેરી. શા.
દિવસે ચોદશ ભમ્યો,રાત નિદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે મોટી માયા;
પલક પરવાર નહિ, હરીને ભજવાતણો,જ્યાં લગી જીવ સંજોગ કાયા. શા.
ધન ધામે કરી, મોહિ રહ્યો લોભિયો, વેદના વીસરી ગર્ભકેરી;
નાથ ત્રિલોકના, હરિ ન સંભારિયા,જ્યારે રાખ્યો તો જઠરામાં ઘેરી. શા.
જાગ્યરે જીવડા, વાજ આવ્યો ઘણું, કેટલોએક પ્રતિબોધ દીજે;
નરસૈંના સ્વામીને, નિત્ય સંભારતાં, દેહનાં દુકૃત દૂર કીજે. શા.

## પદ ૧૬ મું.

સાધુ સાચે ભજો, ચરણ ગોવિંદનાં, માનવી દેહ તે તત્ત્વ કહિયે;
કૃષ્ણ કહો કૃષ્ણ કહો,વળિ વળિ કૃષ્ણ કહો,કૃષ્ણ કહેતાં સઉ સૂખ લહિયે. સાધુ.
કૃષ્ણ સેવાતણી, અમર ઇચ્છા કરે, મૂઢમતિ માનવી કાંઈ ન જાણે;
કૃષ્ણનું નામ રખે, હૃદયથી વીસરે, ધન્યમાં ધન્ય કૃષ્ણજ પ્રમાણે. સાધુ.

જેને જોવા મહામુનિજન વન ભમે, વિઠ્ઠલો વંનમાં ગાયો ચારે;
ભણે નરસૈંયો જે ચતુર નર તે ખરો, અહરનિશ કૃષ્ણ શ્રી કૃષ્ણ ધારે. સાધુ.

## પદ ૧૭ મું.

પારકી હૂંશે મહતા કરે પ્રાણિયા, પુણ્ય પાખી સર્વ વાત ખોટી;
કે તેં તો કપીણ કોદરા વાવિયા, ક્યાંથી જમે તું તો દાલ રોટી? પારકી.
કે તેં તો દાન કદી આપ્યું અન્નતણું, ક્યાંથી દૂહે તું તો ઘેર ઝોટી?
કે તેં તો કથિર સોનારને આપિયું, ક્યાંથી પેહેરે તું તો કનકટોટી? પારકી.
પુણ્યથી રિદ્ધિ છે, પુણ્યથી સિદ્ધિ છે, પુણ્યથી પેહેરશો ડગલો ડોટી;
ભણે નરસૈંયો તું, પુણ્ય કર પ્રાણિયા, પુણ્યથી પામશે પદવી મોટી. પારકી.

## પદ ૧૮ મું.

ધન્યરે ધન્ય મહા પુણ્ય જશોદાતણું, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે;
નંદનો નંદ આનંદ થઇ અવતર્યો, શેષ બળિભદ્ર સંગે બિરાજે. ધન્યરે.
અમર આહીર અરધાંગ ગોપાંગના, વૃક્ષવેલી સર્વ ઋષીરાણી;
ભક્તિ તે રાધિકા, મુક્તિ જશોમતી, વ્રજ વૈકુંઠ તે વેદવાણી. ધન્યરે.
નિગમ વસુદેવજી, ગાય ગોપી ઋચા, દેવકી બ્રહ્મવિવાદ કહાવે;
બ્રહ્મા કર લાકડી, વેણુ મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે. ધન્યરે.
ઇંદ્ર અર્જુન અહંકાર દુર્યોધન, દેવતા સર્વે અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનો દાસ નરસૈંને કીધો. ધન્યરે.

## પદ ૧૯ મું.

ઊઠ ઉતાવળો, ચાલ્યને વિઠ્ઠલા, ગોવિંદા ગાયને વચ્છ ધાવે;
જાગ્યને જાદવા, જનની જશોદા વદે, કહાન કાં ધણિ તને નિદ્રા આવે. ઊઠ.
દંતધાવન કરો, આળસ પરહરો, રજની તિમિર ગયું પોહો ફાટ્યું;
કૂર ને કરમળો, શે ન શીરાવતો, દહિરે દામોદરા થાય ખાટું. ઊઠ.
બારણા બહાર બળિભદ્ર ઊભા રહ્યા, જોરે વહાલા તારી વાટ જોયે;
નરસૈંના સ્વામિનું, મૂખડું દીઠડે, માતનું મનડું અતિરે મોહે. ઊઠ.

## પદ ૨૦ મું.

મારા નાથજી મુજને, ભક્તિ દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો;
ભક્તિ આપી ભલા, ભાવથી ભૂધરા, અંતે આવી અહોનીશ રહેજો. મારા.
ભક્તિ કારણ મારો, દેહ દુરબળ હજો, દેહકારણ રખે સ્નેહ જાયે;
આજ અનાથ જદુનાથ જો વીસરે, વળતી વલે મારી કુણ થાયે. મારા.
કર્મ કૂડાં કરી, ખાણ ચારે ભરી, નાસવા નીસર્યો નામ બારી;
કૃષ્ણકિર્તન વિના, જામ જાએ વૃથા, જેમ રહે જૂગટે રિદ્ધિ હારી. મારા.

હું ગર્ભ નાના ફર્યો,નિત્ય ઊજાગરો,નવ ઠર્યો નાથજી શરણ પાખે;
ભવવિષે બુડતાંવાર ને બુમ નહિ, બાંહ્ય ગ્રહી મૂજને કોણ રાખે. મારા.
અલ્પ આયુષ્યમાં, કલ્પના મનુષ્યને, આજ કીધું વળી કાલ કરવું;
શ્વાસનો શો વિશ્વાસ નહિ નિમિષનો, આશ અધુરી ને એમ મરવું. મારા.
ઉત્તમ મધ્યમ, વરણ તું વિઠ્ઠલા, પ્રગટ થઇને દરશન પમાડો;
નરસૈંયા રંકને, ટંક કરુણા કરો, દીનબંધુ વજ્યો આંક આડો. મારા.

## પદ ૨૧ મું.

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહીંરે;
પુન્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાસી માંહીંરે. ભૂતળ.
હરિના જનતો મુક્તિ ન માગે,માગે જનમોજન્મ અવતારરે;
નિત્ય સેવા નિત્ય કિરતન ઓછવ, નિરખવા નંદકુમારરે. ભૂતળ.
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયારે;
ધન ધનરે એનાં માતપિતાને, સફળ કરી એણે કાયારે. ભૂતળ.
ધન વૃંદાવન ધન એ લીલા, ધન એ વ્રજના વાસીરે;
અષ્ટમા સિદ્ધિ આંગણિયેરે ઊભી, મુક્તિ છે એમની દાસીરે. ભૂતળ.
એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગીરે;
કાંઈએક જાણે વ્રજનીરે ગોપી, ભણે નરસૈંયો ભોગીરે. ભૂતળ.

## પદ ૨૨ મું.

આંખ અણિયાળી સઉકો આંજે,આંજ્યામાં ઘણો વેહેરો રે;
જ્યાંલગિ પિયુ પ્રેમે ન બોલાવે,આભરણ સઘળાં ડેહેરો રે. આંખ—ટેક.
મ્હો મચકોડે મોહન ન રીઝે, હૃદયાભ્યંતર જોયરે;
આવળકેરાં ફૂલ અતિ સુંદર, શીશ ન ઘાલે કોયરે. આંખ.
સાચે મને અને સત્યવાદે, સદા શામળિયો રાચેરે;
નરસૈંયાના સ્વામિનો રસ ઊંડો, ભરિ લેવો ઘટ કાચેરે. આંખ.

## પદ ૨૩ મું.

મન માન્યું શામળિયા સાથે, વશ કરિ નેણનીસાને રે;
બોલ્યું ન ગમે બીજા કોનું, કામણ કીધાં કહાને રે. મન.
મોરલી વજાડે જેમ વેધાયે, મૃગ નાદ સાંભળિ કાને રે;
તેમ વેધાઇ રહ્યું મન મારૂં, ગોવિંદજીને ગાને રે. મન.
જે જે રાગ જેને હોય વલ્લભ, તે રીઝે તેને તાને રે;
નરસૈંયો રીઝે મન ભીને, હરિરસઅમૃત પાને રે. મન.

## પદ ૨૪ મું.

એક ગમે ગોપીનો વહાલો, અવર બીજાનું મારે કામ કશું;
બાપતણા સમ ખાઈને કહુંછું, નંદલાલ વસ્યે ગામ વસ્યું. એક.
શામળિયો સુંદર વર સજની, તેને દેખી મારૂં મન વિલસ્યું;
એને મૂકી જે બિજાને ભજશે, તેનું કાળે લાળે*કરમ ઘસ્યું. એક.
છેલછબીલો ને છોગાળો, ગોઠડિયાળો ગુણભંડાર;
નરસૈંયાનો સ્વામિ શામળિયો, વૈષ્ણવ જનકેરો દાતાર. એક.

## પદ ૨૫ મું.

તારા દાસના ચરણુની, રેણુ મસ્તક ધરૂં, જેથકી કોટિ કલ્યાણ પામું;
નિરખતાં સ્નેહશું, નેત્ર અમૃત ઠરે, ભવતણાં પાપ તે ક્ષણમાં વામું. ટેક.
ભકતને ભેટતાં, કિલ્મિષ નવ રહે, જ્ઞાનદીપકથકી તિમિર નાસે;
ધન ધન ભાગ્ય જે, સાધુસંગત કરે, કૃષ્ણ કીર્તનથકી કૃષ્ણ ભાસે. તારા.
એક ક્ષણવાર જે, સંતસંગત કરે, ધન ઘડી જંતુની તેજ જાણો;
ભણે નરસૈંયો, ભવસાગર બૂડતાં, હરિજન નાવ નિશ્ચે પ્રમાણો. તારા.

## પદ ૨૬ મું.

ગિરિ તળાટી ને કુંડ દામોદર, ત્યાં મેહેતાજી નહાવા જાય;
ઢેઢ વરણમાં દૃઢ હરિભકતી, તે પ્રેમ ધરિને લાગ્યા પાય. ગિરિ.
કરજોડીને પ્રાર્થના કીધી, વિનતિતણાં બહુ વધારે વચન;
મહાંતપુરુષ અમારિ અરજ એટલી, અમારે આંગણે કરોરે કિરતન. ગિરિ.
પ્રેમ પદારથ અમો પામિયે, વામિયે જન્મમરણજંજાળ;
કરજોડતામાં કરુણા ઉપજી, મેહેતાજી વૈષ્ણવ પરમદયાળ. ગિરિ.
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વ સમાન;
ગૌમૂત્ર તુળસીવૃક્ષ લીપજો, એવું વૈષ્ણવે આપ્યું વાકયદાન. ગિરિ.
મેહેતાજી નીશાયે આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઉછ્વ;
ભોર થયા લગિ ભજન કીધું, સંતોષ પામ્યા સઉ વૈષ્ણવ. ગિરિ.
ઘેર પધાર્યા હરિ જશ ગાતા, વાતા તાળ ને શંખ મૃદંગ;
હસિ હસિ નાગર તાળિયો લેછે, આ શારે બ્રાહ્મણના ઢંગ. ગિરિ.
મૌન ગ્રહીને મેહેતાજી ચાલ્યા, અધવધરાને શો ઉત્તર દેઉં;
જાગ્યા લોક નરનારી પૂછે, મેહેતાજી તમે એવા શું ? ગિરિ.
નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કાંઇ વિવેકવિચાર;
કરજોડીને કહે નરસૈંયો, વૈષ્ણવતણો મને છે આધાર. ગિરિ.

---

* લીયાળો; કોલસો.

## પદ ૨૭ મું.

એવારે અમો એવારે એવા, તમે કહોછો વળિ તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો,કરશું દામોદરની સેવા રે. એવારે.
જેનું મન જે સાથે બંધાણું, પેહેલું હતું ઘર રાતું રે;
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડે છે ગાતું રે. એવારે.
સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળિ ભુંડો રે;
તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે મને ઊંડો રે. એવારે.
કર્મ ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જેથકિ પામે, મારા પ્રભુનિ તોલે નાવે રે. એવારે.
હળવા કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વહાલા રે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલા રે. એવારે.

## પદ ૨૮ મું.

હળવે હળવે હળવે હરજી, મારે મંદિર આવ્યારે;
મોટે મોટે મોટે મેં તો, મોતીડે વધાવ્યારે. હળવે.
કીધું કીધું કીધું મુજને, કાંઈક કામણ કીધુંરે;
લીધું લીધું લીધું મારૂં, ચિતડું ચોરી લીધુંરે. હળવે.
જાગી જાગી જાગી હું તો, હરિ મુખ જોવા જાગીરે;
ભાગી ભાગી ભાગી મારા, ભવની ભાવટ ભાગીરે. હળવે.
ફૂલી ફૂલી ફૂલી હું તો, હરિમુખ જોઈને ફૂલીરે;
ભૂલી ભૂલી ભૂલી મારા, ઘરનો ધંધો ભૂલીરે. હળવે.
પામી પામી પામી હું તો, મહા પદવીને પામીરે;
મળિયો મળિયો મળિયો મેહેતા, નરસૈંયાનો સ્વામીરે. હળવે.

## પદ ૨૯ મું.—દ્રૌપદીની પ્રાર્થના.

દ્વારકાના વાસીરે, અવસરે આવજો રે, રાણી રુકિમણિકેરા કંથ;
દુષ્ટ દુર્યોધનરે, લાગ્યો મને પીડવારે, પ્રભુ મારા ચૌદશ ન્યાળું તારો પંથ. ટેક.

સોડ તાણીને રે, શું રે સુતો શામળા રે, આળસ મોડીને ઉઠો આજ;
લક્ષ્મીજી તળાંસેરે, પાવન તારાં પાવલાંરે, અમપર મેહેર કરો મારાજ. દ્વા.

આહનેથકારે, ગજ મૂકાવિયો રે, કીધી તમે સુધન્વાની સહાય;
નરસિંહરૂપે રે, હિરણ્યકશ્યપુ હણ્યો રે, પ્રલ્હાદ ઉગાર્યો લાગ્યો પાય. દ્વા.

છપ્પનકરોડ રે જાદવ તાહરા રે, સાથ બળિભદ્ર સરીખા ભ્રાત;
કાળીનાગ નાથ્યો રે,જરાસંધ જીતિયોરે,તે બળ ક્યાં ગયું મારા નાથ. દ્વા.

વસમી વેળામાં રે, વહારે ચડો વિઠ્ઠલા રે,ધાજો તમે છત્રપતી નિરધાર;
અસવારી કરજોરે, ગરુડની ઊપરે રે, નરસૈંયો વિનવે વારંવાર. ૬.

પદ ૩૦ મું.

કોણ એ સમાના કામની, દત્તફળિયેલ રામા;
દ્રૌપદીની લજ્જા રાખવા, હરિ ઉભા છે સામા. કોણ.
વહાલાજી ગયાતા વાડિયે, સર્વે સુંદરી સાથે;
શેલડીની છોઈ ઉતારતાં, છરી બેઠી છે હાથે. કોણ.
માનની મંદિર સિધાવિયાં, ચીંથરડું રે લેવા;
દ્રૌપદીએ ચીર વધેરિયું, હરિને હાથે બંધેવા. કોણ.
ત્રીકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવસેં નવાણું ચીર પૂરિયાં, સઘળી સભારે દેખે. કોણ.
ગરુડે ચઢીને ગોવિંદ આવિયા, આવ્યા અંતરજામી;
ભક્તઉદ્ધારણ ભૂધરો, મેહેતા નરસૈંનો સ્વામી. કોણ.

પદ ૩૧ મું.–સુદામાચરિત્ર.

જદુપતીનાથ તે, મિત્ર છે તમતણા,જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવતણી, હેત ધરશે હરી, મનના મનોરથ સફળ થાશે. જદુપતિ.
ઘેર બાળક સહુ, દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણાં;
નિરધન સરજિયાં,પુણ્ય કીધાં વિના, કર્મના દોષ તે આવી પૂણ્યા. જદુપતિ.
જદુપતિ જાદવો, ભક્તિવશ માધવો, કરશે કરુણા પ્રભુ દીન જાણી;
ગોમતીસ્નાનથી,કોટી અઘ નાસશે, નિર્ખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુપતિ.
કૃષ્ણને હળિમળી,શીઘ્ર આવો વળી,જાણશે દુઃખ અંતરજામી;
વિનતિ મનમાં ધરો,આળસ પરહરો,સ્હાય થાશે નરસૈંનો સ્વામી. જદુપતિ.

પદ ૩૨ મું.

સાંભળો ભામની,કાન ધરિ કામની, કવણ કહાવું હું કૃપણ પાપી;
ત્રિભુવન નાથ તે,મહિપતી માધવો,કેમ બોલાય ત્યાં વાત ચાંપી. સાંભળો.
દિવસ ઝાઝા થયા,બાળપણને ગયા,નરપતી નવ પિછે પ્રીત જુની;
દુરબળ રંક હું, ભિક્ષુક બાપડો, નવ લહું ચોકશી ખોટી ચુની. સાંભળો.
ઉગ્રસેન અક્રુર, ઓધવ છે ત્યહાં, બળિભદ્ર ને અનિરૂદ્ધ પાસે;
કોટી જોદ્ધાં જયહાં, ઉભો રહીશ કયાં,કોણ આવી મ્હારો હાથ સ્હાસે. સાંભળો.
જડિત રત્નો મણી,કાંતિ ભાસે ઘણી,તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલિ શકું,વેણુ વદતો થકું,ધમણ ધમતો રહું સ્વાસોસ્વાસે. સાંભળો.

મૌન બેસી રહો,સુખ દુઃખ સઉ સહો,ભોગવો કર્મ જે ભાગ્ય ચોટયું;
દુરિજન લોક તે, છોને લવતા રહે, નરસૈંના સ્વામીનું બિરદ મોટું. સાંભળો.

### પદ ૩૩ મું.

સ્વામિ સાચું કહ્યું, બોલવું નવ રહ્યું, કંથનાં વચન તે વેદવાણી;
ભવતણું નાવ તે, ભકિત ભૂધરતણી, તેહ હું પ્રીછવું સ્નેહ આણી. સ્વામિ.
નથિ હરિ વેગળા, ભકિત ભાવે મળ્યા, રાય ને રંક તે એક ધાટે;
લખપતી કોટિધજ, મંન નાણે રતી,શક્ર સરિખા ત્યાંહાં નહિરે સાટે. સ્વામિ.
બ્રહ્મણ્ય દેવ દયાળ શ્રીકૃષ્ણજી, નિજ જન જાણિને સુદ્ધ લેશે;
પ્રીતની રીત તે, જાય નહિ વીસરી,બાળલીલાતણાં ચરિત્ર કહેશે. સ્વામિ.
“ નથિ કાંઇ ઓઢવા, ભેટ લેઈ જવા,કેમ કરી જાણશે કૃષ્ણ કામી;
દત્ત નથિ આપણું,વદન લજ્જાગણું,નિરખતાં લાજે નરસૈંનો સ્વામી” સ્વામિ.

### પદ ૩૪ મું.

વીનંતી વળી કહું, ભેટ લાવી દઉં, પોતિયે તાંદુલ ગાંઠ બાંધો;
જાણશે થોડે ઘણું,ભાવ ભોજનતણું, ધન્ય તે કૃષ્ણસું સ્નેહ સાંધો. વીનંતી.
ભિલડિનાં બોર તે, ભાવે આરોગિયાં, જૂઠું અન્ન આહિરનું લીધું;
ભકત વીદૂરની, ભાજી ભાવે જમ્યા, ભૂપનું નોતરૂં પાછું કીધું. વીનંતી.
પેરે પેરે પાંડવ, કષ્ટ નિવારિયાં, ભકત કારણ કંઈ દુષ્ટ તાર્યાં;
ઉંચ ને નીચનું, એને છે પારખું, પતિત અધર્મિ કંઇ કોટી તાર્યા. વીનંતી.
ભકિતવશ વિઠ્ઠલો, સંત સાથે મળ્યો, સમોવડને નવ ચૂકે ટાણે;
સંત સમરે ત્યહાં, આવી ઉભો રહે,ભક્તના મનતણો ભાવ જાણે. વીનંતી.
જાઓ વેગે કરી,નિરખો મુકિતપુરી,ધન્ય ધન્ય તારુણીસ્નેહ ન્યાળો;
નરસૈંના નાથને, નિરખો નિશ્ચય કરી,કામનિયે કંથને બાંહે ઝાલ્યો. વીનંતી.

### પદ ૩૫ મું.

ચાલિયો વાટમાં, જ્ઞાનના ધાટમાં, મિત્ર મોહનતણું નામ લેતો;
ધન્ય એ નાર અવતાર સુફળ કર્યો,કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો. ચાલિયો.
માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણિને, લોભ કીધે ત્યાંહાં પ્રીત તૂટે;
કહ્યું મેં અબળા, સૂખે બેસી રહો, માંગતાં તો બધો મર્મ છૂટે. ચાલિયો.
માગિયું મેં નથી, શું મુખે કહું કથી, ભોગવું કર્મ જે ભાગ્ય લાગ્યો;
શ્રીપતિનાથે મને, રંક સરજાવિયો,એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો. ચાલિયો.
આવી ઊભો રહ્યો, કંઠ ગદગદ થયો,કોટિ સૂરજ શશિ જ્યોત ભાસે;
ઉર દયા આણિને, હરિજન જાણિને, પોળિયે જઇ કહ્યું કૃષ્ણ પાસે. ચાલિયો

મંદિરે તેડિયા, ચાલિને ભેટિયા, ત્રિવિધિના તાપ તે સર્વ નાઠા;
હેમસિંહાસને, લેઇ બેસારિયા, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટયાં. ચાલિયો.
તેલ ફૂલેલ મરદંન કરાવિયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી, ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીશ લીધું. ચાલિયો.
પુનિત પિતાંબર, પેહેરવા આપિયું, કનકને થાળે પકવાન દીધાં;
ભાવતાં ભોજન, કૃષ્ણ હાથે કર્યાં, લીધું આચમન ને કાજ સીધ્યાં. ચાલિયો.
કૃષ્ણે પલંગપર, પોતે પધરાવિયા, દધિસુતા વીંજણે વાયુ ભરતાં;
સત્યભામાદિક, નારી નિરખી રહી, નરસૈંનો નાથ પદસેવ કરતાં. ચાલિયો.

## પદ ૩૬ મું.

ભાગ્ય જો જો બાઇ, કૃપણ ભિક્ષુકતણું, રુક્મિણી આદિ સૌ નારી બોલે;
હળધર જોગ્ય તે, ભોગ પહોંચાડિયા, અજ અંબરીષથી અધિક તોલે. ભા.
આ કૃપણરૂપ તે, પ્રગટિયું કયાં થકી, વસ્ત્ર મેલાં દિસે કર્મફૂટયો;
ત્રિગુણને દૂર્લભ, સેજ રમાતણી, વશ કરી નાથને પાપ છૂટયો. ભા.
અંગ અતિ કમકમે, ધમણ મ્હોડે ધમે, ઉધરસે ને વળી નાક લૂતો;
જો જો કૌતક હરી, દેહ દશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો. ભા.
પહોડીને ઉઠિયા, સ્નાને બેસારિયા, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી, શીત જળ આપિયું, કનક કટોરે તે પાણી પીધું. ભા.
શ્રીમુખે બોલિયા, કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો;
કુશળ છે બાળગોપાળ સહુ તમતણાં, ભાગ્ય મોટું મને ચિત્ત લિધો. ભા.
ગૃહસ્થના ધર્મમાં, હુંય વળગી રહ્યો, હું ને મારી વળી ગત્ય ભૂલ્યો;
મિત્ર સુદામાની, સુદ્ધ લીધી નહીં, કામની કેફમાં હુંજ ડૂલ્યો. ભા.
સાંદીપનીગોરને, ઘેર આપણભણ્યા, ધન્યધન્યદિવસ તે સુફળ કહાવ્યો.
એક રેણી રહ્યા, વનવિષે આપણે, સરપણ ભાંગતાં મેઘ આવ્યો. ભા.
અન્ન લીધા વીના, ભૂખ્યા બેશી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી;
વીસરી ગયું છે કે, વીર તને સાંભરે, સાંદીપની ગોરની અચળ વાણી. ભા.
ભાભીએ ભેટ જે, મોકલી મુજ ભણી, ભાવશું ભાઈ તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી, વિપ્ર આઘી ધરે, નરસૈંના સ્વામીએ નજરે દીઠી. ભા.

## પદ ૩૭ મું.

છપ્પનભોગ જ્યાં, કવણ તાંદૂળ ત્યાં, આપતાં ઊર સંકોચ આવે;
જેરે જોઇયે તે, આવી મળે કૃષ્ણને, તાંદૂળભેટ તે તુચ્છ કહાવે. છ.
(પણ) ધાઇ લીધા હરી, મૂઠી તાંદૂળ ભરી, પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઈંદ્ર કુબેરથી, અધિક વૈભવ કર્યો, રુક્મિણીકર ગ્રહ્યો શીશ નામી. છ.

એક રહ્યાં અમો, એક બીજા તમો, ભક્તને અઢળક દાન કરતાં;
પ્રેમદાએ પ્રેમનાં, વચન એવાં કહ્યાં, હાથ સાહ્યો ત્રીજી મૂઠી ભરતાં. છપ્પન.
વીનતાવચન તે, વિપ્ર સમજ્યો નહીં, ચાલવા ઘરભણી શીખ માગી;
નરસૈંને નાથે દુરબળપણું ટાળિયું, ભૂખના દુઃખની ભીડ ભાગી. છપ્પન.

## પદ ૩૮ મું.

વિપ્ર ચાલ્યો વળી, કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોચી વિચાર કરતો;
આપ્યું તો કાંઈ નહીં, ત્રીઠ જાણી નહીં, તેતણો શોચ હૃદીયેજ ધરતો. વિપ્ર.
અષ્ટ મહા સિદ્ધિતણી, રિદ્ધિ નવનિધીતણી, સંપતીમાં રહ્યો ભાગ માણી;
કામની કથને હું, દ્વારિકાં આવિયો, અમતણી ત્રીઠ તો નવ જાણી. વિપ્ર.
બાળગોપાળ જે, વાટ જોતાં હશે, તેહને જોઇ અમો શું કહેશું;
મિત્ર મોહનતણું, હેત જ્યારે પૂછશે, કામનીને ઉત્તર કેમ દેશું. વિપ્ર.
એમ ચિંતા કરે, નેત્રથી નિર ઝરે, કર્મની વાત મનમાંહિ ધારી;
નરસૈંનો નાથ તો, અતિ ઘણો લોભિયો, પીતાંબરી પણ લીધી ઉતારી. વિપ્ર.

## પદ ૩૯ મું.

ધન્ય તું ધન્ય તું, રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહિ મુજ જોગ તે, ભોગ પહોંચાડિયા, આજ અંબરીષથી અધિક કીધું. ધન્ય
કનકને આસને, મુજને બેસારિગો, રુકિમણી કૃષ્ણનો હાથ રહાતાં;
હેત કરિ કરિ હરી, ચરણ તળાંસિયા, ખટરસ ભોજન ખાંતે ખાતાં. ધન્ય.
બાળપણાતણો, સ્નેહ નવ વિસરિયો, મિત્ર મોહનતણી પ્રીત સાચી;
હેતથી હળિમળિ, માન દીધું મને, રંક બેસારિયો કનક માંચી. ધન્ય.
ધન્ય ધન્ય કૃષ્ણજી, સંત સેવા કરી, ધ્યાન ધરતો નિજ દ્વાર આવ્યો;
રતનજડિત મણી ભવન શોભા ઘણી, દેવ શું દ્વારિકા આંહિં લાવ્યો. ધન્ય.
કનકની ભૂમિ ને રત્નના થાંભલા, અર્કની જોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વીહાર સ્થાનક ઘણાં, કામની નિરખતાં કામ હીસે. ધન્ય.
સપ્ત નવ વરસની, દીઠિ ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રૂપાળી;
સોળ શણગાર તે, અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી. ધન્ય.
સહસ્ત્ર દાસી મળી, દીશે વીંટી વળી, કામની કંથની પાસ આવી;
સ્વામિરે સ્વામી હું, દાસી છું તમતણી, ચાલો મંદિરવિષે પ્રેમ લાવી. ધન્ય.
ગોમતીસ્નાન કરિ, કૃષ્ણજી નિરખિયા, પુણ્ય પ્રગટ થયું પાપ નાહું;
તેથકી સ્મૃદ્ધિ આ, સકલ તે સાંપડી, મટિ ગયું આપણું ભાગ્ય માઠું. ધન્ય.
કૃષ્ણ કહેતા તે નિજ ધામ પધારિયા, નવલ જોબન થયાં નર ને નારી;
વીનતી ઉચરતાં, રજનિ વીતી ગઈ, નરસૈંના સ્વામીની પ્રીત ભારી. ધન્ય.

# બાળલીલા.

## પદ ૧ લું.-રાગ વસંત.

હવે કયાં જઇએ શામળીઆ વહાલા, જોર અમારૂં કીધું;
નાનકડી ગોપીનું ગોરસ, વાટી વાટીને પીધું. હવે કયાં.
નાસંતાં નહિ છૂટે રે, દૃષ્ટિથકી નહિ ચૂકું;
ઘેરીને લેઇ હું ઘરમાં ઘાલું, બાંધીને આજ મૂકું. હવે કયાં.
ઓશીઆળો આંગણિયેરે ઉભો, અન્યા થયો અપાર;
ભલે મળ્યો મેહેતા નરસૈંયાનો સ્વામી, ભકતતણો દાતાર. હવે કયાં.

## પદ ૨ જું.

જશોદાજી જમવાને તેડે, નાચંતા હરી આવેરે;
બોલે મીઠડા બોલડીઆ ને, અંગોઅંગ નચાવેરે. જશોદાજી.
મુખની શોભા શી કહું જાણે, પૂનમચંદ બીરાજેરે;
નેત્રકમળના ચાળા જોઈ જોઈ, મનમથ મનમાં લાજેરે. જશોદાજી.
અંજન બેઉએ નયણે સાર્યાં, ઉર લટકે ગજમોતીરે;
તિલકતણી રેખા અતિ સુંદર, માતા હરખે જોતીરે. જશોદાજી.
સ્નેહ જણાવીને પુત્રનો કહાનો, આવીને કોટે વળગ્યોરે;
લાડકડો અતિ લાડ કરે છે, ક્ષણુ ના મેહેલું અળગોરે. જશોદાજી.
ખોળે બેસાડીને ભોજન કરતાં, માતા આનંદ પામીરે;
ભગતવચ્છલ ભૂધરજી મળ્યા, મેહેતા નરસૈંયાનો સ્વામીરે. જશોદાજી.

## પદ ૩ જું.

જશોદાજીને ખોળે બેઠા, સુંદર વ્રજનો નાથરે;
ભોજન કરતાં મેહેતે દીઠા, જેના જુડડા હાથરે. જશોદાજી.
ભોજન કરી રમવા સંચરયા, જનુનીએ ભીડી બાથરે;
આભ્રણુ સઘળાં એઠાં કીધાં, અંગે વળગ્યો ભાતરે. જશોદાજી.
મુખ કેરાં મરકલડાં જૂવે, ગોપી જનનો સાથરે;
ભણે નરસૈંયો આનંદ વાધ્યો, ગોવિંદના ગુણુ ગાતરે. જશોદાજી.

## પદ ૪ થું.-રાગ માલવ.

જમો જમોરે નહાના લાડકડા, માતા જશોદાના બાળકડા;
રાડ ના કીજે સામળીઆ વહાલા, તારી જનુની કરે કાલાવાલા. ટેક.
મધુરો શો કોળીઓ મેહેલો મુખ માંહી, વહાલા હળવે હળવે લીજેરે;
કહડયાં દૂધ સાકર સંગાથે, એકેક ઘૂટડે પીજેરે. જમો.

વેણુ વાગે વાલાજી તમારી, બલભદ્રપે મોટી થાયરે;
ભગતશિરોમણી જનુની વહાલાને, એવે એવે વચને વાયરે. જમો.
કૌતક જોતાં વ્રજની ગોપી, તન મન ધન ત્યાં વારેરે;
નરસૈંયાચા સ્વામીનું મુખડું, ફરી ફરી જશોદા ન્યાળેરે. જમો.

## પદ ૫ મું.–પ્રભાતિયું.–નાગદમન.

જળકમળ છાંડિ જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે. જળ. ટેક.
કહેરે બાળક તું મારગ ભૂલ્યો,કે તારા વેરીએ વળાવિયો;
નિશ્ચે તારો કાળજ ખૂટયો, અહિંયાં તે શીદ આવિયો. જળ.
નથી નાગણુ હું મારગ ભૂલ્યો,નથી મારા વેરિયે વળાવિયો;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શીશ હું હારિયો. જળ.
રંગે રૂડો રૂપે પૂરો, દીસતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જણ્યા, તેમાં તું અળખામણો. જળ.
મારી માતાએ બેહુ જણ્યા, તેમાં હું નટવર નહાનડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કહાનડો. જળ.
લાખ સવાનો મારો હાર આપું, આપું’ર તુજને દોરિયો;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરિયો. જળ.
શું કરૂં નાગણુ હાર તારો, શું કરૂં તારો દોરિયો;
શાને કાજે નાગણુ તારે, કરવી ઘરમાં ચોરિયો. જળ.
ચરણુ ચાંપી મૂછ મરડી, નાગણે નાગ જગાવયો;
ઉઠોને બળવંત કોઈ, બારણે બાળક આવિયો. જળ.
બેઉ બળિયા બાથે વળગિયા, કૃષ્ણે કાળિનાગ નાથિયો;
સહસ્ર ફેણુ ફુંફવે જેમ, ગગન ગાજે હાથિયો. જળ.
નાગણુ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લેઈ જશે, પછી નાગનું શીશ કાપશે. જળ.
બેઉ કરજોડીને વીનવે, સ્વામી, મૂકો અમારા કંથને;
અમે અપરાધી કાંઈ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને. જળ.
થાળ ભરી સૌ મોતિયે, શ્રીકૃષ્ણનેરે વધાવિયો;
નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો. જળ.

---

# જ્ઞાન અને વૈરાગ્ય.

## પદ ૧ લું.-પ્રભાતિયાં.

જે ગમે જગતગુરુદેવ જગદીશને, તે તણો ખરેખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઇ નવસરે,ઊગરે એક ઉદ્વેગ ધરવો. જે. ટેક.
હું કરૂં હું કરૂં, એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે, સર્વ એણીપેરે, જોગી જોગેશ્વરા કોઇક જાણે. જે.
નીપજે નરથી તો, કોઈ ન રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઇ, દૃષ્ટે આવે નહીં, ભવનપર ભવનપર છત્ર દાખે. જે.
ઋતુ લતા પત્ર ફળફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં, જેહને જે લખ્યું, તેહને તે સમે તેજ પોહોંચે. જે.
ગ્રંથ ગરબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એજ મન એમ સૂજે. જે.
સૂખ સંસારિ મિથ્યા કરી માનજો, કૃષ્ણવિના બિજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી,નરસૈંયો એમ કહે,જન્મ પ્રતિ જન્મ હરિનેજ જાચું. જે.

## પદ ૨ જું.

અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રીહરી, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. અ૦ ટેક.
પવન તું પાણિ તું, ભૂમિ તું ભૂધરા,વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી,અનેક રસ લેવાને,શિવથકી જીવ થયો એજ આશે. અ૦
વેદ તો એમ વદે, શ્રુતિ સૌ શાખ દે, કનકકુંડળવિષે ભેદ ન્હોય;
ઘાટ ઘડિયા પછી, નામ રૂપ જુજવાં, અંત્યે તો હેમનું હેમ હોય. અ૦
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈંયો એ, મનતણી શી રચના,પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે. અ૦

## પદ ૩ જું.

શરિર શોધ્યા વિના, સાર નહિ સાંપડે, પંડિતા પાર નહિ પામો પોથે;
તાંદુલા મેલિને,તુષને વળગી રહ્યો, ભૂખ નહિ ભાગે એમ ઠાલે થોથે. શ૦ ટેક.
રસના સ્વાદમાં, સર્વ રૂંધાઈ રહ્યા, વિગતિ ગુરુજ્ઞાનવિનારે ગુંથે;
વાણી વિલાસમાં, વિવિધ વાણી વડે, પરહરી વસ્તુને વળગે ચુંથે. શ૦
શબ્દ શીખે ખરો,સકળ વિદ્યા ભણે,અધ્યાત્મ ઊચરે આવી ઓથે;
પ્રપંચ પિંડમાં રહ્યો, અહંકાર, નવ ગયો, આથડ્યો એમ અનંત કોઠે. શ૦
શાસ્ત્રકથા કહે, રજનિમાં આથડે, એમ અજ્ઞાનમાં શીશ ગોઠે;
ભણે નરસૈંયો જે, ભેદ જાણી જુઓ, મેં તો રચી કહ્યું પદ ચોથે. શ૦

### પદ ૪ થું.

જાગીને જોઉં તો, જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. જા૦—ટેક.
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઊપન્યાં, અણુઅણુમાહિં રહ્યાંરે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડથકી ડાળ તે નહિ રે અળગી. જા૦
વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ સાખ્ય દે, કનકકુંડળવિષે ભેદ નોયે;
ઘાટ ઘડ્યા પછી, નામ રૂપ જૂજવાં, અંત્યે તો હેમનું હેમ હોયે. જા૦
જીવ ને શીવ તો, આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈંયો એ, તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઈ સંત સીધ્યા. જા૦

### પદ ૫ મું.

જુવાનીને દહાડેરે, હરિને જાણ્યા નહીંરે, મોહ્યું પરદારા સાથે મંન;
કાંઇકને મોહ્યોરે, કામનીના કલ્પમાંરે, કાંઇએક જોડવા ધાયો ધંન. જુ૦—ટેક.
પચીસ ને પચાસેરે, પરપંચમાં ગયાંરે, દોહિલા આવ્યા સાઠ વર્ષના દંન;
સિત્તેરને સુધીરે, કાંઇ સમજ્યો નહીંરે, પછે ચાલ્યો સાધન કરવા વંન. જુ.
આંખડીયે ન સુઝેરે, ગળે બહુ નાસિકારે, બોલે તે તો સંભળાય નહીં કરણ;
માયા તો ન મૂકેરે, તૂટે નહીં તૃષ્ણારે, ઓળખાયા નહીં અશરણશરણ. જુ.
હાથમાં લાકડીરે, ચરણ ચાલે નહીંરે, તૂટીને શિથિલ થયું છે તંન;
મુખમાંહી દંતરે, એકે દીસે નહીંરે, તોય પાપી ઉદર માગે અન્ન. જુ.
ભાગ્ય જેનું ભલુંરે, આ અવસરને ઓળખ્યોરે, તેતો પ્રાણી કેહેવાય હરિના જંન;
નરસૈંના સ્વામીનેરે, સુખમાં સંભારજોરે, જો હોય પેલા ભવનું પુન્ય. જુ.

### પદ ૬ ઠું.

જ્યાંલગી આતમા, તત્ત્વ ચીન્યો નહીં, ત્યાંલગી સાધના સર્વ જૂઠી;
માનુષદેહ તાહરો, એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી. જ્યાં૦
શું થયું સ્નાન સેવા ને પૂજાથકી, શું થયું ઘેર રહિ દાન દીધે;
શું થયું ધરિ જટા ભસ્મલેપન કરે, શું થયું વાળ લોચન* કીધે. જ્યાં૦
શું થયું તપ ને તિરથ કીધાથકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધાર્યાથકી, શું થયું ગંગજળ પાન કીધે. જ્યાં૦
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટદરશન સેવાથકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં૦
એ છે પરપંચ સહુ, પેટ ભરવાતણા, આતમારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે, તત્વદર્શનવિના, રત્નચિંતામણી જનમ ખોયો. જ્યાં૦

---

* વાળ લોચન—લુંચન કરાવવા—ચૂંટાવવા તે.

## પદ ૭ મું.—રાગ વેરાવળ.

સુખ દુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં. સુખ દુઃખ—ટેક.
નળ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અરધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુખ દુઃખ.
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી. સુખ દુઃખ.
સીતા સરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી. સુખ દુઃખ.
રાવણ સરિખો રાજીયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, બાધી લંકા લુટાણી. સુખ દુઃખ.
હરિશ્ચંદ્ર રાય સતવાદિયો, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નિચ ઘેર પાણી. સુખ દુઃખ.
શિવજી સરખા સતા નહીં, જેની પારવતી રાણી;
ભોળવાયા ભીલડીથકી, તપમાં ખામી ગણાંણી. સુખ દુઃખ.
સર્વે દેવને જયારે ભિડ પડી, સમરયા અંતરજામી;
ભાવટ ભાંગી ભૂધરે, મેહેતા નરસૈંને સ્વામી. સુખ દુઃખ.



# પ્રેમાનંદ ભટ.

## આ કવિ ગુજરાતી ભાષામાં સર્વોપરી છે.

## ઓખાહરણ.

### કડવું ૧ લું.--રાગ રામગ્રી.

શ્રી ગુરુ ગોવિંદને ચર્ણે લાગુંજી, ગણપતી સારદા વાણી માગુંજી;
અંતર્ગતમાં ઇચ્છા છે ઘણીજી, ભાવે ભાખું કથા હરીતણીજી.
જે સાંભળતાં સુખ થાયેજી, મનની તે ચિંતા જાયેજી;
ચતુર્દશ લોક જેને માનેજી, તેના ગુણ શું લખિયે પાનેજી.

ઢાળ.

પાને તે લખ્યા જાય નહીં, શ્રીગણેશના ગુણગ્રામ;
સકળ કારજ સિદ્ધિ પામે, મુખે લેતાં નામ.
ગજવદન ગજનાસિકા, વાળ દંત ઉજ્વળ એક;
આયુધ ફરસી કર ગ્રહી, જેણે હણ્યા અસુર અનેક.
સુદ્ધ બુદ્ધ બે શામ છે, સૂત લાભ ને વળી લક્ષ;
સિંદુર અંગે શોભિતું, મોદિક અમૃત ભક્ષ.
નીલાંબર પીતાંબર પેહેર્યા, ચઢે સેવંત્રા સેવ;
મ્હારા પ્રભુજીને પ્રથમ પૂજીએ, જય દુંદાળો દેવ.
ગૌરીનંદન વિશ્વવંદન, ભીડભંજન દેવ;
તેત્રીશ ક્રોડમાં દીપતો, સુરનર કરે તારી સેવ.
સેવું બ્રહ્મતનયા સરસ્વતી, રૂપ મનોહર માત;
બ્રહ્મચારિણી ભારતી, તૂં વૈષ્ણવી વિખ્યાત.
શ્વેત વસ્ત્ર ને શ્વેત વપૂ, શ્વેત વાહન હંસ;
વિશ્વંભરી વરદાયિની, કરે કોટી વિઘ્નનો ધ્વંશ.
કરુણાકટાક્ષી કમળનયની, કમળભૂકન્યાય;
વેદ કર્મ જટા ઉપનિષદ, ધર્મશાસ્ત્ર ને ન્યાય.

બ્રહ્મવિદ્યા ને યોગવિદ્યા, પુરાણ અષ્ટાદશ;
ગાનતાન રસાલ તાલ, એ સર્વ તારે વશ.
દુહા ગાથા ને કવિત કથા, છંદભેદ ને નાદ;
એ તરંગ તારા સરસ્વતી, છે શબ્દના સંવાદ.
ચતુરભુજ ને ચાતુરી, વરણવું તારા ન્યાસ;
વૈશંપાયન વાલ્મિકી, તુંને માને વેદવ્યાસ.
જૈમિનિ ને સૂત પુરાણિક, તેને કૃપા તારી હવી;
તેંજ ભટ્ટાચાર્ય કીધો, કાળિદાસ કીધો કવી.
કરુણાળ તૂ ને દયાળ તૂં, હૂં કિંકર તારો માય;
રંક જાણી આપ્ય વાણી, ગ્રંથ પૂરણ થાય.
સહકાર ફળ વામણો ઇચ્છે, અપંગ તરવા સિંધુ;
તેમ દાસ તારો હૂં ઇચ્છું છઉં, બાંધવા પદબંધ.

**વલણ.**

પદબંધ બાંધું કથાકેરો, આખ્યાન ઓખાહરણુરે;
વદે વિપ્ર પ્રેમાનંદ માગું, મા કરો ગ્રંથ સંપૂર્ણુરે.

**કડવું ૨ જું-રાગ રામગ્રી.**

એણી પેરે બોલ્યા શ્રીશુકદેવજી, બાણાસુરનો ઉતાર્યો અહમેવજી;
હરે આપ્યા સહસ્ર હાથજી, ચક્રે છેદ્યા તે વૈકુંઠનાથજી.

**ઢાળ.**

વૈકુંઠનાથે હાથ છેદીને, ઉતારચું અભિમાન;
પરીક્ષિત પૂછે શુકદેવને,કહો ઓખાનૂં આખ્યાન.
વ્યાસનદન વદે વાણી, વર્ણવૂં પૂર્ણાનંદ;
રસિક કથા ભાગવતતણી, તેમધ્યે દશમસ્કંધ.
શુકદેવ કહે પરીક્ષિતને, સુણ બાસઠમો અધ્યાય;
આખ્યાન ઓખાહરણનૂં, અનિરૂદ્ધહરણ કથાય.
પરબ્રહ્મથી એક પદ્મ પ્રગટ્યૂં, તેથી પ્રજાકર;
પ્રજાપતીનો મરીચિ, તેનો કશ્યપ નામે કુંવર.
તેથી હિરણ્યકશિપુ, પ્રલ્હાદજી, તેથી વિરોચન;
વિરોચનનો બળી બલિ, તેનો બાણાસુર રાજન.
તે શોણિતપુરમાં રાજ કરતો, ઉપન્યો મંન વિચાર.
વર પામૂં ઈશ્વર આરાધું, વશ વરતાવું સંસાર.
તેણે શુક્રાચાર્યને પૂછીયું, લાગી ગુરુને પાય;
કહો ગુરુજી તપ કર્યાનો, શુદ્ધ મને ઉપાય.

શુક્ર બોલ્યા હેત કરીને, સૂણ બાણાસુર રાજાન;
સર્વથકી ઉત્તમ ઉપાસન, કહું પરમ નિધાન.
ગંગાતટે જઇ તપ કરો, ઉપાસો મહાદેવ;
જો શંભુ પ્રસન્ન થઈ, વર આપશે તતખેવ.
શુક્રનાં વાયક સાંભળી, થયો બાણ મન ઉલ્લાસ;
તપ કરવાને ચાલિયો, મન ધરીને વિશ્વાસ.
કૌભાંડ નામે મોટો મંત્રી, તેને સોંપ્યું પૂર;
કૈલાસ નિકટે ગંગાતટે, જઇ તપ કરે અસૂર.
આસન વાળી ને લાગી તાળી, જપે ભોળો દ્દઢ મંન;
શત વરસ એમ વહી ગયાં, ઉધઇ વળગી તંન.
વૃષા, શીત ને ગ્રીષ્મ વેઠે, ઓઢવા અવની ને આભ;
શ્રવણે સુગ્રીવે માળા ઘાલ્યા, મસ્તકે ઉગ્યો ડાભ.
ક્ષુધા તૃષા તજીને બેઠો, અઘોર માંડ્યું તપ;
માળા ફેરવે મનતણી, જપે જોગેશ્વરનો જપ.
ઇંદ્રે મોકલી અપ્સરા, તપધ્યાન કરવા ભંગ;
બાણાસુર ચૂકે નહીં, પરભવે નહીં અનંગ.
વૃષભે ચઢી શિવ આવિયા, ધરી અતીતકેરૂં રૂપ;
બાણાસુરને બોલાવિયો, ભાવે કરીને ભૂપ.
નેત્ર ઉઘાડીને નિરખીયું, ત્યારે દીઠા શંકર જાણ;
ઘશી હશીને ચરણે લાગ્યો, સ્તુતિ કરી નિરવાણ.
માગ્ય માગ્યરે મહિપતી, એમ કહે છે ઉમિયાનાથ;
બાણાસુર કહે નાથજી, મુને આપો સહસ્રજ હાથ.

**વલણ.**

સહસ્ર હાથ આપો હરજી, ગણો ગણપતી સમાનરે;
વિપત પડે તો આવજો, હા કરી શિવ હવા અંતરધ્યાનરે.

**કડવું ૩ જું.--રાગ યમન-કલ્યાણ.**

આવ્યા આવ્યા ઉમયા સહિત મહાદેવ, દીઠી દીઠી અસુરતણી ઘણી સેવ.
નયણે નીરખ્યો શ્વાસજ દેહ, દીઠો સુકા કાષ્ટવત તેહ.
તેને લાગી શંભુજીસું તાળી, બાણાસુર બેઠો આસન દ્દઢ વાળી.
એવા એવા તપનો માંડ્યો અભ્યાસ, માથા ઉપર ફુટી નિકળ્યાં ઘાસ.
એના તપનો નહીં આવ્યો પાર, એમ વર્ષ ગયાં છે એક હજાર.
એવું તપ જોઇને બોલ્યા ત્રિપુરારી, તમે સાંભળો પાર્વતી નારી.
એને તપે ત્રૈલોક બાધું ડોલે, બાણાસુર તો બોલાવ્યો નવ બોલે.

તમે કહો તો એને વર આપૂં, ને હું સત્ય વચન કરી થાપૂં.
વળતાં બોલ્યાં પારવતી રાણી, એવા દુષ્ટને નાપો શૂલપાણી.
દૂધ પાઇને ઉછેરો છો સાપ, તેથી તમે પામશો મહા સંતાપ.
પેહેલાં તમે ભસ્માંગદને વરદાન દીધું, વરદાન પામ્યો કારજ એનું સીધ્યું.
વરદાન રાવણાદીકને આપ્યાં, તેણે દુષ્ટે જાનકીનાથ સંતાપ્યાં.
તે માટે ઝાઝું શું તમને કહિયે, હાંરે એવા દુષ્ટથી વેગળા રહિયે.
પછે તમને શી શીખામણ દીજે, ભોળા શંભુ રૂડું જાણો તેમ કીજે.
જાઓ નારી પાનીએ બુદ્ધિ તમારી, વરદાન આપતાં ન રાખીએ વારી.
એવું કહીને બોલ્યા તે ભોળોનાથ, દીધો બાણાસુરને શિર હાથ.
ઉઠ ઉઠ પુત્ર તૂં વર માગ્ય, તૂં તો સમાધી તજીને જાગ્ય.
વાણી શંભુની સુણીને જાગ્યો, તેણે શિવજી પાસે વર માંગ્યો.
સ્વામી મને સહસ્ર હાથજ આપો, મુજને પુત્ર કરીને થાપો.
એકએક હસ્ત એવો કીજે, હસ્તી સહસ્રતણું બળ દીજે.
અસ્તુ અસ્તુ કહિને શિવે વર આપ્યો, તેને તો પુત્ર કરીને થાપ્યો.
વરદાન લઈને દાનવ ઘેર આવ્યો, તેને બધા નગ્ર લોકેરે વધાવ્યો.

## વલણ.

વધાવ્યો ત્યાં લોક સર્વે, આનંદ ઘણો મન થાયરે;
આવી રાજ બેઠો બાણાસુર, તેને ઉલટ અંગ ન માયરે.

## કડવું ૪ થું.—રાગ કેદારો.

વર આપી વળ્યા વિષધારીરે, સહસ્ર ભુજ પામ્યો અહંકારીરે;
ખોંખારીને કહે પામ્યો હું જયરે, હું તો થયો છું અક્ષયરે.
અભીમાની બોલે એમ ગર્વ વચંનરે, પુરવિષે આવ્યો રાજંનરે;
સહુને આનંદ વાધ્યો મંનરે, પાય લાગે પુરના જંનરે.

## ઢાળ.

પાય લાગે પ્રજા પુરની, આવી મળ્યો પરધાન;
સહસ્ર ભુજ અંબુજ ફૂલ્યાં, તરુવરને સમાન.
જાણે જગમાં વડડાળ ફુલી, હસ્ત એમ રાજાતણા;
પોહોંચે પોહોંચી ઝગમગે, જેવી શેશનાગની ફણા.
એકએક હસ્તે સહસ્ર હસ્તિબળ, વસૂધાતળ વશ કીધું;
નાગવર્ગ ને સ્વર્ગ જીતી, એક ચક્રે રાજ કીધું.
ચોંસઠ દેશ ને ચારે દિશા, બાણે વરતાવી આણ;
પાયે પૃથ્વીને ધ્રુજાવે, જુદ્ધ જુદ્ધ વદે મુખ વાણ.

મંત્રી સાથે વઢવું માગે, બાથ ભીડીને અંગ;
માતંગ મારે હયને પછાડે, પાડે પર્વતશૃંગ.
ભરાવે બાથ ને હાથ ઝાટકે, મુખે ભાખે મેઘસ્વર;
વઢનાર પાખે બાણુ શરીરે, પ્રગટ્યો પ્રાક્રમજ્વર.
ગુણુ ગાંધ્રવ ને અપ્સરા સાથે,કૈલાસ ગયો રાજાન;
બાણાસુરે શંકરદ્વારે, માંડ્યું સંગીત ગાન.
થેઇ થેઇકાર ઘમકાર ઘુઘરના,અબળા પગમાં ઠમઠમતા;
મંદિરમાંથી મહાદેવ નિકળ્યા,રામાની સંગે રમતા.
અસુર ઈશ્વર ને અપ્સરા નાચે, તે ઈંદ્રાદિક જોય;
ચંગ મૃદંગ ને વીણારસના, શબ્દ એકઠા હોય.
મહાદેવજી રસમગ્ન હવા, રાયને થયા તુષ્ટમાન;
બાણાસુરને કહે ઉમયાવર, માગ્ય માગ્ય વરદાન.
રાય કહે પ્રભુ પ્રથમ તમે, આપ્યા સહસ્ર હસ્ત;
તે ભુજબળ મારૂં કોણે ન ભાગ્યું,મેં જીત્યા લોક સમસ્ત.
સ્વામી બળ આપ્યું તો જોદ્ધો આપો,એ માંગવું છે મ્હારે;
તમે વઢો કે વઢનાર આપો, જે મ્હારા મદને ઉતારે.
તવ રીસ ચઢી અંતર ઈશ્વરને,તૂં માગતાં ચુકયો મૂર્ખ;
તારા ભુજનો ભાર ઉતારશે, ત્રિલોકપૂજનપુરુષ.
પુત્રી તારીનો વડસસરો, તે તારા ભુજને હણશે;
થડથી છેદીને કર તારાના, કટકેકટકા કરશે.
તવ બાણાસુરને સુધ હવી, એ તો મેં માંગ્યો શાપ;
કડાક કડાક કટકા થાશે, ત્યારે કેમ ખમાશે અદાપ.
ભૂપ કહે સાંભળિયે સ્વામી, તમ વચન પ્રમાણ;
એટલૂં માગું આપ કને, આગળથી થાએ જાણ.
શિવ કહે તારી ધર્મધજા, આફળિયે ભાગી પડશે;
ત્યારે તો તૂં જાણજે, રિપૂ આવી ગડગડશે.

### વલણ.

ગાજશે શત્રૂ કહી વળાવ્યો, નગ્રમાં આવ્યો સોયરે;
આસન બેશી દાહાડી બાણાસુર, ધજ સામું જોયરે.

## કડવું ૫ મું.-રાગ બિલાવર.

વળિ વળિ પૂછ્યું પરીક્ષિતરાયજી,શુકદેવજી કહોને કથાયજી;
દેવકન્યા પ્રગટી જેહજી, દૈત્યપુત્રીતણો સંદેહજી.

## ઢાળ.

દૈત્યપુત્રી કેમ હવી, શુકદેવજી કહોને સત્ય;
વિસ્તારીને વર્ણવો, ઓખાતણી ઊતપત્ય.
શુકદેવ વળતું બોલિયા, તમે ભલી પૂછી વાત;
ઓખાની ઉત્પત્ત કયમ હવી, કહું તમને સાક્ષાત.
એકવાર ગિરિ કૈલાસથી, શિવજી તે મધુવન જાય;
ઉમયાજી ઘેર એકલાં, તેણે વિચારચું મનમાંય.
શિવને દિવસ થાશે ઘણા, નંદી ને ભૃંગી સંગ;
સંતાન મ્હારે કાંઇ નહીં, તે માટે હ્યોને સંગ.
શિવજી કહે કરજો પ્રગટ, ઈચ્છાથકી સંતાન;
તપ કરવાને જાઉંછું, ધરવાને હરિનૂં ધ્યાન.
એમ કહીને શંકર ચાલ્યા, આવ્યા તે ગંગાતીર;
દૃઢ આસન વાળીને બેઠા, મનમાં રાખી ધીર.
દિવસ કેટલા વહી ગયા, ને ચૈત્રમાસ તે આવ્યો;
પરસેવો ઉમયાને અંગે, થયો તે તો નવ ભાવ્યો.
માર્જન કરવા ઈચ્છા કીધી, મલીન દીઠું અંગ.
સુગંધી તેલ કકડાવિયાં, જલ ઉષ્ણ મૂકયું પ્રસંગ;
પારવતીએ મન વિચાર્યું, મંદિરમાં નથી કોય;
હું પુત્ર એક પ્રગટ કરૂં, જે દ્વાર આગળ જોય.
પછે દક્ષિણ અંગથી મેલ ઉતારી, ઘડયું પુત્રનું રૂપ;
તેના હાથ પગ ને ઘુંટણ, ન્હાની, ટુંકડું અંગસ્વરૂપ.
ચતુર્ભુજ ને ફાંદ મ્હોટી, મ્હોટું તે મસ્તક સંગ;
કપોલ ગ્રીવા સુંદર શોભે, વિચિત્ર દીસે અંગ.
તેના વામ કરમાં કમળ આપ્યું, બીજે ફરશી જાણ;
ત્રીજે હાથે જળકમંડળ, દક્ષિણ કરશી પાણ.
બાજુબંધ ને બેરખા, કુંડળ ઘાલ્યાં કર્ણ;
કટીએ શોભે મેખલા ને, ઘુઘરા બાંધ્યા ચર્ણ.
તેને સર્પનૂં ઉપવીત આપ્યું, મોદિક આપ્યો આહાર;
મુષકનૂં વાહન આપ્યું, ઉર સેવંત્રાનો હાર.
તેનૂં ઘૃત સિંદૂરે અંગ ચરચ્યું, કાયા કાંચનની પરિધામ;
પ્રતિહાર કરીને થાપીઓ, ગણપતી ધરિયું નામ.
સુખ વચન માતાજી બોલ્યાં, હું માર્જન કરૂં આ વાર;
કોઇ પુરુષ આવે આંગણે તો, રાખજે ઊભો દ્વાર.

એકલો બાળક બારણે બીશે, વિચાર્યું મન માત;
એની પાસે જોડ હોય તો, બેઠાં કરે બેઉ વાત.
વામ અંગથી મેલ ઉતારી, ઘડ્યું કન્યાસ્વરૂપ;
તેની શોભા શી વરણવું, શુકદેવ કહે સુણ ભૂપ.
તેનૂં વદન પુનમચંદ્ર સરખું, નેન નિરમળ જાણ;
નાસિકા શૂકચાંચ સરખી, દશન બીજ પ્રમાણ.
તેના અધર અતિ ઓપે રાતા, કપોલ ગ્રીવા જેહ;
ભુજદંડ છે ગજસુંઢ સરખા, કુચ બીજોરાં તેહ.
તેની જંઘા જાણે કદલી સરખી, ઉર ઉજ્વળ અંગ;
તેના ચરણ જાણે પદ્મની, કેસરી કટીનો લંક.
કર કંકણ ને મુદ્રિકા, કંઠે પુષ્પનો હાર;
કરણે ઝાલ ઝબુકે, પાયે નેપુરનો ઝમકાર.
મસ્તકે ગુંથી રાખડી, કંઠે મુકતાનો હાર;
અણુવટ પગે વીછુવા, કટીમેખલા સણગાર.
તેને ચણિયો ચોળી પેહેરાવિયાં, શિર ઘાટડી પરિધામ;
શુકદેવ કહે પરીક્ષિતને, તેનૂં ઓખા ધરિયું નામ.
તેને ઢીંગલાં ને ટોલડી, કુડલી કોથળી જેહ;
પાંચ કોડાં દાબડી, વેલણ રમવા આપ્યાં તેહ.
કુંકુમ ચંદન ચાંદલો, કાજળ સિંદુર સંગ;
તેલ તંબોલ ને નાડાછડી, કરી તે પૂજા અંગ.

**વલણ.**

કરી પૂજા અંગ સોહિયે, કુંવરી કન્યા જેહરે;
શુકદેવ કહે પરીક્ષિતને, એમ ઓખા પ્રગટી તેહરે.

## કડવું ૬ ઠું.–રાગ રામગ્રી.

વળી વળી પૂછ્યું પરીક્ષિતરાયજી, શુકદેવજી કહોને કથાયજી;
ઉમયાઅંગથી ઉપની જેહજી, દૈત્યપુત્રીતણો સંદેહજી.

**ઢાળ.**

સંદેહ મ્હારા મનતણો, તે ટાળીએ ઋષિરાય;
એ ભ્રાત ભગિની દૂર મૂકી, રચ્યો કુણ ઉપાય.
ત્યારપુઠે શું થયું, મુને સંભળાવોને એહ;
વિસ્તારીને વરણવો, શુકદેવજી સર્વે તેહ.
શુકદેવ વળતું બોલીયા, તું સાંભળ રાજકુમાર;
ઉમયાએ ઓખાની પ્રત્યે, એમ કહ્યું તેણીવાર.

હું મંદિરમાં મારજન કરૂં છું, ત્યાં દીધી શીખામણ;
કોઇ પુરુષ આવે આંગણે તો, કરજે મુજને જાણ.
એમ કહીને ગયાં ઘરમાં, ઉતર્યું ઉષ્ણોદક સાર;
બાવનાં ચંદન ઘોળીયાં તે, કનકપાત્રમોઝાર.
વસ્ત્ર આભુષણ તજીને, ન્હાય છે ઉમયા માત;
મોકળે કેશે નેત્ર મીચી, બેઠાં છે સાક્ષાત.

## રાગ મારૂની દેશી.

ઋષિનારદજી તેણીવાર, હૂતા બ્રહ્મસભા મોઝાર;
ઋષિયે મન કર્યો વીચાર, હુંતો જાઊં ત્યાં નિરધાર.
શિવ ઉમિયાને વઢવાડ, માંહોમાંહી કરાવું રાડ;
એવું વીચારયું ઋષીરાય, જ્યાં ઉમિયાજી બેઠાં ન્હાય.

આવ્યા અંત્રીક્ષથી ઋષિરાય, ત્યારે દીઠી પારવતીએ છાંય;
જાણે પેહેરૂં તે વસ્ત્ર સૂવેખે, રખે ઉઘાડું અંગરે દેખે.

તે માટે શીરના કેશ, તેણે ઢાંકયું તે અંગ સુવેશ;
જોઈ ઋષિ નારદ સીધાવ્યા, શિવ પાસે ગંગાતટે આવ્યા.

આવી બોલ્યા શિવસું વાણી, મ્હારી વાત સુણો શૂલપાણી;
તમે ધરી બેઠા શૂં ધ્યાન, ઘેર પ્રગટયાં છે બે સંતાન.

એવું સાંભળતાં તતકાળ, ઉઠી અંગમાં મ્હોટી જ્વાળ;
એવું કહિને ચાલ્યા છે મુન્ય, મહાદેવ હવા અતિ શૂન્ય.

શિવ ઘરમાં પેસે જ્યારે, પેલે જોદ્ધે વારયા ત્યારે;
અલ્યા ચોરટો છે કે ભિખારી, ન્હાવા બેઠાં છે માત અમારી.

શિવ ઘરમાં પેસે જ્યારે, જોદ્ધે અટકાવ્યા ત્યારે;
માંહોમાંહી થયો સંગ્રામ, બેમાં કોઈ ન છાંડે ઠામ.

ઢીકા પાટુ ને ગડદા સાથ, અન્યોઅન્ય ભીડી બે બાથ;
ધાયા ભુત ભૈરવ વૈતાળ, રણે કોપ્યો ઉમિયાનો બાળ.

ઘણું કોપ્યા શ્રીત્રિપુરારી, ગાજ્યા ગણપતી બહૂ રીસ ધારી;
બેહૂ સરખા છે બલવંત, ઘણું કોપ્યા તે ઉમિયાના કંથ.

કોપ્યા ગણપતી તે બહુ અંગ, સર્વ સૈન્યાનો કીધો ભંગ;
નાઠી સૈન્યા દેખી બગાધીશ, કોપ્યા ગણપતી કોપ્યા ઈશ.

બેનું રૂપ ભયંકર ભાસે, દેખી મુનિવર નાવે પાસે;
જટા સાહીને નાખ્યા ઈશ, ત્યારે શિવને ચડી અતી રીશ.

રાગ ઢાળ.

જટીલ જોગી ને ભસ્મભોગી, દીસતો અવધૂત;
આજ્ઞાવિના અધિકાર ન જાવા, જો હોય પૃથ્વીનો ભૂપ.
વચન એવું સાંભળીને, કોપીયા શિવરાય;
ત્રિશૂલ મારી શિર છેદિયું, જઈ પડયું ચંદ્રરથમાંય.
ઓખા મનમાં ત્રાસ પામી, દેખીને દારુણ કર્મ;
માતાની પાસે કેહેવા ન ગઇ, નવ લહ્યો આગળ મર્મ.
મહાદેવ મંદિરમાં ગયા, ઝબકયાં તે ઉમયા મંન;
નેત્ર ઉઘાડીને નિરખિયા, શિર કેશે ઢાંકયું તંન.
વસ્ત્ર પેહેરીને થયાં બેઠાં, પૂછીયું શિવરાય;
બે બાલક તો બારણે મૂકયાં, કેમ આવ્યા મંદિરમાંય.
શિવ કહે શિર છેદિયું, પેલો પુરુષ હતો જેહ;
સ્રીહત્યા મેં નવ કરી, જીવતી તો મૂકી તેહ.
એમ કેહેતાં ઉમયા પડ્યાં પૃથ્વી, એ શૂં કીધું શિવરાય;
અંગથકી ઉત્પન્ન કર્યાં, બેઉ બાલક તમારાં થાય.
હમણાં તે મ્હારા પ્રાણ કહાડૂં, કાં તો જીવાડો એહ;
શિવ કહે શિર છેદીયુ, જઈ પડયું પર્વત તેહ.
એક મુરતમાંહી મસ્તક આણી, મેહેલો તે એને અંગ;
નંદી ભૃંગીને મોકલ્યા, જઇ જોયા પર્વતશૃંગ.
મસ્તક તો લાધ્યું નહીં, એક હસ્તી દીઠો વંન;
એકદંત ને મહા ઉનમત, જઇ વિદાર્યું તંન.
મસ્તક લઈને આવિયા, શિવ ઉમયા કેરી પાસ;
મહાદેવે મસ્તક ચ્હોડીયું, વરદાન દીધૂં હાથ.
મ્હારે હાથે દુઃખજ પામ્યો, મુજ પેહેલો પૂજાય;
શુભ કામે સમરણ કરે, તેનૂં સિદ્ધ કારજ થાય.

વલણ.

વરદાન એવું આપીયું, શિવે તેણે ઠામરે;
પેહેલી પૂજા કરી પોતે, ગજવદન ધરિયું નામરે.

કડવું ૭ મું.—રાગ મારૂ.

ઉમિયા આવ્યાં તે મંદીર બાહાર, નવ દીઠી તે ઓખાકુમાર;
મિઢાની કોટડી હુતી જયાંહે, કન્યા નાશીને પેઠી ત્યાંહે.
ઉમિયાને ક્રોધ ચડયો અપાર, ઓખાને શાપ દીધો તેણી વાર;
ત્યારપૂછે તે શું થાય, તેની કહૂં હવે કથાય.

## રાગ ઢાળ.

શાપ પુત્રીને હવો, તે સાંભળો કહૂં રાય;
વરસ એક લગણ પુત્રી, રેહેજે લવણની માંય.
વચન એવું સાંભળીને, દુઃખ પામી મંન;
લવણમધ્યે કોમળ કાયા, કેમ જાશે વરસ દંન.
ગદગદ કંઠે ઓખા બોલી, દયા કરો મુજ માત;
અપરાધ કિંચિતમાત્ર છે, તેમાં આવડી શી ઘાત.
મેં શાપ તમારો શીશ ચડાવ્યો, અનુગ્રહ કેમ થાય;
માતા કહે મહિમા વાધશે, તારો મૃત્યલોકની માંય.
પછે પારવતીજીએ પ્રેમ આણી, કહ્યો માસજ એક;
વરસ આવે ઉત્તમ કહિયે, ચૈત્ર માસ વિશેક.
તે માસે તે લવણકેરો, કરે સંગ્રહ જેહ;
પારવતીજી પુત્રીને કેહે, તે દુષ્ટ પામે દેહ.
ચૈત્ર માસે વ્રત અલૂણું, કરે જે સ્ત્રીજંન;
સંસારનાં સુખ ભોગવે, પામે પુત્ર કલત્ર ને ધંન.
ચૈત્રકેરા દિન ત્રીશે, અંન અલુણ ખાય;
માતા કહે સત્ય જાણજો, તે સ્વર્ગવાસી થાય.
માતા કહે મહિમા કહૂં, એવો ચૈત્ર નિર્મળ જાણ;
એક માસ અલૂણું ન કરે, તેનૂં મિથ્યા જીવ્યું જાણ.
વ્રત કરીને દાન કરવું, લવણકેરૂં જેહ;
આખ્યાન સાંભળે પાતક જાયે, નિર્મળ થાયે દેહ.
પાંચ દહાડા પાછલા, વ્રત કરે સ્ત્રી જંન;
કરે ભોજન લવણ પાખે, એક ઉજવળ અન્ન.
હું શાપમોચન તુજને કહું છું, ઓખાને કહે છે માય;
શ્રી ભગવાનકુલમાં વર થશે, તે ગ્રહશે તારી બાંય.
સર્વે દોષ ટળશે તેથકી, સાંભળ ઓખાબાઇ;
સંતોષી એમ એ સર્વે કહી, આનંદ પામ્યાં સહી.
પછે ઓખા લવણમાં પેઠી, શાપ મટાડવા કાજ;
શુકદેવ કહે પરીક્ષિતને, કહું બાણસુરની કાજ.

## વલણ.

કથા કહૂં તે સાંભળો, ધરીને એક ધ્યાનરે;
તે પછી શૂં નીપન્યું, વિસ્તારૂં રાજાન રે.

## કડવું ૮ મું-રાગ વેરાડી.

એક સમે ચંડાળણી, ઉભી રાજદ્વાર;
વાસીદૂં વાળી કરી, કીધું ઝાકઝમાળ. એક સમે. ટેક.
રાજા તે સૂતા ઉઠીયા, અતી પ્રાતુસકાળ;
મુખ આડી સનમાર્જની, રાખીરે ચંડાળ. એક સમે.
તે જોઇ બાણાસુરે પૂછિયું, સઘળો વિસ્તાર;
મુખ આડી સનમાર્જની, કેમ રાખી તેં નાર. એક સમે.
ચંડાળણી કહે રાયજી, સાંભળો મહારાજ;
વાણામાં મુખ કેમ દાખવું, જાણી કીધી મેં લાજ. એક સમે.
રાજા કહે સત્ય બોલ તૂં, નહિકર દેશુંરે દંડ;
શા માટે આડી ધરી, સનમાર્જની રંડ. એક સમે.
વળતી ચંડાળણી એમ વદે, સાંભળોરે ભૂપાળ;
સાચું બોલૂં છું હું હવે, રખે દેતારે ગાળ. એક સમે.
પ્રાતઃસમે જોવું નહીં, વાંઝીયાનૂં વદંન;
તમારે કાંઇ છોરૂ નથી, સાંભળોને રાજંન. એક સમે.
તે માટે સનમાર્જની, આડી કીધી મેં રાય;
સાચું બોલીછું જે ઘટે, તેવો કરજોરે ન્યાય. એક સમે.
રાજાએ સત્ય માન્યું સહી, નવ કીધોરે ક્રોધ;
રાજ મૂકી કૈલાસે ગયો, બાણાસુર જોધ. એક સમે.
તપ કરવા વેગે ગયો, દ્દઢ રાખી વિશ્વાસ;
ધ્યાન ધર્યું મહાદેવનૂં, મુને પુત્રની આશ. એક સમે.

## કડવું ૯ મું-રાગ મારૂ.

તેણે સમે રાણી કહેવારે લાગી, જોઇ રાજાનૂં રૂપ;
બાણુમતી એમ બોલીયાં, રાય થયો વૃક્ષસ્વરૂપ.
રાય એ વરને શું લાવીયા, તમારી કોણ આવશે સંગ;
આપત્ય સે નવ લાવીયા, હૂં હુલાવત ઉછરંગ.
બાણુમતી દુઃખ પામી કહે, બહુ બળતણું શૂં કામ;
સંતાન મ્હારે કાંઇ નથી, વાંઝીયાનૂં નામ.
રાયે રિધસિધ ત્યાગ કીધી, ચાલીયો વનમાંહે;
કૈલાસગિરિએ આવીયો, બેઠા છે શિવજી જ્યાંહે.
તાતને ચરણે લાગીયો, તવ પૂછીયું શિવરાય;
સંતાન મ્હારે કાંઇ નથી, કાંઇ પુત્ર પુત્રી થાય.

ત્યારે પારવતીજી બોલીયાં, મારે પુત્ર એક ગણેશ;
તે તો આપ્યો જાય નહીં, ત્રીલોકનો દેવેશ.
આપત્ય કો આપે નહીં, જે પોતાનૂં સંતાન;
તેત્રીશ કોટીએ પૂજા કરી, મૃત્યુલોકમાં માન.
દેવ દૈત્યમાં પ્રીત ન હોયે, પીત. પુત્ર ન થાય;
વચન એવું સાંભળી, મન ઝાંખો થયો છે રાય.
પછે ઉમાએ શિવને કહ્યું, પુત્રી લવણમાં છે જેહ;
તેને ત્રીશ દહાડા થયા પૂરા, આપોને પુત્રી તેહ.
ત્યારે પુત્રી કહેવા લાગી, સાંભળો મુજ માત;
કૈલાસે હૂં ક્યારે આવું, સત્ય કહોને વાત.
ફાગણ વદ તૃતીયાને દીવસ, તૂં આવજે મુજપાસ;
ગોર કરીશ જો પુત્રી મ્હારી, તો પુરીશ તારી આશ.
તે ભર્યું ભાજન લઇને ચાલ્યો, લવણમધ્ય કુમાર;
માથે ચડાવી થયો મારગ, આવ્યો નગરમોજાર.
પછે ભાજન ભાગીને કન્યા કાહાડી, દીઠું તે સુંદર રૂપ;
પંચામૃતે પખાળી કરી, સણગાર સજીયાં ભૂપ.
ભાટ ચારણ ગુણ ગાંધ્રવને, ત્યાં આપીયાં બહુ દાન;
તરીયા તોરણ બાંધીયાં, જાણે પુત્રી પુત્ર સમાન.
ગજે બેસારી નગરમધ્યે, ફેરવી લાવ્યો રાય;
વાજીત્ર વાજે અતિ ઘણાં, વળી બંદી જશ બહુ ગાય.
શુકદેવ કહે પરીક્ષિત સુણો, પ્હેલી દેવકન્યા રાય;
સંદેહ મનનો ટાળીએ, પછે દૈત્યપુત્રી થાય.
નિત્ય રાજસભામાં બાણ બેસે, ધરે બહુ અભીમાન;
એવું જોઈને બોલિયો, કૌભાંડ જે પરધાન.
ગર્વ ન કીજે રાયજી, કાંઇ મન વિચારી જોય;
પાંચ દહાડા પુરુષને, કાંઇ છાયા ફરતી હોય.

## વલણ.

છાંયા ફરતી પુરુષને, સરખી સદા ન હોયરે;
ગર્વ કદી નવ કીજીએ, માનો રાજા સોયરે.

## કડવું ૧૦ મું.–રાગ સામેરી.

બાણાસુર નૃપ બોલીયો, દેશૂં તે કન્યાદાન;
તેને પુણ્યે પામશું, ફળ કોટી યજ્ઞ સમાન.

આકાશ વાણી એમ હવી, સાંભળજે રાય નિરધાર;
પુત્રી ઇચ્છા વરે પરણશે, કારણરૂપ કુમાર.
ત્યારે રાજા વિસ્મય પામ્યો, છે કાંઇ કારણ વાત;
આકાશ વાણી એમ હવી, કાંઇ વરતશે ઉત્પાત.
શુક્રાચાર્યને તેડીયા, પ્રશ્ન પૂછ્યૂં રાય;
આકાશવાણી સુણીને, મને ચિંતા મન બહુ થાય.
જન્મપત્રિકા કરો એહની, અશુભ ગ્રહ જે હોય;
તેને હું કરૂં પાધરા, કર મૂછ ઘાલ્યો સોય.
શુક્રાચાર્યજ બોલીયા, એ બળતણું નહિ કામ;
વિચારીને જોને રાજા, મનમાં મોટી હામ.
તે ભવિષ્ય ટાળ્યૂં નવ ટળે, સહુ કહે જે આડે આંક;
નિમિત્ત કો છૂટે નહીં, ત્યાં ગ્રહતણો શો વાંક.
જન્મપત્રીકા કરી એહની, સાંભળ રાજકુમાર;
એ કન્યા જે પરણશે, ત્યારે વરતશે હાહાકાર.
મન વિચારી રાજા બોલ્યો, શુક્ર પ્રત્યે એમ;
એ કન્યા નવ પરણાવું, એ વાતનો મારે નેમ.

### વલણ.

નિયમ મારે એ વાતનો જે, પરણાવવાનો હું નહીં;
વિપ્ર પ્રેમાનંદ કહે ઓખાને, માળિએ ચડાવી સહી.

### સાખી.*

એમ કહિને માળીએ, રાખી ઓખાબાઇ રે;
રખવાળો બહુ મૂકીયા, સુણો પરીક્ષિત રાયરે.

### કડવું ૧૧ મું.-રાગ લલિત.

ઋષી કહે સુણ રાય અનુભવી, એક કથા મધ્ય બીજી નવી;
બાણાસુર વર પામીને વળ્યો, તે એકલો મૃગીયાને પળ્યો.
મહાવનમાં ગયો રાય બાણ, સારંગને કર્યો સાવધાન;
મૃગીયાને ગયોરે વનમાં તાત, ઓખા ચિત્રલેહાયે જાણીરે વાત.
ચિત્રલેહાને કહે ઓખાય, ચાલો સહિયર પુજીયે ઉમિયાય;
ચંદનપાત્ર કુસુમનારે હાર, શ્રીફળ ફોફળ મૂકયાં સાર.
નૈવેદ બીજોરાં ને સર્કરા સાર, પૂજાથાળ ગ્રહી કર નાર;
ઉપહાર લઇને ચાલ્યાં સતી, મનમાં વિરહની થઇ ચટપટી.

---

* બે પ્રતમાં આ સાખી છે, ને બેમાં નથી છતાં આપી છે.

ગંગા ન્હાવા ગયાં ઉમયા માત, તે ઓખા ચિત્રલેહાએ જાણી વાત;
સંગાથે લીધી સહસ્ત્રજ સખી, બાંધી આયુધ અબળા અંગરખી.
મદને ઘેલી બંન્યોરે જતી, થઇ છે ઉદય ભાયગની રતી;
જઇ પારવતીને લાગ્યાં પાય, મસ્તકે કર મૂકયો ઉમિયાય.
લીધું ચરણામૃત અંજળી ભરી, ષોડશોપચારે માની પૂજા કરી;
કુસુમહાર કંઠે ધારતી, અગરધૂપે કરી આરતી.
પૂજા કરી ફરી લાગ્યાં પાગ્ય, વદે દેવી દીકરી વર માગ્ય;
કન્યા કહે રૂપકંદર્પ ક્રોડ, એવા વરની માગૂં જોડ.
ઉમયા કહે માગ્ય બીજી વાર, તોએ તેણે માગ્યો ભરથાર;
ત્રીજી વાર કહ્યું માગ્ય ફરી, આપો સુંદર સ્વામી ઓચરી.
દેવી કહે વરદાન હશે ખરાં, જો કન્યા પરણે ત્રણ વરાં*;
ઓખા કહે કરમે દઇ હાથ, ત્રણ નાથ તે મહા ઉત્પાત.
મેં પૂજ્યાં તમને સ્વારથ, એમ પરણે લોકમાં હસારથ;
દેવી કહે ટાળૂં સંદેહ, ત્રણવાર પરણીશ તેનો તેહ.
શુભ સ્વામી ઇચ્છે જો તરત, તો જઈ કરજે અલૂણું વરત;
કુંવરિ કહે કંથનૂં શૂં જાણ, વ્રત કર્યાનું કુણ એંધાણ.
દેવી કહે તેની ચિંતા કશી, વૈશાક સુદી દ્વાદશી;
ભોગવશે સ્વામી અંગ તુજતણું, મધ્ય રાત્રે આવશે સ્વપનૂં.
તુજને મેહ ઘણો વ્યાપશે, ચિત્રલેહા આણી આપશે;
ગયાં ઉમયાજી કરુણા કરી, ઓખા પધાર્યાં મંદિર ભણી.
મૃગીયા રમીને આવ્યો તાત, પુત્રી વર પામ્યાની જાણી વાત;
ચિંતા ચિતમાં થઇ છે ઉદે, ભયદાવાનળ પ્રગટયો હ્રદે.
વિચાર ઉપન્યો અંતર ઘણો, વડસસરો જે પુત્રીતણો;
તે સગાઇ કાંઇએ નહીં ગણે, નિશ્ચે મ્હારા ભુજને હણે.
પુત્રી ઘડપણ પાળે શુંય, માટે ઓખાને મારૂં હુંય;
જ્યારે નાશ પામે ઓખારે બાઇ, નહીં વેવાઈ ને નહીંરે જમાઇ.
વેવાઈ હોય તો છેદે પાણ, માટે ઓખાને મારૂં નિરવાણ;
ભૂપતિ ક્રોધાતૂરજ થયો, નગ્ન ખડગ ખેંચીને ગયો.
જેમ પુત્રીને મારવા જાય, ત્યાં આવ્યા ઋષિ નારદરાય;
નારદ કહે રાય ખડગજ ધરી, કયાં ચાલ્યા તમે ક્રોધજ કરી.
રાજા કહે છે માંડીને વાત, જાઊંછું પુત્રીની કરવા ઘાત;
ઋષી કહે સાંભળ ભૂપાળ, શું કરે પુત્રી ન્હાનૂં બાળ.

---

* વાર.

તુજને લાગશે સ્ત્રીહત્યાય, માટે કરોને એક ઉપાય;
આપણુ બાળકને પરણાવીએ કાંય,રાખ્ય કુંવારી પરણાવીશ માંય.
નહીં જમાઈ વેહેવાઈ કોય, પછે તારે શી ચિંતા હોય;
ગયા નારદ એવું કહી, બાણે બાળકી મારી નહીં.
ઢળાવ્યું શીશ દૈત્ય નરેશ, ન્હોય ઘરમાં પવન પ્રવેશ;
દશ સહસ્ત્ર મૂકયા રખવાળ, મેડી ઉપર ચડાવી બાળ.
પાસે મૂકી બાળ સનેહ, વિધાત્રીનામે ચિત્રલેહા તેહ;
જોઈએ અંન વસ્ત્ર ને પાણી, બાંધી દોરીએ લીએ છે તાણી.
રહી સખી બે મનમાં મોદ, ખાઇ પી કરે હાસ્યવિનોદ;
ઉપજે કામ દઢ મન રાખતી, ઘણું દોહ્યલા દાહાડા નાખતી.

### વલણ.

નાખતી દિવસ દોહ્યલા, સાંભળ પરીક્ષિત ભૂપરે;
એમ કરતાં ઓખાને આવ્યું, વર વરવાનૂં રૂપરે.

### કડવું ૧૨ મું.–રાગ ગોડી.

વર વરવાને જોગ થઈ, પ્રગટયાં તે સ્ત્રીનાં ચેનજી;
ઓખા કહે છે ચિત્રલેહાને, એક વાત સાંભળને બેનરે;
સૈયર શૂંરે કીજે, મારી બેનીરે દાડલા કેમ લીજે.–ટેક.
જમપેં ભૂંડૂં મ્હારૂં જોબનીયૂંને, મદપૂરણ મુજ કાયજી;
પિતા તો પ્રીછે નહીં, મારો કુંવારો ભવ કેમ જાયરે. સૈયર.
સહુકો સાસરે જાય ને આવે, સૈયરો મુજ સમાણીજી;
હૂં અપરાધવણ ઘણુંરે પિડાણી, આંખે ભરૂં નિત્ય પાણીરે. સૈયર.
એરે દુઃખે હૂં દુબળી, મુને અંન ઉદક નવ ભાવેજી;
આ અવાસરૂપી શૂળીરે સેહેવી, નિદ્રા તે કઈપેરે આવેરે ? સૈયર.
ધન્ય ધન્ય તે કામની, જેણે કંથને કંઠ ગ્રહી રાખ્યોજી;
હૂંઅભાગ્યણીએ પરણ્યા પીયુનો, અધરસુધારસ ન ચાખ્યોરે. સૈયર.
મરજાદા સહીત માટે માણુસ, કરે આંખ્યનો અણુસારોજી;
તે સુખ તો મેં સ્વપ્ને ન દીઠું, વ્યર્થ ગયો જનમારોરે સૈયર.
સ્વામીકેરો સંગ નહીં નારીને, એથી બીજું શૂં નરતૂંજી;
હવે આશા શી પરણ્યાતણી, મારૂં જોબન જાએ ઝરતૂંરે. સૈયર.
બીજી વાત રુચે નહિ, ભરથારભોગમાં મગ્નજી;
ઇહાં વર આવે તો તરત વરૂં, નવ પૂછું જોશીને લગ્નરે. સૈયર.
વાણી રસીક કેહેતાં કરુણાવર, આવે લટકતી ચાલેજી;
પ્રેમકટાક્ષે પીયુજી બોલાવે, તે હૃદીયાભીતર સાલેરે. સૈયર.

મરકલડે મુખે ને મધુરે વચને, મરજાદા મન આણીજી;
શાકપાક મેં પીયુને ન પીરસ્યાં, આધો પાલવ તાણીરે. સૈયર.
એવાં સુખ મેં નયણે ન દીઠાં, મારૂં કર્મ અતી કઠોરજી;
જનમ મારો એળે ગયો, જેમ વગડાનૂં ઢોરરે. સૈયર.
જળવીના જેવું માનસરોવર, ચંદ્રવિના નીશા જેવીજી;
એમ કંથવિનાની કામની, હું અભાગ્યણી તેવીરે. સૈયર.
અરણ્યમાં જેમ વેલી ફૂલી, ત્યાં નહીં ભોગી ભમરજી;
તેમ વપૂવેલી જોબન ફૂલ્યું, ન મળ્યો ભોગી વરરે. સૈયર.
જળવિના જેવી વેલડી, લવણવિના જેમ અન્નજી;
ભરથારવિના જે ભામની, તેને દોહલા નાખવા દંનરે. સૈયર.
એ સૂખ હૂ મિથ્યા ગણું છું,હૂં તો લેવાઇ માહારે પાપેજી;
આ બંધોગીરી કરમે કીધી, શૂળિયે ચઢાવી બાપરે. સૈયર.
અકળ ગત્ય છે ગોવિંદજીની, શૂં નિપજશે પેનીજી;
ગોવિંદજીનૂં ગમતૂંરે થાશે, મનડું મ્હારૂં રહે નહીંરે. સૈયર.

વલણ.

મન મ્હારૂં રહે નહીં, વિરહવહ્નિ થયો ઉદેરે;
એમ વલવલતી ઓખાને દેખિ, ચિત્રલેહા વાણી વદે.

### કડવું ૧૯ મું.—રાગ મેવાડાની દેશી.

શીખામણ દે છે ચિત્રલેહાજો, તૂં તો સાંભળ બાળ સનેહાજો;
એમ છોકરવાદી ન કીજેજો, બાઇ બળિયા બાપથી બ્હીજેજો.
એવું નીચ સમજવું તોરૂં જો, આપણ મ્હોટા માબાપનાં છોરૂંજો;
એમ લાંછન લાગે કુળમાંજો, પ્રતિશ્રા જાએ એક પળમાંજો.
કીજે કહ્યું હોય જે તાતેજો, નવ જઇએ બીજી વાટેજો;
હૂં તો રહિ છું રક્ષા સારૂંજો, એની તૂં માણુસ નહીં વારૂંજો.
મેં ન થયું તારૂં રક્ષણજો, બાઇ તુજમાં પ્રગટ્યું અપલક્ષણજો;
તૂંમાં કામકટકદલ પ્રગટ્યુંજો, હવે મારે રેહેવું નથી ઘટતૂંજો.
જોને રાય બાણાસુર જાણેજો, અંત આપણ બેનો આણેજો;
મંત્રી દુઃખદાયક છે બળતીજો, હું તો ભુંડી કેહેવાઊં તુજ મળતીજો.
મ્હારા સમ જો તું કરે મન વ્યગ્રજો,એમ સ્વામી ન પામીએ શીઘ્રજો;
થાકે ડગલાં ન ભરીએ લાંબાંજો, ઉતાવળે ન પાકે આંબાજો.
હૂં પ્રીછી કામનૂં કારણજો, એની રાખ્ય હૈયામાં ધારણજો;
પિયુને મળવું કોને નથી ગમતૂંજો, સહુને જોબન હીંડે છે દમતૂંજો.

તૂમાં જ્ઞાન નથી બાઇ અંધજો, કારાગૃહમાં તે કયાંથી કંથજો;
મારી ઓખાબાઇ સલૂણાંજો, તમે વ્રત કરોને અલૂણાંજો.
આવ્યો ચૈત્ર માસ એમ કરતાંજો, પછે ઓખાજી વ્રત આચરતાંજો;
અલવણ અંન જમી દિન ખુવે જો, દીપક બળે ને ભૂમીએ સુવેજો.
માત ઉમયાને આરાધે જો, દેહ દમન કરે મન વાધેજો;
થયું પૂરણ વ્રત એક માસે જો, કોણ જાણે એકાંત અવાસેજો.

### વલણ.

અવાસ એક સ્થંભ વિષે, વ્રત કીધૂં ઓખાયરે;
થયો સ્વપ્નસંજોગ સ્વામીનો,તે ભટ પ્રેમાનંદ ગાયરે.

### કડવું ૧૪ મું-રાગ કેદારો.

નાથ વિના હૂં એકલી, કેમ કરીને રેહેવાય;
કામજાર પ્રગટ થયો, જ્વાળા કેમરે સેહેવાય. નાથ. ટેક.
માતપિતા વેરી થયાં, જેણે દુઃખમાં નાખી;
વાંક વિના વીપત ઘણી, આ શણીએ રાખી. નાથ વિના.
મારો હરખ રહ્યો હૈડા વિષે, રંડાપો વળગ્યો;
કંથવિજોગ છે દોહ્યલો, પ્રાણજીવન અળગો. નાથ વિના.
સણગાર સજીને હું શું કરૂં, દેખાડૂં કોને ?
સેજ બિછાવી સ્વામી વિના, જોઉં કોના મ્હોને. નાથ વિના.
ઉજડ વનમાં હૂં રહું, નહીં કોને જોઉં;
તસ્કરની જેમ માતને, કોઠીમાં રોવું. નાથ વિના.
મારી દિનદિન કાયા દૂબળી, સૈયર શું કરીએ;
કંથવિજોગ છે દોહ્યલો, ફાટીને મરીએ. નાથ વિના.
હોએ સૂખ ઘણું પીયર વિષે, તોએ ઓછું આવે;
ભાઈભોજાઈ મેણાં દીએ, નઠારી કહાવે. નાથ વિના.
કોનોરે પીઉ મેં પરભવ્યો, પેલા ભવનીરે માંહે;
તે દૈવે મુને દંડ દિધો, આવી આ ભવમાંહે. નાથ વિના.
રાત વેરણ થઇ માહરી, નહીં વહાણું વાએ;
પ્રેમાનંદપ્રભૂ જો મળે, તો સુખડૂં થાએ. નાથ વિના.

### કડવું ૧૫ મું.-રાગ કેદારો.

શુકદેવજી વાણી વદે, ઓખા ભરી છે પૂરણ મદે;
વૈશાખ સુદી દ્વાદશી હૂતી, સ્વામી સ્વામી કરતી સૂતી.

સુખે નિદ્રા કરે છે બાળ, તન તપ્ત ઉઠે વ્રેહજવાળ;
વ્રેહની જવાળાનો તાપ ન સમે, ઘણા દોહ્યલા દિવસ નિર્ગમે.
સમયસંજોગ સૂર્યને અસ્તે, કુચમર્દન કરેછે સ્વહસ્તે;
અધર કરડે ચુંબન દે ઘેલી, બેઉ ચરણ હૃદેપર મેહેલી.
લડથડતી આવે હીંડી, ચિત્રલેહાને પાડે ભુજ બીડી;
સુતાં સજ્જાએ એકઠાં વળગી, સૈયરને ન કરે અળગી.
પર્યંકે પ્રેમદા રમે, એમ આળે નિશા નિરગમે;
કાંઈ લખીત વાત છે ભાવી, જુગ્મ કામનીને નિદ્રા આવી.
ઓખા ઊંઘમાં ન જાણુતી હૂતી, સખીની સેજે જઈને સૂતી;
તેને થાવા ન દે ઉજ્રાંટી, અન્યોઅન્ય ભરાવે આંટી.
સુતી સ્વામી સ્વામી કરતાં, થાવા લાગ્યાં સ્વપ્નાંતર ત્યાં;
થઈ સ્વપ્ને ઓખા આનંદી, મળ્યો વર વ્રેહ નિકંદી.
મંડપ મનુષ્યે ભરાયો ખચખચી, દીઠી નૌતમ ચોરી રચી;
એક સ્વામી તે રૂપે રસાળો, તેની સાથે મળ્યો હાથેવાળો.
ચાર મંગળ ફેરા ફરિયાં, કંસારનાં ભોજન કરિયાં;
દાસી ગીત ગાયે છે વરણી, ઓખા પીયુજીશું ઉઠી પરણી.
લાયક સ્તંભ પોતાની મેડી, ત્યાં પિયુજીને લાવ્યાં તેડી;
પિળી પાઘ ને વાગો લાલ, શીર તોરો છે ફૂલ ગુલાલ.
શોભે ભૂષણ તે નવરંગ, હાથે મીંઢળ શોભે અંગ;
બેઠાં શય્યાએ શામા ને સ્વામી, એવું સ્વપ્ન તે પ્રેમદા પામી.
વાપ્યો વામાને વ્રેહનો રોગ, સ્વપ્ને પામી સુખ સંભોગ;
નાથ બોલાવે કરી આદર, મ્હોંતી શામાની સાદર.
રતીસંગ્રામ કરે છે નિઃશંક, ગૃહી અધરે દેતી ડંખ;
તુટયો હાર વછુટી મેખલા, રમે રતી સુખ આસનકળા.
સ્વપને નારીને મળીઓ નૃપ, કન્યા ખલીત થઈ કંદ્રપ;
ભાગી નાખ્યો તે ભોગનો ભેદ, ઉપન્યો અમૃત પરસ્વેદ.
મધૂરી બોલે જંતરણી, એમ મ્હોડે વાત અંતરની;
સ્વપનામાં રજની જાગે, તે તો કન્યાને રૂડું લાગે.
મનમાંહી તે મન ગયૂં પેશી, ખાવું ખાધું તે એકઠાં બેશી;
બિડી અરધી કરડી નાથે, આપી ઓખાજીને હાથે.
ખાતાં મુખ મરડયું બિડી બોટી, પિઉને રીસ ચડી પ્રિત ખોટી;
અનિરૂદ્ધ વિમાસે મંન, ચિત ભાગ્યું વિચાર ઉતપંન.
કહે મુજ કુલ ખોઈ લાજ, રખે જાણે શ્રી મહારાજ;
હું તો થઈ ગયો કામી અંધ, પરનારી સાથે શો સંબંધ.

એમ વિચારે ભરથાર, વિરહાતૂર બાણકુમાર;
પતીને જોઈ મોહજ પામી, પછે વિરહની વેદના વામી.
બિડી પાનની અરધી કરડી, ખાધી મન વિના મુખ મરડી;
ભરથારને ભ્રાંતજ આવી, સેજેથી નાથ ગયો રીસાવી.

વલણ.

રીસાવી ગયો રમણકરતાં, સ્વપ્નાંતરની વાતરે;
ઓચિંતી ઉઠી ઓખા જાગી, સાચે માંડ્યો આંસુપાતરે.

કડવું ૧૬ મું-રાગ સામેરીની સાખી*.

સામેરી સજન વળાવિયો, તાતી વેલૂં માંહે;
હૂં ન સરજી વાદળી, પિઉને પળ પળ કરતી છાંયરે.
સાહેલી સાગર ઉલટયો, રતન તણાયાં જાય;
કરમહીણો ભરે મૂઠડી, તેના શંખલે હાથ ભરાયરે.
સેજે સુતાં સ્વપનો ભયો, પિયા ગૃહી મોરી બાંહે;
ઓચિંતાં ઝબકી ગઇ, પીયા ન દેખૂં ત્યાંહેરે.
સુઊં ત્યારે પિયુ સાંભરે, જાગું તો પિયુ જાય;
રેન કે સ્વપનાંતરે, કયું જિઊં મોરી માય.
સ્વપનામેં પિઊ આવીયા, ઉંધે લાગો ધાય;
બલિહારી એ સ્વપનાકીરે, મત સ્વપના હો જાયરે.
સ્વપનાને તોરા કહા કીયા, મત જગાવે મોય;
જો મેરા પિયા ના મીલે, તો મેં મરૂંગી સોયરે.

રાગ સામેરી.

જાગી જાગીરે રામા રસભરી, તપાસે સેજલડી ફરીફરીરે.—રામા. ટેક.
ઉઠીને સજ્જાપર બેઠી, વિચારવિષે પેઠીરે;
ચતુરાં ચક્ષુને ચોળીને જોતી, પછે નેત્રે નિર ભરી રોતીરે. રામા.
ભુજ દઈને લલાટેરે બેઠી, વિરહભરી છે બાળીરે;
થરથર ધ્રૂજે ને કાંઇ નવ સૂઝે, રૂવે છે આંસુડાં ઢાળીરે. રામા.
મુખે કરડે છે આંગળી, મેં વણસાડ્યું થોડાને કાજેરે;
મેં મુઇ મોહોડું મચકોડ્યું, બિડી ન ખાધી તે દાઝેરે. રામા.
લડથડતી ચાલે ને પાલવ ઝાલે, ભમર ભોળી ભાળેરે;
કરે સ્વામીને સાદ સંભારી, નેણે તે આંસુડાં ઢાળેરે. રામા.

---

* જુદી જુદી ચાર પ્રતોમાં આ સાખીઓ જોવામાં આવી, તોપણ એ પ્રેમાનંદનીજ રચેલી હશે એમ ખાતરીથી કહી શકાય નહિ.

ધબધબ ગઇ નારી, તપાસી બારી, દિઠી તે ભોગળ ભીડીરે;
જોઈ ચારે ખુણે, ને મસ્તક ધુણે, વિલપે વિજોગની પીડીરે. રામા.
કરે કાલાવાલા, મનોરથ હાલા, ઠણુઠણુતી દે છે સમરે;
તમારે હસવૂં, મ્હારે રોઈ મરવું, ધીરજ રાખૂં કયમરે. રામા.
આપી સંભોગસુખ, પછી દેવૂં દુઃખ, મારી નિરબળ કરમની રેખારે;
અતીશો મા તાણો, દયા મ ન આણો, તમને બાપના સમ ઘો દેખારે. રામા.
જુઓ પ્રીત તપાસી, હૂં છૂં દાસી, દંડ ઘો અપરાધ સારૂરે;
કરો સ્નેહ, કે વ્હાલા તજું દેહ, અતી ઘણું તે નહીં વારૂરે. રામા.
મિટમિટ માંડો, ને ખટપટ છાંડો, ન બોલો તો કંઠ નાખું વાહાડીરે;
બીડી માટે થયાં મન ખાટં, કહોતો મુખનાં તંબોળ લઊં કહાડીરે. રામા.
અરે નાથજી ન જઇએ હાડે, રાડ તે ફોગટ ફાંસુરે;
અમોપર ન આવે દયા, દેખી મારી આંખડીએ આંસૂરે. રામા.
અનેક ઉપાય કીધા કન્યાએ. ન બોલ્યો નાથ આશા ભાગીરે;
વદે વિપ્ર પ્રેમાનંદ, થઇ ગતિમંદ, પછે ઓખા તે રોવા લાગીરે. રામા.

### કડવું ૧૭ મું.—રાગ રસિક મલ્હાર.

મારો પીઉ પરદેશી થઇ રહ્યો, રિસાવ્યો ભરથાર;
રતન આવ્યુંતૂં હાથમાં, રાખી ન શકી આણીવારરે. મારો.
હવે દોષ દેવો શો કરમને, હાસ્યમાં થયું કલ્પાંત;
મેં તો મરકલડે મુખ ફેરવ્યું, મારા નાથને પડી છે ભ્રાંતરે. મારો.
હવે વેહેલા પધારોને નાથજી, મ્હારૂં હૃદય ફાટીરે જાય;
સુખસાગર વહી ચાલીયો, જોબન તણાયૂં જાયરે. મારો.
વ્યાકુળ મન કન્યાતણું, કેશ છુટા છે ચારે દીશ;
હાથ ઘસે કલપાત કરે, હવે શું થાશે જગદીશ. મારો.
પેલે ભવે કર્મ શાં કર્યાં, પામી પતીવિજોગની જવાળ;
હુંશ રહી હઇડા વિષે, રંગમાં ડશીયોરે વ્યાળ. મારો.
ચોદિશા ભાળે ભામની, ઓચિંતા ઘો દરશંન;
ઉઠે બેસે અવની પડે, જેમ જળ વિના તલપે મીન. મારો.
એમ રૂદન કરે સુંદરી, જાગી ચિત્રલેહા તતકાળ;
તેણે હૃદીયા સાથે ચાપીને, ચુંબન દીધું ગાલ. મારો.
તાત તારો જો જાણશે, આપણ બેનો આણશે અંત;
સાચું કહેને મારી બેનડી, તેં શું દીઠું સ્વપ્નંત. મારો.

### વલણ.

ઓખા કહે સુણ બેનડી, મુને ભાવ ન લગારરે;
ભટ પ્રેમાનંદ એમ કેહે, પ્રાણ લાવતાં શી વારરે.

## કડવું ૧૮ મું.–રાગ વેરાડી.

આશા ભંગ થઇ ભામીની, રૂવે સ્તુતિ કરે સ્વામીની;
ચિત્રલેહા ભણી તે ગઈ, ઉઠ બેનિ તું શું સૂઇ રહી.
છે ચતુર કૌભાંડ કુમારી, પૂછે વાત સકળ વિસ્તારી;
ચિત્રલેહા કહે સુણ બાળી, કેમ રૂવે છે આંસુડાં ઢાળી.
જાગિ સૈયર બેબાકૂળી, કેમ રૂવે છે કન્યા બ્યાકૂળી;
આવડી ઓખા શાને કાંપી, શકે ઓથારે તુજને ચાંપી.
મારિ મીઠી તું રહે છાની, તને રક્ષા કરે રે ભવાની;
કહે બેનિ તને શું હવું, સ્વપ્નામાં દિઠું કાંઈ નવું ?
ઓખા કહેછે કરમે દેઇ હાથ, થોડાસારૂ દુભ્યો મેં નાથ;
હસતાં રમતાં ચડિ ગયો ક્રોધ, ફોકટ ફાંસૂ થયો વિરોધ.
કર દીવો ને ઘર નિહાળિયે,છે તો આટલામાં પિયુ માળિયે;
ચિત્રલેહા કહે ઘેલી થઇ, દેવે અહિંયાં અવાયે નહીં.
આવિ ન શકે પ્રાણી પંખના, એ તો સ્વપ્નાની ઝંખના;
પીયુ પિયુ કરતાં તું સૂતી, માટે સ્વપ્નામાં દીઠો પતી.
સ્વપ્ને નિર્ધન પામે ધન, સ્વપ્ને વંઝા પ્રસવે તન;
જાગે ને ઠાલો ઉછંગ, સ્વપ્ન મૃગજળના તરંગ.
ઇંદ્રજાળની જેવી વસ્ત, ગ્રહિયે ને ઠાલો હસ્ત;
લભ્ય ન થાય દીઠું સ્વપ્ને, દર્પણ રૂપ ન આવે કને.
ગાંધર્વ નગર ને ગગનકુસૂમ, ભોગ અસ્થિર સ્વપ્નના તેમ;
નિદ્રાવશ મન કયાંહીં ભમે, સ્વપ્ન સુખ નહિ સાચું કયમે.
ચિત્રલેહાયે દીધિ હારણ, સખી ઓખાને આપે ધારણ;
કુંવરીનું મનાવા મન, કીધો દીપક ફેરવ્યો ભવન.
તપાસ્યું માળિયું ચારે પાસ, પડિ ઓખા થઇને નિરાશ;
વાધિ વિરહતણી વેદના, મુર્છાગત થઇ અચેતના.
ચિત્રલેહાએ બેઠી કરી, હૃદયે ચાંપી બે ભુજ ભરી;
કામવશથકી મન લાજતું, વિરહતપ્ત છે તન દાઝતું.
છાંટિ સખિયે પાયું નીર, વિરહે બ્યાકુળ સ્વેદ શરીર;
ચિત્રલેહા કહે સૂણ સતી, સાવધાન થા તું, લાવું પતી.
કેમ વિસર્યું ઉમાનું વચન, સ્વપને વરશો સ્વામીન;
ઓખા કહે મને સ્મરણ થઈ, આણી આપ પ્રભૂને અહીં.
વિધાત્રી કહે શું તેનું નામ, સ્વપને સ્વામીનૂં કોણ ગામ;
કોણ જાત પિતા ને માત, લઇ આવું કહે માંડિ વાત.

ઓખા કહે કરમે દઇ ભૂજ, વારે વારે શું પૂછે મૂઢ;
મન મળવા રહ્યું ટમટમી, તેનું રૂપ અંતર રહ્યું રમી.
ઓખા કહે હું તો ઘેલી થઇ, નામ ઠામ પુછાયું નહીં;
નાત જાત ને માત પિતાય, પ્રીછિ નહિ જે પ્રથમ પૂછાય.
રૂપ કળા મને મન ગમી, તે સ્વરૂપ રહ્યું ચિત્ત રમી;
બાઈ તે નાથે મિથ્યા મને દમી, સુખસુરજ ગયો આથમી.
નિશા નહિ જાયે નિર્ગમી, મળવા મનડું રહ્યું ટમટમી;
વિરહદુઃખ ન રહેવાય ખમી, લાવ નાથને, ચરણે નમી.
સખી કહે કરમે દઇ હાથ, તું માંડી કહે બધી વાત;
મિથ્યા વાત કહે છે મને, નામ ઠામ વિના લાવું કેને.
તું કાંઇએકે આશરો વધ, તારા સ્વામીને લાવું સધ;
ઓખા બોલેછે આળપંપાળ, આવે તો ઓળખું તતકાળ.
ઘણું રૂપ સબળ છે સારૂં, તેણે ચિત્તડું ચોર્યું છે મારૂં;
લાવ સખિ શીઘ્ર તેહને, નહિ તો પાડું મારા દેહને.
સ્વામિ વીના તો જીવવું વૃથા, માટે પિંડ પાડું સર્વથા.

ઢાળ.

પિંડ હું પાડું સર્વથા, આજ ન આવે સ્વામીરે;
ચિત્રલેહા રૂપ ચીતરે, કાગળમાં બહુ કામીરે.

## કડવું ૧૯ મું--રાગ નટની દેશી.

કાગળ રંગ લિધોરે વિધાત્રી, ભાત્યભાત્યનાં ચિતરે સ્વરૂપ;
સ્વર્ગના સુર પાતાળના પન્નગ, લખીયા તે ભૂમીના ભૂપ. કાગળ.
વાયુ વરુણ ને પાવક લખીયા, જક્ષરાય ને જંમ;
ઓખા કહે તૂં લઘુને મૂકીને, વૃદ્ધને દેખાડે છે કયમ. કાગળ.
ગુણઈશ ને અંશુઈશ લખીયા, લખીયા તે સોનાના ધીશ;
જુગ્મ તુરૈયા સઉ જોડાવ્યા, તોએ ધુણાવે શીશ. કાગળ.
પ્રભાકર સુધાકર લખીયા, ગિરીજાવર ગંભીર;
ઓખા કહે એમાં કોઈ નહીં, મારા સ્વામીજીકેરૂં શરીર. કાગળ.
અષ્ટ વસુ ગુણ ગાંધ્રવ લખીયા, લખીયા તે બારે મેહ;
સપ્ત જળનિધી અષ્ટ ધાતુકર, લખી તે તેની દેહ. કાગળ.
વેદ મુની ને જુગ્મ વિણાધર, લખીયા ચીત્રવિચીત્ર;
મારુતગણ ને લખીયા વિઘાધર, સપ્ત ઋષીજી પવીત્ર. કાગળ.
શત કૌરવ ને પાંચે પાંડવ, દેશદેશના રાય;
કન્યાના કોઈ મનમાં ન આવે, આકુળવ્યાકુળ થાય. કાગળ.

ચિત્રલેહા મનમાંહી વિચારે, મેં લખીયા તે ઠામોઠામ;
વિષયી પુરુષ ભામનીનો ભોગી, શ્રીકૃષ્ણતણું એ કામ. કાગળ.
ચતુરભુજ પીતાંબરધારી, લખીયા તે શ્રીમહારાજ;
દીઠા શ્રીકૃષ્ણ ને ઓખા ઉઠી, કીધી વડસસરાની લાજ. કાગળ.
અરે સહિયર એ ભિયાનારે કુળમાં, છે મારો ભરથાર;
તવ પ્રદ્યૂમ્નને લખી દેખાડયો, લાજ કીધી બીજી વાર. કાગળ.
કન્યા કહે અવયવ પ્રભુના, આ પુરુષ કોઇ વૃદ્ધ;
ચિત્રલેખાએ લખીને દેખાડયો, કાગળમાં અનીરૂદ્ધ. કાગળ.
મુગટ ભમરપર વદન સુધાકર, નેત્ર બે અંબુજ;
ઘેલી ઓખા ધાઇને ભેટી, કાગળને ભરી ભૂજ. કાગળ.
ધન્ય ધન્ય નાથજી, હાથ ગ્રહીને, ન મૂકીએ તે બીડીસારૂ;
હૃદય અબળાનું હોય કાચું, કુણ ગજૂં છે મ્હારૂં. કાગળ.
ના ના બોલો મારા સમ છે, લાજો છો શામાટે;
ચિત્રલેહા કહે ન હોય સ્વામી, વળગ્યામાં કાગળ ફાટે. કાગળ.

### વલણ.

કાગળ ફાટે કામની, ચિત્રલેહા બોલી વાણીરે ;
ઓખા કહે તૂં દ્વારિકાંથી,આણ્ય પ્રભૂને આણીરે.

### કડવું ૨૦ મું.—રાગ મારૂ.

ઓખા કહેછે સૂણ સાહેલી, લાવ નાથને વ્હેલી વ્હેલી;
બાઇ તું છે સુખની દાતા, લાવ સ્વામીને થાય સુખશાતા.
ઓખા તને તો પડયો એ હેવા,સખી આણ્યાના ઉપાય કેવા;
તને પરણ્યાતણું મન થાય, નથી લાવ્યાનો એક ઉપાય.
દૂર પંથ છે દ્વારામતી, કેમ જવાય મારી વતી;
ત્યાં તો જઈ ન શકે રાય શક્ર, રક્ષા કારણ ફરે છે ચક્ર.
જીવતાં તો ફરી ન અવાય, નિશ્ચે મસ્તક છેદન થાય;
જાવું જોજન સહસ્ર અગિયાર,તારો કેમ આવે ભરતાર.
નયણે નીરની ધારા વહે છે, કરજોડીને કન્યા કહે છે;
બાઇ તારિ ગતી છે મોટી, તને તો ન કરે કોઈ ખોટી.
સહિયરને સહિયર હોય વાલી, બાઈ તેં મને હાથે ઝાલી;
આપણે બે બાળસંઘાતી, તું તો પ્રાણદાતા છે વિધાત્રી.
માબાપ વેરી થયાં મારાં, મેં તો ચરણ સેવ્યાં છે તારાં;
ચિત્રલેખા તું દીનદયાળ, એમ કહિને પગે લાગી બાળ.

ચિત્રલેહાયે ધારણા દીધી, પછી કાયા પક્ષિણીની કીધી;
બોલિ ચિત્રલેહા સત્યવાણી, ક્ષણુ એકમાં આપું આણી.
તેશું પરણાવું રૂડી રીત, તો તું જાણજે મારી પ્રીત;
ઓખા કહે રહેજે રૂડે આચરણે,રખે અનિરૂદ્ધને તું પરણે.
સખિ સુંદર વરને જાણી, રખે થાતી તું પટરાણી;
એનો અતિશે છે હાથ રૂપાળો,રખે મેળવે તું હાથેવાળો.
બાઇ જાદવ વર છે રૂડો, રખે પ્હેરીને બેસતી ચુડો;
બાઈ જઇને આવજે તર્ત, રખે તે સાથે મંગળ વર્ત.
સખિ આવજે વ્હેલી વ્હેલી, વહાણું વાતાં પેહેલી પેહેલી;
બાઇ તારો છે વિશ્વાસ, રખે કરતી ગને નીરાશ.
કોઈ ન જાણે એવું કરજે, વેગે સ્વામિને લઇને ફરજે;
જો જાણશે પીતા બાણ, તો તો આપણા લેશે પ્રાણ.
તું તો કરજે સ્વામીનું જતન, મુજ રાંકને હાથ રતન;
પછે પંથે વળાવિ વિધાત્રી, પક્ષિણી મનવેગે જાતી.
દ્વારિકા પહોંચી કામીની, છેલી દોઢ પહોર જામીની;
જાવા કીધું નગરમાં મન, એવે આવ્યું સૂદરશન.
જેવું મસ્તક છેદે બળમાં, કન્યા પેઠિ ગોમતિના જળમાં;
એવે નારદ ઋષિ ત્યાં આવી, ચક્રભયથકી કન્યા મુકાવી.
કહે નારદ સૂદરશંન, એને લઇ જવા દેજે તંન;
એ તો કામ છે કૃષ્ણને ગમતું,માટે રખે તું એને દમતું.
પછે ઉદકની અંજળિ લીધી,મંત્રે વીધાત્રી નિર્ભય કીધી;
તામસી વિધા ઋષિએ આપી, પછે પીઠ પ્રેમદાનિ થાપી.
હવે અલ્પ રહી છે રાત્રી,જા લે અનિરૂદ્ધને તું વિધાત્રી;
ગયું ચક્ર તે પશ્ચિમ પાસે,ઋષિ નારદ વળિયા આકાશે.
ચાલિ ચિત્રલેખા જોતિ ગામ,સામસામાં શોભિતાં છે ધામ;
સપ્ત ભોમના ભવન તે ભાસે,જોતાં ભૂખ તરસ તે નાસે.
બહુ કળશ ધજા બિરાજે, જોતાં અમરાપુરી તો લાજે;
શોભે છજાં ઝરૂખા ને માળ, મણીમય થંભ ઝાકઝમાળ.
વાંકી બારી ને બહુ જાળી,નીલા કાચ મૂકયા છે ઢાળી;
લીંપી ભીતે સોનાની ગાર, ચળકે કામ તે મીનાકાર.
ભલાં ચૌટાં શેરી ને પોળ, સામસામી હાટનિ ઓળ;
ઘેર ઘેર તે વાટિકા કુંજ, કરે ભમર તે ગુંજાગુંજ.
મોટા માતંગ ઘૂમે ને ડોલે, ગુણગાન બંદીજન બોલે;
દીસે દ્વારિકાં વૈકુંઠ સરખી, ચિત્રલેહાયે નગરી નરખી.

દુર્ગ કોસીસાં રૂડાં બિરાજે, ચારે પાસે રત્નાગર ગાજે;
ત્યાં ગોમતિનો સંગમ, ઉદ્ધરે સ્થાવર ને જંગમ.
શકે અવાસ અડશે વ્યોમ, જાણે વૈકુંઠ આણ્યું ભોમ;
ઘેર ઘેર હરિગુણ ગાય, ચિત્રલેહા તે જોતી જાય.
વસુદેવનાં ઘર નીહાળી, ગઇ જ્યાં વસે શ્રીવનમાળી;
સોળ સહસ્ર નારી વીહારી, દીઠા ઘેર ઘેર દેવ મુરારી.
હરિના સાઠ લાખ છે તંન, જોયાં તેહતણાં ભવંન;
જોયું કામધામ ઝાતકાર, દીઠો મેડિયે કામકુમાર.
અનિરૂદ્ધ સુતો છે હિંડોળે, ત્યાં દાસિયો વાયૂ ઢોળે;
શોભે દીપક ચારે પાસ, બે ચરણ તળાંસે દાસ.
ત્યાં બાવનાચંદન બેહેકે, બહુ હિંડોળે ઝૂમતાં લેહેકે;
કામકુંવર તે કામજ જેવો, ચિત્રલેહાને ચોરી લેવો.
લેવા કુંવરનું કારણ, સમર્યું નિદ્રાનૂં ધારણ;
રાતે જે કોઇ જાગતું હુતું, તે તો જે જેમ તે તેમ સૂતું.
ધારણ ભારણ ભારી કાયા, વ્યાપ્તમાન થઈ જોગમાયા;
અનિરૂદ્ધતણિ કિંકરી, તે તો સૂતી નિદ્રાયે ભરી.
ચિત્રલેહા ઘરમાં ગઈ, પણ કુંવર જાગ્યો નહીં;
ત્યાં વિચાર અંતરમાં કીધો, કડાં કાઢી હિંડોળો લીધો.
એ બે ડાંડી કરમાં ઝાલી, ખેચરીગતે ચતૂરા ચાલી;
કરે યત્ન અંતરમાં વહાલ, એવિ ઉડિ જે આવે ન આળ.
ગોવિંદે ગોઠવણી કીધી, જાણિ જોઈને જાવા દીધી;
ઘેર ઓખા જુવે છે વાટ, નાવ્યા નાથ ને થાય ઉચાટ.
એવે સાંભળિ પાંખજ વાગી,ત્યારે ઓખાની આરત ભાગી;
લાવિ ચિત્રલેહા કહેવા લાગી, આપ વધામણી મુખ માગી.
આ નાથ તારો હિંડોળે, નરનારિ મળો તમે ટોળે.

**સાખી.**

ટોળે મળો તમે તારુણી, આ તારો ભરથાર;
પછે ઓખાયે ચિત્રલેહાને, દિધા સોળ સણુગાર.

**કડવું ૨૧ મું.—રાગ મારૂની દેશી.**

ઓખા કહેછે ચિત્રલેહાને, તેં આપ્યું પ્રાણનું દાન;
સખી કહીને કેમ બોલાવૂં, તૂં છે દેવી સમાન.

દીપક જાગતો કરીને કન્યા, પારણાં પાસે આવી;
શું સુતા નિદ્રાવશ સ્વામી, હિંડોળે સોહાવી.
કામકુંવરને આ શી નિદ્રા, સુવું સારૂં લાગે;
દુરપંથથી કંથ પધાર્યા, તોએ સુતા નવ જાગે.
રજની અલ્પ રહી છે રાણા, ઉંઘ તે તમને આ શી;
જોને સખી એ બીયા દિસે છે, કુંભકરણના ઉપાસી.
ઊંચે સ્વરે જઇને બોલાવે, ચરણ નેપૂર વજાડે;
હસ્યામિષે હિંડોળો હલાવે, તોએ ન આંખ ઉઘાડે.
વાયૂ ઢોળે ને ચરણ તળાશે, મુખે કરે સ્તવંન;
એવે સમે અનિરૂદ્ધને આવ્યું, નિદ્રાવશમાં સ્વપંન.
કોઇક નારી મુજને લાવી છે, હીંડોળો કરીને હરણ;
એકાંતવાસમાં રાજકન્યાનૂં, કીધૂં મેં પાણીગ્રહણ.
તેના પિતાએ મુજને બાંધ્યો, હાક તે ચોદશ વાગી;
લાવ્ય બોગળ મારૂં સેનાને, સાચે તે ઉઠયો જાગી.
હરીખરી ઓખા રહી અળગી, હાકી ઉઠયે આ શંય;
અનિરૂદ્ધ ધાબરો થઇને કહે છે, કયાં આવ્યો છું હૂંય.
હિંડોળો એ નિશ્ચે મારો, નોહે એ મેડી મ્હારી;
દાસી ચાર દિસતી નથી, આ એ કોણ રાજકુમારી.
ઓખાએ ચિત્રલેહાને પ્રેરી, તે બોલી શીર નામી;
હૂં તમને હરી લાવી છું, ક્રોધ ન કરશો સ્વામી.
આ બાલા છે બાણાસુરની, ઓખા છે એનૂં નામ;
સ્વપનાંતરમાં વરી ગયા છો, તમ આવે થયો વિશ્રામ.
આ નારી પ્રભૂજી તમારી, સમાવો તનનો તાપ;
સ્રીભરથાર બંન્યો રહો છાનાં, ન જાણે એનો બાપ.
વચન સાંભળી વિધાત્રીનાં, ચડી અનિરૂદ્ધને રીસ;
શુ કરૂં જે ખડગ નથી, નહિં તો છેદત બન્યોનાં શીશ.
ગામ મુકાવ્યું ને ધામ મુકાવ્યું, મુકાવ્યૂં રે સ્વજન;
કેમ વરૂં અસુરની કન્યા, હું જાદવકુળનો તંન.
પરૂં જોઇને ઓખા કહે છે, જાદવકુળ તો પવિત્ર;
વીચારીને બોલો નાથજી, જાણૂં પિતામહનાં ચરિત્ર.
રીંછસુતા ને કુબજા દાસી, તેથી હું નથી નરતી;
તાત તમારો પરણીને લાવ્યા,તે તો પ્રગટ નથી કરતી.
અનિરૂદ્ધને તવ હાસ્ય આવ્યું, રીસ ગઈ ઉતરી;
અવળે મુખે શું રે બોલોછો, જુવોને પાછાં ફરી.

એવે સમે ઋષી નારદ આવ્યા, ઈશ્વરી ઇચ્છાય;
ગાંધ્રવવિધિવા તતક્ષણ કીધો, પરણાવ્યાં વરકન્યાય.

### વલણ.

વરકન્યા પરણાવિયાં,નારદ હવા અંતરધ્યાનરે;
નરનારી સુખ ભોગવે, ઈંદ્ર ઈંદ્રાણી સમાનરે.
નરનારી આનંદ ઘણો, વાધ્યો પ્રેમ અપારરે;
વિધાત્રી તુજને નમૂ, મુને મેળવ્યો ભરથારરે.

### કડવું ૨૨ મું--રાગ ચોપાઈ.

શુકજી બોલ્યા પરમ વચંન, સાંભળ પરીક્ષિત રાજંન;
મળી બેઠી બેઉ સૈયારી, બોલી વચન કોભાંડ કુમારી.
સુખ ભોગવે શ્યામા ને સ્વામી, ચિત્રલેહા કહે શીર નામી;
અન્ન એનું આપે છે રાય, ત્રીજું માણુસ કેમ સમાય.
તમે નરનારિ ક્રીડા કીજે, બાઈ મુજને તો જાવા દીજે;
રડતિ ઓખા તે વળતું ભાખે, બાઈ કેમ જીવું તુજ પાખે.
તમે તાતને ઘેર ન જવાય, જો જાઓ તો વાત ચરચાય;
રહિ એકઠાં દહાડા નિર્ગમશું, આપણ ત્રણે વેહેચી અન્ન જમશું.
બાઇ રહિશ કદી હું ભૂખી, નહિ તુજને થવા દેઉં દુઃખી;
તને આપિશ મારો ભાગ, નથી હમણાં જવાનો લાગ.
દુઃખ થાશે તો દેઈશું થાવા, પણ નહિ દેઉં બેનડી જાવા;
ચિત્રલેહા કહે સુણ શાણી, રખે આંખે તું ભરતી પાણી.
પ્રધાનપુત્રિ કહેવાઉં છું માત્ર, હું છું બ્રહ્માણિ માનવગાત્ર;
તુજઅર્થે લિધો અવતાર, માટે મેળવ્યાં સ્ત્રીભરતાર.
એમ કહિને થઈ અદર્શન, ચિત્રલેહા ગઇ બ્રહ્મસદંન;
ઓખાએ રોઈ આંખો ભરી, કંથે આસનાવાસના કરી.
સ્વામિયે સંબોધી નારી, સુખે વિધાત્રિ મેલી વિસારી;
બેઉને વિસરિ વિજોગની પીડા, નરનારિ કરે કામક્રિડા.
આસનભેદે બંનો છે પૂરાં, નરનારી રતીજુદ્ધે શૂરાં;
બેનિ છે ચઢતી જોબન કાયા, પ્રીતિબંધને બાંધી માયા.
સ્નેહઅર્ણુવ ઓખા નારી, ઝીલે અનિરૂદ્ધ નાથ વિહારી;
જે જે જોઇયે તે ઉપર આવે, ભક્ષ ભોજન કરે મન ભાવે.
પહોંચ્યો ઓખાનો અભીલાષ, પછે આવ્યો વૈશાખ માસ;
જાળિયે બારિયે વાયુ વાયે, લ્હમ લ્હમ હવે અધિક તે થાયે.

આવ્યા વર્ષાકાળના દિન, ગાજે વરસે ને થાય પરજન્ય;
થાય આકાશે વીજળી પૂરી, બોલે કોકિલા વાણી મધુરી.
ત્યાંતો મોર બપૈયા બોલે, મહા તપસીનાં મનડાં ડોલે;
માળિયા તળે સાગર ગાજે, અંગે નવ સપ્ત શણગાર સાજે.
તેલમર્દન મંજન અંગે, ચરચે ચંદન કેસર સંગે;
નેત્રે અંજન આભરણ સાર, મુખે તાંબુલકેરો આહાર.
તપે નિલવટ ચાંદલો તેવો, ચંદ્ર શરદ પુનમના જેવો;
શીર રાખડી શોભા ઘણી, ચોટલો જાણે નાગનિ ફણી.
શીશફૂલ સેંથે સિંદૂર, તેણે મોહ્યો અનિરૂદ્ધ શૂર;
કાને ઝાલ અમુલ્યક જોઇ, કામકુંવર રહ્યો છે મોહી.
નાકે સોહે મોતીની વાળી, તેને અનિરૂદ્ધ રહ્યો છે ન્યાળી;
નારિ તારિ નાસિકાનો મોર, નો'ય ભુષણ ચિત્તનો ચોર.
રકત અધર હસે મંદ મંદ, નહિ હાસ્ય એ મોહનો ફંદ;
પંકજમાં મેઘબિંદુ પડતાં, મોતિ મોરના અધરે અડતાં.
ચપળ નેત્ર ઝિણું અંજન, જાણે જાળે પડ્યાં ખંજન;
મોહ્યો મોહ્યો તે મુખને મોડે, મોહ્યો મોહ્યો ભૃકૂટિને જોડે.
મોહ્યો મોહ્યો સ્નેહને સંધે, મોહ્યો મોહ્યો હાર ગળબંધે;
મોહ્યો મોહ્યો તે હસ્તકમળે, મોહ્યો મોહ્યો ઉરગળસ્થળે.
મોહ્યો મોહ્યો અલકાલટે, મોહ્યો મોહ્યો કેસરી કટે;
મોહ્યો મોહ્યો તે પેરણ ફાળી, મોહ્યો મોહ્યો તે ક્ષુદ્રઘંટાળી.
મોહ્યો મોહ્યો અરગજાને બેહેકે, મોહ્યો મોહ્યો ચાલને લેહેકે;
મોહ્યો મોહ્યો ઝાંઝરને ઝમકે, મોહ્યો મોહ્યો ધુઘરીને ધમકે.
મોહ્યો મોહ્યો તે પ્રેમને પાશે, મોહ્યો મોહ્યો તે મંદ મંદ હાસે;
દેખિ એક સ્થંભનું ધામ, તેથિ વીસર્યું દ્વારિકા ગામ.
ઘણું ભક્ષ ભોજન પામ્યો આપ, તેણે વિસરિ ગયાં માબાપ;
પામ્યો અધરામૃતનું પાન, ગયું વિસરી હરિનું ધ્યાન.
નિરંકુશ વિષયનો સ્વાદ, તેણે વિસરી કુળમરજાદ;
ઓખા સ્નેહતણો સાગર, તેણે વિસર્યો રત્નાગર.
અનિરૂદ્ધનિ ચાલ છે ગમતી, હીંડે નારી નેહથિ નમતી;
મહિલા મહિલા એમ ઓચરતો, હીંડે નારિની પૂંઠે ફરતો.
ઘેલો કીધો છે મૃગયાનેણી, નવ જાણે દિવસ કે રેણી;
અંગોઅંગ કામ રહ્યો રમી, ચારે નેત્રે ઝરી રહ્યાં અમી.
સ્ત્રીયે મોહિનીમદિરા પાઇ, આલિંગન દે ધાઇધાઈ;
શુદ્ધબુદ્ધ તો વિસરી ગઈ, એમ ચોમાસું ગયું વહી.

## વલણ.

ગયું ચોમાસું વિષય રમતાં, આવ્યો આશ્વિન માસરે;
કન્યા ટળી નારી હવી, ઓખા પામી વિલાસરે.

## કડવું ૨૩ મું-રાગ દેશાખ.

વરષા ઋતુ વહી ગઇરે, રમતાં રમતાં રંગવિલાસ;
સુખ પામ્યાં ઘણુંરે, તવ આવ્યો કાંઈ આશ્વિન માસ.
એક સમે સહીરે, શરદ ઋતુ નર ને નાર;
માણકઠારી પૂર્ણિમારે, ઉત્તમ દિવસ આવ્યો સાર.
ચંદ્રકિરણ ચાંદણીરે, એહાં હિંડોળે નર ને નાર;
હાસ્યવિનોદશુરે, કરતાં ક્રીડા વિવિધ પ્રકાર.
રક્ષક રાયનારે, તેણે દીઠી રાજકુમાર;
કન્યા રૂપ કયાં ગયુંરે, ઓખાજી દીસે છે હવે નાર.
ચિત્રલેહા છે નહીંરે, એકલડી દીસે છે એહ;
રાતી રાતી આંખડીરે, પ્રફુલ્લિત દીસે એની દેહ.
હિંડે ઉર ઢાંકતીરે, શકે થયા છે નખપાત;
અધરપર શામતારે, છે કોઇ પુરુષ દંતના ઘાત.
સેવક સંચર્યારે, કાંઈએક દેખી મંન વિચાર;
મંત્રી કૌભાંડનેરે, જઇને કહ્યા સમાચાર.
પ્રધાન પરવર્યોરે, જયાં છે અસુરકેરો નાથ;
રાયજી સાંભળોરે, મંત્રી કહે છે જોડી હાથ.
લૌકિક વારતારે, કંઈક આપણને લાંછંન;
રસના છેદીએરે, હૂં કેમ કહું કઠણ વચન.
બાળકી તમતણીરે, તે તો થઇ છે નારી રૂપ;
વારતા સાંભળીરે, આસનથી ડગીયો છે ભૂપ.
ધજા ભાગી પડીરે, તે તો આકૂડી અકસ્માત;
બાણ કોપ્યો ઘણુંરે, મંત્રી સાચી કહોને વાત.
શીવે કહ્યું તે થયુંરે, તારી ધજા થાશે પતંન;
ત્યારે તૂં જાણજેરે, કોઇ શત્રૂ થયો ઉત્પંન.
જાઓ મંત્રી તમેરે, જુવો પુત્રીની શી છે પેર;
કોઇ જાણે નહીંરે, તેમ તેડી લાવોને ઘેર.
પરધાન પરવર્યોરે, સાથે ડાહ્યા ડાહ્યા જંન;
ઓખાજીને માળીએરે, હેઠા રહીને વદેરે વચંન.
કૌભાંડ ઉચર્યોરે, ઓખાજી ઘોને દરશંન;

ચિત્રલેહા કયાં ગઇરે, ચાલો તેડેછે રાજંન.
થરથર ધ્રૂજતીરે, પડી કાંઇ પેટડીયાંમાં ફાળ;
શૂં થાશે નાથજીરે, આવી લાગી મહા જંજાળ.
તમો રખે બોલતારે, કંથજી દેશો મા દરશંન;
મુખ ઉડી ગયુંરે, થયાં સજળ બન્ને લોચંન.
બાળા બેબાકળીરે, કંપે કદળી સરખા ચર્ણ;
કસણ કસ્યાવીનારે, કંચુકી અવળાં છે આભ્રણ.
બારીએ બાળકીરે, ઉભી રહી છે ત્યાં આવી;
કૈભાંડે કુંવરીનેરે, અભય વચને બોલાવી.
ચિત્રલેહા કયાં ગઈરે, તું એકલી કયમ દેખાય;
કન્યારૂપ કયાં ગયુંરે, કેમ તું નારીવેશે જણાય.
શરીર સંકોચતીરે, કાં બેબાકળી તૂં બેહેની;
ઘરમાં કુણ છેરે, શીઘ્રે સાચેસાચું કેહેની.
ગલસ્થળે કર દીસેરે, કોઈ પુરુષ દંતના ઘાત;
શણગટ તાણતીરે, બોલે આખીભાગી વાત.
દિલ વારૂ નથીરે, કીધું ચિત્રલેહાએ શયંન;
તેણે હૂં વ્યાકુળીરે, દુઃખણી ભરૂં છઉં લોચંન.
મંત્રી ઓચરેરે, બાઇ કાં બોલો આળપંપાળ;
હેઠાં ઉતરોરે, નહીં તો ચડીને જોશું માળ.

**વલણ.**

માળ જોઇશું તમતણો, ભાગશે તમારો ભારરે;
એવું જાણી હેઠાં ઉતરો, રાય કોપ્યો છે અપારરે.

## કડવું ૨૪ મું–રાગ રામકલી.

કન્યાએ ક્રોધ જણાવિયો, હાકટયો પરધાન;
લંપટ બોલતો લાજે નહીં, ઘડપણે ગઈ સાન. કન્યાએ.
પાપી પ્રાણ લેવા કયાંથી આવિયો, બોલતો ક્ષુદ્ર વચંન;
એવાસારૂ કીધી જોઇશે, જીભલડી છેદંન. કન્યાએ.
હું તો ડાહ્યો દાનવ તુંને જાણતી, ભારેખમ કૈભાંડ;
આવું આળ કોને ન ચડાવીએ, ભાગી પડેરે બ્રહ્માંડ. કન્યાએ.
કેહેવા દેની તું મારી માતને, પછે તારીરે વાત;
હત્યા આપૂં હું તુજને, કરૂં ઝંપાપાત. કન્યાએ.
કૈભાંડ લાગ્યો કંપવા, પુત્રી પરમ પવિત્ર;
પછે કાલાવાલા માંડીયા, ન જાણ્યું સ્ત્રીનું ચરીત્ર. કન્યાએ.

બાઇ રાજાએ મુજને મોકલ્યો, લોકે પાડયો વિરોધ;
પૂછ્યા માટે શું આવડો, રંક ઉપર ક્રોધ. કન્યાએ.
એવું કહેતાં સેવક મોકલ્યો, બાણાસુરનીરે પાસ;
રાજાએ મંત્રીને કહાવિયું, ચડી જુવોને અવાસ. કન્યાએ.
કોભાંડ ક્રોધ કરી ગાજીયો, વજડાવ્યાં નિશાન;
માળિએથી બન્યો ઉતરો, બાણાસુરની આણ. કન્યાએ.
દાસને આપી આજ્ઞા, સ્થંભ કરોને છેદંન;
ઓખાએ આંસુડાં ઢાળિયાં, ચંપાશે સ્વામીન. કન્યાએ.
હોંકારો અસુરનો સાંભળી, ઉભો થયો અનિરૂદ્ધ;
મેઘની પેરે ગાજીયો, કાંપી નગરીરે બદ્ધ. કન્યાએ.
મંત્રી કહે સુભટ સાંભળો, કો બોલ્યો જોદ્ધો અહીં;
આપણે નાદે હાંકી ઉઠીયો, મેઘ શબ્દથી સહી. કન્યાએ.
ઓખાએ નાથ બાથ ઘાલીઓ, શું જાઓછો વહી વહી;
મરડી મરડી જાઓ જુદ્ધને, દૈવડા જાઉં કહીં. કન્યાએ.
આશો ઉજમ વઢવાતણો, સાંમૂં નથી કામધામ;
દાનવને માનવ જીતે નહીં, ન્હોય ઋતુસંગ્રામ. કન્યાએ.
નાથ કહે સુણો સુંદરી, વાત સઘળેરે થઈ;
હવે ચોરી શાની આપણે, બેશીએ બારીએ જઈ. કન્યાએ.

### વલણ.

જઇ બેઠાં નરનારી બન્યો, વાત વિપરીત કીધીરે;
છજે ભજે કામકુંવર, ઓખા ઊછંગે લીધીરે.

### કડવું ૨૫ મું.-રાગ રામગ્રી.

જોડી જોવા મળ્યા જોદ્ધટોળેજી, ઓખા લીધી અનિરૂદ્ધે ખોળેજી;
કંઠે બાંહેડી ગ્રહી છે બાળાજી, દેખી કોભાંડને પ્રગટી જ્વાળાજી.

### ઢાળ.

જ્વાળા પ્રગટી ને ભાલ ભ્રૂગૂટી, સુભટ તેડયા જમલા;
મંત્રી કહે ભાઈ સબળ શોભે, જેમ હરિઓછંગે કમળા.
લઘુરૂપ કોઈ લક્ષણવંતો, સુતાની સંગે બેઠો;
પ્રવેશ નહીં જ્યાં પવનકેરો, તો માળિયામાં કેમ પેઠો.
નિઃશંક નિર્ભય થઇને બેઠાં, નિર્લજ્જ નર ને નારી;
કુચગ્રહણ ચુંબન કરે, કાંઇ લજ્જા ન આણે અમારી.
ઓખાએ ઉત્પાત માંડિયો, ધાઈ ધાઇને દે સાંઈ;
પ્રધાન કહે કોઇ પુરુષ મ્હોટો, કારણ દીસે છે કાંઇ.

અંબુજવરણી આંખડી, એ ભ્રુગુટી મુગટે ચાંપી;
રોમાવળી વાંકી વળી, વઢવાને રહ્યો છે ટાંપી.
માળ ઘેર્યો સુભટ સર્વે, બોલતા અતાડ;
અહો વ્યભિચારી જન ઉતર હેઠો, એમ કહે કોભાંડ.
અરે અલ્પ આયુષ્યના ધણી, યમપુરીના માર્ગસ્થ;
અસુરેશ સરખો રીપૂ મસ્તક, કેમ બેઠો થઇ સ્વસ્થ.
બાણરાયની કિંકરી, તેની અમરે ન થાયે આળ;
તે તૂં રાજકન્યાની સંગે, ચઢી બેઠો કેમ માળ.
સાચું કહે જેમ શીશ રહે, કુણ ન્યાત કુળ ને નામ;
જથારથ હોય તે બોલજે, કેમ સેવ્યું ઓખાનું ધામ.
અનિરૂદ્ધ વળતું બોલિયો, તમે સાંભળો સુભટ માત્ર;
હું ક્ષત્રીનંદન ઇચ્છાથી આવ્યો, બાણાસુરનો જામાત્ર.
મંત્રી કહે અલ્યા! બોલ્ય વિચારી, ઉતરશે અભીમાન;
જામાત્ર શાને બાળકા, કોણે આપ્યું કન્યાદાન.
અપરાધી પ્રાણી ઉતર હેઠો, છે બાણાસુરની આણ;
આ દૈત્ય તારા પ્રાણ લેશે, મરણ આવ્યું તુજ જાણ.
જીવવાનો ઉપાય નહીં, પડી જેવારે ચૂક;
હોય કેસરી તો હાંકી ઉઠે, પણ દીસે છે જંબૂક.
બોલ બળના સાંભળી, બળે બોલ્યો કામબાળ;
બારીની ભોગળ કરમાં લીધી, ઇચ્છા કીધી દેવા ફાળ.

## વલણ.

ફાળ દેઊં ને અંત લેઊં, હોકારો જવ કીધોરે;
ઓખાએ અનિરૂદ્ધને, ઊંચકી ઘરમાં લીધોરે.

## કડવું ૨૬ મું.—રાગ સોરઠી.

કામનીએ જ્યારે કટકજ દીઠું, ત્યારે નારી થઇ છે નીરાશ.
અરે દૈવ તેં એ શું કીધું, મુને હુતી મોટી આશ;
વાલા કેમ વઢશોરે,
મારા નાંધડીઆ ભરથાર. વાલા.
બોલાવી બોલે નહીં, પડી થઇ આશા ભંગ;
બેઠાડી બેઠી કરી, તેનું વદન નિહાળે કંથ. વાલા.
સ્વામી તું કેમ સાંખીઓરે, રાંકને ઘેર રતંન;
ધાડે કષ્ટે હું પામી, મારો મદનમનોહર કંથ. વાલા.

તીવ્ર બાણ જારે છુટશેરે, કેમ સેહેશો કોમળ શરીર;
એવું શ્રવણે સાંભળીને, હાંકી ઊઠયો વીર. વાલા.
મારા પીતાનેરે જાણ થયું છે, કટક મોકલ્યું પ્રૌઢ;
બાણાસુર નથી જાણતો, એવો કેમ થયો છે તે મૂઢ. વાલા.
અરે સ્વામી તમે ઠાલે હાથે, આયુધ નથીરે એક;
ચાર લાખ વીર પાઠવ્યા, સામા થતાં ધરો વિવેક. વાલા.
અબળા તુંને શું કહુંરે, તું તો થઈરે અજાણ;
બારતણી ભોગળ દહાડીને, લેઊં સર્વના પ્રાણ. વાલા.
ઓખા તુંને શું કહુંરે, તું તો ઘેલી નાર;
તારે બાપે વીર મોકલ્યા, તે તો મારે લેખે ચાર. વાલા.
અજાતણાં તાંહાં જૂથ મળીઆં, પંચાએનન મળીઓ એક;
તેનું પ્રાક્રમ કેટલું, તમે કોહોની વિનતા વીશેક. વાલા.
એમ કરતાં નહીં છુટીએરે, કાલાવાલા તે ફોક;
જુઓની વહાલી હું જુદ્ધ કરૂં, જેમ જુએ ગામનાં લોક. વાલા.
અનિરૂદ્ધ મરડીને નીસર્યોરે, ઓખાએ સાહ્યો હાથ;
પ્રીતમ વઢવા નહીં દઊં, મારા મદનમનોહર નાથ. વાલા.

## કડવું ૨૭ મું–રાગ મારૂની દેશી.

ઓખા કહે કંથ એમ ન કીજે, બળીયાશું વઢતાં બીહીજે;
એ ઘણા તમો એક જાતે, સેના મોકલી મ્હારે તાતે.
દૈત્યને વાહન ને તમે પાળા, નાથજી તમે ઠાલામાલા;
એને ટોપ કવચ ને બખતર, તમારે અંગે સોહે પીતાંબર.
દૈત્યો સાંગ બાણ બહુ ભાલા, એ કઠણ તમે સુંવાળા;
એ તો મદોન્મત્ત બહુ બળિયા, તમે સકોમળ પાતળિયા.
સ્વામી પછે અસુરને ભેદો, પેહેલાં મસ્તક મારૂં છેદો;
તમને દેખી દેખીનેરે મોહું, તમે જુદ્ધ કરો તે કેમ જોઊં?
ઇચ્છા અંતરની ગઇ શીટી, દૈત્યે માળીયું લીધુંરે વીંટી;
પ્રભુ પ્રાણ કંપે છે મ્હારા, મુવા દૈત્ય કરે છે હોકારા.
ઘણું ક્રોધી વીરોધી છે બાણ, હાકે ઇંદ્રનું જાએ ઓસાન;
ભક્ત ભય પામે બાણની હાકે, બાણે પૃથ્વી ચહડાવી ચાકે.
જેન નાદે મેરૂ હાલે, ચક્રવર્તી સાથે નહીં ચાલે;
ક્ષત્રીસાથ રહે સર્વ બિહીતો, નાથજી તમે કઇપેરે જીતો!
મંત્રી દાંત રહ્યો છે કરડી, શું જાઓ છો મૂછરે મરડી;
માટે પેહેલાં તે મુજને મારો, પછે નાથજી રણમાં પધારો.

શશી સૂર્યવંશી નૃપ જેહ, તેની થરથર ધ્રુજે દેહ;
પ્રધાન ક્રોધી પાવકની જ્વાળ, તેથી વિશેષ બાણું ભૂપાળ.
એમ કહિ ભરતી લોચંન, દેખી વારે છે સ્વામીન;
કંથ કહે ન કરૂં સંગ્રામ, તો નાસી જવાનો કુણ ઠામ.
અંત્યે જીવતાં છૂટશું નહીં, કાં ન મરીએ સામા થઈ;
નથી ઉગરવાનો ઉપાય, માટે ભય પામે શું થાય ?
નાઠે લાંછન લાગે કુળમાં, પ્રતિષ્ઠા જાએ એક પળમાં;
મોઆર બોલે ને મણિધર ડોલે, ન ડોલે તો સર્પને તોળે.
ઘન ગાજે કેસરિ દે ફાળ, ન ઉછળે તો જાણવો શિયાળ;
ક્ષત્રી નાસે દેખીને દળ, ન્હોએ પુરુષ જાણવો બ્યંડળ.
હાંકયો વાઘ ન માંડે કાન, શાર્દૂલ નહીં જાણવો શ્વાન;
ઘરમાં બ્રોજારો રહે પેશી, યુદ્ધે ચરણ વહોણો રહે બેશી.
એમ કહીને ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી;
અસુર સેનાપર કોપિયો, છજેથકી ઠેકીને પડિયો.
જેમ ગ્રાહ પેસે બહુ જળમાં, તેમ અનિરૂદ્ધ પેઠો દળમાં;
જેમ ઈંદ્ર પેસે વાદળમાં, તેમ અનિરૂદ્ધ ધાયો બળમાં.
દૈત્યને આવ્યો મૃત્યુનો દહાડો, ગાજયો અનિરૂદ્ધ ઘન અખાડો;
પડતામાં બહુ પડતાળ્યા, ભોગળ પ્રહારે ધરણીએ ઢાળ્યા.
કોભાંડે સેનાને પ્રેરી, જાદવ જોદ્ધા લીધો ઘેરી;
ગજજુથમાં લઘુ કેસરી, બહું વીંટી વળ્યા છે વેરી.
ચંદનને બાવગિએ ઝીટી, અસુરે અનિરૂદ્ધ લીધો વીંટી;
દાનવ કહે માનત્ર શંય, અમે સિંહમાં મૃગબાળ તૂંય.
મુગટ મંત્રીને ચરણે ધરો, તો તો મૃત્યુથકી ઊગરો;
મંત્રીવાયક એવાં સાંભળી, ધાયો અનિરૂદ્ધ બહૂ ઊકળી.
નાંખે દૈત્ય ભારી મુદ્‌ગલ, તેમ અનિરૂદ્ધ ભૂજભોગળ;
વીશ સહસ્ત્ર અસૂર ત્યાં ત્રૂટયા, એકીવારે શર બહૂ છુટયાં.
આયુધધારા રહી છે વરસી, પડે પરીઘ પટી ને ફરસી;
દાનવ ધાયા છે ટોળે ટોળાં, વરસે ભિંડીમાલ ને ગોળા.
થાય દુંદુભીના ગડગડાટ, થાય ખડ્‌ગતણા ખડખડાટ.
હાકયા હસ્તી દે હલકાર, થાય ખડ્‌ગતણા ચળકાર.
મંત્ર અગ્નીના ધુધવાટ, બોલે બાણતણા સુસવાટ;
રથ ચક્ર ગાજે ગડગડાટ, હોય હયતણા હણહણાટ.
છૂટે બાણો સણસણાટ, થાય ગગને ધજા ફડફડાટ;
દેખિ દોહલો નાથનો ઘાટ, થાય ઓખાને ઉચ્ચાટ.

દાનવનો વાળ્યો દાટ, અનિરૂદ્ધ મૂકાવે વાટ;
કોઇને ઝીકયા ઝાલીને કેશે, કોઈને ઉરાડયા પગની ઠેશે.
કોઇને હણ્યા ભોગળને ભડાકે, કોનાં મુખ ભાગ્યાં લપડાકે;
કોઇ અધસસ્તા કોઇ પૂરા, એમ સેના કરી ચકચૂરા.
તે રણ ભયાનક ભાસે, બળ દેખીને ઓખા ઉલ્લાસે;
મેં તો આવડું ન્હોતૂં જાણ્યું, ચિત્રલેહાએ રત્નજ આણ્યું.
શોણિતસ્પર્શ થયો છે ડીલે, નાથજી રણ રૂધીર ઝીલે;
ભડ ગાજ્યો ને પડયું ભંગાણ, નાઠો કોલાંડ લઇને પ્રાણ.
હવું બાણાસુરને જાણ, એક પુરુષે વાળ્યો ઘાણ;
અસુરેશને ચડિયો કોપ, સજ્યાં કવચ આયુધ ને ટોપ.
સર્વે સૈન્ય તે તત્પર કીધું, ચડગો રાય દદામૂં દીધું;
પ્રલય અગ્ની જેવો જાજ્વલ્ય, બાણરૂપ થયું મદતુલ્ય.
ચડયો રાય ક્રોધે ગડગડિયો, જાણ્યું ઓખાએ રણ તાત ચડિયો;
સૈન્યના લોક આગળ ચાલ્યા, કરમાં બહુ ભાલા ઝાલ્યા.
વાગી હાક ને ચડિયો બાણ, તે તો થયું ઓખાને જાણ.

### વલણ.

જાણ થયું જે તાત ચડિયો, કુણ જીતશે સહસ્ત્ર હાથરે;
આંસૂડાં ભરતી ને શોક ધરતી, ઓખા સાદ કરતી નાથરે.

### કડવું ૨૮ મું.–રાગમારૂ.

મારા સ્વામીજી ચતુરસુજાણ, બાણદળ આવ્યું રે જાદવજી;
દીસે સૈન્ય તે ચારેરે પાસે, હવે શૂં થાશેરે જાદવજી.
એ બળિયા સાથે બાથ, નાથ કેમ ભીડોરે જાદવજી;
હૂં કહૂં છું તમારી દાસી, નાસીને હીંડોરે જાદવજી.
આ દળ આવ્યું બળવંત દિસે, રીશે રાતારે જાદવજી;
એકલડા અસૂરને મુખે, રખે તમે જાતારે જાદવજી.
આ ગજ આવે બળવંત, દંત કેમ સેહેશોરે જાદવજી;
અસૂર અરણુવ ધાયા, તણાયા જાશોરે જાદવજી.
એવું જાણીને ઓસરિયે, ન કરિયે ક્રોધરે જાદવજી;
એકલડાંને આશરો શાનો, માનો પ્રતીબોધરે જાદવજી.
ધીરા થાઓ ને ધાઓ, વઢો તો ફાંસૂરે જાદવજી;
મારી જમણી ફરકે છે આંખ્યરે, વરખે આંસુરે જાદવજી.
મને દિવસ લાગે છે ઝાંખો, નાખોને ભોગળરે જાદવજી;
તે તો ન સમજે સમજાવ્યું, આવ્યું દળરે જાદવજી.

તમે મુજ દેહડીના હંસ, મૂકોને જુદ્ધરે જાદવજી.
પાછા વળોજી લાગું પાય, માનો મારી બુદ્ધરે જાદવજી;
ઘેલી દીસે છે ઘરુણી, તરુણી તારી ટેવરે રાણીજી.
અમો બાણથકી નહિ ઓસરશું, કરશું સેવરે રાણીજી;
અનિરૂદ્ધ જો રણથી ભાજે, લાજે શ્રી ગોપાળરે રાણીજી.
નાઠે અર્થ ન એકે સીઝે, શી કીજે ચાલરે રાણીજી.

## વલણ.

ચાલ શી કીજે અંત આવ્યો, ઉગારશે મોરારરે;
ખસ્યો નાથ ને હાથ ઘશિયા, રોવા લાગી નારરે.

## કડવું ૨૯ મું-રાગ મેવાડો.

ઓખા કરતી તે કંથને સાદ, હોરે હઠીલા રાણા;
એ શા સારૂ ઉન્માદ, હોરે હઠીલા રાણા.
હું તો લાગું તમારે પાય, હોરે હઠીલા રાણા;
આવી બેશો તે માળિયામાંહ્ય, હોરે હઠીલા રાણા.
હું તો બાણને કરૂ પ્રણામ, હોરે હઠીલા રાણા;
છે કાલાવાલાનું કામ, હોરે હઠીલા રાણા.
એ તો બળિયા સાથે બાથ, હોરે હઠીલા રાણા;
તે તો જોઈને ભરિયે નાથ, હોરે હઠીલા રાણા.
એ તો તરવું છે સાગરનીર, હોરે હઠીલા રાણા;
બળે ન પામીએ પેલું તીર, હોરે હઠીલા રાણા.
અનેકમાં એક કોણ માત્ર, હોરે હઠીલા રાણા;
સામા મળ્યા છે કુપાત્ર, હોરે હઠીલા રાણા.
મને થાય છે માનશુકંન, હોરે હઠીલા રાણા;
મારૂં જમણું ફરકે લોચંન, હોરે હઠીલા રાણા.
મારો ત્રૂટયો મોતીનો હાર, હોરે હઠીલા રાણા;
ડાબે નેત્રે વહે જળધાર, હોરે હઠીલા રાણા.
દીસે નગરી તે ઉજ્જડ રાન, હોરે હઠીલા રાણા;
દીસે ગગને ઝાંખો ભાણ, હોરે હઠીલા રાણા.
રૂવે શ્વાન વાયસ ને ગાય હોરે હઠીલા રાણા;
એવાં માઠાં શુકન થાય, હોરે હઠીલા રાણા.
હું તો ધ્રુજતી દેખું ધરણ, હોરે હઠીલા રાણા;
એ તો સાગર શોણિત વર્ણ, હોરે હઠીલા રાણા.

આવ્યા અગણિત અશ્વાર, હોરે હઠીલા રાણા;
અહીં થાય છે હોહોકાર, હોરે હઠીલા રાણા.
ઓ દુંદુભીએ વાળિયો ધાય, હોરે હઠીલા રાણા;
એ તો સૈન્યા તમપર ધાય, હોરે હઠીલા રાણા.
ઓ આવ્યું દળવાદળ, હોરે હઠીલા રાણા;
ઓ ઝળકે ભાલાનાં ફળ, હોરે હઠીલા રાણા.
પાખર બખ્તર પેહેર્યા ટોપ, હોરે હઠીલા રાણા;
દૈત્ય ભરાયા આવે કોપ, હોરે હઠીલા રાણા.
ઓ વાજે ઘુઘરમાળ, હોરે હઠીલા રાણા;
અશ્વ દેતા આવે ફાળ, હોરે હઠીલા રાણા.
એ તો શૂરવીર મહાકાળ, હોરે હઠીલા રાણા;
પડે પેટડિયામાં ફાળ, હોરે હઠીલા રાણા.
નાથ જુવો વિચારી મંન, હોરે હઠીલા રાણા;
જુદ્ધ રેહેવા ઘો રાજંન, હોરે હઠીલા રાણા.
જો લોપો મ્હારી વાણ્ય, હોરે હઠીલા રાણા;
તમને પિતામહની આણ્ય, હોરે હઠીલા રાણા.
આવ્યો બાણુ તે પ્રલ્લેકાળ, હોરે હઠીલા રાણા;
મેઘાડંબર છત્ર વિશાળ, હોરે હઠીલા રાણા.

## વલણ.

મેઘાડંબર છત્ર બિરાજે, ઉલટી નગરી બદ્ધરે;
અગણીત અસ્વાર આવિયા, તેણે વિંટી લીધો અનિરૂદ્ધરે.

## કડવું ૩૦ મું–રાગ સામેરી.

આવી સૈન્યા અસુરની, અનિરૂદ્ધ લીધો ઘેરી;
કામકુંવરને મધ્યે આણી, વીટી લીધો ચોફેરી.
અમર કહે શું નીપજશે, ઇચ્છા તે પરમેશ્વરી;
રીપૂ ગજના યૂથમાં, અનિરૂદ્ધ લઘુ કેસરી.
બાણુરાયને શું કરે, ભોગળ લીધી ફોકટ;
વેરિ વાયસ કોટી મળ્યા, ત્યાં કેમ જીવે પોપટ.
બાણાસુરે સુભટ વાર્યા, કોઇ ન કરશો ઘાત;
છે વીર થોડી વયતણો, હું પૂછું એને વાત.
માળીએથી ઓખા નિરખે, રૂદન મૂક્યું છોડી;
ઓ જીવન પુઠે યોદ્ધા ઉભા, રખા બેહુ કરજોડી.

બળવંત બ્હેકે અતી ઘણું, સૈન્યા છે બીહામણી;
એ પવનવેગી પાખરા, હય આવ્યા તે હણુહણી.
એ સુભટે ભાથા ભીડીયા, હીડીયા સ્વામી ભણી;
એ ખડગ ખેડાં ઝળકતાં, ચળકતાં ભાલાનાં અણી.
એ ગજ આવ્યા સામટા, હય હીસંતા હણુહણી;
ટોપટોડર સજે બખ્તર, છે સેના બીહામણી.
આ દળનું બળ કેમ સેહેશો, સ્વામી સકોમળ;
પ્રાણનાથને પીડશે, પ્રગટ્યાં તે કર્મનાં ફળ.
દૈવના દીધા દૈત્યને, દયા નહીં લવલેશ;
લઘૂ વયમાં છો કંથજી, નથી આવ્યા મૂછે કેશ.
ચાર દિવસનૂં ચાંદરણું, સુખડું ગયું તે વહી;
પાપી પીડે છે પ્રભુને, કરમડાં જાઉં કયહીં.
કંથજી મ્હારો એકલો, વીંટી વળ્યા અસૂર;
એવું જાણીને સહાય કરજો, શામળિયા સ્વસૂર.
કષ્ટ નિવારણ કૃષ્ણજી, હૂં થઇ તમારી વધૂ;
જો આશા અમારી ભાંગશો, લાજશે જદુકુળ બધૂં.
પ્રજા પ્રતિપાલન કરો છો, પનોતા શ્રી મોરારી;
સંભાળ સર્વની કીજીએ, ન મૂકીએ વીસારી.
અમને આશા તમતણી છે, અમો તમારાં છોરૂં.
લાજ લાગે વૃદ્ધને, કોઇ કહેશે કાળું ગોરૂં.
એવું જાણી આવજો, છો દામોદરજી દક્ષ;
પક્ષી પલાણો પ્રભૂજી, પુત્રની કરવા પક્ષ.
ભગવંત ભજતી ભામની, ભરતાર રિપુદલ મધ્ય;
કોઇ કહે પીતા બાણને, એ બાળક ને તૂં વૃદ્ધ.
ગદગદ કંઠે ગોરડી, ગતિ ભંગ જાણે ઘેલી;
એવું ઇચ્છું છું જે પ્રાણ જ કાઢું, મરૂં તે સંગ્રામ પહેલી.
મુખ વક્ર બિહામણાં છે, મૂછો મ્હોટી મ્હોટી;
એવા અસુર આવી મળ્યા, સંખ્યા થઇ સપ્ત કોટી.
દળ વાદળ સૈન્ય ઉલટ્યું, મધ્ય આણ્યો અનિરૂદ્ધ;
વીર વીંટ્યો વેરીએ, જેમ મક્ષિકાએ મધ.
ધનુષ ધરિયાં પાંચશે, બાણે ચઢાવ્યાં બાણ;
રાગ મારૂ ગાય ગુણીજન, ગડગડિયાં નીશાન.
ગગને આભજ ઢાંકીયો, શોભિયે જેમ ઈંદુ;
ઉપમા તે ઉડુગણુતણી, લલાટે સ્વેદનાં બિંદુ.

લઘુ કુંજરની સૂંઢ સરખા, શોભિતા બે ભૂજ;
શરાસન સરીખી ભૃકુટી ને, નેત્ર બે અંબુજ.
તૃણ માત્ર ત્રેવડતો નથી, બાણુને તે મહાબાહુ;
અસુર સાથે શોભિયે, જેમ ચંદ્રમા ને રાહૂ.
જાદવે જોયું વક્ર દૃષ્ટે, રાતાં કીધાં ચક્ષ;
વપુ શોભે ભૂજ ફૂલ્યું, જેમ અરણ્યનૂં વૃક્ષ.
આ સમે જો હોત કુહાડો, અથવા ભોગળે ધાર;
અસુરને હળવો કરત, ઉતારત ભૂજનો ભાર.
શું વસ્યું બાણુનું દિલ છે, તેમાં વસે સર્પનો સાથ;
પંડમાં પુરવજ રહ્યા, પિંડ લેવા કાહાડે હાથ.
કાષ્ટના કે લાખના, શું મીંણના ચોહોડયા કર;
અથવા કોઇ પક્ષી દીસે છે, વિફૂરાવ્યાં છે પર?
તવ હાસ્ય આવ્યું બાણુને, બાળક કેવળ બાળ;
કૌભાંડ કહે અજ્ઞાન નથી, રાય તમને દે છે ગાળ.
બળીસુત અંતર બળ્યો, બોલ્યો બાળક બળવાન;
શું કરૂં જે લાંછન લાગે, નહિતો દેત કન્યાદાન.
સુભટ નિકટ રાય સર્વે, બોલિયા બહુ ગર્વ;
નિપટ લંપટ નથી બ્હીતો, ધાયા હણુવા સર્વ.
કુળલજામણો કુણુ છે, તસ્કર નર નિર્લજ્જ;
અપરાધ કરી કેમ ઉગરશે, સિંહના મુખથી અજ.
ગમ નહીં અમરને, તો કેમ આવતાં ફાવ્યું;
અજ્ઞાને આવી ચડયો, કે ભૂતે મનડું ભમાવ્યું!
શક્રે સ્વર્ગથી નાખીયો, કાંઇ કારણ સરખું ભાસે;
સાચું કહીશ તો નહીં હણું, બાળ રહેજે વિશ્વાસે.
કોણ કુળમાં અવતર્યો, કોણ માત તાત ને ગામ;
અનિરૂદ્ધ કહે વિહીવા મળ્યો, હવે ન્યાત કુળનું શું કામ?
પિતૃ પિતામહ માહરા, તે પ્રસિદ્ધ છે સંસાર;
ચોરી છત્રપતીની કરી, તૂં ચતુર હોય તો વિચાર.
જાદવકુળ છે મુજતણું, મુજ નામ છે અનિરૂદ્ધ;
જો છેડશો તો સમુદ્રમાંહી, નાખીશ નગરી બદ્ધ.
બાણુ સામું જોઇને, કૌભાંડ વળતૂં ભાખે;
ચોરી કરી કન્યા વરે, કુણુ વિના જાદવ પાખે.
પૌત્ર જાણી કૃષ્ણુનો, બાણે તે ઘશીયા કર;
નીચ વરે કન્યા વરી, કરમહ્રા બેઠું ઘર.

રીશે તે અંતર પરજળ્યો, ધનુષ ધરિયાં બાણ;
મંત્રીને મહારાજ કહે છે, જુદ્ધો મ્હોટો જાણ.
હાકીને અનિરૂદ્ધ વકાર્યો, થયો તે દારુણ શોર;
ઓખા નેત્રે નીર ભરે જે, કંથને પહોંચે જોર.
અસુર બળિયા પ્રાક્રમી, ઉછળતા દે ફાળ;
દશોદિશાથી વછુટયા, કહે ન જાય જીવતો બાળ.
પરીઘ પટી ગુરજ ગદા, ત્રિશૂલ ને તોમર;
મોધરી મૂસળ સરસ કાંતી, ઢાંકી લીધો કુંવર.
અંધકાર માયા આસુરી, વરસે શલ્યાશીખર;
પડે હય હસ્તી ને ચંમર, વહે માંસ ને રુધીર.
હય ગજ રથ લથબથ અટકે, લટકે છે વાહંન;
દુંદુભી ગડગડે ખેડાં ખડખડે, રણમાં પડયા બહુ જંન.
સાંગ સળકે ખડગ ચળકે, ઝળકે ભાલાની અણી;
રીપૂ લાખની લાખમાં, અનિરૂદ્ધ જડીયો છે મણી.
ફેરવી ભોગળ બળ કરી, રિપૂદલ દળ્યું જદુજોદ્ધ;
તાડયા પછાડયા આડા પાડયા, કરી કામકુંવરે ક્રોધ.
અંગ રાતાં શીશ ફૂટયાં, શૂરા ધરણીએ પાડયા;
પલવટ વાળી પ્રાક્રમી, બહુ જોદ્ધાને નસાડયા.
ભુજ વિષે ભોગળ ધરી, દેતો અનિરૂદ્ધ માર;
હય ગજ રથ પાળા સર્વ નાઠા, હવો તે હાહાકાર.
પ્રહાર પૂરણ રથ ચૂરણ, ગજ અશ્વ પાછા વળ્યા;
શોણિતપૂર ભણી ચાલિયા, વીર ધરણી ઉપર ઢળ્યા.
રણમાં તે રોળી મૂકતો, અનિરૂદ્ધ ઇંદ્ર સમાન;
અસુર સુરથી નાસતા, શાર્દૂલથી જેમ શ્વાન.
હૈડું તે હરખ્યું નારનૂં, સુણી નાથનો હોકાર;
અનિરૂદ્ધે તારુણી દેખતાં, કીધું સૈન્ય તારેતાર.
દશ સહસ્ર જોદ્ધા બાણના, મારી કીધા ચકચૂર;
સમુદ્રમાં સંગમ હવો, વહ્યું તે શોણીતપૂર.
ખુઆણ પડીયું રણવિષે, કરે અસુર નાસાનાસ;
ભંગાણ દેખી બાણ ધશીયો, સજ્યો તે નાગપાશ.
ભોગળ છેદી ભુજતણી, મૂકયા તે સહસ્રજ સર્પ;
કામકુંવરને બાંધીયો, પછે ગાજીયો છે નૃપ.

### વલણ.

નરપત ગાજીયો મેઘની પેરે, ઉતરાવી ઓખાયરે;
વરકન્યાને બંધન કરી, પછે બાણુ મંદીર જાયરે.

### કડવું ૩૧ મું.–રાગ રામગ્રી.

બંન્યોને બાણે બાંધીયાં, નૌતમ નર ને નાર;
અનિરૂદ્ધ રાખ્યો મુખ આગળે, ગુપ્ત રાખી કુમાર. બંન્યોને.
ચૌટામાં ચોર જણાવિયો, ઢાંકયો વ્યભીચાર;
છાની ઓખા મંદિર મોકલી, રાખ્યો કુળનોરે ભાર. બંન્યોને.
છે શરદઋતુ તડકો ઘણો, તપે તાવડ શીર;
કેસર રંગની અરચના, ભીંજ્યું સઘળું શરીર. બંન્યોને.
લક્ષણવંતો હીંડે લ્હેકતો, બ્હેકતો બહુ વાસ;
દૈત્યનું દળ પુઠે પળે, દોરી લીંડે છે દાસ. બંન્યોને.
પેચ છુટયો પાઘડીતણો, આવ્યો પાગ પ્રમાણ;
ચોરે મોરજ મારીયો, કરે લોક વખાણ. બંન્યોને.
ઓખા જો પુનરપી પરણશે, હશે ભવ્ય ભરથાર;
તે સ્વામી શું સુખ પામશે, લીધો એણે સાર. બંન્યોને.
કો કહે દૈવત એહમાં, દીસે રૂપ રસાળ;
કટાક્ષમાં કામની પડે, જોવામાં મોહજાળ. બંન્યોને.
ભુલવણી ભૃકુટી વિશે, ભલી ભૂલેરે નાર;
કુંવારી કન્યાને કામણ કરે, એવો કામકુમાર. બંન્યોને.
ચિહ્ન કંઠે કાંકણતણાં, પડયાં બાણનીભૂજદંડ;
ઓખાએ અમૃત ચાખીયું, કીધો અધરને ખંડ. બંન્યોને.
સખી પ્રત્યે સખી કહે, દેખી અંગઅવેવ;
બાંધ્યો એ જુવે આપણભણી, એની એવી શી ટેવ. બંન્યોને.
આશા પોહોતી માસ ચારમાં, લીધો સ્નેહનો સ્વાદ;
સુખેથી ભરમ ભાગ્યો ઘણો, લાગ્યો લોકાપવાદ. બંન્યોને.

### વલણ.

લાગ્યો લોક અપવાદરે, પામ્યો દેવકન્યાયરે;
બાણાસુરે અનિરૂદ્ધને રાખ્યો, કારાગૃહની માંહ્યરે.

### કડવું ૩૨ મું.–રાગ જોગી આશાવરી.

શ્રી શુકજી એમ કહે કથા, સાંભળ પરીક્ષિત રાય;
કામકુંવર ને કન્યા રાખ્યાં, કારાગૃહની માંહ્ય.

નાના વિધનાં બંધન બાંધ્યાં, કાહાડી ન શકે શ્વાસ;
એકએકનાં મુખ દેખી દયામણાં, થાય અતિ ઉદાસ.
બીક બાણાસુરતણી, રાણી ભરે છે ચક્ષ;
પુત્રી જમાઇને ભૂખ્યાં જાણી, છાનું મોકલે ભક્ષ.
બંધન દેખી કંથનું, ઓખા ભરે છે નયણે નીર;
અનિરૂદ્ધ આપ બળે કરી, અબળાને આપે ધીર.
આદરૂં તો અસુર કુળને, ત્રેવડું તૃણમાત્ર;
શોભા રાખવા સ્વસુરની, બંધાવ્યું છે મેં ગાત્ર.
મરડીને ઉઠું તો શીઘ્ર છુટું, દળું દાનવ દઇ દુઃખ;
શું કરૂં જે સ્વસુરપક્ષમાં, રાખવું છે સૂખ.
શા માટે ચિંતા કરો છો, ગોવિંદ છેદશે બંધ;
આકાશ અવની એક થાશે, એવું કરશે જુદ્ધ.
અગ્ન્યાસ્ત્રની ધૂમ ચાલશે, અસુર થાશે અંધ;
સહાય કરશે શાગ રામજી, બેઉના છુટશે બંધ.
માહારા સમ જો સુંદરી, ઝાંખો કરો મુખચંદ;
આ બંધનપેં દુઃખ અધિક છે, તારાં આંસુડાંનાં બુંદ.
એમ કીધી આસવાસના, હરી આવ્યાનું હારદ;
કોઇએ ન જાણે તેમ કારાગૃહમાં, આવિયા નારદ.
લજ્જા પામ્યો કામકુંવર ને, નીચી કીધી દૃષ્ટ;
શરીર ધ્રુજે અતિ ઘણું, બોલી ન શકે સ્પષ્ટ.
શેં લાજછ તૂં પ્રાક્રમી, હસી બોલ્ય મુજ સંગાથ;
બાણની બાળકી વર્યો, તારી પૃથ્વીમાં થઈ ખ્યાત.
દીપાવ્યો વંશ વાસુદેવનો, બંધાએ લાંછન શૂંય;
કાહ્ય માધવ મોકલૂં જઇ, દ્વારિકાંથી હૂંય.
ઘોડે ચડે તે પડે પૃથ્વી, ભણે તે નર ભૂલે;
ઉંડલમાં તેં આભ લીધો, અંતર શેં નહીં ફૂલે.

### વલણ.

અંતર શેં ન ફૂલે જુદ્ધા, મૂકાવશે ભગવાનરે;
અનિરૂદ્ધની આજ્ઞા લઈ, ઋષી હવા અંતરધ્યાનરે.

### કડવું ૩૩ મું.–રાગ બેહાગ.

દયા ન આવી ઓખા રડેરે, છે દૈત્યપતી દુરમત; મારી સજની.
આકરી બાંધી બીજવર સાથે, વેર વધાર્યું સત્ય; મારી સજની.

પાતળિયા પંકજ પિયુજીને, નાગપાશના બંધ; મારી સજની.
બાંધી લીધો બળ કરીને, કોમળરૂપ મદંન; મારી સજની.
ધાજોરે ધરણીધર શ્રીવર, આપદા પામે નાથ; મારી સજની.
પુત્ર તમારા ઉપર પ્રહારજ, કરેછે દૈત્યનો સાથ; મારી સજની.
ભારે દળ કોભાંડે મ્હેલિયું, વકાસ્યો બળી વીર; મારી સજની.
તોએ રણથી નવ ઓસરીયો, સાગરનૂ જેમ નીર; મારી સજની.
ભેદ કરીને બાંધી લીધો, શા નાગપાશના બંધ; મારી સજની.
શ્વાસ ન માયે બહૂ અકળાયે, અંગ આકર્ષ્યાં સંધ; મારી સજની.
તાપ સમાય નહીં સ્વામીને, હું કરૂં દેહની પાત; મારી સજની.
વાર લાગે લક્ષ્મીવર તમને, તો થાશે માહા ઉત્પાત; મારી સજની.
કમળમુખ શ્રમથી સુકાયું, કન્યા કરે આક્રંદ; મારી સજની.
અનિરૂદ્ધ સમરે શામળિયાને, કમળાવર ગોવિંદ; મારી સજની.
ત્રાહે ત્રાહેરે ત્રીકમજી, સુતની કરજો સહાય; મારી સજની.
વિપત વેળા વહારે ચઢીને, કરો ભગતની રક્ષાય; મારી સજની.
ગજ ગ્રાહથી મુકત પમાડયો, કીધી હરિશ્ચંદ્ર રક્ષાય; મારી સજની.
દાનવકુળ નિકંદન કીધાં, કીધી પ્રહ્લાદની સહાય; મારી સજની.
આજ આંખેથી આંસૂડાં ચાલે, જાશે મારા પ્રાણ. મારી સજની.
સુખ શરીર શાતા નહીં અંગે, લાગ્યો દવ નિર્વાણ; મારી સજની.
મનસા વાચા એ વર વરીયો, અવર તે મિથ્યા જાણ; મારી સજની.
રૂપ અને ગુણવંતો સ્વામી, સત્ય કહું છું પ્રાણ; મારી સજની.
તાત કઠોર દયા નહીં હ્રદીએ, કોમળ મ્હારો કંથ; મારી સજની.
પ્રહાર કરીને બાંધીરે લીધો, શ્રીહરી વેગળે પંથ; મારી સજની.
કોણ સહોદર આવે અવસર, શોધ કરવાને જાય; મારી સજની.
નાત ભ્રાતને જાણ નહીં તો, કુણ ઉઠીને ધાય; મારી સજની.
પિતા પીઉજીને વેરીરે દેખે, પરભવે બહૂ પેર; મારી સજની.
નાગતણા ફૂત્કાર હળાહળ, ફેરવી નાખે લ્હેર; મારી સજની
ટળવળે અંગ અશ્રીરે ઉઠયો, કંઠે પડીયો શોષ; મારી સજની.
પૂર્વતણાં કર્મ આવી નડીયાં, કોને દીજે દોષ; મારી સજની.
તાત કહે તો કાયારે પાડું, વિષ ખાઉં આ વાર; મારી સજની.
સ્નેહ ન જાણે કોઇ રે મનનો, કાં પીડે ભરથાર; મારી સજની.
તાતતણે મન કાંઇ નહીં, મુને સબળો લાગે સ્નેહ; મારી સજની.
છોરૂ પોતાનાં જાણી કીજે, દયાળ ન દીજે છેહ; મારી સજની.
બાણાસુર મહાપુરુષ જ્ઞાતા, જેથી ચૂક ન થાય; મારી સજની.

બાળક ઉપર પ્રહાર શો કરવો, જદપી હોય અન્યાય; મારી સજની.
વહાલા થઈને વેરજ વાળો, શું નથી આવતી લાજ; મારી સજની.
નીચ પદારથ નથી કુળ નીચું, કૃષ્ણકુંવર મહારાજ; મારી સજની.
નીચું નાક ન હોય એથી, નિરર્થક શો સંગ્રામ; મારી સજની.
મોટા સાથે વિરોધ ન કરીએ, નહીં નિર્બળ હળધર શામ; મારી સજની.
સકળ પૃથ્વી ચાકે ચઢાવી, અસુરનો ફેડયો ઠામ; મારી સજની.
વેર વધારી વિઠ્ઠલ સાથે, કયાં કરશે વિશ્રામ; મારી સજની.
સ્વામી મ્હારાને શીર સમરથ, તેને ચઢશે કોપ; મારી સજની.
ભદ્ર ઇચ્છે જો તાત પોતાનું, વીષતું બીજ મા રોપ; મારી સજની.
જુદ્ધ સમે આકાશે રહીને, જુવે છે નારદ દેવ; મારી સજની.
ભય મા આણીશ અમો જાશું દ્વારામતી, જુદ્ધ કરશું તતખેવ; મારી સજની.
નિર્ભય રાખી વીણાધર ગયા, પરવરિયા આકાશ; મારી સજની.
પહોંતા ઋષી ઉતરિયા હેઠા, ભેટયા શ્રી અવિનાશ; મારી સજની.

## વલણ.

ભેટયા શ્રી અવિનાશને, કુશળ વારતા પૂછે વળી;
કહે નારદ અનિરૂદ્ધને રાખ્યો, કારાગૃહમાં દૈત્યે મળી.

## કડવું ૩૪ મું.—રાગ વેરાડીની ચાલ.

શુકદેવ કહે પરીક્ષિતને, બાંધ્યો તે જાદવ જોધ;
હવે દ્વારિકાની કહૂં કથા, જાદવ કરે શોધાશોધ.
હિંડોળા સહિત કુંવર હરીયો, રૂવેછે કિંકરી;
હાહાકાર હવો પુર વિષે, અનિરૂદ્ધની થઇ ચોરી.
રતી અતી આક્રંદ કરે છે, મળ્યાં વિનતાનાં વૃંદ;
રૂકિમણી રોહિણી દેવકી, સર્વે કરે આક્રંદ.
જાદવે સર્વે કહ્યું માધવને, શું બેઠા છો સ્વામી;
વાર વિલંબ ન કીજીએ, એમ કુળને લાગે ખામી.
વસુદેવ કહે શામ રામને, શું બેઠા છો ભૂપ;
શોધ કરો અનિરૂદ્ધનો, કયાં ગયો કુંવર અનૂપ.
ઉગ્રેસેન કહે આશ્ચર્ય મ્હોટું, કેમ હરયો હીંડોળો;
દેવ દૈત્ય રાક્ષસનું કારણ, તે ખપ કરીને ખોળો.
સાથને જદુનાથ કહે છે, શાને કીજે શ્રમ;
ગોત્રદેવીને એમજ ગમતૂં, કુંવર હર્‍યાનું કર્મ.
અગીઆર વરસ અમે ગોકુળ સેવ્યું, મામાજીના ત્રાસે;
પ્રદ્યુમ્નને શંબરે હરયો તે, આવ્યો સોળમે વરસે.

ફરિ અનિરૂદ્ધ તેમ આવશે, સાચવશે કુળદેવી;
કૃષ્ણે કુટુંબને રોતું રાખ્યું, આશા દીધી એવી.
પાંચ માસ એમ વહી ગયા, જાદવ છે સર્વે દુઃખી;
શોણીતપુરથી કૃષ્ણસભામાં, આવ્યા નારદ ઋખી.
હરી આદે જાદવ થયા ઉભા, માન મુનીને દીધું;
આદરશું આસન આપીને, અર્ધ્યપૂજન કીધું.
સમાચાર સર્વે કૃષ્ણે પૂછ્યા, નારદ વળતું ભાંખે;
ઉત્પાત વાત જે તમારા કુંવરને, બાણ બાંધીને રાખે.
ઈશ્વરી ઇચ્છાએ ઓખાને પરણ્યો, સંબંધ એવો સાંધ્યો;
આપદા અનિરૂદ્ધ વેઠે, બાણાસૂરે બાંધ્યો.
વાત સાંભળી વધ્રમણીની, વજાડાવ્યાં નીશાન;
શામ રામ કામ થયા તત્પર, જીતવા રાય બાણ.
સજ્જન સર્વે અતી સુખ પામ્યા, છે કુંવરને કુશળ;
ગરુડ ખેડયો ગોવિંદજીએ, લીધી સેના સકળ.
સંકરષણ ને સાત્યકી, સંગાથે ત્રીજો પ્રદ્યૂમંન;
ત્રણ જુદ્ધા પાસે બેસારી, કૃષ્ણે ખેડયો ખગજંન.
એક પ્હોરમાં પંખી પહોતા, અસુરે સાંભળી પંખ;
રીપૂ હૃદય વીદારવા, શામળે તે ફુંક્યો શંખ.

**વલણ.**

શંખ ફુંક્યો શામળે, ઉછળ્યો સહસ્રપાણરે;
ત્રાસે નાસે લોકપુરના, પડયું બહુ ભુંબાણરે.

**કડવું ૩૫ મું-રાગ સારંગ.**

શંખ શબ્દ વિષે કારણ, રીપૂ દળનું વિદારણ;
કૃષ્ણનું જાણ તે બાણને થયું, બાણપ્રાક્રમ તે કયાં ગયું.
અનિરૂદ્ધ કહે સુણ સુંદરી, શંખ વાગિયો આવ્યા હરી;
છુટચાં બંધન જાદવથકી, ગાજ્યા હળધર ને સાત્યકી.
બોલે પ્રદ્યુમ્ન મ્હોટે સ્વરે, બાણ પાણ છેદાયા ખરે;
ગોવિંદ ગત્ય ન જાએ કળી, જાદવસેના આવીને મળી.
મંત્રી કહે સુણો અસુરેશ, દળ જાદવનું ચાંપે દેશ;
અનુચર આવ્યા ને લાવ્યા વાત, દળ દીસે છે અસંખ્યાત.
મંત્રીને કીધી નેત્રસમશાય, સૈન્ય તત્પર આપી આજ્ઞાય;
દુંદુભી નાનાવિધ ગડગડે, શસ્ત્ર ધરી વીર વાહન ચડે.
પાતાળના ભૂપ કહાડયા લખી, સેના ટોપ સજે જીવરખી;
પાખર બખ્તર ઘુઘરમાળ, ટચકારે ઘોડા દે ફાળ.

મોર દામણી ફુંમતડાં ફરકે, છાયા પોતાની દેખીને ભડકે;
ભલા અસ્વાર ઉપર લટકે, હીંસે હય હિડે ને અટકે.
વાદળિયા વેગે નાચંત, છુટા પગ જેમ પાણીપંથ;
કાબરા કાળા ને કલંકી, પંખાળા ઊડે છે અણલંકી.
કુમેદ લીલા ને પંચવરણા, ઊજ્વળ આરબી ઘોડા હરણા;
પાધરા પવનવેગી ઘોડા, અશ્વાર બહૂ જુદ્ધે જોડા.
સજળ વાદળ જેવા હાથી, તે ઉપર મોટા મહારથી;
રથ પાળા અશ્વાર અનંત, ધીર ધસે ને કરડે દંત.
પ્રચંડ પીઠ મ્હોટા પહાડ, સળકે જીભ લળકાવે હાડ;
પૂર પોળે સેના નવ માય, હણો જાદવ કહેતા જાય.
ટોળાં ઉપર ટોળાં આવે, પગને પ્રહારે ધરણી ધ્રુજાવે;
રીસે અંતરમાં હડહડિયો, જુદ્ધે રાય બાણાસુર ચડિયો.
દશે દીશના માર્ગ બહુ ગયા, કોટી શંખ સાથે પૂરાયા;
ઝટકયા ભૂજ બાણાસૂર મલ્લ, પૃથ્વી થવા માંડી ઉથલ્લ.
ગર્જના કીધી મહીપાળ, ખળભળિયાં સાતે પાતાળ;
બ્રહ્મલોક જઇ પહોંચ્યો નાદ, શ્રી કૃષ્ણને બાણે કીધો સાદ.
ખગારૂઢ આવ્યા છો ખપ કરી, નહીં જાવા દઊં કુશળે ફરી;
ઉન્મત્ત જાદવ ઉછંકળ, તમો દમો સંસાર સકળ.
કુંવારી કન્યાને કપટે વરો, ક્ષત્રી ખળનાં લક્ષણ કરો;
સઘળે વાંકા થઇને ફરો, દરમાં સર્પ પેસે પાધરો.
કુડું કર્મ કીધું કુંવરે, શું આવ્યા છો તે ઉપરે;
ત્યારે હરી બોલ્યા ભગવાન, અમો લઇ આવ્યા છું જાન.
જો વિધાત્રાએ કીધો સંબંધ, વરકન્યાના છોડો બંધ;
બાણને મન ચડિયો કાળ, સમંધ શાનો રે ગોવાળ.
એવી આપીશ પરામણી, સહુને મોકલું જમપુરી ભણી;
એમ બાણાસુર બોલ્યો વંક, શ્રી કૃષ્ણે સજ્યું સારંગ.
કડાઝુડ કટક બે થયાં, ઉઘાડાં આયુદ્ધ કરમાં ગ્રહ્યાં;
નેજાં ફરકે ફરે તરવાર, દ્વંદ્વ જુદ્ધ થયું તેણીવાર.
તોમર ત્રીશૂળ ધર્યાં મૂશળ, ગાજ્યા હળધર કર ધરી હળ;
છપ્પન કોટી જાદવ ગડગડિયા, દાનવ ઉપર ત્રૂટી પડિયા.
માનવથી દાનવદળ દળાય, દેખી બાણાસુર અકળાય;
બોલ્યો બાણ ધરી અભિમાન, કૃષ્ણતણું ઉતારૂં માન.
વાધ્યા જાદવ અસુર સમાન, બાણે ધરિવૂં શિવનૂં ધ્યાન;
અગિયાર કોટી ગણની સૈન્યાય, લઇ પધાર્યા શંકરરાય.

ભૂત પ્રેત ભૈરવ વૈતાળ, સપ્ત જ્વર વ્યાધી ને વ્યાળ;
શીકોતરી શાકણીસિંહારી, તે લઇને આવ્યા ત્રિપુરારી.
વૃષભે ચડી આવ્યા બાણુનાથ, જાદવસૈન્યાનો કરવા ઘાત;
વાગે શીંગ ડમરૂ ને ડાક, ગાજ્યા હરિહર દઇને હાક.

વલણ.

હાક મારી શંકરે, ક્યાં ગયા કેશવરામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, હરીહરનો સંગ્રામરે.

## કડવું ૩૬ મું.—રાગ સામેરી.

આવ્યા જુદ્ધે તે શંકરરાયજી, સેવકની કરવા સહાયજી;
ભોળોનાથ ને શ્રી ભગવાનજી, દેખી રીઝ્યો અસુર રાજાનજી.

ઢાળ.

રાય રીઝ્યો અસૂરનો, તે શરણ શંકરને ગયો;
પાય લાગી પંચવદનને, સમાચાર સઘળો કહ્યો.
પુત્ર પ્રદ્યુમનતણો, તેણે લગાડયું લાંછંન;
જમાત્ર પદ્દી ભોગવી, છાનૂં સેવ્યું ઓખાનું ભુવંન.
બંધને અનિરૂદ્ધ રાખ્યો, મને હણતાં તે દયા આવી;
એવા અપરાધ ઉપર આવ્યા, કૃષ્ણ કટકને ચડાવી.
વાત વિરોધની સાંભળી, શિવને તે ચડિયો ક્રોધ;
જાઓ! જાદવની સેના સંહારો, શિવે વકાસ્યા જોધ.
શાકણી શીકોતરી સંચરી, ભક્ષ ભક્ષ વદતી વાચ;
જુદ્ધે ચાલ્યા ભૂત ભૈરવ, પ્રેત ને પીશાચ.
મહા સુભટ બળિયા પ્રાક્રમી, દ્વંદ્વ જુદ્ધનું કરૂં શૂં વખાણ;
ગડગડિયા સાત્યકી હંકારી, સન્મુખ મૂકે બાણ.
બાણાસુર બળિભદ્ર સામો, શંકર ને શ્રીકૃષ્ણ;
સાત્યકી ને સ્વામી કાર્તિક, નંદી ને ચારૂદ્રષ્ણ.
કૃતવર્મા કૌભાંડ સામો, સાંબ ને ધુમ્રલોચંન;
શોણીતાક્ષ ને સોમકેતૂ, ગણપતી ને પ્રદ્યુમંન.
રથી સામા રથી આવ્યા, હસ્તી સામા હસ્તી;
જાદવને શ્રીહરી હકારે, હણો શિવના ઉપરતી.
અસુર જાદવ મળ્યા એકઠા, સામેસામા ધીર;
છપ્પન કોટી ને બોતેર કોટી, વઢતાં પાડે વીર.
ભોગળે ભોગળ પડે ફરસી, ગુરજના ઝળકારા;
ગગનમાં જેમ વીજળિ ચમકે, તેમ ખડગતણા ચળકારા.

સાંગ લીધી પરીઘ ભાલા, ભોગળ ને ભીંડીમાળ;
શર ચક્રથી ચૂર થાતા, વઢે વીર વિક્રાળ.
સરખા ને મહા સુભટ બળિયા, થયો રણસંહાર;
હસ્ત ચરણ ને શ્રવણ નાસિકા, છેદે થાય હાહાકાર.
પ્રબળ માયા આસુરી, થયો ઘોર અંધકાર;
શર ચક્રે ચૂર થાતા, વહી શોણિતની ધાર.
અસ્તી ચર્મ ને મેદ કાદવ, જાદવ દૈત્ય દળાય;
ધર્મ ચૂકી મામ મૂકી, કાયર પુરુષ પલાય.
શોણિતની સરિતા વહી, ભયાનક ભાસે ભોમ;
પગ પ્રહારે રૂધિર ઉડાડે, શૂં સાયર થાશે વ્યોમ.
કુતૂહલ દેખી દેવ કાંપ્યા, હવો તે હાહાકાર;
બળભંગ ભુજંગ હવો, કેમ સેહેશે તે ભૂમીભાર.
નયણે નિરખી નવ શકે, શામ રૂધીરનવાય;
જોગણીનું ભક્ષ ચાલ્યું, સુખી મીંગાળા થાય.
વ્યાઘ્ર વણીયર ભૂત પ્રેત, એ શીવ સેના નિવર્તી;
સંતોષ પામી શાકીણી, સિંહારી કલ્લોલ કરતી.
ઓખા અનિરૂદ્ધ કારણે, રોળાણા તે રાણી જાયા;
કુસુમસજ્જાએ પહોડતા, તે રુધિર નદીએ તણાયા.
સાગરશું સંગમ મળ્યો, શોણિતની સરીતા વહી;
અસ્તી ચર્મ ને માંસની, એ પાળ બંધન થઈ રહી.
માતંગ અંગ મસ્તક વીના, શું ગ્રાહ છે વિક્રાળ;
કુંભસ્થળ જાણે કાચબા, નર શીશ કેશ શેવાળ.
ભાસે ભુજંગ નરકરો, મુખકમળ શું કમળ;
નેત્ર મચ્છ ને મુગટ બગલા, નરનાભ શૂં વમળ.
પ્રવાહે તણાયા રથ જાતા, શોભીતા શું વાહાણ;
દેખીને દારૂણ નદી, કોપે ચઢ્યા ત્રીશૂલપાણ.

### વલણ.

ત્રીશૂલપાણી સોંઢીયા, વૃષભ હાંકયો ભુધર ભણી;
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે કહું રાડ હરિહરતણી.

### કડવું ૩૭ મું–રાગ સારંગ.

શંકર આવ્યા છે સંગ્રામે, ધર્યું ચાપ તે સુંદર શ્યામે;
ગાજે ગરુડે છેલછબીલો, હાંકે પોઠીયો હરજી હઠીલો.

કૃષ્ણે ચક્ર ચડાવ્યું ચાક, મૂક્યું શંકરે પીનાક;
આવી મળિયા બે ભગવાન, થયો સંસાર આંદૂલમાન.
વાગી હરીહરતણી હાક, પુરમાં રાંધ્યા રહ્યા છે પાક;
ચળ્યા વિશ્વામિત્રના લેખ, ધ્રુજે ધરા ને સળક્યો શેષ.
ફાટયું આકાશ તુટયાં અભ્ર, પડ્યા ગર્ભવંતીના ગર્ભ;
કરી ચાપ તે મંડલાકાર, શિવે બાણુ મૂક્યાં છે બાર.
જાદવસેના નાખી ઉરાડી, લઇ સમુદ્રમાંહી પાડી;
આવે બાણુ તે મેઘની ધાર, કરે ભૂત પ્રેત પૂકાર.
તે પૂઠે મૂક્યાં પંચવીશ, છેદ્યાં આવતાં શ્રીજુગદીશ;
શત સહસ્ર અયુત લક્ષ કોટ, વરસે બાણુ તે દોટાદોટ.
છૂટે બંધુક નાળ ને ગોળા, ફેરવે ક્રોધે ભિંડીમાળા;
સણસણતાં શર બહુ છુટે, તેણે કપાળ ભડનાં ફુટે.
વળગે ભૂત પ્રેત આવર્ણું, વઢે ચુડેલ અવળે ચર્ણું;
મસ્તક શગડી ધીકધીકાવે, કિલકિલ કરતી ઉપર આવે.
હરખી શાકીણી ડાકણી સર્વ, આવ્યું જાણે ઉજાણીનું પર્વ;
ચુસે કંઠ ને ઘુંટડા ભરે, મુખે રૂધિરના રેલા ઉતરે.
કેટલી વારૂણીમાં થઈ મગ્ન, વસ્ત્રવોણી ફરે છે નગ્ન;
ગ્રહી ભમાવે જોદ્ધ ગગ્ન, જાદવ સેના કીધી ભગ્ન.
કેટલીની તે આંખ્ય કપોળ, કોનાં મુખ જાણે મ્હોટી પોળ;
લંબસ્તની વિપરીત વાન, કોના ભૂમીએ ભરાએ કાન.
જીભ સળકે સર્પાકાર, મુખે કિલકિલ કરે ઉચ્ચાર;
ઘણા જાદવ ખાધા કરડી, નાઠી સેના તે મારગ મરડી.
ધાયા રાક્ષસ દેતા માર, જદુ સૈન્યાએ ખાધી હાર;
છૂટે દુગં નાળ ને ગોળા, નાઠા જાદવ ટોળેટોળાં.
પ્રગટયો મહાદેવને વળી ખાર, વાળ્યો જાદવનો સંહાર;
વઢે ડાકિની શાકિણી સિંહારી, એમ કોપ્યા શ્રી ત્રિપુરારી.
નાઠું સેન દીઠું ચોપાસ, ત્યારે કોપિયા શ્રી અવિનાશ;
હરિયે ચક્ષુ કીધી વક્ર, પછે મૂક્યું સુદર્શન ચક્ર.
છેદ્યાં ડાકીણીશાકીણીનાં શીશ, રંડા નાસે ને પાડે ચીસ;
કોને ભાલા વાગ્યા ભચોભચ્ચ, કોઇનાં નાક છેદાયાં ટચ્ચ.
છેદ્યા હસ્ત શ્રવણુ ને ચરણુ, નયણે ઉડે રૂધીરનાં ઝરણુ;
ફરી જાદવ જુદ્ધે વળિયા, ઠામઠામથી આવીને મળિયા.
આવ્યા સામા જાદવ જંન, દેખી ખીજ્યા પંચવદંન;
મૂકે શિવ અપરિમિત બાણુ, ભલા સુભટ તજે છે પ્રાણુ.

કૃષ્ણે મૂક્યું મોહાસ્ત્ર બાણ, મોહ પામ્યા પીનાકપાણ;
કીધું પોઢિયા ઊપર શયંન, સાંભળ પરીક્ષિત રાજંન.
રણે કોપ્યો બગીનો બંધ, ધાયા ગણપતી ને વળી સ્કંધ;
મહા ક્રોધ અભ્યંતર આણી, ધાયા ધનુષ વિષે શર તાણી.
ઘણી જાદવ સેના મારી, ક્રોધથકી કો ન ઉગારી;
ધસ્યા રાક્ષસ કરતા માર, જાદવમાં થયો હાહાકાર.
ત્યારે ધાયો સાત્યકી શૂર, કીધી અસુર સેનાને ચૂર;
પ્રગટ્યું માયાતણું તીમીર, મંત્રે નીવારે તે જદુવીર.
છેદ્યાં કવચ ભાલા તે છેક, નાઠા અસુર મૂકીને ટેક;
ગાજ્યો બાણાસુર ઉન્મત્ત, તાણ્યાં ધનુષ તે પંચ શત.
નાખે બાણ તે દાનવ દક્ષ, શત સહસ્ત્ર અયુત ને લક્ષ;
નાઠી સૈન્યા તે ભડભડાટ, હસ્તી ચીસ પાડે ચડચડાટ.
પડે જાદવમાં બહૂ ભંગ, ત્યારે કોપ્યા શ્રી સારંગ;
શામે આકરસ્યું સારંગ, બાણે ભેદ્યું તે બાણનૂં અંગ.
કૃષ્ણે છેદ્યો ધ્વજનો દંડ, રથ કીધો તે શતખંડ;
છેદ્યું છત્ર અતી અનોપ, કાપ્યાં કવચ આયુદ્ધ ને ટોપ.
બાણે પાડ્યો મસ્તકનો ટોપ, દેખી કૃષ્ણને ચડિયો કોપ;
કીધા વાહન વીના વીર, ગતીભંગ થયા શરીર.
છેદવા માંડ્યા જ્યારે હાથ, આવી બાણાસુરની માત;
કોટરા એવું તેનું નામ, દેખી નગ્ન ને લાજ્યા શામ.
નવ મૂક્યું સુદરશંન, નાસી છુટ્યો બાણ રાજંન,
પાછો ક્રોધ કરી તે વાર, થયો જુદ્ધ કરવા તૈયાર.
રાયે ફરી કટક સજ કીધું, બાણે વઢવા દદામું દીધું;
જ્યાં ઉભા શ્યામ ને રામ, આવી કીધો મહા સંગ્રામ;
પછે માંડ્યું આસુરી કર્મ, વરસે માંસ રૂધીર ને ચર્મ;
ધાયો સમુદ્ર વાધે જેમ પર્વ, વરસે અસ્તી ઉપદ્રવ.
નાસે જાદવ બળિયા સર્વ, ભલા સુભટ તજે ગર્વ;
હલધર નાઠા મૂકી મામ, દૈત્યે દારૂણ કીધો સંગ્રામ.
નાખે કરદમ કાંટા સર્પ, વરસે શલ્યા દાનવ નર્પ;
પાડ્યું જાદવમાં ભંગાણ, નાઠા હલધર લઈને પ્રાણ.
દાનવ રાય મૂકે દોટ, કોની ગ્રહીને મરડે કોટ;
એનાં ગ્રહી અફાળે શીશ, ખેદ પામ્યા શ્રી જુગદીશ.
ગરુડ થયો છે ગતીભંગ, શલ્યાપ્રહારે ભાગ્યું અંગ;
રથ વોણા કીધા રામ, મૂકી મામ ને નાઠા કામ.

સુંદર શ્યામજી કીજે સહાય, જાદવ કરે છે ત્રાહ્ય ત્રાહ્ય;
દેખીને દેવ પામ્યા બીક, બાણે વાળી રૂધીરની નીક.
ખીજ્યા કૃષ્ણ બેડચો ખગરાજન, અતી ક્રોધ ચઢયો છે મન;
ચક્ર લીધું છેદવા હાથ, કીધી ઇચ્છા તે વૈકુંઠનાથ.
એમ કોપ્યા શ્રી જદુનાથ, હવે છેદું બાણના હાથ;
મૂકયું ચક્ર તે બીજીવાર, દૈત્યમાં થયો તે હાહાકાર.
નાઠો બાણ વાળીને મૂઠ, હરિયે ચક્ર તે મૂકયું પૂઠ;
અંગોઅંગમાં લાગી જ્વાળ, જેમ છેદે કો વડની ડાળ.
એમ કપાય બાણના પાણ, ત્રાહ્ય ત્રાહ્ય વદે મુખ વાણ;
અંગે વહે શોણિતની ધાર, કાપ્યા કર બાણના તે વાર.
આવી બેઠું સુદરશન, અકળાયો બાણ રાજન;
જેમ છેદે વૃક્ષની ડાળ, તેમ કર કાપ્યા ગોપાળ.
જેમ ઝુડે વૃક્ષને વન, તેમ કર કીધા છેદન;
પછે રાખ્યા કર ત્યાં ચાર, પડયો બાણ તે ભુમી મોઝાર.
અંગે રૂધીર વહે વીવર્ણ, જેમ પર્વતથી નીસરે ઝરણ;
સૂતો કરે શિવનું ધ્યાન, પ્રભુ રાખો સેવકનું માન.

### વલણ.

બાણાસુર પૃથ્વી પડયો, પીડા પામ્યો પંડરે;
વળી સદાશિવ કોપે ચઢયા, કાંપ્યાં ચૌદ બ્રહ્માંડરે.

### કડવું ૩૮ મું—રાગ રામગ્રી.

જાગ્યોરે જોગી પુરણ ક્રોધજી, છેક તણાયા વાધ્યો વિરોધજી;
બાણને લાવ્યો ઉચલી કોભાંડજી, સેવક દીઠો માંસનો પીંડજી.

### ચાલ.

પીંડ જાણે માંસનો, એવી દીઠી અસુરની કાય;
વિશ્વ પ્રલેની ઇચ્છા કીધી, ધનુષ ધરચું શિવરાય.
ક્રોધે બાળી કહે કપાળી, તેં ટાળી મારી મરજાદ;
એ પણ માહારૂં જે સર્વ સંહારૂં, ઉતારૂં ઉન્માદ.
વૃષભ હાંકયો ને ગરુડ તાકયો, મુખે બોલ્યો મેઘસ્વર;
મંત્ર ફૂંકયો ને કૃષ્ણ ઢૂંકયો, મૂકયો કાળજ્વર.
જાદવસૈન્યા થઈ આકળી, તાવે તે પીડયાં તન;
કૃષ્ણે મૂકયો એકાંતરો, તેણે ખીજ્યા પંચવદન.
શિવે હંકારચો ટાહાડીઓ, વરસે જેમ હુતાશન;
ત્રૈઓ મૂકયો ત્રીકમે, તેણે દમ્યા દાનવ જન.

પશુપાળે મૂકયો પીતજવર, વાતજ્વર મૂકયો લક્ષ્મીવર;
માહાદેવે પછે મૂકયો, સઘધાત કાળજ્વર.
લોહદંડ તેના હાથમાં છે, નેત્ર લોહીવરણ;
ધસ્યો પણ પાછો ખસ્યો, જોઇ અશરણશરણ.
કૃષ્ણે મૂકયા જેટલા, તેણે રાખી શિવની લાજ;
સપ્તજ્વર સ્તુતિ કરે, તમો બન્યો છો મહારાજ.
જ્વરને વર હરીએ આપ્યો, હરીકથા ભાજે જેહ;
નીંદા કરે શીવજીતણી, પીડજો તેની દેહ.
ઓખાહરણ જે સાંભળે, અંતર આણી વહાલ;
કષ્ટ હોએ જો જ્વરતણું, મૂકજો તેનો ખ્યાલ.
પછે અગ્ન્યાસ્ત્ર મૂકયું શંકરે, પ્રગટયો તે હુતાશંન;
સૈન્યા દીઠી દાઝતી, હરીએ પ્રેર્યો પરજંન્ય.
વરસાતે વહ્ની સમાવીઓ, થઈ દૈત્ય ઉપર વૃષ્ટ;
પવનાસ્ત્ર મૂકયું શંકરે, ટાળ્યું અસુરનું કષ્ટ.
ધૂળ કોટ થઓ વાયુથી, રજે ભરાણાં જાદવ ચક્ષ;
સરપાસ્ત્ર મૂકયું ત્રીકમે, તેણે વાયુ કીધો ભક્ષ.
સૈન્યા નાસે બાણની, પ્રગટયા તે સર્પ અપાર;
પછે મહાદેવે ગરુડાસ્ત્ર મૂકયું, તેણે કીધો નાગસંહાર.
ખગે ચંચના પ્રહાર માંડયા, દમ્યા જાદવ શૂર;
કૃષ્ણે શલ્યા કોટ પ્રગટી, ગરુડ કીધા ચૂર.
શંકરે વજ્રાસ્ત્ર મૂકયું, પર્વત કીધા શત ખંડ;
ભુધરે બ્રહ્માસ્ત્ર મૂકયું, ડોલ્યાં ત્રણ બ્રહ્માંડ.
મહાદેવે રૂદ્રરૂપ કીધું, બાળું સર્વ સંસાર;
પશુપતાકા કાહાડીઊં, ત્યારે હવો હાહાકાર.
ધ્રુજે ધ્રુવ ને મેરૂ ડગીઓ, ખળભળ્યાં પાતાળ;
સાગરે મરજાદ મૂકી, ડોલ્યા દશ દીગૂપાળ.
શિવને ક્રોધે શેષ સળકયો, ડોલીઆ દીગ્ગજ;
ચંદ્ર સૂરજ ઝાંખા થયા, આપદા પામ્યો અજ.
અષ્ટ પર્વત ગળ્યા ભૂમીએ, થઈ સુકી વનસ્પતી સર્વ;
જક્ષ કીન્નર વિદ્યાધર કાંપ્યા, અપ્સરા ને ગંધર્વ.
ચૂકયા તાપસ તાપથી, ધ્યાનથી ચૂકયા ભગત;
ક્રોધજવાળા જોગેશ્વરની, બળે સંધું જગત.
ત્રૈલોકયમાં ખુંબાણ વરત્યું, થાએ ગર્ભના પાત;
વાયુ રૂંધાયો વીશ્વનો, થઈ કોટી જીવની ઘાત.

કષ્ટ જાણી સૃષ્ટીનું, શ્રી વૈદરભીવલ્લભ;
બાણ મૂક્યું શંજીવન, થયું જગત નવ પલ્લવ.
પુનરપી પ્રલ્લે માંડીઓ, વીષ્ણુએ માંડયો વાદ;
મુનીવર અમર આવીઆ, તે કરે આરત નાદ.
સુરરાય ને સરસ્વતી, કરે છે વેદસ્તવન;
તોએ ક્રોધ મૂકે નહીં, પછે આવ્યા કમલાસન.

**વલણ.**

કમળભૂ અંતરિક્ષથી આવ્યા, ક્ષમા ક્ષમા એમ ઓચરે;
શુકદેવ કહે પરીક્ષિતને, પછે બ્રહ્મા સ્તુતી કેવી કરે.

**કડવું ૩૯ મું-રાગ કેદારો.**

સ્તુતી કરે છે બ્રહ્માયરે, નમો નમો; હું તો બેઉને લાગું પાયરે, નમો નમો.
છો ત્રીભોવનના તાતરે, નમો નમો; કાંઇ આરંભ્યો ઉત્પાતરે, નમો નમો.
બ્રહ્મા જોડી ઉભા હાથરે, નમો નમો; જુદ્ધ મૂકી દ્યો દીનાનાથરે, નમો નમો.
છો ગંગાધર પશુપાલરે, નમો નમે; તમો ગરુડ ચડયા ગોપાળરે, નમો નમો.
જટાધારી ભસ્માધારરે, નમો નમો; મોર પીંછના ધરનારરે, નમો નમો.
ઉમીયાવર જોગેશરે, નમો નમો; મહા સિદ્ધ છો ઋષીકેશરે, નમો નમો.
જય પીનાકત્રિશૂલપાણીરે, નમો નમો; સારંગધર પુરુષપુરાણીરે, નમો નમો.
તમે જગતપિતા કહેવાઓરે, ન. ન; પ્રાજાને કાં મૃત્યુ ઉપજાઓરે, નમો નમો.
સુખ આપી દુઃખ કોઈના પેરે, ન. ન; ઉછેરી વૃક્ષ કોઇ ન કાપેરે, નમો નમો.
તેડી ઘરમાં ન કીજે ઘાતરે, ન. ન; સુધા કહિએ વિશ્વની વાતરે, નમો નમો.
છેહ ન દીજે લાડ લડાવીરે, નમો ન; નવ નાખીએ ઉંચા ચડાવીરે, નમો નમો.
ન ઘટે સ્નેહ તમ તૂટેરે, નમો નમો; તો પ્રજાનું આયુષ ખુટેરે, નમો નમો.
ખીજે યુદ્ધ કરતા માતંગરે, નમો નમો; થાય દ્રુમવેલીનો ભંગરે, નમો નમો.
સામા સાગર જુદ્ધે જાય રે, નમો નમો; તેથી જગત બાધું તણાયરે, નમો નમો.
કોપ માંડયો સદાશીવેરે, નમો નમો; તો પ્રજા કઇ પેરે જીવેરે, નમો નમો.
આવી સ્તવે છે ઋષી સપ્તરે, નમો નમો; સ્વામી વિશ્વ થયું છે તપ્તરે, નમો નમો.
સ્તવે ભારતી રહી એક ગંનરે, નમોનમો; ગુણ ગાય ચાર નીગંમરે, નમો નમો.
સ્તવે નાગ પામ્યા છે કષ્ટરે, નમોનમો; સ્તવે શીવને પર્વત અષ્ટરે, નમો નમો.
નમે તાપસ ને સંન્યાશીરે, નમોનમો; સ્તવે સહસ્ર ઋષી અઠયાશીરે, ન. ન.
નમે દૈત્ય થયા કાયરરે, નમો નમો; કરે સ્તુતી સાત સાયરરે, નમો નમો.
એમ સ્તુતી સર્વે કીધીરે, નમો નમો; ન મૂકે શીત્રે વાત લીધીરે, નમો નમો.
હાકી ઉઠયા કૃષ્ણ ને હરરે, નમો નમો; ક્રોધપૂરીત કમળાવરરે, નમો નમો.
ક્રોધ દ્રષ્ટી અન્યોઅન્યરે, નમો નમો; વ્યાપ્યો કાળ બન્યોને મંનરે, નમો નમો.

શીવે વાદ વિપરીત માંડયોરે, ન. ન;એણે એભાર બ્રહ્માજીનો છાંડયોરે, ન. ન.
એત વનવાસી ગોવાળરે, ન. ન; હૂં પ્રીછૂછૂં પંશૂપાળરે, ન. ન.
કામ બહુ શામાના સંજોગીરે, ન. ન; ખરા ભિલડીકેરા ભોગીરે, ન. ન.
સ્રીહત્યાએ દેહ થઇ કાળીરે, ન. ન; શૂં કેવડાવો છો કપાળીરે, ન. ન.
હો નિર્દય મામાના મારણુરે, ન. ન; હો સ્વસુરના સંહારણુરે, ન. ન.
તેં જાચી ઋષીની નારીરે, ન. ન; ખરા જન્મતણા ભીખારીરે, ન. ન.
ગયો જન્મ ઓઢતાં કાંબળીરે, ન. ન; કંઇ કથા રૂડી ન સાંભળી, ન. ન.
હો બળિના દ્વારપાળરે, ન. ન; છો જી બાણ નથ રખેવાળરે, ન. ન.
એવું કેહેતાં શિવ દાધ્યારે, ન. ન;ગયા હાડ બન્યો જુદ્ધે બાધ્યારે, ન. ન.

**વલણ.**

બાધ્યા બન્યો મરજાદ મૂકી, જગત પ્રલ્લે થાય રે;
વાહન મૂકી ધસ્યા બન્યો, મધ્યે પડયા બ્રહ્માયરે.

## કડવું ૪૦ મું.-રાગ કેદારો.

ફરી સ્તુતી બ્રહ્મા કરે, નમો નમો; વિનયવાયક ઓચરે, નમો નમો.
જય જય ત્રીભૂવનરાયરે, નમો નમો; શીવ તમને નમૂં છું પાયરે, ન. ન.
જે જે વૈકુંઠરાય રે, નમો નમો; જે જે પતી કૈલાસરે, ન. ન.
જે જે દેવ મુરારીરે, નમો નમો; જે જે ત્રીપુરારીરે, ન. ન.
જે જે ત્રીગુણાતીતરે, નમો નમો; જે જે ઈંદ્રજીતરે, ન. ન.
જે જે ગરુડારૂઢરે, નમો નમો; જે જે વાહન પશૂ પ્રૌઢરે, ન. ન.
જે જે કમળાવરરે, નમો નમો; જે જે ઉમયાધરરે, ન. ન.
જે જે કોટી મદનરે, નમો નમો; જે જે પંચવદનરે, ન. ન.
જે જે પીતાંબરરે, નમો નમો; જે જે વાઘાંબરરે, ન. ન.
જે જે રૂપેચિત ચોરરે, નમો નમો; જે જે કર્પૂરગૌરરે, ન. ન.
જે જે પરાત્પરરે, નમો નમો; જે જે દીગાંબરરે, ન. ન.
પ્રભૂ પરમેશ્વરરે, નમો નમો; જે જે જોગેશ્વરરે, ન. ન.
જે જે પતી વૈકુંઠરે, નમો નમો; જે જે નીલકંઠરે, ન. ન.
જે જે ટાળો જગના તાપરે. નમો નમો; જે જે ઉતારો એઉ ચાપરે, ન. ન.
જે જે સ્તવે ચતુરમૂખરે, નમો નમો; ત્યારે શીવે નાંખ્યું ધનૂષરે, ન. ન.
જે જે અશરણશર્ણરે, નમો નમો; જે જે ઊતરચા ધર્ણરે, ન. ન.
જે જે આદી અંતરે, નમો નમો; જે જે ભોળા બળવંતરે, ન. ન.
દીન વચન બ્રહ્માએ ભાંખ્યાંરે,ન. ન; ત્યારે ધનુષ બન્નોએ નાખ્યાંરે, ન. ન.
વઢતા હરિહર ભેટાડયારે, ન. ન; પડિયા જોદ્ધા ફરીને ઉઠાડયારે, ન. ન.
પછી તેડયો બાણાસુર રાયરે, ન. ન; તે તો નમ્યો હરીને પાયરે, ન. ન.

### વલણ.

સંસાર આનંદ પામીયો, પ્રસન્ન થયા બ્રહ્માયરે,
વિપ્ર પ્રેમાનંદ કહે કથા, હવે વિવાહ કેઇ પેરે થાયરે.

### કડવું ૪૧ મું—રાગ સારંગ.

વળી શુકજી વદેરે વચંન, સાંભળ પરીક્ષિત રાજંન.
બ્રહ્માએ હરીહરને ભેટાડયા, પડયા જોદ્ધા તે ફરીને ઉઠાડયા.
તમો બંન્યો કરો એવાં કામ, તો પૃથ્વીનો કુણ ઠામ.
ઇંદ્રે કીધો અમૃત પરજંન, ઉઠયા જોદ્ધા તે નવજોબંન.
છુટયું બંધન અનિરૂદ્ધ મળિયા, ઘણા દીવસના વીજોગ ટળિયા.
બાણુસૂર તે પાએ નમીયો, હાથ કાપ્યા તે દુઃખ સમીયો.
જ્વર પ્રગટયા હુતા જે સાત, બ્રહ્મા પ્રત્યે કહે છે વાત.
જ્વરે બ્રહ્મા પ્રત્યે કહ્યું, સ્વામી આજ્ઞા આપો ત્યાં રહૂં.
બ્રહ્માજી કહે છે વાણી, તમે રહેજો જગતમાં જાણી.
અરધા મનુષ દેહને દ્વાર, અરધા વનસ્પતી મોજાર.
ત્યાં રેહેજો તમારો વાસ, એમ જ્વરની પુરી આશ.
ઓખાહરણ સૂણે ધરી ભાવ, તેનો જાય અજીરણ તાવ.
શુકદેવ કહે સુણ રાય, હરિહરતણો સમુદાય.
કહે હરીને તેડાવો જાન, વિધીએ આપું કન્યાદાન.
આપી આજ્ઞા શ્રી કૃષ્ણે આવી, જાદવને લાવો સમજાવી.
અક્રૂર સાત્યકી બન્યો ગયા, જાદવ કુટુંબ સહૂ લાવીયા.
હીંડે જાદવરાણી મોડામોડ, ટોળે થાતી તે છપ્પન ક્રોડ.
રાય લખી લખી પત્ર તેડાવે, ઠામ ઠામથી સહુકો આવે.
રાયે રચના કીધી સારી, લીંપ્યો મડપ કનકની ગારી.
હેમગિરી વિંધ્યાચળ બોલાવ્યા, ઉદયાચળ અસ્તાચળ આવ્યા.
ત્રિકુટાચળ મેરૂ મૈનાક, ગંધમાદનગિરિ ચક્રવાક.
અજમેળ ગીરી સુશીળ શૃંગ, બ્રહ્મગીરી નતાલ અભંગ.
માગ્યા તુંગ્યા સ્હેરમાં ભેર, ધડ માહવગીરીશા લ્હેર.
દેવગીરી કનકાચળ પધરાવ્યા, અષ્ટકૂળ પર્વત ત્યાં આવ્યા.
આવ્યા દેવ કોટી તેત્રીશ, ઋષી સર્વે દે આશીશ.
નવકુળ તેડાવ્યા નાગ, આવ્યા મોટા રાય સુહાગ.
તેડયા રાજકુળ છત્રીશ, જાચક જન આવ્યા બહુ દીશ.
અનિરૂદ્ધને પીઠી ચોળાય, શુભ નારીયો મંગળ ગાય.
પીઠી ચડાવો પટરાણી, જાદવ સ્ત્રીઓ ગાએ સાધૂ વાણી.

પંચ શબ્દ દુંદુભીનાદ, વાજે વાજીત્ર શોભા વાદ.
જોવા ત્રીભુવનથી સહુ આવ્યા, રાય બાણુને મન ઘણૂં ભાવ્યા.
બાણ ઉતારે ઉતરાવે, કૃષ્ણજી ગ્રહશાંતિક કરાવે.
વિવાહ મંગળની રચનાય, સજાઇ વરઘોડાની થાય.

વલણ.

વરઘોડો ચઢે અનિરૂદ્ધનો, જાદવ તત્પર થાયરે;
બાણાસુરને માંડવે, જાદવ રાણી ગીત ગાયરે.

કડવું ૪૨ મું.—રાગ દેશ.

આદિતની ઘરૂણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
અનિરૂદ્ધને તેલ સીંચારો કે, રાંદલ જાગવોરે.
બ્રહ્માની ઘરૂણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
અનિરૂદ્ધને તેલ સીંચારો કે, સાવિત્રીને જાગવોરે.
ચંદ્રમાની ઘરૂણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
જીયાવરને તેલ સીંચારો કે, રોહીણીને જાગવોરે.
શ્રી કૃષ્ણની ઘરૂણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
અનિરૂદ્ધને તેલ સીંચારો કે, લક્ષ્મીને જાગવોરે.
પ્રદ્યુમ્નની ઘરૂણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
અનિરૂદ્ધને તેલ સીંચારો કે, રતી વહુને જાગવોરે.
મહાદેવની ઘરૂણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
ઓખાને તેલ સીંચારો કે, ઉમયાને જાગવોરે.
ગણપતીની ઘરૂણી, હાંરે તમે નિદ્રામાં પોહોડો;
ઓખાને તેલ સીંચારો કે, સુધબુધને જાગવોરે.
બાણાસુરની ઘરૂણી, હાંરે તમે નિદ્રામાંહે પોહોડો;
ઓખાને તેલ સીંચારો કે, બાણમતી જાગવોરે.

વલણ.

તેલ ચંપેલ ચડાવો સજની, સર્વે મળીને આવો;
નિદ્રામાંથી જાગૃત થઇને, ગીત મધુરાં ગાઓ.

રાગ ધોળ.

પીઠી ચોળો પીઠી ચોળો પટરાણીરે, મગ દળો મગ દળો હો રાણીરે.
પગ ધુવો પગ ધુવો વરની ભાભીરે, ઓખાજી તો રેહેજો અખંડ સોહાગીરે.
ચંદન ચરચ્યાં છે અપારરે, ભૂષણ પેરાવ્યાં છે સારરે.
વર તો વરઘોડે ચઢિયારે, અશ્વ અનુપ ને હીરા જડિયારે.

તેના તેજતણો નહીં પારરે, ત્યાં તો નિરખે છે નરનારરે.
નિરખી નિરખી દીએ છે આશીશરે, જીયાવર જીવજો કોડ વરીશરે.

## કડવું ૪૩ મું.-રાગ ધન્યાશ્રી

વળી તે વિહિવા માંડીયો ને, જીત્યા જાદવરાય;
રુકિમણી મન આનંદ ઘણોરે, ત્યાં તો માનુની મંગળ ગાય.
અનિરૂદ્ધજીની ઘોડલી.
સજન સહૂ ટોળે મળ્યા ને, સુરિનર મળ્યા છે અપાર;
પાનનાં આપ્યાં બીડલાં, તેપર શ્રીફળ ફોફળ સાર. અનિરૂદ્ધજીની.
ચુવા ચંદન છાંટણાંરે, કેસર કુમકુમ સાર;
ભાટ બંદીજન બહુ મળ્યા, તે તો બોલે છે જયજયકાર. અનિરૂદ્ધજીની.
વાજીંત્ર વાગે અતીઘણાં ને, માંહી ભેરીનો નાદ;
ઢોલ દદામા ગડગડેરે, ત્યાં તો સરણાઇએ લીધો વાદ. અનિરૂદ્ધજીની.
અપ્સરા નાચે ઇંદ્રની, માંહી નારદ તુંબરૂ ગાય;
મધુરીસી વીણા વાજતી, એનો આનંદ ઓછવ થાય. અનિરૂદ્ધજીની.
સાબેલા સર્વે શોભતા ને, અસ્વાર થયા વરરાય;
થનગન તેજી નચાવતારે, એવા સુરનર અતી હરખાય. અનિરૂદ્ધજીની.
શોણીતપૂર પાટણ ભલૂરે, ફુલડે સોહાવી વાટ;
અનિરૂદ્ધ વરઘોડે ચઢયારે, ત્યાં શેરીએ સોહાવ્યાં હાટ. અનિરૂદ્ધજીની.
ચંચળ ચાલે ચાલતી ને, રંગે રાતે વાન;
મખીઅરડે મોતી જડયાંરે, ઘોડીનું પંચકલ્યાણી નામ. અનિરૂદ્ધજીની.
પલાણ પરવાળીતણાં ને, નંગ પીરોજાં સાર;
રતન જડિત્ર એ પિંગડાંરે, તેની ઝગમગ જ્યોત અપાર. અનિરૂદ્ધજીની.
ભાટ તે પેહેલ્લો શોભતો ને, રામણ દીવો હાથ;
મોડ બાંધ્યો રાણી રુકિમણીરે, જેને શ્રીકૃષ્ણ સરખા નાથ. અનિરૂદ્ધજીની.
છત્ર ચમર ને વાવટારે, દીવાનો નહીં પાર;
પુઠે તે આવે જાનરડીરે, તે તો મંગલ ગાતી નાર. અનિરૂદ્ધજીની.
વર વેહેલા થઇ તોરણ ચડયારે, સાળો છાંટે નીર;
તેને મનવાંછીત આપ્યુંરે, પછે બાજઠે ઉભા વીર. અનિરૂદ્ધજીની.
સાસૂ આવી સજ થઇરે, પોહોતી મનની આશ;
ઓખાને અનિરૂદ્ધ પરણશેરે, ગુણ ગાય પ્રેમાનંદદાસ. અનિરૂદ્ધજીની.

## કડવું ૪૪ મું-રાગ ત્રિતાલી ચોપાઈ.

અનિરૂદ્ધ ત્યાં મંડપે આવ્યા, બાણાસુરને મન ઘણું ભાવ્યા.

મુખથી બોલ્યા અમૃત વાણી, પૂંખે પારવતી પટરાણી.
ધુંશળ મૂશલ રવાઇ ને ત્રાક,પૂંખી તાણ્યૂ જીયાવરનું નાક.

## બિભાસ.

ધુંસળે મા પૂંખીશ ઉમયા, ધુંસળે વૃષભનું જોતરૂં રે;
મૂંસળે મા પૂંખીશ ઉમયા, મૂંસળે અમૃત ખાંડણું રે.
રવાઇએ મા પૂંખીશ ઉમયા, રવાઇયે મહિનું વલોવણું રે;
તરાકે મા પૂંખીશ ઉમયા, તરાક એ વિશ્વનું ઢાંકણું રે.
સરૈયે મા પૂંખીશ ઉમયા, સરૈયા વૃષભનૂં ચારણું રે;
ઈંડી પીંડીએ મા પૂખીશ ઉમયા,ઈંડી પીંડા એ ઉદર વોખણું રે.

## રાગ ત્રિતાલી ચોપાઈ.

કોતી નાખી છે ઇંડી પિંડી,ઉમયા હરખે હરખે હીંડી;
ગળે ઘાટ ઘાલીને તાણ્યા,જીયાવરને માયરામાં આણ્યા.
આડા અંતરપટ ધરાય, હસ્તે હસ્તમેલાપક થાય;
જોશી કહે છે સાવધાન, ગર્ગાચાર્યને દે અતી માન.
સહૂ મળી ત્યાં મંગળ ગાય, એવા આનંદ ઓછવ થાય;
આવી બેઠા મોટા રાજાન, બાણાસૂર તે દે ઘણું માન.

## વલણ.

કોડ પોહોંતાં મનતણાં, પ્રેમે આપ્યાં પાનરે;
વરવહુ આવ્યાં ચોરીયે, દે બાણ કન્યાદાનરે.

## કડવું ૪૧ મું–રાગ ધન્યાશ્રી.

સુર અસૂર તો આવી મળ્યા, મનમાં તે આનંદ ભર;
બાણુરાય ને પ્રધૂમન, કરવા બેઠો મધુપર્ક.
હરીહર સભામાં બેઠા, સુર તે તેત્રીશ ક્રોડ;
અવર રાણા ને રાયજી, સરખા તે સરખી જોડ.
વાજીંત્ર વાગે અતી ઘણાં ને,બંદીજન કંહે શૂભ કૃત્ય;
રાગ રંગ થઈકાર થાય છે, કરે અપ્સરા નૃત્ય.
શુક્રાચાર્ય કહે બાણુરાયને, દ્યોને કન્યાદાન;
આ દિવસ નહીં આવે ફરી, સાંનિધ્ય શ્રી ભગવાન.
બાણુરાય કહે શીઘ્ર મંગાવૂં, જે જોઇએ તે આજ;
કન્યાદાન દઉં કોડથી, અનિરૂદ્ધને શ્રી મહારાજ.
જળપાત્ર કુમકુમ દધી દૂર્વા, શ્રીફળ કોફળ જેહ;
કનકપાત્ર કર ગ્રહીને, રાણીજી લાવ્યાં તેહ.

વેદમંત્ર ઉચ્ચારથી, કરે પૂજા તતખેવ;
પૂજાપો વિધવિધ ચડાવે, ભણીને ઋષી દેવ.
કર અંજલી લેઈને, પછે બોલીયો રાયબાણ;
કન્યાદાન લીયો અનિરૂદ્ધજી, જોડું છું બે પાણ.
અનિરૂદ્ધ કર આગળ કરે, મનમાં અતી ઉલ્લાસ;
ઓખા અનિરૂદ્ધ રાજી થયાં, કીધું નેત્રમાં હાસ્ય.
સુતાનો સંકલ્પ કરીને, હરખ્યો રાયબાણ;
તે દાનની દક્ષણા પછી, આપિયાં કોટિક દાન.
ગજ અશ્વ ને ભૂગી દાસી, કનકપાત્ર અનેક;
શુકદેવ કહે પરીક્ષિતને, કહેતાં ન આવે છેક.

## કડવું ૪૬ મું.—રાગ ત્રિતાલી ચોપાઈ.

મંગળફેરા ત્યાંરે ફરાય, મળી માનુની મંગળ ગાય.
હર્ષ ધરે બાણ મનમાંય, સાંનિધ્ય શ્રી વૈકુંઠરાય.
પેહેલે મંગળે ત્યાં સાર, આપ્યા રથ સહીત તોખાર.
બીજે ધેનૂ આપી અપાર, ત્રીજે કુંજરકેરી લ્હાર.
ચોથે કુંચી સહિત ભંડાર, આપી કીધો છે નમસ્કાર.
બાણાસુર બોલ્યો મુખ વાણ, સંપુટ કરી બે પાણ.
હું તો સેવિશ તમારાં ચર્ણ, સુધ રાખજો અંતસ્કર્ણ.
એમ રાયે કન્યાદાન દીધું, વિવાહ કર્મ સંપૂર્ણ કીધું.
હરિનો કોઇ ન જાણે પાર, બંન્યો કીધાં સ્ત્રી ભરથાર.

### વલણ.

કારજ પૂરણ મંગળ વરત્યાં, જોવા મળ્યો સંસારરે;
ચોરીમાં દંપતી બંનો, આરોગે કંસારરે.

## કડવું ૪૭ મું.—રાગ બિભાસ.

કંસાર જમો જમોરે જમાઇ, તારી રૂડી દીસે છે કમાઇ.
છોરા તું તો કાલો ને કળીયો, છોરા તું તો શાંગોમાથી સળીયો.
છોરા તું તો નખ જેવડો ન્હાનો, કેમ આવ્યો છૈયા છાનો.
મારી ભોળી ઓખા બેન, તારાં ચોરતણાં છે ચેન.
મારી કન્યા ન જાણે કાંઇ, તેને કપટે કીધું તેં સાંઇ.
છૈયા છત્રપતીએ ઝાલ્યો, કેવો કારાગૃહમાં ઘાલ્યો.
તારા બાપનો બાપ તેડાવ્યો, તેણે પગે લાગીને છોડાવ્યો.
તારી કમળા માતની ધાડી, તૂંને નવ દેખાડે ઘીની બ્હાડી.

તારો પીતા જે છે કામ, તેનું ચંચળ ચિત્ત નહીં ઠામ.
શામરામે શૂં લડાવ્યાં લાડ, જેણે ખાધું અંન ભરવાડ.
અમને દાનવને માનવ જોતાં ખામી, નીચ વરે ઉચ કન્યા પામી.
તારો વંશ તો કીયો કામ, તેણે લજાવ્યૂં બાણાસુરનૂં નામ.
ક્યાંથી પેઠો તૂં અંબોળી, તેં તો છેતરી ઓખા ભોળી.
તારા પુણ્યતણો નહીં પાર, રાજપુત્રી પામ્યો પીંડાર.
રૂડી વહૂ પામ્યો તૂં રાચ, એક વાર અમ આગળ નાચ.
એમ રામા કરે બહુ રીત, અન્યોન્ય ગાય છે ગીત.
વળતી દેવ કન્યા ગાય વરણી, તે તો કેશવની જાંદરણી.
તમે લાંબી શું લૂલી હલાવો, રૂપે ભુંડણુ સરખી ભાવો.
અમારો અનિરૂદ્ધ તીખો મરી, એ તો સ્વપ્નામાં ગયો વરી.
કન્યાને મન એ વર ભાવ્યો, તેણે આદર દઈને તેડાવ્યો.
વરવહુ બન્યો એકઠાં મળીયાં, બાણાસુરનાં તે હઇડાં દળીયાં.
તેણે કીધો એ ઉપર કોપ, ભાગ્યાં કવચ ને વળી ટોપ.
શૂં થયૂં સિંહસૂતને સાહ્યા, હરીહળધર કેવા ધાયા.
અમારા શામરામ જ્યારે રૂઠા, ત્યારે વેવાઈ કીધા ઠૂંઠા.
રણમાં રઝળ્યા રાણાના અંગૂઠા, છોડી આપિને જીવતા છૂટયા.
મ્હેં મારીને કન્યા લીધી, ઘર વસાવ્વા વહૂઅર કીધી.
એમ ગીત ગાય છે વરણી, વરકન્યા તે ઉઠયાં પરણી.
ઋષી સહસ્ત્ર અઠયાશી ધીશ, દે છે વધુવરને આશીશ.
માગણ ઊચીત પામ્યા દાન, સહુને સંતોષે ભગવાન.
અતી આનંદ ઓછવ થાય, નારી ગીત અનૂપમ ગાય.

વલણ.

ઘર વસાવા વહૂઅર કીધી, ઘેર જાશૂં આનંદરે;
પરસ્પર વિનોદની વારતા, કહે ભટ પ્રેમાનંદરે.

કડવું ૪૮ મું–રાગ રામગ્રી.

સાંભળો પરીક્ષિત રાયજી, કંસાર પૂરસ્યો થાળી માંહ્યજી;
ધૃત ખાંડ નાખી લાવીજી, રાણી માહ્યરાં મધ્યે આવીજી.

ઢાળ.

કંસાર રીતે ને પરમ પ્રીતે, આરોગે નરનાર;
સ્વજન નરખે ને મન હરખે, ઉલટ અંગ અપાર.
જાદવ સઘળા જાનઈયા, માનીયા જેમ દેવ;
તેલ મર્દન અંગ મંજન, કરે છે સેવક સેવ.

ખાનપાન ભક્ષ ભોજન, નાનાવિધ પકવાન;
જાનને ઘણું માન દીધું, રીઝ્યા ભગવાન.
ઘુઘરા ઘમકે ઢોલ ઢમકે, થાય છે સંગીત ગાન;
અપ્સરા નાચે ને રાય રાચે, જાચક પામે દાન.
હાથા તોરણ બારણે, કેસર અંગ ઢોળાય;
ભાત્યભાત્યના સુગંધાદિક, અંગલેપન થાય.
મંડપ શોભા મહા મનોહર, વિધવિધ પેરનાં કામ;
કહે કવીતા શૂં વખાણું, દીઠે પહોંચે હામ.
શ્રીકૃષ્ણ શિવ સભા મધ્ય બેઠા, જાદવ છપ્પન ક્રોડ;
અનિરૂદ્ધ ઓખા બીરાજતાં, જાણે માલતી ચંપક છોડ.
શ્રી કૃષ્ણ જાદવ વદે વાણી, સાંભળો બાણરાય;
પેરામણી પધુમનને કરીને, જાન કરો વિદાય.
વિદાય આપો રાય અમને, થાય છે બહુ દીન;
બાણાસુર કહે વેગે કરીને, આજ્ઞા દેશૂં સ્વામીન.
ચર્ણરેણું હું તમારો, મ્હારો શો અધીકાર;
જે જોઈએ તે લખાવો, હૂં આપી કરૂં નમસ્કાર.

## કડવું ૪૯ મું–રાગ ધન્યાશ્રી.

સાત્યકી કહે છે લખો કાગળમાં, એક લાખ માતંગ; રાયજી;
સાજસંગાથે પાણીપંથા, પંચ લાખ તુરંગ; રાયજી.
રથ પટકૂળ પામરી સુરભી, ઘટે જે રોકારોક; રાયજી;
મન ઇચ્છું અમે માગીને લીજે, ન રહે મનમાં શોક; રાયજી.
છપ્પન કરોડ જાદવને કાજે, આયુધ સહીત સણગાર; રાયજી;
જાદવજુવતી જે કોઇ ઘેર છે, તેને પટકૂળ સાર; રાયજી.
દેવકી રૂકિમણી રોહણી રેવતીને, અપો સોળ સણગાર; રાયજી.
સુભદ્રાને ચીર પાંચ વરણું, વળી સોળે સણગાર; રાયજી.
અનેક ગામ ને દેશજ આપો, તો હાથ ધરે શ્રીરામ; રાયજી;
લક્ષ ગામ ચાર દેશ આપીને, કરો પ્રભૂને પ્રણામ; રાયજી.
રોક જોઈએ તો સોનૂં રૂપું, બલીભદ્રને પૂછો તેહ; રાયજી;
પ્રધુમન વેહેવાઇ તમારો, મનગમતી વસ્તુ જેહ; રાયજી.
ઘણું અમે શૂં લખાવિયે રાણા, સમપણ સાંધ્યાં હાડ; રાયજી;
જમાઇ જે માગે તે આપો, તેમા અમને શો પાડ; રાયજી.
બુરશી દક્ષણા બ્રાહ્મણને આપો, તેનો અહીં શો આંક; રાયજી;
જન જાચકને સહૂ કોઈ આપે, જે હોય દરિદ્રી રાંક; રાયજી.

રીતભાત સાત્યકીએ લખાવી, તે સર્વે આપી બાણ રાય; રાયજી;
કરજોડીને ઉભો સન્મૂખ, શ્રીકૃષ્ણને નમ્યો પાય; રાયજી.

### વલણ.

પાય નમ્યો પરિબ્રહ્મને, આનંદ અંગ ન માયરે;
છપ્પન ક્રોડને પેરામણી કરી, પૂજ્યા ત્રિભુવનરાયરે.
ત્રિભુવનપતી સંતોષિયા, આપ્યાં વસ્ત્ર વાહનરે;
પુત્રી આપી પાયે લાગ્યો, કીધી સ્તુતિ સ્તવંનરે.

### કડવું ૫૦ મું–રાગ ધન્યાશ્રી.

પુત્રી પધારોરે, સૌભાગ્ય સાસરે, ભાગ્ય તમારૂંરે, તૂલના કુણ કરે;
અમે અપરાધી બહુ, અવગુણ ભર્યાં,પુત્રી તમનેરે, અતી દુખિયાં કર્યાં.

### રાગ બીભાસની.

દુઃખ પામી દીકરી તે, મહું લગી કેમ વીસરે;
માતપિતા વેરી થયાં તારાં, મનની ખટપટ કેમ નીસરે.
બાઇ આપે તુંને બંધનમાં રાખી, દુઃખ વેઠયું બહુ દીકરી;
મોટું ઘરકુળ પામી તે તો, તૂં તારે ભાગ્યે કરી.
ઉગ્ર પુણ્યે ઓખાબાઇ તમો, પામ્યાં અનિરૂદ્ધ નાથને;
તે સુખ આગળ દુઃખ વીસાર્યું, જોખમ બાણના હાથને.
શિક્ષા દઉં તને દીકરી, મ્હારી તારી લાજ વધારજે;
જો પ્રીતે પીયુ આજ્ઞા આપે, તો પિયરભણી પધારજે.
ઉગ્રસેન હળધર પ્રધુમન, વાસુદેવ ત્રીભુવન ધણી;
સ્વસુર પક્ષમાં સર્વ કુટુંબની, સેવા ભક્તિ કરજો ઘણી.
રૂક્મિણી જાંબુવતી ને ભદ્રા, સત્યભામા સત્યા સુંદરી;
લક્ષ્મણા કાલિંદી વૃંદા, અષ્ટ પટરાણી ખરી.
રતી રંભાવતી દેવકી, માયાવતી સતી રેવતી;
રખે દીકરી આળસ કરતી, તું ચર્ણ તેનાં સેવતી.
રૂડી ભુંડી વાત સાંભળિ હોય, કોઇ આગળ નવ ચેહેરીયે;
ઉઘાડા કેશ ન મૂકીએ, ઘણું ઝીણું વસ્ત્ર ન પહેરીએ.
કામ ઘરનાં બતાવ્યાં કરિયે, ન કરિયે કાંઇ અરૂંપરૂં;
પૂછ્યા પૂઠે સૂક્ષ્મ સાદે, બોલીએ જઈને ખરૂં.
પાત્ર પગે નવ ઠેશીયે, ક્ષમા રાખીએ બહુ ઉદરે;
આખું ઓઢી ચાલીએ, રાખીએ દૃષ્ટિ ભૂમીપરે.

સંતાપ સાસરે ન કીજીએ, પીયરને ન વખાણિયે;
લક્ષ દુઃખ હોય સાસરે, પણ સ્વામીને ન જણાવિયે.
દાસી માણુસનો સંગ ન કીજે, નીચને મળે માઠું સહી;
સાસુ રીસ કરે ઘણી, પણ સામો બોલ કહિયે નહિ.
સાસૂ નણુદ ને જેઠાણીની, સેવા ભક્તિ કરજો ઘણી;
પરઘેર નિત્ય જઈએ નહીં, ગયે હલકાઇ થાયે આપણી.
મ્હોટે સ્વરે હસીએ નહીં, કોઇ સાથે તાળી નવ દીજીએ;
ઉભાં રહી ઉઘાડે માથે, પુત્રી પાણી નવ પીજીએ.
ભરથાર પેહેલું જમીએ નહીં,બાઈ ઉચ્છિષ્ટ જમીએ નાથનૂં;
તુંકારીએ નહીં સેવક આદે, મન રાખીએ સર્વ સાથનૂં.
માતપિતા ને ભ્રાત ભગની, પીયર સુખ ન સંભારીએ;
આવો બેસો જીજી કહીને, કુળની લાજ વધારીએ.
સહૂને ગમતૂં બોલીએ, બાઇ અહંકાર કરીએ નહીં;
હસતું વદન નિત્ય રાખીએ, સુખ દુઃખ સમાન ગણીએ સહી.
દિવસે ન સુઈએ દીકરી, બેહેન વચન પિયુનું પાળીએ;
સાસુજી જ્યારે સાદ કરે, ત્યારે જીજી કરી ઉત્તર આલીએ.
સ્વસુર જેઠની લાજ કીજે, ન બોલીએ ઉંચે સ્વરે;
એમ ઘણી શીક્ષા દઈ માતા, પુત્રીને વીદાય કરે.

### વલણ.

વીદાય કરે પુત્રીને, ધન વસ્ત્ર દઈ અપારરે;
માતપિતા વળાવવાં આવ્યાં, સાથે કુટંબ પરીવારરે.

### કડવું ૫૧ મું.—રાગ ધન્યાશ્રી.

બાણાસુર મળી ઘેર જાયરે, સહૂ સોવાસણુ ગીત ગાયરે;
અનિરૂદ્ધ પામ્યો શુભ કન્યાયરે, ત્યાં જાદવ હસતા જાયરે.
સાહેલી મળી સહૂ ટોળેરે, અન્યોન્ય મળીને બોલેરે;
પછે ગીત ગાય છે વરણીરે, ઓખાને લઇ જાય છે પરણીરે.

### રાગ ફટાણાની ચાલ.

આવ્યો આવ્યો દુંવારકાનો ચોર, એના વડપીતાંએ ચાર્યાં ઢોર,
લાખેણી લાડી લઇ ગયોરે. ટેક.
એનૂં શું કરીએ વખાણુ, એણે જીત્યો તે રાય બાણુ, લાખેણી.
આવ્યો આવ્યો કામકુમાર, જદૂકુળનો એ શુંગાર, લાખેણી.
આવ્યો આવ્યો નંદતણો ગોવાળ, એ તો મામા કંસનો કાળ, લાખેણી.

આવ્યો આવ્યો હળધરકેરો વીર, ગાયો ચારી તે જમના તીર, લાખેણી.
આવ્યો ગોપીઓનો માખણ ચોર, એ તો નાગર નંદકીશોર, લાખેણી.
એની મધુરી છે બહુ વાણી, એનો વડપીતા મહીનો દાણી, લાખેણી.
એને મન આનંદ બહુ થાય, સખી ઓખાને લઇ જાય, લાખેણી.
એમ સૈયરો ગાએ ગીત, મન આણીને બહુ પ્રીત, લાખેણી.
તીહાં આનંદ સહુને થાય, ભટ પ્રેમાનંદ જશ ગાય, લાખેણી.

## રાગ કેદારો.

ઓખા બાઇ ચાલ્યાં ચાલણહાર, સાથ મૂકયો સહિયરતણોરે;
મૂકયાં માત પીતા પરીવાર, સાથ લીધો જાદવતણોરે.
ઓખાબાઈએ ભરીઆં નયણે નીર, મનમાં આનંદ અતી ઘણોરે;
ચિત્રલેહા આવી દેવા ધીર, મિલાપ કરી ઓખાતણોરે.
બન્યો ભેટયાં હૈડાં સાથ, મનમાં આનંદ પામ્યાંરે;
ભલે પામી તૂં અનિરૂદ્ધનાથ, દુઃખ તે સઘળાં વામ્યારે.
આપણ રમતાં સહિયર સાથ, સુખમાં તે બહુ મ્હાલતાંરે;
હવે લીધો બાઇ જાદવ સાથ, અમને મૂકી થયાં ચાલતાંરે.
મ્હોટું ઘર પામી સહિયર તૂં, રાજી હૂં મનમાં થઈરે;
સુખમાં તારે બાકી શૂં, પીડા તુજ મનતણી ગઇરે.
એની ડાહ્યાં થાજો આપ, માયા મનમાં રાખજોરે;
બોલ્યું ચાલ્યું કરજો માફ, વ્હેલાં તે દરશન દાખજોરે.
ત્યારે કહે છે ઓખા બાઇ, ચિત્રલેહાને પાએ પડીરે;
એની તુજ સાચી સગાઇ, સહુ સહિયરમાં તૂં વડીરે.
બાઇ તેં ઝાલ્યો મારો હાથ, રક્ષા કીધી મુજતણીરે;
મેળવી આપ્યો તેં અનરૂદ્ધ નાથ, દયા આણી તેં ઘણીરે.
જ્યારે પતી ન મનની માંહી, વ્યાકુળ એની હૂં થતીરે;
સુબોધ કરતી મુજને ત્યાંહી, સમજ મુજમાં ન હતીરે.
અનેક ગુણ છે તારા બેન, તે મુજને નહીં વીસરેરે;
તુજ વીના મુજને નહીં ચેન, હેતે મુંજ હૈડું ઠરેરે.
બાઇ તુજને કહું આપોઆપ. મહિઅર કો દિન આવશૂંરે;
અપરાધ મારો કરજો માફ, કુશળતા અમો કહાવશૂંરે.
એમ કહી ભરતી નયણે નીર, ચિત્રલેહા છાની રાખતીરે;
એની ભીંજે તારાં ચીર, હૈડાં સાથે ચાંપતીરે.
એટલે આવી ઓખાની માત, નયણે નીરધારા વહેરે;
પુત્રી મારી સાંભળ વાત, મુજ શીખામણ મન લહેરે.

તુજને કેહેતી ગુંજની વાત, દૂર પધારશો દીકરીરે;
હવે મુજને કોણ કરશે શાંત, કોને જોઇને રહૂં ઠરીરે.
બેની મધુરી બોલતી વાણ, તે મુજને બહૂં સાંભરેરે;
વ્હાલી તૂં તો મારા પ્રાણ, વીસારી નહીં વીસરેરે.
બેની રૂડાં તારાં ભાગ્ય, દીપાવ્યો જાદવ સાથનેરે;
પુત્રી રેહેજો અખંડ સૌભાગ્ય, પામ્યાં અનિરૂદ્ધ નાથનેરે.
એમ દીધો ત્યાં આશીર્વાદ, મહિયર વેહેલાં આવજોરે;
સેવો પવિત્ર સાસૂના પાદ, દુઃખ હોય દોહ્યલાં કહાવજોરે.
ઓખાબાઇ રેહેજો દ્વારિકાંમાંહી, ત્યાં અમને સંભારજોરે;
ગોમતી ન્હાજો જઇને ત્યાંહી, ત્રણે પક્ષને તારજોરે.
એમ કહી દૂર રહી ત્યાં માત, નિરખે છે નયણાભરીરે;
એટલે આવ્યો સહિયર સાથ, મળવા તૈયારી કરીરે.
સાસરે જાઓ છો તમે બેન, ગમશે નહીં અમને કંઇરે;
તુજ વિના નહીં અમને ચેન, સહિ તૂં સમી કો નહીંરે.
બેની રમતાં આપણ સાથ, સહિયર ટોળે સહુ મળીરે;
હવે પામ્યાં અનિરૂદ્ધ નાથ, પાછાં પીયર આવજો વળીરે.
બેની તૂં મા આસું પાડ, છાની રહેને તું જરીરે;
એટલે ત્યાં આવ્યો કૌભાંડ, બેની વાત કહૂં ખરીરે.
અદકી ઓછી કહી હોય વાત, તે મનમાં નવ રાખજોરે;
ક્ષમા કરજે મ્હારી માત, વેહેલાં મુખડું દાખજોરે.
એમ સર્વે મળી ભેટ્યાં ત્યાંહે, માત પિતા સહિયર સહૂરે;
વાત કરે છે માંહોમાંહે, મનમાં આનંદ છે બહૂરે.

વલણ.

ઓખાને સંતોષિયાં, ન્યૂન ન રાખી કાંય;
જાનીવાસે ગોત્રજ આગળ, દોરડો કેમ છોડાયરે.

## કડવું પ૨-મું-રાગ ધોળ મંગળ.

બ્રહ્માએ વાળી ગાંઠ, છબીલી દોરડો નવ છુટે;
તારો મહાદેવ બાપ તેડાવ્ય, હો લાડી દોરડો નવ છુટે.
તારી પારવતી માત તેડાવ્ય, હો લાડી દોરડો નવ છુટે;
તારો ગણપતી ભ્રાત તેડાવ્ય, છબીલી દોરડો નવ છુટે.
તારો બાણાસુર બાપ તેડાવ્ય, હો લાડી દોરડો નવ છુટે;
તારી બાણુમતી માત તેડાવ્ય, છબીલી દોરડો નવ છુટે.

તારો કોભાંડ કાકો તેડાવ્ય, હો લાડી દોરડો નવ છુટે;
સગાં સર્વેને વેગે કહાવ્ય, છબીલી દોરડો નવ છુટે.
હવે કન્યાની જાનરડી ગાય, હો લાડા દોરડો નવ છુટે;
ત્યાં તો આનંદ ઓછવ થાય, છબીલા દોરડો નવ છુટે.
બ્રહ્માએ વાળી ગાંઠ, હો લાડા દોરડો નવ છુટે;
તારો શ્રી કૃષ્ણ વડવો તેડાવ્ય, છબીલા દોરડો નવ છુટે.
તારો પ્રધુમન બાપ તેડાવ્ય, હો લાડા દોરડો નવ છુટે;
તારો હળધર કાકો તેડાવ્ય, છબીલા દોરડો નવ છુટે.
તારી રતિ માત તેડાવ્ય, હો લાડા દોરડો નવ છુટે;
તારી ગોવાળ મંડળીને કહાવ્ય, છબીલા દોરડો નવ છુટે.

## વલણ.

એમ રીતભાત ત્યાં કરી, ગોત્રજને લાગ્યાં પાયરે;
ગોર આશીશ દે ઘણી, બાણાસુરની કીધી રક્ષાયરે.

## કડવું ૫૩ મું-રાગ સિંધુડો.

પવિત્ર કીધું અસુરકુલ જે, વેહેવાઇ વિશ્વંભર થયા;
પુણ્ય મ્હારાં પૂર્વ જન્મનાં, પ્રભુજીએ કીધી દયા.
પ્રલ્હાદઅર્થે નૃસિંહ હવા ને, હિરણ્યકશ્યપૂ ઉદ્ધારીયો;
બળી કારણ વામન હવા,મારા ભુજનો ભાર ઉતારીયો.
હિરણ્યાક્ષ માટે વરાહ હવા એમ, બાણે વાણી ઓચરી;
સર્વપેં મુને ઘણી કૃપા જે, અનિરૂદ્ધે ઓખા વરી.
અપરાધ મ્હારો ક્ષમા કરિયે, હરિ તમ સામો હૂં વઢયો;
એવું કહીને રાય બાણાસુર, કૃષ્ણને પાગે પડયો.
બેઠો કીધો કર ગ્રહી, શ્રી કૃષ્ણે વખાણ્યો બહુ;
જદુકુલ દીપાવ્યું અમારૂં જે, તમ પુત્રી થયાં વહુ.
અન્યોન્યે માન દીધું, જાદવ સહુ તતબર થાય;
સાસરે વળાવી ઓખાને તે વારે, માતા દે શીક્ષાય.
પુત્રી પીહેરને દીપાવજો, જો પામ્યાં મોટું સાસરૂં;
જશ કમાજો દીકરી, ડાહાપણ જશ રાખો ખરૂં.
એમ કહીને ઓખા વળાવ્યાં, ભેટયાં પુત્રી માય;
જાન વળાવી વળ્યો પાછો, આનંદે બાણરાય.
કૈલાસ ગયા ગિરિજાપતી, કૃષ્ણ પધાર્યા દ્વારામતી;
ઓખા અનિરૂદ્ધ ઘેર આવ્યાં, ભેટયાં રુકિમણી રેવતી.

ઉત્તમ કથા ભાગવતતણી, સાંભળતાં સુખકારી;
પાપ સઘળાં પ્રલે થાયે, પરમ પદ પામે ભારી.
વ્યાધી ને સમ જ્વર સમે, જો સાંભળે સ્નેહે કરી;
સુખ સંપતી પરીવાર વાધે, મનકામના પૂરે હરી.
શ્રી રામચંદ્ર પ્રતાપથી, પ્રબંધ કથા હવી;
કાલાવાલા માની લેજો, પ્રેમાનંદ કહે કવી.
વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત મધ્યે ગામ;
ચતુર્વેશી ગ્નાતે બ્રાહ્મણ, કૃષ્ણસૂત પ્રેમાનંદ નામ.

### વલણ.

નામ નારાયણતણું, ભાગે ભવજંજાળરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ભજીને શ્રી ગોપાળરે.

### સમાપ્ત.



# દાણલીલા.

### કડવું ૧ લું-રાગ સામેરી.

શ્રી ગુરુ ગણપતિને શિર નામી, પ્રથમે પ્રણમું ત્રિભોવનસ્વામી;
દેવી સરસ્વતી વાણી દીજે, દાણલીલા પદબંધ કીજે.

**ઢાળ.**

પદબંધ કરૂં એક દાણલીલા, માંહિ શબ્દના બહુ સ્વાદ;
હરિજનને પ્રિય લાગશે, કૃષ્ણ ગોપીનો સંવાદ.
લોભીને ધન વંઝાને તંન, તસ્કરને કાળી જામની;
ત્યમ હરિજનને વલ્લભ લાગે, કથા સુંદરશ્યામની.
માનુષી દેહ દોહુલે પામ્યો, સ્મરણ કીર્તન નવ કર્યું;
નિષ્ફળ જન્મ તેનો ગયો, યૌવન માતાનું હર્યું.
સંવાદ ગોપી કૃષ્ણનો, જે ગાય શીખે સાંભળે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, તેને સાચી પ્રીતે સવ મળે.

**રાગ-કાનડો.**

મોહનજી મથુરાને મારગ, થઇ બેઠા છે દાણીરે;
મહિયારીનાં મહી લૂંટે એ, વાત રાધાજીએ જાણીરે. મોહન.
ચંદ્રાવળી, રાઇ, ચંદ્રભાગા, લલિતા વિશાખા દાસરે;
મનોરમા, રત્નાવળી, રૂપાં, તેડી સાત* સાહેલી પાસરે. મોહન.
બોલબંધ કીધો સખી સાથે,ચાલો આપણ જમના જઇયેરે;
ગોરસની ગોળી લો માથે, સહુકો મહિયારી થઇયેરે. મોહન.
સખી કહે કાં નહિ રાધાજી, સહુ અલબેલી સોંડારે;
દાણ રીત ભાંજો ભૂધરની, નથી આપવી એક કોડારે. મોહન.
ઘેરઘેરથી ગોપી થઇ ટોળે, ગોષ્ઠ ગોવિંદની વ્હાલીરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, જીતવા સહુકો ચાલીરે. મોહન.

### કડવું ૨ જું-રાગ મારૂ.

બોલબંધ કીધો વ્રજનારીરે, આજ જીતવા કુંજબિહારીરે;
એમ બોલ્યાં રાધિકા રાણીરે, જોઈએ કેમ થયા પ્રભુ દાણીરે.

---

* અત્રે કવિની ભૂલ જણાય છે. શ્રી રાધિકાજીની અષ્ટ સખી છે, ને તેનાં નામ આ પ્રમાણે છે.-લલિતા, વિશાખા, ચંદ્રભાગા, સંધ્યાવળી, તુંગભદ્રા, શ્યામા, ભામા ને તુલસી.

રખે કો આપો એકે કોડીરે, સહુ ઝગડો કરવા દોડીરે;
આપ આપણા સાથની ટોળીરે, માથે લીધી ગોરસની ગોળીરે.
તાજી છાસ ને સદ્ય વલોવીરે, કઢ્યાં દૂધમાં સાકર ઘોળીરે;
દધી માખણ ને ઘૃત થીણ્યાંરે, મેવા મીઠાઇ મગદળ ફીણ્યાંરે.
ભાત ભાતનાં ભોજન ભરિયાંરે, પ્રેમદાએ મસ્તક ધરિયાંરે;
પંચરંગી ઓઢણી માથેરે, બાજુબંધ ચૂડલા હાથેરે.
વીંટી અંગુઠી કંકણુ ચૂડીરે, જોતાં અબળા દીસે ઘણું રૂડીરે;
શીષફૂલ, રાખડી ને ત્રોટીરે, જાણે દિનકર પ્રગટ્યા કોટીરે.
નાકે વેસર ભાલે ટીલીરે, શોભે આંખ આંજી છે રસીલીરે;
ગળુબંધ ગોફણો માળારે, શોભે દાંત રંગ્યા છે કાળારે.
ઝમકે ઠમકે કંકણ કેલીરે, જાણે જુગ્મ થઈ હેમવેલીરે;
કેસર ચંદન ને કસ્તૂરીરે, વપુલેપન વાસ મધુરીરે.
પેર્યાં ચીર ચરણાં ને ચોળીરે, લાંબી લોબરી સાળુ પટોળીરે;
કોઈ પદ્મની ચિત્ત ચકોરીરે, કોઇ શામલડી કો ગોરીરે.
કોઇ મુગ્ધા બાળકિશોરીરે, કોઈ છેલછબીલી છોરીરે;
નાખે પ્રેમપાશની દોરીરે, તે લે માધવનું ચિત્ત ચોરીરે.
કરે વાત દેઇ દેઇ તાળીરે, આજ જીતવા શ્રી વનમાળીરે;
એમ બોલ્યાં રાધિકા રાણીરે, તમે સાંભળો સહિયર સમાણીરે.
તમે, બીશો મા મન બાઈરે, કેમ આવે ગોવાળા ધાઈરે;
તમો ઉત્તર હાંકીને દેજોરે, સુખે નામ અમારૂં લેજોરે.
આજ જીતવા કુંજબિહારીરે, સહુ ટોળે મળી વ્રીજનારીરે;
તમે સૈયર રાખજો ટેકરે, નથી આપવી કોડી એકરે.
અમો ઝઘડો હરીશું કરશુંરે, આજ જીતીને પાછાં ફરશુંરે;
આજ કૃષ્ણનો નાદ ઉતારૂંરે, તો નામ રાધિકા મારૂંરે.
દીઠા દૂરથકી શ્રી વનમાળીરે, બીજે માર્ગ ગઈ વ્રજબાળીરે;
ભટ પ્રેમાનંદના સ્વામીરે, સહુ સમજ્યા અંતરજામીરે.

## કડવું ૩ જું--રાગ સાખી.

વ્રીજનારી આનંદ ભરી, તેણે દીઠો દાણનો ઘાટ;
તે મારગને પરહરી ગોપી, લીધી બીજી વાટ.
જાતી દીઠી સુંદરી, ત્યારે બોલ્યા શ્રી અવિનાશ;
ગોપને આપી આજ્ઞા, તેડી લાવો અમારી પાસ.

### વલણ.

મદોન્મત્ત સહુ જાતી દીઠી, દૂરથકી વ્રજબાળારે;
શ્રી હરિએ તે અવસરે, હકારચા સહુ ગોવાળારે.

### છંદની ચાલ (ભુજંગી).

માથે માટ ગોરસનાં જાય ગોપી, ચાલી ચોરટી આપણું દાણ લોપી;
જઇ રીત લ્યો આપણી રાખો ખાળી,નાપે દાણ તો લાવજો પાછી વાળી.
ધાયા ગોપ ઉતાવળા ચરણ ખેડી, ગ્રહી લાકડી પાવડી હાથ ગેડી;
આવ્યા વેગે ધાઈ પોતા પાઉપ્યાદા, ઉન્મત્ત અદ્દભૂત આહીરજાદા.
રહ્યા આણ દઈ આંતરી વાટ રોકી,કયહાં જાઓ છો ચોરટી નાર ટોકી;
નંદલાલ સાથે તમે રાઢ માંડી, કયહાં જાઓ છો પાધરો પંથ છાંડી.
આપો દાણ દયાળનું ગોપ માગે, જાવા દીજે તો અમારી રીત ભાગે;
ઘેરી વાટ ગોવાળિયા ગર્વ ભાખે, બોલી બોલ સખિયો કો નવ સાંખે.
રોકો પ્રેમદાને મહીમાટ માથે, બોલી નાયકા બોલ સખિ સર્વ સાથે;
ઓળખ્યા વિના રાઢ મિથ્યા વધારો, ગુણહીણ ગોવાળિયા ગાય ચારો.
કરો વાત મોટાઇની વેર વધારો, ખોશો લાજ કે આજ પાછા પધારો;
નહીં દાણ પામો તમો એક કોડી, હુતી તાત મીરાત કે આવ્યા દ્રોડી.
ઘણો લાભ લેશો તમો આજ ખેટી, કાને સાંભળીતી બ્રખૂભાન બેટી;
છઉં ધણિયાતાં નહીં જાઉં હાર્યાં,આજ રાધિકા આંહિ પોતે પધાર્યાં.
સુણી ગોપનો સાથ બહુ ખેદ પામ્યો, આવ્યો કૃષ્ણ પાસ ત્યાં ગોપ સુદામો;
કહે ગોપ ગોવિંદને ગદ વાણી, છે એ ગોપીના જુથ્થમાં રાધા રાણી.
બોલાવી ન બોલે અહીં નવ્ય આવે, ધાયે મારવા સર્વ કોને બિહાવે;
આપો આજ્ઞા તો જઈ જુદ્ધ કીજે, વ્રષભાનસુતાથકી નવ્ય બીજે.
કરી આંખ રાતી વદે કૃષ્ણ વાણી, એવી રાધિકા કોણ રાજાની રાણી
મુને ગોપિયે જાણ્યો આહીર ભાળો, ફોડો માટ માથાતણાં મહી ઢોળો.
આવે ઇંદ્ર રાણી તોય દાણ લેશું, લૂટો ગોરસાં કે અમો જવાબ દેશું;
સુણી ગોપ કોપ્યા ભડ સબળ ધાયા,તાણી તારુણીના ત્યાં પાલવ સાહ્યા.
ગેડી આંકડે મોતીની માળા ત્રૂટે, પડે લાકડી પાવડી માટ ફૂટે;
પીયે છાશ ગોવાળિયા મહી લૂટે, નાના ગોપના ગોપીઓ ગાલ ચૂટે;
બોલ્યાં રાધિકા ગોપિકા સર્વ વારી, ચાલો કૃષ્ણપાસે સહુકો મહિયારી.
પશુપાળ પિંડારિયા દાણ માગે, ખોટા વાદ વિવાદમાં ખોડ લાગે;
વઢવાડ વણસાડવા વિવેક લાવી, પ્રેમાનંદ પ્રભુતણે પાસ આવી.

### કડવું ૪ થું-રાગ મારૂની દેશી.

આવી મદોન્મત્ત સહુ નાર, જ્યાંહાં વનમાળી છે;
છે ઝગડો કીધાનો વિચાર, ગોપે ખાળી છે.
સંભળાય પરસ્પર વાત, એટલે ઉભી છે;
જેનાં ફોડયાં મહીનાં માટ, ગોવાળે દૂભી છે.
છે ક્રોધે રાતી આંખ, મનમાં મળવુ છે;
મનમાંહે છે અભિલાખ, જીતીને વળવું છે.
જેણે ફોડયાં મહીનાં માટ, તેના કર સાહ્યા છે;
તેને છોડવવાને ગોપ, બીજા સૌ ધાયા છે.
જેહને થયું છે જાન, તે વઢવા ચાલી છે;
ભાગી ઢોળી નાખી છે છાશ, ગોળી કર ઝાલી છે.
રાધાએ મોકલી નાર, નામ તેનું રાઈ છે;
છે રૂપે સુંદર બાળ, ઘણું એક ડાહી છે.
આવી અલબેલી તત્કાળ, જયહાં વનમાળી છે;
છે યૌવનનું અભિમાન, શોભા સહૂ ન્યાળી છે.
બેઠા જ્યાં ગોકુળનાથ, કદમની છાયા છે;
કંદર્પ કોટિ લાવણ્ય, પ્રભુજીની કાયા છે.
આવી રાઈએ કર્યો પ્રણામ, જી વિનતી મારી છે;
ગોકુળની આ સહુ નાર, દાસી તમારી છે.
માંહોમાંહે લેવું શું દાણ, એ લઘુતાઇ છે;
જાશે નંદરાયની લાજ, જે પ્રભુતાઇ છે.
ભોળી ગોકુળની સહુ નાર, જે વાયક સાંખ્યું છે;
જાણશે કંસાસુર કાળ, નંદને વાંકું છે.
બીજી નારી કને લો દાણ, તેમાં શી બાધા છે;
આજ નથી લીધાનો લાગ, ટોળામાં રાધા છે.
વારો ગોવાળિયાને નાથ, ઘણું સંતાપે છે;
પ્રેમાનંદ પ્રભુ શ્રીકૃષ્ણ, ઉત્તર શો આપે છે.

### કડવું ૫ મું-રાગ કાલેરો.

અરે રાઈ તું ડાહી થઇ આવી, પ્રીતમાં ભય દેખાડેરે;
કહે તાહારી રાધા રાણીને, જે દાણ અમારૂં પહોંચાડેરે. અરે રાઈ.
ગોકુળ વૃંદાવન છે મ્હારૂં, તેમાં કંસતણું શું ચાલેરે;
જો રાધિકાનો પિતા આવે તો, દાણ અમારૂં આલેરે. અરે રાઈ.
ડહાપણ આણી બોલે છે વાણી, તું રીત અમારી ભાગેરે;
દાણ દધીનું આપતાં ગોપી, એવડું દુઃખ શું લાગેરે. અરે રાઈ.

વઢો ઝગડો કે સાંજ પડો, પણ દાણ ગોરસનૂં લેશૂંરે;
એ વાતે જે જન દુભાશે, તેહને ઉત્તર દેશૂંરે. અરે રાઈ.
આજ્ઞા આપી ગોપ સર્વને, જાવા નવ કો પામેરે;
પ્રેમાનંદ પ્રભુને ચરણે, રત્નાવળી શીર નામેરે. અરે રાઈ.

## કડવું ૬ ઠું-રાગ ખટ.

સુંદર શ્યામળારે, ઓ પ્રીતમ પાતળારે-ટેક.
પ્રાણજીવન પ્રભૂ છો મારા, નાગર નંદકિશોર;
અમે ગહિયારી પારકી નારી, ન કીજીએ આવડું જોર. સુંદર.
નંદરાયની આણ માનું છું, શ્યામ સાંભળ કાન;
મહીમાટે ઉખળશું બાંધ્યો, તોય ન આવી સાન. સુંદર.
કઠણ રાજ છે કંસનૂંરે, આવડો ન કરિયે વાદ;
કોઇ મળશે માથાની નારી, ઉતારશે તારો નાદ. સુંદર.
ભલા ગોપની વહુ બેટીનાં, નિત્ય ભંગાવો માટ;
દાણ નોહે પણ ભીખ માગવી, લોકમાં કહેશે લાંઠ સુંદર.
લાંઠ કહો કે ભીખ કહો કે, કોહો કૃષ્ણ અજાણ;
પ્રેમાનંદ પ્રભુ કહે ગોપીને, આપો અમારૂં દાણ. સુંદર.

## કડવું ૭ મું-રાગ કાફી.

દાણ માગેરે, કાનુડો દાણ માગેરે;
આજ લગે નહીં સાંભળ્યું, કોણે લીધું આગેરે. કાનુડો. ટેક.
આગે સવાયાનું ગોરસું, તારે પૈસો જોઇયેરે;
વેપાર દીઠો આ વ્રજનો, શૂં મૂળમાંથી ખોઈયેરે. કાનુડો.
મટુકીમાં મિરાત આ મોટી, છે છાશનું પાણીરે;
તે છત ઉપર ન્હોતૂં જાણ્યું, કોઇ બેસશે દાણીરે. કાનુડો.
દાણની દોલત જોડતામાં, મૂળગું ખોશોરે;
મહિમા જાશે નંદનો તે, લાલજી જોશોરે. કાનુડો.
ભાગી કોડી ભૂખરા, નહીં આપિયે બ્હોણીરે;
અમો ફરી જાશું ગોકુળ, રાખો છાશની દોણીરે. કાનુડો.
પ્રેમાનંદ પ્રભૂ બોલિયા, શાને આકળાં થાઓરે;
છાશની દોણી શું કરૂં, દાણ આપીને જાઓરે. કાનુડો.

## કડવું ૮ મું-રાગ પરજ.

શ્યામ સોહામણારે, કહાન કોડામણારે;
સાંભળ અલ્યા શ્યામળિયારે, ગોકુળના શોહામણુરે.-ટેક.

તું પતિવ્રતાનો બંધુ કહાવે, તારી કીકીમાંહે કામણરે. શ્યામ.
તું ચોર ચિત્ત નવનીત તણો, ખુટ્યાં ગૌનાં દામણરે;
માત જશોદાએ ઉખળે બાંધ્યો, તોયે ન લાગી શીખામણરે. શ્યામ.
તેં તો ગોકુળ રાખ્યું રેલતું, ધરિયો ગોવર્ધનરે;
માસી મારી ધાવતાં, તેં વશ કર્યા વ્રજજનરે. શ્યામ.
બ્રહ્માદિકને ભોળવ્યા, તેં પીધો દાવાનળરે;
ચૌદ ભુવન માતાને દેખાડયાં, એવું તહારૂં બળરે. શ્યામ.
કંસરાયનું કોણ ગજું, તેં માર્યો છે દશકંધરે;
મન માને તે કરો પ્રભુજી, કહે ભટ પ્રેમાનંદરે. શ્યામ.

## કડવું ૯ મું.—રાગ ખટ.

મૂક્યા પિંઢારિયા પ્રેરી, રાધાને લીધી ઘેરી;
હૃદેમાં રોશ આણી, બોલ્યા પછે ચક્રપાણી.
જાએ કયમ દાણ લોપી, મગી આવી છે ગોપી;
દાણની રીત ભાગે, ગોપને લાજ લાગે.
ખળકે વેણ કાળી, ધૂતારી ધાબળા વાળી;
મહીનાં માટ માથે, સોનેરી ચૂડો હાથે.
હીંડે છે કેડ ઘાળી, કસમસ થાય ચોળી;
લટકે નાકે મોતી, મરકલડે જાય જોતી.
ફેરવે કીકી કાળી, માંહોમાંહે દેતી તાળી;
મનમાં ગાળ દેતી, મુખે કંઇ જાય કહેતી.
પોતાના ગુણને ગાતી, મહિયારી મદમાતી;
છેડો ન ઓઢે શીશે, જોબનનું જોર દીસે.
લટકે પાગ માંડે, પોતાની હઠ ન છાંડે;
એની જો હઠ મૂકાવું, તો દાણી નામ કહાવું.
વઢતાં વાય જો વ્હાણું, સહુને વાજ આણું;
પ્રભુનો રોશ જાણી, રાધાજી બોલ્યાં વાણી.

### વલણ.

રાધા કહે સહુ નારને, તમે રખે મેલો ટેકરે;
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણને, નથી આપવી કોડી એકરે.

## કડવું ૧૦ મું—રાગ સોરઠી.

લૂટે લૂટેરે મારગમાં ચોર, વસ્તીની વાટે;
એ તો નાગર નંદકીશોર, જમનાને ઘાટે.—ટેક.

ક્યમ જઈએ મથુરા નગરી, બેઠો દાણી જમના ઘાટેરે;
ગોપીજનને ખાળી રાખે, દાણની કોડી માટેરે. વસ્તી૦ લૂ૦ લૂ૦
કંસરાયની આણ ન માને,એને વાધ્યો ઘણો ઊન્માદરે;
વ્રજ નારીનાં દૂધ દહીનો, શ્યામળિયો લે સ્વાદ. વસ્તી૦ લૂ૦ લૂ૦
નંદ સાધુ ને સતી જશોદા, આ કાનુડો કોણ સરખોરે;
સર્વાંગે ચંચળ ખોટારો, નખશિખ બાઈ તેને નરખોરે. વસ્તી૦ લૂ૦ લૂ૦
એણે ઘેલાં કીધાં ગોપ ગોપીને, વળી વશ કરયું વ્રજગામરે;
જમના ઘાટે દાણ દધીનાં, કાઢ્યું કુળમાં નામરે. વસ્તી૦ લૂ૦ લૂ૦
ઘરમાંથી મહી માંખણ ચોરે, વળી માર્ગમાંહી મહી લૂટેરે;
પ્રેમાનંદ પ્રભુએ મુખ માગ્યું, દાણ આપે તે છૂટેરે. વસ્તી૦ લૂ૦ લૂ૦

## કડવુ ૧૧ મું.–રાગ કાફી

એની મેં જાત જાણી, નંદનો કુંવર દાણી;
ચોરીને છાશ પીતો, હાંકતાં ત્યારે બીતો–ટેક.
મેં જાણ્યું જે કંસરાયે, બેસાડ્યો છે દાણી;
ચાલો ચોરને લઈને આપણ, મથુરામાં તાણી. એની મેં.
મા બાપે બહુ લાડ લડાવ્યાં, તેણે પડી કુટેવ;
તો નામ મારૂં રાધિકા, એનો ઉતારૂં અહમેવ. એની મેં.
મોરલીમાંહે મારી નાખે, બોલે મીઠાં વેણ;
સાધવી નારીનાં સત્ય ચૂકાવે, કામણગારાં નેણ. એની મેં.
કદમ ઉપર ચઢીને બેઠો, ચોરી આપણાં ચીર;
ઘરથકી ધૂતારો લંપટ, જોયાં નગ્ન શરીર. એની મેં.
પાપણ ઉપર પાઘજ લેહેકે, લોબરી ઓઢી લાલ;
ઓ આવે આપણી ભણી, એની લટકતી છે ચાલ. એની મેં.
મુખે વાણી વઢવાની ને, અંતરમાં આહ્લાદ;
પ્રેમાનંદ કહે કૃષ્ણલીલા, રાધા કૃષ્ણનો સંવાદ. એની મેં.

## કડવું ૧૨ મું–રાગ ખટ.

શ્રીકૃષ્ણ–ધૂતારી ઘુમટાવાળીરે, આંજયા વિના આંખડી કાળીરે;
જાએ કાહાં આપ્યા પાખીરે, રાધાને રોકી રાખીરે;
વઢંતાં વાયે વ્હાણુંરે, સહુએને વાજ આણુંરે.–ટેક.
ઉંચી ને અલબેલડી રે, મુખ ઘણું ગુમાન;
જોબનિયાનું જોર જણાવે, હું ઉતારૂં અભિમાન. ધૂ. આં.

રાધિકા—નાનડી વયમાં નામજ કાઢ્યું, લોક કરે વખાણ;
 મોં ખાયે ને આંખજ લાજે, માંહો માંહે શું દાણ.
 ચાલ્યો જા પાધરી વાટેરે, સાંખું છું નંદને માટે રે.—ટેક.
શ્રીકૃષ્ણ—આ ગોકુળમાં વસે ધણી રે, મોટી જાત આહીર;
 વ્હેવારની વાતે લજ્જા શાની, દીસે વઢકણની પીર. ધ્રૂ. આં.
રાધિકા—પાધરી વાટે તે લડેરે, જેને હોયે બે બાપ;
 દાણની શું તેં મ્હોર કરાવી, કંસે કીધી શું છાપ. ચા૦ સાં૦
શ્રીકૃષ્ણ—છાપ તો તારો બાપ કરાવે, રાંકડો વૃષભાન;
 અમો કુંવર નંદજીતણા, કોની નવ માનું આણ. ધ્રૂ. આં.
રાધિકા—સમજી બોલો શ્યામળા વ્હાલા, લોક સાથે શાં લાડ;
 ભીખ માગીને પેટ ભરો તો, પરમેશ્વરનો પાડ. ચા૦ સાં૦
શ્રીકૃષ્ણ—ગોપી ગાળ દીયો અદકેરી, છે જોરાવરનો પોરો;
 ભીખ માગ્યાની પેર કહું, તું કાન ધરની ઓરો. ધ્રૂ. આં.
રાધિકા-કાન ધર્યાનું કામજ શું છે, સમજ્યાં મનની વાત;
 એવો કો દેખતી નથી જે, મુને અડાડે હાથ. ચા૦ સાં૦
શ્રીકૃષ્ણ—જો આવે રાણી ઇંદ્રાણી, તો મૂકી જાએ માન;
 તારૂં સર્વસ્વ લેઉં સુંદરી, તો નામ ધરાવું કાન. ધ્રૂ. આં.
રાધિકા—તું છ વર્ષનો છોકરો ને, ચોરી પીતો છાશ;
 સર્વસ્વ આપું શ્યામળા, તું આવે જો મુજ પાસ. ચા૦ સાં૦
શ્રીકૃષ્ણ—તું મદમાતી આહીરડી, હું નિપટ નાનું બાળ;
 બાળપણું દેખાડશું, થવા દેની સંધ્યા કાળ. ધ્રૂ. આં.
 સંવાદ કરતાં દિવસ વીત્યો, અબળા આકળી થાય;
 પ્રેમાનંદ પ્રભુ જાવા દીજે, ગોપિકા લાગે પાય. ચા૦ સાં૦

## કડવું ૧૩ મું—રાગ કાફી.

સુંદર શ્યામળા રે, અમો હાર્યાં ને જીત્યો તુંયરે;
ત્યારે લેતો તે લે હમણાં, તારેજોઈએ થંય સુંદર શ્યામળારે—ટેક.
દિવાકર અસ્તાચળ પહોંચ્યો, પડી પ્રભુજી સાંજરે;
પરણ્યા પિયુને ઉત્તર દેવા, કયમ તજીએ ઘર માઝ. સું૦ શ્યામ.
સાસુ વાઘણ નણદી નાગણ, જેઠ તે જેવો જંમરે;
સુરભીસુત સરખો સ્વામી તેને, ઉત્તર દીજે કયંમ. સું. શ્યામ.
અંત્યે લ્યો તે લ્યો હમણાંથી, અસુર અમને થાય રે;
ગૃહસ્થાશ્રમની બેડી મોટી, જઈ દેની છે ગાય. સું. શ્યામ.

તમો પુરુષ ને અમો નારી, દોહેલો લોકાચારરે;
હુંકારા માટે મરવું પડશે, અબળાનો અવતાર. સું. શ્યામ.
તમો અમ સાથે કૌતક કીધું, અમો કીધું છે હાસરે;
આજ થકી તમારી ત્રીકમ, મૂલે લીધી દાસ. સું. શ્યામ.
પ્રથમ આવીને તમ સંઘાતે, કીધો જે સંવાદરે;
અઘટતું બોલાયું હોય તે, ક્ષમા કરો અપરાધ, સું. શ્યામ.
અમો આવશું મહી વેચવા, તમો તે લેજો દાણરે;
ગોરસકેરૂં શું ગજું છે, અમો તે સોંપ્યા પ્રાણ. સું. શ્યામ.
અમને તો નવ ગમે દીઠું કો, તમવિણ ગોકુળનાથરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, વેચાયાં તમારે હાથ. સું. શ્યામ.

## પદ ૧૪ મું–રાગ ખટ.

જીત્યા જીવણ ને હારી સુંદરી રે લોલ;
લોકાચાર ને ઘર ગઈ વીસરીરે લોલ.
વિઠ્ઠલજીએ વાહી વાંસળીરે લોલ;
ગોપી વિહ્વળ થઇ સહુ વ્યાકુળીરે લોલ.
અકળ ગતિ તે નવ જાયે કળીરે લોલ;
ગોકુળ ગઇ તે ગોપની મંડળીરે લોલ.
દાણ વિવાદ ત્યાં ભાગી ગયો રે લોલ;
રસ ઓઘ હૃદયા હર્ષંજ થયોરે લોલ.
શ્યામળિયોજી તો ત્યાં સજ થયારે લોલ;
ગોપી સાથે તે કુંજભવન ગયારે લોલ.
ગોરસ ગોળી મેલી તે સહુએ વેગળીરે લોલ;
સહૂ વ્હાલાજીને વીંટી વળીરે લોલ.
ત્યારે રાધાજીને કહે શ્રી હરિરે લોલ;
લજ્જા મંનથી મૂકો પરહરીરે લોલ.
એવું સુણતામાં રાધા હસીરે લોલ;
ભાગ્યો ઘુંઘટ, ચીર ગયું ખશીરે લોલ.
દીધું આલિંગન હેત વ્યાપિયુંરે લોલ;
કુંજમાંહે રહી રતિ સુખ આપિયુંરે લોલ.
જેટલી હતી વ્રજ સુંદરીરે લોલ;
તેટલાં રૂપ ધરિયાં શ્રી હરિરે લોલ.
દાણ મીશે તે લીલા બીજી થઈરે લોલ;
રંગવિલાસમાં રજની વહી ગઈરે લોલ.

ગયો ચંદ્ર ને ભાનૂ ઉગ્યો સહીરે લોલ;
ત્યારે વ્રજ વનિતાને સાન થઇરે લોલ.
પ્રેમાનંદ પ્રભુને પાયે પડીરે લોલ;
સહુ ગોપીએ વિદાય માગી વળીરે લોલ.

## પદ ૧૫ મું-રાગ ધન્યાશ્રી.

નમો નારાયણ રાધા રાણી, દુઃખ ભંજન દામોદર દાણી;
ઘેર ગઈ ગોપિકા આનંદ આણી, પ્રભુજીની માયા કોણે ન કળાણી. નમો૦
પડોશણ સાસૂ નણંદ જેઠાણી, કરે વાત પરસ્પર અંગ એંધાણી;
સુણે ભણે દાણલીલા ધન્ય તે પ્રાણી, જમકિંકર ન શકે તેનેરે તાણી. નમો૦
એ અદ્ભુત લીલા બુદ્ધ સારૂ વખાણી, જેમ સાગરથી ભર્યું ચંચ પાણી;
તેમ પ્રેમાનંદે દાણલીલા વખાણી, શરણાગત રાખો સારંગપાણી. નમો૦

---

## દાણલીલા સમાપ્ત.

---

# નળાખ્યાન.

## કડવું ૧ લું–રાગ કેદારો.

શંભૂસુતનું ધ્યાનજ ધરૂં, સરસ્વતીને પ્રણામજ કરૂં;
આદરૂં, રૂડો નૈષધનાથ રે.

### ઢાળ.

નૈષધનાથની કહું કથા, પુણ્યશ્લોક જે રાય;
વૈશંપાયન વાણી વદે, આરણ્યક પર્વ મહિમાય.
રાજ્ય હારી ગયા પાંડવ, વસ્યા દ્વૈત વનમોજાર;
એકલો અર્જુન ગયો કૈલાસે, આરાધ્યા ત્રિપુરાર.
પશુપતાસ્ત્ર પશુપતિયે આપ્યું, પછે ગયો સ્વર્ગમાંહે;
કાલકેત પુલોમા માર્યો, પંચ વર્ષ રહ્યો તાંહે.
યુધિષ્ઠિરરાય અતિ દુઃખ પામ્યા, ઉપન્યો ઉદ્વેગ;
પુનરપિ પારથ નહીં આવ્યો, ભાઈએ કીધો તાંહાં નવો નેગ.
એહેવે સમે એક તાપસ આવ્યો, વૃહદશ્વ એહેવું નામ;
પૂજા કીધી પાંડવે, આપ્યો વસવાનો ઠામ.
ચાતુર માસ તાંહાં રહ્યા, કુંતીસુત કરે સેવાય;
રાત રાતના વારાફરતી, પાંડવ ચાંપે પાય.
એક વાર યુધિષ્ઠિર બેઠા, તળાંસવાને ચર્ણ;
તે સમે અર્જુન સાંભર્યો, ભરાયું અંતઃકર્ણ.
ધર્મરાયને ઋષિજી પૂછે, જળે બીના પગ માહારા;
શે દુઃખે સતવાદી રાજા, નેત્રે ભરે જળધારા.
ધર્મ કેહે સાંભળીએ સ્વામી, ઉઠી ગયો અર્જુન;
અવળાસવલા સાલે સવ્યસાચી, માટે કરૂં છૌં રૂદન.
ભીમસેનની પાસે જો હું, માગું દાતણ પાણી;
બડબડતો જાએ રીસાવી, લાવે વૃક્ષ મોહોટું તાણી.
પ્રાતઃસામગ્રી નકુળ પાસે, કદાપી જો મેં માગી;
એક પોહોર તો વાર લગાડે, એટલી કરે વરણાગી.
સહદેવને જો કામ દેઉં, સાધુ મન ન આણે રોષ;
પણ મધ્યાન્હે ઘરમાંથી નીસરે, જોતો જોતો જોષ.

દક્ષિણ દિશાએ જોગણી જો, જાઉં તો દુઃખ પામું;
પૂર્વ દિશાએ પરવરૂં તો, ચંદ્રનું ઘર છે સાહામું.
એહેવી રીત તો ત્રણે ભાઇની, મુજથી નવ સેહેવાય;
દ્રૌપદીને મોકલું તો, હરણ કરી કો જાય.
વગુ માગે વેળાએ આપે, જે જોઈયે તે આણી;
ફળ જળ મુખ આગળ લેઇ મેહેલે, તે તો ગાંજીવપાણી.
તેહેના ગુણ હું નથી વિસરતો, રહ્યો છૌં હ્રદયા રાખી;
સુખ સંતોષ વિના છૌં સૂનો, મુનિ હું પારથ પાખી.
નિશ્વાસ મુકી ધર્મ એમ પૂછે, કોહોને વૃહદસ્વ ઋખી;
વન વસવું ને વિજોગ પડીઓ, હું સરખો કો દૂખી.
રાજ્યાસન ધન ભુવન રિધ, તેહ અમો સર્વ હારી;
એહેવું કોને હવું હશે સ્વામી, પીડા પામે નારી.
વળતા વાણી વદે વૃહદસ્વજી, શું આણે વૈરાગ;
નળ દુઃખ પામ્યો અરે પાંડવ, નથી તેહેનો સોમો ભાગ.
રૂપ રાજ્ય ને ધંન બળ તે, ન મળે નળસમાન;
અનેક કષ્ટ તેહેના જેવું, કો ન ભોગવે રાજાન.
ભીમકકુમારી નળની નારી, રૂપ શું કહું મુખ માંડી;
તે રાણી જાહાં નહીં ફળ પાણી, નળે વનમાં છાંડી.
દાસીરૂપ ધર્યું દમયંતી, કુબડું થયું નળગાત્ર;
તેહેનાં દુઃખ આગળ યુધિષ્ઠિર, તાહારૂં દુઃખ કોણ માત્ર.
કરજોડીને ધર્મ એમ પૂછે, કોહો મુજને ઋષિરાય;
ઘણું દુઃખ પામ્યો નળરાજા, શા કારણ કેહેવાય.
કોણ દેશનો નરેશ કાહાવે, કેમ પરણ્યો દમયંતી;
તે રાણી નળે કેમ છાંડી ને, કાંહાં મૂકી ભમયંતી.
ઉતપત્ય કોહો નળદમયંતીની, અથ ઇતિ કથાય;
દુખીઆનું દુઃખ સાંભળતાં માહારી, ભાગે મનની વ્યથાય.

### વલણ.

વ્યથા ભાગે માહારા મનની, કેહે યુધિષ્ઠિર રાજાનરે;
વદે વિપ્ર પ્રેમાનંદ તે, નળતણું આખ્યાનરે.

### કડવું ૨ જુ—રાગ ગોડી.

વૃહદશ્વજી મુખ વાણી વદે, રાય યુધિષ્ઠિર ધરતા હ્રદે;
નૈષધનામે દેશ વિશાળ, રાજ્ય કરે વીરસેન ભુપાળ.

તેહને સુરસેન બાંધવજંન, તે બેહુને એકેકો તંન;
તે રૂપે ફુટડા જેવા કામ, નળ પુષ્કર બન્યોનાં નામ.
પછે નળને આપી રાજ્યાસંન, પિતા કાકો બન્યો ગયા વંન;
ચલાવે રાજ્ય નળ મહામતી, પુષ્કરને કીધો સેનાપતી.
જીત્યા દેશ વધારી ખ્યાત, શત્રુ માત્ર પમાડયા શાંત;
ભૂપતી સર્વ નૈષધને ભજે, નળપુષ્કરે કીધો દિગવજે.
પ્રજા સુએ ઉઘાડે બાર, ન કરે ચોરી ચોર ચખાર;
સત્યે યમપતિ કીધો સાધ, પુરમાંહે કોને નહીં વ્યાધ.
કનકે ભરીઆ છે કોઠાર, જેહેવાં ધન તેવા દાતાર;
જાચકનાં દારિદ્ર કાપીઆં, નળે મુખમાગ્યાં ધન આપીઆં.
ભિક્ષુક કેહે ભલું નળનું રાજ, ગયું દુખ હોલાણી દાજ;
કીર્તિ થઇ નળની વિસ્તીર્ણ, જેમ સૂરજનાં પ્રસરે કીર્ણ.
પુણ્યશ્લોક ધરાવ્યું નામ, વૈષ્ણવ કીધું બાધું ગામ;
ઘેર ઘેર થાયે હરિકીર્તન, એકાદશી વ્રત કરે હરિજન.
ચારે વરણ પાળે નિજધર્મ, ધ્યાયે દેવ વ્યાપક પરિબ્રહ્મ;
નળે લીધો એટલો નેમ, માગ્યું દાન આપે કરી પ્રેમ.
જો આવે મસ્તક માગનાર, તો આપતાં ન લગાડે વાર;
ઉત્તર દક્ષિણ પૂરવ દશ, વીરસેનસુતનો વાધ્યો યશ.
ત્યારે પુષ્કરને થઇ અદેખાઇ, મુજથકી વાધ્યો પિતરાઇ;
નળને નમે પ્રજા સમસ્ત, એ આગળ હું પામ્યો અસ્ત.
એહેવું જાણી મન આણી વૈરાગ, ગયો વંન ઘર કીધું ત્યાગ;
નળનો વાળ્યો તે નવ વળ્યો, દારૂણ વનમાં પોતે પળ્યો.
જઇને સેવ્યું પર્વત શૃંગ, તળે વેહે છે નિર્મળ ગંગ;
શલ્યાનું કીધું આસંન, પાનડાંનું કીધું છત્ર રાજંન.
માનસી રાજ માંડયું વનતણું, કોકિલા ગાન કરે છે ઘણું;
આ મૃગ તે અશ્વ માહારે કારણે, દ્રુમ પ્રતિહાર ઉભા બારણે.
ભુંડ હસ્તિ પૃથ્વી પરજંગ, એ રાજ કેમે ન પામે ભંગ;
કો લુટી લેવા આવી નવ ચડે, ઉઘાડે બાર ખાતર નવ પડે.
એણી પેરે માંડયું રાજ્યાસંન, અણચાલતે વશ કીધું મંન;
એ કથા એટલેથી રહી, નળરાજા શું કરતો તહીં.
જારે પુષ્કર ઉઠી વનમાં ગયો, ભાઇ વિના ભુપ એકલો રહ્યો;
નિષકંટક રાજ્ય એકલો કરે, ધર્મ આણ રાજાની ફરે.
માગાં મોકલે દેશ દેશના ભૂપ, નળ જોવડાવે કન્યાનું રૂપ;
શરીર કુળમાંહે કાહાડે ખોડ, કહે ન મળે કો મારી જોડ.

બત્રીસ હોય લક્ષણ સંપૂર્ણ, તેહેનું હું કરૂં પાણિગ્રહણ;
એમ કરતાં વહી ગયા દિન, એહેવે આવ્યા નારદ મુંન.

વલણ.

નારદ મુનિ પધારીઆ, સુણ યુધિષ્ઠિર ભૂપાળરે;
પછે વેણાપાણીએ કેમ મેળવ્યું, નળનું વેવીસાળરે.

કડવું ૩ જું-રાગ રામગ્રીની દેશી.

એણીપેર બોલ્યા વૃહદસ્વ વાણીજી, નળને ઘેર આવ્યા વેણાપાણીજી;
વીરસેનસુતે દીધું માનજી, અર્ધપાદ્યે પૂજ્યા ભગવાનજી.

ઢાળ.

પૂજ્યા નારદ આદર આણી, હ્રદેમાં અતિ પ્રેમ;
અન્યો અન્ય પૂછીઓ, સમાચાર કુશળી ક્ષેમ.
રાજ્યાસન સુનું નળનું દેખી, નારદ ઋખી એમ પૂછે;
પટરાણી દિસતાં નથી એ, કોહોની કારણ શૂં છે.
આસને બેસવું રાણી વિના, તેહેનો મોટો દોષ;
પછે પ્રતિઉત્તર વિચારી નળ, બોલીઆ ધરી શોષ.
નળ કહે તમો પ્રજાપતિના, પુત્ર વેણાધારી;
જાણતા હશો બ્રહ્માજીએ, માહારે નિરમી છે કો નારી.
સપ્તદ્વીપ નવખંડમાંહે, કાંઈ કન્યા કોટાકોટ;
ઋખી હું વરૂં એહેવી નવ મળે, શકે છે કન્યાની ખોટ.
રૂપ તાંહાં કુળ નહીં, કુળ તાંહાં નહીં ચાતુરી ચાલ;
કો સકળ લક્ષણ હોય પૂરણ, તો હું પરણું તત્કાળ.
નારદ ઋખી તવ ઓચર્યા, એમ ન કીજે ભૂપ;
તાહારા સરખું નવ મળે, કો શ્યામાનું સ્વરૂપ.
પણ તે કન્યા અલૌકિક છે, વેદ જેહેને વરણે;
તે ઇંદ્રને ઇચ્છે નહીં તો, તૂંને કાંહાંથી પરણે.
નળ કેહે ઓ મહામુની તે, કન્યાનું કોણ નામ;
કવણ રાયની દીકરી ને, કવણ તેહનું ગામ.
નારદ કેહે સકળ દેશ મધ્યે, ઉત્તમ વિદર્ભ દેશ;
તાંહાં રાજ્યાસન કરે છે, ભીમક નામ નરેશ.
તેહેને ઘેર એક તારુણી, વજાવતી નામ નિદાન;
પુણ્યદાન અપાર કીધાં, પણ પેટે નહીં સંતાન.

એહેવે સમે એક દમન નામે, આવીઓ તાપસ;
આતિથ્ય કીધું તેહનું ને, જમાડયો ખટ રસ.
ઘણા દિવસની ગઇ ક્ષુધા, ને પામીઓ સંતોષ;
ત્રિકાળ જ્ઞાને જાણીઓ, રાણીનો વંઝાદોષ.
પૂછીને ત્યાં ખરૂં કીધું, નિશ્ચે નહિ સંતાન;
કરુણા આણી આપીઊં, રાયરાણીને વરદાન.
ત્રણ પુત્ર ને એક પુત્રી, હશે રૂપનાં ધામ;
એધાણી રાખજે એટલી, જે માહારે નામે નામ.
એહેવું કહીને ઋષીજી, પામીઆ અંતરધાન;
કેટલે દિવસે રાણીને પછે, આવીઆં સંતાન.
દમન દંતુ દુર્દમન, દમયંતી નામજ ધર્યાં;
હર્ષ પામ્યો ભૂપતી, બાળક ચારે ઉછર્યાં.
દમયંતી જે દીકરી તે, મુખે વરણી ન જાય;
અંગ તણી તો ઉપમા, નળ કશીએ ન અપાય.

વલણ.

ઉપમા ન અપાય નળ મેં, એમ બોલ્યા વેણાધારિરે;
નળ કેહે નારદ પ્રત્યે, તેહેનું રૂપ કહો વિસ્તારીરે.

## કડવું ૪ થું–રાગ આસાવરી.

નારદનાં વચન સુણી, બોલ્યા નૈષધધણી;
ભીમક તણી કુંઅરી છે, કેહેવી ફૂટડીરે.

ઢાળ.

ફૂટડી કેહેવી દમયંતી, કોહો તેહેનું વીખાણ;
નારદ કેહેરે સાંભળો, વીરસેનસુત સુજાણ.
ગુણ ચાલ ને ચાતુરી, અદ્દ્ભુત સુંદર વેશ;
તેહને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ.
બુદ્ધિ પ્રમાણે માનનીતું, કરૂં છું વરણન;
જયમ સાગરમાંથી ચાંચ જળની, ભરે પક્ષીજન.
દમયંતીનો ચોટલો, દેખી અતી સોહાગ;
અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.
ભીમકસુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય.
સ્રષ્ટિ કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિયે ઘડયું, દમયંતીનું ગાત્ર.

તેમાંથી કાંઇ શેષ વાધ્યું, ઘડતાં ખેરો પડિયો;
બ્રહ્માયે એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડિયો.
નળ કહે નારદને, એ વખાણભાવ ન પહોતો;
દમયંતિ હમણાં અવતરી, ચંદ્ર પહેલો નહોતો!
નારદ કહે બ્રહ્માજીયે, સઉ પેહેલી ઘડીને રાખી;
પણ પૃથ્વિમાં અવતારિ નહિ, ભરથાર એવા પાખી.
વિરંચિયે વૈદર્ભે નાંખી, ઉદય હવડે પામી;
તે જો અહિંયાં અવતરી, તો નિર્મ્યો હશે કો સ્વામી.
નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો;
ચંદ્ર પેહેલી ચતુરાં, સંદેહ મનનો ટળિયો.
નારદ કહે સાંભળો રાજા, મીન ને મધુકર;
નેત્ર ભૃકુટી દેખિને, જળ કમળ કીધાં ઘર.
નાસિકા વેસર દેખીને, કળાધર ને કીર;
તેણે અરણ્ય પર્વત સેવિયાં, ધારી શક્યા નહિ ધીર.
દમયંતીના અધર દેખી, પેટ વેધ્યું પ્રવાળી;
એ કામનીનો કંઠ સાંભળિ, કોકિલા થઇ કાળી.
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુંવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ.
દંત દેખી દાડમ ફાટ્યું, કપોત સંતાડે મ્હોને;
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુ:ખ કહું હું કોને.
દમયંતીના કુચ દેખી, હાર્યું કુંજરકૂળ;
તે હીંડતાં ચાલંતા હાથી, માથે ઘાલે ધૂળ.
હસ્તકમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર;
ઉદર દેખી દમયંતીનું, સુકાયું સરોવર.

## વલણ.

સરોવર સુકાયું સાંભળી, નળરાય મનમાં રંજ્યા;
દમયંતીની જંઘા દેખી, કેળ રહી કાકવંઝા.

## કડવું ૫ મું.—રાગ સામેરી.

દમયંતી છે દોષરહીતા, તેના ગુણની ગાઉં ગીતા;
નારદજી વાયક એમ બોલે, નહિ ઉપમા તારુણીની તોલે;
દમયંતી દોષરહીતા, તેના ગુણની ગાઉં ગીતા. ટેક.
જોઈ ભિમકસુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી;
હંસને પણ થઇ ચટપટી, ચાલ્ય ગોરીની આગળ મટી. દમયંતી.

રામા અંગની રોમાવળી, વનસ્પતિ દવે મરે છે બળી;
તેનાં વસ્ત્ર રત્નાં જળહળી, દેખી આભમાં પેસે વીજળી. દમયંતી.
પગપાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાગે લળતો;
નેપુરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાથ બળતો. દમયંતી.
વરણથી ચંપક નવ ભજિયો, માટે મધુકરે તેને તજિયો;
એવું રૂપ બ્રહ્માએ સજિયું, બીજું કોઇ નથી નીપજિયું. દમયંતી.
હવે સણગાર વખાણું સોળ, મંજન ચીર હાર તંબોળ;
ઉઠે સુગંધના કલ્લોલ, અંગે અરગજાના રોળ. દમયંતી.
શીશફૂલ રત્નરાખડી, શોભે ભમરમાં ચુની જડી;
ગોફણો રહ્યો અંગશું અડી, કટિમેખલાશું પડે વઢી. દમયંતી.
ગળુબંધ કંઠે નવરંગ, મુગતાહાર છે એ સંગ;
શકે ગિરી કરીને ભંગ, સ્તન મધ્યે વહે છે ગંગ. દમયંતી.
વાયે ઓઢણી રહિ છે ઉડી, ખળકે કંકણ ને કર ચુડી;
રૂપે રતિ તો સંભ્રમે બુડી, એવી કોઇ મળે નહિ રૂડી. દમયંતી.
વાજે નેપુરકેરો ઝણકો, અંગુઠે અણવટનો ઠણકો;
અંગુલિયે વીછવાનો રણકો, બોલે મધુર ઝાંઝરિનો ઝણકો. દમયંતી.
જેણે દમયંતી નવ જોઇ, તેણે ઉમર એળે ખોઈ;
જાણે કાયા કનકની લોઇ, એવી જગમાં બીજી ન કોઈ. દમયંતી.
જેમ નદીમાં ભાગીરથી, તેમ શામામાં સર્વેથી;
ત્રણ લોકમાં જોડી નથી, જાણે સાગરથી કાઢી મથી. દમયંતી.
ઇંદ્રાદિક પરણવા ફરે, મહેલા મનમાં નવ ધરે;
અશ્વનીકુમાર આગળ પળે, તે ન આવે આંખ્યજ તળે. દમયંતી.
જ્યારથી એ પુતળું અવતરિયું, નારીમાત્રનું માન ઉતરિયું;
દમ્યું જગતસ્વરૂપ ઉદે કરિયું, માટે દમયંતી નામ ધરિયું. દમયંતી.
જોગી થઇ તજ્યું હશે સર્વેસ્ત, તીર્થ નાહ્યો હશે સમસ્ત;
ગાળ્યાં હશે હીમાળે અસ્ત, તે ગ્રહશે દમયંતીનો હસ્ત. દમયંતી.
વખાણુ સાંભળિને સબળ, રુધિર અટવાયું પળ પળ;
નારદ પ્રત્યે બોલ્યો નળ, સ્વામી પરણવાની કહો કળ. દમયંતી.
નારદ કહે મારૂં કહેણુ ન લાગે, હું નવ જાણું તારે માગે;
મને મોહનાં બાણુજ વાગે, બ્રહ્મચર્યવ્રત મારૂં ભાગે. દમયંતી.
એવું કહી પામ્યા અંતરધાન, મોહ પામ્યો નળ રાજાન;
લાગ્યું દમયંતીનું ધ્યાન, કામજ્વર થયો વહ્નિ સમાન. દયમંતી.
વૈદ મોટા મોટા આવે, વગડાની ઔષધિ લાવે;
તાપ કોઇયે ન શમાવે, મંત્રી કહે શું થાશે હાવે. દમયંતી.

### વલણ.

હવે શું થાશે કહે મંત્રી, વિચારે છે મનરે;
નીલાં વસ્ત્ર પહેરી અશ્વે બેશી, નળરાય ચાલ્યો વનરે.

### કડવું ૬ ઠું. રાગ વસંત.

અનંગઅનળ તે નળને પ્રગટ્યો, વન ગયો વહ્નિ સમાવા;
હયે બેઠો ચિંતામાં પેઠો, લાગ્યો આકુળ વ્યાકુળ થાવા. અનંગ. ટેક.
નીલાં વસ્ત્ર ને નીલો વાઘો, મૃગયાનો શણગાર;
અઘોર વનમાં રાયે દીઠું, માનસરોવર સાર. અનંગ.
સુભટ સાથે કોય મળે નહિ, એકલો ન પડે ગમ્ય;
હયથકો હેઠો ઉતરીને, વન જોવા લાગ્યો રમ્ય. અનંગ.
વૃક્ષ વારૂ ચારોળીનાં, ચંદન ચંપા અનંક
નાનાવિધનાં પુષ્પને ભારે, વળિ રહ્યાં છે વંક. અનંગ.
મોગરો મરડાઇ રહ્યો ને, મગી અરણી ને મરેઠી;
આંબલિ આત્રળ ને અગથિયા, એખરા ને ચરેઠી. અનંગ.
કદલિ થંભ શોભે અતિ સુંદર, સાકર સરખી શેલડી;
લવિંગલતા ને લિંબુ લલિત વળી, વિરાજે વૃક્ષવેલડી. અનંગ.
નાળીકેરી નારંગી નૌતમ, નીચાં નમ્યાં બહુ નેત્ર;
ફોફળિ ફાલસિ સુંદર દીસે, ખજુર ખારેકનાં ક્ષેત્ર. અનંગ.
પીપળા પીપળિ વડ ને ગુલર, દાડમડી ને પાલાશ;
અશ્વથિ ઉતરી નળરાજાયે, વન નિરખ્યું ચોપાસ. અનંગ.
જળ ફળ સબળ દેખી નળ હરખ્યો, ઉત્તમ આંબાસાખ;
બાબચિ બીજોરી ને ચિનિકબાલા, ઝુલે ઝુમખા દ્રાખ. અનંગ.
સુંદર કુમુદની સરોવરમાંહે, વાયુ પ્રહારે નમંતી;
દેખી અનળ તે બમણો વ્યાપ્યો, સાંભરી દમયંતી; અનંગ.
શીતળ વાયુ વહ્નિ સરખો, લાગે શામને તંન;
નગ્ન વૃક્ષ છે કદળીનાં તેને, દેતો આલિંગન. અનંગ.
રંભન ચુંબન કરે કેળને, થડથી મરડી પાડે;
મુખથી શબ્દ કરે જેમ કોઈ, મોટો મેગળ ત્રાડે. અનંગ.
એવે સમે બહુ હંસ ત્યાં દીઠા, સુવરણનાં છે અંગ;
તે દેખી દમયંતી વીસરી, ટળી ગયો અનંગ. અનંગ.
નહોતું દીઠું તે મેં દીઠું, આવ્યો દીસ અનુક્રમી;
આવી કનકની જાત પંખીની, બ્રહ્માયે ક્યારે નિરમી. અનંગ.

એક હાથ પડે એમાંથી, પાળું પાસે રાખું;
રમાડું જમાડું એને, દુઃખદહાડા ખોઈ નાખું. અનંગ.
શરપ્રહાર કરૂં જો એને, તો એ થાય નિધન;
ગ્રહણ કરવું જોઈએ જીવતું, ભૂપ વિમાસે મન. અનંગ.
એવે સકળ પંખીનો રાજા, દીઠો પૃથ્વીમાંય;
વૃક્ષતણે થડ નીદ્રા કરીને, ઉભો છે એક પાય. અનંગ.
તેને દેખી નળ મનમાં હરખ્યો, ભેદ કરી પરવરિયો;
અંબર ઓઢી અંગ સંકોડી,, શ્વાસ રૂંધન કરિયો. અનંગ.
દ્રુમ· થડ પુંઠે નળ ભડ આવ્યો, બેશી આઘો ચાલ્યો;
લાંબો કર કરી લઘુલાઘવીમાં, પંખીનો પગ ઝાલ્યો. અનંગ.

### વલણ.

ઝાલ્યો પંખી જાગી ઉઠયો, નળને કીધા ચંચના પ્રહારરે;
પછે પોતાની વાણીએ કરી, કરવા લાગ્યો પોકારરે.

### કડવું ૭ મું.–રાગ મારૂ.

હંસે માંડયોરે વિલાપ, પાપી માણસાંરે; શું પ્રગટયું માહારૂં પાપ. પા૦
એ કાળામાથાંના ધણી, પા૦ જેને નિર્દયતા હોયે ઘણી. પા૦
એ તો જીવને મારે તતખેવ, પા૦ હવે હું મુઓ અશ્વમેવ. પા૦
ટુંપી નાખશે માહારી પંખાય, પા૦ મુને શેકશે અગ્નિમહાંય. પા૦
કોણ મૂકાવે કરી પક્ષ, પા૦ માહારે મરવું ને એહેને ભક્ષ. પા૦
આ મજ સરખું રતન, પા૦ તે એળે થાશે નીધંન. પા૦
ટળવળી મરશે માહારી નાર, પા૦ તે જીવશે કેહેને આધાર. પા૦
ગ્રહ્યો નારીએ દીઠો નાથ, પા૦ ધાયો સહસ્ર સ્ત્રીનો સાથ. પા૦
નાથ ઉપર ભમે સ્ત્રીવૃંદ, પા૦ ઘણું કરવા લાગાં આક્રંદ. પા૦
હંસીએ દીધો શાપ, પા૦ તારી સ્ત્રી એમ કરજો વિલાપ. પા૦
હંસ નાશીને કેહે વચંન, હંસી સાંભળોરે;
તમે જાઓ સર્વ ભુવંન, આંહાંથી પાછાં વળોરે.
જે કાંઇ લખ્યું હશે બ્રહ્માય, હં૦ તે અક્ષર નવ ધોવાય. આં૦
કેમ છૂટીએ કર્મના બંધ, હં૦ આપણે એટલો હશે સંબંધ. આં૦
જો અણુઘટતું કીધું અમે, હં૦ મને વારી રાખ્યો નહિ તમે. આં૦
આપણે વસવું વૃક્ષ ને વ્યોમ, હં૦ આજ મેં નિદ્રા કીધી ભોમ. આં૦
જે થાએ થાનકભ્રષ્ટ, હં૦ તે પામે માહારી પેર કષ્ટ. આં૦
સર્વને દેઉ છું શીખામણ, હં૦ તમો ધરણિ મા મૂકશો ચર્ણ. આં૦
એમ કેહેતો સ્ત્રીને ભરતાર, હં૦ દેખી નળે કીધો વિચાર. આં૦

પંખી સર્વ પામ્યા છે રોષ, હં૦ તે દે છે મુજને દોષ. આં૦
તમો હંસ ધરો વિશ્વાસ, હં૦ હું નવ કરવાનો નાશ. આં૦

### વલણ.

નવ કરવાનો નાશ એહેવી, વાણી નળે કહીરે;
વચન સુણી નળરાયનાં, હંસને વાચા થઈરે.

### કડવું ૮ મું.—રાગ મારૂ.

મનુષની પેરે પંખી બોલ્યો, મુને મુકી જુઓ એક વાર;
પ્રાણદાન તું આપીશ તો, કાંઇ કરીશ ઉપકાર.
મૂક મુજને સર્વથા આ, રૂવે છે સહસ્ર સુંદરી;
એહેને આસનાવાસના કરીને, હું આવીશ તુજ કને ફરી.
વચન સુણી વીર વિસ્મે પામ્યો, અલ્યા હવે નહિ ચૂકું;
રૂપ ને વાણી બે ગુણ તુજમાં, મરતાં લગે નવ મૂકું.
હસ કહે વિશ્વાસ આણો, અમો બ્રહ્માના વાહંન;
આકાશ અવની એક થાયે તો, જુઠું ન બોલું વચંન.
નળ કહે હું વીરસેનસુત છો, નૈષધ માહારૂં ગામ;
દેશપતિ ને ક્ષત્રી કેવળ, નળરાય માહારૂં નામ.
હુંથી વિઘ્ન થાયે નહીં, પ્રાણની પેરે પાળું;
અમો રાજવંશીને રૂડું લાગે, તાહારૂં બોલવું રઢીઆળું.
ખટપટ ટાળો મરણની ને, રખે આણો શોક;
એમ જાણી રોહો મુજ પાસે, જાવાની આશા ફોક.
પંખી કહેરે પુણ્યશ્લોક માહારી, માતા રોઈ રોઈ મરશે;
એકનો એક છો તેહેને, માતા કેહોને જોઈ ઠરશે.
એક સહસ્ર રૂએ છે નારી, ઘેર ત્રણ છે પટરાણી;
માહારૂં બંધન જાણી સર્વકો, તતક્ષણ તજશે પ્રાણી.
વાહાલી સ્ત્રીએ પુત્ર પ્રસવ્યો, મેં તેહેનું મુખ નથી જોયું;
અરે નળરાજા હું રંકનું તેં, સુતનું સુખ કાં ખોયું.
આપણ બન્યો મિત્ર થયા, તેહેનો સૂરજ દેવતા સાખી;
રૌરવ નરકે હું પડું જો, ન પાળું વાચા ભાખી.
ગુરુદ્રોહી સ્વામીદ્રોહી, એ પાતિક લાગે મુજને;
જો નારીને મળી આવી, શીશ ન નમાવું તુજને.
ત્રાહે ત્રાહે કરી નળ બોલ્યો, મૂકું છું નિરધાર;
તું જાણે પરમેશ્વર જાણે, સમતણો વિચાર.

પ્રતિજ્ઞા માટે મૂકું છું, મળવાને તારી નાર;
નહિ આવે તો શું કટક ચઢાવું, કે તુંને કહાડું ન્યાતબાહાર.
એહેવું કહીને પંખી મૂકયો, હંસ ઉડયો આકાશ;
રૂદન મા કરશો એમ કેહેતો, આવ્યો પ્રેમદા પાસ.
સમાચાર કહ્યા શ્યામાને, સમજાવી સુંદરી;
વોળાવી નારીને પોતે, આવ્યો નળકને ફરી.
જેમ કો અંધ આનંદ પામે, ફરી આવે લોચંન;
તેમ રાયનું હંસને દેખી, હરખ્યું અતિસે મંન.
ભૂપ કેહે આ કાળને વિષે, પંખી બહુ સતવંત;
પ્રતિજ્ઞા પાળી પોતાની તુંને, વાહાલા હશે ભગવંત.
હંસ કેહે હો ભૂપતી, સાંભળ માહારા મિત્ર;
બોલ્યું વાયક પાળીએ નહિ તો, કાગ ને અમો શો અંત્ર.

## વલણ.

અંતર શો અમો કાગ કરતાં, મિત્ર જો અમારી પેરરે;
હંસ સાથે અશ્વ બેસી, નળરાય ચાલ્યો ઘેરરે.

## કડવું ૯ મું.—રાગ દેશાખ.

નળરાજા મંદિર આવીઓ, સુભટ હંસ સાથે લાવીઓ;
સૈન્ય સઘળું સાહામું જાય, હંસને દેખી વિસ્મે થાય.
આ વરત કાંહાંથી પામ્યા રાજાન, એણી પેરે પૂછે પરધાન;
નળ કેહે સરોવર માન, તાંહાંથી મૂને આપ્યો ભગવાન.
એ માહારે થયો છે વીર, એમ કહી આવ્યો મંદીર;
કનકનું કીધું પિંજર, હંસને રેહેવાનું ઘર.
એકઠા બેસી બન્યો જમે, ઘુતક્રીડા તે રસિયા રમે;
અન્યોન્ય કાઢી લે તંબોલ, મુખે વાણી કરતા કલ્લોલ.
હંસવિના ન ચાલે ઘડી, પ્રેમ રેહેણે પ્રીત જે જડી;
અશોકવાટિકામાં એક વાર, બન્યો બેઠા ગુણભંડાર.
હંસે વાત વ્રેહેની કરી, ત્યારે નળને દમયંતી સાંભરી;
ડીબો જામ્યો આકસમાત, નેત્રે કીધું આંસુપાત.
હંસ પૂછે મારા વીર, તાહારે નયણે કાં વેહે છે નીર;
નળ કહે શું પૂછે મૂને, એટલું સૂજ નહીં પડે તૂને.
પરણ્યા કુંવારા ન જુઓ અમો, ઘરમાં ભાભી દીઠી હશે તમો;
હંસ બોલે ને કર ઘસે, મેં જાણ્યું ભાભી પીહેર હશે.

તમો કુંવારા ન જાણ્યા માટ, શું પૃથ્વીમાં કન્યાનો દાટ?
પોતાની પાંખે લોહ્યું જળ, ખગે રોતો રાખ્યો નળ.
મરકલડું કરી મહીપતિ, મિત્ર સાથે બોલ્યો વીનતી;
જે દહાડે મેં તમને ગ્રહ્યા, તે બોલ શું વીસરી ગયા.
તેં કહ્યું નળ મૂક એક વાર, કાંઇ હુંએ કરીશ ઉપગાર;
ભાઇ તે બોલ્યું કહીંએ પાળશો, એ મોહોટું દુઃખ કયારે ટાળશો.
વળતો હંસ કેહે મહારાજ, હું સરખું કાંઇ સોંપો કાજ;
મહા કઠણ જે કારજ હશે, તે હું સેવકથી સર્વે થશે.
નળ કહે તમો કરો સર્વેથી, પણ માહારી જીભ ઉપડતી નથી;
કપરૂં કામ કેમ દેવાય, કદાપિ થાય કે નવ થાય.
ન થાય તો તમો પામો ખેદ, લાજે ઘેર નાવો વાયક વેદ;
હંસ કહે અમથો નવ વળું, હું રીસાવાનું નોહું પૂતળું.
ચોદ લોકમાં ગયાની ગત્ય, તાહારૂં કારજ થાશે સત્ય;
નળ કહે હો પંખીજંન, શરીર સુનાનું ચંચ રતંન.
એહેવી તમારી દીસે દેહ, કાંહાંથી વર પામ્યા ભાઇ એહ;
હંસ ભણે સાંભળ હો નળ, સરોવરમાં છે સુનાનાં કમળ.
નિત્ય ભોજન કરવું તેહ, જેવું જમવું તેવી દેહ;
પાળ પગથીએ જડયાં રતંન, ચંચ ઘસું અમો પંખીજન.
તેહેની વળગે છે રેખાય, માટે રત્નજડિત ચંચાય;
હવે મા પૂછશો આડી વાત, કામ શૂં છે કોહોની ભ્રાત.
નળ કેહે એક વિદર્ભ દેશ, કુંદનપુર ભીમક નરેશ;
તેહેને દમયંતી દીકરી, કારણરૂપે તે અવતરી.

### વલણ.

કારણરૂપે તે અવતરી, વણ દીઠે મોહ થયો અમને;
તે નારીસું વેહેવા મેળવો, એહવું માગું છૌં તમકને.

### કડવું ૧૦ મું. રાગ રામગ્રી.

હસીને બોલ્યો વિહંગમ વાણીજી; ભ્રાત શું માગ્યું લજ્જા આણીજી

### ઢાળ.

માગી માગીને શું રે માગ્યું, એક દમયંતી નારી;
દેવકન્યા આણી આપું તો, કવણ ભીમકકુમારી.
વિદ્યાધરી ને કિન્નરી, ગાંધ્રવી તે રૂપનિધાન;
તે નારીનાં રૂપ આગળ, દમયંતી મૂકે માન.

કોટી કન્યા પરણાવું, પદ્મની ગોર ગાત્ર;
તેહેની કાંતિ આગળ દમયંતી, તે દીસે દાસી માત્ર.
અતળ વિતળ સુતળ તળાતળ, રસાતળ પાતાળ;
ત્યાં પેસી નાગકન્યા આણી આપું, કોણ ભીમકની બાળ.
નળ કેહે હું સકળ સ્યામા, પામ્યો પંખીરાય;
કોટી કારજ તેં કર્યાં મેળવ વૈદર્ભીસું વેહેવાય.
એક માસનો વાયદો, હંસે કર્યો સુજાણ;
ત્યારે નળ કેહે ત્રીસ દહાડા, ત્રીસ જુગ પ્રમાણ.
ત્યારે દિવસ આઠની અવધ કરી, કેહેતો ગયો ગુણવાન;
પીઠી કરજો રાજાજી, તત્પર કરજો જાન.
ભૂપ કેહે પ્રયાણ તે, હંસ મેં ન કેહેવાય;
હું તો તું વિના એહેવો, પ્રાણ વિના જેમ કાય.
હવે એમ જાણી વિલંબ મા કરશો, રખે કરતા કોસું સ્નેહ;
જો અવધ વટશે આવ્યાની તો, પડશે માહારો દેહ.
વિશ્વાસ આપ્યો વીરને, પછે પરવર્યો ખગેશ;
થોડે કાળે આવીઓ, જ્યાંહાં વિદર્ભ દેશ.
ભીમકરાયના ઘરની વાડી, ત્યાં દમયંતીનું ધામ;
તે વાડી મધ્યે આવી હંસે, લીધું નળનું નામ.
ચંદ્રમા મસ્તકે આવ્યો, પૂર્ણિમા મધ્યજામની;
સખી સાથે દ્યૂત રમે છે, દમયંતી જે ભામની.
તેણે સમે ત્યાંહાં હંસલે, વિખાણ્યો નળરાજાન;
શબ્દ સુંદર સાંભળી, સ્યામાએ ધરિયો કાન.
હરિવદનીએ હંસ દીઠો, બેઠો ચંપક છોડ;
આ શું સુનાનું સાવજું, થયું ઝાલવાનું કોડ.
શોભતું ને બોલતું કરે, નળની વિખાણ;
એ પંખી કર ચડે નહીં તો, તજું માહારો પ્રાણ.
અબળા હેઠી ઉતરી, ઝાંઝર કાડયાં તતકાળ;
હંસે દીઠી કામની, ત્યારે બેઠો નીચી ડાળ.
દ્રોડે આડી અવળી અંગના, કરે ઝાલવાનો ઉપાય;
હાથમાંથી હંસ નાહાસે, ચપળ નવ ઝલાય.
પંખી કેહેરે પ્રેમદા, અમો કમળના રેહેનાર;
નળવિના કો ન ઝાલે, તું કોણ જે એહેનાર.

### વલણ.

એહેનાર તું કોણ મૂર્ખી, તુંને કાંહાંથી નળની શુદ્ધ રે;
વચન સુણીને વામાએ, વિચારી ઝાલવાની બુદ્ધ રે.

### કડવું ૧૧ મું.—રાગ મારૂ.

ચતુર ભીમકની કુમારી, તેણે અકળીત વાત વિચારી;
નથી હંસ દેતો મુને સાહાવા, પણ નવ દેઉં એહેને જાવા.
પંખી ધીરે કમળને કાજે, હાથ આપ્યા મને મહારાજે;
જોગવાઈ જગદીશે મેલી, મહારી કમળ જેવી હથેલી.
શરીર સઘળું કહીંએ સંતાડું, પાણપંકજ એહેને દેખાડું;
પોતાનાં વસ્ત્ર દાસીને પેહેરાવી, બેઠી ચેહેબચામાં આવી.
મસ્તક મૂકયું પલાશનું પાન, વિકાસી હથેલી કમળ સમાન;
મધ્ય મૂકયું જાંબુનું ફળ, જાણે ભ્રમર લેછે પીમળ.
પોતે નાસીકાએ ગણગણતી, ભામા ભમરાની પેરે ભણતી;
હંસે હરિવદની જાણી, ન હોયે પંકજ પ્રેમદાનો પાણી.
એસું જઇ થઇ અજ્ઞાન, પરણાવવો છે નળ રાજાન;
આનંદ આણી અંબુજ ભણી ચાલ્યો,બેસતાં અબળાએ ઝાલ્યો.
દમયંતી કેહે શે ન નાઠો, હલ્યા ગાહુઓ થઇને ગાઠો;
મુને દ્રોડાવી કીધી દૂખી, મુવા પેહેલા હું ન ઓળખી.
તારા અવગુણ નહીં સંભારૂં, મુને બાપના સમ જો મારૂં;
હંસ કેહે શું જાઓછો ફૂલી, નથી બેઠો હું ભ્રમે ભૂલી.
હુંમાં પ્રાક્રમ છે અતિઘણું, ચંચપ્રહારે તાહારા હસ્ત હણું;
દમયંતી કહે હંસ ભાઈ, તાહારે માહારે થઇ મિત્રાઇ.
અન્યોન્યે તે બોલજ દીધો, હાથેથી મૂકીને ખોળે લીધો;
તમો વિખાણ કીધું સબળ, તે ભીઆ કોણ છે નળ?
તેહેનાં કોણ માત ને તાત, મુને વિખાણી કોહો વાત;
હંસ બોલ્યો મુખે તવ હસી, અબળા દીસે ઘેલી કશી.
તેહેના ગુણ બ્રહ્મસભામાં ગવાય,નળ તે વિષ્ણુ આગળ વખણાય;
એ ભીઆ મોટા ચતુરસુજાણ, જે હું નળની કરૂંરે વિખાણ.
નળ દીઠો નહીં તે નર રોઝ, સાંભળ્યો નહીં તે વ્રખડોજ;
જોયો નહીં તેહેનાં લોચન કેહેવાં, મોરપીછ ચાંદલીઆ જેવાં.
એટલામાં મન વેહેવળ કીધું, ચિત્ત મહિલાનું આકરશી લીધું;
એહુ કરજોડીને નમયંતી, હંસ પ્રત્યે કેહે દમયંતી.
હું પૂછુંછૌં બીહીતી બીહીતી, નળની દથા કોહો અથઇતિ;

છે બાળક વૃદ્ધ જોબનધામ, શે અર્થે નળ ધરાવ્યું નામ.
તમે આવડો જીભે વરણ્યો, છે કુંઆરો કે પરણ્યો;
એહેવાં વચનને સાંભળી, ત્યારે હંસ બોલ્યો કળકળી.
નળ છે કુંવારો નથી કન્યા, છે બ્રહ્માનો મોટો અન્યા;
અમો કોટાનકોટ નારી નિરખી, ન મળે નળને પરણવા સરખી.
એકવાર બ્રહ્માએ શું કરીઉં, સકળ તેજ એક પાત્રમાં ભરીઉં;
તે તેજનો ઘડ્યો નળરાય, કાંઇએક રજ વાધી પાત્રમાંય.
તેની એક થપોલી હવી, આકાશે ઉપન્યો રવી;
વાહાણે સાંજે નળ બાહેર નીસરે, તેજવંત વનમાં ફરે.
સૂરજ ઝાંખી કાહાડે કોર, વાહાણું સાંજ તેણે ટાહાડો પોહોર;
અદૃષ્ટ જ્યારે થાય રાજન, નિશ્ચંત ભાનુ તપે મધ્યાહન.

વલણ.

મધ્યાહ્ને નળ જાય મંદિરમાં, માટે સૂરજ તપે ઘણું;
હંસ કેહે હો હરિવદની, શું વિખાણુ કરૂં તે નળતણું.

## કડવું ૧૨ મું-રાગ જેતશ્રી.

હંસ ભણે હો ભામની, બ્રહ્માંડ ત્રણ જોયાં સહી;
નળની તુલના મેળવું પણ, મહીતળમાં તૂલના કો નહીં.-તુલના૦
જુગ્મ રવિસુત રૂપ, આગળ જાય નાખી વાટ;
ગંભીરતાએ વર્ણવું, પણ અર્ણવમાં ખારાટ.-તુલના૦
શીતળતાએ શશિ હાર્યો, મુકે કળા પામે કષ્ટ;
તેજથી આદિત ફરે નાહાઠો, મેરૂ કેરી પૃષ્ઠ.-તુલના૦
ઐશ્વર્ય યુદ્ધે ઇંદ્ર હાર્યો, ઉપાય કીધા લાખ;
નળ આગળ મહીમા ગયો માટે, મહાદેવ ચોળે રાખ.-તુલના૦
નૈષધરાયના રૂપ આગળ, દેવને થઈ ચિંતાય;
રખે આપણિ સ્ત્રિયો વરે નળને, સર્વે માડી રક્ષાય.-તુલના૦
લક્ષ્મીનું મન ચંચળ જાણી, વિષ્ણુ મન વિમાસે;
પ્રેમદાને લઈ પાણીમાં પેઠા, બેઠા શેષને વાંસે.-તુલના૦
હીમસુતાને હર લેઇ નાઠા, ગયા ગૂફામાંય;
સહસ્ર આંખ્ય ઇન્દ્રે કરી, કરવા નારીની રક્ષાય.-તુલના૦
સિદ્ધિબુદ્ધિને ધીરે નહીં, રાખે ગણપતી અહોનિશ પાસ;
ઋષિપત્નીને ઋષિ લેઇ નાઠા, જઇ રહ્યા વનવાસ.-તુલના૦
પાતાળમાં લેઈ પદમનીને, વસિયા વરુણ તે ભૂપ;
સ્વાહાને સાચવવા વહ્નિયે, ધર્યાં અડતાળિશ રૂપ.-તુલના૦

ચંદ્ર ને સૂરજ નાઠા ફરે છે, રખે વરતી નારિ;
નારદજી આગળથી ચેતા, માટે રહ્યા બ્રહ્મચારિ.–તુલના૦
હંસ ભણે હો ભામની, એમ સહુએ શામા સંતાડી;
નળના વપુના વાનથી, સર્વે સૃષ્ટી કષ્ટ પમાડી.–તુલના૦
પૂરુષને અદેખાઇનું બળવું, નારીને દહે કામ;
અનલ પ્રગટયો સર્વને, માટે નળ ધરાવ્યું નામ.–તુલના૦
જપ વ્રત જેણીએ કર્યાં હશે, સેવ્યો હિમપરવત;
તે નારી નળને પરણશે જેણે,કાશી મુકાવ્યું કરવત.–તુલના૦
બ્રહ્માજીની સૃષ્ટિમાં કો, ન મળે જાચક રૂપ;
નળને દાને દારિદ્ર છેદ્યાં, ભિક્ષુક કીધા ભૂપ.–તુલના૦
ત્યારે નરમ થઇ દમયંતી બોલી, નિર્મળ નળ ભૂપાળ;
જેમ તેમ કરતાં ભાઇ માહારો,તાંહાં મેળાવ વેવીસાળ.–તુલના૦
હંસ કેહે ફોકટ ફાંફાં જેમ, વામણો ઇચ્છે આંબાફળ;
તેમ તુજને ઇચ્છા થઇ, ભરતાર પામવા નળ.–તુલના૦
હજાર હંસ હું સરખા ફરે છે, નૈષધપતિના દૂત;
ખપકરી પરણાવીએ, તો તું સરખું કંઇ ભૂત.–તુલના૦
વચન સુણી વિહંગનાં, અબળાએ મુકયો અહંકાર;
ભુંડા એમ શું મુને નિભ્રંછાં, આપણે મિત્રાચાર.–તુલના૦
સ્નેહ તે સતકર્મનો એમ, વદે વેદ ને ન્યાય;
એમ જાણી પરણાવ મુજશું, લાગું તાહારે પાય.–તુલના૦

## વલણ.

પાયે લાગું ને નળ માગું, હવે આવી તારે શર્ણે રે;
નહીંતર પ્રાણ જાશે માહારા, ને પીંડ પડશે ધર્ણે રે.

## કડવું ૧૩ મું.–રાગ વેરાડી.

હંસ ભણે હો ભગની માહારી, ભીમકરાજ કુમારી;
નિશ્ચે નળ તુજને પરણાવું, મુને દયા આવે છે તાહારી. હંસ ભણે.
અમો મળતાંને પ્રાણજ આપું, પુરૂં મનની આશ;
તાહારો મોહ લગાડું નળને, નાખી ઉંચાનીચા પાશ. હંસ ભણે.
એક જડીબુટ્ટી સુંઘાડું નળને, તતક્ષણ થાશે ઘેહેલો;
આફણીએ આંહાં આવીને રેહેશે, વેહેલો સર્વની પેહેલો. હંસ ભણે.
નળને તું નિરધાર પરણશે, એ માહારો સંકેત;
રખે ત્યાર પેહેલી કોને વરે, પછે હું થાઉં ફજેત. હંસ ભણે.

આવશે નળનાં રૂપ લેઇને, દેવતા મોટા ઘાતી;
વણુ તપાસે વરીશ મા, રખે ડાહી થઇ વહવાતી. હંસ ભણે.
નળ અમરમાં વેહેરો શું છે, ઓળખાવ્યો તે વેશ;
દેવ રહેશે અંત્રિક્ષ ઉભા, નવ મળે નીમેષ. હંસ ભણે.
સ્વયંવર તું ઘેર રચાવે, વળી કરે એક વાનું;
તાહારો પિતા નોહોતરૂં મોકલે, તું પત્ર લખજે છાનું. હંસ ભણે.
હંસરાયનાં વચન સુણીને, વામા કરે વીદાય;
જાઓ કહું તો મારી જીભ કાપું, ગયા વિના કામ ન થાય. હંસ ભણે.
હોરે વિહંગમ હોરે વિહંગમ, મારો વિરહનો વહૂનિસમાવો;
વીરસેનસુતને વીવા અરથે, વીરા વેહેલા વેહેલા લાવો. હોરે વિ૦
તારાવ્હોણી નળનો વિજાગ છે, હું એ બે દુખે દુખાળી;
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, મેલાપ તમારા ટાળી. હોરે વિ૦
વિશ્વાસ આપીને વાત વેહેત્રાની, રખે જાતા વીસરી;
સ્વયંવરમાં નળ નહીં આવે તો, પ્રાણ જાશે નીસરી. હોરે વિ૦
જો તમો નાથ આણીનહિ આપો, તો કોણ આપશે વળતું;
મોટું પુન્ય છે મનુષ્ય રાખ્યાનું, અનંગઅગ્નિથી બળતું. હોરે વિ૦
માત તાત ને સગા ભાઇ હું, તેહેને લાજું કેહેતી;
કેમ કહું નળને પરણાવો મુને, સરવે કેહે અલેતી હોરે વિ૦
ગુહ્ય વાત તે મિત્રને કહીએ, વાહાલાની હોય ચોરી;
વણુ રોગે આ વપુની વેદના, તું હંસ જાણે મોરી. હોરે વિ૦
તાહારી આશાસૂત્રનો તંતુ, પ્રાણ રહ્યો છે વળગી;
વેહેવા વાત મિથ્યા સાંભળતાં, દેહ થાશે પ્રાણથી અળગી. હોરે વિ૦
વિશ્વાસઘાતનું પાપ છે મોહોટું, તમો ડાહ્યાને શું કહીએ;
વૃદ્ધની વાત કરી જાઓ છો, નથી કીધી નાહાને છૈએ. હોરે વિ૦
હંસ કેહે હો ભામની, નિશ્ચે રેહે તું વિશ્વાસે;
એમ કહીને ખગ તાંહાંથકી, ઉડી ગયો આકાશે. હોરે વિ૦
આવી મળ્યો નળરાજાને, વાત કહી જે વીતી;
સમાચાર કહ્યા જઇ હંસે, નળને અથઇતિ. હોરે વિ૦
પંખી કેહે પુણ્યશ્લોકજી, વીતી વાત શું કરૂં;
દિન દશપાંચમાં આવ્યું દેખશો, પરણ્યાનું નોહોતરૂં. હોરે વિ૦

## વલણ.

નોહોતરૂં આવશે સ્વયંવરનું, હંસે વાત નળને કહી;
વેવિશાળ મળ્યું, દૂત ફળ્યું, તેમાં કાંય સંદેહ નહી રે.

## કડવું ૧૪ મું-રાગ મલ્હારની દેશી.

બન્યો મિત્ર મળીને બેઠા, પૂછે નળ ભૂપાળજી;
વીર વિહંગમ કોહોને વારતા, કેમ મેળ્યો વેવીસાળજી.
ગામ ઠામ ને રૂપ ભૂપગુણ, ગોત્ર ને આચર્ણજી;
સર્વાંગે સંપૂરણ શ્યામા, માન્યું તાહારૂં અંતરકર્ણજી.
કેમ ગયો કેમ દૂત થયો, વાત કહો મુને માંડીજી;
તે કન્યા કેમ બોલી તુજ સાથે, લજ્જા મનની છાંડીજી.
પંખી કહે સાંભળીએ સ્વામી, કન્યા વર્ણન વિવેકજી;
શેષ છેક ન પામે સ્તવનાં, શું કહું જીહ્વા એકજી.
કુંદનપુર તે કુંદન જેવું, જોતાં મોહ ઉપજાવેજી;
વૈકુંઠ ત્યાં આણ્યું પ્રસ્થાને, અમરાપુરીને લજાવેજી.
ચ્યાહારે વર્ણ ધર્મને પાળે, જે પોતાનાં કર્મજી;
સુખનિવૃત્ત નિરભે પ્રજા ને, આણ ભીમકની ધર્મજી.
આનંદ ઓચ્છવ નેહરિસેવા, ઘેરઘેર વાજીત્ર વાજેજી;
વાસવ વિષ્ણુ વિરંચી ઇચ્છે, વાસ સુખને કાજેજી.
વિદ્યા મુકાવી નિશાચરની, તે શીખ્યા દીશાચર કામજી;
જુગ્મ કપાટ વિજોગપુરમાં, જુઆં રહે અષ્ટ જામજી.
કર્મત્યાગ પારધીએ કીધાં, ગુણકાએ ગ્રહી લજ્જાજી;
ઉચ્ચાટ એક અધર્મીને વર્તે, સકંપ એક ધ્વજાજી.
ભુવન ભવ્ય ભૂપ ભીમકનાં, ભુવન ત્રણ વ્યતિરેકજી;
ઘરની વાડી પરમ મનોહર, મધ્યે અવાસ છે એકજી.
સપ્તભોમ તે વ્યોમ સમાને, ફરતી બારી જાળીજી;
દશ સહસ્ત્રનારી આયુધધારી, કરે કન્યાની રખેવાળીજી.
ચંદન ચંપક ચારોળી ને, વટ વાળો વેલડીજી;
પણસી ફોફળી, ને શ્રીફળી, આંબા સાખ સેલડીજી.
બીલી કોઠી દ્રાખ દાડમી, નારંગી ને નેત્રજી;
અખોડ ખજુર ને લવંગલતા, બહુ ખારેકનાં ખેત્રજી.
શીતળ જળાશય કમળ કેતકી, કુસુમપૂરણ કુંજજી.
મળીઆગર મોગરા માલતી, ખટપદ ગુંજાગુંજજી.
વેલ્ય વળા એખરો કળી, શીતળ વાય સમીરજી;
વયણ પંખી રયણ બોલે, ડોલે રાજા ગીરજી.
સાગ સીસમ ને સરધુઆ, સાદડીઆ તાલ તમાલજી;
કરેણ કામ બાબચી બદ્રિકા, જાવંત્રી જાયફલજી.

ચાડ વાટિકા વંક વેલામણી, કેળ વંન બીજોરીજી;
બેલડીએ સાહેલડી વળગી, હીંડે ગુણવંત ગોરીજી.
તે વનમાંહે હું ગયો ને, હવો તે હર્ષ પૂર્ણજી;
વૃક્ષજુથમાં પેસી બેઠો, ગોપવીને વર્ણજી.
દાસી સર્વ થઈ નિદ્રાવશ, ઇંદુ આવ્યો માથેજી;
દમયંતીએ ધૂત આરંભ્યુ, માધવી સખી સાથેજી.
તેણે સમે મેં તમો વર્ણવ્યા, શ્યામાએ ધરીઆ શ્રવણજી;
ઉઠી બાળી અટાળીએ આવી, જોતી નેત્રે તીક્ષણજી.
પાસે દાસી બન્યો રાખી, ચતુર ચોદશ ભાળેજી;
આ વનમાં કોઇ જન આવ્યોછે, બોલી કરે આ કાળેજી.

વલણ.

આ કાળે બોલી કોણ કરે છે, જુએ વનમાં ફરીફરી;
હંસ કહે હું હવો વિસ્મય, શું વખાણું એ સુંદરીરે.

કડવું ૧૫ મું.—રાગ ધનાશ્રી.

ભૂપ મેં દીઠી ગર્વઘેલડી, સખી બે મધ્ય ઉભી અલબેલડી;
કદળીસ્થંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી.

ઢાળ.

વેલ જાણે હેમની, અવેવ ફૂલે ફૂલી;
ચકિત ચિત થયું માહરૂં, ને ગયો દૂતત્વ ભુલી.
સામસામા રહ્યા શોભે, વ્યોમભોમ્ય બે સોમ;
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડગણુ ભોમ્ય.
ઉભે અભિનિધિ કીરણ પ્રગટયાં, કળા થઇ પ્રકાશ;
જ્યોતેજ્યોતથી સ્થંભ પ્રગટયો, શુ એથી થંભ્યો આકાશ.
કામનીનો પરિમળ બેહેકે, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, ચડયો ચંદનવૃક્ષ.
કુરંગ મીનની ચપળતા, શું ખંજન જાળે પડિયાં;
નેત્રઅણિઅગ્રે શ્રવણુ વીંધ્યા, સોય થઈ નીમડિયાં.
શકે નેત્ર ખેત્ર છે મોહનું, ડોડાળાં અંબૂજ;
ભ્રુવ શરાસન દૃષ્ટી શર, હાવ ભાવ બે ભૂજ.
ગળસ્થળ નારંગ ફળશા, આદિત્ય ઇંદુ અકોટી;
અધર પ્રવાળી દંત કનકરેખા, જીભ્યા જાણે કસોટી.
કીર આનનપર શ્રીખંડ શોભે, કોયલ બોલે અણુછતી;
વનલતાપર પંખી બેઠો, નવ રહેવાયું મારી વતી.

અધરરસ પર શ્વેત બિંદુ, મેં જાણ્યું કરૂં ગ્રાસ;
ઉદર સર આભરણ અંબુજ, જઇને પૂરૂં વાસ.
નાભી નીકટ મેખળા, રહે ગમન સાથ અમારો;
રોમાવળિ દ્રુમ કુચ ટોડા, ઉરમંડળ શું ઉારો.
અંગ રંગ તરંગ યૌવન, જોતાં તૃપ્ત ન થઇયે;
ક્ષુધા તૃષા પીડે નહીં, રૂપસુધામાં રહિયે.
કચભૂષણ કદળી પત્ર ઉપર, શબ્દ તેનો ઊડે;
તાં બોલે પંચાનન પ્રહારથી, શું લાગો મેગલ પૂઠે.
કેળશાખાયે જલજ જુગમ ચઢ્યાં,ગજ એથી પામે ખેદ;
યુગમ અંબુજ તાંહાં મળીયાં, ગજ્યા મધુકર વેદ.
સ્કંધ પદના તે દદગીસરખા,ખટ તોયજ તોય પાખે;
સુદ્ધ બુદ્ધ નવ રહી મારી,હું બોલિ ઉઠયો અભિલાખે.
વદી વાણી વ્યોમચરની, પડયો મુરછા ખાઈ;
હાટક રૂપ દેખી સખિ સાથે, મુજને ગ્રહવા ધાઇ.
મોહવારૂણી પી પડયો, કન્યાયે ગ્રહ્યો આવી;
ભુજઅંબુજ મેં પણ ભેધાં, તોએ મન નવ લાવી.
નાત ગામ ને નામ પૂછ્યું, સ્વામી તારો કુણ;
રટણ રસનાયે કરે બાધી, એવો વરણ નિપૂણ.
સ્વામી નળ ને વરણુન નળનું, દૂત નળનો છુંય;
ગિરિ તરુવર કે ધાતુ ફળ કે, કુસુમ નળ તે શુંય.
પ્રાણ નળ કે ઉદર નળ, કે જળનળ એહનો;
રહે તુજ મળ્યો કાંતિ કમળે,એ વરણ તેની દેહનો.
પરઅગ્ર વૃશ્ચિક આંકડો, ભેદ્યું નિજ ભુજતળ;
શકે તારા નાથનિ એવી, કાયા છે કોમળ.
શબ્દ શુણિ શામાતણો, હું સહિ રહ્યો તે કાળ;
તમ પ્રતાપે તારુણીને, મેં નાખી મોહજાળ.
અમૃતઘટ થાયે જો ઊણો, અમર પાન જ્યારે કરે;
વૈદર્ભીની વાણી સુધા જાણી, લેઇ કુંભ પૂરો ભરે.
વિનતાવદન વિધિયે કીધું, સાર શશીનું લીધું;
નક્ષત્રનાથને લાંછન ભાસે, કલંક લાગટ કીધું.
મહેશ ને શરવરીપતિ તે, ગોપ્ય ઉભા ફરે;
વૈદર્ભીના વક્ત્ર આગળ, અમર તે આરતી કરે.
કચસમૂહની રાવ કરવા, વિધિકને કળાધર ગયો;
કર અધર ચંદ્ર કાઢયો હેરો,તે અદ્યાપિ અંતરિક્ષ રહ્યો.

સંસાર સર્વનું સાર લીધું, દિવ્ય દેહડી થવા;
ઘડિ દમયંતી ને ભુજ ખપેથીં, તેના તો તારા હવા.
જગ્ન જાગ ને ધર્મ ધ્યાન તીરથ,કીધાં હશે સમસ્ત;
તેને પુણ્યે પુણ્યશ્લોકજી, ગ્રહશો દમયંતિનો હસ્ત.
ભાગ્ય ભૂપ એ તમતણું, જે વશ વૈદરભી વળી;
વેવિશાળ મળ્યું ને દૂત ફળ્યું,નવ શકે તેનું મન ચળી.
કાલ આમંત્રણ આવશે, તમે કરો તત્પર જાન;
એ વાત નિશ્ચે જાણજો, તેના સાક્ષિ શ્રીભગવાન.
આનંદ નળ પામ્યો ઘણો, પણ સ્વપ્ના સરખું ભાસે;
વિશ્વાસ મન નથી આવતો, જે વીવા કેઇ પેરે થાશે.

વલણ.

થાશે સંબંધ ભિમકસુતાનો,એ આશ્ચર્ય મોટું સર્વથા;
કહે પ્રેમાનંદ કહું હવે, દમયંતીતણી કથા.

કડવું ૧૬ મું–રાગ ગોડી.

હંસ વળાવિને વળી વનિતા, જ્યાં પોતાનું ધામ;
દમવા લાગ્યો દમયંતીને, નળના વિરહનો કામ.
વખાણબાણ શામાને વાગ્યાં,પંખી ગયો મોહ મેલી;
રોમે રોમે વહ્નિ પ્રગટયો, લાગી તાલાવેલી.
ઘડિયે ઘરથી બહાર નિસરે, બેસે જઇને અટાળી;
ચંદ્રકિરણ અગનીથી અદકા, મારશે મુજને બાળી.
વણપરણ્યાંને વ્યાકુળ કરવા, વ્યોમ વસ્યો છે પાપી;
શું કહિયે કમળાપતિને રાહુનું, મસ્તક નાખ્યું કાપી.
સિંહિકાસુતને શરીર હોત તો, મુજને ચિંતા થોડી;
સુધાકરને ગળત પેટમાં, બળી થાત રાખોડી.
જળપાત્ર વિષે ઇંદુબિંબ દીઠું, સખીને કીધી શાન;
લાવ્ય ભોગળ રિપુને મારૂં, પ્રહારે પિષ્ટ સમાન.
એમ કરતાં પ્રાતઃકાળ થયો, તારુણીને આવ્યો તાવ;
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, વાતતણો નહિ ભાવ.
અગ્નિના તણખા સરખા લાગે, ટાઢક ચરચે જેહ;
વાયુ વ્યાધના બાણ સરીખો, નિસરે સોસરો દેહ.
દુખતું જાણી આવી રાણી, જોયું વસ્ત્ર ઉઘાડી;
ચુંબન કરીને પૂછે માતા, શું દુખ છે તને માડી.

લાડકવાઇ કયાંથકિ જીવે, છે કર્મ અમારાં દોખી;
અક્ષત ઉતારો દ્રષ્ટિ બેઠી હોય,કોઇની મેલી ચોખી.
પરણ્યાનો ઓરિયો નવ વીલ્યો, જાત સાસરે સમોતી;
રત્ન દીકરી ક્યાંથી જીવે,ત્રણ ભાઇનિ બેહેન પનોતી.
આવડો તાવતે તારુણિને શો, દૈવને ઘેર વળ્યો ડાટ;
કહે કુંવરી અંતરની આપદા, અમને થાય ઉચાટ.
મુખ મરડી દમયંતી બોલી, ઘરડાં માણુસ નઠોર;
પરણ્યાં કુંવારાં કાંઇ ન પ્રીછે, ફોકટ કરવો સોર.
હું સમાણી જાય સાસરે, તેના જોને ભોગ;
તેનીપેરે મારે થાશે, આપુરો જાશે રોગ.
વચન સુણીને સમજ્યાં રાણી, પુત્રી થઇ પરણુનારી;
ભામનીએ કહ્યું ભીમકને,પુત્રી કાંહાં લગી રાખશો કુંઆરી.
વાહાણું વાય ને દુખવા આવે,જો જીવે આ વારકી;
કોહોને ભાએગે કાળથી ઉગરે, પરણાવી કરો પારકી.
દીકરી માણુસ મોટી થઈત્યારે, પીહેર નવ સોહાયે;
સ્વયંવર કરીને પરણાવો, જાંહાં એની ઇચ્છાયે.
રાયે પુત્ર તેડાવ્યા પોતાના, કહ્યું બેહેનને પરણાવો;
દેશ દેશના જે રાજા, દૂત મોકલી તેડાવો.
અંન ધંન તૃણ સામગ્રી, મંડપને રચાવો;
ધવળ મંગળ ગીત નફેરી, અપછરા નચાવો.
સ્વયંવરની સામગ્રી માંડી, મોટા મળ્યા રાજાન;
નળને તેડવા ભીમકે મોકલ્યો, સુદેવ નામે પ્રધાન.

વલણ.

પ્રધાન નૈષધ મોકલ્યો નારદે, કીધું હતું વિખાણુરે;
દમયંતીએ પત્ર પાઠવ્યો, વાંચી નળે દીધાં નિશાણુરે.

કડવું ૧૭ મું–રાગ સારંગ.

આવી સુદેવે આપ્યો કાગળ, હ્રદયા ચાંપી વાંચે નળ;
સ્વસ્ત શ્રી નૈષધપુર ગામ, પુણ્યવંત પુણ્યશ્લોક નામ.
છે કાલાવાલાની કંકોતરી, લખીતંગ દમયંતી કિંકરી;
આંહાં આવી ગયા ખગપત,કેહે તે વારતા માનજો સત.
મેં તમને સમરપ્યું ગાત્ર,આ સ્વયંવર તે નિમિત્ત માત્ર;
મીનનીરની કરજો પ્રીત, માહારા સરખું કરજો ચિત્ત.

વાંચ્યો કાગળ ને હરખ્યો નળ,તત્પર કીધું જાનનું દળ;
અતિ શીઘ્રે સાંચરે રાય, શુકને મળી સવચ્છી ગાય.
કુરંગ કુરંગનીને સાથ,સાહામાં ઉતર્યાં દક્ષિણ હાથ;
હંસ ભણે ભલા શુકન, તુ દમયંતી પામે રાજન.
વિદર્ભ જઇને સિધ્ધ કીજીએ,મને આજ્ઞા હવે દીજીએ;
વળિ કો સમે આવિશ રાજન,તું છે મારો પ્રાણજીવન.
ભાઈ તુજને કહું વીનતી, દ્યૂત ના રમશો નૈષધપતી;
નવ કરશો સ્ત્રિનો વિશ્વાસ,એ એ થકી થાય વિનાશ.
ચાલ્યો ખગપતિ વિનતી કરી,નળરાજાએ આંખડી ભરી;
હંસ કહે સાંભળ રાજન, એમ કરિયે ન કાચું મન.
માત પિતાસુત બાંધવ જેહ,સર્વે વેરસંબંધે મળ્યું તેહ;
તારે કાજે મેં રાજા એહ, ખગપતિનો ધાર્યો દેહ.
હું છું બ્રાહ્મણ ને તું છે ભીલરાય,પૂર્વ જન્મની કહું કથાય;
મારા ઘરમાં હું દુખિયો થયો,કાશિ કરવત મૂકાવા ગયો.
એવો સમો મનમાં ધરી, ચાલ્યો વનમાં સમર્યા હરી;
અઘોર વનમાં ભૂલો પડ્યો, તારે સ્થાનક આવી ચડ્યો.
તેવામાંહે રજની થઈ, દ્વાદશ કોશમાં વસ્તી નહીં;
તેવા વનમાંહિ રહેતો તુંય, ત્યાં આવીને ચડિયો હુંય.
તારે સ્થાનકે આવી રહ્યો, ત્યાં તું પણ ચિંતાતુર થયો;
મારી આગતા સ્વાગતા કરી,પણ સૂવાની ચિંતા ધરી.
નહાનિ હતી ગુફા છેક, આવ્યું માણસ માય ન એક;
તારી સાધવી નારી સુજાણ, મારૂં આસન કર્યું નિર્વાણ.
તું તો વીરા બાહર રહિયો, રાક્ષસ આવી તને મારિયો;
માંસ ચરણ હસ્ત હેઠે રહ્યું, નવ જાણું તેનું શું થયું.
તારી સ્ત્રીએ તજ્યો ત્યાં પ્રાણ,કાષ્ટ ભક્ષ કરી નિરવાણ;
મરતાં એવું બોલી સતી, એજ વર દેજો કમળાપતિ.
એવું જ્યારે સ્ત્રી બોલી વચંન, ત્યારે મેં વિચાર્યું મંન;
શું જીવું હત્યા લઇ કરી, એને તું મેળવજે હરી.
એવું કહીને હું તે વાર, પડયો બળતા અગ્નિમોઝાર;
તે માટે પંખી અવતાર, લીધો નૈષધમાં આ વાર.
એવો બોલ ખગપતિયે કહ્યો, શીરનામીને ઉભો રહ્યો;
આજ્ઞા આપો તો તત્પર થાઉં,અમો અમારે સ્થાનક જાઉં.
એવી વિનંતી હંસે કરી, નળરાયે આંખડિ ભરી;
એ શું બોલ્યો તું મારા વીર, તારા વિના ધરૂં કેમ ધીર.

આપ્યું તેં મને પ્રાણનું દાન, તું છે મારા બંધુ સમાન;
હંસ કહે તેં ખરૂં કહ્યું વીર, પણ સાંભળ પરમ સુધીર.
તારૂં ઋણ છુટયો હું ભ્રાત, હવે રહેવાની કરિશ ન વાત;
એમ કહિને ઉડયો આકાશ, ત્યારે નળે મુકયો નિશ્વાસ.
નળ પોહોતો વિદરભા દેશ, તાંહાં મળ્યા મોટા નરેશ;
ચોહોફેર સબીરનાં ધામ, વસ્યા રાજા તેટલાં ગામ.
સાગરમાં નાવ હોયે જેમ, ભીમકનું નગ્ર દીસે તેમ;
ગજદળ હયદળ ને માનવ, તેણે અંન થયું મોઘું સરવ.
રસકસ સાહામું નવ જોવાય, તૃણ જળ ટાંકે તોળાય;
રંક લોકની ચાલે અરજના, માગ્યાં મૂલ આપે ગરજના.
ભીમક લે સર્વનો તપાસ, જે જોઇયે તે ફેરવે દાસ;
નગર ભરાયું ખચખચી, રાયે મંડપ રચના રચી.
હીંડોળા બાંધ્યા ધારણે, કદળીસ્તંભ રોપ્યા બારણે;
ચિત્રામણ ચિતરિયાં ભીત, નાના પ્રકારની કરી રીત.
મંડપ લીંપ્યો કનકની ગાર, સાહામા સાહામી આસનની હાર;
જેહેને જાંહાં બેઠાનો ઠામ, તાંહાં રાજાનાં લખિયાં નામ.
એ કથા એટલેથી રહી, એક નવીન વારતા થઇ;
નારદને કલહની ટેવ, ગયા સ્વર્ગ જાંહાં બેઠા દેવ.
પૂજયા અરચ્યા પ્રીત અપાર, તવ ઈન્દ્ર પૂછે સમાચાર;
કહો ઋષિ પૃથ્વીની પેર, કો પુરુષ ન આવે અમારે ઘેર.
પૃથ્વીમાં પડતી સાધુની કાયે, તે આવતા સ્વર્ગ માંહે;
અમરાવતીનો સુનો ઘાટ, જમપુરની વેહેછે વાટ.
જમપુર ભરાઇ વસ્યું, આહાં કો નાવે તે કારણ કશું;
કેહે નારદ સાંભળીએ સત્ય, હવડાં મનુષ જાયે અવગત્ય.
દમયંતી દમયંતી કરતા મરે, તે સર્વ જમપુરી સાંચરે;
ત્યાં સ્વયંવર મંડાયો આજ, મળ્યા છે પૃથ્વીના રાજ.
શું અપ્સરાનાં વોહોછો વના, દમયંતીની દાસી દેવાંગના;
વિદર્ભદેશ ને કુંદનપૂર, જાઓ જોવા શું બેઠા સૂર;
કહી નારદ થયા અંતરધાન, છાના દેવ થયા સાવધાન.
સંભારી રૂપ મનમાં ફૂલતા, ચાર દેવને લાગી લૂલતા;
ઇંદ્ર અગ્નિ વરુણ ને જમ, ઉઠી ચાલ્યા જેજયમ ત્યમ.

**વલણ.**

જ્યમ ત્યમ ચાલ્યા દેવતા, ધરી જુજવાં રૂપરે;
વિદર્ભે ગયા મનભંગ થયા, દેખી નળનું રૂપરે.

## કડવું ૧૮ મું.—રાગ સારંગ.

નળને જોવા ઇંદ્ર રહ્યા છે, એટલે આવ્યા જમજી;
અગ્નિ વરુણ પૂઠેથી આવ્યા, પૂછે માંહોમાંહે કયમજી.
અન્યો અન્યે ચોરી કરતા, બોલે જુજવાં કામજી;
ચારે દેવ માંહોમાંહે છેતરે, ન લે પરણ્યાનું નામજી.
અગ્નિ કહે શું અધર્મ બોલવું, સર્વ દમયંતીના લોભીજી;
મનના મનોરથ રાખો મનમાં, નળ આગળ કાંતિ ન શોભીજી.
પછે તાળી દેઇ હસ્યા માંહોમાંહે, કપટ કીધું ત્યાગજી;
સ્વયંવરમાં ચારે જઈ જોઈએ, કોહોનું ભળશે ભાગ્યજી.
વરુણ ભણે વૈદર્ભી વર્યાની, મૂકો મનની આશાજી;
પરણશે નળ આપણે પૂજેતી, છેદાશે અધરસું નાસાજી.
અગ્નિ કહે હો વાસવ રાજા, મૂકો હૈયાનો હર્ષજી;
દમયંતીને તમો ન પામો, જો તપો શત વર્ષજી.
ભીમકસુતાને આલિંગન નહિ દે, અભાગિયાં આપણાં ગાત્રજી;
વિરસેનસુત આગળ વિષ્ણુ ન પામે, તો આપણુ કોણ માત્રજી.
જદપી મનસા નળની મૂકી, આપણી મમતા કરેજી;
ગુણ વોહોણી જો હોય દમયંતી, બલા આપણી વરેજી.
લક્ષણ વોહોણી દમયંતી છે, રૂપ યૌવન ઉન્મત્તજી;
ગોળ મુકીને ખોળને ખાયે, નોહે ચતુર પશુવતજી.
બેહુ પ્રકારે એહેને ન વરવી, માટે પાછાં ફરવુંજી;
માણુસ વરે ને દેવ ફરે એથી, આપે ભલું મરવુંજી.
શક્ર કહે નળરાજાને, જમરાજ લો જમલોકજી;
આફણીએ આપણને વરસે, થશે હંસનું કીધું ફોકજી.
વરુણ ભણે જે એ શી લલુતા, વણ ખુટે મરે કયમજી;
એમ ચાલતું હોય તો લેઊં દમયંતીને, એમ કહેવા લાગા જમજી.
અગ્નિ કહેરે ભલો શ્રમ કીજે, કદાપી થાય સાચોજી;
દમયંતી ભણી દૂત થૈ જાય, ચારે નળને જાચોજી.
પછે નળ પાસે આવ્યા સ્વર્ગવાસી, વેશ વિપ્રનો ધારીજી;
ત્રિપુંડ તાણ્યાં પુસ્તક કરમાં, ગ્રહી સુંદર ઝારીજી.
નળે નિર્મળ બ્રાહ્મણ દીઠા, આપ્યાં આદરમાનજી;
આસન આપી પૂજા કીધી, પછે પૂછે રાજાનજી.
કામકાજ અમસરખું કહીએ, હરિ મોહોટા છે કરનારજી;
વિપ્ર કહે અમો આવ્યા છૈયે, તુંને જાણી ગુણભંડારજી.

નળ કેહે જે માગો તે આપું, માનજો અવશ્યમેવજી;
વચન લેઈ વિપ્ર વેશ મુકીને, થયા પ્રત્યક્ષ દેવજી.
વજ્ર પાશ જ્વાળા ગ્રહી, જમે ગ્રહ્યો જમદંડજી;
જળહળ મંદીર થઇ રહ્યાં, જાણે ઉદયા માર્તંડજી.
ચકીત રાજા થૈ રહ્યો, કરતો દંડપ્રણામજી;
નળ વિના કો દેખે નહીંરે, દેવ રૂપનાં ધામજી.

## વલણ.

રૂપધામ તે દેવતા, વિનતી નળરાયને કરેરે;
તું દૂત થઈ જા કન્યાને જે, દમયંતી અમને વરેરે.

## કડવું ૧૯ મું.-રાગ બેહાગડો.

દેવ કેહે હો રાજા મિત્ર, પુણ્યશ્લોક પરમ પવિત્ર;
કૃપા કરી કન્યા કને જાઓ, વેવીસાળીયા અમારા થાઓ.
મહિલાને મારો મોહનાં બાણ, ચારે ચતુરનાં કરજો વખાણ;
ભાગ્ય હોશે તેહેને વરશે, જેહેના કર્મનું પાનડું ફરશે.
નળ કેહે રક્ષક બળાયા હોય, મુને પેસવા નવ દે કોય;
દેવ કેહે જાઓ જોગીને વેખે, દમયંતી વિના કો નવ દેખે.
ચારે કરે નળને અણુસારા, બે ગુણ અદકા બોલજો મારા;
એહેવું સાંભળી ચાલ્યો નળરાય, ત્યારે દેવને વિમાસણ થાય.
રૂપવંત નળનેરે જોશે, કન્યાનું મન સધે મોહાશે;
વાત કેહે નહીં આપણી વરણી, વેવીસાળીયો બેશશે પરણી.
દૃષ્ટે દૃષ્ટ જ્યારે મળશે, ગુણ આપણા નવ સાંભળશે;
નળને લેવરાવ્યો જોગીનો વેષ, શીખવ્યું તેમ કરજો વિશેષ.
રૂપ પાલટીને નળ પળીયો, દેવે અનુચર એક મોકલીઓ;
દૂતને દેખે નહીં નળરાય, આગળ પાછળ બન્યો જાય.
પેઠા ઘરમાં પાધરા દોર, કો નવ દેખે દિવસના ચોર;
જ્યાં દમયંતીનું અંતઃપૂર, ત્યાં આવ્યો નળરાય શૂર.
દીઠી દેવકન્યા જેવી દાસ, જે રમતી રાણીને પાસ;
કોઇ નાયકા તો ત્યાં નાહાતી, કોઇ કન્યાના ગુણ ગાતી.
કોઇ શામળી ને કોઇ ગોરી, કોઇ મુગ્ધા ને કોઇ છોરી;
કોઇ કામ કરતી હાલેમાલે, કો વસ્ત્ર બાંધે ઘડી વાળે.
રેહે આપઆપણે સાજે, હાર ગુંથતી કન્યા કાજે;
એમ જોયો હેઠલો માળ, પછે બીજે ચડયો ભૂપાળ.

ત્યાં દાસીનું જુથ જોયું, પછે ચડ્યો જ્યાં ત્રીભોયું;
વસે છે દમયંતી નારી, સહસ્ત્ર દાસી સેવા કરનારી.
કેટલી ગાન કરે સ્વર ઝીણા, કો નાચે વજાડે વીણા;
વાતે રીજવતી ચતુરસુજાણ, કેટલી કરતી કન્યાનું વિખાણ.
એકાંત ત્યાં છે ઓરડી, હીંડોળે હીર દોરડી;
હરિવદની બેઠી હીંચે, દાસી કેશમાં ધૂપેલ સીંચે.
કિંકરી પાસે માથું ગુથાવે, કેહે સેંથો રખે વાંકો આવે;
ભીંત માંહે જડીઆ ખાપ, વણ ધરે દીસે છે આપ.
આગળ દમયંતી પાછળ દાસી, સાહામાં પ્રતિબિંબ રહ્યાં પ્રકાશી;
મુખકમળ કન્યાનું ઝળકે, સામો ચંદ્ર બીજો જાણે ચળકે.
શોભે નારી જોબનધામ, મુખે નળરાજાનું નામ;
એવું ભૂપતિએ રૂપ જોયું, મોહબાણે મનડૂં પરોયૂં.
અંગરંગથી આડો આંક, મોહ્યા દેવતણો શો વાંક;
ચારમાં કોનું ભાયગ ભળશે, રત્ન આ કર કોને ચઢશે.
મુને પરણત મનની રૂચે, અંત્રાઈ થયા દેવ આવી વચે;
ભલું ભાવી પદારથ થયો, નળે વિવેક મનમાં ગ્રહ્યો.

વલણ.

ગ્રહ્યો વિવેક શોકને તજી, જ્ઞાન તે હૃદયે ધરેરે.
સત્ય પોતાનું પાળવા, દેવનું માગું કરેરે.

## કડવું ૨૦ મું.-રાગ સામેરી.

બેઠી દમયંતી શીશ ગુંથાવા, સ્વયંવરને સાંતરી થાવા;
સામી ભીતમાં જડી છે ખાપ, વણ ધરે દીસે છે આપ.

ઢાળ.

આપ દીસે વણ ધરે, પ્રતિબિંબ જોતી દૃષ્ટ;
દાસી ને દમયંતી બેઠાં, નળ આવી રહ્યો છે પૃષ્ઠ.
પ્રતિબિંબ પડયું દર્પણમાં, પ્રેમદાએ દીઠો પૂર્ણ;
ગઈ ખુણે નાહાસી તેડી દાસી, શું બેસી રહી છે મૂર્ખ.
માધવી વળતું વદે બાઈ, શામાટે નાહાસી ગયાં;
મેં કો ન દીઠું તમે દેખી, આવડું શું વિસ્મે થયાં.
ગેહેલી તાહારી મીટ મસ્તકમાં, મેં દર્પણ રાખ્યું દષ્ટિમાં.
સ્વરૂપ દીઠું દિવ્ય નળનું, ન મળે બીજો સૃષ્ટિમાં.

વેશ છે વૈરાગનો જાણે, નાટક કોએક લાવ્યો;
શકે તો એ પ્રાણજીવન, નળરાય નિશ્ચે આવ્યો.
સાહેલી કેહે પ્રીછો તમો, કાં દીઠું છે જે ઝંખના;
નળ આવીને કેમ શકે જ્યાં, ના આવે પ્રાણી પંખના.
કામની કેહે તે પ્રીછીઉં, તું દાસી માણસનો અવતાર;
ન માને તો આવ કૌતક, દેખાડું બીજીવાર.
પુનરપિ બેઠાં પૂઠ પૂઠે, દર્પણમાં મીટ જોડ;
સ્વરૂપ નળનું દેખાડયું, જેની કાંતિ કંદર્પ કોડ.
દાસી રાણી થયાં બેઠાં, ઝબકારે ઝબકી વીજળી;
દમયંતી કહે દાસીને કાં, માહારી વાત કેહેવી મળી.
પછે સ્તુતિ માંડી શ્યામાએ, અંતરપટ આડો ધરી;
દેવસ્વરૂપ થાઓ દેખતા, ત્યારે નળે દેહ પ્રગટ કરી.
આપી આસન કરી પૂજન, પછે પૂછે કિંકરી;
કહો દેવપુરુષ કાંહાંથી આવ્યા, વેશ જોગીનો ધરી.
નળ કેહે તું નીચ માણસ, કેમ વદું હું વૈખરી;
દમયંતી પુછે તો બોલું, નહીંતર જાઉં પાછો ફરી.
દમયંતી કેહે દેવજધપી, પણ થઇ આવ્યા સંન્યાસી;
કપટરૂપને કન્યા કેમ પૂછે, માટે પૂછે દાસી.

વલણ.

દાસી સંન્યાસી જોગ છે, કેવળ નોહે અતીતરે;
વચન સુણીને નળ મન હરખ્યો, હરી લીધું ચીતરે.

## કડવું ૨૧ મું–રાગ મારૂ.

મન મોહ પામ્યો મહિપતી, ધન્ય દેવ જે વરશે સતી;
ભોગી ભૂપને ભામનિ ભોગ્ય, ઘટે દેવને અમો અયોગ્ય.
નારિ પ્રત્યે નળ એમ કહે છે, જો તું જોગીરૂપને લહે છે;
અમો ન જાઉં વિષયાની વાટે, અહિંયાં આવ્યો હું સાધવી માટે.
હું તો દૂત છું દેવતાતણો, પાળું છું આચાર આપણો;
તારૂં પૂર્વ જનમનું પુન્ય, ભાગ્યમાંહિ કાંઇ નથી ન્યૂન.
જે દેવદૂત ઘેર આવ્યો, મોદવર્દ્ધન વારતા લાવ્યો;
આગળું કરોને અંતરપટ, કરૂં વાત આણીને ઉલટ.
અમો રૂપ કોટાનકોટ ધરૂં, તજી સ્વારથ પરમાર્થ કરૂં;
સાંભળીને બોલ રસાળા, પટ તજીને નીસરી બાળા.

પરિસ્વેદ મુકતા રહ્યાં ટબકી, બહાર નીસરિ વીજળિ ઝબકી;
હિંડતાં હાલે જયમ દ્રુમવેલી, નળ નિકટ ગઇ ગર્વઘેલી.
તારૂણીનો પ્રતાપ ન માયો, ઝબકારે નળ ઝંખવાયો;
દીઠી મદપૂરણ માતંગી, નળ તકિયે બેઠા ઉઠંગી.
ઘુઘરિ ઝાંઝરની ઝણઝણતી, પગને અંગુઠે પૃથ્વી ખણતી;
કર દીધો છે ગળસ્થળે, એવી નારી દીઠી નળે.
પ્રેમે પ્રેમે થયાં બે ભેળાં, મોહ્યો મહિપતિ દેખિ મહેલા;
સત્યવાદિયે સત્યજ રાખ્યું, મનથી પરણવું કાઢી નાખ્યું.
રખે ઇંદ્રિ નારીને નરખે, નળ મન પાછું આકરખે;
બેઠો આસને આસન વાળી, માંડી વાત તે સત્ય સંભાળી.
પરમારથે દેવનિ વતી, ગોષ્ઠિ માંડિ છે નૈષધપતી;
અહો લલિતા અંબુજલોચની, સુખવર્ધની દુઃખમોચની.
બેસો આસને લજ્જા છાંડી, પુછું વાત કહો મુખ માંડી;
કન્યા કેહે કોહો જે કેહેવું, મુને ઘટે છે ઉભાં રેહેવું.
પર પુરૂષ બેઠાં કેમ બેસું, જાણે નળ તો કેહેશે એ શું;
વારૂ થયું જે તમે મળીયા, શું નૈષધનાથે મોકલીયા.
વળી કોહોને કાહાવ્યું જેહ, સાંભળવા ઇચ્છું છું તેહ;
વળતા બોલ્યા વીરસેનસુત, નહિ હું નળનો દેવનો દૂત.
નળ નળ મુખ શું ભાખે, તજી સુધા વિષ કાં ચાખે;
તજી સ્વજન શત્રુને કેમ મળીએ, મુકી ચંદન કાં વળગે બાવળીએ.
તજી રત્ન કોડી કો આણે, તજી મદગળ મહીષ પલાણે;
તજી ધેનુ અજા કો બાંધે, તજી સાળ કુસકા કોણ રાંધે.
માટે હું છૌં તારો નેગીયો, દેવ તેજપુંજ નળ આગીયો;
ઘેલી નળ માનવ શા લેખે, અમરને તું કાં ઉવેખે.
વાસવ વહનિ ને વરૂણરાય, જમ આદે વર્યાની ઇચ્છાય;
મોકલ્યો છૌં મળીને ચારે, તો હું આવ્યો છૌં માનવી દ્વારે.
તું ત્રિભોવનપતિને ભજ, નળ અલ્પ જીવને તજ;
માગ અમરાવતીનો વાસ, અમર ઇક્ષુ ને નળ ઘાસ.
સુર પરણે તુને નહીં મર્ત, નળ વરે દુખનું નહીં નિવર્ત્ત;
સુરસંગે ભોગવવા ભોગ, નળ અલ્પ આયુષ ભર્યો રોગ.
મનુષ્યને વ્યાધિ શત ને આઠ, મરિમરિ અવતારનો ઠાઠ;
મનુષને વિજોગ પીડે, આયુષ ઉતાવળું હીંડે.
મનુષને ઘડીયે શત ઘાત, પીડે જ્વર શિત સનેપાત;
માનવ ભર્યાં હોય મળમૂત્ર, ઘેલી તે સાથે ઘરસૂત્ર?

ગંગાજળ તજી કૂપનું અણાવે, તજી કીર કાકાગ ભણાવે;
દેવ સુખસમૂહના દાતા, નવ ઓસરે અમૃત પાતા.
ઇંદ્ર મંદિર હીંડોળે હીંચ, તુંથી દેવાંગના વૃંદ નીચ;
પી સુધા ભોગની વારૂણી, થા ત્રૈલોકપતીની તારૂણી.
થઇશ અમર સુધાને પીતાં, પરણ્ય ઇંદ્રને જગ જીતાં;
છાસટ સહસ્ર રંભા આદે, થઇ તૃપ્ત વાસવ સંગસ્વાદે.
ઇન્દ્રાણીને છે તાહારી બીક, રખે દમયંતી થાતી અધીક;
પરણી ઇંદ્ર સાચવ આ તક, જોની કલ્પવૃક્ષ પારિજાતક.
રથ ઐરાવતનું સુખ લેરે, વરવા વાસવને હા કેહેરે;
કરી સણગાર સર્વાંગે, ઘટે રેહેવું ઇન્દ્રઅરધાંગે.
વર વહ્નિને હો બાળી, નહીં સમો આવે વળી વળી;
સર્વ દેવતાનું એ વદન, અગ્નિરૂપ તે કોટી મદન.
વળી વરવા ઇચ્છે છે જમ, તેને ના કેહેવારો કયમ?
છે વરૂણને ઇચ્છા ઘણી, રઢ લાગી છે તમતણી.
મુકો બાળઅવસ્થાની ટેવ, ફરી માગું ન મોકલે દેવ;
હંસ મિથ્યા કરી ગયો લવ, રૂપહીણ છે નળ માનવ.

**વલણ.**

નળ માનવ કદરૂપ કાયા, નળ નિભ્રંછ્યો નળેરે;
પોતે પોતાનું આપ નિભ્રંછ્યું, તે દેવતાનો દૂત સાંભળેરે.

## કડવું ૨૨ મું.-રાગ રામગ્રી.

નળને નિંદ્યો પ્રેમદા દાધીજી, દૂતત્વ ન સીધ્યું વિષ્ટિ ન વાધીજી;
એ દુઃખદાધી ગુણવંત ગોરીજી, વહ્નિ વિજોગનો મુકયો સંકોરીજી.

**ઢાળ.**

નિંદા કીધી નળતણી છે, વિજોગ વહ્નિ પ્રથમ;
કોમળ કદળી કુહાડાના, ઘાવ સહે કહો કયમ.
વિરહિણી ઘણી વિકળ થઇને, પડી પૃથ્વીમાંહે;
સાહેલી ચાંપે હૃદે ને, મુખે વદે ત્રાહે ત્રાહે.
આશ્વાસના કરતી કિંકરી, વળી શ્યામાને સાન;
દૂત પ્રત્યે કહે કન્યા, શું કરૂં સુરરાજાન.
અપ્રાપ્તિ અગને અમરની ને, અલ્પ માનવ કાય;
જઇ કોહો તમો દેવને જે, એ કારજ નવ થાય.
ઉત્કૃષ્ટ અમર નિકૃષ્ટ નળ મેં, તમથી જાણ્યું આજ;
પણ નૈષધપતિને પિંડ સોંપ્યો, અન્યતણું નવ કાજ.

અકળ અજ ને અનંગઅરિ જે, વરવા આવે ત્રણ;
તોહે પણ મુકું નહીં ચિત્ત, ચોહોટું નળને ચર્ણ.
વિરસેનસુતનો દૂત હંસ મેં, દીધી તેને આશ;
ના કહું તો લાજે જનુની, જનમાં હોએ હાસ.
તમો પધાર્યા દૂત થઇને, દેવનું કરવા હેત;
શકે તો નળ વિષ્ટીને આવ્યા, સુરસું કરી સંકેત.
જથારથ બોલેરે જોગી, ભોગી છો ભૂપાળ;
મનમાં છો તેવા દેખું છૌં, હંસે નાંખી મોહજાળ.
સંન્યાસી કેહે સુંદરી કોણ, માત્ર નૈષધપત્ય;
દેવ વિના નોહે મનુષ્યને, અગોપ આવ્યાની ગત્ય.
બુધ્યહીણ બાળા દેખીયે છે, માનવ ઉપર મોહ;
સ્વર્ગસદન મૂકીને કાં, ઇચ્છે નળવર બોહ.
તું નહીં વરે તો દેવ ચારે, કરશે બળાત્કાર;
કલ્પવૃક્ષ તુંને તાણી લેશે, જો જાચશે સુર લગાર.
દમયંતી કેહે દેહ પાડું, જળમાં કરૂં જળસાઇ;
વરૂણ વસે છે નીરમાં તુંને, સઘ જાશે સાહી.
પાવક પ્રગટી કાષ્ઠ સીંચી, માંહે કરૂં જંપાપાત;
વહ્નિ વરવા રહ્યો બેશી, વારૂ વેવાની વાત.
કંઠપાશ કરૂં કે વિષ પીઉં, જેમ તેમ પાડું કાય;
તો અવગતે જમલોક પામે, સઘ વરે જમરાય.
અનશન વ્રતે તપ કરૂં, મરૂં ગુફામાં પેસી;
તે પુન્યે તું સ્વર્ગ પામશે, ઈંદ્ર રહ્યો છે બેસી.

## વલણ.

બેસી રહ્યો છે સુરપતી, તું મુંએ ન છુટશે ઘેલીરે;
અંતે અમર વરે ખરા માટે, પરણ પ્રેમદા પેહેલીરે.

## કડવું ૨૩ મું-રાગ દેશાખ.

દૂત કેહે સાંભળ સુંદરી, અમર ન મૂકે પરણે ખરી;
તવ કન્યા કેહે જોગી જંન, તમારૂં નળના જેવુંરે વદંન.
જેવું હંસે રૂપ વર્ણવ્યું, તેવું તમારૂં દર્શન હવું;
નોહું નળ દેવનો દાસ, નારી કેહે ન આવે વિશ્વાસ.
બ્રહ્મા કરે કોટી ઉપાય, નળ જેવો અન્ય નહીં નીરમાય;
જો સતવાદી હો તો સતને વદો, તાતના સમજો મિથ્યા વદો.

સાંભળી નળને આવ્યું હાસ્ય, દેખી દમયંતી ગઈ પ્રભુપાસ;
શીદ નાહાસોછો અરાંપરાં, પ્રીછ્યા સ્વામી તમે ખરા.
તોએ નળ સતથી નવ ચળે, તે સર્વ દેવનો દૂત સાંભળે;
ધસી દમયંતી ગઈ પ્રભુપાસ, નળ અંતરધાન હવો આકાશ.
જારે મીટામીટજ ટળી, ત્યારે ભીમકતનયા ધરણી ઢળી;
મૂળ સ્વામીની લે છે સદા, મળી જાતાં વાધી આપદા.
દાસી પ્રતિબોધે છે સબળ, બાઈ તમને વરસે નળ;
વદે વૃહદસ્વ હો ધર્મરાય, નળ પેહેલો દૂત શાદ્રે જાય.
વદે સેવક ઇંદ્રને નમી, શે અર્થે રહ્યા છો ટમટમી;
નળનું કાંઈએ ન લાગું કહેણુ,ન છુટે હંસે ઝાલ્યું પ્રેમરહેણુ.
કામિની કુંદન નળ હીરો સાર, જડનારો હંસ સોવ્રણકાર;
નળે દૂતત્વ મન મૂકી કર્યું, પણ કન્યાયે શ્રવણે નવ ધર્યું.
જેમ ગતી કરે બળીઓ મારૂત, તેમ વર્ત્યે વીરસેનનો સૂત;
નળને સત્યે મેઘ વૃષ્ટી કરે, નળને સત્યે ધરા શેષ ધરે.
નળ નોહે તો મેરૂ નિશ્ચે ડગે, ધર્મ રહ્યો છે નળરાય લગે:
તમે ન પરણો તો કરમનો વાંક,બાકી નળે વાળ્યો આડો આંક.
એહવે સમે રાય આવ્યા તહીં, અથઇતિ વારતા સહુ કહી;
સ્વામી માહારૂં કહ્યું મન ન ધરે, બીજો મોકલો જેનું કહ્યું કરે.
માહારે વિષે લીનતા તો હવી,બીજી ન ગમે વારતા નવી;
ત્યારે દેવતા કરે વિચાર, ફરી જાતાં હસે સંસાર.
આપણો શ્રમ કેમ જાએ વૃથા, તે માટે વરવી સરવથા;
જો કન્યાને ગમ્યો નળ ભૂપ, તો આપણ લીજે નળનાં રૂપ.
દેવ કહે સુણો નૈષધરાય, અમો ધરૂં તમારી કાય;
પંચ નળ રહિયે એક હાર, ભાગ્ય હોય તેને વરશે નાર.
નળ કહેરે કાં નહીં સ્વામ, મેં આવવું તમારે કામ;
માનવ ક્યાંથી સુરની સંગત, દેવ ચારની પામું પંગત.
બોલબંધ કીધો નળ દેવ, કાલે એમ કરવું અવસ્યમેવ;
એ કથા કરી ધર્મ એટલે, હવે કન્યાની કોણુ થઇ વલે.
ગઇ દમયંતી જાંહાં છે માત, તવ સ્વયંવરની કીધી વાત;
લાડ વચન કન્યાનાં ગમે, ધરમાં ભીમક આવ્યા તે સમે.
પુત્રીને શીર મૂકયો ભૂજ, કાલે વરને વરજે તુંજ;
ઝંખના તુંને છે જેહતણી, તે આવ્યો છે નૈષધધણી.
પુત્રી મનમાં પ્રસંન થઇ, પોતાને અંતઃપુર ગઈ;
રાય ભીમક સભામાં આવ્યા, શત પડાદારને તેડાવ્યા.

આગન્યા દીધી વૈદર્ભરાય, જાઓ વજાડો પડો સૈન્યામાંહે;
આવજો સભામાં રાજકુમાર, કાલ કન્યા આરોપશે હાર.
પ્રાણીમાત્ર આવજો સજ્જ થઇ, જાઓ પડો વજાડો એમ કહી;
જેણે શિબીર ઉતર્યા હોય ઘણા, ત્યાં સેવક ફરે ભીમકતણા.
ઠામઠામ પડા વાજતા, ક્ષત્રી સણગારે સાજતા;
મળસ્નાન કરે ને અંગ ઉલટ, ફરી ફરી બાંધે મુગટ.
રાતમાં શીખે ચાતુરી ચાલ, રખે વીસરી જાતા કાલ;
આખી રાત થયા સાંતરા, ઢળી ઢળી પડે છે ઉજાગરા.

## વલણ

ઉજાગરા આખી રાતના, સણગાર સજતાં થયું વાહાણું રે;
સ્વયંવરમાં ભૂપતી મળીયા, કવી કેહે શું વખાણું રે.

## કડવું ૨૪ મું—રાગ સોરઠી.

વૈશંપાયન કેહે રાજન, સાંભળ સ્વયંવરનું વર્ણન;
પડો વાજ્યો સુણ્યો સર્વ રાતે, ઉઠયા ઉજમ થાતે પ્રભાતે.
શીઘ્રે જઇયે વર્યાની તકે, તેડાં મોકલ્યાં ભાઇયો ભીમકે;
નોહે અતિકાળ કીધાનું કામ, મોડવે નવ મળશે બેસવાના ઠામ.
ભીડ ભરાઈ ગામ ભાગળથી, રંક જાયે રાય આગળથી;
મળે શુકન સાહામા તેડે, શુકન વદે ને રથ ખેડે.
કરે તિરસ્કાર સેવકપર રીસ, પડે મુગટ ઉઘાડાં શીશ;
જાયે અસ્વાર બહુ અલબેલા, હય હીંડે જાણે જળના રેલા.
ભરાયે રથ માંહોમાંહે અટકે, ત્રાડે હસ્તી ઘોડા ભડકે;
અસ્વાર પડે છે નીસરી, તે મળે કહીંએ નવ ફરી.
વાહન પડઘાનો ચાલ્યો છબ, ચરણ રેણુએ છાયો નભ;
થઇ રહ્યું છે અંધારૂં ઘોર, પડી રહ્યો છે શોહોરા શોહોર.
બોલે દુંદુભીના બહુ ડંક, અકળાગણુનો વળ્યો અંક;
સર્વને દમયંતીનું ધ્યાન, પ્રાણીમાત્ર વર નહિ કો જાન.
સ્વયંવર જોવા કારણે, પ્રજા મળી મંડપ બારણે;
દ્વારે ઉભા છે જયેષ્ટિકાદાર, તેડે જેને જેવો અધિકાર.
ડાહ્યા થઈ મંડપમાં પેશે, નામ વાંચે ને આસને બેસે;
એક મંત્રી સેવક ખવાસ, ત્રણ ત્રણ સેવક રાયને પાસ.
કોણ રૂપ મંડપની રચના, વર્ણવી શકે શું એક રસના;
કદળીસ્તંભ રોપ્યા દ્વારે, માંડયાં આસન હારોહારે.

જયસગીત બંદીજન બોલે, મહા ઉન્મત્ત મેગલ ડોલે;
નાનાવિધ ચિત્ર ચિતરીયાં, જાણે દેવવૃંદ ઉતરીયાં.
ઉડે અબીલ ગુલાલના છંટા, વાજે ઢોલ ને ઘુઘર ઘંટા;
સભામાંહે બેઠા મહા મુની, લાગી વેદશાસ્ત્રની ધુની.
જતી જોગી બેઠા પાવંન, રાયનાં ભાટ ભણે ભાવંન;
રાયને છત્ર ચામર ઢળે, મુગટે મણી જળહળે.
અગર ધૂપ ત્યાં ઉવેખે, વાજીત્ર નાદ આવે અલેખે;
નટુઆ કરે છે નર્ત, ફરે ફૂદડી કાહાડે સર્ત.
બોલે ઘુઘરી કેરા રણકા, ગરવઘેલી નાચે ગુણકા;
પગપાનીએ શોભે ઘરા, વાજે કંકણ ને ઘુઘરા.
ગીત ગાએ કોકીલસ્વરા, અનંગ વધારે અપછરા;
જાણે મંડપ નગરી અમરા, નાચે નારી નરચિત્તહરા.
ભીમક ભૂપને દે છે માન, આવી રહ્યા સરવ રાજાન;
ગાનારી ગાએ ગીત ગાથા, બાંધ્યાં તોરણ દેવાય હાથા.
વસ્ત્ર કેસરમાંહે ઝકઝોળ, બેસે આસને આરોગે તંબોળ;
વર થઈ બેઠા પ્રાણીમાત્ર, સમાં કર્યાં છે વરવાં ગાત્ર.
શરીર ક્ષુદ્ર કાષ્ટનાં ખોડ, તેને દમયંતી પરણ્યાના કોડ;
બાળ યૌવન ને વળી વૃદ્ધા, તેને દમયંતી પરણ્યાની શ્રદ્ધા.
કોતો મોટા ઘરના કુંઅર, કો કહે આઘ અમારૂં ઘર;
આશા અભિમાને ભર્યા નર, વાંકા મુગટ ધર્યા શિરપર.
ઘરડા થયા નાહાના વર, વતાં કરાવતાં વાગા છર;
તન મન કન્યાને અરપણ, આગળથી નહીં ટાળે દરપણ.
કેટલાક કરે તિલકની રેષ, કેટલાક કરે માંહોમાંહે દ્વેષ;
કેટલાક કરે પૂછાપૂછ, હું કેહેવો કહી મરડે મૂછ.
જેનાં મુખ માંહે નહીં દંત, તેને પરણવાનું ચંત;
કેવળ વૃદ્ધ ડાચાં ગયાં મળી, તે બેઠા ટુંપાવી પળી.
જોશીની પ્રણીપત્ય કરી, દેખાડે હાથ ને જનમોતરી;
જો દમયંતી મૂને પરણે, તો જોશી હું લાગું ચરણે.
જેનાં બેસી ગયાં ગળસ્થળ, મુખમાં રાખ્યાં બબે ફોફળ;
એમ ઉંચાં કરી ગલોઠાં, ઘેલા જુએ કાચમાં કોઠાં.
પૂરણ આશાએ સર્વ કોય, પણ કન્યા નળની વાટ જોય.

વલણ.

વાટ જુએ છે નળતણી, દાસીને કહે છે સતીરે;
હું મંડપમાં પછે આવું, પ્રથમ આવે નૈષધપતીરે.

## કડવું ૨૫ મું.—રાગ રામગ્રી.

મંડપમાંહે ભૂપતી મળીયાજી, અભિમાને ભર્યા રૂપબુદ્ધિ
બળીયાજી;
તેડા કન્યાને ભીમક ઓચરેજી, વૈદર્ભી સણગાર અંગે ધરેજી.

### ઢાળ.

સણગાર સજતી સુંદરી તે, શોભતી શ્રીકાર;
નળ નથી આવ્યો મંડપે, માટે લગાડે વાર.
કૃષ્ણાગર મર્દન વાસવર્ધન, મહીલા કરે મંજન;
બહુ નાર આવે વધાવે, વરસે મુક્તાપરજંન.
શુભ વચન બોલે શકુન વંદે, ઉદયો હર્ષ અનંત;
ભેરીનાદ થાયે ને ગીત ગાયે, બહુ કિંકરી નાચંત.
માનપૂરણ માનુની, મહીપત મોહવા કાજ;
સ્વયંવરના સુભટ જીતવા, ધરે શ્યામા સાજ.
પ્રેમપાશ લીધો પ્રેમદા, નાખવા મંડપ ક્ષેત્ર;
ભ્રકુટીધનુષ આકરશીઉં ને, બાણ બન્યો નેત્ર.
તારૂણીને તેડાં મોકલે, રાય ભીમક વારેવાર;
કુંવરી બાહેર નીસરે, કરમાં ગ્રહીને હાર.
વાજિત્ર વાજે ઘોષ ગાજે, થાય કુસુમની વૃષ્ટ;
રાજા માત્ર જુએ બારણે, કેમ મળે દૃષ્ટેદષ્ટ.
ઓ કન્યા આવી ઓ કન્યા આવી, ઘોષ એહેવો થાય;
શર શબ્દ વાજે ગાન થાએ, વાંકા વળી જુએ રાય.

### વલણ.

જુએ રાજા ફરી ફરી, કેહેવું હશે કન્યાનું રૂપરે;
એહેવે સમે દેવ ચાર સાથે, આવીયો નળ ભૂપરે.

## કડવું ૨૬ મું.—રાગ મારૂ.

વાગી સ્વયંવરમાં હાક, તે નળ આવ્યોરે;
ભાગા ભૂપ સર્વના નાક, ઓ નળ આવ્યોરે.
જાણે ઉદયો નૈષધભાણ, તે નળ આવ્યોરે;
અસ્ત થયા સહુ તારા સમાન, ઓ નળ આવ્યોરે.
તેજ અનંત અનંગનું અંગ, તે નળ આવ્યોરે;
જાણે કનક કાયાનો રંગ, ઓ નળ આવ્યોરે.

ઝળકે ઝગીહળ જ્યોત, તે નળ આવ્યોરે;
મુગટપર ચળકે ઉદ્યોત, ઓ નળ આવ્યોરે.
જ્યોત રવિની પેર કુંડળ લેહેકે, તે નળ આવ્યોરે;
અરગજા અંગે બેહેકે, ઓ નળ આવ્યોરે.
શોભે વદન પુનેમનો ચંદ, તે નળ આવ્યોરે;
કમળનયન પ્રેમના ફંદ, ઓ નળ આવ્યોરે.
જાણે નાસા કીરની ચંચ, તે નળ આવ્યોરે;
કોયે ન દેખે સરખા પંચ, ઓ નળ આવ્યોરે.
કંઠે ગજમુક્તાનો હાર, તે નળ આવ્યોરે;
કર કુંજર શુંડાકાર, ઓ નળ આવ્યોરે.
હૃદે નાભીકમળ શોભાળ, તે નળ આવ્યોરે;
કટીએ જીત્યો કુંજરકાળ, ઓ નળ આવ્યોરે.
ચાલતો શાર્દૂલની ગત્ય, તે નળ આવ્યોરે;
નીરાશ થયા નરપત્ય, ઓ નળ આવ્યોરે.
એ તો દમયંતીનો પ્રાણ, તે નળ આવ્યોરે;
હવે એ પરણે નીરવાણ, ઓ નળ આવ્યોરે.
કન્યાને થયું તત જાણ, ઓ નળ આવ્યોરે;
જેનું હંસે કીધું વીખાણ, તે નળ આવ્યોરે.
તેજે તો તપે જાણે ભાણ, ઓ નળ આવ્યોરે;
શીતળતાએ સોમ સમાન, તે નળ આવ્યોરે.
ગતે કરીને જેવો વાય, ઓ નળ આવ્યોરે;
મહિમાએ શંકર રાય, તે નળ આવ્યોરે.
મનસ્થિરતાએ જેમ મેર, ઓ નળ આવ્યોરે;
જાણે ધને બીજો કુબેર, તે નળ આવ્યોરે.
સતવાદી શિબિ સમાન, ઓ નળ આવ્યોરે;
ઐશ્વર્યે નિઘોષ રાજાન, તે નળ આવ્યોરે.
એ તો જુદ્ધે જાણે ઇંદ્ર, ઓ નળ આવ્યોરે;
ત્યાગી જેહેવો હરિશ્ચંદ્ર, ઓ નળ આવ્યોરે.
વિદ્યાયે ગુરૂ શુક્ર જેમ, ઓ નળ આવ્યોરે;
દુખહર્તા ધન્વંતરિ તેમ, ઓ નળ આવ્યોરે.
દમયંતી ઘણું હરખે, ઓ નળ આવ્યોરે;
રખે વાર લાગે મન ફરકે, ઓ નળ આવ્યોરે.
એક આસને બેઠી નાર, ઓ નળ આવ્યોરે;
દાસી ઉંચલી ચાલે ચાર, ઓ નળ આવ્યોરે.

શોભે સુંદર અતિ સકુમાર, એ નળ આવ્યોરે;
જઇ પોહોંતાં મંડપદ્વાર, એ નળ આવ્યોરે.

### વલણ.

બાહેર પધાર્યાં પ્રેમદા, ચતુરા ઉંચલે ચારરે;
નળ બેઠો સિંહાસન, ચતુરા ચિંતતી તેણી વારરે.

## કડવું ૨૭ મું.-રાગ સારંગ.

મંડપ મધ્યે માનુની, આસન બેઠી જાય;
સ્વયંવર સુભટને સુંદરી, વર્ણવું તે શોભાય.

### છંદ હરિગીતની ચાલ.

નૃપભિમક તનયા, રૂપ બનયા, રસીલી રંગ પૂરણા;
નર અંગના, દેવાંગના, માનની મનમદ ચૂરણા.
દુખમોચની, મૃગલોચની, છે લલિત લક્ષણવંતિ એ;
નિજ મન ઉલાસી, વેણા વાસી, અલક લટ વિલસંતિ એ.
રાખડિ અમુલ્યે, શીશ ફુલે, સેંથે સીંદુર શોભિયાં;
શુભ ઝાલ ઝળકિત, રત્ન ચળકિત, ભૂપનાં મન લોભિયાં.
મુખ સુધાસિંધુ, અધર બિંદુ, ભૃગુટિ ભમર બે ગુંજ છે;
એ નેત્ર નિર્મળ, દિસે છે કમળ, ફૂલ ફૂલ્યાં કુંજ છે.
આંજેલ અંજન, ચપળ ખંજન, મીન મૃગ એ હારિયાં;
પડયા રાય શૂરા, જાય પૂરા, બાણકટાક્ષે મારિયાં.
જુએ વિવિધ પેરે, નયન ઘેરે, તિલક ભાલે કીધલાં;
દીપક પ્રકાશા, એમ નાસા, કીરનાં મન લીધલાં.
શોભીત દાડમ, બીજ રદ જયમ, ચિબુક મધુકર બાળરે;
ગળબંધ જુગતા, હાર મુકતા, માણિકમય શોભાળરે.
અબળાના અંબુજ, જયમ જુગમ ભુજ, બાજુબંધ ફુમતાં ઝુલે;
થાય નાદ રણઝણ, ચૂડિ કંકણ, મુદ્રિકા કર બહુ મુલે.
દશ આંગળી, મગની ફળી, નખ જોત્ય જયમ પુખરાજ છે;
ફુલના મનોહર, હાર ઉપર, આભુષણ બહુ સાજરે.
પડિ વેણિ કટિપર, જાણે વિષધર, આવી કરે પયપાનરે;
ગુછ કુસુમ ઉદે, કુચ હ્રદે, કુંજરકુંભસ્થળ માનરે.
અલકાવળિ લલિતા, વેહે સલિતા, ઉદર પોયણપાનરે;
છે ચિત્ર લંકી, કટી વંકી, મેખલા ક્ષુદ્રઘંટગાનરે.

એ જંઘા રંભા, તણા થંભા, હંસગત્ય પગ છાંડતી;
સુખપાળ મૂકી, રાય ઢુંકી, જાય પગલાં માંડતી.
નેપૂર ઝમકે, અણુવટ ઠમકે, ઘુઘરિનો ધમકાર છે;
ઘાઘરે ઘુઘર, અમુલ્ય અંબર, ફુલેલ છાંટયાં અપાર છે.
ત્યાં અગરબતિ બળે, ચમર શિર ઢળે, શસિલિ રામા રાજતી;
ગાય ગિત કલોલક, ચંગ ઢોળક, મૃદંગ વેણા વાજતી.
વળિ કીર્તિ અતિઘણિ, બોલે બંદણિ, ચાલે જેષ્ટિકદાર ત્યાં;
પંચ કામબાણે, કરિ સંધાણે, રાજપુત્રને માર ત્યાં;
સરમાઇને ભુપ, પડયા મોહકુપ, પ્રેમપાશે બાંધિયા;
કામથી ડગિયા, સ્વાર્થે રગિયા, સાંમિ મીટે સાંધિયા.
કો આડા ઉતરે, ખુંખારા કરે, ભાગનિ નિચું ભાળેરે;
કો આસને પડયા, લડથડયા, શકે આવી લીધો કાળેરે.
બોલી ન શકિયા, ચિત્ર લખિયા, કો નમે વારે વારેરે;
કો સમિપ ધશિયા, મુગટ ખશિયા, પુંઠેથિ સેવક ધારેરે.
કો કનક કાપે, લાંચ આપે, સાહેલીને સાધેરે;
જોઇયે તે લીજે, વખાણ કીજે, વિવા મારો વાધેરે.
લાંબિ ડોક કરતા, નથી નરતા, કહે હાર આરોપરે;
ફરી મુગટ બાંધે, પ્રેમ સાંધે, પડયા નવ ગ્રહ કોપરે.
રાય ગોરાં ગાત્રે, તૃણાં માત્રે, તારૂણી નવ લેખતી;
જોઇ મૂખ મરડે, આંખ થરડે, સર્વને ઉવેખતી.

## વલણ.

અનેકને ઉવેખતી, આવી ચાલી નારરે;
ગઈ એક નળ જાણી કરી, દીઠી પંચનળની હારરે.

## કડવું ૨૮ મું.—રાગ સારંગ.

મન ઇચ્છા નૈષધરાયતણી, કન્યા ગઇ પંચનળ ભણી;
જુએ તો ઉભા છે નળ પંચ, કન્યા કેહે આ ખોટો સંચ.
હંસનું કહ્યું અવરથા ગયું, નળનાથનું વરવું રહ્યું;
એક નળ સાંભળીઓ ધરા, આ કપટી કો આવ્યા ખરા.
પાંચે નળ ચેષ્ટાને કરે, લેવા માળ કંઠ આગળ ધરે;
ત્યારે દમયંતી થઈ ગાભરી, દીઠું વિપરીત ને પાછી ફરી.
આવી જાંહાં પિતા ભીમક, અરે તાત જુઓ કૌતક;
હું એક નળને આરોપું હાર, દેખી પંચને પડયો વિચાર.

ભીમક કહે આશ્ચર્યજ હોય, તું વિણ પંચ ન દેખે કોય;
શક્રે દેવતા તાંહાં નિરધાર, થઇ આવ્યા નળને આકાર.
એ પરીક્ષા નિમેષ નહીં ચક્ષ, વિરજ વસ્ત્ર ઉભા અંત્રીક્ષ;
વાત સાંભળી ભીમકતણી, કન્યા આવી પંચનળ ભણી.
પિતાએ મારગ દેખાડયો, નારીએ નળ શોધી કાહાડયો;
દમયંતી જેમ વરવાને જાયે, ધરી ઇંદ્ર નળ આગળ થાયે.
એક એકને અળગા કરે, લેવા હાર કંઠ આગળ ધરે;
નહીં આવે સંચ ફરી, ત્યારે દમયંતી થઇ ગાભરી.
ઇંદ્રે મનમાં શાપ્યો હુતાશંન, વાંદરાના જેવું થયું વદંન;
અગ્નિયે જાણ્યું એ ઇંદ્રનું કાજ, રીંછમુખ થાજો મહારાજ.
વરૂણે શાપ મનમાંહે દીધો, જમને માંજરમુખો કીધો;
ધર્મે અંતર ઇચ્છયું એહેવું, વરૂણનું મુખ થાજો શ્વાનના જેવું.
રીંછ, વાનર, શ્વાન, માંજાર, કન્યા કેહે વર રૂડા ચાર;
ઇંદ્રરાય વાણી એમ ભણે, ખાધાવેધ માડયો આપણે.
જમ કેહે કાં હસાવો લોક, શાપ કીધા માંહોમાંહે ફોક;
દમયંતી વિચારે વળી, સમાન શોભે પંચનળી.
કોહોને વરીએ કોહોને ઉવેખીએ, વરમાળ કોહોને આરોપીએ;
જોવાને મળ્યા રાજકુમાર, તે એક નળ દેખે નિરધાર.
બુદ્ધિમાન નારી છે ઘણું, માન મુકાવે દેવતાતણું;
ચારોને પૂછે કરી પ્રણામ, તમારા તાતનાં શાં શાં નામ.
લોભવિષે નહીં ગણ્યું પાપ, વીરસેન પાંચેનો બાપ;
કન્યા વળતી કરને ઘસે, સખી સામું જોઈ જોઈ હસે.
સખી કેહે શું ઘેલાં થયાં, શું કપટરૂપને વળગી રહ્યાં;
બીજા પુરૂષ છે રૂપનાં ધામ, સાંભળો દેશ દેશનાં નામ.
દેશ સકળ નરેશનાં નામ, દાસી કેહે વર્ણવી ગુણગ્રામ;
તોયે કન્યાને ન ગમ્યા કોય, ફરી ફરી પાંચે નળને જોય.
હું હું નળ પાંચે ઓચરે, પણ કન્યા કોહોને ન વરે;
નારદજી અંત્રિક્ષ આવીયા, ઇંદ્રાણી આદે તેડી લાવીયા.
ચાહારે દેવની ચાહારે નાર, ગગને દીઠી ભરતાર;
લજ્જા પામ્યા લોભી ઘણું, એ કારજ તે નારદતણું.
કન્યાએ દીઠી દેવાંગના, અમર જાણીને માડી વંદના;
અમો અલ્પ જીવ કરૂપ, તમો ભારેખમ છો ભૂપ.
અમો જમ જરાથી ત્રાસીએ, પૂજનીક તમને ઉપાસીએ;
તમો અમને ભીમક રાજાન, હું તમને પુત્રી સમાન.

એમ કહીને ભરીયાં ચક્ષ, લાજ્યા દેવ થયા પ્રત્યક્ષ;
ઇંદ્ર વરૂણ વહ્નની જમરાય, શોભે મંડપે જય જય થાય.
નળને થયા તુષ્ટમાન, દેવ કેહે માગો વરદાન;
બબ્બે વર આપે સુરરાજ, નળનું સહજે સરીયું કાજ.
કમળમાળ આપી ઇંદ્રરાય, લક્ષ વર્ષે નહીં સુકાય;
અશ્વમંત્ર આપ્યો રાજન, દિન એકે હીંડે શત જોજન.
કેહે અગ્નિ નવ દાઝે તુંય, જાંહાં સમરે તાંહાં પ્રગટું હુંય;
ધર્મ કેહે ભોગવે રાજભોગ, તાંહાં લગે પુરમધ્યે નહીં રોગ.
જે કરશે તારી કથા વાંછના, તેને નવ હોયે જમજાચના;
વરૂણ ભણે સાંભળ નળરાય, સુકું વૃક્ષ નવપલ્લવ થાય.
સમર્યું જળ ઉપજે તતકાળ, આઠે વર પામ્યો ભુપાળ;
પછે દમયંતીને આપ્યો વર, અમૃતસ્ત્રાવીયા થજો તુજ કર.
સર્વે સ્તુતિ કીધી દેવતણી, વિમાને બેસી ગયા સ્વર્ગભણી;
દમયંતી હરખી તતકાળ, નળને કંઠે આરોપી માળ.
સાધુ રાજા સર્વે બેસી રહ્યા, અદેખીયા ઉઠીને ગયા;
વરકન્યા પરણ્યાં રીત કરી, ભીમકે પેહેરામણી ભલી કરી.
લાડ કોડ પોહોતાં કુંઅરીતણાં, નળને વાનાં કીધાં ઘણાં;
નળ દમયંતી બન્યો જાય, વેળાવી વળ્યો ભીમક રાય.
વાજતે ગાજતે નળ વળ્યો, એહેવે કળિયુગ સાહામો મળ્યો;
વરવા વૈદર્ભી નારદે મોકલ્યો, આવે ઉતાવળે શ્વાસે હળફળ્યો.
બેઠો મહીષ ઊપર કાળીકાળ, કંઠે મનીષનાં શીશની માળ;
કરમાં કાતું લોહશૃંગાર, શિર સગડી ધીકે અંગાર.
જૈ વરૂં દમયંતી રૂપનિધાન, જુએ તો મળી સાહામી જાન;
જાણ્યો કન્યાને નળ વર્યો, કળી ક્રોધે પાછો ફર્યો.
જો નળે પરણવા દીધો નહીં, આજથી લાગું પૂઠે થઈ;
નળરાજા આવ્યા પુરવિષે, કરે રાજ નારીસું સુખે.
ભોગવે ભોગ વિવિધ પેર, સ્વર્ગતણું સુખ પામે ઘેર;
પ્રભુપત્નીને વાધ્યો પ્રેમ, સાચવે બહુ સત્ય ને નેમ.
ચોહોવર્ણ પાળે કુળધર્મ, ચાલે યજ્ઞાદિકનાં કર્મ;
તેણે કળીનું ચાલે નહીં, હીંડે છિદ્ર જોતો અહીં તહીં.
નગર પૂઠે ફેરા બહુ ખાય, સંત આગળ પ્રવેશ ન થાય;
સહસ્ત્ર વર્ષ વરીને ગયાં, દમયંતીને બે બાળક થયાં.
જુગ્મ બાળ સાથે પ્રસવ્યાં, પુત્રપુત્રી રૂપે અભિનવાં;
નળ દમયંતી હરખે ઘણું, બાળક વડે શોભે આંગણું.

એક દિવસે નળ ભૂપાળ, મગાવ્યું જળ થયો સંધ્યાકાળ;
રહી પાહાની કોરડી ધોતાં પાગ, કળી પામ્યો પેઠાનો લાગ.
સંધ્યાવંદન કીધું રાજાન, પ્રવેશ કળીનો થયો તે સ્થાન;
જ્યાં સેજ્યા સુતો ભૂપાળ, સર્વાંગે વ્યાપ્યો કળીકાળ.

## વલણ.

કળીકાળ વ્યાપ્યો રાયને, ભ્રષ્ટ થયો નૈષધધણીરે;
હવે વહરાડું પીત્રાઈને, કહી ચાલ્યો પુષ્કર ભણીરે.

## કડવું ૨૯ મું.-રાગ કહ્યાલેરો.

કળીજુગ દ્વાપર મળીને આવ્યા, પુષ્કર કેરે પાસરે;
હસ્ત ઘસે ને મસ્તક ધુણે, મુખે મુકે નિશ્વાસરે. કળીજુગ.
વેશ વિપ્રનો ધર્યો અધર્મી, તે બન્યો મસ્તક ડોલેરે;
નૈષધપતિ બેઠો તપ કરવા, થઈ તૃણુને તોલેરે. કળીજુગ.
એક કુળમાં ઉદય બન્યોના, તું જોગી નળ રાણોરે;
તે ભોગ ભોગવે નાના વિધના, તાહારે નહીં જળ દાણોરે. કળીજુગ.
કળિ કહે છે જોજો ભાઈયો, કર્મે વાળ્યો આડો આંકોરે;
એકજ ખોરડીના બે કાંટા, એક પાધરો એક વાંકોરે. કળીજુગ.
તારા પિતાસું અમારે મૈત્રી, તે માટે હિત કીજેરે;
એમ કહી કર ગ્રહી ઉઠાડયો, આવ આલિંગન દીજેરે. કળીજુગ.
ભેટતાંમાં પિંડ પુષ્કરના મધ્યે, કીધો કળીએ પ્રવેશરે;
તેડી ચાલ્યો નૈષધપુર ભણી, કરવા નળસું કલેશરે. કળીજુગ.
વાટે જાતાં વારતા પરઠી, ન મળવું નાખો જાંશારે;
કળી કેહે તું દ્યુત રમજે, હું થાઉં બે પાશારે. કળીજુગ.
પ્રથમ પોણ કરજે વૃષભનું, દ્વાપર થાશે પોઠીરે;
સરવસ હરાવી લેજે નળનું, એ વાત ગમતી ગોઠીરે. કળીજુગ.
જદ્યપી પુષ્કર પવિત્ર હુતો, ન્હોતી રાજની અભિલાષારે;
ઊપજી અરિસ્યા નળરાય ઉપર, મળ્યા જુગબે અદેખારે. કળીજુગ.
વૃષભવાહન પાસા કરમાં, આવ્યો રાજસભાયરે;
બાંધવ જાણી દયા મન આણી, નળ ઉઠી બેઠો થાયરે. કળીજુગ.
ભલે પધાર્યા પુષ્કર ભાઈ, જોગી વેશને છાંડોરે;
આ ઘર રાજ તમારૂં વીરા, રાજની રીતી માંડોરે. કળીજુગ.
આસન આપી કરે પૂજન, પૂછે કુશળી ક્ષેમરે;
નળને કેહે બીજી વાતે ન રાચું, દ્યુત રમવામાં પ્રેમરે. કળીજુગ.

નળ કેહે બાંધવ દ્યુત ન રમીએ, એ અનરથનું મૂળરે;
તું જોગેશ્વર કાં ઉપજાવે, ઉદર ચોળીને શૂળરે. કળીજુગ.
પુષ્કર કેહે માહારો પાંચ મુદ્રાનો, પોઠી જીતું કે હારૂંરે;
એકી પાસે બળદ માહારો, એકી પાસે રાજ તાહારૂંરે. કળીજુગ.
કળીને સંગે પુણ્યશ્લોકને, પાપતણી મતિ આવીરે;
દ્યુત રમવું અપ્રમાણ છે પણ, વાત આગળ ભાવીરે. કળીજુગ.

## વલણ.

ભાવી પદારથ ભૂપને, વેઠવું છે બહુ કષ્ટરે;
દ્યુત રમવા બેઠો રાજા, કીધો કળીએ ભ્રષ્ટરે.

## કડવું ૩૦ મું-રાગ મેવાડો.

નળરાજાએ દ્યુત આરંભ્યું, સત્ય થયું સર્વ ફોકજી;
નગ્રમધ્યે વારતા જાણી, ત્રાહે ત્રાહે કરે લોકજી.
દમયંતીએ નળને કાહાવ્યું, બળદ ભણી મા જોસોજી;
એ વૃષભમાં વેરી છે કારમો, રાજ રમતાં ખોસોજી.
ડાહ્યા લોક નગરના વારે, ઘણું વારે પરધાનજી;
કળીજુગે બુદ્ધ ભ્રષ્ટજ કીધી, કહ્યું કોનું ન ધરે કાનજી.
બેઠા બાંધવ પોણ પરઠીને, બોલે પુષ્કર રાયજી;
જે હારે તે રાજ મેહેલી, ત્રણ વરસ વન જાયજી.
ત્રણ વરસ ગુપ્તજ રેહેવું, વેશ અન્ય ધરીજી;
કદાચિત પ્રીછયું પડે તો, વંન ભોગવે ફરીજી.
મહીમા મોટો કળીજુગ કેરો, નળને ગમી તે વાતજી;
નળ કેહેરે!નાખ પાસા, ત્યારે વરસ્યો શોણીત વરસાતજી.
હાહાકાર હવો પુર મધ્યે, વાયુ સામટો વાયજી;
નાખ્યા પાસા પુષ્કર જીત્યો, સરવસ હાર્યો રાયજી.
હાર્યો નળ ને પુષ્કર જીત્યો, જૈ બેઠો સિંહાસનજી;
આણ પોતાની વરતાવી પુરમાં, કેહે નળને જાઓ વનજી.
વનફળ પેહેરી વંન વસો ને, કરો વનફળ આહારજી;
એક વસ્ત્ર રાખો શરીરે, બાકી ઉતારો સણગારજી.
સર્વ તજી એક વસ્ત્ર રાખી, ઉઠયો નળ ભૂપાળજી;
દમયંતીને કાહાવીયું તું, પીયેર જાજે આ કાળજી.
રૂદન કરતી રાણી આવી, બાળક ઝાલ્યાં હાથજી;
શીશ નામીને સ્વામીને કેહે, મુને તેડો સાથજી.

સુખદુઃખની કહીએ વારતા, એખલાં નવ સોહાયજી;
હું સેવાને આવું સહીરે, થાકોતો ચાંપું પાયજી.
કંથ કેહે હો કામની, તું આવે મુજને જંજાળજી;
એ દુઃખ સઘળાં વેઠીએ પણ, ટળવળી મરે બંને બાળજી
રોતી કેહે છે કામનીરે, જેમ છાયા દેહને વળગીજી;
તેમ હું તમારી તારુણીરે, કેમે ન થાઊં અળગીજી.

વલણ.

જો અળગી કરશો નાથજી તો, પ્રાણ તજું તતકાળરે;
નળ કેહે આવો વન વિષે તો, પીહેર વોળાવો બાળરે.

## કડવું ૩૧ મું-રાગ મેવાડો.

મોસાળ પધારોરે, મોસાળ પધારો-
મોસાળ પધારો બાળુઆંરે, મારાં લાડવાયાં બે બાળ;
નમાયાં થઇ વરતજો, સેહેજો મામીની ગાળ-મોસાળ.
હૃદયા ચાંપેરે, રાણી હૃદયા ચાંપે,-
હૃદયા ચાંપે પેટનેરે, એ છેલું વેહેલું લાડ;
હવે મળવાં દોહેલાંરે, મળીએ તો પ્રભુનો પાડ-મોસાળ.
થયાં માત વોહોણાંરે, થયાં માત વોહોણાં,-
માત વોહોણાં થયાં દામણાંરે, નહીં કો રૂડો સાથ;
રૂએ રાણી હૃદયા ફાટેરે, કોણ માથે ફેરવશે હાથ-મોસાળ.
મંદીરના ગુરૂજીરે, મંદીરના ગુરૂજી;
મંદીરના ગુરૂજી સુદેવજીરે, તમારે ખોળે સોંપું બે તંન;
જઈ કેહેજો મારી માતનેરે, જીવની પેરે કરજો જતંન-મોસાળ.
પુત્રી જમાઈરે, તમતણાં પુત્રી જમાઇ-
પુત્રી જમાઈ તમતણા, કેહેજો વનમાં પુર્યો વાસ;
જઇ કેહેજો માહારા તાતનેરે, અમ જોગીનો લે તપાસ-મોસાળ.
ચુંબન કરતીરે, માવડી ચુંબન કરતી-
ચુંબન કરતી માવડીરે, ફરી ફરી મુખ જોય;
હૈયેથકાં નવ ઉતરેરે, એમ કહી દમયંતી રોય-મોસાળ.

વલણ.

રોયે રાણી અતિઘણું, વત્સ સોંપ્યાં ગુરુકર માંહેરે;
ઋષી સાથે બે બાળકાં, વોળાવ્યાં નળરાયરે.

## કડવું ૩૨ મું.-રાગ વેરાડી.

બાળકાં વોળાવ્યાં ઋષિ સંગાતે, દમયંતી કરે આક્રંદ;
હાહાકાર હવો પુરમધ્યે, મળ્યાં સહીએરનાં વૃંદ.

પડો વાગો પુષ્કર પાપીનો, નળને કો નવ રાખે;
એક અંજળી જળ ન પામ્યાં, જો ભમ્યાં પુર આખે.
દ્વાર અડકાવે નળને દેખી, જે પોતાના લોક;
તરશી દમયંતી પાણી ન પામી, કંઠે પડીઓ શોખ.
એક રાત રહ્યાં નગરમાં, ચાલ્યા વાહાણું વાતે;
પુણ્યશ્લોકની પૂઠજ લીધી, કળી થયો સંગાતે.
જ્યાં વાવ સરોવર કુવા આવે, પાકાં ફળની વાડી;
રીપુ કળીજુગ આગળ જઈને, સર્વે મેહેલે ઉડાડી.
ફળ જળ ને પત્ર ન પામ્યાં, રાણી કરે આંસુપાત;
વનમાં ફરતાં રૂદન કરતાં, વહી ગયા દિન સાત.
એકેકું પટકૂળ પેહેર્યું, પ્રેમદા કોમળ કાયા દાઝે;
પાય પંકજપત્ર જેહેવા, તીવ્ર કાંટા ભાંજે.
એક માન સરોવર આગળ આવ્યું, તેમાં દીઠું પાણી;
ઘણા દિવસની તૃષા સમાવવા, પીધું રાય ને રાણી.
વારંવાર પાણી પીએ ને, બેસે વળી હીંડે;
નરનારી વારે તૃપત થયાં, પણ ક્ષુધા પાપણી પીડે.
સ્વામી કેહે સાંસતા થઇયે, શ્યામા બેશ થઇને સ્વસ્થ;
જે સરોવરમાં શોધી લાવું, જો જડે એક બે મચ્છ.
થોડા જળમાં પેઠો નળરાજા, ઢીમરનું આચરણ;
સાધુરાયને શ્રમ કરતાં, મચ્છ જડીઆં ત્રણ.
આણીને અબળાને આપ્યાં, વામા કેહે થયું વારૂ;
નળ કેહે આપણ બે પ્રાણીને, શું હોશે એટલા સારૂ.
ભાર્યાના ભુજ મધ્યે સોંપી, ભૂપ ગયો બીજીવરાં;
કળીજુગ સર્પ થઇને બીહાવે, મચ્છ નાસે અરાંપરાં.
નળે શ્રમ કીધો ઘડી બે, મચ્છ ન ચઢીયાં હાથ;
પેલાં ત્રણે મચ્છ વેંચીને લીજે, વિચાર્યું મન સાથ.
નળ આવ્યો નિરાશ થઇને, ત્રણ મીનમાં ચીત;
એટલામાં દમયંતીજીને, થઇ આવ્યું વિપરીત.
અમૃતસ્ત્રવીયા કર અબળાના, સજીવ થયાં મચ્છ પળમાં;
હાલ્યાં મહીલા મુકી દીધાં, ઉડી પડ્યાં જઇ જળમાં.
ઘેલી સરખી મીનને કાજે, પાણીમાં પેસતાં વીણે;
હવે સ્વામીને શો ઉત્તર આપીશ, રૂદન કરે સ્વર ઝીણે.
વીલીસે મુખ દીઠી વેહેલી, નાથ આવતો નીરખે;
ચોધારા બાળે આંસુ ઢાળે, સ્વાતિબિંદુ શું વરસે.

રોતી પત્ની પતિયે દીઠી, ઘોળું મુખ થયું દીન;
કેહેરે પાપણી શકે મુજ પાખે, ભક્ષ કર્યાં તે મીન.
હું ક્ષુધાતુર ફરીને આવ્યો, રઝળ્યો પાણી માંહે;
દોઢ દોઢ મચ્છ ભોજન કીજે, લાવ પાપણી કાંહે.
હૃદે ફાટતે બોલી રાણી, આંસુ પડે મોતી દાણા;
ક્ષુધાતુર પાપણીએ મચ્છ ભક્ષ્યાં, મેં ન રહેવાયું રાણા.
નલ કેહે હંસે શીખામણ દીધી, વીદાય થયો આકાશ;
એક દ્યૂત ન રમીએ, બીજું ન કીજે, નારીનો વિશ્વાસ.
બે વાનાં વાર્યાં તે કીધાં, હાથે દુઃખ લીધું માગી;
હું ભુખ્યો ને તેં મચ્છ ખાધાં, શું આગ પેટમાં લાગી.
દમયંતી હાહા કરે, જાણે સમ ખાઉં સાંને;
સજીવન થયાં ઉડી ગયાં, કહું તો રાય નવ માને.

### વલણ.

ન માને રાજા એ આશ્ચર્ય મોટું, ઉઠી ચાલ્યો નળ રાયરે;
અણુતેડી રાણી દમયંતી, પતિની પૂઠે ધાયરે.

### કડવું ૩૩ મું–રાગ વેરાડી.

આગળ નળ પૂઠે પ્રેમદા, સતીને અંતર આપદા;
નળ તિરસ્કાર હીંડતાં કરે, હૃદે ફાટે અબળા આંખ ભરે.
ખાધાં મચ્છ હશે ગત ઘણી, તો હીંડે છેરે પાપણી;
પીરે પાણી ફરી ફરી, કાંજે મચ્છ ખાધાં પેટ ભરી.
બે મારગ આવ્યા આગળે, વિદા કીધી નારી નળે;
તું નહીં નારી હું નહીં કંથ, આ તાહરા પીહેરનો પંથ.
માહારો સંગ તુજને નહીં ગમે, પીહેરમાં પેટ ભરીને જમે;
મુને નાથજી કરજો ક્ષમા, માહારે નથી પીહેરની તમા.
ફોકટ કરો મુજપર રીસ, અજુગ્ત આળ ચઢાવો શીશ;
દેવતાનું મુને વરદાન, તે કાં નવ જાણો રાજાન.
હોતી વાત કામનીએ કહી, કળીને જોગે નળ માને નહી;
આગળ પાછળ બંને જાય, કળીએ કીધી બગની કાય.
ચોડી પાંખ ને માંસજ ઘણું, લોભાણું મન રાજાતણું;
પંખિમાં દિસે ઘણો ભાર, નર નારીનો પૂરણ આહાર.
કોણ પ્રકારે બગને હણું, ઉપર વસ્ત્ર નાખું મુજતણું;
ઉફરાટી કરી સુંદરી, નળ ચાલ્યો દેહ નગ્ન કરી.

લાજ્યાં પંખી ને લાજ્યું વંન, લાજ્યો સૂરજ મીચ્યાં લોચંન;
સ્વાદ ઇંદ્રયે પીડયો મહારાજ, થયો નગ્ન લોપીને લાજ.
પીતાં ૨ ઝાલી ભૂપાળ, જેમ માછી ગ્રહી નાખે જાળ;
ખગ નિકટ ગયો જવ રાય, તેમ તેમ કળી આઘેરો જાય.
ધાઇ વસ્ત્રનો નાખ્યો પાસ, કળીજુગ લે ઉડયો આકાશ;
એક વસ્ત્ર પંખી ગયો લેઈ, નળ બેઠો કપાળે કર દેઈ.
અરે દૈવ તેં એ શું કર્યું, વસ્ત્ર જતાં કાંઇ ન ઉગર્યું;
ગયું રાજ છત્ર મહિમા ઘણો, ન રહ્યો અંગે સૂત્ર તાંતણો.
વિહંગમ વસ્ત્ર ગયોરે હરી, દમયંતી મા જોશો ફરી;
પાછે પાગે ગઈ સ્ત્રીજંન, આપ્યું અર્ધું વસ્ત્ર સ્વામી ઢાંકો તંન.
એકેકો છેડો પેહેર્યો ઉભે, તીરથ નાહે તેવાં શોભે;
અંનવિના અડવડીયાં ખાય, સતને આધારે ચાલ્યાં જાય.
મહાવનની આવી જંખજાળ, તે સ્થાનકે થયો સંધ્યાકાળ;
બંને બેઠાં દ્રુમને તળે, ચુંટી પત્ર પાથર્યાં નળે.
દુઃખની વાત કરી નવ નવી, દમયંતી નિદ્રાવશ હવી;
ક્ષુધા અંગેઅંગ રહી હસી, મુખ જાણે પૂનેમનો શશી.
નળે સુતી દીઠી સુંદરી, નિશ્વાસ મુકયો બે નયણાં ભરી;
કોણ દિવસ આવ્યો શ્રીહરી, એ દુઃખે પ્રાણ ન જાય નીસરી.
વૈદરભી વસુધાવશ પડી, દુઃખ નોતું દીઠું એક ઘડી;
ઘણે દોહેલે વરી મેં એહ, રૂએ રાજા જોઇને દેહ.
નખથી નિરખતાં જોયું મૂખ, ત્યારે મનમાં લાગું દૂખ;
કળિ વળી તેનું ચિત ફેરવે, રાજા મનમાં દ્વેષ મેળવે.
શી સગાઈ પરતનયાતણી, દુષ્ટ દમયંતી એ પાપણી;
શી પ્રીત છેહ દીધો જેણીએ, હું વિના મચ્છ ખાધાં એણીએ.
મલીન મન એનું નિરધાર, કો સમે માહારો કરે આહાર;
ન ઘટે એસું રહેવું મળી, રાયને ઉપજાવે બુદ્ધિ કળી.
તો સમે હૃદેની દાઝ, મુકું વનમાં એકલી આજ;
બુદ્ધભ્રષ્ટ મન રાજાતણું, કળીનો પ્રેર્યો ક્રોધે ઘણું.
મનમાંહે આશંકા ગણે, એક વસ્ત્ર પેહેર્યું બે જણે;
અધ્યે ચીર ફાડું બળ કરી, થાય શબ્દ જાગે સુંદરી.
હોય છુરી તો છેદું પટકૂળ, કળી થયો કાતું અનરથનું મૂળ;
નળે લીધું છુરીકા શસ્ત્ર, વચેથી વેહેર્યું અડધું વસ્ત્ર.
કટકા બે પટકુળના કરી, મૂકી નળ ચાલ્યો સુંદરી;
ગયો ડગલાં સાતજ ભરી, પ્રીત સ્યામાની સાંભરી.

નળ વિમાસણ મનમાં કરે, એકલી એ ફાટીને મરે;
વર્યો હું દેવતા પરહરી, વળી વનમાં સાથે નીસરી.
ત્રૈલોકમોહન એ માનની, કેમ વેદના સેહેશે રાનની;
ન ઘટે મૂકી જાવું મને, નળ આવ્યો દમયંતી કને.
દીઠું મુખ અંતર પરજળ્યો, સંભારી મચ્છ ને પાછો વળ્યો;
કળી તાણે વાટ વનતણી, પ્રેમ તાણે દમયંતી ભણી.
વિચાર વારિનિધિમાં પડયો, આવાગમન હીંડોળે ચહડયો;
સાત વાર આવ્યો ફરી ફરી, તજી ન જાયે સાધુ સુંદરી.
બળ પ્રબળ કળીનું થયું, પ્રેમબંધન ત્રુટીને ગયું;
સર્પ કંચુકીને તજે જેમ, મેં દમયંતી તજવી તેમ.
વૃક્ષ પત્રને જેમ પરહરે, પુનરપિ તે અંગી નવ કરે;
જેવું હોય વમનનું અંન, તેવી માહારે એ સ્ત્રીજંન.
કો વેળા મુને મારે નેટ, હું પેં વાહાલું એહેને પેટ;
એહેવું કહીને મૂકી દોટ, ઉવાટે દોડયો સાસોટ;
ત્યાં લગે ધાયો ભૂપાળ, રહ્યો જ્યાં થયો પ્રાતઃકાળ.

## વલણ.

કાળ ઉદે અરુણ તણો, ત્યાં લગે ધાયો ધીશરે;
જાગ્યો હૃદે થયું દુખ ઉદે, જ્યારે દીઠો દીશરે.

## કડવું ૩૪ મું-રાગ-રામગ્રી.

નળ જળ નયણે ભરે ને, કરે વિવિધ વિલાપ;
વ્યાકુળ અંગ પોતાતણું, અવની પછાડે આપ.
વૈદર્ભી વામા, રંક રામા, એકલડી વન મધ્ય;
ભય ધરશે, ને ફાટી મરશે, જીવ્યાની ટળી અવધ્ય.
નહીં મળે ફરી, કોકીલાસ્વરી, શે ઉપન્યો વિખવાદ;
મનગમયંતી, બોલ દમયંતી, નળે માંડયો સાદ.
વિશ્વમોહિની, સ્ટ્ષ્ટદોહિની, સુંદરી સૂજાણ;
વિરહિણી વલ્લભ, દર્શન દૂલ્લભ, બોલ પિયુના પ્રાણ.
વંન ફરતો, રૂદન કરતો, જોતો આવ્યાની વાટ;
કળીએ ચર્ણ ધર્ણનાં ભુસ્યાં, વંન કીધું નિરવાટ.
વડડાળે ભૂપાળ વળગ્યો, તે રૂએ હૃદયાફાટે;
મોહધારણ, કર્મકારણ, કેહે ભૂજ દેઈ લેલાટે.
રાય વિલપે, ઘણું કલપે, સંભારે સુખ સ્નેહ;
કયુધ આવી, મંન ભાવી, અન્યાએ દીધો છેહ.

અજગર વાઘ વરૂ નાગ છે, દારૂણ વનની હદ;
કરાડ કોતર, સિંહના સ્વર, શ્યામા ફાટી મરશે સદ.
દોહેલે પામી, ગજગામી, દેવ ગયા નિરમૂખ;
સ્વયંવર સાથ, સાંભળી વાત, સર્વ પામશે સૂખ.
કોણ નેત્ર લુહે, રાય રૂએ, એવે શબ્દ સાંભળ્યો ગાઢો;
લોહ પ્રેમજળ, મુકાવ રાય નળ, બળતાને બાહેર કાઢો.
સાંભળી વાણી, જાણી રાણી, રોઈ રોઈ બેઠો સ્વર;
હરખે ભરાયો, સ્વરે ધાયો, વીરસેન કુંઅર.
પાડે બરાડા, બળે દવાડા, તરફડે મોહોટો વ્યાળ;
કેહે દયાસિંધુ, દીનબંધુ, કાઢ નળ ભૂપાળ.
વહ્નીની વરદાન, ગયો સુજાણ, નાગે કીધો નમસ્કાર;
આપ પ્રાણદાન, હો ગુણવાન, કાંઇ હુંએ કરીશ ઉપકાર.
વિષથી ન બીધો, નાગ લીધો, જોજન દેહ પ્રમાણ;
ખાંધે ચહડાવી, મૂકયો બહાર લાવી, શાતા પામ્યો પ્રાણ.
પુણ્યશ્લોક સાચા, વિપ્રવાચા, મળ્યો વૈદર્ભીકાંત;
પૂછે નળ, દાધો સબળ, મુને કેહે માંડી વૃત્તાંત.

## વલણ.

વૃત્તાંત કેહે ભાઇ કોણ છે, પામ્યો બહુ પરિતાપરે;
સર્પ કેહે રાય સાંભળો, મુને હવો ઋષિનો શાપરે.

## કડવું ૩૫ મું.—રાગ દેશાખ.

બોલ્યો નાગ કરી પ્રણામ, રાય મહારૂં કરકોટક નામ;
હું પ્રાચિન કર્મે પામ્યો સંતાપ, સપ્ત ઋષિયે દીધો શાપ.
વિમાન જાતું હતું સ્વર્ગ ભણી, અજ્ઞાનતા જાગી મુજ તણી;
ફુતકારી ફણા નાખી જ્વાળ, દાધા સપ્ત ઋષિ ચહડયો કાળ.
પાતત તેં નાંખી વિષની લેહેર, બળ દવમાં અવની ઉપેર;
બહુકાળ લગે વાસો વહ્નીમાંય, ભોગવ દુઃખ જીવ નહીં જાય.
મેં જાણ્યું શાપ ટળે નહીં ખરો, મુને શાપનો અનુગ્રહ કરો;
વહ્નીની વેદના દોહેલી ઘણું, કહ્યું દરશન થાશે નળતણું.
પુણ્યશ્લોક બાહેર કાહાડશે, તે તુને શાતા પમાડશે;
તે દિવસનો વન દાઝુ છૌં અહીં, સાત સહસ્ર વરસ ગયાં વહી.
તે તમો આજ દુઃખ ટાળીયું, પુણ્યશ્લોકપણું પાળીયું;
માહારી દેહને અતિ સુખ થયું, ઋષિ વચનનું ફળ લહ્યું.

એહેવું કહીને સર્પજ ધસ્યો, કરકોટક નળને કંઠે ડસ્યો;
લાગી વિખજ્વાળ દાધો ભૂપ, કાળી કાયા થયું કુબડું રૂપ.
કાજળપેં શ્યામતા વિશેષ, વાંકું મુખ પંચવર્ણા કેશ;
છતે દાંતે ડાચાં ગયાં મળી, નીસરી ખુંધ કટી બેવડ વળી.
નળ કેહે ધંન કદ્રુકુમાર, ઘણો રૂડો કર્યો ઉપકાર;
તુંને મેં આપ્યું પ્રાણદાન, તેં હુંને કીધો સાહી સમાન.
નાગ કેહે રખે દુઃખ ધરો, જોતાં એ ઉપકાર છે ખરો;
ગુપ્ત રેહેવું સંવત્સર ત્રણ, કો નવ ઓળખે એહેવું વર્ણ.
ત્રણ વસ્ત્ર આપું છઉં ભૂપ, પરિધાને થાશે મૂળગું રૂપ;
તે જોયાં પેહેરી પરીક્ષા કરી, તતક્ષણ કાંતિ ભૂપની ફરી.
હરખ્યો નળ થયું દિવ્ય કામ, નાગે બાહુક ધરિયું નામ;
ભૂપાળ વ્યાળ થયા વીદાય, ગયો અયોધ્યા નૈષધરાય.
દેખી માણસ નાહાસે અરાંપરાં, ધાયે બાહુક પૂંઠે છોકરાં;
જે જે મારગ મહીપતી પળે, તાંહાં માણસ જોવાને મળે.
હસે લોક રૂપે લીહ વાળી, પૂંઠે છોકરાં પાડે તાળી;
રાજસભામાં રાજા ગયો, પ્રતિહાર સાથ ખસીને રહ્યો.
હસી સભા હસ્યો ઋતુપર્ણ, વિધિયે આ કાંહાં નિરમ્યું વર્ણ;
હારે કાજળ ને જાંબુફળ, જાણે રૂપે બીજો નળ.
કોહો કોણ છો સ્વરૂપના ધામ, કેમ આવવું પડયું શું કામ;
નળ કેહે માહારૂં બાહુક નામ, આવ્યો ઊદર ભરવા કામ.
અશ્વમંત્ર જાણું રાજંન, એક દિવસે ખેડું શત જોજંન;
કેહે ઋતુપર્ણ મોટું કારણ, આ રૂપ ને વિદ્યા અસાધારણ.
નળ ઈંદ્રવિના કો જાણે નહીં, મંત્રપ્રાપ્તિ તુંને કયાંથી થઈ;
મંત્રપાઠ કરતા નળરાય, હું નળનો સેવક શીખ્યો વિદ્યાય.
કો સમે પ્રકાશી ભણતા તેહ, ત્યાંથી વિદ્યા હું પામ્યો એહ;
નૈષધનાથ તે વનમાં ગયો, તે દુઃખે હું આહાવો થયો.
આવ્યો છઉં રહેવા તમકને, અંનવસ્ત્ર આપજો મને;
નહીં કરૂં હું નીચું કામ, નહીં ધરાવું સેવક નામ.
રાયજી તમને નહીં નમું, સ્વયંપાક કરીને જમું;
રાજા કહે રહો જેમ તેમ, વિદ્યાવાન જવા દેઉ કેમ.
હયદાસપતિનો અધિકાર, સેવક માત્ર કરે નમસ્કાર;
જદ્યપી માન પામે ઘણું, પણ કહેવાયે દાસત્વપણું.
અશ્વપતી મહારાજા થયો, હયશાળામાં વાસો રહ્યો;
છે વિજોગની વેદના ઘણી, નિત્યે સુએ શ્લોક એક ભણી.

## श्लोकः स्वागतावृत्तं.

आतपे धृतिमता सहवध्वा । यामिनी विरहिणा विहगेन।
सेहिरे न किरणा हिमरश्मे । दुःखिते मनसि सर्वमसह्यम्॥

### ભાવાર્થ-વસંતતિલકા છંદ.

જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે, તે સંગ રંગ રમતાં રવિતાપ સાંખે;
રાતે વિજોગથકિ ચંદ્રપ્રકાશ ખૂંચે, જો દુઃખ હોય દિલમાં કશું એ ન રૂચે.

### રાગ ચાલતો.

એવું કહિને કરે શયંન, વિસ્મય થાય પાડોશી જંન;
બાળ બીહામણો આવી વસ્યો, કદરજને વિજોગ તે કશો.
તે સ્ત્રીએ સુકૃત શું કર્યું, જેણે આ સ્વરૂપને વર્યું;
વારૂ થયું જે વીપત પડી, આ ભૂતથી છૂટી બાપડી.

### વલણ.

બાપડી છૂટી લોક કેહે, રહ્યો રાયને રીઝવીરે;
વૃહદસ્વ કેહે યુધિષ્ઠિરને, દમયંતીની શી ગત હવીરે.

### કડવું ૩૬ મું.-દોહરા.

સ્વપનૂં આવ્યું નારને, મુકી જાય છે નાથ;
જાગી ઉઠી અચાનકે, ગ્રેહેવા પ્રભુનો હાથ.
વૈદર્ભી થઈ ગાભરી, વળી જુએ ચોપાસ;
અમ અબળાનાં હૃદે કારમાં, બીહું તમારે હાસ,
જોયું વંન ફરી ફરી, સમ દેઇ કીધા સાદ;
પછી રૂએ બહુવિધકરી, પામી અતિ વિષાદ.

### રાગ-મારૂ.

અમો અબળા માણુસ બીહીજે, નવ કીજે હાસ, હો નળરાય;
કેમ ધીરજ ધરૂં હું નારી, તમારી દાસ, હો નળ૦
રાત્ર અંધારી તો માહારી, વલે કોણ થાશે, હો નળ૦
તમ ચર્ણકેરી આણ, પ્રાણ મુજ જાશે, હો નળ૦
આંહાંતો બોલે સાવજ, નાગ વાઘ ને વરૂ, હો નળ૦
બોલો બોલો વાહાછો કયમ, સમ હું તો મરૂં, હો નળ૦
હાંહાંજી જાઓ છો હાડ, રાડ થશે ફાંસુ, હો નળ૦
અગોપ રહ્યા ન આવે દયા, દેખી આંખડીએ આંસુ, હો નળ૦
તમારાં પગલાં નત્ર પેખું કંથ, પંથ કેમ લહુંરે, હો નળ૦
નિશા અંધારી ભયાનક, સ્થાનક કેમ રહુંરે, હો નળ૦

નૈષધ દેશની રાણી, તાણી અતીસેં રોયરે, હો નળ૦
પ્રભુજી અંગ અવેવ મારા, તારા જોયરે, હો નળ૦
ઘેલી સરખી ચાલે, વાહાલે વછોડીરે, હો નળ૦
માડયું વલવલવું જોવું, રોવું મુક્યું છોડી, હો નળ૦
વલવલતી વૈદરભી વાટે, ઉચાટે ભરી, હો નળ૦
કારણ સ્વામી શું ય, હું ય પરહરી, હો નળ૦
વાહાલા નવ દીજે છેહ, નેહ વિચારો, હો નળ૦
કર્મે વાળ્યો આડો આંક, વાંક શો માહારો, હો નળ૦

## વલણ.

શો અપરાધ માહારો સ્વામી, દારૂણ વનમાં મુકી ગયારે;
અલ્પ ભ્રાંતે હું તજી, અંતર ન ઉપજી દયારે.

## કડવું ૩૭ મું.—રાગ રામગ્રી.

વૈદરભી વનમાં વલવલે, અંધારી રાત;
ભામની ભય પામે ઘણું, એકલડીરે જાત. વૈદરભી.
રસનાયે નામજ નળતણું, મુખ જપતીરે જાય;
શુદ્ધ નથી શરીરની, ભાંજે કંટક પાય. વૈદરભી.
રોઈ રોઈ રાતી આંખડી, ભરે આંસુ નીર;
નયણે ધારા બન્ને ઝરે, વેરે અંગ રૂધીર. વૈદરભી.
હીંડતાં તે આખડે, પગમાં વાગે ઠેસ;
ચાલતી ઉભી રેહે, ભરાગે કાંટે કેશ. વૈદરભી.
અંગે ઉઝરડા પડયા ઘણા, વેહે શોણિતધાર;
હો નળ હો નળ બોલતી, બીજો નહીં વિચાર. વૈદરભી.
ઊંડા કોતર ઉતરે, ચઢે ગીરી કરાડ;
અશુદ્ધે ઉધડકે નહીં, પાડે વાઘ ખરાડ. વૈદરભી.
વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ;
રાફ માંહે સાપ ફુંફવે, ઘણું ઘુઘુવે ઘોહ. વૈદરભી.
શબ્દ પશુ પખીતણા, ન પડે કાંઈ પ્રીછ;
વરૂ વણીઅર બીહાવે અર્ણમાં, ધાયે વળગવા રીંછ. વૈદરભી.
શૂકર રોઝ ચિકારડા, ચીતરા દે ફાળ;
ફાલુનાદ હોયે ઘણા, બહુ બોલે શીઆળ. વૈદરભી.
આંબા આંબલી લીમડા, અરીઠા અપાર;
શીમળ સમડી સેગઠા, ન સૂઝે પંથ વિચાર. વૈદરભી.

ખેર ખાખર ને કંચકી, કંટાળા થુએર;
બાવળીયા બહુ બોરડી, સરગુવા સમેર. વૈદરભી.
આખડી પડતી સુંદરી, ચર્ણે વેલા વીટાય;
છુટા કેશ કામનીતણા, ઝાંખરે ઝીટાય. વૈદરભી.
વૃક્ષ અથડાએ અંગસું, મુકે કાંટામાં પાય;
શુદ્ધ નથી રે શરીરની, ભજતી નળરાય. વૈદરભી.
દિવસ નિશા પ્રીછે નહીં, એહેવું ધાડું અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, ત્યાં દિવસ ત્રણ. વૈદરભી.
અંન ઉદક પામી નહીં, નહીં બેસવું શયંન;
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમયંતાં વંન. વૈદરભી.

## વલણ.

વન ભયાનક ભામ્યની ભમી, દિવસ ત્રણ ગયા વહીરે;
વાટ ધાટ ને ગામ ઠામ કાંઈ, પ્રેમદા પામી નહીરે.

## કડવું ૩૮ મું.–રાગ રામગ્રી.

ભૂલી ભમે છે ભામની, નૈષધનાથની નારરે;
હો નળ હો નળ બોલતી, ભીમકરાજ કુમારરે. ભૂલી.
ધોવાયું કાજળ આંસુએ કરી, વેદનાએ વ્યાકુળરે;
અર્ધ ઉઘાડી દેહડી, નાથે ફાડયું છે પટકૂળરે. ભૂલી.
એહેવે દીઠો એક ચીતરો, ધાઈ દમયંતી ઉલટરે;
પૂછે ભાળ નળ ભૂપાળની છે, તારા જેવી કટરે. ભૂલી.
શાર્દૂલ દીઠો વાટમાં, વૈદરભી પૂછે ધરી વાહાલરે;
નૈષધનરેશ વાટે મળ્યા, છે તાહારા જેવી ચાલરે. ભૂલી.
સાવજ થાયે ગાભરા, ભય પામી નાસી જાયરે;
રખે વનદેવી અમને ઝાલતી, પશુઅરિ કંપાયરે. ભૂલી.
પૂછે ઊંચા દ્રુમને તાહારી, ગગને ગઇ ડાળરે;
તરુવર જો માહારી વતી, કહીં દીસે ભૂપાળરે. ભૂલી.
પર ઉપકારી સદા તમો, વળો શીતળ તારી છાંયરે;
નૈષધનાથ કયહું દીઠડા, જોઉં છૌં વનમાંયરે. ભૂલી.
તરૂ ઉત્તર આપે નહીં, તેમ તેમ રાણી રોયરે;
પુણ્યશ્લોકે જ્યારે પરહસ્યાં, શત્રુ થયાં સર્વ કોયરે. ભૂલી.
અજગર પડયો છે વાટમાં, વીકાશી મુખ ભાગરે;
દમયંતીએ જાણ્યું નહીં, તેનાં મુખમાં મુક્યો પાગરે. ભૂલી.

ચરણ ગળ્યો જાનું લગે, વિષ ચઢી ગયું શરીરરે.
પડી ભોમ સાદ નળને કરે, મુખે પાડે રીરરે. ભૂલી.
અજગર આનંદ પામીઓ, ભલું જડયું ભક્ષરે;
વૈદર્ભી ઘણું વલવલે, ઉંચાં ચઢી ગયાં ચક્ષરે. ભૂલી.
કંઠે બંધાઈ કાચકી, મુખે પડીઓ શોકરે;
મર્ણ સમે મુકે નહીં, હૃદે રસના પુણ્યશ્લોકરે. ભૂલી.
રોતી રાણી સાંભળી, પારધી આવ્યો ધાઇરે;
પગ દીઠો અજગર મુખમાં, તેણે શ્યામાનો સાહીરે. ભૂલી.
પારધીએ અજગર મારીઓ, કોહોવાડાને ઘાયરે;
જાન કરીને મુકાવીઓ, નળપત્નીનો પાયરે. ભૂલી.
વૈદર્ભીને વિષ ચહડયું નહીં, છે વાસવનું વરદાનરે;
કરતળ વાસ સુધાતણો, દેહી રહી પરમ નિધાનરે. ભૂલી.

## વલણ.

દેહી રહી પરમનિધાન, હળાહળ ગયું ઉતરીરે;
કેહે ભટ પ્રેમાનંદ પછે, શું દુઃખ પામી સુંદરીરે.

## કડવું ૩૯ મું—રાગ મારૂ.

વિષધર મારયો વ્યાધે આવી, મહીલા મૃત્યુથકી મુકાવી;
વ્યાધે અજગર લીધો હાથે, ચાલ્યો તેડી દમયંતી સાથે.
પારધી હીંડયો જગને જીતી, વૈદરભી જાય બીહીતી બીહીતી;
ગયો એક તળાવની તીર, પ્રક્ષાલણ કીધું સર્પ શરીર.
દેખતાં દમયંતી પ્રત્યક્ષ, તે અજગર કીધો ભક્ષ;
મુખનુ પાસું રેહેવા દીધું, બાકી શરીરનું ભોજન કીધું.
દમયંતી વિસ્મે હવી, આ તો વારતા દીઠી નવી;
જીવાંતક કહે હો નારી, તમો દીઠી વિદ્યા અગારી.
મનની ખટપટ સઘળી છાંડો, પ્રેમ કટાક્ષ મુજપર માંડો;
હું તો પારધીપતિ છોં વ્યાધિ, પટરાણી કરૂં ભલે લાધી.
કુણ માત તાત કુણ સ્વામી, વન નીસર્યાં વૈરાગ પામી;
એખલાં આવ્યાં આણી દશે, કોણ નામ બોલો રળી રસે.
કોણે વચન કહ્યું કવરધું, કાં અંબર અંગે અરધું;
શું નળ નળ મુખે જપો, છો ડાહ્યાં ઘેલામાં ખપો.
જદપી દુઃખ તમને પડિયું, પણ ભાગ્ય મારૂં ઉઘડિયું;
એમ કહિને ગયો સ્પર્શ કરવા, ત્યારે અખળા લાગી ઓસરવા.

ધરશો રાહુ ચંદ્રને ચાંપે, તેમ દમયંતી થરથર કાંપે;
મા ભરિશ ઓરૂં ડગ, તુજપર તૂટી પડશે ખડગ.
હું તો ભીમકરાયની બાળી, અલ્યા હું નહિ ચૂકવા વાળી;
હું તો દમયંતી નળની નારી, પારધિ કહે ભાગ્યદશા મારી.
એવું કહીને પારધિ ધશિયો, અબળાને ક્રોધ મન વશિયો;
મૂરખ કહ્યું માનરે મારૂં, હો જમપુરના વટેસારૂ.
ઉપકાર તારો હું જાણું, તે માટે હું દયા કાંઇ આણું;
બળ મા કર તું મુજ સાથે, મુરખ મરણ ચડયું છે માથે.
કેમ જવા દેઉં ભોળી લામ, મુજ વિરહીતણો વિશ્રામ;
હુંમાં શો અવગુણજ દેખો, મને શા માટે ઉવેખો.
મારે મંદિર સ્ત્રી છે તરણુ, તે રહેશે તમારે ચરણુ;
આપણ બે જીવ જીવશું જડિયાં, કોણ સુકૃતથી સાંપડિયાં.
થનાર હશે તે દેઈશ થાવા, પણ નહિ દેઉં તમને જાવા;
સુખે પારધિ વંશમાં વરતો, હું નળથી નથી કાંઈ નરતો.
લક્ષણવંતિ મને લોભાવો, પૂરી વાસ સદન શોભાવો;
અન્ન વસ્ત્ર વિના ન દુભાવો, લ્યો ગૃહસ્થાશ્રમનો લાવો.
ભક્ષદુઃખ ન ધરશો ચિત્ત, સત પશૂ વેધું છું નિત્ય;
ઊચું જોઇ કહે ધન્ય વિધાતા, મને દમયંતીનો દાતા.
મારી કર્મદશા છે ચડતી, વૈદરભી પામ્યો રડવડતી;
દેવ નહીં પામ્યા ખપ કરતાં, મને વાર ન લાગી વરતાં.
તૃણનો મેરૂ ને મેરૂનું તરણ, તારી લીલા અશરણશરણ;
ભોગવિ ન શક્યો નૈષધસ્વામી, નળે ખોઇ નારી મેં પામી.
શું નળ નળ જંખના લાગી, પહોર નિશાયે ગયો ત્યાગી;
શે લોભે લ્યો નળનું નામ, જેણે દુખિયાં કીધાં આમ.
બોલો આધાર પ્રાણજીવન, ધાયો દેવાને આલિંગન;
ક્રોધે સતિયે સંભાળ્યું સત્ય, રોઇ સમર્યા કમળાપત્ય.
વિઠ્ઠલજી ચડજો વારે, હું તો રહી છું તમ આધારે;
છો વિપત સમેના શામ, મધુસૂદન રાખો મામ.
આપ્યું પદ ધ્રુવને અવિચળ, ગ્રાહથી મુકાવ્યો મદગળ;
રાખ્યો પ્રલ્હાદ વસિયા થંભ, રક્ષા કરો ધરો ન વિલંબ.
સત હોયે સદા નિરંતર, અસતથી હોઉં સ્વતંતર;
ન મુકયા હોયે નળ મનથા, કદષ્ટે ન જોયું હોયે અન્યથા.
આપત્કાળ રહી હોઉં સત્યે, નળ સમરી રહી હોઉં શુભમતે;
પંચ મહાભૂત સાક્ષી ભાણ, ન ચુકી હોઉં નળનું ધ્યાન.

સત બળે દેઉં છો શાપ, ભસ્મ થાજે બ્યાધીનું આપ;
વચન નીસર્યું મહિલાનાં મુખથી, અગ્નિ લાગો પગના નખથી.
સ્તવન કીધું બેહુ કર જોડી, નમતામાં થયો રાખોડી;
પ્રેમદા પામી પરિતાપ, ઉપકારીને દીધો શાપ.
જદપી વ્રત ન ભાગું, પણ લૌકિક લાંછન લાગું;
લોકને પારધીનો સંદેહ, માટે પાડું હુ મારી દેહ.
પ્રાણત્યાગે નથી હું બીહીતી, શું કરૂં સ્વામી પાખે જીવી;
કેશનો પાંગરો ગુંથો ગઠે, લેઈ ભરાવ્યો ફાંસો કઠે.
હો વિષ્ણુ એટલું માગતી મરૂં, નળની દાસી થઇ અવતરૂં;
એવે કળજુગે ધાર્યું મંન, કરૂં કૌતક હું ઉત્પન્ન.
મર્ણથી ઉગારી લીધી, ત્યાં માયા કળીએ કીધી;
દીઠી તાપસ આશ્રમ વાડી, ગઇ દમયંતી ફાંસો કાહાડી.
નગ્ન દિગંબર છે મહંત, ગઇ પાસે હરખ્યું ચંત;
બોલે કળીજુગ નાસો અહીં, અપ્રીત મચ્છ માટે થઇ.
શકે ભીમકસુતા દમયંતી, તજી નાથે હીંડે ભમયંતી;
અલ્પ અપરાધની ભ્રાંતે, કામની તજી છે કાંતે.
ભીમક સુતા આનંદી અપાર, જોગી જગદીશનો અવતાર;
ફરી ફરીને પાગે નમે, નળનું પ્રશ્ન કરોજી તમે.
મુની કહે નળને છે ક્ષેમ, પણ ઉતર્યો તુજથી પ્રેમ;
નળ નારી શોધે છે અન્ય, તું કરજે જે ઉપજે મંન.
તવ હરખ્યો પ્રેમદાનો પ્રાણ, મારા પ્રભુને છે કલ્યાણ;
લક્ષ નારી કરો રાજાન, પણ માહારે નળનું ધ્યાન.
હરીહર તે જાણી નળ, નારીએ લીધાં જળ ફળ;
પામી વિરામ કીધું શયંન, નિદ્રાવશ થઈ સ્ત્રીજંન.
સ્વપ્નાંતર દીઠા નળરાય, જાગી તો દુખ બમણું થાય.

### વલણ.

નળની સ્ત્રી નિદ્રામાં, સ્વપ્નવિષે પુણ્યશ્લોકરે;
ચાર ઘડીએ જાગી ચતુરા તો, આશ્રમ વાડી ફોકરે.

### કડવું ૪૦ મું—રાગ મલ્હાર.

ભીમકસુતા જાગી કરીને, ચાહારે દિશાએ જોયરે;
નહીં તાપસ વન બીહામણું, નળની નારી રોયરે.
હું પાપણીને પગલે કરીને, મુનીએ મુકયો ઠામરે;
મેં કોણ કૃત્યરે આચર્યાં જે, વીપત પડે છે આમરે.

હીંડે સાદ કરંતી વનમાં, ત્રિભોવનનાયક નરરે;
ગગને રહ્યા હરખે ઘણું, મેં ઉવેખ્યા અમરરે.
લક્ષ વંતે લોક હસાવ્યા, સ્વયંવરના સર્વેરે;
અજ રિપુને વહીજાય છે, કૌતક કેરૂં પર્વેરે.
એવું જાણી મારા નાથજી, દાસીની લેજો સંભાળરે;
હો વિહંગમ વેલીસાળીયા, મુને મુકી નળ ભુપાળરે.
હો વજાવતી માવડી માહારૂં, ઢાંક ઉઘાડું ગાત્રરે;
હો ભીમક માહારા તાતજી શોધી, મનાવજો જામાત્રરે.
હો નૈષધ દેશના રાજીયા, અણચિંત્યું દો દર્શનરે;
ભૂપરૂપને જાણીં ભામણે, હો સલુણા સ્વામીનરે.
વૈદરભી નાથવિજોગણી, વિરહે વ્યાકુળ શરીરરે;
ચતુરાને વન ચાલતાં, આવ્યું સરિતાતીરરે.
આનંદી અબળા અતિઘણું, ઉતરતા દીઠા લોકરે;
ધાઈને પુછે પ્રેમદા ભાઈ, દીઠા કહી પુણ્યશ્લોકરે.

## વલણ.

પુણ્યશ્લોક છે એ સાથમાં, પુછે નળની નારીરે;
નદી ઉતરતાં આશ્ચર્ય પામ્યા, પરદેશી વેપારીરે.

## કડવું ૪૧ મું–રાગ મારૂ.

સ્વાસ ભરી પૂછે સતી, વેપારીરે; કયહું દીઠા છે નૈષધપતી, વેપારીરે.
પ્રભુ ગયા છે પરહરી, વેપારીરે; છે તમમાં વાત કહો ખરી, વેપારીરે.
કાંઇ દેખાડો નળ નાથને, વેપારીરે; રૂડું હજો સઘળા સાથને, વેપારીરે.
સાચું બોલો જળતીર છો, વેપારીરે; તમે વિપત સમેના વીરછો, વેપારીરે.
રૂપે બ્રહ્માએ વાળી હઘરે, વેપારીરે; માહારો સ્વામી ઓળખીયે સઘરે, વેપા॰
છે અદભુત ગોરૂં ગાત્રરે, વેપારીરે; દીઠે અડસેઠ વળે જાત્રરે, વેપારીરે.
ગોરૂં મુખ મુછ વાંકડી, વેપારીરે; મોટી આંખ ચાલ છે ફાંકડી, વેપારીરે.
ચાલ જેની છે લટકતી, વેપારીરે; કાંતિ મણી જેહવી ચટકતી, વેપારીરે.
કંઠે મોતીનું લેહેરીયું, વેપારીરે; અરધું પટકુળ પેહેરીયું, વેપારીરે.
મુગટે માણેક ઝળકતાં, વેપારીરે; કરણે કુંડળ લળકતાં, વેપારીરે.
અધર આંબાની કાતળી, વેપારીરે; વિશાળ હૃદે કટિ પાતળી, વેપારીરે.
બોલ સાકરપેં મીઠડા, વેપારીરે; એહેવા નૈષધનાથ દીઠડા, વેપારીરે.
વણજારા એમ બોલ્યારે, સુણ શ્યામારે; નિર્લજ વનમાં શું ફરે, સુણ શ્યામારે.
કો કેહે ફૂલ્યા વન વસી, સુણ શ્યામારે; કો કેહે દીસે રાક્ષસી, સુણ શ્યામારે.
કો કેહે મોટી પાપણી, સુણ શ્યામારે; કો કેહે દીસે શાકણી, સુણ શ્યામારે.

કો કહે હું નૈષધપતી, હો ઘેલીરે; આવ આલિંગન દીજે સતી, હો ઘેલીરે.
વાંકી દૃષ્ટે જોયે ઘણા, હો ઘેલીરે; દુઃખ પામ્યામાં નહીં મણા, હો ઘેલીરે.
રોતી નાવ બેઠી સુંદરી, સુણ રાયરે; લોકમાંહે મળી ઉતરી, ધર્મરાયરે.
વેપારી ત્યાં વાસો રહ્યા, સુણ રાયરે; બે પોહોર નિશાના ગયા, ધર્મ૦
નયણે આંસુડાં ગળે, સુણ રાયરે; દમયંતી બેઠી ઝાડ તળે, ધર્મ૦
ગજજૂથજળ પીવાં આવ્યાં,સુણ રાયરે;સિંહ થઇ કળીયે બીહાવીઆં, ધર્મ૦
ભડકી મેગળમંડળી, સુણ રાયરે; વેપારી માર્યા મગદળી, ધર્મ૦
જે સતીને કુત્સિત વાક્ય બોલીયા,સુણ રાયરે;તે પાપીગજેરગદોળીયા, ધર્મ૦
અધિષ્ઠાતા વેપારીતણો, સુણ રાયરે; તેડયો જીવતો સાથ આપણો, ધર્મ૦
ભાઇઓ કુતોહળ મોટું હવું, સુણ રાયરે; મુનેઘટેછેવન બીજે જવું, ધર્મ૦
એહે વે કળીજુગ પાપી આવીયો,સુણ રાયરે;વેષ તે જોશીનો લાવીયો, ધર્મ૦
તિથિપત્ર વાંચીને એમ કેહે,સુણ રાયરે;એતો વેપારી કો જીવતો ન રેહે, ધર્મ૦

## વલણ.

નહીં રેહે કો જીવતા, ઉત્પાત દારુણ હોયરે;
એ કૃત્યા આવી કાલની, તેણીએ ખાધાં સર્વ કોયરે.

## કડવું ૪૨ મું.—રાગ મેવાડો.

દેખાડી દીધી હો, કળિયે સુંદરી;
ધાયા વેપારી હો, લાવ્યા બંધન કરી.
સર્વે ઠરાવી હો, અબળા શાકણી;
નળને સમરે હો, મધૂર ભાષણી.
બોલ્યો અધિકારી હો,'મારો સરવે મળી;
પડયા ત્રુટી હો, અબળાને નાખી દળી.
ગડદા ને પાટુ હો, પાહાણુ ને લાકડી;
એણીપેરે મારી હો, બાળા બે ઘડી.
રહ્યું બોલાતું હો, કંઠે કાંટા પડે;
બંધન ત્રુટું હો, નાહાસતી આખડે.
હું વધૂ દેખી હો, પૂર્વજ લાજીયા;
મુને રાખો હો, નૈષધ રાજીયા.
ત્રાસે નાહાસે હો, પાછું ફરી જુએ;
રાજ મારગે હો, દમયંતી રૂએ.
અંગે ઢીમાં હો, રૂધિરધારા ઝરે;
બહુ સળ ઉઠયા હો, અવિલોકન કરે.

ઉષ્ણુજ રેણુ હો, ચરણે દાઝેરે;
કળી પુઠે પડીયો હો, દેવા દુઃખ કાજેરે.
નગ્ર એક આવ્યું હો, અબળા ઓહોલાસીરે;
રાજ કરે છે હો, ભાનુમતી માસીરે.
પુરમાં પેઠી હો, આપત અવસ્તારે;
ઘેલી જાણી હો, લોક સહુ હસતારે.
બાળક પૂઠે હો, તાળી પાડેરે;
શે ઢાંકે કાયા હો, રેણુ ઉરાડેરે.
પૈદરભી વીહીલી હો, શેરી ચહુટે ફરેરે;
નાંખે કાંકરા હો, કર આડા ધરેરે.
છજે બેઠી હો, માસી ભાનુમતીરે;
મોકલી દાસી હો, તેડાવી સતીરે.

## વલણ.

સતી તેડાવી રાણીયે, જે અબળા ઉભી રહી રે;
ભાણેજે માસી ઓળખી પણ, માસીયે ભાણેજ ઓળખી નહીં રે.

## કડવું ૪૩ મું.—રાગ ગોડી.

દમયંતી મંદીરમાં પળે, અવાસ ન આવે આંખડી તળે;
ભાનુમતી જોઈ વિસ્મે હવી, કેહે પ્રેમદા કોણે પરભવી.
પ્રભુતા તાહારા તનમાં રમે, ભાગ્યવાન દીસે કાં વન ભમે;
છો રુદ્રાણી બ્રહ્માણી કે વૈષ્ણવી, કોણ કારણ રૂપ ધર્યું માનવી.
લૌકિક કષ્ટ વેઠો છો માત, કોહો મન મુકી જથારથ વાત;
બાઈ હું માનવી સર્વથા, કર્મજોગે ભોગવવી વ્યથા.
નરનારીયે તીર્થ જાત્રા માંડી, અંતરિયાળ પ્રભુ ગયા છાંડી;
ન જાણીયે શું દુઃખ મનમાં ધરી, નિશાયે નાથ ગયો પરહરી.
કર્મકથા એ માતા માહારી, માસી કેહે સાંભળ નારી;
કહીંએક તું દીઠી છે ખરી, જાણે ભગિનીની દીકરી.
પણ તેને નોહે અવસ્થા એહેવી, રૂપે છે તું દમયંતી જેહેવી;
સુખે રેહે સદનમાં સતી, તુ માહારે જેવી ઇંદુમતી.
સુબાહુ માહારો સુત જેહ, બેહેન કહીને રાખશે તેહ;
કેહે દમયંતી રાખી મામ, નહીં કરૂં હું નીચું કામ.
દહાડી એક વિપ્રને આપું અંન, હવિષ્યાન્ન કરૂં ભોજંન;
એહેવું સાંભળી હરખ્યાં રાણી, રાખી પ્રેમદા ઉલટ આણી.

સતી નામ ધરાવી રહી, દમયંતી ઓળખાઈ નહીં;
રાતદિન કરે નળનું ધ્યાન, વિદેશી વિપ્રને આપે આમાન.
તેડાવે ટેહેલીઓ વાટે જતો, જાણે નળ સ્વામી થાય છતો;
હવિષ્યાન્ન જમે ને અવની સૂએ, દેહ દમન કરી દિન ખૂએ.
સાંભરે સુખ ત્યારે તન તપે, રાત દિવસ નળને જપે;
એમ ઘણા દિવસ ગયા વહી, કળીને મન ચંતા થઈ.
નળથી મંન ચળે નહીં સતી, તો કેમ વરાય માહારીવતી;
જો દ્વેષ આણે નળ સાથે, તો દમયંતી આવે હાથે.
કાંઇ વળી વિપત પાડું, એહેને માસી સાથે વહરાડું;
માસીની કુંઅરી ઇંદુમતી, એક દિવસે નાહાતી હતી.
દમયંતી પાસે તે સમે, સંગ ઇંદુમતીને ગમે;
મોતીનો હાર કંઠેથી કાહાડયો, ભીંતને ટોડલે વળગાડયો.
ટોડલામાં પેઠો પાપી કળી, મુક્તાફળની માળા ગળી;
ઇંદુમતીએ માંડયો સણગાર, જુએ તો નવ દેખે હાર.
અહેરોપહેરો તે ખોળ્યો ઘણું, વિચાર્યું એ કૃત્ય દાસીતણું;
પૂછ્યું તેડીને એકાંત, બાઈ તુજપર આવે છે ભ્રાંત.
લાવ વેહેલી કાંહાં મુકી માળા, દમયંતીને લાગી જ્વાળા;
બાઇ બેહેન મા ચહડાવો આળ, પૃથ્વી જાશે રસાતાળ.
જોઇ બોલવું વદને વાંક, સ્વામીદ્રોહી પડે કુંભીપાક.

## વલણ.

કુંભીપાક પડે સર્વથા, સાચું ન બોલે જેહરે;
ઘેર રાખી, રંક જાણી, હશે કાં આપો છેહરે.

## કડવું ૪૪ મું.—રાગ પરજીયો.

ઇંદુમતી કેહે બાઇ સાંભળ, લોકને કાં સંભળાવો;
કેહે વૈદરભી વણ ચોરીયે, શા માટે અકળાવો.
હાથમાંહેથી હાર લઇને, ના કેહે કેમ ચાલે;
તસ્કર કરીને તો બાંધે જો, વસ્તુ હાથે ઝાલે.
મિથ્યા હું કેહેતી નથી, કોણ માળા લે તુજ પાખે;
એહેવી ચોરટી હું હઉં તો, રાજમાતા કેમ રાખે.
માતા મારીએ માન દીધું, સતી સરખી જાણી;
અસાધવી મુને કેમ ઓળખી, શું લેતાં ગ્રહ્યો છે પાણી.
અમે પરીક્ષા તારી કરી જો, ભરતારે પરહરી;
બાઈ હું મેહેણાં જોગ થઈ, તમારા ઘરની પેટભરી.

ચોરી કરવી આંખ ભરવી, એ તે કયાંનો ન્યાય;
એહેવે રાજમાતા પધાર્યાં, રોઈ બંને કન્યાય.
આપ આપણું દુઃખ કેહે માતાને, નયણે ઢાળી આંસું;
એક કેહે માહારો હાર લીધો, એક કેહે ચોરી ફાંસુ.
ચતુરશિરોમણી રાજમાતા, અંતરમાં વિમાસે;
માળા ગઈ તે મોટું અચરજ, સતીને કેમ કેહેવાસે.
તું તો દેવી જેવી દીસે છે, નારાયણની દાસ;
આપો હાર કલેશ નિવરતે, જો કીધું હોએ હાસ.
સરખે સરખાંમાં હોય કૌતક, આપો હાર મોતીતણો;
રાજકુંઅર રીસાળ ઘણું છે, જાણે થશે કલેશ ઘણો.
માળા હોયે આપણા ઘરની, તો ફરી શોધ નવ કીજે;
છે શ્વશુર પક્ષની સરવે જાણે, તેહેને શો ઉત્તર દીજે.
હૃદે ફાટતે કેહે દમયંતી, અપવાદ દીધો એહેવો;
હાં હાં બાઈજી હાર તમારો, લીધો છે મેં દેવો.
ન ઘટે રાજમાતાજી તમને, દુઃખ દેવું ઘેર રાખી;
અમો ન હોઉં ચોરી કરનારાં, છૌં જશના અભીલાખી.
ઇન્દુમતી કેહે આપે છુટશો, શો શોહોર કરવો ઠાલો;
માળા માહારી કરમાં મુકો, જો જશ હોયે વાહાલો.
સેવક સખીયો એમ કેહે છે, એણીએ માળા લીધી;
મારો બાંધો તાણો પછાડો, અબળા આકળી કીધી.

## વલણ.

કીધી એ નિશ્ચે ચોરટી, રાજમાતાએ જણાવી રીશરે;
દમયંતી દુઃખ પાંમી ઘણું, પછે સમર્યા શ્રી જુગદીશરે.

## કડવું ૪૫ મું.—રાગ મારૂ.

હો હરિ સત્યતણા સંઘાતી, હરિ હું કહીંયે નથી સમાતી;
હરિ માહારે કોણ જન્મનાં કરતુ, પ્રભુ ચોરીથકી શું નરતું.
હરિ હું શામાટે દુઃખ પામું, પ્રભુ જુઓ હું રાંકડી સાહામું;
હરિ તમે ગ્રાહથી ગજ મુકાવ્યો, તો હું ઉપર શો રોષ આવ્યો.
હરિ હું નથી દુઃખની ધીર, તમો છો વિપત સમેના વીર;
હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથબંધુ કાહાવો.
હરિ હું હરખે હણાઇ, હરિ હું ચોરટીમાં ગણાઇ;
હરિ હું કેહેની ને કોણતણી, હરિ જુઓ હું રાંકડી ભણી.

હરિ હું તારી સેવા ચૂકી, તો નળે વનમાં મૂકી;
હરિ મેં વિપ્ર ન પૂજ્યા હાથે, તેથી શું તરછોડી નાથે.
હરિ મેં શિવ ન પૂજ્યા જળે, તો શું રોતી મૂકી નળે;
હરિ દોહેલે ઉદર ભરવું, હરિ મુજને ઘટે છે મરવું:
હરિ હું ભરતારે છાંડી, હવે દુઃખ કહું કેને માંડી.
હરિ મેં કોણ પાતક કીધાં, હરિ મેં સાધુને મેહેણાં દીધાં;
હરિ મેં રાખ્યું હોય સત્ય, જો વાહાલા હોએ નળપત્ય.
મારા કોટિક છે અવગુણ, પણ તમો તો છો રે નીપૂણ;
અપરાધ સરવ વિસારી, ચઢો વીઠલા વ્હારે મારી.
જો નહિ આવો જગદીશ, તો પ્રાણ મારો હું તજીશ;
એવું કહિને આંખે ભર્યું જળ, અમો અબળાતણું શું બળ.
એહેવું મનમાં ધરીયું ધ્યાન, સતીની વારે ચઢ્યા ભગવાન;
અંતરજામીએ બુધ દીધી, સતીયે આંખ રાતડી કીધી.
કેહે માસીને કરી ક્રોધ, ફરી કરો હારની શોધ;
સાખી સૂરજ વિષ્ણુ ને વાય, જો મેં કીધો હોય અન્યાય.
બાઇ હાર તમારો જડજો, લેનારો ફાટી પડજો;
એહેવું કેહેતામાં કળીજુગ નાઠો, ત્યારે તડાક ટોડલો ફાટો.
માંહે થકો પડયો નીસરી હાર, સતીને ત્રુઠા વિશ્વાધાર;
અંત્રિક્ષથી આકસમાત, વરસ્યો હારતણો વરસાત.
એક એકપેં અદકાં મોતી, રાજમાતા ટગટગ જોતી;
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરી ફરી લાગે.
બાઇ તું છે મોટી સાધ, માહારો ક્ષમા કરો અપરાધ;
ઇંદુમતી થઇ ઓશીયાળી, મુખડું ન દેખાડે વાળી.

### વલણ.

વાળી મુખ દેખાડે નહીં, સત સતીનું રહ્યું રે;
વૃહદશ્વ કેહે યુધિષ્ઠિરને, વૈદર્ભ દેશમાં શું થયું રે.

### કડવું ૪૬ મું.-રાગ દેશાખ.

વૃહદસ્વજી કેહે કથારે, સુણો ધર્મ ભૂપાળ;
સુદેવ સાંચર્યોરે, લેઇને તે બંને બાળ.
માધવી કેશવીરે, સખી દમયંતીની જેહ;
શોભે સાહેલડીરે, જેમ પ્રાણવેહોણી દેહ.
કુંદનપુર આવીયાંરે, ઋષી, સખી ને સૂત;
દેખીને દોહેલાંરે, ભીમકે જાણ્યું થયું અકૃત.

છોરૂ છેહ પામીયાંરે, રાયે હૃદયાસું લીધાં;
માબાપે મુકીયાંરે, દીસે દામણાં બીધાં.
સુદેવ શોકે ભર્સ્યે રે, દુઃખે દાધી દાસીની જોડી;
મીટમીટ મળીરે, મોટે સ્વર રુદન મૂકયાં છોડી.
જાતાં જામાત્રનેરે, જાણ્યું જોગી થઈને જાવું;
સજન સાંભર્યું રે, માંડયું નળના ગુણનું ગાવું.
પુછે વજ્રાવતીરે, બોલો સુત સાહેલી;
દીકરી કાંહાં ગઇરે, બે બાળકડાંને મેહેલી.
નાથ નૈષધતણોરે, ગયો માયા ઊતારી;
સુદેવે વારતારે, ભૂપને કરી વિસ્તારી.
વિલપે વિદર્ભપતીરે, નિશ્વાસે સાગર સૂકે;
ભીમકની ભામનીરે, બાળક હૃદેથી નવ મૂકે.
કુટુંબ ટોળે મળીરે, ભોમ્ય સ્વયંવરની નીરખે;
દમયતીયે આંહાં નળ વર્સ્યોરે, હીંડયાનાં પગલાં પરખે.
રાણી કેહે રાયજીરે, ફરી શોધ પૂજ્યની કીજે;
જમાઇજી નવ જડેરે, તો આપણુ જોગવટો લીજે.
શોધી કાહાડો સર્વથારે, જો માહારૂં જીવવું જાણો;
દીકરી મળ્યા વિનારે, મુખે નવ મુકું જળ દાણો.
ભીમકે મોકલ્યારે, સેવક સહસ્ર એક;
ખપ કરી ખોળજોરે, કાહાડજો ક્ષિતિકેરો છેક.
ઊડતી વારતારે, ભીમકે સાંભળી કાન;
દમયંતી એકલીરે, નળે રોતી મૂકી રાન.
વણજારે કહ્યુંરે, અમે દીઠી સરિતાને તીર;
રૂપ ઘણું હતુંરે, જાણ્યું શક્તિનું શરીર.
કેસ છુટા હતારે, વસ્ત્ર તે અર્ધું અંગ જાણ;
વાત ખરી મળીરે, વદતી હતી નળ નળ વાણ્ય.
માતા વિલપે ઘણુંરે, દુઃખે દાધું અંતઃકર્ણ;
મેળાવો કયાં હશેરે, દીકરી રવડી પામશે મર્ણ.
વજ્રાવતી માતને રે, નીર આવે નેણ અષાડ;
પુત્રીને શોધવારે, સુદેવને ચહડાવ્યો પાડ.

**વલણ.**

પાડ ચહડાવ્યો સુદેવને, કેહે રાણી ને રાયરે;
ગુરૂજી તમ વિના અર્થ ન સરે, એમ કહી લાગાં પાયરે.

## કડવું ૪૭ મું-રાગ રામગ્રી.

બ્રાહ્મણ ચાલ્યો અનુચરવેશજી, અટણ કરતો દેશદેશજી;
કળા પાડી વરવું ગાત્રજી, જીરણ વસ્ત્ર ગ્રહ્યું તુંબીપાત્રજી.

### ઢાળ.

પાત્ર કરમાં રહિત જોખમ, જ્યેષ્ટિકા જીર્ણ વસંન;
દુઃખી દરિદ્રી સરખો દેખીયે, જદ્યપિ છે સંપંન.
નિરખે ઓવારા નવાણુના, જાંહાં નીર ભરતી નાર;
જોયાં જુથ જુવતીતણાં, પણ ન જડી ભીમકકુમાર.
તીરથ જાત્રા જગ્ન જાગ્રણ, જાંહાં સ્ત્રીયોનો સંવાય;
અજાણ્યો થઇ જુએ બ્રાહ્મણ, શીશ ધુણીને જાય.
પગે અટણ રસનાએ રટણ, મુખે દમયંતીનું નામ;
એમ કરતાં સુદેવ આવ્યો, રાજમાતાને ગામ.
વિપ્ર પુરમાં આવીયો, વધામણી પામ્યો તર્ત;
સાંભળ્યું જે રાજમાતા, ઉજવે છે વર્ત.
પૂર્ણાહુતિવેળા હુતી, જોવા મળ્યાં બહુ જંન;
દાસી સાથે દમયંતી કરે, પંથીનું દરશંન.
અપૂર્વ મનીશનું કરે દરશન, નીરખે નરની કાય;
વિચાર એહેવો વૈદર્ભીને, આવી મળે નળરાય.
વેદ અધ્યયન કરે વાડવ, અભિષેક આશીર્વાદ;
કિંકરી બહુ ગીત ગાયે, હોય ભેરીનાદ.
દીક્ષા લેઇ સુબાહુ, બેઠા તેજસ્વી જંન;
હુતદ્રવ્ય હોમાયે વિવિધ પેરે, ધુમ્ર ગયોરે ગગંન.
દાન આપે ગાય સવચ્છી, રાય ભસ્યો અહમેવ;
જગ્નકેરા કુંડમાં આગળ, આવી રહ્યો સુદેવ.
દેહ દુર્બળ રેણુએ ભસ્યો, જ્યેષ્ટિકાએ તુંબી ભરાવ્યું;
સભા સરવ ખડખડ હસી, આ રત્ન કાંહાંથી આવ્યું.
જગ્નમંડપ જોયો નહીં, નહીં જોયો દિક્ષિત નરેશ;
ઘેલો જસો આવ્યો ધસ્યો, સરવને મારે ઠેસ.
લોક કેહે હો ઘેલીયા, ટેહેલીયા અંતરનો અંધ;
ભિક્ષુક ભ્રષ્ટ વિકળ દષ્ટ, શો સ્ત્રી સાથે સંબંધ.
કહ્યું કોનું નવ સાંભળે, છે કલેવરમાં કષ્ટ;
એહેવે સુદેવ ને દમયંતીની, મળી દષ્ટે દષ્ટ.

નિમેશ થાતી રહી નયણે, વિચારમાં પડયાં બેહ;
માહારે પીહેરથી પધારીયો, સુદેવ સાચો એહ.
વિપ્ર કો વિદર્ભનો એ, નાહાનપણુ મધ્ય નેહ;
માંહોમાંહે જોયાં કરે, સરવને થયો સંદેહ.
ગુરૂએ ગોરી ઓળખી, જડયું અબળાનું એંધાણુ;
ભાગનીના ભાળ ઉપર, વિધિયે નિરમ્યો ભાણુ.
અગોપ રાખતી માસી મંદિર, કેશકેરી લટ;
ખસી વેણી સૂરજ ઝળકયો, હ્રદે ભરાયું ઉલટ.
સમીપ આવ્યાં સાહામસાહામાં, નેત્ર જળ જેમ નેવ;
સાથે બન્યો બોલીયાં હો, દમયંતી સુદેવ.

વલણ.

સુદેવ દમયંતી મળ્યાં, ધરણી ઢળ્યાં મોરછા હવીરે;
સભા સર્વે વિસ્મે થઈ, આ તો વારતા દીસે નવીરે.

## કડવું ૪૮ મું.-રાગ વેરાડી.

મોરછાથી મહીલા જાગી, પુછયું ગોરને પાગે લાગી;
શકે છો ઘરના મુની, હા દીકરી કાં તું સુની.
દુરબળ કોણ કારણે, દાસી માસીને બારણે;
ઓળખી નહીં તુને માડી, મેં દેહીની કળા પાડી.
શું માસીયે દુઃખ દીધું, નાજી પાછળ કીધું;
નાથજીયે તને કાં મૂકી, હું નેટ કાંઇએક ચૂકી.
નથી બાઈ તું ચુકવાવાળી,નહીં તજે અન્યા ટાળી;
માતા પિતા જે તાહારાં, રોતાં હશે તે ચોધારાં.
પીહેરથી આવ્યો સતી, શું પ્રગટચા નૈષધપતી;
હા નળની થઇ છે શોધ, મુજને દીછો પ્રતિબોધ.
હા નિશ્ચે નળ પ્રગટ, છે વાણીમાંહે કપટ;
છોરૂને છેહ કાં આપાં, છતે બાપે થયાં નબાપાં.
રાજમાતાજી એમ પુછે,ઋષિ તાહારે એહેને શું છે;
એ કોણ કોહોને જાણેજી, એ તો તમારી ભાણેજી.
કેઇ ભાણેજી એ મહારી, દમયંતી નળની નારી;
એ વાત તે કેમ નીપજી,ભરતારે એહેને કાં તજી.
દ્યૂત રમીને નૈષધ હાર્યા, તે માટે વન પધાર્યા;
શું જાણીયે શા કાજે, ત્યાજ કરી મહારાજે.

તું દમયંતી દીકરી, હા થઈ રહી કિંકરી;
સુણી માસી ધરણી ઢળી, સભા થઇ વ્યાકુળી.
સુદેવ કહે છે નાટ, એમ ભુલાં તે શ્યામાટ;
જે પોતાનું પેટ, તેને કેમ વિસરીયે નેટ.
હું વરાંસીરે બાપ, એમ માસી કરે વીલાપ;
ત્યાં થઇ રહ્યો હાહાકાર, સુદેવ કેહે સૌને ધિક્કાર.

વલણ.

સુદેવ કેહે ધિક્કાર રે, ઓળખી નહીં સુંદરી સતીરે;
રાજકુંઅર લાજ્યો ઘણું, રૂએ અતીસે ઇંદુમતીરે.

## કડવું ૪૯ સું.—રાગ ગોડી.

કાયા કુસુમરૂપે કિંકરીને, દેખિ દાઘો સુદેવ;
અજાણ્યાં થઇને ઇહાં રહ્યાં, થઇ દાસી કીધી સેવ.
અન્યોઅન્યે વાત પુછી ને, હૃદયે પામ્યાં શોક;
રાજમાતા સુબાહુને, સુદેવે દીધો દોષ.
માસી મૂર્છા પામિયાં રે, હવો હાહાકાર;
દમયંતી પરદાસત્વ ભોગવ્યું, પ્રીછયો નહિ પરિવાર.
રાજમાતા લજ્જા પામ્યાંરે, આવ્યાં દમયંતી પાસ;
દીકરી દુઃખે દાહાડા નિરગમ્યારે, વરત્યાં થઇ ને દાસ.
અધર્મ આળ ચહડાવીયુંરે, ઓછું આપ્યું અન્ન;
ભોજન પેટ ભરી નવ પામીયાંરે, વસતું લેખ્યું વંન.
છબીલી તું મુજને છાનું કેહેત, તો નિશ્ચે ન પ્રગટત નેટ;
પરાધીન પિંડ પોખીયોરે, પરવશ ભરીયું પેટ.
રત્ન માહારી દીકરી, મેં ગણી ઠીકરી સમાન;
વૈદરભી વિપત વેઠી ઘણીરે, ખોયું વપુનું વાન.
દાસપણે રહી બાપડીરે, તેણે દુઃખે હું બાળી;
દુર્બળ દારિદ્ર જણાવીયુંરે, નહીં વાલની વાળી.
સુવાને કાજે સાથરોરે, વસ્ત્ર પેહેરવાને જાડું;
શીતળ નીરે નાહી દીકરી ને, નહીં નેહેરી ને નાહું.
દાધું કલેવર માહારૂંરે, ચીરી કોયલા કાહાડું;
ફુલફુલી માહારી દીકરીરે, અંન જમી દીધું ટાહાડું.
હવે જીવીને શું કરૂંરે, વિખ ખાઇને પોહોડું;
થઇ ગોઝારી બેન આગળરે, શું દેખાડીશ મોહોડું.

ઇંદુમતી મુખ સંતાડતીરે, હું થઇ છેક છછોરી;
હું ભુંડી ભવોભવ વારતારે, ચહડાવી હારની ચોરી.
લજ્જા સાગરમાં બુડી ગયોરે, મસીઆઇ જે સુબાહુ;
સુત સુરજને આવી ગ્રસ્યોરે, અપરાધ રૂપીઓ રાહુ.
એમ ઓશિયાળાં સર્વ થયાંરે, બોલી દમયંતી વાણ;
મારી તમઘેર સુખ પામી ઘણુંરે,સાખી સારંગપાણ.
દોહેલા દાહાડા ઉતરયારે, રહી માહારી લાજ;
પુત્રી સરખી હું ગણીરે, ન દીધું નીચું કાજ.
માસી ભાણેજ બન્યો મળ્યાંરે,ઓળખ્યાનાં આલિંગન;
શત સહસ્ત્ર સ્વાગત માંડી પછેરે,માન્યો ઘણું મુનિજંન.
વસ્ત્ર વાહન આપીયાંરે, વિનવીયો વિપ્રરાય;
ઘણુંએક દમયંતીને આપ્યુંરે, માસી લાગી પાય.
સુબાહુ સાથે મોકલ્યોરે, વળાવ્યાં કુંદનપૂર;
સુખ શોભાએ જાયે સુંદરીરે, પંથ ઘણો છે દૂર.
ભાનુમતી ભેટી ઘણુંરે, દીકરી માહારી સાધ;
તું છો છત્રપતીની અંગનારે, માહારો ક્ષમા કરો અપરાધ.
પગે લાગી માગી આગન્યારે, બેસી બેઠી સુખપાળ;
બેહેનમાસી જાતાં માગીયુંરે, વૈદર્ભી રાખે વાહાલ.

## વલણ.

વાહાલ રાખે વૈદરભી, ક્ષેમે મળજો નૈષધધણીરે;
થોડે કાળે પોહોતી પ્રેમદા, પીહેર ગઈ વધામણીરે.

## કડવું ૫૦ મું–રાગ મેવાડો.

હરખ ભર્યો સુદેવ વાણી ભણી, હો દમયંતી;
ઓ આવી નગરી ભીમકતણી, હો દમયંતી.
કોહો તો લઈ જાઊં વધામણી, હો દમયંતી;
પીહેરપુરી જુઓ નળની વિજોગણી, હો દમયંતી.
ઓ દીસે ગઢકેરા કાંગરા, હો દમયંતી;
ઓ હસ્તીસાંકળ લાંગરયા, હો દમયંતી.
ઓ પેલાં ઘર વાડી ઝાડુઆં, હો મૂનીજી;
શું કરતાં હશે માહારાં બાહુઆં, હો ગુરૂજી.
કેમ જીવી હસે બે સાહેલડી, હો મૂનીજી;
મુને દેખીને માતા થાશે ઘેલડી, હો ગુરૂજી.

ઓ જાય સ્ત્રીનાં જોડલાં, હો મૂનીજી;
ઓ હણહણે બાપજીકેરાં ઘોડલાં, હો ગુરૂજી.
ઓ દીસે સ્થળ સ્વયંવરતણું, હો મૂનીજી;
આંહાં હાર્યું હેવે દેવતાપણું. હો ગુરૂજી.
મૂને ન વિસરે અવસ્થા રાનની, હો મૂનીજી;
કયારે દેખું જાત જજમાનની, હો ગુરૂજી.
પીયુવિના પીહેરિયું ગ્રસે, હો મૂનીજી;
નળ વિના ઉજડ કો નવ વસે, હો ગુરૂજી.
શ્વાસ ભર્યો સુદેવ પુરમાં સાંચરયો, સુણ રાયજી;
વધામણી વધામણી એમ ઓચરયો, સુણ રાયજી.
સભા સર્વ વિસ્મે હવી, સુણ રાયજી;
જાણે પ્રગટયો નૈષધરવી, સુણ રાયજી.
હરખે ભીમક પૂછે ફરી ફરી, હો મૂનીજી;
ઓ આવે રાય તમારી દીકરી, કેહે મૂનીજી.
ચાલ્યો ભીમક કુંઅરી ભણી, કાંહાં દમયંતી;
વજાવતી જાતી હરખે ઘણી, કાંહાં દમયંતી.
ધાયાં ભાઈ ને ભોજાઈ લજ્જા વીસરી, કાંહાં દમયંતી.
હરખે ભર્યાં ઝાંઝર પડે નીસરી, કાંહાં દમયંતી;
ઘેલી સરખી સાહેલી મળવા ધસી, કાંહાં દમયંતી;
શીશ ઉઘાડાં પાલવીયા જાય ખસી, કાંહાં દમયંતી;
વાયુ ભર્યા કેશ શોભે મોકળા, કાંહાં દમયંતી;
અંબર છૂટે ત્રૂટે કટિમેખળા, કાંહાં દમયંતી.
આવીરે પીહેર પ્રજા સોહામણી, હો દમયંતી;
દીઠીરે દીકરી દુઃખે દામણી, હો દમયંતી.
ભૂજ ભરી મહિયેરીયાંને મળે, હો દમયંતી;
જુએ માવડી ભુજ મુકી ગળે, હો દમયંતી.
માહારી માવડી આવડી શે દુર્બળી, હો દમયંતી;
શું પુછે માત પ્રીત પીઉની ટળી, કેહે દમયંતી.
આંસુ ફેડી તેડી મંદિરમાં ગયાં, સુણ રાયજી;
દાસી વેષનાં વસ્ત્ર મુકાવીયાં, સુણ રાયજી.

**વલણ.**

**મુકાવ્યો વેષ માત તાતે, બાળક મુકયાં ખોળેરે;**
**એ વરષે બાળકાં તે, માતાને મળીયાં ટોળેરે.**

## કડવું ૫૨ મું.–રાગ આસાવરી.

વૈશંપાયન વાણી વદે, સુણે જનમેજય ભૂપાળરે;
વૃહદશ્વ કેહે યુધિષ્ઠિરને, મળ્યાં બન્યો બાળરે.
સાથ ભ્રાત ને ભોજાઇ ગળ્યાં, માતા ને વળી તાતરે;
દમયંતીને નાથવિજોગે, અંતર માંહે અશાતરે.
કુટુંબ સરવે પૂછે પ્રેમે, શી શી વારતા વીતીરે;
ઘટે તેહેવો સમાચાર સતીયે, કહ્યો અથ ઇતીરે,
ફરી શોધ નળની મંડાવી, ભીમકે મોકલ્યા દાસરે;
પ્રભુ પાખે દમયંતી, પાળવા લાગી સંન્યાસરે.
અલવણ અંન અશન કરવું, અવનીપર શયનરે;
આભૂષણ રહિત અંગ અળળાનું, કાજળ વિના નયનરે.
નીમ રાખ્યો નાનાવિધનો, ઉગ્ર આખડી પાળેરે;
પતિવ્રતા તો પિયુને ભજે ને, અન્ય પુરુષ નવ ભાળેરે.
નામ નળનું, ધ્યાન નળનું, સખીસું નળની વાતરે;
દુઃખે જાયે દિવસ ને રયણી, નયણે વરસે વરસાતરે.
પરદેશી પંચ વિપ્રને, નિત્ય આપે આમાનરે;
વૈદરભી જાણે વાડવ વેષે, આવિ મળે રાજાનરે.
એવે આવી ઋતુ વરષાની, વૈદર્ભિ વિરહ વધારણરે;
ગાજે મેહ ઉઘડકે દેહ, સખિ આપે હઇયાધારણરે.
વિનતા હીંડે વાડી માંહે, દ્રુમ લતાને તળેરે;
સુગંધ સંઘાતે બિંદુ શીતળ, ગોરી ઊપર ગળેરે.
કોકીલા બપૈયા બોલે, તે શબ્દ ભેદે અંગરે;
વિરહિણી તે વીજળી જાણે, ભેદે હૃદયા સંગરે.
વર્ષાકાળે વિજોગ પીડે, માનનિને મન ભાલોરે;
વૈદર્ભિને વરષાકાળ વીત્યો, આવ્યો શત્રુ શિયાળોરે.
આકાશ અંગિયા અંબુજ ઉઘડયાં, નિર્મળ ઇંદુ શરદેરે;
પતિવિજોગ પિડેછે પાપી, સતિ રહેછે સત્ય બરદેરે.
દુઃખે દિવસ નાંખે દમયંતી, એક વરસ ગયું વહીરે;
ત્રણ સંવત્સરની અવધ વીતી, નાથ આવ્યો નહીંરે.
સુદેવને તેડી સ્તુતી કીધી, આંસુ નયણે ઢાળીરે;
નૈષધનાથને કોણ મેળવે, હો ગુરુજી તમ ટાળીરે.
જન્મના તમો છો હેતસ્વી, કારજ મનથી કરવુંરે;
ન ઘટે કહ્યાની વાટ જોવી, શોધવા નીસરવુંરે.

ધીરજ આપી નૈષધનારને, વેશ નાનાવિધ ધરતોરે;
દમયંતીએ શીખવ્યો હીંડે, ટેહેલ સઘળે કરતોરે.
રથે બેઠો ફરે મુનીવર, સેવક સેવા કરેરે;
જાહાં ગામ આવે તાંહાં કળા પાડી,વેશ ટેહેલીઆનો ધરેરે.
દોહોડ માસ ગયો અટણ કરતાં, આવ્યો અયોધ્યા માંયરે;
સભા માંહે ટેહેલ નાખી, જાંહાં બેઠો ઋતુપર્ણ રાયરે.
અલભ્ય વસ્તુની પ્રાપ્તિ થઈ, પરિત્યાજ તેહેનો કીધોરે;
ધર્મધોરિંધર ધિક્ક તુજને, ફરી તપાસ ન લીધોરે.
રંકે રત્નનું જત્ન ન થાયે, જાત નીવડી નેટરે;
વિલપે છે વસ્તુ વોહોરતીઆ વિના, કાં ભરે પરઘેર પેટરે.
કુળ લજાવ્યું કરમી માણસે, કીરતી કીધી ઝાંખીરે;
જ્ઞાની પુરૂષ વિચારી જોજ્યે, ટેહેલ સુદેવે નાખીરે.
સભા સહુ વિસ્મે થઈ કાંઇ, ટેહેલ છે ગરમાળીરે;
ગેહેલીયો ટેહેલીયો કરીને કાહાડ્યો, કોઈ ઉત્તર નાપે વાળીરે.
સુદેવ ગયો હયશાળામધ્યે, ટેહેલ નાખી તેણે ઠારરે;
મહીલાનાં કાહાવ્યાં વચન સુણીને,બાહુક નિસર્યો બાહારરે.
કદ્રજ કાયા કામળ હોડી, કરમાંહે ખરેરોરે;
પ્રગટ ખારે ખંખારીને બોલ્યો, તીખો ને તરેરોરે.
કારમો સરખો કપોળ ચહડાવે, ઠુંકડા કર નચાવેરે;
નાસીકાએ સડકા તાણે ને, નયણાં મચમચાવેરે.
ભારે વચન કહ્યાં તે બ્રાહ્મણ, નીસર્યો મેહેણાં દેવારે;
વસ્તુને વીપત તો વોહોરતીઓ, કરતો હશે પરઘેર સેવારે.
વોહોર્યું તે કાંઈ રત્ન જાણીને, કાચ થઈ નીવડીયુંરે;
તત્વ રહિત માટે તજ્યું છે, નથી છુટી પડીયુંરે.
તેહ મિત્રને તજીયે જેહેનું, મળવું મન વિના ઠાલુંરે;
તે સ્ત્રીને પરહરિયે જેહેનું, પિયુ કરતાં પેટ વાહાલુંરે.
વાંક નહીં હોયે વોહોરતીઆનો, રહ્યો હોશે નિજધર્મેરે:
વસ્તુ વિપત પામતી હશે તે, પોતે પોતાને કરમેરે.
ગુઢ વચન કહી ઘોડારમાં, બાહુક જઇને બેઠોરે;
સુદેવ તો સાંસાંમાં પડયો, પ્રાણ વિચારમાં પેઠોરે.
એ બોલી તો નૈષધનાથની, હારદ અનાહતરે;
નળ ભૂપ એહેને કેમ કદી માનું, રૂપે બીજો ભૂતરે.
જઠરભરણ કો રીસનું જાળું, ફરી ન જાય બોલાવ્યોરે;
પડોશીને પૂછી કાહાડયું, ત્રણ વરસ થયાં આવ્યોરે.

રાજાએ પ્રીત કરીને રાખ્યો, અસ્વવિદ્યા કોઇ જાણેરે;
પવિત્ર નૈવેદ્યને પાળે, વિજોગનું દુઃખ આણેરે.
એહેવું સાંભળી સુદેવ ચાલ્યો, આવ્યો વિદર્ભ દેશરે;
વૈદર્ભી તવ આનંદ પામી, વિપ્ર પૂજ્યો વિશેષરે.
સ્યામાએ સમાચાર પૂછ્યો, કહીં સ્વામીની ભાળરે;
સુદેવ કેહે નીસાસો મુકી, જડયો નહીં ભૂપાળરે.
દેશ વિદેશ ગામ ઉપગામ, અવની ખોળી બાધીરે;
અટણ કરતાં અયોધ્યામાં, શોધ કાંઈએક લાધીરે.
સભા નવ સમજી ઋતુપર્ણની, રહ્યા મસ્તક ડોલીરે;
બાળબીહામણો ઘોડારમાંહેથી, બાહુક ઉઠયો બોલીરે.
સ્વરૂપ જોઇ હું છળ્યો છઉં, સ્વપ્નમાં બીહાવેરે;
નાઠો આવ્યો છઉં ફરી ફરી જોતો, રખે પૂઠેથી આવેરે.
ભૂત પિશાચ કે જમકિંકર, પ્રેત અથવા રાહુરે;
અયોધ્યામાં રોતાં રાખવાં, બાળકને તે હાઉરે;
તેણે ટેહેલનો ઉત્તર આપ્યો, કાંઈ સ્વાદ ઇંદ્રીનો વાંકરે;
કેહે વસ્ત ખોટી થઇ નીવડી, શું કરે વોહોરતીઓ રાંકરે.
પિયુજનથી પેટજ વાહાલું, તેહેનો સંગ તે માઠોરે;
એહુને દુઃખ સરખાં હોશે, કહી ઘોડારમાં નાઠોરે.
એ બોલી તો બાહુકીઆની, જુઓ વિચારી બાઈરે;
મર્મવચંન સુણી મહિલાનું, હ્રદે આવ્યું ભરાઈરે.

## વલણ.

ભરાયું હ્રદે રાણીતણું, ને આંસુ મુકયાં રેડીરે;
બાહુક નોહે એ નૈષધપતી, સુદેવ લાવો તેડીરે.

## કડવું પર મું.—રાગ સોરઠી મારૂં.

આંસુ ભરીને કામની કરે, વાણીનો વિચાર, ગુરુજી;
એ નોહે બાહુકના બોલડા, હોયે વીરસેન કુમાર, ગુરુજી.
એ જીવન પ્રાણાધાર, ગુરૂજી, જાઓ મા લગાડો વાર, ગુરુજી;
ભ્રાંત પડે છે રૂપની, તે પ્રગટયાં માહારાં પાપ, ગુરુજી.
રૂપ ખોયું કહીં રાયજી, એ કોણે દીધો હશે શાપ, ગુરુજી;
માહરા જાએ તનના તાપ, ગુરૂજી, તમવડે થાય મેળાપ, ગુરુજી.
અશ્વરક્ષકનો નોહે આશરોરે, જાણે અંતરની વાત, ગુરુજી;
બોલે બોલજ મારીઓરે, નોહે ઘોડારીઆની ધાટ, ગુરુજી.

હું જાણું બોલ્યાની જાત,ગુરૂજી,હોય પુષ્કરજીનો ભ્રાત, ગુરુજી;
પુનરપિ જાઓ તેડવારે, જીવન વસે છે જાંહે, ગુરુજી.
પરીક્ષા એ પુણ્યશ્લોકની, એકે દિવસે આવે આંહે, ગુરુજી;
જાઓ અયોધ્યામાંહે, ગુરૂજી, હવે બેસી રહ્યા તે કાંહે, ગુરુજી.
જઇ કહો ઋતુપર્ણ રાયને, તજી વૈદર્ભી નળ મહારાજ, ગુરુજી;
સ્વયંવર ફરી માંડીયોરે, છે લગનનો દાહાડો આજ, ગુરુજી.
એ વાતે નથી લાજ, ગુરૂજી, જેમ તેમ કરવું કાજ, ગુરુજી;
કપટે લખી કંકોતરીરે, ઋતુપર્ણને નિમંત્રણ, ગુરુજી.
સુદેવ તેડી લાવજો, જોઈએ બાહુકીઆનાં આચરણ, ગુરુજી;
એનું કેવું છે અંતઃકર્ણ,ગુરૂજી,એહેનાં જોઈએ વપૂ ને વર્ણ, ગુરુજી.

## વલણ.

આચરણ અશ્વપાળકતણાં, આંહાં આવે ઓળખાયરે;
પત્ર લેઇ પરપંચનો સુદેવ, આવ્યો અયોધ્યા માંયરે.

## કડવું ૫૩ મું.–રાગ સામેરી.

સુદેવ સભામાં આવીયો જાંહાં, બેઠો છે ઋતુપર્ણ;
કરમાંહે આપી કંકોતરી, ઉપર લખ્યું નિમંત્રણ.
પ્રીત વિશેષે પત્ર લીધું, કીધું અવિલોકંન;
સ્વતિ શ્રી અયોધ્યાપુરી, ઋતુપર્ણ રાય પાવંન.
વિદર્ભ દેશથી લખીતંગ ભીમક, નળે દમયંતી પરહરી;
એહેને દેવનું વરદાન છે માટે, સ્વયંવર કીજે ફરી.
પૃથ્વીના ભૂપતી આવશે, તમો આવજો ખપ કરી;
સૂરજવંશીને વરવો નિશ્ચે, કુંઅરીએ ઇચ્છા ધરી.
ભૂપતી આનંદે ભર્યો, સભામાંહે એમ ભાખે;
ભાઈ વેદવાણી દમયંતી, કોને નહીં વરે મુજ પાખે.
અધર ડસે કર ઘસે, વિપ્ર ઉપર આંખ કાહાડે;
નોહોતરીયો નિરમાલ દીસે, આવ્યો લગનને દાહાડે.
સુદેવ કેહે હું કયમ કરૂં, વેગળું તમારૂં ગામ;
શત ઠામ થાતાં આવવું, કંકોતરીનું કામ.
ધાઈ ગયા સર્વે ભૂપ જે, પ્રથમ રૂપના પળકા;
ઋતુપર્ણ આસનથી ઉઠે બેસે, થાય પરણવાના સળકા.
આહા ગઇ દમયંતી હાથથી, કંકોતરી આવી મોડી;
એક નિશાનો આંતરો હોત તો, જાત જેમ તેમ દોડી.

ત્રાહે ત્રાહે બોલે મસ્તક ડોલે, નીસાસા મુકે ઊંડા;
વૈદર્ભી વરતાં વેર વાળ્યું, અરે બ્રાહ્મણ ભુંડા.
સાંઢ તો સાંપડી નહીં, નહીં પવનવેગી ઘોડા;
કંસાર દમયંતીના કરતો, નહીં જમે આ મોહોડાં.
સભામાં બેઠો નિરાશ થઇ, પ્રધાન બોલ્યો વચંન;
પેલો બાહુકીઓ શે અરથ આવશે,બેઠો વણસાડે અંન.
ઋતુપર્ણ આનંદ પામ્યો, મોકલ્યો સેવક;
લાવ તેડી બાહુકીઆને, જે જાણે ગયાનીતક.
શ્વાસ ભરાયો દાસ આવ્યો, અશ્વપાળકને પાસ;
ઉઠો ભાઈ ભૂપ તેડે છે, અહો પરોણો રાસ.
બાહુક ચાલ્યો ચાબક ઝાલ્યો, મુખે તે બડબડતો;
આવ્યો નીચી નાડે નરખતો, નાકે તે સરડકાં ભરતો.
સભા મધ્ય સર્વ હસ્યા, આ રત્ન રથખેડણ;
ઋતુપર્ણ બોલ્યો માન દેઈ, આવો દુઃખફેડણ.
ઘણે દિવસે કારજ પડ્યું છે, રાખો અમારી લાજ;
તમો પરણાવો વૈદરભીને, વિદ્રભા જાવું આજ.
સમુદ્ર સેવ્યો રત્ન આપે, મેં સેવ્યા એમ જાણી;
આજ વિદર્ભા લેઈ જાઓ, ગ્રહું દમયંતીનો પાણી.
બાહુક વળતો બોલીઓ, ફૂલાવીને નાસા;
આ બિયા પરણશે દમયંતીને, અરે પાપણી આશા.
હંસ કન્યા કેમ કરે, વાયસસું સંકેત;
નિર્લજની સાથે અમે આવું, તો પછે થાઉં ફજેત.
છછોરા ન થઇયે રાયજી, પરપત્નીસું તલખાં;
કેમ વરે વર જીવતો, મિથ્યા મારવાં વલખાં.
પુણ્યશ્લોકની પ્રેમદા ને, ભીમક રાજકુમારી;
તમો વિષયીને લજ્જા શાની, થાય ફજેતી મારી.
રાય કેહે હયપતી, માહારીવતી હયને હાંકો;
માહારે તો સરવસ ગયું રે, તમો જેવારે ના કોહો.
બાહુક વળતો બોલીઓ, જાહાં હોયે સ્વયંવર;
અંતર નહીં સેવકસ્વામીમાં, આપણ બંન્યો વર.
હાસ્ય કરીને કેહે રાજા, વર તમો પરથમ;
ભામગ ભડશે કન્યા જડશે, તાંહાં જઇયે જયમ ત્યમ.
દુબળા ઘોડા ચાર જોડયા, રથ કર્યો સાવધાન;
શીઘ્રે તાંહાં સણુગાર સજવા, સાંચર્યો રાજાન.

રાણી કેહે ઋતુપર્ણને, પરહરી હુંપર પ્રેમ;
ક્ષત્રી થઇને કરો ઘઘરણું, નવ હોયે અંતે ક્ષેમ.
પતીએ તજી તે અણુછતી, કાંઇએક ગોરી ગૂધ;
બાહુક વડે પરણુવી રાય, થયું ઉજળું દૂધ.
સૂરજ વંશતણી એ શોભા, તમથી ઝાંખી હોય;
રીસ ચડી ઋતુપર્ણને, પછી ધણીઆણીને ધોય.
અમો ભ્રમર કોટિ કુસુમ સેવું, તું શું ચલાવીશ ચાલ;
વીજળી સરખી લાવું વૈદરભી, કરૂં સોકતું સાલ.
એમ કહી સભામાં આવ્યો, દુંદુભી રહ્યાં છે ગાજી;
રીસ કરી કહ્યું બાહુકને કાં, જોડયા દુર્બળ વાજી.
કરણુ લૂલા ને ચરણુ રાંટા, બગાઇ બહુ ગણગણે;
અસ્થિ નિસર્યાં ત્વચા ગાઢી, ભયાનક હણહણે.
ચાહારે નોહે ચાલવાના, આગળ નીચા પાછળ ઊંચા;
ખુંધા ને ખોડે ભર્યા, બે કરડકણા બે બૂચા.
ઋતુપર્ણ જોઇ શીશ ધુણીને, બોલ્યો વળતી ખીજી;
એ જોડી શું કુરૂપ લાવ્યા, જોડ ઘણી છે બીજી.
પવનવેગે પાણીપંથા, શત જોજન હીંડે કેઠ;
એવા ઘોડા મુકીને કાં, જોડયા દૈવની વેઠ.
બાહુક કેહે શી ચેષ્ટા માંડી, શું ઓળખો અશ્વની જાત;
જો પુષ્ટ હયને જોડશો તો, હું ન આવું સાથ.
એ અશ્વ રાખો ને રથ હાંકો, ચડી બેઠો ભૂપાળ;
રાસ પરાણો પછાડીઓ, બાહુકને ચડયો કાળ.
આટલીવાર લગે લજ્જા રાખી, બોલ્યો નહીં મા મૂચ;
તું આગળથી રથે કેમ બેઠો, હુંપેં તું શું ઉંચ.
ઋતુપર્ણ હેઠો ઊતર્યો, વિધવિધ વિનય કરતો;
જાય રાય પાસે બાહુક નાહાસે, તે રથ પૂઠે ફરતો.
પ્રણીપત્ય કીધું ઋતુપર્ણે, હયપતી હઠ મુકો;
ઉપકારી જન અપરાધ માહરો, બેઠો તે હું ચુકો.
બાહુક કહે જદપી રાસ ઝાલું, બેસીયે બન્યો જોડે;
તુંને હરખ પરણ્યાતણો ત્યમ, હુંએ ભર્યો છૌં કોડે.
સાહામસાહામાં ચક્ર ધરીને, બંને સાથે ચહડયા;
એડી દીધી બાહુકે ત્યારે, અશ્વ ઢળીને પડયા.
મુગટ ખસી ગયો રાયજીનો, માન શુકન હુઆ;
બાહુકે અશ્વ ઉઠાડીયા, હાંકે ને કહે ઘણીમુઆ.

અંન˝એવા અશ્વ નિર્બળ, ખાંચે ખીજી ખીજી;
રાય કેહે લોક સાંભળો, એ વિના ગાળ દો બાજી.
સુદેવ તાણી બેસાડીઓ, રાય કાહાડે છે ડોળા;
સેરી સેરીએ જાન જોવા, ઉભાં લોકનાં ટોળાં.
દુર્બળ ઘોડા દરિદ્ર બ્રાહ્મણ, જોગ સારથીનો જોડો;
વૈદર્ભીને વરવા ચાલ્યા, ભલો ભજ્યો વરઘોડો.
હાંકે ને હીંડે પાછા પાછા, ઝુંસરી કાહાડી નાખે;
તાણી દોડે ઘરભણી, ઉભા રેહે વણ રાખે.
પૃષ્ઠ ઉપર પડે પરાણા, કરડવા પાછા ફરે;
પોહોળે પાગે રેહે ઉભા, વારે વારે મળમૂત્ર કરે.
રાય કેહે હો હયપતી નથી, વાત એકો સરવી;
બાહુક કેહે ચિંતા ઘણી છે, માહારે દમયંતી વરવી.
ઘણે દોહેલે ગામ મુકયું, રાયે નીસાસા મૂકયા;
પુણ્યશ્લોકે હેઠાં ઊતરી, કાન અશ્વના ફૂંકયા.
અશ્વમંત્ર ભણ્યો ભૂપતીએ, ઇંદ્રનું ધરયું ધ્યાન;
અશ્વ ચાહારે ઉતપતા, ઉંચીશ્રવા સમાન.
અવનીએ અડકે નહીં, રથ અંત્રીક્ષ જાય;
દોટ મુકી બેઠો બાહુક, રખે પડતા રાય.
માંહોમાંહે વળગીને બેઠા, ભુપ ને બ્રાહ્મણ;
રાય વિમાસે વરે કન્યા, વરૂઆમાં વશીકર્ણ.
કામણગારો કાળીયો, એહના ગુણ રસાળ;
ત્રણ કોડીનાં ટટુઆં, એણે કર્યાં પંખાળ.
હસી રાજા બોલીયા, થાબડી બાહુકની ખંધ;
તાહારે પુણ્યે માહારે થાશે, વૈદરભીસું સંબંધ.
વાજીવિદ્યા વાસવની, તુજ કને પરિપૂર્ણ;
નાહાની વાત નોહે ભાઇ, રેહે વિદ્યાનું સ્મરણ.
ઐરાવત ને ઉંચીશ્રવા, હાર્યો ગરુડનો વેગ;
તાહારે હાંકવે હવણાં થઇશું, વિદર્ભ ભેગાભેગ.
વિખાણે પોતાનાં ભાગ્યને, ભૂપ કાહાડે ઘેલાં;
જો દમયંતી મુજને વરે તો, બાહુક પૂજું પેહેલાં.
ભીમકસુતાસું હસ્તમેળાપક, જો થાશે હયપતી;
બાહુક કેહે વિલંબ શો છે, પ્રબળ તાહારી રતી.
વાટ ઓસરે વાત કરતાં, ઉડતા ચાલે અશ્વ;
રાય વિદ્યાને વખાણે, ન જાણે મનનું રહસ્ય.

તાણ્યા ન રેહે ત્રેહેકત, દે દોટ ઊપર દોટો;
એક ઝાંખરે વળગી રહ્યો, રાયની પામરીનો જોટો.
હાંહાં રાખ કેહેતાં હય દોડયા, રથ ગયો જોજન;
બાહુકે રથ રાખ્યો કેહે, લઇ આવો રાજન.
રાય વળતો બોલીયો, શ્રમ મન વિચારી;
દમયંતીના નામ ઊપર, નાખી પામરી ઓવારી.
જા લાવ બાહુક તુંને આપી, પામરી બેહુ જોડ;
બાહુક કેહે દમયંતી ઊપર, તું સરખા ઓવારૂં ક્રોડ.
રાય મોટા દાનેશ્વરી બોલ્યા, બાહુક જાચક તૂં થા;
પરણવા જાઉં દમયંતી, લેઉં તાહરી પામરીના ચુંથા.
એહેવું કહી રથ ખેડીયો ને, રાય મન વિમાસે;
રંક હોય તો સધ લાવે, મોહોટો કેમ વરાંસે.
હયપતી તમમાં વિદ્યા મોટી, ગુણે વળીયો છેક;
તાહારે પ્રતાપે મુજકને છે, અક્ષે વિદ્યા એક.
ગણિતશાસ્ત્રને હું જાણું છઉં, કોહોતો દેખાડું કરી;
એક બેહેડાનું વૃક્ષ આવ્યું, બાહુક પડયો ઉતરી.
રાય પ્રત્યે કેહેરે બાહુક, ગર્વ વચન શાં આવડાં;
આ બેહેડાંની જમણી ડાળે, કેટલાં છે પાંદડાં.
રાયે વિચારીને કહ્યું, સહસ્ર ત્રણ ને શત ત્રણ;
બાહુકે જઇ વૃક્ષ છેદી, ડાળ પાડી ધર્ણ.
ગણી જોયાં બાહુકે, ઉતર્યાં તંતોતંત;
ઉત્કૃષ્ટ વિદ્યા દેખીને, હરખ્યું નળનું ચંત.
ફરી આવ્યો રથ પાસે, કહ્યું રાય તમો ધન્ય;
ભૂપ કેહે જો મન મળે તો, વિદ્યા લીજે અન્યોન્ય.
માંહોમાંહે મંત્ર આપ્યા, મને મન ગયાં મળી;
પરીક્ષા કરવા વિદ્યાની, નળે ડાળ છેદી વળી.
કલ્પ્યાં તેટલાં પત્ર ઉતર્યાં, ગણિત સંખ્યા મળી;
બીજી વિદ્યાને પ્રતાપે, દેહમાંથી નીસર્યો કળી.
પાડાનું ચર્મ પેહેરીયું, ઉંટ ચર્મનાં ઉપરણાં;
ટુંકડા ચર્ણ ને શ્યામ વર્ણું, કેશ છે પંચવર્ણા.
કરમાં કાતી આંખ રાતી, મુખે રુધિરના ઓઘરાળા;
ભર્યો રીસે સગડી શીશે, ઉડે અગ્નિની જ્વાળા.
નીસરી નાઠો ભયે ત્રાઠો, ઉઠયો નળ નરેશ;
લપડાક મારી સગડી પાડી, ઝાલ્યા કળીના કેશ.

વીજળી સરખું ખડગ કાહાડયું, ન જાય જીવતો પાપી;
રાજભ્રષ્ટ કીધું દુઃખ દીધું, રહ્યો દેહમાં વ્યાપી.
રગદોળ્યો રેણુ માંહે રોળ્યો, કેમ પડ્યો હુતો પૂઠે;
આંખ તરડે દાંત કરડે, મારે ખડગની મૂઠે.
ઉઠે અડવડે અવની પડે, અકળાવ્યો અલેખે;
બાહુકના હસ્ત કળીનાં અસ્થ, ઋતુપર્ણ નવ દેખે.
રુદન કરતો આંખ ભરતો, કળી પાગે લાગે;
પુણ્યશ્લોકજી ઉગારીયે, નવ મારીયે ઘણું વાગે.
અરે અધર્મનાં મૂળીયાં, તુને જીવતો કેમ મૂકું;
અમો ઘણું તેં રવડાવ્યા, નથી નેત્રનું જળ સૂકું.
અરે પાપી ધર્મછેદન, વિશ્વ વેદનાકારી;
વિજોગદાતા છેદન શાતા, તેં તજાવી નારી.
અવગુણ કેહેવા કરાવી સેવા, પારકે મંદીર;
વદે દીન વાણી મરણ જાણી, નેત્રે ભરીયાં નીર.
મહારાજ વળતી મારજો, ગુણ અવગુણ બે જોઇ;
નળ કહે અવગુણભાજન તેં, સૃષ્ટી સર્વ વગોઇ.
સ્વામી બે ગુણ મોટા મુજમાં, અવગુણના છેદન;
નળ કહે ગુણ અવગુણ તું, બેઉનું કર વરણન.
સ્વામી પ્રથમ અવગુણ વરણવું, મારૂં જે આચરણ;
જ્યાં હું ગયો ત્યાં ધર્મ નહીં, ને ભ્રષ્ટ ચારે વર્ણ.
દંભી લોભી ને લલૂતા, બ્રાહ્મણને કરૂં ભ્રષ્ટ;
અલ્પ આયુષ ને અલ્પ વિદ્યા, અલ્પ મેઘની વૃષ્ટ.
અનાચાર ને અપરાધ બહુ, અનંત આભડછેટ;
સિદ્ધ હોય સંન્યાસિ શીળિયો, ભ્રષ્ટ કરૂં હું નેટ.
મરજાદા લાજને મુકાવું, ઉમારગ મંડાવું;
જપ તપ તીરથ ને જાત્રા, દાન દયા છંડાવું.
ધ્વંસ કરૂં હું ધ્યાનમાં, તાપસને ડોલાવું;
અભક્ષાભક્ષ અસ્પર્શાસ્પર્શ, અસત્ય વાક્ય બોલાવું.
સ્વજનવૈર ને પરશું મૈત્રી, હોય નીચ સંગત્ય;
વૈષ્ણવતા ફેડી વિષય સ્થાપું, એવી મારી મત્ય.
માત પિતાને પુત્ર ઉવેખે, દેખે શામામાં સાર;
ક્રીડા કામે આઠે જામે, સ્ત્રીમાં તદાકાર.
વિખવાદ કરતાં જન્મ જાય, ગાય ગોરીના ગુણગ્રામ;
લંપટ નિર્લજ થઇ અતી, જપે નારીનું નામ.

હેલામાં બ્રહ્મચર્ય મુકાવું, જતિ પડે મોહમાંજ;
પાખંડિ લાંઠ સુખે જીવે, એવું મારૂં રાજ.
હું વ્યાપું ત્યાં હરિ હર નહીં, નહિ દેવ દેવસ્થળ;
જ્ઞાન ગોષ્ઠિ કથા નહીં, એવું મારૂં બળ.
સ્વામીદ્રોહી ને મિત્રદ્રોહી, ગુરૂદ્રોહી નર ઘણા;
વચનદ્રોહી ને બ્રહ્મદ્રોહી, એ સઉ ગુણ આપણા.
પ્રજા ખોટી રાજા લોભી, નિરંકુશ લંપટ નાર;
વ્યભિચારણી દ્રોહકારણી, ભમતી હીંડે બહાર.
ભરથાર પેહેલી કરે ભોજન, સૂએ સ્વામી પેહેલી;
થાકે નહીં તે વાત કરતાં, વઢકણી મન મેલી.
ક્રોધમુખી ને ચોરટી, લોભણી ને લડતી;
સાચી વાત મળે નહીં ને, આઠે પહોર બડબડતી.
થોડાબોલી સાધમુખી તે, સુતો સ્વામીને વેચે;
પુછયો ઉત્તર આપે નહીં ને, બોલે પેચે પેચે.
અભડાવે રસોઈ અન્ન ચાખે, જણાય પરમ પવિત્ર;
કળિ કહે છે મારે પ્રતાપે, એવાં સ્ત્રીનાં ચરિત્ર.
પંડિત દુખિયા ને મૂરખ સુખિયા, ભોગી રોગે ભરિયા;
અસાધુ સુખે અન્ન પામે, સાધુ ઘડિયે નહિ ઠરિયા.
દાતાર જ્યાં ત્યાં ધન નહીં, દાતાર નહીં ત્યાં ધંન;
ખાનાર જ્યાં ત્યાં અન્ન નહીં, ખાનાર નહીં ત્યાં અન્ન.
રૂપ હોય ત્યાં ગુણ નહીં, ને ગુણ તહાં નહીં રૂપ;
શાશા અવગુણ વરણવું, છે પ્રતાપ મારો અનુપ.
શિષ્યની સેવા ગુરૂ કરે, સાધુ અસાધુનું આચરણ;
સ્રીની સેવા કરે સ્વામી, શૂદ્રને સેવે બ્રાહ્મણ.
છળ છળભેદ અધિક અધિકારી, અઘટિત કરે અન્યાય;
અન્નવિક્રય હયવિક્રય, કરે વિક્રય ગાય.
પરપતીસંગ ને પરનિંદા, અરીષ્યા અપલક્ષણ;
ઉપવિત અન્ન સીમંત અન્ન, ક્રીયા અન્ન ભક્ષણ.
કન્યા વિક્રય ભૂમીવિક્રય, કરે અકરાવ્યું કામ;
સજ્જા લે ને ગોદાન લે, ને બોળે બાપનું નામ.
વાટ પડાવે વિશ્વાસઘાતી, માંહોમાંહે વૈર સાધે;
પંચ દેવનું પૂજન તજીને, અસુરને આરાધે.
વૈરાગી વિષયી ને જોગી તે ભોગી, ખોટા વણુજ વેપારી;
વિષયસેવન કરે ને ગર્ભ ધરે, નવ વરસની નારી.

સુરભી દૂધ થોડું કરે ને, દુકાળ ને દુરભક્ષ;
શોક રોગ વિજોગ ઘેરે ઘેર, સદા ભરે જળ ચક્ષ.
કોનું રૂડું નવ દેખી શકું, મારે કો સાથે નહિ સ્નેહ;
કળિ કહે નળરાયજી, છે અવગુણ મારા એહ.
વિશેષ કેશ આમળી ઝાલ્યો, ચડી રાયને રીસ;
હવે ન મૂકું અધરમી, હું છેદું તારૂં શીશ.
અધર્મી! અવની વિષે, આવડો તારો ઉન્માદ;
તારો વધ જાણી મને, સહુ દેશે આશિર્વાદ.
ભયને ધરતો રૂદન કરતો, રાયને કહે કળી;
પછે મુજને મારજો, બે ગુણ મારા સાંભળી.
કૃત ત્રેતા દ્વાપરે, શત વર્ષ તાપસ તાપે;
તોય તેને હરિ હર બ્રહ્મા, દર્શન કોય ન આપે.
કળી કહે મારા રાજ્યમાંહે, ધ્યાન ધરે વિશ્વાસે;
તો તેને ઇષ્ટદેવતા તે, આવી મળે ખટ માસે.
એ ગુણ છે એક માહરો, હવે બિજો કહું વિસ્તારી;
શત વાર દાન કરે ત્રણ યુગે, એકવાર પામે ફરી.
ભાવે કભાવે મારા વારામાં, જે હેતે નર નાર;
પુન્ય કરે જો એકવારે, તો પામે શતવાર.
નળ કહે જા નહિ હણું, ઉપજી મુજને માયા;
અનંત અવગુણ તાહારા તે, બે ગુણે ઢંકાયા.
મારા રાજ્યમાં તું નહીં, જો હોય જીવ્યાનું કામ;
કળિ કહે હું કયાં વસું, વસવાનો આપો ઠામ.
જ્યાં જાઊં ત્યાં નામ તમારૂં, તો કયાં રહું હું દાસ;
નળ કહે બેડાના દ્રુમમાંહે, સદા તારો વાસ.
જ્યાં કથા હોય મહારી, અથવા હરિકીર્તન;
એવે સ્થાનક તું નહીં, તેનું લીધું વચન.
રાય બેઠો રથ ઉપર, ઋતુપર્ણ સમજ્યો નહીં;
હર્ષ પૂરણસું હય હાંકયા, જાણે પ્રેમસરિતા વહી.

વલણ.

વહી ચાલ્યો પ્રેમરસ, રથ ગાજતો ગડગડાટરે;
કહે ભટ પ્રેમાનંદ નાથની, વૈદર્ભી જુએ વાટરે.

### કડવું ૫૪ મું.—રાગ ગોડી.

દમયંતી કહે દાસીને, સુણ માધવી;
છે વિપ્રનો વાયદો આજ, મહિલા માધવી.

કેઠ ઋતુપર્ણ આવશે, સુણ સાધવી;
જો હોશે નળ મહારાજ, મહિલા માધવી.
અવધ પોહોતી છે વનતણી, સુણ સાધવી;
થયા ત્રણ સંવત્સર, મહિલા માધવી.
એવડા અવિનય શા વસ્યા, સુણ સાધવી;
પ્રભુ ફરી ન તપાસ્યું વર, મહિલા માધવી.
ન સંભાસ્યાં બાળક બાહુઆં, સુણ સાધવી;
કઠણ પુરૂષનાં મંન, મહિલા માધવી.
હું મોઈ જીવી જોઇ નહીં, સુણ સાધવી;
વેઠયું હશે કેમ વંન, મહિલા માધવી.
એ વાયસ બોલે બારણે, સુણ સાધવી;
મન ઉપજે હરખ તરંગ, મહિલા માધવી.
આજ ફરકે ડાબી આંખડી, સુણ સાધવી;
વળી ફરકે ડાબું અંગ, મહિલા માધવી.
શું મનનો માન્યો આવશે, સુણ સાધવી;
થાશે શુકનકેરાં ફળ, મહિલા માધવી.
શ્રવણે વધામણી સાંભળું, સુણ સાધવી;
કો કહે પધાર્યા નળ, મહિલા માધવી.
વધ થાશે વેરી વિજોગનો, સુણ સાધવી:
ગયો જડશે સંજોગ, મહિલા માધવી.
વીરસેન સુત આવશે, સુણ સાધવી;
ત્યારે ટળશે સઘળો રોગ, મહિલા માધવી.
કો કેહેશે આવી વધામણી, સુણ સાધવી;
નથી આપવા સરખી વસ્ત, મહિલા માધવી.
અર્પીશ હાર હૃદયાતણો, સુણ સાધવી;
પ્રણમીશ જોડીને હસ્ત, મહિલા માધવી.
બારીયે બેસી નીહાળીયે, સુણ સાધવી;
એવે ઉડતી દીઠી રજ, મહિલા માધવી.
આ રથ આવે છે ગરજતો, સુણ સાધવી;
વળી ફરકે ગગને ધ્વજ, મહિલા માધવી.
ઓ પડઘી પડે અશ્વચરણની, સુણ સાધવી;
એ હાંકણીમાં છે વિચાર, મહિલા માધવી.
ઓ પરાણો ઉંચો ઉછળે, સુણ સાધવી;
હોય નળમુખનો ટચકાર, મહિલા માધવી.

રથ આવ્યો ગામને ગોવાંદરે, સુણ સાધવી;
હા હા હોય અયોધ્યાભૂપ, મહિલા માધવી.
દીસે સુદેવ મેલે લુગડે, સુણ સાધવી;
પણ હાંકણહાર કરૂપ, મહિલા માધવી.

**વલણ.**

કરૂપ ખેડણ રથતણો, કયમ કહીએ એ નળરાયરે;
અવસ્થા જોઇ ગામની, ઋતુપર્ણ, દુખીઓ થાયરે.

**કડવું ૫૫ મું.—રાગ કેદારો.**

ઋતુપર્ણ કેહે છે વિપ્રને એ, શું કારણ સુદેવરે;
ભ્રાંત પડે છે મુજને નથી, સ્વયંવરનો અવેવરે.
મુની મુને મિથ્યા લાવીઓ, કાંઇ દીસે છે કપટરે;
રિપુલોક હસાવીયા, ફેરો પડયો ફોગટરે.
વેહેવાકર્મ નથી દીસતું, નથી રચ્યો માંડવરે;
દુંદુભી શે નથી બોલતાં, નથી થતું તાંડવરે.
સુદેવ વળતો બોલીઓ, છે છાનું વેહેવાનું કર્મરે;
કંકોતરી કોને લખી નથી,નહીં ભાંજવો ભીમકને ભર્મરે.
ક્ષણએક રહીને આવજો, પુઠેથી મહારાજરે;
આગળથી તે સાંચરે, વધામણી લેવા કાજરે.
વૈદરભી જુએ વાટડી, વિપ્ર આવ્યો ઘર માંયરે;
હરખે ભરી તવ સુંદરી, મુનીને લાગી પાયરે.
રૂડી કેહેજો વધામણી શું, પધારે પ્રાણનાથરે;
બાઇ રૂડી પેરે નથી ઓળખ્યો,રાત જોજન કીધો સાથરે.
છે રૂપ તેહેનું બીહામણું, જાણે બીજો નળરે;
બાહુકને પરીક્ષાને તેડજે, એકાંત વાડી સ્થળરે.
દમયંતી હરખે ઘણું, જો આવ્યા છે ઋતુપર્ણરે;
નગરલોક હસે ઘણું જોઈ, સારથીકેરો વર્ણરે.
ભીમક રાય સાહામા ગયા, રથથી ઊતર્યા રાયરે;
ત્રણે રાજકુંઅર આવી મળ્યા, ઊઠી સર્વ સભાયરે.

**વલણ.**

સભા સર્વ બેઠી થઇ, આસને બેઠા ભૂપ રે;
ભીમક આદે સર્વ કો, જુએ સારથીનું રૂપ રે.

**કડવું ૫૬ મું.—રાગ કેદારો.**

ભૂપ ભીમક સ્તુતિ કરે ઘણીરે, ભલે પધાર્યા અયોધ્યા ધણીરે;
થાકા અવેવ દીસે દેહેનારે, બોલ્યા નથી શે સેન્યારે.

હય દુર્બળે વળીયો છેકરે, સારથી સંસાર વત્રેકરે;
કાંઇ અટપટું સરખું દીસેરે, એહવે બાહુક બોલ્યો રીસેરે.
ઋતુપર્ણ મુકો રથ તાણીરે, ઉઠો ઘોડાને કરો ચારપાણીરે;
નાખ્યો પરાણો ને રાસરે, જઇ બેઠો ઋતુપર્ણ પાસરે.
આવે લાગતો રથ આઘો ખસેરે, સભા મુખે વસ્ત્ર દેઇ હસેરે;
તેમ મચમચાવે આંખડીરે, ખોળામાં વસ્ત્રની ગાંઠડીરે.
ઋતુપર્ણને બાહુક પુછેરે, કાં વેહેવાનો વિલંબ શું છેરે;
રાજા રાખે સાને વારીરે, તેમ બાહુક બોલે ખંખારીરે.
ઋતુપર્ણને પૂછે ભીમકરે, આ શું સખા કરે છે જકરે;
એ મિત્ર કયાંથી ઉપરાજ્યોરે, જેથી કામ હીંડે છે લાજ્યોરે.
કોહો કાંહાંથી આવ્યા રાણારે, ઘણું થાકા રેણુ ભરાણારે;
ઋતુપર્ણ કેહે આ બીયા ગુણીરે, નથી એકુ વિદ્યા ઉણીરે.
કોઈ વિદ્યાએ ન જાય વાધીરે, તે માટે મૈત્રિ બાંધીરે;
રથહાંકણી વિદ્યા હાથેરે, મેં મૃગયા તેડયા સાથેરે.
વન ભમતાં થયો અતિકાળરે, આંહાં આવી ચહડયા ભૂપાળરે;
ભીમક કેહે કીધી કરુણારે, આજ સેહેજે સ્વામી પહરૂણારે.
ભૂપ ભીમકે હલફૂલ કીધીરે, રસોઇની આજ્ઞા લીધીરે;
ભૂપ બાહુક છે તે ભેદીરે, આ બીયા છે આત્મનિવેદીરે.

### વલણ.

આત્મનિવેદી છે સારથી, હરયો ભીમક ભૂપાળરે;
અંન વગન થાય દરશણે તે, આવડો શો સુગાળરે.

### કડવું ૫૭ મું.—રાગ નટની.

બાહુક મોકલ્યો વાડીમાંહે, રસોઇ સ્થળ એકાંત;
કેહે વૈદરભી કીજે પરીક્ષા, પુણ્યશ્લોકની પડે ભ્રાંત.
ભીમકે આજ્ઞા આપી, અશ્વનો લ્યો તપાસ;
ઋતુપર્ણ ઉતર્યા ભવ્ય ભુવને, કરે સેવા દાસ.
દમયંતીયે ભીમકને કહાવ્યું, આજ્ઞા તમારી લીજે;
બાહુકમાં છે ગુણ નળરાયના, અમે પરીક્ષા કીજે.
એકાંત વાડી દમયંતીની, કીધું રસોઈનું સ્થળ;
ઠાલો કુંભ આણીને મુકયો, મુકયાં કાષ્ટ નહીં અનળ.
બીજાં પાત્ર મુકયાં નાનાવિધ, મુકયું નહીં મેક્ષણ;
માધવી કેશવી મુકી સેવાને, જાણે સર્વ લક્ષણ.
દમયંતી બેઠી ઝરૂખે, અંતરપટ આડો બાંધી;
તેડી લાવો રૂપાળાને જુઓ, કેમ જમે છે રાંધી.

દાસી એક તેડવાને આવી, ચાલો કંદ્રપ કોડ;
અમારી વાડીને શોભાવો, ચાલો ચંપક છોડ.
ઉઠયો નળ ચાલ્યો અંતઃપુરમાં, આનંદ અંતર આણી;
સખી સાહેલી આશ્ચર્જ પામે, હસે તે સણુગટ તાણી.
જુએ હેરીને દમયંતી, વિસ્મે થઇ મનમાંહે;
આ સ્વરૂપની ન મળે જોડી, જોતાં ત્રણ ભુવનમાંહે.
શરીર દીસે દવનું દાધું, સ્કંધે જાડો પગે પાતળો;
ટુંકડા કર ને નેસ નીસરી, મોટો પેટનો નળો.
કાંહાં નળ કાંહાં બાહુક કાંહાં, સુરજ રાહુ મંડળ;
વાંકું મુખ ને મસ્તક મોટું, પાઘડી ઉંડળ ગુંડળ.
એ સાથે શી ગોઠડી, ઋતુપર્ણને ભાવેટ લાગી ભવની;
હીંડતાં પગને સ્પર્શે કરીને, કાળી થાયે છે અવની.
પણ એહેને વિદ્યા હય હાંકયાની, આશ્ચર્જ સરખું દીસે;
કતરાતો આવે નાક ફુલાવે, ભૃકુટી ભરી છે રીસે.
દમયંતી પાસે હસતી હસતી, ભાભી આવી ત્રણ;
બાઈ આ પુતળું કયમ પધરાવ્યું, વારૂ રૂપ ને વર્ણ.
કદાચિત નળજી નીવડશે ને, રેહેશે એહેનું અંગ;
કોહો બાઇ તમો એ પુરુષનો, કહી પેર કરશો સંગ.
શાપ હશે કોઇ તાપસનો, ન જાશે કોઇ ઉપાંગે;
આ બીયા આસન બેસશે તમો, કેમ રેહેશો વામાંગે.
જાંહાં હશે તાંહાંથી કાલ્ય આવશે, બાઈ તમારો સ્વામી;
એમ વલખાં શું મારો છો કાંઈ, ધીરજ ધરો ગજગામી.
વૈદરભી કેહે કૌતુક મુકો, બેશી કરો પરીક્ષા;
જાઓ સેવા કરો બાહુકની, દાસીને દીધી શિક્ષા.
કેશવી માધવી બંને આવી, બાહુકજીને પાસ;
હ્રદે ભરાયું નળરાજાનું, ઓળખી બંનો દાસ.
સુકાં વૃક્ષને સ્પર્શ કર્યો તે, થયું નવપલ્લવ;
દાસી તવ આનંદ પામી, હોય વૈદરભીનો વલ્લભ.
કેહે સહીયારી હો આચારી, મન ન આણુશો ધોકો;
દ્રુમ તળે સ્થળ પવિત્ર કીધું, અમો દીધો છે ચોકો.
નાહાવાનું તાંહાં વસ્ત્ર પેહેરે, પાઘડી પછેડી વરજે;
જંઘાયે ગુંછળાં કેશતણાં ને, શરીર ભર્યું છે ખરજે.
નિચુંઉંચું બાજે શરીર ખંજવાળે, દાસીયે અવિલોકન કીધો;
રાંટે પાગે હીંડે બડબડતો, ઠાલો કુંભ જઈ લીધો.

વરુણમંત્ર ભણ્યો નળરાયે, તતક્ષણ કુંભ ભરાયો;
વીસ ઘડા રેડ્યા શીર ઉપર, ઉભો રહીને નાહાયો.
દાસી અતિ આનંદ પામી, કૌતુક દીઠું વળતું;
ચુહુલા મધ્યે કાષ્ટ મુક્યાં, અગ્નિવિણુ થયું બળતું.
ઉભરાતું અંન કરે હલાવે, કડછીનું નહીં કામ;
દાસી ગઈ દમયંતી પાસે, બોલી કરી પ્રણામ.
વાજી વૃક્ષ ને જળ અનળ, એ ચાર પરીક્ષા મળી;
અંન લાવો અભડાવી એહેતું, વૈદરભી કેહે જાઓ વળી.
રમતી રમતી નેહે નમતી, નિરખતી નિજ ગાત્ર;
એકે બાહુક વાતે વળગાડ્યો, એક લેઈ નાઠી અંનપાત્ર.
અરે પાપણી કહી બાહુક ઉઠયો, દાસીયે મૂકી દોટ;
માધવી કેહે ફ્રી કરો રસોઈ, હું દેઈ આપું અબોટ.
ફ્રી પાક નીપાવ્યો નળરાય, બેઠો કરવા ભોજંન;
પછે દમયંતીયે જોયું ચાખી, અણુવ્યું જે અંન.
સ્વાદ ઓળખ્યો એ નળ નિશ્ચે, પાક પરમ રસાળ;
કિંકરી ફરીને મોકલી ત્યારે, સાથે બંને બાળ.

## વલણ.

સાથે બંને બાળ ને, નળ કને આવી કિંકરી;
બાહુકે દીઠાં બાહુઆં તાહારે, આંખડી જળે ભરીરે.

## કડવું ૫૮ મું.—રાગ શામગ્રી.

બાહુકે દીઠાં બાહુઆં, ઉલટયું અંતઃકર્ણું;
દામણાં માહારાં બાળકાંને, દેખીને આવે મર્ણું. બાહુકે૦
કળજુગે કલ્પાંતજ કીધું, બાળક વરત્યાં મોસાળ;
કોણ કૃત્ય મેં આચર્યાં, તજી અબળા અંતરિયાળ. બાહુકે૦
સંજોગસાગર ઉલટયો, નયણાં શ્રાવણ સમાન;
આલિંગન દેવા કારણે, સુતને કીધી સાન. બાહુકે૦
મળવાને તેડ્યાં મીહડાં, કર લાંબા કીધા ધીસ;
છળ્યાં બીહીનાં બાળક તે, પાડે ચીસે ચીસ. બાહુકે૦
દાસીયે ચાંપ્યાં હૃદે સાથે, કીધો બાહુકને તિરસ્કાર;
રેહેવા દે તાહારૂં રમાડવું ભાઇ, રૂએ છે રાજકુમાર. બાહુકે૦
બાહુક કેહે બાળકને મુને, સાંઈ દેવાનો સ્નેહ;
નારે ભાઈડા ભેટતાં આયે, કાળી કુંઅરની દેહ. બાહુકે૦

છે છત્રપતીનાં છોકરાં, તુને મળવાનું કેમ મન;
શે દુઃખે થાય છે ગળગળો, રોતાં ફુટશે લોચંન. બાહુક૦
બાહુક વળતો બોલીયો માહારે, એવાં બાળકની જોડ;
આ દેખીને તે સાંભર્‍યાં, થયું રમાડવાનું કોડ. બાહુક૦
દાસીયે કહ્યું દમયંતીને, બોલ્યા બાહુકની વાત;
બાઇ આશ્ચર્જ દીઠું અતિઘણું, કાળો કરે આંસુપાત. બાહુક૦
દમયંતીયે પુછ્યું ભીમકને, નળની પડે છે ભ્રાંત;
આજ્ઞા હોય તો બાહુકને, પૂછું તેડી એકાંત. બાહુક૦
ભીમક કેહે સતી સુતા, તુને શું દેઉં શીક્ષા;
સુખે બોલાવો બાહુકીયાને, કરો નળની પરીક્ષા. બાહુક૦
વૈદરભી આવ્યાં અંતઃપુરમાં, જાહાં પોતાની મેડી;
આજ્ઞા આપી દાસીને, લાવો બાહુકને તેડી. બાહુક૦
શીઘ્ર આવી સાહેલડી, અંતરમાંહિ ઉલ્લાસ;
ઉઠો બાહુકજી ઉતાવળા, દમયંતિની પાસ. બાહુક૦
રાયજી વળતો બોલિયો, હું છું દીન કંગાલ;
વરવા સાથે વૈદરભીને, વાત કર્યાનું શું વહાલ. બાહુક૦
સોમવદની સુંદરી, સારંગનયનિ સુજાણ;
વાત કરતાં બ્રહ્મચર્ય ભાગે, વાગે મોહનાં બાણ. બાહુક૦
પરઘરમાંહે અમો નવ પેસું, સ્ત્રીનાં ચંચળ મન;
સાધુ પુરૂષને સઘ પાડે, આવિને દે આલિંગન. બાહુક૦
દાસીને તવ હાસ્ય આવ્યું, દૈવના કૌતક જોય;
વિશ્વમોહિનિ દમયંતિ તે, આ ભિયાને કયમ નહિ મોય. બાહુક૦
બોર ન ખાય કો કરતણાં, વિપરિત વપુનું વાન;
એવાં ઉપર વળિ કર્મ લખ્યાં, વળિ રૂપનું અભિમાન. બાહુક૦
બળાત્કારે તેડચો બાહુક, દાસી થઇ બાંહેધર;
નીચિ નાડે નળ ચાલિયો, જ્યાં ગૃહીણીનું ઘર. બાહુક૦
જાતાં કહે છે કિંકરીને, બ્રહ્મચર્યને છે ઘાત;
વૈદર્ભી વિકારે ભરી, મને વશ કરવાની વાત. બાહુક૦
માધવી કહે બોલ્ય વિચારી, કોણ ભાગે છે ધર્મ;
વૈદર્ભી તને કયમ નહિ વરે, કરે અમીકર્મ. બાહુક૦
નથિ આશરો ગયાતણો, કહિ ભીડાવ્યાં કપાટ;
દાસિયે દેખાડી આંખડી, ત્યારે ચાલ્યો માધરી વાટ. બાહુક૦
બાહુકને બારણે બેસાર્યો, બળિ રૂપાનો બાજઠ;
દમયંતિ ઉમરા ઉપર બેઠી, આડું ધરિ અંતરપટ. બાહુક૦

બાહુક ખુંખારે આળસ મોડે, માંહ્યાં વિષયિનાં ચિહ્ન;
ચિત મળ્યું ત્યાં થક કશીરે, જો નથિ ભિન્નાભિન્ન. બાહુક૦

વલણ.

જો નથિ ભિન્નાભિન્ન તો, મધ્યે અંતરપટ કશું;
નહિ બોલો જો મન મૂકી, તો અમો ઉઠીને જશું.

## કડવું ૫૯ મું.–રાગ કાફી.

વિનય સંગાથે બોલ્યાં, વૈદરભી સુંદરી,
શા માટે ઉઠી જાઓ છો, તેડાવ્યા ખપ કરી.
અમને રેહેવું ઘટે, બાંધી અંતરપટે,
બોલું કેમ પ્રગટે, પરપુરૂષ નીકટે.
બેસોજી બાજટે, બોલોજી ઉલટે,
ન પુછું કપટે, બોલવું નિર્મળ ઘટે.
પુરૂષ છેરાયો હઠે, ચાલે પોતાની ચટે,
હીંડે નારીને નટે, લાજે નહીં રાજવટે.
જે નરજન મને કાળા, મુખે વિખની જ્વાળા,
મુકે વિજોગના ભાલા, કેમ સહી શકે બાળા.
બાહુકજી છો આચારી, સુણો વિનતી માહારી,
કો એમ મુકે વિસારી, દોહેલે પામી નારી.
નવનવા નેહ ઉદે, વહાવાના વાયક વદે,
ભરી હોય જો મદે, પુરૂષનાં કઠણ હૃદે.
વળગી હીંડે ફાંડે, નવનવી પ્રીત માંડે,
જણાય દુઃખને ટાંડે, સ્નેહીને નિશ્ચે છાંડે.
જાણિયે મળિયે વ્હેલા, દેખીને થઈયે ઘેલા,
નારી ન પ્રીછે પ્હેલા, પુરૂષનાં મન મેલાં.
વાહાલપણાં કહીંએ ગયાં, મુખે કેહેતા આભૈયા,
વજ્રપેં કઠણ હૈયાં, તરછોડ્યાં નાહાનાં છૈયાં.
બ્રહ્માએ પુરૂષ ઘડીયા, નારીને જીવે જડીયા,
દુખના દાહાડા પડીયા, વેરીડા થઈ નીવડીયા.
પ્રીતડી જેહની વ્યાપે, તેહુને મારે અદાપે,
ફળ બે રૂડાં આપે, વૃક્ષને થડથી કાપે.
રખે માહારી વેલ સુકે, પ્રવાહ જળ વેહેતું મુકે,
તે જાણી ચતુરા શું ચુકે, ફરી આવી ન ઢુકે.

જે સ્થળનું જળ પીજે, શીલ્યા તાંહાં કેમ દીજે,
જે પરણ્યા ધરીજે, તેહેનો છેવડો નવ લીજે.
જેનો હાથ ગ્રહીયે, તેહેને મુકી નવ જઈયે,
અમો અબળા છઈયે, વેદના કોહોને કહીયે.
જેને પામી માનવજને, દેવતા ન આણ્યા મને,
તેને ન મુકીયે વને, રાખીયે પોતાકને.
બેસી એક પાટે, કામની કપટઘાટે,
થોડા અન્યાય માટે, ન મુકીયે ઉજડ વાટે.
અબળાનાં કોણ બળ, કદળીપેં કોમળ,
નયણે ભરે જળ, કડવાં કર્મનાં ફળ.
વનમાં વાઘ ગાજે, પાવલીયે કાંટા ભાંજે,
બીજા લોકને દાઝે, શઠ સ્વામી નવ લાજે.
વનમાં રામા રૂવે, કોણ આંસુડાં લુએ,
ફરી તપાસિ ન જુએ, પોતાનું કુળ વગુએ.
આંધી ધરે અલેખે, વગડામાં ઉવેખે,
સ્વામી ન આવે તેખે, વેરીડા દેવ દેખે.
ન જાણે નાર મોરી, છે છત્રપતીની છોરી,
અજગરે ગળી ગોરી, ચતુરાની શી ચોરી.
નયણે આંસુ રેડે, પારધી લાગો કેડે,
તારૂણીને તેડે, છબીલીને છેડે.
મળ્યા લંપટ લોકો કામી, કેમ જીવે ગજગામી,
કુળને લાગે ખામી, ન બોલે શઠ સ્વામી.
નીચપણું નફ્ફટ, કુળ લજાવ્યું નેટ,
કરી માસીની વેઠ, પ્રેમદાએ ભર્યું પેટ.
કર્મની લાંબી દોરી, ચઢી શિર હારની ચોરી,
ન જાગે નાથ અઘોરી, ભાગો શીર ઈંધણ ઘોરી.
નઠરે પ્રેમદાની મીટ, વળી હવે આડી લીટ,
પુરૂષ હઈયાના ધીટ, મન જેહેનાં વજ્રકીટ.
કેહેતાં નહીં આવડે, દુઃખે હઈયાં ધડહડે,
ખોટું આળ ચહડે, ગગન ત્રુટી પડે.
પૃથ્વી જાય પાતાળે, સતીને જુઠે આળે,
વિચાર ભણી ન ભાળે, જાણે કુડી ગાળે.
જે કો વિશ્વાસ કરે, પુરૂષનો આધાર ધરે,
તે ઘેલી શીદ ઠરે, રોઈરોઈને મરે.

ખપ કરીને વરી, દુખણી અંતે કરી,
બાહુક કોહો વાત એ ખરી, તેને કાંઇ પૂછશે હરી.
છે કર્મની વસમી ગતી, ભૂંશી નવ જાયે રતી,
શત્રુ થયો પ્રજાપતી, બ્રહ્માને દયા નથી.
ભલાનો વેરી બ્રહ્મા, કઠણ તે કૃતવર્મા,
લખે લેખ કર્માધર્મા, કલેશને ઘાલે ઘરમાં.

## વલણ.

કલેશ ઘાલે ઘરવિષે, પ્રજાપતિ કઠણ ઘણું;
બાહુકજીને પ્રશ્ન પૂછે, જોયું ડહાપણ તમતણું રે.

## કડવું ૬૦ મું.—રાગ છંદ ભુજંગીની ચાલ.

દહે દેહ વિજોગની ઝેહજવાળા, મારે મર્મનાં બાણ પુછે પ્રશ્ન બાળા;
તારી બુદ્ધ બાહુક બળવત દીસે, કાંઇ જાણવા ભેદ મમ મંન હીસે.
દિસે સારદા વાસ તમ જીભ અગ્રે, ભલું કીધું પધારયા ભીમક નગ્રે;
વિનય યુક્ત દિસો સર્વ સિદ્ધવાન, ભૂત ભવિષ્ય જાણો તમો વર્તમાન.
એક શોભિતા પુર્ષ તે મૂર્ખ મોટા, જેવા સીપમાં મોતીના દાણા ખોટા;
એક રૂપહીણ પુરુષ બહુ ગુણ ભરીયા, જેમ સાચા હીરા રજજુગ્ત કરીયા.
બાહુક આપના સમ જો વૃથા ભાખું, તમ ઉપર વિશ્વ ઓવારી નાખું;
ઈંદ્રવારુણીનાં ફળ કરમાં સાહે, પણ ભક્ષ કરતાં તેહેના પ્રાણ જાયે.
એક રૂપવંત નારી કો નર નીરખ્યો, તેજવંત શોભે કોટિ કંદર્પ સરખો;
ધરે છત્ર સર્વત્ર જેહેની આણ વરતે, કરે નવનવા ભોગ જન નિત્ય પ્રત્યે.
એવા પુરૂષને મોહી કોઈ નાર પ્હેલી; તપ તેજ સરખી જીવે ગર્વ ઘેલી.
વર અમર મુનિવરતણી આશ ત્રોડી, પંખીરાજનાં વચનપર પ્રીત જોડી.
તજ્યાં માત ને તાત પીહેર પડોશી, નવ જાણ્યું જે નાથજી છે સદોષી;
સોંપ્યાં તન મન પ્રાણ નિર્દોષ જાણી, સુણો બાહુકજી કહું કર્મ કાહાણી.
જેમ પારધી કપટના કણ ચણાવી, પાડે પંખીને ફંદમાં સ્નેહ જણાવી;
વધે મૃગને જેમ ઘંટા વજાડી, તેમ પ્રેમદા પ્રેમને પાશ પાડી.
બહુ રંગ વીલાસનાં સુખ દેખાડી, ગયા હાડ અંતે તે વિપત્ત પાડી;
જાંહાં કંદ ને મૂળ નહીં ફળ પાણી, તેવે ઠામ મુકી કરી અનાથ રાણી.
ન કોયે કરે એહવું કર્મ કીધું, અપરાધ પાખે ઘણું દુઃખ દીધું;
શતખંડ કીધી તે વિજોગશસ્ત્રે, ફરી વંનમાં તારૂણી અર્ધ વસ્ત્રે.
ત્રય દિવસ ત્રણ રયણી મનમાંહે ભટકી, નિરદે નાથને વાત શી મંન અટકી;
ગ્રહી અજગરે સુંદરી શીથળ કીધી, મળ્યો પારધી ઈશ્વરે રાખી લીધી.

કહી ડાકણી શાકણી ને સીહારી, પાશ પહાણ પાડુ બહુ માર મારી;
પરાધીન થઈને નીચું કામ કરીયું, ધરી દાસી નામે દુર્ભર ભરીયું.
ચહડી ચોરી માથે મોતી માળકેરી, કરતાં પ્રીત વાહાલાં થયાં સર્વ વેરી;
ત્રણ વર્ષ નાખ્યાં શ્વેતવસ્ત્ર પેહેરી, નહીં કુંકું કાજળ નહીં નાહું નેહેરી.
હવિષ્યાન્ન પરાધીન અન્ન પામી, તોહે તેણીયે ન તજ્યો નીજ સ્વામી;
તપ નીમ રાખી નીજ દેહ બાળ્યો, ગૃહસ્થરાજની નારે સંન્યાસ પાળ્યો.
કોહો બાહુકરાય એ ધર્મ કેહેવો, ઘટે નાથને એહવો છેહ દેવો;
સર્વ પાપમાં શ્રેષ્ઠ વિશ્વાસઘાત, તેહેને પૂછશે કોહો કાંઈ વૈકુંઠનાથ.
બાહુક એહ પ્રશ્નનો ઉત્તર દીજે, એહેવા કપટી પુરૂષને શુંય કીજે;
સુણી મર્મવાણી નળનાથ રીઝ્યો, જોવા પ્રીત વિશેષ મહારાજ ખીજ્યો.
સુણો પ્રશ્નના ઉત્તર ભીમક બાળા, તે પુરૂષને પ્રભવી શ્રેહજવાળા;
પરી સુંદરી પ્રેમદા સાધુ જાણી, મોહ્યો નાથ તેને કીધી પટ્ટરાણી.
બીજી નારીનાં સામું સ્વપ્ને ન જોયું, ગુણહીણ સ્ત્રીસાથ આયુષ્ય ખોયું;
સગાં મિત્રની પ્રીત તે નાથે ફેડી, ગયો પુરૂષ તીર્થે નારી સાથ તેડી.
વને સાત અપવાસ ભમતાંરે કીધા, મચ્છ રાખવા નારને ત્રણ દીધા;
કીધો શ્રમ બીજા મચ્છ નવ લાધાં, પેલી પાપણી નારે તે મચ્છ ખાધાં.
કોહો ભીમકબાળા થઇ વાત એહેવી, પુછે બાહુક પ્રશ્ન તે નાર કેહેવી;
જોતાં છે અપરાધ એ નોહે નાહાનો, તેને મુકતાં નાથનો વાંક શાનો.
ગ્રહી અજગરે સુંદરી આંસુ ઢાળે, તેમ કંથ ડસ્યો હશે સર્પ કાળે;
થયું શાકિનિ નામ અપવાદ એહેવો, કહ્યો હશે ભરતારને ભૂત જેવો.
જેમ સ્ત્રીયે કીધી પરઘેર વેઠ, તેમ તેણે ભર્યું હશે પરઘેર પેટ;
કોણ કોનાં દુઃખને કહીને રોશે, બુદ્ધિવાન પ્રાણી કર્મ સાહામું જોશે.
ધોળા સાળુ પેહેરી સ્ત્રીયે પિંડ પીડયો, કાળું કામળું હોડીને કંથ હીંડયો;
એ પ્રશ્ન ઉત્તર કહ્યા મેં વિચારી, વળી પૂછવું હોય તો પૂછ નારી.
કહી મર્મની વાત નિજનાથ જાણ્યો, ભાંગ્યો ભેદ મનમાંહે ઉત્સાહ આણ્યો;
એહેવી ગુહ્ય વાણી બીજો કોણ ભાખે, એહેવું કોણ બોલે નળ નાથ પાખે.
થયું ભેટવા મંન મરજાદ નાઠી, અંતરપટનું વસ્ત્ર ગયુંરે ફાટી;
ગજગામની ભામની પ્રેમ માતી, આવી નાથ પાસે ગુણગ્રામ ગાતી.
કરી પ્રદક્ષણા પછે પાય લાગી, બોલો નૈષધનાથ કહ્યું માન માગી;
અપરાધ પ્રાણીતણા કોટિ હોયે, પરિબ્રહ્મ તો કરૂણા મીટ જોયે.
વન માંહે મુકી અપરાધ પાખી, છે મચ્છ આહારના વિષ્ણુ સાખી;
તમ ચર્ણ વિષે મમ મંન રાખું, તમ પાખે હું પેટમાં ધુળ નાખું.
અમો અબળા નારીમાં બુદ્ધિ થોડી, કરે વીનતી પ્રેમદા પાણ જોડી;
ન થા રૂપનું કામરે ભૂપ માહારા, થઈ કિંકરી અનુસરૂં ચર્ણ તાહારાં.

સુણી વીનતી નારની દીન વાણી, ઉઠયો બાહુક અંતર પ્રીત આણી;
કરકોટક નાગનો મંત્ર ભાખી, જીરણ કામળું દૂર દીધુંરે નાખી.
ત્રણ નાગનાં વસ્ત્ર પરિધાન કીધાં, હરખી સુંદરી કારજ સર્વે સીધાં;
જવ મૂળગું રૂપ મહારાજ ધરિયું, શ્વસુર ધામનું તિમિર તે સઘ હરિયું.
જેમ તરૂવર પુઠે વિંટલાય વેલી, તેમ કંથને વળગી રહી હર્ષઘેલી.

## વલણ.

હરખે ગેહેલી સુંદરી, ભેટી ભીડી બાથરે;
જેજેકાર ઘરમાં થયો, દેખી નૈષધનાથરે.

## કડવું ૬૧ મું.—રાગ સારંગ.

વરત્યો જેજેકાર હો, નૈષધનાથને નિરખીજી;
ફરી ફરી લાગે પાય હો, સાહેલી હૃદયા હરખીજી.
નળ દમયંતી જોડી હો, જોઇ દોડી દાસજી;
સાસ ભરી સાહેલી હો, આવી ભીમકને પાસજી.
રાયજી વધામણી દીજે હો, અદભુત હર્ષની વાતજી;
ઋતુપર્ણનો સેવક હો, નીવડાયો નળનાથજી.
બાહુક રૂપ પરહર્યું હો, ધર્યું મુળગું સ્વરૂપજી;
સુણી સૈરંધ્રીની વાણી હો, હરખ્યો ભીમક ભૂપજી.
વાજે પંચશબ્દ નિશાણ હો, ગુણીજન ગાયે વધાઇજી;
પુણ્યશ્લોકને મળવા હો, વર્ણ અઢારે ધાઇજી.
નાના ભાતની ભેટ હો, પ્રજા ભૂપને લાવેજી;
કરે પૂજા વિવિધ પ્રકારે હો, મુક્તાફળ કુસુમ વધાવેજી.
તોરણ હાથા દેવાએ હો, માનુની મંગળ ગાએજી;
દે મુનિવર આશિષ હો, અભિષેક બહુ થાએજી.
વાજે ઢોલ નીશાણ હો, મૃદંગ ભેર નફેરીજી;
સમગ્ર નગરે આનંદ વરત્યો હો, સણગાર્યા ચહુટાં સેરીજી.
મન ઉત્સાહ પૂરણ વ્યાપ્યો હો, ભીમક દીયે બહુ દાનજી;
ગયા અંતઃપુરમાં રાય હો, દીઠું રૂપનિધાનજી.
કાંતિ તપે ચંદ્રભાનુ હો, વિલસે શક્ર સમાનજી;
કંદર્પ કોટિ લાવણ્ય હો, દીઠો જમાઇ જાજુલમાનજી.
પડયો ભીમક પૂજ્યને પાયે હો, હસી આલિંગન દીધુંજી;
આપ્યું આસન આદરમાન હો, પ્રીતે પૂજન કીધુંજી.
અર્ઘ આરતી ધૂપ હો, ભૂપતિને પૂજે ભૂપજી;
નખ શિખ લગે ફરી નિરખે હો, જોઈ જોઈ રૂપજી.

શ્વસુર શ્વસુરપત્ની હો, શાલક શાળાહેલીજી;
દમયંતીને ઘણું પૂજે હો, ગાયે દાસી સાહેલીજી.
લક્ષ્મી નારાયણ શિવ ઉમયા હો,તેહેવું દંપતિ દીસેજી;
દીધું માન શ્વસુરવર્ગે હો, પૂછ્યું નૈષધઈશેજી.

વલણ.

નૈષધઈશે પૂછીઉં, કુશળ ક્ષેમની વાતરે;
સમાચાર પરસ્પર જાણ્યો, હરખ્યો સઘળો સાથરે.

## કડવું ૬૨ મું-રાગ સામેરી.

નળરાયનું રૂપ પ્રગટ સાંભળી, સંસાર સુખીયો થાયરે;
પરમ લજ્જા પામીયો, દુખી થયો ઋતુપર્ણ રાય. હાવાં હું શું કરૂં રે.
મેં સેવક કરીને બોલાવીયો, નવ જાણ્યો નૈષધરાયરે;
ધિક્ક પાપી હું આતમા, હવે પાડું માહારી કાય. હાવાં હું શું કરૂં રે.
જવ મન કીધું દેહ મુકવા, તવ હવો હાહાકારરે;
જાણ થયું અંતઃપૂરમાં, નળ ભીમક આવ્યા બાહાર. હાવાં હું શું કરૂં રે.
હાંહાં કહીને હાથ ઝાલ્યો, મળ્યા નળ ઋતુપર્ણરે;
ઓશીયાળો અયોધ્યાપતિ, જઈ પડ્યો નળને ચર્ણ. હાવાં હું શું કરૂં રે.
પુણ્યશ્લોક પાવન સત્ય સાધુ,જાયે પાતિક લેતાં નામરે;
તેહેવા પુરૂષને મેં કરાવ્યું, અશ્વનું નીચું કામ. હાવાં હું શું કરૂં રે.
જેહેનું દરશન દેવ ઇચ્છે, સેવે સહુ નરનાથરે;
તે થઇ બેઠા મમ સારથી, ગ્રહી પરાણો હાથ. હાવાં હું શું કરૂં રે.
શત સહસ્ત્ર જેણે જગ્ન કીધા, મેરૂતુલ્ય ખરચ્યાં ધંનરે;
તે પેટભરી નવ પામીયા, હું પાપીને ઘેર અંન. હાવાં હું શું કરૂં રે.
જેહેનાં વસ્ત્રથી લાજે વિધુલ્લતા, હાટક મૂકે માનરે;
તે મહારાજ માહારે ઘેર વસ્યા, કરી કાંબળું પરિધાન. હાવાં હું શું કરૂં રે.
મેં તુંકારી તિરસ્કાર કીધા, હસ્યા પુરના લોકરે;
ત્રણ વરસ દોહેલે ભોગવ્યાં મેં, ન જાણ્યા પુણ્યશ્લોક. હાવાં હું શું કરૂં રે.
આળસુને ઘેર ગંગા આવ્યાં,ઉઠી નહીં નાહાયો મૂરખરે;
તે ગતિ માહારે આજ થઇ મેં, જાણ્યા નહીં મહાપુરુષ. હાવાં હું શું કરૂં રે.
શ્રાવણકીટને ઘેર જાયે, જેમ ધરાધર શેષરે;
જેમ નીચ મનુષને ઘેર જાયે, ભિક્ષાને મહેશ. હાવાં હું શું કરૂં રે.
જેમ ચકલીરે માળે આવે, ગરુડ ગુણભંડારરે;
તેમ માહારે ઘેર આવી વસ્યા, વીરસેનકુમાર. હાવાં હું શું કરૂં રે.

જેમ કૃપણને ઘેર કમળા વસીયાં, પેર ન પ્રીછે વ્યયતણીરે;
તેમ મારે ઘેર નળ વસ્યા જેમ, ભીલને ઘેર પારસમણી: હાવાં હું શું કરૂં રે.
જેમ અંધપત્નીતણાં આભૂષણ તે,વૃથા સહુ સણગારરે;
જેમ તીવ્ર આયુધ કાયરને કર, મરકટ મુક્તાહાર. હાવાં હું શું કરૂં રે.
કળશ અમૃતનો ભર્યો કો, મુરખને પ્રાપ્તિ થઇરે;
છે ભૂર ભોગી વારુણીનો, સુધાપાન પ્રીછે નહીં. હાવાં હું શું કરૂં રે.
નિશ્વાસ મુકે ને કંઠ સૂકે, થઈ ભૂપને વેદનાયરે;
અપરાધ વિચારી આપનો, ઋતુપર્ણ દુખીયો થાય. હાવાં હું શું કરૂં રે.
પુણ્યશ્લોકને પાયે લાગે, ફરી ફરી કરે વિનતીરે;
એ કૃતકર્મનાં કોણ પ્રાશ્ચિત, ભર્યાં લોચન ભૂપતી. હાવાં હું શું કરૂં રે.
પાવક માંહે પરજળું કે, હળાહળ ભક્ષ કરૂં રે;
જીવવું માહારૂં ધિક્ક છે, દેહ હું નિશ્ચે પરહરૂં. હાવાં હું શું કરૂં રે.

## વલણ.

પરહરૂં દેહ માહરો, ગોજારો જીવીને શું કરૂં રે;
ઋતુપર્ણનું પરમ દુ:ખ દેખી, સમાધાન નળેં કર્યું રે.

## કડવું ૬૩ મું-રાગ મારૂ.

ઋતુપર્ણની પીડા જાણી, નૈષધનાથ બોલ્યા ત્યાં વાણી;
ન થૈયે કાયર આંસુ આણી, એમ કહી લોહ્યાં લોચન પાણી.
આપતકાળ કર્મ શું કહીયે, જે જે દુ:ખ પડે તે સહીયે;
કોહોને આસરે નિશ્ચે જઇયે, પંચરાત્ર સેવક થઈ રહીયે.
ગુપ્ત રહ્યાનું કારજ સીધું, માહારૂં દુ:ખ તમે હરી લીધું;
જે જનુનીનું પય મેં પીધું, તેણે એવડું સુખ નથી દીધું.
દશ માસ તે પેટમાં રાખે, અધિક થાય તો ઓછું ભાખે;
ત્રણ વરસ લગી કોણ રાખે, ભલાઈ તમારી થઈ જુગ આખે.
જાંહાં લગે સંપત હોયે, તાંહાં લગે પ્રીત કરે સર્વ કોયે;
ફર્યો સમો તાહારે સઘ વિગોયે, નમતા તે સાહામું ન જોયે.
જે લોભના લીધા માયા માડે, થાય પરીક્ષા દુ:ખને દાહાડે;
ક્ષત્રી જણાયે ઉઘાડે ખાંડે, ભુંડા મિત્ર તે ભીડે છાંડે.
કર્મકથા મેં માહારી જાણી, ચોહોવર્ણના પોષ્યા પ્રાણી;
જારે વન નીસર્યાં હું ને રાણી, પ્રજાએ ન પાયું પાણી.
થયો પુષ્કર બાંધવ વેરી, અકેકું અંબર નીકળ્યાં પેહેરી;
કીધાં કૌતુક લોકે સેરીસેરી, તે દુ:ખસાગરની આવે છે લેહેરી.

મને ભાઈ પ્રજાએ કાહાડી નાખ્યો, સ્વાદ સંસાર સગાઇનો ચાખ્યો;
ઋતુપર્ણ તમો શરણ રાખ્યો, તે ઉપકાર ન જાયે ભાખ્યો.
શત કલ્પ કરે કો ગંગાસ્નાન, કરે કોટી જગન દે દાન;
કુરૂક્ષેત્ર કરે જપધ્યાન, નહિ ફળ શર્ણદાન સમાન.
દુઃખ દેખી કલપે પુરના લોક, શુભ સમે આંસુ ભરો તે ફોક;
એમ કહી ભેટ્યા પુણ્યશ્લોક, ટાળ્યો ઋતુપર્ણનો શોક.
તાહારે ઋતુપર્ણ કેહે છે શીશ નામી, ઉપકીરતી મેં બહુ પામી;
તમો સકળ નરપતી સ્વામી, સ્વારથ અંધ થયો હું કામી
ભીમકતનયા જનેતા જેવી, પતિવ્રતા સાધવી દેવી;
તે ઉપર કુદ્રષ્ટી એહેવી, એથી અન્યાય વાત બીજી કેહેવી.

## વલણ.

તેહેવી વારતા અધર્મ છે શું, કરૂં હું દેહ ધરીરે;
વૈદરભી મુજમાત જેહેવી, વરવાની મેં બુધ કરીરે.

## કડવું ૬૪ મું.—રાગ ધવળ ધન્યાશ્રી.

લજ્જાકૂપમાં ભૂપતી પડીયો, ઉંચું ન શકે ભાળીજી;
ચતુરશિરોમણી નૈષધનાથે, વેળા વાત સંભાળીજી.
ભીમકરાયના પુત્રની પુત્રી, સુલોચના એહેવું નામજી;
દમનકુંએરતણી તે કુંઅરી, શુભ લક્ષણ ગુણધામજી.
અનંગઅંગના સરખી સુંદર, દમયંતી શું બીજીજી;
ઋતુપર્ણને તે પરણાવી, દમયંતીની ભત્રીજીજી.
પેહેરામણી ઘણું પ્રીતે આપી, સંતોખ્યો ઋતુપર્ણજી;
અયોધ્યાપતિ ચાલ્યો અયોધ્યા, નમી નળને ચર્ણજી.
પરસ્પરે આલિંગન દીધાં, નળે આપી અશ્વવિદ્યાયજી;
પંચ રાત્ર રહ્યાં સ્ત્રીપુત્ર સાથે, પછે વિદા થયા નળરાયજી.
પ્રજા સર્વ સંગાથે લઇને, ભેટી નૈષધ જાયજી;
નાના વિધનાં વાજીંત્ર વાજે, શોભા ન વરણી શકાયજી.
ચતુરંગ સૈન્ય બહુ ભીમકે આપ્યું, સાથે થયો નરેશજી;
નળરાજા ઘણા જોદ્ધા સંગાથે, આવ્યા નૈષધ દેશજી.
તે સમાચાર પુષ્કરને પોહોતો, તેમજ ઉઠ્યો રાયજી;
પ્રજાસંગાથે સામો મળવા, પ્રીતે પાળો પળાયજી.
હયદળ પાયદળ ગજદળ રથદળ, કળ ન પડે કેકાણજી;
પ્રબળદળ સકળ પુરવાસી, નિરખવા નળ તરસે પ્રાણજી.

વાહન કુંજર ધજા અંબાડી, મેઘાડંબર છત્રજી;
કનક કળશ ઘંટા બહુ ઘમકે, શોભે સુરીયાં પત્રજી.
ભેરી ભેર મૃદંગ દુંદુભી, પટહ ઢોલ બહુ ગાજેજી;
વેણા વેણુ શરણાઈ શંખધુની, તાળ ઝાંઝ ઘણું વાજેજી.
ઉદધિ પર્વણી જાણે ઉલટ્યો, ચંદ્ર પૂર્ણ નળ માટજી;
શ્રવણ પડ્યું સંભળાય નહીં, થઇ ભારે ભીડ પુરવાટજી.
ભીમકનંદન કેહે નળ પ્રત્યે, સૈન્યને આજ્ઞા દીજેજી;
પુષ્કર આવ્યો ક્રોધ ધરીને, સજ થાઓ જુદ્ધ કીજેજી.
નળ કેહે ત્રણે શાલક પ્રત્યે, મિથ્યા વિરોધ વિચારજી;
પુષ્કરનું મન થયું નિર્મળ, નાશ પામ્યો કળી વિકારજી.
સાધુ પુરુષને કુબુદ્ધિ આવે તે તો, પુર્વકર્મનો દોખજી;
પુષ્કરે કીધું કળીનું પ્રેર્યું, કેહે વિચારી પુણ્યશ્લોકજી.
ધ્રુવ ચળે રવિ પશ્ચિમ પ્રગટે, પાવક શીતળ થાયજી;
વિધિ ભૂલે નિધિ સાતે સૂકે, પુષ્કર ધનુષ ન સાહેજી.
એમ ગોષ્ઠિ કરતાં પુષ્કર આવ્યો, બંધન કરી નિજ હાથજી;
દંડવત્ કરતો ડગલાં ભરતો, ઘણું લાજતો મન સાથજી.
નળ ઉઠ્યો બાંધવને દેખી, ગ્રહી કર બેઠો કીધોજી;
મસ્તક સુંધી પ્રશંસા કીધી, ભુજ ભરી હ્રદયા લીધોજી.
એક આસને બેઠા બંને બાંધવ, શોભે કામ વસંતજી;
ત્યારે પ્રજાએ ઘણી પૂજા કીધી, આપી ભેટ અનંતજી.
પુષ્કરે ઘણું દીનજ ભાખ્યું, થયાં સજળ લોચનજી;
હું કૃતઘ્ની કઠણ ગોઝારો, મેં દંપતી કાહાડ્યાં વનજી.
વણ અપરાધે વિપરીત કીધું, દીધું દારુણ દુઃખજી;
સાત સમુદ્રે ન જાય શ્યામતા, ધોતાં માહારૂં મુખજી.
પુષ્કર વીરને નળે સમજાવ્યો, કહીને આતમજ્ઞાનજી;
એક ગજે બેઠા બેહુ બાંધવ, આવ્યા પુરનીધાનજી.
ધ્વજા પતાકા તોરણ બાંધ્યાં, ચિત્ર સાથીયા સેરીજી;
અગરધૂપ આરતી થાયે, વાજે ભેરી નફેરીજી.
ધવળ મંગળ કીર્તન ગાથા, હાથા કુંકુમરોળજી;
ચહુટાં ચોક રસ્તાને નાકે, પ્રજા ઉભી ટોળે ટોળજી.
કુસુમ મુક્તાફળે વધાવે, ગોખ ચહડી નર નારીજી;
નૈષધ નગરિનિ શોભા સુંદર, શું અમરાપુરી ઉતારીજી.
અભિજિત લગ્ન મુહૂર્ત સાધી, નળ બેઠો સિંહાસનજી;
મળવા સર્વ સગાં આવ્યાં તે, વેળાવ્યાં રાજનજી.

જુદ્ધપતી પુષ્કરને કીધો, નળે કીધા જગ્ન અનંતજી;
ધર્મરાજ કીધું નળરાયે, વરસ સહસ્ત્ર છત્રીસ પર્યંતજી.
નળનાં રાજ્યમાં બંધન નામે, એક પુસ્તકને બંધનજી;
દંડ એક શ્રીપાતને હાથે, ધન્ય વીરસેનનંદનજી.
કંપારવ ધજાને વરતે, પવન રહે આકાશજી;
કુળકર્મ પારધીયે મુકયાં, જીવનો ન કરે નાશજી.
ભય એક તસ્કરને વરતે, કમાડને વિજોગજી;
હરખ શોક સમતોલ લેખવે, ત્યાજ વિષયના ભોગજી.
ચતુરવર્ણ સર્વ શૂરી, જ્ઞાનખડ્ગ તીવ્ર ધારેજી;
દેહ ગેહ મધ્યે ખટ તસ્કર, પીડી ન શકે લગારેજી.
શૌચ ધર્મ દયા તત્પરી, આપે તે ગુપ્ત દાનજી;
હરિભક્તિ નથી તેનું નામ દરિદ્રી, જેહેને ભક્તિ તે રાજાનજી.
તેહ મુઓ જેની અપકીરતી પુંઠે, અકાળમૃત્યુ ન થાયજી;
માગ્યા મેહે વરસે વસુધામાં, દુધ ઘણું કરે ગાયજી.
માતપિતા ગુરૂ વિપ્ર વિષ્ણુની, સેવ કરે સર્વ કોયજી;
પરનિંદા પરધન પરનારી, કુદૃષ્ટે નવ જોયજી.
એહેવું રાજ નળનાથે કીધું, પુણ્યશ્લોક ધરાવ્યું નામજી;
પછે પુત્રને રાજ આપી ગયા, તપ કરવા ગુણગ્રામજી.
અનશન વ્રત લેઈ દેહ મૂકયો, આવ્યું દિવ્ય વિમાનજી;
વૈકુંઠ નળદમયંતી પોહોતાં, પામ્યાં પદ અવિધાનજી.
વૃહદશ્વ કહે હો રાય યુધિષ્ઠિર, એહેવા હવા ન હોયજી;
એ દુ:ખ આગળ તાહારા દુ:ખને, યુધિષ્ઠિર શું રોયજી.
કાલે અર્જુન આવશે રાયજી, કરીને ઉત્તમ કાજજી;
કથા સાંભળી પાયે લાગો, મુનિવરને મહારાજજી.
યુધિષ્ઠિર કેહે પરિતાપ ગયો મનનો, સાંભળી સાધુચરિત્રજી;
અવિચળ વાણી ઋષિ તમારી, સુણી હું થયો પવિત્રજી.
થોડે દિવસે અર્જુન આવ્યા, રીજ્યા ધર્મરાજાનજી;
વૈશંપાયન કેહે જનમેજય, પૂર્ણ થયું આખ્યાનજી.
કરકોટક ને નળ દમયંતી, સુદેવ ઋતુપર્ણ રાયજી;
એ પાંચેનાં નામ લેતાં, કળજુગ તાંહાંથી જાયજી.
પુત્ર પૌત્ર ધન ધાન્ય સમૃદ્ધિ, પામે વળી નરનારજી;
બ્રહ્મહત્યાદિક પાપ ટળે ને, ઉતરે ભવજળ પારજી.
વીરક્ષેત્ર વડોદરા કાહાવે, ગરૂઓ દેશ ગુજરાતજી;
કૃષ્ણસુત કવિ ભટ પ્રેમાનંદ, વાડવ ચોવીસા ન્યાતજી.

ગુરુપ્રતાપે પદબંધ કીધો, કાલાવાલા ભાખીજી;
આરણ્યકપર્વની મૂળ કથામાં, નૈષધલીલા દાખીજી.
મુહૂર્ત કીધું સુરતમાંહે, થયું પૂર્ણ નંદરબારજી;
કથા એ નળદમયંતીકેરી, સારમાંહે સારજી.
સંવત સત્તર બેતાળો વર્ષે, પોષ શુદી ગુરૂવારજી;
દ્વિતીયા ચંદ્રદર્શનની વેળા, થઈ કથા પૂર્ણ વિસ્તારજી.
તે દિવસે પરિપૂરણ કીધો, ગ્રંથ પુનિત પદબંધજી;
શ્રોતા વક્તા સઉને થાશે, શ્રીહરીકેરો સંબંધજી.

## નળાખ્યાન સંપૂર્ણ.

# મા મે રૂં.

### કડવું ૧ લું.-રાગ આશાવરી.

શ્રીગુરુ ગણપતિ શારદા, હું સમરૂં સુખે સર્વદા;
મનમુદા કહું મામેરૂં મેહેતાતણું રે.

#### ઢાળ.

મામેરૂં મેહેતાતણું, પદબંધ કરવા આશ;
નરસિંહમેહેતો ભક્ત બ્રાહ્મણ, જુનાગઢમાં વાસ.
ભાભિયે એક વચન કહ્યું,મેહેતાને લાગી દાઝ;
પરિત્યાગ કીધો ઘરતણો, મેહેતો વન ગયા તપકાજ.
તે વનવિષે એક દેરૂં દીઠું, અપૂજ્ય શિવનું લિંગ;
નરસૈંયે તેની પૂજા કીધી, અંતરમાંહિ ઉમંગ.
ઉપવાસ સાત મેહેતે કર્યાં, તવ રીઝ્યા શ્રીમહાદેવ;
કમળની પેરે લિંગ વિકાસ્યું,પ્રભુ પ્રગટ થયા તતખેવ.
કપૂર ગૌર સ્વરૂપ શોભા, ધર્યાં ઉમયા ડાબે પાસ;
બિરાજે જટામાં જાહ્નવી, નિલવટ ચંદ્ર પ્રકાશ.
છે રૂંઢમાળા સર્પ ભૂષણ, વાઘાંબર ગજ ચર્મ;
વાજે ડાક ડમરૂ શંખ શિંગી,મેહેતે દીઠા પરિબ્રહ્મ.
તવ નરસૈંયો જઇ પાયે લાગ્યો,ત્યારે મસ્તક મૂક્યો હાથ;
માગ્ય માગ્ય હું કૃપાળ છું, એમ બોલ્યા ઉમયાનાથ.
મેહેતો કહે મહાદેવજી, એક માગું છું સ્વામીન;
તમતણું દરશન પામિયો, હવે વિષ્ણુનું દરશન.
ધન્ય ધન્ય સાધુ શિવ કહે, તને ભક્તિની છે આશ;
અખંડવ્રજમાં ગયા તેડી જ્યાં, હરિ રમે છે રાસ.

#### વલણ.

રાસમંડળતણી રચના, લીલા શી વખાણે કવી;
નરસૈંયો કૃતારથ થયો, તે કૃપા શ્રીહરની હવી.

### કડવું ૨ જું.-રાગ ધનાશ્રી.

અદ્દભુત લીલા રાસ વિરાજેજી, દર્શન કીધે ભવદુ:ખ ભાજેજી;
ગોપિકા માય વાજિંત્ર વાજેજી, મહાસુખ દીધું શિવમહારાજેજી.

## ઢાળ.

મહારાજ શિવમહારાજજીએ, ગ્રહ્યો મેહેતાનો હાથ;
તે સદાશિવને દેખિને, સામા આવ્યા વૈકુંઠનાથ.
હરિ હર હરખીને મળ્યા, નમિ ગોપિ શિવને પાય;
નરસૈંયો જઇ નમ્યો નાથને, તવ પૂછે ગોકુળરાય.
કહો સદાશિવ આ કોણ છે, તમે દેખાડયો આ ઠામ;
મહાદેવ કહે એ દાસ તમારો, વિપ્ર નરસિંહ નામ.
ભક્તિ ઇચ્છે તમારી, કીર્ત્તન કરે ગુણ ગાય;
કરુણા કરો શ્રીકૃષ્ણજી, તવ બોલ્યા વૈકુંઠરાય.
હાથ ગ્રહી તમે તેડી લાવ્યા, સદાશિવ ભગવાન;
એ નરસૈંયો મેં ભકત કીધો, ઓધવ વિદુર સમાન.
મસ્તક ઉપર હાથ મૂકી, કહે શ્રીગોપાળ;
દુઃખ વેળા મને સંભારજે, હું ધાઈ આવિશ તત્કાળ.
કરજે તું કીર્તન ભક્તિ મારી, તરિશ ભવસંસાર;
આ દીઠી તેવી લીલા ગાજે, કેવળ રસ શણગાર.
પછિ રાસમંડળતણી રચના, દેખાડી તેણિવાર;
નરસિંહ મેહેતા પ્રત્યે બોલ્યા, સ્વામી શ્રીત્રિપુરાર.
રખે લોકાચાર મનમાંહિ ગણતો, મસ્તક સાટે ભકિત;
રાધાકૃષ્ણનો વીહાર ગાજે, જુએ તેવી જુકિત;
અંતરધ્યાન થયા એમ કહિને, ભોળા શંકર દેવ;
પળ માત્રમાં નરસૈંને મૂકયો, જુનેગઢ તતખેવ.
થઇ નરસૈંયાની નિર્મળ વાણિ, કવિશકિત ભકિત અપાર;
રાધાકૃષ્ણશું રંગ લાગ્યો, ગણે તૃણાવત સંસાર,
પછિ તાલ વાતા ગીત ગાતા, પધાર્યા પુરમાંય;
નરસિંહ મેહેતો જઈને નમિયો, ભાભીકેરે પાય.
તમને ગોરાણી મેં પ્રમાણિ, હુંને કહ્યું કઠણ વચંન;
હરિ હર બંને મુજને મળ્યા, તે ભાભી તમારૂં પુન્ય.

## વલણ.

પુન્ય તમારૂં માત મારી, મને મળ્યા શ્રીપરિબ્રહ્મરે;
છે સાધવી સ્ત્રી મેહેતાતણી, પછે માંડયો ગૃહસ્થાશ્રમરે.

## કડવું ૩ જું.–રાગ વેરાડી.

મેહેતે માંડયો ગૃહસ્થાશ્રમ, પતિવ્રતા ઘેર નારી પર્મે;
દામોદરની સેવા કરે, માળા તિલક ને મુદ્રા ધરે.

સાધુ વૈરાગી વૈષ્ણવસંગ, શંખ તાળ ને વાજે ચંગ;
ચોકમાંહી તુળસીનાં વંન અહરનિશા થાયે કિર્તન.
નહિ ખેતી ઉદ્યમ વેપાર, હરિભગત મેહેતો તદાકાર;
જે આવે તે વૈષ્ણવ જમે, ગુણ ગાઇને દહાડા નિરગમે.
વિશ્વંભર પુરૂં પાડે અન્ન, વિશ્વાસ ઘણો મેહેતાને મન;
બે સંતાન આપ્યાં ગોપાળ, એક પુત્રી ને એકજ બાળ.
શામળદાસ કુંવરનું નામ, તે પરણાવ્યો રૂડે ઠામ;
કુંવરબાઇ નામે દીકરી, પરણાવ્યાં રૂડો વિવાહ કરી.
પામ્યાં મરણ પત્ની ને પુત્ર, મેહેતાનું ભાગ્યું ઘરસૂત્ર;
પતિવ્રતા વહુ વિધવા થઇ, કુંવરબાઈ તે કુશળી રહી.
સ્ત્રી પુત્ર મરતે રોયા લોક, મેહેતાને તલમાત્ર ન શોક;
ભલું થયું ભાંગી જંજાળ, સૂખે ભજશું શ્રીગોપાળ.
કુંવરબાઈ પછે મોટી થઈ, આણું આવ્યું ને સાસરે ગઇ;
સસરો શ્રીરંગ મેહેતો નામ, મોટું ઘર કહાવે બહુ દામ.
છે સાસરિયાંને ઘણું અભિમાન, ધનનું તે અતિ કરે ગુમાન;
નણંદ જેઠાણી વાંકું ભણે, કુંવરબાઇને દુબળી ગણે.
આવો વૈષ્ણવની દીકરી, સાસરવેલ સૌ પાવન કરી;
ચેષ્ટા કરે સાસુ ગર્વે ભરી, કુંવરબાઈ નવ બોલે ફરી.
છે લઘુવેષ નહાનો ભરથાર, તે નવ પ્રીછે વિવેક વિચાર;
કુંવરબાઈનું આવ્યું સીમંત, સાદર વાત ન પૂછે કંથ.
રૂપ દેખી અતિ વહુવરતણું, સાસરિયાં મન હરખે ઘણું;
કહે મેહેતો હરિનો છે દાસ, મોસાળાની શી કરવી આશ.
વહુનો ઓરિયો વીતે ખરો, કાંઇક મોસાળું ઘેરથી કરો;
દુર્બળની દિકરી રાંકડી, આચાર કરી બાંધો રાખડી.
ન કહાવ્યું પીયર ન કોને કહ્યું, પંચમાસી તો એળે ગયું;
સીમંતના રહ્યા થોડા દંન, કુંવરબાઈને થઈ ચિંતા મંન.
ઓશિયાળી દીસે દામણી, વહુવર આવી સાસૂભણી;
બોલી અબળા નામી શીશ, બાઈજી રખે કરતાં રીસ.
આપણો ગોર પંડયો ખોખલો, જુનાગઢ સૂધી મોકલો;
મોકલો લખાવી કંકોતરી, તવ સાસુ બોલી ગર્વે ભરી.
કાં વહુવર તને ઘેલું લાગ્યું, મા મુઈ ત્યારે મહિયર ભાગ્યું;
તાળ વજાડે કીરતન કરે, નાચી ખુંદીને ઉદર ભરે.
દરીદ્ર ઘરમાં ફેરા ફરે, તે મોસાળું કયાંથી કરે;
જે સગાથી અરથ નવ સરે, શું થાયે તેને નોતર્યે.

મેહેતાને વહાલું હરિનું નામ, જોવા મળશે બાધું ગામ;
તમને ડોસો મળવાનું હેત, અમો નાતમાં થઇયે ફજેત.
તમારો સસરો લાજે બાઈ, વણુ આવ્યે સરશે વેવાઈ;
કુંવરબાઈ તવ આંસૂ ભરી, સાસૂ પ્રત્યે બોલી ફરી.
બાઇજી એમ બોલતાં શું ફગો, દુર્બળ પણ પોતાનો સગો;
અહિં આવી પાછા જાશે ફરી, એ મિષે મળશું બાપ દિકરી.
સાસૂને મન કરુણા થઈ, પોતાના સ્વામીને પૂછ્યું જઈ;
રહ્યા સીમંતના થોડા દહાડા, કુંવર વહુ લે છે આડા.
લખી મોકલો કંકોતરી, મળવા ઘોને બાપ દિકરી;
વેવાઈને લખિયે એક પત્ર, જેમ તેમ કરતાં આવજો અત્ર.
શ્રીરંગ મેહેતો પરમ દયાળ, કાગળ એક લખ્યો તતકાળ;
સ્વસ્તિશ્રી જુનાગઢ ગામ, જે હરિ વૈષ્ણવનો વિશ્રામ.
નાગરિ નાતતણા શણગાર, સાધુશિરોમણિ પરમઉદાર;
ભક્તનાયક વૈષ્ણવના ધણી, સદા કૃપા હોય કેશવતણી.
સર્વોપમાજોગ કરુણાધામ, મેહેતાશ્રીપંચ નરસૈં નામ;
અહિં સહુને છે કુશળખેમ, લખજો પત્ર તમો આણી પ્રેમ.
એક વધામણિતણો સમાચાર, અમારા ભાગ્યતણો નહિ પાર;
કુંવર વહુને આવ્યું સીમંત, અમ ઉપર તૂઠા ભગવંત.
માઘશુદી સપ્તમિ રવિવાર, મુહૂર્ત અમે લીધું નિરધાર;
તમો તે દિન નિશ્ચે આવજો, સગાં મિત્ર સાથે લાવજો.
ન આણશો મનમાં આશંક, તમ આવ્યે પામ્યા લખ ટંક;
ઉજળો સગો આવ્યો બારણે, સોનાનો મેરૂ કીજે વારણે.
જો મેહેતાજી નહિ આવો તમો, ખરેખરા દુભાઇશું અમો;
આપ્યું પત્ર ગુરુના કરમાંય, પંડ્યો ખોખલો કર્યો વિદાય.
કુંવરબાઇએ તેડયા ઋષિરાય, એકાંતે બેસારિ લાગી પાય;
ત્યાં બે દહાડા પરૂણા રહેજો, મેહેતાને સમજાવી કહેજો.
કાંઇ મોસાળું સારૂં લાવજો, સંપત હોય તો ઇહાં આવજો;
કાંઇ નામ થાય જો પૃથ્વી તળે, સાસરિયાંનૂં મેણું ટળે.
જો અવસર આ સૂનો જશે, ભવનું મેણું મુજને થશે;
બોલબાણ નણદી મારશે, શત્રુનું કામ દિયર સારશે.
રખે નાગરિનાતે કૌતક થાય, તમારે માથે છે વૈકુંઠરાય;
પંડ્યા ખોખલો કીધો વિદાય, સદ્ય પોહોતો જૂનાગઢ ગાંય.

### વલણ.

જુનાગઢમાં આવિયા, મેહેતો લાગ્યા પાયરે.
સ્તવન સ્તુતિ પૂજા કરી, પછે માંડી પાટ સુખદાયરે.

### કડવું ૪ થું. રાગ ધનાશ્રી.

ખોખલે પંડે પત્રજ આપ્યું, મેહેતાજીને હાથજી;
વધામણી કાગળમાં વાંચી, સમર્યા વૈકુંઠનાથજી.
મામેરૂં પુત્રીને કરવું, ઘરમાં નથી ખોટો દામજી;
ત્રીમકજી તેવડમાં રેહેજો, દ્રવ્યતણું છે કામજી.
ભોજન કરાવી દક્ષણા આપી, મેહેતો લાગ્યા પાયજી;
મોશાળું લેઇ અમો આવિશું, પંડ્યો કીધો વિદાયજી.
નરસૈં મેહેતે ઘેર તેડાવ્યા, સગા તે વૈષ્ણવ સંતજી;
મોસાળું લેઇ આપણે જાવું, છે કુંવરબાઇનું શ્રીમંતજી.
જૂની વેલ્ય ને ધૂંસરિ વાંકી, સાંગી સોટા ભાગીજી;
કોના તળાવા ને કો પિંજણિયો,બળદ આણ્યા બે માગીજી.
મેહેતાજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રી જગદીશજી;
ત્રણ સખિયો સંઘાતે ચાલી, વેરાગી દશ વીશજી.
સંપુટ ત્રાંબાની ડાબડીનો, તેમાં બાળમુકુંદજી;
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદનંદજી.
વેલ્યની પૂંઠે કોથળો બાંધ્યો, માંહિ ભર્યાં વાજિત્રજી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુળસી કાષ્ટ પવિત્રજી.
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુળસીમાળજી;
નરસૈંયાને નિર્ભય છે જે, ભોગવશે ગોપાળજી.
બળહીણા બળદો શું હીંડે, ઠેલે વૈષ્ણવ સાથજી;
સોર પાડે ને ઢાળ ચઢાવે, જે જે વૈકુંઠ નાથજી.
એક બળદ ગળિયો થઇ બેસે, આખલો તાણી જાયજી;
પઢયાને પુંછ ગ્રહી ઉઠાડે, કૌતક કોટી થાયજી.
સાલે સાલ જૂજવાં દીસે, રથતણાં બહુ વક્રજી;
સાંગીનો મહુ શબ્દજ ઉઠે, ચૂચવે છે બહુ ચક્રજી.
ચડે બેસે ને વળિ ઉતરે, લે રામકૃષ્ણનું નામજી;
મધ્યાને મેહેતાજી આવ્યા, જોવા મળ્યું ઉના ગામજી.
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયી પુરના લોકજી;
કોડ પોહોંતાં કુંવરવહુનાં, મામેરૂં છે રોકજી.

## વલણ.

રોક મામેરૂં મેહેતો લાવ્યા, જુઓ વૈષ્ણવની વસાતરે;
એકેકિ માળા આપશે તો, પેહેરશે નાગરી ન્યાતરે.

## કડવું ૫ મું.–રાગ મારૂ.

સુણી શ્રીરંગ મેહેતો આવ્યા ધાઈ,ભાવે ભેટ્યા બંને વેવાઈ;
મળ્યો જમાઈ જમાઈનો ભ્રાત, મળ્યો સહુ નાગરનો સાથ.
કપટે ભેટી પાછા ખસે, જોઇ જોઈ સામગ્રીને હસે;
ઉતરવા ઘર આપ્યું એક, ઝાઝા ચાંચડ મછર વિશેક.
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળિયાનું નહિ નામ.
કોહ્યું છાજ ને જૂની વળી, ભીંત્યો દોદશ એવડ વળી.
ઝાઝા માંકણ ઝાઝા જૂઆ, ત્યાં મેહેતાના ઉતારા હૂઆ;
વેવાઈ ગયા ઊતારો કરી, બોલે હસણી નાત્યનાગરી.
કુંવર વહુનો વૈષ્ણુવ બાપ, દર્શન કરિને ખોઈએ પાપ;
મેહેતાને જોવા હરખે ભરી, ઘેર ઘેરથી ચાલી સુંદરી.
મન વિના મેતાને નમે, સારૂં થયું જે આવ્યા તમે;
માંહો માંહિ કહે સુંદરી, મેહેતો દીઠે દીઠા હરી.
જુઓ સાથ કેવો ફૂટડો, એને પરમેશ્વર તુઠડો;
કુંવર વહુનું ભાગ્યું દુઃખ, એવું કહીને મરડે મુખ.
જુઓ બળદ મેતાજી તણા,બગાઈઓ શબ્દ કરે છે ઘણા;
વજાડશે મંડપમાં ચંગ, નાગરી નાત્યમાં રહેશે રંગ.
આ ગાંઠડી વળગાડિ લટકે, તાળનાં જોડાં બાંધ્યાં પટકે;
તુળસી કાષ્ટતણો એ ભારો, હવે મામેરાનો શો ઉધારો.
છાબમાં તુળશીદળ મૂકશે, ઉભો રહીને શંખ ફૂંકશે;
વેરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પૂરૂં થાશે.
એમ નાગરી કૌતક કરે, ટોળ કરીને પાછી ફરે;
કુંવરબાઈએ જાણી વાત, મોસાળું લઇ આવ્યા તાત.
ઉતાવળી મળવાને ધશી, બોલી નણદી મરમે હશી;
આ શું પિતા પુત્રિને હેત, શને કરવા આવ્યો ફજેત.
લજાવ્યું સાત પેઢીનું નામ, સાથે વેરાગીનું શું કામ;
શું મળવા ચાલ્યાં એકલાં, એ બાપથી નબાપાં ભલાં.
કઠણ બોલ એવા સાંભળી,કુંવરબાઈ બોલી પાછી વળી;
નણદી શું મચ્છર આવડો, પુંઠળથી બાઈ શું બડબડો.

સુખી પિતા હશે જે તણો, તે પુત્રીને લાભજ ઘણો;
કોનો પિતા લખેશરિ કહાવે, તે તો મારે શે ખપ આવે.
રાંક પિતા આવ્યો મુજ ઘેર, એક કાપડું સોનાનો મેર;
તમે મન માને તે કહો, એ પિતા મારે જીવતો રહો.
મર્મવચન નણદીને કહી, પછે પિતા પાસે પુત્રી ગઈ;
દૂરથકી દીઠી દીકરી, મેહેતાએ સમસ્યા શ્રીહરી.
અન્યો અન્યે નયણાં ભરી, ભેટયાં બેઉએ આદર કરી;
મેહેતે મસ્તક મૂકી હાથ, પાસે બેસાડી પૂછી વાત.
કુંવરબાઈ કહો કુશળ ખેમ, સાસરિયાં કાંઈ આણે છે પ્રેમ;
રૂડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળું કરશે હરી.
કુંવરબાઈ બોલી વીનતી, મોસાળું કાંઇ લાવ્યા નથી;
નાગરી નાત્યે રહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શે કાજ.
નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;
નિર્ધનને કોઈ નવ ગણે, નવ રાખે ઊભો આંગણે.
ચતુરપણું નિર્ધનનું જેહ, ઘેલામાંહી ગણાય તેહ;
લોક બોલાવે દુર્બળ કહી, એથી માઠું કાંઇ બીજું નહીં.
પિતાજી કાંઈ ઉદ્યમ ન કરો, ધનનો નવ રાખો સંઘરો;
આ અવસર સચવાશે કેમ, પિતાજી તમે વિચારો એમ.
નથી લાવ્યા કંકુની પડી, નથી લાવ્યા મોડ નાડાછડી;
નથી માટલી ચોળી ને ઘાટ, એમ શું આવ્યા બારેવાટ.
કેમ કરી લજ્જા રહેશે તાત, હું શે ન મુઈ મરતે માત;
માતા વિના સુનો સંસાર, માતા વિના તે શો અવતાર.
જે બાળકની માતા ગઈ મરી, બાપની સગાઇ સાથે ઊતરી;
જેવું આથમતા રવિનું તેજ, મા વિના એવું બાપનું હેજ.
સુરભી મરતાં જેવું વચ્છ, જળવિણ જેવું તલફે મચ્છ;
ટોળા વછોઈ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી.
લવણ વિના જેવું ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજંન;
કીકી વિના જેવું લોચંન, મા વિના તેવું બાપનું મંન.
ઘડો ફૂટે રઝળે ઠીકરી, મા વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર, માતા વિના સુનો સંસાર.
શિદ કરવા આવ્યા ઉપહાસ, સાથે વેરાગી પાંચપચાસ;
શંખ તાળ ને માળા ચંગ, એ મોસાળું કરવાના ઢંગ.
ન હોય તો પિતા જાઓ પાછા ફરી, એવું કહીને રોઇ દીકરી;
મેહેતે મસ્તક મૂકયો હાથ, કરશે મોસાળું વૈકુંઠનાથ.

પેહેરામણી કરવી હોય જેટલી,આસામી લખી લાવો તેટલી;
લખજો સાસરિયાં સમસ્ત, વિસારશો મા એકે વસ્ત.
વચન મેહેતાજીનાં સુણી, કુંવરબાઇ આવ્યાં સાસૂભણી;
મારે પિતાયે મોકલી હૂંચ, લખો કાગળમાં જોઈયે શૂંય.
મુખ મરડીને બોલી સાસૂ, શો કાગળ ચીતરવો ફાંસૂ;
છાબમાં તુળસીદળ મૂકશે, ઊભો રહિને શંખ ફૂંકશે.

### વલણ.

ફૂંકશે શંખ ઊભો રહી, નરસૈંયો મોસાળું શું કરે;
સંવાદ વહુઅરનો સાંભળી,પછે વડસાસૂ એમ ઓચરે.

### કડવું ૬૬ મું.-રાગ સામેરી.

વડસાસૂ ઘણું ભારે માણુસ, બોલ્યાં પરમ વચંન; વહુજી;
વડીવહુઅર તમે કાંઇ નવ જાણો જે મેહેતો વૈષ્ણવજંન. વહુજી.
જેને સ્નેહ શામળિયા સાથે, તેને શાની ખોટ; વહુજી;
પેરામણી મન ગમતી માગો, કરો નાગરી ગોઠ. વહુજી.
કુંવરબાઈને કાગળ આપ્યો, લખો લખાવું જેમ; વહુજી;
રૂડો વેવાઈ આંગણે આવે, કોડ ન પહોંચે કેમ. વહુજી.
લખો પાંચ શેર કંકુ જોઈએ, શ્રીફળ લખો સેંસાત; વહુજી;
વીશ મણ વાંકડિયાં ફોફળ, મળશે મોટી નાત. વહુજી.
પાંચ વસ્ત્રના પંચવિશ વાઘા, ચાર ચોકડી તાસ; વહુજી;
લખો પછેડી પંદર કોડી, પટોળાં પંચાસ. વહુજી.
સાઠેક મુગટા ને સોયેક સણિયાં, ચીર લખો ચાળીસ; વહુજી;
ધોતિયાં તો બ્રાહ્મણને જોઈએ, તે લખો કોડી ત્રીશ. વહુજી.
બે કોડી જરકશીની સાડી, રેશમી કોડી બાર; વહુજી;
સાદી સાડિયો લખો ત્રણસેં, છાયલ લખો સેંચાર. વહુજી.
ઘરસાન લખો દશ વિશ કોડી, સોળ કોડી લખો ઘાટ; વહુજી;
છીંટમોરવી ટુંકડી સોયેક, નવ કોડી લખો નાટ. વહુજી.
મશરૂ ગજિયાણી દરિયાઈ, લખો થાન પંચાસ; વહુજી;
હજાર બારસેં લખો કાપડાં, લોક કરે બહુ આશ. વહુજી.
સોળસેં લખો શેલા સાળુ, તેલ પાનનો શો આંક; વહુજી;
આશરા પડતું મેં લખાવ્યું, બાપ તમારો રાંક. વહુજી.
તમને સોળ શણગાર ઘડાવે, બાપ લડાવે લાડ; વહુજી;
ઘટે જમાઈને સોનાનાં સાંકળાં, તેમાં અમને શો પાડ. વહુજી.

સહસ્ત્ર મહોર સોનાની રોકડી, કહેતાં પામું ક્ષોભ; વહુજી;
ઘરડાં અમે માટે ધર્મ લખાવ્યું, ન મળે ઝાઝો લોભ. વહુજી.
એ લખ્યાથી અદકું કરો તો, તમારા ઘરની લાજ; વહુજી;
તવ મુખ મરડી નણુદી બોલી, સિદ્ધ થયાં સર્વ કાજ. વહુજી.
ભારે મોટા બે પહાણ લખોની, જે મેહેતાથી આપાય; વહુજી;
ડોશી કહે શો શોર કરો છો, લખતાં તારૂં શું જાય. વહુજી.

## વલણ.

શું જાય લખતાં આપણું, વડસાસૂ વિકરાળરે;
કાગળ આપ્યો હાથમાં, પડી પેટડિયામાં ફાળરે.

## કડવું ૭ મું–રાગ મારૂ.

ડાટ વાળ્યો રે, ડોસિયે ડાટ વાળ્યોરે;
વડસાસૂ વેરણ થઇ મારી, હરખ હઈયાનો ટાળ્યોરે. ડોસિયે.
મીઠાં વચનની ને થોડા બોલી, હીંડે હરિગુણ ગાતીરે;
પરમારથી થઈ પત્ર લખાવ્યું, મનમાં મોટી કાતી. ડોસિયે.
કાગળ લઇને કુંવરબાઈ આવ્યાં, પિતા કેરે પાસેરે;
વડસાસુયે વિપરીત લખાવ્યું, કહો હવે શું થાશે. ડોસિયે.
લખેશ્વરીથી ન પડે પૂરૂં, એવું માંહિ લખાવ્યુંરે;
સાધુ પિતાને મહા દુઃખ દેવા, મારે સિમંત શાને આવ્યું. ડોસિયે.
સહસ્ત્ર મહોર સોનાની રોકડી, વસ્ત્રતણું નહિ લેખુંરે;
તાતજી હું તમારી પાસે, કોડી એક ન દેખું. ડોસિયે.
પિતાજી તમો પાછા પધારો, અહિં રહે ઇજત જાશેરે,
મેહેતાજી કહે પુત્રી મારી, રહો તમે વિશ્વાસે;
ડોસિયે રૂડું કીધુંરે, આપણું કારજ સિધ્યુંરે. ડોસિયે રૂડું કીધુંરે.
શામળિયો અવસર નહિ ભૂલે, તું કાં આંસૂડાં પાડેરે;
દામોદર કાંઈ નથી દોહલો, નહિ કરજે કાઢે. ડોસિયે રૂડું કીધુંરે.
કુંવરબાઇ તમે ઘેર પધારો, આપણું એમાં શું જાશેરે;
જો મામેરૂં હરિ નહિ કરે તો, ઉપહાસ એનો થાશે. ડોસિયે.
પંચાળીનાં પટકુળ પૂર્યાં, નવસેં ને નવાણુંરે;
તે રીતે મામેરૂં કરશે, તું થાવા દેને વાહાણું. ડોસિયે.
વિશ્વાસ હૃદેમાં રાખો તમો, છો વૈષ્ણવની બાળરે;
આપણું એ પ્રતિપાલણ કરશે, શામળિયો ગોપાળ. ડોસિયે.
હઈડે હેત દિકરીને આવ્યું, સુણી તાતની વાણીરે;
કુંવરબાઈ ફરી મંદિર આવ્યાં, વિશ્વાસ ઉરમાં આણી. ડોસિયે.

## કડવું ૮ મું.-રાગ ગોડી.

જોજોરે કૌતક કળિજુગનાં, વૈષ્ણવની ચેષ્ટા થાયરે;
વાંકા બોલી નાત નાગરી, સહેજે બોલે અન્યાયરે. કૌતક. ટેક
ભોજન કરવા મેહેતાજી તેડયા, સાથે બહુ વેરાગીરે;
ટોળે મળે સહુ નાત નાગરી, જોઈ જોઈ હસવા લાગીરે. કૌતક.
ચીર્યાં તીલક ને તુળસીની માળા, છાપો અંગ બીરાજેરે;
વેવાઇનાં રૂપ જુઓરે બાઇયો, કોટિક કંદર્પ લાજેરે. કૌતક.
મલાર ગાશે નહાતી વેળા, વરસશે વરસાતરે;
પ્રસાદ કરતાં થાળ ગાશે, જમશે જાદવનાથરે. કૌતક.
સ્નાન કરી સઉ નાગર બેઠા, જેને જેશું મળતુંરે;
મેહેતાજીને નાહાવા અર્થે, જળ મેલ્યું કળકળતુંરે. કૌતક.
જેમ તેલકઢા તાતી ઉકાળી, સૂધનવાને તળવારે;
તેમ વેવાણે જળ ઉકાળ્યું, મેહુતાજીને છળવારે. કૌતક.
ઉષ્ણોદક ઉનું દેખિને મેહેતે, માગ્યું ટાઢું પાણીરે;
મર્મ વચન મુખ મરડીને બોલી, કુંવરબાઇની જેઠાણી. કૌતક.
માગ્યા મેહ વરસે મેહેતાજી, તો અમ પાસે શું માગોરે;
બાજઠે બેઠાં તાળ મંગાવી, બોલ હૃદેમાં વાગ્યો. કૌતક.
સમરણ કીધું શામળિયાનું, આલાપ્યો રાગ મલારરે;
નાગર લોક જોવાને મળિયા, બોલે વંગ ઉચાર. કૌતક.

## કડવું ૯ મું-રાગ સોરઠ મલાર.

મેહેતાજી બેઠા બાજઠે, સમર્યા શ્રીગોપાલ;
મલાર ગાયો પ્રીતશું, મેઘ ગર્જ્યો વજાડી તાળ. મેહેતાજી.
ઉપહાસ થાય તારા દાસનો, શામળા કરો સહાય;
નાંખ્યું ઉષ્ણોદક અતિ ઉકળ્યું, શ્રીફળ ફાટી જાય. મેહેતાજી.
જેમ કઢા ઉકાળી તેલની, કોપ્યો હંસધ્વજરાય;
તારી કૃપાએ ટાઢું થયું, ઉગાર્યો સુધન્વાય. મેહેતાજી.
હુંડી સકારી તેં શામળા, આપ્યા રૂપૈયા સેંસાત;
તે વિશ્વાસે વળગી રહ્યો, વિઠ્ઠલ મોકલજો વરસાત. મેહેતાજી.
સમોવણ નહિ આપો શામળા, કરશો મામેરૂં ક્યમ;
વિનતિ નરસૈંયાની સાંભળી, પ્રેર્યો ધન પરિબ્રહ્મ. મેહેતાજી.
પળમાંહિ આભે ઘટા થઈ, ચૌદશ ચઢયો અંધકાર;
ગગન વિષે ઘન ગડગડે, થાય વીજતણા ચમકાર. મેહેતાજી.

ઉડે કોરણુ બહુ કાંકરા, વરસે મૂશળધાર;
વેવાઈના ઘરમાં જળ ઘણું, કરે લોક પોકાર. મેહેતાજી.
સર્વ નાગરિયો પાયે પડે, ક્ષમા કરો અપરાધ;
અમો અજ્ઞાને ન ઓળખ્યા,તમે શિરોમણી સાધ. મેહેતાજી.
શ્રીરંગ મેહેતો સ્તુતિ કરે, વેવાણો માગે માન;
વરસાદ વીસરજન થયો,કીધું મેહેતાજીએ સ્નાન. મેહેતાજી.
ઠગ નાગર કહે થયું માવઠું,એમ થાય છે બહુવાર;
પ્રતીત ન પ્રત્યક્ષ પારખે, કળજુગનો પ્રકાર. મેહેતાજી.

### વલણ.

મેહેતોજી ભોજને બેઠા, કરમાં લીધી તાળ;
ટોળું વેરાગી તણું, તેણે ગાવા માંડી થાળરે.

### કડવું ૧૦ મું.—રાગ સામેરી.

મેહેતે ગાઈ પ્રસાદિની થાળી, આરોગાવ્યા શ્રી વનમાળી;
લીધો પ્રસાદ પૂરણુ પ્રીતે, પછે શું થયું રજની વીતે.

### ઢાળ.

વીતી રજની કીર્તન કરતાં, થયો પ્રાતસકાળરે;
કુંવરબાઈ આવ્યાં પિતા પાસે,હવે મોસાળાંની કરો ચાલરે.
મેહેતાજી કહે પુત્રી મારી, જઇ ન્યાતને તેડાં કરો.
વિશ્વાસ આણી મંડપમાંહી,એક છાબ ઠાલી જઈ ધરો.
જ્ઞાત સગાં સહિત પધરાવો, સર્વકુટુંબ પરિવારજી;
છે વાર જ્ઞાત મળ્યા તણી, નથી મોસાળાની વારજી.
કુંવરબાઇ કહે તાતજી મને, કેમ આવે વિશ્વાસરે;
ઠાલી છાબ હું કેમ ધરૂં, થાય લોકમાં ઉપહાસરે.
મેહેતોજી કહે પુત્રી મારી, છો વૈષ્ણવની દીકરી;
ત્યારે મારે ચિંતા શાની, મોસાળું કરશે શ્રીહરી.
મર્મ વચન સુણિ તાતનું, સાસુ કને આવી વહુ;
મારો પિતા મોસાળું કરે છે, સગાં મિત્ર તેડો સહુ.
ખોખલે પંડયે તેડાં કીધાં, મેળવ્યું બાધું ગામ;
વેવાઇ વરગ એણીપેરે બોલે,મેહેતો મૂકીને જાશે મામ.
મંડપમાં મેહેતોજી આવ્યા, હાથ ગ્રહી છે તાળરે;
નાગર સઉ ઉભા થઈ, કેહે પ્રેમે જેગોપાળરે.
મંગાવી એક છાબ ઠાલી, તે ચોકમાં આણી ધરી;
મેહેતાજીએ શંખ પૂર્યો, વિનતી શ્રીહરિની કરી.

## કડવું ૧૧ મું.—રાગ મારૂ.

મેહેતે વજાડયો શંખ, સમર્યા વનમાળી;
લાગી હસવા ચારે વર્ણ, માંહેમાંહિ દે તાળી.
જુઓ મોસાળાના ઢંગ, વેવાઈયે માંડ્યા;
નાગરના વેહેવાર, એણે સરવ છાંડ્યા.
છાપાં તિલક ને તાળ, જુઓ તુળસીમાળા;
નરસૈંયો કરશે નૃત્ય, ગાશે ટોપીવાળા.
જોવા મળિ નાગરી નાત્ય, બહુ ટોળે ટોળાં;
મુખ મરડી કરે વાત, આપશે ઘરચોળાં.
બહુ નહાની મોટી નાર, મંડપમાં મળી;
કરે વાંકી છાની વાત, સાકરપેં ગળી.
મેહેતાને કરે જેશ્રીકૃષ્ણ, હસિ પરૂં જોતી;
મુખ ઉપર લળકે સાર, વેસરનાં મોતી.
સજ્યા સોળ શણગાર, ચરણા ને ચોળી;
જોબન મદભરિ નાર, કરે બહુ ઠંઠોળી.
માળા મોતીહાર, ઊરપર લળકે છે;
જડાવ ચૂડો હાથ, કંકણ ખળકે છે.
શમિ રહિ ઓઢે ચીર, સણગટ વાળે છે;
અણિયાળાં લોચંન, કટાક્ષે ભાળે છે.
છૂટે અંબોડે નાર, વેણી લાંબી છે;
ઝાંઝર ઝમકે પાય, કડલાં કાંબી છે.
કેસર તિલક વિશાળ, ભાલે કીધાં છે;
કોઈએ નહાનાં બાળ, કેડે લીધાં છે.
કોઈ જોવા ઠાલી છાબ, અબળા ઊડે છે;
કોઈ વહુવારૂ લજવાળ, નણદી પુંઠે છે.
કો શિખવી બોલાવે બાળ, વારી રાખે છે;
કો વાંકા બોલી નાર, વાંકું ભાખે છે.
એવાં કૌતક અનેક, સહુકો દેખે છે;
સહજે બોલે અન્યાય, હરિને લેખે છે.
બાઈ કુંવરવહુનો બાપ, કરશે મામેરૂં;
હું લઇશ પટોળી સાર, સાડી નહિ પેહેરૂં.
વૈષ્ણવને શી ખોટ, કોટે માળા છે;
વેહેવારિયા દશ વીશ, ટોપીવાળા છે.

કુંવર વહુ ધન્ય ધન્ય, પિયર પનોતી છે;
બાપે વગાડ્યો શંખ, સાદર પોતી છે.
વાંકા બોલા વિપ્ર, બોલે ઉપહાસે;
મુકો છાબમાં ન્હાણુ, વાયે ઉડી જાશે.
મુક્યો દિકરિએ નિશ્વાસ, આવિ પિતા પાસે;
મેહેતે કીધી સાન, રહેજે વિશ્વાસે.

### વલણ.

વિશ્વાસ રાખો દિકરી, કરમાં લીધી તાળરે;
કાગળ મૂક્યો છાબમાં, મેહેતે સમર્યા શ્રીગોપાળરે.

### કડવું ૧૨ મું. રાગ સારંગ.

ઠાલિ છાબમાં કાગળ ધરી, નરસિંહ મેતે સમર્યા હરી;
વેરાગી સર્વ પુઠે ગાય, નાગરને મન કૌતક થાય.
વાંકાં વચન બોલે વેદિયા, મેહેતો માધવમાં ભેદિયા;
જુઓ છાબમાં મૂક્યું સાર, એ દીસે કમખાની હાર.
તે બોલ અંતર નવ ધરે, મેહેતો સ્તુતિ માધવની કરે;
જય દામોદર બાળમુકંદ, નરકનિવારણ નંદાનંદ.
વિશ્વેશ્વર વૃંદાવનચંદ, દેવકિનંદન આનંદકંદ;
ગોપિનાથ ગોવિંદ ગોપાળ, અનાથબંધુ દીનદયાળ.
હું સેવકની લેજો સંભાળ, મોસાળાની કરજો ચાલ;
મુખે કીર્તન હાથે તાળ, નાત્ય નગરી બોલે આળ.
છે દોહેલો લોકાચાર, લજ્જા રાખજો આણીવાર;
મારો શેઠ તું નંદકુમાર, શું કરશે પાપી સંસાર.
તમો પ્રતિપાળો પોતાના દાસ, માટે મુજને છે વિશ્વાસ;
અંબરિષનો નિવાર્યો ત્રાસ, તમે ભોગવ્યા છે ગર્ભવાસ.
લીધો મચ્છતણો અવતાર, શંખાસુરનો કિધો સંહાર;
કમઠરૂપ ધર્યું મોરાર, ચૌદ રત્ન મથિ કાઢ્યાં બહાર.
માર્યો હિરણ્યાક્ષ મહાપાપી, ધરણિ સ્થિર કરીને સ્થાપી.
અજામેલ સરખો મહાપાપી, પુત્રને નામે પદવી આપી.
પ્રહ્લાદની દોહલી જાણિ વેળા, પરમેશ્વર પ્રગટ થયા વેહેલા;
ધ્રુવનો જન્મમરણભય હર્યો, અવિચળ પોતા સરખો કર્યો.
પોપટ પઢાવતી પુંશ્ચલી, વૈમાને બેશી વૈકુંઠ પળી;
તમો ઉચ્છિષ્ટ આરોગ્યા બદરી, તો પરમગતિ પામી શવરી.

સગાર ચરણ નમાવ્યું શીશ, વિભીષણ કીધો લંકાધીશ;
તાર્યો કુટુંબ સહિત તે માછી, નવ પામ્યો જનમપીડા પાછી.
છો દોહલી વેળાના સાથી, તમે ગ્રાહથિ મૂકાવ્યો હાથી;
બટુક વેષ થયા વામન, જાતું રાખ્યું ઈંદ્રાસન.
પ્રભૂ પંચાળિનું દુખ જાણ્યું, પૂર્યાં ચીર નવસેં નવાણું;
કૌરવથી જીતાડયો પારથ, કુરૂક્ષેત્રમાં હાંકયો રથ.
રુકમાંગદ તાર્યો સંસાર, હરિશ્ચંદ્રની કીધી વાર;
શંખ પૂજતો રાજકુમાર, ચંદ્રહાસ રાખ્યો ત્રણવાર.
તમે સુધન્વા બળતો રાખ્યો, જો પિતાયે કઢામાં નાંખ્યો;
વેહેરાતાં નવ રોયો રજ, મુગતી પામ્યો મુરધ્વજ.
ખાંડવ વન ખગ લીધાં રાખી, ગજઘંટા તે ઉપર નાંખી;
વિદૂરની આરોગ્યા ભાજી, તેની પ્રીતે થયા તમો રાજી.
સુદામાના લેઈ તાંદૂલ, નવનિધ આપી તે અમુલ્ય;
મદ મઘવાના મનનો હર્યો, લીલાએ ગોવર્ધન ધર્યો.
દાવાનળ પીધો જદુરાય, બળતાં રાખ્યાં ગોપી ગાય;
કુબજાની તમે લીધી અરચા, તમે લોકતણી સહિ ચરચા.
અનાથબંધુ દીનદયાળ, હું સેવકની લેજો સંભાળ;
તમો છો દામોદર દક્ષ, હું સરખા સેવક છે લક્ષ.
મારે એક તમારી પક્ષ, પરમેશ્વર થાજો પ્રત્યક્ષ;
મારે માથે દુખનાં વૃક્ષ, તેથી લાજે તમારી પક્ષ.
ધનવંત છે નાગરી નાત્ય, તેમાં દુર્બળ મારી જાત્ય;
દુખે દુભાયે તેત્રિશ ક્રોડ, કલ્પવૃક્ષને લાગે ખોડ.
શોભા વૈષ્ણવની જો ગઈ, કળા તમારી જાખી થઇ;
મુને સગાં થઈ લાગ્યાં જમ, તમને નિદ્રા આવે કયમ.
સગાં સૌ બેસાર્યાં આણી, પુત્રિના કરમાંહિ પિંગાણી;
છે કંકુવોણી કંકાવટી, પુત્રિને થાયે ચટપટી.
મધ્યાહ્ન ઉપર થઈ બે ઘટી, વેહેલા આવો વેળા વટી;
કુંવરબાઇ તારે આશરે, હું દુર્બળથી અર્થ ન સરે.
શું સૂતો વૃંદાવન માંય, ત્યાં શું રાધાજિ ચાંપે પાય;
લલિતા વિશાખા ચંદ્રાવળી, તને ઉત્તમ નારિ કો મળી.
રંગમાં જાયે શરવરી, તેણે ભક્ત ગયો વીસરી;
જાગી જોરે જાદવપતી, સાભળ સેવકની વીનતી.
કબીરને જેમ કરુણા કરી, સગર્વે દર્શન દીધું હરી;
ભક્ત એક દામોદરજી, તેનું પય પીધું તમે હરજી.

ત્રિલોચનનું મહાદુઃખ હર્યું, સેવક થઈને પાણી ભર્યું;
અભેદાન કોળીને દીધું, મીરાબાઈતણું વિષ પીધું.
શેના માટે નાપિક થયા, પવન કરવાને પ્રભુજી ગયા;
હું તમને કદિ નવ સંભારતો, લાવતો ઘાસ મહિષી ચારતો.
નવ જાણતો ધોળાપર કાળો, ભાભીએ મને કીધો ગોવાળો;
સદાશીવે મને કીધો દાસ, દેખાડ્યો મને અખંડ રાસ.
મેં જોયો તમારો વિલાસ, તેવો મેં કીધો અભ્યાસ;
લોક બોલે મને ઉપહાસ, મારે મન તારો વિશ્વાસ.
બોલાવીએ પોતાનો કહી, તેને ત્રીકમ તજિયે નહીં;
ખિચડો જમાડવા આવ્યા નાથ, હું માટે કીધા પંચ હાથ;
હું મધ્યરાતે તરશો જાણી, ઝારી લેઇને પાયું પાણી;
મને સાચો કીધો કોટિ વાર, હુંડી સકારી શ્રીમોરાર.
તમો તે રીતે મોસાળું કરો, ઠાલી છાબ સોનૈયે ભરો;
જો નહિ આવો સુંદરશામ, તો નાગર સાથે છે કામ.

### વલણ.

નાગર સાથે કામ છે, સમજી લેજો વાતરે;
સુણિ નરસૈંની વીનતી, ઉઠી ધાયા વૈકુંઠનાથરે.

### કડવું ૧૩ મું–રાગ પ્રભાતી.

ઉધડકી ઊઠિયો, વેગે વૈકુંઠપતિ, ગરુડ ક્યાં ગરુડ ક્યાં વદત વાણી;
ચાલ્ય ચતુરા ચતુર્ભુજ ભણે ભામની, નષ્ટ નાગરે મારી ગત્ય જાણી. ઉ.
નરસૈંયો નાગરો, ભક્ત તે માહરો, છાબ ભરો તેહની શીઘ્ર થાઓ;
જન ઘણુ હઠ કરે,ગયા વિના નવ સરે,રિદ્ધિ સિદ્ધિ લેઈ સખિ જાઓ. ઉ.
હાથ હેમસાંકળાં, નંગ બહુ નિર્મળાં, શુભ શણગાર જઈ અંગ સારો;
રીત ને ભાત્ય, રોકડ રખે વીસરો, દીન થઇ કરગરે દાસ મારો. ઉ.
ચીર ચરણાં ઘણાં,હોય ચતુરે વણ્યાં,અધિક એક એકથી અમૂલ્ય જાણો;
સ્વપને કો નવ પડે, નામ કો નવ જડે,અંગ આળસ તજી તેહ આણો. ઉ.
ઇંદ્ર બ્રહ્મા જેનો, પાર પામે નહીં, માગે મુખ બોલતાં વદત વાણી;
નાથ લક્ષ્મીતણો, એણીપેર આવિયો, અગણિત ગાંઠડી સંગ આણી. ઉ.

### રાગ મારૂ.

ભક્ત નરસૈંયાનું દુઃખ જાણીરે, ઊઠી ધાયા પુરુષપુરાણીરે;
થયા શેઠ તે સારંગપાણીરે, સાથે લક્ષ્મી થયાં શેઠાણીરે.
નંદ સુનંદ ગરુડ સાથેરે, વસ્ત્ર ગાંઠડિયો તેને માથેરે;
રથે બેઠા શ્રીગોપાળરે, ધમકે ધોરીને ઘૂઘરમાળરે.

લોકે ઓળખ્યા નહિ જગદીશરે, સાથે વાણોતર દશ વીશરે;
સર્વે જોઈ જોઈ વિસ્મય થાયરે, પ્રભુ આવ્યા મંડપમાંયરે.
છડીદારે વાડ મુકાવીરે, નાગરી નાત જોવાને આવીરે;
આ વેહેવારિયો કોઈ આવ્યોરે, સાથે ગાંઠડિયો ઘણી લાવ્યોરે.
કોઈ જાણે ન ત્રિભુવનભૂપરે, વહાલે લીધું વણિકનું રૂપરે;
રથ ઊપરથી ઊતરિયારે, હરિ સભામાંહી સાંચરિયારે.
ખટદર્શને ખોળ્યો ન લાધેરે, જેને ઉમયાવર આરાધેરે;
ન જડે ધ્યાને દાને બહુ જાગેરે, તે હરિ અણુવાણે પાગેરે.
જે ચૌદ લોકનો મહારાજરે, મેહેતા માટે થયા બજાજરે;
વાગો શોભે કેશર છાંટેરે, બાંધી પાઘડી અવળે આંટેરે.
કાને કુંડળ હીરે જડિયાંરે, નેત્ર પ્રલંબ શ્રવણે અડિયાંરે;
એક લેખણ કાને ખોશીરે, નામ ધર્યું દામોદર દોશીરે.
ઝીણા જામા ને પટકા ભારેરે, હરિ હળવે હળવે પધારેરે;
ખાંધે પછેડી ઓઢી નાથેરે, બેઉ છેડા ગ્રહ્યા છે હાથેરે.
વિંટી વેઢ દશે આંગળીયેરે, સાદાં મોજાં પેહેર્યાં સામળિયેરે;
ઘણા વાણોતર છે સાથેરે, કોણે ઝોળા ગ્રહ્યા છે હાથેરે.
ઘણા સેવક સેવામાં સજરે, ઉદ્ધવના હાથમાં ગજરે;
પ્રભુ પુંઠે કમળા રાણીરે, સભા મોહી જોઈ શેઠાણીરે.
ઉતર્યાં નાગરિયોનાં અભિમાનરે,જાણે ઊગ્યા શશિયર ભાણરે;
ભલું ભાલ ભમર રૂડી રાજેરે,રત્ન જડિત્ર રાખડી છાજેરે.
વિશાળ લોચન ચંચળ ચાલેરે, કે શું ખંજન પાડયાં જાળેરે;
છે અધર બિંબ પરવાળીરે, મસ્તક ઉપર વેણુ વિશાળીરે.
બાજુબંધ ગલૂબંધ માળરે, નાકવેસર ઝાકઝમાળરે;
કટી ઘમકે ક્ષુદ્રઘંટાળીરે, પેહેરણ ચંપકવરણી સાડીરે.
ઝમકે ઝાંઝર ઉજવળ પાગેરે, વિંછુવા અણવટ બહુ વાગેરે;
જડાવ ચૂડો કાંકણ ખળકાવેરે, માયા મેહેતી રૂપ આવેરે.
મોહી સભા લક્ષ્મીને નિરખીરે,દેવી દીસે વાણિયણ સરખીરે;
લલિતા વિશાખા બે ખવાસીરે,છે ભક્તિ મુક્તિ ચારે દાસીરે.
આવ્યા સજોડે દેવાધિદેવરે, મેહેતે હરિ ઓળખ્યા તતખેવરે;
ભલે આવ્યા શેઠ સામળિયારે, મેહેતો માધવજીશું મળિયારે.
મળતાં બોલ્યા સુંદરશામરે, મારૂં પ્રગટ ન લેશો નામરે;
રખે વાત અમારી ચરચોરે, તમારે જે જોઇએ તે ખરચોરે.
કુંવરબાઇના પૂરો કોડરે, એમ કહી બેઠા રણછોડરે;
પછે સભા સહુ સાંભળતાંરે, હરિ વચન બોલ્યા છે વળતાંરે.

જાઓ શેઠાણી દુઃખ કાપોરે, કુંવરબાઇને હૃદિયાશું ચાંપોરે;
એવું કહેતામાં કમળા હીંડચાંરે,કુંવરબાઇને હૃદિયાશું ભીડચાંરે.
મારી મીઠી ન ભરીએ આંસુરે, તેડાં ક્યાં છે તમારી સાસૂરે;
મળી નાગરિયો સેં બેચારરે, જોઈ રૂપ મેલ્યો અહંકારરે.
વેવાણ કમળાને એમ પૂછેરે, મેહેતા સાથે સગપણ શું છેરે;
કોકલાસ્વરે અમૃત વાણીરે, ત્યારે હસિને બોલ્યાં શેઠાણીરે.
વેવાણ તમોયે શું નવ જાણિયાંરે,તમો બ્રાહ્મણ ને અમો વાણિયાંરે;
વેપાર દોશીનો ઘેર કોઠીરે,અમારે ઓથ નરસૈંયાની મોટીરે.
અમો ધન મેહેતાજીનું લીજેરે, વેપાર કાપડનો કીજેરે;
અમો આવ્યાં મોસાળું કરવારે,ઠાલી છાબ સોનૈયે ભરવારે.
મેહેતે જે જે વસ્ત્ર મંગાવ્યાંરે, અમો લખ્યા પ્રમાણે લાવ્યાંરે;
એવું કહીને બેઠાં શેઠાણીરે, સહુ નાગરી સાંસે ભરાંણીરે.
તેડચા શ્રીરંગ મેહેતો વેહેવાઇરે, ભાવે ભેટચા શ્રીજદુરાઈરે;
ત્યારે વિસ્મે થયા સહુ નાગરરે, છાબ ભરી તે કરુણા સાગરરે.
મેહેતાને કહે વનમાળીરે, કરો પેહેરામણી સંભાળીરે.

### વલણ.

સંભાળી કરો પેહેરામણી, એવું કહે સુંદરશામરે;
વળી ઘટે તે માગજો, અમો વાણોતર સરખું કામરે.

### કડવું ૧૭ મું.—રાગ મારૂ.

મેહેતે તેડાવી દીકરી, આ છાબ જુઓ સોનૈયે ભરી;
પેહેરાવો સહુ નાત નાગરી, આવો અવસર નહિ આવે ફરી.
કંકાવટી કરમાં ધરી, સાસુ પાસે વહુ સંચરી;
હાંકીને ગરવે ઓચરી, જુઓ છાબ સોનૈયે ભરી.
વૈષ્ણવ કહીને દેતાં ગાળ, એ શું મોસાળું કરશે કપાળ;
તમો નંદતાં તુળસી ને તાળ, તેણે વશ કીધા ગોપાળ.
જુઓ કમાઇ દુર્બળતણી, જીવે છે હરિના ગુણ ભણી;
જો લખ્યાથી આશા હોય ઘણી, તો માગી લેજો પેહેરામણી.
સાંભળી કુંવર વહૂની વાણી, સાસુએ તેડચાં ગોરગોરાણી;
પૂજયા પાગ કરમાં પિંગાણી, આઠ વસ્ત્ર આપ્યાં તેને આણી.
પછે નાગરની ભિડ ઘણી ભાળી, પછેડીની પલવટ વાળી;
આવ્યા છાબ પાસે વનમાળી, છોડે ગાંઠ આપે વસ્ત્ર ટાળી.
મેહેતાજી કહે લ્યો દીકરી, સસરાને આપો પામરી;
ચડી જરકશી વાઘાની કરી, હેમ સાંકળી ઉપર ધરી.

એ વરના મુખ આગળ ધરો, નીચું જોઇને પાછાં ફરો;
પેહેરામણી મન ગમતી કરો, રખે પગલું પાછું ભરો.
સજોડે તેડયાં જેઠ જેઠાણી, આઠે વસ્ત્ર ત્યાં આપ્યાં આણી;
પ્રીતે પૂજ્યાં દીએર દેરાંણી, બુસટિયો તવ બોલ્યો વાણી.
જ્યાં નરસૈંયો ત્યાં નવ નીધ, દીયરિયો બેઠો હઠ કીધ;
પંચ મોર સોનાની લીધી, પછિ પેહેરામણી ચાલતિ કીધી.
પેહેરામણી નણદિયે અટકાવી, કુંવરબાઈ પિતા કને આવી;
બે તોલાની રાખડી લાવી, દશ તોલા આપી સમજાવી.
આપ્યા સાસુને સોળ શણગાર, પેહેરાવી કીધો નમસ્કાર;
તવ કોપ્યાં વડ સાસુ અપાર, સર્વ કુટુંબને કીધો તિરસ્કાર.

## વલણ.

તિરસ્કાર કીધો ડોસિયે, હવે પેહેરામણી પેહેરૂં નહીં;
વડી વહુઅર આગળ થઈ, ને હું ઘરડી બેસી રહીરે.

## કડવું ૧૫ મું.–રાગ મેવાડો.

વડી વેહેવાણ રીસાયાં જાણી, લક્ષ્મીજી પાસે આવ્યાંજી;
સારૂં ખિરોદક ખાંધે મૂકી, ડોસીને સમજાવ્યાંજી.
જેજેકાર થયો મંડપમાં, ગીત ગાય છે રામાજી;
મોસાળું તે મેહેતાજીનું, બીજા સર્વે ભામાજી.
પોતે પોતાનાં સગાં તેડયાં, જેનો જ્યાં સગવેડજી;
મનવાંછિત પેહેરામણી દેખી, માંડી તેડાતેડજી.
ઘેર ઘેર વાત થઈ નાગરમાં, મેહેતો કરે મામેરૂંજી;
વિચાર કરતી અબળા દોડી, મનમાની સાડી પેહેરૂંજી.
ચાર વરણ સઉ ચરણે ચાલી, આવ્યાં મંડપમાંયજી;
પલવટ વાળી શ્રીવનમાળી, તત્ક્ષણ આવ્યા ત્યાંયજી.
મેહેતોજી ઊભા તાળ વજાડે, ગાય વેરાગી ગીતજી;
વડસાસૂ કુંવર વહુને કેહે, પેહેરામણીની રીતજી.
શ્રીરંગજી ને શામળ મેહેતો, પામ્યા ધોળાં શેલાંજી;
હેમજી ખેમજી મેહેતાને, દશેક ખાંધે મેલ્યાંજી.
કબાય કોને પામરી પટકા, નામ ન જાયે ગણિયાંજી;
કોને મુગટા કોને પિતાંબર, કોને શેલાં શણિયાંજી.
મગિયાં દોરિયા અસાવળી કોને, શેલાં પટુ સાલજી;
ગુછ પેચ પાઘડીયો તોરા, દીસે ઝાક ઝમાલજી.

પાયજામા નીમા પછેડી, જામા અવળા બંધજી;
વસ્ત્રતણો તો વરસાદ વરસ્યો, જ્યાં દોશી કરુણાસિંધુજી.
બાજુબંધ બેરખા અતિ સુંદર, વેઢ વીંટીયો છાપજી;
દુગદુગી માળા ને માદળિયાં, આપ્યાં મોતિ અમાપજી.
કોને કદોરા ને કંઠિ પોંચી, કોને સાંકળિ માળજી;
કનક કડાં ને કાને કડકજ, જડાવ ઝાક ઝમાળજી.
પેહેરામણી પુરુષોને પોહોતી, તેઓ અગળા સાથજી;
પિયળ કાઢીને ખાંધે મૂકયાં, પટકુળ નાના ભાત્યજી.
ગંગા વહુને ગજીયાણી સાડી, સુંદર વહુને સાળુજી;
ગોરે અંગે સુંદર શોભે, માંહે કાપડું કાળુંજી.
છબિલી વહુને છાયલ ભારે, ભાત્ય તે રાતી ધોળીજી;
કોડ વહુને કલગેર આપી, પ્રેમ વહુને પટોળીજી.
રામકુંવરને કૃષ્ણકુંવરને, આપ્યા ઉત્તમ ઘાટજી;
છેલ વહુને છીંટજ આપી, નહાની વહુને નાટજી.
પાન વહુ તો પીતાંબર પહેરે, તાકે બચ્ચીબાઇજી;
રૂપકુંવરને રાતો સાળુ, દેવકુંવર દરિયાઇજી.
શામકુંવરને સોનેરી સાળુ, ગુણકુંવરને ઘરચોળુંજી;
લક્ષ્મી વહુને લાછા વહુને, લાલ વહુને પટોળુંજી.
જશમાંદે જશોદા જીવી, જમુના જાનકિ વહુયેજી;
ચરણા ચોળી ને ઘરસાડી, પેહેરી ઉભાં સહુયેજી.
માનબાઇ ને વેલ વહુ ને, રંભાવતી ને રૈયાંજી;
જૂનાં કાઢીને નવાં પેહેરાવ્યાં, હેઠાં મૂકી છૈયાંજી.
છાબની પાસે છબીલો બેઠા, જે જોઇએ તે આપેજી;
મશરૂ ગજિયાં ને ગજિયાંણી, ગજ ભરીને કાપેજી.
પાટ પીતાંબર અતલસ અંબર, ચોળે રંગે ચીરજી;
શોભે સુંદર ભાત્ય નવરંગી, પૂતળિયો ને કીરજી.
સાડી જરકશિની ઓઢણી, ચળકે સુંદર જોરજી;
કેસર છાંટયા ધોળા સાળુ, ફરતી કસબી કોરજી.
ચંદ્રકળા ને મોરવિ શોભે, દરિયાઇમાં દોરજી;
અતલસ પાંચપટા આભૂષણ, સોના રૂપાની મોહોરજી.
કોને અકોટી કોને ટોટી, ગળુબંધ બહુ મૂલજી;
કોને ભમરી કોને સેંથો, ત્રસેંથિયાં શીશફૂલજી.
કો મેહેતા પાસે માળા માગે, ઊભી રહી કર જોડેજી;
કેટલિએક પોતાનાં બાળક, મેહેતા આગળ ઓડેજી.

## વલણ.

ઓડે બાળક જાણે કંઇ આપે, મનવાંછિત પામ્યાં સહુ;
સાસરીયાંનું મેહેણું ટળ્યું, પીયર પનોતી કુંવરવહુ.

## કડવું ૧૬ મું.—રાગ ધનાશ્રી.

કોડ પહોત્યાં કુંવર વહુનાં, ભાગ્યું ભવનું મેહેણુંજી;
મનવાંછિત પેહેરામણી પામ્યાં, જેને જેવું લેણુંજી.
નાગરિ નાત્ય કુટુંબ પાડોશી, ચાકર કોળી માળીજી;
પહેરામણી સહુકોને પહોંતી, વાચા પ્રભુએ પાળીજી.
સોળે શણગાર કુંવરબાઇને, આપી દીધું માનજી;
કનક પહાણુ બે છાબમાં મૂકયા, હરિ થયા અંતરધાનજી.
સભા સહુકો વિસ્મય પામી, અલૌકિક શેઠ શેઠાણીજી;
મેહેતાને સહુ પાયે લાગે, ભક્તિ [illegible] જાણીજી.
કુંવરબાઇની નણદી આવી, બડબડતી મુખ મોડેજી;
પેહેરામણી કોઇને નવ પહોતી, વેવાઇને અંનખોડેજી.
પેહેરામણી પરનાતી પામ્યાં, ઘરનાં માણુસ ગયાં ભૂલીજી;
એક કટકો કાપડું નવ પામી, પુત્રી મારી ફુલફૂલીજી.
મને આપ્યું તે લ્યો ભાભી પાછું, રાખડી બંધામણુજી;
નામ મેહેતો પણ નોહે નાગર, દીસે દુર્બળ બ્રાહ્મણુજી.
કુંવરબાઈ પિતા કને આવી, તાત હવે શું થાશેજી;
આટલું ખરચતે મેણું રહ્યું તે, હવે કયમ જીવાશેજી.
વીસરી દિકરી નણુદી કેરી, નાનબાઇ તેનું નામજી;
છ મહિનાની છે તે છોકરી, એક કાપડાનું કામજી.
મેહેતોજી કેહે પુત્રી મારી, સમરો શ્રીગોપાળજી;
એક તાંતણો મુજથી ન પામો, બેઠો વજાડું તાળજી.
ફરી ધ્યાન ધર્યું માધવનું, ત્રીકમ રાખજો ટેકજી;
પંચરંગી ત્યાં કાપડું સુંદર, આકાશથી પડયું એકજી.
નણુદી સંતોકી કુંવરબાઇની, મેહેતોજી માગે વિદાયજી;
સહસ્ર મહોર સોનાના પહાણા, મુકયા તે છાબમાંયજી.
નાગર લોક સહુ પાયે લાગે, પ્રજા કરે વખાણુજી;
નાગરી નાત્યે મોટો નરસિંહ, માથે સારંગપાણુજી.
ધન્ય મેહેતાજી તમ સમોવડ, આ કળિયુગમાં નોયજી;
નાગરી નાત્યનો મહિમા રાખ્યો, ઉજળું કિધું સઉકોયજી.

અમને તો વિશ્વાસ નોતો જે, મેહેતો કરે મામેરૂંજી;
સર્વેની લજ્જા પ્રભુયે રાખી, મેણું ટળ્યું ભવ કેરૂંજી.
પછે મેહેતાજી વિદાય માગે, બોલે બેહુકર જોડીજી;
કુંવરબાઇને વેળાવો, વેલ્ય આણી છે જોડીજી.
પછે કુંવરબાઈ વેલે બેસી, જુનેગઢ તે જાયજી;
સહુકો વોળાવી પછાં વળિયાં, ધન્ય ધન્ય વૈકુંઠરાયજી.
વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત મધ્યે ગામજી;
ચાતુર્વંશી જ્ઞાતી બ્રાહ્મણ, ભટપ્રેમાનંદ નામજી.
સંવત સત્તરઓગણચાળો, આસો શુદિ નવમી રવિવારજી.
પૂરણ ગ્રંથ થયો તે દિવસે, યથાબુદ્ધિ વિસ્તારજી;
પ્રીત કરી જે ગાય સાંભળે, દારિદ્ર તેનું જાયજી;
એવું જાણી ભક્તિ કરે તેને, સન્મુખ વૈકુંઠરાયજી.

વલણ.

વૈકુંઠનાથ સન્મુખ હોય, જો નિર્મળ મને સાંભળે;
ભટ પ્રેમાનંદ કહે કથા, તેને માધવજી નિશ્ચે મળે.

---

મામેરૂં સંપૂર્ણ.

---

# સુદામા ચરિત્ર.

---

## કડવું ૧ લું.–રાગ આશાવરી.

શ્રીગુરુદેવ ને ગણપતી, સમરૂં અંબા ને સરસ્વતી;
પ્રબળ ગતિ, વિમળ, મતિ અતિ પામીયેરે.

### ઢાળ.

શુક સ્વામી કહે સાંભળ રાજા, પરીક્ષિત પુણ્ય પવિત્ર;
દશમસ્કંધ અધ્યા હેંશીમે, કહું સુદામાચરિત્ર.
સંદીપન ઋષિ સુરગુરુ સરખા, વિદ્યાવંત અનંત;
તેને મઠ ભણવાને આવ્યા, હળધર ને ભગવંત.
તેની નિશાળે વડો વિદ્યારથી, ઋષિ સુદામો કહાવે;
પાટી લખી દેખાડવા રામ કૃષ્ણ, સુદામા પાસે આવે.
સુદામો શ્યામ સંકરષણ, અન્ન ભિક્ષા માગી લાવે;
એકઠા બેસી અશન કરે તે, ભૂધરને મન ભાવે.
સાથે સ્વર બાંધીને ભણતા, થાય વેદની ધ્રુન્ય;
એક સાથરે શયન કરતા, મોરલિધર બળ મુન્ય.
ચોસઠ દહાડે ચોદ વિદ્યા, શીખ્યા બેઉ ભાઈ;
ગુરુને ગુરુદક્ષિણા આપી, વિઠ્ઠલ થયા વિદાઈ.
કૃષ્ણ સુદામો ભેટી રોયા, બોલ્યા વિશ્વાધાર;
માનુભાવ ફરીને મળજો, માગું છું એક વાર.
ગદગદ કંઠે કહે સુદામો, માગું દેવ મુરારી;
સદૈવ તમારા ચરણ વિષે, મનસા રહેજો મારી.
મથુરામાંથી કૃષ્ણ પધાર્યા, પૂરી દ્વારિકા વાસી;
સુદામે ગૃહસ્થાશ્રમ માંડયો, મન જેનું સંન્યાસી.
પતિવ્રતા પત્ની છે પાવન, પતિને પ્રભુ કરિ પ્રીછે;
સ્વામી સેવાનું સુખ વાંછે, માયાસુખ નવ ઇચ્છે.
દશ બાળક થયાં સુદામાને, દુઃખ દરિદ્રે ભરિયાં;
શિતળાયે અભિ છાંટો નાંખ્યો, થોડે અન્ને ઉછરિયાં.

અજાચક વ્રત પાળે સુદામો, હરિ વિના હાથ ન ઓડે;
આવિ મળ્યું તો અશન કરે,નહિતો ભુખ્યાં સાથરે પોઢે.

### વલણ.

પોઢે ઋષિ સંતોષ આણી, સુખ ન ઇચ્છે ઘરસૂત્રનું;
ઋષિપત્ની ભિક્ષા માગીને લાવે, પૂરૂં પાડે પતિ પુત્રનું.

## કડવું ૨ જું–રાગ વેરાડી.

શુકજી કહે સાંભળ નરપતી, છે સુદામાની નિર્મળ મતી;
માયાસુખ નવ ઇચ્છે રતી, સદા મન છે જેનું જતી.
મુનિનો મર્મ કોઈ નવ લહે, સઉ મેલો ઘેલો દરિદ્રી કહે;
માગ્યા વિના કોઇ કેમ આપે, ઘણે દુઃખે કરી દેહ કાપે.
ભિક્ષાનું કામ કામનિ કરે, કોનાં વસ્ત્ર ધુએ ને પાણી ભરે;
જેમ તેમ કરીને લાવે અન્ન, નિજ કુટુંબ પોખે સ્ત્રીજંન.
ઘણા દિવસ દુઃખ ઘરનું સહ્યું,પુરમાં પછે અન્ન જડતું રહ્યું;
બાળકને થયા બે ઉપવાસ, ત્યારે સ્ત્રી આવી સુદામા પાસ.
હું વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળિયે નાથ;
બાળક ભૂખ્યાં કરે રુદંન, નગરમાં નથી મળતું અન્ન.
ન મળે કંદ મૂળ કે ફળ, બે દિવસ થયાં લેઈ રહે જળ;
સુખ સજ્યા ભૂષણ પટકૂળ, પ્રભુ ક્યારે થશે સાનુકૂલ.
ભૂખ્યાં બાળક જુએ માનું મૂખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખ;
હું કહેતાં લાગિશ અળખામણી,સ્વામી જુઓ આપણા ઘરભણી.
ધાતુપાત્ર નહીં કર રહાવા, સાજું વસ્ત્ર નથી સમખાવા;
જેમ જળવિણુ વાડી ઝાડુવાં, તેમ અન્નવિણુ બાળક બાહુવાં.
વાયે ટાઢ બાળકડાં રૂએ, ભસ્મમાંહિ પેશીને સૂએ;
હું તે ધીરજ કેઇપેરે ધરૂં, છોકરાંનુ દુઃખ દેખીને મરૂં.
નીચાં ઘર ભીંતડિયો પડી, શ્વાન માંજાર આવે છે ચડી;
અતિથી ફરી નિર્મુખ જાય, ગવાનિક નવ પામે ગાય.
કરો છો મંત્ર ભણીને સેવ, નૈવેદ વિના પૂજો છો દેવ;
પૂજ્ય પરવણી કો નવ જમે, જેવો ઊગે તેવો આથમે.
આ બાળક પરણાવવાં પડશે,સત કુળની કન્યા ક્યાંથી જડશે;
શ્રાદ્ધ સંવત્સરી સઉકો કરે, આપણા પિત્રી નિર્મુખ ફરે.
અન્ન વિના પુત્ર મારે વાંગલાં, તો ક્યાંથી ટોપી આંગલાં;
અબોટિયું પોતિયું નવ મળે, સ્નાન કરે છે શીતળ જળે.

નખ વાધ્યા ને વાધી જટા, માંહિ ઉડે રક્ષાની ઘટા;
દર્ભંતણી તૂટી સાદડી, નાથજી તેપર રહો છો પડી.
બીજે ત્રીજે પામો છો આહાર, તે મુજને દહે છે અંગાર;
હું તો દરિદ્રસમુદ્રમાં બૂડી, હેવાતણમાં એકજ ચૂડી.
સૌભાગ્યના નથી શણગાર, નહિ કાજળ નહીં કિડિયાં હાર;
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યું સૂકું.
હું પૂછું છું લાગી પાય, આવું દુઃખ ક્યાં સુધી સેવાય;
તમે દહાડી કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર.
જે રહે કલ્પવૃક્ષને તળે, તેહને શી વસ્તુ નવ મળે;
જે જીવ જળમાં ક્રીડા કરે, તે પ્રાણી કયમ તરશે મરે.
પ્રગટ કરી સેવે હુતાશ, તેને શીત આવે કયમ પાસ;
અમૃત પાન કીધું જે નરે, જમકિંકરનો ભય કયમ ધરે.
જેને સરસ્વતી જીભે વશી, તેને અધ્યાત્મ ચિંતા કશી;
સદગુરુના જેણે સેવ્યા ચરણ, તેને શાનું માયાવરણ.
જે જન સેવે હરિને સદા, તેને જન્મ મરણ શી આપદા;
જેનું મન હરિચરણે વસ્યું, તે પ્રાણીને પાતક કશું.
જેને સ્નેહ શામળિયા સાથ, તેનું ઘર નવ હોય અનાથ;
છેલી વિનતી દાસીતણી, પ્રભુ પધારો ભૂધર ભણી;
તે છે ચૌદ લોકનો મહારાજ, બ્રાહ્મણને ભીખતાં શી લાજ.

## વલણ.

લાજ ન કીજે નાથ માહરા, માધવ મનવાંછિત આપશેરે;
દીન જાણીને દયા આણી, દરિદ્રના દુખ કાપશેરે.

## કડવું ૩ જું.—રાગ ગોડી.

જઈને જાચો જાદવરાય, ભાવઠ ભાગશેરે;
હુંતો કહું છું લાગીને પાય, ભાવઠ ભાગશેરે.
ધન નહિ જડે તો ગોમતિમાં જઈ, દર્શન ફળ નહિ જાય; ભાવઠ—ટેક.
સુદામો કહે સ્ત્રીને, નથિ માગતાં પ્રતિવાય;
પણ મિત્ર આગળ મામ મૂકી, માગતાં જીવ જાય. મામ ન મૂકીએરે.
ઉદર કારણે નીચ કને જઈ, કીજે વિનય પ્રણામ;
તો આ સ્થાનક છે મળવાતણું, મામે વણસે કામ. ભાવઠ.
જાદવ સઘળા દેખતાં કેમ, ઓડું જમણો હાથ;
હું દુર્બળનું રૂપ દેખીને, લાજે લક્ષ્મીનાથ. મામ ન.

જે પુરુષ તે ઉદ્યમીરે, જઈ કરે પોતાનું કાજ;
બ્રાહ્મણનો કુળધર્મ છે, તેમાં ભીખંતાં શી લાજ. ભાવઠ.
અંતરજામી અજાણ નથીરે, સ્ત્રી તમને કહું વારંવાર;
દશ માસ ગર્ભવાસ પ્રાણીની, રક્ષા કરે મોરાર. મામ ન.
શો ઉદ્યમ કરિયે એવું જાણી, સંતોષ આણિયે મંન;
સુખ લીલામાં હરી વીસરે, ભાવ ગાય આપણો ભિન્ન. મામ ન.
જાચવા ન જઈયે ને પડિ રહિયે તો, કયમ જીવે પરિવાર;
એક વાર જાચો જાદવા, તમને નહિ કહું બીજીવાર. ભાવઠ.
રાજા થઈ વિભીષણ જાચ્યા, મહા વીર ધીર જગદીશ;
પ્રભુ સામાં પગલાં ભરે તો, ટળે દારીદ્ર ને રીસ. ભાવઠ.
જોડવા પાણી દીન બોલવી વાણી, થાય વદન પીળું વરણ;
એ ચિહ્ન છે જાચકતણાં, જાચવાથી રૂડું મરણ. મામ ન.
જગતના મનની વાર્તા જાણે, અંતરજામી રામ;
ઇહાં બેઠાં નવનીધ આપશે, ત્યાં ગયાનું શું કામ. મામ ન.
સુદામો કહે નારને, કયમ ચાલે મારા પાય;
મિત્ર આગળ મામ મૂકિયે, ધિક્ક પડો મારી કાય. મામ ન.
કહેવું નહિ પડે કૃષ્ણજીને, નથી અંતરજામી અજાણ;
ઘટ ઘટમાં વ્યાપી રહ્યા છે, પૂરણ પુરુષપુરાણ. ભાવઠ.
દશ માસ ગર્ભવાસ પ્રાણી, શો કરે ઉદ્યમ;
એવું જાણી સંતોષ આણો, હરિ વિસારશે કયમ. મામ ન.
તમો જ્ઞાની વૈરાગી ત્યાગી થઈ બેઠા, પંડિત ગુણભંડાર;
હું જુગતે જાચું કયમ કરી, અબળાનો અવતાર; ભાવઠ ભાગશેરે.

## વલણ.

અવતાર સ્ત્રીનો અધમ કહિને, ઋષિપત્નીની આંસૂ ભરે;
દુઃખ પામતી જાણી પ્રેમદા, પછે સુદામોજી ઉચરે.

## કડવું ૪ થું.—રાગ રામગ્રી.

પછે સુદામોજી બોલિયા, સુણ સુંદરીરે;
શી કહું હું શિખામણ, ઘેલી કોણે કરીરે.
જે નિરમ્યું છે તે પામિયે, સુણ સુંદરીરે;
વિધિયે લખિ વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરીરે.
દીધા વિના ક્યાંથી પામિયે, સુણ સુંદરીરે;
નથી આપ્યું જમણે હાથ, ઘેલી કોણે કરીરે.

જો ખડધાનજ વાવિયે, સુણ સુંદરીરે;
તો કયાંથી જમિયે શાળ, ઘેલી કાણે કરીરે.
જળ વહિ ગયે શી શાચના, સુણ સુંદરીરે;
જો પ્રથમ ન બાંધી પાળ, ઘેલી કાણે કરીરે.
એકાદશી વ્રત નવ કર્યા, સુણ સુંદરીરે;
નવ કીધા તિરથ ઉપવાસ, ઘેલી કાણે કરીરે.
અગ્ની તૃપ્ત કિધા નહીં, સુણ સુંદરીરે;
નહિ શ્વાન વાયસ ગોગ્રાસ, ઘેલી કાણે કરીરે.
બ્રહ્મભોજન કિધાં નહીં, સુણ સુંદરીરે;
નથી કીધા હોમ હવન્ન, ઘેલી કાણે કરીરે.
અતિથી નિર્મુખ વાળિયા, સુણ સુંદરીરે;
તો કયાંથી પામિયે અન્ન, ઘેલી કાણે કરીરે.
હરિપ્રસાદ લીધો નહીં, સુણ સુંદરીરે;
નિત્ય અશુદ્ધ કીધો આહાર, ઘેલી કાણે કરીરે.
આપ ઉદર પાપે ભર્યું, સુણ સુંદરીરે;
છૂટયાં પશુતણો અવતાર, ઘેલી કાણે કરીરે.
સંતોષ અમૃત ચાખિયે, સુણ સુંદરીરે;
હરિચરણે સોંપી મંન, ઘેલી કાણે કરીરે.
ભક્તિયે નવનિધ્ય આપશે, સુણ સુંદરીરે;
ધરો ધીર તમે સ્ત્રીજંન, ઘેલી કાણે કરીરે.
આંખ્ય ભરી અબળા કહે, ઋષિરાયજીરે;
મારૂં જડ થયું છે મંન, લાગું પાયજીરે.
એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજીરે;
રૂએ બાળક લાવો અન્ન, લાગું પાયજીરે.
અન્ન વિના ચાલે નહીં, ઋષિરાયજીરે;
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજીરે.
અન્નવિણ ભજન સુઝે નહીં, ઋષિરાયજીરે;
જીવે અન્ને આખું જગત, લાગું પાયજીરે.
શિવે અન્નપૂર્ણા ઘેર રાખિયાં, ઋષિરાયજીરે;
સૂરજે રાખ્યું અખેપાત્ર, લાગું પાયજીરે.
ઈંદ્ર સેવે કામધેનુને, ઋષિરાયજીરે;
તો આપણે તે કોણ માત્ર, લાગું પાયજીરે.
સુર સેવે કલ્પવૃક્ષને, ઋષિરાયજીરે;
મનવાંછિત પામે આહાર, લાગું પાયજીરે.

ધર્મ પ્રાણ અન્ન વિના નહીં, ઋષિરાયજીરે;
ઉભો અન્ને સકળ સંસાર, લાગું પાયજીરે.
ફેરાનું ફળ જાશે નહીં, ઋષિરાયજીરે;
જઇ જાચો કૃષ્ણ બળદેવ, લાગું પાયજીરે.
વિધિયે લખ્યા અક્ષર દરિદ્રના, ઋષિરાયજીરે;
ઘોશે ધરણીધર તતખેવ, લાગું પાયજીરે.

**વલણ.**

તતક્ષણ ત્રીકમ છેદશે, દરિદ્ર કેરાં ઝાડ રે;
નાથ પધારો દ્વારિકા, હું માનું તમારો પાડ રે.

**કડવું ૫ મું.—રાગ રામગ્રી.**

કહે શુક જોગી સાંભળો રાયજી, ફરિ ફરિ પ્રેમદા લાગે પાયજી;
વિપ્ર સુદામો આપ વિચારેજી, નિશ્ચે જાચવા જવું પડશે મારેજી.

**ઢાળ.**

જાવું પડશે સર્વથા, ઘણું રૂએ અબળા રાંક;
અન્ન વિના બાળક ટળવળે, એમાં માતતણો શો વાંક.
પતિપ્રત્યે કહે સુદામો, તું સાંભળ્ય મારી વાત;
કહો ભામની ભગવંત આગળ, ભેટ શી મૂકું હાથ.
કાકા કહિને કુંવર આવે, કૃષ્ણસુતસમુદાય;
ખાવા માગે મુજકને, ત્યારે શું મેલું કરમાંય.
સુણિ હરખ પામી પ્રેમદા, ગઈ પાડોશણની પાસ;
બાઈ આજ કામ કરો મારૂં, જાણે વણમૂલે લીધી દાસ.
દ્વારામતી મમ પતિ જાય છે, જાચવા જાદવરાય;
અમો બમણું કરીને આપશું, કાંઈ આપો ઉછીતું માય.
પાડોશણને દયા આવી, આ દૂર્બળ આવી લેવા;
સુપડું ભરીને કાંગ આપ્યા, આ બાઈ તમારે દેવા.
ઉખળે ઘાલી ઓખણ્યા, તેહેને કીધા શ્વેત;
તગતગતા કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત.
મારગમાં છોવાય નહીં, છે ત્રીકમના તાંદૂળ;
લેઇ જાવા છે દ્વારામતિ, નથિ બાંધવા પટકૂળ.
ઉપરાઉપરી બંધન બાંધ્યાં, ચીથરાં દશ વીશ;
રત્નની પેરે જત્ન કીધું, જેમ ચડે છોડતાં રીશ.
ઋષિ સુદામાને કહે બાળકડાં, કરિને રોતાં મૂખ;
પિતાજી એવું લાવજો, જેમ જાય આપણી ભૂખ.

દીન વાણી સાંભળીને, મુનિયે મૂક્યો નિશ્વાસ;
સુદામો કહે પુત્રને, પરિબ્રહ્મ પૂરશે આશ.
ઋષિ સુદામો સંચર્યા, વેળાવી વળ્યો પરિવાર;
ત્યાગી વૈરાગી વિપ્રને છે, ભક્તના શણગાર.
ભાલ તિલક ને માળા કંઠે, રસનાયે ભણતો જાય;
મુખ કુખ*નું જાળું વાધ્યું, કદ્રુપ દીસે કાય.
પવને જટામાંથી ભસ્મ ઊડે, ધૂમ્ર ગોટાગોટ;
ઉપાનરેણુંએ અભ્ર છાયો, જોજન કોટાકોટ.
ધસમસે ને ધાય મુનિવર, મુખે શ્વાસ ન માય;
જે મારગમાં સામું મળે તે, દેખી વિસ્મય થાય.
તૈલાભ્યંગ સ્વપને ન દીઠે, છે લૂખું ઋષિનું ગાત્ર;
એક હાથમાં જેષ્ટિકા, એક હાથે ગ્રહ્યું તુંબિપાત્ર.
કોપિન જીરણ વસ્ત્રનું, વનફૂળ છે પરિધાન;
પણ ભાગ્ય ભાનુ ઉદે થયો, હરિ કરશે આપ સમાન.

### વલણ.

આપ સમાન કરશે કૃષ્ણજી, શુકજી કહે સુણો નરપતી;
થોડે શ્રમે ઋષિ સુદામો, પહોંતા પુરી દ્વારામતી.

### કડવું ૬ ઠું.—રાગ સારંગ.

ઋષિ કહે સાંભળ નરપતી, સુદામે દિઠી દ્વારામતી;
કનક કોટ ચળકારા કરે, મણિમય રત્ન જડયાં કાંગરે.
કોઠા કોશિસાં શોભે પર્મ, જેવું વિશ્વકર્માનું કર્મ;
દુર્ગે ધજા ઘણી ફરફરે, દંદુભી ઢોલ ત્યાં ગડગડે.
સુદર્શન ફરતું ત્યાં શોહે, ગંભિર નાદ સાગર મન મોહે;
ત્યાં તો ગોમતિ સંગમ થાય, ચારે વર્ણ ત્યાં આવી નહાય.
પરમ ગતિ પ્રાણી પામે ઘણા, નથી મુક્તિપુરીમાં મણા;
ઋષિ સુદામે કીધું સ્નાન, પછિ પુરમાં પેઠા ભગવાન.
રૂપ જોઇ જોવા સૌ મળે, ખિજવે બાળક પુંઠળ પળે;
જાદવ સ્ત્રી તાળી દેઈ હસે, ધન્ય નગર આવો નર વસે.
કિધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર;
કોઈ કહે ઇંદુ કોઇ કહે કામ, એને રૂપે હારશે કેશવ રામ.

---

* કુખનું—કુશનું; કુશનું જાળું વાધ્યું—અર્થાત્ ડાભના ભોથાની માફક ઊગેલા અને ઓળ્યાચોળ્યા વગર જાળાની માફક લાગતા મોંપરના વાળ વધેલા તે.

પતિવ્રતાનાં મોહશે મન, મર્મ વચન બોલે સ્ત્રીજન;
કોઈ કહે હાઉ આવ્યો વિકરાળ, દેખાડો રોતાં રહેશે બાળ.
ઘણી ચેષ્ટા પુંઠળથી થાય, સુણી સુદામો હસતા જાય;
પુંઠે બાળક કાંકરા નાખે, ઋષિજી રામ કૃષ્ણ મુખથી ભાખે.
પાડે તાળિ વજાડે ગાલ, પુંઠે ફરિ વળ્યાં ન્હાનાં બાળ;
કોઈ વૃદ્ધ જાદવે દીઠા ઋખી, સાધુની દૃષ્ટિ તેણે ઓળખી.
તેણે બાળક સહુ કાઢયાં હાંકી, પૂછ્યા સમાચાર ઊભા રાખી;
કૃપાનાથ કયાંથી આવિયા, આ પુરને કયમ કીધી મયા.
પ્રતિઉત્તર બોલ્યા ઋષિજંન, મને હરિ દરશનનું મંન;
તે જાદવે કિધો ઉપકાર, દેખાડી દીધું રાજદ્વાર.
હરિમંદિર આવ્યા ઋષિરાય, ઉભા રસ્તે ચાલ્યું નવ જાય;
દ્વારપાળ દિગપાળ સમાન, ધામ ઓટલે ઉગ્યા ભાણ.
શોભે હાટ ચૌટાં ને ચોક, છજ્જાં ઝરુખા બારી ગોખ;
અટારી જાળી મેડી માળ, જડિત્ર કઠોડા ઝાકઝમાળ.
ચળકે કામ ત્યાં મીનાકારી, અમરાપુરી નાખું ઓવારી;
સભામાં સ્ફટિકમણિના થંભ, થઈ રહ્યો છે નાટારંભ.
મૃદંગ ઉપંગ મધુરાં તાળ, ગાયે હરિજન ગીત રસાળ;
રમક ઝમક ઘૂઘરી થાય, તે સુદામોજી જોતા જાય.
ધજા પતાકા કળશ બિરાજે, જાંગડ જાંગડ દુંદુભિ વાજે;
બોલે શરણાઈ નફેરી, ઉછવ મંગળ શેરિયેશેરી.
ફરતા ફરતા હીંડે ઘોડા, બાંધ્યા હેમતણા અછોડા;
ડોલે મદગળતા માતંગ, ગજશાળાનો નવલો રંગ.
હેમકળશ ભરી લાવે પાણી, દાસિયો જાણિયે ઇંદ્રાણી;
છપ્પન કોટી જાદવની સભા, નવ રાખે દાનવની પ્રભા.
અનંત યોદ્ધા ઉભા પ્રતિહાર, સાચવે શામળિયાનું દ્વાર;
ત્યાં સુદામો ફેરા ફરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે.
ગહન દીસે છે કરમની ગતી, એક ગુરુના વિદ્યારથી;
એ થઈ બેઠો પૃથ્વીપતી, મારા ઘરમાં ખાવા રજ નથી.
રમાડતો ગોકુલ માંકડાં, ગુરુને ઘેર લાવતો લાકડાં;
તે આજ બેઠો સિંહાસન ચડી, મારે તુંબડી ને લાકડી.
વળિ ઋષિને આવ્યું જ્ઞાન, અલ્પ જીવ હું એ ભગવાન;
એકવાર પામું દરશન, તો હું જાણે પામ્યો ઇંદ્રાસન.
છે વિવેકિ હરિના છડિદાર, પૂછ્યા સુદામાને સમાચાર;
માનુભાવ કેમ કરુણા કરી, તવ સુદામે વાણી ઓચરી.

છું દુર્બલ બ્રાહ્મણ અવતાર, માધવ સાથે છે મિત્રાચાર;
પ્રભુને જઇ કહો મારો પ્રણામ, આવ્યો છે વિપ્ર સુદામો નામ.

## વલણ.

નામ સુદામો જઈ કહો, ગયો ઘરમાં પ્રતિહારરે;
એક દાસી સાથે કહાવિયો, શ્રીકૃષ્ણને સમાચારરે.

## કડવું ૭ મું.–રાગ મારૂ.

સૂતા શજ્યાયે શ્રીઅવિનાશરે, અષ્ટ પટરાણિયો છે બે પાસરે;
રુકિમણી તળાંસે પાયરે, મિત્રવિંદા ઢોળે છે વાય રે.
ધર્યું દર્પણ ભદ્રા નારીરે, જાંબુવતિયે ગ્રહી જળ ઝારી રે;
યક્ષકર્દમ સત્યા સેવેરે, કાલિંદીજી અગર ઊસેવે રે.
લક્ષ્મણા તાંબુલ લાવેરે, સત્યભામા બીડી ખવરાવે રે;
હરિ પોઢ્યા હિંચોળાખાટરે, પાસે પટરાણી છે આઠ રે.
બીજી સોળ સહસ્ર શત શામારે, કોઇ હંસગતી ગજગામારે;
મૃગાનેણી ને ચંદ ચકોરીરે, કોઈ શામલડી કોઈ ગોરીરે.
કોઈ મુગ્ધા બાળ કીશોરીરે, ખળકાવે કંકણ મોરીરે;
ચપળા ચિતડું લે ચોરીરે, કોટે હાર કંચુકી કોરીરે.
કોઈ ચતુરા સાગેત નાચેરે, કોઈ રીઝવે ને ઘણું રાચેરે;
એક બીજીને વાત વાસેરે, સરખા સરખી ઊભી પાસેરે.
હરિ આગળ હરિગુણ ગાતીરે, વસ્ત્ર વિરાજે નાનાભાતીરે;
ચંગ ઉપંગ મૃદંગ ઘણાં ગાજેરે, શ્રીમંડળ વેણા વાજેરે.
ગાંધર્વીકળા કોઈ કરતીરે, શુભ વાચક મુખ ઊચરતીરે;
ચતુરા નવ ચૂકે તાળીરે, બોલે મર્મવચન મરમાળીરે.
જેથી રીઝે પ્રાણાધારરે, એમ થઇ રહ્યો થેઇથેઇકારરે;
એવે દાસી ધાતી આવીરે, જોઈ નાથે પાસે બોલાવીરે.
બોલી સાહેલી શિર નામીરે,દ્વારે દ્વિજ આવ્યો કોઈસ્વામીરે;
ન હોય નારદ અવશ્યમેવરે, નહીં વસિષ્ઠ ને વામદેવરે.
ન હોય દુર્વાસા ને અગસ્ત્યરે,મેં તો ઋષી જોયા છે સમસ્તરે;
નહીં વિશ્વામિત્ર કે અત્રીરે, નથી લાવ્યો ચીઠી કે પત્રીરે.
દુઃખી દરિદ્ર સરખો ભાસેરે, એક તુંબિ પાત્ર છે પાસેરે;
પિંગળી જટા ભસ્મે ભરિયોરે, ક્ષુધા રૂપી નારીને વરિયોરે.
શેરિયે શેરિયે થોકાથોકરે, તેને જોવા મળ્યાં બહુ લોકરે;
તેણે કહાવ્યું કરી પ્રણામરે, મારૂં વિપ્ર સુદામો છે નામરે.

એમ દાસી કહે કરજોડરે, ખરો ખરો કહે રણછોડરે;
મારો બાળસ્નેહી સુદામોરે, હું દુખીયાનો વિસામોરે.
ઊઠી ધાયા જાદવરાયરે, નવ પેહેર્યાં મોજાં પાયરે;
પીતાંબર ભૂમિ ભરાયરે, રાણી રુક્મિણી ઊચ્યાં સાથરે.
અતિ આનંદે ફૂલી કાયરે, હરિ દોડે ને શ્વાસે ભરાયરે;
પડે આખડે બેઠા થાયરે, એક પળ તે જુગ જેવી જાયરે.
સ્ત્રિયોને કહી ગયા ભગવાનરે, પૂજા થાળ કરો સાવધાનરે;
હું જે ભોગવું રાજ્યાસંનરે, તે તો એ બ્રાહ્મણનું પુન્યરે.
જે કોઈ નમશે એના ચરણ ઝાલીરે, તે નારી સહુપે મને વાલીરે;
તવ સ્ત્રી સઉ પાછી ફરતીરે, સામગ્રી પૂજાની કરતીરે.
સહુયો કહે માંહોમાંહી બાઈરે, કેવા હશે શ્રીકૃષ્ણના ભાઈરે;
જેને શામળિયાશું સ્નેહરે, હશે કંદર્પ સરખો દેહરે.
લઈ પૂજાના ઊપહારરે, રહી ઊભી સોળ હજારરે;
બાઈ લોચનનું સુખ લીજેરે, આજ જોઠનું દર્શન કીજેરે.
ઋષિ શુકજી કહે સુણ રાયરે, શામળિયોજી મળવા જાયરે;
છબીલેજીયે છૂટી ચાલેરે, દીધી દોટ તે દીનદયાળેરે.
સુદામે દીઠા કૃષ્ણ દેવરે, છૂટચાં આંસૂ શ્રાવણ નેવરે;
જૂએ કૌતક ચારે વર્ણરે, ક્યાં આ વિપ્ર ક્યાં અશરણશરણરે.
જૂએ દેવ વિમાને ચડિયારે, પ્રભુ ઋષિજીને પાય પડિયારે;
હરિ ઊઠાડ્યા ગ્રહી હાથરે, ઋષિજી લીધા હૈડા સાથરે.
મળ્યા જાદવ જોવા પૂંઠેરે, પ્રેમનાં આલિંગન નવ છૂટેરે;
મુખ અન્યોઅન્યે જોયાંરે, હરિનાં આંસુ સુદામે લોયાંરે.
તુંબિપાત્ર ઉલાળિને લીધુંરે, દાસત્વ દયાળે કીધુંરે;
ઋષિ પાવન કર્યું મુજ ગામરે, તમે પવિત્ર કર્યો રંક ધામરે.
તેડી આવ્યા વિશ્વાધારરે, મંદિરમાં હરખથી અપારરે;
હસ્ત ઝાલી હરખે મુરારીરે, જોઇ હાસ્ય કરે સઉ નારીરે.
ઘણું વાંકાં બોલાં સત્યભામારે, આવા ફુટડા મિત્ર સુદામારે;
હરિ તેને ઊઠીને શું ધાયારે, ભલી નહાનપણાની માયારે.
ભલી જોવા સરખી જોડારે, હરિને સોંધો એને રાખોડીરે;
જો કોઈ બાળક બાર નિકળશેરે, તો તે કાકાને દેખી છળશેરે.
તવ બોલ્યાં રુક્મિણી રાણીરે, તમે બોલો છો શું જાણીરે.

વલણ.

શું બોલો વિસ્મે થઈ, હરિભક્તને ઓળખો નહીં;
બેસાર્યા મિત્રને શજ્જા ઉપર, ઢોળે વાયુ હરી ઉભા રહી.

## કડવું ૮ મું-રાગ સોરઠી.

ભક્તાધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી;
સુખશજ્જાપર ઋષિને બેસારી, ચમર કરે ચક્રપાણીરે. ભક્તા.
નેત્રસમશા નાથે કીધી, આવી અષ્ટ પટરાણી;
મંદ મંદ હસે સત્યભામા, આઘો ઘુંઘટ તાણી રે. ભક્તા.
જેની નાભિકમળથી બ્રહ્મા પ્રગટ્યા,આ જગ પળમાં કીધું;
જેણે મુખમાં જગત દેખાડયું, માતાનું મન લીધુંરે. ભક્તા.
વિશ્વામિત્ર સરખા તાપસને, દોહલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક પીધુંરે. ભક્તા.
પોતાને ઓઢવાનિ પીત પછેડીએ, લોયા ઋષિના પાય;
ઊભા રહી કર વિંજણો ગ્રહિને, વિઠ્ઠલ ઢોળે વાયરે. ભક્તા.
થાળ ભરી વૈદરભી લાવ્યાં, ઘૃતપક્વ પકવાન;
શર્કરા સંજુક્ત ઋષીને, કરાવ્યાં પયપાનરે. ભક્તા.
શુદ્ધાચમન તંબોળ ખવરાવ્યાં, ધરી પ્રેમ શામળવાન;
વાધ્યું તે પ્રસાદ પ્રમાણે, આરોગ્યા ભગવાનરે. ભક્તા.
જે સુખ આપ્યું સુદામાને, તે હરિ બ્રહ્માદિકને નાપે;
ફરી ફરી મુખ જૂએ મુનિનું, આનંદ મુકુંદને વ્યાપેરે. ભક્તા.
સુદામાને ચિંતા મોટી, રખે દેખે કાયા કાંપે;
પેલી ગાંઠડી તાંદુલતણી તે, જંઘા નીચે લેઈ ચાંપેરે. ભક્તા.

### વલણ.

જંઘા નિચે ચાંપે ઋષી, ગાંઠડી તાંદુલતણી;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, જાણ્યાતણી ગત્ય છે ઘણી.

## કડવું ૯ મું.-રાગ મલાર.

ગોવિંદે માંડી ગોઠડી, કહોને મિત્ર અમારા;
સાંભળવા આતુર છું, સમાચાર તમારા. ગોવિંદે.
શે દુખે તમો દૂબળા, એવી ચિંતા કેહી;
મન મૂકીને કહો મને, મારા બાળ સનેહી. ગોવિંદે.
કોઈ સદ્ગુરુ તમને મળ્યો, તેણે કાન શું ફૂંકયો;
વેરાગી ત્યાગી થયા, સંસાર શું મૂકયો. ગોવિંદે.
શરીર પ્રજાળ્યું જોગથી, તપે દુઃખે દેહી;
છો તે કિયે દુઃખે દૂબળા, મારા પૂર્વસનેહી. ગોવિંદે.
કે શત્રુ કોઇ માથે થયો, ઘણાં દુઃખનો દાતા;
કે કાંઈ ચોરીએ ગયું, તેણે નહિ સુખશાતા. ગોવિંદે.

કાંઈ ધાતુપાત્ર કને નહીં, આવ્યા તુંબડું લેઇ;
વસ્ત્ર નથી કાંઇ પેહેરવા, મારા બાળસનેહી. ગોવિંદે.
કે સુખ નથી સંસારનું, કાંઇ કરમને દોષે;
ભાભી અમારાં વઢકણાં, તે શું લોહિડું શોષે. ગોવિંદે.
કે શું ઉદર ભરાતું નથી, તેણે સૂકી દેહી;
એ દુઃખમાં કીયું દુઃખ છે, મારા પૂર્વસનેહી. ગોવિંદે.
પછી સુદામોજી બોલિયા, પ્રભુને શીશ નામી;
તમારૂં અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી. ગોવિંદે.
અમને તો દુઃખ વિજોગનું, નહીં પ્રભુજી પાસે;
આજ હરી હુંને જો મળ્યા, પિંડ પુષ્ટજ થાશે. ગોવિંદે.

## કડવું ૧૦ મું.—રાગ રામગ્રી.

પછિ શામળિયો બોલિયા, તને સાંભરેરે;
હાજી નહાનપણાની પેર, મને કેમ વીસરેરે;
આપણ બે મહિના પાસે રહ્યા, તને. હાજી સંદીપ ઋષિને ઘેર. મને.
અન્નભિક્ષા માગી લાવતા, તને. હાજી જમતા ત્રણે ભ્રાત; મને.
આપણ સૂતા એક સાથરે, તને. સુખ દુઃખની કરતા વાત. મને.
પાછલી રાતના જાગતા, તને. હાજી કરતા વેદની ધુન્ય; મને.
ગુરુ આપણા ગામે ગયા, તને. હાજી જાચવા કોઈક મુન્ય. મને.
કામ દીધું ગોરાણિયે, તને. કહ્યું લેઈ આવોને કાષ્ટ; મને.
શરીર આપણાં ઊકળ્યાં, તને. હાજી માથે તપ્યો અરીષ્ટ. મને.
સ્કંધે કહોવાડા ધર્યા, તને. ઘણું દૂર ગયા રણછોડ; મને.
આપણે વાદ વધ્યો ત્રણે બાંધવા, તને. હાજી ફાડયું મોટું ખોડ. મને.
ત્રણે ભારા બાંધ્યા દોરડે, તને. હાજી આવ્યા બારે મેહ; મને.
શીતળ વાયુ વાયો ઘણો, તને. ટાઢે થરથર ધ્રૂજે દેહ. મને.
નદિયે પૂર આવ્યું ઘણું, તને. ઘન વરસ્યો મૂશળધાર; મને.
એકે દિશા સૂઝી નહીં, તને. થયા વીજતણા ચમકાર. મને.
ગુરુજી ખોળવા નીસર્યા, તને. કહ્યું સ્ત્રીને કીધો તેં કેર; મને.
આપણને હૃદિયાશું ચાંપિયા, તને. પછે તેડાને લાવ્યા ઘેર. મને.
ગોરાણી ગૌ દોતાં હતાં, તને. હતી દોણી માગ્યાની ટેવ; મને.
મેં નિશાળેથી કર વધારિયો, તને. હાજી દીધી દોણી તતખેવ. મને.
જ્ઞાન થયું ગુરુપત્નીને, તને. તમને જાણ્યા જગદાધાર; મને.
ગુરુદક્ષણામાં માગિયું, તને. હાજી મૃત્યુ પામ્યો જે કુમાર. મને.
મેં સાગરમાં ઝંપાવિયું, તને. તમો શોધ્યાં સપ્ત પાતાળ; મને.
હું પંચાનન શંખ લાવિયો, તને. હાજી દૈત્યનો આણ્યો કાળ. મને.

સંજમની પુરી હું ગયો, તને. પછે આવી મળ્યો જમરાય; મને.
પુત્ર ગોરાણિને આપિયો, તને. હાજી પછે થયા વીદાય. મને.
આપણે તે દિનથી જૂદા પડયા, તને. હાજી ફરિને મળિયા આજ; મને.
હું તુજ પાસે વિદ્યા ભણ્યો, તને. મને મોટો કર્યો મહારાજ. મને.

## વલણ.

મહારાજ લાજ નિજ દાસની, વધારો છો શ્રીહરી;
પછિ દરિદ્ર ખોવા દાસનાં, સૌમ્ય દૃષ્ટિ શામે કરી.

## કડવું ૧૧ મું.-રાગ વસંત.

સકળ સુંદરિયો દેખતાં, ગોષ્ઠિ ગોવિંદે કીધી;
પછે દરિદ્ર ખોવા દાસનાં, ગાંઠડિ દૃષ્ટિમાં લીધી. સકળ-ટેક.
મનવાંછિત ફળ આજ હું પામ્યો,મિત્રજી મળવા આવ્યા;
ચતુર ભાભિયે ભેટ મોકલી, કહો સખા શું લાવ્યા. સકળ.
અઢળક ઢળિયોરે શામળિયો, મુષ્ટિ તાંદુલ માટે;
ઇંદ્રનો વૈભવ સેજમાં આપ્યો, સ્વલ્પ સૂખડી સાટે. સકળ.
ચરણ તળે ચાંપી રહ્યો સુદામો, કૃષ્ણજી કેહે છે કહાડો;
અમજોગ જો ભેટ ન હોય તો, દૂરથકી દેખાડો. સકળ.
એ દેવતાને દુર્લભ દીસે, જાચે જાદવરાય;
જો પવિત્ર સુખડી પ્રેમે આપો, તો ભવની ભાવટ જાય. સકળ.
ભગવાનની સ્ત્રીયો ભર્મમાં ભૂલી, જૂએ મળી સમસ્ત;
અમૃત ફળ કે સંજીવન મણિ, હરિ હોડે છે હસ્ત. સકળ.
આમ હરી જ્યારે હાથ લગાડે, ઋષિ ખશેડે આમ;
ભક્તહેત પોતે દેખાડે, સઉને સુંદરશામ. સકળ.
અવલોકવા ઊભી સઉ નારી, કર ધરિ કનકનાં પાત્ર;
જદુપતિને જાચે સઉ નારી, અમને આપજો તિલમાત્ર. સકળ.
સુદામો ચિંતામાં પડિયો, લજ્જા મારી જાશે;
ભર્મ ભાગશે તાંદુલ દેખી, કૌતક મારૂં થાશે. સકળ.
સ્ત્રીને કહેથી હું થયો લોભી, તુચ્છ ભેટ અહિંયાં આણી;
લજ્જા લાખ ટકાની ખોઇ, ઘર ઘાલ્યું ધણિયાણી. સકળ.
સુદામાના મનનિ શોચના, શામળિયે સઉ જાણી;
હસતાં ખસતાં પાસે આવી, તાંદુલ લીધા તાણી. સકળ.
હેઠળ હેમની થાળી મેલી, વસ્તુ લેવા જગદીશ;
છોડે છબીલો પાર ન આવે, ચીથરાં દશ વીશ. સકળ.

પટરાણિયો જોઈ અચરજ પામી, છે પારશ કે રત્ન;
અમર ફળ કે સંજીવન મણી, આવડું કીધું છે જત્ન. સકળ.
કણ વેરાણા ને પાત્ર ભરાણું, જોઈ રહ્યો જુવતીનો સાથ;
તાંદુલના કણ હૃદિયે ચાંપી, બોલ્યા લક્ષ્મીનાથ. સકળ.
સુદામા મેં આ અવનીમાં, લીધા બહુ અવતાર;
આ તાંદુલનો સ્વાદ છે એવો, નથિ આરોગ્યો એકે વાર. સકળ.
મોટા મોટા મિત્ર મેં જોયા, ધ્રુવ અંબરિષ પ્રલ્હાદ;
આ તાંદુલનો એકે મિત્રે, દેખાડયો નથી સ્વાદ. સકળ.
તુચ્છ ભેટ ભારે કરિ માની, વિચાર્યું ભગવાન;
સાત જન્મસૂધી સૂદામે, નથિ કિધાં પુણ્યદાન. સકળ.
જાચક રૂપ થયા જગજીવન, પ્રીત હૃદેમાં વ્યાપી;
મુખમાં મુષ્ટી તાંદુલ મૂક્યા, દરિદ્ર નાખ્યાં કાપી. સકળ.
કર મરડીને ગાંઠડી લીધી, સાથેથાં દુખ મોડ્યાં;
જેમ જેમ ચીંથરાં છોડયાં નાથે, ભવનાં બંધન તોડ્યાં. સકળ.
જ્યારે તાંદુલ મુખમાં મૂક્યા, ઉડી છાપરી આકાશ;
તેણે સ્થાનક સુદામાને થયા, સપ્તભૂમીના અવાસ. સકળ.
ઋષિપત્ની થયાં રુકિમણિ સરખાં, શાંબ સરીખા પુત્ર;
એ વૈભવને કવિ શું વખાણે, જેવું કૃષ્ણનું ઘરસૂત્ર. સકળ.
બીજી મુઠી જ્યારે મુખમાં મૂકે, ત્યાં ગ્રહ્યો રુકિમણિયે પાણ;
એમાં શું ઓછું છે સ્વામી, અમને આપો ચતુરસુજાણ. સકળ.
અષ્ટ મહાસિદ્ધિ ને નવ નિધી, તે મોકલી વણ માગી;
તે સુદામો નથી જાણતા, જે ભવની ભાવઠ ભાગી. સકળ.
હાથી ડોલે ને દુંદુભિ બોલે, ગુણિજન ગાયે સાખી;
જડિત્ર હિંડોળો હેમનો બાંધી, હીંચે છે હરિણાક્ષી. સકળ.
હીરા રત્ન કનકમયકોટી, હાર્યો દ્રવ્યે કુબેર;
કોટિધ્વજ લાખેણાં વાજે, છપ્પન ઊપર ભેર. સકળ.

### વલણ.

વાજે ભેર અખુટ ભંડારની, ત્રઠા શ્રીગોપાળરે:
એમ રાત્ય વાતમાં વહિ ગઈ, થયો પ્રાતઃકાળરે.

## કડવું ૧૨ મું.—રાગ મેવાડો.

શુકજી કહે સાંભળ રાજન, પરમ કથા પ્રૌઢી પાવન;
વળી વિચારે કમળાપતી, મેં સુદામા સરખું આપ્યું નથી.

એકેકો કણ જે તાંદુલતણો, ઇંદ્રાસનપે મોંઘો ઘણો;
દુર્બળ દાસના ભાવની ભેટ, પરમ વિધિયે ભરાયું પેટ.
હું એ સરખો થઇ વન્યાં તાપું, વૈકુંઠની રિદ્ધિ એને આપું;
સોળ સહસ્ર સાથે રુકિમણી, સેવા કરે સુદામાતણી.
દ્વારિકા આપવા ઇચ્છા કરી, વિપળિ મુંઠી શ્રીનાથે ભરી;
ત્યારે રુકિમણીયે સાયો હાથ, એ શે અપરાધ શો કીધો નાથ.
સામું જોઈ રહ્યાં દંપતી., સોળ સહસ્રમાં પૂછતી નથી;
સકળ નારીને કરુણા કરી, તાંદુલ વેંચી આપ્યા હરી.
તેમાં મૂકયો સ્વાદ અપાર, સ્ત્રી આગળ રાખ્યો મિત્રનો ભાર;
હાસ્ય વિનોદ કરતાં વહિ શર્વરી, થયો પ્રાત સુદામે જાચ્યા હરી.
મને વિદાય કરો જગજીવન, હરિ કહે પધારિયે સ્વામીન;
વળી કૃપા કરજો કોઈ સમે, ઠાલે હાથે નરહરિ નમે.
પ્રભુ પોળ લગી વોળાવા જાય, કોડી એક ન મૂકી કરમાંય;
સત્યભામા કહે સુણો જાંબુવતી, કૃપણ થયા કેમ કમળાપતી.
બ્રાહ્મણ વળિ મિત્ર પોતાતણો દરિદ્ર દુઃખે પીડેલો ઘણો;
તેને વાળ્યો નિર્મુખ ફરી, રુકિમણી કહે શું સમજે સુંદરી.
બેલડિયે વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતાં કર્યો વિચાર;
એના વૈભવ આગળ વળિયો છેક, પણ મને ન આપી કોડી એક.
સ્ત્રીની ચોરી મનમાં ધરી, પણ કાંઇક ગુપ્ત મને આપશે હરી;
માધવ માર્ગે વોળાવા ગયા, પછિ સુદામોજી ઊભા રહ્યા.
વિઠ્ઠલજી હવે પાછા વળો, તવ ભેટિને રોયા શામળો;
વળ્યા કૃષ્ણ ફરિ મળજો કહી, પણ કરમાં કાંઈ મૂકયું નહીં.
ઋષિ સુદામે મૂકયો નિશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઈને નિરાશ;
ઋષિ પામ્યો મનમાં સંતાપ, નિંદા કરવા લાગ્યો આપ.
હું માગવા આવ્યો મિત્રકને, તેપે મૃત્યુ શે નાવ્યું મને;
સ્ત્રી જીત નર તે શબ સમાન, રંડાયે ઉપજાવ્યું અપમાન.
એકાંતરા જો મળિયે અન્ન, કંદમૂળ કીજે પ્રાશન;
ભૂખે મરે બાળક નહાનડાં, ખવરાવિયે સૂકાં પાનડાં.
પવન પ્રાશિને ભરિયે પેટ, નીચ પુરુષની કરિયે વેઠ;
કાષ્ટ કે તૃણનો વિક્રય કરી, અથવા પરઘેર પાણી ભરી.
અથવા વિષ પીને પહોડિયે, પણ મિત્રકને કર નવ ઓડિયે;
અજાચક વ્રત મૂકયું આજ, ખોઈ લાખ ટકાની લાજ.
દામોદરે મને કીધી દયા, મુળગા મારા તાંદુલ ગયા;
કૃપણને ધન હોય ઘણું, એને નગર છે સોનાતણું.

બાંધિ મુઠીને મિત્રાચાર, મોટો નિર્દય નંદકુમાર;
એને આપતાં શું ઓછું થાત, હું દુર્બળની ભાવઠ જાત.
સામા મળી મને ભેટયા હરી, પાગ પખાળિને પૂજા કરી;
આસન વ્યંજન ભોજન ભલું, મુજ રાંકને કોણ કરે એટલું.
એ સર્વ ધૂર્ત કપટીની સેવા, લાલચ કરી મારા તાંદુલ લેવા;
જેનું લે તેનો નવ રાખે ભાર, નથી ચિંતું તો મને ધિક્કાર.
જો ગોપીનાં મન લીધાં હરી, તો કૈવલ્યાનું સુખ પામ્યાં સુંદરી;
ઋષિપત્નીનાં ખાધાં અન્ન, તો સાયુજ્ય મુક્તિ પામ્યાં સ્ત્રીજન.
ચંદન કુબ્જાજીનું લીધ, સ્વરૂપ લક્ષ્મી સમાણું કીધ;
જો ભાજી પત્રનો કીધો આહાર, તો વિદુર તાર્યો સંસાર.
કૃપા કરી મને જગદાધાર, પણ મારું કર્મ કઠોર અપાર;
વિવેક જ્ઞાન સુદામે ગ્રહ્યું, ધન નાપ્યું તો સારૂં થયું.
ધને કરી મદ મુજને થાત, ભક્તિ પ્રભૂની ભુલી જાત;
કૃષ્ણે મુજને કરુણા કરી, દારિદ્ર દુઃખ ન લીધું હરી
સુખમાં વ્યાપે ક્રોધ ને કામ, દુઃખમાં સાંભરે કેશવ રામ.

### વલણ.

રામ સાંભરે વૈરાગથી, ઋષિ જ્ઞાનઘોડે ચડ્યા;
વિચાર કરતાં ગામ આવ્યું, ધામ દેખિ ભૂલા પડ્યા.

### કડવું ૧૩ મું–રાગ રામગ્રી.

શુકજી ભાખે હરિગુણ ગ્રામજી, દીઠું સુંદર કંચનધામજી;
મેડી અટારી અદ્‌ભૂત કામજી, ઋષિ વિચારે ભૂલ્યો ઠામજી.

### ઢાળ.

ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, ધામ કોઈ ધનવંતનાં;
એ ભવનમાં વસતા હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં.
એવું વિચારી વિપ્ર વળિયો, બધું નગર અવલોકન કરી;
ઋષિ ઇચ્છા આણી સર્વ જોતા, તે ભવન પાછળ ફેરા ફરી.
પછિ સુદામો પડયા સાંસામાં, વિચાર કરે વેગળા જઈ;
આ ભવન કોણે કર્યાં હશે, પર્ણકુટી મારી કયાં ગઈ.
એ વિશ્વકર્મા રચી રચના, મનુષ પામર શું કરે;
કુટુંબ મારૂં કયાં ગયું, ઋષિ વામદક્ષિણ ફેરા ફરે.
કોઈ કીર્તિ બોલે હસ્તી ડોલે, હયશાળામાં હય હણહણે;
દાસી કનક કલશ ભરી પાણી લાવે, ઉભા અયુત સેવક આંગણે.

દુંદુભી વાજે ઢોલ ગાજે, મંડપ તાંડવ થાય છે;
મૃદંગ ધમકે ઘુઘરિ ધમકે, ગીત ગુણિજન ગાય છે.
જોઈ સુદામે નિશ્વાસ મૂકયો, કોઈ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક મારાં કયાં ગયાં.
હોમશાળા રુદ્રાક્ષમાળા, મારિ પત્રકુશાની સાદડી;
ગોપીચંદન સન્માર્જની ગઈ, વિપત્ય આવડી કયમ પડી.
દૈવની ગત્ય ગહન દીસે, પડયો પ્રાણ કર્મ આધીન;
કુટુંબ વિટંબની વેદના, હુંને દૈવે દંડયો દીન.
તુટી સરખી ઝુંપડી ને, લુંટી સરખી નાર;
સડયાં સરખાં છોકરાં, નવ મળ્યાં બીજી વાર.
સંકલ્પ વિકલ્પ કોટિ કરતાં, ઋષિ આવાગમન હિંડોળે ચહડયા;
બારિયે બેશી પંથ જોતાં, નિજ કંથ સ્ત્રીની દૃષ્ટે પડ્યા.
સાહેલી એક સહસ્ત્ર લેઈને, સતિ જતિ પતીને તેડવા;
જળઝારી ભરિને નારી જાય, જાણે હસ્તિની કળશ રેડવા.
હંસગમનીને હર્ષ પૂરણ, અભિલાષ મનમાં ઇચ્છિયા;
ઝાંઝર ઝમકે ઘુઘરી ધમકે, વાજે અણવટ વીંછિયા.
સુદામે જાણી આવી રાણી, ઇંદ્રાણી કે રુકિમણી;
સાવીત્રી કે સરસ્વતી, કે શક્તિ શિવશંકરતણી.
સાહેલી સહુ વીંટી વળી, પદ્મિની લાગી પાય;
પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
થર થર ધ્રુજે ને કાંઇ ન સૂજે, છુટિ જટા ઉઘાડે શીશ;
હસ્ત ગ્રહવા જાય સુંદરિ, તવ ઋષિજી પાડે ચીશ.
હું તો સેજે જોઉં છું ઘર નવાં, મને નથી કપટવિચાર;
હું તો વૃદ્ધ ને તમો જોબન નારી, છે કઠણ લોકાચાર.
ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જાવા દો મને કાં દમો છો, તમને હજો કલ્યાણ.
આંગણામાં કોઈ નર નથી, આ દીસે સ્ત્રીનું રાજ્ય;
તમને પાપણિયો પરમેશ્વર પૂછશે, હુંને કાં આણો છો વાજ્ય.
ઋષિપત્ની કહે સ્વામી મારા, તમે રખે દેતા શાપ;
દારીદ્ર ગયાં નવાં ઘર થયાં, શ્રીકૃષ્ણ ચરણપ્રતાપ.
એવું કહી કર ગ્રહિને ચાલી, તું સાંભળ પરીક્ષિત ભૂપ;
સુદામો પેઠા પોળમાં, થયું કૃષ્ણ સરખું રૂપ.

### વલણ.

રૂપે બીજા કૃષ્ણજી, જરા ગઈ ને જોબન આવિયું;
એલડિયે વળગ્યાં દંપતી, જાણે કામજોડું લજાવિયું.

### કડવું ૧૪ મું–રાગ ધનાશ્રી.

નિજ મંદિર સુદામો ગયા, તતક્ષણ કૃષ્ણજી સરખા થયા;
દંપતિ રાજ્ય શોભાએ ભર્યાં, શ્રીકૃષ્ણે દુઃખ દોહિલાં હર્યાં.

### ઢાળ.

દોહલાં ગયાં ને શોહેલાં થયાંરે, ભર્યાં ભવન લક્ષ્મીવડે;
એક મુષ્ટિ તાંદુલ આરોગ્યા, તે લક્ષ જન્મે નવ જડે.
વસન, વાહન, ભોજન, ભૂષણ ભવ્ય ભંડાર;
ચામર, આસન, છત્ર બિરાજે, ઈન્દ્રનો અધિકાર.
મેડી અટારી છજાં જાળી, ઝમકે મીનાકારી કામ;
સ્ફાટિક મણિયે સ્થંભ જડયા છે, કૈલાસ સરખું ધામ.
વિશ્વકર્મા ભૂલે બ્રહ્મા, જોઈ ભવનનો ભાવ;
માણક મુકતા રત્ન હીરા, ઝવેર જોત્ય જડાવ.
ગોળી ગોળા ઘડા ગાગર, સર્વ કનકનાં પાત્ર.
સુદામાના વૈભવ આગળ, કુબેર તે કોણ માત્ર.
ત્યાં જાચકનાં બહુ જુથ આવે, નિર્મુખ કોઈ ન જાય;
જેને સુદામો દાન આપે, લક્ષપતિ તે થાય.
ઋષિ સુદામાના પુરવિષે, ન મળે દરિદ્રી કોય;
કોટિધ્વજ ને લક્ષદીપક, અકાળ મૃત્યુ ન હોય.
યદ્યપિ વૈભવ ઇન્દ્રનો પણ, ઋષિ રહે છે ઉદાસ;
વિજોગ રાખે જોગનો, થઇ ગૃહસ્થ પાળે સંન્યાસ.
વેદાધ્યયન અગ્નિહોત્ર હોમે, રાખે પ્રભુનું ધ્યાન;
માળા ન મૂકે ભક્તિ ન ચુકે, એવા વૈષ્ણવ ઋષિ ભગવાન.
સુદામાનું ચરીત્ર સાંભળે, તેનું દુઃખ દારીદ્ર જાય;
ભવદુઃખ વામે મુક્તિ પામે, મળે માધવરાય.
વીરક્ષેત્ર વડોદરું, ગુજરાત મધ્યે ગામ;
ચતુર્વેશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ.

સંવત સત્તર, આડત્રીશમાં, શ્રાવણ શુદી નિદાન;
તિથિ તૃતીયા ને ભૃગુવારે, પ્રબંધ કિધું આખ્યાન.
ઉદર નીમિત્તે સુરત સેવ્યું, ને ગામ નંદરબાર;
નંદિપુરામાં કીધી કથા, જથા બુદ્ધિઅનુસાર.

વલણ.

બુદ્ધિમાને કથા કીધી, કરનારે લીલા કરી;
ભટ પ્રેમાનંદ નામ મિથ્યા, શ્રોતા બોલો જે હરી.

સુદામાચરિત્ર સંપૂર્ણ.

# અખો.

## અમદાવાદનો સોની તથા સહુથી શ્રેષ્ઠ વેદાંતી કવિ.

### છપ્પા.

#### વેષનિંદા અંગ.

સૂતર આવે તેમ તૂં રહે, જયમ ત્યમ કરિને હરિને લહે;
વેષ ટેક છે આડી ગલી, પેઠો તે ન શકે નિકળી;
અખા કૃસનો ચઢશે કષાય, રખે તૂં કાંઇ કરવા જાય. ૧
રંગ ચઢે તે જાણો મેલ, પોત રહે તે સાચું સેહેલ;
આપે આતમ સ્વયંપ્રકાશ, કર્મ ધર્મનો કાઢી પાશ;
અખા એવી સદગુરુની કથા, સમઝે નહી તો વાધે બલા. ૨
ખટ દર્શનના જુજવા મતા, માંહોમાંહીં ખાંધા ખતા;
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધિકો ગણે;
અખા એજ અંધારો કુવો, ઝગડો ભાંગી કોય ન મુવો. ૩
સમજી રહે તો સઘળો લાભ, કાયક્લેશે વાધે ગાભ;
હું માને તો હોય સંતાન, આતમતાનું થાએ જાંન;
અખા હરી જાણી હું ટાળ, જન્મ કોટિની ઉતરે ગાળ. ૪
માની ત્યાં માયાનો ભાગ, માને માયા પામે લાગ;
કેવળમાં જે બીજું ભળે, કલ્પિત ભ્રમ ટાળ્યો નવ્ય ટળે;
અખા નિજ આતમને સાધ્ય, ઓષધવેણી જાયે વ્યાધ્ય. ૫
હું ટાળી અછતો થઇ રહે, હરિ પ્રભામાહેથો વહે;
પોતાપણેથી જે નર ટળે, અણુ આયાસે હરિમાં ભળે;
અખા વાત સમજી લે વિધ્યે, જાંહાં છે ત્યાં આકાશજ મધ્યે. ૬
પડે નહી જે પૃથ્વી સુવે, કને નહીં તે કહો શું ખુવે;
ટાઢું ઉનું નોહે આકાશ, પાણીમાં નોહે માંખણ છાશ;
બ્રહ્મજ્ઞાન એવું છે અખા, જ્યાં નહિ સ્વામી સેવક સખા. ૭
એક નહીં તાં બીજું કશું, જાણું નહી શું વાસો વસું;
પંચ નહીં ત્યાં કેની શાખ્ય, વણુ રસના અચવ્યો રસ ચાખ્ય;
અખા સમજે તો સમછે જુવે, બાપના બાપને ઘેલાં રૂવે. ૮

## આભડશેટ અંગ.

આભડશેટ અંત્યજની જણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ધણી;
બારે માસ ભોગવે એ એહે, સૌને ઘેર આવી ગઈ રહે;
અખા હરી જાણે જડ જાય, નહીતો મનશાવચ પેશીરે કયાય. ૯
પોતાનાં પડખાં નવ જુવે, હાડ ચામડા મૂરખ ધુવે;
શુદ્ધ કેમ થાય જો ચામડું, મોટું માંહે એ વાંકડું;
હરિ જાંણ્યા વિના ભૂલા ભમે, અખા પાર ન પામે કયમે. ૧૦
ઇશ્વિર જાણે તે આચાર, એ તો છે ઉપલો ઉપચાર;
મીઠાં મૌડાં માન્યાં દ્રાખ, અંન નોય અનમાંની રાખ;
સોનામણી સોનું નવ્ય થાય, અખા આંધળીને પાથરતાં વાણું વાય. ૧૧

## ગુરુ અંગ.

ગુરુ થઈ બેઠો હોંશે કરી, કંઠે પહાણ શકે કયમ તરી;
(જયમ) નાર નાંનડી હવું પ્રસૂત, વલતી વાધે નહી અદભૂત;
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા એમ મુલગેથો ગયો. ૧૨
પોતે હરી નહી જાણે લેશ, કાઢી બેઠો ગુરુનો વેશ;
સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી ચાલ્યો ઘેર આપ;
એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મુકે ભવ પાર. ૧૩
તું તારૂં સમજીને બેસ, કાં ચોળે દિલે પ્યારી મેશ;
તુંબડું જયમ માંહેથું મરે, જે લૈ પેસે તે સૌ તરે;
તરવર ફળ દેવા નવ્ય જાય, અખા આવી જાચે તે ખાય. ૧૪
પ્હેલો તું પરમારથ પ્રીછ, પછે ગુરુ થાવાને ઇછ;
પારો મુવો તે રોગ નિગમે, પછે ભોજન બોળું તે જમે;
ત્યમ નિરાશે મળે નારણ, અખા તું પેહેલે એવું જાણ્ય. ૧૫
તું મારા મન માંહી પ્રીછ, શાને મોટપ લે છે શીશ;
ઝીણું મળતાં મોટું થાય, મોટું કણ્યકા થઇ ને જાય;
અખા તાત વિચારે વિષ્યે, શિષ્ય ઘણી તો રહે સંનિષ્યે. ૧૬
આપે આપ પૂરણ બ્રહ્મ હરિ, પોત પસાર્યું રચના કરી;
ચૈતન્ય બ્રહ્મશલાનું ચિત્ર, ઋષિ જક્ષ માનવ પશુ પિત્ર;
થાય જાય એ માયા ભેર, અખા ચૈતન નોહે ઉચ્છેદ. ૧૭

## સહજ અંગ.

ધર્મ સતવાદી ભીમવંત, સહદેવ જોશી જાણે તંત;
અર્જુન બાણાવળિ નકુળ ચતુર, સાય જેને શ્રીકૃષ્ણ હજૂર;

વન ભોગવતા દુખિયા થયા, પામી રાજ્ય અધૂરા ગયા;
સેહેજે જે થાયે તે થાય, કર્ત્તવ્યનું બળ અખો ન ગાય. ૧૮
સુધું સમજી સુખિયો થા, મૂકી આપ ઇશ્વરમાં જા;
ધરમ અરથ મોક્ષ ને કામ, એ માયા પગ મૂકયાં ઠામ;
નિસ્પૃહિ તે નિરાળો રહે, અખા લાલચિયો લીધે વહે. ૧૯
સમજે તાં અવળું છે તાન, બીજું ઇચ્છે એહજ જ્યાન;
સોના માંહે બીજું ભલે, મૂળ રૂપ તેનું જ્યમ ટળે;
જેમ છે તેમ એ છે આત્મા, અખા કેની એવી છે ક્ષમા. ૨૦

## કવિ અંગ.

કવિતા ઘણા કવિ કવી ગયા, અદ્યાપિ કવે પ્રત્યક્ષ રહ્યા;
વળી આગળ કવસે બહુ કવી, મનની વૃત્ય જે જો અનુભવિ;
અખા મનાતીત ત્યમનું ત્યમ, મનની વૃત્યમાં મનની ગમ્ય. ૨૧
જ્ઞાનિની કવિતા ન ગણીશ, કિરણ સૂર્યના કેમ વરણીશ;
શબ્દ તણો છેડો કેમ થાય, આકાશને કેમ તોલ્યું જાય;
એવું વચન અલિંગીતણું, અખા નહિ કોય પર આપણું. ૨૨
સ્થિત્ય નહી આપા પર તણી, પિંડ બ્રહ્માંડનો થાગે ધણી;
અચવ્યું સરખું દીસે આપ, ભૂત ભવિષ્યનો નોહે થાપ;
અખા જોતા ચિદઆકાશ, 'આવિર્ભાવ વિના શ્યો નાશ. ૨૩

## વૈરાગ્ય અંગ.

જો ઉપજે તો ભલો વૈરાગ, બીજા કૃત્યનો ન છબે પાગ;
હેલામાં હરિ પામે વેદ, જો ઉપજે સાચો નિરવેદ;
જ્યમ ફુલ પાછલથું ફળ નિદાન, અખા વૈરાગ્ય તે પરમ નિધાન. ૨૪
વૈરાગ વિના તે ઉપજે ખેદ, મારૂં તારૂં ભેદાભેદ;
યસત્યવૈરાગ ગોલીની ખોટ, લાગે તો થાએ લોટપોટ;
જો ભાગે અખા પર કે પાગ, તોય ટલે તે ઉડવા લાગ. ૨૫
સત્ય વૈરાગ સામીનું રહે, માહા પુરુષ સર્વે એમ વદે;
જે વૈરાગ દેખાડે કરી, એ તો મનકેરી મશ્કરી;
પલકે પલકે પલટે ઢંગ, એ તો અખા માયાનો રંગ. ૨૬
સુરજ તેમ સાચો વૈરાગ, પડતાં ન જુવે ભાગ્ય કુભાગ્ય;
સહુને તેજ કરે તે સહી, પડછાયો પોતામાં નહીં;
જ્યાં ઉપજે સાચો નિર્વેદ, નોહે અખા ત્યાં ભેદાભેદ. ૨૭
સત્ય વૈરાગ સ્વે જાણો હરી, ત્યાં માયાને શું ગ્રહિયે આદરી;

જેમ નવ ગૃહનાં રત્ન મૂલવાય, પણ પારસનું મૂલ ન થાય;
અખા તે વૈરાગ વિચાર, વેશ તુંને નહિ મૂકે પાર. ૨૮
પતિ કહાવે તો મનને જીત્ય, બાકી જે કરશે તે રીત;
ચાર વર્ણ ને આશ્રમ ચાર, જ્યાં અવતરે ત્યાં વેષ વેહેવાર;
અખા વાત પામ્યો શી નવી, એ લાગું તે છુટચો ભોગવી. ૨૯
એમ સમજે નર પામે પાર, જે તું પ્રથમ હતો કર્તાર;
મુજ જાતે જે રે છે હરી, વચ્ચે હું રહ્યો માથે કરી;
અખા એમ વિચારી રહે, શીશ પોટલો નાખી વહે. ૩૦
ગોળે મરે કાં શોધે વખ, તપી ભમી કાં પામે દખ;
ફરતા ફરતા દીસે ઘણા, જેમ તાતી વેલુમાંહે ચણા;
અખા ઉડી જો અળગો પડે, વસ્તુવિચાર સદ્ગુરુથી જડે. ૩૧
હેત વિના પ્રવૃત્તિ વધે, હાંસે કુબુદ્ધિ બેસે ગધે;
દેખાદેખી સહૂ કોઇ કરે, કોણ જુવે જે શું છે સરે;
અખા જો વિચારી જુવે, રોતાં દેખી સૌ કોઇ રૂવે. ૩૨
ઘરમાં ઘાયલ મન કામના, કરે કર્મ મોહ્યા દામ ચામના;
કુલે શેકે કેમ હોય નિર્વાણ, જો નહી ઉપજે આતમ જાણ્ય;
સૌનામાં સૌ ઉપજે મરે, અખા સમજ તે મોટી સરે. ૩૩
ભૂનાં ભાંડ એક જોતાં શરૂ, લાગ્યો અગ્નિ કહાવ્યું ઠીકરૂં;
તેમ જીવશીવ વસ્તુગત એક, અહંતાકેરી લાગી ટેક;
અખા જીવ અહંતા ભાગ, ઉજવળમાં જેમ કાળો દાઘ. ૩૪
અગમ પંથમાં મોટો ભલ, ચાલી શકે કોય એકલમલ્લ;
સામો મળે ન વાંકો જાય, નિજબળ બળિયો તાં ઠેરાય;
બાકી અખા હોકારા કરે, ભૂમિવિના કોઇક પગ ધરે. ૩૫
વણ ખાંડે જગતીમાં જીત્ય, જો કોઇ સમજે આતમરીત;
જાઇશ મા ખોવા પામવા, ઇચ્છિશ મા ટળવા ને થવા;
પ્રવૃતિ નિવૃતિ દાસી છે બે, જો અખા તો એ ઘેર રહે. ૩૬

## વિચાર અંગ.

આપ વિચારે મળશે રામ, વણસમજ્યો લે કોનું નામ;
બોલે ચાલે જેવડે સુણે, તેને જીવ લેખે નવ ગણે;
કેમ અખા હરિ મળશે તને, કંઠે હાર પાછળ પડચો કને. ૩૭
પૂરો તે જે પૂરણ લહે, બીજા વેતાકેડે વહે;
જે નર દેખે સઘળે હરી, પૂર્ણ ભક્તિ તો તેણે કરી;
જ્યાં જેવો ત્યાં તેવો રામ, અખા સઘળાં એનાં નામ. ૩૮

ધીર ધીર મન ધસતું રાખ્ય, કર્મ શાસ્ત્રની ન પૂછે સાખ્ય;
આગળ મને વિષયે લાલચી, તેને બ્રહ્મ દેખાડચું રચી;
અખા મોટું છે એ વાંકડું, જેમ કરડચું વીછીયે માંકડું. ૩૯
સાચું કેતાં જુઠું સમે, પણ સુધી વાત સૌને નવ ગમે;
જેમ દીવે અંધારૂં ટળે, તેમ બ્રહ્મજ્ઞાને પરપંચ પળે;
જગતતણી જુગતી શું પ્રીત, અખા ન સમજે આતમરીત. ૪૦
ત્રણ ગુણનો સઘળો સંસાર, ગુણવડે ચાલે દેહવ્યાપાર;
કાલ ભરાવ્યે ચાલે ગાંઠ, મન આદિ સઘળો આ ઠાઠ;
અખા વસ્તુની ચૈતન શકિત, જે સમજ્યા તે પામ્યા મુકિત. ૪૧
હું નહીં ગુણ ઇંદ્રિ દેહવાન, પ્રકૃતિ પુરુષનું નહિ મુજ માન;
મુજમાં સહુ હું સર્વાતીત, હું છું ત્યાં નહી દ્વૈતાદ્વૈત;
અખા એમ સમજી રેહે જેહ, જિવન્મુકત યોગેશ્વર તેહ. ૪૨
પ્રીછે તો ગુણ પારે રહે, ગુણમાં આવે તેને દહે;
જે ઊડયો જાયે આકાશ, તે નોહે પૃથ્વીની પાસ;
અખા એમ સમજયો તે હરી, તેને સરખી દરી સુંદરી. ૪૩
અહંબ્રહ્મ જાણીને રહે, શબ્દપ્રવાહમાં શેને વહે;
વસ્તુવિચાર વિના અન્ય અભ્યસે, જેમ કંચન તે કથીરે ઘસે;
અખા સમજી રે તું મનમાંહ, બીજાની નવ ઝાલીશ બાંહ. ૪૪

## દોષ અંગ.

દોષ ન જોઇશ કેનાં ભૂર, તો હરિ દેખીશ બહુ ભરપૂર;
મેલી આંખે કયમ દીસે વસ્ત, જેણે જોયાં આમિષ ને અસ્ત;
અખા તોજ દીસે આતમા, જો નાવે રસના તાસમાં. ૪૫
હરીજન સ્વે હરી નહિ માનવી, જેમ સરિતામાં ભલિ જાહ્નવિ;
તેની નિંધા કરતાં ક્રૂર, નિજ આતમથી પડશે દૂર;
હરિજન સર્વાંગે હરિવડે, અખા વેલો તાણ્યો આવે થડે. ૪૬
પુરુષાકારે પૂરણ બ્રહ્મ, જેણે સમજ્યો મૂળગો મર્મ;
કર્મ વાકય, જીવ બુદ્ધિ ગાય, સ્વયં વિના સિદ્ધાંત ન થાય;
નિજનું જ્ઞાન નિજ રૂપે હોય, પાલો અખા જેમ થાયે તોય. ૪૭
પૂરણતામાં સર્વ સમાય, નદીવડે સાગર ન ભરાય;
જેમ દાવાનળ બાળે સર્વ, તેમ જ્ઞાન દ્વેષ દહે સર્વ;
દેહવિકાર હરિજનને કશા, અખા જેહની મોટી દશા. ૪૮
અણુલંગી હરિજનની કળા, કર્મ ને બાંધે આધી બલા;
અહંતા પોત વિના નોહે ભાસ, દિવસવિના તે શેંની રાત;
લૌકિક લેખું રહે લોકમાં, અખા જિત નહિ ફોકફોકમાં. ૪૯

રૂડું જાણી નથી રાખવા, કૂડું જાણી નથી ત્યાગવા;
તન તપાશી મુજને સોધ્ય,બાહ્ય ઉપચાર મુકી બુધ્યે બોધ્ય;
તજ્યા ભજ્યા વણ તે યોગેશ, અખા જો માને ઉપદેશ. ૫૦
તજતાં ભજતાં નહિ પૂરવે, જુતું તજ્યે મન લાગે નવે;
જ્યાં જેવો જીવ કાઢે વેશ, તે સાથે મન કરે પ્રવેશ;
મનની રીત્ય જે ગુંથે જાળ,કાઢ્યા અખા આતમની ભાળ્ય. ૫૧
હરી જાણીને સુવે નચંત, સુલભ મારગ સમજ્યા સંત;
સનકાદિકે ન ભજ્યો પ્રપંચ, જનકાદિકે ન તજિયો રંચ;
તજવું ભજવું તે સંસાર, અખા સમજતાં આવે પાર. ૫૨
સર્વાતીત શ્રુતિ કેતા હવા, માયા રંગ બિજા નવનવા;
મનને જોડ માયાશું ઘણો, કરે ઉપાય તે ભજવાતણો;
વસ્તુ વિષે છે મનનો અંત, તેહ અખા લે વિરલા સંત. ૫૩
હું નહીં તું નહીં તે ન કેવાય, જે જોતાં જોનારો જાય;
ત્રણ્ય પ્રકાર વના જેમ તેમ, તેથી હેઠો મનનો વેમ;
નહીં પદાર્થ જોવા ઝાલવા, અખા સરખું છે નહિ પ્રીછવા. ૫૪
વસ્તુ અનોપમ છે તે માંય, તો તે કૈયે કેમ ઉપાય;
ઉપમા સર્વ છે માયાવડે, તે તાં કૈવલ્યે નહિ અડે;
અખા વસ્તુ ગુંગાનો ગોળ, ત્યાં ઉપમા તે માયાની ટોળ. ૫૫
સગુણને ઉપમા સર્વે ઘટે, જે ઉપમાને ગુણ બંને વટે;
જ્યાં થાવાને જાવા નથી, ત્યાં વાણી શું કાઢે કથી;
અખા તેવડે સર્વે જાણ્ય, તેને કથી શકે કયમ વાણ્ય. ૫૬

## માયા અંગ.

માયાના ગુણ કર્મ રૂપ નામ, માયાના ગુણ શ્વેત ને શ્યામ ;
માયાને મારા પારકા, દેવ દાનવ બે માયા થકા;
માયાના ગુણ જ્યાં નવ છબે, તેને અખા તે કોણ આલંબે. ૫૭
વસ્તુ નથી ઇન્દ્રિને ગ્રાહ્ય, શાથી જંત ટળે શું બાહ્ય;
બાહ્ય મધ્ય અંતરપટવડે, અંતરપટ માયા રહિ ઘડે;
માયાના કૃત્ય માયા લાગે, અખા વિચારે પડશે વગે. ૫૮
ક્ષર પિંડને અક્ષર આતમા, જે સમરચો સરૂજ્યો વાતમાં;
તત્વ ચોવીશતણો સમુદાય, મુજવડે સહુ આવે જાય;
હું પૂરણ ચૈતનઘન એક, નામ રૂપ ગુણ કર્મ અનેક;
અખા જે સમજ્યો તે આભ્યો, જેણે એ માર્ગ અનુભવ્યો. ૫૯
મનશું વાત વિચારી અખે, જ્ઞાની તે જે માયા ભખે;

નાઠો છૂટે નહી એથકી, અળગી નહી છાંયા દેહથકી;
જે આશ્રમ દરસનને ગ્રહે, રસબસ થઈ માયા ત્યાં રહે. ૬૦
ભેદુ માયા સમૂળી ગળે, સામું ટળે ને આપે ટળે;
આપાપર ટળતે ઉગરે, સેજ લક્ષ તેમાં સ્થિત કરે;
અખા જીત્યનું ન ધરે માન, જીત્યો હારે ઝાલે કાન. ૬૧
મહા વળગણી માયા પાપણી, જેમ સેવતાં ડસે સાપણી;
સિદ્ધિ કાજે યોગી જન, થાવા અજર કરે છે જતંન;
મંત્ર અગોર ખવાડે નર્ક, અખા ન દેખાડે આતમઅર્ક. ૬૨
દેહ ઇંદ્રિ ગુણનાં સર્વ કૃત, દીસે માયા કરતી તર્ત;
તે કયાંથી તાણી લે અખા, માન વિના પણ રેહેશે કખા;
સર્વે જાણ્યે ભૂતવિકાર, સમજે સેજે પામે પાર. ૬૩
અખા જીવતણી એ વજા, અજને ઠામે પૂજે અજા;
ઇંદ્રીગ્રાહ્ય નહી હરિલિંગ, જીવને જોઇયે નાના રંગ;
રંગ ઢંગ માયામાં ઘણા, સૌકો સેવક માયાતણા. ૬૪
સૌકોની માયા છે માત, મળવા ન દિયે કેને તાત;
પિતાતણું વદન જે જુવે, માતાને ખોળે નવ સુવે;
તાત ભજતાં આડી થાય, અખા સહુ માયાગુણ ગાય. ૬૫
મુક્તિ વાંછવી એજ બંધન નામ, (જેમ) ઘડી માપતાં પ્રગટયો જામ;
વસ્તુ અમોઘ ઇંદ્રિ ગુણવરત્ય, માયાની જાણે સંસ્રત્ય;
અખા વિચારે તેમનું ત્યમ, તો સમજે જો હોય ગુરુગમ. ૬૬
જ્યમ સરપે નર સમણે ડસ્યો, તે દેખે વેખે મરતક જશો;
મણીમંત્ર મેલી ઔષધી, મૃત્યુ પામ્યો કરતાં વિધી;
સર્વ મંત્ર ઔષધ ઊપચાર, જાગે અખા ટળ્યો સંસાર. ૬૭
અખા સર્વ માને તાં ભેદ, માને તેહેને વિધિ નિષેધ;
બંધ મોક્ષ ચૈતનને કશા, જોતાં જડની જડશે દશા;
એ તો વિચાર વિના ઉધરે, દીસે ફરતું ફરતાં ફરે. ૬૮
માનણહાર શોધ્યે નવ જડે, વણસોધ્યે નવ ભમવું પડે;
પડછંદો નર માન્યો નરે, જેમ બોલે તેમ ઉત્તર કરે;
મૂળ તપાસી જોયું અખે, મારો ભ્રમ પૂર્યો મુજ વિખે. ૬૯
અણલિંગી કરતાની કથી, માંઈ બ્હાર ચસમાને નથી;
તો તેજ બળ પોખે આંખ્યને, જો જો ભેદ યોગસાંખ્યને;
કેહેતામાં તે સમજી જશે, અખા ગુરુનો કર શિર હશે. ૭૦

## ક્ષમા અંગ.

કિલ્બિષ જન્મકાલનાં જાય, જેના નામતણો મહિમાય;
એવા નામતણો જે ધણી, તેની મોટપ જોતાં ઘણી;
તેની ભક્તિ કરે ઓળખી, એ સમરેથિ અખા નર સુખી. ૭૧
જે બોલે ચાલે સાંભળે, કરતાથકો કેમાં નવ ભળે;
નર નારી ને નપુંસક લિંગ, જળચર થળચર ખેચર અંગ;
કર્ત્તા ભર્ત્તા હર્ત્તા જેહ, અખા ભક્ત જે જાણે એહ. ૭૨
પૂજ્ય તેને સમજી ઓળખી, જે વચને વચને ટાળે દુખી;
નરવેશે હરિ પૂરણ બ્રહ્મ, સૂકતે કરિ સમજાવે મર્મ;
ગુણાતીત ગુણ અંગીકરી, આપે આપ સમજાવે હરી. ૭૩
પૂજંતાં પ્રતમા ગુણ સેજ, પણ બોલતી મૂર્ત્તિમાં હરિ છેજ;
જડ મૂર્ત્તી મુખ બોલે નહીં, ચેતન કહે તુજ સેવા સહી;
પીંડ ન જોઈશ જોજે વસ્ત, અખા મળે હરિ હસ્તેહસ્ત. ૭૪
અખિલ જગત્ મૂર્ત્તિ રામની, મહાજ્ઞાનીની મૂરત કામની;
જડથી ચૈતન મૂરત ભલી, જ્ઞાની મૂરત સર્વોપરી;
કારણ તેનું એક વિશેષ, અખા હું ન મળે જ્યાંહાં શેષ. ૭૫
કોટિ વર્ષ પ્રતિમા પૂજિયે, પણ જ્ઞાની મૂરત પામી સેવિયે;
પોતા સરખો હરિજન કરે, મોટું માતમ જ્ઞાતા ધરે;
જડ ચૈતન ગમે તે પૂજ, અખા સેવન તેની સૂજ. ૭૬
પૂજાનો એ ભાળે ભેવ, જે પૂજી નિપન્યા શુકદેવ;
જનક વિદેહી સેવ્યા દ્વિજે, તે બેઠા જ્ઞાનીને ધ્વજે;
અખા જ્ઞાનિનો મેમા ઘણો, ઈશે ઈશ રખે કોઈ ગણો. ૭૭
દીસે સૌ સરખાં વરતંત, ખાતાં પીતાં મરતાં જંત;
એક અધિકતા જ્ઞાની ધરે, હરિશું વૃત્ય સ્વતંત્રજ કરે;
અખા તે વૃત્યમાં બહુ ભાવ, જળને ભારે તર્યું જાય નાવ. ૭૮
ભક્તિ એકાસી પૂરી થઈ, બ્યાસીમી બુધ્ય આવી રહી;
તેવો ભક્ત જ્ઞાનીને ભજે, નવની કાશ નહી રહે રજે;
પંચ કરે તે સૌકો કરે, અખા એવું વિરલા મન ધરે. ૭૯
સોળે અંશે હરિ જાણિ રદે, જેની વાણી બીજું નવ વદે;
જેમ અગ્નીથી દિવો થયો, દીવામાં દાવાનલ રહ્યો;
તે માટે હરિજન સ્વે હરી, અખા રખે કો પુછો ફરી. ૮૦

## તીર્થ અંગ.

તીર્થ કોટિ હરિજનને ચરણ, કૃપા હશે તે જાશે શરણ;
બારે કાળે હરિજનને રદે, હરી બોલાવે તે જન વદે;
મહા મોટા જનનો પ્રતાપ, અખા થાય હરિ આપેઆપ. ૮૧

જો મુક્તિ વાંછે માનવી, તો એ કાશી એ જાહ્નવી;
પ્રગટ મુક્તિ આપે હરિદાસ, હરિ દેખાડે સર્વાવાસ;
અખા નહી ઉધારે પડી, હરિજન મુક્તિ આપે રોકડી. ૮૨
રામ રડવડતાં હુકે મળ્યો, ઘેલો તે ઘરસુખથી ટળ્યો;
હું મારૂં ખોયા શું કામ, મળે અખા ઘર બેઠા રામ;
હરિવણ જાણે ક્ષેપણ કાળ, ઘોયે હીર ન થાયે વાળ. ૮૩
છળ નિંદા જો નહી વિસરે, ખડિયો કાંધે શું નિસરે;
મન જાણે હું પાવન થયો, પણ રેખ દોષ પેલો નવ ગયો;
અખા પડી એ સઘળી વેઠ, જો નહી લાધી હરિની પેઠ. ૮૪
હેતેશું હરિજનને મળે, મૂકી માન માર્ગમાં ભળે;
હરિની તું પ્રીછી લે પેસ્ય, પછી ફરય કે બેશી રે ઘેસ્ય;
અખા આ તંન જોને હાડ, દહી મથી ઘી અળગું કાઢય. ૮૫
એમ સમજે તે પામે પાર, હરીથી બીજો તે સંસાર;
તપ ત્યાગે કરિ તીરથ ફેર, વને તપે બેસી રેજે ઘેર;
કાળા ધોળા સઘળા કેશ, અખા હરી જાણીને બેસ. ૮૬
લોભે લોક બડાઈતણો, ઊંદર કાજે ડુંગર ખણો;
આગળ એક રીઝવવું મન, તેને કાજે બહુ જતન;
અખા શું છે કીધે થવા, વ્યસની ચાલ્યો ખાવા હવા. ૮૭
જે કરતવ મોટા આદરે, કરતાં દેખી સૌ કો કરે;
માયા મત નિરંતર સાવ, સૌ બેઠા પણ એકજ નાવ;
અખો તેહને મોટો વદે, જેને રામ રમે છે હૃદે. ૮૮
ધન્ય તને કોય મોટો કુળે, કોય વિદ્યા કોય ખાંડા બળે;
એ મોટમ સઘળી જાય ટળી, આતસબાજી પલકે બળી;
અખા કારણ વિના વડપણ વડું, જેમ અલ્પ મૂલે તારે તુંબડું. ૮૯
કૃત્યે ન મળે વસ્તુ અમૂલ, મટે જાડ્ય તો ભાગે ભૂલ;
કોય શૂર કોય દાતા દયા, કોય તપસી સતવાદી થયા;
સૌને જોડ્ય અધિક થઇ મળે, અખા વસ્તુથી સૌકો ટળે. ૯૦
સાચી વાત ન માને રગે, સૌ લાગ્યા માયાની ઠગે;
પ્રત્યક્ષ દેવ પોતામાં વસે, મૂરખ સામો જાણી ધસે;
જેમ છે તેમ ન શકે ઓળખી, અખા શી પેરે થાશે સુખી. ૯૧
ચુસે અસ્થિ શ્વાન મહા દુખે, નિસરે રુધિર પોતાને મુખે;
રાતો રંગ દેખી મળકાય, પણ કારણ પડયું પોતામાય;
સઘળે રચાણું તારૂં મન, અખા ગમે તેમ કરે જતન. ૯૨

શબ્દતણી માંડી છે જાળ, ચાળા કરે છે માયા કાળ;
ચણ મુકે માંઇ ફળકામના, મોહ્યા પશુ પડે દામ ચામના.
ત્રણ ભુવનમાં એક પારધી, અખા કોક ઊગરે સારથી. ૯૩

જ્યારે ઊપની મન કામના, ત્યારે ફેર પડ્યા ગામના;
સેજે નર થાયે નિષ્કામ, તો નથી લેવા જાવો રામ;
જેમ સૂર ઉગેથી વાદલ ટળ્યું, અખા ધામ દિસે નિરમળું. ૯૪

અર્થ સમજે છુટે અનરથ, જયમ અલગો છોડી નાંખ્યો રથ;
કટકે નામ જુજવાં સહી, પણ વેલ વચ્ચેથી દિસે નહીં;
અખા દેહ ગુણના વ્યાપાર, વાસ્તે તું રાખે નિર્ધાર. ૯૫

સ્વામીનું પદ સર્વાતીત, જે કોય સમઝે આતમરીત;
ચુંબક દેખી લોહ ચેતન થાય, ચુબક તેમનો તેમ છે પ્રાય;
ત્રણ ગુણ તેમ છે દેહવ્યાપાર, અખા આત્મા આપ વિચાર. ૯૬

## સ્વાતીત અંગ.

દેશકાલનો મેમા ક્રમ, ભાવ ભેદ નહી પદ મર્મ;
સત્ય જુગ ત્રેતા દ્વાપર કળી, લઘુ દીરઘ હસ્તે આંગળી;
અખા હાથ ચૈતન તેમ એક, એમ સમજવો વસ્તુવિવેક. ૯૭

હીસે મન જુગ મહિમા સુણી, અદકે ઓછે નહી કોય ધણી;
જુગ જુગના વર્તમાન, કયાં રે જપ તપ યજ્ઞ ને ધ્યાન;
અખા એ માયા વિસ્તાર, ચારેના ઊદરમાં ચાર. ૯૮

મુક્તિબંધ નહી જુગ માટ, અણજાણ્યા જીવ બાંધે ઘાટ;
સાઠ સહસ્ર સાગરના તન, થયા અવગતિયા પામ્યા પતન.;
ત્યારે અખા કલિજુગ કયાં હતો, એ બારે કાળ માયાનો મતો. ૯૯

અચાનક જ્ઞાન ઊપજે એમ જાણ, કાંઇ દેશકાલનું નહી પ્રમાણ.
જેમ અકસ્માત પડે પર્જન્ય, ઋત કઋત નહી મેઘને મન્ય;
વય વર્ણ દેશ કાળજ કશા,અખા જ્ઞાનની મોટી દશા. ૧૦૦

ધરા અવતાર ચોવિશે વિષ્ણુ,તેમાં પૂરણ બ્રહ્મ કહાવ્યા કૃષ્ણ;
તેથી બળિયા બીજા હતા, માનવ દાનવ બહુ દેવતા;
છતે પિંડે કેવળ કૃષ્ણ રહ્યા,અખા અધિક તે તેણે કહ્યા. ૧૦૧

કૈવલ્યને આધારે સહુ, બ્રહ્મા વિષ્ણુ મહેશજ બહુ;
સહુ તેમાં થઇ રહે જાય, અધકી ઓછી વસ્તુ ન થાય;
તું તદ્રુપ વિચારે અખા, બાકી શબ્દ સઘળાં મોં રખા. ૧૦૨

## ચેતના અંગ.

વારંવાર માનવદેહ નથી, પામ્યો તો ચેતે ઘરથી;
જારે જર્જર થાશે અંગ, ઇન્દ્રિય મૂકી જાશે સંગ;
ત્યારે અખા જપમાલા ગ્રહે, ભાંગે ઘડે પાણી કેમ રહે. ૧૦૩
તાપ મેલે જેમ લોઢાતણો, વાગે અગ્નિ કાંઈ થોડો ઘણો;
તકેતક થઇ આવે કાજ, હાજર રાખે સઘળો સાજ;
એમ અખા પરમેશ્વર ભજે, પડચે મને કાંઇ નહી નીપજે. ૧૦૪
અવસર ચેતે તે નર ભલો, સુરો જેમ ઝુઝે એકલો;
મહારથી તેમ સાચા હરીજન, મનમાં નાણે તન કે ધન;
જેમ તેમ કરિ સારે નિજ કાજ, અખા જાઓ કે રેજો લાજ. ૧૦૫
વૃદ્ધ થયો વંઠયું મન તન, ઊપાય ટળ્યો ને ખુટયું ધન;
ત્યારે ધર્મ સાધવા જાય, કોયું કાપડ સોદો થાય;
અખો ભજી નહી જાણ્યો નાથ, ભોંગે પાડયો ચારે હાથ. ૧૦૬
હરિ ભજતાં જોઈએ હેત પ્રીત, માંહે આતુરતા સંતની રીત;
સદ્‌ગુરુનું શરણુ ગ્રહેવું ખપે, હરિને કાજે મન બહુ તપે;
તે નર હરિને પામે નિર્વેદ, અખા એજ ભજવાનો ભેદ. ૧૦૭
આરતવિના ભજે શું થશે, પીતળ સોનામાં કેમ જસે;
દુખિયો દુઃખ નિગમવા કાજ, નવરો રૂડી ચલાવા બાજ;
કથા કિર્ત્તન બહુ કરતા ફરે, અખા હરિ પ્રાપ્ત લેખે સરે. ૧૦૮
આતુરતા આણિ આરાધ, સન્મુખ થઈ સદગુરુને સાધ્ય;
સદગુરુ મળે તો સેજે તરે, સમજવિના સૌ ફેરા ફરે;
હરિ વિના ફોકટ ફાંફાં જાણ, અખા રામ નોહે પાણી મ્હાણ. ૧૦૯

## કૃપા અંગ.

પૂરણ બ્રહ્મ પ્રીછવા કાજ, નવધા ભક્તિ વૈષ્ણવ સાજ;
જેમ કશી વસ્ત કનેથી પડી, આદર કરતાં પાછી જડી;
અલ્પ આદરે જો આવે હાથ, તો અખા કાજ શું શોધ્યા સાથ. ૧૧૦
હરિમણિ કંઠે પોતાને અમુલ, તે પડયો જાણી બ્હાર ખોળે ધુળ;
કર્મ કાચની કણિકા જડી, વ્યસને લાગ્યો કાઢે હડી;
અલ્પ પ્રાપ્ત ને અતિ આયાસ, અખા ન જાણે આતમ પાસ. ૧૧૧
હરિની ઇચ્છાએ હરિ મળે, તે તો અખા અંતરમાં ગળે;
જનક ખટ્વાંગે ક્યાં નવધા કરી, વિચાર કરતાં પામ્યા હરી;
કૃપાહરી હસ્તણીશું કાજ, ઢોળે કળશ તો પામે રાજ. ૧૧૨
સાત દને પરીક્ષિત રાજાન, ભ્રમ ગયો ભેટયા ભગવાન;

બીજા બહુ ત્યાં બેઠા હતા, શુકના મુખની સુણતા કથા;
તે તેવાના તેવા રહ્યા, અખા હરીની જોઈએ મયા. ૧૧૩
અખા કામ છે સમજ્યા સાથ, પણ કૃપારૂપણી જોઈયે આથ્ય;
બીજો સઘળો દેહવ્યાપાર, જન્મ મરણ ન ટળે સંસાર;
કૃપા સમજ અર્થ સર્વે કૃત્ય, જો ઉપજે તો પામે તત્વ. ૧૧૪
વણ સમજે સબળો સંસાર, સમજે જાયે સઘળો ભાર;
જેમ જેમ સાચું માને જન, તેમ તેમ વાધે દંને દંન;
અખા પ્રેત બ્હીનાને ખાય,(પણ) ધીરજવાન તે કુશળે જાય. ૧૧૫
એક અફીણ બીજો સંસારી રસ, અધિક કરે તેમ આપે કસ;
જેમ જેમ અધકું ખાતો જાય, અંગે અકલે હીણો થાય;
જો મુકે તો મુવે સરે, નહી તો અખા તે ખાતો મરે. ૧૧૬
ત્યમ એ ભોગતણો સંસાર,જીર્ણ થયો તો પડિયો અહાર;
નવો નીપજે તેમ લાગે સ્વાદ, તો કેમ જાએ ભવની બ્યાધ;
અખા ખસ જેમ સંસાળ્યે થાય,(અને) ઘસી ફેંદી તો સમૂળી જાય. ૧૧૭
જાય સમૂળો તેમ સંસાર, કરતાં આત્માતત્વવિચાર;
અન્ય ઉપાય નથી એ જવા, સામા બંધ બંધાએ નવા;
કર્મ કરતાં નાવે છેક, અખા વિચારે ન મળે શેષ. ૧૧૮

## ધીરજ અંગ.

બ્રહ્માદિક નવ પામ્યા પાર, એમ જાણીને ખાશો માર;
અગમ અગોચર સૌને હરી,બ્રહ્મા કીટ લગિ માયા આવરી;
અખા હરિ જો મળનારા થાય,ન ગણે ઊંચ નીચ રંક રાય. ૧૧૯
કુળ અધિકાર અધ્યયન ચાતુરી,પાપી મૂર્ખ ત્યાં ન જુવે હરી;
જેમ વાયની વળણે લાગે લાય,પણ ડાંગું જમણું ન ગણે વાય;
ત્યમ ઊંચ નીચ ન ગણે નારાણ, અખા એમ ખરાખરી જાણ. ૧૨૦

## સુજ અંગ.

સમી સુજ સુજે તે પામ, સુજવિના સૌ ચાપ્યા ચામ;
સુજે દુઃખ તે સુખ નીવડે, સુજ્યાવિના જ્યાં ત્યાં આથડે;
અખા સુખ આસે નરહરી, અણુલિંગી સુજ આવી ખરી. ૧૨૧
સુજે ભજવા તજવા નથી, રાજ કરે કે ભીખે ઘેરથી;
દુખ સુખ કાળે આવે જાય, પણ સુજાળો તે ધણી ન થાય;
અખા સુજવ્હોણી તે હાણ્ય, રાજે ભીખે ન ટળે તાણ્ય. ૧૨૨
સુજાળાને સરખું સદા, કારણવિના તે પામ્યો મુદા;

ચારે જુગ સુજ આગળ ફરે,(પણ)જુગ બળ તેને નવ આવરે;
સુજે વસ્તુ નિરંતર ભજે, અખા અચાનક જો ઉપજે. ૧૨૩
જ્યારે હવી અણલિંગી સૂજ, આપપર વિનાની જે બુજ;
એકલમલ અણલિંગી ઓજ, ચિદ અચાનક પામી ચોજ;
તે સ્થળનો સાથી ત્યાં તેજ, ધારવું જેનું ગુણ પારે હેજ. ૧૨૪
નિર્ગુણમાં ગુણની ઉપાધ્ય, જીવપણાની લાગી વાધ્ય;
ગુણિ જીવ નિર્ગુણ સાચા રહે,તે ધ્યે ધ્યાતા સત્ય જાણી વદે;
દ્વૈત રોગ લાગ્યો મન વિખે,અખા અદ્વૈતપણું સમજ્યા પખે. ૧૨૫
સાંધન લખિરે વેદ પુરાણ, અદ્વૈતની ઉપજવા જાણ્ય;
ધ્યે ધ્યાતા જાણવા એક, નવધા ભક્તિનો કીધો વિવેક;
સાબુખારે પટ ઉજવળ થાય,અખા ભક્તિ વૈરાગ્યે દ્વૈત પળાય. ૧૨૬
ચૈતન્ય બ્રહ્મ સદોદિત સદા, મોજ કલ્લોલ કરે છે ચિદા;
નાટક ચાલ્યું જાય સદાય, કો કહે કર્મ કો કહે માય;
પણ એતાનું એવું અખા, વચે અણછતી કરે પખપખા. ૧૨૭
અંત જુઓ જેની નહી આધ, કોયે કાળ પડે નહી બાધ્ય;
નિત નિત થાતું જાય નવું, કો ન કહે મુજ આગળ હવું.
અખા વિચારી જો એહને, પણ વળગીશ નહી તું દેહને. ૧૨૮
જ્યારે જગત વિચાર્યું જને, તે ઊંઠ હાથને ન રહે તને;
દિસે સ્વતંત્ર ભૂતમાં ભૂત, અદકું ઓછું નહી અદભૂત,
અખા વિચાર વિના સંસાર, જો સમજે તો ઘરમાં પાર. ૧૨૯
જન કોય ભૂખ્યો ઊંઘી ગયો, કરે આહાર સ્વપ્નવશ થયો;
ભક્ષ કરે પણ માંહે ભૂખ, ઠાલીની ઠાલી રહે કુખ;
તેમ અખા સઘળો સંસાર, ત્રિગુણ ભોગનો કરતો આહાર. ૧૩૦
પ્રતક્ષ મૂકી જુવે પરોક્ષ, કર્તવ્યને શિર મૂકે દોષ;
સભર ભરાઇ રહ્યો છે નાથ, હિંડતાં લાગે હરિને હાથ;
અખો કહે ફેરવવું મન, જો જાણો તો જાણો જન. ૧૩૧
એમ જાણે તે હરિનો જન, મારે પોતે કયાંથું મન;
દેહ હરીઇચ્છાયે થયો, અણછતો હું તે આવી ગયો;
તારૂં કર્યું ને તું છે નાથ, એમ જાણી અખે ઝાટકયા હાથ. ૧૩૨
અહંકાર વિચારે કર્યો નિરધાર, હરિસાગરનો જોઇયે પાર;
અહંકાર પાર કાઢવા ગયો, વિચાર વિચારી બેશી રહ્યો;
પાર કાઢતાં અહંકાર ટળ્યો, વિચાર અખા વર્ત્યો હરિ ભલો. ૧૩૩
અજો વિચારે હરિ તે ખરો, બીજા સરોડાં કાં સાંભરો;

કૃષ્ણ ઉદ્ધવનો એ નિરધાર, સ્વરૂપ મારૂં લહે સદ્વિચાર;
ગુણ ગુણને કાજે અવતરે, અખા દ્વૈત નોહે માહરે. ૧૩૪
જેને જગત માને હરિ કરી, તે કૃષ્ણે ગીતા ઊચ્ચરી;
અર્જુન મ્હારે નહી અવતાર, ગુણ ગુણ શું વરતે નિરધાર;
મારૂં ને હું એ જ્યાં નહી, તેજ સકે અખા મુજ લહી. ૧૩૫
હરિના હોય તે હરિને લહે, બીજા હરિની મોટપ કહે;
સાગર ઉદર માંહેલો મર્મ, માલમ જાણે જે કુળધર્મ;
બીજા જળવડે કરે વ્યાપાર, અખા જ્ઞાનિજન લે નિર્ધાર. ૧૩૬
હરીસેવકને કો હરિપુત્ર, કુંવરનું બાંધ્યું ઘરસૂત્ર;
સેવક તે જાણે નિજ દાસ, આપ અન્ય ને ગણે પાસ;
આત્મજ છે તો એક આતમા, ત્યાં અખા કેની શી તમા. ૧૩૭

તાત્પર્યમાં તાણાતાણ, સેજમાં નહિ વૃદ્ધને હાણ;
સેજ તેજ રવે હરિનું રૂપ, તાત્પર્ય તે જીવ સ્વરૂપ;
અખા તે માટે સેજજ સાર, ચૈતન્ય તે પરમેશ્વર નિર્ધાર. ૧૩૮

માયા મૂકિશ મા તું અખા, નવરો થઇને સુઇને જા;
મરતાં પેહેલો જાને મરી, અણુહાલ્યું જળ રહે નીતરી;
ત્યાં કર્મરૂપિયાં ઘાલ્યાં ઢોર, મેલું મન અંધારૂં ઘોર. ૧૩૯
અખા જીવનો અવળો ન્યાય, મેલું વેલું ફાટી જાય;

ઉન્મત્ત મનને યોગ સાધવો,જો કર્મ ઓધ કરે નહી નવો;
જેમ છુટી ધેનુ મારતી ફરે, અંધારે બાંધે ટેવ વિસરે;
અખા તે જાણી કર્યો ઉપાય, ત્યાં સિદ્ધિ લાગી બગાય. ૧૪૦

એક જ્ઞાની બીજા સાધનવંત, એનો લક્ષ મળે નહી તંત;
સ્થિતિ બાંધી સૌ સાધન કરે,અચળ્યું આપ તજ્ઞજ ઉચ્ચરે;
જેમ અનલ અવનિપર નાવે કયમે,અખા ભૂ ચર તે ભુપર શમે. ૧૪૧

## મહાલક્ષ અંગ.

તત્વમસિ પદ કહાવે ત્રણ્ય, વેદે જેનું કર્યું વિવર્ણ;
કૈવલ્ય ઈશ્વર ત્રીજો જંત, તેને જાણે પંડિત સંત;
જુકત ભલી સમજાવા મન, એજ અખા અધ્યારોપ અન્ય. ૧૪૨

જેમ છે તેમ રહી શકતો નથી, જીવને ટેવ પડી ઘરથી;
અંતર્ભૂતને પ્રેરે માય, સંકલ્પ વિકલ્પ મન કરતું જાય;
અખા એ બીજો અહંકાર, આપ નહીં તો નહીં સંસાર. ૧૪૩
થયું નોતું હમણાં નથિ થવા, રહ્યા સંકલ્પ ઊપજતા નવા;

નિયંતા ઈશ્વર હું નિમિત્ત જીવ, મારે પુરાતન કર્મ સદૈવ;
એક કેવાને કો નવ રહ્યો, જ્યારે અખા ભ્રમ મૂળગો ગયો. ૧૪૪
અંતર ઊપજી મોટી બલા, હું ભુંડો ને હરિ તે ભલા;
એ આરોપણ બે ને વિષે, એને વેદ માયા કરિ લખે;
અખા ઊપજતું રે જો એહ, પ્રાગે જાણે કૈવલ્ય તેહ. ૧૪૫
અદબદમાં ઉપજે તે જીવ, જીવના કલ્પ્યા ઈશ્વર શિવ;
જ્યારે જંતે તપાસ્યું આપ, રજ્જુ નહિ તો શેનો શાપ;
અખા તેમનું તેમ સદાય, બંધ મોક્ષ વણસમજ્યા માય. ૧૪૬
વાત અલૌકિક અનુભવતણી, પ્રપંચપારે રહેણુ આપણી;
પંખી ઓછાયો પડિયો જાળ, પણ પોતે ઊડે અલગ નિરાળ;
અખા જ્ઞાનીની એવી કળા, વર્ત્યા જાય તે ઉપરછલા. ૧૪૭
અખા સમજ તે સાધન રાજ, બેઠાં બેસાર્યાં શીઝે કાજ;
નર નૌકામાં આસન કરે, બેઠો બાધી પૃથ્વી ફરે;
કાયક્લેશ કરવો નવ પડે, સુજ સમજમાં સર્વે જડે. ૧૪૮
સુજવિના સઘળા સાધંન, વાધે અદકા દંનેદંન;
ઘાણીનો બળદ ઘરમાં ફરે, દશ ડગમાંહે થાકી મરે;
એમ અખા સઘળો સંસાર,સમજવિના નહી પામે પાર. ૧૪૯

## વિશ્વરૂપ અંગ.

આલાં ચર્મ કેરાં બહુ રૂપ, નટ દેખાડે ભાસ અનૂપ;
ચામ ખેડામાં બેઠો છપી, રમી રૂપ છપાવી લે ખપિ;
ખેલ ચાલે જે દીપક વડે, તેને અખા કાંયે નવ નડે. ૧૫૦
લક્ષ ચોરાશી ખાંણે જંત, પડતાં ન મળે ઈશ્વર અંત;
દીપક તે પર્મ ચૈતન બ્રહ્મ, જેવડે ચાલે ઈશ્વર કર્મ;
અખા એમ સમજી રે જેહ, તેને નથી કોય કાળે દેહ. ૧૫૧
પ્રભુ પામવા મારગ એક, સદ્ગુરુ શરણે જ્ઞાન વિવેક;
બીજા મારગ કોટાકોટ, રહે આવર્યા ગુણની ઓટચ;
અખા નૌકાના મુખક જથા, વાર પાર ન જાણે કથા. ૧૫૨
વસ્તુ જાણવા સાધન કાજ, અરોપી બોલ્યા કવિરાજ;
ફળ તેનું તે જ્ઞાન વિવેક, જેમ તેમ કરિ હરિ જાણે એક;
સમઝી અખા સર્વ ધોઈ કાઢચ,નહીતો હરિમાર્ગમાં થાશે આડચ. ૧૫૩

## સ્વભાવ અંગ.

સ્વયં ભાવે નભ ઊલસે સદા, જેમ હેમ પર્વત અદબદા;
ધનઘટા વિના થાયે વૃષ્ટ, એમ જ્ઞાની તે હોએ પુષ્ટ;
ગળી પાલો ગંગા થઈ વહે, ત્યાં અખો શું સાધન કહે. ૧૫૪

નિરાધાર નાટક અદ્ધપદ્ધું, સ્વતઃ સિદ્ધ દીસે સામટું;
ઉત્પત્તિ સ્થિતિ લય સેજે થાય, પ્રવાહતણી પેરે ચાલ્યું જાય;
તેમાં આચાર્યે કાઢી જુક્તિ, કલ્પ્યો બંધ ને માની મુક્તિ. ૧૫૫
દર્શનભેદ દાવા મત ઘણા, ગઢ બાંધી રહ્યા આપઆપણા;
એક એકપેં હુકી રહ્યા, અમે પામ્યા બીજા વેહેતા ગયા;
અખા નાટકની એવી રીત, મન લાગે છે દ્વૈતાદ્વૈત. ૧૫૬
જે છે તે ત્યાં આપોઆપ, બીજો તે નારાયણ થાપ;
સમી સમજ સમજ્યાવિના સૌ, આપાપણા મત તાણે ઑ;
અખા ચાલ્યો મત માયાતણો, દ્વૈતઅધ્યાસ સૌને છે ઘણો. ૧૫૭
પંડિત ડાહ્યા વિચારો સાત, પણ સાત વાતની એકજ વાત;
જો પ્રગટ હરિ વસનારા થાય,ત્યાં સાધન ધર્મ ન જુવે કાંય;
અખા સાધન બીજાં જે ઑ, કાળ કર્મ કર સોંપ્યાં સૌ. ૧૫૮
ભણે ગણે હરિ નાવે હાથ, દાન તપસ્યા કાળને સાથ;
વ્યાકરણ વેદ સમાધિ અભંગ, જોતાં સર્વ માયાનું અંગ;
અખા અણલિંગી પદ અનુપ, જ્યાં ધ્યે ધ્યાતા ન રહે રૂપ. ૧૫૯
પૂર્વજન્મ કર્મ અનુસાર, ઉત્તમ મધ્યમ ભોગ સંસાર;
જેણે હું મમતા સત્ય માન્યો દેહ, ત્રિવિધ કર્મ કલ્પે છે તેહ;
પ્રાએ અખા જ્યાંહાં દ્વૈત અભાવ,ત્યાં પુર્વ જન્મનો શિયો ઠરાવ. ૧૬૦
મહાવિચાર વિચાર્યો અખે, જે ગગનચંદ નાવે જલવિષે;
વચ્ચે લહરી તરંગ બુદબુદા, બિંદુ વિકાર ઇંદુને નહિ કદા;
એમ પરમાત્મા જાણે પિંડ, તે મહાત્મા તારક ભુમંડળ. ૧૬૧

## પ્રપંચ અંગ.

પ્રાય પ્રપંચ આળ પંપાળ, પંડિતે તેનાં ગુંથ્યાં જાળ;
શ્લોક સુભાષિત મીઠી વાણ્ય, તેણે મોહ્યા કવિ અજાણ;
કહે અખો મર્મ સમજ્યા પખે,સંસ્કૃતનું પ્રાકૃત કરિ લખે. ૧૬૨
કવિયે શક્ય જણાવા કાજ, ગાજે જેમ રોહેણીનો ગાજ;
વૃષ્ટિ થવાને નવ ગડગડે, સામો અવધ્યથો પાછો પડે;
મિથ્યા સંસાર સાચો કવિ કવે, રખે અખા તું એવું લવે. ૧૬૩
પૂજાવા મનમાં બહુ કોડ, શબ્દતણા જોડે છે જોડ;
ભૂખ્યો નર બહુ તક્ર પિયે,જાણે ઉદર ભરીને પુષ્ટિ પામિયે;
તેણે ધ્રાય નહીં ને વાધે રોગ, એમ અખા નોહે આતમભોગ. ૧૬૪
કવિ થઇને અધકું શું કર્યું, જોતાં નહીં બ્રહ્મ અણુચર્યું;

રાગ દ્વેષની પૂંજી કરી, કવી વ્યાપાર બેઠો આદરી;
તેમાં અખા શું પામે લાભ, વાગે ગયો જેમ સ્ત્રીને ગાભ. ૧૬૫
કહે અખો હું ઘણુંએ રટયો, હરિને કાજે મન આવટયો;
ઘણાં કૃત્ય કર્યા મેં બાહ્ય, તોય ન ભાગી મનની દાઝ;
દરસન વેષ જોઇ બહુ રહ્યો,પછે ગુરુ કરવાને ગોકુળ ગયો. ૧૬૬
ગુરુ કર્યા મેં ગોકુલનાથ, ગુરુએ મુજને ઘાલી નાથ;
મન ન મનાવી સદ્‌ગુરુ થયો, પણ વિચાર નગરાનો રયો;
વિચાર કહે પામ્યો શું અખા, જન્મ જન્મનો કયાં છે સખા. ૧૬૭
બહુ કાળ હું રોતો રયો, આવિ અચાનક હરિ પ્રગટ થયો;
ત્રણ મહાપુરુષ ને ચોથો આપ, જેનો ન થાયે વેદે ઊથાપ;
અખે ઉરઅંતર લીધો જાણ, ત્યાર પછી ઉઘડી મુજ વાણ. ૧૬૮
પરાત્પરબ્રહ્મ પરગટ થયા, ગુણ દોષો તે દિનના ગયા;
અચ્યુત આવ્યાનું એ એંધાંણ,ચવ્યું ન ચાવે અખો અજાણ;
જે નરને આત્મા ગુરુ થશે, કહ્યું અખાનું તે પ્રીછશે. ૧૬૯

## જ્ઞાની અંગ.

સકળ લોક સમ જ્ઞાતા પુરુષ, એમ જાણે તે નર છે મુરખ;
દેહ વિષે સૌ સરખા ગણે, જેમ કંચનતાર ત્રાપડમાં વણે;
અખા અમૃત તે પાણી નોય, રસ જાણી ગણશો મા તોય. ૧૭૦
જ્ઞાનીનો લક્ષ પરપંચપાર, જેમ નાવ ચાલે ધ્રુને આધાર;
વણવાળી જેમ વ્હેછે નદી, આવી મેલાણ કરે ઉદધી;
જેમ દીપકકેરી ગત્ય ગગન, એમ પરબ્રહ્મમાં અખા તું ગણ. ૧૭૧
સેજ સ્વભાવે સર્વાતીત, દ્વૈત તેજ ભાસ્યું અદ્વૈત;
જેમ દુમાસ વિષે સૌ દીસે ભાત્ય,પણ પોતથકી નહિ અલગી જાત્ય;
અખા જ્ઞાતા દેખે અશૂં, અદ્‌ભૂત કારણ જ્યાં ઉલસ્યું. ૧૭૨
સમજે સમજ્યાની ગત લહે, જેમ સ્વપ્નસાખ્ય બીજો નવ કહે;
નિજ પિંડ આદે ચૌદે લોક, વસતાં રેતે દેખે ફોક;
સમજણહાર વિના સમજવું, કહે અખો હું એવું કવું. ૧૭૩
ભવન ત્રણ સ્ફુર્ણું મનતણું, જેમ સૂર્ય કારણ રેણીદિનતણું;
સૂરજ વિના નોહે દિન રાત, તેમ તે વિના કોણ દેખે ભાત;
અખા તેમ જે મનને લહે, ત્યારે સેજે પરમ કારણ રહે. ૧૭૪
પરાપાર પરમેશ્વર વસે, સેજે સેજ ત્યાંથો ઉલસે;
આપે આપની પામે ભાત્ય, ત્યારે જાય જગતજંજાળ;
અખા વાત એ સાચી જાણ, તેહ વિના મનરખતી વાણ. ૧૭૫

# જીવઈશ્વર અંગ.

કામ સકળ હરિથી નીપજે,પણ હરિ શિર પોતે નવ લે રજે;
જીવથકી કાંઈ નવ થાય, હું હું થૈ ફોગટ બંધાય;
સકટ ટળે જેમ ચાલે સ્વાન, એમ અખા ધરવું સૌ માન. ૧૭૬
ભલું જાણ તો હરિમાં ભળ, વાંકો જાતો વાટે વળ;
કર્મ કરે ને ફળની આશ, એ તો હરીમાર્ગમાં મેવાસ;
લોભે લાગો ચાલે ગામ, અખા સુવાનું નાવે ઠામ. ૧૭૭
ખરા વગુતા પંડિત જાણ, કર્મતણું બાંધ્યું બંધાણ;
ભણી ગણી થઇ બેઠા પૂજ,પણ અળગું રહ્યું આત્માનું ગુહ્ય;
ભેદ ન લહ્યો વાંચ્યાં ફાંકડાં, કાળે અખા ફેરવ્યાં માંકડાં. ૧૭૮
હરિજન તો હરિલક્ષણે રહે, બાહ્ય ઇંદ્રિવિષય સર્વ ગ્રહે;
અંતર રહે અકરતા થઈ, ત્યારે કર્મ કરતાં લાગે નહી;
તેમ ભાંજે ઘડે સેજે સંસાર, પણ અકરતા રહે કિરતાર. ૧૭૯
દેહદમન મુંડાનું કર્મ, મૂરખ જાણે માંડયો ધર્મ;
પીડે પિંડ તે પેટને કાજ, કાયા કશી જાચે મહરાજ;
વિષે વલૂધ્યો વ્યસની થયો, અખા આતમપરીચે ગયો. ૧૮૦
ભકત જકતને વેરે સદાય, હરિજન આપ્યું હરિનું ખાય;
દ્રવ્ય હરિને હરિ દાતાર, વચે વેતાગરો જીવ વહે ઉપકાર;
એ તો હરિનો શત્રૂકાર, સ્થારજંગમ પામે આહાર;
એમ જાણે દીધે હરિ ફળે, અખા અહંકારે આણું વળે. ૧૮૧
આપોપું ગાળે અર્થ સરે, મન મૂકી અણછતું ઉભું કરે;
મિથ્યા હુંપણું માને સત્ય, કર્મ સંધાથે તેને રત્ય;
પચ્યાવિના બહુ કાચા મરે, અખા સદ્ગુરુ ન મળ્યો શું સરે. ૧૮૨
શિર ફેરે શિવ જાણ્યા માટય, જીવતે મૃત તે બેઠું નહી ઘાટ;
કાળ કર્મને પિતૃ ગ્રહ દેવ, કેડે થઈ વેહેતો અહમેવ;
હરી અણુજાણ્યે સર્વે ખરૂં, અખા પ્રભુ પ્રીછે પાધરૂં. ૧૮૩
હરિજન હોય તો હીંશી બોલ, રાજપુત્રને શેની દોલ્ય;
ચાલ મલપતો નહિ ચાસંધ, ભર્મ કર્મના ભાગ્યા બંધ;
અર્કથકો નાસે અંધકાર, અખા હરિજનને શો સંસાર. ૧૮૪
હરિજન જકતની અળગી દશા,જળચર સ્થળચર એકઠા વસ્યા;
અવની ઉપર લાગી લાય, જળચર હોય તે જળમાં જાય;
ભૂચરની કાંઈ બીજી પેર, એમ જાણી અખા આદેર. ૧૮૫
હરિ હો તો હરિ ઓળખો, વણુચાખ્યું બીડું કાં ભખો;

સ્વાદ ન આવે રંગ ન થાય,તેમ ભક્ત ભક્ત કહિ લોકો ગાય;
જ્યાં હું હુવો ત્યાં હરિ તો ખરો, વંદો તેની નિંદા કાં કરો. ૧૮૬
જેમ મચ્છપતે માછી દે દાન, તેમ દમે ભક્ત દુભાય ભગવાન;
લોક લોભ ઉપાય બહુ કરે, જેમ જમતાં રમતાં સુખ સરે;
તે દેખી ન શકે સંસાર, કરે નિંદા અખા લે શિરભાર. ૧૮૭
ભક્ત તો તે જે પ્રીછી ભજે, ફોતરાં ભાંગે નહી તાંદુળ તજે;
સર્વાંવાસ લહે હરિ મળે, નહી તો બેઠો કંકોડી દળે;
એક સ્વામી સઘળે વિસ્તરો, એમ અખા જાણો તે કરો. ૧૮૮
ખટપટને ખટપટવા દે, તું અળગો આવી પ્રીછી લે;
જંગી ઢોલ ઘણા ગડગડે, ત્યાં ઝીણી વાત કાને નવ પડે,
નિરદાવાના જનને ખોળ, તે અખા બેસારે બોલે બોલ. ૧૮૯
પાને પોથે લખિયા હરિ, જેમ વેળુમાં ખાંડ વિખરી;
સંતે ખાધી કીડી થઈ, અને વંચકે તો સગુધી વહી;
તેમાટે તે તેવા રહ્યા, અખા સંગ પારંગત થયા. ૧૯૦
ભણ્યું ગણ્યું તે એટલું કરે, જેમ બેસે વાયુ સુકડચ વૈતરે;
તેણે ફળે કરી પંડિત પૂજ્ય, સંતને સૂકડયની પડ સૂજ્ય;
સંત તેજ હરિધનના ધણી, અખા ગત્ય આપે આપણી. ૧૯૧
પંડિત તે વિદ્યા કરસણી, સંત તો છે તે ફળના ધણી;
બી પાણી હરિનું નિરધાર, ઉપાય કરાવી આપે આહાર;
અખા ભોગ ભોગીને કાજ, વઢે સેવક રાજાને રાજ. ૧૯૨
ફુલિશ મા નામ વૈષ્ણવ ધરે, શું થયું ઘેર ઘેર ખાતો ફરે;
કાંઇ રાજા નામ ધર્યે નોય રાજ,નરપતિ થયે નરપતિનું કાજ;
અખા અર્થ ઇચ્છિશ મા કશા, અખા તેજ મોટાની દશા. ૧૯૩
કોય આળસ કોય ક્રોધે થયો, વાટે વેષ પ્હેરીને ગયો;
નહિ મ્હેનત વેઠે નહિ સાય, વંદે વિશ્વ એ ફળ મહિમાય;
હરીને અર્થે અખા એક વિચાર,પછે સમું પડે તેમ રહે સંસાર. ૧૯૪
વિશ્વવિચારે કાંઇ નવ લહે, વેહેતા સાથે સૌકો વહે;
આડંબર કરે મોહે કરી, જે જ્યાં તે ત્યાં બેઠા ઠરી;
અખા પશુ જેમ જવનને હળે, માહાજન મૂકી તે સંગે પળે. ૧૯૫
અણસમજ્યો જીવ ને બીજું ઝાંખરું,જ્યાં દેખે ત્યાં વળગે ખરું.;
પ્રકૃતિ મળે તો ત્યાં તે અડે, નહી તો પાછું વાટે પડે;
એમ અખા સઘળો સંસાર, ઝામરઝોળે કરે વ્યાપાર. ૧૯૬
બહુ જાણે તો પાછો ભાજ, પચ ટળે જેમ પ્રગટે આજ;

દૂધ રહે તો થાય નહી નવું, ઘૃત સહિત પડે ડાટવું;
એમ અખા વિશ્વ કાચું શમે, જામણવિના બહુ ઘૃત નિગમે. ૧૯૭
વિશ્વ વસ્તુમાં શાનો ફેર, જે મણ એકના ચાળિશ શેર;
નાના કાટલે સઘળા પિંડ, મણ કહિયે વૈરાટ બ્રહ્માંડ;
હરિમાં વિશ્વ ને વિશ્વમાં હરી, એમ અખા સૈ ઘરનું ઘર કરી. ૧૯૮
વિશ્વ ભજંતાં વસ્તુ ભજાય, નીર નદીને સાગરે જાય;
લોક સકળ હરિ વેદજ વદે, બ્રાહ્મણમુખ ને સંતને હૃદે;
મુખ જમે વાણી ઉચ્ચરે, પણ હૈયામાં હોય તે કરે;
તે માટે હરિ ભજવા સંત, અખા ભવનો આણો અંત. ૧૯૯
મોટમ દીધી હરિજન ખમે, હરિશું બોલે હરિશું રમે;
જનને દીઠે હરિ સાંભરે, તે જો હરિજન સાથે ફરે;
જેમ દીવે સમરસ ઊજાસ, એમ અખા હરિ ને હરિદાસ. ૨૦૦
હરિજનને ગ્રહ કહો શું કરે, જે ગ્રહ બાપડા પરવશ ફરે;
રવી ભમતો ને શશીનો ખે, રાહુ તો ધડવોણો વહે;
કાણો શુક્ર ને લુલો શની, બૃહસ્પતિયે સ્ત્રી ખોઈ આપણી;
ગ્રહોનો ગ્રહ હરિ તે મુજ હૃદે, અખા દીન વચન કોણ વદે. ૨૦૧
એક પરમેશ્વર ને સઘળા પંથ, એ તો અળગું ચાલ્યું જુથ;
જેમ અગ્નિ અગ્નિને સ્થાનક રહ્યો, અને ધુંવાડો આકાશે ગયો;
અળગો ચાલ્યો તે કેમ મળે, એમ અખા સૈ અવળા વળે. ૨૦૨
જાજરો જીવ જુગત શું કરે, પ્રકૃતિ પાપણી પૂંઠે ફરે;
જે જે સાધન સાધે સહાય, તેજ વાતના મળ બંધાય;
અખા અમળ થયાનું કામ, રાખવા હીંડે સૈ કો નામ. ૨૦૩
કીધું સર્વે હરિનું થાય, મૂરખ કર્મતણા ગુણ ગાય;
નૃગ રાજા કાકિડો કર્યો, વિભીષણને શિર કર ધર્યો;
સત્ય પાળતો હરિચંદ્ર દુખિ થયો, જરાસુત વેરી તે વૈકુંઠ ગયો;
એવો અસંભાવ્ય હરી મન વસ્યો, એમ જાણી અખો આળસ્યો. ૨૦૪
ક્રય વિક્રય બાબત શોભવા, સ્વામી સેવક રંગ નવનવા;
વચ્ચે લોભની વીટણ કરી, રસથી જીવ કરે આદરી;
આપ લે નિશ્ચે નારાણ, અખા તું તે એવું જાણ. ૨૦૫
કર્મ નામ તે હરિના વતાં, તૂમાં પ્રથમ સકળ કયાં હતાં;
મનુ ઊપજતાં ક્ષત્રિ થયા, સનકાદિક તે યોગી રહ્યા;
જગત નોતું ત્યાં કયાંથી કર્મ, અખા હરીનો મોટો મર્મ. ૨૦૬
જીવ ભક્તિ કરે શ્યાવડે, સામગ્રી હરિની નીમડે;

તેનું લાવી તેને સજે, પોતાને તો મજે નહીં રજે;
જાણ્યું આપ સમર્પું હસ્ત, તેતો નીમડી તેની વસ્ત;
અખો જે જે કરવા ગયો, ત્યાં એમ અણઓલ્યો રહ્યો. ૨૦૭
સમજી રહિયે તો સમું પડે, નહિ તો કાંઇનું કાંઇ નીમડે;
જેજે કરવું તે અહંકાર, તે ત્યાં હરિને લાગે ભાર;
ભાર ચઢયો નિશ્ચે ઉતરે, એમ જાણિ અખો શું કરે. ૨૦૮
ધામધૂમ તે ધનનો ધગા, મોહ અહંકાર મ્હેલીને ગા;
માવઠે મ્હે વરસે ગડગડે, ફૂળ ન ઉમટે ને લાગાં પડે;
રતવિના કર્ષણ ક્યાંથી ફળે, એમ અખા હરિ ક્યાંથી મળે. ૨૦૯
મર્મ ન સમજે ભર્મે પડયા, કરે અહંકાર હીંડે ઉથડયા;
ટીલાં ટપકાં કાઢે ખાસ, જાણ્યો મારગ પણ છે મેવાસ;
વંદે ચરણ ને નંદે પિંડ, ભક્તિ નોયે અખા પાખંડ. ૨૧૦
પોતે પરતક્ષ દેવ ઉપાસ્ય, અન્ય ઉપાસન માગ હાસ;
જેમ જેમ મેલ ચઢે લૂગડે, તેટલું ધોએ પોત ઉધડે;
આદરવો આતમઅભ્યાસ, અખા સંભાળે આપણુ પાસ. ૨૧૧
કુબુદ્ધિ જીવ અને કપાસ, તે પીલ્યાવોણા નાવે રાશ;
તેમાટે કહેછે ભગવાન, જાણે દેહદમને આવે સાન;
ધેન ઉછળતી ને ડેહેરો ગળે, અખા જો હરિ વળણે વળે. ૨૧૨

## ચાનક અંગ.

હઠ કરિ નહિ ઓળખ્યા હરી, કાચો જીવ જાશે નિશરી;
જેમ નિભાડે ભાજન કાચું રહ્યું,ન સર્યું કામ માટીથી ગયું;
છતી બુધ્યે હરી નહિ અભ્યર્યો, તો ડાહ્યા થતા ઠેકાણે થશો. ૨૧૩
ભણ્યાગણ્યા ભલ પાંકે પંચ, ન્યાય ઉકેલે જાણે સંચ;
સભાપતી થઈ બેસે મધ્ય, આતમની નવ જાણે વિધ;
અખા ક્યાંય ન કુંવારિ ગાય, ઠાલા આવ્યા ને ભૂલા જાય. ૨૧૪
મૂકય મછર ને પરહર માન, ચતુરાઇ સામું છે જાંન;
કરકરો થયે કાળ નવ બિયે, જોરે જમ જીત્યો છે કિયે;
ગળિત થયે ઉતરશે ગાળ, અખા હરિ મળવાનો એ કાળ. ૨૧૫
નિત્ય નિમિત્ત બે માથે પડ્યાં,જેમ બાળક હીંડે કાંધે ચડચાં;
પુન્ય ન લાગે પાડ ન થાય, પેટ પડ્યાં કેમ નાખ્યાં જાય;
નિષ્કર્મ થઈ નર હરિને જાણ્ય, તોજ અખા ટળશે તુજ તાણ્ય. ૨૧૬

## ભક્તિ અંગ.

ભલું ભૂંડું કહે પૂરવનું નથી, પેરે પેરે મેં જોયું મથી;

એક પિંડ અવેરતાં બહુ, નામ રૂપ ગુણ કર્મ તેમ સહુ;
એક શરીર અવેવ તે ઘણાં, ઉત્તમ મધ્યમ ઇંદ્રી હરીતણા. ૨૧૭
જે ઇંદ્રિયે જે કરવા કર્યું, તેથી કામ ત્યાં તેવું સર્યું;
મુખે બોલ બોલે છે બહુ, અને ગુદે બોલે તો નંદે સહુ;
કુબુદ્ધિ એ જીવ છે હરિવડે, અખા એ ઠામે જોડ નવ પડે. ૨૧૮
સત્યવાદી ને સૂર્ય એ બે, બોધ પ્રકાશ સૌ કોને દે;
જેમ અર્કે ઉદેલું કમળ શમે, તેમ કુબુદ્ધિને સાચું નવ ગમે;
અખા અદ્રોહી બુદ્ધે બોલે સમ, રવીની રીત જે ટાળે તમ. ૨૧૯
જ્ઞાની થઇ કહિ મારે ગાલ, મુક્ત થઇ વઢવાનો ખ્યાલ;
ભક્તિ જ્ઞાન ત્યાં ઠામે હશે, એ તો બેઉ લડે છે રસે;
અખા એજ નિઃકારણ વેર, જેમ ચોટે ભેંશ ને વડવાડ ઘેર. ૨૨૦
ભક્ત દેખે સઘળે ભગવંત, તેને દુભે તો શાના સંત;
જ્ઞાનીને નિંદાવો ઘટે, તે નિત્યે બેશીને આથડે;
ભક્તિ જ્ઞાન નોહે એ ભેદ, વંઠા જીવ અખો કહે વેદ. ૨૨૧

## દોષઅંગ.

નહિ પાપી ને નહી પુન્યવંત, એકલમલ તેં સાચા સંત;
કાળચક્ર તે સ્વભાવે ફરે, સેજે ઉપજે સેજે મરે;
એમ જાણીને અખા જા ભળી, પુનરપિની કચકચ ગઈ ટળી. ૨૨૨
ગ્રંથમાંહી જેમ હોય તેમ હો, પણ તરી નીસરે તેને સેનો ભો;
તું જાને જીવતો મરી, પછી દેણુંલેણું રેશે ઠરી;
તાણ્યો જીવ અખા ગયો ટળી, હવે શાંશો વાણો રેશે મળી. ૨૨૩
સદ્ગુરુમારગ સદા અલગ, જેમ પંખીને ગત્ય સલંગ;
પગ નહિ દીસે પંથ કપાય, તેમ સદગુરુ મારગ ઉપર જાય;
ઉપાય અખા નહિ લક્ષ શું કામ, કર્મ ધર્મ તો જ્યાં રૂપ નામ. ૨૨૪
ડાંડી પાઘડાં કરને ઠામ, જો નહી જાણો આતમરામ;
અરડી મૂછ મુખ વાંકા બોલ, કાલ વાગશે ઢીલા ઢોલ;
અખા વરણાગી વણશી જશે, ભુંડાં ભગળ ઉઘાડાં થશે. ૨૨૫
ખાટા થઇને નહિ ખટી વળો, કાં ધાટા થઇ ગોવિંદથા ટળો;
એક મેલો મંત્ર ને બીજો કુતર્ક, સાધકને મુખે મુકે નર્ક;
અખા ઈશ્વરને નહી છેતરે, લાંબો દાંતો વેલો ખરે. ૨૨૬
કળવકળ કાળ મન કશી, શું બાળક છે જે છેતરશો હશી;
હિરણ્યકશ્યપેં વર માગ્યો છળે, હરિયે તે ઘાટ ઘાલ્યું કળે;
તો અખા તે હરિશું શી હોડ, હથેલીથી ઉજળો તે કોઢ. ૨૨૭

અણછતો જીવ તું કાં થાય છતો,જોને વિચારિ પ્હેલો ક્યાં હતો;
જે કાળથા નિરમ્યા જીવ, ત્યાર પ્હેલો ત્યાં હતો શીવ;
વચ્ચે બીજું ક્યાંથી વળી, એમ જાણી અખા જા ટળી. ૨૨૮

વા પાણી સઘળો સંસાર, તેનો શું આણે ઇતબાર;
મારુત માટીને લેઈ ચઢે, તેનું નામ તે પિંડજ પડે;
વંતોળે તે વપુ વાવડે, અખા આતમને કાંઇ નવ અડે. ૨૨૯

વડપણ મેલી વસ્તુવિચાર, તન તપાસી રહે સંસાર;
કોઈ વર્ણ વેષ અહંકારે મરે, વ્હાણ સોનાનું તે નવ તરે;
એક મિશાલે બ્રહ્મા કીટ, જોઈ વિચારી અખા ગુરુ મીટ. ૨૩૦

ભૂત પંચનો આ સંસાર, મુરખ વહે તે વરણ અહંકાર;
ભાત ચલાવા વર્ણાવર્ણ, કોહિ મસ્તક હસ્ત કટિ ચર્ણ;
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને શુદ્ર, હરિનો પિંડ અખા કોણ ક્ષૂદ્ર. ૨૩૧

જાણપણું મેલીને જાણ, આફણિયે રેશે નિરવાણ;
જાણ થયે જાણ્યું નહિ જાય, જાણણહારો બીજો થાય;
ઓછાયો નરને શું કળે, સ્વે થાય અખા જો પોતે ટળે. ૨૩૨

પિંડ બ્રહ્માંડ ને બ્રહ્માંડે પિંડ,વસ્તુ વિચારે જો તે અખંડ;
શું શાથી કો અળગું પડે,જો સમરસ પિંડ બ્રહ્માંડજ વડે;
જેમ વૃક્ષને પત્ર આવે ને ખરે, તો સ્વર્ગ નર્ક અખા શું કરે. ૨૩૩

ભ્રમે ભાવના બીજી થઇ, જેમ જાગ્રત અવસ્થા સ્વપ્ને ગઈ;
તેજ મન બુદ્ધિ ચિત્ત અહંકાર, સ્થુલ થઈ પસર્યો સંસાર;
સ્વપ્ન સંસાર જાગ્રતમાં ટળે,એમ અખા વિશ્વ બ્રહ્મામાં ભળે. ૨૩૪

જારે આશ્રમે મન જેતણું, તેને નિદ્રા ઘેરે ઘણું;
નિજ રૂપે ત્યાં રહી નવ સકે, નાના કર્મ ધર્મ ત્યાં બકે;
મધ્યે વ્યસન લાગ કરિ જીવ, અખા આદિ અંત્યે તે શિવ. ૨૩૫

કોઇ એક ઉત્તમ વ્યસની થયા,કોઇએક મધ્યમ વ્યસનમાં વહ્યા;
ઉત્તમ મધ્યમ બેએ વ્યસન, જેમ મદ્ય કપુર બે ઘેરે તન;
સત્કર્મ વિકર્મ બેયે વિકાર, અખા નિજરૂપે રહે નિરધાર. ૨૩૬

## પ્રાપ્તિ અંગ.

બાધું બોલે આવ્યું રાજ, બેઠાં બેસાર્યા સીધ્યું કાજ;
વણ કીધે હરિ લેખે રહ્યો, પ્રીતે કરી પારંગત થયો;
હવે મારે સઘળે સુખરાસ, અખા સ્વપ્નંતર દીઠો વાસ. ૨૩૭
કામ સકળ મુજ પૂરણ થયું, બ્રહ્મ સાગરમાંહિ મળી ગયું;

બોલું ચાલું હરિની સાથ, અતિ પોતે જે રૈને આથ;
હું હરિમાં અને મુજમાં હરિ, એમ અખા નખસિખર રહ્યો ભરી. ૨૩૮
આવું જાઉં જો અળગો હોય, જેમ વેધુ માર ન ભૂલે કોય;
વ્યાપકની વ્યક્તિ કેમ થાય, કો આકાશ કેમ વ્હેર્યું જાય;
સલંગ જાણ્યું તાં તું તો અળગ, પાંખ આવી પડતું રહ્યું ખગ. ૨૩૯
મારે એમ પડ્યું પાધરૂં, હુંપણું મટ્યું એજ આદર્યું;
કર્મ અહંકારતણું ગયું મૂળ, જેમ આરકનાં ઉડે તૂલ;
ન લહ્યા સરખું મેં ત્યાં લહ્યું, એમ અખા જથારથ થયું. ૨૪૦
વાંકું સમું જાણું ત્યાં હરી, હું તો મારે બેઠો ઠરી;
ભલા ગૃહસ્થને વાડે ગાય, એમ આપ સોંપ્યું હરિમાંય;
છીંડું ખોળતાં લાધી પોળ, હવે અખા કર ઝાકમઝોળ. ૨૪૧
બાવનેથી બુધ આઘી વટી, ભણ્યા, ગણ્યાથી રહિ ઊઘટી;
ઉઘડ બાંગ્યું ટાળ્યું આપ, સેજે ટળિયો દ્વૈતનો થાપ;
હવે રહ્યો તે હું કે હરી, વિગત કરે અખો શ્યે કરી. ૨૪૨
મારે મોટો હુંનર જડ્યો, જે ઈશ્વર રૂપી જહાજે ચડ્યો;
પંચ સહિત ઉતરિયો પાર, પગ નહી બોળું જળ સંસાર;
હું હસ્તો રમતો હરિમાં ભળ્યો, અખો જાણે તે વળણે વળ્યો. ૨૪૩
એ સુખમારગ મેલીને શઠ, કાયકલેશ કરે કાં હઠ;
ગીતામાં ગોવિંદ મુખ કહે, જે મારૂં શરણ ગ્રાહિને રહે;
મુજ વાયક જે માને અખા, તેને સ્કંધ લહિ ઉતારૂં સખા. ૨૪૪
પરમ ગુહ્ય હરિનું એ રદે, મહા પુરુષ મુની એમ વદે;
જે અહંબ્રહ્મ જાણીને રહે, શરણ જાવું શિવ એને કહે;
અળગું નથી અખા શું કળો, આકાશને કેમ લાગે શળો. ૨૪૫

## ભાષા અંગ.

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઈ પ્રાકૃતમાંથી નાશી ગયું;
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર. ૨૪૬
સંસ્કૃત પ્રાકૃત જે વડે ભણે, જેમ કાષ્ટ વિષે રહ્યો ભાથા કણે;
તે છોડ્યાં બાણો નાવે અર્થ, તેમ પ્રાકૃત વિના સંસ્કૃત તે વ્યર્થ;
બધા દામ વેપારી લખે, અખા વ્યાજ નોય છુટા પખે. ૨૪૭
હરખે કરખે અનુભવ કશા, આકાશ ઊદરમાં વરતે દશે દિશા;
જ્યારે જેનું રાજજ જાણ, ત્યારે માનવી તેની આણ;
જ્ઞાનગગનમાં નોહે દેશ કાળ, એ તો અખા અજાણ્યા બોલે આળ. ૨૪૮

જ્ઞાનાધિક નોય સિદ્ધિ વડે, સિદ્ધિ નામ સણગારે પડે;
એકમની કહાવે સાધવી, તેમ સેજ ન ઇચ્છે સિધિ વાધવી;
અખા અણુલિંગી નાવે સંસાર, એ તો ફોકટ માયા ઉડાવે વાર. ૨૪૯
અષ્ટ મહાસિધિ ઈશ્વરને વિષે, તેને વેદ માયા કરિ લખે;
તેની કણ્યકા તે આ જીવ, તો સિધિ સહિત કેમ થાએ શિવ;
લોક પતીજે તે સિધ્ય વડે, અખા અનુભવને કાંઈ ન અડે. ૨૫૦
મુળગો અહંરોગ નહી ટળ્યો, તેમાં સીદ્ધી રૂપી ભરમજ્ઞ ભળ્યો;
જેમ પેલો ઘેલો હોય બુધ્યવિષે, વળી વ્યસને લાગ્યો માદક ભખે;
અખા અહંકારને ટાળી જોય, તું ન રહે તો સિદ્ધિ સાથે સિદમ્હોય. ૨૫૧
પોત ન લહ્યું પછે પોતે થયા, ઉત્તમ મધ્યમ વ્યસને વહ્યા;
માયાકૃતનો નાવે અંત, માને નહી તો જો વેદાંત;
અખા ઉપનું ન માને આધ, ક્રય વિક્રય વિના શી વ્રાધ્ય. ૨૫૨
પ્રપંચ પ્રીછી જોયો ખરો, નહીં ઉપજ ને નહી તો વરો;
જ્યાંથું ઊપનું ત્યાં નવ ધટે, શઢ ન વળે જ્યાં જઈ આવટે;
જાતું મરતું દીસે ખરૂં, અંતે અખા ભરચાતું ભર્યું. ૨૫૩
જેમ દુધે ફીણ પિસોટા થાય, તોલ ન વધે આકાશ રૂંધાય;
જેમ અગ્ની જોગે જળ ઉભરે, તેમ તત્વે તત્વ જગત અવતરે;
વકર્યાં તત્વ ધરે રૂપ નામ, અખા ઉત્પત લે ઠામનું ઠામ. ૨૫૪
પંચતણા પચવીશેં તત્વ, વાસનાલિંગ તે તેનું સત્વ;
ભૂત ભૂત પ્રત્યે વિચરે, અને મૃત્યુ નામ પરપોટા મરે;
ભૂતકલ્લોલ સદા સર્વદા, ચિદ્વિલાસ અખા મન મુદા. ૨૫૫
ચલન વલણ તે ચેતનતણી, પંચરૂપે આપે થયો ધણી;
આપ આપમાંહી વિસ્તર્યું, ન કર્યાં સરખું તે ત્યાં કર્યું;
જેમ છે તેમનું તેમ છે જાણ, સમજે સાન અખા નિર્વાણ. ૨૫૬

## પ્રતીતિ અંગ.

હરી પામવા સૌ તપ કરે, અખો હરીમાં મેળે ફરે;
મારે સમરસ સેજ સંજોગ, સાવ સ્વતંતર પામ્યો ભોગ;
જેમ ભર સાગરે તીમિંગલ રમે, હું હરિમાં તો દેહ કોણ દમે. ૨૫૭
પેરે પેરે મેં જોયું મથી, જે હરીવિના પદારથ નથી;
તો આઠ વેતનો હું જે ઘડ્યો, તે તે ક્યાં અળગો જઇ પડ્યો;
એમ જોતાં હરિ લાગ્યો હાથ, ટળ્યો અખો ને એ રહી આથ્ય. ૨૫૮
ઉમેરણુ જે ઉસરજી કર્મ, હરિમારગમાં જાણે શ્રમ;
સ્વાદું લઈને શ્યામાં ભરૂં, અખંડ બ્રહ્મની ખંડણા કરૂં;
અખા એ ત્યાં છે અદબદ, અહંપણાની ચુકી હદ. ૨૫૯

અનુભવી જ્ઞાન ત્યાં એવું કથે, કર્મધર્મ ભાજી કરે જથે;
આતમતત્વ માંહેથી ધરે, નામ રૂપ કુચા શું કરે;
એમ અખા ત્યાં કીધી આથ્ય, હવે કામ શું ઝાલે હાથ; ૨૬૦
છાંછળ માંછળની નહી વાત, એ તો રમવી વાત અઘાત;
ખોવું મન ને લેવી વસ્ત, નાખ્ય નસંક લાધે નહી અસ્ત;
કે તુટે કે અડે ન આડ્ય, અખા હરી અર્થે હડિયું કાઢ્ય. ૨૬૧
કયાંથો અવસર પામ્યો વળી, મોતી વેહે પરોવો વીજળી;
મરે ત્યાંહાં તો સૌ કો મરે, પણ સુરતે જે સ્વામી અર્થે કરે;
અખા પામું હરિ કે ખોઉં સંસાર, સર્વ નિગમું કે પાડું બાર. ૨૬૨
તપ તીરથ શ્યા વડે હથિયાર, પુરુષ ચીંથરાનો એ સંસાર;
તે ઉપર આયુધ શ્યાં વહે, મારિશ કેને તે તું કહે;
પેસ ખેતરમાં ઘાલી હાગ, ભ્રમ કશો ન અખા રૂપ નામ. ૨૬૩

## ખળજ્ઞાની અંગ.

જ્ઞાન કથી શું કીધું ઘાટ, અંતર અવિદ્યાયે વેધ્યાં હાડ;
અનુભવ કરે ત્યારે એક આત્મા, મુખ નિંદા દીસે નહી ક્ષમા;
અખા કથ્યું પણ ન લહ્યું જ્ઞાન, શું ગુરુ આગળ માંડ્યાતા કાન. ૨૬૪
ભલો કહાવ્યો પણ ભલપણ કયાં, જેમ ગોખર હિંડે ગોધણમાં;
વેષ પેરે વીટણતા વધી, વંઠ્યું દૂધ થયું નહિ દધી;
કવિતા થયે ન કાઢ્યું કર્મ, અખા ન સમજે મૂળગો મર્મ. ૨૬૫
મહા પુરુષ કાવે માંઇ બલી, વેષ પેર્યો પણ ટેવ ન ટળી;
સ્તુતિ નિંદા અદેખાઈ આધ, પેરે ખાય પણ વા ધી વ્યાધ્ય;
અખા કૃપા વિના જીવ કબુધી, પાકું ઇંદ્રવારણું ને કટુતા વધી. ૨૬૬
કથા સુણી શ્રોતા શું ખટયો, ગુણ ગાઈને ગાનારો વટયો;
થયા ગયા તે પોથે લખ્યા, પણ વણ થયાની લહો પારખ્યા;
વણ થયો વગત સર્વે કરે, તેને લહે અખા અર્થ સરે. ૨૬૭
બાણ બાંધ્યાને સૌ કો મોહ્ય, પણ બાણાવળીને કોઇક જોય;
શ્રોતાવક્તા બિજું બાણ, ટલે બે ને રહે નિરવાણ;
નામ રૂપ વંચકને સભા, અખા સહુ વહે કાળની પ્રભા. ૨૬૮
સાચો જુઠાના ગુણ ગાય, જુઠે સાચો નવ લેવાય;
દર્પણ તો મુખ સુખને ગ્રહે, પ્રતિબિંબ કેમ બિંબને લહે;
આદર્શ સ્થાની જે નામ રૂપ, અખા શું તે લહે સત્ય હરિભૂપ. ૨૬૯
અખે વિચાર વિચાર્યો ખરો, જે વાંક સર્વ આપણમાં ભર્યો;
બુદ્ધિવેણો જીવ લૈ નવ શકે, પઢે જકતદોષ કાઢી મુખ બકે;
સદ્ગુરુ જો ઉઘાડે બાર, અખા હરિ દીસે સંસાર. ૨૭૦

કામ ક્રોધ જે જક્ત આચરે, તે દેખી જીવ નિંદા કરે;
એ તો પાંચે રૂપે માયા રમે, કળ ભરાવિને ભવમાં ભમે;
વિચાર વિચારી હરિને જાણ્, નિંદા કરે અખા છે હાણ્ય. ૨૭૧
ઊંચ નીચ દેખે તે ભર્મ, ભરમે થાપ્યા કર્ત્તા કર્મ;
વળી ડાહ્યો ભ્રમ કહે કર્તા રહી, પણ વસ્તુવિચાર ગયો વિસરી;
ધરમ કરમ નહી કરતા કોય, અખા પોતે વિચારી જોય. ૨૭૨
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, વ્યસને જીવ પમાડ્યો ધંધ;
લોભ મોહ પાંચે થયાં છતાં, પ્રાયે પ્રકૃતિ ઉદરમાં હતા;
તેણે મોહ્યો જીવ રોગિલો થયો, ત્યારે અખા વસ્તુવિચારજ ગયો. ૨૭૩
વર્ણ ધર્મ તું રહે મુળગે, જેણે સર્વ પડે ત્યાં વગે;
જાત વિચારે તે આતમા, અને આશ્રમ તો તારા તુજમાં;
તે જાણ્યો છે તે નોહે ધર્મ, અખા કુસકા કુટ્યે શ્રમ. ૨૭૪
ધરે પિંડ કાંઈ એકતા કરે, તેમાં જીવ આપોપું ધરે;
જડ દેહ સંગે જડતા ગ્રહે, ચૈતન પક્ષ મુકીને દહે;
અખા કણુધે પ્રીછે પિંડ, પણ આતમા પ્રીછે છે અખંડ. ૨૭૫
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, પંચ ભૂતનો એ સંબંધ;
પ્રાયે પ્રકૃતિ છે સંસાર, વિચરે ભૂત ધરે અવતાર;
અખા તન તપાશી જુવે, કાં જીવપણે જનમારો ખુવે. ૨૭૬
જ્ઞાની સુર સૌ કો થઇ ફરે, સુભટ તે જે અવસરે મરે;
સુખે ઘેર બેઠા સૌ જાણ, પણ વરતે જે થોભે ઘમસાણ;
અખા કથણીથી અનુભવ તે અલગ, ઉંચા ચડે આકાશેજ સલગ. ૨૭૭
પ્રપંચ આધારે પરબ્રહ્મને કથે, મહી વિના પાણી જેમ મથે;
શ્રમ કરે પણ નાવે સાર, જેમ નપુંસક વહે હથિયાર;
એમ અખા નોહે સદ્જ્ઞાન, માદક કેમ કરે જળપાન. ૨૭૮
કર્મ ધર્મ એ ભર્મને ભલાં, એકે ન રહે એક એકલાં;
બુધવોણી ઘેનુ ચાટે ચર્મ, કર્મ ત્યાં ભર્મ ત્યાં કર્મ;
વસ્તુ વિચાર પશુને કશો, અખા ભર્મે ભર્મ અભ્યસો. ૨૭૯
મરતું દીસે તે નોય મર્ત્ત, ચાલે સચરાચર કાળનું કૃત્ય;
વેતું કરવત કાઢે ગાર, તેમ શને શને મરે સંસાર;
તો અખા પરને કયાં રૂવે, આપ વિચારી શે નવ જુવે. ૨૮૦
નહી ઊપજ ને નહી ત્યાં વરો, કયાં આકાશને ભેળું કરો;
એ ભર્મે ભ્રમ માન્યો ઊપન્યો, ત્રાય સુવર્ણને કયાંથો બન્યો;
અખો નહીં તો કેને કવે, થાશે માપ માપણહાર મુવે. ૨૮૧

## જડભક્તિ અંગ.

પંડ પખાળે પૂજે પાણ, મનમાં જાણે હું તે જાણ;
આપે આતમ બારે ભમે, મુરખ સામું માંડી નમે;
ડાહ્યો પંડિત થઇ આદરે, તે અખા ધાર્યું કેમ કરે. ૨૮૨
ગુણ જોઇએ તો ગુરુને સોધ્ય, જે ગુરુ આપે તત્વનો બોધ;
પરને વળગ્યો હીંડે અંધ, આંખ્યાળો નવ વળગે ખંધ;
સદ્ગુરુ વિના ગળે બાંધી શલા,એમ અખા ભરમ્યા ભલભલા. ૨૮૩
હાર કેછે તે કહે ક્યાં વસે, તેને જાણ્ય કાયા કાં કસે;
બ્રહ્મજ્ઞાનમાં સર્વે વળે, જેમ બહુ મ્હોર સોનું એકલે;
તૃણ માર્યે કેમ પાડો મરે, એમ અખા સૌ સાધન કરે. ૨૮૪
ગુણ ગાવા તે ગુણિનું કર્મ, ધારણા ધ્યાન યોગીનો ધર્મ;
ભક્તિ વેરાગ વૈષ્ણવ કહે કથી,પણ વસ્તુપણામાં કર્ત્તવ્ય નથી;
અખા પરપંચ હોય વિધવિધે,જ્ઞાન પિધું સાધકે જે દીધું સંધે. ૨૮૫
સુધ માંહી સાધન તે કશું, તેજમાં રૂપ કાંઇ વાસોવસ્યું;
જેમ મીનને તરવું તે સેહેજ, પંખી જેમ આકાશે રેહેજ;
તેમ જ્ઞાતાને સાધન તે સુઝ, એમ અખા સાંને કરી બુઝ. ૨૮૬
બોલે ચાલે તે હરિ વડે, પશુ પથ્થરને લાગી પડે;
કોય પત્ર સેવે કોને વસ્ત્રપૂજ, એમ ગઈ આતમની સુઝ;
મોદભર્યા માને નહીં વાત, અખા અણજાણે આતમઘાત. ૨૮૭
હરિમાં રહે તે ગુણ શું ગાય, પાપી પાવન થાવા જાય;
કુંવારી લે વરનું નામ, સદા શોહાગણ સંગે સ્વામ;
પોતે પોતાને કરવો સાદ, એ તો અખા ઘેલાંનો વાદ. ૨૮૮
હરી મળે જન રસબસ થાય, જે અળગો તે લેવા જાય;
કાંઈ તરે શું કહેતું ફરે, કોને બ્યંડળ કેને વરે;
દ્વૈત નહીં ત્યાં રીતજ કશી, એમ અખા જોજો અભ્યસી. ૨૮૯
કરતા કોણ ને સાધન કશું, સુણિ માની મન કરવા ધસ્યું;
વાતે વાત વાધ્યો વિસ્તાર, જેમ ધુંવાડો થયો નવસાર;
અખા વિચારી જોતાં ફોક, જેમ ઊંડો કુવો ને ફાટી બોખ. ૨૯૦
ઉંધ્યો કહે ઉંધ્યો સાંભળે, તેણે જડપણું બેનું નવ ટળે;
જેમ ચિત્રામણના દીવા વડે, કેમ રાત અંધાની દષ્ટે પડે;
શું સાંભળે ને અખો શું કહે, જો માયા લાલચથી બીહે. ૨૯૧
પ્રપંચ પારે રેહે છે રામ, સદા સર્વદા ન્યારૂં ધામ;
તેવડે ચાલે આ સંસાર, આગમાપાઈ તે નીરધાર;
અખે રામ ઓળખિયો તેહ, ઉદર આભ્યંતર નાવે જેહ. ૨૯૨

શબ્દજાળ કરમના ગ્રંથ, એમાં સાર ન લાધે અંત;
સાચું સાધન જે કો કરો, વાગવિલાસ સકળ પરહરો;
શબ્દાતીતને જાણે જેહ, અખા સાચું સાધન એહ. ૨૯૩
સાચું સાધન શુદ્ધ વિચાર, જે હું મારાનો કાઢે પાર;
એ મૂકી અન્ય સાધન કરે, જેમ ભ્રમરોગી વિજયા વાવરે;
નિજ આતમ જાણ્યા વિના ભર્મ, અખા નહિ છુટે કરતા કર્મ. ૨૯૪
શબ્દજાળ માયાનું કુંડ, ત્યાં નર પશુ પડે મતિ મૂઢ;
સણગારી વાણી સૌ ગાય, ભોળા જીવ સાંભળવા જાય;
અખા શું વાંચ્યું સમજ્યો કશું, આંખ્યનું કાજળ ગાલે ઘસ્યું. ૨૯૫
અજ્ઞાની ને ઉંટ બચકું, ઝાલ્યું મૂકે નહિ મુખથકું;
અખા અણજાણ્યે પેઠું કાન, ચાલ્યો પંથ દરશન ને માન;
કેને કર્તા ન જાણ્યો જડે, વઢે ઢીંકે ને કટારી કડે. ૨૯૬
ભણે ગણે શી સાધી વાત, અવળાં પડ વળ્યાં વળિ સાત;
ઉંચ નીચ હૃદિયામાં હતાં, અખા થાપિને કીધાં છતાં;
પાંડિત્ય કરતાં લાગું પાપ, પાઈ દૂધ ઉછેર્યો સાપ. ૨૯૭
શું સમજ્યો ગુરુશરણે જઈ, જો ભ્રાંત્ય છોત્ય ધર વાંસે રહી;
અજ્ઞાન તો રંચે નવ ગયું, વાધ્યો ભર્મ એ અદકું થયું;
અખા હલાવ્યો ઢાલો હળ્યો, એ સગુરાથી નગુરો ભલો. ૨૯૮
પ્રાપત રામ કહે તે ગુરુ, બીજા ગુરુ તે લાગ્યાં વરૂ;
ધન હરે ધોખો નહિ હરે, સંબંધ સંસારી સાચો કરે;
અખા શું સમજ્યો ગુરુ કરી, સચરાચર દીઠા નહી હરી. ૨૯૯
કર્મ કરી શું હરખે હળ્યા, એ તો દામ ઉલેખે પળ્યા;
જેને લેખે જીવજ ટળે, તેજ સમજતાં નામું વળે;
તત્વજ્ઞાન વિણ બીજું અખા, તે રમવું જેમ કાચ કાંચકા. ૩૦૦
કહે અખો મુજ આવે હસું, એ ક્યાંથું ટીખળ મનમાં વસ્યું;
હિરણ્યગર્ભ હરિ આપોઆપ, ત્યાં દ્વૈત અચાનક લાગ્યું પાપ;
કોણ સુણે ને અખા કોણ કહે, હરિની વાત તો એહજ લહે. ૩૦૧
હું તું થૈ બોલ્યા એ ખરૂં, તે હુંજ નહી તો શું ઊચરૂં;
જેમ ભોંઅરમાં વાજે સાદ, એકલો ગારૂડી પૂરે નાદ;
એહ અખા એવો શો ભેદ, તો હું માને શો વિધી નિષેધ. ૩૦૨
આપેઆપમાં ઉઠી બલા, એક કે' રામ ને એક કે' અલ્લા;
અલ્લા રામ તે કેનું નામ, કોણ સંભાળે તે નિજધામ;
કહે અખો ઉપજાવ્યો કળો, કળકસે બાળ રમે એકલો. ૩૦૩

## સગુણભક્તિ અંગ.

સગુણ ભક્તિ મોતી ચૂરી, મનમોહન દીસે તે ખરી;
અંતરતાપ ક્ષુધા નવ સમે, સામા મનોરથ પેરે દમે;
એ અખા સમજ દેહવેહવાર, જન્મમરણ નટળે સંસાર. ૩૦૪.
પડતું સુવર્ણ ને બીજું મન, તેનું ધોવું ધાવું નોય જતન;
જો મર્મખાર અગ્નિને મળે, તો થાય ચોકું મન પાછું વળે;
મનની કીધી સર્વ ઉપાધ્ય, મનાતીત અખા આરાધ્ય. ૩૦૫
અણજાણ્યે જ્યાં ગુરુ કરિ પડે, ભાત્ય પટોળેથી કેમ ખડે;
અવળા શબ્દ પેઠા કાનમાં, વાધ્યો રોગ નાવે માનમાં;
અખા આતમ વિન અવળી વજા, ફરે કાજી પણ ન ફરે કજા. ૩૦૬
બહુ વિધ છે શાસ્ત્રનું જાળ, ઊર્ણનાભિ મૂકે નિજ લાળ;
જીવ બુધ્યેં કરી ગુંથ્યા ગ્રંથ, મમતે સહુ વધારે પંથ;
પણ જ્ઞાન તો છે આતમસુઝ, અખા અનુભવ હોય તો બુઝ. ૩૦૭
મુક્તિ ભક્તિ બે વાંછે ભ્રમ, પણ બેઉથી અળગો આતમ ધર્મ;
જીવ થઇ થાપે ભક્તિભગવંત, જીવ થઈ મુક્તિ મન માને જંત,
એ તો તેમનું તેમ છે અખા, દ્વૈત વિના નોહે પખપખા. ૩૦૮
આત્મલક્ષ માને પર આપ, વણ સંતાને કેનો બાપ;
વણ જોનારે દર્પણ જથા, બિંબ પ્રતિબિંબની કોણ કહે કથા;
અખા દ્વૈત થયે ઉપાધ્ય, તન મન વિના એ સાધન સાધ્ય. ૩૦૯

## દંભ ભક્તિ અંગ.

જો હરિ માર્ગે ચાલે જંત, વેષ અભિમાન શું કાઢયા દંત;
જેમ તેમ પંથ કાપ્યા શું કામ, તો આવે હરિરૂપી ગામ;
અખા મોહ્યો પંથે ભમ્યો, વાદ કરતાં આયુ નિગમ્યો. ૩૧૦
વેષતણું રાખે અભિમાન, સામું તેણે થાયે જાન;
સંસારી મળ ધોવાકાજ, સાબુ મેલને દીધે વાજ;
અખા મેલ જો નવ નીકળે, તો મેલું તે કઇ પેરે ટળે. ૩૧૧
નિવૃત્ય પ્રવૃત્ય સમણાનું ધન, ઉંઘ્યો નર તેનું કરે જતન;
જાગ્યે રૂડું કુડું ટળે, જ્ઞાની તે જે પાછો વળે;
અખા પ્રપંચ નહી મારણ, ઠાલો શું થઇ બેસે જાણ. ૩૧૨
તપ તીરથ દેહ દમવા કાજ, જાણી ઊનમત આવે વાજ;
ફળ સંભળાવી કીધું ખરૂં, હરિ મળવાનું કારણ પરહર્યું;
અખા એ સર્વ મનનો તોર, કોડી વટાવે નાવે મ્હોર. ૩૧૩

હરિ જાણીજે તે હરિવડે, ગમ જનથી જે અળગે પડે;
બીજાં કર્મ મનથી નીપજે, મન સુઝે જે તેને ભજે;
અખા તે માટે ત્યાં રહે ચેત, જ્યાં રહાને નિગમ કહે નેત. ૩૧૪
અખા તેજ નર ચેત્યો ખરો, જે ચાલ્યો માથે ઊફરો;
ઊંઠ હાથમાં સૌકો રમે, જાગ જોગ એટલામાં ભમે;
મુક્તિ ચતુર્ધા એટલા લગે, પણ પદ રહી જોતાં પડશે વગે. ૩૧૫
અણલિંગી મ્હોટો ઉપદેશ, જે ઇચ્છે અજ વિષ્ણુ મહેશ;
લિંગ ચતુષ્ટયથી પર યથા, જ્યાં ન મળે જકત સમંધી કથા;
અખા એ ત્યાંહાં ચિદઆકાશ, પણ પ્રાયે શબ્દ નોહે સમાસ. ૩૧૬
ભક્તિ કરતાં ભરભે બહુ, પણ ભજનભેદ ન જાણે સૌ;
જ્યાં શુચિઅગ્ર રહેવા નહી ઠામ, એમ ભરી પૂરણ રહ્યો રામ;
ત્યાં તો કરતા દીસે ધાત, તો એમ અખા કેમ ધાતે વાત. ૩૧૭
પેલે ઓલખ્ય હરિ પછી ભજે, ઠાં ચોરે જોયા વિના વજે;
ચૈતન્ય બ્રહ્મ કહે વેદ વાણ્ય, તું તો ગાને પીતળ પાણ;
આતમની અવગણના કરે, અખા ભક્તિ કેમ પડશે વરે. ૩૧૮
જ્ઞાન વિના ભક્તિ તે અશી, ભસ્સે શ્વાન જેમ ઉઠે ભશી;
લાંરે લાર જેમ ચાલ્યો સોર, ત્યાં કોણે દીઠો તો ચોર;
જે જેણે દીઠું સાંભળ્યું, અખા તે તે વળણે વળ્યું. ૩૧૯
જેવી શાસ્ત્ર સંતવાણી વદે, તેવું નરને આવે રદે;
હું મમતા દેહ જો ઓળખાય, સર્વાવાસ હરિ ત્યારે જણાય;
સચરાચર જાણ્યાવિણ હરી, અખા દ્રોહબુદ્ધી જ્યાં ત્યાં કરી. ૩૨૦
જ્ઞાન વિના ભક્તિ નવ થાય, જેમ ચક્ષુહીણો જ્યાં ત્યાં અથડાય;
તે માટે જ્ઞાની ગુરુ કરો, હરિ દેખાડે સભરો ભર્યો;
ગુરુજ અખા નવ જાણે રામ, તે શિષ્યને શું આપે નામ. ૩૨૧
જોતાં વિચારી સ્વે નિજધામ, ઉપાધિ આવવા નોતું ઠામ;
આવિ અચાનક ઊઠી બલા, સુખી દુખી નર ભુંડા ભલા;
પંડિત જાણુ થાપે જીવકર્મ, અખે માયાનો પ્રીછ્યો મર્મ. ૩૨૨
નિજ શક્તિયે કર્યું આકાશ, તત્વે તત્વ હવો પરકાશ;
અંશે અંશ ભૂતિક પિંડ થયા, સત્તાબળવડે ચાલી ગયા;
જેમ ખડક્યા પાત્ર અગ્નિથી ઉષ્ણ, એમ અખા બળ વ્યાપ્યું વિષ્ણુ. ૩૨૩
પાત્ર માત્રમાં હોય વરાળ, પિંડ સાથે હોય મનની જાળ;
મનને જોઇયે સર્વે વિષય, પણ મૂળ અગ્નિને નવ લખેય;
વિષેને મન તે આ સંસાર, અખે એવિ વિધ્યે કાઢ્યો પાર. ૩૨૪

મુજ જોતાં એ મન સુખીદુખી, પણ મનાતીત ન શકે પારખી;
મનના માર્યા જાએ એહ, એમ સમજણ નહિ સમજે તેહ;
ચૌદ લોક રૂપે મન થયું, અખા મનાતીત જેમનું તેમ રહ્યું. ૩૨૫
પ્રંપચપાર પરમેશ્વર રહે, કાં ગુણનાં કૃતતે સાચાં કહે;
ગુણ તે જાય મરે અવતરે, તેને સત્ય જાણે તે ફેરા ફરે;
ગુણપારે જેનો અભ્યાસ, અખા તે નોહે સ્વામી દાસ. ૩૨૬
અખે જકતથી અવળું કર્યું, જીવત મુકી મૃતક આદર્યું;
મૃતક શમું મીઠું કાંઇ નથી, સારમાંથી સાર કાઢયું મથી;
પ્રત્યક્ષ પરોક્ષ જીવતાને ભે, પણ અખા મુવો તે નિરભયરે. ૩૨૭
રામનામ પ્રીછે ગુણ ઘણો, જેમ અમૃતમાં ગુણ પીધાતણો;
વણ સમજ્યો સુડો નિત્ય કહે, રામ કંઠ પંજરમાં રહે;
કયાં પુજો ગાયો પરીક્ષિતે, અખા મુકતી પામ્યો પ્રીછતે. ૩૨૮

## આત્મલક્ષ અંગ.

આકાશ આધેરી જાણો વસ્ત, ત્યહાં નહિ મળે ઉદે ને અસ્ત;
ઉદે અસ્ત તો જ્યાં આકાર, તે જાણો સઘળો સંસાર;
તે સંસાર સ્થાન છે શુન્ય, આંહિ અખા રાખે જો મુન્ય. ૩૨૯
જે આકારને માને સત્ય, તે શૂન્યવાદી તેમાં નહિ વ્રત;
આકાર નિરાકારને જે કે નથી, મિથ્યા વાદ કરતા મરે બે ગથી;
શૂન્યવાદિ એ બેનું નામ, અખા બેથી પર હરિનું ધામ. ૩૩૦
ગુણવાદિ ગુણને કહે હરિ, તે માયા રચિત જાય ઉસરી;
તે માટે ગુણને સ્થળ શૂન્ય, ખટદર્શન મત પાપને પુન્ય;
કુટજ્ઞાની કહે સત્ય આકાશ, અખા એ મિથ્યા અધ્યાસ. ૩૩૧
વસ્તુને ઓપમા શૂન્યતણી, તે માટે વસ્તુ તે શૂન્યજ ઘણી;
તે માટે શૂન્યવાદિ નામ, શૂન્ય કને લહ્યું મૂળગું ધામ;
તે માટે તે તેવા અખા, પ્રપંચપાર નવ ગયા લખા. ૩૩૨
અતિ ઘણો આઘો પરમેશ, મન તણો ત્યહાં નોહે પ્રવેશ;
અમન તે નર આધેરો જાય, ત્યાં શબ્દ પ્હોંચે નહિ કાંય;
સહુ ઉપાસે મનની વૃત્ય, અખા ન લાધે હરિની નત્યૈ. ૩૩૩
શૂન્યવાદિ શૂન્ય કુચા ભખે, પણ શૂન્ય તત્વને નવ ઓળખે;
સાકારી આકારને ગાય, તે ત્યાં કાળે પીટી જાય;
તે માટે તત્વદરશી ખરો, અખા જેહ સર્વે ઉદ્ધરો. ૩૩૪
સાચો અંતરજામી ગોર, બીજો ગુરુ બાજીગર મ્હોર;
તેનો અર્થ કેવા શોભવા, સંસારીનું મન લોભવા;
પણ રીધ આવે જેમ રૂપૈયા વડે, તેમ અખા આતમથી આતમ જડે. ૩૩૫

શ્યાપર પરપચ બેસે ઘાટ, જેનું મૂળ મિથ્યા છે નાટ;
જગત થયુ તે ત્રણ ગુણુ વડે, ત્રણ ગુણુને તે માયા ઘડે;
તે માયા તો નહી પ્રમાણુ, તો અખા શું થાએ જાણુ. ૩૩૬
ઉંધ્યા બરલે પંડિત કવી, જે મનની વૃત્ત રહ્યા અનુભવી;
એક એકનું બોલ્યું નવ મળે, ખટ દર્શન જુજવાં આફળે;
સૌને હું મારાને થાપ, અખા ન સમજે આપેઆપ. ૩૩૭
દષ્ટ પદારથ થાએ ફોક, ચર અચર ને ચૌદે લોક;
ગુંથે ગ્રંથ વાંચે સાંભળે, તે ત્યહાં કાળે સઘળા ટળે;
અખો શો રાખે નિરધાર, જે બોલું તે થાય સંસાર. ૩૩૮
મનવા કરતાં મનશું અખે, પ્રપંચ દીઠો ચૈતનવિષે;
નિર્મળ દર્પણુ હોય અતિસાર, તેમાં ભાસે બહુ આકાર;
જેમ તે તેમ જાણે આતમા, તે નર કહિયે સરવોતમાં. ૩૩૯
આતમ સમજ્યો તે નર જતી, શું થયું ધોળા ભગવાંવતી;
બોડે તોડે જોડે વાળ, એ તો સર્વ ઉપલો જંજાળ;
પ્રીછીને સંકોડે વ્યાપ, તો અખા રહે આપેઆપ. ૩૪૦
વણુ સમજે દાવાગિર ઘણા, વેષ વખાણે આપ આપણા;
ટળવું ઘટે ત્યાં સામો થાય, વણુ સમજે એમ વાંકો જાય;
પેર્યો વેષ ને વાધી ઠેક, એમ અખા કેમ થાએ એક. ૩૪૧
અખો શું કવિતાપણું કરે, જો વાત કશી ન પોચે શરે;
કે લેવું કે મુકવું કહે, તે તો ત્યાં આઘેરૂં રહે;
કેવું કરતાં આવે લાજ, સમજ્યા સરખો છે મહારાજ. ૩૪૨
ઉકેલ પડે તે જોડ્યું ખરૂં, જેણે જીવપણું જાયે પરૂં;
બાકી સઘળો મોહ જોડાય, મનનું ગમતું સૌ કો ગાય;
અખા અર્થ સહિત કેજો સાત, નાચે પૂત તવ લાજે માત. ૩૪૩
આપ ઇચ્છાએ સગુણુજ થયો, ત્યાં કોણુ શિખામણ દેવા ગયો;
પસર્યું પોત તે અકસ્માત, કાળ કર્મ શિર મૂકે વાત;
અખા તે ઇચ્છિા છે સદા, પણ જક્ત સત્ય માનીજે જદા. ૩૪૪
જક્તાભાવ નહીં જ્યાં લેશ, ત્યાં સત્ય મિથ્યાનો શું ઉપદેશ;
કેનાં જન્મ કર્મ રૂપ નામ, સીમ કશી જ્યાં ન મળે ગામ;
અખા નહીં જ્યાં પ્રાયે પિંડ, એ તો જેમનું તેમ અખંડ. ૩૪૫
કૈવલ્યને કો કેમ કરિ કવે, પોતે પોતાને શું સુચવે;
દ્વૈત વિના નહી બેસે ઘાટ, એકલો ત્યાં નવ બોલે નાટ;
અખા લક્ષ સહિત જે દ્વૈત, તે કેતે કવતે છે અદ્વૈત. ૩૪૬
કોઇક સત્ય થાપે સંસાર, કોઇક સત્વ કહે નિરાકાર;

એના થાપણહારા ટળે, જેમ છે તેમ તાં કો નવ કળે;
અપે મૂળ વિચાર્યું આપ, થાપણહારનો રાખ્યો થાપ. ૩૪૭
સગુણ નિર્ગુણ કથવો રહ્યો, બાંધ્યો રૂંધ્યો સ્વામી લહ્યો;
સદા હરિ બોલતો ચાલતો, ખાતો પીતો ને માલતો;
અખો કહે વેદાંતનો સાર, કૈવલ્ય બ્રહ્મ પ્રભા આકાર. ૩૪૮
જોગ ધ્યાન તપ તીરથ ત્યાગ, ભક્તિ કર્મ ને વૃક્ષ વૈરાગ;
વિષેવર્ત્યે નાના વિધ ભોગ, ચાલ્યો જાય છે ચેતન જોગ;
અખા સર્વ સ્વામીના રંગ, સદા સર્વદા આપ અભંગ. ૩૪૯
અખા જોતાં ત્યાં વસ્તુ વડે, બીજું આપોપું નવ જડે;
એમ જોતાં કોણ કેને ભજે, પામણહાર ન લાધે રજે;
અદબદ સ્વામી અટલ અનાધ, એ સમજ્યા વિના સઘળો વાદ. ૩૫૦
હાથ પગાળો સુંદરશામ, એવો અટકળ્યો લોકે રામ;
એવા પ્રભુતણા અમે દાસ, જેનો હશે વૈકુંઠમાં વાસ;
ક્યારે કે તે લે અવતાર, તો એમ અખા કેમ પામે પાર. ૩૫૧
સકળ ચરણ શિર કર અવેવ, સકળ શબ્દ બોલે જે દેવ;
તેમાં ઉગી નીકળ્યું સહુ, નિત્ય ખરે નિત્ય વાધે બહુ;
કેમ કહું કો કાળે અવતાર, જો તે વડે ચાલે સંસાર. ૩૫૨
કદળીથંભ ઘણા પડ વળે, વચમાંથી લુંબો નીકળે;
જક્ત કાતરો કેલ મહાભૂત, જે વડે રંભા તે અદ્‌ભૂત;
અખા અરૂપી ઉગ્યો જોઈ, પૂરવપક્ષ ન કરશો કોઈ. ૩૫૩
એમ અખાને હરિ ત્યાં જડ્યો, કાયક્લેશ કરવો નવ પડ્યો;
ત્યાં લગે ધુપ પૂજાપર વાલ્ય, જ્યાં નહિલાધી હરિની ભાળ્ય;
અજ્ઞાન સહુને મુસળ માંય, અળગા અળગા સૌ કો ધાય. ૩૫૪
તરણા ઓથે ડુંગર રહે, એવો ઉખાણો સરવે કહે;
તરણું તે જીવનો અહંકાર, તે પાછળે રહ્યા કરતાર;
અખા અહંકાર વધાર્યો ગમે, તે માટે જીવ ભવમાં ભમે. ૩૫૫
કર્મ ગ્રહે એવું શું સદા, સુખમાંથી આવે આપદા;
જેમ વગડામાં કીજે તાપણું, તેણે સુજે ન સુજે થોડું ઘણું;
કર્મતણી એવી ચકચુંધ, અખા ન ભાગે મનની રૂંધ્ય. ૩૫૬

## જ્ઞાનદગ્ધ અંગ.

જ્ઞાનદગ્ધ તે બળ્યા ઓગણા, કથતાં વધતાં દીસે ઘણા;
વાવ્યા ન ઉગે અન્ન ન થાય, તેમ બ્રહ્મ કર્મ બેઉથા જાય;
કહે અખો નર વંઠ્યા શરે, નર નારીની નિંદા કરે. ૩૫૭

બ્રહ્મ કર્મ ઉભેથા ભ્રષ્ટ, જેમ અંતછેદ્યા કુકટને કષ્ટ;
સંપરદા શુદ્ધ નાવ્યું જ્ઞાન, મનમાં તે જ્ઞાનીનું મ.ન;
કહે અખો નર મુકતા ફરે, નગર છુટી ઘેનુ ઓખર કરે. ૩૫૮
દોષ દૃષ્ટ દુરમત નવ ટળી, તો શું સાધ્યું કથા સાંભળી;
ગુરુવચન પાળે તે સંત, ધાટ ધણેરા કાઢે દંત;
કહે અખો હરિની નહિ મયા, સાંભળીને સામા શઠ થયા. ૩૫૯
એક સુકું જ્ઞાન કથે દામણા, તે હરી ફળ પામે વામણા,
પાપ પુણ્યના ભેદ અમો લહ્યા, જે હતું તે સમઝી રહ્યા;
કહે આપે મુકે વાધે માન, અખા એહ તે સુકું જ્ઞાન. ૩૬૦
સુકું જ્ઞાન ને વ્યંડળ મુછ, કરપી ધન કૂતરનું પુછ;
એ ચારેથી અર્થ ન થાય, સામું એબ ઉઘાડે કાય;
અખા અમલવિન હાકમ જશે,કથ્યું જ્ઞાન પણ હરિ નવ વસે. ૩૬૧
જ્ઞાનીનાં નોયે ટોળાં ટોળ, મુકતા નોયે સર્વ ગજકપોલ;
શબ્દવેધિ જોયા કોય સંત, શંખ સકળ નોય દક્ષણાવંત;
બેઉમાં નિપજે કો એક જન, બાકી અખા રમાડે મન. ૩૬૨

## વિભ્રમ અંગ.

કોને ક્યાં થઈ બેસે જંત, જોતાં સૌનો આદ્યે અંત;
જેતું જેતું વાંછે શર્ણું, તે ત્યાં સઘળા પામે મર્ણું;
જેમ નાળગોળે તુંબડીની આડચ,એમ ન ભાગે મનની જાડચ. ૩૬૩
ત્યારે મન પામ્યું નિજ ભાન,જારે થઈ રહ્યું સર્વ સમાન;
સત્ય પુરી મધ્ય મારૂં આડચ, સર્વ સરખું જારે ભાગી જાડચ;
જેમ કરી કવાથ રોગીને વિષે, અખા અરોગી સર્વે ભખે; ૩૬૪
હોંશે જીવ કર્માધીન થાય, વ્યસને વ્યસની માદક ખાય;
પોતે જોતાં પૂરણ બ્રહ્મ, ભાત્યે જોતાં સર્વે ચર્મ;
ચૌદે લોક અખા એક ઠાઠ, ત્યાં ઉંચ નીચ તે મનનો ઘાટ. ૩૬૫
અખા શોધીને શળ બેસાર્ય, સદ્ગુરુ સંગે જાઇસ પાર;
ઇંદ્રિગ્રાહ્ય પરમેશ્વર નથી, બર્મે કોઈ ન મરશો મથી;
દૃષ્ટ પદારથ માન્યે સધે, તારો સંકલ્પ જાણ તે વિધે. ૩૬૬
સ્વે પરમેશ્વર વ્યાપી રહ્યો, અનંત કોટિ રૂપે એક થયો;
જેમ જારછોડ સહિત પાનોઢચ,તેમ એક બ્રહ્મ સઘળે આઠોઠચ;
એમ જોતાં તું બીજો નથી, ફોકટ અખા તું ન મરિશ મથી. ૩૬૭
મૂળ ડાળ પત્ર ફળ ફૂલ, સ્વર્ણું ઝાડ જેમ એકજ મૂલ;

રૂપ રંગ શોભા એકાંત, તેમાં બીજું દેખે ભ્રાંત;
અન્ય નથી અખા કો કાળ, આપ આદે દઇ એવું ભાળય. ૩૬૮
શ્વાન સ્વપચ ગૌ બ્રાહ્મણ જોય, રામ થકી અળગો નહી કોય;
તત્વ એકને ચૈતન એક, નામ રૂપ ગુણ કર્મ અનેક;
આપે અખા ચલાવે ખેલ, એમ સમજતાં પડે ઉકેલ. ૩૬૯
ઉંચ ખરા તે ઉંચ ન જાણ, નીચ તે નોહે નીચ નિર્વાણ;
ઉંચમાં રામ બમણો નથિ ભર્યો, નીચ પિંડ ઠાલો નથિ કર્યો;
કહે અખો સપનામાં બકયો, જેમ છે તેમ જોઇ નવ સકયો. ૩૭૦
મુલ સૂજ જેહુને ઉપજે, તે નર કંઇ ભજે ન કે તજે;
માલ જોઇને વેરે ધાટ, આધકું ન ગણે નખસિખ માટ;
અખા સઘળો મોહવ્યાપાર, જોતાં વસ્તુ વિચારે પાર. ૩૭૧
એક જ્ઞાનીને બીજું નાવ, તર્યા, તાર્યાનો એને ભાવ;
ભુપત ભીખારી ગર્દભ ગાય, ચેતન જાણી તાર્યા જાય;
આધ અંત ન ગણે ને વેહે, અખા વસ્તુવિચારે રહે. ૩૭૨
સર્વાતીત સર્વ રૂપે સદા, એવું ચેતન સમજો સદા;
તેમાં આવ્યા ચૌદે લોક, અદકું ઓછું થઇ ગયું ફોક;
અખા મોટા તે અનુભવ વડે, હેયે ઉપાધ્ય કરવી નવ પડે. ૩૭૩
કાં પરોક્ષ જુવે પરમેશ, તે રેશે આપોપું શેષ;
ભાવાંતરનો પડિયો ફેર, અહંભાવ મોટું અંધેર;
અહંબ્રહ્મ સત્ય માન્યો ભાવ, ત્યારે અખા સ્વતંત્ર સાવ. ૩૭૪
અહંબ્રહ્મ રોપી રહે થંભ, પ્રત્યે પરમેશ્વર ઉગ્યો સંભ;
સદા સર્વદા ચાલ્યું જાય, તું અણછતો ઉભો શાને થાય;
અખા તપાસી જો તું તુને, તન જડે બાર જે ભૂલ્યો કને. ૩૭૫
વેદવચન માને સત્ય કરી, આપોપું સંભાળે ફરી;
એ મુકીને થઇશ માં ભલો, તો વલોણે પડશે વલો;
નહી પામો આતમ નવનીત, અખા આણ્ય તું નીજ પરતીત. ૩૭૬
પુન્ય રાખ્યે નવ જાએ પાપ, અગ્નિ રાખ્યો તો રાખ્યો તાપ;
જોસ કરે પણ લાગે જાળ, શોભે તેમ વધે જંજાળ;
અખા તે માટે વસ્તુ વિચાર, જે હસ્તો રમતો પામે પાર. ૩૭૭
વસ્તુ વિચારે એટલો લાભ, નિર્વિકાર સદા રે આભ;
કોટ બ્રહ્માંડ ઉદરમાં રમે, આપ આયાસ નહીં કો સમે;
અચવ્યો લક્ષ એવો છે સદા, અખા નોહે દૈત આપદા. ૩૭૮
સર્વે સુખની સીમા જ્ઞાન, જે સકલ તેજનું આપે ભાન;
રવિ રથ બેઠે જે નર ફરે, તેને તિમિર કેમ આવરે;

લક્ષાલક્ષ વિના જે લક્ષ, અખા ન મળે પક્ષાપક્ષ. ૩૭૯
જ્યાં પ્રાણી ત્યાં છે પ્રાણેશ, તું જોતો હીંડે પરદેશ;
પેલું ત્યાં એક વાંકું થયું, અખા આપોપું વિસરી ગયું;
વિસર્યું તો સંતને જઇ પૂછ, તોડે જોડે કાં દાઢી મૂછ. ૩૮૦
જીવતણી છે અવળી સુજ, ધાય ધુપે કો પાટલ પૂજ;
બાહ્ય કર્મ કરતાં ધુંધાઇ, મતદર્શનના મળ બંધાઇ;
અખા જાવો છે અહંતા કાટ, ત્યાં બીડયાં છે કર્મકપાટ. ૩૮૧
ષટદર્શન કરતા વિષવાદ, મધ્યે માયા પોષે સ્વાદ;
દાન દયા શીળ કહેતા જાય, મંત્ર જાપ તીરથ મહીમાય;
અખા બાળકની પેરે થયું, બોરાં સારૂ ઘરેણું ગયું. ૩૮૨
ખરાબ થયો જીવ વ્યસને કરી, કર્મ વેર્યાં ને ખોયા હરિ;
આગલ્યા ભવને સારૂ કરે, ધન તન મન ત્યાં બહુ વાવરે;
મને જાણે એ હરીભજન, વાધે વેળ અખા એ અવતરણ. ૩૮૩
અતિ જુની મહા મોહની જાળ, કંઠે પડયાં થયા બહુ કાળ;
અળગાં ઉપાસન અળગા દેવ, કરી હેમત બાંધે અહમેવ;
અખા એહ મોટો ઉત્પાત, ઘણા પરમેશ્વર ક્યાંની વાત. ૩૮૪
સાર હતું તે ક્યાંયે રહ્યું, વ્યસની મન ક્યાંયે વહી ગયું;
ચોર બોલાવ્યા સાથે ઘણા, તે ઠગતા જાય થઇ આપણા;
પરબ્રહ્મ મૂળગું ઘર અખા, કેમ પામે જેને એવા સખા. ૩૮૫
કોય કહે મોટો શીવદેવ, કોય કહે વિષ્ણુ મોટો અહમેવ;
કોય કહે આદ્ય ભવાની સદા, બુધ કલકીના કરે વાયદા;
જૈન કર્મની સદા દે શીખ, યવન માને કલમે શરીક;
અખા સૌ બાંધે બાકરી, કાંય ન જુવે હરિ પાછો ફરી. ૩૮૬
ઘણા શબ્દ પડયા જે કાન, તેને તેનું લાગ્યું ધ્યાન;
કોય મુશળ પરવાહે વહ્યા, કોઇ શબ્દને આહે અહ્યા;
એમ ગોથાં ખાતો સંસાર, અખા વિના વસ્તુવિચાર. ૩૮૭
લોક ચૌદ ચૈતનનો ઠાઠ, નીપજતાં જાય ઘાટે ઘાટ;
સુર અસુર પશુ નર નાગ, સેજે પડતા જાએ ભાગ;
પિંડ પ્હેલો ત્યાં નોતો જીવ, અખા પરવા છે એમજ સદૈવ. ૩૮૮
પ્રવાહ પુરાતન ચાલ્યો જાય,આગળ દીસે ને પાછળ ભુંશાય;
મોઢે પૂલ્યા ને પાછળ અદીઠ, ખપે ખરૂં ને રહે અનીઠ;
અખા જો બેસે એ ઘાટ, એ સમજ્યા વિના સર્વ અટાટ. ૩૮૯
પોતામાં વીખે વીખણું, નહી સંભાળે ઘર આપણું;
થઇ ગયું ને વળિ આગળ થશે, તેની વાત કરે સૌ રસે;

એમ ચાલ્યો અવળો સંસાર, અખા ધરમાં ખોયો સાર. ૩૯૦
વેલ ન દીસે દીસે પાન, દીસે ફીણું ન દીસે ભાન;
પ્રવાહ ન દીસે દીસે તરંગ,તેમ ચિદ ન દીસે દીસે અંગ;
અખા દેખણહારો દ્વૈત, ટળતે રહે તે સર્વાતીત. ૩૯૧
સર્વાતીતમાં ઉત્પત્તી અંત, શેષનાગ વૈકુંઠ પરજંત;
ચેતન કારણુ કારજ ભુત, પટ કારજ ને કારણુ સુત;
અખા જાણુ અરૂપી વડે, તે જોતાં અનુભવ નીમડે. ૩૯૨
એમ જાણ્યાવિણુ ઠાલા સહુ, ઘણા આચર્ણું આચરે બહુ;
સર્વે સ્વપ્નાંતરના ભોગ, જપ તપ સંજમ સાધન જોગ;
કહે અખો જે ખરો જાગશે, તેને એવો અનુભવ હશે. ૩૯૩
લોહનાં બાર ને રૂપાના દેવ, એક દેરાસરમાં થાતી સેવ;
તેમાં આવી પારસ રહ્યો, સર્વ સાજ સોનાનો થયો;
ઉત્તમ મધ્યમ કર્મ જ્ઞાનવડે, અખા સર્વે હરિ નીમડે. ૩૯૪
અખા સમશા સરખી ખરી, જો સમજે તો નીપજે હરી;
ઉંડા જળમાં રત્તન પડ્યું, કેમ ડબકી ખાય કને તુંબડું;
છોડ તુંબીફળ જડશે રત્ન, અખા સમજ તો મોટું જત્ન. ૩૯૫
ડહાપણુ ભોળપણુ છાંડી રેહે, આડચ કરે હરિમારગ બે;
ભોળાંને અસુજની આડચ,વિચીક્ષણુ પડ્યો ચતુરાઈની ખાડચ;
અખા તરવું તેને માથે ભાર, હીરા છાર બે નાખે પાર. ૩૯૬
ઘણું પંડિત ડાહ્યા ગુણવાન, ન્યાય પારખું સંગિત ગાન;
અષ્ટાવધાની પિંગળ કવી, મંત્રભેદ ઔષધ અનુભવી;
અખા એટલે જો હરિ નવ ખટચો,તો ભોળપણથો આઘો શું વટચો? ૩૯૭
જેમ શલા એક ટાંકી ચીતરી, અણઘડિ બીજી મેલે ભરી;
બે નાખી ઉંડા જળવિષે, પણુ સરખી બેઉ તરવા વિષે;
પંડિત મૂરખ સરખા નીમડે, અખા દ્વૈતને રૂપક ચડે. ૩૯૮
ચતુર તે જે ચતુરાઈ વમે, વર્ત્તણ માત્ર જગતમાં રમે;
લક્ષ સદા રહે ત્રિગુણાતીત, વહ્નિને લાગે નહી શીત;
ભવજલથી કોરો નીસરે, અખા એવો ચતુર તે તરે. ૩૯૯
અખા રામ સ્વતંતર બાળ્ય, જેણે જાય સર્વ જંજાળ;
ઉંઠ હાથનું ગણતાં આપ, તે નર જાણે નહી અમાપ;
ઉત્પત્તી લય કેવા માત્ર, રામરસે ભરવાનું પાત્ર. ૪૦૦
તે તારાની વિદ્યા સરે, સામે પ્રવાહે જે કોય તરે;
કર્મ ધર્મનો વેહે છે પ્રભા, તેમાં તણાતા ઠોકે સઉ ખભા;
અખા જે બ્રહ્મ સામો જાય, તેવા ભકતને ગીતા ગાય. ૪૦૧

પરબ્રહ્મ પ્રાય પોતામાં વસે, સદ્‌ગુરુ ગમે તે જો અભ્યસે;
ત્રાંબા પીતળ નિપજે ધાત, પ્રાય છે સુવર્ણની જાત;
કાષ્ટ પાષાણ ન થાયે હેમ, અખા જ્ઞાનવાણ બીજું તેમ. ૪૦૨
તું તીરથ કાં સામું જુવે, કાં પોતાને પ્રતિબિંબે રૂવે;
એવી બુધ જેણે આદરી, તેણે આપથી બીજો કીધો હરિ;
તું કલ્પદ્રુમ કાં કલ્પી રમે, અખા એમ પીછે અર્થ શમે. ૪૦૩

## આત્મા અંગ.

તન તીરથ તું આતમ દેવ, સદા સનાતન જાણે ભેવ;
અડસઠનું અધિદૈવત સદા, તે જાણે ટળે કોટી આપદા;
તીરથ મજ્જન કીધું અખે, જન્મ મર્ણ નહી તેને વિષે. ૪૦૪
જમલો છે જોજો જગદીશ, તું પડછંદો ને તે ઇશ;
ઉલટ ભેદ પામે આરામ, જો તારૂં મૂળગું નિજ ધામ;
અખા અક્ષર તું ક્ષર નોય, પ્રતીત તુને જો તારી હોય. ૪૦૫
સુધું કેતાં ન માનો દુઃખ, વેહેતે જળે ન દીસે મુખ;
ઠેરાણે ભાસે જેવું યથા, વણ ઠેરાણે પામ્યો વ્યથા;
જ્ઞાન એક સઘળે પિંડ વસે, અખા કૃત્યની પૂજા હસે. ૪૦૬
અહંમાયા બહુ રૂપે કરી, આપેતે સહુએ આદરી;
કોય કહે દેખું પચરંગ, કોય શેષશાઇ દેખે સુચંગ;
કોને મુક્તાફળ દૃષ્ટે પડે, કોય કે મારે જ્યોતિ જળહળે;
મનના મત સર્વે આદર્યા, અખેપદથા સઘળા ખર્યા. ૪૦૭
દિઠાને કાં વળગે ભૂર, અણદીઠું વેધે તે શૂર;
દૃષ્ટ પદારથ જુઠો થશે, વૈકુંઠાદિ સર્વે જશે;
ધ્યાન ધરે દીસે જંજાળ, અખા નોય એ હરિની ભાળ. ૪૦૮
ધ્યાને દીસે તે જાગ્યે જાય, ખોટાનો શો કરો ઉપાય;
ઇન્દ્રજાળની વિદ્યા કાં મ્હોય, એ તો કર્ત્તવ્ય છોકરાં જોય;
ભરમીશ મા એ દેખી ભાત, અખા કૃત્ય રહિત છે વાત. ૪૦૯
કર્ત્તવ્ય સઘળું મનનું જાણ્ય, મન ઉભેથિ ટળે નહિ તાણ્ય;
મન ઉભે ઉભો સંસાર, ફોકટ કેમ વહે છે ભાર;
અર્થ અખા તો થાએ ખરો, જો ઉપાય મન અમનનો કરો. ૪૧૦
કલ્પે જલ્પે કથતે જ્ઞાન, વળિ નવરો થઇને ધરશે ધ્યાન;
મર્કટ રાજ બેસાર્યું જેમ, ફળ દિઠે વળિ હું તું તેમ;
અખા એમ નહિ રીઝે રામ, અંતરના સાક્ષીથી કામ. ૪૧૧
નિગમે ગાયો સમ્યક્ નવ લહ્યો, નવ આવ્યો ને નવ ગયો;

સદા સનાતન છે અવિકાર, છતે અહંકારે ન લહે પર;
અખા વસ્તુ સરીખો થાય, તો હીરે હીરો વેંધાય. ૪૧૨
વર્ણાશ્રમ શું વળગે અંધ, જાણે એ માયાનો ફંદ;
લેહેરે વળગ્યો કો તત તર્યો, નિજ બળ આવ્યું તે ઉગર્યો;
હાડ ચર્મ કાં દેખે ભૂર, અખા બ્રહ્મ રહ્યો ભરપૂર; ૪૧૩
અણુછતો બોલ સૌકોને ચડ્યો, પણ કોણ કીયાંથી અળગો પડ્યો;
પાંચતણી સઘળી માંડણી, આપે બોલે માંહે ઘણી;
આપોપાથી બુધ્યજ પડી, અખા દ્વૈતની કાળપ ચડી. ૪૧૪
પ્રીછીને હરિભક્તિ આદરે, તો અંતે પડે સહુ વરે;
હું તે કોણ હરી શી વસ્ત, જે જાણી ગ્રહું જઇ હસ્ત;
એમ જાણી જપે મળે ભગવાન, નહિતો અખા વરવોણી જાન. ૪૧૫
સદ્વિચાર તે સાચિ ભક્તિ, જેણે જીવ શીવની લહિયે વ્યક્તિ;
જીવશીવતણું લીધું હેત, તે પોતા જ્યાં વેદ કહે નેત;
એમ ભક્તિ આવે કાગુમડે, નહિ તો અખા જુગજુગ રડવડે. ૪૧૬
એક મૂળ મંત્ર સાંભળજે સત્ય, જેણે પદાર્થ લહિયે નિત્ય;
જીવતણું જે જીવજપણું, અને ઐશ્વર્ય જે ઈશ્વરતણું;
એ બેના બે વિકાર જો તજે, તો શેષ ભાગ અખા નીગજે. ૪૧૭
જીવપણું વિચારે વલગે, સદ્ગુરુવચને પડશે વગે;
રજ્જુ ભુજંગ જેમ દીપકડે ટળે, વણ વિચારે ભ્રમજ ફળે;
ભર્મે કર્મનો વ્યસની થયો, ત્યારે અખા ઈશ્વર સાક્ષી રહ્યો. ૪૧૮
જીવ ટળવા સૌ જતનજ કરે, તેમ તેમ તે બ્હોળો વિસ્તરે;
જેમ મૂર્ખ ખસ ખણી નિગમે, તેમ તેમ તે ઘણું ઘણું દમે;
ઔષધ્યે કંડુ થાએ શાંત, તેમ સદ્વિચારે અખા જીવ શાંત. ૪૧૯
ભક્તિ જ્ઞાન કથે વૈરાગ, દેહ દર્શન તે ન કરે ત્યાગ;
ત્યાં લગે એકે નવ ફળે, શુધ સુરો ઉપરથો બળે;
અંતર અગ્નિ ન લાગે કયમે, ફોકટ દંન અખા નિગમે. ૪૨૦
વિચારે ભક્તિ થાય વણ કરી, જ્ઞાન કથ્યા વિણ પામે હરી;
વણ ત્યાગેજ ફળે વૈરાગ, સદ્વિચાર જ્યારે આવ્યો ભાગ;
હરિ જાણ્યા વિણ જે જે કરે, તેને અખા કલેશ ઉગરે. ૪૨૧
તપ તીર્થ દાન વ્રત નેમ, ઘર બેઠાં તે પામે ખેમ;
સદ્વિચાર થઇ જેણે ગ્રહ્યું, તેને સાખા પત્ર બારૂં નવ રહ્યું;
સદ્વિચાર વિણ કરે જે ઘણું, તે ઘુડચ ઉપર અખા લીપણું. ૪૨૨
રેહેણી વિના કેહેણી જે કથે, મહી વિના પાણી જે મથે;
જેમ કોયલસુતને પાળે કાગ, વસંત ઋતુએ ઉડિ જાએ જાગ;

લક્ષ વિના કેહેણી જોઇ અખે, ભકિત દંભ કુતર્ક જ્ઞાન લખે. ૪૨૩
જ્ઞાની છે હરિનું નિજ રૂપ, ચિહ્ન વિના કેમ કહિયે ભૂપ;
રાજપૂત્ર દળણું નવ દળે, કાળ માયા જેને દ્વારે રળે;
શેષ શંકરનું જીવનજ્ઞાન, એવી નિધ અખા તિણ સાન. ૪૨૪
કુબુધી કુતર્ક ને જ્ઞાનજ કહે, વિષય દંભ ભકિત કરે ગ્રહે;
ક્રોધિ ક્રોધને કહે વૈરાગ, હંસઅસને બેસાર્યો કાગ;
ત્રણને નાવ્યો અખા હરિહાથ, જેમ રૂપા ભરોસે શીપની આથ. ૪૨૫
જ્ઞાનતણો મેમા અતિ ઘણો, તે જાણે જે વિરલો જણ્યો;
ધ્યે ધ્યાતા તેણે પદ નથી, નિરાલંબ પદ એટલા વતી;
કથ્યા ભણ્યાનું નહી ત્યાં કામ, જો પ્રીછે અખા નિજ ધામ. ૪૨૬
ઉંઠ હાથ તરુ ચંદનતણો, ઉગે વણ વાવ્યો હોય નહી ઘણો;
બ્રહ્મવેત્તાનું એ દૃષ્ટાંત, કૃત્ય રહિત જો હોય મહાંત;
એકે ચિહ્ન ન હોય તે વિષે, તે સરખો અખા તેને લખે. ૪૨૭
છાયા તરૂએ તરૂ નવ કરે, તેમ બ્રહ્મવેત્તા કાંઇએ નવ કરે;
કૃત્ય એક નોહે તે વિષે, અચિંત તરૂકેરાં ફળ ભખે;
નિજપદ બેઠો રેહે તે વીર, નિત્યાનંદ અખા છે ધીર. ૪૨૮
જેમ કલ્પદ્રૂમથી રિધ નીપજે, પોતે કંઈ ભજે નવ તજે;
સામાનો સંકલ્પજ ફળે, પોતાનો અનુભવ ન ચળે;
વિદેહીતણી હોય એવી રીત, ગ્રહે અખા જો ઇચ્છે ઊત. ૪૨૯
બ્રહ્મરસ જેને ઘટ ઠરે, તે ત્રિલોકની સ્થિતિ નવ કરે;
નવ દીસે તેને પદ રહે, દીસે તેને જાણી ખહે;
થાતાં પેહેલો જેવો હતો, તે એવો અખા છે છતો. ૪૩૦
ધ્યાતાને ધ્યે જો બે રહે, તો કૃત્ય ન ખુટે ન ટળે બે;
ધ્યાતા ધ્યેમય જારે થાય, તો દ્વૈતઉપાધ્ય સર્વે રહી જાય;
કથે રહે સ્વસ્વરૂપજ વિષે, તો જ્ઞાનવંત અખા વેદ લખે. ૪૩૧

## વેષવિચાર અંગ.

દર્શન વેષતણી કહું વાત, પંથ પુરાતન સઘળી ઘાત;
સ્વઇચ્છાએ અવધૂતજ રહ્યા, પછે ચાલ્યા આવ્યા ક્યાં તેને ગ્રહ્યા;
શિવે વેષ ધર્યો અભિનવો, તે પેહેલો અખા કેણે અનુભવ્યો. ૪૩૨
રાજવેષ ધરે નોહે રાજ, પંથ રહે કાંઈ ન સરે કાજ;
અંત કારણ એવું કાંઇ નથી, નિરદાવે વર્તે તે જતી;
સેજમાંહે મહાપુરુષજ રહે, બાહ્ય દૃષ્ટિ અખા વેશને ગ્રહે. ૪૩૩
શેષ શંકર મુનિ જે પદ રમે, તે પદ પ્રીછ અખા કાં ભમે;

શુક મોટા કહાવ્યા જે વડે, રખે કબુધ તુને આશા નડે;
જ્ઞાનભ્રષ્ટ તે આશા કરે, સત્વ છાંડી અખો નહી ગૃહે. ૪૩૪
જીવ કલંક અખા ટાળે ટળે, આશાયે જીવ ભ્રમમાં ભળે;
આશાવાનતણું નામ જીવ, પદનિરાશ બેઠા તે શીવ;
મરકટ મન તે આશા લગે, જોય વિચારે અખા તું વગે. ૪૩૫
જક્તનામ જગદીશજતણું, જોયામાં કારણ છે ઘણું;
ચિત્ત સહિત જોતાં તો જક્ત, ચિત્ત રહિત હરિ છે અવ્યક્ત;
શાર્દુલસુત માતાને મળે, અન્ય અખા રિપુ જાણી પળે. ૪૩૬
મોટું વૈગુણ્ય ચિત્તનું પડ્યું, વસ્તુ વિષે દ્વૈત પડ ચડ્યું;
પડે ભાત નાના વિધતણી, ચિત્ત ઉપાધ્ય વાધી અંત્ય ઘણી;
માદક પુરુષને ઘેલો કરે, સ્વસ્વરૂપ અખા તેને વીસરે. ૪૩૭
ચિત્ત સમતે નિશ્ચળ મન થાય,નિશ્ચળ મન તે શિવ સદાય;
શિવતણે પદ દ્વૈતજ નથી, ચિત્ત ઉપાધ વાધી અણછતી;
ચિત્ત કલ્પિત અખા અવતાર, એ સત્શાસ્ત્ર જાણો નિરધાર. ૪૩૮
વિષે માદક પુરુષે ભક્ષ કર્યો, ત્યારે બુધ નેત્રે ભર્મજ સ્ફુર્યો;
ભ્રમ પડતે હરિદૃષ્ટિ ગઇ, નેત્રે માયા આવી રહી;
માયાબળ છે અખા પ્રચંડ, તેનાં દર્શન છનું પાખંડ. ૪૩૯
સર્વ વિકાર એ મનનો જાણ, ચોરાશિ લક્ષ ને ચારે ખાણ;
દૃષ્ટ પદારથ ચિત્તનો ઘડ્યો, ચિત્તવત એને ચિત્ત શું જડ્યો;
ચિત્તરૂપી રોગ મનને થયો, અખા આપોપું ભૂલી ગયો. ૪૪૦
પેહેલું મન તે સામું ધસ્યું, જઇ માયા કેરે ચિત્ત વસ્યું;
માયાતણો ત્યાં બહુ વિસ્તાર, હરિને પરઠયા દસ અવતાર;
ચિત્ત અંગીકરતે ભ્રષ્ટ થયો, અખા દોષ હરીનો ગ્રહ્યો. ૪૪૧
અખિલ બ્રહ્મનો શું અવતાર, ચિત્ત ઉપાધિતણો વિસ્તાર;
કહી જાય તો ફરી અવતરે, વણ સમજે દોષ સ્થાપન કરે;
ચિદ્ અરવણ સદા ભરપૂર, અખા ઉત્પત્ય લય લેહેરે પૂર. ૪૪૨
ચિદાનંદકેરાં સો રૂપ, દૃષ્ટ પદારથ આપે ભૂપ;
અખિલ ભુવનમાં રહ્યો પરવરી, નિત્યાનંદ આપે કરે હરી;
સદા સર્વદા છે અવિનાશ, અખા નિરંતર સર્વાવાસ. ૪૪૩
વણવિચારે વિશ્વનું ભાન, જ્યાંહાં લગે નવ કાઢ્યું માન;
વસ્તુ વિચારે વિશ્વજ નથી, હરિને કરતા કહું શ્યાવતી;
હરિ કરતાને કહો શ્યાતણો, જો કલ્પિત ભ્રમ અખા આપણો. ૪૪૪
ગુરુ મારે એમજ પ્રીછવ્યો, હરિ દેખાડ્યો તે અણચવ્યો;
વિશ્વનિયંતા જો કેવાય, અખંડ બ્રહ્મની ખંડણા થાય;

ગુરુ ગોવિંદ જેને ત્યાં હશે, અખા આપોપું દેખાડશે. ૪૪૫
સાચો ગુરુ કેને નવ ભજે, જુઠાથી કાંઇ નવ નીપજે;
રસાયન કેને નવ મળે, ધૂર્ત્ત વિત્ત લઇને પળે;
એ બે બેની સદા એ ખોટ, અખા નહી મળે કોટાકોટ. ૪૪૬
સાચો ગુરુ જાણી જે જક્ત, કનક કામની નોહે આસક્ત;
બીજા સઘળા આળપંપાળ, ધનને અર્થે માંડે જાળ;
તેથી કહો તે શું નીપજે, અખા અંતર માયાને ભજે. ૪૪૭
ગુરુ શિષ્યની ત્યાં એવી વાત, શુદ્ધ પારસને સઘળી ધાત;
શુદ્ધ પારસને જે જે અડે, તે તે કંચન થઇ નીમડે;
તે આદર કેતો નવ કરે, સેજ ઐશ્વર્ય અખા તે ધરે. ૪૪૮
સદ્ગુરુ શિષ્યને વચનજ કહે, જિજ્ઞાસુ શિષ્ય તત્ક્ષણ ગ્રહે;
મોરપત્નિ પડતું બિંદુ ધરે, તેનો તદ્ભુત બરહી થઇ પરવરે;
પડયું ગ્રહે તેની થાય ઢેલ, ગુરુ શિષ્યનો અખા આ ખેલ. ૪૪૯
ગુરુ શિષ્યકેરી સાંભળ જુક્ત, સ્વાંતબુંદે જેમ જામે શુક્ત;
જેવે આદરે કરીને ગ્રહે, તેવું મુક્તા જામી રહે;
આદરવંત તે વચનજ ઠરે, જો અખા સદગુરુ આદરે. ૪૫૦
ગુરુ શિષ્યનો સાંભળ તંત્ર, એકે પોહોરે મુદ્રા જંત્ર;
કર્ત્તા ધર્ત્તા હોય સાવધાન, ઉઠે મુદ્રા સઘળી સમાન;
ચંત ચળે જો એકેતણું, મિથ્યા કાર્ય હોય અખા ઘણું. ૪૫૧
ભકિત જ્ઞાન અને વૈરાગ, પદાર્થ એક ત્રણ નામ વિભાગ;
તેને અજાણ્યો કેહે જુજવા, સમઝાને તે એકજ હુવા;
અનુભવનાં જાણીજે ભેદ, ભકિત જ્ઞાન અખા નિર્વેદ. ૪૫૨
જકતભાવ રદેથી ગયો, ત્યારે ત્યાં વૈરાગજ થયો;
જયાંહા જુવે હરિ દૃષ્ટે પડે, ત્યારે ભકિત શરાડે ચડે;
દ્વૈતભાવ અખા જ્યારે ગયું, ત્રણ પ્રકારે જ્ઞાનજ થયું. ૪૫૩
જો ભકિત કરે ને નંદે જ્ઞાન, તો ભકતી નંદી આણે અભિમાન;
વૈરાગી કહે જુઠા બે, સાચો સંસાર મુકી રે;
એ દૂષે હરિ કદિયે રહિ ગયો, અખા અહંકાર આગળ થયો. ૪૫૪
હરિમય સર્વ દેખે તે ભકત, જ્ઞાની આપે છે અવ્યકત;
અહર્નિશ મન જો વેધ્યું રહે, તો કોણ નંદે ને કોને કહે;
વણ પામે બકવાદજ કરે, ગળે ગર્જના અખા ઉગરે. ૪૫૫
કુળવધૂ તે પરને નવ ભજે, તેમ સાધવી તે ત્યાંહા નીપજે;
આપ છુપાડે પોતાતણું, કંથમાન હોયે ત્યાં ઘણું;
તે ભક્તાની ત્યાં એવી રીત, નમ્રપણે અખા છે જીત. ૪૫૬

જ્ઞાનીને પર કોયે નથી, મન અમ ન થયું તે વતી;
ઉત્તમ મધ્યમ સઘળું ગયું, મન જાતે સર્વે લીન થયું;
ગત દિવસનું સ્વપ્નજ જેમ, હું તું ભાવ અખા થયો તેમ. ૪૫૭

## જીવ અંગ.

સ્થાવર જંગમકેરી વાત, નિકટ દેખાડયું છે સાક્ષાત;
પંચ મહાભૂત તે સ્થાવર જાણ, જંગમ ચૈતન એ વેદ વાણ;
એક પિંડમાં વરતે બે, ઉગ્ર બુદ્ધે અખા જોઇ લે. ૪૫૮
સ્થાવર જંગમકેરો ભેદ, બુદ્ધ માને કહું માને વેદ;
બાહાર જોતાં નાવે પાર, પંચભૂતમાંહિ વિસ્તાર;
જંગમ પવન નીર ને તેજ, સ્થાવર આકાશ મહિ એજ. ૪૫૯
પિંડને લેખે છે બ્રહ્માંડ, બ્રહ્મા આધે કીટ ને અંડ;
પ્રાક્રમ વિષે અધકું નુન હોય, કારણ પ્રત્યે સમતા સોય;
અખા એ અનુભવ રદે રાખ,જેની ભાગવત ગીત. પૂરે સાખ. ૪૬૦
એમ જોતાં ભાસે નહી ભિન્ન, માયાચિત્રથી ઉતરે મન;
કારણવેધી બુધજ રહે, કારજકેરું ચિત ન લહે;
ચિત્ત વિચિત્ત દૃષ્ટેથું ગયું, ત્યારે અખા ધામ મૂળગું રહ્યું. ૪૬૧
મૂળગે પદ તો દ્વૈતજ નથી, સ્વપ્ન ઉપાધ્ય જાગ્રત નહી રતી;
ઉત્તમ મધ્યમ કર્મકાંડ જોગ, નિદ્રાવાનને સઘળો ભોગ;
જાગતાને સ્વપનના કૃત્ય, મૂલગી વૃત્યે અખા છે વૃત્ય ૪૬૨
આપ થાતે વ્યાપે સત્ય થયો, વ્યાપ્યો આપોપું ભૂલી ગયો;
ચતુર પુરુષ જેમ શીયલ થયો, સ્વસ્વરૂપ તેને વિસરી ગયો;
અખા નિજ બુદ્ધે અંગીકરે, શિયલપણું સમ્યક્ વિસ્તરે. ૪૬૩
ચિદ્દ અણુંવકેરા બુદબુદા, ઉપજે ખપે સ્વભાવે સદા;
આસ્તિમ નાસ્તિ એની ન કેવાય,નર છાયા જેમ સાથે થાય;
સૂરજધામ કેવાને બે, એમ જીવ શીવ અખા જોઇ લે. ૪૬૪
નવ દીસે તેને સત્ય જાણ, દીસે તેને નાશ પ્રમાણ;
દૃષ્ટ પદારથ જુઠો થાય, ઘાટ દૃષ્ટ હેમે ઠેરાય;
પસર્યું આપ સચરાચર વિષે, એમ જોતાં પદ પામ્યું અખે. ૪૬૫
અણછતે છતાનો ભ્રમ, પણ બ્રહ્મવેત્તા જાણે એ મર્મ;
વાગ્વિલાસ તે સાચો થયો, જુઠે સાચું ભૂલી ગયો,
માયાઇચ્છા નારદને થઇ, ત્યારે પૂરવ બુદ્ધિ અખા ભૂલી ગઇ. ૪૬૬
અરૂપીનો પંચ આવાસ, પંચે પસર્યો સર્વાવાસ;
ઇંદ્રજાળ અવિદ્યાનું જાળ, દીસે સત્ય ને આળપંપાળ;
અણચવિયું આપોપું લખો, એટલા ઉપર શું કહે અખો. ૪૬૭

## સંત અંગ.

દશરથ પેહેલો હતો જે રામ, નંદ વસુદેવ પેહેલું કૃષ્ણનામ;
ચોવીસે તેમાંથી થાય, પણ તે કાંઇ આવે ન કે જાય;
અવિનાશી લેશે તે સંત, ત્યાં કારણ નહિ દર્શન ને પંથ. ૪૬૮
દ્વૈતભાસી તે નોહે સંત, જેમ બે બાજુના હસ્તીદંત;
મનમાં આશા માયાતણી, કીરત બાર ચલાવે ધણી;
બ્રહ્મભરોસે આવ્યો ભ્રમ, અખા સરાડે ઊગર્યો શ્રમ. ૪૬૯
અગમ પંથને જઈ નવ સકે, જુદું અન્ન શ્વાનજ ભખે;
પરાધીન રહે દેહવાન, બુધ્યવોણાને નહિ ત્યાં સાન;
અખા આણજાણ્યું રહ્યું આપ, જન્મ ધરે સાથે પુન્ય પાપ. ૪૭૦
જો ભુંડા તું છે ચિદ અંશ, જોને વિચારી તારો વંશ;
તું રાજપુત્ર કાં દીનમાં ભળે, કાં વિચારવોણો ઘરઘર ફરે;
નિજ પદ બેસ ટળી જા જંત, એમ અખા પદ પામ્યા સંત. ૪૭૧
પૃથ્વી અપ તેજ વાયુ આકાશ, એ જાણ જે પોતે અવિનાશ;
હંસ ભખે કમળના તંત, તેમ આપ વિચાર કરે મહંત;
કલણારહિત કોઈ નિર્બંધ, નરઆકારે અખા ગોવિંદ. ૪૭૨
નિર્દ્વંદ્વ અંતર્ગત મુદા, કૃપાવાન ધીરજવંત સદા;
રાગ વિરાગ નહી તે વિષે, અહંકાર નિરહંકાર કો નવ લખે;
નિરાધાર અખો કે વીર, જગત તૃણવત્ સહિત શરીર. ૪૭૩
બ્રહ્મવેત્તા રહે તુર્યાપાર, તો બાહ્યદષ્ટિ શો કરે નિરધાર;
ત્રણ અવસ્થા સૌને વિષે, તુર્યા ઊલંઘીને કોણ લખે;
જેહ લખે તેવા તે થાય, જથારથ અખા રહીને જાય. ૪૭૪
બ્રહ્મવેત્તાને જીવ નવ કળે, રાત દિવસ એકઠાં નવ મળે;
ત્યાં કળણ નહીં ને જીવ અચેત, શિવપદ બેઠા સર્વ લે હેત;
ઉંચે આસન બેસે કોય, નીચી ભૂમીકા દેખે સોય. ૪૭૫
જગતદૃષ્ટી તે ચર્મને વિષે, બોલનારાને કોય નવ લખે;
પાંચ તત્વની ઓથે રહે, હાથોહાથ અખા બોલે લહે;
દરશો હોય તો કેજો હા, વિનદર્શન મન વાયો વા. ૪૭૬
સુવર્ણાગર સોનીને ભોગ, બીજા લોકને ન મળે જોગ;
તે સસલાં જાણી મુકી જાય, અનુભવિ હોય તે કરે ઉપાય;
અનાયાસે થાય એક ભવી, રિધ પામે અખા અભિનવી. ૪૭૭
અણપામી રિધ્યનું ઘર લહ્યું, ચિત્ર વિચિત્ર જેને વિષે રહ્યું;
શુદ્ધે બુધે વિચારજ કર્યો, બીજો ઉપાય નથી ઊપરો;
ઉત્તમ મધ્યમ સ્વપ્નમાં કૃત્ય, જાગે અખા થાય સર્વે વ્યર્થ. ૪૭૮

દેહ સૌ એની દષ્ટે પડે, દેહી કોય ન મીટે ચડે;
ભાત પડે છે પોતજ વિષે, વચન ઘાટ ધાલે પારખે;
કેવામાં પ્રીછે જે સાન, અખા અગમતું આવે માન. ૪૭૯
બીજે ઉપાયે હરિ નવ મળે, કોટી જન્મ લગે આફળે;
કમળ ઉપર જળ ઝાકળ પડે, તેમ તેમ તે સૂકે કે શડે;
જેથી ઉપનો તેજ હજૂર, બીજો ઉપાય અખા પડે દૂર. ૪૮૦
જેને તું જાણે આકાશ, તે તુંજ વિચારી જોને પાસ;
તે નોહે ખુણે ખાંચરે, પ્રત્યક્ષ મુખેમુખ વાતો કરે;
સંકલ્પ ચઢયા ન દીસે દેહ, તેમ અખા રહ્યો છે તેહ. ૪૮૧
ભોગકાજ ઉધમ કાં કરે, તુજને ભોગ ખોળતો ફરે;
વણ વાંછો આવે જેમ રોગ, એણે લેખે જાણે ભોગ;
કર્તા એ કીધું તુજ કાજ, નવ મુકે અખા માહારાજ. ૪૮૨
કાળે દ્રુમ વિણ વાંછયાં ફળે, રતવિના ફળ શોધ્યાં નવ મળે;
જેમ મૂર્ખ સૂર્યને લેવા જાય, વાણે ઊદે આફણીયે થાય;
અખા એમ કાં લેવાને ધસે, અવધ વોણો તે કેમ આવશે. ૪૮૩
એમ જાણી ધીરજ મન ધરે, અજગરવૃત માહાપુરૂષ આદરે;
જો જાણે મધ્ય કિરતાર, ફોકટ હું થઇ કાં વહે ભાર;
ચક્રચૂડામણ તારો તાત, ધિરજ ધરે અખા સાક્ષાત. ૪૮૪
આહાર આશાયે જીવ સૌ થાય, આશાયે દેવ ક્ષીરસાગર જાય;
આશાએ તપિયા દેહને દમે, આશાએ વ્રત તીર્થ સૌ ભમે;
રાય રંક આશાના દાસ, આશા અખા માયાનો પાશ. ૪૮૫
જયારે પદ બેઠો નહિ રાસ, ત્યારે સ્વે જોત્ય હોય પ્રકાશ;
કૃતકૃત કહિયે માહાપુરૂષ, જેનો આશપાશ ગયો અશ્રખ;
જેમ વાદળ ટળે નરાળે સૂર્ય, અખા પ્રકાશ તો આશા દૂર. ૪૮૬
જીવશિવમાં અંતર કાંઇ નથી,જેમ રૂપું તરૂં કહાવે જળવંતી;
જળ નામે રૂપુ સંત તેમ, આશા ધટે શિવ અવ્યક્ત જેમ;
સદ્વિચારે આશા જાય, અનાયાસે અખા વસ્તુ થાય. ૪૮૭
સદ્વિચાર વડે હરિ મળે, બિજે ઉપાયે કલેશ નવ ટળે;
જેમ જેમ તેનો કહે ઉપાય, તેમ જીવપણું જાડું થાય;
જારે પદ બેસે નહિ રાશ, ત્યારે સ્વે અખા સચરાચર વાસ. ૪૮૮

## દશવિધજ્ઞાની અંગ.

દશવિધ જ્ઞાની લક્ષણ લક્ષ, તેનાં કહું આચરણો મુખ્ય;
નામ એક પણ લક્ષણ જુજવાં, પૃથ્વી એક ને બિન્ન બિન્ન કુવા;
કૂપ કૂપ જુજવા નિરસ્વાદ, એમ અખા મન વધિયા વાદ. ૪૮૯

શુષ્કજ્ઞાની કહાવે કેટલા, જ્ઞાનદગ્ધ જોતાં એકલા;
કો વિતંડા કહાવે નરા, જ્ઞાનખળ કેટલાએક ખરા;
નંદિકજ્ઞાની નિપજે ઘણા, કો ભ્રમજ્ઞાની અખા મનતણા. ૪૯૦

હઠજ્ઞાની ઘણા મન વિષે, શઠજ્ઞાની સુધું નવ લખે;
શુન્યવાદી તે નવમો જાણ્ય, શુદ્ધજ્ઞાની દશમો પરમાણ;
એ દશે જ્ઞાનીનાં નામ કહ્યાં, હવે લક્ષણ કહું અખા જે રહ્યાં. ૪૯૧

શુષ્કજ્ઞાની નિરસ હોય રહે, વાણી જાણી લુખું વદે;
હિસે નહિ તે સર્વાવાસ, ચૈતન જાણી નોય ઉલ્લાસ;
એ લક્ષણ શુષ્કજ્ઞાની તણું, જ્ઞાનદગ્ધ અખા હવે ભણું. ૪૯૨

જ્ઞાનદગ્ધ હોયે અધબળ્યો, સંગ સમાગમે રહે તે બળ્યો;
બાહ્ય કર્મે ઝલાણી ભસ્ય, માંહે આપોપું હંતા સત્ય;
અનુભવ અંકુર ન ફુટે ત્યાંહા, જેમાં અખા દગ્ધ છે સ્પૃહા. ૪૯૩

વિતંડ નર હોએ તે એસો, પોતાને નિશ્ચે નહી કશો;
વાદ કર્યા ઉપર બહુ હામ, લક્ષવિના વિદ્યાની મામ;
કલેશ કરતાં કાપે કાળ, અખે વિતંડની કાઢી બાળ. ૪૯૪

જ્ઞાનખળને ખળતાનો થાપ, કુટિલ જુક્તિ ઉપજે બહુ આપ;
જ્ઞાનવચનને આગળ કરે, એથે રહિ વિક્રમ આચરે;
વદે ખરો પણ ખળતા કાજ, અખા તે સરખો અંતરબાહ્ય. ૪૯૫

હવે નિંદકજ્ઞાની કહિયે સોય, પેહેલું દોષનું દર્શન હોય;
સંત સમાગમમાં તે ફરે, લાંછન જોઈને રહિયે ધરે;
આત્મજ્ઞાનતણી કરે વાત, પણ નિંદકની અખા એવી ઘાત. ૪૯૬

ભ્રમજ્ઞાનીને અંતર ભર્મ, રહે વસ્યું પણ ન સમજે મર્મ;
અંતર અન્ય ઉપાસન કરે, કરતા હરતા આપ ઉચ્ચરે;
અખા તે ન સમજે સાંગ ઉપાંગ, ભ્રમે ન ટળે વાસનાલિંગ. ૪૯૭

હઠજ્ઞાની સિદ્ધિને વસ્તુ લખે, કહે બ્રહ્મજ્ઞાન નોહે સિદ્ધિ પખે;
કહે ચૈતન્યે ભર્યું બ્રહ્માંડ, સિદ્ધવિના પણ કાચો પિંડ;
અખા લક્ષ હઠજ્ઞાની તણો, સિદ્ધિ ત્યાં પૂરું બ્રહ્મ ગણ્યો. ૪૯૮

શઠજ્ઞાની તે ગ્રંથ બહુ સુણે, બહુ વાંચે બહુ પાઠે ભણે;
ગ્રંથ પ્રતીતે માને વાત, શમ્યક્ ભાસે નહી સાક્ષાત;
શઠપણે ન ટળે ચકચૂંધ્ય, અખા અંતરથી ન ટળે રૂંધ્ય. ૪૯૯

શુન્યવાદિને શૂન્યે શૂન્ય, વિશ્વ નહીં નહીં પાપને પુન્ય;
ઉત્પત્તિ નહી, નહી સમાસ, સ્વપર નહી, નહિ સ્વામી દાસ;
એમ વરતે શૂન્યવાદી ખરો, પણ અખા ન ચાલે શૂન્ય ઉફરો. ૫૦૦

શુદ્ધજ્ઞાની તે રૂપ અરૂપ, માંહિ નિધ આરો છે તદ્રૂપ;
સર્વ સહિત છે સર્વાતીત, જે પોષક આઘે ઉદગીત;
અખા અનિર્વચની તે આપ, લક્ષ લાગે તે લહે અમાપ. ૫૦૧
દશ પ્રકારના જ્ઞાની લખ્યા, પણ નવે તો દશમા વિણ મથ્યા;
નવેનો લક્ષ ત્યારે શુદ્ધ થાય, જ્યારે અનુભવ દશમા ઘેર જાય;
અખા જે છે સદા અવાચ્ય, જો સમજે તો સમજી રાખ્ય. ૫૦૨

## વેદ અંગ.

વેદે વિચારી જોયો બ્રહ્મ, વિશ્વ તે શું ને કેનો કર્યો મર્મ;
વિચાર કરતાં બેઠું ધાટ, એમ ચાલ્યો જાય સત મિથ્યા ઠાઠ;
સત ચૈતનને મિથ્યા માય, અખા એમ દીઠો પરવાહ. ૫૦૩
ઠેરાવીને લખિયો લેખ, પંચભૂતને તેવો શેષ;
તત્વે તત્વની ઉપજ ગણી. માંય ચૈતન્યના ચૈતન ધણી;
લક્ષ ચોરાશી બીબે ભાત્ય, એ અખા વેદના મનની વાત. ૫૦૪
પ્રવાહ ચાલ્યો જાય એણે મર્મ, જીવાપત્તિ આળેખ્યાં કર્મ;
તેર કાંડ ધુમમારગ લખ્યો, છેલ્લી વારે અર્ચી ઓળખ્યો;
ઉપનાકેરો કર્યો નિષેધ, અખા ઉપનિષદ માથું વેદ. ૫૦૫
નેતનેતિનો એહજ અર્થ, ઉપનું ગયું તે જાણ્યું વ્યર્થ;
શેષ લહી કહ્યું નેતિ નેત, હાથ ખંખેર્યા એણે હેત;
અખા ચૌદમું પ્રિછ્યા પખે, જીવ ગુંથાણો તેરને વિષે. ૫૦૬
તેર કાંડ માયાનું જાળ, કર્મ ફળ જીવ ઈશ્વર કાળ;
એ સર્વ ધાટ બેસાર્યું વેદ, વિપદ કલ્પિ કીધો ભેદ;
અખા ખટકે નહિ જે તેર, ચૌદ વાળિ તે ચાલી શેર. ૫૦૭
વેદની જુક્તિ પુરાણે ગ્રહિ, તેણે ઈશ્વરપદ રાખ્યું સહિ;
મોટાં ચરિત્ર ત્યાં ઈશ્વર કહ્યાં, સાધારણ તે જીવમાં ગયાં;
સામરથ દેખી બાંધ્યું માન, અખા એ પુરાણતણું નિદાન. ૫૦૮
વેદનો લક્ષ તે કૈવલ્ય રહ્યો, ઈશ્વર લક્ષ તે પુરાણે ગ્રહ્યો;
ઈશ્વરના ચોવીસ અવતાર, તેમાંહે વળી સાર ઉદ્ધાર;
તેને સ્થળ વળી પ્રતિમા કરી, એમ અખા માયા વિસ્તરી. ૫૦૯
ચારે જુગનું એ વર્તમાન, પરંપરા જોતાં અનુમાન;
જ્ઞાનતણી નિરંતર સુજય, પ્રવાહ પડે કર્મ પ્રતમા પુજય;
અખા ન ટળે દેહઅધ્યાસ, સ્વર્ગ મૃત્યુ પાતાળે વાસ. ૫૧૦
છે પોતે પરમેશ્વર આપ, રાખ્યો ત્યારે દ્વૈતનો થાપ;
એ આશ્ચર્ય તે કોને કહ્યું, જે પોતા સરખું સૌને લહ્યું;
અખા વિચાર્યા સરખી વાત, પુછ્યું ત્યાં પરતંતર ભાત. ૫૧૧

જ્યાં જેમ થાય તેમ સેજે થાય, કરતવ્યને શિર તે દેવાય;
અટક્યું ન રહે કાંઈ કાજ, આગળ આગળથી થાએ સાજ;
કરણહાર ન દીસે કોય, અખા સૌ એ કરતા હોય. ૫૧૨
અખા પરમેશ્વર જોતાં અશો, કહ્યો ન જાએ કોયે કશો;
કોણ કળે ને કેને કળે, એકવડે સઘળા ચળવળે;
જેમ મેઘ બહુ બુંદે કરી, બિંદુ મેત્રને જુવે કેમ ફરી. ૫૧૩
માંહિ બ્હાર ન જાયે કહ્યો, બાંધ્યો રૂંધ્યો પોતે લહ્યો;
સેજ સહજ ફુટ્યું આકાશ, ઉપજ સાથે અખા સમાસ;
આગળ સગુણ નિપજતું જાય, પાછળ નિર્ગુણ થઈ ભુસાય. ૫૧૪
પ્રત્યક્ષ પ્રમાણ ચાલ્યું જાય સદા, કોઈ સંભાળી જુવે જદા;
નિર્વેદ વિના સર્વે અવિવેક, મહાનિધમાંથી સર્વે ભેવ;
રમી રમી પાછે રસ થાય, અખો રામ એવાતે ગાય. ૫૧૫
જે ઉપજે તે પાછું વળે, ચૌદ લોક લોકપાળે ટળે;
સુનુ ન રહે ઠાટામાટ, તેમનું તે બેઠું રેહે ઘાટ;
દષ્ટ પદાર્થ તે દષ્ટમાન, અખા તેમનું તેમ નિધાન. ૫૧૬
એમ જોતાં અખો તે કશો, બાધા મેઘમાં એક બુંદ જશો;
ફોરાનું તે શું પ્રમાણ, સાવ નિરંતર પાણી જાણ;
જેમ છે તેમ હેજ નિદાન, અળગું જાણવું એહજ જાન. ૫૧૭
અખે રામ એવો ઓળખ્યો, કાગળ મશી ન જાએ લખ્યો;
ફરતે બેઠે તે નવ મળે, નખશિખ લગે તે નવ ચળે;
સેજે સેજ ઘલાણી હામ, અખા નિરંતર ફાવ્યો રામ. ૫૧૮
વસ્તે અસ્ત પામ્યું મન જદા, દળિદર હો કે હો સંપદા;
દરિદ્ર નવ ઘેન સુખનું માન, જારે પામ્યું મૂળ નિધાન;
આઘ કર્મ કીધે જીવ થયા, કારણ આઘ શાના પર રહ્યા. ૫૧૯
અખા વિચારે બેઠું ઘાટ, આપેઆપ ચૈતનનો ઠાઠ;
પંડિત જાણ કહો એ મર્મ, અણજાણે શું સાધન ધર્મ;
વ્યક્ત કરે તે વક્તા ખરો, અખા અણજાણે ભૂલા ફરો. ૫૨૦
કરતો રેહે તો ખૂટે કર્મ, એ આશય જાણ્યાનો મર્મ;
જોતું જીવતો કર્તા હરી, જો તું શીવ તો વસ્તૂ ખરી;
અખા એમ જાણે તે આપોઆપ, ગીતા વિષે હરિ રાખ્યો થાપ. ૫૨૧
ગીતાને અધ્યાય સાતમે, ભક્ત ચાર કહ્યા તે સમે;
તેમાં ત્રણતણો હરિ કહે હું ભૂપ, પણ જ્ઞાતા તે મારૂં નિજરૂપ;
કાર્ય પ્રત્યે બાહારે રમું, અખા અંત્યે ત્યાં વિરમું. ૫૨૨
જ્ઞાને સમજે તે નર ખરો, ભણ્યેગણ્યે માણે આદરો;

ભણિયા બહુ ભમતા ભવમાંય, ભાત કુભાતવચ્ચે ન રેવાય;
ર૯૫થી વાત કરે હરિતણી, અખા અક્ષર મતિ નહિ આપણી. ૫૨૩
જે વિરલા રસિયા હરિતણા, કેસરિસિંહ દીસે નહિ ઘણા;
સુભટનો સૈન્ય મધ્યે વિચાર, તેમ માળા મુદ્રા સારોધાર;
અનળપંખી અતિ ઉંચો ચડે, અખા કોય દર્શન નવ કરે. ૫૨૪
અખા અક્ષરપદ તું ત્યાં રમે, જ્યાં ચવે નહિ ત્યાં વિરમે;
નિત્ય નિવેદન એહજ જાણ્ય, આત્મતત્ત્વ સઘળે પરમાણ;
ત્યારે સર્વ પડે પાધરૂં, જ્યારે હુંપણાનું આવે સરૂં. ૫૨૫
ઓળખ આપ હવડાં હરિ મળે, બાહ્યથકો અંતર્ગત વળે;
અન્વય વ્યતિરેકે હરિ ભાળ, તુષને ત્યાગે રહે તે સાળ;
અક્ષર આપ અવસ્થા કરે, અખા તું જ આગે મધ્યે શરે. ૫૨૬
પેહેલી હરિશું લાગી પ્રીત, તેણે ભાગી લૌકક રીત;
એમ કરતાં સગપણ નીકળ્યું, તેણે ત્યાં કાંઈ કહેવું ગળ્યું;
સ્વામી સેવક પ્રીતે હતો ભાવ, સગપણ અખા સ્વતંતર સાવ. ૫૨૭
માતા તન સઘળો સંસાર, પિતાપુત્રનો એક નિરધાર;
પિતાપુત્રને શરિરજ નથી, ભાસે તે ભ્રમની મોરથી;
માતા તનને ધ્યાતા ધ્યેય, પિતાપુત્ર અખા નિઃશ્રેય ૫૨૮
કાંઈ ન જાણ્યે જાણ્યો રામ, જાણપણે ભૂલો નિજ ધામ;
જેમ જેમ અદકું જાણતો જાય, તેમતેમ હુંના મળ બંધાય;
યદ્યપિ કથે જીવ બ્રહ્મજ્ઞાન, તોય અખા નહી મૂકે માન. ૫૨૯
જાણ થાય બહુ વિદ્યાવડે, તેમ તેમ આવરણ અદકાં ચડે;
નિત્ય ધોતાં પટ રાતું થાય, પાણિનું પડ ચડતું જાય;
મૂળગું પટ જોતાં તે મેલ, અખા અજલિંગીપણું અલેલ. ૫૩૦
નિજપણની ભૂલ્યે કરિ જીવ, ભૂલ ટળી તો સદા એ શીવ;
તે શિવ તો પોતે છે સદા, વિદ્યાના મળ નોહે કદા;
અખા વસ્તુ તો સેજેસેજ, જીવ રહે તો પ્રાગે મળ રેહેજ. ૫૩૧
સમજ્યો નર શો બાંધેઘાટ, આપાપર ટળી ગયો છે નાટ;
અકસ્માત ઉપનો વિચાર, અસત્ય નિત્ય બાંધો સંસાર;
અનંત બ્રહ્માંડનો દષ્ટા આપ, અખો કેહે શરીર આદે દૈ વ્યાપ. ૫૩૨
અખા વિચારયા સરખી વાત, વિચાર્યા વિના થાય ઉત્પાત;
વેદ ચાર બ્રહ્માના કહ્યા, સ્મૃતિ પુરાણ ઋષી ઉચ્ચર્યા;
ચળ્યો પદારથ સર્વે કહ્યો, અચળ્યો ત્યાંહાં અભોગત રહ્યો. ૫૩૩
જે રહિયો વ્યાપી વિસ્તરી, તેની ત્યાંહાં કથા નવ કરી;
ધર્મે કર્મે લાગ્યા બહુ લોક, સોદો ન થયો રોકારોક;

નગદ માલ ઉધારે પડ્યો, એમ અખા જીવ તો રડવડ્યો. ૫૩૪
ઇયાં અખા કોઈ શું કરે, જો માયા આદિ પરપંચ ધરે;
જેમ અશ્વ અશ્વનીને ભોગવે, નેત્રે પટ બાંધ્યો જોગવે;
પટ છોડી દેખાડે તૂરિ, અખા એહવી નિપજ ખરી. ૫૩૫
એણી પેરે એ ત્યાં થાય, જે વડે પરવાહ ચાલ્યો જાય;
તેનો કોય ન જાણે મર્મ, દેખે જીવને જીવનાં કર્મ;
અદૃષ્ટ પદાર્થ થાય દૃષ્ટમાન, અખા સમજતો સમજે સાન. ૫૩૬
અમૂર્તિ મૂર્તિ આ સહુ, અણનામીનાં નામજ બહુ;
અકરતા કર્મ સર્વે કરે, અનિર્વચની વચન ઉચ્ચરે;
અખા એમ ખરા તે માન, બીજી વાત ન ઘાલિશ કાન. ૫૩૭
પરબ્રહ્મ જોવાને મંન, બહુ ભાંતના કરે જતંન;
પૂતળિને કેમ જુવે ચક્ષ, દેખણહાર પૂતળિ છે મુખ્ય;
દર્પણ માંડી જોવા જાય, તેહ અખા નિજ છાયા પ્રાય. ૫૩૮
રૂપધારિ રામ જોવા કાજ, શરીર કૃત કરતા બહુ બાહ્ય;
ધ્યે ધ્યાતા થઈ આવે સેજ, એતો ચેતનમાં ગુણ છેજ;
જીવ બ્રહ્મને બાથે સાય, એ અખા હોયજ નહિ પ્રાય. ૫૩૯
વિચાર અણલિંગી કેમ ઉપજે, જેમ કોય નરને ઘેલા ભજે;
શિથિલ થઇ જાએ તેની વૃત્ય, તેમ કેવળપણું પામે તર્ત;
ભાવના ફેર પડે છે મંન, અખા નહી કો સાક્ષી અન્ય. ૫૪૦
પ્રાયે સર્વ ચૈતન્યનો ઠાઠ, સત્ય મિથ્યા રૂપ આઠ કાઠ;
શેષનાગ વૈકુઠ પર્યંત, મણિગણ બહુ ને એકજ તંત;
દેવ નર નાગરૂપ સિધમાં ફેર, સમજે અખા ટળે અંધેર. ૫૪૧
સર્વ એક કારજનાં રૂપ, કારણ સમજવું તેજ અનુપ;
કારજ કીટ પતંગ બ્રહ્માય, કારણવડે સૌ ચાલ્યું જાય;
જે ઘટ અખા કારણ ઉલ્લસે, તે તો સ્વયં થઈ વિલસે. ૫૪૨
લોક ચૌદ હીરાની ખાણ, ઓપાણો તે થયો નિરવાણ;
વણ ઓપાણે સૌ કાંકરા, જાત વિષે સર્વે આકરા;
જે ઘટ હુવો પોતપ્રકાશ, તે અખા નોય સ્વામી દાસ. ૫૪૩
આડય અવિદ્યા સૌને વિષે, તેણે આપોપું નવ ઓળખે;
ભરમે દેહઅધ્યાસી થયો, કર્મ કરી ચૌદ લોક વહ્યો;
તેહ ભૂલ ટાળવા માટ, અખા ભક્તિ ઘાલી છે ઘાટ. ૫૪૪
જાણ્યું જીવ નવધા આદરે, ભક્તિરસે કર્મરસ વિસરે;
ઈશ્વર સાથે રતિ બંધાય, તો કાંઇ સુરત ચેતનમય થાય;
ત્યાં સગુણભક્તિ ગાયો સાકાર, અખા મંડાણો મોહવ્યાપાર. ૫૪૫

ભક્તિ દેખાડી એટલા માટ, કર્મ ગહનમાં પાડી વાટય;
જાણ્યું સુધે મારગ જશે, સર્વાવાસ હરીને જાણશે;
અખા અવતરી ધ્યેયને બકે, પોતાથી છુટી કેમ શકે. ૫૪૬
સર્વાવાસ જાણ્યાવિણ રામ, અખા થયું નથિ કેનું કામ;
બીજી ભક્તિ તે મોહનો ધાટ, રાજમાર્ગમાં પડે છે વાટ;
પુષ્પિત વાણી તે મેવાસ, સુખ સરખું પણ મહા આયાસ. ૫૪૭
એક વસ્તુ વિચાર વિચાર્યો મને, પરબ્રહ્મ જાણેવો જને;
આપ આધે દે ચૌદે લોક, પંચભૂતકેરો સૌ થોક;
લોક લોક પ્રત્યે લોકપાળ, એવું ઘર છે અખા વિશાળ. ૫૪૮
વૈકુંઠાદિ ઉંચા માળ, નીચા જોતાં આદિ પાતાળ;
તેમાં બળિયા બળિયા બહુ, એક અધિપતિ ને પ્રજા સહુ;
અખા જોતાં એક માંડણી, મહાકારણ તે અળગો ધણી. ૫૪૯
તેમાં નિધ સધળે પોષાય, અવિરલ પરવાહ ચાલ્યો જાય;
વિષ્ણુ બ્રહ્મા શિવ ને શેષનાગ, ઐશ્વર્ય ઓછા અદકા ભાગ;
ત્રિગુણાતીતવડે એ સહુ, અખા સમજે તો સારૂં બહુ. ૫૫૦
લોક ચૌદ ત્રણ ગુણના કર્યા, અષ્ટાદશ વર્ણે આવર્યા;
એણે લેખે બહુ બ્રહ્માંડ, બ્રહ્માંડ બ્રહ્માંડે બહુ વિધિ માંડય;
લૌકિક લેખું એ ત્યાં કહ્યું, અખા અલૌકિક અળગું રહ્યું. ૫૫૧
જેમ ચિતારો ચિત્રશાળા કરે, અનંત ભાત્યનાં રૂપ ચિતરે;
અનંત અવયવ ભાવ ભેદ નામ, જોતાં ચિતારાનાં કામ;
દીઠી સુણી વાત બહુ લખે, અખા ન નિપજે જોયા પખે. ૫૫૨
એ ચિતારાની પેરે નથી, જે સર્વ કાઢયું આપામાંહ્યથી;
રૂપે રૂપે સંચાર્યું આપ, તેણે ચૌદે વ્યાપ્યો વ્યાપ;
કળને ભરાવી ચૈતનવિષે, માટે તે નાટક છે અખે. ૫૫૩
અદ્ભૂત કળા ચિતારાતણી, આપે આપનિ નીપજ ઘણી;
બીબે બીબું ભરાતુ જાય, ચૌદ લોકની નીપજ થાય;
થાય ભાત પણ સામરથ પોત, એમ અખા જો ઓતપ્રોત. ૫૫૪
અરૂપી તે રૂપે બહુ થયો, સ્વસ્વરૂપે જેમ હતો તેમ રહ્યો;
જેમ અગ્નિથી દીપક થાય, પછે દીવા ચાલ્યા જાય;
હુતાશન તેમનો તેમ અખે, હાણ્ય વૃધ્ય નહી ચૈતન વિષે. ૫૫૫
નાટકનો એમ નીપજે ભેદ, હું નથિ કેહેતો કે છે વેદ;
જેને સ્વસ્વરૂપ પામ્યાનો અર્થ, માયા મોહ કરવો હોય વ્યર્થ;
પ્રગટ પ્રમાણ કહે છે અખો, જાણો તે એ પેરે લખો. ૫૫૬
સુખિયા દુખયા દીસે બહુ, પણ માયાના કીધા છે સહુ;

સુખિયા પલમાં દુખિયા થાય, ધનતન લજ્જા રીટી જાય;
રંક હોય તે થાએ રાય, અખા એહ માયામહિમાય. ૫૫૭
માયાના મર્કટ સહુ લોક, પલકે સુખ ને પલકે શોક;
કપિને જેમ સણગાર્યો નટે, ભીખ મગાવે રહ્યો ચૌવટે;
અખા લે સર્વે ઉદાલ્ય, કંથ દોરડી પૂઠે કાળ. ૫૫૮
પલકે રિધ સિધ આવે ઘણી, જીવ જાણે હું સૌનો ધણી;
જેમ વરઘોડે મળિ બહુ વના, પલક રહી ને થાએ ફના;
અખા માયા કરે ફજેત, ખાતાં ખાંડ ને ચાવતાં રેત. ૫૫૯
બાળકપે ઘરડો તે શૂન્ય, સત્ય માન્યું શમણાનું ધંન;
બાળક રમતને માને ફોક, ઘરડો સત્ય માને હર્ખ શોક;
પશુ મુવો કે ભુત ન થાય, માણસ અખા અવગત કેવાય. ૫૬૦
પંચ ઈંદ્રિયનું અતિશય જ્ઞાન, એ માણસને આપ્યું માન;
સામું તેને ચડ્યો અહંકાર, કર્યા મૂકયાનો રાખે ભાર;
અવળી સુજય અખા જીવની, અંતર માયા અતિ પ્રિય બની. ૫૬૧
કાંઇ ન દીસે જીવને હાથ, થઇ બસે તે સૌનો નાથ;
ધન તન દોલત ઉડી જાય, રહ્યો રૂવે પણ કાંઈ ન થાય;
મરડે મૂછ પણ માંહે કલીબ, અખા એહનું લક્ષણ જીવ. ૫૬૨
નાટક ચાલે માયાતણું, સકળ જીવ સણગારી ઘણું;
કાળ ફેરવે ચૌદ ચોવટે, એકને આપે એકનું ઝટે;
અખા વગોવે માયા કાળ, જાણ પંડિત શ્રીમંત ભૂપાળ. ૫૬૩
બાળક જેમ રમાડે શ્વાન, દૂરથકી દેખાડે ધાન;
પુંછ હલાવે ચાટે લાળ, ઉંચું કરી ભરાવે ફાળ;
લલચાવ્યો દેશાંતર જાય, અખા એમ રમાડે માય. ૫૬૪
આશા જનને બહુ પરભવે, દેવ આગળ જઈ દુઃખ દાખવે;
દશે આંગળાં મુખમાં ધરે, દીન વચન નેત્રે નીર ભરે;
ત્યાંથી ટાંક ન પામે ધૂળ, અખા લાલચે ન મળે મૂળ. ૫૬૫
કહે અમને કોણ શકે છેતરી, એવું બાંધે બરદ આદરી;
ક્ષણે ક્ષણે લુંટાતો જાય, ધન તન સજ્જન સૌને ખાય;
છાનો નહી પ્રગટે ઠગે કાળ, પંડિત જાણ શ્રીમંત ભુપાળ. ૫૬૬
ઝોંટિ લે રાજાનાં રાજ, તપસીનાં તપ કરે અકાજ;
શ્રીમંતકેરા ધનને હરે, પંડિતની વિદ્યા ભક્ષ કરે;
યુવતીનાં યૌવન હરે કાળ, તોય અખા નવ જાગે બાળ. ૫૬૭
કાગળમાંથી જાય કપૂર, સોખે સૌને એવું નૂર;
ગવંગાંઠથી મોહે અજાણ, સૌને પીલે એકજ ઘાણ;

ખોખાં કરિ નાંખે તત્કાળ, અખા એહવો કરડો કાળ. ૫૬૮
ઘોડાપુર આવે જેમ નદી, ક્ષણમાં સંપત દીસે વધી;
પળમાં તેનો થાયે વરો, જેવો છાસતણો આફરો;
એમ સંસાર આવે ને જાય, અખા તેહને ક્યાં પતિ માય. ૫૬૯
સહિત દેશ વૈકુંઠ ગયા રામ, કૂળ લઈ કૃષ્ણ પો'તા નિજ ધામ;
પ્રાકૃત જીવતણી શી વાત, મોટે ઠામે ઘાલ્યો ઘાટ;
થયો પદારથ ટાળે કાળ, વળગ અખા નિર્ગુણની ચાલ. ૫૭૦
પુન્ય પાપ લખિયાં ઋષિજને, જેણે જેવું માન્યું મને;
બ્રાહ્મણ કહે સત્ય કરવા યજ્ઞ, પશુવધ કીધે હોય પુન્ય;
જૈન કહે એ હિંસા પાપ, અખા ધર્મ પણ જુજવા થાપ. ૫૭૧
લખ્યા પ્રમાણે સૌકો વદે, ધર્મ રાખવો સૌને હ્રદે;
બોલ્યું ન મળે કેનું એક, આપ આપણી રાખે ટેક;
જાંગડ રાખી સૌ ઓચરે, અખા સૌકો વદતા મરે. ૫૭૨
માણસપેં દેવ ઊત્તમ લખે, ત્યાંહાં મદ્ય માંસને ભખે;
તેને માથે ન ગણે પાપ, બળી આપિને સૌ કહે બાપ;
અખા ગહન એ ચાલ્યું જાય, રામ જાણે નિસ્તારો થાય. ૫૭૩
બહુ સામર્થ્ય હોય છે જ્યાં, બુધનું બળ નહિ ચાલે ત્યાંહાં;
દેવી દેવ રાક્ષસ સિદ્ધિવંત, તેનાં ચરિત્ર ન સમજે જંત;
તેને શિર ન ગણાએ પાપ, અખા બુધ્ય લગણ આલાપ. ૫૭૪
બુદ્ધિ પ્રમાણે લખિ લખિ ગયા, બુદ્ધિ પ્રમાણે વાંચે રહ્યા;
બુદ્ધિ પ્રમાણે સૌ સાંભળે, બુધ્યાતીતથી સૌ ચળવળે;
તેને અખા સમજે જે કોય, પરાતીતથી પોષણ હોય. ૫૭૫
જેમ અરૂપ અગ્નિ રેહે ચમક વિષે, પ્રગટ થયા પછિ સહુ લખે;
રૂપ ધરી બહુ પ્રાક્રમ કરે, બુધ્ય વિલાસ સૌકો આદરે;
પણ પ્રગટયાને કાળની દવા, અરૂપ અખા સદોદિત સદા. ૫૭૬
અરૂપી અગોચરથી બળ કરે, દ્રુમ વિષે જેમ નિર પરવરે;
થડ મૂળને શાખા પત્ર ફુલ, રગોરગે નીર ચડયું અમૂલ;
પાણિ સદા અખા અવિનાશ, પણ થઈ આવ્યું તે થાએ નાશ. ૫૭૭
ફૂળ જોવાં હીંડે નીરને, પણ કેમ દેખે અંતરથિ હીરને;
ફૂળ સ્થાનક દેહાદિક રૂપ, અને જળસ્થાની તે વસ્ત અરૂપ;
અખા જોતાં તો સર્વે રાન, પણ ઉપનું તે ટળે રૂપ નામ. ૫૭૮
અખા એમજ ધરજો ધ્યાન, આપણિયે જડશે સ્વસ્થાન;
બીજું તે મનની સોચના, અંતરજામ્ય ન ટળે રોચના;
પરાપાર પ્રાણેશ્વર નાથ, નહિ સમજે તે ઘસશે હાથ. ૫૭૯

પિંડ શોધે પ્રાણેશ્વર જડે, બીજું તેને રૂપક ચડે;
પ્રત્યક્ષ સિદ્ધ સેવક બહુ સ્વાદ, પરોક્ષ ઉમેદ કરે બહુ વાદ;
ગળી ચોપડી સગળી વાત, લુખો રામ અખા સાક્ષાત. ૫૮૦
રામ નોહે પ્રત્યક્ષ પરોક્ષ, સ્વયં રેહેશે આપોપું શોષ;
ત્રિગુણ ધુંવાડે આંખ્ય બહુ ભરી, ચૌદ લોક રહ્યા આવરી;
આતમ અખા સદોદિત સદા, જીવને ત્રિગુણની લાગી દધા. ૫૮૧
સુઝ પડે તે સમજે સાર, અન્ય કલ્પે ઉપલો વેહેવાર;
વાદળ ખોખું શોષે નીર, કાદવમાંથી પીયે હીર;
એમ પ્રપંચ પરમેશ્વર લહે, અખો દેખી ચાખી કહે. ૫૮૨
સ્વામી અખાનો સઘળે મળે, લોક ચૌદે તેમાં આફળે;
બ્રહ્મા આયુષ પંથમાં જાય, રામરૂપ પુરૂં ન મપાય;
એવું અદબદ એળે જડયું, તે માયલું સર્વ ઘાટે ઘડયું. ૫૮૩
અખા અદ્‌ભુત મોટી વાત, પ્રાકૃત જીવ કહે ઉત્પાત;
ભવ્ય જીવ કહે એ ભલું, સિંહનું બાળ રમે એકલું;
કેશરીકેરી મોટી ફાળ, પ્રાકૃત જીવો બિયે શિયાળ. ૫૮૪
પ્રાય પરમેશ્વર છે મનાતીત, પાણીથી અળગેરૂં શીત;
શીત યોગે જેમ નીર જમાય, તે ઉપર સૌ હીંડી જાય;
વસ્તુ વડે એમ જાણો મંન, એમ અખા સમજે હરિજંન. ૫૮૫
જળ જામે ને જળ વિધરે, તે બાધી અવની પરવરે;
હીમ ન દીસે તેમાં રંચ, તેમ એ જાણો મનના સંચ;
ત્યાંહાં હીમ તેમ હયાં રામ, અખા મન સત્તાના કામ. ૫૮૬
અખા લાધવ સમઝામાંય, જો અંતર્યામી થાએ સાય;
સામો હોય તો સાહે હાથ, પોતે પોતાના લેખો નાથ;
છે હમાયુપંખીની પઠે, કોય હેતુ વાદ કરશો મા હઠે. ૫૮૭
અગ્નિ કાષ્ટ મેલીને પંખ, ઉપર ઉડી નાખે નસંક;
નિજ ઇચ્છાયે બાળે કાય, સ્વાંતબુંદ ફરિ પરગટ થાય;
એમ અખા હોય બ્રહ્મવિચાર, ઉત્પત લય જ્યાં હુંતું સાર. ૫૮૮
અખે વિચાર્યું મનને સાથ, જે કાંઈ ન દીસે તારે હાથ;
તો ફાંશી શિદ રાખે મામ, કશું ન નિપજે તો શું કામ;
શરીર તારૂં તારે વશ નહિ, તો બ્હાર બળ દેખાડે કહીં. ૫૮૯
ઇંદ્રિ વણસે વણસે કાય, ગમે નહી વાળ ધોળા થાય;
સ્વર્ગ સુધી તે ઘાલે હામ, પોતાનું નિરખાગે ચામ;
ફોકટ ગાડાં લુટી પડે, અખા ન કોએ પારે પડે. ૫૯૦
અખા ઇચ્છે જો આતમભોગ, નિવૃત્તિ વિના તે ન મળે જોગ;

કથે જ્ઞાન પણ બાંધ્યો વાઘ, તેને મુક્ત ન પામે જાગ્ય;
મુવે મુક્ત હશે તેમ હશે, જીવતે વાઘ જો પાંજરે વસે. ૫૯૧
છૂટા છો પણ બાંધા હેઠ, જેમ શકરાને દોરો પેટ;
ઉડે ખરો પણ નાવે જાય, પેટે બાંધ્યો દોર તણાય;
અખા એમ નિવૃતિ વિના, જીવને તે ન ટળે બેમના. ૫૯૨
અજ્ઞાનીથી જ્ઞાની ભલો, જે મન વડે ચુકાવ્યો કળો;
પણ વર્ત્તતા પ્રવૃત્તિમાં ધાંખ, જેમ પોપટની કાઢી પાંખ;
કદાચ અખા તે ઉડી જાય, પાછો તેને પ્રવૃત્તિ સાય. ૫૯૩

## અજ્ઞાન અંગ.

અજ્ઞાને જે પેહેરે વેષ, બ્હાર નીકળે દેખાદેખ;
જેમ વાઘ ગૌધણને હળ્યો, વર્ત્તી તેમાંહી રે ભળ્યો;
તેને છે આમિષનો આહાર, પ્રસંગ મળે અખા પ્રતિકાર. ૫૯૪
પ્રવૃત્તિ નિવૃત્તિની અળગી વાત, વિચારવિના નવ આવે ધાત;
જેમ કો ભાડે રથ બેઠો જાય, બળદ મરે રથ કટકા થાય;
નોહે ચિંતા તેને પ્રતિકાર, અખા જેને સત્ય વિચાર. ૫૯૫
પ્રવૃતિ નિવૃત્તિને બેઠો વરી, જેમ વેશ્યા રાખી ગૃહિણી કરી;
પ્રસંગ મલે કરતી તે કરે, વિચાર વિના સૌ એમ આચરે;
મન ઇંદ્રી ત્યાં ન કરે કહ્યું, અખા એમ એક વાંકું વહ્યું. ૫૯૬
યથારથ વર્ત્તે તો જ્ઞાન, જેમ કો રંક થયો રાજાન;
જેમ કરતો તેમ વળતું કરે, જુઠું છળ વિક્રમ આચરે;
અખા કરી ન જાણ્યું રાજ, શું થયું જો તો પામ્યો સાજ. ૫૯૭
જો અખા ઓળખે આતમા, તો સર્વ વાતની ભાગે તમા;
લાલચ લોભ જૂઠો પ્રતિકાર, સૂર્યધામમાં નોહે અંધકાર;
શીખી સાંભળી વાતો કરે, પોતે અગ્નિ કેમ ટાઢે મરે. ૫૯૮
જ્ઞાનતણો છે સત્ય ઉપદેશ, ત્યાં જૂઠું ન રહે લેશ;
સાચી કથણી કથતા જાય, ઊદરઅર્થે કરે અન્યાય;
કહે અખો એનુ શું ભણ્યું, ગુંજાતાપ વાનરતાપણું. ૫૯૯
જ્યારે જ્ઞાનનો ઉગ્યો રવી, રાત્ય ગઇ રત્ય પ્રગટી નવી;
કૃત્ય જાશે અંધારાતણાં, મોહનિશામાં ફરતા ઘણા;
અખા નોય દરિદ્રની વાત, અમૃતભોગ કે લાંઘણ સાત. ૬૦૦
આતમાનું તે કરે અકાજ, સંસારની તે રાખે લાજ;
દેહસુખને આતમસુખ કહે, જેમાંનું કાંઈએ નવ રહે;
જીવને મૃત્યુ છે જેવડે, એક સત્ય વાક્યે તે શું તૂટી પડે. ૬૦૧

ધન આયુ વિદ્યા બળ રૂપ, સ્વર ચાતુરી ન્યાય સિદ્ધ ભૂપ;
જ્ઞાન ભક્તિ વિવેક વૈરાગ્ય, ચારે વ્રત તપ તીરથ ત્યાગ;
અખો કહે સર્વે એ ભાલ, જોતાં આપે આપનો માલ. ૬૦૨
જીવ જીવને રે અનુમાન, તાણ્યું ધનુષ આવી રે કાન;
જે જે દ્વારેમાં જીવ ભળે, તેજ રૂપી કલાણમાં કળે;
મૂળગું અખા અદભદ છે એજ, સમજે તો સમજી લે ચોજ. ૬૦૩
જેને નથી રૂપ ગુણ નામ, જોતાં તેનાં સઘળાં કામ;
પસર્યું આપ વિચિત્રતા ભાત, વેદે કહી એ મુખની વાત;
બહુ મુખનો મોટો મારાજ, તો અખો શું કહે તેના કાજ. ૬૦૪
પ્રણવ પ્રકારે ઘાલ્યો ઘાટ, એક બાહેર દેખાડી વાટ;
જે છે તે ત્યાં અસંખ્યાત, શબ્દે કહિયે શબ્દની વાત;
જે છે તેને અખો કેમ કહે, તેની વાત તો તેજજ લહે. ૬૦૫
કહે અખો મૂકી નિશ્વાસ, હું તો છું તારો આભાસ;
તારી વાત કરે છે તું, ઓછાયા મધ્યે વર્ત્યો હું;
બહુ તેજ મધ્યે હું રહ્યો, ત્યારે શેષ ઓછાંગો ગયો. ૬૦૬
અખા સઘળો આ વસ્તુવિનોદ, હાંસી કહો કે તત્વનો બોધ.
પોતાની ઠગ પોતા સાથ, ઇચ્છા અમલ ખાધી તે હાથ;
તારૂં ઘેલપણું તે હું, સાજો તે ત્યાં તુંનો તું. ૬૦૭
એમ અખા સૈયારી વૃત્ય, હાથોહાથ દીસે છે તર્ત;
નટતણી હાલે અંગળી, હું હાલું જાણે પૂતળી;
તેનો બોલ પોતે નટ કહે, ઉંડે વિચારે અમથું રહે. ૬૦૮

## મુક્તિ અંગ.

મુક્તિ પામવા મુખ્ય વૈરાગ, જો બહુ પાસથો છુટે રાગ;
ધ્યે ધ્યાતાથી આઘો વટે, તે અનુભવતાં ચોક ચોવટે;
બીજી અખા રસાળી વાત, સર્વાતીત નોહે સાક્ષાત. ૬૦૯
જે કીજે તે સર્વે રાગ, રાગ વિના નવ ઉપડે પાગ;
રાગ જે વારે પાછો વળે, ત્યારે નિજ આતમને મળે;
દષ્ટ પદારથસું વૈરાગ, ત્યાં અખા જડે તુજ ત્યાગ. ૬૧૦
જન જાણે છે જે વૈરાગ, તે ત્યાં સામો ઉપજે રાગ;
વૈરાગ હોય ત્યાં નોહે દ્વેષ, તે ત્યાં સામો બાંધે ક્લેશ;
આપોપાનો થાયે ત્યાગ, ત્યારે અખા સાચો વૈરાગ. ૬૧૧
જેહ વડે તપ તીરથ કરે, વિષયભોગ કે સુખ આદરે;
જેણે કરિ નિપજે બહુ કામ, તે શોધી કાઢવો આ ઠામ;

તેવિણ જાણો રાગ વિરાગ, અખા ઉછળી ભાંગવો પાગ. ૬૧૨
જેમ તેમ કરી સમજવો મર્મ, હું તે શું ચૈતન કે ચર્મ;
એજ સમજવું પરથમ જને, પછે ઘેર રેહેજે કે જાજે વને;
એ સમજ્યા વિણ ગૃહસ્થ અતીત,વર વિવાહ વિણ ગાવાં ગીત. ૬૧૩
સમજણમાં નથિ રાગ વિરાગ, જેમ વાયુ હીંડે વિના પરાગ;
લોક ચૌક લગી પરવરે, સમજણથી અર્થ સઘળો સરે;
અખા રામ નથિ ઘેર કે વને, જ્યાં જાશે ત્યાં પોતા કને. ૬૧૪
પાદ પાણી નેત્ર મુખ નાક, સકળ અંગનો સમજો તાક;
એમાંનું એકે જો જાય, ધણી માટે જીવે ન રખાય;
અખા ન દીસે તારો લાગ, પરસાથે શો રાગ વિરાગ. ૬૧૫
વ્હેલ પરાઈ બેઠો જંન, હુંજ ધણી એમ માને મંન;
કાળ સદા ખેડે સારડી, બેઠો ફરે અવિનાશિ રથી;
અખા એમ જાણે સઘળી મંડ્ય, લેવું મુકવું ટળે પાખંડ. ૬૧૬
ગેબી નીપજ થઇ પિંડતણી, ત્યારે તું ત્યાં નોતો ધણી;
સેજે ઉપનું વંઠ્યું તંન, ત્યારે કાંઈ ન ચાલ્યું મન;
વચ્ચે શિદ પાડે છે દાગ, અખા કશો તુજ રાગ વિરાગ. ૬૧૭
ઉપરછલો મારગ લે અખા, નહી કો સાથી કો નહી સખા;
ધણી થયામાં સઘળો ધંધ, જેમ રૂપ નહી દેખે અંધ;
ગગનગામિને નહી અટકાવ, ભૂવત્તિને મન બહુ ભાવ. ૬૧૮
ઉંઘ્યાને સપનાંતર ઘણાં, ઉત્તમ મધ્યમ વેદે ભણ્યાં;
જાગ્યા ઉંઘ્યાથી અળગું રહે, ત્યાંહાં અખો આરોપી વહે;
સમજ્યાને છે સરખું સદા, અણસમજ્યો ભોગવે આપદા. ૬૧૯
અખો જેહ નર રહે અમંન, તેવું કરવું સર્વ જતંન;
જેમ જીહ્વા પંચામૃત ખાય, ખાતી કરતી નહી લેપાય;
વણ ખાધે કર થાય ચીકણો, એવો ભેદ અણુલિંગીતણો. ૬૨૦
અખા અલિંગી વાત અગાધ, લિંગી નરને નહી તે સાધ્ય;
સકળ લોક તે વૃક્ષજ કહે, પણ છે ન કહે જે બીજે રહે;
જોતાં સઘળો લક્ષમાં ફેર, લક્ષ ઉદ્યોત ને લક્ષ અંધેર. ૬૨૧
સામો કો દુઃખ દાતા નથી, જેમ તાળી ન પડે એકહથી;
સ્વપ્ને દીસે નરો અનંત, તેમજ અછતાં પ્રગટે જંત;
અખા વસ્તુપણે જાગશે, તેને એનો અનુભવ હશે. ૬૨૨
અછતો દ્વેષ ને અછતો રાગ, રાગ દ્વેષ માયાનો ભાગ;
જે તજશે તે દ્વેષે કરી, જે ભજશે તે રાગ આદરી;
સ્વસ્વરૂપ ત્યાં બેઠવે નથી, ગુરુલક્ષે અખા જો ઘેરથી. ૬૨૩

પ્રવૃત્ત નિવૃત્તના સઘળા વેશ, ભિક્ષુક થાકે થાજ નરેશ;
રમત રમે છે માયા કાળ, મધ્ય અહંકાર વેહે છે ગાળ;
મહાનિધમાં રાજાની દૃષ્ટ, અખા રમત પાસે નહી સ્પષ્ટ. ૬૨૪
કારણદૃષ્ટિ હોયે જંન, તેનો અનુભવ નોય અસંન;
દૃખે કારણ સરિખાં સૂર, જેનું વસ્તુ વિષે છે ઉર;
અખા ચક્ષુ આંજે ગુરુદેવ, તે કોઈ સમજે એનો ભેવ. ૬૨૫
સમજ્યું તે અણસમજ્યુ થાય, અણસમજ્યુ સરખું સમજાય;
એની કોયે દીયે નહિ સાખ્ય, અનુભવ જે ઉપનો તે દાખ્ય;
નિજ ઘરવરતી જે કો હશે, અખા તે એકમાં પોંચશે. ૬૨૬

## ફુટકળ અંગ.

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળા નાકાં ગયાં;
તીરથ ફરિ ફરિ થાક્યા ચર્ણ, તોય ન પોંતા હરિને શર્ણ;
કથા સુણી સુણી ફૂટયા કાન, અખા તોય નાવ્યું બ્રહ્મજ્ઞાન. ૬૨૭
એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ;
પાણીને દેખી કરે સ્નાન, તુળશી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કયાંની વાત. ૬૨૮
મુક્તિ બંધ પૂછે મતિમંદ, શોધી જોતાં સ્વે ગોવિંદ;
પ્રાણ પિંડમાં હું કે હરિ, જો જુવે અખા વૃત્ય કરી;
બંધ મોક્ષ ન કરે ઉચ્ચાર, આકાશકુસુમનો નોહે હાર. ૬૨૯
પિંડ જોતાં કો મુકતો નથી, ત્રિવિધ તાપ ભોગવે ઘરથી;
સકળ ઇંદ્રિયેં છૂટો રમે, રાગ દ્વેશ કોએ નવ દમે;
સત્ય સંકલ્પ ને અમર કાય, સર્વરૂપ જાણે મહિમાય;
ત્યારે અખા મુમુક્ષુ મંન, જાણે તે જાણીલે જંન. ૬૩૦
જે ધરિ આવ્યો ભૌતિક કાય, દેવ નર નાગ કહ્યો નવ જાય;
કાળસત્તામાં તે ત્યાં ખરો, એ તો મન કાઢો કાંકરો;
મન વચન કર્મ હરીમાં ઢોળ, અખો સમજીયો અંશે સોળ. ૬૩૧
ગહન ગતિ છે કાળજતણી, જેણે જે જે વાતો ભણી;
તે તેનાં પામ્યા પરમાણ, પરછંદાની પેરે જાણ;
માંહોમાં દુર્ઘર્ષ અગાધ્ય, અખા જીવને નાવે સાધ્ય. ૬૩૨
અનુભવિ આગળ વાદજ વદે, ઉંટ આગળ જેમ પાળો ખદે;
ઉંટતણાં આધાં મેલાંણ, પાળાના તો છડે પ્રાણ;
અખા અનુભવી ઈશ્વર રૂપ, સાગર આગળ શું કૂદે કૂપ. ૬૩૩
આવિ નગરમાં લાગિ લાય, પંખિને સ્યો ધોખો થાય;

ઉંદર ખિચારા કરતા સોર, જેને નહી ઉડયાનું જોર;
અખા જ્ઞાની ભવથી કેમ ડરે, જેની અનુભવ પાંખ આકાશે ફરે. ૬૩૪
જોજો રે મહોટાના બોલ, ઉજડ ખેડે વાગ્યો ઢોલ;
અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાંહિ કોદરા ભળ્યા;
ધેંસ ન થાય ન થાયે ધાણી, કહે અખો એ વાતો જાણી. ૬૩૫
આંધળો સસરો ને સણુગટ વહુ, કથા સુણવા ચાલ્યું સહુ;
કહ્યું કાંઈ ને સમજ્યા કશું, આંખ્યનું કાજળ ગાલે ઘસ્યું;
ઉંડો કુવો ને ફાટી બોખ, શિખ્યું સાંભળ્યું સર્વે ફોક. ૬૩૬
વ્યાસ વેશ્યાની એકજ પેર, વિદ્યા બેઠિ ઉછેરી ઘેર;
વ્યાસ કથા કરે ને રડે, જાણે દ્રવ્ય અદકેરૂં જડે;
જો જાણે વાંચ્યાની પેર, અખા કાં ન વાંચે પોતાને ઘેર. ૬૩૭
ગજા પ્રમાણે પ્રબોધે જીવ, બંધનમાંહી રાખે સદૈવ;
સાચિ વાતને સંતજ વદે, તેને મુરખ ઉલટો નંદે;
અખા આંધળે લુંટયો બજાર, સંત ગુરુનો એવો વિચાર. ૬૩૮
જગતપ્રમોદી દાઝ ન ટળે, કુવાડામાંથી કાઢે જલે;
સમજુને છે સરખો ભાવ, તે ગુરુના મનમાંય અભાવ;
એમ જાણીને રીશે બળે, અખા જ્ઞાનીની નિંદા કરે. ૬૩૯
વિષયી જીવથી પ્રીતજ કરે, તત્વદર્શી ઉપર અભાવજ ધરે;
ખાનપાન વિષયાદિક ભોગ, તત્વદર્શીને સર્વે રોગ;
અખા તે ગુરુના મનમાં ખરા, જીવ આવકાર દઈ બેસારે પરા. ૬૪૦
ગુરુ થઈ બેઠો સેનો સાધ, સ્વામિપણાની વળગી વ્યાધ;
તે પીડાથી દુખિયો થયો, રોગ કરાર અનુભવથી ગયો;
વાયક જાળમાં ઘુંચવી મરે, અખા જ્ઞાનીનું કહ્યું કેમ કરે. ૬૪૧
જ્ઞાનીને તો સર્વે ફોક, બ્રહ્માદિલગિ કલ્પ્યાં લોક;
ત્રણ કાંડ કાળની માંડણી, તત્વવેત્તાએ એવી ગણી;
તેની વાત ન જાણે ગૂઢ, અખા ગુરુ થઈ બેઠો મૂઢ. ૬૪૨
સ્વામી થઈને બેઠો આપ, એતો મનને વળગ્યું પાપ;
શિષ્ય રાખ્યાનો શિરપર ભાર, ઉપર ત્યાગ ને અંતર પ્યાર;
આશા રજ્જુને બાંધ્યો પાશ, અખા શું જાણે જ્ઞાનીની આશ. ૬૪૩
જ્ઞાની ગુરુ ન થાએ કેનો, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર તેનો;
અન્ય જીવની તેને શી પડી, જે તેને ઘેર નિત કાઢે હડી;
સેજ સુભાવે વાતજ કરે, અખા ગુરુપણું મનમાં નવ ધરે. ૬૪૪
ગુરુ થઈ મુરખ જગમાં ફરે, બ્રહ્મવેત્તાની નિંદા કરે;
ભૂત કાળમાં જે થઇ ગયા, તેની મનમાં ઇચ્છે મયા;
અખા વેલી કેમ ટાળે વ્યથા, જે નિત્ય વાંચે મરદાંની કથા. ૬૪૫
જે પગલાં અગ્નિમાં જળે, તેને શરણે કાળ કેમ ટળે;

પડતું પક્ષી રાખે આકાશ, એમ પગલાં તે આપે વાસ;
નહીપગલાંને શરણે જા, ત્યારે અખા ભવની મટે અજા. ૬૪૬
ચરણશરણ તો ખોટી કરી, વણચરણોનો દીઠો હરી;
ચરણ જળે કે ભૂમાં દાટય, શ્વાન શિયાળિયાં કૈડે કાટ;
તેની શરણ અખો શું ગ્રહે, જે સમજે તે એવું લહે. ૬૪૭
જોજોરે ભાઇ વાતનું મૂળ, પેટ ચોળી ઉપાડયું સૂળ;
એક સમે ખર ભાડે ગયો, કાંદા દેખી ગળિયો થયો;
ખરે આપિ તેજીને પેર, એવું જાણી અખા જુતો ઘેર. ૬૪૮
કથા કરી તે શુકજી ખરી, પરીક્ષિતને મેળાવ્યા હરી;
શીખ થઈ તારે આપ્યું શું, નગન થઇ ગયા વનમાં પશુ;
નિસ્પૃહીની એવી છે કથા, અખા બીજી પેટ ભર્યાની વ્યથા. ૬૪૯
રઘુ જદુરાજની વાતજ કહે, દત્ત ભરથનું ઓઠું લહે;
અજગરવરતી વનમાં પડયા, તે કયાંઇથી આવી ચડયા;
તેને પોતાસરખા કર્યા, અખા ઘેર ઘેર ઉપદેશ ન કહ્યા. ૬૫૦
દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર;
ચરચા વદતાં તોલું થયો, ગુરુ થયો ત્યાં મણમાં ગયો;
અખા એમ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન તે મૂળગું ખોય. ૬૫૧
સસાસિંગનું વાહાણજ કર્યું, મૃગતૃષ્ણામાં જૈને તર્યું;
વંઝયાસુત બે વહાણે ચડયા, ખંપુષ્પનાં વસાણાં ભર્યાં;
જેવી શેખશલીની કથા, અખા હમણાં આગળ એવા હતા. ૬૫૨
જયાં જોઈએ ત્યાં કૂડેકૂડ, સામેસામાં બેઠાં ઘૂડ;
કોય આવી વાત સૂરજની કરે, તે આગળ જઇ ચાંચજ ધરે;
અમારે હજાર વર્ષ અંધારે ગયાં,તમે આવા ડાહ્યા કયાંથી થયા;
અખા મોટાની તો એવી જાણ્ય,મુકી હીરો ઉપાડયો પાણ. ૬૫૩
નીલા વૃક્ષને ઓથે રહે, જેમ પારધી પશુને ગ્રહે;
એમ હરિને ઓથે ધૂતા ઘણા, ઉપાય કરે કનકકામનીતણા;
અખા ગુરુ શું મુકે પાર, જેના શિષ્ય ગર્દભ ને ગુરુ કુંભાર. ૬૫૪
અંગ આળસ ને તપશી થયો, ઘર મેલીને વનમાં ગયો;
કામબાણ ન શકો જાળવી, રડવડતી એક આણી નવી;
શ્વાન ભસાવે હીંડે છક્યો,અખા હગ્યો નહીં ઘર નવ રખ્યો. ૬૫૫
ગોરીના થાવા વડ ભાગ, માતા પાસે આજ્ઞા માગ;
બળધની તે કેમ થાય ગાય, મૂરખ મિથ્યા કરે ઉપાય;
જ્ઞાન વિના તે સાધન એવાં, અખા તેમાં ન લેવા દેવા. ૬૫૬
સો અંધામાં કાણો રાવ, આંધળાને કાણાપર ભાવ;

સૌનાં નેત્રો ફુટી ગયાં, ગુરુ આચારજ કાણા થયા;
શાસ્ત્રતણી છે એકજ આંખ્ય, અખાઅનુભવની ઊઘડી નહિ ઝાંખ્ય. ૬૫૭
મુંડ મુંડાવી હરિને કાજ, લોક પૂજે ને કેહે મહારાજ;
મન જાણે હરિએ કૃપા કરી, માયામાં લપટાણો ફરી;
સૌને મન ને કરે કલ્યાણ, અખા એને હરિ મળ્યાની હાણ. ૬૫૮
જ્ઞાતાનો એવો ઉપદેશ, પંચના ગુરુ તે સઘળો વેશ;
ઘરઘર માહાત્મ્ય વધારતા ફરે, દામચામનાં જતનજ કરે;
અખા જ્ઞાતાની ન માને વાત, સાચું કેહેતાં ખીજે સાત. ૬૫૯
હરિને કાજે ધાટજ ઘડે, નિજ સ્વરૂપથી પાછો પડે;
પાણો હું પરવત લહું, એ આશ્ચર્ય તે કેને કહું;
અખાથકી તે બીજો હરી, જેમ પર્વતમાંથી પાણુજ ખરી. ૬૬૦
જાણપણામાં જાડા થયા, ડાપણ ડોળી રાબડ રહ્યા;
નીર હતું તે કીચમાં ગયું, આતમ થકી તે અળગું રહ્યું;
છે તો ઘણો નવ દીસે ચંદ, કહે અખો માયાનો ફંદ. ૬૬૧
અનંત કાળમાં અદકા ખરા, બ્રહ્મવેત્તા એ સૌથી પરા;
વેદ બ્રહ્માએ પૂજે હરિ, તેથી લક્ષ તજંજ્ઞનો દૂરી;
ભૂત ભવિષ્યને અજપાજાપ, અખો નહીં તો શેનો થાપ. ૬૬૨
વૈષ્ણવ ભેખ ધારીને ફરે, પરસાદ ટાણે પત્રાવળાં ભરે;
રાંધ્યા ધાન વખાણતા જાય, જેમ પીરશે તેમ ઝાઝા ખાય;
કીરતન ગાઇને તોડે તોડ, અખો કહે જુવાનીનું જોર. ૬૬૩
જ્યારે મન પામ્યું નિજ ભાન, ત્યારે સર્વે થયું સમાન;
સપ્ત પુરી મધ્ય મારૂં આઢ્ય, સર્વસ હાર્યે ભાગે જાડ્ય;
જેમ કરી કાથ રોગીને વિષે, પણ અખા અરોગી સર્વ ભખે. ૬૬૪
કે આળસ કે ક્રોધે થયો, વાટે વેષ પ્હેરીને ગયો;
નહિ મેહેનત વેઠે નહિ શાય, વંદે વિશ્વ એ ફળ મહિમાય;
હરિને અર્થે એક વિચાર, અખા સમું પડે તેમ રહે સંસાર. ૬૬૫
જાય સમુળો સઘ સંસાર, કરતાં આતમતત્વ વિચાર;
અન્ય ઉપાયે નથિ એ જવા, સામા બંધ બંધાએ નવા;
કર્મ કરંતાં નાવે છેક, અખા વિચારે ન મળે શેષ. ૬૬૬
અખા વસ્તુ વિચારે બ્રહ્મ, અંતરભૂત જાણવાં કર્મ;
જેમ પ્રત્યક્ષ પોગર દિશે લોહ માંય, ગાળે ત્યારે ફીટી જાય;
પાછો વળી ઘડાએ ઘાટ, ત્યમનો તેમ પોગરનો ઠાઠ. ૬૬૭
તેજ લોહનું જ્યારે દર્પણ કરે, શિકલ કરીને મશકલો ફરે;

તેજ નીકળે પોગર ઢંકાય, આપોપું દીસે તે માંહે;
અખા જ્ઞાનની એવી પેર, કોટ જુગે કાં આજ આદેર. ૬૬૮
લોહ ગળતે દીસે પોગર ગળ્યા, ઘાટ થાતાં તે પાછા વળ્યા;
અહંતારૂપી લોહ છે સદા, ઘાટ થયા વિના રહે કદા;
અખા અહંતા લોહું માર્યું, મર્યા પછી તે તરશે વાર્યું. ૬૬૯
જેજળમાં લોહ બુડી જતું, તે ઉપર દીસે રમતું;
તેમ ભવસાગર હરિસાગર થયો, જ્યારે આપોપાનો ભારજ ગયો;
અખા મધ્યથો જા તું ટળી, બંધને મોક્ષકથી શમા વળી. ૬૭૦
અખા બ્રહ્મ છે બાંધું નામ, તે મધ્યે અળગાં અળગાં ગામ;
જેમ બાધું જોતાં એકજ ઝાડ, વિગતે જોતાં ભાંગે જાડય;
રંગ સ્વાદ પત્ર ફળ ફૂલ, સદગુરુ મળે તો ભાંગે ભૂલ. ૬૭૧
જાગજોગ મંત્ર ફળ ને સિદ્ધિ, એ બ્રહ્મઉદરમાહેલી રિદ્ધિ;
અંશી નર ઉંઘ્યો આપમાંહાં, સપન ભોગવે ત્રણ તાપ તહાં;
વિધિ સહિત પરબ્રહ્મને જાણ, ત્યારે અખા ટળે ભવતાણ. ૬૭૨
આત્મલક્ષમાં નહિ પર આપ, વણસંતાને કેનો બાપ;
વણ જોનારે દર્પણ જથા, બિંબ પ્રતિબિંબની કોણ કહે કથા;
અખા દ્વૈત થયે ઉપાધ્ય, તન મન વિનાએ સાધન સાધ્ય. ૬૭૩
બ્રહ્મજ્ઞાની બહુ ભેળા થઈ, બ્રહ્મના દેશની વાતજ કહી;
બ્રહ્મવિદ્યા રહિ બ્રહ્મને દેશ, પોતામાં નવ આવ્યો લેશ;
થઈ ઠગ વાતો સહુ કોઈ કહે, અખા અણુચળ્યો કોકજ રહે. ૬૭૪
અણુચવિયાનાં એ એંધાણ, જે સારાં માઠાં ઝીલે બાણ;
અધ્યાત્મ ન જાણે આત્માથકી, નોખો નોખો કહે છે બકી;
પોતે જાણે હું આત્મવેત્તા થયો, તે થાવામાં દેહભાગજ રહ્યો. ૬૭૫
પોતે ટળીને સઘળું પ્રીછ, વાટે ચાલતાં આંખ્ય મ વીચ;
અદ્વૈત દ્વૈતનાં કરે છે કામ, સગુણ નિર્ગુણ ધાર્યાં નામ;
સગુણ નિર્ગુણ એ બે છે જોગ, પોતે ટળશે પડશે ભોગ. ૬૭૬
પોતે ટળ્યા તે પિછ્યા જાણ, તેને શોભે સઘળી વાણ;
પોતે ટળ્યા વિન્યા શા કામના, એતો અકૃતે વધારી કામના;
કહે અખો કાં ફોકટ ફુલ્ય, ભણ્યાગણ્યા પણ ન ટળી ભૂલ. ૬૭૭
ભણ્યા ગણ્યા તો તે પરમાણ, જો જાણપણું ટાળીને જાણ;
મૂળ સ્વરૂપે જો કોઈ થયો, તેને ભણ્યાનો સ્વભાવ ગયો;
અખા એમ સમજ્યા તે મહંત, તેને સત્ચિત્ આનંદ વદે વેદાંત. ૬૭૮
વેદાંતે વાત વિચારી અશી, ને શ્રોતા વકતા સમજ્યા જશી;

વેદાંત વાચક મોટો ભેદ, આસુરીનો કર્યો ઉચ્છેદ;
દૈવી તો ધણીનું રૂપ, અખા આસુરી ઉંડો કૂપ. ૬૭૯
આસુરી દૈવીને ગડબડ થઇ, દીસે દૈવી તેમાં આસુરી રહી;
માટે જ્ઞાની ટળતા ફરે, જેમ રૂડે ઘેર જાતાં શ્વાનથી ડરે;
અખા શ્વાન જો પરલે થાય, તો રૂડાને ઘેર રૂડો જાય. ૬૮૦
ઘર તો સઘળાં રૂડાં કર્યાં, ત્યાં આસુરી રૂપે બસે કૂતરાં;
સમજુ ઘણા પણ શ્વાનનો સંગ, વણ ટેવે જેમ વણસે રંગ;
અખા આસુરી કૂતરાં જાણ, આશાની ભકિત મોટી હાણ. ૬૮૧
નિરાશી ભકિત જે કોઈ કરે, તેનું સેજે કારજ સરે;
સ્વરૂપ તે અરૂપે અદ્વૈત થાય, દ્વૈતાદ્વૈતનો લેશજ જાય;
આત્મ અનુભવે હોય પ્રકાશ, અખા અહંકાર તે પામે નાશ. ૬૮૨
અહંકૃતિ તજી સ્મરણ કરો, મન ક્રમ વચન હરિવડે આદરો;
ગવરાવ્યા જશ હરિના ગાઓ, હરિના છો ને હરિના થાઓ;
અહંતે અણછતા ન થયા, છતા ધણીથી છેટા રહ્યા. ૬૮૩
છતો ધણી તું છબીલો જાણ, જેની શોભે સઘળે વાણ;
છતો ધણી છે વાણી રહિત, છતો ધણી છે શબ્દાતીત;
એમ વાચ્યઅવાચ્ય જેને સબળું ઠર્યું, અખા તેહનું કારજ સર્યું. ૬૮૪
સાચો મારગ જે કોઈ લિયે, મિથ્યા મારગ મૂકિ દિયે;
અટળ વસ્તુને અહોનિશ ધાય, ટળને બાંધણે બાંધ્યો ન જાય;
ટળમાં રહે અટળશું પ્રીત, અખા એવા પુરુષની થાશે જીત. ૬૮૫
જાણી વસ્તુ ને ઉપનો વૈરાગ, અણછતું આવરણ ન પામે લાગ;
ઓળખ્યા ચોરને સાવચેત થયા, વળતા તે તો કુશળ રહ્યા.
અચેતને ચોર લુટી ગયા ભાઇ, સાવચેતને ઘેર આનંદ વધાઇ; ૬૮૬
આનંદ વધાઈ અનુભવથી થાય, અજ્ઞાન ગાંઠો છુટી જાય;
અનેક જુગનું આવરણ જેહ, જ્ઞાનવજ્રથી ભાંગે તેહ;
ધન ધન જ્ઞાની જનનું ગાત્ર, જગત જાણ્યું જેણે તૃણમાત્ર. ૬૮૭
જ્ઞાની તેજે કરે વિચાર, પરપંચ તજે ને સંઘરે સાર;
સકળ કામના સવળી કરે, વાસના વપુ ઠેકાણે ઠરે;
ટાળે આપ ને ભાળે ઈશ, અખા એવા પુરુષને મળે જગદીશ. ૬૮૮
મોટી તાણ છે પંચજતણી, નથી જુજવા એક છે ઘણી;
પોતાના ઇષ્ટની પાળવી ટેક, સકળ ઇષ્ટનો અધિપતિ એક;
જેમ રાજા એકને પ્રજા જુજવી, અખો એ રીતે જુવે અનુભવી. ૬૮૯
રાજાનું જેમ શેહેરજ એક, પ્રજા જુજવી વર્ણવિવેક;
દંભી હોય તે રહ્યા ચરભડે, તેનું નામ તે ખડે પડે;
સર્વેને મળતો થઈ જાય, અખા આખું શ્હેર તેના ગુણ ગાય. ૬૯૦

એ દૃષ્ટાંત ન સમજે કોય, સહુનું બળ સહુમાંહે હોય;
જ્ઞાની જ્ઞાને કરીને કહે, મતિયો મતને મતમાં રહે;
જાવા દો જાણે તેમ થાઓ, આપણ આપણા અવગુણ ગાઓ. ૬૯૧
અવગુણ મ જોશો પ્રભુ મહારાજ, તમારા બાનાની તમને લાજ;
જેમ કોઇ કેના થઇને ફરે, તે તો તેની પક્ષજ કરે;
તમે તમારાની પ્રભુ કરો સાર, અખા કરૂં વિનંતી તજી અહંકાર. ૬૯૨
અહંકાર તજીને આરો રહ્યો, મન કર્મ વચને તમારો થયો;
જેમ કાષ્ટની પુતળી નાચે નરી, તે કળ સુમારે તમારે કરી;
વાજૂં વજાડો તો વાજે તદા, વણ વજાડયું ન વાજે કદા. ૬૯૩
વાજું હું તમો વજાવણહાર, તે વાજું શ્યાને ધરે અહંકાર;
તે જાતાં સર્વ તમારાં કામ, આ અછતાનું અછતું નામ;
ધણવણ વાજું ધણિ કર થવે, અખા આસુરીકરતવ અવળું લવે. ૬૯૪
આસુરીના ફેરા ફરે છે જંત, તે નવ જાણે વસ્તુતંત;
મૂળ આસુરી નવ ઓળખે અંધ, તો દૈવીનો ક્યાં મળે સંબંધ;
ચોર શાહની ચિંતા કરે, અખા વળતો શાહ ચોરથી ડરે. ૬૯૫
ડર્યા શાહ તે પારે થયા, જખ મારીને ચોરજ રહ્યા;
કાઢી મુક્યા ક્રોધ ને લોભ, સાથી કીધા શીળ સંતોષ;
જ્ઞાનેંદ્રિય કર્મેંદ્રિય જેહ, સર્વે સવળી થઈ છે તેહ;
અંતઃકરણ કહિયે જે ચાર, થાય અહર્નિશ જ્ઞાનવિહાર. ૬૯૬
જ્ઞાની વિહારી ગોપી જશા, તેજ જ્ઞાની જેને ગોપીની દશા;
ગોપી ભૂલી ઘર ને બાર, ગોપી ભૂલી કટમ પરીવાર;
પોતાની દેહપણુ ભૂલી ગઇ, અખા કામની કુળવંત થઇ. ૬૯૭
પ્રસન્ન થઇ પ્રભુ પ્રેમે મળ્યો, જોગજોગારથ કરવો ટળ્યો;
વિધિ નિષેધ ને થાપ ઉથાપ, સંકલ્પ વિકલ્પ ટળ્યો સંતાપ;
પ્રગટ્યો ઉરમાં પ્રેમાનંદ, પિયે સુધારસ પ્રેમદાવૃંદ;
સખી સમાગમ સદા નિજધામ, અખા એ રસ તેનું નામ. ૬૯૮
અખેરસની ચાલે છે નદી, તે બ્રહ્મવેત્તા પીયે ભગવદી;
આળપંપાળ જેને આળસ્યું, સમદૃષ્ટી સમજ્યા તે સમું;
કંઈ કંઈ કહેણી કથતા ફરે, અખા બ્રહ્મવેત્તા ભાગ્યે નીશરે. ૬૯૯
બ્રહ્મવેત્તા કેમ દર્શે ભાઇ, જે બ્રહ્મ કળામાં રહ્યા સમાઇ;
મેલી આંખે જે કોઇ ધાય, બ્રહ્મવેત્તા કેમ દર્શ્યા જાય;
અખા આંખ જો ઉપજે નવી, તો બ્રહ્મવેત્તા દર્શે અનુભવી. ૭૦૦
મેલી આંખને બેસે મળો, કથા કીર્તન કરે થઇ ભલો;
પછી સામસામા થઇ કરે જબાપ, અહંકૃતિ જ્ઞાને વાધે આપ;
કેટલાકને જુદ્ધકથાનું જોર, અખા સિદ્ધાંત ન સમજે કરે બકોર. ૭૦૧

સમજુને સમજુનો સંગ, અણુસમજુને આપે અંગ;
સમજુ અણુસમજુ મર ભેળા ભમે,ભેળા બેસે ને ભેળા જમે;
અણુસમજુ તે આંધળાં કુવા,સમજુ સજ્જન સર સો ગાઉ જુવા. ૭૦૨
વસે વેગળા મર સમજુ સજન, તોયે ત્યાંથી અર્પે મન;
પ્રપંચ રીતે ન રાચો ભાઇ, એવી પરાપરની છે સગાઇ;
એમ અનુભવી અનુભવીને લખે, અળગો રે વીંધાણુ પખે. ૭૦૩
બ્રેહે વેંધ્યો તે જાણે આપ, સાજાને સ્યો બ્રેહેનો સંતાપ;
સાજો તે સાજાને ગાય, બ્રેહની વેદના વેંધ્યાને થાય;
સાજા તો સાકટને જાણ, બ્રેહનો વેંધ્યો તે જ્ઞાની વખાણ. ૭૦૪
સાકટને તો અનીતિ સાર, જેમ કાગને અશુભનો આહાર;
તે તો તેનું માને સુખ, કાળો કાળનાં ભોગવે દુઃખ;
સાકટને લાગે સુધારસ બાણ, પણ જ્ઞા નીના તો વેંધે પ્રાણ. ૭૦૫
જ્ઞાની વજ્રને સુધા કરિ ગણે, સાકટ તો સુધાને વિષ ભણે;
સાકટ જ્ઞાની બેઉ જાણવા માંય,અળગા કોઇ કોઇ મ કેશો કયાંય;
સાકટનો પ્રવૃત્તિ પરિવાર, જ્ઞાનીનો તો નિવૃત્તિ કુમાર. ૭૦૬
એ બેહુને કરિયે એક, તો ગાદિયે બેસે જ્ઞાન વિવેક;
જ્ઞાની વિવેકી ઠેરાયા રાય, આસુરીનાં થાણાં ઉઠી જાય;
અદલ થયું ત્યારે સવાશેર, વિષ્ટિ કરતાં ચુકયું વેર. ૭૦૭
આનંદ મંગળ ઓછવ થાય,હરિનાં જન તે હરિજશ ગાય;
હરિજશ ગાય તે શું કહે, આપ ટાળી ભજનમાં રહે;
ઉઠી અખા સ્હેરની શોભા નવી,જેમ વીતી રજની પ્રગટયો રવી. ૭૦૮
હું હું રૂપી વીતે રાત, તેને ટળતાં થાય પ્રભાત;
જેને પુરુષોત્તમ થાય પસાય, તેને સર્વે સવળું થાય;
અખા વસ્તુ આફ્રરડી નવ મળે,આરત રાખી ધણીને બળે. ૭૦૯
આરત વિના ન ઉપજે હેત, આરત વિના પુજારો પ્રેત;
પુંછલી ભેંશ ન માંડે પગ, જોર કરીને થાકયા ઠગ;
ઉપાડે ઘણા પણ ઉભી ન થાય,અખા જોર કરનારા પાછા જાય. ૭૧૦
નથી વાંક વિશ્વંભર તણો, જે કહિયે તે વાંક આપણો;
જેમ કોઇ ભોજન જમાડવા કરે,ત્યાં રીશાણો તે રીશે ફરે;
પૂર્ણાનંદ પીરસનારો રહે, અખા અભાગિયાને કોણ કહે. ૭૧૧
પૂર્ણાનંદ તે પૂર્ણ દયાળ, સર્વ જીવની કરે સંભાળ;
દયા સારૂ લે દશ અવતાર, અસુરનિકંદન ભક્ત ઉદ્ધાર;
દયાએ કીધું ગીતા ભાગવંત, દયા કરી સમજાવ્યા સંત;
દયા સારૂ દાખવ્યા ધર્મ, અખા હરીનો મોટો મર્મ. ૭૧૨

આત્મઉપકાર કઈ પેરે કરે, કોણ ઉપકારે આત્મા ઠરે;
ભક્ત યથારથ જે કોઇ હોય, આત્માસહિત સમર્પે સોય;
કરી સમરણ નર્મળો થાય, અખા ધણીનાં થકો ઠેરાય. ૭૧૩
દેહકાળ દૈત પદને નડે, જેમ સજીવન સાથે સજીવન લડે;
પણ જીવન્મૃત જે વિરલા મને, તેને તે સજીવન શું દમે;
જડચૈતન તે શબના સમાન,અખા તેજ સજીવન જેને વસ્તુજ્ઞાન. ૭૧૪
જગત પ્રપંચ એમ ચાલ્યો જાય, જીવપણે જીવે તે સજીવ કહેવાય;
જડવત જીવનો એવો મતો, જીવન્મૃત જ્ઞાની ગણુવો અણુછતો;
મૃતકજ્ઞાની તે સજીવન સહી,અખા જીવપણે જીવે તે જીવતો નહીં. ૭૧૫
મૂળ સ્વરૂપ કહ્યું નવ જાય, એક સ્વરૂપ તે કેમ કેહેવાય;
પ્રભુ આકાશથી ઉંચા ઘણા, ઉડાપણની નહિ કંઈ મણા;
દશે દીશામાં વ્યાપક અનુપ,એ રદે થાય કેમ અકળ સ્વરૂપ;
પૂર્ણાનંદ કરી વિચાર, સ્વરૂપ ધારણ કર્યો ઉપકાર. ૭૧૬
જેને જડચું તેને સમું ફડચું, જેમ બાણે રૂપ ઢળેવણ ઘડચું;
વણ ઘડ્યા જેમ ઉપજે ઘાટ, અહંકૃત જ્ઞાન એ મ્હોટો ઉચાટ;
નિત્ય અનિત્ય સમજાયું ખરૂં, અખા પ્રપંચને મેલે પરૂં. ૭૧૭
સમજુ શાખી અરધી ઓચરે,તેની તરોવડ શું પંડિત કરે;
પંડિતને પંડિતાઈનું જોર,પણ અંતઃકરણમાં અંધારૂં ઘોર;
અખા તેથકી પ્રાકૃત ભલ, જો આવે સમજ્યાની કળ. ૭૧૮
શબરી સંસ્કૃત શું ભણી હતી બાઇ,કયા વેદ વાંચ્યા કરમાબાઇ;
વ્યાધ તે શું ભણ્યો તો વેદ, ગણકા શું સમઝતી ભેદ;
વળી સ્વપચની સમઝો રીત,અખા હરિ તેના જેની સાચી પ્રીત. ૭૧૯
ઝીણી માયા તે છાની છરી, મીઠી થઇને મારે ખરી;
વળગી પછી અળગી નવ થાય,જ્ઞાની પંડિતને માંહિથી ખાય;
પણ ઝીણો થઇને ઝીણી હણે,અખો સાચી પ્રીત તેની ગણે. ૭૨૦
ન્હાયા ધોયા ફરે ફુટડા, ખાઇ પીને થયા ખુંટડા;
જગત પ્રમોદે જાડા થઈ, પણ ઝીણી માયા તે માંહી રહી;
કાય કરે તે ઝીણાની પક્ષ, તે ઝીણી જાડાને કરશે ભક્ષ. ૭૨૧
છતી આંખને જઇ આથડે, જેમ પતંગીયો દીવામાં પડે;
જો કદાપિ ઉપજે વૈરાગ, તો મીઠી માંહિથી ન દીયે માગ;
કોઇ કમાય ને કોઈ ખાય, કહે અખો મુડી ક્યાંથી થાય. ૭૨૨
મૂડી વણ કંઈ મહિપતિ વહ્યા,મૂડી વણ કંઈ લોકજ રહ્યા;
મૂડી વણ કંઇ કહાવે મહંત, મૂડી વણ કંઈ ભેખ અનંત;
મૂડી વણ કંઈ ધનવંત ઘણા,હીરા માણેકની નહીં કંઈ મણા;
અખા રેહણી આંકલખ્યો નહિ એક,એમ એકડાવોણાં મીંડા અનેક. ૭૨૩

અનેક રૂપે માયા રમે, ત્યાં તેવી જ્યાં જેવું ગમે;
વળી જો કોઈને જ્ઞાન ઊપજે, તો જ્ઞાની થઇને ભેળી ભજે;
જે કર્મ હોય મૂકવા જોગ, અખા તેનોજ પડાવે ભોગ. ૭૨૪
એવા માયાના ઘણા છે ઘાટ, જ્યાં જોઇયે ત્યાં માયાનાં હાટ;
હાટે હાટે વ્હોરતા હોય, કોય ખાટે કોય મૂળગું ખોય;
ધન વોહોરતિયા જેણે વસ્તુ જોઇ, અખા પ્રેમના પાત્ર વડા નર સોઇ. ૭૨૫
મોહ માયા નરમાઇને શું કરે, બળતી અગ્નિ પણ જળમાં ઠરે;
તૃણ તરુવરને અગ્નિનો ભે, આકાશ દાજ્યું તે કોય ન કહે;
એમ અલ્પઆનંદિ સદા અલપાય, અખા પ્રેમાનંદનો પ્રલે ન થાય. ૭૨૬
પ્રેમાનંદની ભક્તિ આકરી, વસમી વાટ મહા ખરેખરી;
કામ રહીત તે કામનો વેશ, તેનો જ્ઞાની પંડિતને ન લાધે દેશ;
પ્રેમાનંદી જ્યાં ગાય ને વાય, અલ્પાનંદીને અટપટું જણાય. ૭૨૭
અલ્પાનંદી પોતાને પ્રેમાનંદી ભણે, જેમ વાંઝણી પુત્ર ખોળામાં ગણે;
વાંઝણી પુત્ર શોભા અભિમાન, પણ ઉદરમાં નથી ઉપનું, ગણે સંતાન;
એમ અલ્પાનંદી પોતાને ગણે ભલ, અખા પ્રેમાનદ નથી ઉપનો પલ. ૭૨૮
ગાય વજાડે ગુણિજન ઘણા, રંગે રૂપાળા નહિ કાંઇ મણા;
કંઠે સુર તાળીને તાન, ગમે ગંધ્રવ ને પાતરનું ગાન;
પણ અખા એ તો કસબણ કેવાય, પતિવ્રતા પુરવે તેમ ગાય. ૭૨૯
પતિવ્રતા જે પિયુને ભજે, અનાયાશે અવરને તજે;
તેનાં વસ્ત્ર સાંધ્યા જેમ તેમ, તેની બરાબરી વેશ્યા કરશે કેમ;
અખા પતિવ્રતા કરૂપણી હોય, પણ મોટો ગુણ માંહે પતિવ્રતા જોય. ૭૩૦
પતિવ્રતા તે જે સાચું વદે, સાચું બોલ્યું કેને ન સદે;
સાચું જેમ લીંબડાનું પાન, તેમ કડવું લાગે સર્વે જ્ઞાન;
કડવે રોગ કાયાનો જાય, અખા મીઠાણે રોગ બમણો થાય. ૭૩૧
રોગીને તો કડવું ઘટે, લીંબડો પીધે રોગ માંહિથી મટે;
નિર્ગુણ લીંબડો જો રોગ નીગમે, તો સગુણ ભોજન સુખે જમે;
નિર્ગુણ થઇને સગુણમાં મળે, તો અખા દૂધમાં સાકર ભળે. ૭૩૨
વિષય સગુણ તે વિષનું રૂપ, હરિ લીલા સગુણ તે અમૃત રૂપ;
વિષ અમૃત જો ભેળાં થાય, તો વળતું સર્વે વિષ થઇ જાય;
નિર્વિષપણે કરે પ્રેમકલ્લોલ, અખા સર્વે મીઠું જેમ ઘી ને ગોળ. ૭૩૩
નિર્વિષપણું તે સજીવન દશા, વિકાર સહિત તે મુડદા જશા;
મડદાની આભડશેઠ ઘણી, તે આભડશેઠ કોઇએ નવ ગણી;
અળગી આભડશેઠ જોવા જાય, પોતાની આભડશેઠ પરલે ન થાય. ૭૩૪

પોતાનું કોઇ ન જુવે મૂળ, કોણ છે જીવ ને કોણુ છે સ્થૂળ;
કયો જીવને કહિયે દેશ, ક્યાંથી આવી કર્યો પ્રવેશ;
જાતો ક્યાં તે સમાશે જઇ, અખા એ અજાણપ સર્વમાં રહી. ૭૩૫

અજાણી વસ્તુ મહા અનૂપ, ધણીના અંશ ને ધણીનું રૂપ;
જેમ અર્ણવજળ રણમાં પરવરે, જામે ત્યારે નામ તેનું નોખું ઠરે;
તેમ ધણીના અંશમાં પરવર્યા ભાઇ, આસુરીરણમાં રહી સમાઇ. ૭૩૬

અજ્ઞાની કહે હરિ એમ કેમ હોય, નોખો નોખો ધણું વગોય;
સુખિયો દુખિયો થઇને દળાય, એવી ગડબડ કેમ કળાય;
અખા તેહનો આણુ જવાબ, જે સુખ દુખથી હરિ અળગા આપ. ૭૩૭

જેમ લુણુ આવી આંધણુમાં ઉકળે, તો અર્ણવ તેથી શેને બળે;
તેમ સુખ દુઃખ સઘળા જીવને, તેમાંથી કાંઇ નથી શિવને;
લુણ જળ થઇ જળમાં ભળે, એમ સુખદુખ અખા દાસ થયે ટળે. ૭૩૮

લુણ તો જળમાં જઈ જળ થયું, ત્યારે લુણપણાનું નખોદ ગયું;
ધણી કહે જ્યોતમાં જ્યોત સમાઇ, એમ દાસનું નખોદન હોય ભાઈ;
જળનું લુણ તે જળમાં ખપે, અખા હરિના દાસ તે હજુરમાં જપે. ૭૩૯

નકલ એમ ઉરમાં નહિ આણ્ય, હરિજન રૂપ અસલ કરિ જાણ્ય;
એ દીઠે આપણો સરશે અર્થ, જોયા કરે મર જુજવા ગ્રંથ;
થડથકી તો ડાળે ચડાય, અખા ડાળેથી થડે ઉતરાય. ૭૪૦

થડને ગૃહો એમ સઘળા કહે, પણ ડાળ્ય વિના ફળ ક્યાંથી લહે;
એકલું થડનું થડ જો હોત, તો કોણ કેનાર ને કોણુ આ જોત;
અખાડાળ્ય પત્રપુષ્પફળ થડમાં, તેમ લીલા અવતાર નામ સર્વેઅટલમાં ૭૪૧

ઉપમા સહિત જે આત્મા કથે, તે મહી વિના જેમ પાણી મથે;
પાણી વિના જે મહી ડોળવું, તે ભાંગે ઘણું પણ થાય ઘોળવું;
જુગતી જાણ્યા વિના જો એકલું ધ્યાય, તો અખા એકલે નવનીત થાય. ૭૪૨
તેમ આપ ટાળી જો જુગ આચરે, તો ગુણવડે ગુણાતીતને વરે;
ગોરસને જળ ભેગાં મળે, મથે તો રૂપ મહી જળનું ટળે;
મથતાં માખણ થાય પ્રકાશ, અખા પાછી રહી તે પરઠી છાશ. ૭૪૩
નવનીત કમાયો જુગલે કરી, જેમ દેહ આત્માવડિયે ઓળખ્યા હરી
તે વિવેકી સદ્‌ગુરૂએ વલોવ્યું જદા, નવનીત નરાળું પામ્યો તદા;
અનુભવ અગ્નિએ કીધું તૂપ, અખા ભાળ્ય એ બ્રહ્મસ્વરૂપ. ૭૪૪
મનમૂકી જેણે ભક્તિ કરી, તેણે દીઠા નિરંતર હરી;
પૈની પેરે ઘરમાં વશ્યો, તે શોકે ન રોયો ન હર્ષે હશ્યો;

અખા તેજ નર સુખિયો થયો, દ્વંદ્વાતીત નર સુખમાં રહ્યો. ૭૪૫
આદિકર્મ કીધે જીવ થાય, જેને કારણ અહંતા પરઠાય;
પંડિત જાણે કવિયો મર્મ, અખા જાણો જીવ સાધે ધર્મ;
એ વિગત કરે તે વકતા ખરો, અણજાણ્યે ભૂલા કાં ફરો. ૭૪૬

છપ્પા સંપૂર્ણ.

# સામળ ભટ.

## સંસારી વાર્ત્તાઓ રચનાર એક મહા કવિ.

### નંદબત્રીશી.

#### ચોપાઈ.

શ્રી શારદાને નમાવું શીશ, આરાધું ઉમયાપતિ ઈશ;
શ્રી ગણપતિના પૂજું પાય, જેથી કામ સકલ સિદ્ધ થાય. ૧
શ્રી ગણપતિ ને શ્રી રણછોડ, આરાધું બેહૂ કરજોડ;
બટુકનાથ મોટો મહારાજ, લક્ષવસા એ રાખે લાજ. ૨
નોધારાની વાહારે ચઢે, સંકટ સમયે આવી અડે;
બહુચર માતની કરુણા ઘણી, કહું કથા નંદબતરીશીતણી. ૩
કવિતા સહૂતણો પરતાપ, ભૂલચૂક સહુ કરજો માફ;
બ્રાહ્મણ ભાટ ચારણ સહુ વરણ, વંદુ શ્રી હરિકેરા ચરણ. ૪
પદબંધ ચાતુરી લિલાવિલાસ, કહે કરજોડી સામળદાસ;

#### દોહરા.

પશ્ચિમ દિશાએ નંદનગર, નંદસેન રાજાન;
રાજ્યકાજ અધિકાર છે, વૈલોચન પરધાન. ૫
તે રાજા ઘણો શિળગુણી, ભોજસમો દાતાર;
કોકસમાને રૂપ છે, કામતણો અવતાર. ૬
સકલ શાસ્ત્ર જાણે જુક્તિસું, ચતુરશિરોમણિ હોય;
હંસાનગર નાટક વિષે, નહિ સમોવડ કોય. ૭
મહાભક્ત ભગવાનનો, કામ સમાને રૂપ;
અવિદ્યા એકે નહીં, શિલવંત સંત ભડ ભૂપ. ૮
મદ પ્રમાણે મલપતો, છે ઈશ્વર સમ તેજ;
પરજા પાળે પ્રીતશું, સહુથી રાખે હેજ. ૯
દાન દયા કરે ઘણું, લાયક સકલ શુભ ધામ;
ધીર વીર કવિ ચાતુરી, કરે પરમારથ કામ. ૧૦

સ્ત્રી સેવે ભલી ભાતશું, ચતુર શિરોમણિ હોય;
સહુ નાયક નાટક વિષે, નહીં સમોવડ કોય. ૧૧
પ્રતાપવંત પ્રધાન છે, રાજ્યતણો સોભાર;
અષ્ટાદશ સહુ વર્ણ જે, દક્ષ અને દાતાર. ૧૨
નગર અતિ રળિયામણું, ઇંદ્ર પુરી નિર્વાણ;
રાજ પંડિત પ્રધાન સો, નીતિ સકળના જાણ. ૧૩
ઘેર ઘેર મંડપ દ્રાક્ષના, વારૂ એલચી વંન;
પાન ફોફળ લીલા ઘણી, કદલી આમ્રનાં વંન. ૧૪
કમળ ખીલ્યાં સરોવર વિષે, બોલે ચાતક મોર;
વેલ ફૂલી વાડિયો ભલી, શુક મેના ચકોર. ૧૫
ઘેર ઘેર દદામાં ગડગડે, ઓચ્છવ અધિકા હોય;
વર્ણવ કરીએ કેટલાં, સાચું કહું છું સોય. ૧૬
રામરાજ સરીખડું, કોઈને ન ગાંજે કોય;
રાજા અને રંકજન, ધર્મ રાજે સો રહોય. ૧૭
ભાર અઢાર ફળે સદા, સુખ પામે સહુ લોક;
વ્યાધિ રોગ વ્યાપે નહીં, નહિ સંકટ નહિ શોક. ૧૮

## ચોપાઈ.

એક સમે પોતે રાજંન, મહિપતિયે વિચાર્યું મંન;
તેહ સમે ગઈ છે મધરાત, રાય વિચારે હૃદીઆ સાથ. ૧૯
બધા નગરની ચર્ચા જોઊં, મારા મનનો સંદેહ ખોઊં;
અનેક વાત તે કેમ બોલાય, ન્યાય અન્યાય કેવો તોળાય. ૨૦
સુણી વાત બધી બહુમુખી, જોઉં પ્રજા સુખી કે દુઃખી;
ચર્ચા જોવા થયો અસવાર, અંગે ધર્યાં સોળ હથીઆર. ૨૧
વારૂ ઘર મંડપ જોઈ વળ્યો, આપ એકલો પંથે પળ્યો;
જોયું ચૌટું ચાવડિ ને ચોક, જોયાં મ્હોલ મેડિને ગોખ. ૨૨
ગલી કુંચી શેરી ને પોળ, જોઈ દુકાન દોશીની ઓળ;
જોયાં વેપારીકેરાં હાટ, જોઈ દશ દિશાની વાટ. ૨૩
જોયું નગર પછિ આવ્યો બાહાર, દીઠું સરોવર ભરીયું વાર;
તે વેળા એક ધોબી ધૂવે, તે તો રાજા અચરજ જૂવે. ૨૪
કરે વિચાર નગરનો ધણી, આ વેળા કોણ ધોવાતણી;
ભૂત પ્રેત કે વ્યંતર હશે, બોલાવતામાં નાશી જશે. ૨૫
છાનોમાનો પાસે ગયો, એટલે ધોબી ધોતો રહ્યો;
સંગાથે બોલ્યા બેહુ જણા, ભય પામ્યા તે મનમાં ઘણા. ૨૬

કોણ કોણ કરી દીધો સાદ, માંહોમાંહે લાગ્યો વાદ;
રાજા જાણે કોઈ ધોબી મુવો, ભડભડતો કે ભૂતજ થયો. ૨૭
પરિયટ જાણે કોઈ આવ્યો પ્રેત, કપટે કરવા મુજશું હેત;
એવો મનમાં સંદેહ પડ્યો, રાજાને મન ક્રોધજ ચડ્યો. ૨૮

## દોહરા.

રાજા કહે તું કુણ છે, આ વેળા આ દિશ;
બોલ સાચું ઉતાવળો, નહિતો છેદું શીશ. ૨૯
ભૂત ભાગો બિહિતો નથી, ડાકણ કહાડું દૂર;
રાક્ષસને રોળું અમો, તુજને કરૂ ચકચૂર. ૩૦
ત્યારે પરિયટ બોલિઓ, આણી મનમાં તાપ;
તુજથકી બિહિતો નથી, શું છે ભૂતના બાપ ? ૩૧
રાજા કહે પ્રથમ કહું, હું તો મારૂં નામ;
ત્યાર પછી કહે તાહરૂં, થાય આપણું કામ. ૩૨

## છપ્પો.—સમસ્યા.

કરૂં રંકને રાય, રાયને રંક કરીજે;
મારે વશ સહુ કોય, કોઇ વશ અમો ન રહીજે;
અનમી ને હંકારિ, વાત સહુ દિલમાં દાખું;
પુત્ર મિત્ર સહુ જંન, તેમને લેખે રાખું;
મારણ પાલણ માનવ અમો, પરદેહી જીવ ઘાલું નહીં;
લક્ષ જીવ સાથે નિત નીસરૂં, તે એકલો આવ્યો અહીં. ૩૩

## ચોપાઈ.

તે પરિયટે વિચાર્યું મંન, એ તો મારો નંદરાજંન;
ચતુરશિરોમણિ એ છે રાય, હું પણ છું એની પ્રજાય. ૩૪
એણે નામ સમસ્યામાં કહ્યું, લક્ષણ જોતામાં મેં લહ્યું;
હું પણ રાખું મારી મામ, કહું પટંતરે મારૂં નામ. ૩૫

## છપ્પો.—સમસ્યા.

ધરે અંગ રાય ને રંક, રંક રાજાશો દીસે;
શોભે શાહ સુલતાન, માન પામે મન હીસે;
એક વસાનો જંન, કરૂં હું લક્ષ વસાનો;
મૂજ રીસથી બને, માનવી અર્ધ ટકાનો;
જે ઢાંકણ સહુ જગ વિષે, રૂપ સમારે તાહરૂં;
અમો સમારૂં તેહને, નામ સમજી લ્યો માહરૂં. ૩૬

## ચોપાઈ.

અરસ પરસ ઓળખિયા બેય, ભાગ્યો મંનતણો સંદેહ;
હરખ બેઉના મનમાં થયો, રાજા પરિયટ પાસે ગયો. ૩૭
આ વેળા તે શું છે કાજ, એકલા કેમ આવ્યા મહારાજ;
નહિ સાથે હસ્તી ઘોડલા, નહિ સાથે પાવક જોડલા. ૩૮
રૂપ અનૂપમ કોમળ જાત, કાળી અંધારી માઝમરાત;
સુણ રે પરિયટ રાજા કહે, કહું સંદેહ તે મનમાં લહે. ૩૯
નગરચર્ચા જોવા આવિયો, માટે સાથે નથિ કો લાવિયો;
સંદેહ એક ઉપન્યો છે મુને, તે માટે પૂછું છું તુંને. ૪૦
મધ્ય નિશાએ કેમ આવિયો, શા કાજે કોનાં લાવિયો;
મધરાતે તું બેઠો ધૂવે, બીક કોની મનમાં નવ જૂવે. ૪૧
સાચી વાત કહેને આજ, લેશ માત્ર નવ રાખિશ લાજ;
પરિયટ કહે સાંભળીએ રાય, એ સમજી લેજો સમસ્યાય. ૪૨
કહું સમસ્યા તે મનમાં ધરો, સુણી વાત ને પાછા ફરો;

### છપ્પો.—સમસ્યા.

લિયે લંક લપટેણુ, હેઠ નહિ રામજ રાવણુ;
હરણ સીતને નામ, કામ નહિ પતિત રાવણુ;
હણ્યા કૈરવ જે વીર, વીર મન જોતું વિચારી;
કામનીને મન નેહ, ન શોભે તેવણુ નારી;
એક દંતધાવનની બે કરો, તેના નામે નામ છે;
નવસેં નવાણું પુર્‍યાં હરી, તેહ સમારણ કામ છે. ૪૩

## ચોપાઈ.

નવસેં નવાણું પુરી સુધ લીધી, તેવું કહી સમસ્યા પુરી કીધી;
નંદરાય—
દિવસે સમારે નહિ શામાટ, અરધી રાતે કેમ આવ્યો ઘાટ. ૪૪
એ અચરત તો મુજને ઘણું, સાચું વચન સુણવા તુજતણું;
એણી પેરે બોલ્યો રાજંન, ત્યારે પરિયટે કહ્યું વચન. ૪૫

### છપ્પો.—સમસ્યા.

દો લોચન ખટ ચરણ, વરણ તો શ્યામ સરીખો;
ઘોર નાદ મુખ પીત, સ્વાદિયો તે પુરરસિઓ;
પીએ પ્રેમ નિશદિન, શીશ મોટો સહુ અંગે;
રસિક મધુર કરિ ગાન, રહે સુગંધી સંગે;
સુઘડ છેલ નર સ્વાદિયો, ગદ પ્રેમલ છે અતિ ઘણું;
તેથી આવ્યો છું આ સમે, મુજને ભય છે તે તણું. ૪૬

## ચોપાઈ.

રાજા મનમાં રીઝયો ઘણું, વચન સુણીને પરિયટતણું;
અરે ભાઇ એવી કુણ નાર, મુજને દેખાડો આ વાર. ૪૭
જેના પ્રેમલ પટકુલ પાસ, દેખી ભમર ઉતરે આકાશ;
એવી રામા રાણી કો તણી, પૂછે એમ નગરનો ધણી. ૪૮
દેવાંગના એવી કોણ હોય, શીઘ્ર મહીપતિ બોલ્યો સોય;
તે સંભળાવો મારા વીર, મારે હૈડે નવ રહે ધીર. ૪૯
કહે પરિયટ સાંભળો હો રાય, મારા મુખથી કેમ બોલાય;
સતી નિંદા કેમ કરીએ આપ, થાએ સ્ત્રીહત્યાનું પાપ. ૫૦
સ્ત્રીહત્યાથી ખોઈએ પ્રાણ, સમજે કાંઈ ચતુરસુજાણ;
નારીનો નેહ થોડો કરે, તો ભવસાગર સહેજે તરે. ૫૧

## શ્લોક.

अहिक्रीडा वणिङ्मित्रं लीलया विषभोजनम् ।
त्यजेच्च योषितां संगं यदि कल्याणमिच्छति. ॥५२॥

## ચોપાઈ.

નંદ રાજા એમ પૂછે ફરી, પ્રબોધ શિક્ષા પરિયટે કરી;
રાજા કહે શું દેછે શાખ, એવી હું જાણુંછું લાખ. ૫૩
સાંભળજો નરપતિ શ્રી નાથ, આખર તારો ઉપર હાથ;
જે સમસ્યા અમો કીજીએ, તે એંધાણે ઓળખી લીજીએ. ૫૪

## છપ્પો.—સમસ્યા.

વર્ણ સહુથી રંક, અંક રાજાથી ઝાઝો;
વરતે અધિકી આણ, લોક માને જશ આઝો;
તમને જીતે તેહ, તે તમથી ન જિતાએ;
તેહ વચન તમને કહું, એ નર જીતો હો રાએ;
ભોગી તમ સરખો ઘણો, આઘ અધિકાર અતિ ઘણે;
પરખો જાત પ્રમદાતણી, પદ્મની નાર ઘર તે તણે. ૫૫

## ચોપાઈ.

રાજસભામાં આવે કામ, તેનું જે કહેવાએ નામ;
રાંધ્યું અંન જેને કેહેવાય, તેનું નામ વિચારો રાય. ૫૬
એ બેનો કરો એક વિચાર, મેં કહ્યું તે નરઘેર નાર;
પંખી ઉડે જેને જોર, એ વાતનો એટલો અંકોર. ૫૭

જેને આધારે રહે છે પ્રાણ, ચેતો નામરે ચતુરસુજાણ;
એ બે પ્રીછી કરીએ પેર, મેં કહી આ છે તેને ઘેર. ૫૮
ચેત્યો રાજા સર્વે લહ્યું, પરિચટે જે વચનજ કહ્યું;
પ્રીત કરીને લીધો પાર, જુગતે તેને કરિયો જુહાર. ૫૯
સ્ત્રીનું નામ સમજ્યો સાનમાં,ગુણવંત રાય ગયો ગામમાં;
થયાં અંગ ને ચિત્ત પરવશ,જીવ થયો તે સ્ત્રીને હસ્ત. ૬૦
થયું મન ચિંતાતુર અંગ, લાગ્યો તે રામાસું રંગ;
મોહ પામ્યો મન વ્યાકુળ થયો,રંગમોહોલમાં રાજા ગયો. ૬૧
ન આવે નિદ્રા ન ભાવે અંન,વ્રેહે વ્યાકુળ રાજાનું મંન;

## श्लोक.

दर्शनाद्धरते चित्तं स्पर्शनाद्धरते बलम्।
संभोगाद्धरते वीर्यं नारी प्रत्यक्षराक्षसी॥ ६२ ॥

## છપ્પો.

કાને સુણી તબ ક્રોડ,લાખ જબ નયણે નરખી;
બોલી તબ હજાર, સર્વ વાતે પૂર પરખી;
નજર ભઈ રસબસ, દશ મૂલ પાલવગ્રહી;
આલિંગન તબ એક,છુટો મોહ નગન જબ જોઈ;
સ્ત્રી બાર પટંતરે, અમૂલક કોડી દ્રામકી;
ચાખી તબ ચિત્તથી ગઈ, નહિ કોડી કામકી. ૬૩

## ચોપાઈ.

કાને સુણી તવ લાખ કરોડ,માટે મહિપતિને લાગી હોડ;
દુઃખે પાપે વીતી જામની, વિચાર કરે જોઇશું કામની. ૬૪
જો જાણે મારો પરધાન, એ વાતે ઘટે મુજ માન;
આદ્ય હૈએ રચ્યો પરપંચ,સ્ત્રીને મળવા કીધો સંચ. ૬૫
પ્રાતસ્કાલે ઉઠયો રાય, સંપૂરણ કીધી સભાય;
તે વેળા આવ્યો પરધાન, મંનથકી દીધાં બહુ માન. ૬૬
કહે રાજા હું કહું તે કરો, કચ્છ દેશમાં જઈ પરવરો;
લ્યો ટકા દશ વીશ કરોડ,લાવો ઘોડા મનગમતી જોડ. ૬૭
સર્વ સૈન્ય સુંઢાડો સાથ, દ્રવ્ય અનંત રાખોની હાથ;
જે જોઇયે તે લેજો સહી, કશી વાતની ન્યૂનતા નહીં. ૬૮
બીજી વાત મા કેહેશો વળી, ઊઠો શીઘ્ર કરો આ ઘડી;
જો મુજને ઉપજાવો સુખ, એ વાતનું નધરશો દુઃખ. ૬૯

કહે પ્રધાન સાંભળો મહારાજ, શું ઘોડાનું હમણાં કાજ;
રિક્તા તિથિ વૈધૃત વ્યતિપાત, આજ જાતાં થાએ ઉત્પાત. ૭૦
કાલ પરમ માંહે ચાલશું, અશ્વ તમને આણી આલશું;
કહે રાજા સાંભળરે ખ્યાત, મારા મનની ન લહે વાત. ૭૧
જે વાતનો કેડો લીજીએ, સિદ્ધ પાર તેનો કીજીએ;
સભા મધ્ય જો જાય વચંન, ત્યારે હું શાનો રાજંન? ૭૨
અવજોગ તે તો પહેલો મુંને, ત્યાર પછી તો નડશે તુંને;
હમણાં જાવાનું ન કરો સહી, આજથકી પરધાનજ નહીં. ૭૩
ચાકર તે જે પાળે બોલ, માણુરા તે જે પાળે કોલ;
સ્ત્રી જે પાળે પતિવ્રતધર્મ, બ્રાહ્મણ જે પાળે ખટકર્મ. ૭૪
પવિત્ર તે પાળે આચાર, હરિજન જે મૂકે સંસાર;
રાજા જેહ પ્રજાપ્રતિપાળ, સત્યવાદી નવ બોલે આળ. ૭૫
પંડિત જે પરખે પુરાણ, સાત્વિક જે હોએ સુજાણ;
જોગી તે જે પાળે જોગ, સંસારી જે સમજે ભોગ. ૭૬
વર્તિક તે જે વ્રત આચરે, દુઃખભંજન તે સૌ દુઃખ હરે;
પુત્ર તે જે ગયાએ જાય, જીત્યો તે જે ગંગા નહાય. ૭૭
ધનપતિ તે જે ધારે ધરમ, સંન્યાસી જે જાણે બ્રહ્મ;
રજ્યો તે જે ખરચે હાથ, સારી સ્ત્રી જે સ્વર્ગે સાથ. ૭૮
જ્ઞાની તે જે જ્ઞાને સજે, ભક્ત હોય તે ભગવાનને ભજે;
વૈભવ તે જે વિભૂતિ ધરે, આશત્યાગી તે આશ ન કરે. ૭૯
મહિપતિનું જે રાખે માન, તેનું નામ પુરો પરધાન;
મારો વજીર ખાસો છે તું, જા આ વેળા કહું છું હું. ૮૦
કહે પ્રધાન સુણો પુરપતિ, રોષ મા ધરશો રાજા રતિ;
જે પાસો પડે તે દાય, જે રાજા બોલે તે ન્યાય. ૮૧
જે નિર્ધન બોલે તે નોય, બોલ પાળે તે શાહજ હોય;
પંચ પ્રમાણ કરે તે ન્યાય, જે મારે મરે તે ધાય. ૮૨
નાઠો રાહ જડે ત્યાં જાય, આચાર ભ્રષ્ટ તે તો અન્યાય;
ભૂખ્યો તે જે ગમે તે ખાય, વંઠયો તે જે ગમે તે ગાય. ૮૩
અણચાલે થયું તે થાય, બેહેકયો મન ગમે ત્યાં જાય;
ધનવતી ચિંતવે તે થાય, અતિ બળિયો જે વજ્જરકાય. ૮૪
આંધળો જાર જે ઘરમાં રમે, બેહ્યા નાર ગમે તે કરે;
આંચળ મુખ આપે તે ગાય, ઓસડ તે જે રોગ મૂકાય. ૮૫
જે પૃથ્વી પાળે તે રાય, પયપાન કરાવે તે સત માય;
કાયા ચિત્ત વશ કરે તે મુન્ય, અતિ બળિયો જેનું બહુ પુન્ય. ૮૬

દુખીઓ જેહ વિદેશે જાય, ગૃહસ્થ તે જે લ્હાણું લાય;
પૂજ્ય તે જે પરમારથિ થાય, સુખિયો જે નિરોગી કાય. ૮૭
ભલું કરે તે ભૂપત રાય, વાંક વિના કોપે અન્યાય;
ચાતુર તે જે કીર્તિ ચાહે, વિવેકી જે વિચારે મનમાંહે. ૮૮
રાજા કહે તે સારો દીસ, ચાકર બોલ ચડાવે શીશ;
એમ કહી ઉઠયો તે ઘડી, સેના સુંઢાડી પોતાતણી. ૮૯
લક્ષ્મી અનર્ગળ લીધી ઘણી, આજ્ઞા માગી મહિપતતણી;
પ્રધાન ચાલી કચ્છમાં ગયો, રાજાને મન ઓચ્છવ થયો. ૯૦
અરુણ અસ્ત પડી છે રાત, રાયે વિચાર્યું હૃદિયા સાથ;
બીજા કોઈને નવ કહિ વાત, આપે એકલો ચાલ્યો જાતો જાત. ૯૧
કયાંહાં નર ને વળિ કહિયે નાર, જારને મન શાનો વિચાર;
પહોંચે કે નવ પહોંચે હામ, કરે મનનું ગમતું કામ. ૯૨

## श्लोक.

कामातुराणां न भयं न लज्जा ह्यर्थातुराणां न च बंधुमित्रम् ।
चिंतातुराणां न सुखं न निद्रा क्षुधातुराणां न बलं न तेजः ॥ ९३ ॥

## ચોપાઈ.

જાર બુદ્ધિ જેને મન વસી, લાજ મર્યાદા તેને કશી;
ગુણકાને મન શેની લાજ, આળસુને મન શેનું કાજ. ૯૪
ભિક્ષા તેને શાનો ભોગ, જોરાવરી તે શાનો જોગ;
ભંગીને મન શાની નાત, વ્યસનીને મન શાની જાત. ૯૫
મદ્યપાન પીએ તે શાનો પવિત્ર, ભુંડું તાકે તે શાનો મિત્ર;
અકરમીને મન ઉદ્યમ કશો, સૂમ હોય તે શાનો હુશો. ૯૬
શેઠાઈમાં તે શાનું સત્ય, પટેલાઈમાં શાની પત્ય;
પરમારથમાં શાનું પાપ, સિદ્ધાઈ ત્યારે શાનો શાપ. ૯૭
સત્ય વિના તે શાની સતી, પીડા દે તે શાનો પતિ;
સંતોષીને શાનું દુઃખ, ધન વિના તે શાનું સુખ. ૯૮
દાતાને મન શાનું ધન, શૂરાને મન શાનું તન;
ભામની ભલી વિના શો ભોગ, શુદ્ધ ચિત્ત વણ શાનો જોગ. ૯૯
દરિદ્રી હોય ત્યાં ડાહાપણ કશું, પુત્ર વિના ઘર સૂનજ કશું;
નાત નહિ ત્યાં શાની રીત, હેત વિના તે શાની પ્રીત. ૧૦૦
ગુણ વિના તે શાનું રૂપ, પ્રજા પીડે તે શાનો ભૂપ;
વિવેક વિના તે શી વિદ્યાય, નિર્લજને મન શી નિંદાય. ૧૦૧

કંઠ વિના તે શાનું ગાન, જર વિના તે શાનું જાન;
દયા વિના તે શાનું દાન, મોટમ પાખે શાનું માન. ૧૦૨
હરીજનને શાનો સંસાર, ખરી વાતમાં શાનો ખાર;
કહ્યું કથે તે શાનો કવિ, શીખી વાત તે શાની નવી. ૧૦૩
ચોર્યું કહે તે શાનો ચાડ, પરઠ્યું લે તે શાનો પાડ;
વેહેવાર નહિ તો શો વેપાર, કમાઈ નહિ તો શાનો કાર. ૧૦૪
જારજનને ભય નહિ મન, નિર્ભય થઈ ચાલ્યો રાજન;
દરબાર દિવાનનો દીઠો દૂર, આવ્યો રાત ગઈ એક પૂર. ૧૦૫
વજ્રર મોહોલે છે લોહનાં બાર, કીધો રાયે કરનો પ્રહાર;
ધીર પ્રતિહાર ત્યાં જાગિયો, મનમાંહી બિહિવા લાગિયો. ૧૦૬
જાગે જે કોઈ ધનનો ધણી, જાગે જેને ચિન્તા ઘણી;
જાગે રાત અંધારી ચોર, જાગે ઘન વરસંતે મોર. ૧૦૭
જાગે જેના ઘરમાં સાપ, જાગે દીકરીઓનો બાપ;
જાગે જેને માથે વેર, જાગે જેહ કરે બહુ કેર. ૧૦૮
જાગે જે જપતો જુગદીશ, જાગે જેને દેવું શીશ;
જાગે જે કોઈ હોયે જાર, જાગે કુલ સકુલની નાર. ૧૦૯
જાગે જેના દેહમાં રોગ, જાગે જે કોઇ સાધે જોગ;
જાગે જે કોઈ ચોકી કરે, જાગે જે પ્રતિહારૂં કરે. ૧૧૦
કોણ છે રે ભાઇ માઝમરાત, જે હોય તે આવજો પ્રભાત;
નહિ ઉઘાડું મારૂં બાર, ખોટી થશો ને લાગશે વાર. ૧૧૧
તેવારે બોલ્યો નંદરાય, મનમાં ધરતો બહુ લજ્જાય;
લાજે જે કોઇ હોયે જાર, લાજે જેહ સકુલની નાર. ૧૧૨
લાજે મૂરખ બ્રાહ્મણ ભાટ, લાજે મોટા માનભંગ માટ;
વચનભંગથી લાજે રાય, તપભંગથી યોગી લજવાય. ૧૧૩
લાજે લંપટ મૂકે બોલ, લાજે ત્રિયા ઉતરે જાં તોલ;
નીચ કામે નરપતિ ગયો, લજ્જા પામીને બોલજ કહ્યો. ૧૧૪
ઊઘાડ ભાઇ હું નંદ નરેશ, પ્રધાન ઘેર કરવો છે પ્રવેશ;
ઘણું જરૂરનું મારે કામ, તે માટે આવ્યો આ ઠામ. ૧૧૫
શીઘ્ર ઉઘાડી ચરણે લાગ, જે જોઈએ મુજપાસે માગ;

દોહરા.

રાય પ્રત્યે કહે પોળીઓ, સાંભળિયે રાજંન;
બાર તો નહિ ઊઘાડીએ, વરત્યું તાહારૂં મંન. ૧૧૬
આ વેળા તસ્કર નીસરે,(કે) રમવા નિસરે જાર;
માટે જાઓ પાછા ફરી, રાખી આપનો ભાર. ૧૧૭

પ્રધાન ઘેર નહિ માહરો, સ્ત્રી સાથે શું કામ;
અરધી રાતે એકલા, ક્યમ આવ્યા આ ઠામ. ૧૧૮

## ચોપાઈ.

ઊંદર બિલ્લાડીને શાનો મેળ, અજા વાઘતણો શો ખેલ;
સિંહ ગજ એકઠાં કેમ રમે, ગરુડ સર્પ એકઠાં કેમ ગમે. ૧૧૯
અગ્નિ ઘૃત કેમ થાએ એક, વિપરિત એ દિસે છે વિવેક;
તમો રાય પુરુષની જાત, વિનતાશું શી કરવી વાત. ૧૨૦
રાજા કહે ઘડે શા ઘાટ, ઊઘાડ બાર જાવા દે વાટ;
હું જેમ જેમ રાખું છું ભાર, તેમ તેમ તું લગાડે વાર. ૧૨૧
હમણાં વાત કરું છું સેહેલ, નહિતો ચીગવું છું મેહેલ;
પ્રધાનના તો પ્રાણજ લેઊં, ભારે દંડ તો તુજને દેઊં. ૧૨૨
ત્યારે તારૂં શું છે જોર, નગર વિષે તું મારો ચોર;
રૂડું ચિંતવો જો સ્વામિતણું, આપ માન મુજને તો ઘણું. ૧૨૩
જો રાખે દોહોણી ને દૂધ, તો તું કાંઈ વિચારની બુદ્ધ;
મારે મન તો નથી કાંઇ ખેદ, તું મનમાં આણે કાં ભેદ. ૧૨૪
મૂરખ મિત્ર વેરીને ઠામ, વણસાડે સ્વામીનું કામ;
મનમાં ડહાપણુ હોયે આજ, ઉઘાડ તુજનાં સરસે કાજ. ૧૨૫
આવડો શો રાખે છે અંક, આખર હું રાજા તું રંક;

## દોહરા.

કહે પ્રતિહાર રાજા સુણો, હું બીવરાવ્યો નહિ જાઉં;
મન સમજી લાલચ દિયો, કાંઈક પ્રસન્ન થાઉં. ૧૨૬
રાય એક જેને કબજ, બીજો તક જે રાય;
ત્રીજો રાજા ગરજીઓ, ચોથો ઓશિયાળો થાય. ૧૨૭
કુંડળ કાઢ્યાં કાનથી, મૂલ જેનું નવ કોડ;
આપ્યાં રાયે પ્રતિહારને, જેહ અમૂલખ જોડ. ૧૨૮

## ચોપાઈ.

દ્રવ્ય દેખી સહુ કરે પ્રીત, દ્રવ્ય દેખીને કરે વિપરીત;
દ્રવ્ય દેખીને નારી ચળે, દ્રવ્ય દેખીને લોભી ભૂલે. ૧૨૯
દ્રવ્યે લાભ ને દ્રવ્યે હાણ, દ્રવ્યે આસવાસના જાણ;
દ્રવ્યે જીવ જાએ ને રહે, દ્રવ્યે ઘેલાને ડાહ્યા કહે. ૧૩૦
દ્રવ્યે કાયર ને દ્રવ્યે શૂર, દ્રવ્યે મેલો ને દ્રવ્યે નૂર;
દ્રવ્યે ચોર ને દ્રવ્યે શાહ, દ્રવ્યે રંક, ને દ્રવ્યે રાહ. ૧૩૧

દ્રવ્યે કરપી (તે) દ્રવ્યે દાતાર, દ્રવ્ય ઉગારે ને દ્રવ્યે માર;
દ્રવ્યે શત્રુ ને દ્રવ્યે મિત્ર, દ્રવ્યે નીચ ને દ્રવ્યે પવિત્ર. ૧૩૨
પૃથ્વીનું કારણ તે દ્રવ્ય, દ્રવ્ય થકી તે શોભે સર્વ;
કુંડળ જવ દીઠાં પ્રતિહાર, તવ તેણે ઉઘાડ્યાં બાર. ૧૩૩
ગયો મેહેલ મધ્યે રાજન, દીઠું જેવું ઇંદ્રાસન;
દીઠો પ્રધાનકેરો મેહેલ, તે આગળ શોભા સહુ સેહેલ. ૧૩૪
દીઠું પાંજરૂં પોપટતણું, પચરંગે રંગેલું ઘણું;
તે હેઠળ માંડ્યો છે પાટ, રાજા ચાલી આવ્યો વાટ. ૧૩૫
બેઠી દીઠી ત્યાં કામિની, એવી નહિ ભૂતળ ભામિની;
ચંદ્રવદની ભૃકુટી શુભ વાંક, સિંહાકારે કટિનો લાંક. ૧૩૬
હંસાગમની ગજગામિની, શરદચંદ્ર શોભે જામિની;
જેવી પુષ્પ લતાની વેલ, જેવી વાડીમાંની કેળ. ૧૩૭
જેવી ચંપાકેરી કળી, જેવી વીજળી ઝબકે ભલી;
જેવી રત્નાકરકુંવરી, જેવી શોભે સુરસુંદરી. ૧૩૮
જેવી કોઇ દીપે નાગણી, નહિ શામા એની સામણી;
જેવી રત્ન કમળ દીવડી, જેવી કાશ્મીરી પુતળી. ૧૩૯
જેવી ઇંદ્રતણી અપ્સરા, એવી એ માનુની મનહરા;
કામિની તેહ કમળનો વૃંદ, મુખ જાણે પૂનમનો ચંદ. ૧૪૦
અંબુજદલ આકારે નેણ, અમૃત જેવાં બોલે વેણ;
પોયણપાન સરીખા પાય, કરેણુકાંબ સરખી શ્રીકાય. ૧૪૧
લાયક તેમાં લક્ષણ ઘણાં, જે કહીએ તે સોહામણાં;
રામા રૂપતણો ભંડાર, નવ દીઠી એવી કોઈ નાર. ૧૪૨

## દોહરા.

ચપળ નેન ખંજન સમાં, ચક્રવાક જુગ જોડ;
કનકકળશ ઉર ઓપતાં, ક્ષણમાત્ર નહિ ખોડ. ૧૪૩
ઉદર ઉપર ત્રિવલી પડી, પેટ તે પોયણ પાન;
ગ્રીવા કપોત સરીખડી, ઉજ્વળ ઓપિત વાન. ૧૪૪
નખશિખ શોભા નિરખતાં, ચતુરા ચતુરસુજાણ;
વ્રેહે વ્યાપિક રાજા થયો, વાગ્યાં મોહનાં બાણ. ૧૪૫
પાષાણ ઘર્ષથી અગ્નિ ઝરે, અગ્નિથી જેમ ઘૃત;
અંગ અનંગ અગ્નિ વધ્યો, આકળો થયો તર્ત. ૧૪૬
ધર્મ કર્મ સહુ વિસર્યો, થયું કામવશ અંગ;
બીજું કાંઈ સૂઝે નહિ, રામાશું લાગ્યો રંગ. ૧૪૭

વિસર્‌યો ઇષ્ટ ગુરુ દેવતા, વિસર્‌યો કુળ મરજાદ;
વિસર્‌યો મેહેલ ને મેડિઓ, પ્રેમદાશું લાગ્યો વાદ. ૧૪૮
આવ્યો નિકટ તે નિરખતાં, ભયભિત તે ઘનઘોર;
દૃષ્ટી ન ચૂકે તેથકી, જ્યમ ચંદ્રથી ચકોર. ૧૪૯

## ચોપાઇ.

પોપટ પદ્મિની બેઠાં જ્યાંય, મોહોલે મહિપતિ આવ્યો ત્યાંય;
સમજ્યો પોપટ સમજી નાર, ચતુર મળી બે કરે વિચાર. ૧૫૦
આવતામાં વરત્યું છે મંન, કામ આકળો છે રાજંન;
ઈશ્વર આપણી રાખશે લાજ, કામની કહે શું કરવું કાજ. ૧૫૧
કહે પોપટ નવ ધરશો બીક, દેઊં છું નંદ રાજાને શીખ;
એમ કરતાં તે બોલ્યો વાણિ, અધિક ચાતુરી મનમાં આણિ. ૧૫૨
તું મુજને જાણે છે અજાણ, આજ થઉં હું ચતુરસુજાણ;

## દોહરા.

કહે પોપટ ભલે આવિયા, પૃથ્વીપત ભૂપાળ;
આનંદકંદ નંદરાયજી, પ્રજાતણા પ્રતિપાળ. ૧૫૩
તાત તમો છો જગતના, પ્રધાન તમારો પુત્ર;
હું જાણું છું નિહાળવા, આવ્યા છો ઘરસૂત્ર. ૧૫૪
તંન નથી ઘેર તાહરો, હાજર છે સુતનાર;
પણ તે તારે આસરે, તમ પુત્રીને ઠાર. ૧૫૫
ખબર લેવી તમને ઘટે, ઘેર નથી જવ તંન;
પુત્ર પ્રજા સૌ તાહેરી, પિતા નંદ રાજંન. ૧૫૬
રાજા તે તો તાત છે, પરજા તે તો પુત્ર;
શાસ્ત્ર સાખ પૂરે સદા, સાચો અક્ષર સૂત્ર. ૧૫૭
બાઇ આવો બેસો બારણે, આવ્યા છે તમ તાત;
પિતા પાસે બેસો જઇ, કરો સુખદુઃખની વાત. ૧૫૮
બાઇ આવોની બારણે, એહ તાત નંદરાય;
સાસરવાસો લેઇ આવિયા, તેની શી લજ્જાય. ૧૫૯
આપણ એનાં છોકરાં, એહ આપણો તાત;
પિતા પાસ બેસો સુખે, કહો મનની સૌ વાત. ૧૬૦

## ચોપાઈ.

નારી બોલી આણી ધીર, સાંભળ પોપટ મારા વીર;
અધિક બોલ તું ના બોલીશ, ચઢશે નંદ રાજાને રીશ. ૧૬૧

હુકમ રાજાજીનો લીજીએ, પછી ઉત્તર તેનો દીજીએ;
એ છે ધર્મતણો અવતાર, જાણે સકળ વિવેક વિચાર. ૧૬૨
એ છે ચૌદ વિદ્યાગુણ જાણ, માટે ઘણું શું કરૂં વખાણ;
ચતુર પુરુષ માટે સાંખશે, મૂરખ ક્રોધ મારી નાંખશે. ૧૬૩
તે માટે છાનો રહે ભ્રાત, અધિક શાને કરે છે વાત;
વિવેક વાત માહારે દિલ વસી, નંદરાયની બીકજ કશી. ૧૬૪
કંચન આગળ કથિર તે કશી, ચતુર આગળ કેવી પારશી;
હનુમાન આગળ શા ઠેકડા, કરોડ આગળ શા એકડા. ૧૬૫
ચૌદ જાણે તેને શા ચાર, સત્યવાદીને શાનો ભાર;
પુત્ર આગળ બીજી શી પ્રીત, વેદ આગળ બીજાં શાં ગીત. ૧૬૬
પરબ્રહ્મ આગળ શાં પાખંડ, દૈવગત આગળ તે શો દંડ;
દારિદ્ર આગળ બીજું શું દુઃખ, સ્ત્રી સતીથી બીજું શું સુખ. ૧૬૭
વિપ્ર આગળ બીજી શી નાત, ખરો કહેવાય તેની શી ખ્યાત;
જાર આગળ બીજું નવ જોર, હેમગિરિ આગળ નવ હોય ચોર. ૧૬૮
ગંગા આગળ બીજી શી નદી, ચકોર આગળ બીજી શી બુદ્ધી;
શિવપૂજન આગળ શી સિદ્ધ, રાજરસોઇ આગળ શી રિદ્ધ. ૧૬૯
ભીખથકી તે ભુંડું કિયું, દેહ ભુંડી જેહનું રોગીયું;
ચંદ્ર આગળ તે તારો કશો, રવિ આગળ આગીઓ જશો. ૧૭૦
મૂરખ આગળ શી દુઃખની વાત, મર્ણથકી બીજી શી ઘાત;
પૂન્ય આગળ બીજું શું કામ, રામ આગળ બીજું શું નામ. ૧૭૧
કાશી આગળ બીજો શો વાસ, સુગંધમાં જેવો બરાસ;
નંદરાયને શિખ દે જેહ, બ્રહ્માએ સર્જ્યો નથી તેહ. ૧૭૨
સ્વર્ગતણું તે સુખજ ઘણું, વખાણ કરી શકે કેમ તેતણું;
એને વશ વરતે સહુ લોક, તે આગળ ડહાપણ સહુ ફોક. ૧૭૩
નારી કહે સુણ પોપટ સહી, એ સરખો કો ભૂતળમાં નહિ;

## દોહરા.

ત્યારે પોપટ બોલીઓ, સાંભળ મારી બેન;
માબાપ આગળ ચાલે સહી, જે કરીએ તે ચેન. ૧૭૪

બાલક અતિ અન્યા કરે, મન ન ધારે માબાપ;
એવું જાણીને હું કહું, વેદ પૂરાણે છાપ. ૧૭૫

ગાંડું ઘેલું બોલવું, મનમાં ન આણે સોષ;
તેમ હું રાજાને કહું, ખેદ મ ધરશો ક્રોધ. ૧૭૬

## ચોપાઈ.

વાડ થઇને ચિભડાં ગળે, સેંધી વસ્તુ ક્યાંથી મળે ?
ખળું ખાતું હોયે જો અન્ન, તો જીવે નહિ એકે જંન. ૧૭૭
કલ્પવૃક્ષ જો ફેરી ખાય, તેનો ચોર ન પેદા થાય;
નવાણુ પીતું હોયે નીર, જીવજંતુ કેમ ધરે શરીર. ૧૭૮
મા મારે પય પીતાં બાળ, સત્યવાદી જો બોલે આળ;
રાજા થઇને લૂટી લેય, પ્રજા કોણ આગળ જઇ કહેય. ૧૭૯
રામ જપંતાં નર્કે જશે, કહો કલ્યાણજ કોનું થશે;
પિતા પુત્રિશું રમશે જાર, તે વાતનો કો પીછે પાર. ૧૮૦
ગંગા નહાતાં પાપી થશે, વેદવચન કેમ સચાં હશે;
વાહાર ત્યાંથી આવે ધાડ, તો પછી કયાંની કરશું આડ. ૧૮૧
મેઘ વરસંતાં પથ્થર પડે, તેનો વાંક કોને શિર ચડે;
ધણીને વિખ દે ઘરની નાર, કોણ સાચવે તેણે ઠાર. ૧૮૨
પુષ્પહાર થઇ વળગે સાપ, ત્યાં તે કોણ જાળવશે આપ;
અમૃત જાણી આપે પીજીએ, વિખ થાય દોષ કેને દીજીએ. ૧૮૩
કુંડળ કરડી ખાએ કાન, કોણ આગળ જઇ કરિયે જાણ;
ચંદન જાણી ધરીએ આપ, થાય અગ્નિ તો પૂરણ પાપ. ૧૮૪
મોટા જાણી જઇએ શરણ, દે ઘાત તો પામિયે મરણ;
ઘરનો દિવાન ચાડી ખાય, તો તે દુખ કોને કહેવાય. ૧૮૫
જો રળનારો ચોરી કરે, તો ભંડાર શી પેરે ભરે;
છાની થાપણ લોભે લે, તો શાખ આવી કોણ દે. ૧૮૬
કોઇ જાણી દુખ દિયે પ્રચંડ, તેને તો રાજા દે દંડ;
(પણ) રાજા થઇ લૂટી લે આપ, તો પરજાનું પૂરણ પાપ. ૧૮૭
રઇયત ઉપર કોપે રાય, રાંક માણુસ શું કરે ઉપાય;
તેને પુછનારો ઇશ્વર એક, વેદવચન કરિ જુવો વિવેક. ૧૮૮
રાજા પ્રજાને દુઃખજ દે, તો તે આગળ નહિ સુખ લે;
મોટા જો કરે કૂડાં કાજ, તો નહિ પામે રૂડાં રાજ. ૧૮૯
શામા શુક બે વાતો કરે, રાજા નંદ રૂદેમાં ધરે;
ભયભીત થઇને જે આવિઓ, કાંઇક જ્ઞાન રૂદે લાવિઓ. ૧૯૦
એ કહે છે પુત્રી ને બ્હેન, તે આગળ કયમ થાએ સ્હેન;
એકે વાતનો ન સૂઝે ઘાટ, રાજા જઇને બેઠો પાટ. ૧૯૧
આગતાસ્વાગતા દીધાં માન, આગળ મેહેલ્યાં ફોફળપાન;
બોલ્યો શુક સુણ તું સુંદરી, બોલો તાતસું હેતજ કરી. ૧૯૨

પુત્રી ધર્મ કરી થાપશે, મનવાંછિત માગ્યું આપશે;
લાવ્યા પસલી આપણે ઘેર, રાજા આવ્યા રૂડી પેર. ૧૯૩
ભ્રાત તાત ને એ મોશાળ, આપણ ઉપર અદકું વ્હાલ;
એ છે નોધારા આધાર, એને શિર પૃથ્વીનો ભાર. ૧૯૪
બેટી બ્હેન ને તું ભાણેજ, આપણુ ઊપર અદકું હેજ;
હેત કરિને દગો જો દેય, નરકતણાં ફળ તે તો લેય. ૧૯૫
નાનાં મોટાં વ્યાપક જંન, શરણાગતનું એ છે ધંન.

## દોહરા.

માનની મુખ સનમુખ કરી, શુકસું કીધી વાત;
કામભર્યો જો કોપશે, તો કરશે તુજ ઘાત. ૧૯૬
કામી કામે આંધળો, ન ગણે બ્હેન ને બાઇ;
માટે તુજને મારશે, છાનો રહેને ભાઇ. ૧૯૭

## ચોપાઈ.

જોબનમદ પ્હેલો આંધળો, બીજો અંધ કામે આકળો;
ત્રીજો અંધ ધનમદ જેહને, ચોથો મદ જેની દેહને. ૧૯૮
પંચમ અંધ જે જીવ આદરે, છઠો અંધ જે કોપે ભરે;
સાતમો અંધ દગાણો જેહ, આઠમો અંધ વ્યસનીની દેહ. ૧૯૯
એટલા અંધ વિચાર ન કરે, ના કહિયે તો નિશ્ચે મરે.

## દોહરા.

વચન સુણી વનિતાતણું, શુક કહે સાંભળ વાત;
કામમદ જોબન શું કરે, જગતપિતા સાક્ષાત. ૨૦૦
અજ્ઞાન અબળા તું સમી, મેં નવ દીઠી કોય;
કહું વાત પટંતરે, મનમાં સમજી જોય. ૨૦૧

## ચોપાઈ.

રાજા આવે કપટે કરી, તો કોણ પૂછે એને ફરી;
ગામ પ્રધાનને શિદ મોકલ્યો, આપ કેમ આવે એકલો. ૨૦૨
એને કરવું સઘળું સેહેલ, ખરે બપોરે ચિરાવે મેહેલ;
પ્રધાનને રાખે કાળાગ્રહ વિખે, કોણ જોરાવર છે એ પખે. ૨૦૩
એને માથે બળિયો ધર્મ, તો કૂડાં કયમ કરશે કર્મ;
નંદરાયનું જાશે સત્ય, શી થાશે પરજાની ગત્ય! ૨૦૪
જો ચૂકે રાજાની દેહ, તો વૃષ્ટિ કેમ કરશે મેહ;
વણુ વાંકે રાજા દે દંડ, નિશ્ચે તુટી પડે બ્રહ્માંડ. ૨૦૫

જો નંદરાય ચડાવે આળ, નિશ્ચે પૃથ્વિ જાય પાતાળ;
વાત કહું એક તુજને હું, કાને સાંભળ કામિની તું. ૨૦૬
જોવા કારણ આવ્યો તેહ, આપણે દૂધે વૂઠયા મેહ;
આળસુ ઘેર પધાર્યાં ગંગ, ઉચ્છવ આજ થયો નવરંગ. ૨૦૭
આપણે ઘેર એ બ્રહ્મા ઇશ, અન્નદાતા જાણ જગદીશ;
જાણો એમને રૂડા તાત, જાણો માડીજાયા ભ્રાત. ૨૦૮
દિયો માન સમજી બહુ પેર, ભલે પધાર્યા આપણે ઘેર;
પોપટે જેહ વચનજ કહ્યું, સુણતાં જ્ઞાન રાજાને થયું. ૨૦૯
બેઠા આસન હેતજ કરી, પાસે ઊભી છે સુંદરી;
માનની કહે સુણિયે મહારાજ, કાંઇક કહો અમ સરખું કાજ. ૨૧૦
દર્શન થયું પિતા તાહરૂં, પવિત્ર મંદિર થયું માહરૂં;
અમો આસરે છું તમતણે, અમપર હેત રાખો છો ઘણે. ૨૧૧
(પછે) પ્રમદા મંદિરમાં પરવરી, શાકપાક સામગ્રી કરી;
કરવા માંડયા ઉત્તમ પાક, રસોઇ બત્રિશી સુંદર શાક. ૨૧૨
મીઠાં મધુરાં શુભ સેલરાં, ખાટાં તિખાં અથાણાં ખરાં;
વાર ન લાગી એકે ઘડી, જુગતે કરી રસોઇ ત્રેવડી. ૨૧૩
કસ્તૂરી લેપન કર્યું શરીર, ન્હાવા કારણ મૂકયું નીર;
મર્દન કીધું રાયે શરીર, લુછી પીતાંબર પેહેર્યું ધીર. ૨૧૪
જ્ઞાન ધારી થયો નરેશ, પછે રસોડે કર્યો પ્રવેશ;
માંડી થાળ જે કંચનતણી, પીરશી માંહે સામગ્રી ઘણી. ૨૧૫
ભાવથકી કીધું ભોજંન, રિઝયો ઘણો મનમાં રાજંન;
ભાત વેળા થઇ જાહરે, સ્ત્રી સામું જોયું તાહરે. ૨૧૬
માનનીએ વરત્યું છે મંન, (હજી) કામઆકળો છે રાજંન;
વનિતાએ ત્યાં કર્યો વિવેક, દેખાડયું દ્રષ્ટાંતજ એક. ૨૧૭
ત્રાંબાપાત્રથી કાઢયો ભાત, તેનો રંગ ઉજ્વળ સાક્ષાત;
બીજો પિરસ્યો રૂપાથકી, દિધો રંગ પીળો નવલખી. ૨૧૮
ત્રીજો પિરસ્યો સોનાને પાત્ર, લીલો રંગ દીધો તે ભાત.
ચોથો પીતળને પાત્ર સુચંગ, દીધો કસુંબીતણો રંગ. ૨૧૯
પાંચમો પિરસ્યો માટીને ઠામ, ત્યાં પણ રંગજ દીધો શ્યામ;
જુવે ભાત પચરંગીતણો, રાજા અચરત પામ્યો ઘણો. ૨૨૦
રંગ જુવે અતિશે અનૂપ, હ્રદિયે વિસ્મે પામ્યો ભૂપ;
ભરે કોળિયો આણી વ્હાલ, મુખમાં જાતાં એકજ સ્વાદ. ૨૨૧
જમે કોળિયો રંગ વિશેક, મુખમાં સ્વાદ આવે છે એક;
શ્યામ શ્વેત કસુંબી ખાય, મુખમાં એક અમીએ જાય. ૨૨૨

માત્ર દિહાનું છે તે સૂખ, ગળે ગયું તવ મોળું મૂખ;
દૃખતામાં શોભા છે ઘણી, મુખમાં એક મજા તે તણી. ૨૨૩
રાજામાં લક્ષણ બત્રીશ, હઇડામાં નવ આણી રીશ;
સમજ્યો શીખામણ છે એહ, ભાગ્યો મંનતણો સંદેહ. ૨૨૪
અજ્ઞાન હતું તે સરવે ખોયું, જુવતીના મુખ સામું નવ જોયું;
કામિની કહે કરવો અન્ય ઉપાય, રખે મંન કાચો રહે રાય. ૨૨૫
મનમાંહે વિચારી બુદ્ધ, ધોળી ધેનનું દોહ્યું દૂધ;
કાળી રાતી ધેન કાબરી, મુક્યા દૂધના પ્યાલા ભરી. ૨૨૬
વિવિધ પ્રકારે કર્યો વિવેક, સ્વાદ દૂધનો સરવે એક;
પામ્યો શીખામણ સઘળી તેહ, ભાગ્યો મંનતણો સંદેહ. ૨૨૭
અર્ધું મન પોપટથી પળ્યું, અર્ધું નારી ગુણથી ગળ્યું;
ઉઠયો ભોજન સંપૂરણ કરી, આપ્યું બીડું શુભ સુંદરી. ૨૨૮
અમૂલખ અંગુઠી જેહ, પદ્મિની કરમાં સોંપી તેહ;
મનમાં ન આણ્યો બીજો મરમ, ઈશ્વિરે રાખ્યો બેહુનો ધરમ. ૨૨૯
કરી પ્રણામ તે પાછો વળ્યો, પ્રતિહારને જઇને મળ્યો;
ઉઘાડ રે મંદિર તાહરૂં, કુંડળ આપ પાછું માહરૂં. ૨૩૦
તે પ્રતિહારે કહ્યું વચંન, સાંભળ હો રૂડા રાજંન;
સત્યવાદી મોટા છે રાય, તારી શોભા કહિ નવ જાય. ૨૩૧

## દોહરા.

કહે પ્રતિહાર સુણ નરપતિ, કહાવો ચતુરસુજાણ;
સઘળાં ડહાપણ તુજમાં, કાં બોલો થઇ અજાણ. ૨૩૨
આપી કુંડળ ને ગયા, રાય મંદિર મોઝાર;
પાછું માગોછો વળી, તે કયાંનો વહેવાર. ૨૩૩
**રાયવચન**—જે કામે કુંડળ આપિયાં, કર્યો ઘરમાં પ્રવેશ;
તે કામ કર્યા વિન આવિયો, માટે કુંડળ લેશ. ૨૩૪

## ચોપાઇ.

કહે પ્રતિહાર સાંભળો રાય, મુજ આગળ અન્યા નહિ થાય;
બોલ્યું અબોલ્યું કરશો તમો, કુંડળ પાછું આપશું અમો. ૨૩૫
વળી કહું બીજાં દૃષ્ટાંત, જો રાજાજી છો એકાંત.
જ્યારે પશુને તરશા થઈ, સઘળાં ઢોર હવાડે જઈ; ૨૩૬
કોઈ પીયે ને કોઈ નહિ પીયે, કોશિયો પીયાવો ભરિ લીયે.
ધેનુ હાંકી ગોવાળો જાય, કોઈ બેસે કોઇ તરણું ખાય; ૨૩૭

ગોવાળાનો શાનો વાંક, લે ચરાઇ તે આડે આંક.
ગામ જમાડે રૂડી પેર, દિયે નોતરૂં ઘેરે ઘેર; ૨૩૮
કોઇના અંગમાં હોયે દુઃખ, કોઇકને ન લાગે ભૂખ;
જમાડનારો તે શું કરે, ચતુર હોય તે મનમાં ધરે. ૨૩૯
ખેતર વાવવાને આપિયું, તે ગણુવત કરિને થાપિયું;
પડતર રાખ કે બમણું વાવ, પરઠ્યા પ્રમાણે મારૂં લાવ. ૨૪૦
લીધા હાથી ઘોડા ઠામ, પતીજ જોઇને આપ્યા દામ;
ગળિયો થાય કે મોતે મરે, વેચનાર તેમાં શું કરે. ૨૪૧
રાખે ચાકર ઇચ્છા ધરી, રહ્યો કબૂલ કરી નોકરી;
બેસારી મેલે કે દે કામ, માસ થયો કે લે તે દામ. ૨૪૨
ગૃહસ્થતણે ઘેર આવ્યો પુત્ર, શોભાવ્યું બાંધું ઘરસૂત્ર;
વધામણીએ બોલજ કહ્યો, પામ્યો દામ ને ન્યાલજ થયો; ૨૪૩
રાજક દૈવક તેને થાય છે, પાછું લેવા કોણ જાય છે;
વેવીશાળીઓ વિવાહ કરે, વર રૂડો કન્યાને વરે. ૨૪૪
મોજ કરે કે ભૂખે મરે, વેવીશાળીઓ તે શું કરે;
બાપે સ્મૃદ્ધી મૂકી ઘણી, થયો પુત્ર સરવેનો ધણી. ૨૪૫
રમ્યો જૂગટું હાર્યો સરવ, ઘરબાર સહિત ખોયો દરવ;
તેમાં શું કરે મા ને બાપ, ઊંધું કર્મ કુંવરનું આપ. ૨૪૬
નાહાનો પુત્ર મૂકે નિશાળ,ગુરુએ ભણાવ્યો આણી વ્હાલ;
બત્રીશ લક્ષણો કીધો ઘણો,સંગ થયો પછી ગુણકાતણો. ૨૪૭
વિસરી વિદ્યા આડે આંક, તેમાં ભણાવનારનો શો વાંક;
એવાં કૌતિક લાખ કરોડ, કહું તમ આગળ બેહુ કરજોડ. ૨૪૮
શું જાણું શા કામે ગયા, સર્યો અર્થ કે અમથા રહ્યા;
તે વાતનો હું નહીં જમાન, હું બેઠો રહું મારે ઠાન. ૨૪૯
ઊઘાડીને જાવા દેઉં, તેટલા માટે કુંડળ લેઊં;
રાખું બહાર તો પાછા ફરો,બીજે દહાડે જાણો તે કરો. ૨૫૦
મેં તો મારો ધર્મ મૂકીઓ, કુંડળને લોભે ચૂકીઓ;
તે કુંડળ કેમ આપ્યું જાય, ઘેર જાઓ સમજીને રાય. ૨૫૧
તમે નહિ કર્યું હોય કૂડું કર્મ, આગળ જાતાં રહેશે ધર્મ;
તરે સત્ય ને બૂડે પાપ, તેની વેદ પુરાણે છાપ. ૨૫૨
ઉપજ્યું રાજાને મન વહાલ, કુંડળ ઊપર આપી શાલ;
સાબાશ કહ્યું તે રૂડી પેર, મહિપત આવ્યો પોતાને ઘેર. ૨૫૩
સમજ્યો પોતે પુરુષપુરાણ, બીજા કોને ન કર્યું જાણ;
રાજા પોપટ ત્રીજી નાર, ચોથો એક જાણે પ્રતિહાર. ૨૫૪

એ વાત એટલેથી રહી, પ્રધાનની ત્યાં શી મત થઈ;
કવિ કહે હું કાંઇ નવ લહું, પ્રભુ પ્રતાપે આગળ કહું. ૨૫૫

## દોહરા.

પક્ષ પંચ પૂરણ થયા, વૈરોચન પરધાન;
રાજસભામાં આવિયો, મહિપતિ દીધાં માન. ૨૫૬
લાવ્યો ઘોડા અતિ ભલા, હરખ્યું સહુનું મંન;
વજીર વાસ પધારિયો, હુકમ કર્યો રાજંન. ૨૫૭
મલપતો મોહોલે આવિયો, પ્રતિહારે દીધાં માન;
કુંડળ જે નવ કોટિનાં, દીઠાં તેને કાન. ૨૫૮
શાલ દીઠી સવા લાખની, જે ઓઢી પ્રતિહાર;
બળિને પ્રલે થઇ ગયો, ક્રોધ વ્યાપ્યો અપાર. ૨૫૯

## ચોપાઈ.

પ્રતિહાર ઉપર કીધી રીશ, ભમર આપ ચઢાવી શીશ;
મેં સોપ્યું હતું તુજને કામ, કેમ સુનો મૂકયો તેં ઠામ. ૨૬૦
કોણ આવ્યું ને કોણજ ગયું, લોભે મન તારૂં વશ થયું;
રેઢો મૂકે નહિ જે ઠામ, પ્રતિહારનું તે પુરણ કામ. ૨૬૧
પાપી દ્રવ્યથકી ચિત ચળ્યું, ફટફટ તારૂં જીવ્યું બળ્યું;
અરે પાપી તું ફરતો ફરે, એમ કહીને ક્રોધજ કરે. ૨૬૨
સાચું બોલરે કહેને વાત, નહિ તો તારી કરશું ઘાત;
પ્રતિહાર કહે સુણો વજીર, આપ રૂદેમાં રાખો ધીર. ૨૬૩
જુઠા સાથ દાવો તાહરો, તલમાત્ર વાંક નથી માહરો;
જે દિવસના ગયા છો ગામ, સુનો નથી મૂકયો મેં ઠામ. ૨૬૪
રાંક માણસ નહિ જાએ કોય, આપ મંન વિચારી જોય;
જે પ્રત્યે નવ ચાલે તમો, વારી કેમ શકિએજી અમો. ૨૬૫
અમો તેહ રોકયો નવ જાય, મુકું દામતો મારો જાય;
તસ્કર હોય પ્રગટ કયમ કરે, ઘરમાં જઇને ખૂણે ધરે. ૨૬૬
હઇડામાં અન્યા ન સમાણી, તમ આગળ ચુગલી કયમ ખાણી;
ચુગલરૂપી કુંડળ ને શાલ, સમજો મનમાં જોઈ માલ. ૨૬૭
મેં જાણ્યું હું પામીશ વ્હાલ, વધામણીમાં પામ્યો ગાળ;
પ્રતિહારનાં વચન સાંભળી, પ્રધાન રહ્યો મનમાંહે બળી. ૨૬૮
જાની વાત તે પ્રતિહારે કરી, મેહેલે ગયો તે તેની ઘડી;

## દોહરા.

રાખી રીસ રૂદિયા વિષે, આવ્યો મંદિરમાંય;
પોપટ પદ્મની બે જણાં, વાટ જુવે છે ત્યાંય. ૨૬૯
વૈલોચન ત્યાં નિરખિયો, કૃતાંત સરીખો કાળ;
શીશે ભમર ચઢાવિયું, અતિ રાતો વિકરાળ. ૨૭૦
પોપટ પદ્મની સમજીયાં, પગે નમાવ્યું શીશ;
એમકુશળ છે આપણે, છાંડો રૂદેથિ રીશ. ૨૭૧
કહે પોપટ આ અવસરે, રખે કરો મન ભરમ;
તારા પુન્ય પ્રતાપથી, પ્રભુએ રાખ્યો ધરમ. ૨૭૨
પ્રણામ કરીને પદ્મની, બોલી પતિની સાથ;
વીટી ત્યાં નંદરાયની, દીઠી જમણે હાથ. ૨૭૩
અગ્નિ ઝાળ અદકી હતી, તેમાં રેડયું ધૃત;
અગ્નિરાળ ભેગાં મળ્યાં, ભડકો ઊઠયો તર્ત. ૨૭૪
નવ ખાએ નવ જળ પિએ, સુખેનિદ્રા નવ થાય;
એકે વાત ઉકલે નહીં, ચિત લાગી ચિંતાય. ૨૭૫
તે તો ટાળી નહિ ટળે, લાગી રૂદયા સાથ;
જયમ અક્ષર છઠ્ઠીતણા, (ને) પડી પટોળે ભાત. ૨૭૬

## ચોપાઇ.

કહે છે શુક નામીને શીશ, તજો રાજ રૂદેથી રીશ;
સમજો મનમાં આણી પેર,નથી ખાપણુ આવી તમ ઘેર. ૨૭૭
તે વાતે પ્રતિજ્ઞા કરૂં, દેઉં વાચા સત્ય ધીજ હું કરૂં;
વાત વીતી તે માંડી કહી, વિસ્તારીને સઘળી સહી. ૨૭૮
હરિયે તો રાખ્યું છે આપ, જુઠું બોલતાં બેસે પાપ;
સમજાવ્યો વજીર બહુ રીત, કહે પાણુ જોડી બહુ પ્રીત. ૨૭૯
જાર આવ્યો તે જનકજ થયો,પસલી આપી મંદિર ગયો;
કહી બેહેન મુખ આણી વ્હાલ,આપી વીંટી આપી શાલ. ૨૮૦
તે વાતે સૂરજ સાખિયો,સતિનો ધરમ રામે રાખિયો;
સાચી વાત કહૂ તમ સાથ,કહો તો અગ્નિમાં ઘાલું હાથ. ૨૮૧
પદ્મની પોપટે કહ્યા બહુ ભેદ, તેણે તો નવ મૂકયો ખેદ;
જેમ જેમબે જણુ વાતો કરે,તેમ તેમ રોશ અદકેરો ધરે. ૨૮૨
એને મારૂં કે હું મરૂં, ભારે દુઃખ રૂદયા કયમ ધરૂં;
એને મારૂં તો કોપે રાય, પ્રધાનપણું તો મારૂં જાય. ૨૮૩

હળવે હળવે વેર લેઇશું, રાજાને ઘણું દુખ દેઇશું;
એવો મનમાં રાખ્યો ક્રોધ, માને નહિ કોઇનો પ્રતિબોધ. ૨૮૪
**વૈલોચન વચન**—મૂરખ પોપટ ગુણહિણ ગૂઢ, શું મુખથી બોલે છે મૂઢ;
મુજને કાઢી મૂક્યો જે દંન, તે દહાડે મેં વરત્યું મંન. ૨૮૫
કાને સાંભળી તારી ખ્યાત, આપી કુંડળ રહી ગયો રાત;
કામમદ ભરી જેની દેહ, દૃષ્ટિ પડી કેમ મૂકે તેહ. ૨૮૬
ભાઇ બાપની વાતો ઘણી, તે તો મુજને કહેવાતણી;
મૂરખ નારે એ જીત્યો રાય, તેના ગુણ મુજ આગળ ગાય. ૨૮૭
સ્ત્રી ચરિત્ર વખાણો તમો, તે ડાહાપણ કેમ માનું અમો;
હું સ્ત્રીચરિત્ર ભણ્યો છું ઘણું, જાણું ચેન ચતૂરાતણું. ૨૮૮
કોઇ ડાહી થઈ કૂડી નવ થાય, શૂરી થઈને બાળે કાય;
સમ પ્રતિજ્ઞા ઝાઝી કરે, દે બાધો અગ્નિમાં ધરે. ૨૮૯
વળી દુઃખણી થઇને રોય, એળે જીવ પોતાનો ખોય;
કોટી લાખ કરે ઉપાય, તેહ આપે જાૂઠી નવ થાય. ૨૯૦
બામની નેહ માને ભરથાર, ગુણ વર્જિત ને હોય ગુમાર;

## દોહરા.

પ્રતિજ્ઞા હું માનું નહીં, જે જે બોલો બોલ;
કામાતુરની વારતા, ગણવી મૂરખ તોલ. ૨૯૧
જેમ લી લોઢા ઉપરે, પડી પટોળે ભાત;
જેમ અક્ષર છઠ્ઠીતણા, જેમ બીબું જેમ જાત. ૨૯૨
અનેક ઉપાય તમો કરો, પથ્થર ઉપર નીર;
સંદેહ ટળે નહિ માહરો, કયમ કરી રાખું ધીર. ૨૯૩
એ પાણીએ મગ નવ ચડે, સો મણ બાળો કાઠ;
ઇશ્વર આણુ માનું નહીં, પડી હઇડે જે ગાંઠ. ૨૯૪
પડી ભાત ફીટે નહીં, સ્ત્રીચરિત્રના ઠાઠ;
છોડી પણ છૂટે નહીં, પડી રૂદેમાં આંટ. ૨૯૫

## ચોપાઈ.

સ્ત્રીના સમ, વ્યસનીની પ્રીત, ધૂત સાચું બંગીની રીત;
ઓરમાઇનું હેત, ગુણકાની પ્રીત, દુખમાં દુઃખ વધે તે નીત. ૨૯૬
મદ્યપાની ડાહ્યો, કાગ પવિત્ર, વિષધર અમૃત રાજા મિત્ર;
સ્વદેહે ઓલગ, પાલક પુત્ર, ઇચ્છે સ્વર્ગ ઉપાસે ભૂત. ૨૯૭
સોની સાહ, ભિક્ષુક શો ભોગ, નાગર નેહ, જતીનો જોગ;
જારની જાત, લંપટનો કોલ, સ્ત્રીના સમ ફોગટના બોલ. ૨૯૮

મોંઢે મૂછ નપુંસકનું નૂર, વેરી વિશ્વાસ, કુશકાનો કૂર;
લઘુ હીમત, કણબી કુલ રૂપ, ઘર ગોઝારો, ભિક્ષુક ભૂપ. ૨૯૯
નીર લોભી, નાતરાનું પુન્ય, જોગીનું ગાણું, નાપિકનું મુન્ય;
કવિ સાચો, ભોળો જન ભાટ, વાલંદ વેશ્યા ને કૃત્રિમ ઠાઠ. ૩૦૦
ચૂગલ સાચો ને ચોરનૂં ચિત્ત, અસુર આચાર, રજપૂતની પ્રીત;
આચારે અન્યા, ગુણકા સતી, ભીખ માગતો દીઠો નરપતી. ૩૦૧
એટલાં વાનાં માને જેહ, મુરખનો મહિપતિ કહિએ તેહ;
શુક કહે એ સાચું કહ્યું, લક્ષણ જોતાંમાં મેં લહ્યું. ૩૦૨
હું નહીં પક્ષીની જાત, મારી સાચી માનો વાત;
અધિક રાજાનો શો વિશ્વાસ, કૂડ રાખે હઇડાની સાથ. ૩૦૩
સરવ સરખું નથી ત્યાં કોય, કહું પટંતર તે તું જોય;
એક શંખ નદીમાં પડયો, બીજો વિષ્ણુને કર ચડયો. ૩૦૪
એક શીપ શંખલા સમતુલ્ય, બીજીમાં મોતી અણમૂલ્ય;
એક પથ્થર દેવળ પૂજાય, બીજો પરિયટ શલ્યા થાય. ૩૦૫
એક કવિ પાખંડજ ભણે, બીજો ગુણ શ્રીહરિના ગણે;
એક મણિનું ક્રોડે કામ, બીજા મણિનું દોકડે દામ. ૩૦૬
એક નારી હોયે શંખણી, બીજી પદ્મણી કે ચિત્રણી;
એક પુત્રથી પરિયા તરે, બીજો કુળ સંહારણ કરે. ૩૦૭
એક પુત્ર ગયા શ્રાદ્ધે જાય, બીજો કુળ ડુબાડવા જાય;
એક કણબી પસાયતું કરે, બીજો ચોરી ચાડીએ ધન હરે. ૩૦૮
એક વિપ્ર તે ખેતી કરે, બીજો ચાર વેદ ઊચરે;
એક નીર સરોવર તીર, બીજું ગંગાકેરૂં નીર. ૩૦૯
એક બંધુ દુરબલ હવાલ, બીજો તે બેસે સુખપાલ;
એક કાષ્ટતણાં ઇંધણાં, બીજાં બાવના ચંદનતણાં. ૩૧૦
એક સૂત્ર સવાયે શેર, બીજું બેસે મોંઘું મેર;
એક તીલ ઘાણી પીલાય, બીજે શિવશંકર પૂજાય. ૩૧૧
એક ડાબો કર અશુધ ગણાય, બીજે જમણે ભોજન થાય;
એક અગ્નિ હુતદ્રવ્ય હોમાય, બીજો ઠામ કુઠામે જાય. ૩૧૨
એક ધોરી તે હળને વહે, બીજો રાજદરબારે રહે;
એક જળ તે ખાળનું નીર, બીજું ગંગોદક સુચીર. ૩૧૩
એકને પાંચ પુત્રજ હોય, બીજો વાંઝીયો સુતવિન રોય;
એકને વ્હાણતણો વેપાર, બીજો શીર ઉપાડે ભાર. ૩૧૪
એક તો નાગરવેલનું પાન, બીજાં રખડે આડે રાન;
એક અમરે ફુલ શ્રીકાર, બીજું ફુલ આવળનો હાર. ૩૧૫

એક નારી સ્વામીસું બળી, બીજી જારપુરુષસું હળી;
એક ઘર ઘર ભીખે જોડલાં, બીજો લે ઘણાં ઘોડલાં. ૩૧૬
એકને ગામ પોતાનું જાય, બીજો રાય પૃથીપતિ થાય;
એક તુંબીએ જોગી ભિક્ષા ભરે, બીજી જંત્ર દરબારે ઊચરે. ૩૧૭
એક લોઢું શેર પૈસે ઘણું, બીજું અમૂલખ સમશેરતણું;
એક વસ્તુ તે દોકડે ગજ, બીજી વસ્તુ અમૂલખ ધજ. ૩૧૮
એક નર શૂરાતણુ ભણે, બીજો કાયર પોબારા ગણે;
એક શાળ અમૂલખ પ્રમાણુ, બીજો સામો કણકી જાણુ. ૩૧૯
એક ઓદન ભલૂં ભોજંન, બીજું કુશકાકેરું અન્ન;
એક જંન પરમાગ્થ કરે, બીજો પ્રાણુ લોકોના હરે. ૩૨૦
એક સદાવ્રત આપે શીખ, બીજો ઘર ઘર માગે ભીખ;
એક ભાઈ હસ્તીપર ચઢે, બીજો અણવાણો રડવડે. ૩૨૧
એક શાસ્ત્ર નવ નિત્યે ભણે, બીજો ભૂલી પરી સ્વર ભણે;
એક અનેરાં વાસે ગામ; બીજો ઉદ્વસ ટાળે ઠામ. ૩૨૨
એક રોપાવે વૃક્ષો આજ, બીજો કાપે સરપણ કાજ;
એક કુંજમાં માહાલે રોજ, બીજો રણમાં ઉપાડે બોજ. ૩૨૩
એવાં કહું દૃષ્ટાંત અનેક, જો જો મનમાં કરી વિવેક;
નામ એક પણ ગુણ છે ઘણા, એક રાય બી રજપુતતણા. ૩૨૪
સૌને સરખાં ગણો ન આપ, તે વાતે લાગે મહાપાપ.

## દોહરા.

કહે પ્રધાન તું શું કહે, એ તલમાં નહિ તેલ;
મારૂં મન માને નહીં, મિથ્યા લવરી મેલ. ૩૨૫
પ્રધાને પરહરી પદ્મણી, તે જઇ રહી પિયેર;
અનેક દિવસ એમ વહિ ગયા, કોઇ ન જાણે પેર. ૩૨૬
રાજા તો ભોળવાઇ ગયો, વજીરતણે મન વેર;
રૂદયે વેર જવ વ્યાપિયું, રાખ્યું રૂદેમાં ઝેર. ૩૨૭
એક વરસ એમ વહિ ગયું, થયું રાયને જાણ;
મુજ માટે તો પરહરી, ચતુરા ચતુરસુજાણ. ૩૨૮
પરસ્પરે બહુ પ્રીછવ્યો, વૈલોચન પરધાન;
હેત દેખાડે અતિ ઘણું, દે ભરી સભામાં માન. ૩૨૯
તેણે તો માન્યું નહીં, તેડી નહિ ઘેર નાર;
એક દિવસ નંદરાયજી, કીધો મંન વિચાર. ૩૩૦
રાય પ્રધાન બે નીસર્યા, રમવા શુભ શિકાર;
સૈન્ય સાથે બીજું નહીં, પ્રધાન રાજકુમાર. ૩૩૧

રમી શિકાર પાછા ફર્યા, નયનાવતિ શુભ ગામ;
નેનકમલશા વેવારીયો, આવ્યો તેણે ઠામ. ૩૩૨
તે સસરો પરધાનનો, આવી લાગ્યો પાય;
આદરભાવ અંકો કર્યો, બહુ વિધિ કરી પસાય. ૩૩૩
ધન્ય ગામ ધન્ય ગાંદરૂં, ધન્ય આજનો દીસ;
રાય પ્રધાન પધારિયા, પ્રસન થયો મુજ ઈશ. ૩૩૪
ઢાળ્યો પાટ કનકતણો, વેર્યાં પુષ્પ ચોપાસ;
કુમકુમ છાંટા દેવડાવિયા, રંગમોહેલ અવાસ. ૩૩૫
તરિયા તોરણ બાન્ધિયાં, મોતિયે પુરાવ્યા ચોક;
દૂધે ઊમર ધોવડાવિયા, અજુવાળ્યા બહુ ગોખ. ૩૩૬
ચંદન ને વળિ અરગજા, મર્દન કર્યું શરીર;
ફુલેલ અંગે સારિયાં, ઉત્તમ ગંગોદક નીર. ૩૩૭
ભાવતાં ભોજન કરાવિયાં, વિવિધ મેવા પકવાન;
મુખવાસ લવિંગ એલચી, બીડલે બાસઠ પાન. ૩૩૮
ભોજન કરિને ઊઠિયા, ઢાળ્યો ઢોલિયો એકાંત;
આણ્યા પાસા સોગઠાં, ભાગવા મનની ભ્રાંત. ૩૩૯
વેવારીયો કરે ચાકરી, દીપક સ્ત્રીને હાથ;
રાય પ્રધાન ત્યાં બેઊ છે, અન્ય નહીં કો સાથ. ૩૪૦
રાય વનિતાની વાત જે, જાણે છે સાહ આપ;
સતી કન્યા સલક્ષણી, એ વેદપુરાણે છાપ. ૩૪૧
વાત કહાડી રમવાતણી, પવિત્ર વાત વિચાર;
ચાર વિના રમવું કશું, બેનો શો વેહેવાર. ૩૪૨
રાય પ્રધાન બિલ્હુ થયા, જોવા સરખી વાત;
એક મેર તો પદ્મની, સામો તેનો તાત. ૩૪૩
ચારે જણુ બહુ ચતુર છે, જોવા સરખી વાત;
લાગી ઝડ પાસાતણી, સહુ હરખે મન સાથ. ૩૪૪
પેહેલી વાત સસરો કહે, ભાગવા મનનો ભેદ;
હવે પોબાર પડે જેહના, તે સત્ય સાચો વેદ. ૩૪૫
ન પડે (તો) જૂઠો જાણવો, ખેદ ન કરશો કાંય;
એમ કહીને ઢાળિયાં, ચોપટ પાસા ત્યાંય. ૩૪૬
પ્રધાન કહે અજર કશી, નાંખો પાસા સત્ય;
પડશે તેને પધરૂં, નહિતર જાશે પત્ય. ૩૪૭
સાહ કહે સાખી સત્યનો, ઇશ્વર આપોઆપ;
સાચું જૂઠું સેહેજમાં, પરઠે પુન્ય ને પાપ. ૩૪૮

વચમાં ઈશ્વર આણિયા, સત્યસાખી કહેવાય;
રમત ત્યહાં હાજર કરી, ન્યાય અન્યાય તોળાય. ૩૪૯
(શેઠ)–ગંગોદક નિર્મળ જસું, સદા પવિત્રજ સાર;
તેવું કુળ હોય માહરૂં, પડ પાસા પોબાર. ૩૫૦
(રાજા)–હંસ ગયો સરોવર વિષે, દીઠું અમૃત વાર;
પિધા વિના પાછો વળ્યો, પડ પાસા પોબાર. ૩૫૧
(પદ્મની)–સિંહમૂછ ભોરિંગમણિ, કરપીધન સતિ નાર;
જીવતાં પર કર જાય નહિ, પડ પાસા પોબાર. ૩૫૨
(વૈલોચન)–જે માર્ગે સિંહ સાંચર્યો, ઊભાં તરણ અપાર;
તે તૃણ ઊભાં સૂકશે, પડ પાસા પોબાર. ૩૫૩

## ચોપાઈ.

પ્રથમ નાંખ્યા સસરે તે ઠાર, ખરા પડયા તેના પોબાર;
વેહેવારીયાને હાથે ચડયા, તેના તરત પોબારજ પડયા. ૩૫૪
ઢાળ્યા રાય ને ત્રીજી નાર, બહુ વિધથી પડિયા પોબાર;
ચોથી વાર નાંખ્યા પરધાન, ન પડ્યા પોબાર ઉતર્યું માન. ૩૫૫
હસી પડયા માંહોમાંહ સાથ, પરપસ્રે તાળી દઇ હાથ;
ત્યારે વજીર વાણિ બોલિયો, મંનતણો પડદો ખોલિયો. ૩૫૬
બીજી વારના ખોટા પડે, મારે મન અચરત તો અડે;
એકવાર પાધરૂં આવે સોય, તે સાચું નવ માને કોય. ૩૫૭
ત્યારે સસરો બોલ્યો વાણ, સાંભળો સરવે ચતુરસુજાણ;
સાચો ઈશ્વર પૂરે સાખ, નાંખો વાર હજારો લાખ. ૩૫૮
ઉન્હાં તેલ તે ટાઢાં કરે, દુઃખ પડે માણસનાં હરે;
એમ કહી હસિયા સાથમાં, લીધા પાસા સસરે હાથમાં. ૩૫૯

## દોહરા.

(શેઠ)–આંબે અંબફળ ઊતરે, કેળાં કદળી સાર;
બરાસ વાસ તજે નહીં, પડ પાસા પોબાર. ૩૬૦
(રાજા)–દેવળ દેખીને ગયો, દરશન કરવા દ્વાર;
દર્શન પણ પરશન નહીં, પડ પાસા પોબાર. ૩૬૧
(પદ્મની)–તેજી ન સહે તાજણો, શૂરો ન સહે માર;
કુવચન સતી સહે નહીં, પડ પાસા પોબાર. ૩૬૨
(પ્રધાન)–શામા સેજે સંચર્યાં, સઘ દેખિ વળી નાર;
રમવાને મન ગમ્યું નહીં, તો પડ પાસા પોબાર. ૩૬૩

## ચોપાઈ.

સસરો રાજા ત્રીજી નાર, ત્રણ જણના પડિયા પોબાર;
ન પડયા પ્રધાનના ઝાંખો થયો, ક્ષણું એક રહી બોલજ કહ્યો. ૩૬૪
ત્રીજીવાર પડે પોબાર, તો હું વાત માનું નિરધાર;
કહેતામાં ગ્રહ્યા તે વાર, નાખે છે લેઈ તેણી વાર. ૩૬૫

## દોહરા.

(શેઠ)–સીતા સરિખી સુંદરી, કીધા ધર્મવિચાર;
સોને શામ અડે નહીં, પડ પાસા પોબાર. ૩૬૬
(રાજા)–અમૃત પિરસ્યું થાળમાં, આપે કરવા અહાર;
દીઠું પણ ચાખ્યું નહીં, પડ પાસા પોબાર. ૩૬૭
(પદ્મની)–ઈશ્વર બેલી સરવનો, નોધારાં આધાર;
સત્ય રાખે સતીતણું, પડ પાસા પોબાર. ૩૬૮
(પ્રધાન)–મીની આગળ પય રહે, અગ્નિ આગળ ઘૃત સાર;
ભૂખ્યા આગળ ભોજન રહે, પડ પાસા પોબાર. ૩૬૯

## ચોપાઈ.

પડયા પોબાર હરખ્યાં જણ ત્રણ, વજીર વાત સંભળાવે કારણ;
વેદવચન કહેવાયે ચાર, તો તે વાત માનું નિરધાર. ૩૭૦
સસરો હરખ્યો તત્ક્ષણ લીધ, નાખ્યા દાવ કરીને સીધ;
રાખ્યું સત્ય જે દેવજતણું, ત્રણ મનમાં હરખ્યાં તે ઘણું. ૩૭૧

## દોહરા.

(શેઠ)–સત્યે બાંધી મેદિની, સત્યે બાંધ્યો સંસાર;
હોય સત્ય જો આ સમે, પડ પાસા પોબાર. ૩૭૨
(રાજા)–રત્ન અમૂલ્ય સુહામણું, લોભે ગયો તે ઠાર;
દીઠું પણ લીધું નહીં, પડ પાસા પોબાર. ૩૭૩
(પદ્મની)–સત્ય ચુકે જો સાધવી, ધરા ન ઝીલે ભાર;
તે ગુણ હોયે મુજમાં, પડ પાસા પોબાર. ૩૭૪
(પ્રધાન)–અરુણ આગળ આગિયો, ઇંદુ આગળ અંધકાર;
જાર આગળ જુવતી રહે, પડ પાસા પોબાર. ૩૭૫

## ચોપાઈ.

પડયા પોબાર ત્રણે જણ તણા, ન પડયા પ્રધાન નાખ્યા ઘણા;
વજીર અપમાન થયો બહુ પેર, તેણે રાખ્યું રૂદિઆમાં ઝેર. ૩૭૬

પંચમાં ભૂંડો કહે છે સહુ, મનમાં ખેદ પામે છે બહુ;
પંચ પ્રમાણુ કરે છે ખરૂં, બાકી સર્વે જૂઠું તાહરૂં. ૩૭૭
પંચ કહે તે જે નવ કરે, તે સુકૃત પોતાનું હરે;
એકવાર સહુ નાખો આપ, ફરિ બોલે તેને શિર પાપ. ૩૭૮
પંચવારથી પાછો જાય, તે હીણો કૂડો કેહેવાય;
એવાં વાયક સુણીને કરણુ, હરખ્યાં પેલાં જે જણુ તરણુ. ૩૭૯
લીધા પાસા ત્રણે હાથમાં, નાખ્યા સત્યવાદી સાથમાં.

## દોહરા.

(શેઠ)—અહલ્યા તારા દ્રૌપદી, સીતા મંદોદરિ નાર;
તેવું કુળ હોય માહરૂં, પડ પાસા પોબાર. ૩૮૦
(રાજા)—અમૃત પી અમર થયો, રત્ન ધર્યું મન સાર;
અડવા લાલચ નવ કરી, પડ પાસા પોબાર. ૩૮૧
(પદ્મની)—પાપ રહે કાશી ગયે, બ્રહ્મ નિંદે બ્રાહ્મણુ સાર;
સ્વામિ વિયોગે સતી રહે, તો પડ પાસા પોબાર. ૩૮૨
(પ્રધાન)—અહીમુખે અમૃત ઝરે, ચોર આગળ ભંડાર;
કામી આગળ રહે કામની, તો પડ પાસા પોબાર. ૩૮૩

## ચોપાઈ.

ન પડયા બારને ઝાંખો થયો, બોલ્યાનો મારગ નવ રહ્યો;
પ્રધાન કષ્ટ પામ્યો બહુ પેર, રૂદિયામાંહે રાખ્યું ઝેર. ૩૮૪
ઠસી વાત રૂદયામાં સહી, નારી વેર સેહેવાએ નહીં;
શસ્ત્રતણો ઘા રૂઝે સહી, કુપત્નિ વેર વીસરે નહીં. ૩૮૫
કોઇને મુખે નવ કેહેવાય, પટાંતરે તે પારખિ જાય;
હસતે રમતે વીતી રાત, પોહો ફાટયો ને થયું પ્રભાત. ૩૮૬
પ્રધાનનું નવ માન્યું ચિત્ત, અશ્વ ચડીને ચાલ્યો ધીટ;
વનિતાને કરિયો વાયદો, કાયામાં રાખ્યો કાયદો. ૩૮૭
ઝેર રાખી ચાલ્યો પરધાન, સતીવચન નવ સુણિયું કાન;
મહા ભયાનક વનમાં જાય, નથિ બીજો કોઇ સાથ સહાય. ૩૮૮
સુંદર વાવ્ય ને શીતળ નીર, ઝાડ ચંપાનું તેને તીર;
જઈ ઊતરિયા તેની છાંય, જળ પીવા નૃપ પેઠો માંય. ૩૮૯
પીધું નીર ને શાંતા થઈ, લખ્યો દોહરો ભીંતે જઈ.

## દોહરા.

રાય—હણે વાઘ સહુ જીવને, માંસાહારિ મનાય;
દઢ વિશ્વાસ કરે સહુ, આપ બચ્ચાં નવ ખાય. ૩૯૦

એમ લખી પાછો વળ્યો, આવ્યો જળથી બ્હાર;
પછી પ્રધાન પીવા ગયો, લખ્યા આંક જે ઠાર. ૩૫૧
વાંચી અક્ષર ખીજ્યો ઘણું, પોતે લખિયો અંક;
આપે ડહાપણુ શું કરે, પરનો કહાડે વંક. ૩૫૨
પ્રતિઉત્તર પોતે લખ્યો, સૂઝે જેવી પેર;
પ્રધાન–સાચો હોય શિદ પરવરે, કપટ કરી મુજ ઘેર. ૩૫૩
ભૂખ્યાને અણભોજ્ય શું ?, અનાથની શી આથ;
જારને મન શી દીકરી, ઉન્મત્તને શો સાથ. ૩૫૪
બીજી વાર જળમાં ગયો, રાયે વાંચ્યો લેખ;
ખોટો આણે ખરખરો, દુઃખ ન ધરતો રેખ. ૩૫૫
રાય–ગજેંદ્ર વશ અંકુશને, નારી તે વશ શરમ;
અરણુવ વશ મરજાદને, રાજા તે વશ ધરમ. ૩૫૬

## ચોપાઈ.

એહ લખી આવ્યો રાજાન, જળ પીવા પેઠો પરધાન;
તે વાંચી ઉત્તર આપે લખ્યો, ક્રોધ અતિશે મનમાં રખ્યો. ૩૫૭

## દોહરો.

પ્રધાન–તરસ્યો જાય તળાવમાં, દેખી અમૃત તોય;
જોએ તરશ છિપે નહીં, પાછો ન વળે કોય. ૩૫૮

## ચોપાઈ.

એમ લખીને આવ્યો બ્હાર, પછી રાજા ગયો તે ઠાર;
વાંચ્યા અક્ષર ચેત્યો ચિત્ત, કોપ તજીને લખ્યું કવિત્ત. ૩૫૯

## દોહરો.

રાય–શેર બેઠાં મોતી નવ હોરીએ, પ્રમાણ કરીએ બહુ પેર;
કબુલ સૌ (તે) ખોટું કરે, (જો) ગરજે જાએ ઘેર. ૪૦૦

## ચોપાઇ.

વજીરે આપે વિચાર્યું ચિત્ત, જોવા ચાલ્યો વાવડી ભીત;
વાંચી વિચાર્યું મનડા સાથ, લીધો રાયને આડે હાથ. ૪૦૧

## દોહરો.

પ્રધાન–મન વશ હોયે જેહનું, સત્ય તજે ન નિર્વાણ;
કપટ કરી નવ મોકલે, સેવાને કેકાણ. ૪૦૨

## ચોપાઇ.

એમ લખી બાહેર આવિયો, ખાર રૂદેમાં અધિક લાવિયો;
વળી રાયે લખ્યો એક મરમ, રાખવા શામાકેરી શરમ. ૪૦૩

## દોહરા.

રાય–નીચ દૃષ્ટિ તે નવ કરે, જે મોટા કહેવાય;
શત લાંઘણ જો સિંહ કરે, તોએ તૃણ નવ ખાય. ૪૦૪
રત્ન જડિત હોય મોજડી, શીશ ન બાંધે નેટ;
કનક છરી હાથે ધરી, કોય ન મારે પેટ. ૪૦૫

## ચોપાઇ.

વળી પ્રધાને તો વાંચિયું, અદકું વેર દિલમાં સાંચિયું;
ફરી લખ્યું દિલ આણી દુઃખ, જો મુજને ઉપજાવે સુખ. ૪૦૬

## દોહરા.

પ્રધાન–હેતે શું વિખ પીજીએ, સૌ અમૃતને ખાય;
પેટ પાળી ન મારિયે, વેળા તેવી રક્ષાય. ૪૦૭
તે વાંચી રાજા લખે, છેલ્લો અક્ષર આંક;
રાય–ચતુર ચિત્ત ક્ષમા કરે, પરનો હોય જો વાંક. ૪૦૮
મૂરખ તો માને નહીં, માને ચતુરસુજાણ;
સત્ય ગયું સરવે ગયું, બોલે વેદ પુરાણ. ૪૦૯
સત્ય અધારે મેદની, સત્યે દિવાકર સૂર;
તે સત્ય જેણે મૂકિયું, તેને હત્યા પૂર. ૪૧૦
રાખી પ્રીત પટાંતરે, તે વારૂ વેવાર;
તે પડદો જો ભાગિયો, તો રહે કેમજ કાર. ૪૧૧
તેહ વજીરે વાંચિયું, લખિયો છેલો ભેદ;
પ્રધાન–અજા બાપડી શું કરે, સિંહશુ રાખી ખેદ. ૪૧૨
પુત્ર મિત્ર વહાલા નહીં, નહીં સ્વારથ કે દામ;
પંડિત પ્રિય વહાલા નહીં, જ્યારે પ્રગટયો કામ. ૪૧૩
સત્યશીલ ડહાપણુ ગયું, જાયે નિર્મળ નામ;
સત્ય પાણી વેહેતું રહ્યું, જ્યારે પ્રગટયો કામ. ૪૧૪
નાતજાતનો ભય નહીં, ગોત્ર નહીં ગુણગ્રામ;
રાજા પ્રજાનો ભય નહીં, જ્યારે પ્રગટયો કામ. ૪૧૫
જુએ ન મરદ નમેરી એ, જુએ ન શિવ કે શ્યામ;
આત્માનાત્મા નવ જુએ, જ્યારે પ્રગટયો કામ. ૪૧૬

સુખ નહિ સૂતાં સેજડી, સુખ નહિ આઠે જામ;
જળ ભોજન નિદ્રા નહીં, જયારે પ્રગટયો કામ. ૪૧૭
ગમે ન ઘર પુર મેડિઓ, ગમે ન ઉદ્યમ ઠામ;
ગમે ન વાત વિદ્યાતણી, જયારે પ્રગટયો કામ. ૪૧૮

## ચોપાઇ.

એવાં લખ્યાં પ્રધાન વચંન, તે રાજાને લાગ્યાં મંન;
કોઇ કોઇને મુખે નવ કહે, લખી પટાંતરે છાંનો રહે. ૪૧૯
રાજા કહે લખું એક વાર, જે મૂરખ મૂકે અહંકાર.

## દોહરા.

**રાય**–કમળ જળમાં નિત્ય રહે, નિમેષ ન ભેદે નીર;
કામ ન ભેદે તેહને, જેનું શુદ્ધ શરીર. ૪૨૦
જીભને ચિકટ અડે નહીં સોને ન અડે સ્યામ;
ગુણને અવગુણ નવ અડે, જ્ઞાનીને ન અડે કામ; ૪૨૧
નીરને અગ્નિ નવ અડે, દુષ્ટ હૃદે નહિ રામ;
લોભને લાજ અડે નહીં, જ્ઞાનીને ન અડે કામ. ૪૨૨
બ્રહ્મને કર્મ અડે નહીં, સંતોષીને ન અડે દુઃખ;
જોગીને ભોગ અડે નહી, રોગીને ન અડે સુખ. ૪૨૩
અરુણને તિમિર નવ અડે,સિદ્ધને નવ અડે શાપ;
સિંહને શિયાળ અડે નહીં,પરિબ્રહ્મને ન અડે પાપ. ૪૨૪
વેદને ભેદ અડે નહીં, ખળને ન અડે સત્ય;
સાચાને જૂઠ અડે નહીં, જો પ્રભુ રાખે પત્ય. ૪૨૫
અગ્નિ બાળે સરવને, જીવ બાળ્યો નવ જાય;
મનમથ જીતે સરવને, જ્ઞાની નવ જીતાય. ૪૨૬
વહાલાં પાખંડ અજાણને,હરિજનને વ્હાલા રામ;
સત્યને વ્હાલો ધર્મ છે, પાપીને વ્હાલો કામ. ૪૨૭

## ચોપાઈ.

રાય લખી આવ્યો બારણે, પ્રતિત પ્રધાનતણે કારણે;
પ્રધાને લખ્યો એકજ બોલ, ઉતારવા રાજાનો તોલ. ૪૨૮

## દોહરા.

**પ્રધાન**–ઉમયાઇશે નવ જીતિયો, જીત્યો નહિ શ્રીરામ;
બ્રહ્માદિકે જીત્યો નહિ, એવો અજીત છે કામ. ૪૨૯

જીત્યો નહિ મહા મુનિવરે, નવ જીત્યો રવિચંદ્ર;
જીત્યો નહિ વ્યાસ વિચક્ષણે, જીત્યો નહિ સુર ઈંદ્ર. ૪૩૦
જીત્યો નહિ પાંચ પાંડવે, જીત્યો ન રાવણરાય;
જીત્યો નહિ જોરાવરે, કામ અજિત કહેવાય. ૪૩૧
જીત્યો નહિ કો દેવતા, જીત્યો નહિ કો લોક;
જીત્યો કોઇ કહે કામને, તે તો જાણવો ફોક. ૪૩૨
વેદપઠન કવિચાતુરી, સઘળી વાત છે સેહેલ;
કામદહન મન વશકરણ, ગગનચઢણુ મુશકેલ. ૪૩૩
મુરખ જીત્યો કહે કામને, માનો તેનાં પાપ;
સહુને હૃદે વ્યાપી રહ્યો, કામ અજીત છે આપ. ૪૩૪
કોઇ ડાહ્યો થઈ બોલશે, રાખી પોતાનો ભાર;
તેને લેજો ઓળખી, મૂરખનો સરદાર. ૪૩૫
પંચકણ પ્રાસે અંનના, ચિત્તભંગ થાય તેણ;
ઉઠી બેઠું થવાય નહિ, (પણ) કામ ન મેલે ચેન. ૪૩૬
કાં નારી કાં નર પશુ, વૃદ્ધ જોબન ને બાળ;
કાં મૂરખ પંડિત વડા, કામતણે વશ કાળ. ૪૩૭
મરજાદાથી માન રહે, અણસમરથ રહે આપ;
એકાંતે આરાધન રહે, વેદ પુરાણે છાપ. ૪૩૮
કાં મંદોદરિ દ્રૌપદી, અહલ્યા સિતા શરીર;
રાખ્યું આપજ ઇશ્વરે, કામને વશ છે હીર. ૪૩૯
નહૂષ સરખો સાધવી, શત યજ્ઞનો કરનાર;
કામ અર્થે કર જોડિયા, પૂછી લેજો પાર. ૪૪૦
પારાશર પંડિત ઘણો, નવખંડ જેનું નામ;
મછગંધા મનમાં વસી, કર્તવ્ય કહિયે કામ. ૪૪૧
ઇંદ્ર સરીખો અધિપતિ, ઇંદ્રાસન સુખધામ;
ગૌતમ નારિ સંગે રમ્યો, કર્તવ્ય કહિયે કામ. ૪૪૨
ચાતુર ચંદ્ર સરીખડો, રોહિણિ સરખી રામ;
ગુરુની નારી ભોળવી, કર્તવ્ય કહિયે કામ. ૪૪૩
કહેતાં પાર ન પામિયે, પ્રકાશિયે શિદ પાપ;
સહુકોને મન સિદ્ધ છે, જાણો આપોઆપ. ૪૪૪
હવે અક્ષર રખે લખો, ડાહ્યા થઇને આપ;
મને સિદ્ધ માન્યુ અમો, (લખે) બ્રહ્મહત્યાદિક પાપ. ૪૪૫

## ચોપાઈ,

બેઠા બેઉ જણ સ્થાનક ઠરી, હેત પ્રીતશું વાતો કરી;
વીસારી મૂકી તે વાત, સ્નેહ વધાર્યો મનડાં સાથ. ૪૪૬
ઉષ્ણકાળ અગ્નિની જ્વાળ, ખરા થયા મધ્યાન્હજ કાળ;
પ્રધાન ખોળે મૂક્યું શીશ, સૂતો રાજા તેણે દીશ. ૪૪૭
ભર નિદ્રા થઈ જાહરે, વજીર વિચાર કરે તાહરે;
જેના હઈડામાંહે ડાઘ, આવો ક્યાંથી પામીશ લાગ. ૪૪૮
અર્થી દોષ મનમાં કેમ ગણે, જોગી ભોગીને કેમ બણે;
શૂરા કાયરનો ન મળે મેળ, પાપી ધર્મિને ન હોય બેલ. ૪૪૯
સતી ગુણકાને ન હોય પ્રીત, રાયરંકની ન હોય એક રીત;
મૂર્ખ પંડિતને ન દે માન, સાચ જૂઠનું ન એક તાન. ૪૫૦
રાજા સાચો વેહેમી પ્રધાન, ત્રીજું નહિ તેમાં અનુમાન;
અરૂં પરૂં ચોપાસે જોય, માનવી માત્ર મળે નહિ કોય. ૪૫૧
કાહાડી પાળી રાખી તળે, મારી તે રાજાને ગળે;
થયો અધર્મી તેહ અજાણ, માર્યો રાજા ચતુરસુજાણ. ૪૫૨
ન ગણી હત્યા પોતે મન, મૂક્યો અશ્વ છોડીને વન;
ધાલ્યો રાયને ભોમી ખણી, પાપ શંકા મનમાં નવ ગણી. ૪૫૩
ચંપે બેઠોતો માળી ચડી, દીઠું અચરત નજરે અડી;
મનમાંહે થરથર ધ્રૂજિયો, સઘળી વાતે ત્યાં બૂઝિયો. ૪૫૪
નિશા સમે તજિયો તે ઠામ, આવ્યો વજીર પોતાને ગામ;
પ્રથમ ઘેર રાજાને ગયો, પુછી વાત ને સાચો થયો. ૪૫૫
સૂતા કે બેઠા છે રાય, ગયા વાડી કે છે ઘરમાંય;
ગયા એકઠા જુજવા વળ્યા, પાંચ દિવસ થયા નથી મળ્યા. ૪૫૬
મળ્યા વરણ અઢારે લોક, સહુકોને મન પ્રગટ્યો શોક;
આવ્યો અશ્વ વનથી રડવડ્યો, ધ્રાસ્કો પ્રજા સહુકોને પડ્યો. ૪૫૭
રાણી પુત્રે દુઃખ બહુ ધર્યું, જે કરવું ઘટતું તે કર્યું;
ચિત્તમાં ચિંતા વાધી ઘણી, આશા મૂકી રાજાતણી. ૪૫૮
વાટ જોતાં થયો એક માસ, મનસા સિદ્ધથી મૂકી આશ;
કાંઈક શોક કર્યો મન લાજ, પછી પુત્ર બેસાર્યો રાજ. ૪૫૯
મોટો વજીર ને નાહાનો રાય, કારભાર એમ ચાલ્યો જાય;
માળી આવ્યો પોતાને ઘેર, નિરખી પાપી પ્રધાનની પેર. ૪૬૦
સમજીને રહ્યો રૂદિયા સાથ, વાત ન સોંપી પરને હાથ;
મોટા જનની વાતો કયમ કરૂં, શાને વણખૂટે હું મરૂં. ૪૬૧

ચેત્યો પોપટ પોતે મંન, પાપીએ મારયો રાજંન;
શું કરૂં જે લૂણજ ખાઊં, નહિતો હમણાં કહેવા જાઊં. ૪૬૨
અનેક પાપ બીજાં છે ઘણાં, નથી કો લૂણહરામી સમાં;
એનું કર્યું ભોગવશે એહ, એહ વાતનો નહિ સંદેહ. ૪૬૩
એમ કરતાં સંવત્સર થયું, ત્યારસુધી સૌ છાનું રહ્યું;
કો કોને મોંઢે નવ કહે, પાપ કર્યું કેમ છાનું રહે. ૪૬૪
છાનો ન રહે થયો પ્રભાત, છાની ન રહે પડિ જે રાત;
છાનો ન રહે ખોદ્યો કૂપ, છાનો ન રહે પાપી ભુપ. ૪૬૫
છાનું ન રહે દેહમાં દુઃખ, છાની ન રહે લાગી ભૂખ;
છાની ન રહે સ્ત્રીની પ્રીત, ઉત્તમ મધ્યમની એ રીત. ૪૬૬
છાનું ન રહે જે અમલ પીએ, છાનું ન રહે જે દાનજ દીએ;
છાની ન રહે વ્યસનીની જાત, છાની ન રહે ભીતરની દાઝ. ૪૬૭
છાની ન રહે કીર્તિ કોઇતણી, છાની ન રહે વિદ્યા ભણી;
છાનો ન રહે દાતાર ને જાર, છાનો ન રહે રાગ ગાનાર. ૪૬૮
છાની ન રહે વાતો જે નવી, છાનો ન રહે કેહેવાયો કવિ;
છાનો ન રહે કસબી જેહ, રૂડો કે પછી ભુંડો તેહ. ૪૬૯
છાનો ન રહે વૂઠયો મેહ, છાનો ન રહે દુખિયો દેહ;
મની ઉદરમાં ન રહે ખીર, છાનું ન રહે નપુંસકનું નીર. ૪૭૦
પારો પડે તેમાં ન રહે ટુકડો, છાનો ન રહે બહુચરનો કુકડો;
છાનું ન રહે કોઇનું આપ, છાનું ન રહે હડકાયું પાપ. ૪૭૧
ઈશ્વરને ધર્મ વહાલો સહી, માટે માળીએ દીઠું તહીં.

## દોહરા.

ચંપો લેઇને ચાલિયો, વજીરતણે તે ઘેર;
કાં તું અસુરો આવિયો, વજિરે કહી બહુ પેર. ૪૭૨
કર્યો પ્રહાર ત્યાં દંડનો, રૂદે ધરીને રીશ;
આજથકી તું ચૂકશે, છેદિશ તારૂં શીશ. ૪૭૩

## ચોપાઇ.

ઘેર આવ્યો પતિ માળણતણો, વ્યાપ્યો ક્રોધ રૂદેમાં ઘણો;
પેલી વાત થઇ જેટલી, તારૂણી આગળ કહિ તેટલી. ૪૭૪
એ વજીર પાપી કહેવાય, માર્યો આપણો એણે રાય;
ચંપા ઊપરથી મેં લહ્યું, આજ મેં તુજ આગળ તો કહ્યું. ૪૭૫
માલણ કહે રાણીપાસે જાઊં, તે વાતની વધામણી ખાઊં;
રાજાનું લેવડાવું વેર, કેમ સાંખું હુ એવડું ઝેર. ૪૭૬

ત્યારે માળીએ ધશિયા હાથ, મેં શીદ કરી સ્ત્રીથી વાત;
ત્યારે માળી બોલ્યો અંક, એ મોટા ને આપણુ રંક. ૪૭૭
રંક વરણુ ના જીરવે ધંન, ના જીરવે લાંઘણુ કરી અંન;
કાયરને મન ના રહે ધીર, બિલ્લિ પેટમાં ન રહે ખીર. ૪૭૮
વિનતા પેટમાં ન રહે વાત, રૂડી કે ભુંડી સાક્ષાત;
માળણુ માળીની વારી ન રહી, ચેતાવા રાણી પાસે ગઈ. ૪૭૯
કહ્યું સરવ પેલું વૃત્તાંત, ભાગી મનડાકેરી ભ્રાંત;
ચંપા હેઠળ માર્યો રાય, હજી અસ્થિ પડયાં છે ત્યાંય. ૪૮૦
માન્યું રાણિએ સાચું સૂત્ર, પાસે તેડાવ્યો પોતાનો પુત્ર;
સરવ વાત સમજાવી કહી, નિશાં કુંવરને પૂરી થઈ. ૪૮૧
અંતઃકરણુમાં વ્યાપી રીશ, પગની જ્વાળે ભેદ્યું શીશ;
તેડયો વજીર પાસે ત્યહાં, કહે તાત માર્યો છે કયહાં? ૪૮૨
રખે વજિર જૂઠું ઓચરે, આવ્યો કાળ વણુખૂટે મરે;
નહિ મૂકું તુજને આ દીશ, નીચ પાસ છેદાવું શીશ. ૪૮૩
પ્રધાન ત્યાંહાં નામુકર ગયો, કોટી ઉપાયે નવ જૂઠો થયો;
તેને સાથે તેડી પૂર પળે, ગયો વૃક્ષ ચંપાને તળે. ૪૮૪
દાટયાં હતાં તે કહાડયાં અસ્થ, નિકળી સાચેસાચી વસ્ત;
નગર લોકે તે દીઠું દૃષ્ટ, કોટિ પ્રકારે પામ્યા કષ્ટ. ૪૮૫
નાખ્યાં અસ્થ ગંગાને તીર, ઘેર આવ્યા મન રાખી ધીર;
પ્રધાનને બાંધી આણિયો, પિતાતણો ખૂની જાણિયો. ૪૮૬
બોલ સાચું ઊભો રહી ધાટ, મહિપતિને માર્યો શા માટ;
જૂઠી વાત રખે તું કરે, આમે કાળ ખુટે તું મરે. ૪૮૭
કહે વજિર સુણુ નૃપના પુત્ર, સાચું કહું તમ આગળ સુત્ર;
મુજને હય લેવા મોકલ્યો, રાતે મોહોલે આવ્યો એકલો. ૪૮૮
પ્રતિહાર કર કુંડળ દીધ, પ્રવેશ ઘર મારામાં કીધ;
જુવતી સાથે ભોજન જમ્યો, વીંટી આપી રંગે રમ્યો. ૪૮૯
કામ આંધળો થયો તે જાર, તે માટે મુજને લાગ્યો ખાર;
નારી પોપટ ત્રીજો રાય, મારે મુખે નામુકર જાય. ૪૯૦
તે તો ખાર હઇડે ધારિયો, તારો તાત તેથી મારિયો;
કામવાસના એણે કરી, પાપબુદ્ધિ મેં હઇડે ધરી. ૪૯૧
માર્યો મહિપતિ મેં નિઃશંક, સાચો અક્ષર એ છે અંક;
માર્યો રાજા કીધો સ્ત્રીસંગ, એ વાતનો એટલો છે અંક. ૪૯૨

## દોહરા.

કહે કુંવર વજીરને, એવો નહિ મુજ બાપ;
પતીજ પાડો મૂજને, તો ખુન કરૂં હું માફ. ૪૯૩
જારબુદ્ધિ થઈ જનકને, તે જો સાચું હોય;
સુખે મંદિર પરવરો, પૂછી ન શકે કોય. ૪૯૪
પોપટ આણ્યો પાંજરેથકી, હત્યા દીધી ચાર;
કોઈની પક્ષ રાખીશ મા, કેહેજે સત્ય વેહેવાર. ૪૯૫
શુક કહે મેં પેહેલું કહ્યું, માન્યું નહિ પરધાન;
શું કહિયે એ મૂઢને, હૃદયે રહી નહિ સાન. ૪૯૬

## ચોપાઈ.

કહ્યું સંક્ષેપે શુક કહે વાણ, જુઠું બોલું તો ઈશ્વર આણ;
આ ઉપર રાયે મન ધર્યું,કહાડ્યો પ્રધાનને તે પણ ખરૂં. ૪૯૭
જારબુદ્ધિ કે જોવા કાજ, તે તો જાણે શ્રી મહારાજ;
કુંડળ બે આપ્યાં પ્રતિહાર, મધરાતે આવ્યો તે ઠાર. ૪૯૮
કહ્યો મેં અતિશય પ્રતિબોધ, નવ આણ્યો નંદરાયે ક્રોધ;
પદ્મનીએ કીધી બહુ પેર, ભલે પધારયા મારે ઘેર. ૪૯૯
દેખાડ્યું પટાંતરે ઘણું, ગળ્યું મન નંદરાજાતણું;
રાજા સત્યવાદી તે ગળ્યો, પસલી આપી પાછો વળ્યો. ૫૦૦
જારબુદ્ધિ તે જનકજ હોય, તેમાં ખેદ ન કરશો કોય;
ઘેર વજીર આવ્યો જાહરે, સાચાં દષ્ટાંત દીધાં તાહરે. ૫૦૧
મેં ત્યારે સમજાવ્યો મરમ, રાખ્યો ઈશ્વરે તારો ધરમ;
એ મૂરખતણો શો વાંક, દીઠા સાચા અક્ષર આંક. ૫૦૨
મારૂં કહ્યું તે એ કયમ કરે, સહુકોનું તેજજ જ્યાં હરે;
એને તો મન માન્યું ખરૂં, જેનું હઈડું કપટે ભરયું. ૫૦૩
દુર્બળ પરોણે કોણ રાંધે ખીર,કાંબળીએ કોણ ધીરે ચીર;
એ તો સાચું બોલ્યા અમો, મન જાણો તે કરજો તમો. ૫૦૪
એવી વાત પોપટ કહી રહ્યો, ૫ટ પ્રધાનને સહુએ કહ્યો;
બહુ અન્યા તેં કીધો ખરો, માટે સહુ કહે તે ચિત્ત ધરો. ૫૦૫

## દોહરા.

કહે વજીર મેં મારિયો, પોપટને બહુ માર;
માટે મુજને મરાવવા, રાખે છે બહુ ખાર. ૫૦૬

આજ હું સંકટમાં પડયો, જે કરશો તે સ્હેશ;
વણુ વાંકે જો મારશો, પેલે ભવ વેર લેશ. ૫૦૭
ઈશ્વર આગળ અરજ કરૂં, પ્રણામ કરૂં બહુ પેર;
પેલે ભવ તારી કને, લેઈશ મારૂં વેર. ૫૦૮

## ચોપાઇ.

કહે કુંવર સાંભળ રે તું, ખરા વિના નહિ મારૂં હું;
તેડી આણી વજીરની નાર, તેને હત્યા દીધી ચાર. ૫૦૯
સાચું બોલ જે હોય વેહેવાર, ઊગરશે તારો ભરથાર;
નહિ તો એને મારૂં આ દીશ, તે હત્યા બેસે તુજ શીશ. ૫૧૦
ત્યારે તે બોલી છે નાર, સહુકોને કરિને નમસ્કાર;
સતી જૂઠું બોલે જાહરે, બ્રહ્માંડ તૂટી પડે તાહરે. ૫૧૧
સતી નાર જો બોલે આજ, તો પૃથ્વી જાએ પાતાળ;
સતી સત્ય જો મૂકે આજ, તો વિશ્વાસનું કોણુ રહે કાજ. ૫૧૨
અસત્ય નવ બોલું નિર્ધાર, સત્યનો ધરણીને આધાર.

## દોહરા.

સતી સત્ય જો ચૂકશે, શેષ ન ઝીલે ભાર;
બ્રહ્માંડ બધું ભાગી પડે, રહે તે સત્ય આધાર. ૫૧૩
સત્યનો સૂરજ સાખીઓ, સત્યનો બેલી સહુકોય;
સતી સત્ય ચૂકે નહીં, જો કુળ ઉજવળ હોય. ૫૧૪
કહો તો અગ્નિ ઉપાસિયે, કહોતો રાંધું ખીર;
હસ્તી બાંધું (કાચે) તાંતણે, એટલી રાખું ધીર; ૫૧૫
કહો તો જળ બાંધું ગાંઠડે, કહો તે કરૂં ઉપાય.
કરી દેખાડું પારખું, જેમ પતિજ તમારી થાય. ૫૧૬

## ચોપાઇ.

કહે પ્રધાન જેને માથે પડે, તે વણુ પાગે મેરૂ ચડે;
રાંધે ખીર અગ્નિમાં જાય, સતી નહીં શૂરી કેહેવાય. ૫૧૭
કાચે તાંતણે બાંધે ગજ, તે સ્રીચરિત્ર ઉપાસે ધજ;
તે માટે જૂઠી છે નાર, જો ગમે તો વણુ વાંકે માર. ૫૧૮
એકે વાત ન પોંચે સાખ, જોઈ સતી કરોડાં લાખ;
અન્યો અન્ય ત્યાં વાતો કરે, દ્વિધા ચિત્ત કોનું નવ ઠરે. ૫૧૯
કો જૂઠું કો સાચું કહે, જેવું જેના મનમાં લહે;
કોઈ કહે નારી જૂઠી એહ, કોઇ કહે સાચી સતીની દેહ. ૫૨૦

કોઇ કહે સાચો પરધાન, કોઇ કહે જૂઠો છે રાજાન;
સાચા જૂઠાની પરીક્ષા થાય, ન્યાય અન્યાય ત્યાં તોળાય. ૫૨૧
કોઇ કહે સતવાદી એ ભૂપ, એવી વાતો થાય અનૂપ;
હાલે જીભ જેમ પીપળપાન, કામનીએ સાંભળિયું કાન. ૫૨૨
વિપરિત વાત લોકોની સુણી, સ્ત્રી ચાલી તે સરિતા ભણી;
કૌતુક જોવા મળિયા લોક, સાથે ધાઈ ચાલ્યા સહુ થોક. ૫૨૩
નદીમાંહિ જઈ નહાવણ કર્યું, ઈશ્વરનું તે ધ્યાનજ ધર્યું;
રેતતણો કીધો અંબાર, તે ઊપર જઇ બેઠી નાર. ૫૨૪
અગ્નિ ઇંધણ નહીં કંઇ પાસ, સકળ લોક કરે ઉપહાસ;
સ્તુતિ કરેછે સૂરજતણી, તું છે નોધારાનો ધણી. ૫૨૫
જૂઠી લોક કરે છે આળ, ઉતાર મુજ માંથેથી ગાળ;
જુઠી હોઉં તો નિર્મુખ મેલ, નહિ તો સહૂ સતીમાં ભેળ. ૫૨૬
વિના અગ્નિ બાળે મુજને, પ્રત્યક્ષ દેવ જાણું તુજને;
સ્તુતિ કીધી ઘટિકા જાહરે, આપ આદિત આવ્યા તાહરે. ૫૨૭
પ્રત્યક્ષ દેવનું પ્રગટ્યું રૂપ, ભામનીએ દીઠો તે ભૂપ;
સાક્ષાત્કાર જગતનો નાથ, આવી આડા દીધા હાથ. ૫૨૮
તે તો અન્ય ન જાણે કોય, નારી એકલી દૃષ્ટે જોય;
કહે પદ્મણી સુણ હે સ્વામ, મેહેલ તું મનથી અભિમાન. ૫૨૯
અગ્નિ વિના બાળું હું દેહ, તારા મનનો ભાગે સંદેહ?
એમ કહીને નારી નમી, તેહ વાત સહુકોને ગમી. ૫૩૦
જો સત્યવાદી હશે પુરપતિ, વિના અગ્નિ બળશે એ સતી;
સાચું સાચું કહે સહુ કોય, વજીર તે તો દૃષ્ટે જોય. ૫૩૧
એહ વાત માની સહુ મંન, ત્યારે બોલ્યો રાયનો તંન;
પ્રધાન પાપી સાંભળ વાત, તારે મુખે કેહે સાક્ષાત. ૫૩૨
વિના અગ્નિ સતિ બાળે દેહ, તું જૂઠો ને સાચી એહ;
રખે હવે કોઇ સાથે વઢો, લોક દેખતાં શૂળી ચઢો. ૫૩૩
તારે મોઢે નક્કી વાંક, ચઢાવીશ શૂળી આડે આંક;
કુંવર કહે સાંભળરે તું, ઘણું વિચારી મારીશ હું. ૫૩૪

## દોહરા.

કહે વજિર સુણ રાયજી, સાચો માનો મર્મ;
સુખે મને તું મારજે, નવ ચૂકિશ તુજ ધર્મ. ૫૩૫
માનની માથા ઊપરે, વરસે અગ્નિમેહ;
બાધી એહ બળી રહી, શું બળશે હવે દેહ? ૫૩૬

ઉદરમાં અગ્નિ ભસ્યે, તે બાળે જળ અન્ન;
તેને એહ પ્રગટ કરે, તેથી બળે તંન. ૫૩૭
નશા જાળ નારી લહે, જાણે નોળી કર્મ;
તેથી દેહ બાળી શકે, તેમાં શાનો ધર્મ. ૫૩૮
એક શૂરાપણુ એહમાં, બીજો દેહમાં ક્રોધ;
ત્રીજું કલંક ઉતારવા, દે છે બહુ પ્રતિબોધ. ૫૩૯
જાઠો રાજા મેં હણ્યો, જાઠી બળશે નાર;
જૂઠો તું મારિશ મુને, એમાં શો વેહેવાર. ૫૪૦

## ચોપાઇ.

અબળા બળતી હતી જેટલે, કાને વચન સુણ્યું તેટલે;
કલંક મારે માથે રહ્યું, અરે દૈવ આ તે શું થયું. ૫૪૧
અગ્નિમાંથી ઊભી થઈ, કરજોડીને વાણી કહી;
સાંભળો સહુ નગરના લોક, વજીરનો સમે કેમ શોક. ૫૪૨
શી વાતે એ માને મૂઢ, પૂછો એ પાપીને પ્રૈઢ;
મ્હેલી માન કેમ શૂળી ચઢે, એને મન કેમ અચરજ અડે. ૫૪૩
એની કેમ હોલાએ દાઝ, તે પ્રતીત દેખાડું આજ;
સાચું તેમાં સઘળું જોર, જૂઠું તેતો ચિતમાં ચોર. ૫૪૪
સહુકોએ પૂછ્યું પરધાન, ઉતારીએ માનનીનું માન;
તું કહે તે સરવે કરે એહ, તો સાચી નારીની દેહ. ૫૪૫
પછે વાત માનો નહિ તમો, પંચઇટાળી કરશું અમો;
સાચાનો પરમેશ્વર બેલ, જૂઠાતણો વળી શો મેળ. ૫૪૬
એહ વાતનો પારજ લઉં, પછે શૂળીએ તમને દઉં.

## દોહરા.

વૈલોચન કહે સહુ સુણો, સાચી હોય જો આપ;
સતી જાણું હું એહને, જીવે રાયનો બાપ. ૫૪૭
સાચું હશે તો ઊઠશે, સજીવન રાયજિ થાય;
તો મન માને માહરૂં, એ સતવાદી કેવાય. ૫૪૮
ટાઢાં તેલ ઉનાં કરે, ઊનાં શીતળ હોય;
જળને થાનક થળ કરે, પાર ન પામે કોય. ૫૪૯
બ્રહ્માંડ બાંધે ભાગે ઘડે, આપ છે અકળ સ્વરૂપ;
પ્રતિત મુજને સાચી પડે, જો એ જીવે ભૂપ. ૫૫૦
ત્યાર વિના માનું નહીં, સાચો અક્ષર અંક;
જો રાજા થાય જીવતો, તો માનું મુજ વંક. ૫૫૧

(પછે) પંચાઇટાળી સહુ કરો, મારો મુજને હાર;
એને વધાવજો મોતીએ, છે સાચો વેહેવાર. ૫૫૨
બાકી પ્રતિત દેખાડવી, એ તો આળપંપાળ;
કરે મુવાને જીવતો, એવો દીનદયાળ. ૫૫૩

## ચોપાઇ.

સહુ સાંભળીને છાના રહ્યા, પ્રતિઉત્તર તેના નવ થયા;
અચરજ વાત અનેરી હોય, સ્ત્રી સામું ત્યાં સહુકો જોય. ૫૫૪
તાળી પાડી લોકજ હસ્યા, મરમ બોલ વનિતાને વસ્યા;
કામનીને મન ભેધું કષ્ટ, પ્રત્યક્ષ દેવ દેખાડે દ્રષ્ટ. ૫૫૫
મહારાજ મોટા મહિપતી, સ્તુતિ કરવા તવ મંડી સતી;
સુધન્વા તેલ તળ્યો જાહરે, શીતળ તેલ કર્યું તાહરે. ૫૫૬
પંચાળીનાં પૂર્યાં ચીર, અનેક ભક્તની રાખી ધીર;
કાષ્ટ ભક્ષ સીતાએ કર્યું, શાખ દશરથ રાજાએ પુર્યું. ૫૫૭
મહારાજ સંકટ અતિશે પડયું, કલંક વણુવાંકે શિર ચડયું;
એમ કહીને જોડયા હાથ, ધરતી વેહેર દેજો મુજમાત. ૫૫૮
દીધો વેહેર માતાએ માગ, સ્ત્રીએ જાવાનો જોયો લાગ;
સ્ત્રી ધરતીમાં જાય જેટલે, કૌતિક એક થયું તેટલે. ૫૫૯
થયો કડાકો મહા ઘનઘોર, અંધકાર અધિક જુગજોર;
પ્રલેકાળમાં થાય છે જેમ, આ વેળામાં થયું છે તેમ. ૫૬૦
ધરતીએ જયાંહાં દીધો માગ, સાક્ષાત ત્યાંહાં આવ્યો શેષનાગ;
મહાજોગેશ્વરકેરૂં રૂપ, અમૃતકુંપ હાથે અકળ સ્વરૂપ. ૫૬૧
નારી ઉપર આણે નેહ, મનુષાકાર દેવાંશી દેહ;
પ્રમદાએ જોડ્યા બેઉ પાણ, બોલ્યા જોગેશ્વર સત્ય વાણ. ૫૬૨
કહે જોગી સાંભળ રે સતી, જીવતો થશે નગરનો પતી;
ચંપા તળે દાટયો રાય જયાં, પડયો છ અસ્થિનો કડકો ત્યાં. ૫૬૩
ચંપા ઝાડ તળે તું જા, આશા તૃપ્ત કરવાને ધા;
અમરત છાંટજો જીવશે રાય, શા માટે પાતાળે જાય. ૫૬૪
નંદ નરેશ ત્યાં જીવતો થશે, સહુના મનના સંદેહ જશે;
હું શેષનાગ આવ્યો તુજ સહાય, તાહારો વધારવા મહિમાય. ૫૬૫
રૂદીયામાંહે રાખી ધીર, અસ્થ ઉપરે સીંચજે નીર;
તારા દુઃખનો લહ્યો મેં ભરમ, ઈશ્વર રાખશે સૌનો ધરમ. ૫૬૬
આશા દીધી શ્રી શેષનાગ, નારી પામી નવલો લાગ;
પછી નાગ અલોપજ હોય, તે તો અન્ય ન દેખે કોય. ૫૬૭

પ્રકાશ રવિતણો ત્યાં થયો, રાયના પુત્રે બોલજ કહ્યો;
ક્યાંરે બાઇ સતી છે તું, તે તો એકલો જાણું હું. ૫૬૮
કુડાં આળ બોલે સહુ લોક, આળપંપાળ બોલે છે ફોક;
આ જન માને તેવું કરો, નહિ તો મંદિર પાછાં પરવરો. ૫૬૯
મુવે કલંક તારૂં નવ જાય, મેણું તારા શિરપર થાય;
સતિ નારી પાછી કયમ વળે, ગઈ ઝાડ ચંપાને તળે. ૫૭૦
નિકળ્યો અસ્થનો કડકો એક, જુવે લોક ત્યાં કરી વિવેક;
વિશ્વનાથનું દેહેરૂં જ્યાંહે, નાખ્યું અસ્થ જઈને ત્યાંહે. ૫૭૧
તે ઊપર તવ ઢાંકયું ચીર, સિંચ્યું અમૃતકેરૂં નીર;
ઘટિકા ત્રણ થઈ જાહરે, સજીવન પુરુષ થયો તાહરે. ૫૭૨
સાચાનો બેલી ઇશ્વર એહ, એ વાતનો નહીં સંદેહ;
સાચી વાતે દેવ પ્રગટ હોય, પ્રત્યક્ષ જાણો સહૂ કોય. ૫૭૩
અંતરિક્ષથી ઊતરિયો ધરમ, જો હોય સાચો મહિમા મરમ;
સાચી સતી કહે સહુ કોય, સાચી સતીને સૌ જન જોય. ૫૭૪
અધવસો સત્યનો છે સાર, તેણે બધો ચાલે સંસાર;
પાપે બૂડે પાપે તરે, સત્ય થકી સૌ સંકટ હરે. ૫૭૫
સત્યે સ્વર્ગ ને સત્યે મોક્ષ, સત્ય થકી જાયે સૌ દોષ;
સત્ય આધારે રહે છે આકાશ, સત્ય તેજ પૂરણ પ્રકાશ. ૫૭૬
સત્યે જળમાં પૃથ્વી રહે, સત્ય તરે તે સહુકો કહે;
સત્યે સાક્ષી બોલે સહુ વેદ, સાચું સત્ય તેમાં નહિં ભેદ. ૫૭૭
સત્ય ત્યાં ઇશ્વિરકેરો વાસ, સત્યે સૂરજ રહે આકાશ;
સત્યે કોટી બ્રહ્માંડજ જેહ, સત્ય આધારે વરસે મેહ. ૫૭૮
સત્યનું બાંધ્યું પાકે અંત, સત્ય વસે જ્યાં નહિં અભિમાન;
ક્ષણ માત્ર સુધી સુણે સૌ ધર્મ, એ વાતનો જાણ્યો સહુએ મર્મ. ૫૭૯
સત્યનું મૂળ ગયું જાહરે, પ્રલયકાળ થયો તાહરે;
સૃષ્ટી પેહેલું સરજ્યું સત્ય, મોટા પુરુષ વિચારો મત્ય. ૫૮૦
સત્ય હોનાર હોય તે હોય, સત્ય વિના બીજું નહિ કોય;
આદ્ય પુરુષ જેનું છે ફૂળ, સતી સત્યકેરૂં છે મૂળ. ૫૮૧
અસત્યથકી ઇશ્વર છે દૂર, સત્ય તે નારાયણનું નૂર;
સરજનાર તે સત્યજ હોય, સત્ય વિના બીજું નવ કોય. ૫૮૨
સત્ય તે ઇશ્વિર કેરો અંશ, સત્યે સત્ય પૂરણ પ્રશંસ;
આદિ નિરંજન કરતા કામ, સત્ય સ્વરૂપ તે તેનું નામ. ૫૮૩
સત્યે ધરા ધરે નાગેન્દ્ર, સત્યે તપે દિવાકર ચંદ્ર;
અસત્ય ત્યાં અદકેરૂં દુઃખ, સત્ય વાતમાં સઘળું સુખ. ૫૮૪

જીત્યો જગ જેનું સત્ય રહ્યું, સત્ય મુકયું તેનું સરવસ્વ ગયું;
સ્વર્ગે જવાની વાટજ જેહ, સત્યનામે ઓળખાએ તેહ. ૫૮૫
બ્રહ્મ પદમાં મોટેરી મત્ય, તેનું તત્વ સાચું તે સત્ય;
સત્ય ઉપર જેહુની હોડ, તે આગળ ઇશ્વર (રે') કરજોડ. ૫૮૬
સત્ય સાથે જેનો વેહેવાર, તે જાણુવો ઈશ્વર અવતાર;
સત્ય ઉપરે નિરમળ નેહ, તે જાણુવો ઇશ્વરની દેહ. ૫૮૭
આળસ મરડી ઊઠયો રાય, પુષ્પવૃષ્ટિ તે થાનકે થાય;
સાબાશ સતી સહુકોએ કહી, જેજેકાર જગતમાં થઈ. ૫૮૮
પાપી પ્રધાનને સૌ કેહ, નથી રાયને કંઈ સંદેહ;
નથી નંદ રાજાને જ્ઞાન, (કે) શા કારણે બાંધ્યો પ્રધાન. ૫૮૯
શા માટે બાંધ્યો પ્રધાનને, શા માટે મારો એ રાંકને;
કહો મુજને એના વાંકને, ત્યાહારે ખબર થાએ મને. ૫૯૦
પૂર્વ વૃત્તાંત રાજાને કહ્યું, ત્યારે જ્ઞાન પોતાને થયું;
જોતામાં છે મારો વાંક, શું કરે એ બાપડો રાંક. ૫૯૧
અતિ અઘટિત મેં આચરણ કર્યું, એને તેથી દુ:ખસાગર ભર્યું;
સ્ત્રી વેર દવ નવ થાય, કામ અજીત તે નવ જીતાય. ૫૯૨
એ શું જાણે સતિ ને રાય, નિસંશય મન કેમ એવું થાય;
ભલે એણે માર્યો છે મને, ભલો ન્યાય તો સૂઝયો તને. ૫૯૩
એમ કરતાં સતીપણું સિધ થયું, કલંક એ નારીનું ગયું;
હવે એને મારશો મા કોય, હોનાર વસ્તુ તે મિથ્યા નવ હોય. ૫૯૪
છોડ્યો વજીર સરપાવજ દીયો, જીવ્યાથકી તે વાહાલો કીયો;
તે ઉપર નવ રાખી દાઝ, નંદપુત્ર બેસાડયો રાજ. ૫૯૫
ભલી ભાત રાખી માનની, કંથને તે સોંપી કામની;
જોડયા તેહ વજીરે હાથ, સ્તુતિ કરી રાજાની સાથ. ૫૯૬
હું છઊં અપરાધી તાહરો, હવે સંદેહ ભાગ્યો માહરો;
મોતીપુષ્પે વધાવી નાર, ગયા સહ પોતાને ઠાર. ૫૯૭
નિશ્ચે નિષ્કલંક નારી દેહ, સત્યવાદી નંદરાયનો નેહ;
માનતા નારીની ચાલી ઘણી, સાચી શક્તિ તે દેવી તણી. ૫૯૮

## દોહરા.

પ્રીત કરે પરનારની, કેવળ જાએ પ્રાણ;
લેશે અંત પરનારનો, તેનું નામ અજાણ. ૫૯૯
નારી કેહેશે કૂટડી, તેને રૂઠયો દૈવ;
પરનારીની પ્રીતથી, જાશે સુખ સદૈવ. ૬૦૦

ચતુર હોય તે ચેતજો, એક ઘડીનું સુખ;
પરનારીના ભોગથી, લક્ષ કોટિધા દુઃખ. ૬૦૧
પરનારી પાળીથકી, ભુંડો જાણો એહ;
ક્ષણ્યાં ક્ષણ્યં કાયા કાપશે, સદૈવ દમશે દેહ. ૬૦૨
પરસ્ત્રી દીઠે દુઃખ છે, ખોયે ખેદે જીવ;
પરસ્ત્રી કેરી પ્રીત કરે, જાણો રૂઠયો શીવ. ૬૦૩
આ લોકે અતિ દુઃખ છે, પરલોકે બહુ પીડ;
નારી નરકની ખાણ છે, કોટિ લક્ષધા કીડ. ૬૦૪
પરનારી નિરખી નહીં, તે જીત્યો સંસાર;
જોગી જન તે તો ખરો, ઉતર્યો તે ભવપાર. ૬૦૫

## ચોપાઈ.

રાવણે દશમુખ કીધાં ત્યાજ, ખોયું લંકાગઢનું રાજ;
સ્ત્રીથી ખાંપણ લાગી ચંદ્ર, સહસ્ત્ર ભગ પામ્યો આપે ઇંદ્ર. ૬૦૬
સ્ત્રીથી કૌરવ સોએ શમ્યા, સ્ત્રીથી પાંડવ વનમાં ભમ્યા;
સ્ત્રીથી કીચક હોડે હણ્યા, સ્ત્રીથી દુઃખ પામ્યાં નર ઘણા. ૬૦૭
સ્ત્રીસંગથી થયા એ હાલ, સ્ત્રી સંગથી આવેરે કાળ;
પરનારી તે જીવનો કાળ, માથે મૂકે જાહુું આળ. ૬૦૮
સ્ત્રીને તો પગે લાગીએ, મુકી માન દૂરથી ભાગિયે.
સ્ત્રી તે આદ્યશકિત કહેવાય, અજીત એ જીતી નવ જાય. ૬૦૯
સ્ત્રી ખાણ રત્નાકરતણી, સ્ત્રી બળવંત અતીશે ઘણી;
સૃષ્ટિનું મંડાણ સ્ત્રીથી હોય, તેમાં સંદેહ ન રાખો કોય. ૬૧૦
ઘણાક ગુણ સ્ત્રીમાંહે હોય, નારી જીતી શકે ન કોય;
નીરગોખ ને વિક્રમ રાય, તે પરદુઃખભંજન કહેવાય. ૬૧૧
ભોજરાજ જેવો ભડ ભૂપ, સકળ સૃષ્ટિ રામાથી રૂપ;
કર્ણ વિકર્ણ યુધિષ્ઠિર જોય, જનક સરખા જુવતિથી હોય. ૬૧૨
વ્યાસ વસિષ્ટ માર્કંડ મુની, લાગી વેદતણી ત્યાં ધુની;
અનમી અહંકારી જે સૂર, નારીથી પ્રગટયા એ નૂર. ૬૧૩
જોગી ભોગી સિદ્ધ સુજાણ, સૌનાં વનિતા થકી વખાણ;
પંડિત ન્યાયી ડાહ્યા ઘણા, તે સૌ તન છે તરુણીતણા. ૬૧૪
નારી મોટી નરથી ઘણું, સરવે તેજ તે નારી તણું;
સ્ત્રી અંબે આરાસુરતણી, તેશું પ્રીત કીજે અતિ ઘણી. ૬૧૫
તે આગળ રહીએ કરજોડ, જુગમાં સ્ત્રીકેરી નહિ જોડ;
તેથી જશ જગમાં પામિયે, વેદના દુઃખ સરવે વામિયે. ૬૧૬

પરનારીપર ન ધરો કામ, રાખે પ્રીત તો રૂઠયો રામ;
પરનારી તે વિષની શૂળ, ડાહ્યા નર તે રહેજો દૂર. ૬૧૭
પરનારીપર ધરે જે નેહ, તેના તો વાંકા નવ ગ્રેહ;
કામનીને જીતી જેહણે, જુગ બાધો જીત્યો તેહણે. ૬૧૮
છેલો અક્ષર કહું છું સહી, પરનારી સંગ કરવો નહીં.

દોહરા.

નંદરાયતણી કથા, કવિત ચાતુરી ભેદ;
શ્રોતાવક્તા સાંભળો, કોય ન ધરશો ખેદ. ૬૧૯

કથા પુનિત નંદરાયની, સુણે શિખે કે ગાય;
વિજોગ ભાગે તેહનો, આશા પૂરણ થાય. ૬૨૦

જ્ઞાન હૃદેમાં ઊપજે, કબુધ ન વ્યાપે દેહ;
સત્ય ઉપર મનસા રહે, નારાયણ શું નેહ. ૬૨૧

સત્ય રાખ્યું સતીતણું, રાખ્યું જગમાં નામ;
લાજ રાખો સહુ લોકની, કરજો રૂડું કામ. ૬૨૨

શ્રીગોડ માળવી વિપ્ર શુભ,અમદાનગરમાં વાસ;
સુત શ્રી વીરેશ્વરતણો, વારૂ બુદ્ધિવિલાસ. ૬૨૩

સેવક સહુ કવિતાતણો, શિવ પૂજન પરતાપ;
સામળભટ કવિતા કહે, ઈષ્ટકૃપાથી આપ. ૬૨૪

માતર પ્રગણુમાં રવિ,સિંહુજ સકળ શુભ ગામ;
કણબી કરણ સમો વસે, રખીયલ રૂડું નામ. ૬૨૫

તેણે કથા એ સાંભળી, સામળભટની પાસ;
ગ્રંથ પૂરણ કર્યો સહી, નૌતમ રસિક વિલાસ. ૬૨૬

કવિ રાખ્યો કોડે કરી, સંતોખ્યો દઇ માન;
વસ્ત્રાભૂષણ આપ્યાં ભલાં, ભાવે ભૂમિ દાન. ૬૨૭

ધંન કણબી કુળ કાઉજી,માવજી સુત મેરાણ;
રખીદાસ છે ભોજ સમો, સકળ શાસ્ત્રનો જાણ. ૬૨૮

નંદરાયતણી કથા, સુણી ઘણું દઇ માન;
સંસ્કૃતમાંથી પ્રાકૃત કહ્યું, નંદ તણું આખ્યાન. ૬૨૯

ભક્તિ કરો મનભાવશું, ઇષ્ટ ઊપાસી એહ;
સામળભટે શુભ કહ્યું, સહુનો બેલી તેહ. ૬૩૦

ગાય શીખે ને સાંભળે, તેને ગંગાસ્નાન;
આ લોકે જશ પામશે, પરલોકે બહુ માન. ૬૩૧

શ્રી ગોડ માળવી વિપ્ર શુભ, વેગણપુરમાં વાસ;
નંદરાય તણી કથા, કહી કવિ સામળદાસ. ૬૩૨

**નંદબત્રીશી સમાપ્ત.**

# પંચદંડ.

### દોહરા.

શ્રી સરસ્વતિને હું નમું, પ્રીતે પૂજૂં પાય;
કરુણાદષ્ટે જુઓ તમો, સફળ મનોરથ થાય. ૧
આદ્યશક્તિ તું ઇશ્વરી, આરાસુરપતિ જેહ;
નવે ખંડ વ્યાપી રહી, સ્થાવર જંગમ તેહ. ૨
જેને તુજ કિરપા હવી, હવું તેને કલ્યાણ;
ન્યુનતા એકે નવ રહી, જોતાં એહ પ્રમાણ. ૩
દશરથનંદન હું સ્તવું, નર્કનિવારણ નામ;
મહારાજ રાજ રાજેશ્વર, રાજીવલોચન રામ. ૪
ભોજરાજ મન હરખિયો, લાયક મુહૂરત લીધ;
સિંહાસન શુદ્ધ કરાવિયું, શોભા વિધવિધ કીધ. ૫
પંડિત પુરાણિક વેદિયા, મળિયા વિપ્ર સુજાણ;
કીધી શોભા અવનવી, ઝળહળ ઝળકયો ભાણ. ૬
સિંહાસનપર પગ ધરે, ભૂપતિ ભોજરાજાય;
બોલી હંસા પૂતળી, હાંહાં ન ધરશો પાય. ૭
એ સિંહાસન ઇંદ્રનું, અતુલ તેજ મહા મુલ્ય;
એ ઊપર બેસો તમો, થાઓ વિક્રમ તુલ્ય. ૮
એ આસન છે દેવનું, ઇંદ્રાસનનું સાર;
આભૂષણ એ સ્વર્ગનું, તેજતણો અંબાર. ૯
પાળક ગૌબ્રાહ્મણતણો, પરનાર સહોદર જેહ;
એવો જે ઉત્પન્ન થશે, આસન બેસે તેહ. ૧૦
કહે ભોજ સુણ પૂતળી, આસન એ અણુમુલ્ય;
વિક્રમ હાથ કેમ આવિયું, સ્વર્ગસૂખ સમતુલ્ય. ૧૧
પંચદંડ એને જડ્યા, તેણે તે શું થાય;
તે કયમ જીતી લાવિયો, પોતે વિક્રમરાય. ૧૨
શું દંડે પ્રાક્રમ કર્યું, પ્રતાપ કર્યો શી પેર;
જીત્યા દંડ શાં પ્રાક્રમે, હતા કોણને ઘેર. ૧૩
તે સુણવા ઇચ્છું અમો, શું કરિયું પરકામ;
તેવાં પ્રાક્રમ હું કરું, તો બેસું એ ઠામ. ૧૪

## ચોપાઇ.

હંસા પુતળી બોલી વાણ, સાંભળ રાજા ચતુરસુજાણ;
ઉજ્જેણીનું કરતો રાજ, અસત્ય અન્યા તેને ત્યાજ. ૧૫
તેણે પ્રાક્રમ કીધું ઘણું, ચકવે રાજ તે વિક્રમતણું;
ધર્મવંત સહુ પુરના લોક, નહીં કોને વ્યધિ કે શોક. ૧૬
સિંહાસન સોનાનું પત્ર, મસ્તક ધરે પંચદંડનું છત્ર;
ઉતપત તે સિંહાસનતણી, વિસ્તારી કહી શોભા ઘણી. ૧૭
કહી વાત તેની વિસ્તરી, સુણ મહારાજા હેતે કરી;
નગર ઉજેણી અતિ અનૂપ; રાજ કરે વિક્રમ નર ભૂપ. ૧૮
અતિ પવિત્ર અષ્ટાદશ વર્ણ, કૃષ્ણકથા સુણે નિત્ય કર્ણ;
વિપ્ર સહૂકો પ્રશ્નોતરી, વેદપાઠી ને અગનોતરી. ૧૯
ક્ષત્રી રણવટ કૂદી પડે, ગૌબ્રાહ્મણની વ્હારે ચડે;
વૈશ્ય કરે વેપારી હાટ, ધર્મતણી ચલાવે વાટ. ૨૦
શીળવત સહુ લોકજ અતિ, પતિવ્રતા ધર્મ પાળે સતી;
એવો રાજા ચતુર સુજાણ, કોઇ કોઇની નવ લોપે આણ. ૨૧

## દોહરા.

એક સમે રાજા ચઢ્યો, દેઇ દદામે ઠોર;
ધમકારે પૃથ્વી ગડગડે, વાજે વાજાં ઘોર. ૨૨
આગળ હાર હસ્તીતણી, મદઝરતા માતંગ;
ધજા નેજા અતિ ફરકતાં, સિંદુર ઓપિત અંગ. ૨૩
અંબાડી અંકુશ ભલાં, ઐરાવત આકાર;
બીજા ગજ તો અતિ ઘણા, એવા સહસ્રજ બાર. ૨૪
હય અરબી કચ્છી ભલા, ખુરાસાનિ કાશ્મીર;
કુંતલ કાળા કાબરા, શૂરપૂર રણધીર. ૨૫
ઉજવળ અબલખ ભૂખરા, નીલા પીળા રંગ;
જડિત પલાણ હીરે જડયાં, અતિ અતળીબળ અંગ. ૨૬
અનેક રથને પાલખી, અનમી અતિ અસવાર;
ચઢયા વેડાંગ બહુ વાંકડા, ઝૂઝે મહા ઝુઝાર. ૨૭
કંઇ પાળા કંઇ પાખરી, કંઇ વાજાં ચેહેચાટ;
કંઇ નાટક ચેટક ભલાં, ભણતા ભૂપતભાટ. ૨૮
જશવંતાના જશ ભણે, પિંગળ પાઠ પુરાણ;
ગુણ ભેદ ગઘ બહુ ગણે, દે મનગમતાં દાન. ૨૯
વિક્રમ વાડી સંચર્યો, રમવા કારણ આપ;
શેષનાગ લાગ્યો સળકવા, દુશ્મન લાગ્યો તાપ. ૩૦

સામદ સાથે સંચર્યા, તેથી શોભે દેહ;
ચઢ્યા રાય દેઇ દુંદુભી, જેમ અષાડો મેહ. ૩૧
જેમ ગાજે સિંહ વનવિખે, જેમ પરાંઠી પૂર;
વિક્રમસંગ સેના ચઢી, સામદ સઘળા શૂર. ૩૨
જેમ ચઢે લંકાપતિ, જેમ અવનવો ઈંદ્ર;
જેવો ગાંડીવધર ચઢે, તારામાં જેમ ચંદ્ર. ૩૩
પુન્યતણો પરતાપ છે, ભલપણકેરો ભાણ;
એહ પ્રકારે નિસર્યો, વિક્રમવીર સુજાણ. ૩૪
આવ્યો વાડિએ અતિ સુખે,દિવસ ચડયો ઘડી ચાર;
નૃત્ય કરે છે નાયકા, શોભા અપરમપાર. ૩૫
રંગ ઓચ્છવ અદકો કરચો,સજ્જનને સનમાન;
પુન્ય કર્યાં બહુ પ્રીતશું, દાનપાત્રને દાન. ૩૬
તે શોભા સુખ નિરખતાં, દાતા હરખે મંન;
કરપી કળાઇ ખાઇ મરે, ને સૂમ છંડે તંન. ૩૭
દિવસ પોહોર રહ્યો પાછલો, ફરી અસવારી પેર;
કંચન મેહ વરસાવતે, જાવા માંડયું ઘેર. ૩૮
જાણ ઉજેણમધ્યે થયું, આવે રૂડો રાય;
શોભા જોવા કારણે, નરનારી સૌ ધાય. ૩૯
કામ અધવચ કોનાં રહ્યાં,અધવચ મેહેલ્યાં અંન;
વેપાર મુકયો વેપારીએ, તરુણી મેહેલ્યા તંન. ૪૦
વણિક તોળતા ત્યાંરહ્યા, કર્યા લભતે ત્યાંજ;
બ્રાહ્મણ ભણતા ઊઠિયા, નરપત જોવા કાજ. ૪૧
કોઇ મેહેલે કોઇ માળિએ,કોઇ ઘરમાં કોઇ બ્હાર;
અટારિયે નારી ચઢે, નાનાં મોટાં નરનાર. ૪૨
રાજાનું મુખ નિરખવા, ઉલટ અંગ અપાર;
ઇશ્વરને વાહાલો ઘણો, દાતાને ઝૂઝાર. ૪૩
એમ વિચારી સંચરે, નાહાના મોહોટા લાગ;
મળિ અસંખ્ય મેદનિ તહીં,નહિ પગમેલણમાગ. ૪૪
કાન પડયું સંભળાય નહિ, વાજે ઘોર નિશાન;
એ રીતે આવ્યો નગરમાં વિક્રમ વીર સુજાણ. ૪૫
ગજ ઊપર વાહન કર્યું, છત્ર ફરે છે શીશ;
સ્નેહ સાથ બહુ સંચર્યા, પોહોર પાછલે દીસ. ૪૬
પુર અધવચમાં આવિયું, જ્યાં ધાંચણનું બાર;
ત્યાં એક કૌતક નીપન્યું, કહું સંક્ષેપે સાર. ૪૭

## ચોપાઈ.

દેવદમની ધાંચણનું નામ, એ સ્ત્રી રેહે તેણે ઠામ;
મહિપત આવ્યો મોહોલ્લા પાસ, તેણે ઘેર બોલાવી દાસ. ૪૮
જાઓ માળિએ વાળો છાર, કરો અજવાળું ઘર ઘરબાર;
કહે દાસી કાંઈ આણો લાજ, આવે છે મહિપત મહારાજ. ૪૯
હવડાં છાર તે કયમ વાળિયે, ઊડે રજ મોહોલે માળિયે;
તો આપણે શિર દંડજ થાય, ઘરબાર ખુંચી લે રાય. ૫૦
વચન સાંભળ્યું દાસીતણું, દમની મનમાં કોપી ઘણું;
છાર વાળ રે ભુંડી રંડ, મોટો રાય શું દેશે દંડ. ૫૧
તને મારે તો દંડજ દેઉં, કહે તો સરવસ ખૂંચી લેઉં;
કહે તો ઉરાડું આકાશ, એટલું જોર રાખું હું પાસ. ૫૨
તારો રાજા કયમ કહું હું, મારૂં વચન કયમ લોપે તું;
જા ઉતાવળી વાળજ છાર, રાજા જાય ને લાગે વાર. ૫૩
સુણી વાત વીમાસણ પડી, તતક્ષણ દાસી મેડે ચડી;
ઉડાડી રજ દોહોદશ ઘણી, આવી અસ્વારી રાયજીતણી. ૫૪
ઉડતી દીઠી અદકી છેહ, રજે ભરાણી નૃપની દેહ;
ઉડાડે રીસે બહુ છાર, છારે છવાઇ થયો અંધકાર. ૫૫
ફટ ફટ રે એ રંડ ગુમાર, શું ઉડાડે છે હવડાં છાર;
અધિપતિ આવે ઊગ્યો ભાણ, કયમ રંડા છાંટે અણજાણ. ૫૬
તે વારી કોની નવ રહી, જયમ વારે ત્યમ બમણી વહી;
ત્યાં છૂટયા દશ વીશક જોધ, અંતઃકરણમાં આણી ક્રોધ. ૫૭
કોણે મુક્કી કોણે લાત, કોણે કુંદાકેરી ઘાત;
છુટી હાથથી નાઠી ત્યાંહ, આવી બેઠી દમની જયાંહ. ૫૮
તમારે કહે હું તો ગઈ, અદમુઈ મારથકી હું થઈ;
મારી લઠ ને ભાગ્યાં હાડ, તુજમાં બળ હોય તે દેખાડ. ૫૯
મુજને મારી મહોકમપણું, તેથી પાણી ગયું તમતણું;
કોપી દમની સુણતાં વાત, લીધો દંડ ઘરમાંથી હાથ. ૬૦
આગળ જયાં હાથીની લ્હાર, શામા આવી તેણે ઠાર;
કોપી વાત સુણીને કરણ, મારગ રેખા કીધી તરણ. ૬૧
રસ્તા વચ રેખા ત્રણ કરી, ઘેર પોતાને પાછી ફરી;
અકસ્માત ભીતો ત્રણ થઈ, અસ્વારી થંભી ત્યાં રહી. ૬૨
રોકયા મારગ રૂંધી વાટ, જઇ ન શકે કો આગળ ઘાટ;
સૈન્ય સહુકો થંભી રહ્યું, જાણ રાય વિક્રમને થયું. ૬૩

કોક કામનિયે કીધો કોપ, મારગ વાટ થઈ છે લોપ;
રૂંધી વાટ જાવાની માપ, રાજા આવ્યો આપોઆપ. ૬૪
ન ખોદી ખોદાય ન પાડી પડે,અધિપતને મન અચરજ અડે;
અનેક પેરે કીધા બહુ ભેદ, તોયે પાર ન પામ્યા ખેદ. ૬૫
અડાડયા હાથી તે સાથ, ખેલદાર વળગાડયા હાથ;
ટાંકે ટાંકી નવ ટંકાય, ખુણો એક ઓછો નવ થાય. ૬૬
આવી દમની દંડ લઇ હાથ, બોલી રાય વિક્રમની સાથ;
બળતણું નહીં રાજા કામ, અભેદ ભીત છે એતું નામ. ૬૭
પંચદંડ ધરાવે જેહ, પાછી ભીત કરે જન તેહ;

## દોહરા.

સુંઠતણો એક ગાંઠિયો, નથિ ખાધો કો માય;
નથી મૂછ મુખ કોતણે, જે ભીત પાછી હઠાય. ૬૮
વચન સાંભળ્યું તેતણું, મનમાં થયો ઉચાટ;
પાછો ફરિયો રાયજી, બીજી લીધી વાટ. ૬૯
ઘેર આવ્યો મહા દુઃખમાં, નવ કીધું ભોજંન;
પ્રાતઃકાળ સભા કરી, બેઠો ત્યાં રાજંન. ૭૦
ઠામ ઠામ વાતો કરે, ટોળે ટોળાં લોક;
શત્રૂને સુખ ઊપન્યું, રાયજીને મન શોક. ૭૧
રાયે તેડું મોકલ્યું, માનથી દમની ઘેર;
મેહેણું દીધું પંચદંડનું, પ્રીતે કહો તે પેર. ૭૨
પંચદંડ એ નામ શું, તે છે કોને દ્વાર;
કેવું છે કારજ વડું, હું જાણું તેણે ઠાર. ૭૩
તે મુજશું બોલો તમો, સાચી જે શુભ વાણ;
તેમાં ખેદ ધરૂં અમો, તો ઈશ્વરની આણ. ૭૪

## ચોપાઈ.

દમની કેહે સમ ન વદો તમો, હવડાં નવ કહિયે તે અમો;
વગર સમજે કહું જો વાણ, પૃથ્વીપત ખોશો કંઇ પ્રાણ. ૭૫
કન્યા અમારે ઘેર અનૂપ, પ્રથમ તેહને જીતો ભૂપ;
રમત સહુ કરો એકઠી, સેત્રંજ ગંજીફા સોગઠી. ૭૬
રમો તમો જે ઊપર હોડ, મારી પુત્રીકેરી જોડ;
એ જીત્યાનો જશ કહાવશો, પંચદંડ જીતી લાવશો. ૭૭
નહિ જીતો પુત્રીની પાસ, દંડ જીત્યાની મૂકો આશ;

## દોહરા.

તેને જો તમો જીતશો, તો મુજને વિશ્વાસ;
નહિ તો કામ સરે નહીં, મુકો દંડની આશ. ૭૮
એવું કહી પાછી વળી, મંદિર તે તત્કાળ;
કુંવરી તેડું મોકલ્યું, મોકલિ છે સુખપાલ. ૭૯
શણગાર અંગ સોળે સજ્યા, મોતી પરોવ્યાં વાળ;
પીતાંબર પટ પેહેરિયાં, ભલું તિલક છે ભાલ. ૮૦
હામ કામ મૃગલોચની, સિંહલંકી સુજાણ;
વનિતા સોળજ વરસની, ભ્રગુટી કામનું બાણ. ૮૧
દેવદમનીની દીકરી, નિર્મળદમની નામ;
શશિવદની મૃગલોચની, રૂપતણું કંઇ ધામ. ૮૨
શીખ લેઇ માતાતણી, ચાલી ચતુરસુજાણ;
અહંકાર અતિ મન ધર્યો, રાજા તરણ સમાન. ૮૩
સુખપાલેથી ઊતરી, રાયે દીધાં માન;
આદરભાવજ કરિ ઘણો, મેહેલ્યાં કોફળપાન. ૮૪
શી શી રમત જાણો તમો,તે ઓચરીએ આજ;
તમો કહો તે સાંભળું, કરિયે રૂડાં કાજ. ૮૫
દમની કહે તમને ગમે, રમત માંડો જે જોડ;
હું કહું તે પછે પરઠિયે, હાર જીતની હોડ. ૮૬

## ચોપાઇ.

હરખ્યો રાજા મનમાં ધાટ, માંડયો ત્રણ પાસાનો પાટ;
રાજા કેહે જે તારે કોડ, તેની મુખથી બોલો હોડ. ૮૭
તું કહે તે મારે મન ખરૂં, કોટિ ઉપાય કરુએ નવ ફરૂં;

## દોહરા.

દમની કહે હારૂં અમો, મૂલખરીદી દાસ;
પરણું તમને પ્રીતથી, રહું તમારી પાસ. ૮૮
જો તમો હારો રાયજી, દેશ કરાવું ત્યાજ;
સેવક કરિ રાખું અમો, ભોગવું ઉજેણી રાજ. ૮૯
ચાર દિવસનો વાયદો, થોડે અદકી ધાત;
તેનો સૂરજ સાખિયો, ફરિ બોલે જે વાત. ૯૦

## ચોપાઇ.

રાજા બાંધ્યો કોલે કરી, રમત રાજસભામાં ધરી;
વાયુવેગે વાતજ થઈ, બધા નગરમાં ચરચા થઈ. ૯૧

પ્રધાન પંડિત જોઇને રહ્યા, સુણી વાત સહુ અચરજ થયા;
રમત રમે બે પોહોરજ હોય, નવ હારે નવ જીતે કોય. ૯૨
રાજાને નવ સૂઝે ઘાટ, અંતરમાં ઉપજ્યો ઉચાટ;
તે દિવસ રમત એમ રહી, દમની ઘેર પોતાને ગઈ. ૯૩
દિવાસતે કીધુ રાજંન, ભાવંતાં કીધાં ભોજંન;
બીજો દિવસ થયો જેટલે, રમત કરી જારી તેટલે. ૯૪
કોઈ કોઈથી નવ પામે હાર, ઢાળે પાસા વારંવાર;
બે પહોર મધ્યાનજ થયા, રાજમોહોલમાં રાજા ગયા. ૯૫
ગઇ જુવતી પોતાને ઘેર, કરે કામ મનવાંછિત પેર;
દુરાચાર બોલે સહુ લોક, રાજાને મન પ્રગટ્યો શોક. ૯૬
ત્રીજે દિવસ થયો પરભાત, નગર વિશે ચાલી વિખ્યાત;
રાજસભામાં નારી ગઈ, રમત હતી તે જારી થઈ. ૯૭
અનેક ઉપાય રાજાજી કરે, તેણે અર્થ એકે નવ સરે;
ખરા મધ્યાન્હ થયા જાહરે, રમત ઢાંકિ મૂકી તાહરે. ૯૮

## દોહરા.

નિર્મળદમની તવ કહે, રહ્યો કાલનો દીસ;
કાલે પેહેલાં જીતશો, પાગ નમાવું શીશ. ૯૯
ચેતાવું હું ચતુર નર, સભા સુણતાં પરમાણ;
વળતી કહેશો કહ્યું નહિ, પાળું પરઠણ વાણ. ૧૦૦
કાલ પેહેલા જીતો નહીં, તો પાળું મારૂં વરત;
સેવક સહુ દેખતાં કરૂં, રાજ તજાવું તરત. ૧૦૧
વિક્રમ કહે વનિતા સુણો, રેહેશે હું શ તમ પાસ;
તુજ સરખી લાખો કરી, મૂલ વિનાની દાસ. ૧૦૨

## ચોપાઈ.

એવું કહી સ્વસ્થાનક ગઈ, રાજાને મન ચિંતા થઈ;
રખે રાંડ જીતીને જાય, તેનો કાંઇક કરૂં ઉપાય. ૧૦૩
નિશચરચા જોઉં બાધે ગામ, લોકવેહેવાર બોલે તે ઠામ;
ગલીકુંચીને હાટેહાટ, ચોરે ચકલે વાટેવાટ. ૧૦૪
માનવી ટોળે મળિયાં બહુ, કરે વાત મુખેથી સહુ;
જીતે કાલ ઘાંચણની બાળ, લેશે રાજાજીનો માલ ૧૦૫
કોઇ કહે એ માઠું થયું, રામરાજ વિક્રમનું ગયું;
કોઈ કહે એ તો વિપરીત, નીચ સંગાથે શાની પ્રીત. ૧૦૬

કોઇ કહે રાજા ઘેલો થયો, મમતે બોલ કામનિને કહ્યો;
કો કહે થાશે બીજી વાત, એને માથે હરસિધ માત. ૧૦૭
કો કહે એ વાચા ચૂકશે, કામનિને કહાડી મૂકશે;
કોઈ કહે માઠો કરશે મરમ, કેમ મૂકશે રાજા ધરમ. ૧૦૮
કો કહે હાથદરપણુ શું કરે, જે તે કાલ વ્હાણામાં ઠરે;
એવું સાંભળે વિક્રમવીર, સ્ત્રીઓ ભરે જ્યાં નિર્મળ નીર. ૧૦૯
જુથ્થ મળ્યાંતાં જુવતીતણાં, વરણુન થાય રાજાનાં ઘણાં;
એમ કહે એ રૂડું થયું, માન મોટમ રાજાનું ગયું. ૧૧૦
દહાડી ઊઠી ચરચા જુવે, નરનારીના પ્રાણુજ ખુવે;
કોઈએ છાની વાત ન થાય, ઘેર જઇને રૂઠે રાય. ૧૧૧
કોઇ હશી ન ગવાએ ગીત, કોઈએ કોઇશું ન થાયે પ્રીત;
સખી સખીમાં સુખ કે દૂખ, બોલી ન શકે કોઇએ મૂખ. ૧૧૨
જાણે રાજા સુણુશે કાન, એમ સ્ત્રીનાં ઉતાર્યાં માન;
ઘાંચણુ નીચશું કીધો વાદ, ઊતરશે નરપતનો નાદ. ૧૧૩
બહુ મુખે બહુ વાતો કરે, હસે તાળી દઇ પાણી ભરે;
કોઇ માઠું કોઇ રૂડું કહે, લક્ષણુવંતો મનમાં લહે. ૧૧૪
જ્યાં જ્યાં રાજા દૃષ્ટે જોય, બીજી વાત કરે નહિ કોય;
લીધો ગામ બધાનો પાર, નવ સૂઝે એકે વીચાર. ૧૧૫
પડી પૂર નિશા જ્યાહરે, મન વિચાર કરે ત્યાહરે;
મોટા જન માનભંગજ થાય, પ્રાણુ તજે કે વિદેશ જાય. ૧૧૬
માટે પ્રાણુ તજું સરવથી, ઉપાય બીજો એકે નથી;
કોઇને વાત જણાવી નહીં, વાત આપ રૂદેમાં લહી. ૧૧૭
ભરી પૂજન સામગ્રી સાથ, વૈતાળ વીર લીધો છે હાથ;
જ્યાં છે હરસિધ મોટી માય, પાળો પંથ ગયો છે રાય. ૧૧૮
ચાચરદેખ્યા નગરજતણી, આવ્યો મહિપતિ માતા ભણી;
ત્યાં ધરણીપત ધરિયું ધ્યાન, ધૂપ દીપ ને ફોફળપાન. ૧૧૯
કુમકુમ ચંદન અક્ષત ઘણા, પૂજા બહુ વિધ કરિ નહિ મણા;
પ્રથમ પોહોર એક નિશા ગઈ, પૂજા પૂરણુ ત્યારે થઈ. ૧૨૦
ખડગ પોતાની કોટે ધર્યું, આવાહન ચંડીનું કર્યું;
પ્રસન્ન થઇ છે મોટી માત, મા મા કહિને ઝાલ્યો હાથ. ૧૨૧
શા માટે તજે છે પ્રાણુ, માગ માગ રે વીર સુજાણુ;
માતા સરવે જાણો તમો, સુખથી શું કહું આજે અમો. ૧૨૨
અંતરમાં પેઠી છે લાજ, પાળો લાજ ને સારો કાજ;
નીચ જાત ઘાંચણુ છોકરી, મેહેણું દીધું તે ડોકરી. ૧૨૩

પંચદંડ ધરાવે જેહ, રમે ધૂત દમનીશું તેહ;
તે સંગાથે પાડી હોડ, જીતાડો તો પોહોંચે કોડ. ૧૨૪
દિગવિજે તે સાથે કરૂં, પંચદંડ શિર છત્રજ ધરૂં;

## દોહરા.

ત્યારે હરસિધ બોલિયાં, એની ઉત્તમ જાત;
એમાં પ્રાક્રમ છે ઘણું, આગળ જોશો ખ્યાત. ૧૨૫
પરપંચ એ જીત્યાતણો, તે તમને કહું આજ;
તમે જાઓ ઇંદ્રાસને, ત્યાં રેહેશે તમ લાજ. ૧૨૬
વૈતાળ સંગાથે પરવરો, મારો તુજ શિર હાથ;
ઈંદ્રાસન શોભા ઘણી, ત્યાં મળશે સઉ વાત. ૧૨૭
કામ કરી ઘેર આવશો, પોહોંચશે મનના કોડ;
એ જુવતીને જીતશો, હુંશ કરીને હોડ. ૧૨૮
છત્ર મળે પંચદંડનું, થાશે જુગજુગ નામ;
તુજને જીતી નવ શકે, એ નહિ સેહેલું કામ. ૧૨૯
પુન્યે ગ્રહ પીડે નહીં, પુન્યે નાસે પાપ;
ત્રિદશ વશ એક પુન્યને, ત્રૂઠે ઇશ્વર આપ. ૧૩
વચન શીશ ચડાવિયું, તેડ્યો વીર અનૂપ;
પવન પેહેલો પરવર્યો, વીર તે વિક્રમ ભૂપ. ૧૩૧
ત્યાં ઓછવ છે અતિઘણો, શોભા નૌતમ હોય;
નાચ કરે દમની ત્યાંહાં, રાજા દ્રષ્ટે જોય. ૧૩૨
અચરજ પામ્યો અતિ ઘણું, જેશું પાડી હોડ;
નૃત્ય કરે તે તો અહીં, ઊરવશીની જોડ. ૧૩૩
દમની નહિ કોઈ દેવતા, નહિ માનવીનું રૂપ;
એ જીતે અચરજ કશું, ભાગ્યો સદેહ ભૂપ. ૧૩૪
સભા સહૂ ભરપૂર છે, પછવાડે છે વીર;
અદ્રશ્ય રાજા ત્યાં રહ્યો, મનમાં આણી ધીર. ૧૩૫
રાય ઇંદ્ર રીઝયો ઘણું, દીઠી રમત અપાર;
દમનીને ત્યાં આપિયો, અમુલ એકાવલ હાર. ૧૩૬

## ચોપાઈ.

પાછળ હાથ દમનીએ કર્યો, હાર વીર વૈતાળે હર્યો;
તે દમની નવ જાણે કોય, રહ્યા દેવ સહુ દ્રષ્ટે જોય. ૧૩૭
બીજી રમતે આપ્યાં પાન, પામી દમની મોટપ માન;
પાછળ આપ્યાં પાન તે ફરી, વૈતાળે લીધાં તે વરી. ૧૩૮

પછે કાનની લીધી ઝાલ, એવો વીર મોટો વૈતાળ;
પછે પગનું લીધું ઝેર, દમનીને નિદ્રાની ઘેર. ૧૩૯
ઉગ્યો સૂર ઊઠી સભાય, આપ આપને સ્થાનક જાય;
પ્રણમ્યો સુરનાયક બહુ પેર, વહાણે રાજા આવ્યો ઘેર. ૧૪૦
પુર મધ્યે પ્રમાણુજ કર્યું, સ્નાન દાન વ્રત પુન્ય આચર્યું;
આવી બેઠો રાજસભાય, દમનીને ઘેર તેડું જાય. ૧૪૧

## દોહરા.

કયમ ઘર સુખે સુઈ રહી, પ્રીતે માની પાસ;
રાજા તુજને જીતશે, મૂલખરીદી દાસ. ૧૪૨
નોહે કામ નાઠાતણું, મોટાશું પાડી હોડ;
બોલ્યાં બોલ અહંકારનો, પોંચાડો તે કોડ. ૧૪૩

## ચોપાઇ.

બેઠી સુખપાલે તે નાર, આવી રાજાને દરબાર;
મહિપતિએ મુછ નાખ્યો હાથ, વધો વચન દમનીની સાથ. ૧૪૪
ત્રણ દિવસ રમાડયા તમો, તેવાં પ્રાક્રમ જોઈયે અમો;
છેલે દહાડે જીતે હોડ, પોંહોચે તેના મનના કોડ. ૧૪૫
ત્યારે દમની બોલી વાણ, સાંભળ રાજા ચતુરસુજાણ;
મારાથી કઈ હારી ગયા, તે તો મારા સેવક થયા. ૧૪૬
મુકયો વાદ બેઠા તે ઠરી, રમત હતી તે જારી કરી;
જોવા મળ્યું છે બાધું ગામ, અચરજ બોલે ઠામોઠામ. ૧૪૭
એમાં કોનું પાણી જાય, જોરાવરિની જીતજ થાય;
ઘડી એક એ રમતજ થઈ, દમની પ્રત્યે વાણી કહી. ૧૪૮
સ્વપનાકેરી કહું એક વાત, દીઠું ગઈ રાતે સાક્ષાત;
જોયો ઇંદ્રાસનનો નાચ, નારી તું કરતીતી નાચ. ૧૪૯
રીઝયો નરપત તુજશું સાર, હેતે આપ્યો એકાવલ હાર;
તે સાચી કે જૂઠી વાણ, સાચું કહે જે હોય પ્રમાણ. ૧૫૦
ત્યારે જુવતી ઝાંખી થઈ, જુઠી વાત રાજાને કહી;
આળપંપાળ જૂઠું એ હોય, સ્વપ્નું સાચું કદી ન હોય. ૧૫૧
પ્રત્યક્ષ ત્યાં દેખાડયો હાર, ઝાંખી દમની નવ લાગી વાર;
માનભંગ થઈ જેટલે, ચુકી દાવ દેતાં તેટલે. ૧૫૨
ચટકી અટકી પેઠી ચિત્ત, એક ભાગ રાજાની જીત;
બીજી વાર બોલ્યા છે ભૂપ, સાંભળ નારી વાત અનૂપ. ૧૫૩

પાસે બેઠો તો ઇંદ્રતણે, નૃત્ય કરતીતી હેતે ઘણે;
માનની તુજને દીધાં માન, તુજને ઇંદ્રે આપ્યાં પાન. ૧૫૪
દીઠાં પાન ઝાંખી થઇ ગઈ, બેહબાકળી જોતામાં થઈ;
બે ભાગે જીત્યો તે રાય, વિમાસણ વનિતાને થાય. ૧૫૫
ત્રીજી ઘડિયે વાણી ભણી, હું જોતો તો તેણી ઘડી;
ઝાલ કાનની તારી પડી, તે મારે હાથે તો ચડી. ૧૫૬
દમની કહે એ જૂઠી પેર, ઝાલ ઉતારી મૂકી ઘેર;
રાજા કહે, તું સાચી હોય, આપી ઝાલ પ્રગટ તું જોય. ૧૫૭
ત્યારે ઝાંખી થઇ તે નાર, ત્રીજી હાર થઈ તે ઠાર.

## દોહરા.

એ ક્યાંથી ઇંદ્રાસને, લાવ્યો ખરાં એંધાણ;
પડી વિમાસણ માનની, પરવશ પડિયો પ્રાણ. ૧૫૮
કહે રાજા સુણ કામની, જૂઠી જાતે ફેર;
કહો નારી તે ક્યાં ગયું, પગ તાહારાનું ઝેર. ૧૫૯
સ્ત્રી કહે મૂક્યું ઘર વિષે, પડી પેટમાં ફાળ;
મંનથકી મહિપત વદે, તરુણીશું તતકાળ. ૧૬૦
મુક્યું ઝેર તે આગળે, નિરમળ થઈ તે નાર;
પાણીથી થઇ પાતળી, ચૂકી ગઇ તે ઠાર. ૧૬૧
પછે તે પાસા ઢાળતાં, થર થર ધ્રૂજે હાથ;
હારી હારી સહુ કહે, હસી પડયો સહુ સાથ. ૧૬૨
લાગી હાક હાસ્યાતણી, જીત્યો વડહથ વીર;
પ્રતાપ પુન્ય પોતાતણો, રાખ્યું પ્રભુએ નીર. ૧૬૩
વાગ્યાં વાજાં જીતનાં, ગડગડિયાં નીશાન;
હારી દમની હોડશું, જીત્યો વીર સુજાણ. ૧૬૪
ગાંધર્વ વિવાહ સહિ કર્યો, ક્ષણ ન લાગી વાર;
તે વનિતા વિક્રમ વર્યો, પ્રાક્રમ અપરમપાર. ૧૬૫
સાસૂને વિક્રમ કહે, જોડીને બે હાથ;
વાત કહો પંચદંડની, જે બોલ્યાં મુજ સાથ. ૧૬૬
સુણો આપે સજ થઈ, ધીર વીર સજ થાવ;
પ્રથમ કહું છું એટલું, કુંકણ દેશે જાવ. ૧૬૭
ધ્યાન ધરો પરસરામનું; સોપારાઘડ ગામ;
તેમાં વિપ્ર એક વેદિઓ, શિવશર્મા છે નામ. ૧૬૮
રેહેજો વાસો ઘેર તે, જો જો એ એંધાણ;
સ્ત્રી ઉમાદે તેહની, ચતુરા ચતુરસુજાણ. ૧૬૯

ચરચા જોઇને આવજો, ગામ ઠામ ઘર એહ;
જાગશો તો તો જીવશો, ઊંઘે ખોશો દેહ. ૧૭૦

## ચોપાઈ.

રાયે મન માન્યું તે સાચ, માની દમની સાસૂ વાત;
વડા વજીરને સોંપ્યું રાજ, ચાલ્યો કુંકણ જોવા કાજ. ૧૭૧
વૈતાળ સાથે તેડયો વીર, ચાલ્યો મંન ધરીને ધીર;
અનેક દિવસ હિંડતાં થયા, કોડ ધરી કુંકણમાં ગયા. ૧૭૨
દીઠું નગર થયો આલ્હાદ, દીઠો શિવ સુંદર પ્રાસાદ;
હરખ્યો મહિપત પોતે મંન, પ્રીતે કીધું છે પૂજંન. ૧૭૩
પામ્યો મોહોર પુજારો સાત, કર જોડીને પૂછી વાત;
શિવશર્મા છે વિપ્રજ નામ, કાને ભાઇ વસે કુણ ઠામ. ૧૭૪
કહે પુજારો બ્રાહ્મણ ઘણા, શિવશર્માની શી છે મણા;
ઊંચા નીચા ને વામણા, કો ગોરા દેહે દામણા. ૧૭૫
કાંઇ તેનું એધાણુજ હોય, તેહ વિના પ્રીછે નહિ કોય;
શુભ એધાણ રાખ્યું છે સાર, ઉમાદે જેને ઘેર નાર. ૧૭૬
જાઓ ડાબી પોળ નિશાળ, બેઠો વિપ્ર ભણાવે બાળ;
શીતળ છાયાને કારણે, વૃક્ષ આંબલીનું બારણે. ૧૭૭
તેનું વચન હઇડામાં ધરી, લઘુલાઘવી વિદ્યા કરી;
રાજવંશી રઢિયાળું રૂપ, શિવશર્મા ઘેર આવ્યો ભૂપ. ૧૭૮
દંડવત કરણાએ કર્યો, ચરણામૃત લઇ મુખમાં ધર્યો;
વિદ્યા ભણવા આવ્યા અમો, કૃપા કરી રાખોજી તમો. ૧૭૯
ગોરાણી બાહેર નીસરી, જોઇ વિક્રમને દૃષ્ટે ભરી;
આનંદ અદકો મનમાં થયો, રીઝીને રાજા ત્યાં રહ્યો. ૧૮૦
ઘેર વિદ્યાર્થી માહારે ઘણા, સુખે રહો અહિંયાં શી મણા;
માનુભાવ મોહોટા જે મુખી, વિદ્યારથી થયો ત્યાં સુખી. ૧૮૧
કરે ગોરાણી હિતજ ઘણાં, આપે સાકરિયા શેકયા ચણા;
ઉદરતણો જેવો હોય તંન, એથી અદકું રાખે મંન. ૧૮૨
બાસઠ પેહેલા નાના તંન, ત્રેસઠમો વિક્રમ રાજંન;
રમે જમે ભણે મન મોહ, રાત દિવસ તે ચરચા જોય. ૧૮૩
એક દિવસ ગઇ છે મધરાત, સુતા માનવી જાતોજાત;
સહુકોને છે ધારણ ઘણું, જાગે રાજા વિક્રમ ભણું. ૧૮૪
ઊઠી ઊમાદે પરચંડ, લિધો હાથમાં ઊડણ દંડ;
નિકળી બાહાર રાખી મન ધીર, તે તો દીઠું વિક્રમ વીર. ૧૮૫

માઝમ રાત ને જાતે નાર, કેમ નીકળી એકલિ બ્હાર;
અરૂંપરૂં જોયું અદધડા, વૃક્ષ આંબલી ટોકે ચઢી. ૧૮૬
આંબલિ થડ પોલી ગફાય, અદૃષ્ટ થઇ ત્યાં બેઠો રાય;
ચઢી ઝાડ ઉમાદે નાર, કીધા દંડના ત્રણ પ્રહાર. ૧૮૭
ઊડ ઊડ કહ્યું મુખથી વળી, ગયું વૃક્ષ બાધું ઊચળી;
ઉપર ઉમાદે હેઠો રાય, સો જોજન સૂધી તે જાય. ૧૮૮
ત્યાં એક પ્રૌઢું છે મશાણ, સઘળું ભૂતાવળનું રાણ;
ભૂત પ્રેત અગ્નિ દવ બળે, સિદ્ધ લક્ષ ચોરાશી મળે. ૧૮૯
બાવનવીર ચોસઠ જોગણી, ભારે ભોગતણી ભોગણી;
ચોસઠ બેઠી ચામુંડ જ્યાંહ, દેવદુંદભી વાજે ત્યાંહ. ૧૯૦
તે ઠેકાણે શોભા હોય, વરણુન કરી શકે નહિ કોય;
જુહાર જુહાર ઉમાદે કહે, જોગણી સહુ સાંભળવા રહે. ૧૯૧
જૂઠી જૂઠી સહુકો કરે, ઉમાદે હેઠી ઊતરે;
તું સાચી ન પડી એક દીસ, આવે દુખવા દાહાડી શીશ. ૧૯૨

## દોહરા.

ઉમાદે કહે જોગણી, સાચી છું હું આજ;
ચોસઠમો આવી ભળે, થાય આપણું કાજ. ૧૯૩
બાસઠ ઘેર પેહેલા હતા; ત્રેસઠમો મુંજ કંથ;
ચોસઠમો આવી મળ્યો, આનંદ ઉપન્યો મંન. ૧૯૪
બત્રીસલક્ષણા મળ્યા નહીં, તો શી કરિયે પેર;
ભોગ આપવા ભવાનીને, થયા ચોસઠ મુજ ઘેર. ૧૯૫
તમો કહો તેમ હું કરૂં, ટાળે આપણો રોગ;
મને કરો તમો જોગણી, ભરૂં ભરપુરણ ભોગ. ૧૯૬

## ચોપાઇ.

હરખ્યાં જોગણી પ્રીતે પાસ, ઉમાદે તુજને શાબાશ;
અમો કહ્યું તે મનમાં ધરો, ચૌદશ દિન નૈવેદજ કરો. ૧૯૭
વડાં બાકળા લાડુ ખીર, કરો પાક મન આણી ધીર;
ચોસઠને સ્નાન કરાવજે, હાર કરેણના ધરાવજે. ૧૯૮
સિંદુરતીલક કરજો ભાલ, પાસપાસે બેસાડી બાળ;
ભાણા માંહે ભરજો ખંડ, હાથથી હેઠો મૂકજો દંડ. ૧૯૯
તે પાછળ પ્રદક્ષણા કરો, ઉદો ઉદો મુખથી ઓચરો;
ઉદકઅંજલી ભરવી હાથ, લેજો ભોગ. ભવાનીમાત. ૨૦૦

અમો હુંકારો ત્યારે દેઇશું, અકેકો વેહેંચી લેઇશું;
આવ્યાં અમો પાછાં નહિ ફરૂં, નહિતો તુજને ભક્ષજ કરૂં. ૨૦૧
એવી તેણે દીધી શીખ, વિદાય થઈ મન આણી બીક;
માર્યા દંડ તેણે પ્રત્યક્ષ, ચઢી આંબલીકેરે વૃક્ષ. ૨૦૨
એક ઘડીમાં આવી ઘેર, નરપત નિરખે સઘળી પેર;
ઉતરી હેઠી ઘરમાં ગઈ, રાજાને મન ચિંતા થઈ. ૨૦૩
દેખાડી સાસૂએ વાટ, મોકલ્યો ઘડવા મારો ઘાટ;
વેઠું દુઃખ મારી દેહને, ઉગારૂં ત્રેસઠ એહને. ૨૦૪
પરાક્રમ એમાં છે પરચંડ, કરામત સઘળી તે દંડ;
આવે હાથ તો જીતીલેઉં, નહિ તો પ્રાણ આ સ્થાનક દેઉં. ૨૦૫
કર્યો વિચાર પોતાને મંન, પ્રાતસકાળે ઉગ્યો દંન;
શિષ્ય સરવ સૂતા જાગિયા, ગુરુજીને પાયે લાગિયા. ૨૦૬
સરવે નાહાવણ કરવા ગયા,વિપ્રકર્મ કરી સુખિયા થયા;
નરપત કહે જોડીને હાથ, ગુરુસંગે બેઠા સહુ સાથ. ૨૦૭
એક પ્રશ્ન જુઓ રૂખીજંન, આપણે માથે કાંઈ વિઘ્નંન;
જુઓ જ્ઞાન વિચારજ કરી,સ્વપ્નામાં ભેટ્યા મન ધરી. ૨૦૮
ત્યારે સહુકો બોલ્યા બાળ, સ્વપ્નું એ તો આળપંપાળ;
આજ કાલનો તું આવિયો, ડાહ્યો થઇ ડિંગજ લાવિયો. ૨૦૯

## દોહરા.

ત્યારે ગુરુજી બોલિયા, તમો ન સમજો કોય;
હા ભાઇ કહે તું મુજને, સ્વપ્નું શું તુજને હોય. ૨૧૦
આજથકી ચોથે દિવસ, છે ચૌદશનો દંન;
ઉમાદે નૈવેદ વેહેંચશે, કરશે ચંડીપુજંન. ૨૧૧
બેસારી ખંડ પૂરશે, કંઠ આરોપશે માળ;
ભોગ આપશે ભવાનીને, ચોસઠ ખૂટ્યો કાળ. ૨૧૨
બત્રિશ લખણા સરવ છે, તેણે માન્યું સત્ય;
ગુરૂ સમેત કળે સહુ, કહે તે કરિયે ગત્ય. ૨૧૩
બિહિને નાશી નવ જશો, નહિ દેવા દેઉં નામ;
કહું તે મારગ ચાલજો, થશે તમારૂં કામ. ૨૧૪
દંડ લેઇ નાસું અમો, કેડે આવજો તરત;
પાછું જોવા જે રહે, તેતો પામે મરત. ૨૧૫
ધિરજ રાખિ સહુકો રહ્યા, થાશે શુભ કલ્યાણ;
જો એ સાચું માનજો, નહિ તો કેહેજો અજાણ. ૨૧૬

કો કહે જૂઠું બોલિયો, કો કહે સાચું ખાસ;
સાચું માન્યું ગુરુજીએ, કીધો દૃઢ વિશ્વાસ. ૨૧૭
પ્રતિજ્ઞા કરી આવીઆ, કોઇનું ન બેઠું મંન;
ત્રણ દિવસ એમ વહિ ગયા, આવ્યો તેરશ દંન. ૨૧૮
ત્યારે ઉમાદે ઊચરી, સાંભળ મારા સ્વામ;
મારે બાધા નૈવેદની, કહો તો કરૂં શિર નામ. ૨૧૯

## ચોપાઇ.

વારૂ કહીને દીધી આશ, સૌને આવ્યો દૃઢ વિશ્વાસ;
દાળ પલાળી અડદજતણી, સામગ્રી તે કીધી ઘણી. ૨૨૦
નોતર્યાં સરવ વિપ્રના તંન, બ્હાણામાં ચૌદશને દંન;
રસોઈ સરવે કીધી સાર, તેડી વિપ્રતણો કુમાર. ૨૨૧
તમો બેસજો સરવે સાથ, સંકલ્પ કરવો મારે હાથ;
ચોસઠ જોગણી સંતોખવી, પૂરણ પ્રીતે તે પોખવી. ૨૨૨
સમજાવ્યા પોતે રાજંન, કોઇ બીક ધરશોમાં મંન;
નાહ્યા સરવ તે ક્ષુધારથી, છે પરવશ સૌ વિધારથી. ૨૨૩
ગુરુપત્નીનું વચનજ જોય, વિદ્યા ભણી તે મિથ્યા થાય;
કુમકુમ ચંદન સિંદુર સાર, ઘાલ્યા કંઠ કુસુમના હાર. ૨૨૪
બાણામાં પીરસ્યાં ભોજંન, સ્વામી સહિત બેઠા સૌ જંન;
પંચામૃત લાડૂને ઘૃત, પ્રીસી પાક સામગ્રી તરત. ૨૨૫
કાહાડી કુંડ વચે આણિયા, બત્રીશ લક્ષણ જુગતે જાણિયા;
ઉમાદે વચમાં આવિયાં, ઉડણ દંડ કરમાં લાવિયાં. ૨૨૬
મત્ર હતો તે સુણમાં લીધ, જોગણીનું આવાહન કીધ;
મેહેલ્યો દંડ ને નીચી વળી, પ્રદક્ષણા કરવાને ફરી. ૧૨૭
દેદો ભવાની લેજો ભોગ, મનવાંછિત ટાળો મુજ રોગ;

## દોહરા.

એટલે વિક્રમ ઊઠીઓ, મારી હાક પરચંડ;
નાઠો ચેતાવી સરવને, લીધો ઊડણ દંડ. ૨૨૮
ગુરુ સહિત તે દોડિયા, પાછું ન જુવે કોય;
એટલે આવી જોગણી, કારમું કૌતક હોય. ૨૨૯
ખાઉં ખાઉં કરતી ઉતરી, નર ન દિઠા તે ઠાર;
વેહેંચી ભાગ ચોસઠ કર્યા, ભક્ષ કરી તે નાર. ૨૩૦
હાહાકાર સઘળે થયો, કોપ્યા ત્યાંના લોક;
ચોસઠ ખાધા ભવાનિએ સજ્જન પામ્યા શોક. ૨૩૧

નાઠા ચોસઠ એકલા, કસ્યો મંન વિચાર;
વાહાણું વાતે નીસસ્યા, ત્યાંથી જોજન બાર. ૨૩૨

## ચોપાઇ.

થાકયા ઘણી લાગી છે ભૂખ, સહુ કષ્ટી વેઠે મહા દુઃખ;
નગર સીમાડે આંબો એક, રાજા બોલ્યો કરી વિવેક. ૨૩૩
સહુ બેસો ઠરિને આ ઠામ, હું જઇને જોઇ આવું ગામ;
રહ્યા ત્રેસઠ ઠરી તે ઠામ, રાજા ચાલ્યો જોવા ગામ. ૨૩૪
વળ્યો નગર ભણી તે વાટ, નહિ માનવી ઉઘાડાં હાટ;
ભસ્યા માલ ખજાના દ્રવ્ય, મનુષ્ય વિના સૂનાં છે સરવ. ૨૩૫
હાટ ઉઘાડાં દોસીતણાં, ભસ્યાં વસ્ત્ર અમૂલક ઘણાં;
પારેખ સુખડીઆ સોનાર, દુકાન હાટ છે અપરમપાર. ૨૩૬
ખોળ કરી પરાંને કોટ, નહિ પશુ પંખી માનવી ઓટ;
અચરત પામ્યો અદકું રાય, જોતો જોતો આઘો જાય. ૨૩૭
રાય ધીર મનથી નવ ડરે, કાયર નિશ્ચે બિહિને મરે;
જોયું નગર ને લીધો પાર, એટલે આવ્યો રાજદરબાર. ૨૩૮
પેઠો મોહોલા ઉપર અડયો, ઊંચી અટારી ઉપર ચઢયો;
પાથરી છે સજ્જા એક ત્યાંહે, બેઠી બિલાડી એક તે માંહે. ૨૩૯
જોઇ રહ્યો છે તેને ભૂપ, નહીં બિલાડી કારણરૂપ;
સુના મંદિરમાં બેશી રહ્યાં, નગરતણાં માણુસ કયાં ગયાં. ૨૪૦
હું ઉજ્જણપતિ વિક્રમ રાય, આવ્યો તારા મોલજ માંય;
બિલ્લિ બોલ શું છે રે દુઃખ, ઇશ્વર તાહારી ભાગે ભૂખ. ૨૪૧
બીલાડીએ સાનજ કરી, કાજળડાબલી આગળ ધરી;
અંજન કીધું છે જેટલે, નવજોબના થઈ તેટલે. ૨૪૨
રાજા કહે તારૂં શું નામ, ઉજડ થયું કયમ તારૂં ગામ;
ત્યારે સ્ત્રી ત્યાં બોલી વાત, ચંદ્રશિખર તે મારો તાત. ૨૪૩
દૈત્યે માસ્યાં માણુસ ઘણાં, નગર ઉજડ કીધાં અમતણાં;
લોક સહૂ તે દુખિયા થયા, કોઇ ખાધા કોઇ નાશી ગયા. ૨૪૪
મને એકલી ઝાલી બાંહ, રાખી છે કારાગ્રહમાંહ;
અંજન કરી બિલાડી કરે, ચારા અરથે વનમાં ફરે. ૨૪૫
આવે છે રાતે આ ઠાર, બીજે અંજનથી કરે છે નાર;
મુજ પર રાખે છે બહુ મંન, જેવી પેટની હોયે તંન. ૨૪૬
હવડાં આવશે કરતાં વાત, જોતાં કરશે તુજની ઘાત;
તારો ડરાવ્યો તે નહિ ડરે, કોઇનો માસ્યો તે નહિ મરે. ૨૪૭

એવું બળ છે મહા પ્રચંડ, અજીત એની પાસે દંડ;
તે દંડ જ્યારે વાગે શીશ, એ પાપી મરશે તે દીશ. ૨૪૮
તે દંડની નિત્ય પૂજા કરે; તે પાછળ પ્રદક્ષણા ફરે;
હેઠો મૂકે એટલી વાર, તેનો છે એને આધાર. ૨૪૯
લીધી વાત એના મનતણી, વળતી બોલ્યો ઉજેણુ ધણી;
છાનો રાખ મને તું ઘેર, હુંજ કરૂં પાપીની પેર. ૨૫૦
સ્ત્રીએ જોઈ તેની સૂજ, ઠામ એક દેખાડી ગૂજ.

## દોહરા.

અંજન આંજ્યું એહને, કરી બિલાડી ત્યાંહ;
રાજા જઇ છાનો રહ્યો, તેના મંદિર માંહ. ૨૫૧
એટલે પાપી આવિયો, સેજ હુતી જ્યાં ઠાર;
અંજન આંજ્યું તેહને, તતક્ષણ થઇ તે નાર. ૨૫૨
સ્નાનકરમ તેણે કર્યું, પછે કર્યું સમરણ;
દંડ હતો જે હાથમાં, તેને મેલ્યો ધરણ. ૨૫૩
પ્રદક્ષણા પોતે કરી, નમિને લાગ્યો પાય;
નિરખીને પછે નીસર્યો, મહા બળિયો તે રાય. ૨૫૪
ચેત ચેત રાજા કહે, ચઢાવિને બહુ રીશ;
દંડ હતો તે ઝાપટ્યો, તે પાપીને શીશ. ૨૫૫

## ચોપાઇ.

તરફડી પડયો દૈત ત્યાં તરત, પામ્યો એક પલકમાં મરત;
વાયુવેગે વાતજ થઈ, ખબર દશ દિશા ફરી ગઈ. ૨૫૬
તરત લોક આવી ત્યાં વસ્યા, સુખ પામ્યા સહુ હેતે હસ્યા;
સ્ત્રીને ઘેર આવ્યાં માબાપ, ટાળ્યા સહુ લોકોના તાપ. ૨૫૭
ન રહ્યું દુઃખ કોને મન કશું, તરત આવીને ગામજ વસ્યું;
ત્રેસઠ જે પોતાના જંન, મનવાંછિત પામ્યાં ભોજંન. ૨૫૮
રાયે જાણ્યા વિક્રમ રાય, તત્ક્ષણ જઇને પડિયા પાય;
મુજને ઓશીઆણુ કીજીએ, એ કન્યા રાયજી લીજીએ. ૨૫૯
તે કન્યાને પ્રીતે વરી, કુંકણમાં તે આવ્યા ફરી;
પ્રકાશ થયું પોતાનું નામ, મળવા આવ્યું બાધુ ગામ. ૨૬૦
કુંકણરાયે વિનતી કરી, પરણાવી પોતે દીકરી;
પ્રોહિતને ઘેર કન્યા એક, ગુરુને પરણાવી વિવેક. ૨૬૧
વિદ્યાર્થીને ઘેર મોકલ્યા, રાય ઉજેણુ આવ્યા એકલા;
ત્રેસઠનાં ત્યાં ટાળ્યાં દુઃખ, ભાગી જનમ જનમની ભૂખ. ૨૬૨

બેય દંડ બે કન્યા રૂપ, લઇ આવ્યો ઉજ્જેણીભૂપ;
ચતુરા લાવ્યા ચતુરસુજાણ, હરખે ગડગડિયાં નિશાન. ૨૬૩
મેહેલે ઉતર્યાં તે નરનાર, સુંદર શોભા તેણે ઠાર;

**દોહરા.**

જઇ દમની ચરણે નમ્યો, પોતે વિક્રમ રાય;
દંડ જીત્યા દેખાડિયા, મેહેલ્યા જઇને પાય. ૨૬૪
ધન્ય અજીત ધરણીપતી, ત્રંબાવટીએ જાઓ;
જોજો ચરચા મોહોલની, મહિસાગરમાં ન્હાઓ. ૨૬૫
કરે રાજ ત્રંબાવટી, ત્રંબક તેનું નામ;
ત્રંબકસેન તો બહુ થયા, પણ એ સાચું નામ. ૨૬૬
વચન લઈ તે સંચર્યો, સાસુએ દીધી શીખ;
સાથે વીર વઇતાળ છે, મન નવ આણી બીક. ૨૬૭
પોહોત્યો ગઢ ત્રંબાવટી, નિશા સમે તે ભૂપ;
અદૃષ્ટવિદ્યાએ કરી, દીઠું નગર અનૂપ. ૨૬૮
મહિસાગર નાહ્યા જઈ, જોયા ઘાટે ઘાટ;
નગરજ નિરખ્યું નેહશું, ગયા રાજની વાટ. ૨૬૯
જોયાં ઘર પુર મેડીઓ, જોયા મેહેલ અવાસ;
ચઢયો ઊંચો અટારીએ, સ્ત્રી દીઠી તે પાસ. ૨૭૦
ત્રિયા તેર વરસતણી, લક્ષણ ગુણ શુભ રૂપ;
તે ઠામે ઠરિને રહ્યો, પોતે વિક્રમ ભૂપ. ૨૭૧
ચરચા જોએ તેહની, નિશા ગઈ છે પોહોર;
સાંઢ ઉપર વાહન કરી, આવ્યો દૂત તે ઠોર. ૨૭૨
મેહેલી ઉંટને બારણે, આવ્યો ઘરમાં તેહ;
વાટ જોતીતી માનની, જેમ બપૈઓ મેહ. ૨૭૩
તાહારી સાથે આવું છું, બેસો બાહારજ ઠામ;
એટલે પોપટ આવિયો, દામોદર શુભ નામ. ૨૭૪
કાગળ કોટે બાંધિયો, આવ્યો સ્ત્રીની પાસ;
પ્રણામ કીધો પોપટે, સ્ત્રીએ દીધી આશ. ૨૭૫
રાજા વિક્રમ તે જુવે, પ્રાક્રમ તેનાં પ્રૌઢ;
પોપટ દીઠો પોતાતણો, થઈ રહ્યો દિગમૂઢ. ૨૭૬
કાગળ ઉકેલ્યો કામની, તે વાંચીને જોય;
પાછળ રાજા ઉભો રહ્યો, તે નવ જાણે કોય. ૨૭૭
સ્વસ્તિશ્રી ત્રંબાવટી રતનમંજરી નામ;
લખીતંગ વાંચણ દમની, વાસ ઉજેણી ગામ. ૨૭૮

સમાચાર એક પ્રીછજો, પાડી વિક્રમશું હોડ;
મુજને જીતી તે વર્યો, લાગી મુજને ખોડ. ૨૭૯
હુંશ ન પોહોતી આપણી, જે ધારીતી પેર;
કાળાગ્રહે પડી કામની, વિક્રમસેનને ઘેર. ૨૮૦
ભલું દુઃખ દારિદ્રનું, ભલી વેઠવી ભૂખ;
તેથી ભૂડું ભૂપઘર, સ્ત્રી માણુસને દુઃખ. ૨૮૧
વાત કોઇશું થાય નહિ, બાહર નવ્ય જવાય;
રૂડું ભૂંડું જણાય નહિ, રહિ કાળાગ્રહમાંય. ૨૮૨
વચને બાંધી હું રહી, જોડીને બે હાથ;
આપણ રહિયે એકઠાં, વાત કરૂં તમ સાથ. ૨૮૩
તમ ભણી રાજા મોકલ્યો,આવ્યો છે તુજ પાસ;
તેને તો વરજો તમો, પોહોંચે મનની આશ. ૨૮૪
લખનાર નાર પોતાતણી,અચરત મોટું એહ;
પોપટ ઘર પોતાતણો, મહિપત મન સંદેહ. ૨૮૫

## ચોપાઈ.

રતનમંજરિયે વાંચ્યો પત્ર, રાય વિક્રમે વાંચ્યો તત્ર;
તેનો ઉત્તર લખિયો ઓટ, બાંધ્યો તે પોપટની કોટ. ૨૮૬
ત્યાં જઇને તો કેજો નાય, રતનમંજરી વરે કોઈ રાય;
શુણી શુક ચાલ્યો જેટલે, કાગળ ફાડી નાંખ્યો તેટલે. ૨૮૭
ઘેલી રાંડ ધાંચણુ દીકરી, તારૂં પાપ જે એને વરી;
મારૂં રતનમંજરી નામ, નવ રાખું વિક્રમ ગુલામ. ૨૮૮
એવા કઇ આવે કઈ જાય, વિક્રમ તો તુજને ગંધાય;
હશી પડી તે સૈયરસાથ, જો આવે વિક્રમ મુજ હાથ. ૨૮૯
મહિપત બાંધું મારે ઘેર, કોઈ ન જાણે તેવી પેર;
દાસીને હેઠી મોકલી, ઉપર રહી રાણી એકલી. ૨૯૦
આવ્યો તો જે પેલો દૂત, તેડયો ઘરમાં ભંગડભૂત;
કહો તમે ક્યાંથી આવિયા, સમાચાર શા શા લાવિયા. ૨૯૧
તમને નરપત તેડે આજ, સર્યાં સર્વ આપણનાં કાજ;
લીધા ઘરમાંથી શણગાર, બીજો માલ તો અપરમપાર. ૨૯૨
રત્નપેટી લીધો અભેદંડ, આપ્યાં દૂતને તે પરચંડ;
જાઓ મુકો ઊંટ ઉપર જઈ,પછી આપણુ બે જઇએ વહી. ૨૯૩
સાંઢણી ઉપર તેતો ધર્યું, પછે વિક્રમે મન આચર્યું;
દંડ પ્રતાપે નાશી જશો, હાથ ન રહિ તો શી ગત થશે. ૨૯૪

દંડ પેટી ઉંટપર મૂકિયો, મૂરખ મન તે તો ચૂકિયો;
વૈતાળ ગયો તે વસ્તજ હરી, બેઠો રાય ધીરજ મન ધરી. ૨૯૫
ચેતવ્યા વણુ તો નવ મારિયે, ક્ષત્રી ધર્મ તે કયમ હારિયે;
પૂછે રાય કોણુ કરે જોર, દૂત જાર કે સ્ત્રીનો ચોર. ૨૯૬
ત્યારે દૂતને ચઢી છે રીશ, ગાળો દીધી ત્યાં દશ વીશ;
મારયું ખડગ લીધા છે પ્રાણુ, પડયો વાટમાં તેહ અજાણુ. ૨૯૭
પછે દૂતનું લીધું રૂપ, સ્ત્રી પાસે આવ્યો છે ભૂપ;
જો ગમે તો આવો તમો, ચલો ખોટી થાઉંછું અમો. ૨૯૮
ઉઠી નાર તે આગળ થઈ, ઊંટ ઉપર બેઠી તે જઈ;
બીક ના આણી કોની ચંત, ખેડી સાંઢણી લીધો પંથ. ૨૯૯
પૂર્વ દિશા હાંકયો જેટલે, નારી તે બોલી તેટલે;
આપણે જવું પશ્ચિમ દેશ, કેમ કરો પૂર્વમાં પ્રવેશ. ૩૦૦
મારે શું પશ્ચિમનું કામ, તેડી જાઉંછું મારે ગામ;
વાંકું વચન તે સાથે કરયું, રૂપ પોતાનું પ્રગટજ કરયું. ૩૦૧
દંડ અને પેટી તો ગઈ, તે નારી તો નરવશ થઈ;
પેટી દંડનું ભાગ્યું જોર, થઇ ગઈ નારિ તો ત્યાં ચોર. ૩૦૨
શું નામ તાહરૂં કયાં રહે, કયાં લઈ જાઓ મુજને કહે;
મારૂં તો જૂગારી નામ, વસવું મારે માળવ ગામ. ૩૦૩
કરૂં કામ અણુચિંતવ્યાં ઘોર, સ્ત્રીમાણુસનો હું છું ચોર.

## દોહરા.

નિશ્વાસ મૂકયો નારીએ, દૈવ ન પોહોતી આશ;
મનનો માન્યો મૂકીઓ, પડયાં જુગારી પાસ. ૩૦૪
જુગારી હાથે સાંકળ, મર્કટ કંઠે હાર;
ઘેલી સ્ત્રી શિર બેડલું, રહે કેટલી વાર. ૩૦૫
ભાંગી વ્યસની આળસૂ, લંપટ જુગારી આપ;
એવો કંથ જે કામની, તેનાં પૂરણુ પાપ. ૩૦૬
નમેહેરો નિદ્રાળુઓ, દીન દયાહિન રોગ;
એવો કંથ જે કામની, તે કામનિના ભોગ. ૩૦૭
કાગળ પોપટ લાવિયો, મુજ સઈયરનો મર્મ;
તે વિક્રમને નવ વરી, ત્યાં ફૂટયું મુજ કર્મ. ૩૦૮
પરદુ:ખભંજન સુખકરણુ, અજીત અભેદી આપ;
એવો પુરુષ મેં પરભવ્યો, ભોગવું તેનાં પાપ. ૩૦૯

નવખંડ જેની નામના, પવિત્ર જેનો દેહ;
તેવો પુરુષ મેં પરભવ્યો, તેનું ફળ આ તેહ. ૩૧૦
સુરજદેવ સાક્ષી તમો, નિર્મળ તારૂં નામ;
મેળો કરજો મહિપતી, કરો કામનીનું કામ. ૩૧૧
અલ્યા શ્રાપ દેઉં છું તને, હું અબળા સ્ત્રી જાત;
કયમ લાવ્યો મને છેતરી, કીધી મોટી ઘાત. ૩૧૨

## ચોપાઇ.

ત્યારે તે બોલ્યો રાજંન, તારૂં કોના ઉપર મંન;
ત્યાંહાં પોચાડી મૂકું તને, શાને રીસ કરે છે મને. ૩૧૩
તારા મનમાં જે હોય આપ, સત્ય ન કહે તો તુજને પાપ.

## દોહરા.

ત્યારે નારી બોલિ સહિ, વિક્રમ ઉજેણુ ભૂપ;
સકળ કળા ગુણ જાણ છે, શીળવંત સ્વરૂપ. ૩૧૪
રાજ રાજેશ્વર છે ગુણી, હરસિધ માત હજૂર;
તેને મળવા મન ઘણું, જે નારાયણ નૂર. ૩૧૫
વચન પાળ તું તાહરૂં, મેળવ વિક્રમરાય;
સરે અરથ તવ માહરો, હઈડું શીતળ થાય. ૩૧૬
ત્યારે જુગારી બોલિયો, કંઈ વિક્રમ એંધાણ;
તેને તું કયમ ઓળખે, બોલ્ય ચતુરા સુજાણ. ૩૧૭
પગે પદ્મ છે તેહને, ઢીંચણ સુધી હાથ;
જમણે હાથે ચક્ર છે, તે પૃથ્વીનો નાથ. ૩૧૮
કમળપત્રશાં નેત્ર છે, અરુણવત છે તેજ;
ચંદ્રવદન ચંચળ મતિ, નારાયણશું હેજ. ૩૧૯
છોડયો મણિ ગાંઠ થકી, આપ્યો સ્ત્રીને હાથ
જાણે દિનકર ઊગીઓ, દીઠો તે નરનાથ. ૩૨૦
પાગે લાગી પદ્મની, શું છે તમારૂં નામ;
વીસ વસા વિક્રમ તમો, તેજપુંજ મહા કામ. ૩૨૧

## ચોપાઇ.

સાબાશ શામા ડાહ્યાં તમો, જોયા વિક્રમ તે તો અમો;
નગરચરચા જોવા આવિયો, પોપટ કાગળ ત્યાં લાવિયો. ૩૨૨
તે પૂઠેથી મેં વાંચિયો, પેટી દંડ મેં તો સાંચિયો;
દૂત હતો તે મેં મારિયો, ચેતાવ્યો જુદ્ધે હારિયો. ૩૨૩

તમને બેસારી સાંઢે કરી, લાગ્યો પંથે જાઉં નહિ ફરી;
મારા સમ તમને હોય મંન, ત્યાં પોહોચાડું આણે દંન. ૩૨૪
વચન સાંભળ્યું વિક્રમતણું, હરખી નાર તે મનમાં ઘણું;
ગાંધર્વવિવાહ હેતે કરી, રતનમંજરી વિક્રમશું વરી. ૩૨૫
ચાલ્યાં આવે છે તે વાટ, મટયા મંનતણા ઉચાટ;
એહ વાત અહિંયાથી રહી, પેલા પોપટની શી ગત થઈ. ૩૨૬

## દોહરા.

કાગળ રતનમંજરીતણો, લેઈને ચાલ્યો પંથ;
તેણે વિચાર્યુ આવતાં, થઈ વિમાસણ ચંત. ૩૨૭
દીઠું દમલપુર વાટમાં, જુગતે જોતો જાઉં;
મળે જો મારો બંધવો, સહેજે સુખિયો થાઉં. ૩૨૮
મળવાને પરદેશડે, બંધવકેરે કાજ;
તે રેહે છે આ ગામમાં, ભાગું મારી દાઝ. ૩૨૯
એમ કહિ વળિયો ગામમાં, મળવા મિત્રજ પેર;
બાંધ્યો રહે તે પાંજરે, નીલી ગુણકા ઘેર. ૩૩૦
બાંધ્યું પાંજરૂં બારણે, ગંગારામ છે નામ;
ત્યાં દામોદર આવિયો, બંધવકેરે ઠામ. ૩૩૧
દૃષ્ટે દૃષ્ટ મળ્યા બેહુ, પોહોત્યા મનના કોડ;
ગુજ કરવા માંડી ત્યહાં, બાંધવ જુગતે જોડ. ૩૩૨
કહો બંધવ કયમ આવિયા, ગયા હતા કુણ દેશ;
સુખ દુઃખ કહો તમતણું, કાં વેઠો પરદેશ. ૩૩૩
ઉજેણીપત રાજીઓ, પવિત્ર મનશું પેર;
પરણ્યો ધાંચણ દીકરી, હું છું તેને ઘેર. ૩૩૪
કાગળ લઈને નીસર્યો, ગયો ત્રંબાવટી ગામ;
તે રાજાની બેટડી, રતનમંજરી નામ. ૩૩૫
મહારાજ વિક્રમ આવિયા, ચરચા જોવા કાજ;
કરે રાજ શ્રી રામનું, મોટા જે મહારાજ. ૩૩૬
રતનમંજરી પરણશે, મારા કાગળ માટ;
વાહાણું વાતે આવશે, આજ ગામની વાટ. ૩૩૭
શુભ અસ્વારી સાંઢ છે, રતન પેટી પરચંડ;
કન્યા છે તે પદ્મની, પાસે અભેજિત દંડ. ૩૩૮
તે પેહેલાં હું નીસર્યો, ખાઉં વધાઈ વરત;
તે દમની મને આપશે, હાર અમૂલક તરત. ૩૩૯

સુખશાતા છે અતિ ઘણી, આનંદ અદકો ચંત;
મળ્યા ભેટયા શીખ દો, જાઉં મારે પંથ. ૩૪૦

## ચોપાઇ.

વારૂ કહી તે થયો વિદાય, એક એકની કહી કથાય;
પેલે પોપટે વચનજ કહ્યું, તે ગુણકાએ સરવે લહ્યું. ૩૪૧
સુણ્યું વચન એ મારૂં ભાગ્ય, એવો હું પામુ કયાં લાગ;
પરપંચ કરૂં હવે રૂડી પેર, પેટી પદ્મની આણું ઘેર. ૩૪૨
એવો મનમાં ધડિયો ઘાટ, જઇ બેઠી રોકીને વાટ;
પ્રાત:કાળ થયો જેટલે, આવી સાંઢ નિકટ તેટલે. ૩૪૩
હેઠાં ઉતર્યાં નર ને નાર, તેણે મનમાં કર્યો વિચાર;
ભક્ષ ભોજન અહિંથી લીજીએ, પછે પંથ આપણુ કીજીએ. ૩૪૪
ગયા રાય તો ગામજ માંહ, નાર સાંઢ રહી રણમાંય;
એટલે આવી ગુણકા પાસ, મળી ભેટીને દીધી આશ. ૩૪૫
મુજને તુજશું અદકું હેત, તું તો મારી સગી ભાણેજ;
તું સગી ભગનીની દીકરી, વારૂ થઇ વિક્રમશું વરી. ૩૪૬
વિક્રમ ઉતર્યા મારે ઘેર, તેડવા મોકલી તમને ઘેર;
તેનું કપટ તો નવ જાણિયું, જ્ઞાન રૂદેમાં નવ આણિયું. ૩૪૭
મળ્યાં વળગ્યાં બાંહે હાથ, ગઇ નારી તે ગુણકા સાથ;
રતન પેટી ને સાંઢજ લીધ, કારજ ગુણકાનું તો સીધ. ૩૪૮
રતનમંજરી ગઇ ઘરમાંહ, ચરચા ભુંડી દીઠી ત્યાંહ;
કયાં ગયો માહારો ભરથાર, જે મારો હઇડાનો હાર. ૩૪૯
તે નર પાખે દેહ ન ધરૂં, કરડી જીભને હવડાં મરૂં;
તારા કુળમાં શો વેહેવાર, મુજને કયમ લાવી આ ઠાર. ૩૫૦

## દોહરા.

ત્યારે ગુણકા ઊચરી, સજો રૂડા શણગાર;
જેવા મન તારે ગમે, ભોગવી લે ભરથાર. ૩૫૧
ગુણકા જાત છે આપણી, મોટા જનશું પ્રીત;
નિત્ય દિવાળી આપણે, નવલા રંગ નિતનીત. ૩૫૨
પલંગ પાન ને હારડા, શુભ સકોમળ સેજ;
નર રૂડા નિત્યે નવા, ભોગવ આણી હેજ. ૩૫૩
રાજાને તો સ્ત્રી ઘણી, સંભવે નહિ સંભોગ;
વારો ન આવે વરસમાં, ત્યાંતો પૂરા ભોગ. ૩૫૪

નીચ વાત નારે સુણી, અંગે ઉઠી ઝાળ;
કે મારૂં કે હું મરૂં, આણું મારો કાળ. ૩૫૫
પરવશ પડિ તે શું કરે, ધારણ રાખી મંન;
મોટાં મંદિર માળિયાં, ભામની રહિ ભોવંન. ૩૫૬
સોદો લીધો વિક્રમે, આવ્યો તેવો આપ;
વનિતા ન દીઠી વાટમાં, તનમાં પ્રગટયો તાપ. ૩૫૭
વળ્યો ગામમાં વીર તે, દંડ પોતાને હાથ;
ગલી કુંચીએ ખોળતો, વિચાર કરે મન સાથ. ૩૫૮
એમ કરતાં નિશા થઈ, દુઃખ પામી તે નાર;
તે નાઠી ઘરમાં થકી, બૂમ મારતી બાર. ૩૫૯
મળી બાહાર બહુ મેદની, માનવ જાતાં વાટ;
તે નગરના નરપતિયે, જાણી સઘળી વાત. ૩૬૦
કેહે બાઈ તું કયાં રહે; શું દુખ નિશ્ચે દેહ?
વિજોગ પડયો પરણ્યાતણો, સાચું માનો એહ. ૩૬૧
કાષ્ટ ભક્ષિને હું મરૂં, એટલું મારે કામ;
બીજા શું બોલું નહીં, કોય ન લેશો નામ. ૩૬૨
કાષ્ટ ભરાવ્યાં શકટ ભરી, ચાલી સરિતાતીર;
એટલે જોવા ત્યાં ગયો, પોતે વિક્રમ વીર. ૩૬૩

## ચોપાઇ.

પોતાનો પતિ દીઠો દૃષ્ટ, ગયું મન થકી સઘળું કષ્ટ;
દીઠી પ્રીત બે જણની ઘણી, પૂછયું ગામકેરે તે ધણી. ૩૬૪
કયાંથી આવ્યા કુણુજ ગામ, પ્રકાશ કર્યું પોતાનું નામ;
દેવરૂપ દેવાંશી દેહ, અધિક પૃથ્વીપત પોતે તેહ. ૩૬૫
કહી પ્રતિજ્ઞા સાચી વાત, ઓળખિયો અવનીપતિ તરત;
તેડયો ઘેર દેઈ બહુ માન, મૂકયાં પાન મેવા પકવાન. ૩૬૬
કંગાલને કરુણા કીજિએ, કાંઈ હુકમ મુજને દીજિએ;
તારા નગરમાં નીલી નાર, તેને તેડાવો આ ઠાર. ૩૬૭
અણાવી સાંઢ પેટીને ગરથ, ઘેર બોલાવી સાર્યો અરથ;
શીશ મુંડી ખર વાહન કરી, બધા નગરમાંહે ફેરવી. ૩૬૮
ઠરી રહ્યા ત્યાં વીર સુજાણ, ત્રંબાવટીએ થયું છે જાણ;
પગલે પગલે કટકજ ચઢયું, પગલું દમલપુર માંહે પડયું. ૩૬૯
લાગી રાઢ આણીને ક્રોધ, માંહોમાંહે વળગ્યા જોધ;
વઢતાં દિન વીત્યા છે ચાર, માંડણરાયે કર્યો વિચાર. ૩૭૦

આપણા ઉપર ત્રંબક વઢે, શે વાંકે સેના એ ચઢે;
ગયા ભાટ નિવારણ કાજ, વઢો કુણ દિવસની દાઝ. ૩૭૧
તારા નગરમાં મારા ચોર, તેણે કામ કર્યું છે ઘોર;
રતનપેટીને રતનમંજરી, તેતો ચોર લાવ્યો છેતરી. ૩૭૨
તેને કાહાડી આપો મને, તોતો જીવતો મૂકું તને;

## દોહરા.

રાજા શું જાણો નહીં, મંન વિચારો જાણ;
રતનમંજરી લાવિયો, વિક્રમ વીર સુજાણ. ૩૭૩
સુણતે આનંદ ઊપન્યો, શીતળ થઇ સૌ કાય;
પ્રદક્ષણા દેઇને નમ્યા, વિક્રમ કેરે પાય. ૩૭૪
ધન હું ધન એ દીકરી, ધન મારો અવતાર;
હેતે આવો નગરમાં, શોભે સહુ સંસાર. ૩૭૫
દમલપુરનો રાજિયો, બોલ્યો માંડણ રાય;
વરો બેટિ એક માહરી, સકળ મનોરથ થાય. ૩૭૬

## ચોપાઈ.

એક પરણી તેની કન્યાય, પાછા ત્રંબાવટીએ જાય;
રીતભાત તે પૂરણ કરી, બીજીવાર તે કન્યા વરી. ૩૭૭
હરખે વાગ્યાં ઢોલ નિશાન,આવ્યો વિક્રમવીર સુજાણ;
કન્યા પેટી દંડ રતન, લાવ્યો ઘેરે કરી જતંન. ૩૭૮
સ્ત્રીઓ ઉતારી મોહોલાં પાસ,દેવદમનીને દીધી આશ;
વચન તમારૂં મસ્તક ધરૂં, હવે હુકમ દો તેવું કરૂં. ૩૭૯
આણ્યા તરણ દંડ તે દીશ,કહો તે વાત ચડાવું શીશ;

## દોહરા.

કહે દમની કહું તે કરો, આપ નગર ભૂપાળ;
વીરભટ નામે વિપ્ર છે, તેડીને ધન આલ. ૩૮૦
બાળક પુત્રી તેહની, તેનું સરસ સ્વરૂપ;
ચરચા જોજો તેહની, ભોળા ન થશો ભૂપ. ૩૮૧

## ચોપાઇ.

પ્રાતઃકાળ થયો જેટલે, વીરભટ તેડયો તેટલે;
માન દિધું રીઝીને રાય, કુમકુમ ચંદન પૂજી પાય. ૩૮૨
રતનથાળ તે આગળ કરી, હેતે હેમની મોરો ધરી;
મહારાજ હેતે લીજીએ, પતીતને પાવન કીજીએ. ૩૮૩

લાગ્યું બ્રાહ્મણને અદકું દુઃખ, રાજા ઉપર મરડયું મૂખ;
ભાઈ મારે શો એનો અરથ, રાજદ્વારમાં જોઇએ ગરથ. ૩૮૪
માંસ રુધિરનો ભુંડો આહાર, રાજપ્રતિગ્રહ ભારેભાર;
દશ ખાટકી કરે જેટલું, એક ચક્રીને ઘેર તેટલું. ૩૮૫
દશ ચક્રી કરે જે આપ, તેટલું એક ગુણકાનું પાપ;
દશ ગુણકાતણું અઘ જેહ, એક નરપતિને ઘેર તેહ. ૩૮૬
નિંદા કરીને નાશી ગયો, કોડી એક લેવા નવ રહ્યો;
એમ કરતાં પડી જવ રાત,રાયે વિચાર્યું હૃદયા સાથ. ૩૮૭
જોઉં ચરચા એના ઘરતણી, સમરથ છે એને ઘેર ઘણી;
વાળ્યો કાછડો ફેંટો કશી, ચાલ્યો તે બ્રાહ્મણ ઘર ધશી. ૩૮૮
કોઈને વાત ન કહી તે રાય, છાના વીર ધીર બે જાય;
અદૃષ્ટવિદ્યા મનમાં ધરી, ઘરચરચા જૂએ તે ફરી. ૩૮૯
ઘટિકા બેય નિશા વિસ્તરી, બ્રાહ્મણની પુત્રી નીસરી;
સકળ કળા ગુણ જોબન સાર, લક્ષણ બુધવંતી છે બાળ. ૩૯૦
તેની પાસે દંડજ એક, તેની શોભા વિવિધ વિવેક;
નિકળી ઘર મેહેલી બારણે, રાય નીકળ્યો જોવા કારણે. ૩૯૧
ચૌટે જઇને ઊભી રહી, પ્રધાનપુત્રી તે સ્થાનક ગઈ;
ત્રીજી તનયા વણિકજતણી, તે સહુની શોભા છે ઘણી. ૩૯૨
ચોથી છે ક્ષત્રીની નાર, મળ્યાં એકઠાં ટોળે ચાર;
મળી સહૂ વિચારજ કરે, અરાંપરાં ચૌટામાં ફરે. ૩૯૩
લીધાં પાન ફોફળને હાર, લીધા મેવા અપરમપાર;
લીધી સામગ્રી પરણ્યાતણી, લીધો ચૂડો ચુંદડી ઘણી. ૩૯૪
વસ્ત્રતણો લીધો અંબાર, થયો બણુ ઝાઝેરો ભાર;
આપ માથે કોઇ નવ ધરે, તું લે તું લે એમ સૌ કરે. ૩૯૫
લાવો મજુરને આણે દીશ, આપે લેઈ ઉપાડે શીશ;
એક આઘી તેડવાને ગઈ, ઊભો રાય મજૂરો થઈ. ૩૯૬
ભાર ઉપાડવાનું છે મંન, પેટ ભરી જમાડો અંન;
ઉપાડ ગાંસડી તું અમતણી,આપશું અંન સામગ્રી ઘણી. ૩૯૭
કંગાલ સરખું દીઠું રૂપ, નવ ઓળખાણો ભારે ભૂપ;
પોતાના મદમાં ચાલી જાય, ન ગણે કોને લેખામાંય. ૩૯૮
અલ્યા તું રહે છે કુણ ગામ,તારૂં શું કેહેછે સહુ નામ;
માટકો મજુરો નામ માહરૂં, કામ કરૂં નિત્યે તાહરૂં. ૩૯૯
બોલ્યો બોલ ગરીબ કંગાલ,હસે સહુ લાગે છે વાહાલ;
રાજાને શિર મેલ્યો ભાર,નિકળ્યાં નગરથકી તે બાહાર. ૪૦૦

વેહેળા પર્વત નદી ને પાહાડ, જે દેખીને ધ્રૂજે હાડ;
ચાલે ચારે ચતુરસુજાણ, જ્યાં હતું ગાંધ્રવું મસાણ. ૪૦૧
તેમાં ગયાં આણી આલ્હાદ, જ્યાં હરસીધતણો પરસાદ;
ભૂત પ્રેતને વ્યંતર ઘણાં, ટોળાં જક્ષ કિન્નર તેતણાં. ૪૦૨
અનેક જોગણી આકાશે ભમે, તે આવીને ચરણે નમે;
જઇ હરસિધની પુજા કરી, નૈવેદતણી તે થાળી ભરી. ૪૦૩
સંતુષ્ટ કરીને અંબે માત, પછે તેહને પૂછી વાત;
મળ્યાં એકઠાં આપે ચાર, કયમ આવ્યા છો આણે ઠાર. ૪૦૪
ત્યારે બોલી ચારે જણી, પરણે છે સઇયર અમતણી;
પાતાળે વસે છે તેહ, કુમ કુમ વરણી તેની દેહ. ૪૦૫
પરણવા આવી હશે ત્યાં જાન, અમને દેશે ઝાઝાં માન;
કુમકુમવતી પરણે જેહને, અમ ચારે પરણું તેહને. ૪૦૬
અમને જાવા આપો માગ, આજે વર વરવાનો લાગ;
દંડતણી ત્રણ રેખા કરો, સુખે તે સ્થાનક પરવરો. ૪૦૭
માટકા તું બેસી રહે આંહ, અમો આવશું વાહાણાંમાંહ;
ત્યારે માટકો અદકું રોય, મુજને મારી નાંખે કોય. ૪૦૮
હું તો નહિ જવા દેઉં તને, હતો ત્યાં મૂકી આવો મને;
અનેક ચરિત્ર એવાં બહુ કહ્યાં, સજની ચારે મનમાં લહ્યાં. ૪૦૯
એક કહે એને મા છેડ, સુખે આપણી સાથે તેડ;
ખાશે પેટ ભરીને ધાન, કહીશું તે કરશે નીદાન. ૪૧૦
તે સ્થાનક માર્યો એક દંડ, પડી ગુફા એક મહા પ્રચંડ;
પેઠાં સહુકો વળગી હાથ, તેડયો માટકો પોતાસાથ. ૪૧૧

દોહરા.

નગર સમીપે જઇ રહ્યાં, દીઠું સરોવર નીર;
નાહાવા કેરે કારણે, જઇ ઊભી તે તીર. ૪૧૨
દંડ વસ્ત્ર ને ગાંઠડી, બીજા શુભ શણગાર;
તે સોંપ્યું મજુરને, ક્ષણું ન લાગી વાર. ૪૧૩
થઈ નગ્ન નાહાવા ગઈ, જળમાં ઝાકમઝોળ;
છાંટે નીર એક એકને, કરે આપ કલ્લોલ. ૪૧૪
સમર્યો વીર વૈતાળને, પ્રત્યક્ષ પરગટ હોય;
વસ્ત્ર દંડ હરી ગયો, પાર ન પ્રીછે કોય. ૪૧૫
વર આવ્યો ત્યાં પરણવા, તિલક કરયુંતું ભાલ;
તેને વીર હરી ગયો, જાનમાંથી તત્કાળ. ૪૧૬

જળમાં રહિને માગિયા, માટકા લાવ શણુગાર;
હાથ ખંખેરી ઊઠીઓ, બોલ્યો મુખ ઉચ્ચાર. ૪૧૭
એ તો કોઇક લેઇ ગયું, ન રહ્યું મારી પાસ;
માતા હવે હું શું કરૂં, બોલ્યો મૂકી આશ. ૪૧૮
પટ ભુંડા જા ગામમાં, કુમકુમવતીની પાસ;
જળમાં સૌ ઊભાં રહ્યાં, થઇ મોટી ઉપહાસ. ૪૧૯
કહ્યું જાણુ જઈ માટકે, મોકલાવ્યા શણુગાર;
થઇ પાંચે ઘેર એકઠી, ક્ષણુ નવ લાગી વાર. ૪૨૦
લગન વેળા તતબર થઈ, હું જોતીતી વાટ;
ભલે આવ્યાં તમે આ તકે, મનનો ટળ્યો ઉચાટ. ૪૨૧
લાવો વર ઊતાવળો, લગનજ વેળા જાય;
વરતો કયાંઇ જડે નહીં, આકુળવ્યાકુળ થાય. ૪૨૨
વિક્રમ રૂપ પોતે ધર્યું, ગયો આવી જ્યાં જાન;
દીઠો સુંદર મહિપતી, દીધાં ઝાઝાં માન. ૪૨૩
હવડાં એ પરણાવિયે, રીતભાત કરી પેર;
પછે હાંકી કાહાડશું, કન્યા લઇશું ઘેર. ૪૨૪

## ચોપાઈ.

પીઠી ચોળી રાય શરીર, પંચરંગી પેહેરાવ્યાં ચીર;
લગનતણી તો વેળા થઈ, બેસાર્યા ચોરીમાં જઈ. ૪૨૫
દીઠો વર શરદનો ચંદ્ર, દિઠો અવનવો જેવો ઇંદ્ર;
દીઠો જેમ ઉગમતો ભાણુ, તેવો વિક્રમ વીર સુજાણુ. ૪૨૬
હેત પ્રીત નારીને કરી, પાંચે કન્યા તે વર વરી;
મંગળ વરત્યાં ખાધો કંસાર, સજન કહે જીત્યો સંસાર. ૪૨૭
ગોત્રજતણી જઇ પૂજા કરી, વર જોઇ સહુની આંખડિ ઠરી;

## દોહરા.

રાજા કહે તમે બોલિયાં, પાળો તેહ વચંન;
હું તે પેલો માટકો, આપોને ભોજંન. ૪૨૮
મુજને ભાંડે મોકલ્યો, જે આવી છે જાન;
તેને ઘેર જશો તમો, શું દ્યોછો મુજ માન. ૪૨૯
હું તો સમજી આવિયો, પેટ ભરવાને કાજ;
શિખ દ્યોતો અમો સંચરૂં, તમે કરોજી રાજ. ૪૩૦
સુણીને સહુ વિસમે થયું, ન્હોય માટકાનું કામ;
એતો ઉજેણુપત ખરો, વિક્રમસેન તુજ નામ. ૪૩૧

પ્રદક્ષણા કરિ પાંચે નમ્યાં, કીધાં શિવપૂજંન;
અજાણે અધિપત વસ્યો, સફળ થયો એ દંન. ૪૩૨

## ચોપાઇ.

વીર હરી ગયો જેટલું, તરતજ આપ્યું છે તેટલું;
વિક્રમે ત્યાંહાં સાધી ગતી, નાની બ્હેન એક તેની હતી. ૪૩૩
જાનવાળો વર ત્યાંહાં આંણિયો, રાંક આપ રૂદે જાણિયો;
બીજી કન્યા પરણ્યો અનૂપ, માન દેઇ બોલાવ્યો ભૂપ;
ઓળખ્યો રૂડો તે રાજંન, નગર હરખ પામ્યું સહુ મંન. ૪૩૪
ધન્ય ભાગ્ય આ ધરતીતણું, આવાગમન થયું તમતણું;
કન્યા પાંચ ને લાવ્યો દંડ, કર્યું કામ ભારે પરચંડ. ૪૩૫
ઘેર આવ્યો ઉજ્જેણીરાય, જઈ દમનીને લાગ્યો પાય;
વળી કહો તે હું આચરૂં, વચન તમારૂં મસ્તક ધરૂં. ૪૩૬

## દોહરા.

કહે દમની સુણ રાયજી, જુઓ ઉજ્જેણી ગામ;
એક વૃદ્ધ વેહેવારીઓ, ધનવંત શેઠ છે નામ. ૪૩૭
ચરચા જુઓ ઘેર તેહને, જાળવજો શુભ પેર;
ત્યાંથી કામ સઘળું થશે, બેસી રહો પછે ઘેર. ૪૩૮

## ચોપાઈ.

સભા ભરીને બેઠો રાય, સૌ કોને પૂછે છે ત્યાંય;
ધનવંત શેઠ તે કોનું નામ, વસે આપ ઉજ્જેણી ગામ. ૪૩૯
એક વજીર કહે છે વાત, એ નામે વસે છે સાત;
એક કહે નવ કરશો રીશ, ધનવંત શેઠ તો છે દશવીશ. ૪૪૦
બીજે એકે કહ્યો વિચાર, મારી પાસે છે દશબાર;
નવ તેરી ઉજ્જેણી ગામ, ધનવંત શેઠ હજારો નામ. ૪૪૧
નાત અડક કાંઇ છે એંધાણ, શી છે પેર તેની પરમાણ;
સર્વતણી વાતો સાંભળી, નાવ્યો મનમાં એકે વળી. ૪૪૨
આવ્યો એક જન પ્રીતે પાસ, કરજોડીને કીધું હાસ;
મારી પાસે ધનવંતો સાર, થયાં વરસ એકસો ને બાર. ૪૪૩
વૃદ્ધ જરા ઝૂરણ આંધળો, ગાત્ર શિથિળ ને છે પાંગળો;

## દોહરા.

ધંન અલેખે તેહને, પેટ નથી કાંઈ તંન;
સેવા કારણ ઇચ્છતો, પરણ્યા ઉપર મંન. ૪૪૪

તેને કુણ દે દીકરી, કાણો વૃદ્ધ કરૂપ;
દીપક હાથે લેઇને, કોણ પડે જઇ કૂપ. ૪૪૫
સોળ વરસની બેટડી, શામકુંઅર છે નામ;
ભરજોબનમાં ભામની, રેહે ઉજ્જેણી ગામ. ૪૪૬
માહાસત્યવંતી સાધવી, સતીતણો અવતાર;
વરત કુંવારૂં આચરે, રૂપતણો ભંડાર. ૪૪૭
મા બાપ પરણવા કહે,એહ ધરે નહિ મંન;
ઘરસૂત્ર માંડું નહીં, જોય નહીં નર જંન. ૪૪૮
વિશ્વ આવીને વીનવે, તોય ધરે નહિ કાન;
શું કરૂં હું છું જોબના, નહિ કર જાણૈં શાન. ૪૪૯
નરનું મુખ જોવું નહીં, નરશું ન કરૂં પ્રીત;
કુંવારી થઇને રહું, રાચું એણી રીત. ૪૫૦
પંડીતે બહુ પ્રીછવી, વિખાણ કરિને વેદ;
શાસ્ત્રવચન તમને કહું, ખરી વાતે શો ખેદ. ૪૫૧
ન્યાયશાસ્ત્ર એવું કહે, કુંવારી શિર પાપ;
ખાંપણ માથે તેહને સતીતણો છે શાપ. ૪૫૨
કુંવારી અબળા રહી, મૂકે પૃથ્વી પાય;
બ્રહ્મહત્યા એક ડગ ભરે, નિત્ય પોકારે નાય. ૪૫૩
ભક્તિ કરે ભરથારની,નિત નિત ગંગાસ્નાન;
પ્રદક્ષણા પૃથ્વીતણી, ડગે ડગે ગૌદાન. ૪૫૪
શાસ્ત્રનારિએ સાંભળ્યું,સુખ કર્યું સૈ તાજ;
તેહ વરી ધનવંતને, સેવા કરવા કાજ. ૪૫૫
ચરણ તલાંસે તેહના, પીરસે તે ભોજંન;
ભક્તિ કરે ભલી ભાતશું,માનની નિરમળ મંન. ૪૫૬
અવિદ્યા એકે નહીં, સતી શિરોમણ સાર;
દરશન કરવા કારણે, આવે લોક અપાર. ૪૫૭
આભૂષણ આ દેશમાં, દરશન દિવ્ય સ્વરૂપ;
એક ધનવંત તો એહ છે,માન્યો બારે ભૂપ. ૪૫૮
પોળને મોડે પીંપળો, તેની રૂડી છાંય;
ત્રીજું ઘર તો તે થકી, ધનવંત રહે ત્યાંય. ૪૫૯

## ચોપાઇ.

વારૂં કહી તે રાજા હસ્યો, તેનો બોલ હૃદેમાં વસ્યો;
શાંને જોઉં હું બાધું ગામ, થાશે મારૂં એથી કામ. ૪૬૦

રાજા ઊઠી બેઠા થયા, સહુ સહુને ઠેકાણે ગયા;
પડી ઘોર નીશા જ્યાહરે, જોવા સજ્જ થયો ત્યાહરે. ૪૬૧
વાળ્યો કાછડો ઘાટડી ઘણી, ચાલ્યો વીર ધુરંધર ધણી;
સાંભળ્યું તું ઘરનું એંધાણુ, ત્યાં જઈ બેઠો ચતુરસુજાણુ. ૪૬૨
બેઠો બારણે સ્થાનક ઠરી, વિપરીત વેશ પોતાનો ધરી;
અદષ્ટવિદ્યા આપે હોય, નવ દેખે તે માનવિ કોય. ૪૬૩
જેવી કહિતી તેવી સતી, ચરચા જૂએ પૃથ્વીપતી;
કરે ભરથારની આપે સેવ, જેવી દયાળું દેવી દેવ, ૪૬૪
કંથકેરા ચાંપે છે ચરણુ, પછે આપ પોઢે છે ધરણુ;
દીન બે ચારેક જોયું રાય, ચિત્તમાં લાવે છે ચરચાય. ૪૬૫
એક દિવસ જૂએ જેટલે, કૌતક એક થયું તેટલે;
મધ્યરાત ગઇ છે ધનઘોર, એટલે એક ત્યાં આવ્યો ચોર. ૪૬૬
પાડી ખાતર પેઠો ઘરમાંહ, બળે દીપકજોતજ ત્યાંહ;
દીસે જાડો ને રૂટડો, તેવો સ્ત્રીની દષ્ટે પડયો. ૪૬૭
રક્ત ફેંટો બાંધ્યો છે શીશ, સુંદર ઘાટડી ભીડી દીસ;
રૂડો કાછ પેહેર્યો છે પાય, બળવંત છે વળી તેની કાય. ૪૬૮
જયાં પોઢીતી ધરણે નાર, આવ્યો તસ્કર તેને ઠાર;
તસ્કર તે નારીએ દીઠ, અમ્રતથી લાગ્યો તે મીઠ. ૪૬૯
રામા રુદેમાં તે ઠામ, તતક્ષણ પ્રગટયો તેને કામ;
અગ્નિથકી ગળે જેમ ઘૃત, ગળી નાર તસ્કરથી તૃત. ૪૭૦
વિચાર તેના મનમાં થયો, જન્મારો એળે મૂજ ગયો;
ભોગવ્યો નહી સંપૂરણભોગ, વાત કરી નવ સાધ્યો જોગ. ૪૭૧
કંથસ્વાદ કાયા નવ અડયો, એ જન્મારો છૂટી પડયો;
એવો ઘડીયો મનમાં ઘાટ, દીઠો તસ્કરનો બહુ ઠાઠ. ૪૭૨
નિરખ્યું રૂપ તે તસ્કરતણું, હરખી નારિ હઇડામાં ઘણું;
કયમ આવ્યો છે અડધી રાત, સાચી કહે તું મૂજને વાત. ૪૭૩
ત્યારે તસ્કર બોલ્યો વળી, દીઠી નારી ચિત્તે ચળી;
મારે મન છે એટલો અરથ, આવ્યો ચોરવા ઘરથી ગરથ. ૪૭૪
શિર માટે આવ્યો અહીં હું, પુછે છે તો સાંભળ તું;
પાડે બૂમ કે બોલે વાણુ, મારી ખડગ કાડું તુજ પ્રાણુ. ૪૭૫

## દોહરા.

તરુણી તસ્કરને કહે, પ્રીતી અમશું જોડ;
હેતે ધન આપું તને, પોંહોચાડું મનકોડ. ૪૭૬

મુજશું મંન કરી રમો, ટાલ્ય વ્રેહેની આગ;
નિત્યે દહાડી આવજે, જેહ ગમે તે માગ. ૪૭૭
ત્યારે તસ્કર બોલિયો, માનની સાંભળ મર્મ;
દેખે કંથ આ તાહરો, તે નહી મારો ધર્મ. ૪૭૮
લોપું લાજ નહિ એહની, જે નવ દેખે દષ્ટ;
એ સન્નિધ તુજશું રમું, તો થાઉ હું ભ્રષ્ટ. ૪૭૯

## ચોપાઈ.

કામની કહે કંથ મારૂં હું, ફરીફરી શું કેહે છે તું;
તસ્કર કહે મારો એહને, સંગ કરૂં તાહારી દેહને. ૪૮૦
ઢીંચણ મુકી પાસા તળે, અંગુઠો દીધો જઇ ગળે;
પલક એકમાં નીકળ્યો પ્રાણ, જુવે વિક્રમ વીર સુજાણ. ૪૮૧
હરખ ઉપન્યો બેહુને ઘણો, સંગ કર્યો પછે તસ્કર તણો;
તેને આપ્યું અદકું ધંન, અમ્રત જેવાં કહ્યાં વચંન. ૪૮૨
નીત નીત રમવા આવજો, સામગ્રી સાથે લાવજો;
ચોર કાઢી મૂકયો બારણે, રહ્યો રાય જોવા કારણે. ૪૮૩
દીઠો તે તસ્કરને દૃષ્ટ, મહિપતી મનમાં પામ્યો કષ્ટ;
ખુની તસ્કર ને ત્રિજો જાર, એને માર્યાનો વેહેવાર. ૪૮૪
મેહેલ્યું ખડગ કરીને રીસ, છેધું તે તસ્કરનું શીશ;
પડતાં ચીસ નાંખી તે ઠાર, ત્યાં સ્ત્રીએ ઉઘાડયાં બાર. ૪૮૫
દીઠો બારણે તસ્કાર પડયો, સ્ત્રીને મન અચરત અડયો;
દીઠી રાત અંધારી ઘોર, મારયો ચોકીવાળે ચોર. ૪૮૬
નારી મનથી મુકી મામ, મેં તો કુડું કીધું કામ;
કંથની હત્યા માથે લીધ, પાડી બૂમ પછે તો સીધ. ૪૮૭
અરે રાયના લોકજ ધાઓ, મારી જનારાને તો સાઓ;
મળ્યા એકઠા લાખેક લોક, શેઠ માર્યો તે પામ્યા શોક. ૪૮૮
પૃથ્વીપતે જોઇ છે પેર, આવ્યો રાય પોતાને ઘેર.

## દોહરા.

પ્રાતઃકાલ જ્યારે થયો, સ્ત્રીએ વિચાર્યું મંન;
દાનપાત્ર મળ્યા ઘણા, લુટાવી દીધું ધંન. ૪૮૯
મ્હેલ મેડિ ને માળિયાં, વળી જે કણ કોઠાર;
કૃષ્ણાર્પણ સરવે કર્યું, અંન વસ્ત્ર શણગાર. ૪૯૦
ચાલ્યો ફેલ એ નગરમાં, ફોગટ બાધે દેશ;
સતી થાય છે સાધવી, જોબન બાળાવેશ. ૪૯૧

સતી સુંદરી નીસરી, સજ્યા સોળ શણુગાર;
ચોખા વેરે ચોદશા, અશ્વનીએ અશ્વાર. ૪૯૨
વાજાં વાજે અતિ ઘણાં, શરણાઈઓ ચેહેચાટ;
જોવા નગર આખું મળ્યું, જશ કેહે ભારે ભાટ. ૪૯૩
માગણુ જાએ માગવા, દક્ષણા લેવા દેવ;
નમે લોક સહુ નગરના, બહૂ કરે છે સેવ. ૪૯૪
મળ્યા દુઃખિયા રોગિયા, ભુવન ભુવનથી ધાય;
નાનાં મોટાં નગરનાં, જુવતી જોવા જાય. ૪૯૫
થાપા દે કુમકુમતણા, ઉડે અબિલ ગુલાલ;
જે જે બોલે મુખ ઘણા, ભરી ફૂલની થાળ. ૪૯૬
કોને કહે સુત આવશે, કોને આપે ધંન;
કોને કહે જશ પામશે, એમ મનાવે મંન. ૪૯૭
લોક મળીને આવિયાં, જ્યાં બેઠા છે રાજ;
સતી થાય છે સાધવી, હુકમ કરો માહારાજ. ૪૯૮
રાજા કહે કયાં છે સતી, મારૂં મન પરસંન;
છડી અસ્વારી આવશું, કરવા સતિ દરશંન. ૪૯૯
શુભ કામે સતી સંચરે, દેહે વેઠે દુઃખ;
ક્ષિપ્રા તીરે આવશું, જોવા તેનું મૂખ. ૫૦૦
પ્રધાન રાયે સાંભળી, કામ કર્યાં છે તાજ;
ગયા મશાણે મહિપતી, સતિ સત જોવા કાજ. ૫૦૧
મળિ છે ત્યાં બહુ મેદની, થાય ઘણા કલ્લોલ;
થાપા દે છે હોંશથી, કરે છે કુમકુમ રોળ. ૫૦૨
રાખ્યા સહુને વેગળા, રાય ઉભો સતિ પાસ;
પ્રણામ કરીને પ્રેમશું, દીધી તેણે આશ. ૫૦૩
રાજા કહે પાછાં વળો, જાઓ તમારે ઘેર;
ખાઓ પિઓ ખેલો જઇ, રમો જમો શુભ પેર. ૫૦૪

## ચોપાઇ.

બળ કરિને તે બોલી નાર, હુકમ આપ લાગે છે વાર;
મારે કંથને છેટું પડે, દેવ સતીને તેતો નડે. ૫૦૫
રીઝું તો પ્રસંન થઇશ આપ, જો કોપું તો દેઈશ શ્રાપ;
રીઝું તો ચાલે તુજ રાજ, કોપું તો જગ હોયે તાજ. ૫૦૬
ડાહ્યાને શું કહિએ કથી, તું સતિને ઓળખતો નથી;
માટે લાગ્ય તું મારે પાગ, વરદાન જેહ ગમે તે માગ. ૫૦૭

દે હુકમ ખોટી થાઉં છું, સ્વર્ગભુવન પ્રત્યક્ષ જાઉં છું;
પુષ્પ વૈમાન ખોટી થાય છે, દેવ દરશન માહરૂં ચાય છે. ૫૦૮
સતવાદી માટે સાંખિયે, નિકર હવડાં ઉંધો નાંખિયે;
કદાચ કોપ હઇડામાં ધરૂં, તો તુજને હું પ્રાજે કરૂં. ૫૦૯
સાંભળ્યો તેહ સતીનો બોલ, દીઠાં ફુલ રાયે અતોલ.

## દોહરા.

કહે વિક્રમ સાંભળ સતી, જાણું સઘળો મર્મ;
કાલતણી સમિ સાંજનો, જોઉછું તારૂં કર્મ. ૫૧૦
ફોગટ ફુલ કરે ધણી, દેખે બાધું ગામ;
જન તું મંદિર તાહરે, રાખી મનની મામ. ૫૧૧
અંગુઠો દીધો ગળે, પ્રથમજ માર્યો કંથ;
પછે જારવિદ્યા રમી, તેજ વિચારો મંન. ૫૧૨
પછિ તેને ધન આપિયું, કાડી મૂકયો બ્હાર;
મેં ત્યાં મારી નાંખિયો, જાણ્યો તસ્કર જાર. ૫૧૩
તેં દીઠો તસ્કર પડયો, સાંભળી જ્યારે ચીસ;
ઘરમાં જઇને છેદિયું, ધનવંતકેરૂં શીશ. ૫૧૪
પછે માલ લુંટાવિયો, સતી ધરાવ્યું નામ;
ફેલ કરે છે તું ઘણું, દેખે બાધું ગામ. ૫૧૫
શિશ મુંડણ ત્હારૂં કરૂં, ચુનો ચોપડું તાંહ;
ખરવાહન કરી ફેરવું, બધા નગરની માંહ. ૫૧૬
કાન નાક છેદાવશું, છેદૂ પગ ને હાથ;
મારૂં માથે મોજડાં, જો બોલે મુજ સાથ. ૫૧૭
અડધી ડટાવું એટમાં, પંચઈટાળી માર;
જીભ કઢાવું તાળવે, દેખે સહુ સંસાર. ૫૧૮
માનની સમજી મન વિષે, સાચાં સરવ એંધાણ;
બાંધું એશું બાકરી, થાય હસારથ હાણ. ૫૧૯

## ચોપાઈ.

ત્યારે વળતી બોલી સતી, માહારાજ સૂણો મહિપતી;
ફેલ કર્યાંતાં તે જાણિયાં, મારા મનમાં પરમાણિયાં. ૫૨૦
જાણી સારીપેરે મને, રાયજી ફરિ શું કહિયે તને;
કરવા દો મુજને મુજ કાજ, લોક દેખતાં રાખો લાજ. ૫૨૧
ઝાઝું ડહાપણ નવ કીજીએ,કેડો નારિનો નવ લિજીએ;
ઘેર ઘેર નારી છે એહ, તેમાં રાખશો મા સંદેહ. ૫૨૨

સર્વ સૃષ્ટમાં સઘળી નાર, અંતર આણો નાજ લગાર;
લાખે એક કોઇ નારી નરી, કોટિવાર શું કહિયે ફરી. ૫૨૩
મસ્તક મારે ચરણે ધરો, જગત દેખતાં મોટી કરો;
સહુ સરખી તે ક્યમ કહેવાય, રાજા કહે ક્યમ સંદેહ જાય. ૫૨૪
નારી કહે પ્રીછો તે પેર, જાઓ કુંચી કંદોયણ ઘેર;
ત્યાં જતાં સંદેહ ભાગશો, કામ કરી પાગે લાગશો. ૫૨૫
રાએ તેનું માન્યું વરત, સ્ત્રીને બળવા દીધી તરત;
રાખ્યો તે નારીનો ભાર, વળ્યો રાય આપે દરબાર. ૫૨૬
રાખ્યો જશ સતી તે થઈ, ગળી મેદની તે ઘેર ગઇ;
એમ કરતાં વિતી ગઇ રાત, રાયે વિચાર્યું રૂદયા સાથ. ૫૨૭
કુંચી કંદોયણ રેહે જ્યાં, ગયો એકલો રાજા ત્યાં;
અદૃષ્યવિઘા આપે કરી, રહ્યો કુંચીના ઘરમાં ઠરી. ૫૨૮
કુંચીને મન અદકું જ્ઞાન, મહિપતને દીધાં બહુ માન;
ધન્ય ભાગ્ય અમારૂં આજ, આવ્યા છો નરપત શા કાજ. ૫૨૯
અદૃષ્ટવિઘા મનમાં ધરે, તેથી અરથ એકે નવ સરે;
કપટકાજ આવ્યા છો તમો, તે સરવે જાણું છું અમો. ૫૩૦
રાજાએ બે જોડ્યા હાથ, બોલ્યો તે શામાની સાથ;
મોટી વિઘા જે માહરી, તે ક્યમ દૃષ્ટ પડી તાહરી. ૫૩૧
પૃથ્વીમાં નવ પ્રીછે કોય, તે કારણ તુજમાં ક્યમ હોય;
કુંચી કેહે જાણું હું પેર, જ્ઞાનદંડ છે મારે ઘેર. ૫૩૨
મજ આગળ ચાલે નહીં ચોર, ભૂત પ્રેત કરે નહીં જોર;
ઘડી એકમાં બાધે ફરૂં, કામ ચિંતવ્યાં કોડે કરૂં. ૫૩૩
આવ્યા છો મારે દરબાર, મોકલ્યા ધનવંતની નાર;
પ્રથમ નારી નરને નમી, તસ્કર સાથે રંગે રમી. ૫૩૪
પછે તેણિએ માર્યો પતી, સવારે થવા ગઇ સતી;
કૌતક તે સઘળાં તેં લહ્યાં, કામની આગળ માંડી કહ્યાં. ૫૩૫
સરખી નારી સરવે કહી, ત્યાંથી ચાનક તમને થઈ;
તેણે પારખું જોવા કાજ, મોકલ્યા છે મહિપત મ્હારાજ. ૫૩૬

## દોહરા.

ત્યારે વિક્રમ બોલિયો, ખરી તમારી ખ્યાત;
આગળથી તમે ઓળખી, વીગતકેરી વાત. ૫૩૭
અદૃષ્ય વિઘા કેમ પારખી, ક્યમ દીઠો મુજ દેહ;
કહ્યા તુજ શીર છે, ભાગ મુજ સંદેહ. ૫૩૮

કંદોયણુ તવ ઉચરી, કહું એક તુજને ગૂંજ;
તપાસુ ત્રણુ લોકને, એવી મારી સૂજ. ૫૩૯
પ્રતાપદંડ મુજ પાસ છે, જે દુર્લભ છે દેવ;
તેથી જાણુ જશ છે મને, સદા કરૂં છું સેવ. ૫૪૦
રાજા કહે તું છે ભલી, પ્રથમ સંદેહ ભાંજ;
સ્ત્રીઓ સરવે એક છે, તેની મોટી દાજ. ૫૪૧
દેખાડો તે પારખું, માને મહારૂં મંન;
સંદેહ ભાગો મનતણો, આવ્યો આણે દંન. ૫૪૨
વચન સાત પરિયાતણું, આપો મુજને હાથ;
દેખીને દાઝો નહીં, તો ઉચરૂં તમ સાથ. ૫૪૩
વચન દિધું ત્યાં વિક્રમે, કુંચી કરમાં આપ;
જો કોપે કો ઉપરે, સ્ત્રીહત્યાદિક પાપ. ૫૪૪

## ચોપાઈ.

કુંચી કહે સાંભળરે રાય, કૌતક જો મમ મંદિર માંય;
ઘરમાં બેઠા ખાએ પાન, એટલે ત્યાં આવ્યો પ્રધાન. ૫૪૫
ગુપ્ત મજુસમાં ઘાલ્યો રાય, પ્રધાનને દીધો પસાય;
આવો બેસો સુખે રહો, કામ હોય તો મુજને કહો. ૫૪૬
સાંભળ કુંચી મહારી વાત, આજ રાણિએ કહાવી વાત;
સ્ત્રીહત્યાદિક ખાધા સમ, માટે મોહોલ જાઉં નહિ કયમ. ૫૪૭
મહિપતકેરા મોહોલજ જ્યાંહ, હવડાં મુજને મોકલ તાંહ;
વડી રાણી જે વિક્રમતણી, તેશું પ્રીત મારે છે ઘણી. ૫૪૮
જાવાનો નવ પામું લાગ, મનુષ્ય આગળ કો નથી માગ;
મોકલ્યાં તેડાં રાતજ સાત, મેળવવાની કરને વાત. ૫૪૯

## દોહરા.

કહે કુંચી મંજુસપર, આપ અસ્વારી થાઓ;
કરો પ્રહાર ત્રણુ દંડના, સુખે મ્હોલમાં જાઓ. ૫૫૦
તાળું દીધું પેટિએ, પોતે રાજા પાસ;
પ્રધાન બેઠો ઉપરે, રાણી મળવા આશ. ૫૫૧

## ચોપાઈ.

ઉડી મજુસ તે પ્રીતે કરી, જઇ રાણીને મોહોલે ચઢી;
મનસા સિધ દીધાં બહુ માન, આપ્યું બેસણું પૂરણુ પાન. ૫૫૨
આજ તાપ હૃદયનો ગયો, સફલ જન્મ અમારો થયો;
દાહાડી ઉઠી જોતી વાટ, આજથકી ભાગ્યો ઉચાટ. ૫૫૩

પ્રધાન રાણી પાસે રહ્યો, પ્રીતેથી પ્રભાતજ થયો;
વનિતા કહે વેહેલા આવજો, વધાઇ આગળથી કહાવજો. ૫૫૪
વજીર જઈ મજુસે ઠર્યો, પ્રહાર દંડનો ઉપર કર્યો;
આવ્યો પ્રધાન કુંચીને ઘેર, નિરખી રાજાએ સઉ પેર. ૫૫૫
વાટ જોશે શ્રી વિક્રમ રાય, એવું કહીને થયો વિદાય;
નિકળ્યો નરપત ત્યાંથી તેહ, મંનતણો ભાગ્યો સંદેહ. ૫૫૬
સતવાદી તે સાંખી રહ્યો, પ્રતિઉત્તર કોને નવ કહ્યો;
કુંચી કહે સાંભળરે રાજ, સફળ થયાં તારાં મનકાજ. ૫૫૭
પ્રતાપદંડ છે મારે ઘેર, તુજને આપું પ્રીતે પેર;
બીજા દંડ જીતે જેહને, પ્રતાપદંડ આપું તેહને. ૫૫૮
મ્રત્યુ લોકમાં શોભા જેહ, પંચદંડમાં વશિ છે તેહ;
મારે મન હતું એક વરત, તે મેં તમને આપ્યું તરત. ૫૫૯
રાય દુઃખ દેહનાં વામિયો, પંચદંડ પુણ્યે પામિયો.

## દોહરા.

માનજ દીધાં મહિપતે, કહિ દમનીને વાત;
જીત્યો જશ પૃથ્વિતણો, વાધી છે જુગ ખ્યાત. ૫૬૦
વાગ્યાં જંજીર જીતનાં, ભારે હુતી ભીંત;
કરી નાંખી તે કરકડા, આપે થયો નચિંત. ૫૬૧
અખિલ રાજ તેણે કર્યું, અજીત રહ્યો નહિ કોય;
શાકચાલ્યો છે શાસ્ત્રમાં, જોતીક લખિઓ જોય. ૫૬૨
પંચદંડ પરતાપથી, થયું ઈંદ્રને જાણ;
કરામત બાધા કલ્પની, પામ્યો એ પરમાણ. ૫૬૩
ઉનમ એકે નવ રહી, થયો ઇંદ્રવત તેહ;
માનવરૂપે મહિપતી, થયો દેવરૂપ દેહ. ૫૬૪
દૈવત ઇંદ્રાસનતણું, ઇંદ્રતણું આસંન;
મન રીઝીને મોકલ્યું, ભૂપતને ભોવંન. ૫૬૫
અંતરીક્ષ વિમાન ઉતર્યું, શુભ સભા મધ્ય સાર;
પાછળ જડિત્ર પૂતળી, પુરણ વિશ ને બાર. ૫૬૬
સાક્ષાતકાર કંચનતણું, જડિત રત્ન અમૂલ;
વરતુલ આકાર તેનો, જેવું કમળનું ફૂલ. ૫૬૭
ફરતું ગજ બતરીસનું, અતુલ્ય તેજ અપાર;
હાથ હાથ છેટે પુતળિ, શણગાર સહિત તે સાર. ૫૬૮
વાજાં તેના હાથમાં, વસ્ત્ર વિવેકે અંગ;
શોભા કોણ કહી શકે, રાજસ રૂડો રંગ. ૫૬૯

પંચદંડ તેણે જડ્યા, પુંઠળ શોભા પત્ર;
સ્ફટિક મણી હીરે જડયું,શીર સોહાવ્યું છત્ર. ૫૭૦
માહા પુણ્યથી પામિયો, દેવને દુર્લભ જેહ;
સ્વર્ગપૂરીથી ઉતર્યું, શુભ આસન તો તેહ. ૫૭૧
અધિપતિ આસન ભોગવ્યું, બેઠો એ આસંન;
પછે સ્વર્ગ રાજા ગયો, મહિપત મોટે મંન. ૫૭૨
શાલિવાહન શક કર્યો, સ્વર્ગ ગયો ભડ ભૂપ;
પૃથ્વિમાં આસન ઉતર્યુ, જેનું રૂડું રૂપ. ૫૭૩
કહે પૂતળી ભોજ સુણ, એવો થયો તે રાય;
તેવાં જો પરાક્રમ કરો, ધરો સિંહાસન પાય. ૫૭૪
વિક્રમમહિમા સાંભળે, આણીને મન ભાવ;
વ્યાધી શોક પિડે નહી, સ્વપ્ને નાવે તાવ. ૫૭૫
હરસિદ્ધિ કિરપા કરે, મહાકાળેશ્વર નાથ;
ગાય શિખે ને સાંભળે, નવનિધ ઉપર હાથ. ૫૭૬
પરમારથપર પ્રીતડી, સાહસીક ને શૂર;
દાતા જનને દિલ વસે, નિરગુણ જનને દૂર. ૫૭૭
ચરિત્ર એ ચિત્તમાં ધરે, કરે પુણ્ય મહા દાન;
આ લોકે સુખ ભોગવે, પરલોકે જશ માન. ૫૭૮
એવું કહીને પૂતળી, આપે ગઈ આકાશ;
એહ કથા પૂરણ થઈ, કહે કવિ સામળદાસ. ૫૭૯
શ્રોતા વકતા સાંભળો, કેહે કવિતા કરજોડ;
સામળભટ કહે બોલજો, જે જે શ્રી રણછોડ. ૫૮૦

---

**પંચદંડની વારતા સંપૂર્ણ.**

---

# અંગદવિષ્ઠિ.

### ઝુલણા છંદ.

આરાધું અન્નપૂરણા ચિંતા કર ચૂરણા,કરૂણા કર તું ઘણું કામ થાશે;
પૂજ્ય પરબ્રહ્મને ધારી એ ધરમને, કરમ ને શરમથી ઘર ધાસે;
ભંડાર અભરે ભરે સુખસાગર તરે, સકળ સંકટ હરે ગંગ ન્હાશે;
કહે કવિરાજ રાખે લખ લાજ, જે કોઈ બહુચરી ચરણ સ્હાશે. ૧
ધરમ ને અરથ ને કામ સફળ ફળે,મોક્ષ મહિમા મળે ધરમ ધામે;
સૂત્ર ને પુત્ર સપુત સુખસાગરે, દિવ્ય દાતાર ઠર ઠામ ઠામે;
સત્ય ને શીળ સંતોષ શ્રીવંતસુખ, કોટિક જનમથી કીધ કામે;
કહત સામળ સજો તાપ ત્રિવિધિ તજો, રિદ્ધિ ને સિદ્ધિ શ્રી રામનામે. ૨

### દુહો.

શ્રીપતિ ગણપતિ સરસ્વતિ, કરણ કોટિધા કામ;
કહે કવિ સામળ કરજોડી,ચરિત્ર હૃદે ધરૂં રામ. ૩
રાજરાજેશ્વર રામજી, જગતપાવન જશરૂપ;
લંકાગઢ કોસીસડે, પોત્યા ભારે ભૂપ. ૪
સેતુપાજ બાંધી સબલ, ઉતરીયા ત્રઠ તીર;
દયાવંત દાતા નિધિ, શ્રી રાજસ રઘુવીર. ૫
રામ હૃદે વિચારિયું, પૂરણ આણી પ્રીત;
જુદ્ધ જોર થાએ નહીં, તો તો રૂડી રીત. ૬
વિચાર્યું વિષ્ઠિકારણે, નર કુણ નિર્ભે હોય;
એમ વિચારી આપથી, સેના સામું જોય. ૭

### છપય.

હનુમાન હઠીલો હોય, જોતાં રાડજ માંડે;
હુંકારો નવ સેહે તંન, મનથી રોષ ન છાંડે;
સુગ્રીવ સિંહાસન ઠામ, કામ કયમ એવું કહિયે;
નલ નીલ જાંબુવાન, ચિત્ત વિશ્વાસ ન લહિયે;
શૂરપૂર દૃઢ ધીર માહા, સાહસીક લાયક લહું;
માન સન્માન સુભટ સહિત, કયમ અંગદ પ્રત્યે કહું. ૮

## દુહા.

નિર્મળ નજર નિશ્ચળ કરી, ચાતુર નર ચિત્ત ચ્હાય;
પ્રીછયો અંગદ પેર પ્રિય, પ્રીતે પ્રણમ્યો પાય. ૯
રાજ મુને શી આગન્યા, હુકમ ચઢાવું શીશ;
વાત તમારા મનતણી, ધારી મેં જગદીશ. ૧૦

## કાવ્ય છંદ.

અંગદકું કહે રામ, કામ કરનેકું જાઓ;
રાવનસેં કર બાત, વિષ્ઠિ કર બેગે આઓ. ૧૧
જ્યૌ બાઢે નહિ બેર, પેર ઐસી તુમ કીજે;
રાજ કરો ગઢલંક, સીત લછમનકું દીજે. ૧૨
તકસિર બકસિર તોય, કોય નહિ બેર હમારે;
ઐસી કર લે આજ, ચિત્ત જ્યોં ચાહ તુમારે. ૧૩

## છપય.

નતરૂ ચઢે કપિરાજ, લાજ લોપે ગઢ ભેલે;
જહં સુખસેજા ઠામ, ગામમેં બંદર ખેલે;
બંશ વિપ્રકો તન, મનસુ રાઢ ન સાંધે;
નતરૂ હર સબ જોર, ચોર કર પલમેં બાંધે;
પુનિઃ રાવનકું રીઝાવ લ્યો, કહો સીત દેવે સહી;
સામળ કહે ઐસી બાતમેં, રોષ દોષ દેવે નહીં. ૧૪

## દુહા.

અં–કહે અંગદ કર જોરકે, નિર્ગુનસો કહા નેહ;
કહા અગર ખર કાકકું, જૈસા ઊખર મેહ, ૧૫
રામ–સ્વભાવ યહ સત બાતકો, અકલ બડીકો અંક;
રામ કહે અપનો પ્રિછે, બડા ન કાઢે બંક. ૧૬

## છપય.

કહા કપૂતકું ધંન, મન કહા મૂરખ સંગા;
કહા કાકકું કનક, કહા ગદૅભકું ગંગા;
કહા ખરકું અગર, કહા નિર્ગુનસેં નેહા;
કહા સુમકી સેવ, કહા ધરૂની બિન ગેહા;
પુનિઃ કહા બહેરેશું ગાન, કહા ચોરસેં ચાતરી;
કહા રાવનસું રીઝબન, જૈસા દેવ ઐસી પાતરી. ૧૭

### દુહો.

**રામ**–બ્રહ્મરાક્ષસ એ ભૂપતિ, ખરી રત્નાકર ખાણ;
દશ શીશ રણ રોળતાં, હણતાં મોટી હાણ. ૧૮

### છપય.

**અં**–કહા મૂરખસેં મેલ, કહા કાયાબિન માયા;
કહા રંકસેં રૂઠ, કહા સેનાબિન રાયા;
કહા નપુંસકસે નાર, અપંગસેં કહા અટારી;
કહા દરિદ્રકું દામ, કહા પરસ્ત્રીસેં યારી;
પુનિઃ કહા કુકસકો કૂટનો, કહા પડિતસોં પારસી;
કહા રાવનકો રીઝબન, જ્યૌં અંધે આગે આરસી. ૧૯

### દુહો.

**રામ**–ઇશ શિષ્ય દશકંધ એ, રિધ સિધ રૂડે રાજ;
સીતા દે તો સોંતિએ, ક્રોધ કરૂં કુણ કાજ? ૨૦

### છપય.

**અં**–કહા લંડકું લાજ, કહા ચાડીમેં ચાતર;
કહા ભીખમે ભોગ,કહા જલબિન જો જાતર;
કહા જૂઠેકી જીત, કહા ગોવિંદબિન ગાનો;
કહા ડાપણ દારિદ્ર, કહા સતબિને જયુ શાનો;
પુનિઃ કહા મરકટ કંઠે મનિ, જુહારી ઘર ઘોડલા;
કહા રાવનકું રીઝબન, જ્યૌં બાવરીકે શિર બેડલા. ૨૧

### દુહો.

**રામ**–ગુન કેડે અવગુણ કરે, એ પાપીકી પ્રીત;
અવગુણ કેડે ગુણ કરે, તેજ રૂડાની રીત. ૨૨

### છપય.

**અં**–કહા ખલકે સંગ ખ્યાલ,કહા કુશિષ્યકું બિદ્યા;
કહા બિપ્રસો બેર, કહા નિર્મલકી નિંદા;
કહા બેદસો ભેદ, કહા નિર્ગુનસો નેહા;
કહા બેરી બિસવાસ, કહા બિન રતકો મેહા;
પુનિઃ કહા કીરત કહો સુમકી, રામનામ બિન બોલવો;
રાવનકું કહા રીઝબન, જ્યૌં કોવચકો ક્રોલવો. ૨૩

## દુહા.

રામ–સો બાતનકી બાત યે, મોકું સુખ મીલાઓ;
તો અંગદ તુમ લંકમેં, બિષ્ટિ કરને જાઓ. ૨૪
રામ કહે અંગદ સુનો, વિષ્ટિ કરને જાઓ;
રાવનસેં બાતાં કરો, મિલ સીતા ફિર આઓ. ૨૫
રાવનસેં ઇતનો કહો, સીતા દે ગૂમાર;
નતર હમસેં જુધ કરો, ધડી મેં લ્યાઓ બાર. ૨૬

## ઝૂલના છંદ.

અં–આજ મહારાજ કરૂણા કરો તો કહું, પ્રીતશું દીજીએ પાણ જોડું;
ગડગડે નાદ નિશાણ નિર્ઘોષના, તેતણા ટેક જઈ તર્ત તોડું;
કોડશું જોડ બેઠા દશાનનતણા, કોટિ બાણુતણાં માન મોડું;
દુષ્ટની સેવથી દેવ મૂકાવીને,.ગ્રહ છય ત્રણુતણા બંધ છોડું. ૨૭

## સોરઠા.

રામ–રામ કહે સુન બીર, ધીર બડે જ્યાં હારીએ;
જોલાં મરે ગુડ ખીર, તોલાં વિષ ન મારીએ. ૨૮
અં–કહો લ્યાઊં દશશીશ, બાંધી લ્યાઊં સબ ધીરસું;
કહો તોડું ગઢ બંક, નાખું લંક સબ નીરસું. ૨૯
રામ–સુન અંગદ કહે રામ, કહો વચન જો તુમ ઘટે;
અબતો એહીં કામ, બિષ્ટિ કરવે બાતસું. ૩૦

## ઝૂલના છંદ.

અં–કથન અંગદ કહે શીશ નામી પ્રભુ, કોડ મુજને અતિ હોડ હાસું;
આગન્યા હોય તો જાઉં એ ગામમાં, નામપ્રતાપથી નહિજ નાસું;
શીશ દશ છેદીને વીશ ભુજ ભેદિને, દુર્ગ પાડી કરૂં ક્ષેત્ર ખાસું;
રાવણો રંક રજચરણપ્રતાપથી, લંક ઉદવસ્ત કરી હરણ વાસું!

## દુહો.

રામ–કરૂનાનિધ કહે કા કહુ, અંગદ જો સુન આજ;
વચન ન માને બાવરો, કરવો ઇસ બિધ કાજ.

## કવિત.

અં–કહો તો બલવંત બાનું, કોડકું મેં બાંધ લ્યાઉ,
કહો તો આકાશમેં, ઊડાઉં છેક છેકમેં;

કહો તો સાઠ લાખ, કામનિકે કેશ ગ્રહું;
કહો તો નગર ઝધર, નિર્બંશ કરૂં નેકમેં;
કહો તો દશકંધકે, દશકંધકું નિકંદ કરૂં;
કહો તો કર બીસકે, ચાળીસ કરૂં ટેકમેં;
કહો તો લંક અંક ભરી,નાખું હો નિસંક નીર;
પાઉં હુકમ લાઉં સીત, આઉં ઘડી એકમેં. ૩૩

## દુહો.

રામ-ડાપણ છે દશ કોટિધા, અંગદ તુજમાં એન;
એ વિધાએ વિષ્ટિ કરો, ચિત્ત ચતુરાઇ ચ્હેન. ૩૪

## સોરઠો.

અં-અંગદ કહે માહારાજ, ક્ષમા કરો મોયે બંકકું;
બિશ્વપતિકો બચન, કા કહું રાવન રંકકું. ૩૫

## દુહો.

રામ-બેર બેર મેં કા કહું, અંગદ તુજસેં આપ;
ગુન્હો તકસિર દશકંધકો, મેલ કરો તુમ માફ. ૩૬

## ઝૂલના છંદ.

અં-ઘોડલા જોડલા ટોડલા એહના, પોળિમા પોળ પરચંડ પાળા;
મેડિયાં ડેરિયાં માળિયાં જાળિયાં, રાવણા કેરલા રખવાળા;
રોળિયે ઢોળિયે નીરમાં બોળિયે,ચોળિયે એહના ચિત્ત ચાળા;
પ્રતાપ એ નામનો હુકમ હોય રામનો,લંકબાળી કરૂં સ્તંભકાળા. ૩૭

## દુહો.

રામ-લંક બાળવી નવ પડે, રૈયત નવ લૂંટાય;
શત ગાયોનાં શિંગડાં, તેથી ટાઢાં થાય. ૩૮

## છપય.

અં-કહો તો ઉદયાચળ ઇંદ્ર, સહિત અસ્તાચળ ઓપું;
કહો તો મેરૂં મંડાણ, રીત પ્રાચીદિશ રોપું;
કહો તો ભૂ બ્રહ્માંડ, તોલ તરતીબે તોળું;
કહો તો લંક પરલંક, બહુ જલનિધમાં બોળું;
રજ માત્ર સેવક હું રામનો, કયમ જાઉં કાસદ કારણે;
સિહની વાત શિયાળવાં ધરે, બને ન બહુ સ્તુત બારણે. ૩૯

રામ–સાબાશ કહે શ્રી રામ, અંગદ પંચાયન પૂરો;
વીરાધિવીર દૃઢ ધીર, પૂર સામદ શુભ શૂરો;
બુદ્ધિનિધાન બત્રીશ, બાબત બોતેરી બૂઝે;
સોળકળા સંપૂર્ણ, શાસ્ત્રગત સઘળી સૂઝે;
ડાહપણ તત્વ ત્રીલોકનું, ક્રોડવાર શું કહું કથી;
સકળ સૈન્ય મેં નિરખ્યું, નર બીજો નિર્ભય નથી. ૪૦
અં–મહારાજ રાજઅધિરાજ, તનુ તનુ સેવક તારો;
વાંક ગુન્હો તકસીર, ક્ષમા કરોજી મારો;
એક કરૂં છું અર્જ, રીસ ન કરો તો બોલું;
કિંકરનો કિંકર કહેણુ, પ્રીત પટંતર ખોલું;
કોને સોંપો છો મોરથા, શૂર સામદ ગુણ સૃષ્ટિએ;
ક્યમ મુજને સોંપ્યું કાસદું, જે વાત વિખણો વિષ્ટિએ. ૪૧

દુહો.

રામ–પદ્મ અઢાર પ્લવંગમાં, બહુ રીછ બોતેર ક્રોડ;
વિષ્ઠિકામ સુતવાલિવિણુ, જડે ન બીજી જોડ. ૪૨

સવૈયો.

અંગદ–હુકમ હોય હજુરી કેરો, સોષી નાખું બાધો સાયર;
હુકમ હોય હજુરી કેરો, મહા કામ કરવા છું માયર;
હુકમ હોય હજુરીકેરો, જુદ્ધે જોર કરૂં ત્યાં જાહર;
કાસદ કામ સોંપ્યું ક્યમ મુજને, છેક મુને કેમ કીધો કાયર. ૪૩

દુહો.

રામ–કાયર તુંજને ક્યમ કહું, સાયર શુર સરદાર;
જાહર છો મહા જોદ્ધમાં, અપરંપાર અપાર. ૪૪

સવૈયો.

અં–અંગદ કહે આજ્ઞા દો મુજને, જોરે જુદ્ધ કરૂં ત્યાં ઝાઝું;
હાથા બાથી સાથી એના, દેખી દિલ મારામાં દાઝું;
મંત્ર રામનો મુખ છે મારે, બડતાં ભૂપતથી નહિ બાજું;
નીચ કામ કાસદનું કરવા, લંકામાં જાતાં હું લાજું! ૪૫

દુહો.

રામ–કાસદ કામ એતો નહિં, એ મોટમ પદ મેર;
લંકપત શું છત દાખવે, તેહ સવાયા શેર. ૪૬

## ઝૂલના છંદ.

અં–કોતો ગઢલંકના સહસ્ર કટકા કરૂં, ઢંઢોળિને કરૂં ધૂળધાણી;
કોતો હું સાત સાગરજળ સોષિને, આળપંપાળ કરૂં પૂરપાણી;
કોતો રાક્ષસ બધા રોળિ નાખું વળી, જો વદો વદન મહારાજ વાણી;
કોતો દશકંધનું દેહવટ વાળિને, રોવરાવું બધી રાવરાણી. ૪૭

## સવૈયા.

રામ–રામ કહે સાંભળરે અંગદ, ધર્મબુદ્ધિ હમણાં તો ધારો;
કહ્યું કરશે નહીં એ હંકારી, ભારે સર્પતણો છે ભારો;
સોગટિ નામે માર કહું નહિ, મોટા વાંક ન કાઢે મારો;
પાપી પ્હેલ કાઢે આગળથી, પૂઠે રાજ તમારો વારો. ૪૮
અં–કોતો બાંધિ સાહું બળવંતો, લંકાપતિ લંકાથી લાવું;
કોતો અશોક વાડીને સોષું, કાયર નામ કયમે નહિ કહાવું;
કોતો પુત્ર એના પરજાળું, જરૂરપણે નવ પામે જાવું;
હુકમ દિયો સામળનાસ્વામી, એક ઘડીમાં શરણે આવું. ૪૯
રામ–બ્રહ્મરાક્ષસ એ ભૂપત ભુંડો, સંધારવો ન પડે તો સારૂં;
લૂંટાય નહિ લંકાની લક્ષ્મી, ધર્મબુદ્ધિ તે માટે ધારૂં;
ઈંદ્રજીત સરખું રત્ન રોળાશે, માટે મન માને નહિ મારૂં;
વિષ્ટિ કરે માને નહિ મૂરખ, ત્યારે કામ પડશેજી ત્યાં તારૂં. ૫૦
અં–વિષ્ટિકામ કરવું તે શાને, કરગરિ બોલ શા માટે કહિયે;
નગર ઝધર કરવું નિરવંશી, શત્રુવચન શા માટે સહિયે;
સુત પરિવાર સંધારૂં એના, હવે રાજ બેશી કયમ રહિયે;
લક્ષવસા સીતા અહીં લાવું, જરૂરપણે અયોધ્યા જઇયે. ૫૧
રામ–અધિકા બોલ કહોછો અંગદ, શૂરપણું જાણે છે સૃષ્ટિ;
મારૂં મન તેથી નવ માને, રાઢથકી નવ થઇએ રુષ્ટિ;
શિવસેવકને માર્યા ઉપર, નથી ચાલતી મારી દૃષ્ટિ;
મુજને સુખ ઉપજાવો અંગદ, વિવેકવાત કરો ત્યાં વિષ્ટિ. ૫૨
અં–રાજ તમારે મુખ કયમ બોલું, જાણે હુકમ થયો તે જવાયું;
ગુણહીણો દેશે મુખ ગાળો, ભાંડ બોલશે એહ ભવાયું;
શત્રુવચન કયમ સાંખી રહિશું, તેહ દુખે મુજ તંન તવાયું;
સામળસ્વામી કહો તો કહિયે, લક્ષવસા એ વચન સવાયું. ૫૩

## છપ્પા.

રામ–સામદ શુર સાબાશ, વખાણ કરૂં શાં વાતે;
હેતે મૂકયો શિર હાથ, રીઝયકી રઘુનાથે;

મમત ન મુકશો માન, નૃપતિને ન કરો નમણું;
ગુણહીણો દે ગાળ, બોલ કહેજો ત્યાં બમણું;
વળિ સામ દામ ભેદે કરી, વિષ્ઠિ વધારી વાધજો;
મૂરખનું મન માને નહીં, શૂરપણું ત્યાં સાધજો. ૫૪
અંગદ હરખ્યો મંન, હવે મન માન્યું મારૂં;
ગમતી કરશું ગોઠ, ધીયમાં જેતી ધારૂં;
સવાયે દોઢ શત સહસ્ર, વાદ કરંતાં વાધે;
રઢિયાળો રાવણરાય, શત્રુત્રટ શોભિત સાધે;
પછે પ્રાક્રમથી પ્રાજે કરૂં, અંગદે વિચાર્યું અંકમાં;
સામળ કહે સેવક રામનો, જઇ લૂટ પડાવું લંકમાં. ૫૫

## કવિત.

બચન ચઢાયે સીસ, ધાયો મહા ધીરધીસ;
દીસ ઘડી ચાર ચઢે, ગયો ગુન ગાય કે;
લંક સો અતિ અનૂપ, દેખતહી રીઝયો ભૂપ;
કૂપ બાગ ફુલ ફલ, ચેત્યો ચિત્ત ચ્હાયકે;
મહીપત મ્હેલ આગે, જોર ચોલ બેલ દેખ;
પેહેલ પ્રતિહાર કાઢે, વજ્ર કર રહાયકે;
બિકટ બાટ ટેડી ડેઢી, પર સાત માલ મેડી;
ગેડી લીયે રહ્યા ઉભો, અંગદ જયોં આયકે. ૫૬

## છપ્પા.

સરોવર સમુદ્રાકાર, પંકજ સહસ્ત્ર ખીલે;
સ્ફાટિકમણિની પાળ, ગોપ ગુણવંતા ઝીલે;
કસ્તુરી બ્હેક બરાસ, વેર્યા કેસર બહુ વાટે;
હીરા જડિત ઘણી ઘેડ, ઘુમર ઘણિ ઘાટે ઘાટે;
ઇંદ્રપૂરીની ઉપમા, કહેતાં વિમાસણ કરે કવિ;
લંકલીલા લખ કોટિધા, નિરખે અંગદ નવનવી. ૫૭
નક્ષત્ર સરખી નાર, ઝવેરની જ્યોતો સરખી;
ચંપકવરણાં ચીર, પદ્મની પૂરણ પરખી;
કનક મણીમય કુંભ, પ્રેમદા પરવરિ પાણી;
આભૂષણ ઉપમાય, ઇંદ્રકેરી ઇંદ્રાણી;
એ લખ જીવ્હાએ કવિ કહે, ભાટ ભાત ન શકે ભણી;
સામળ કહે હું કેમ કહિ શકું, લિલા લહર લંકાતણી. ૫૮

## દુહા.

આલ્યો અંગદ ચોંપથી, મુખ જપતો શ્રી રામ;
પોતે આવ્યો પાંસરો, જ્યાં રાવણનું ધામ. ૫૯
રિદ્ધ ઉપમા રાવણતણી, કેમ કહે કવિરાજ;
મહિપત મ્હેલ મઘવા સમા, લંક દેશકે લાજ. ૬૦
પ્રતિહાર બેઠો પોળપર, બોલ્યો મુખથી વાણ;
કહાં જાયરે વાંદરા, મૂરખ મહા અજાણ. ૬૧

## છપ્પા.

જળહળ જ્યોત ઉદ્યોત, મણિ જળહળતા જડિયા;
ચિંતામણિ ભર-ભીત, નવેગ્રહ આવી અડિયા;
પરવાળા પર પોળ, સ્ફટિક સ્તંભ ઠર્યા છે;
ચુડામણિ ચોપાસ, કનકકોઠાર કર્યા છે;
અષ્ટમાસિદ્ધિ નવનિધિ રિધિ, મહાલક્ષ્મિ વાસે વસી;
શિવની આપી સમૃદ્ધિ જ્યાં, ત્યાં ઉપમા કરવી કશી. ૬૨

ઓળગ કરે જ્યાં ઇંદ્ર, ચંદ્ર જ્યાં છત્ર ધરે છે;
દિવાકર કર દીપ, વરૂણ જ્યાં નીર ભરે છે;
ચાર વદનથી વેદ, બ્રહ્માજી પાઠ ભણે છે;
ધલહલ તજી ધર્મરાય, ગાનગુણ એહ ગણે છે;
રતન ખાણ રતનાવળી, કલ્પદ્રુમ મોટા મણી;
રિદ્ધિ ઘણી રાવણઘરે, અલખત ઇંદ્રાસતણી. ૬૩

સાત સોનેરી કોટ, અધિક એક જોજન ઉંચા;
પાંચસે પાંસઠ પોળ, ઓળ ખરા જ્યાં ખુચા;
દરવાજા દશવીશ, બસેંબાસઠ છે બારી;
ત્યાં બેઠા બળવંત, ધીરનર ધનુષો ધારી;
વણ આજ્ઞાએ વિચરે નહી, વાયુ સરખો પણ જયહાં;
એ અતળિબળ અંગદ અધિક, પલક એહ પહોંત્યો ત્યહાં. ૬૪

સત્તર સહસ્ર સંગીત, વિવિધ પેર વાજાં વાજે;
ઘંટ ઘડિયાળાં ઘોર, ઘણાં નિશાણુજ ગાજે;
નવ લખ નવે હજાર, નવિન નૃત કિન્નર નાચે;
નાટક ચેટક નવરંગ, રાય દેખી મન રાચે;
વળી દેવદુદંભિ ગડગડે, શોભા સુરનાયકતણી;
બાણું કોડ સામદ સહિત, લાયક બેઠો લંકાધણી. ૬૫

પુખરાજ પ્રવાળાં પાટ, ઝવેરની જ્યોતે જડિયા;
ચોરાશી જોજન ચોક, મહેલ મણિમાણુક મઢિયા;
જોજન સોળ સભાય, સિંહાસનશોભા સોહિયે;
મઘવાથી બહુ માન, મ્હેલ દેખી મન મોહિયે;
વૈમાન દેવ વૈકુંઠનાં, શિવ આપી સમૃદ્ધિ ઘણી;
બહો સમૃદ્ધ વિધ બારણે, લાયક બેઠો લંકાધણી. ૬૬
સહસ્ર ક્ષોણી સૈન્ય, શોભે રાવણની સાથે;
મંદરાચળ મંડાણ, હેતે ધરે એક હાથે;
સાઠ લાખ સરદાર, પ્રેમદા પ્રીતે પરણી;
અણવરી એંશી લાખ, વિવિધ રૂપાળી વરણી;
છે સાત લાખ શીતેર સૂત, ઇંદ્રજીત આદે અતિ;
અનમિ અહંકારી અંશપત, રાવણ મોટો મહિપતિ. ૬૭
એક છત્ર ધર રાજ, પ્રતાપ પામ્યો તે પ્રૌઢે;
દેવ દાનવ નર નાગ, કિંકરો સહુ કરજોડે;
દશ મસ્તક ભુજ વીશ, ઇશ વરદાનજ દીધું;
ચૌદ ચોકડી રાજ, કબુલ એ કર્મે કીધું;
કોઇ થયો નથી થાશે નહીં, બળવંત રાવણ સારખો;
રામ વણ કોઇ જીતે નહીં, પંડિત રૂડે પારખ્યો. ૬૮
પાંચ લાખ પરધાન, પાંચ અયુ તો પાગેરી;
છે દશ લાખ દિવાન, વીશ હજાર વજીરી;
સામદ સોળ હજાર, લાખ બહોતેરે રાજા;
મંડળિક છનું લાખ, મુગટધર જોદ્ધા ઝાઝા;
બાણું કરોડ બેઠા રહે, આઠ જામ હરનિશ જયહાં;
સામળ કહે અંગદ બળ અધિક,પલક એકે પહોત્યો ત્યહાં. ૬૯

## દુહો.

પ્રતિહાર અચરજ પામિયો, લેખી લહર લંગૂર;
રહે રહે ઉભો વનચરા, સામદ બોલ્યો શૂર. ૭૦

## છપય.

પ્રતિ–પેશી ન શકે પવન, ભવન ઉભો રહે ઈંદર;
સુર સહુ સેવા કાજ, ચાકરીમાં રહે ચંદર;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, આણ અવનિમાં જેની;
ઇશ સરીખા ધીશ, રહે આજ્ઞામાં એની;

તું પશુ પોળે કયમ પરવરે, હજુ લગણ ધીરજ ધરૂં;
જારે જયાંથી આવ્યો ત્યહાં, નહિતર કોટી કટકા કરૂં. ૭૧

## દુહો.

અણસમજયો આગું ચલે, દેખત ધોળે દીસ;
મારૂં મુદગર જોરથી, તોડિશ તારૂં શીશ. ૭૨

## ઝૂલના છંદ.

અં-કહે અંગદ પ્રતિહાર સુણુ પુરતણા, રાત દહાડો બેઠો દેહ દાખે;
ઓળખે નહિ અલ્યા મૂઢ મૂરખ મને, બાર ખોવા ભલો ભૂર ભાખે;
હાથ દીઠા નથી હોંસશું માહરા, ચોરટા દેહનો સ્વાદ ચાખે;
સત્ય કહેરે અલ્યા કેમ બેઠો અહીં, કોતણાં ઝુંપડાં રીઝી રાખે. ૭૩

## દુહા.

પ્ર-એ મંદિર રાવણતણાં, હીરા કનક જડાવ;
તું જાવા સમરથ નહીં, બ્હાર રહી તું કહાવ. ૭૪
અં-પ્રતિહાર કહે પોકારીને, કેવી તારી લંક;
રાવણની સમૃદ્ધિ કેહે, રાવણ રાય કે રંક. ૭૫

## ઝૂલના છંદ.

પ્ર-લંક શોભા તે લંગૂર તું શું લહે, ચિંતામણિ ચંદ્ર ચોપાસ ચળકે;
ઇંદ્રજીત ઉપમા પૂછ તું ઇંદ્રને, શૂરપણું સાંભળી શેષ સળકે;
દશકંધ ડરથી દિગપાળ ડોલે દશે, ક્રોડ પંચાસ પ્રતિ પ્રાણ પલકે;
પોળિયો કહે પશુ પેર પ્રીછે નહીં, કુંભકર્ણ દેખી તુજ કુંભ ઢળકે. ૭૬
અં-લંકલીલા લંગૂર લખ લૂટશે, મેલ મુરખ મન માન મટકા;
ઇંદ્રજીત ઉપમા પુણ્ય પરવારિયું, ચાર દિવસતણા ચોળ ચટકા;
દશકંધશીશ દશરથસુત છેદશે, લૂટિ લેશે તાહારા લાખ લટકા;
રામ પરતાપથી કામ એતો કરૂં, કુંભકરણતણા ક્રોડ કટકા. ૭૭
પ્ર-લાજ ને કાજ લોપે કયમ માહરી, જાહરી જોખમાં કેમ જાઉં;
કેમ જાય દેહિયે માનશું મેડિયે, મારશું ગેડિયે પૂછ સાહું;
પ્રાજે કરૂં પિંડ આકાશ ઉડાડિશ હું, ચંચળપણું તારૂં ચિત્ત ચ્હાંઉં;
પ્રતિહાર કે પશુતણી ગાળ કયમ સાંખુ હું, લંકપતિનું અમો લૂણ ખાઉં.
અં-કપિવર કોપિયો લાજ લખ લોપિયો, ઓપિયો આપથી ક્રોધ કુંડી;
રણજંગ રોપિયો ચોદિસ ચોંપિયો, ભમર ચઢાવિયાં દષ્ટિ ભુંડી;
શેલશું ખેલશું રેલસું નગરમાં, કેશ બાથામાં તે દાખું દુંડી;
તાહરે મન અલ્યા લંકપતિ છત્રપતિ, મારે મન લંકપતિ એક ઘુંડી. ૭૯

## દુહા.

છત્રપતિ તો એક છે, રિદ્ધિપતિ રઘુનાથ;
એમ કહી પ્રતિહારનો, હોડે સ્હાયો હાથ. ૮૦

પ્ર.—વણ આજ્ઞાએ વાંદરા, પાગ ધરે પુરમાંય;
કાયા કોડ કડકા કરૂં, રહે રહે ઉભો ત્યાંય. ૮૧

અં—અંગદ હસીને બોલિયો, રાવણ છે બહુ દૂર;
જાવાને અટકાવ કયમ, દશકંધની હજૂર. ૮૨

પ્ર.—વડો મૂરખ તું વાંદરા, વડિ વડિ કરેશું વાત;
પોળ બીજીએ પાઠવું, દિન ઉભો રેહે સાત. ૮૩

એવી પોળો સાત છે, દિન ઉભો રે પચાશ;
અરજ સુને જો રાયજી, મનની પોંચે આશ. ૮૪

ક્હાં મળવા તું આવિયો, શું લાવ્યો છે ભેટ;
શું આપે છે મૂજને, વાત પહોંચાડું ઠેઠ. ૮૫

અંગદે મન વિચારિયું, મળવા ન દે આ દિશ;
કોપ કરીને કર ગ્રહે, પ્રતિહાર ચઢી રીશ. ૮૬

## છપ્પો.

પોકારી પ્રતિહાર, ધીર ઉપર તે ધાયો;
દીધી ગાળ દશ વીશ, પૂછ શત્રુનો સ્હાયો;
અંગદપર એક પ્રહાર, કોપ કરીને કીધો;
કયમ લોપે મુજ લાજ, દાવ દોષીએ દીધો;
પછિ અંગદ ખીજ્યો અંગમાં, ઘાટ પ્રથમ એનો ઘડું;
સામળ કહે સેવક રામનો, નરપતિને વળતો નડું. ૮૭

## કવિત.

પ્રતિહારે દીધી ગાળ, અંગદને ઉઠી ઝાળ;
ઉઠ્યો ત્યાંથી તતકાળ, દાવે દાંત કર્ડીને;
એ ચારેક ભરી ફાળ, કતાંત સરીખો કાળ;
અધિક કરંતો આળ, ઘણી રીસ ધર્ડીને;
સવાયો ધવાયો વાળ, ભલેરૂં તિલક ભાળ;
બુદ્ધિનિધિતણો બાળ, બાઝ્યો વપુ વર્ડીને;
પકડ્યો ત્યાં પ્રતિહાર, મહોકમ દીધો માર;
કહ્યું કે શી વાર ? લીધાં પાંચે શીર મર્ડીને. ૮૮

### દુહો.

દુસરી ખિડકી સંચર્યો, બ્હીક નહી કછું મંન;
વે પાંચુંકી તુલ હને, યે બાનરકો તંન. ૮૯

### કવિત.

અડાવીને દીધી દોટ, ચાતુરીથી કીધી ચોટ;
કર્યાં લોટપોટ સહુ, ધીરપણે ધાઇને;
મસ્તકની માણી મોટ, કુદિયો કનક કોટ;
અધિક જોરની ઓટ, ચઢયો ચિત્ત ચાહીને;
હલાવતો હાથ હોઠ, પૂછતો પ્રહાર પોટ;
ઘણા ગુણતણો ગોટ, ગયો ગુણ ગાઇને;
બેઠો જ્યહાં લંકધીશ, હૃદેમાંહે રાખી રીસ;
પાંતરીશ શીશ ઉભો, સભામાંહે સાહીને. ૯૦

### ઝૂલના છંદ.

ચતુર નર ચાલિયો મન સમોમાલિયો,પાળિયો બોલ અધિક એશું;
નગર શુભ નરખતો, હૃદયમાં હરખતો,વરખતો ઝેહેરનો વરખવેશું;
દશકંધશું ડોલશું બહૂ વિધ બોલશું, બોલશે લંડ તો દંડ દેશું;
ચરપણું સાધશું વિગ્રિયે વાધશું, રામની પાસથી લાણુ લેશું. ૯૧

### છપ્પા.

હાલકહુલક ત્રાસ, પડયો ડોઢી ને ડેઢી;
બુંબારવ ચોપાસ, વિકટ વાટો જ્યાં ઢેડી;
પ્રાજે કીધા પ્રતિહાર, દ્વાર ઉઘાડી ધાયો;
પાંત્રીશ શીશ કરમાંય, અતિ હંકારી આયો;
તે જોદ્ધા સહુ જોઇ રહ્યા, કર ઊંચો કો નવ થયો;
સામળ કહે સેવક રામનો,તે ધાહડમલ ઘરમાં ગયો. ૯૨
ધાયો અંગદ ધીર, નીર ઉતાર્યાં નરનાં;
દેવટ કીધો દરબાર,વખાણુ શાં કહુ વાનરનાં;
પુરમાં પડયો પુકાર, છેકે હિમ્મત છુટાણી;
વાયે ચાલી વાત, લંક બાધી લુટાણી;
ત્યાં ખલક બાધિ ખળભળી, નાસવા લાગી નારિયો;
કોઇ ઉંચી ચઢે અટારિયે, બંધ કરે કોઇ બારિયો. ૯૩
લપેટી વાટે લાખ, ઝપેટી કીધો જોયો;
અટપટી કરતો આળ, ટેક દેખાડયો તોરો;

કરતો ઢૂકાઢૂક, ઊડતો એ આકાશે;
કુદતો કરતો પ્રહાર, વખાણુ ઘણેરાં વાંસે;
પ્રતિહારને મારી પરવર્યો,ઘાટ ઘણા જણનો ત્રડયો;
પછી રાવ થઇ ત્યાં રાવલે, રાવણ પણ રોષે ચઢયો. ૯૪
ગઢલંકા ઘેરઘેર, વાત વાયુવત વાધી;
ચઢયું રામનું સેન, લંક લૂંટાણી બાધી;
કહે માર્યો કુંભકર્ણ, કહે રાવણ રણ રોળ્યો;
કહે ઇંદ્રજીત અજીત, તે ચાંચડવત ચોળ્યો;
ગુલબાન ઘણું ગલિ કુંચિએ,લખ કરોડ લોકે લહ્યો;
કહે રૂઠયો રામ રાવણપરે, ઉલકાપાત એવો થયો. ૯૫
દેશ બધે ડમડોલ, થયો લંકા ગુણ ગામે;
લૂટયા મહીપના મ્હેલ, કીધી અસ્વારી રામે;
માથે લીધી મોટ, રૈયત નાઠી દશ દેશે;
બ્હાંયે લીધાં બાળ, કામની છૂટે કેશે;
કહે ફટ ફટરે તું રાવણા, સતિ સીતા શાને હરી;
સામળનો સ્વામી કોપિયો, કનકલંક લોહનિ કરી. ૯૬
થયું રાવણને જાણ, દેશમાં દુંડી વાહી;
પ્રતાપવંત પ્રધાન, ચઢયો ચોખુંટે ચાહી;
દિધિ રૈયતને ધીર, વીર હંકાર્યા વાટે;
જોરાળા મહા જોદ્ધ, મૂકયા બહુ ઘાટે ઘાટે;
તાપ લાગ્યો સહુ તરફડયા, ધૈર્ય કોઇનું નવ રહ્યું;
સામળ કહે સેવક રામનો,અંગદ જાતાં એટલું થયું. ૯૭
પ્રતિહાર પ્રાક્રમી પાંચ,પ્રાજે કીધા પળ પાંચે;
બીજા તેથી બળવંત, અંગદે લીધા આંચે;
સાત પાંચ પાંત્રીશ, શીશ કરમાં શોભંતો;
રામ રામ કરતો માગ, લાજ સહુની લોપંતો;
હલકા હોલ હલહલ થયો, ડર નવ આણ્યો દશકંધનો;
વાળ વાંકો નવ થયો વાલિસુત, બંધન છોડાવ્યો બંધનો. ૯૮
પાંત્રીશ હણી પ્રતિહાર, શીશ ગ્રહ્યાં છે હાથે;
જોરાળા વડ જોદ્ધ, બહુ વળગ્યા છે બાથે;
હનુમંત થકી હજાર, ઘણો જોરાવર જાતે;
આવ્યો સભામાં શૂર, પ્રાજે કરતો પ્રભાતે;
કલપાંત કલાહલ કુદતો, ક્રોધ એનો શું કહું કથી;
કોઇને ગણતીમાં નવ ગણે, નિમિષ માત્ર નમતો નથી. ૯૯

પુરમાં પડયો પુકાર, ઢોલ ઢમકાવ્યાં ધીરે;
બહુ બણુગાં રણતુર, વિપરિત વજડાવ્યાં વીરે;
ભારે ફૂંકી ભેર, બૂંબારવ બુમ પડાવી;
દરવાજે દીવાન, ચોપખે નાળ ચઢાવી;
વળી હલહલ કરી હજુરિયે, હલકારો હિત હામનો;
મહારાજ રાજ સુણુ મહિપતિ, કોઇ સેવક આવ્યો રામનો. ૧૦૦

## દુહા.

વાત ગઇ બહુ વેગથી, રાવણ રાય હજુર;
પ્રતિહાર પ્રાંત્રીશ મારિને, આવ્યો વાંદર શૂર. ૧૦૧
અધિપતે મન વિચાર્યું, આવ્યો એ હનુમાન;
કનકપુરી ઘડી એકમાં, બાળી કીધું નામ. ૧૦૨
મનમાંહે વિચારીને, કીધી વિપરિત વાત;
ઉછળ્યો સિંહાસનથકી, ઘડવા તેનો ઘાટ. ૧૦૩
સભા મધ્ય બંધન કરી, કોટ રચ્યો તે દીશ;
નીચો થઇને આવશે, નમાવશે પછિ શીશ. ૧૦૪
અંગદ જ્યાં આગળ ગયો, ખિડકી જોઈ દૃષ્ટ;
રામ અરિને શું નમું? મનમાં પામ્યો કષ્ટ. ૧૦૫
ક્રોધ કરીને કુદિયો, કરી જોર અપાર;
કોટ ઓલંગી હુલકિયો, ગયો સભાને દ્વાર. ૧૦૬
આભ અવનિ એકત્ર કરી, કીધો હુલકાપાત;
અંગદ ઉતર્યો આકાશથી, ગર્જ્યો કડકડાટ. ૧૦૭
દીગમૂઢ થયા સહુ દેખતાં, દીઠો કૃતાંત કાલ;
પર્વત સરખો પ્રચંડનર, ફરિને દીધી ફાલ. ૧૦૮

## છપય.

અંગદ કુદ્યો આકાશ, કોટ કુદી માંહે પડિયો;
બાણું કોડ બળવંત, આપ તે મધ્યે અડિયો;
પ્રલે કાળની આંચ, ક્રોધિયો જમદૂત સરખો;
પડયો ત્રાસ ચોપાસ, નરેંદ્રાદે સહુ નરખ્યો;
સંભાળી શસ્ત્ર કો નવ શકયા, શુધબુધ સર્વ ભૂલી ગયા;
સામળ કહે સેવક રામનો, દીઠે જોધ ઝાંખા થયા. ૧૦૯

## ઝુલના છંદ.

ક્રોધે દંત કરડિયો મુખ મૂછ મરડિયો, આપ અધિકાર અધિપત એઠો;
દીસે બહો હાથિયા, શોભિતા સાથિયા, બાથિયા બીડ રીસાળ રેઠો;

શૂર મહા પૂર એ ક્રૂર કોપે ભર્યો, નૂર નરપતિ બળવંત બેઠો;
શુભ સભા સાથમાં પાંત્રીશ હાથમાં, પોકાર બહુ કરતો પ્લવંગ પેઠો. ૧૧૦

## છપય.

લંકપતિ એક લક્ષ, બેઠા બળવંતા એ બહુને;
સિંહાસન છત્ર ને ચમર, શોભે સુખ સાગર સહુને;
એક કેડ બાણું કરોડ, ધીર રણ ધનુષો ધારી;
કૃતાંત સરીખા કાળ, અતલિબળ અપરંપારી;
જઈ અંગદ તે મધ્યે આવ્યો, સભા દેખી દિલમાં હસ્યો;
મહિમા દેખાડું માહરો, વિચાર એવો મનમાં વસ્યો. ૧૧૧
મરડતો મૂછ ને પૂછ, ઢીંગ જઈ પોત્યો ઠેઠે;
પાંત્રીશ શીશ જે પ્રાણ, ભૂપતને કરશું ભેટે;
કો સાથ કરશું વાત, કો સાથ બોલજ બોલું;
મુજ પ્રાક્રમ બળબુદ્ધ, તે કો આગળ જઈ ખોલું;
વાંકા વેણ વધા વિના, એ જુઠો જાહર નહીં જડે;
અંગદ એમ વિચાર કરી, નરપતને વચને નડે. ૧૧૨

## દુહા.

દશકંધને દુઃખ મનાવવં, અધિપત ઓળખવા એન;
દાષ્ટ ભારી અંગદો સહાં, વધો વીપરિત વેણ. ૧૦૩

## કવિત.

અં–બહોતસેં બેઠે તૈસે, દેખે જવ અંગદને;
ભૂપકો હૈં રૂપ કોન, બોલ્યો ક્રોધ કરકેં;
લંકાપત એક સુન્યો, બાલીકી કક્ષમાંકો;
માસ ખટ પાસ રહ્યો, ભાગ્યો પાઉં પરકેં;
દુજો કાર્તવીર્ય ઘર, બાંધલિયો પારણેમેં;
બાલકકી પીછાડીસેં, પડી ટાલ સરકેં;
નંગાશીર કરે જો તો, એધાનીસેં ઓલખું રે;
લંપટ લરાક ચોર, લ્યાયો રત્ન હરકે. ૧૧૪
સા–સામદ એક સભાકો, બોલ્યો બલ જોર આપ;
ત્રિલોક સકલ માને, લંકાપત સાજકો;
બોલી તું જાને નહીં, મહીપકે મુખ આગે;
જંગલી જટીલ જેસેં, કાસદ કે કાજકો;
તન ટુકટુક કરેં, તેરો અબ શાપત મ;
ગુદર્તાહોં ગુન્હો તેરો, ઈછબલી આજકો;

અકલસેં ઓલખ લે, ભૂપ રૂપ રાવનકો;
નતરૂ અવસાન આયો, તેરી દેહ તાજકો. ૧૧૫

## ઝૂલના છંદ.

અં-બોલિયો બાળ રિતે બુદ્ધિ નિધાન ત્યાં,અંગદ કહે સાંભળો ધર્મધૂતી;
કોણ રંડાએ રાવણો જનમિયો, વૃશ્ચિકી સર્પણી હરણિ કૂતી;
કુરકટી મરકટી કે અજા અરભકી, જૂઠ જપે તે તો ખાય જૂતી;
સંદેહ ભાગો અલ્યા સેવકો માહરો,રાવણની માત તે કવણ હૂતી? ૧૧૬
સા-લંબ પૂછા અલ્યા લંડ લવરી કરે, મૂરખા મન ગમી મોજ માણે;
કાસદા દાસડા લેખ લખી લાવિયો, નીચ નિર્માલ્ય ગુણ ગાન નાણે?
કોડ તેત્રીશ કરજોડ ઉભા રહે, હોડ હારે જેકો તેડ તાણે;
જશતણો રૂપ એ ભૂપ ભૂમંડળે, લંકપતને ત્રણ લોક જાણે. ૧૧૭
અં-ઓળખાવ અજાણ અલ્પ બુદ્ધ અધિપતિને,તોલ કે પાડ માનીશ તારો;
ગાળ હુંકાર તારો નહીં સાંખીએ, પાંત્રિશ ત્યમ તારો જાણ વારો;
રિદ્ધિ રાવણ તણી પુણ્ય પરવારિયું,આવી રહ્યો એહનો આયુઆરો;
દશકંધએ અંધ એ ધંધ ધાયે ઘણો,ચિત્તમાં ચેત એ ચોર મારો. ૧૧૮
સા-ઊંધકર્મા અલ્યા અભાગિયા વાનરા, ચેતરે ચેત ચોપક્ષ ચિત્તે;
કોણ ગજું તાહરૂં કિંકરા કાસદા, બોલી ન જાણે નરપતી નીતે;
પાગ તું લાગ પરણામ કરજોડીને, પામીશ લ્હાણ પુરપત પ્રીતે;
રાજ મહારાજ રાજેંદ્રનો રાજીઓ,રાજ સભાતણી બોલ રીતે. ૧૧૯

## છપય.

અં-રામચંદ્રની નાર, સિતા સતિ માતા મોરી;
દૈત્ય દાનવ કો દુષ્ટ, ચંડાળ કરી લાવ્યો ચોરી;
દયાનિધિ દાતાર, ધર્મ હજુ મનમાં ધારે;
પાછી આપે જો સીત, તો એને નવ મારે;
નહિતર દેશ દેહવટ કરે, એવી આજ્ઞા આપી મુને;
ચતુર હોય તો ચેતજે, ચેતાવા આવ્યો તુને. ૧૨૦
સા-મરદ મુછાળો વીર, રામની રામા લાવ્યો;
શૂર પૂર દઢ ધીર, કોડ કંદર્પત કહાવ્યો;
દશકંધ નામ દરિયાવ, તરવાર તાતી ત્રિલોકે;
જોર હોય તો જુઓ, સિતા મૂકી અશોકે;
પાછી લેતામાં પ્રીછશો, અદકું બોલે અનરથ થશે;
લાડ કરતા આવો છો લંકમાં,જરૂર જીવ સહુના જશે. ૧૨૧

## દુહા.

અં-જનની કુખ રાવણતણી, બહુ ઉપજાવ્યા બાળ;
જાત શ્વાન કે શૂકરી, ભુંડણ કે શિયાળ. ૧૨૨
કે વીંછણ કે નાગણી, કે કુરકટની નાર;
કે અન્ન એ કોણ છે, બોલો નાહી ગમાર. ૧૨૩
બોલત નહિ કછુ નીચ હો, કે મુંગા કે ઢોર;
કે હમારે દીન હો, કે જાતિકે ચોર. ૧૨૪
પૂછત હું બડિ બેરકો, ફેર ન પાઉં બ્યાન;
કે ફૂટીહેં આંખડી, કે સુનતે નહિ કાન? ૧૨૫

## ઝૂલના છંદ.

પોકાર કરતાં ઘડી પાંચ પૂરણ થઇ, બોલતા શે નથી કર્મ ફૂટયા;
રીસ ચઢશે મુને શીશ તમ તોડશું, કૃતાંત કોપતાં કાળ ખૂટયા;
ચોર માટે બીહોછો સહુ ચિત્તમાં, તોલ અહંકારના ટેક ટૂટયા;
અંગદ કહે ઉત્તર શે નથી આપતા, સર્વની આંખ કે કાન ફૂટયા ? ૧૨૬

## દુહા.

વાંકાં વચન શ્રવણે સૂણી, ચઢિ રાવણને રીસ;
પગની જ્વાળા પ્રગટિ તે, જઇને ભેદી શીશ. ૧૨૭
વાઘને વળી વકારિયો, શુભ છંછેડયો સાપ;
સિંહ પંખાળો પાખરો, અતલીબળ એ આપ. ૧૨૮

## ઝૂલના છંદ.

દેહ દાઝયો દશાનન ઘણું દિલ વિષે, એક આપે થયો તેહ તાથે;
ઉછળ્યો એક કર આપ આસનથકી, મુખ મૂછ મરડિ હોતહોડ હાથે;
રા-કોણ તુજ નામ ને ગામ ને ઠામ કહે, કામ કશુ છે પશુ ભૂપ સાથે;
કો તણો મોકલ્યો હ્યાં લગી આવિયો, આભ બાધો ભરે બાંય બાથે ?
અં-વાળીનો પુત્ર ધરસૂત્ર શુભ પર્વતે, નામ અંગદ મારૂં હરખ હેવા;
શરણ રહું છું રઘુનાથના ચરણની, દેવનો દેવ અધિદેવદેવા;
ધ્રુમ્રપાને કરી ધ્યાન જોગી ધરે, ઈંદ્ર બ્રહ્મા કરે ઇશ સેવા;
તે તણી નારને તસ્કરી લાવિયો, લંક લગિ આવિયો સૂધ લેવા. ૧૩૦

## દુહો.

રાવણ-કહેરે અંગદ કોન હેં, બોલ બડેરા ઝટ;
મુખસેં બોલ સમાલકેં, જાનું બરિયો ઘટ. ૧૩૧

## કબિત.

અં-તાતકી નિશાની એહ, દેહ પરચંડ જાકો;
મેઘ ધન ગાજે એસો, તોર રહે તનમેં;
સૂર મહા સુભટ હૈં, પૂરહેં પ્રતાપનકો;
નારાનકો નૂર આપ, પશુ જાત જનમેં;
સુગ્રીવકો સહોદર, મિત્ર હનુમાન જાુકો;
નામ નવખંડ જાને, બાલી બિકટ બનમેં;
કક્ષિપટ રાખ્યો પાસ, પૂર ખટમાસ તાકું;
શાનપને શાન આન, સમઝ મૂઢ મનમેં. ૧૩૨

## દુહો.

રાવણ-અબ તેરો આદર ભયો, અંગદ આયો અંત;
સાચો બોલ બતાય તું, કોનહિં હેં હનુમંત. ૧૩૩

## કબિત.

અં-બુઝયો હનુમાનજી જો, સેવક શ્રી રામજીકો;
અંજની કુમાર હે, આધાર યહ રંકાકો;
પવનકો પુત્ર, અવતાર મહારૂદ્રજીકો;
મહેરનકો તારન, મારન દુષ્ટ બંકાકો;
જનમકો જતિ આપ, સતીકો શોક હરન;
ફૂરન બંડ ખંડનમેં, કરન નાદ હંકાકો;
અક્ષયકું માર ડાર્યો, સંધાર્યો પ્રધાન તેરો;
અંગદ કહે રાવનસું, લૂટનહાર લંકાકો. ૧૩૪

## દુહા.

શતયોજન સાયર તર્યો,શિર કર લછમન હોય;
અગન ઉડાઇ લંકમેં, વે હનુમંતો જોય. ૧૩૫
રાવણ-સુગ્રીવમેં કયા સાનપન, કહા સુગ્રીવમેં શૂર;
બાનર બાનરકી ઉપમા, નીચ ગમાવે નૂર. ૧૩૬

## છપય.

અં-શું સુગ્રીવનું શૂર, ચતુરપણે લે ચાહી;
વાળી સરખા વડહથ, ભુપ ભારે ગુણ ભાઇ;
હનુમંત સરખો બળવંત,હરોલ હઠીલો હાથી;
લૂટી લીધી લંક, તેહ સુગ્રીવના સાથી;

અનમી નરો નમાવિયા, બળિયાશું બાધે બાકરી;
અરાઢ પદ્મ બોતેર ક્રોડ નર,તે કરે સુગ્રીવની ચાકરી. ૧૩૭

## દુહા.

પ્રાજે કરે પલ એકમાં, કરે જે ઉપર ક્રોધ;
સૂર સામદ સુગ્રીવનો, જાંબુવાન છે જોધ.
રાવણ-અધિક બોલે કયમ અંગદા, જાંબુવાન તે કોણ;
નથિ દીઠો નથિ સાંભળ્યો,ક્યમ પેદા થયો ઓણ. ૧૩૮

## છપય.

અં-જોબનવંત જશવંત, અધિક પરાક્રમ આપે;
કરે સુગ્રીવ જે રાજ, તેહ એને પરતાપે;
નલ નીલ જેનાં નામ, તેહ કિંકર છે જેના;
અરાઢ પદ્મનો પ્રધાન, તોલ ત્રહોપક્ષે તેના;
જીત જાંબુવાનને, સરજ્યો નથી કોઇ સૃષ્ટમાં;
સામળ કહે અધિક પરાક્રમી, નથિ વરષા કે વૃષ્ટમાં. ૧૩૯

## દુહો.

રાવણ-નલ વાનર તે કોણ નર, વાનર કરે વખાણ;
નીચ ઉપમા કરે ઊંચ તું, અંગદ નામ અજાણ. ૧૪૦

## છપય.

અં-નલ વાનર નર તેહ, હોડ કરી તે હાર્યા;
નલ વાનર નર તેહ, પાણ પાણી પર તાર્યા;
નલ વાનર નાર તેહ, સાગર ખાબડ કીધો;
નલ વાનર નર તેહ, પયોધી પયવત પીધો;
જળ ઉપર જેણે સ્થળ કર્યો, વિકટ વાટ જળવંકમાં;
સામળ કહે નર તે નીલ નલ, લશ્કર લાવ્યો લંકમાં. ૧૪૧

## દુહો.

રાવણ-કિંકર ઉપમા શિદ કરે,નીચ જાત કોણ નીલ;
મારે મનતો પિપિલિકા, તારે મનતો ફીલ. ૧૪૨

## કબિત.

અં-સહસ્રાર્જુન સુર બડો, નવખંડકો નરેંદ્ર;
જાકે દરબાર હાઢો, રાવન તું રહ્યોહે;
રમાડયોજમાડયો રીત, પશુ જાન પ્રીત કીની;

દીની શીખ દોડ આયો, લછન સબ લહ્યોહે;
એક દીસ નીલ ગયો, નરેંદ્રકે નગરમેં;
પકરી પૂરપતિકું, આકાસ બીર બહ્યોહે;
જોરકે પ્રનામ કિયો, નીલમનિ ભેટ દિયો;
લિયો જશ ઘેર આયો, નીલ નામ કહ્યોહે. ૧૪૩

## દુહા.

નીલ નરકું નહિ જાનિયો,તાકો નામ અજાન;
દશકંધ જાન તું દિલ બિખે,બાનરકો બિખાન. ૧૪૪
સહસ્રાર્જુનકી પેશકશ, લય યો નીલ ગુનગ્રામ;
નિરખ્યો નિલમનિ નગ્રમે, નીલ ધરાયો નામ. ૧૪૫
લાયક લછમન સારખે, પ્રીત રખે જે પાસ;
ઓલખ લો તુમ આપસેં, બસસેં તેરે બાસ. ૧૪૬
**રાવણ**-કહેરે લછમન કોન હે, જાકો કરે બિખાન;
જૂઠી બાત જલ્પે યહાં, તો પરહે તુજ પ્રાન. ૧૪૭

## કબિત.

**અં**-સુમિત્રાજીકો નંદન, જગતકો હે બંદન;
દુષ્ટકો નિકંદન ચંદનતરૂ, સિદ્ધ સઘાકો;
રઘુબહરકો બીર, ધર્મકો ધુરંધર ધીર;
શુદ્ધહેં શરીર સત્ય, જતિ જોગ દછાકો;
નરપતકો નાયક, સબ ગુનમેં લાયક;
સાયક કવિ સામલકો, પૂર્ન પ્રીત પછાકો;
આપ ઘેર જાય પૂછ, બૂઝ લછમનજીકો;
કાન નાક છેદે તેરી, બેન સૂર્પનછાકો. ૧૪૮

## દુહા.

ભગિનીકું જયોં ભેટિયો, હોડસું બાંધી હાથ;
કાન નાક દો છેદિયે, સોઇ રામકો ભ્રાત. ૧૪૯
**રાવણ**-કેસો તેરો રામ હે, કિસ બિધ કીનો કામ;
ફેર ફેર બકે બહો, રસનામેં શ્રી રામ. ૧૫૦

## કબિત.

**અં**-પૂછે કહા રામનકું, જગતકો સર્જનહાર;
ઇસ જૈસે ધ્યાન ધરે, જયાકો તું ચેરોહે;

ગરીબનકો નિવાજ, નાથ હેં અનાથનકો;
પતિતકો પાવન, પ્રતિપાલ જગત કેરોહેં;
તાટકાકો પ્રાન લિયો, ખર દૂખર દૂર કિયો;
ત્રિશિરાકું તોર્યો અબ, આદર તો તેરો હેં;
સામલ કહે સધારે, પાનીપર પ્હાન તારે;
અલખત અલખસેતી, આલાસો રામ મેરોહેં. ૧૫૧

## દુહો.

ત્ર્યંબક ત્રોડ સીતા વર્યો, નીચે આણે પાન;
તોકું છોડાયો ત્યહાં, સોહી રઘુબર જાન. ૧૫૨

## ઝૂલના છંદ.

રાવણ–વખાણ કરે અલ્યા વાનરા રામનું; કેટલું સાંભળ્યું જૂઠ જેવું;
શીશ સાટે કરી લંક લગિ આવિયો,લોળિયું લાભનું શુંજ લેવું;
દેહ માનવતણી એહમાં બળ કશું, સિદ્ધશ્રી જાણીને શીદ સેવું;
જાણતો હોય તો કહે અલ્યા વાનરા,જોર કરતૂત પ્રાક્રમ કહેવું. ૧૫૩

## છપય.

અં–હણ્યો જેણે હિરણ્યાક્ષ, સાક્ષ પ્રલ્હાદાં દીધી;
ફરશીધર ફરશુરામ, નેક નક્ષત્રી કીધી;
બલિ ચાંપ્યો પાતાળ,સહજમાં અહલ્યા તારી;
દુષ્ટનો ફેડયો ઠામ, વાળિને નાખ્યો મારી;
પાષાણ તાર્યા પયોનિધિ, સેતુપાજ બાંધ્યો હવે;
મમત મૂઢ મૂરખ કરે, એ નર ઓળખશો અબે. ૧૫૪
રાવણ–મૂરખ મૂઢ અજાણ, પ્હાણથી દીસે પોઢો;
શઠ કેરો સરદાર, જગતમાં નહિ કો જોડો;
બાપડિયાં કાપડિયાં, જટાળાં જોડાં જોગી;
ભુખ દુખ ભિખારી ભૂર, કહે તેને એ ભોગી;
એવા અસંખ્ય અલેખધા, ચરણ ચાંપે નિત્ય મહારા;
મુજ સાથે જુદ્ધ એ શું કરે, રામ લક્ષ્મણ બે તાહરા. ૧૫૫
અં–રિદ્ધિ હીરો રઘુનાથ, પથર રાવણ પરિઘટનો;
તે શું જાણે તોલ, રાજસ બોલી વટનો;
રિદ્ધિ અમૃત રઘુનાથ, ઝેરથી રાવણ કડુઓ;
દાતાને દુઃખ દેનાર, બુદ્ધિહીણ બુદ્ધિ બુડાઓ;
વળિ ઉપાસક તું ઇશનો, જે વડે તું જોરા કરે;
અંગદ કહે ઇષ્ટ મારાતણું, અહનિંશ ધ્યાન ધર્મે ધરે. ૧૫૬

## ઝૂલના છંદ.

**રાવ**—જા અલ્યા જીવતો કહે તારા રામને, ગામ કેમ આવિયો ધામધાતો;
દેહ દીઠી નથી તેં દશાનન તણી, કાન સુણી નથી "વેણ વાતો;
કુંભકર્ણ આળસ તજી ઉઠશે, લાખ સવામણ ખીચ ખાતો;
ક્રોડ બોતેર ને પદ્મ અઢારમાં, ઝાંખશો નહિં કોણ એક જાતો.
**અં**—અલ્યા રામ આગળ કશી વાત તે તાહરી, શ્વાનની વાત શી સિંહ સાથે;
રંક કીરત કહે રાજ રાજેંદ્રને, લાભ શો લીજીએ તેહ ત્યાંથે:
દેખાડ તાહરો ડાહ્યરો દળપતિ, માહરો બળ સહે બાંય બાથે;
ક્રોડ કુંભાતણા માનમોડું અતિ, એવી હું હોંસ રાખું છું હાથે.

## દુહા.

**રાવણ**-વઢવા આવ્યો વાંદરા, તો તે કરીએ પેર;
જા મૂકું છું જીવતો. ઘણા હેતથી ઘેર. ૧૫૯
**અં**-નહીં લઢને મેં આયો હું, કહેને આયો બાત;
જો સૂનોતો મેં કહું, જો કહાવી રઘુનાથ. ૧૬૦
**રાવણ**-દેઊં દુહાઇ રામકી, જો મુખ બોલે જૂઠ;
એક બાત ઐસી કહે, પ્રતિ ઉત્તર લે ઊઠ. ૧૬૧

## કબિત.

**અંગદ**-સુનો યું લંકાધીશ, દસહી ધરાયો સીસ;
ઇસકે પ્રતાપ આપ, બેઠે હો જુ પાંચમે;
રામજીકું સીત દીજે, રાજ બેઠે લંક કીજે;
ખીજે નહીં કોઇ સિદ્ધ, પામોગે સાંચમે;
ન તો ગઢલંક લૂટયો, જાનો આપ કાલ ખુટયો;
રૂઠયો જબ રામ નામ, કાલ લિયો ચાંચમે;
સામલકી યેહિબાત, અંગદ જ્યુ કહે સાચ;
મન રાચ નાચ કરે, થયે આઇએ આંચમે. ૧૬૨
**રાવણ**-બાનરા બિપ્રીત બાત, કહા કહે રામજીકું;
તેરે કછુ ચાહીએ, મનમેં કા મોર હૈ;
જા તું તેરે રામ આગું, સીસહિપછાર કેમે;
લે, આઓ લંકમેં જયોં, લરનેકા ઠોર હૈ;
જંગલી પ્રધાન જાકો, તાથે મે માલ દેખો;
લેખો હે તું દૂત જેસો, એસો તેરો જોરહૈ;
એકહી ગુલામ મેરો, મારી ચકચૂર કરે;
રામ જેસે સેવકહિ, લાખહિ કરોર હૈ. ૧૬૩

અં-સુન એ દશકંધ અંધ, ઓતરકો તું હૈ ચોર;
જગતમાતા જાનકી, કિંકર હર લયો હૈ;
અબતેરી સમૃદ્ધ ગઇ, ગઇ લંકા ઓર જાન;
નવગ્રહ છોર ડરે, દેવ સુખ પાયો હૈ;
વાકું તું નવ બુઝે, સુઝે નહીં તોય જગે;
તું પ્રતીત જાકે ગુન, ભેદ જેસે ગાયો હૈ;
પ્રચંડ દંડ તોકું દેગો, અબે કહ્યો મેરો માન;
તેરો ઘાટ ઘડનેકું, આપ રામ આયો હૈ. ૧૬૪
રાવણ-મુસ્તકમેં જટાધારી, કહાવતે બ્રહ્મચારી;
બનફલ અહારી સારી, આયુધ ધરી ફરતા હૈં;
કહા જાને કોન કાજ, ગામ લોક કિયે તાજ;
સંગ નહીં કોઉ સાજ, રાજ કાંકે કરતા હૈ;
દેખનમે બીર દોઇ, ઐસે નહિ ધીર કોઈ;
અપની ઓરત ખોઇ, બાનર મેં ઠરતા હૈ;
સામલ કહે સુવેખી, સેના મેં બહોત પેખી;
માંકડે અલેખે દેખી, રાવન કા ડરતા હૈ! ૧૬૫

દુહો.

લખ મણિયા ધોળા ગડગડે, પોઢા જેની પીઠ;
મરોડે મણિધરતણી, ક્યાં ડરે દેડક દીઠ! ૧૬૬

કબિત.

અંગદ-ધકેટેમેં ધરા ધ્રુજે, ખેહમેં ન દિન સુઝે;
બુઝે નહિ તોય માન, મરદુંકે મોરેગો;
નાલ ગોલ બાન છુટે, ગામ કોટ લંક લુટે;
રૂઠેગો રણાયો દાઓ, દેકે ગ્રહ છોરેગો;
હનુમાનકું હકારે, ડરેગો તું તો ડકારે;
નગારે સબ ફૂટ ફૂટ, ફીટફાટ ફોરેગો;
સામલ કહે બેર બેર, આયો હે અજીત શેર;
ઘેર લેગો કરી રીસ, અપ રામ તોરેગો. ૧૬૭

ઝૂલના છંદ.

રા-અંગદા અંગમાં શે તું સમઝે નહીં, કૂખ કાયરતણી તુજ આવ્યો!
કપુત વાળીતણા કુળ વિષે અવતર્યો, કે શકે નીચનું થાન ધાવ્યો!
શતક કટકા કર્યા તાત તારાતણા, તેતણી ભકિતમાં ભૂર ભાવ્યો!
વાનરા સરવનો ઘાટ ઘડાડવા, લખવસા લખમણો આંહીં લાવ્યો!

અં–પાષાણ અજ્ઞને પ્રીછવું કેટલું, જેહમાં ગુણ નહિ જ્ઞાન જ્ઞાતા;
વીશ છે નેત્ર પણ અંધ વપુએ થયો, શોધતો શે નથી ચિત્ત ન્હાતા;
જે કરે જેટલું ભોગ તે ભોગવે, તે તમો દેખશો ધંધ ધાતા;
વાળિ વૈકુંઠ પદ પામિયો પ્રીતથી, રામજી મુક્તિપદ દિવ્યદાતા.
રા–કાપડી વેષ લઇ વન વિષે જે ફરે, શીશ જટા ધરે સંગ સારો!
સીતની શુદ્ધ નવમાસ નિરખી નહીં, આજ સાગરતણો દીઠ આરો;
લાવિઓ રીંછ લંગૂર લખ કોટિધા, માનવી મૂળ મુખવાસ મારો!
લંકપતિ છત્રપતિ રાય રાવણ સાથે, રાઢમાં જીતશે રામ તારો!
અં–એક કિંકર અહીં આવશે રામનો, તે નહીં તાહરો બોલ સાંખે;
તાત મારાતણી કીર્તિના કવિ તમો, હું ખમું બોલ જે ભુંડ ભાખે;
અન્ય જણને ઓશિઆળ શી તાહરી, જો ઘડી એકમાં જોર ઝાંખે;
લંક પરલંક એ અંક એકે ભરી, નિમિષમાં નિધિતણે નીર નાંખે!
રા–કહે દશાનન સુણો વાળિકા દીકરા, પ્રીત સંભાર તું પેર પૂઠી;
રામ ઉપર તને હેત કયમ ઉપજે, તાતને મારિયો કાળ કૂટી;
પિંડ પાળે તારૂ વેર વાળે નહીં, પેટની વેઠમાં વાટ ઉઠી;
કર અહિં ચાકરી બાંધ્ય ત્યાં બાકરી, રામશું રાઢ કર આવ્ય ઉઠી.
અં–બુદ્ધિબળહીણ તું ક્ષીણ આયુષ થયો, રાવણ મૂઢ મુખ શું જ ભાખું;
રાજમહારાજ અધિરાજજી કેરડાં, દર્શનો નિત્ય હું દીવ્ય દાખું;
સહ અમૃત રત્નખાણ પૂર પ્રેમની, તે તજી ઝેર નિરવત ચાખું;
સ્વામી સામળતણાં ચરણ પ્રતાપથી, તુજ સમા કિંકરા કોડ રાખું!
રા–વેદ અવસાન આવ્યો હવે વાનરા, પશુય જાણી નોતા દંડ લેતા;
પંડ તારો શતખંડ કટકા કરે, ક્રોધથી ઉઠશે જોધ જેતા;
ખાલ નખ નખ લઇ દુઃખ દઇને દમે, લંકથી છુટશો લાભ લેતા!
રામની આણ જો સત્ય તું કહે નહીં, જેતું સમા સેનમાં સુભટ કેતા?
અં–શુભ સુભટ ઘણા જુગ જોડે જમો, તે થકી લક્ષધા હરખ હેમે;
રૂપાતણા રાચમાં ભોજ્ય ભાવે કરે, કાંસની થાળ કંઈ પત્ર પ્રેમે;
મૃતિકામાંહી અશન કંઇ કોટિધા, એમ મરજાદ સહુ નરત નેમે;
તેતણી જુઠ વીણી અમો જીવીએ, હું હનુમંત એ ખંત ખેમે.

## છપય.

રા–મૂરખ મૂઢ અજાણ, જૂઠું બોલે કયમ ઝાઝું;
કોણ ગણતીમાં રામ, લવરી સુણતાં હું લાજું;
કોઠ બીલાં ખાનાર, લંગૂરાં કોટિક લાવ્યો;
વાઘણકેરાં દૂધ મણિધર મણિ લેવા આવ્યો;

વળી તારૂણી મારી તાટકા, તે પ્રાક્રમ દીઠું તમો;
વળી હોય પરાક્રમ રામનું, કહે કિંકર સુણિયે અમો. ૧૭૯

## ઝૂલના છંદ.

અં–કરતૂક પૂછે કર્યાં એહ કરતારનાં, જેહમાં જોરના જુગત ઝાઝા;
કોટિ બ્રહ્માંડ મંડાણ સૃષ્ટિતણો, મોક્ષ મહિમાતણો મૂળ માઝા;
અવતાર અંશે કરી વંશ દિલીપ કુળ, કીધ પરમારથ કોટિ કાજા;
ગરવરાગુણનિધિ તારિયા તુંબ જયમ, શીશ રણ રોળશે રામરાજા.
રા–વધતું વેણ વદે અલ્પા વનચરા, કેટલી બુદ્ધિ તરતીબ તારી;
પ્રાશન કરે પિલવાં વાલિઓ વાનરો, મોટાઇ જુઓ એણે નાખ્યો મારી?
તાટકા તારૂણી રાંકડી રંડ એ, છતીયો નીચ નિર્માલ્ય નારી;
રામના કામ જાણે બધા જગતમાં, ધીર એ વીર બે ધર્મધારી.
અં–ત્ર્યંબક જ્યાં ત્રોહિયો માન તુજ માંડિયો, છોડિયો ત્યાં તુને ધર્મ ધાર્યો;
દશમસ્તક દક્ષમાં રાખિયો કક્ષમાં, પલક એક પક્ષમાં હોડ હાર્યો;
કોટિ રાક્ષસ હણ્યા, ભય તેના નવ ગણ્યા, વેદ ભણિયા હવે તુજ વારો;
મારવો રંકને લૂટવી લંકને, પાપથી ઓસરે રામ મારો!
રાવણ–માનવી માનવી સંગ રહેછે સહુ, માકડાં સાથ મન એનું મોહ્યું;
નાનપણમાંહિથી નામ કાઢ્યું જુઓ, પરવર્યાં પુરથકી રાજ ખોયું;
ક્ષત્રીવટ ખોઇને જોગ જટા ધરી, શરમ ને કરમ ને ધરમ ધોયું
મંત્રી તુજ સારખા પ્રાક્રમી પારખ્યા, દશકંધ રામનું જોર જોયું.

## ચોબોલો.

અંગદ–મંત્રી તે પુણ્યવંતા પૂરણ, ઘર બેઠા લખ લૂટે છે;
શ્રી દશરથના નંદન સાથે, ધારા વેદની છૂટે છે;
લાયક લીલા લક્ષ્મણ સાથે, અમૃતના ઘન ઉઠે છે;
અભાગિયો અક્કરમી અંગદ, રત્ન પથરશું કૂટે છે? ૧૮૧

## છપય.

રાવણ–બોલે વધતા બોલ, તોલ ખુવે છે તારૂં;
રવિ સામા નાખે રેણું, માન ઘટે નહિ મારૂં;
આયુષ તારૂં અલ્પ, એક ઘડીમાં આવ્યું;
તાતનું લેતાં વેર, ભાગ્ય ભુંડું તુજ ભાવ્યું;
અવતાર અફળ તારો ગયો, વેર ન વાળ્યું વેઠમાં;
શત્રૂને જઈ શરણે રહ્યો, પાવક ઉઠો તુજ પેટમાં! ૧૮૨

અંગદ-અન્યાઇ બોલે આળ, ગાલ ગુણ હીણા દે છે;
અધર્મી અવતાર, ભાર શું માથે લે છે;
મુજને તુજપર હેત, ખેદ રાખી નહીં ખીજું;
આપણ બન્ને ભ્રાત, બતાવું કારણ બીજુ;
જો વાળિ તાત છે આપણો, છૈયે સહોદર સુખમાં;
તુજને રાખ્યો તો કાખમાં, મુજને રાખ્યો તો કૂખમાં! ૧૮૩
રાવણ-વાળી સરખા ક્રોડ, ચરણ મારા ચાંપે છે;
સુગ્રીવ સરખા લાખ, કૃત્ય દેખી કાંપે છે;
ઇંદ્ર આદિ સુર સાથ, હાથ જોડે જન ઝાઝા;
નથી સાંભળ્યો કાન, રિદ્ધિપતિ રાવણરાજા;
ડોલાવું દશ દિક્પાળને, સળકાવું શેષ ધામને;
તું અલ્પ બુદ્ધિ સમઝે નહીં, રહ્યો વખાણે રામને. ૧૮૪
અંગદ-શેષતણો અવતાર, તેહ લક્ષ્મણજી લાયક;
ફરશીધર ફરશુરામ, રામ નરપતનો નાયક;
મહાલક્ષ્મી અવતાર, માત એ સીત સતી છે;
એકાદશમો રૂદ્ર, જોગ હનુમાન જતી છે;
ખસઓધ કેસરતણી, બહો ગુણ બ્હેક બરાસનો;
તરણ તારણ ત્રૈલોકનું, તે સ્વામી સામળદાસનો. ૧૮૫

## સવૈયો.

રાવણ-કીડીથી કુંજર કયમ બ્હિશે, ડકર કરી દેખાડે ડકરી;
સ્વપ્નામાં સીતા નહીં આપું, પકર અમે પકરી તે પકરી;
જીવજાન તુજ જોખમ થાશે, મેલ જનાવર ઝાઝી જકરી;
શાર્દૂલ શેર સિંહસો રાવણ, બીજા બળવંતા તે બકરી! ૧૮૬

## ઝૂલના છંદ.

અં-જોડિને કર કહું વાત તુજ કામની,નરપતિ ગર્વ તુંજ એ એ જોશે;
સીત શું પ્રીત તે મોતની રીત છે,ચાંચડવત ચોળશે ચિત્ત ન્હાશે;
દશ હતા તુજ શીશ પર ગાજતા,તે સાથે શત્રુતાં બહુજ થાશે;
સામળતણા સ્વામીની નીચનિંદા કરે,ચોકડી ચૌદનું રાજ જાશે. ૧૮૭

## સવૈયો.

રા-રાંકની જાત તે રત્ન શું ઓળખે, આખર ચૈતન ચાકરનો;
ગરીબતણે ઘેર પેટ ભરે તે, ઠાઠ શું જાણે ઠાકરનો;
મેરૂતણો મહિમા નવ પ્રીછે, કરે વખાણ તે કાંકરનો;
"ખાખરની ખીલોડી" અંગદ, સ્વાદ શું જાણે સાકરનો? ૧૮૮

## ઝૂલના છંદ.

અં-આરોગિયાં અમૃતફળ જેણે અતિ ઘણાં, તેહને ઝેર તે કુણ લેખે;
હાર પ્હેર્યા જેણે હેમ મોતીતણા, કાચ કથીર કુણ પૂઠ પેખે;
પદ્મની પારખી જેમણે પ્રેમદા, સંખણી દાખું તે લાભ લેખે;
રામહૃદે વસ્યો ત્યાંય રાવણ કસ્યો, માન સાચું નહીં મીનપેખે. ૧૮૯
રા-કપુત ઉઠચો અલ્યા પેટ વાળીતણે, તાતની દાઝતો તેં ન જાણી;
તાત જેણે હણ્યો ભય તેનો મન ગણ્યો, પેટ ભરે તેના ગુણ વખાણી;
સુખ શું લેઈ મુજ સાથ બોલે બકે, એહ પ્રતીતથી જોર જાણી;
એ જીવ્યાપેં મળ્યું મોત માથે ભલું, બુડ ભરિ ઢાંકણી પૂર પાણી! ૧૯૦
અં-મંદોદરી શુભસતી તેહનો તું પતિ, તેટલા માટ મેં બોલ્યું સાખું;
દિવસ દશબારમાં મોત હવે આવિયું, સંભાર કોઈ ઈષ્ટને સત્યભાખું;
કુંજરતણે આગળે કીટ શું કોપશે, એ વિષે તાહરૂં જોર ઝાંખું;
રામ દે આજ્ઞા હવડાં હું કરૂં, લંક બાંધી તુને નિરે નાખું.
રા-કરગરે કોડ દહડા થઈ કિંકરો, કામની કાજથી દીન દાસ;
લેતો નથી પ્રાક્રમ લંકપતિ કેરલાં, દેવ દાનવ રહે ઘેર વાસ;
આપ અસ્વાર આસન થકી ઉઠશું, બાંધશું નરપતિ નાગપાસ;
કારાગ્રહ નાખીને કોડ પોચાડશું, આજ અયોધ્યાતણી મેલ આશ.

## કબિત.

અંગદ-કહા જાને મૂરખ, તું દશરથકે નંદનકું;
સનકાદિ જોગી જેસેં, પીર ધ્યાન ધરત હે;
પતિતકો પાવનએ, ખાવન હે ખલકકો;
ભક્તનકો બચ્છલ કામ કરુના કરત હે;
શશિ શેષ શારદ જુ, નારદ બસિષ્ટ બર;
ભૂપર જીવા જોન વાકું, ભરતપુર ભરત હે;
સામળ જ્યુકે સ્વામીકી, પ્રતિત તું પર્ખ દેખ;
ગિરિવર ગંભીર ધીર, નીર પર તરત હે. ૧૯૩

## ઝૂલના છંદ.

રા-સીત લેતાં ઘણું સમઝસો સોવસા, વાટ વાંકી ઘણી વિકટ વાંટા;
બિબુલ સૂકાંબળે લક્ષ લાગે નહીં, છોહ પથર પડે છે છેક છાંટા;
રેતપીલ્યા થકી તેલ તે ક્યાં થકી, આધક અંતર વિષે આડ આંટા;
રામને કામ છે સાથ રાવણતણે, ખાવો છે યુદ્દ મહિં કોડ કાંટા!! ૧૯૪

### છપય.

અંગદ–અંધ થયો દશકંધ, ધંધ ધારી શું બેઠો;
કુળ અંગારો આપ, પાપરૂપી થઇ પેઠો;
દશ છેદાશે શીશ, દીસ થયા તુજ વંકા;
ઇશ થવા ઉફરાંટ, લક્ષ લૂંટાશે લંકા;
પુત્ર તારા પ્રાજે થશે, વિધવાનાર તારી થશે;
સમઝ મૂઢ મન મૂરખ મને, ચોદ ચોકડી ચોવટ જશે. ૧૯૫

### ઝૂલના છંદ.

રા–શૂર સામદ છે સુભટ કો હાજરે, વાનરો મૂરખો મોજ માલે;
પૂછ ગ્રહી ફેરવો શીશ પાછળથકે, વખાણનાં નામની લાણ આલે;
કોડ પોચાડો કરતૂક એના તણા, જીભ ઝાલી કરી ચિત્ત ચાલે;
સેન એનું જુવે તેમ કટકા કરો, પેસવા લંકમાં ન કો હામ ધાલે.
અં–સૃષ્ટિ બ્રહ્માતણી સરજિયો કો નથી, રામ સેવક તણે મુખ બોલે;
ત્રિલોકના નાથના ચરણ સેવું અમો, તેહ પ્રતાપ તું કોણ તોલે;
રાવણા રંક જાણી તને ગુ:રું, લંક ઉદવસ્ત કરૂં ખાંત ખોલે;
સામળતણા સ્વામીની રેણું વંદનથકી, લેઉં વેગાથી હું માનમોલે.

### કબિત.

રાવણ–અર્નવકો નીર આટે, કનકકો દુર્ગ કોટ;
ખોટ એક નહીં લંક, દેખનેકી જાત્રહૈં;
ઓલગ કરત ઇંદ્ર, અહર્નિશ દશ દીશ;
ભુજ બીશ ઇશ ધીશ, પૂજવેકો પ્રાત્રહૈં;
સામલ કે સદા જોર, સાત લાખ પુત્ર કોર;
તોર ટેક દેખ મેરો, પ્રૌઢ ગુન ગાત્ર હૈં;
બાલ સૂત બાલકેરે, ઉતારુ અંકાર તેરે;
મેરે આગુ રામ લક્ષ્મન, માનવી કુન માત્રહૈં. ૧૫૮
અં–રઘુવંશી રઘુપત, નિમળહેં જાકી મત;
સેનાપત સુગ્રીવ જેસેં, જુક્ત જોડ જોડ હૈં;
શુભ કે સુભટ સિંધું, લક્ષ્મન કે બાંય બંધુ;
ઇંદુપત અજોધાકે, બંદી છોડ છોડ હૈં;
સેવકકું સાધારન, દુષ્ટનકું નિવારન;
તારક કવિ સામલકો, હિત હોડ હોડ હૈં;
પતિતકો પાવન ગુની, જન જશ ગાવત;
રાવન જેસેં રામ અંગે, રામ કોડ કોડહૈ. ૧૫૯

## છપય.

રાવણ-દશે શીશ ભુજ વીશ, ઇશનો આદ્ય ઉપાસી;
ધરે છત્ર શિર ચંદ્ર, ઇંદ્ર ઘેર ખાસ ખવાસી;
વરૂણ ભરે નિત નીર, વીર કુંભકર્ણ અભીતો;
અગ્નિ નિપાવે અન્ન, તન જેણે શક્રકું જીત્યો;
બ્રહ્મા ભણે ઘેર વેદ, ખેદ કરે નહીં કોઇ;
વિષ્ણુ માને શરમ, કરમ જોરાવર હોઇ;
૨૭ પતિ જમરાય, વાયુ મુજ મ્હેલ સમારે;
નવ ગ્રહ કરે સબ સેવ, દેવ જુદ્ધસેં હારે;
કહે સામળ સમૃદ્ધ ઘણી, શશિલંક ઘેર ગાંમડાં;
રાવન કહે અંગદ સુનો, કોન માત્ર હેં રામડા. ૨૦૦
અં-મનિકે આગે મ્હોર, મેર આગું જ્યૌં કંકર;
રાયકે આગું રંક, લંક આગું જ્યૌં છપર;
પંડિત આગું ભેદ, બેદ આગુ જ્યૌં જોનો;
કુંજર આગું કીટ, ગીત આગું જ્યૌં રોનો;
લછમન આગે કુંભ, કોયલ આગે જ્યૌં કગ્ગા;
સિંહકે આગું શ્વાન, હંસ આગું જ્યૌં બગ્ગા;
અમૃત આગું બિખ જ્યૌં, ઇશ આગું જ્યૌં ખાવના;
અંગદ કહે એહીં પટંતરે, રામકે આગુ રાવના. ૨૦૧

## ઝૂલના છંદ.

રા-ક્રોડ તેત્રીસ તો દેવ સેવે સદા, સાત સાગરતણી ખાડ ખાઈ;
ધરસૂત્ર કંચનતણાં પુત્ર શત લખસવા, કુંભકો પ્રાક્રમી ભરત ભાઇ;
દશ શીશ વીસ ભુજ બાહુબળ બળ ઘણું, જગત જીવે મારા ગુણગાઈ;
અંગદ અંગ શતખંડ તારાં કરૂં, રામની વાનરા શી બડાઈ.
અં-શેષની આગળે અળશિયાં જયમ ફરે, સિંહને આગળે શ્વાન સોનું;
કંચન કથીર જયમ કેળ ને કાચકી, અમૃતરસ આગળે વિખ બોણું;
વેદ જોડે જયમ ભેદ પાખંડના, દર્શન આગળે જોષ જાણું;
રામજી આગળે રાવણ ત્યમ તમો, ગાનગુણ આગળે રાંડરોણું.

## કબિત.

રા-ચલતીહેં આગું આગું, બનચર જીભ તેરી;
ગુદર્તાહું ગુન્હા તેરા, પશુ જાત જાની મેં;
બહાવરે આગું કહે, બાત તો બનાય બડી;
મેરે આગું સ્વલ્પ સબે, પથર જ્યું પાનીમેં;

અનમિ અંકારી નૃપ, નવખંડ ભૂમિમેંકે,
બલમેં બતા કો દેઉ, મુજ સમો માની હેં?
તેરી તે રસનાહિ મેં, તાલુસેં નીકાલ ડાલું,
બાંદરેલ તેલ કાઢું, પીલું ધાલ ધ્રાનીમેં? ૨૦૪
અં–મેરી તો બલાય બોલે, મૂરખ કે ભૂપ આગું;
અલતા ચેતાય તોકું, જો તું ચિત ચ્હાયગો;
ખાવનહુકમ નાંહિ, તેરે સાથ લઢનેકો;
નાતરૂ સમઝાવું તોયે, આપ દુઃખ પાયગો;
બતાઉં ઉપાય એક, રાવન તું ઉગરે તો;
સીત દેકે સીસ નામ, શેષ ગુન ગાયગો;
સામલકે સ્વામી સાથ, રાવન તું રૂઠારહે;
અંગદ કહે અંધ તુહી, બોત માર ખાયગો. ૨૦૫

## ઝૂલનાછંદ.

રા–દેવ દાનવ સહુ જીતિયા જગતપત, આણુ ત્રણ લોક અહંકાર મારો;
સૂર્ય ને ચંદ્રમા ઇંદ્ર તે જીતિયા, શેષથી આઘ સંસાર સારો;
પશુ પંખી માનવી દેવને દાનવી, ચેતરે ચિત્ત ચિતવ્યો ચારો;
રાવણ કહે અંગદા એક છે જીતવો, ભૂપતિ નરપતિ રામ તારો.
અં–રામ અજીત એ કોણે નથી જીતિયો, વેદવચનથકી થીર થાપી;
તમે કહ્યા જેટલા તેટલા કિંકરા, અલખત ભોગવે એની આપી;
ભકતવચ્છળ એહ નાથ અનાથનો, નાખે કોટિક કલિ કષ્ટ કાપી;
સામળતણાં સ્વામીને સાધુજન ઓળખે, પ્રીછે નહી રાવણો દુષ્ટપાપી.
રા–હડહડયો દશાનન દશ વદનથકી, તાહરા તનનું તોલ તોલ્યું!
તાતના વેરથી તન વધાર્યું તુંએ, ગુણપણું તાહારૂં ઘેર ઘોલ્યું;
માંકડતણો મહિપતિ કહે તું તે નરપતિ, જોગ લીધો જેણે રાજ રોળ્યું;
બાળબુદ્ધિ ડહાપણ અલ્યા તાહરૂં, તાત વાળીતણું નામ બોળ્યું.
અં–લંક બાધી બળી તોય સમજ્યો નહિં, અશોક વાડીતણો શોક કીધો;
આળપંપાળ કર્યાં નીર અર્ણવતણા, પ્રૌઢ પયોનિધિ પાજપીધો;
કુંવર તુજ રત્નશ્યો રણમાં રોળિયો, સીત અણ્યાથી શો લાભ લીધો;
જો વિભીષણ મળ્યો ભ્રાત રઘુનાથને, દેશલંકાતણો નાથ કીધો.
રા–કહે એક પુત્રથી આંહિ ઓછું કશું, જેમ પટ આગળે એક ધાગો;
સમૃદ્ધ ઘણી ભાઇની ભોમ લીધી અમો, એક એકાકીએ ભૂર ભાગ્યો;
રત્નચિંતામણી ખાણ કંઇ કોઢિયા, નાગા નર જેવાને એક વાગો,
સિંધુમાં બિંદુ મુંડામાંય મુઠડી, "એક ખજુરાતણો ચરણ ભાગ્યો!"

અં-દુષ્ટ દુર્જનને સજ્જન તે કર્યો, ભ્રષ્ટ પાપિષ્ટ આચાર કહાવ્યો;
જાર જન જુવતીને જનેતા કહે જ્યા જાર તે શું કરે ચિત્ત ચ્હાયો!
અધર્મી અકર્મી ધર્મ ધારે નહિ, પાપની બુદ્ધિનો પાય પાયો;
નફ્ટ પૂઠે વૃક્ષ બાવળ ઉગીઓ, "તો કહે માહરે ઠીક છાયો!"
રા-બાપનું નામ બોળ્યું બુધ્ધહીણુ તેં, સેવક થઇ શત્રુને રેહેછ શરણે;
પેટને કાજ પરપંચ એ શ્યો કરે, વખાણ કરે વેરીનાં વિવિધ વરણે;
લાજ રે લાજ કંઇ માલ હોય મૂળમાં, તાત હણનારના ચાંપે ચરણે,
અંગદ તુજ સમો અખિલઅવનિવિષે, કપૂત નથિ સાંભળ્યો કોઇ કરણે!

## છપય.

અંગદ-કપૂત નામ તો તેહ, સંતાડે સીત સતીને;
કપૂત નામ તો તેહ, જપે નહીં જોગ જતિને;
કપૂત નામ તો તેહ, રામ શું રાઢે રીઝે;
કપૂત નામ તો તેહ, ખરૂં કહેતામાં ખીજે;
અહંકારી વિચારો એ આપમાં, મોત ભાગા મનમાં બિયો;
સામળ કહે સેવક રામનો, કપૂત રાવણથી બીજો કિયો. ૨૧૩
રાવણ-બોલે બીજો બળવંત, મુછાળો હોયે મારૂં;
પૂછાળો મારે પાપ, હોડ તે માટે હારૂં;
વાનર વનચર જાત, જનાવરપર શો જોરો;
શત્રુને રહે શરણ, તેહ ઉપર શો તોરો;
કાન કાગળીઆ તણા, છેદ્દેથી મોટમ નહિ મૂને;
લંકપતિ કહે રે લંગુરિયા, તેથી જીવતો મુકું તૂને. ૨૧૪
અંગદ-જોનાર મુજ સામું કોય, નથી જન્મ્યો કો જાતે;
જોનાર મુજ સામું કોય, સુંઠ નથી ખાધી માતે;
જોનાર મુજ સામું કોય, નથી સરજ્યો બ્રહ્મસ્રષ્ટે;
જોનાર મુજ સામું કોય, નથી વરષા કો વૃષ્ટે;
મુજ સામું નથી બોલતો, જીવ રહ્યો ત્યાંહાં જડી;
બોલે આયુશ આવિ રહ્યું, જમલોક પોચાડું તે ઘડી. ૨૧૫
રાવણ-જમ ચોકી કરનાર, લંક કેડે હરનીશે;
ગ્રહે ન દે કોઇ નામ, વરદાન એ આપ્યું ઈશે;
ચાંપે પનોતી ચરણ, કરમ કરજોડી રહેછે;
અષ્ટોત્તર શત વ્યાધ, ખમા ખમા નિત્ય કહે છે;
નિકટ મોત નહીં નગરમાં, માઝા કુણ લોપે માહરી;
જશવંતા રાવણ ઝીતજશ, જુગ બાધામાં જાહરી. ૨૧૬

**અંગદ**—ઇશ હતા તુજ શીશ, તે ગુણ ધાટ ધોળાણું;
ચૌદ ચોકડી રાજ, રિદ્ધ વિધ સર્વે રોળાણું;
આયુશ થઇ ગયું અલ્પ, સતી સીતાને શાપે;
પરવાર્યું જપ પુણ્ય, પ્રેમદા હરિ તે પાપે;
દિવસ બે ચાર દશ બારમાં, લંકાગઢ તારૂં ગયું;
હજુર મોત આવ્યું હવે, રાજ વિભીષણનું થયું, ૨૧૭

**રાવણ**—વિભીષણકેરી ભોમ, લક્ષ્મી મેં લીધી લૂટી;
પ્રેમદા સહિત પરિવાર, કહાઢયાં લંકાથી કૂટી;
પોઠી પંચાણું કોટ, ઝવેરખાનું જે જાણ્યું;
એ કેડે અશ્વ ને રિદ્ધ, અલખ્ખત સર્વે ઘેર આણ્યું;
સજ્જન દીધા એના શૂળીએ, જમલોકને તે જઇ મળ્યા;
મૂરખ મન વિચાર કર, પ્રથમ રામ તેને ફળ્યા. ૨૧૮

**અંગદ**—લોભીને શી લાજ, નિર્લજને શી નરનારી;
પાપીને શું પુન્ય, અધર્મિને શો ધર્મધારી;
વ્યભિચારી શો વિવેક, શી ભગિની શી માતા;
ચંડાળતણું શું ચિત્ત, કાં પિતા કાં ભ્રાતા;
લોભી લંપટ નીચ નર, કુળમાં અંગારા અતિ;
સકળ સજ્જન સંહારતા, [illegible] ૨૧૯

**રાવણ**—લંકાની લીલા લહર, મૂર્ખ ત્યાં તું નહિ માયર;
કનકકીરમય કોટ, શોભિત તે પેઠે સાયર:
વરૂણ વાયુ કુબેર, અધિક ભેટો તે આપે;
દિવાકર દશ દિકપાળ, વચન મારૂં થીર થાપે;
છંનું કોટિના છતરપતિ, કિંકર કરજોડી રહે;
રિદ્ધિ સમૃદ્ધિ રાવણતણી, લંગુર જાત તે શું લહે. ૨૨૦

**અંગદ**—સાત લાખ શિતેર, પુત્ર તારા છે પ્રૌઢા;
ઇંદ્રજીત કુંભકરણ, જુગ જાણીતા જોડા;
બાણું ક્રોડ બળવંત, શોભિતા સામદ સાથી;
છંનું કોટિ છત્રપતિ, ભારે ભૂમિપતિ ભાથી;
એ સરવેને સંઘારવા, પાપે કુંભ ભારે ભર્યો;
હૃદે વિચાર રે રાવણા, કાળ રૂપે તું અવતર્યો. ૨૨૧

## ઝૂલણા છંદ.

**રા**—આખલાં ઓઢવા ઉઅરાં વીણતાં લાવિયો વાનરાં વેર લેવા।
માંકડાં રાંકડાં રીછડાં પીછડાં, સિદ્ધ જાણી કરે એહ સેવા।

હુકતાં કુદતાં ઢુકતાં ફુદતાં, જીતવા આવિયા જોધ જેવા!
નરપતિ છત્રપતિ ઈંદ્રપતિ પાસથી, સીતને પામશો તર્ત તેવા!
અં-લોક કહે લંકપતિ ફોક મારે મને, અશોકે શોકવત નગર નરખું!
લંકનો વંક તે અંક રજ રંકવત, નિશંકપે પૂરો પંક પરખું!
ઈંદ્રજીત કુંભકાં તુંબકાં તોલવત, હુંબકાં દેખીને હિત હરખું!
ચરવણું ચાવણું ભૂખનું ભાવણું, રાવણુ ધાવણું બાળ સરખું.

### છપય.

રાવણ-જુઠું બોલ્યાનું જોર, તોર દીસે છે તારો;
રખે વખાણો રામ, મેળ નહિ આવે મારો;
એવા લક્ષ કરોડ, હોડ કરંતાં હાર્યાં;
નમ્યા તે જીવ્યા જંન, માન કર્યું તે માર્યાં;
ડહાપણ ડીંગ માર્યાતણું, ગાહડ ગુણ તુજમાં ઘણું;
શું વિખાણ કરે વાનરા, રામતણું મોટમપણું. ૨૨૪
અંગદ-કુબેર તણાં વિમાન, સુખસાગર સુખ સેજે;
ઝવેર જડિત્ર મહેલ, તપે તરણીવત તેજે;
સાઠ લાખ શ્યામા સહિત, હીંચે હીંચોળા ખાટે;
અલખત અપરંમાર, પુખરાજ પરવાળાં પાટે;
દશાનન તુજપર દયા, અંગદ કહે આવે મૂને;
લંગુર લંકા લખ લૂટશે, તે માટે કહું છું તૂને. ૨૨૫

### કબિત.

રાવણ-આવ્યા છો અનેક જન, વાનર વિવેક વિના;
ખાસો મોકમ માર સૌ, જાસો જીવ ખોઈને;
સેવો છો શું જાણી એને, રાજભ્રષ્ટ થયો રામ;
ગામ ધામ કામ કુળ, રહ્યો ધર્મ ધોઈને;
સિદ્ધિપણું રિદ્ધિપણું, નિધિપણું નેક નહીં;
સેવક કે શહાનેકી, કર નહિ કોઈને;
સતી સીત હરી જ્યારે, તોલ અમો કર્યું ત્યારે;
જીવતા મેલ્યા તે દીસ, શીશ જટા જોઈને. ૨૨૬
અંગદ-રક્ષપતિ તાહરા તે, મહારા લેખામાં કુણ;
મરોડીને લેઉં મામ, દેઉં માર માર માર;
કનકના કોટ ઓટ, દપેટી દેવટ કરું;
ફરું હરું ફોજ માંય, ભાંજું બાર બાર બાર;
ચેતાવું અચેત તુને, ચેત ચેત ચેત ચિત્ત;

આયુશનો આરો તારો, પામ્યો પાર પાર પ્રાર;
રામચંદ્ર રાજ રૂઠયો, કામી તારો કાળ ખુટયો;
લંકા સર્ખી લાખ તારી, લૂટું લાખ લાખ વાર. ૨૨૭

## છપય.

રાવણ—રામના દંતમાં દેઈ, સિતાજી હું હરી લાવ્યો;
રોતો ફરતો રાન, દશ માસે અહિં આવ્યો;
પામરકેરી પેર, ભીખારી ભાવે ભમતો;
માંકડ કુકડમાંય, રહ્યો રાજી થઈ રમતો;
મરદ મૂછાળા પાસથી, કઠણુ લેવી છે કામની;
જાઓ જાઓ મુકું જીવતા, જરૂર આજની જામની. ૩૨૮
અંગદ—મરદ મૂછાળો હોય, તેહ શિદ થાય ભિખારી;
નરપતિ હોવ નરેંદ્ર, ચોરે તે કાં પરનારી;
સામદ હોય શૂર, રિદ્ધિપતિ રાવ કે રાણા;
તે શિદ પાડે બુમ, કાર્મુકે કર ચંપાણા;
ઉંચા અધર્મ નવ આચરે, ભુંડા બોલે ભાંડમાં;
તોલ ઘટે તુને મારતાં, રામને મન તું રાંડમાં. ૨૨૯
રાવણ—સાત લાખ છે પુત્ર, એક મારે શું થાશે;
લાખ એંશી હજાર, જામાત્ર પ્રૌઢા છે પાસે;
એકે વિભીષણ ભ્રાત, ભૂર ભૂંડો થઇ ભાગ્યો;
જયમ ચુડેલનો પાગ, પટ આખે એક ધાગો;
લંગુર મૂઢ લવરી કરે, મમત ન મૂકે મનમાં;
કાસદ કિંકર કયમ મારિયે, તોલ વિચારૂં તનમાં. ૨૩૦

## ઝૂલના છંદ.

અગંદ—કુંવર લાખ તારાકેરી કામનિ કરૂં, વાંઝણી એટલી ધીર ધારૂં;
શ્યામા સાઠ લક્ષ તરૂણ ઘર તાહરે, ગર્ભ ગાળું રડે તુજ સારૂં;
ક્રોડ બળવંતનો અંત આણું અલ્યા, હોડ હઠ કોડથી નવ્ય હારૂં;
રામ રજઅંશ એ પુણ્ય પ્રશંસ, કરૂં હુંય નિર્વંશ એ નગ્ર તારૂં.
રાવણ—માંકડા રાંકડાં જા ઘેર જીવતો, વાંકડા ફાંકડા બોલ કેવા?
કાયાતણા કટકડા ક્રોડ કરાવશે, વનચરા પાસથી લાણુ લેવા;
મુખતણા મટકડા ભાવ ભૂલી જશો, ચટકડા સેવશો સિધ્ધસેવા;
લટકતાં શીશ રેશે ધડ જુજવાં, રામ નહીં આવશે હાયદેવા.
અં—રાંકડો જાણિ કહે તું મને માંકડો, આંકડો મેલશો તોજ જીવો;
સંકટ ઘણું સાંકડો પાપ પૂરણ ઘડો, ચોર ચિત્તે ચઢયો કાજં કીવો;

પાપ પાસે પડયો, ઘાટ તારો ઘડયો, સીત હરવા અડયો ઝેર પીવો;
માન મોટમ મટયો આયુષ્ય અવસ્ય ઘટયો, વંશ વર્ત્યો નહિ સાખ દીવો.
રા–ક્રોધ પૂરણ કરી રાય બોલ્યો ફરી, હઠ કરી તું હરિ ધીર ધારી;
દૃષ્ટિ જો મેં કરી, જાશે તું સ્હેજ મરી, શું જાણું નથિ ફરી પુઠ પારી;
ખાંત રાખે ખરી તો રહે નહિ ઠરી, રીસ ભુંડી ભરી માન મારૂં;
વાત તારી સૂણી ભ્રાંત ન્હોતી કરી, જાન જોખમ કરૂં તર્ત તારૂં.

## છપય.

અંગદ–રામચંદ્ર પરતાપ, કોણ મુજ સામુ જોશે;
રામચંદ્ર પરતાપ, જીવ નિજ દુશ્મન ખોશે;
રામચંદ્ર પરતાપ, કોણ મને શસ્ત્રજ મારે;
રામચંદ્ર પરતાપ, ક્રોડ તુજ સરખા હારે;
શ્રી રામચંદ્ર પરતાપથી, જળને સ્થાનક સ્થલ કરૂં;
કવિ સામળ અંગદ કહે, કહેતો આભ ઉંડળ ભરૂં. ૨૩૫

## ઝૂલના છંદ.

રા–હવણાં તો વંશ ગયું અલ્યા વાલીનું, મરત છે હુંકડું તરત તારૂં;
તાળવે જીભ કાઢું તજી તાહારી, હજુ લગી દીલમાં ધર્મ ધારૂં;
ચરણ ગ્રહી ફેરવું તરણુવત તુજને, રામ ગુણ ગાયતો નિશ્ચે મારૂં;
આકાશ ઉડાડશું પવનવત પલકમાં, દેખશે દળ કપિસેન સારૂ.

## કબિત.

અં–ગયો તેરો તેજ સબે, હેજ હેતકારી કોય;
ગયો દમ નામ ઠામ, ગયી કીર્ત કેહેનેકી;
ગયો ધરસૂત પૂત, અરથ ગરથ ગયો;
તખત અલખ ગઇ, તર્તીબ જ્યોં તાનકી;
ઘોડે જોડે ગયે પોઢે, ગયે પરતાપ તેરે;
હાથી સાથી ભાથી ભૂપ, મમત ગઇ માનકી;
જાન ગે જોખમ ગયી, રાજરિદ્ધિ રેખ ગયી;
જ્યા દિનતેં લ્યાયો મૂઢ, જગતમાત જાનકી. ૨૩૭

## છપય.

રાવણ–રામતણા ગુણ ગાય, છેક તે રે કયમ છાનું;
રામતણા ગુણ ગાય, મૂઢ તે કયમ હું માનું;
રામતણા ગુણ ગાય, વચન માનું કિમ તારૂં;
રામતણા ગુણ ગાય, ઠગે કિમ મનડું મારૂં;

અલ્યા રામતણા ગુણ ગાયા થકી, જોખમ તારે જાને થશે;
ઉડાડી દેઉં આકાશમાં, એટલે રામચરણે જશે. ૨૩૮
અંગદ–ગયું રાજ ઘરસૂત્ર, પુત્ર સહોદર સાથી;
ઘોડા જોટા જોખ, રોખરિદ્ધ વિધ હિત હાથી;
ગયું તેજ હિત હેજ, સિંહાસન વિમાનવાસી;
દેવ કરતાતા સેવ, ગયા દિવાન ને દાસી;
પુન્યે સરવે પરવારિયું, મમત ગયું મૂઢ માનની;
વળિ ઇશ ગયા તુજ શીશથી, જે દિન લાવ્યો જાનકી. ૨૩૯

## ઝૂલના છંદ.

રા–પૂત કપૂત તું કૂળલજ્જામણો, ભૂપ સાથે ભિડે બળ ભારી;
નરપતિ દીકરો દૂત થઇ આવિયો, ટેક તરબીબ એ જોઇ તારી;
ક્રોડ બોતેર ને પદ્મ અઢારમાં, રામ ને લક્ષ્મણ કારભારી;
એ સર્વ ગર્વ તે સે'લ મારે મને, ચિંતવું તે દિનચાર મારી.
અં–ઈશના ઇશને શીશ નામ્યું હશે, રીસ ખમું તારી તેહ માટે;
જગદીશ એ શીશ છેદશે તાહરાં, વેદ વદ્યા જશે સ્વર્ગ વાટે;
હરનિશ દિનેશ જે દીપ દેખાડતો, તે તજ્યું આજથી જ્ઞાનઘાટે;
વીશવસાએ લક્ષ્મી જાતી થઇ, સીત હરી તેહ પાપ માટે.

## છપય.

રાવણ–રાંક ઉપર શી રીસ, કરવિ તે ન ઘટે મુજને;
દેઊંછું જીવતદાન, જીવતો મૂકું તુજને;
કાસદકેરા કાન, વાઢતામાં હું લાજુ;
તરણાપર શો ટેક, દીલ મારામાં દાઝું;
તું બુદ્ધિહીણુ બકતો રહે, કૂથલીશી ઝાઝી કરે;
ગમાર જાણી નહિં ગુંદરૂં, ફરી બોલે નિશ્ચે મરે. ૨૪૨

## ઝૂલનાછંદ.

અં–વૈષ્ણવ વિપ્રના વંશમાંહે તમો, જન્મ ધારી ઘણું ચિત્ત ચ્હાવું;
કરતાં ઉપદેશ કદાય તું ઉગરે, સહજના સંઘમાં ગંગ ન્હાવું;
મૂરખને મન તે શીખ શોભે નહીં, બ્હેરા આગળે કોણ ગાવું;
શીખની રીત શી રાવણ આંગણે, "ગાંઠનું ખાઇ ઘેલા સાથ જાવું."

## છપય.

રાવણ–પેલી મ્હેલી સીત, અશોક વન વારૂ વાડી;
સાંછે અટપટી જાગ, ખેલ રત્નાકર ખાડી;

લક્ષ્મણ સરખા કોટ, રામ સરખા બહુ રાજા;
જાવું ન પામે કોય, જંન જોરાવર ઝાઝા;
તું કિંકર થઇને કરગરે, કર ઓઢે ભીખારી થઇ;
જો બળ હોય બુધ્ધિહીણમાં, તો તું તેડી જા તહી. ૨૪૪

## કબિત.

અંગદ–પૂર્વ જન્મ પાપ થકી, સીતાના શ્રાપ થકી;
અક્કલ ઓછી આપથકી, સેજ પડયો શૂળમાં;
અક્ષરના અંકથકી, વિધાતાના વંકથકી;
રંજાડયા કો રંકથકી, ધન મેળ્યું ધૂળમાં;
અંકાર અતિ આણ્યાથકી, મમત મૂઢ માણ્યાથકી;
નિરગુણ નાણ્યાથકી, તણાયો તું પૂરમાં;
છેક બુધ્ધિ છોછી થકી, અક્કલ આપ ઓછી થકી;
રાવણ તેં હાથ ઘાલ્યો, ગોખરના મૂળમાં. ૨૪૫

## ઝૂલના છંદ.

કવિ–દ્રષ્ટિ ભુંડી કરી રીસથી રાવણે, રાજમદજોરથી રાજ રૂઠયો;
જવું ન પામે હવે જીવતો વાનરો, એમ કહી આપ અધિપત્ત ઉઠયો;
ગુરજ ગુપ્તિ ગ્રહી સામદો સંચર્યો, કોટ કોટયાન જયમ રાફ છુટયો;
પુત્ર વાળીતણો વીંટીઓ વિધવિધે, બાણનો શીર વરસાદ વુઠયો. ૨૪૬
હાલક હુલક હલકાર હળહળ થયો, માર મારો કરી ભુંડ ભક્ષા;
અધિપતિ આજ્ઞા કોણ લોપી શકે, શૂર સામદતણી દીધ શિક્ષા;
વીંટીઓ વાળીસૂત ઘેર ઘુમ્મર ઘણે, રીસ તે દનતણી ક્રોધકક્ષા;
લખવસા લાજ કોણ લઇ શકે એહની, જેહને શીર શ્રીરામરક્ષા. ૨૪૭
એક શ્રી રામનું નામ રસના જપે, જન્મ કોટિતણા તાપ ત્રાસે;
એક શ્રી રામનું નામ રસના જપે, અષ્ટ મહાસિધ્ધ નવનિધ વાસે;
એક શ્રી રામનું નામ રસના જપે, નિમિષમાં પાપના ઓઘ નાસે;
એક શ્રી રામનું નામ રસના જપે, બેસી વૈમાન વૈકુંઠ જાસે. ૨૪૮
શ્રવણે સુણે રામનું નામ જો સ્વપ્નમાં, તેહને ભવતણી ભીડ ભાજે;
ઇંદ્ર કંઇ કોટિધા તેહ નરને નમે, છત્રચિંતામણિ છાંય છાજે;
અચળ ને અમર વૈભવ વૈકુંઠના, અનહદ નાદનિ વેણુ વાજે;
ઉગ્રમ કશી તેહને દેહમાં દુઃખ કશું, સામળતણો સ્વામી જે શીશગાજે.
અં–રીજ કે ખીજથી રામ હૃદયે રહે, જપ જાપ કે તપને મૂળ માને;
દેહ દાતાર નવ રામ કોઇ કહે, સમઝિયો તે ઘણું શાસ્ત્ર શાને;

ઓધારિયાં આપ ઇકોતરાં તે નરે, પોખિયો દેહ અમૃતપાને;
મરણ સમયાંતરે કરણ કિંચિત સુણે, યમદૂત નાસે જ્યમ હરણ રાને.
રા—શી ઝીત કિડિ પરે, કટક તે શું ચઢે, તૃણના ઉપર તે શા કૂવાડા;
રંકપર રૂઠવું રાજની રીત એ, તુચ્છ પટે કશી તાન તાડા;
ગુદરું છું ગુન્હો વાર ઘણી થઈ, બુદ્ધિહીણા બકે બોલ આડા;
લાજ ને કાજથી મૂકું છું જીવતો, કહેશે કાસદતણા કાન વાઢયા. ૨૫૧

## છપય.

અંગદ—જપે રામનું નામ, દૂત લખ જોજન નાસે;
જપે રામનું નામ, વાસ વૈકુંઠે વાસે;
જપે રામનું નામ, દોહલાં દેહવટ જાયે;
જપે રામનું નામ, અગર જળ શીતળ થાયે;
નામ જપંતા જેહ જન, લજ્જા કોણ લોપી શકે;
શસ્ત્ર ઘાવ વાગે નહીં, રામનામ જો હૃદે રખે. ૨૫૨

## કબિત.

રાવણ—દાવે બોલ્યો દશકંધ, ધાકડો કરે છે ધંધ;
બાંધીલ્યોને એને બંધ, મારી નાખો મૂઢને;
ફેડી નાખો એનો ફંદ, છંછેડીને કરો છંદ;
મોટમ એની કરો મંદ, કહાઢી નાખો કૂડને;
મૂછ પૂછ કૂચ્છ કાપો, તન એનું તાપે તાપો;
અધિક એ લાણ આપો, પ્રાજે કરો પ્રૌઢને;
વાનરો આવ્યો છે વાસે, પોકાર કરે છે પાસે;
ઉડાવી નાખો આકાશે, આકડાના તૂરને. ૨૫૩

## ઝૂલના છંદ.

અં—નામ નર કોઇનું રામ હોય રીતમાં, બોલાવતે કોટિ કલ્યાણ કાયે;
રામ કહી ન્હાય કો છેક જઈ છિદ્રમાં, સ્હેજ ફળ ગંગ તરંગ થાયે;
અજાણ કે મૂર્ખ રસનાથકિ રામ કહે, પંચ પદારથ પ્રીતે પાયે;
સામળ કહે રામ અક્ષર એક બોલતે, દુઃખ દરિદ્ર દેહવટ જાયે.
રા.—આપ અજાણ અજાણના કિંકરા, પુત્ર અજાણના કૂડકારી;
બાંધિયા નવ ગ્રહ જો અવ્યા બારણે, વેદ ભણે ઘેર બ્રહ્મ ભારી;
અહર્નીશા ઓળગે ઇંદ્ર ઉભો રહે, ધર્મ ધલહલ રહ્યો ધર્મધારી;
દિલીપકુલ દશરથ દેહનો દીકરો, ભૂપ સાથે ભિડે બ્રહ્મચારી.

અં-દેખ અલ્યા દાનવી,એ નહીં માનવી,એણે સૃષ્ટિ આ સ્થિર સ્થાપી;
એકવીશવાર નક્ષત્રી અવની કરી, કોટિધા ભક્તના કષ્ટ કાપી;
બળીને પૂછ બળ પ્રાક્રમ એહનું, ત્રણ ડગે લીધી ત્રિભોમ માપી;
અંગદ કહે કહું અજાણને કેટલું, પ્રીછે નહિ રાવણો મૂઢ પાપી.

### છપય.

કવિ-ઝળકંતી તલવાર, બાણ વરસાદજ વરસે;
કરડંતા કરે કોપ, ધાર ધસમસતા ધરસે;
નામ ગોળા રણતૂર, માર બહુ દૈત્યે દીધો;
વીંટ્યો વાળીનો પુત્ર,ધુમ્મરમાં ઘેરી લીધો;
ત્યાં માર માર સહુકો કરે, પ્રહાર પગે પાટુતણા;
બહુ અંગદ કીધો આકળો,જોદ્ધા આવ્યા અતિ ઘણા. ૨૫૭

### કબિત.

અં-અંગદ કહે એહિ સભામે, હેં કોઉ બુદ્ધનિધ,
લૂન લખ લાજ રખે, સામદ સિફારસી;
બુઝવેં વેં બાવરેકું, જીવ જાન રખો ચહે,
ભોગવેં ધરસૂત પૂત, કર કોઉ કારસી;
રાનીકો કો જાયો ભહિ, કોઉ રાજબીજ નહિં;
સબીહિં સરીખેં ખર, ખરી નીતિ ખારસી;
ગ્યાન કહા ગુમારનકું, કાકકું કપૂર કહો,
મર્કટકું માનક કહા, કા અંધેકું આરસી. ૨૫૮

### ઝૂલના છંદ.

રા-એકવાર સીતા હરી,જો તું હવે ફરી,જઉં અયોધ્યા ભણી ધીર ધાયો;
ઉદ્દવસ્ત કરૂં એહની આણ જ્યાં લગી ફરે, જાણજો ભ્રાતને બાંય સ્હાયો;
નરનાર લખ કોટિધા લંક લગી લાવશું, ચિંતવું તે ઘડી ચિત્ત ચ્હાયો;
અંગદા સહિત બોળું સહુ અરણવે, જાણજો કૈકસી કૂખ જાયો!
ક-એ વિધે વાક્ય સુણ્યાં જવ અંગદે, ચિત્તથી કોપ ચોપાસ ચઢિયો;
નિકટ નરપતિતણે વિકટ બહુ બોલિયો,અટપટી અંકથી આપઅડિયો;
ઝટપટી ઝાલિયો કર દશાનનતણો, ચટપટી જીભની જલ્પ જડિયો;
અં-બોળિયું કુળ અલ્યા બાપના બાપનું, કૈકસીપેટ તું પ્હાણ પડિયો!
ક-તુચ્છકારો કરી ત્યાંથકી ઉઠીઓ, રીસ ઝાઝી કરી રિદ્ધ રાજા;
ગુદરો કયમ ગુન્હો એહ ગુણહિણનો, મટે મહિપતતણી એહ માઝા;
ફેરવી નજર ચોપાસ એ નરપતે, ધસમસ્યા ધીર તરતીબ તાજા;
પ્રૌઢ આયુધ પડે અંગદા ઉપરે, માર જોરાવરી જોધ ઝાઝા.

બાંધવા માંડિયો બળ કરિ બહુ જણે, ચોગમાં બાણુની ચોટ નાખી;
વકારે વિમાનેથકો રાય રાવણ ઘણું, શૂર સામદ કયમ રહે સાંખી;
હડબડાવ્યો ઘણું હીક હો હો કરી, તરવર્યા જોધ જયમ મધમાખી;
રામનું નામ અંગદતણે અંતરે, પડે જયમ શસ્ત્ર અંગફૂલ પાખી.
આપ જોરે કરી ઉછળ્યો અંગદો, કારમો કોપ આકાશે કીધો;
વળી ગયા હાથ તે તો રહ્યા હીંચતા, દોષી દેહવટ કરી દાવ દીધો;
બ્રહ્માંડ ભાગી પડે એમ ભૂપર થયું, મધ્ય પડ્યા જ્યાં શૂર સીધા;
નાઠા નૃપતિ સહિત દાનવો દશદિશા, પાંચ કોટિતણા પ્રાણ પીધા.
ધુમ પડી બધા દેશમાં બહો વિધે, રૈયત ઘણું નાસવા છેક છૂટી;
પ્રાજે કરી પૂછવડે કંઈક પરાક્રમી, હિમ્મત હઠીલાતણી ટેક ત્રૂટી;
વિદાર્યા ઘણું વાનરે નખવડે નર ઘણાં, આયુષ અચુતાંતણી ખાંત ખૂટી;
વ્યાપી વાત વીપરીત સૌ વિશ્વમાં, વાનરે એકલે લંક લૂટી.
નાસતા નર દીઠા ઘણા નરપતે, વાસ બાધા માંહે ત્રાસ પેઠો;
લંગૂરનું જોર લેખે લખધા લહ્યું, અંકાર તજે કયમ એહ એઠો;
હુંકાર ને હોડ એ મોડ કોડે કરી, ફરી ભૂપ સભા ભરી ઘાટ પેઠો;
દંત કરડી મહા મૂછ મરડી પછી, આસને રાય બળવંત બેઠો.
નાગપાશ આણિઉં [illegible], [illegible] કીધો;
ગોળ દશ વીશ ત્યાં દીધી રીસે કરી, વાળીસૂત ઘુમ્મરે ઘેરી લીધો;
રા—સંભાર કોઇ ઇષ્ટને આ સમે અંગદા, પલક એકમાં તુજ પ્રાણ પીધો;
નામ ટાળ્યું તારૂં રામ તુજ શત્રુએ, દાદો ત્યમ દીકરો દાવ દીધો.
અં—કુડ બોલે અલ્યા કુંવર કૈકસીતણા, નાક છેદન કરૂં નિમિષ નાથે;
જીવતા જોર દેખાડવા માંડિયું, જોર હોતે તો વળગ્ય બાંય બાથે;
પ્રીતથી પ્રત્યુત્તર કરે તો હું પરવરૂં, હુકમ નથી રાઢનો તુજ સાથે;
લેખ લખ્યા બ્રહ્માતણા લક્ષવસા, રાવણતણું મોત શ્રીરામ હાથે.

## કબિત.

રાવણ—રાવ કહો રાવણની, રામ આગે રીસ કરી;
પરવરે પુરમાંથા, પેર કહું પ્રીતની;
જોર હોય જુદ્ધ કરો, રાઢ રણજંગમાંય;
લક્ષ્મીસહિત લંક લીજે, જાંગીર વાહો ઝીતની;
કાયર હો સાયરથી, નાસો નિરમાલ્ય થઇ;
નાસતાને મારૂં નહીં, રંક જેની રીતની;
લખ કોટિ વીસ વસા, ઉત્તર કહે અંગદ તું;
દેહ જાએ આપું નહીં, આશ મૂકો સીતની. ૨૬૮

**અંગદ**–જાણીધું જરૂર હવે, પ્રીછ્યો પૂરો પાર તારો;
આવી રહી રેખા તારા, આયુષના અંકની;
બારમો છે રાહુ તુને, પનોતી હજુર હૈયે;
વાંકા એક આઠ ઇશ, વિધાતાના વંકની;
એ તો વાત રહી અહીં, કહેવી નથી કોયે તહીં;
રાવ કશી રામ આગે, રાવણુ તું રંકની;
વરદાન ઇશે દીધું, તુજ પાસે લાંચ લીધું;
સામળ કહે કાર્ય સિધ્યું, લાલચ મેલ લંકની. ૨૬૯
**રાવણ**–તરૂણી હણી તાટકા, રોળ્યો રાક્ષસ રંક જેવો;
જે જે કીધું કામ રામે, હર્ખ હેત હાથનો;
બાપડો બચારો પેલો, ત્રિશિરાને તર્ત હણ્યો;
દાખ્યું અને દૈવત મેં, શોભા સમરથનો;
જાંબુ જમનારો પેલો, વાંદરીનો વાળિ બેટો;
જોર તો જણાયું એનું, દિકરો દશરથનો;
દેખાડરે દેહ દુજા, દશ શીશ વીશ ભુજા;
જીતવો અજીત રાય, રાવણુ દશ માથનો. ૨૭૦
**અંગદ**–ત્રોડવું તરણુ તુચ્છ, જમવું ધી ખીચડીનું;
કીડી સાથે કુંજરનું, હોડે જેવું હારવું;
ઉષ્ણકાળે નીર પીવું, પાપધન લેતાં બિહવું;
સ્હેજ દિને શ્રાદ્ધ જેવું, સોદરનું સારવું;
સૂમને નકારો કે'વું, દાતા પાસે ધન રેવું;
કહેવું કથન કંથ આગે, નીર તુંબ તારવું;
સામળ કહે સત્ય માન, અંગદ કહે જ્ઞાન આણ;
રામ હૃદે ધરે એમ, રાવણને મારવું. ૨૭૧

## છપય.

**રાવણુ**–નથી મારતાં વાર, રંજકમાં રણુ રોળું;
અંગદ તારૂં અંગ, ચિત્ત ચાંચડવત ચોળું;
કાઢું તાળુવે જીભ, વદે જો વેર વાણીમાં;
વાદરેલ કઢાવું તેલ, પીલાવું છું ધાણીમાં;
જોર હોય તો જુદ્ધ કરે, મુજ કિંકરના સાથમાં;
એમ કહી અંગદને ત્યાંહાં, લીધો બળવંતે બાથમાં. ૨૭૨

## ઝૂલના છંદ.

દશકંધ કેમે માર્યો મરશે, ચંદ્રશેખર ચરચ્યા છે ચંદન;
દશકંધ કેમે માર્યો મરશે, વૈદનાથનાં કીધાં છે વંદન;

દશકંધ કેમે માર્યો મરશે, નવ નાડનું કર્યું નિકંદન;
અંગદ-ઇશ્વર ગત ઇશ્વર સૌ જાણે, દશકંધ હણુશે દશરથ નંદન. ૨૭૩

કબિત.

રાવણ-બાંધે છે સમશેર સહુ, ઝુઝવાને જાય રણ;
શોભા તેમાં શૂરકેરી, ઘાઓ મુખ ખાય છે;
શ્યામ કહે સઉ સતી, પત માને આપ પતિ;
રતિવંત રામ જેવો, પાવકે પળાય છે;
દાતા દાતા કહે સહુ, બોલે ન અદાતા બહુ;
ઐા લખણુ લાખ જર, દેતામાં જણાય છે;
કોટિ કોટિ કરે કામ, દુઃખથી જોડાવે દામ;
ચાડિયાની જીભ માંહે, જર તો ગણાય છે. ૨૭૪
અંગદ-ચાડિ ચતુરાઇ કહે, ચિત્ત તારા માંહો ચહે;
લેતો કહું વાત અર્થ, પરમાર્થ કામનું;
કેવું પડશે ત્યાં સાચું, કામ થાશે તારૂં કાચું;
રાચે રાય રાવણ તું, દેખી જોર દામનું;
ગંગા કદિ ઉલટી વહે, નેવ નીર મોભે ચઢે;
પડે ધ્રૂવ પલકમાં, મેર ડગે ભામનું;
પૂર્વ રવિ પ્રાચી જાય, એટલું કદાપિ થાય;
અફળ ન જાય એક, બોલ બાણુ રામનું. ૨૭૫
રાવણ-ઉગ્યો તે આથમ્યો દીસ, દુખવાને આવ્યું શીશ;
રીસ કરૂં કેત્તી તુને, ઠગવાનો ઠાઠ છે;
આવરદા દીસે તારૂં, મન કોમળ થયું મારૂં;
હારૂં એક વચન મૂઢ, કાસદા તું માટ છે;
જા લઇને કહે તહિં, શું બકે છે ઉભો અહિં;
જાંહે જશે જીવ તારો, લખ્યું એ લલાટ છે;
મોકલ્યો છે શીખ દેઇ, લોભે લાભ લાંચ લઇ;
એ ભલાઈ બોલે શકે, ભૂપતનો ભાટ છે. ૨૭૬
અંગદ-કીરત કરે રામની, શેષ રવી શારદાજુ;
મહારૂદ્ર ઇંદ્ર ચંદ્ર, જપ્યા જોગ જાપ છે;
વરૂણુ વાયુ વિશ્વદેવ, નગ નાગ નદી નદ;
નક્ષત્ર જોગ ગ્રહ તારા, છયે ઋતુ છાપ છે;
ત્રણુ દેવ ત્રણુ ભોમ, ત્રણુ નાદ ત્રણુ વેદ;
ત્રણુ કાળ ત્રણુ રૂપ, અલખ એ આપ છે;

સામળ કહે અહર્નિશ, પુણ્યવંત રામ જપે;
રામ જેને નહિ હ્રદે, તેના પૂર્ણ પાપ છે. ૨૭૭
રાવણ–રામ જપ રામ ભજ, રામ સાથે સ્નેહ કર;
રામજીને રીઝવીને, રામ રાખ્ય મનમાં;
રામ કેરૂં કર કામ, રામ કેરે વશ ધામ;
રામ રામ રાતે કહે, રામ કહે દનમાં;
રામ પેં મરાવ્યો તાત, રામ સાથે કરી વાત;
જાત જશે રામ કેતાં, તેહ લાભ તનમાં;
બધો ભાવ રામ કહ્યો, અંગદ શું ન્યાલ થયો;
બીલાં કોઠાં વીણી ખાઇ, વશે જઈ વનમાં. ૨૨૮
અંગદ–કોટિ કોટિ ઇંદ્રપદ, કોટિક કૈલાસ સૂખ;
કોટિ રવિ તેજ જેહ, બુદ્ધ લ્હેર ધામમાં;
કોટિ કોટિ વેદવાણ, કોટિ ચિંતામણી ખાણ;
કોટિક કલ્યાણ વિધ, વૈકુંઠના વામમાં;
કોટિ કોટિ કામધેન, કોટિ કલ્પવૃક્ષ ફળ;
કોટિક અમૃત અંત, કરૂણા એ કામમાં;
કોટિ જપ કોટિ તપ, કોટિ તિર્થ કોટિ દાન;
સામળ કહે સર્વ સુખ, વસે રામ નામમાં. ૨૭૯
રાવણ–જેને મન જેશું નેહ, તેને મન મોટો તેહ;
એહ તારે દિલ વસ્યું, ચિત્ત ચોટ ચાખ્યું છે;
પૂજ્ય પદ પાગે લાગ્ય, તેહ પાસે વર માગ્ય;
જાઓ માગી ખાઓ સર્વ, ભાગ્ય એહ ભાખ્યું છે;
કહે લાખ લાખ વાર, મારૂં હ્રદે રહે ઠાર;
ભાગ્યું મન ભાર કહેતે, હ્રદે માંહે રાખ્યું છે;
પ્રીછે મનમાંહે પેર, ગુણ જાણે ઘેર ઘેર;
જન્મ જન્મ વેર રામ, રાવણને લખ્યું છે. ૨૮૦

## છપય.

રાવણે પૂજ્યા ઇશ, ત્યારે એ અજિત કાવ્યો;
રાવણે પૂજ્યા ઇશ, ત્યારે સીતા એ લાવ્યો;
રાવણે પૂજ્યા ઈશ, દશ મુસ્તક એ પામ્યો;
રાવણે પૂજ્યા ઇશ, દુઃખ સઘળું તે વામ્યો;
ઇશ પૂજ્યા તે પરતાપથી, રામચંદ્રને જીતશું;
દાડા મૂકયા છે જીવતા, એહ ધર્મની રીતશું. ૨૮૧

**અંગદ**—કનકેશ્વર મહાદેવ, કનકપૂરીપર કોપ્યો;
સીતા રૂપિયું વૃક્ષ, ઝેર તેં રાવણ રોપ્યો;
ખાંતે ફળ તે ખાઓ, ઝેર પીધે કેમ જીવો;
રૂઠયો રઘુપતિ રામ, દેશમાં નહિ રહે દીવો;
નિશકુંભલા નારાયણી, જનક જનેતા જાણજે;
માતા હરવા તેં મન કર્યું, મોત અખુટે આણજે. ૨૮૨

## ઝૂલના છંદ.

**રા**—વાત વીવેકની તે તું શઠ શું લહે, જંગલી જટ કુડા કર્મ કૂટે;
આકના તૂરની પેર ઉડી જશો, જે દિવસ માહરાં બાણ છૂટે;
જાનવર જાણીને મૂકીએ જીવતો, લાજ લંગૂરની કોણ લૂટે;
પ્રાજે કરી નાખશે પલકની પલકમાં,એકલો ઈંદ્રજીત આપ ઉઠે. ૨૮૩

## કબિત.

**અંગદ**—માન કર્યું મૂઢ મતિ, જ્ઞાનહીણ ગૂઢ ગતિ;
શ્રાપ દીધો સીતા સતી, પડ્યો પાપપાશમાં;
મોકલ્યો કાસદકામે, હુકમ ન દીધો રામે;
નહિ તો વાસું ઠામ ઠામે, વાનરાં અવાસમાં;
હૃદે નથી રહેતી રીસ, ત્રોડી નાખું તારૂં શીશ;
ભાગું ભુજ વીશ હજુ, હેત રાખું હાસમાં;
ભલપણ ભાખું ભાખ, શાસ્ત્રતણી દેઉં સાખ;
ઈંદ્રજીત જેવા લાખ, ઊડાડું આકાશમાં. ૨૮૪

## ઝૂલના છંદ.

**રા**—ડેંડરાં દાદુરાં ખેલતા ખાબડે, તેહને હોંસ થઇ સિંધુ તરવા;
કાગલાં બગલાં મેડકાં માણતાં, ચાહ્ય તે ચિત્ત મોતીજ ચરવા;
કાપડિયાંબાપડિયા ડાભડાં,પ્હેરતાં, આવિયાં ઊંડળે આભ ભરવા;
કીડને પાંખ આવી તે તો તરફડે, મરણ આવ્યું માથે મેલ મરવા. ૨૮૫

## કબિત.

**અંગદ**—લાખવરાં દૂધવડે, કાલવીએ કાજળને;
શામતા ન શમે તેની, કાલકમાં કાશરી;
બ્હેકની બરાસ માંય, લસણ લોટાએ લાખ;
ગંધ ગુણ ઘણી ઘણી, શોભે નહીં સ્પર્શ

કોટિ કલ્પ કાગ વસે, માનહિ સરોવરમાં;
થાય નહિં હંસ હેત, જુગમાંહે જાહરી;
દશકંધ ધંધ ધાયે, ચતુર ન ચિત્ત ચાયે;
અંગદ કહે ટેવ તેવી, કર્મ ફૂટયા તાહરી. ૨૮૬
કુ–રીસ ચઢી રાવણને, કોપિયો કૃતાંત કાળ;
હુકમ કર્યો હાથ વડે, હઠીલે હજૂરમાં;
રાવણ–મારી નાંખો મૂરખને, મત્ત કરે માનમાટ;
શું જુઓ છો સભા સહુ, શોક ભારે શૂરમાં;
શીદ એનું બોલ્યું સાંખો, ઊડાડી આકાશે નાખો;
કાપો પૂછ કિંકરનું, નાક છેદો નૂરમાં;
વડા શું વિવાદ વડે, ફરી ન કો આવી ચઢે;
પ્રાજે કરો ત્યાંય પડે, લાખીણા લંગૂરમાં! ૨૮૭
કુ–શિંગાળા ધીંગાળા ધાયા, અંગદના પાણ ચ્હાયા;
દેખે રાય રાણા શૂર, શોભા પામે સાથમાં;
ઝબકે તલવાર તીર, વીંટીઓ વાનર વીર;
અંગ શતખંડ કરો, વકારે એ વાતમાં;
મારો મારો કહે મૂઢ, પ્રાક્રમ દેખાડે પ્રૌઢ;
ગૂઢ ઘણા ઘાવ કરે, હથિયારાં હાથમાં;
જીવતો ન પામે જાવું, ખરે દિલે આપો ખાતું;
કીધા કોડ જોધ બળવંત લીધો બાથમાં. ૨૮૮

## છપય.

રૂઠયો રાવણરાય, ધીર ધસમસતો ધાયો;
મારી મુઠ મરોડ, શૂર પૂછેથી સ્હાયો;
પાગરણ પરિયટ પેર, ઝાપટી ઝીંકે જ્યારે;
અંગદે સમર્યા રામ, તંનથી ફૂલ્યો ત્યારે;
મસ્તક પછવાડે ફેરવ્યો, સંધારવા માંડયો સાથથી;
સામળ કહે સેવક રામનો, હઠકરી છુટયો હાથથી. ૨૮૯
અંગદે સમર્યા ઇષ્ટ, દાવ દોષીને દીધા;
પાંચ સહસ્ર પરચંડ, કિંકરો કૂટો કીધા;
પટકયા પાપી પ્રાણ, ચંચળ કંઇ ચાંપ્યા ચરણે;
'જે કીધા કંઇ પૂછ, ધીર ઢોળ્યા બહુ ધરણે;
કરડ્યા ૧ ના કંઇ દંતથી, અધિક જન લીધા અંકમાં;
મડોલ થયો ૧ પદ દેશમાં, લૂટ પડી ગઇ લંકમાં. ૨૯૦

નાસે નરપતિ નાર, રાયરાવણની રાણી;
માર માર સંભળાય, વિપરીત બોલાએ વાણી;
શેરીમાં રોયાં શ્વાન, કાગણ કળકળવા લાગી;
જાગ્યો ધુવડ ગંભીર, ભયભિત થઇ રૈયત ભાગી;
મંદોદરિએ માણુસ મોકલ્યાં, જરૂરપણે જઇને જુઓ;
બૂમ પડી શી નગરમાં, ઉલકાપાત એ શો હુઓ. ૨૯૧
ઇંદ્રજીત થઈ જાણ, અધિક કોપેથી ચડિયો;
સજ્યાં અંગ હથિયાર, આપ પોતે જઈ અડિયો;
ભમર ચઢાવ્યાં શીશ, શૂર સામદ શુભ સાધ્યો;
પૂછ ચરણ પ્લવંગ, બહો જોરેથી બાંધ્યો;
જ્યમ મેરૂશૃંગપર મ્હે પડે, ત્યમ માર અંગદ ઉપર પડ્યો;
તવ કાયા લાગિ કંપવા, ચાતુર નર કોપે ચઢ્યો. ૨૯૨
હૃદે સમર્યા શ્રી રામ, કામ કીધું તે વેળા;
ઉઠ્યો ત્યાંથી આકાશ, ભૂપત સહુ કીધા ભેળા;
તૂટ્યા બંધ તરતીજ, કાયર કોટિ કંપાણા;
પડ્યો સભામાં શૂર, ચંડાળ ચરણે ચંપાણા;
અં–જો જોર હોય તો જુદ્ધ કરો, નહિતર આજ્ઞા દો મૂને;
તું ચેત ચેતરે ચતુર નર, તરતિબવત જાણ્યો તૂંને. ૨૯૩
રાવણ–નવ ગજ જેને નાક, દંત ગજ દશ દીસંતા;
ચાર હજાર ગજ ચર્ણ, હજાર હાથ હિસંતા;
પચાણું ગજની પુઠ, પ્રતાપ પંચાયણ પ્રોઢો;
ત્રણ હજાર તન ટેક, જગતમાં નહિ કો જોટો;
છે કાય કારમી કુંભકર્ણની, કારણ કોયે નવ કળે;
જાઓ જંગલિયો જીવતા, ઘડીએકમાં સૌને ગળે. ૨૯૪
અંગદ–વાનર ઝેરી વછનાગ, ખાનારો ક્ષણમાં ખૂટે;
રીંછ સાપનો રાફ, તેને અડતાં તન તૂટે;
રામ કાળનો કાળ, શત્રુવટ શોભા સાટે;
તમ અતલિબળ આપ, અવતાર લીધો તમ માટે;
છે જોગણીરૂપ એ જાનકી, ખાંત થકી ખપ્પર ભરે;
રણજંગ રાવણ જ્યારે રોપશે, ભૂપમાંસભક્ષણ કરે. ૨૯૫
રાવણ–બાંધે બહુ સમશેર, ઝુઝવા કારણ જાયે;
શૂરાતણાં વિખાણ, ઘાઓ જે શીરપર ખાયે;
સ્ત્રીઓ સહુ કેહેવાય, કોએક સતીતો કળશે;
પોતાના સ્વામી સાથ, બહુ અગ્નિમાં બળશે;

વિખાણ કરે તું વાનરા, તેણે મન મારૂં કઢે;
મરદ મૂછાળા જાણશું, જો ઇંદ્રજીત સામો વઢે. ૨૯૬
અંગદ—અંગદ કહે સાબાશ, મૂળ મન માન્યું મારૂં;
રણસંગ્રામે શૂર, દ્દઢ મન રાખે તારૂં;
હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ, વેર ઝાઝેથી વઢિયા;
સાક્ષાતકાર વૈકુંઠ, સ્વર્ગ સમીપે ચઢિયા;
આદ્ય અંત ને મધ્ય લગણ, સ્થિરતા મન એવું હશે;
અંગદ કહે રે સુણ રાવણા, કોટિ કલ્યાણ તારૂં થશે. ૨૯૭
રાવણ—રામ સરખા રણમાંય, રાખુંછું હું હજારા;
અટવાશે જીવ અનેક, વાનર ને રીંછ બચારા;
ઈંદ્રજીતની આણ, હાક ફરશે રણમાંહે;
દૃઢતા થઇને પાગ, કોણ ટકાવે ત્યાંહે;
કુંભકર્ણ ભૂપ ભૂખાળુવો, દેખે તે પ્રાશન કરે;
મૂરખ મન વિચાર કર,વાનર દેખી તે કયમ ડરે? ૨૯૮
અંગદ—વાનર તે તો વાળિ, કક્ષામાં રાખ્યો તુજને;
એકસો સીતેર દિન, મુર્ખ કહેવડાવે મુજને;
વાનર તે હનુમાન, અશોકવન બાળ્યું જેણે;
વાનર તે નળનામ, પ્હાણ તાર્યાં જળ તેણે;
એ વાનર અંગદ સારખા, રંક કિંકર શું કહું કથી;
સુગ્રીવ સુભટ નર સારખા, નરપત તેં દીઠા નથી. ૨૯૯
રાવણ—રાજા કહેવાય રણમાંય, રાતે જે ઘુવડ બોલે;
રાણા ગોલા કહેવાય, કરે વાહન જે ખોલે;
રાજા કહેવાયે ભાટ, હીંડે કવિ કીરત કરતા;
રાજા સર્વ કોકિલ, વસ્ત્ર લોકોનાં હરતા;
એકેક ગામના અધિપતિ, એમ રાજાઓ અનેક છે;
પણ આણ સ્વર્ગ પાતાળમાં, રાજા રાવણ એક છે. ૩૦૦
અંગદ—સકળ જનાવર માંય,પ્રૌઢ ગુણ સિંહ પરવરિયો;
નવકુળમાંય નરેંદ્ર, શેષ અવનિ શીર ધરિયો;
આઠ અધિપત માંય, મેરૂ ગઢ મોટો કહે છે;
પંખી માંહે પ્રૌઢ, ગરૂડ હરિ ચરણે રહે છે;
રાક્ષસમાં મોટો રાવણો, દેશમાં લંકા ગુણગ્રામ છે;
અંગદ કહે ઉતપત કારણ, સામળનો સ્વામી રામ છે. ૩૦૧
રાવણ—રામ અયોધ્યામાંય, કાલ અવતરિયો આપે;
શ્રવણ હણ્યો તો વિપ્ર, બાણથી એને બાપે;

ખાવા પીવા જોગ, થયા જોરાવર જોટા;
કાઢી મુકયા વનવાસ, પ્રતાપ એ જોજો પ્રોઢા;
કનક કુરંગ નવ ઓળખ્યો, ધાયો કરમાં ધનુષાં લિયે;
અંગદ અક્કલ ગઇ તાહરી, એ બળથી રાવણ કયમ બ્હિયે. ૩૦૨
**અંગદ**–દસ અવતારીક રામ, નામ તે સરવે એનાં;
પાણી પવન આકાર, પંચમાભૂત જન જેનાં;
રસ ગંધ સ્વર સ્વાદ, જાગ્રત સ્વપ્ન મન માને;
મનસા વાચા કરમ, વાત જન્મની જાણે;
સરજીત પાલક સંહારમાં, ભારેકરમી ભૂપ છે;
સમજ રાય રાવણ હ્રદે, સ્વામી સામળનાં રૂપ છે. ૩૦૩
**રાવણ**–મન માનીતો તુંય, હુંય કયમ માનું સાચું;
તું કરે તરણનો મેર, મારે મન સર્વે કાચું;
સ્તુતિ કર જઇ તું ત્યાંય, તેગ શો ઝાઝો તાડો;
બાહુ બાંયે બળ હોય, તો ઇહાં આવી દેખાડો;
નાચે પૂત પોતાતણો, માતપિતા લે ભામણાં;
બારવાટ વાજાં દલે, તુચ્છ વચન ત્યમ તુજતણાં. ૩૦૪
**અંગદ**–માનીતો સુગ્રીવ, સન્મુખ ઉભો કરજોડી;
માનીતો પ્રલ્હાદ, પદ્ગી પામ્યો જે પ્રૌઢી;
માનીતો બળિરાય, ચતુર્ભુજ ચાંપ્યો ચરણે;
માનીતો ધ્રૂવ ધીર, અચળ કરી રાખ્યો શરણે;
માનીતા મહારાજના, દરશનથી તો દિલ ઠરે;
અણમાનીતો અંગદો, માથાકૂટ તુજ શું કરે. ૩૦૫
**રાવણ**–રાવણ કહે રે મૂઢ, પહાણથી દીસે પ્રૌઢો;
મૂરખનો મહિપતિ, જગમાં નહીં તુંજ જોડો;
નક્ટતણો નરેંદ્ર, અધિક દીસેછ અનાડી;
વખાણીને વાત, કરે કરવી હોય ચાડી;
જે ડાહ્યો હોય તે દલ ધરે, સંક્ષેપે શિક્ષા લહે;
અંગદ શાં વગદાં કરે, કહે કેમ ઉભો રહે. ૩૦૬
**અંગદ**–ઉગરે કોએક જીવ, ત્યાંય બોલીએ જાૂઠું;
ઉગરે કોએક જીવ, કરિએ દીઠું અદીઠું;
ઉગરે કોએક જીવ, અકલ ફેલાવું આડી;
ઉગરે કોએક જીવ, કરિયે ચોરી કે ચાડી;
હાંકી કાઢે છે હઠ કરી, તોય ઉભો છું બારણે;
અંગદ કહે રાવણ રંક સુણ, જીવ જીવાડણ કારણે. ૩૦૭

રાવણ—ઉગારવા આવ્યો દેહે, ઉગારવાં વાનર રીંછાં;
તે ઉડશે આકાશ, કાગતણાં જયમ પીંછાં;
કોય સતી નવ થાય, પતિ કો અવર મરંતે;
આપ ન ભાળે ભૂખ, પારકું ભેટ ભરંતે;
પ્રાક્રમ પરમારથ તાહરૂં, કુડ કપટ કરવા કામનું;
પિતા માર્યો તે પ્રીતથી, રૂડું ચિંતશે રામનું. ૩૦૮
અંગદ—ઇંદ્રજીત સરખો તંન, તેહ તુજ રણ રોળાશે;
કુંભકર્ણ સરખો જોધ, ચાંચડવત તે ચોળાશે;
સાત લાખ પ્રોઢાપુત્ર, કાયર થઇ કૂટાશે;
રત્ન ખાણુની રિદ્ધ, લંક લક્ષ્મી લૂટાશે;
તું શિવ વરદાનથી શૂર છે, માન મગન છે મનથકી;
તુજ શીશથી ઇશ અળગા થયા, સીતા હરી તે દિન થકી. ૩૦૯
રાવણ—પૂછ ઇંદ્રને વાત, હાથ દીઠા મુજ તનના;
રેશે ઠામના ઠામ, મનોરથ તારા મનના;
બાર વર્ષ જળ અંન, તજે નિંદ્રા ને નારી;
કુંભકર્ણ* સાથે તેહ, ભડે જે ભૂપત ભારી;
એકાએક કાળ હોયે નહી, ભાવ અક્ષર તું શું ભણ્યો;
મુજ સાથે સંગ્રામે મળે, નથી જગમાં જનુની જણ્યો. ૩૧૦
અંગદ—ઇશતણો એ ઇશ, એજ બ્રહ્માનો બ્રહ્મા;
અવતારિક એ અંશ, કંઈ મનમાં તું શરમા;
લોઢે લકડ દિન રાત, હિરણ્યકશિપુ નવ મરતો;
વરદાન હતાં વિપ્રીત, અંકાર તૂંજ પેરે ધરતો;
તે નૃસિંહ થઇ નખે હણ્યો, તે પેરે તુજને થશે;
સામળ કહે તારા મોતની, પ્રભુએ જાગ રાખી હશે. ૩૧૧
રાવણ—રાવણ કહે રામદુવાઇ, દેઉ છું અંગદ તુજને;
પલક ટકાવે પાગ, ફરી ઉત્તર દે મુજને;
શરમ નવ રાખીશ, જરૂર કહેજે ત્યાં જઇને;
વધારજે મુજ વેર, પ્રીતથી તેનો થઇને;
જો મૂછ ધરાવે મુખ પર, નીર વધારો નામનું;
રાવણ કહે આવો અહીં, મારે કામ છે રામનું. ૩૧૨
અંગદ—અંગદ કહે સાબાશ, હોડ હઠ હિમ્મત તારી;
તુજમાં પ્રાક્રમ પ્રૌઢ, ખરી નીશાં થઇ મારી;

* અત્રે ઈંદ્રજીત એવું નામ જોઇયે.

ભલું રામશું વેર, ભલું ગંગામાં મરવું;
ભલું ગયાવ્રત માંય, દંડ જે ભારે ભરવું;
ભલું પુત્ર શિષ્ય ને વિપ્રથી, હોડે કોડે હારવું;
ભલું મોત રાવણુતણું, જો રામને હાથે મારવું. ૩૧૩

**રાવણ**–મૂરખનો સરદાર, વિના બોલાવ્યો બોલે;
મૂરખનો સરદાર, આપથી અધિક અમોલે;
મૂરખનો સરદાર, કરે લવરી જે ઝાઝી;
મૂરખનો સરદાર, પ્રૌઢ સાથે હઠ પાજી;
આણ્ય ન માને રામની, જાવા મન નહિ જાણિયો;
કહે રાવણ તું મૂર્ખપતિ, પૂરણ મેં પરમાણિયો. ૩૧૪

**અંગદ**–રામદુવાઇ ખાઉં, જો મુખ બોલું જૂઠૂં;
રામદુવાઈ ખાઉં, રીસે જો તુંજપર રૂઠું;
રામદુવાઇ ખાઉં, વાત કહું પૂરણ પ્રીતે;
રામદુવાઇ ખાઉં, રાવણપર રીઝું રીતે;
છે રામદુવાઈ શ્રી રામની, ચિત્તવી જે દિન રણ ચઢે;
મુજને નિશ્ચે છે એટલું, દશ મુગટ પૃથ્વી પડે. ૩૧૫

## કબિત.

**રાવણ**–નવ મળે ખોટો દામ, કામ વિવાહનું માંડે;
ઉછીનું ઉધાર કરી, ધંધે ઘણું ધાય છે;
ચોર કો ચોકીમાં પડયો,અડયો સંકટમાં આવી;
છળ કરે છૂટવાનો, ચિત્ત ઘણું ચ્હાય છે;
કુંવારો કુંવર ઘેર, પેર નહીં પલ્લાતણી;
કન્યાતણે કાજ વેવીશાળિયો વહાય છે;
અકરમી નર નેટ, પૂરૂં ન ભરાય પેટ;
અંગદની પેરે પાપી, ખોટા સમ ખાય છે. ૩૧૬

## સવૈયો.

**અં**–ચક્રવર્તી રામ ચૌદ લોકનમેં, ચિતવું દશકંધકું ચાકરિયાં;
સિંહકો સિંહ સુરપતકો સુર, દશકંધ બાંધો તુમ બાકરિયાં,
મહારાજધિરાજ શ્રી રામ મેરૂપત, કિંકર રાવન કાકરિયાં;
કલ્પવૃક્ષ કોટિ રામ કરૂનાનિધ, લંકપતિલખ લાકરિયાં. ૩૧૭

## છપ્પય.

**રાવણ**–અભાગી અંગદ અજાણ, રામની આણજ લોપે;
વિદાય થતો કરે વાત, કિંકર થઇ તું કયમ કોપે;

મારી કાઢતાં મૂઢ, વણુ તેડગો કયમ આવે;
શીદ ખુવે છે જીવ, કિંકરનો કિંકર કહાવે;
લવરી કરે છે લખગણી,બહુ સ્તુતિ કરે છે બારણે;
બાળ્ય અવતાર બુદ્ધિહીણુ તુજ, કૂડા પેટને કારણે. ૩૧૮
અંગદ–જઉં છું હવે જરૂર, વચન કહું છું એક છેલ્લું,
ખમું છું તારી ગાળ, મમત તુજ સાથે મેલું;
પૂછ ઘેર તારી નાર, મંદોદરી શુભ સતીશું;
કહોતો માંડનિ રાઢ, લક્ષ્મણ જોગ જતીશું;
પૂછી આવો તમો પુરપતિ, ત્યારસુધી ઉભો રહું;
એમ કરતાં તમો ઉગરો, ઉપદેશ સત્ય સાચો કહું. ૩૧૯
રાવણ–અંગદ અક્કલના હીણુ, વચન તું જો વિચારી;
નવખંડતણો નરેંદ્ર, શીખ શી દેશે નારી;
રામા વશ તે રામ, ક્રોડ વસાએ કહાવે;
પરવશ પડી તે પાશ, ઇંહાં અથડાતો આવે;
નારનાં કહ્યાં તે નર કરે, નપુંસક નારે જીતિયા;
રામાને રાવણ પૂછે નહીં, એ રામતણે ઘેર રીતિયા! ૩૨૦
અંગદ–રામ તણી એ રીત, અધગતણો ઉદ્ધારણ;
રામતણી એ રીત, દુષ્ટ દાનવ સંધારણ;
રામતણી એ રીત, સોગટી નામે ન મારે,
રામતણી એ રીત, હેતુ જનથી એ હારે;
રામતણી એ રીત છે, ભોગવે જે જેવું કરે;
એટલું કેતાં નવ ઓળખે, પાપે રાવણ તું મરે. ૩૨૧
રાવણ–રામતણિ તુને આણ, વદે અંગદ તું વાણી;
રામતણિ તુને આણ, પલક પીવા રહે પાણી;
રામતણિ તુને આણ, હવે જો જીભ હલાવે,
રામતણિ તુને આણ, જો તું ચરણ ન ચલાવે;
રામઆણથી કહે જઇ તહિં,જહિંસેન સકળ છે તમતણું;
રાવણે કહાવ્યું રામથી, મહિમા દેખાડ મોટમપણું. ૩૨૨
ક–ઉડયો સુણી આકાશ, અંગદ અતલીબળ આપે;
મહિમા વધારી માન, રામ રજ ચણું પ્રતાપે;
આવ્યો જયહાં અશોક, અલૌકિક જ્યાં છે વાડી;
દુઃખ નવ વ્યાપે દેહ, ખરી રત્નાકર ખાડી;
બેઠી સીત સ્વરૂપ ત્યહાં, રૂપ રઢિયાળી શુભ સતી;
પ્રદક્ષણા દેઇ પાગે નમ્યો, મોકલ્યો છે લક્ષ્મણ જતિ. ૩૨૩

અંગદ–સાંભળજો મુજ માત, વાતમાં એહ વધાઇ;
લક્ષ્મણ સહિત શ્રીરામ, પધાર્યા ભૂપત ભાઈ;
વાનર પદ્મ અઢાર, બોતેર કોટીક સાંધી;
મળ્યો વિભિષણ ભ્રાત, પાજ સમુદ્રે બાંધી;
મેં વિવિધ પ્રકાર વિષ્ઠિ કરી, ટેવ એહની ટેડિયો;
સીતા પ્રત્યે અંગદ કહે, ગઢલંક વાનરે વીંટિયો. ૩૨૪
સીતા–સીતા કહે સુણ વીર, ધીર થઈ ધીરજ ધરજો;
જોરાવર જન એહ, કામ ઘણું પાકું કરજો;
લલોપતો નહીં લાગ, શોભે નહીં શૂરા સાથે;
મંદ્રાચળ શો મેર, ઉપાડે છે એક હાથે;
કુંભકર્ણ કહેવાય છે કારમો, દેખે તેટલું ખાય છે;
એવું જાણી ઇંહાં આવજો, રામ તો મોટા રાય છે. ૩૨૫
અંગદ–કહો તો મેરૂ સહિત, ઉદયાચળ હું ઉપાડું;
કહો તો લંકપર લંક, અધિક અવનિમાં ગાડું;
કહો તો બાણું કોડ, જોધને બાંધી જાઉં;
કહો તો ઈંદ્રજીત કુંભકર્ણ, દૈત્ય સર્વેને સાઉં;
મા કહોતો લંકને લૂટિયે, વસુધા વિપરીત નાંખિયે;
પણ હુકમ નથી હજુરનો, માટે સરવે સાંખિયે. ૩૨૬
સીતા–છાંનો રે ભડ ભ્રાત, વાત શી કરવી ઝાઝી;
કરો કહ્યું તે કામ, રામ જે વાતે રાજી;
કરતા હો જે કાલ, આજ સવેળા સાધો;
દેખાશે કો એક દુષ્ટ, વાયુવત વેગે વાધો;
જ્યાં આગન્યા માંગી અંગદે, જોધ જાવા લાગ્યો જવે;
રાક્ષસીએ બુમ પાડી ઘણી, જોધ તરવરી રહ્યા તવે. ૩૨૭
કવિ–માર માર કરતા મૂઢ, ધીર ધસમસતા ધાયા;
અંગદકેરા ચરણ, પૂછ શત્રુએ સ્હાયા;
સહસ્ત્ર લાખ કરોડ, હઠીલે હોડે હકાર્યા;
તીક્ષ્ન તીડનો રાફ, વાનરપર વેદ વકાર્યા;
ત્રાસ પડ્યો ત્રહો વિધતણો, દાવાદળ બહુ દેશમાં;
દાખું લોકે દશકંધને, લંગુર આવ્યો એક દેશમાં. ૩૨૮
મોકલ્યો એક મહીપત, એંસી લખ જોદ્ધા આદે;
બૌવિધ મેલતો બાણ, વખાણ કરૂં શાં વાદે;
પ્રાક્રમ કીધું પ્રૌઢ, અંગદને મારવા મંડયો;
રૂઠયો તેને રામ, દુષ્ટને દૈવે દંડ્યો;

જીવતો મૂકયો એક જન, કથન રાવણને કહ્યો;
લંકા લૂટી તારી લંગુરે, બળવંત શું બેશી રહ્યો. ૩૨૯
કરડતો દંત દશકંધ, અસ્વારી આપે કીધી;
એક પલકે અશોક, વાડી તો વીંટી લીધી;
પકડયો પૂછ પ્લવંગ, ઝાપટી ઝોકયો જયારે;
સમર્થો મન શ્રીરામ, તરત છુટયો કર ત્યારે;
ત્યાં જુદ્ધ જોર ઝાઝું થયું, હઠીલો હોડે હારિયો;
એ વાત લંકામાં વિસ્તરી, મહીપત મોટો એ મારિયો. ૩૩૦
ધરતી ડોલાં ખાય, કોય વદે નહીં વાણી;
ખબર પોતી જઈ ત્યાંય, રાય રાવણની રાણી;
ઉઠી કૂટતી શીશ, પુતને તેડયો પાસે;
મદોદરી—કયમ બેઠો બળવંત, વિપરીત થયું છે વાસે;
લશ્કર પેઠું સરવ લંકમાં, ભય તારો તે નવ ગણ્યો;
ઉઠય ઉઠય આળસ તજી, કહે છે તાત તારો હણ્યો. ૩૩૧
કવિ—મેઘરાવણ મહારાજ, ધજ ફરકાવી તેણે;
ઇંદ્રજીત જશ રૂપ, ઈંદ્ર જીત્યોતો જેણે;
ઢમકાવતો ઢોલ નિશાન, કૃતાંત સરીખો કહાવ્યો;
પિતા પાસ તે પુત્ર, એક પલકમાં આવ્યો;
એક પહોર રણજંગ મચ્યો, કહી ન શકે કોયે કવી;
સંહાર થાય સૃષ્ટિ તણો, શોભા લંક એવી હવી. ૩૩૨
પડી લંકમાં બુમ, મમત મૂકયો સૌ માને;
રામચંદ્રે તે તણું, કુલાહલ સુણિયું કાને;
રામે તેડ્યા હનુમંત, અંગદ લંકામાં અડિયો;
રામ—કોપ્યો દીસે દશકંધ, પ્રૌઢ સંકટમાં હશે પડિયો;
બાળક જાણી બીવરાવશે, હાલકહુલક હલહલ હુઓ;
કલેવર કળ પડતી નથી, જરૂર ખબર તેની જુઓ. ૩૩૩
બહુ વિધ પડે છે બુમ, બહુ વિધ બણગાં વાજે;
બહુ છુટે છે બાણ, ઘણાં નિશાનજ ગાજે;
ચોવિધ પડે છે ચીસ, રીસથી રણવટ ખોલે;
ધ્રુજે સરવે ધરણ, દિકપાળ દિશા દશ ડોલે;
રખે અંગદ માર્યો જતો, રામજી રોષ ધરી રટે;
હનુમંત તમો બેશી રહ્યા, એ તો ગુણગણ નવ ઘટે. ૩૩૪
હનુમંત—રઘુનાથ પ્રત્યે હાથ, જોડી બલવંતો બોલ્યો;
અંગદ પ્રાક્રમી અનંત, ખરો પટંતર ખોલ્યો;

અંગદ સામુ જે જુએ, અધિક દૃષ્ટિયે આડી;
શેર નથી ખાધી સુંઠ, નથી જન્મ્યો કો માડી;
શ્રી રામચંદ્ર પરતાપથી, એ શૂર પડાવે સાખને;
દાનવ સઘળા દેહવટ કરે, દશકંધ સરખા દશ લાખને. ૩૩૫
દશરથ તણા કુળ દીપ, સુણો તો કહું એક સાચું;
સુઝે મુજને સત્ય, કિંચિત માત્ર નહિ કાચું;
અંગદ ને દશકંધ, વિવાદ કરંતે વઢિયા;
જોરાળા મહાજોદ્ધ, પ્રાક્રમી પ્રાજે પડિયા;
હશે ખુમ પડાવી બહાદૂરે, ખાતરનીશે તેની ખરી;
જીત નગારાં દેઇને, અંગદ આવે ફોજે ફરી. ૩૩૬
કવિ-મહાક્રમ દીધો માર, અંગદને રાયે આપે;
ન ગણે લેખા માંય, હાથ શ્રીરામ પ્રતાપે;
લખ બોતેર હજાર, તણા તો હંસજ હરિયા;
વાડીમાં કૂપ વિશાળ, ભૂપ સહુ તેમાં ભરિયા;
બાકી ખુમ પાડી ગયા, ગઢલંકા ગુણુ ગામને;
ઉત્પાત કરીને આવિયો, શરણાંગત શ્રી રામને. ૩૩૭
દંડવત કીધા દશવીશ, શીશ નમાવ્યું નેહે;
સુખનું સાગર સર્વ, દૈવત પામ્યા સહુ દેહે;
શીશપર મૂક્યો હાથ, વાતો પૂછી રઘુનાથે;
રામ-વિષ્ઠિની કહો વાત, રીઝ થઇ રાવણ સાથે;
સીતાને સહજે આપશે, કે કરવી રાઢ પડશે ઘણી;
અંગદને એમ પૂછિયું, કોટિ બ્રહ્માંડ કેરા ધણી. ૩૩૮
અં-વાલીસૂત કહે વાત, એની મેં કેમ કહેવાયે;
નથી સમજ્યો નરેંદ્ર, અહંકારી એવો રાયે;
સામ દામ ને ભેદ, કર્યા તે જુગતે ઝાઝા;
જેમ પથ્થરપર નીર, માને નહિ રાવણ રાજા;
કરગરી કહ્યું મેં કોટિધા, આંચ દેખાડી અતિ ઘણી;
પેર પેર મેં પ્રીછવ્યો, ડગ્યો નહી લંકાધણી. ૩૩૯
એક કહીએ તો આઠ, ઠાઠમાં બોલજ બોલે;
કહે વાનરને વનચર, આપ બળ કરે અતોલે;
ભર્યા ભોજન માંય, ચાર કણુ જોયા ચાંપી;
અનેક કળા ઉપદેશ, મન મેં જોયું માપી;
લોઢા ઉપર લીહ જયમ, પટકૂળ ગાંઠ જેવી પડે;
રાઢ વિના રાવણુ રીઝે નહિ, માંગી સીતા તો નહિ જડે. ૩૪૦

## કબિત.

છત્રપતિ છત્રપતિ, નરેંદ્રકો નરપતિ;
રૂડી કર્મરેખા રતિ, ભુપતિ મન ભાવનહે;
નમે નિત્ય નાગપતિ, સેવે સિંધુ સાધુ સતી;
ખગપતિ સખે ગુનીજન જશ ગાવનહે;
જગનજાગ કરે અતિ, આશીશ નિત્ય દે અતિ;
રાતપતિ જેસો રંગ, લંકપતિ(કી) લાવનહે;
જીતે નહિ કોય વાકું, દશરથકે નંદન પાખી;
પંચાશ કોટકેરો પતિ, રાજેંદ્ર એ રાવનહે. ૩૪૧

## છપય.

સુખે ન બોલ્યા રામ, નિશ્વાસ મૂક્યો મન સાથે;
રાવણ સરખું રત્ન, હણવું પડશે મુજ હાથે;
આવ્યો વિભીષણ ભૂપ, આવ્યો જશ જાંબુવંતો;
આવ્યા નલનીલ સુગ્રીવ, આવ્યો હઠકર હનુમંતો;
મહારાજ વિચાર મનમાં કર્યો, જે ચિત લહે નહિ ચાતુરી;
સૌ સેવક કહે સ્વામી સુણો, "દેવ તેવી કરો પાતરી." ૩૪૨
દીધા દદામે ધાવ, દેવ દાનવપર કોપ્યો;
લંકાગઢ દરબાર, રામે રણસ્તંભો રોપ્યો;
થઈ પુષ્પની વૃષ્ટ, દેવ અમૃતઘન વૂઠયા;
રાવણ રોળાશે રણ, નવ ગ્રહ બંધથી છૂટયા;
લંકાગઢ વાનરે વીંટિઓ, પોકાર પુર બાધે પડયો;
રાવણ તે હૈડે હરખિયો, રણજંગ રચી જુધ્ધે ચઢયો. ૩૪૩
હાલકહુલક હલકાર, લંકાગઢ જોરે ઝાઝા;
અનમિ અંકારી અજિત, ચઢયા મહીપતની માઝા;
સુભગ સુધર્મ સુબુદ્ધ, વીર બે જુગતે જોડા;
રામ લક્ષ્મણ લઘુવેશ, પૂર્ણ પ્રતાપિક પ્રૌઢા;
શેષ નાગ લાગ્યો સળકવા, દિકપાળ દશ ડોલી પડ્યા;
બ્રહ્માંડ ગડગડયું ધ્રુજી ધરા, રામ રાવણ જુધ્ધે ચઢયા. ૩૪૪
થયો જવ ઉલ્કાપાત, વાત મંદોદરીએ જાણી;
સતી શિરોમણિ નાર, રાય રાવણની રાણી;
આવી ત્યાં કરજોડ, કથન કંથ આગળ કહેવા;
**મંદોદરી–**રૂઠયો જ્યારે રઘુનાથ, ઠામ કીયો પછી રહેવા;

ભૂલો છો કેમ ભૂપત થઇ, રાય વિચારો રીતને;
રાણી કહે રીઝવો રામને, સોંપો માત સતી સીતને. ૩૪૫
રાવણ–રાણીને કહે રાય, દીસે ગતિ તારી ઘેલી;
અંગદ વિષ્ઠિ કાજ, પ્રીત કરવાને પેલી;
શીશ મારે એ સીત, લાવ્યો છું લક્ષવસાએ;
વગર રાઢ વડવાડ, આપું કયમ એહ દશાએ;
બોલ બોલ્યા જે છે રાવણે, અફળ જતે અનરથ થશે;
નિશ્ચે નાર નમવું નથી, હોનાર હશે તેવું થશે. ૩૪૬
મંદોદરી–ઘેલા કંથ કુબુદ્ધ, થકી તેં એ શું કીધું;
સૂતો જગાડયો સિંહ, મોત વણ માગ્યું લીધું;
અજિત રામ ન જીતાય,અજિત લક્ષ્મણ કહેવાયે;
દશ શીશ ભૂજ વીશ, રોળાશે રાવણ રાયે;
લંકે વિભીષણ સ્થાપશે, એટલું એને કામ છે;
રાજ રાવણ તારૂં ગયું, સ્વામી સામળ રામ છે. ૩૪૭
રાવ–પટ ફટ રાવણનાર, વાત કહું છેલ્લી છાની;
આપણે બે એકાંત, મારે મન મનની માની;
પૂર્વ જન્મની વાત, સારી પેરે મુજ સૂઝે;
કોય ન જાણે અન્ય, બુદ્ધિવંતા નર બુઝે;
દાનવ ફીટી દેવતા થશું, ધાવ દદામે દેઇશું.
જીતશું તો જશ થશે, નહિતર વૈકુંઠ લેઈશું; ૩૪૮
મંદો–સાબાશ રાવણરાય, સાબાશ એ બુદ્ધિ તારી;
સાબાશ હઠ હિમ્મત હોડ, હવે નીશાં થઈ મારી;
આઘ અંત એવું મન, રામ હૃદેમાં રહેજો;
અહંકાર એથી લખ ક્રોડ, નરેંદ્ર નકારો કહેજો;
માનુની કહે બેસું માળિયે, જુદ્ધ જોઉં છું તાહરૂં;
કાયર થશો મા કંથડા, વચન માનો એ માહરૂં. ૩૪૯
કવિ–વચન ચઢાવ્યું શીશ, ઇશ સમર્યા એક ચિત્તે;
રાવણે પેરિ માળ, રાજ રાજેશ્વર રીતે;
દાવે મોકલ્યો દૂત, પૂત દશરથના સાથે;
કાયર બેઠાછ કયમ, લડો હેતે મુજ હાથે;
લાવ્યા લંગૂર રીંછ વાનરાં, ક્રોડવાર શું કહું કથી;
જીત્યાં છે આપે અળશિયાં, શેષનાગ દીઠા નથી. ૩૫૦
સામસામાં રણતૂર, શૂર સંગ્રામે ચઢિયા;
નેવું દિવસ નિઃશંક, વીર વિવાદે વઢિયા;

વરણુવે શત યુગ શેષ, તોય પૂરૂં નવ થાયે;
એક પાસે શ્રીરામ, બીજે શ્રી રાવણુ રાયે;
રામે જાણ્યો રણુજીત એ, જનુની એક રાવણુ જણ્યો;
એકાણું દિવસે એક બાણથી, રામ હાથે રાવણુ હણ્યો. ૩૫૧
અનમિયે મૂક્યો અહંકાર, રામ રાવણને જોઈ;
નથી જનમ્યો કો સૃષ્ટ, નીશાં સર્વેની હોઈ;
રાવણુનો રણુજંગ, દીઠો તે અચરત અડિયો;
એ માટે અવતાર, પ્રભુને લેવો પડિયો;
ભગત શૂર ભૂમિ પતિ, બળિયો બ્હાદુર ઘણો;
સામળ કેહે શ્રી રામજી, હઠીલો હિમ્મતે હણ્યો. ૩૫૨
રાવણુ પામ્યા રાજ, અવિચળ પદવી આપે;
વિભીષણુ પામ્યો લંક, પૂર્ણ તે પુણ્ય પ્રતાપે;
મળ્યાં રામને સીત, વિજોગ ભાગ્યા તે તનના;
દુદંભી વાગ્યાં દેવ, મનોરથ પોહચ્યા મનના;
સીતા લેઈ સિધારીઆ, દરશન આયોધ્યા ગામનું;
જય જયકાર જગમાં થયો, રાજ થયું શ્રી રામનું. ૩૫૩
મળ્યાં માત ને ભ્રાત, મળ્યા ભરત ભાવિક ભાઇ;
વિતક વર્ષા બે-બાર, તણાં તે કહ્યાં માઇ;
હનુમાન તણી હિમ્મત, સુણીને મોટમ મેલી;
વૂઠયા અમૃત મેહ, રંગ રૂડાની રેલી;
છત્ર ધરાવ્યું રામજી, લક્ષ્મણુ ચમર કરે જ્યહાં;
સામળ કહે શોભા ઘણી, મેહ માગ્યા વરસે ત્યહાં. ૩૫૪
રામચરિત્ર પવિત્ર, ગાય જે નરને નારી;
ઇકોતેર પરિયાં સહિત, અધિક પામે ઉદ્ધારી;
દૂધ પુત્ર ધરસુત્ર, પુરંદર પદવી પામે;
જન્મ મરણુ જંજાળ, વેદના સઘળી વામે;
શ્રી રામચંદ્ર કૃપા કરે, ઇશ્વર પદવી આપે અતી;
સામળ કહે સેવો સહુ, રામ લખમણુ સીતા સતી. ૩૫૫

## દુહો રે.

શ્રોતા વક્તા સાંભળો, કહે કવિ કરજોડ;
સામળ કહે બોલો સજ્જન, જે જે શ્રી રણુછોડ. ૩૫૬

---

## અંગદવિષ્ટિ સંપૂર્ણ.

# રાવણ મંદોદરી સંવાદ.

## દોહરો.

શ્રીસરસ્વતિ મતિ દેયણી, ઉત્પત ગત રતી પત્ય;
શ્રુતિ સ્મૃતિ અદ્ભુત ધૃતી, દે મા રૂડી મત્ય.

## ચોખરો.

માત મયા કરો બરદ બાંહે ધરો, સર્વ સંકટ હરો ઇશ આતા;
ભોજ્ય ભાવે ભરો ખેલ રાખે ખરો, ઠેઠ દામે દરો સુખસાતા;
નેહ આણો નરો પલક નહિ તે પરો, એહછે આશરો માન માતા;
સાચ સામળ ભણે વેદ વાયક તણે, આપણે એક એ દેવી દાતા.
પ્રેમથી પૂજિયે સ્નેહથી સૂઝિયે, જોરથી ઝુઝિયે દેત દોટી;
મેરથી માણિયે અંતરે આણિએ, જુગતથી જાણિયે ચિત્ત ચોટી;
પ્રીત પરમાણિયે વિશ્વ વખાણિયે, આણિયે નહિ દલે ખાંત ખોટી;
સામળ કહે સેવિયે દેવની દેવી એ, મો શીર ગાજતી માત મોટી.
ધર્મ દૃઢ ધીર તું નીરમળો નીર તું, વીરનો વીર તું ભોગ્ય ભારી;
શાસ્ત્રનો સાર તું તેજઅંબાર તું, જગતનું જોર તું સિદ્ધ સારી;
વાણીમાં વેદ તું ભ્રાંતમાં ભેદ તું, મૂળમાં મેદ તું વૃષ્ટિ વારી;
કુટવાળ કાશી તણો ભાવે સામળ ભણ્યો, જે ભૈરવાનંદ આનંદકારી.

## છપય.

શીવ સરીખા તાત, માત ઉમિયા છે જેની;
લક્ષ લાભ શુભ સુત, રિધ સિદ્ધ તનયા તેની;
ક્ષેમ કલ્યાણ જામાત્ર, પાત્ર અષ્ટસિદ્ધ દલ દાસી;
ત્રીદશ આદે દેવ, શેવ નવ નિધ ઘરવાસી;
ચીતા પંચાનન પ્રભુ, ષડાનન વળી બંધવ ભણું;
ગજાનન ગુણ આગળો, પ્રથમ ધ્યાન ધરૂં તે તણું. ૫
શ્રીગુરૂ વંદુ ચરણ, શરણ રહું શુભ રીતે;
બ્રહ્મા વિષ્ણુ ઈશ, દિશ પત્ય પૂજું પ્રીતે;
શ્રીપત્ય ગુરૂપત્ય સત્ય, મત્યથી ગાનજ માગું;
આદ્યશક્તિ ઉમિયાય, પાય લક્ષ્મિવર લાગું;

કવિ કીધા લક્ષ કોટીધા, મયા કરો માગુ મતી;
સામળ કહે સિધ્ધ પામીયે, જો કરે કરૂણા સરસ્વતી.

### ચોખરો.

તીર સરજયુ તણા નીર શોભે નિરમળા, દીવ્ય દીલિપ ગુણ ગાન ગાયો;
રઘુરાજ મહારાજ અજરાજ અજીત એ, પ્રાક્રમી પુન્ય પ્રતાપ પાયો;
અજોધાપતિ ભુપતિ દેવ એ દશરથી, કોટિધા કોટિ કલ્યાણ કહાયો;
ત્રીલોક જન તારવા અધમ ઉધારવા, જનેતા ધન્ય જુગનાથ જાયો.
ઇશનો ઈશ જગદીશ એ જગતનો, ભક્ત બ્રહ્મા સમા રંગ રાતા;
કોટિ બ્રહ્માંડ મંડાણ સૃષ્ટિ તણો, વેદ વરણવિ ગુણ ગાન ગાતા;
લાયક લઘુ લક્ષમણો સત્ય સુલક્ષણો, માન મહા મૂલ્ય કૌશલ્ય માતા;
સ્વામિ સામળ તણો નામ મહિમા ઘણો,રામજી મુક્તિ પદ દિવ્ય દાતા.
કોટિ કંદર્પનો માન મુકી રહ્યા, ઇશ ઉપર જાય વિશ્વ વારી;
શેષ મહેશ કો લેશ લહે નહી, વેદ ભેદે નહી ભરમ ભારી;
જનક ઘેર જાગમાં માગ મુકાવિયો, પરણિયા નિરમળા સીત નારી;
નવખંડના નરપતી છેક જે છત્રપતિ, પત્ય મુકી ગયા હોડ હારી.

### દોહરો.

આગના અપર માતકી, ગુણનિધ છોડયો ગામ;
સંગ સીત લક્ષ્મણ લિયે, રણમાં નિકસો રામ. ૧૦

### કબિત.

શ્રી સાહેબ બડે સિંધુ, બોહો ગુણશે બંધું;
અવની પત્ય ઇંદુ આપ, સતી સીત સંગકું;
ધનુષ બાણ પાણ લીયે, જટાજુટ મુગટ કિયે;
દિવ્ય ભક્ત દાન દિયે, આભૂષણ અંગકું;
જગતમેં લાયક જોટે, વજ્ર લંગોટ કછોટે;
મોટે છોટે વીર દો, રાજસ ગુણ રંગકું;
સામળ કહે સાહાક, લક્ષ્મણસેં લાયક;
નરપત્યસેં નાયક, આયે ગૌતમીજી ગંગકું.

### છપય.

કબહુક તીરથ નાય, કબહુક જાતર જોણે;
કબહુક તપસુ રીઝ, બીજ બૃક્ષ પુન્ય કે બોણે;
કબહુક મૃગયા દોરે, ઘેર આનંદે આવે;
કબહુક વાદે વરત, અમૃતફળ બનમેં પાવે;

અતિ અતિ આનંદ અહર્નિશા, સુખ સાગર શોભીત સહૂ;
મહારાજ મૂળ એ મોક્ષકો, ઇસબિધ દિન બીતે બહૂ.

## દોહરા.

ખાંત બડીસેં ખેચરી, સુપનછા શુભ રૂપ;
દેખી દીવ્યદાતા બડે, ભાગ્ય નિધિસેં ભૂપ.
આઇ રૂપ સબ ફેરકો, છલનકુ રઘુરાજ;
નાક કટાયો પ્રેમસુ, લછમન બીરકે હાથ.

## ચોખરો.

રૂપ અનુપ સોહામણું નીરખીને, ભામણાં લેતી એ ભામની ભેદી;
સુર-વેદ મુજને વરો નાર નિશ્ચે કરો, તો ઠરો ઠામ આ સુખ દાહાડી;
રામ-રામ કેહે રાંડ એ કામ મારૂં નહી, લક્ષ્મણુ સાથ વર વાદ વેદી;
કવિ-કેહે સ્ત્રી દેખતાં પ્રીછવ્યો પેખતાં, નાખ્યાં નાકને કાન બે છેદી. ૧૫
ચિત્તમાં ચળચળી કાપતાં કળકળી, ગળગળી ગાત્રમાં ત્રાસ પેઠો;
રીત્યની રંકમાં નાર નિઃશંકમાં, લાજતી લંકમાં દેતી દોટો;
સુર-કામનિ તુજ કારણે બળ કરી બારણે, લાવતાં એહ અધિપત્ય એઠો;
તોલ તુંજ શું રહ્યું નાક નિશ્ચે ગયું, રાવણો રાંડવો થઇને બેઠો.

## દોહરો.

કવિ-દેખી દશાનન દુખિ હુવો, કિયો આપસેં કોપ;
રાવણ-કોણે કામ એસો કિયો, લાજ શરમકું લોપ.

## ચોખરો.

સુર-કંદર્પ કોડામણા નંદ એ નાનડા, દેવ દશરથ તણા પુત્ર પ્રોઢા;
ધનુરધર ધીરમાં વીર અધિ વીરમાં, રામ શ્રી લક્ષ્મણો જુગલ જોટા;
સુંદરી સંગમાં રીઝતા રંગમાં, અંગે અતિ ઉજળા ઠાઠે થોથા;
નાર એ લિજિયે ભ્રાતને દિજીયે, તે થકી તેમણે ટેક તોડા.

## દોહરા.

મરદ મુછ હોય મુખ પરે, તો મરદામી માંણ;
સીત સ્વરૂપ સોહામણી, માનની મંદીર આણ.
નારી જાણે નેહથી, આપઘાત કરૂં એન;
જાણું મુજ જનુની જણ્યો, તું બંધવ હું બેન. ૨૦

### ચોખરો.

**કવિ**—છેકથી નાગ જેમ હોય છંછેડિયો, વાઘ વકારિયો ચિત્ત ચહાવું;
હઠે જેમ હાથિયો સાંઢિયો સાથિયો,ભાથિયો ભીડિયો ધીર ધાવું;
રીસ બોહો રાખતો ભૂંડુ મુખ ભાખતો, તેહને તાકતો જોરે જાવું;
પ્રતિજ્ઞા પાંકતો બળ ઘણું બાંકતો, નાર તે લંકમાં કાલ લાવું.

### છપય.

માવલો એક મરિચ, લક્ષણથિ સાથે લીધો;
કૂડ કપટ ને કર્મ, કોરંગ કનકનો કીધો;
મહિમા જો બે મૂખ, સુખ અતિ રૂપ અનેરે;
ત્રણ ચરણ એક વદન,સદન એક સનમુખ સારે;
જ્યાં સીતા સારે પાસે રમે,સારંગ સમિપ આવી અડયો;
મોહન રૂપ મકરંદ મૃગ, પ્રેમદાની દૃષ્ટે પડયો.
**સીતા**—રહો રઢિયાળા રામ, કામ કહું તે કીજે;
ધનુષ બાણ ગ્રહો પાણ, પ્રાણ કુરંગના લીજે;
ત્વચા તણી તરબીબ, પાંગરણ પેરૂં પ્રીત્યે;
**કવિ**—હઠ લઇ બેઠાં હોડ, કોડ રામાની રીત્યે;
તવ રાજીવલોચન રામજી, ક્રોડ વાર કહે કથી;
**રામ**—કોરંગ કનકનો કામની, બ્રહ્માએ સરજ્યો નથી.

### દોહરો.

**કવિ**—રામા રોયણ રીસથી, નયણે ભરિયાં નિર;
રામ રૂદે રીઝયા ઘણું, ધનુષ ચઢાવ્યું ધીર.

### છપય.

મારી આણું એ મૃગ, કામનિ પર કરૂણા કીધી;
સોંપ્યાં લક્ષમણને સીત, આણ અવની પર દીધી;
ચાલ્યા ચતુરસુજાણ, બાણ સાંધી અતિ રીસે;
મૃગે કર્યો પોકાર, ચિત્ત અતિ નાંખી ચીસે;
**મૃગ**—ધાયો ધાયોરે લક્ષમણા, નિકટ મોત આવી મળ્યું;
**કવિ**—શ્રૂણી સમું સંકટ થયું, જવ સ્વર સીતાએ સાંભળ્યું. ૨૫

### દોહરા.

**સીતા**—દેવર દિનપણું કર્યું, સત્વર શૂરા થાવ;
રૂદે નામ લઇ રામનું, વીરા વારે ધાવ.
**લક્ષમણ**—સીતા શે સમજો નહિ, એહ વાત નવ હોય;
રંજાડે જે રામને, જુગમાં જનમ્યો ન કોય.

**કવિ**-એ બુદ્ધે સીતા થયાં, પરઠી પાપે પેર;
**સીતા**-રામ રહે જો રણ વિષે, તો ઘરણી રાખું ઘેર.

## ચોખરો.

બોલ વાગ્યા બહુ બાણુ બિહોમણા,દિલ થકી દુઃખ અતિ આણિ દાવો;
ધનુષ ગ્રહી ધાર ધાયો ઘણું ધસમસ્યો,કામની વાત થકી ક્રોધ કહાવ્યો;
દુષ્ટ રાવણ નવ દિલ થકી રીજિયો, લાગ પામ્યો પોતે ફેર ફાવ્યો;
કુડથી કાપડી વેષ વપુએ ધર્યો, માગવા મધુગરી તરત આવ્યો.

## દોહરા.

**રાવણ**-આપ હે ઈશ્વરી આ સમે, મધુગરી ભર ઘર પ્રેમ;
ભુખો તરસો વન ભમું, ઈશ્વરનો ધરૂં નેમ. ૩૦
**સીતા**-સતી કહે જતી સુણો, પતિએ પરઠી આણ;
રતિ રતિ ચરણ ચલે નહિ, જોગી મનમાં જાણ.

## ચોખરો.

કહે પછી કાપડી બુદ્ધ કરી બાપડી, પાવડી ઉપર પાગ મેલો;
**રા**-ભુખ લાગી ઘણી આવિયો તમ ભણી,સીત સતિ શાણી તુજ વાસ વેલો;
**કવિ**-બાઇયે તોરણે આવવા કારણે, પારણે પોષવા પાગ મેલ્યો;
જોરથી ઝાલિયાં ખંધપર ઘાલિયાં, રોળિયાં રોપે ને રણે રેળ્યો.

## છપય.

**સીતા**-હાહાકાર કરી પડી, રે પાપી રે દુષ્ટ;
સતીપર કુદૃષ્ટિ કરી, ધિક ધીક તારી બુદ્ધ;
વંશ વિડારણનું સમો, નથી જન્મ્યો અણુધ;
જશે નિકંદન તાહરૂં, વાણી બોલ્યાં ગૂઢ;
વલવલે વિનતા વંન, મનમાં દુઃખ ધરે છે;
આવ્યો લેઈ પાપિષ્ટ ત્યાં, કામ કુડું જ કરે છે.
**કવિ**-પિશાચ સંચ પરપંચ,કરી પર નાર હરે છે;
ખાંધે બેઠી બાળ, અતિ આક્રંદ કરે છે;
રોતી સતી રહે નહીં, મંદમતીએ હેતે હર્યાં;
વંક વાટ અંકે કરી; જૈ લંકમાંહે લાયક ધર્યાં.

## કબિત-દોઢ.

**રાવણ**-સીતાજી મયાણી, રામજીકી રાણી, અધિક જોર આણી;
માનની મંદોદરી માન, કામ જોર કીનો હે;

જોરાવર જાણી, મહિપત્ય મેં માની, બેસી દલ આની;
પાની ગમાયો વાકો, સુખ સબે લીનો હે;
ઠાઠ એ ઠરાની, બાટ મેં બિરાની, ભાગ્યસેં ભરાની;
સરાની સાતા સબ, ચિત્ત એહ ચિન્યો હે;
ભગનીકુ ભયાની, પેર મેં પહેચાની, અંતરમેં આની;
તાનહી મલાયો તહાં, ધાયો ધાયો દીનો હે. ૩૫

## ચોખરો.

મંદોદરી—પ્રેમદા પેખતાં હરખ પામે ઘણો, ચેતના આણ રે ચિત્ત ચાડે;
સીતા સાટે ઘણું સાલ તું લાવિયો, પરઠિયું પાપ તે જોર જાડે;
ત્રિલોકપતિ નાથની સાથ શત્રુ થયો, કનકનો કોટ એ સત્ય પાડે;
કહેછ મંદોદરી કંથ કૂડું કર્યું, માનની મૂળ સમૂળ કાડે.

## દોહરા.

રાવણ—પ્રેમદા તુજ બુધ પાનિગે, કર કર કામની કામ;
સત જોજન સાયર તરી, રેપ ન આવે રામ.
કવિ—શોક તજાવા સીતનો, હરખ થવા મન હામ;
મુકયાં આપ અશોકમાં, નીરમળ જેનું નામ.
કરૂપ ઘણું કલક્ષણી, બોહો બિહામણી બેલિ;
રાક્ષસિયો રંઝાડવા, માનની ચોકી મેલિ.

## છપય.

કારમો જે કોરંગ, અલપ થયો તે અંગે;
શ્રી લક્ષ્મણ શ્રી રામ, સ્થાનક આવ્યા બે સંગે;
કળવળતા દીઠ કાગ, બગ શોભ્યા શ્યામ સાને;
દુખ દાવાદળ દેહ, રમા નવ દીઠી રાને;
આકુળ વ્યાકુળ અતિ ઘણું, પગલાં જોતા પંથે પળ્યા;
ચિત ચેતન ચંચળ 'થયું, ધરણીપત્ય ધરણી ઢળ્યા. ૪૦

## દોહરો.

ડગમગ કરતા ડગ ભરે, રામ લક્ષ્મણ ભડ વીર;
વીલાપ કરંતા વલવલે, ધારણ ન રહે ધીર.

## ચોખરો.

લ—જોગથી કેહે જતી માનિયે મહિપતિ, માન મેલ્યે ક્યમ કામ થાશે;
પાતાળમાં પરવરૂં સ્વર્ગમાં સાંચરૂં, શોધશું સરવ વિશ્વ વાસે;
સુરજાદમાં માનવી દેવ ને દાનવી, ત્રિલોકમાં તસકરા-સર્વ ત્રાસે;
દુષ્ટ પાપિષ્ટને દંડ બોહો દેઇશું, નાર હરી કુણ નર સુખિ થાશે.

## છપય.

કવિ–ધારી દ્રઢ મન ધીર, થીર બેયે પથ લીધો;
ઋષિમુખ પરવત તરત, સુગ્રીવ સહોદર કીધો;
વાળિ હણ્યો તતકાળ, નાર સોંપી નર નેટે;
ચતુર નર ચાતુર માસ, હરી રહ્યા ત્યાં હેઠે;
શોધ કરવા સીતાતણી, સુગ્રીવ સુભટ તે સજ થયો;
હનુમંત. આદિ નળ નીલને, કથન ક્રિયાયે કરિ કહ્યો.

## દોહોરો.

સુગ્રીવ–પંચાસ ક્રોડ પૃથ્વી તણી, ખોળો પૃથ્વી પીઠ;
રવિ ઉગ્યો ઢાંક્યો ન રે, દેવ આપણી એ દીઠ.

## ચોખરો.

કવિ–ઉત્તર દશા શત એક પ્રાક્રમી પરઠિયા, પશ્ચિમે પાંચ શત ભ્રાત ભાવા;
દશ દશા દેશ વિદેશ બહુ વ્યાપરી, દક્ષણ દશાયે ઘણા દીધ દાવા;
[સૂઝતા બૂઝતા પૂછતા પરવરે, મંત્રમુખ રામના ક્રોડ કહાવ્યા;
કામ કરૂં હોડશું કહીનુ બહુ ક્રોડશું, લંક બળવંત હનુમંત આવ્યા. ૪૫

## દોહોરા.

દેખ્યો ગઢ લંકા તણો, મેહેજુત ભયે બોહો મંન;
કીસ બિધ દેખે દેશકું, આગે સકે નહીં અન્ય.
ઓર અરૂણ જ્યું ઉગિયો, પુંજ તેજ પ્રકાશ;
કનક કોટ કો કારમો, ઊંચો અતિ આકાશ.

## કબિત.

સુછમ શરીર કિયો, રામ નામ રૂદે લિયો;
બાંકો બલવંત બડો, ઝુકાય દિયો ઝોકમેં;
(દર) બાર દરીખાન ઘેરે, અદકી અટારી હેરે;
ગોખ જોખ ફેર ફેરે, લહ્યો સબ લોકમેં;
પેર પેર પ્રિય પેખે, દીવ્ય રૂપ નવ્ય દેખે;
લહ્યો લંક વંક અંક, ઠીકે ઠેહુ ચોકમેં;
નીસ(બાસ) આસ છાંડ રહ્યો, કાયા માંહિ ક્રોધ ભયો;
ચોહો પાસે દેખી અંતે, આગો હે અશોકમેં.

## છપય.

બેઠાં ત્યાં સીતા માત, કષ્ટ ઘણેથી કરણી;
ટોળા વિછોહિ રણ માંહિ, દીસે જેમ એકિલી હરણી;

વણુ ઓપ્યું જેમ રત્ન, જલ્ન ઝાઝામાં દીઠી;
અતિ દુખ અરણુવ માંહિ, અગન હોય જેમ અંગીઠી;
વપૂ જોઈ તે વિસ્મે થયો, શકે હોય સીતા સતી;
આલોચ કરંતો તે સમે, પરઠયો ત્યાં લંકા પતી.
સાઠ સહસ્ર સંગીત, કરંતી શામા સંગે;
ઉડે અબીલ ગુલાલ, રાચતો રૂદયા રંગે;
તાતાથેઈ થેઇ તાન, ગાન ગુણુ ભૂપત ભીનો;
પડયો ધ્રાસકો સીત, ભીત ચિત્ત લાગ્યો ચીનો;
પંચ ધનુષ પરો રહ્યો, કથન કૂડ કામનિ કહ્યો;
સિતા નામ શ્રવણે સુણી, લક્ષણુ બજરંગે લહ્યો. ૫૦

## કબિત.—દોઢયું.

રાવણ—રાબન કે' સુનો સીત, મોયસે મેલ વો ચીત્ત; છાંડ દુર સબે ભીત;
પ્રીત નીત કાહા તેરે, રામ જેસે રંકકો.
તિન લોક ફરે આણુ, ચંતામણી રત્નખાણુ, બોહો લોક માન બાણુ;
જાને સુખ બોત મેરે, વૈભવ નિઃશંકકો.
વાકી તું છાંડ આશ, ભોગનો બિલાસ બાસ, સમૃદ્ધિ સબ તેરે પાસ;
દાસી સબ દાસ તેરે; ફૂર્યો કર્મ અંકકો.
તજો મન આપ લાજ, સુખકે સબ કરો કાજ, સંતાપ શોક સબે ભાજ;
તાજ કરૂં મંદોદરી, રાજ્ય સોંપું લંકકો.
સીતા—ચુપ રહે મૂઢ અંધ, મેં જાણું તું પરો બંધ, લંકમેં તો હુવો ધંધ;
કંધદશ છેદવા હું, એસી મન હોડ હે.
લુંટી તેરી રમણુ સેજ, પરવાર્યો તેરો તપ તેજ, સબ ઉપરસેં છાંડ હેજ;
રેજ કરો રાક્ષસકું, મેહેલાં એ મન મોડહે.
શ્રી રામ જુ આધાર મેરો, ઉતારે અહંકાર તેરો, કરે રંક એ અનેરો;
હેરો કરહી કે હદ, એસો બંદી છોડહે.
સામળ કે માન મૂઢ, પ્રભુકો પ્રતાપ પ્રૌઢ, ગુણુ જાણે નહિ ગૂઢ;
રાબન જેસે રંક, રામ સંગ ક્રોડ કોડ હે.

## દોહેરો.

રાવણ—અમીબ તેરો આવરૂ, પ્રીછે નહીં જો પેર;
કવિ—એસી કહે કર અધિપતિ, ગયો આપકે ઘેર.

## કબિત.

સીતા—સીત મનભીત લગે, ચિંતા કર ચિત્ત માંહે;
આંહે અબ નાયે રામ, કહો કહા કીજીયે;

એસી કહે આપ માંહે, કેસી બીખ જીવ જાયે;
પાયે કહાં પ્રીતશું તો, બીખ બાટ પીજીયે;
પાપી કેરે પાસ પડી, દુર દેશ આય અડી;
ઘડી ઘડી દુખ ઓહો, લાભ કાહા લીજીયે;
કેશ પાશ માત ગ્રહે, કેતે બોલ બાણ સહે;
ગલે ફાંસિ ઘાલ અબે, પ્રાન દાન દીજીયે.

## દોહોરો.

કવિ—નીદ્રા બસ નારી સબે, સીત કરે દેહ અંત;
એસો અચરત દેખ કે, કહે બાત હનુમંત. ૫૫

## કબિત—દોઢીયું.

હનુમંત કહે માત, મત કરો આતમઘાત, આયે અબ રઘુનાથ;
હાથ દોઉ જોર કહું, દુહાઈ રામ આણકી.
મેં હું અંજનીકો તંન, જુગત પતિકો જન, વાંકે ચરણે સદા મંન;
અરણવ કે નીર તીરે, સુરત ધરો કાનકી;
રાક્ષસિ સબ ઓર નર; નાહિં મોયે કોકો ડર, દેખી લંક ઘર ઘર;
ગામ ઠામ દેખ આયો, બાડી બંન પાનકી;
સામળ કહે સુવેખી, રાક્ષસીમેં સીત પેખી, લાજ મેં અલેખી દેખી;
મેરી તુમ માત તાત, જનક જાયા જાનકી.
કવિ—રામ નામ સુની સિત, ચોંતા તાજ ધરી ચિત્ત, ભામની હુઈ ભયભીત;
સીતા—રીત એ કાંહાંકી, માનવ બનચારી હે.
હનુ—બાત મન આપ ચીની, મુદ્રિકા લે હાથ દિનિ, પ્રણામ કર શીશ લિનિ;
બીતી હે માત એ, બાત તો ભારી હે.
સી—તબ બચન બોલે બાઇ, તમ સુનો જુ મેરે ભાઇ, ઉત્તમ બસ્ત કહાંસે પાઈ;
આઇ જો હાથ તેરે, મેરે આગુ ડારી હે.
હનુ—રાવણ હરણ કરી લાયે, ખોલતે દો બીર આયે, એઠે તે હમપાંચ ભાયે;
દીની નીસાની જાણી, આનિ શુભ સારી હે.
કવિ—બાનરકો બચંન સુનો, સત બોલ આપ ગીનો, તાથે પ્રતિ ઉત્તર ભનો;
સીતા—બન્યો સબે કામ, રામ આયે છોટે શીરસું.
કપી જુ સુનો બાત, કઠીન ભયે દોનું ભ્રાત, નાયો કોય તેરે સાથ;
તાથે મેં કહુ માન, આંણુ જાણુ વીરસું.
હનુ—
હનુમંત કહે સુનો બાની, મનમેં ગીનાન આની, સીત સુદ્ધ નાહિ જાની;
પાનીવલ પલકમેં, આવે સબ ધીરસું.

કહોતો સબ લંક જારૂં, રાબનકું ચીર ડારૂં, શુરબીર ધીર મારૂં;
સારૂં કહે સામળજુ, નાંખુ લંક નીરસું.
કહોતો રાક્ષસીકું રોળું, વાંકે ચાકર સબ ચોળું, ધડ દુર્ગકું ઢંઢોળું;
બોલું મેં ગાત બાત, બચંન માંનો કામકો.
કહોતો દશ શીશ તોડું, સૂરકે સબ બંધ છોડું, વાંકે નિશાન ફેડું;
મોડુ માહા માન, ઠામટાળું લંક ગામકો.
કહો તો મેં રાડ સાંધું, જીવતે સબ લોક બાંધુ, રાવણ જાર ખીચ રાંધું;
બાંધ્યો ન જાઊં ગાંજ્યો, પ્રતાપ એક નામકો.
સામળ કહે કામ સારૂં, બન બાડી બાગ ચારૂ, નીરકે નવાણ પુરૂં;
તેરા બચન પાળું તો, સેવક શ્રી રામકો.

## કબિત.

**કવિ**–જનક જાયા બાત કહે, ઘાત આપ મન લહે;
**સીતા**–સહે પરચંડ ફંડ, એકુને ન દીજીયે;
રામકો બચન નાહિ, દુ:ખ સહુ દેહ માંહિ;
આંહી જબ આવે તાંહિ, રેખકુ ન દીજીયે;
મણિકી નીશાની લીની, જાયો બેગા શીખ દીની;
બિનિ ફૂળ બાગમેંસે, ખરે પરે લીજીયે;
સામળ કહે ખબર એસી, હનુમાન દ્રષ્ટ પડી તેસી;
ધસી જાઓ રામ આગુ, બાત સબે કીજીયે. ૬૦

## છપય.

**કવિ**–ગરધવિયોના સેન, મહિ એક ગાય ગઈ છે;
કાગડી કૈં કોટીક, હંસી એક હાર રહી છે;
કૌવચ કેરાં વંન, તુળશીદળ તહાં પડી છે;
છીપો સંખ્ય અસંખ્ય, ઝવેર મણિ જુગત જડી છે;
તેમ રાક્ષસીઓ મહિ ઋષિજણી, કથીર મધ્યે કાંચન કથી;
સામળ કહે શ્રીરઘુનાથ વીણ, ન્યારૂં કરવા કો નર નથી.
ઝાઝા લસણની ખાંણ, બુંદ બરાસ તણી છે;
મૂરખ કેરી મોટ, ભલે એક ભાવ ભણી છે;
રેણું તણો છે રાફ, કિંતુ કસ્તુરી ભેળી;
ઝેર તણી છે ઝાળ, સીંથેક માંહિ સાકર ભેળી;
વાડ શૂળ કાંટા તણી, ઉગી કેળ કંટે થકી;
સામળ કહે શ્રી રઘુનાથ વિણ, ન્યારૂ કરવા કો નર નથી.

## કબિત.

બીર ચલ્યો પાણી પરો, ધીર મન માંહિ ધરો;
ફર્યો સબ બાગ માંહે, એસો ઘાટ મંનકો;
દુર્ગ પાડી કુપ પૂરે, બેલ ફુલ ઝાડ ચૂરે;
સુરે કીએ કામ, પ્રાન હરો ચોકીજંનકો;
ચંપા કેરે ઝાડ ચડયો, સબહુકુ ત્રાસ પડયો;
એસો કિયો નાદ, જેસો કાટકો જુ ઘંનકો;
સામળ કહે બડાઇ, રાબનકું રાવ થાઇ;
ભયો એસો કામ, નામ ટાર્યો અશોકવંનકો.
દશકંધ રીસે ભર્યો, ક્રોધ બોત મંન ધર્યો;
કર્યો મહા કોપ, બાસી નીસીવે જાયગો;
ધાયે સૂર સીખ દિયો, કપીવર ઘેરલિયો;
કિયો ઘનઘોર સોર, બોત માર ખાયગો;
અખેકુમાર રાય તંન, ઓરહી પ્રધાન જંન;
તન ટુક ટુક કરે, કોન સાહાય થાયગો;
સામળ કહે શીખ થોડી,બાળીયે જુ બાગ તોડી;
કોડ પહોચાય તેરો, કીયો એસો પાયગો.
હસી હનુમંત ઉઠ્યો, ગાજતો ગયંદ છૂટયો;
ઉઠો બત્રાડી સૂરપુર, લીયો સબ અંકકું;
કોટિકું વલુર મારે, કેતે એક ચીર ડારે;
ડારે સબ ધરનકું, કિના છેક રંકકું;
સબકો સિરદાર જાનિ, ધસી ગ્રહે ચર્ણ પાની;
પાહાણુપેં પિછાર છાર, ઝીક નિઃશંકકું;
સામળ કહે એક ગયો, નાસીને જો જીતો રહ્યો;
ધાઈ મળ્યો રાબનસેં, બેઠો ધડ લંકકું. ૬૫
પ્રધાન પુત્ર પ્રજાળ્યો, આપ ક્રોધ ચિત્ત આણ્યે;
માનો મહા તાપ આપ, હાથ મૂછ ધાલિયે;
કહેતે ધાયે કોટી જોધ, અંતરમે આનિ ક્રોધ;
સોધ લેકે ધાયે જાઓ, જીવતેકું ઝાલિયે;
નાલ ગોલા બાન છુટે, રીસ કરી સુર રૂઠે;
ઉઠે હે હનુમાન જાન, સીખ સબ આલિયે;
કહેતેમેં પકડ લીયો, રાબન હાથ જાય દિયો;
કીયો એણે કેર, વેર આપનકો વાળિયે.

દેખકે મેહેજ્જુત હુવો, કપીવરકો રૂપ દેખો;
**રાવણ**–સત બોલ બાત કપી, કીનકો પઠાયો હે;
ગામ નામ ઠામ કહો, જાત ભાત બાત લહો;
લાભ કહા લેનેકું તું, લંક લગી આયો હે;
**હનુ**–હું રામકો ગુલામ ખાસો, આયો દેખને તમાસો;
નાઠો કો પતીત પાપી, સીત લેકે ધાયો હે;
સામળ કહે ઘાટ ઘડું, અન્યકી મેં ઓટ અડું;
પાડું દોઇ શીંગ વાંકે, આજ ચોર પાયો હે.

## દોહોરા.

**કવિ**–જુલમ કિયો હનુમાનકું, ધાયો શીંગ બોહો તીર;
ન અડે ચીમટ આપકું, જાકે શીર રઘૂવીર.
**રાવણ**–લંકાપતી બાણી કહત, કીસબીધ મરણો તોય;
જો ચાહે સુખ આપનો, તો બાત બતાવો મોય.
**હનુ**–બુદ્ધ હિણ બિચાર મન, બાંદર કેહે મોય બાનિ;
પાવક જારે સબનકું, ચિત ચતુરાઇ આંનિ. ૭૦
**કવિ**–કપીકી બાત મનમેં બસી, અબહી મીલ્યો મેલ;
આણી વસ્ત્ર બોહો ઢગ કિયો, ઉપર છટક્યો તેલ.
લિયો પૂછ લપેટકે, બાંધ્યો બંધ અપાર;
પાવકસેં પરજાલિયો, ઉપર દીનો માર.
જ્યું છુટે દારૂ દરખસેં, ગગન ગઈ ઉસ ઝાલ;
ચડયો અટારી હુંકકે, ફૂક કરંતો ફાલ.
ઘેર ઘેર લોકો કરત, દોર દોર ફર ફેર;
ભડક ભડક ભૂવન જલે, જલી જાય ઘર ઘેર.

## કબિત.

ખરાબ કરી લંક સબે, વાળ્યો આડો અંક અબે;
તબે ધાયો આયો પાયો, મન બહોત સુખકું;
રખે માત સીત જરે, એસો સોચ આપ કરે;
દેખ દૃષ્ટ પુંઠ ફરે, ઝાળ લાગી મૂખકું;
સીતાકું કીયો જુહાર, કુદ ગયો ઓર પાર;
આયો રામ કે દરબાર, મેટ ગયો દુઃખકું;
રામજી બધાઈ સુની, તબહી આશિષ દીની;
**રામ**–નિશાનીકું સત ગની, ધન માત (તેરી) કુખકું. ૭૫

### છપય.

હનુ—શ્રી લંકાધડ માંય, તહાં બેઠાં સિત માતા;
દીઠ્ય દિઠું દરસંન, પ્રસંન મુખ પાન્યો સાતા;
દુખ દાવનળ દેહ, તેહનું મન તુમ ચરણે;
નારાયણશું નેહ, તેહ જે અશરણ શરણે;
મણિ મુકયો મૂખ આગળે, કારણ કથી માંડી કહ્યું;
કવિ—સુણિ ચિત્ત રામ લક્ષ્મણતણું, સીત થકી શીતળ થયું.

### કબિત.

હનુ—ઉઠીએ મહારાજ, કપીનાથ સબે સાથ;
કહું વાત જોડી હાથ, કામ શિઘ્રસિદ્ધ કીજિયે;
રામકો પ્રતાપ પ્રૌઢો, ચડો સૂર સબ આપ;
કીજે લંકકું ખરાબ, છાપ દેકે મન રીજિયે;
ઉઠીએ અબ આજ, બાંધો અરણવકું પાજ;
રોળો પાપી કેરો રાજ, કાજ કરી સીત લીજિયે;
કહે સામળ જુ જોર, દુષ્ટ સિતાજીકો ચોર;
હનુમાન કહે મોર, (તોર) શિશ દંડ દીજિયે.

### દોહોરો.

કવિ—બચન સુન્યો હનુમાનકો, પ્રસંન ભયે શ્રીરામ;
સુગ્રીવ સહિત ઉઠે સબે, કરબો ઇસબીધ કામ.

### છપય દુપટ.

કિયો દદામે પોર, ઠોરદે ચડે રઘુ નંદન;
જે જે કરે સબ દેવ, બરખે કુસુમ ઔર ચંદન;
કપીવર પદમ અઢાર, રીંછ બોહોતેર કોડ જાની;
સુગ્રીવ આદિ સબ સૂર, સેના બડી બહોત બીખાની;
અંબર છાયો ખેહ, ગગનમેં ધન જ્યું દીસે;
ધસે બરાડી પૂર, સુર સામદ સહુ ટીસે;
ગાજે અરણવ ગંભીર, ધીર સબ તીરે આયે;
પડાવ કિયો હનુમાહ, તહાં પરમ સુખ પાયે;
હુકમ કિયો કપીરાય, ગયો સજ દોદિશ જાયો;
ગિરિવર અષ્ટ સુજાન, પહાંન ઉઠાકર લાયો;
આયો બેગા પલકમેં, સેતુ પાજ્ય બાંધ્યો સહી;
સામળ જુકે શિર રામ જોર, ચોર રાવણુ જાયે કહીં.

કો ઉદયાચલ જાય, કો અસ્તાચલ ધાયો;
કો બંધાચલ બીર, તીર હિમાચલ પાયો;
કોઉ ગોમે ગિરિ ઘેર, કો કંભાગિરિ પહોંચ્યો;
કો સુવેલુ શીંગ, કો મીનકાચલ એહુંચ્યો;
દુર્ગ અનેક ગિરિ જેહ, તેહકું શિરપર લાયે;
રમત જુએ શ્રી રામ, કામ કર છીનમેં આયે;
આદ રૂષિયનકો શાપ, શીખ કવિયનકુ દીનો;
તાથે તારે પાહાણ, કામ કાયર વહ કીનો;
રામ નામ પરતાપ, ગીરી સબ નાંખે પળમાં;
તુંબર તરે જયુ નીર, પાણુ તરે ત્યુ જલમાં;
બાંધી પાજ વિસાલ સબ, વિકટ અરણવકે નીરકું;
કહે સામલ કવિ સીખ દુ, બિભીષન બડે બીરકું. ૮૦

## કબિત.

**વિભિષણ**–બિભીષન કહે સુણો ભ્રાત, આયે હે શ્રી રઘુનાથ;
લછમન અનુજ ભ્રાત, જનમકો જતી હે;
આપ મન જ્ઞાન આનો, વાકો તો ગુણ બિખાનો;
દેવનકો દેવ જાણો, ત્રિલોકકો પતિ હે;
જાકે નામ મુકિત પાવે, જઠર ફરી ન આવે;
દરશને અઘ કોટિ જાવે, અતલિબલ અતિ હે;
સામળ કહે કામ કીજે, રંક કેરો કહ્યો કીજે;
કર જોર સીત દીજે, શુભ શિરોમણ સતી હે.
**કવિ**–દૃઢતા કર બોલ્યો ધીર, મનમાં બોહો આને પીર;
**રાવણ**–મેરે તુમ નાહીં બીર, (પર) કીરત બિખાની હે;
મોપકું કાકા ડરાવે, દોનુ સીસ વે ધરાવે;
જાવેગે કહાં વહાં આયે, બનચર પીછાની હે;
સબકું સત ખંડ કરૂં, લંગુરાંસેં નાંહિ ડરૂં;
હરૂં વાકો જોર, વાકી ચોહની નિશાની હે;
સામળ કહે માન મેલ, આ તલમેં નાંહિ તેલ;
ખેલ નાંહિ શિખ મેરે, પત્થરપેં પાની હે.

## દોહોરા.

**કવિ**–બચન સુન્યો લઘુબિર કો, રાવનકું બોહો રીસ;
ઓઠ બચન એસો કિયો, છિનમેં છેદૂં સીસ.

**વિભિ**–મેં કહું રાવન રંક હુઓ, મત કાઢો મમ બંક;
અબ તેરી સમરથ ગઈ, છિનમેં લુંટી લંક.

**કબિત.**

**કવિ**–બિભિષન આય મલો, દુખ શોક સબ ટલો;
પાય પરો રામજુ કે, ચર્ણ સીસ નાંમિયો;
લંકની ખબર કહી, આદ અંત જેહી ભઇ;
**વિભિ**–ગય વાકી સાન મૂઢ, રાવન હે કામિયો;
મહારાજ મોયે સીખ દીજે, લંકકુ લપેટ લીજે;
કીજે એહ કામ રામ, દેખ દુખ વામિયો;
**કવિ**–શામળ કહે ભકત લખ્યો, આપ લંકધિશ કહ્યો;
હુઓ હે ખુસાલ નાલ, ઓત સુખ પામિયો. ૮૫
પલકમેં પાજ બાંધી, રાવનસેં રાડ સાંધી;
વહાસે નીર પાર સબ, ઉતરે હે એટકુ;
બંદર વૃંદ કુદે ટુકે, દોડાદોડ કરી ઢુકે;
ચુકે નાંહિ ફાલ, આલ કરે નર નેટકું;
રાવનકું ભયે જાણ, પાણી માંહિ તારે પાણ,
રામજી સુજાણ જાણ, આયે લંક ઠેઠકું;
બિભીષન મળ્યો જાણ્યો,સામળ કહે સાન આણ્યો;
માંનો તબ તાપ આપ, (હોર) પડયો પુર પેટકું.

**દોહારો.**

નિકટ આયે શ્રી રામજી, ભયો મંદોદરી જાન;
જાકે રહી દશકંધપેં, બોલી મુખસેં બાન.

**કબિત.**

**મંદોદરી**--મંદોદરિ કહે કર જોરકે સુનો હો પિયા;
જીયા જો ચાહો તો, આપ મલો જાકે રામકું;
આપકો અવગુણ જાતે, માનો તુમ કહ્યો મેરો;
તેરો તન હે આકુલ, મેં જાણ્યું મહા કામકું;
દેખ એક આયો દૂત, પ્રૌઢ હે અયુત જુત;
અસહ્ય અપાર માર, ગયો લંક ગામકું;
સામળ કહે એહિ કરો, રામજુકે પાય પરો;
ડરો આપ મોતસેં, જો રખા ચહો નામકું.

## કબિત-દોઢીયું ફેર.

ચડેગો શ્રી રામ, લુંટેગો ગામ, ફેડે સબે ઠામ,
કરે બહુ કામ, ફેડેગો નામ, મટે દામ સબ હરેગો;
આયગો નશંક, જાની તુજવંક, રાખેગો છંક,
વાલ્યો હે અંક, લૂટેગો લંક, રંક તોકુ કરેગો;
દુંદભી બજાડે, ધડ દુર્ગ તોડ પાડે, ખેલેગો અખાડે,
સબકુ રમાડે, મન કોડકુ પોચાડે, આડે હાથે ફરેગો;
કહેત કવિ સામળ બાની, મનમેં તો દયા આની, તોકુતો રંક જાની,
હોયેગી તોયે હાની, રાની સીત ક્યું ન દિનિ, રાવણ તું મરેંગો.

### કબિત.

આયે હે દોનુ વીર, લછમનજી બડે ધીર;
સાયર કે નીર તીર, નિરંતર ચડેગો;
ખોત હે એહિ સુજાન, તેજકે કોટિક ભાન;
બોલ સુન દોનું કાન, નિસાન વાકે ઠગેગો;
સેનકે ભયે સપેટે, લંક ગામકું લપેટે;
તોરે ચાકરકું ચપેટે, ઝપટ દેય ભડેગો;
સામળ કવિ કહે ઓટ, બાંદરકી લગી ચોટ;
ઓલંગે લંકાકો કોટ, તેરો ધાટ ધડેગો. ૯૦

રાવણ-સુન મંદોદરી બોલ, નાંહિ કોય મેરે તોલ;
વાકું તો મેં લેઉ મોલ, તુજે ભૂલ પરી હે;
દેખ જો સજાઇ, તોકું તો કીને વાઇ;
કુંભકર્ણ જેસે ભાઇ, ખાઇ સાગરસી ભરી હે;
અગન્ય નિપાયે અંન, ઇંદ્રજીત અનોપમ તંન;
સદા વૃષ્ટિ કરે ઘન, જન સેવ કામ કરી હે;
આપકી તો એહિ રીત, હોવેગી અમારી જીત;
બીતિ મન નાહિ ચિત્ત, જાની સીત હરી હે.
દશ તો હે મેરે સીસ, ભુજ તો હે બીસ;
સાધ્યા કરનેકું ઈશ, રીસ ક્રોધ અતિ ભરહે;
બિરંચી તો ગુન ગાય, નવ ગ્રહ બાંધે પાય;
વજ્રકી તો મેરી કાય, સૂર મન ડર હે;
કોહુ ન જાને મરમ, ચોકી કરતે ધરમ;
બિષ્ણુ તો માને શરમ, કરમ પાયે પરે હે;

કનક કે ધર સુત, સવા લખ મેરે પૂત;
દુત જેસે રામ જુથ, મોકુ કાહા કરે હે.
**મંદોદરી**–કહે કંથ એ સુજાન, ભયો કીયું તું અજાન;
પુછ દેખ આપ પ્રાન, પાણુ પાણિ તર્યો હે?
દેવનકો ઠારન એ, દૈત્યનકો મારન એ;
કારણ પ્રલ્હાદ કેરે, હિરણકું માર્યો હે;
વાકી કોન ખુઝે બાત, નીચે આયે દોઉ હાથ;
બાત કે પરકેમેં, ત્રંબક તોર ડાર્યો હે;
આયો તો એક લંગૂર, રામજીકો દેખો નૂર;
સામળ કહે સદા સૂર, લંક જીને જાર્યો હે.

## ચોખરો.

**મં**–ધીર મહા વીર એ, નીર અરણુવ તણાં, તીર દળ ઉતર્યો દેઈ ડંકા;
કહે સતી સુણુ પતિ, દુરમતી માહરા, ભોમ્ય ભારે ધણી ભયે ભંકા;
સીત સંતાપ મહા, પાપની છાપ છે, ત્રણુ તારે શિરે વેદ વંકા;
ઈશિ અવળા હવે, શિશ તારે થકી, લક્ષ્મણે લુંટી લખ જાણે લંકા.
**રા**–વેઠ ઉઠી વનિતા તણી વાતમાં, પાનિયે જુદ્ધ એ જોર તારૂં;
શું કરૂં પ્રિય છે તું ઘણી પ્રેમદા, અન્ય કો હોય તો ઠાર મારૂં;
રીંછડાં વાંદરાં માંકડાં મેળિયાં, જુદ્ધ જીત્યા તણું સેન્ય સારૂં;
સુરજને ચંદ્રમા દેવ સેવે સદા, છેક છોકર થકિ હું ન હારૂં. ૯૫
**મં**–ખીજ કે રીજ પણ કહું તુને કંથડા, આપ એ વાત મન માંન માટે;
વૈમાનની સેજમાં તેજ ત્રિલોકનું, હુંશ શું હીંચિયે ખાંત ખાટે;
માળિમાં જાળિયાં ગોખ અટારિયાં, દ્રવ્ય જાશે સરવ બાર વાટે;
સાઠ સહસ્ત્ર શ્રૃંગાર શામા તણા, ઉતરે એક હરિ સીત સાટે.
**રા**–અજોધ્યા લગે ભુમિ ઉદવસ્ત કરૂં,આપ રાખું ઘણુ જોર ઝાઝું;
દુખ કાયર તણી નારી તું અવતરી, મેલ્ય લવરી પરી હુંજ લાજું;
પાતાળ ઉપર કરૂં સ્વર્ગ આણું તળે,ખંડ નવ ભોમ્યનો ભાર ભાજું;
રામ લક્ષમણ લઘુ બાળ એ બળ કશું, દરપ સું દેખતાં દેહ દાઝું.
**મં**–વિનાશકાળે તુંને બુધ્ય વિપરીત થઇ,સીત સામી કુદષ્ટે જોયું;
હુંશ થઇ વાઘના દૂધને દેહની, મોતની ઘૂઘરી ધ્યાન ધોયું;
રસ અમૃત તણો ખાંણુ જાણી હરી, વિખ હળાહળ બીજ બોયું;
કહેત મંદોદરી લાભ શો કહાડિયો, ચોકડી ચૌદનું રાજ્ય ખોયું.
**રા**–કોડ ત્રિશને હોડ હાકું અમો,કહેતો ત્રિલોક આ એક કીજે;
દિગપાળ દશે દશાવશ કરૂં વાતમાં,નાગ નદ તે તણિ લક્ષ્મી લીજે;

સાત અરણુવ તણાં નીર શોષુ કહો, ભામ્યની ભાર બ્રહ્માંડ ભીજે;
નવખંડ નરપત્ય તણાં માન મોડું, કયમ રામની ભીત્યથી સીત દીજે.
મં–સીત હરી આવિયો ખઇરોગ લાવિયો નહીં ભલો ચિત્ત ચાળો;
કામિ અતિ અંધ દશકંધ આપે થયો, ધંધમાં ધ્યાન એ બુદ્ધ બાળો;
સીત ઘોતો પછે બીત કશિ રીતની, પ્રીતશું પરવરો પંથ પાળો;
કંથ તુજ કારણે જાણી વિધ વારણે, બારણે કળકળે કાગ કાળો. ૧૦૦
રા–લુણુ હરામ કર્યું હેલીએ માંહરૂં, રામ લક્ષ્મણ તણાં શું જોર જાણો;
માંકડાં રાંકડાં વાંદરાં વન તણાં, તે તણા સૈન્યને શું વિખાણો;
દશાનન તણા હાથ દીઠા નથી ત્યાંલગી, રામ સાથે મન મોજ માણો;
ફુંક મારી થકી પાણુ ફાટે ઘણા, એહ અહંકાર અતિ શું જ આણો.
મં–લંકપુર પરવરી સીત એ સુંદરી, ત્યારથી પાપ વરસાદ વુઠયો;
તે તણાં કરસણાં ઉગશે તે જુઓ, નાઠા થકી નરપતિ નાંહિ છૂટો;
વાત વિપરીત થઇ સર્વ સમરથ ગઇ, રાજ મહારાજ રઘુનાથ રૂઠયો;
કહેત મંદોદરી સોપ્ય એ સુંદરી, નતોજાણુરે કંથડા કાળ ખૂટયો.
રા–કામની કહું કરગરી સાન આણે નહિ, કુણ વનિતા તુંને વેદ વારે;
સાત સાગર તણી ખાઈ શોભે સદા, હાંડ હરામ થકી કામ હારે;
વિભિષણ જઇ રહ્યો તેહ દુશમન થયો, તેવું કર જો ગમે મંન તારે;
નેહ કરી દેહ આ શિશ નામું નહિ, એહ પ્રતિગના છે મન મારે.
ભાઇ ભુંડો થયો તેમ તું ભામની, કથન સંભળાંવિયાં કુડ કર્ણે;
માર ખાઈ મોરા હાથનો તે ગયો, લાગિયો શત્રુને ચિત્ત ચર્ણે;
લડવું લંકમાં તે ઘણું દોહલું, આપ ઉડયો જશે તુચ્છ તરણે;
મહિપતી કહે મંદોદરી તુંયે, શામળ તણા સ્વામિને જાને શરણે.
મં–સ્વામિ તમ આગળે સત્ય બોલું અમો, ગાળ દેશો ઘણી વાય વાશે;
વિભિષણ ભ્રાત મળ્યો રઘુનાથને, નાથ અનાથનો ચિત્ત ચહાશે;
લંક લુંટાવશે એહ આગળ રહી, ખાંત અમૃત તણી એહ ખાશે;
ગ્રહ સમા તેહના વાંકા તમ દેહના, લંકનો અધિપતિ એહ થાશે. ૧૦૫

## છપય.

રાવણુ–શી મુરખને શીખ, શી ઘેલા શું ગોષ્ઠી,
શી અદાતાની કિરત, શી વેરી શું વિષ્ઠિ;
શી સજ્જન શું રાડ, શી રાંક શું રૂઠી;
નાગરા શું ગાંન, પ્રિત ત્યાં શી પીઠી;

શી વાત વનિતા તણી, મોટા જન કેમ માનિયે;
સામળ કહે શાણી ઘણું, પણ પ્રમદા બુદ્ધિ પ્રાનિયે.

**મંદોદરી**–ગોખરૂં મૂળે હાથ, હેત ઘણેથી ઘાલ્યો;
મણિધર કેરી મેણ, લેવા મહિપત તું માલ્યો;
દાવાદળ ધરી દેહ, તાડથી પડિને જીવવું;
શીંગિયો સોમલ વછનાગ, ઝેર હળાહળ પીવું;
રાણા રાવણ ત્યમ રામ શું, અકલ ફેલાવે આડિયો;
માગ્યું મોત સામળ કહે, સૂતો સિંહ જગાડિયો.

**રાવણ**–જાયે કો પર્વત મેર, કે પાતાળે પેસે;
રહે સમુદ્રને શરણ, સુરજ મંડળ જઈ બેશે;
છેકજ થાયે રંક, કે લક્ષ લોકોને લૂટે;
આયુદા ઘડી એક, નવ્ય વધે નવ્ય ખૂટે;
લેલાટ લખ્યું મટે નહિ, તો નીચ થઇ નમવું કશું,
ગુણવંતને ગમે નહીં, એક હાણ બીજું હશું.

**મંદોદરી**–જોબન મદ જર મદ, અહંકાર રાખે અલેખે;
કામાતુર નર અંધ, તેહ આંખે નવ્ય દેખે;
સજ્જન મદ ને શૂર, મુરખ જન મમતી મોટા:
સાચા જે પ્રતિબોધ, તેહને મન સહુ ખોટા;
જે આખર આવ્યો અંકનો, તે કહો ટાળ્યો ક્યમ ટળે:
અંધોભીંતે અથડાયછે, ત્યાર પછી પાછો વળે. ૧૧૦

**રાવણ**–કહે તું વાર કરોડ, શીખ માનું નહિ માહી;
કાંગડુ કણ ન રંધાય, સોમણ બાળો જો કાઠી;
માંખણ ના આવે મેલ, વરસ સો વલોવે પાણી;
પત્થર ઊપર જેમ નીર, અધિક શી કહું બેધાણી;
તને કામની ક્રોડ વસા કહું, મુક તું વનિતા વારવું;
રાવણને રાડ રણજંગમાં, રામ થકી નથિ હારવું.

**મંદોદરી**–સુમન તણી સુખ સેજ, હેમ હિંચો હિંદોળા ખાટે;
ચિંતામણીની ખાણ, રત્ન પરવાળી પાટે;
માગ્યા વરસે મેહ, છયે રૂતુની છાપે;
અશોક સરિખા વંન, અલખત ભોગવિયે આપે;
નવ નિદ્ધ ને રિદ્ધ સિદ્ધ, સમરથ સહુ જોતાં જશે;
મંદોદરી કહે માને નહિ, ધન તારૂં ધૂળધાણી થશે. ૧૧૪

**રાવણ**–નિરયે નંદે જે વિપ્ર, વંશ જરૂરી જાયે;
દ્રવ્ય વિના વ્યાપાર, ત્યાં દેવાળું થયે;

કાયરમાં રહે શૂર, તેહ કો વેળા નાસે,
રૂડી ભુંડી ખસબોઈ, પટ બેશી રહે પાસે;
જે ઘેર ચાલ ઘરૂણી તણો, કંથ કામનીનું કહ્યું કરે,
ગરધવ જાણવો તે ગૃહસ્થને, આખર અરથ તો નવસરે.

**મંદોદરી**–પ્રમદા તેજ પ્રધાન, પ્રીત પ્રમદાની પ્રોઢી,
પ્રમદાથી શોભે પુરૂષ, કહેવાય નરનારી જોડી;
પ્રમદા વડે ઘર સુત્ર, પુત્ર પ્રમદાથિ પામે;
અરધાંગ પુન્ય વિભાગ, દુઃખ વનિતાથી વામે;
ઘર છિદ્ર ઢંકાય ઘરૂણી થકી, માન સનમાન મહીમા મળે;
. સુભ ઇચ્છે તે સ્વામિ તણું, અંતકાળે અગ્નિમાં બળે.

**રાવણ**–ફૂળ રૂડે કન્યાય, ધણી બીજો નહીં ધારે;
સિંહ તણિ સોબત, ન હોયે વારે વારે;
શાહા પુરૂષોના બોલ, એક બોલ્યા તે બોલ્યા,
દંતુસર ગજરાજ તણા ખોલ્યા તે ખોલ્યા;
મહિપત કહે શુણ મંદોદરી, રાવણે રાડ લીધી સહી;
ન આપું કહી નારી હરી, હઠીલો હઠ મૂકે નહીં.

**મંદોદરી**–નમે સકુળની નાર, નમે ફળ ફુલે વેલી,
નમે સંત પુરૂષ કો સાધ, નમે સલિ(રિ)તા રસ રેલી;
કદી નમે નહિ કાઠ, નમે નહિ કુલય કામી,
નમે નહિ કો નીચ, હઠીલો જેહ હરામી;
નમે શ્રીરામ સરીખડા, જેણે ધર્મ મન ધારિયું,
ન નમે રાવણ નરપતિ, જેતું સુખ પરવારિયું. ૧૧૫

**રાવણ**–બેશી રહે બુદ્ધ હીણ, લુણ મારૂં તું લજાવે,
પ્રગટી કાયરની કૂખ, તોલ મારૂં તું તજાવે;
વેરીનાં કરે વિખાણ, વપુ કરેછે વાલો,
લવરી કરે લખ વાર, કુંવર કંથ જાણી કાલો;
તુજને પૂછી લાવ્યો નથી, જુવતી તુજ કહે તો નહીં જડે;
બેશ માંનની જઇ મા ળગે, (જો) કંથ તારો કેવો વઢે.

**મંદોદરી**–રામ સંઘાથે રાડ, કરવા નહીં સમરથ કોઈ,
નરવર તે શ્રીરામ, જોરાવરમાં શું જોઈ;
ધનુષ જે દૃઢ ધીર, વળગ્યા ઓહો બળિયા બાથે,
ટચલી આંગળિયે તરત, ભાગ્યું હરી એકે હાથે;

એવાં પ્રાક્રમ અનેકધા, રાય જોશો ઘણાં રાગના;
કંથ કેટલું કહું કરગરી, કથન કામનીનાં કામનાં.
રાવણ—અણુ બોલી રહે, અજાણુ જક મૂક તારી ઝાઝી;
નરમપણું કાં કહે નાર, રાવણુ તેથી નહીં રાજી;
ભલું ચીંતવો ભાગ્ય, બોલ ભલાઇ બાતે;
લક્ષ્મણુ સરિખા લાખ, જીતવા જોર છે જાતે;
બાજી દેવા બગવંતશું, બાજીગર થઈ આવિયો;
રાવણ બીશે કેમ રામથી, લંગુર ઘણેરાં લાવિયો.

## ચોખરો.

મં—લંકના પૂરપતી સાંભળો કહે સતી, મહિપતિ છો ઘણું મેટ માઝા;
લોક કહેશે કોઈ પાસે હતું નહીં, કરગરીને કહું કંથ કાજા;
સજનને દુઃખ પમાડશો સહેજમાં, શત્રુ થાશે તારા તરત તાજા;
શ્વાન રૂએ ઘણાં શેરિયે સામટાં, મેહિયે બોલિયો રાત રાજા.
રા—શુકન અપશુકન એ સરવ છે રંકને, જેહ બિએ તેને એહ સરવે;
જગતમાં જીતનું જોર બહુ ગડગડે, હોડ હઠે કરી કુણુ હરવે;
અપશુકન ઘણા છે તું જો એ રાગને, નાર ખોઈ રાન વનવન ફરવે;
રાય રાવણુ રામાશું કહે રીસથી, શુકન મેં બાંધિયા પાયે સરવે. ૧૨૦
મં—શીખ લાગે નહીં તેહને કો તણી, જેહને રાજ મહારાજ રૂઠયો;
પુન્ય કે પ્રીતની પ્રેર પ્રીછે નહીં, જે શીરે પાપ વરસાદ વુઠયો;
હું હું કરી ગર્વ અહંકાર અદકો કરે, તેહ છતવંતથી છેક છૂટયો;
નીમેષ માને નહીં કથન કહે કામની, લખવસા કંથ તુજ કાળ ખૂટયો.
રા—મોઢે ચઢાવી સમ માન માને ચડી, બોલવા માંડિયા ભાવ ભારી;
હેત દેખાડિયે છે હશી વાળિયે, જાણિયે છે ઘણું એહ નારી;
વાઘના બોલ બોલે મુજ વેરીના, ટેવ જાણે નહિ મૂળ મારી;
આગન્યા ઇષ્ટની કોડ વરાં કહું, લખવશાં લોપશું લાજ તારી.
મં—એમ અહંકાર કરતો હિરણ્ય હઈડે, તાહરી પેરથી તે ઘટાડો;
બળરાય બળ રાખતો વારાહ પણુ વાયતો, મોડયો તેનો પુર પાડો;
સહસ્રાર્જુન સારખો પ્રૌઢજન પારખો, ઘાટ ઘડયો તેનો જોર ઝાડો;
એ રામ રણુ રોળશે ચંચુવત ચાળશે, કંથજી દેખશો તેહ દાડો.
રા—ફટરે પાપણી અકલ જો આપણી, શત્રુ શોભાવતે હરખ હીસે;
અળશિયાં સાપથી અહિ કયમ ઓસરે, આગિયા તેજ આદિત બીસે?
અરણુવ તણાં નીર લાંબીદર કુણુ બાપડું, રાય ઉમરાવશું રંક રીસે;
વિચાર કરી જો તું વીનતા વપુ વિષે, શું લંગુરા દેખી લંકપત્ય બીશે.

મં-શ્રી રામ રાજા મહારાજ ધરણીપતિ,લક્ષધા કોટિધા લક્ષ લહેરે;
સમુદ્ર સુધા તણો નામ મહિમા ઘણો, મુક્તી દાતા મહાપુન્ય પેરે;
તેહશું રાડ રણજંગ કેમ જીતિયે, જોર ચાલે કેમ જીત ઝેરે;
વિશ્વપતિ સાથ જો વેર વધારશો, ઉડ્યા જશો આકના તુર પેરે. ૧૨૫
મં-આપ મત પાપથી શાપ માથે થયો,છાપ પડી તારૂં છેક જાવા;
કામની માટે તુંને કહું છું કરગરી, દેવના દેવશું મેલ દાવા;
બુદ્ધ એ બાળ છે, કાળના કાળ છે, સીત સુંપિયે એના ગુણ ગાવા;
રામ રૂખ રૂઠશે લંક ગઢ લુંટશે, નહીં રહે પંડકો પાણિ પાવા.
રા-કામની એક તું કહે તેણે શું થશે,પાનિયે બુદ્ધ ને રાત જાયે;
પુછ તું તાહરા તંનને તરતીએ, પુછ તું કુંભને ચિત્ત ચાહે;
પુછ તું વરણ અઢારના લોકને, રામના ગુણ તે કુણ ગાયે;
લાવિયો સીત નચિંત નર ભીતથી,જોર હશે આંગમાં આપ માંહે.
ઇં-ઇંદ્રજીત કહે કોટિ ઇંદ્રને જીતિયે,આકાશ ઉપાડિયે ભોમ્ય ભારી;
સીતાતણું પાણી જાવા નહીં દીજિયે, આપિયે નહીં ફરી એહ નારી;
બાપડાં વાંદરાંથી કેમ બીજિયે, આંબલાં ઊંબરા એજ અહારી;
ચોખુંટમાં વાત ચાલે એહ આપણી કે, રીંછથી રાયજીયે હોડ હારી.
મં-પુત સપુત હુંતો તુને જાણતી, પાપ બુદ્ધિ તુને આજ પરખો;
ઓળખો નહિ રૂદે રામ રઘુનાથને,નીચ દૃષ્ટીથી નરનેહ નરખો;
ભારે અલખત જોઈ ભૂર ભૂલો ભલા, હાંણ હસું થશે હેત હરખો;
કુખ કપુત લજાવણો મેં લહ્યો, બીજ જેવું તેવો બાપ સરખો.
કુંભ-કહે પછી કુંભકો કોપ અદકો કરી,ડાહ્યાં ઘણું દલ વિષે શું જ થાવું;
ભક્ષ કરૂં સર્વની દેહ ઘડી એકમાં, ઘાલી લઊં ગુંજલે ખાંતે ખાઊં;
આજની રાતમાં ભો પમાડું ઘણું, મૂળ માંકડ તણાં ક્રોડ કાઢું;
જીવતા ઝાલીને વીંધશું બહુ જણા, ભેટ ભાભી તણી કાલ લાવું. ૧૩૦
મં-કંથેરના ઝાડે કેળાં નવ ઉતરે, એહ સરકટે નહિ ઇક્ષુ સાંઠો;
બરાસ બહેકે કરી લસણ ઓઈયે બોહો,ગંધ તજે નહિ એજ ગંઠો;
અન્યશ્વને બાંધિયે અશ્વમાંહે જઈ, ભૂંકતાં કાડશે કોપ કંઠો;
કહેત મંદોદરી સરવ સરીખડા, કડવી તુંબડીનો વેલો વંઠયો.
રા-શામા તમો શું બિહો કોપ કારણ કિયો,બીકનો બોલ એ તોલ તે શું;
નામનો નાશ એ નિત્ય સરવે કહે, જગત બાધો જીવા જયોત જેશું;
આવવા દે ઇહાં તું અજોદ્ધાપતિ, જોગ જગદીશને જબાપ દેશું;
રામની આણ જો રામથિ રીજિયે, લંક સાટે ઘણો લાભ લેશું.
મં-નાર કહે નરપતી છળ કરે છત્રપતિ,કથન કહું કોડથી કંથ કાજા;
ભય ઘણો ભીતમાં ચેત તું ચિતમાં,મેટશે માન મુરજાદ માઝા;

અપશુકન થાયે અતિ અદની અવળિ ગતી, જુલમ તું શા કરે જુગત ઝાઝા;
સ્વાન રૂવે ઘણાં સામટાં શેરિયે, ગેડિયે બોલિયો રાતરાજા.
રા–આજ એકાંત છે ભ્રાંત ભાગ્યુ ભલી, વાત વનિતા પ્રત્યે વેગ વાસું;
દશરથ તણા નંદને આદ્ય ઓળખું અમે, નેહશું, દેહ નહિ શીશ નામું;
નેટ નિશંકશુ લંક લગિ આવશે, સૂર સજી સહુ સૈન્ય સામું;
આજ ઇચ્છું ઘણું કામ હું એટલું, વેરભાવેથી વૈકુંઠ પામું.
મં–સાબાશ રે સ્વામિજી સત્ય શાગા કહે, રખે હવે દીસ થકી દીન થાતો;
શૂર મહા પૂરથી સુભટ સંગ્રામમાં, મગત કરી માડ રણજંગ માતો;
અંતર બુધ એ હશે કામ નિરભે થશે, તો ટળે લોહનો પાશ તાતો;
અધિક કહું અંકમાં વાળિના વંકમાં, ચિત્ત માંહે રખે લંક ચહાતો. ૧૩૫

## દોહરા.

રાવણ–પુછે અઢારે વરણને, કહોને સાચી વાત;
સીતા આપવા કે નહીં, ખરી બતાવો ખાંત.
કોની ન રગતી રાખશો, બોલો રૂડી વાણ;
સત પ્રકારે સાચ્યું કહો, ન થાયે લસુ કે હાણ.
વેવાર વાત સહુને ગમે, એહ અક્ષર એહ આંક;
રૂડી કહો એ વારતા, કોય ન કાડે વાંક.
મન ગમતું કહેજો તમે, એ વાતે નહિ રીસ;
ખરી વાતે નહિ ખરખરો, તે જાણે જુગદીશ.
કવિ–અઢારે વરણ હવે બોલશે, પોતાને સુઝતી પેર;
પોતે બેઠા સાંભળે, તેહ ઠામ તે ઠેર. ૧૪૦
સંવાદ આ જે સાંભળે, તેને પરમેશ્વર પ્રસંન;
ગાય શીખે હેતે કરી, છે રેવાનાં દર્શન.
મનમાન્યા માગ્યાં મળે, વિધવિધ પેર વિલાસ;
પીતા પરશોતમ તણો, કહે કવિ સામળ દાસ.
શ્રોતા વક્તા સમજતા, કહે કવિતા કરજોડ;
સામળ કહે સહુ બોલજો, જયજય શ્રી રણછોડ.

## ચોખરો.

રા–વિચાર પુછયો એક વિપ્રને વિધવિધે, મહારાજ મહીમા કહો મંન માંની;
આપવી એ ઘટે કે નહિ આપિયે, દલ તમારે કશી બુધ્ય દાની;
વિપ્ર–મહિપતિ માન મટાવિયે કેમ કરી, લાજ ઘટાવિયે હોડ હાની;
પાછી આપતામાં પરાક્રમ તે કશું, ભીખ તેને પછે ભૂખ શાંની.

## સવૈયો.

**વૈશ**–વૈશ કહે વેવાર એ પાખી છે, આપતે લાજ છે પરિયામાં;
અથડાવો દહાડા દશ વિશેક, હાલક ચુકાલેક કરિયામાં;
રાડ જુઓ એ રીંછડાં કેરી, કણુ એક ભાજન ભરિયામાં;
કંપર કયમ થઇએ આગળથી, શું વહાણ મુક્યું છે દરિયામાં. ૧૪૫
**કણબી**–કહે કણબી કેમ કામની દીજીએ, જાત જોરાવર શું એની જાણી;
પાછા જશે અથડાઇને પોતે, કે લહેર સમુદ્રની લેશે તાણી;
લંકા સરિખડો કોટ લેશે કયમ, રાવણ રાય દેખંતો જે દાંણી;
પૃથવિ પતિ એ પત મૂકે કેમ, છેલ્લે ક્યારે શુ ગયું છેજી પાણી.

## ચોખરો.

**સઈ**–ગજધર કહે દહાડા પાધરા દૈત્યના, શિવ વરદાનની છાપ છેરે;
સાત સમુદ્રની આડ છે ઓટે, અધીપત રાણોજી આપ છેરે;
દેવ હીંડે છે દશોદશ નાસતા, ત્રણ લોકમાં જેનો તાપ છેરે;
ભલુ લાવ્યા છો તો ભૂપતિ ભામની, ગજે તસુ તો માફ છેરે.

## સવૈયો.

**કુંભાર**–કહે કુંભાર કરો શી વાતો, એહનો મારગ એડો છે;
વઢતાં કુણ જીતે કુણ હારે, મહિપતી માની મેડો છે;
લેવો ધડ લંકાનો દુર્લભ, વંક વેળામણ વેડો છે;
શું ઘડો કે ધેડ ઉતરશે, ચાક ઉપર હજુ પેંડો છે.
**લવાર**–કહે લવાર મોકલો એ કુંભક, ભક્ષ કરે તો એ વાંદર ખૂટે;
નહિતર જોર કરો જંત્નળનું, આપ અરાબા અનેકધા છૂટે;
રાક્ષસ મોકલો રીંછડાં સામા, રણ વિશે વરખા જેમ પૂઠે;
બળવંત રાણા બેઠા જુઓ બારણે, લુહાર ને લોઢું આફણિયે કૂટે.
**સોની**–સોની કહે લાવ્યાછો સીતાને, પ્રીતે વચન એ પળવું છે;
ચોટ નાખી છે તો ચંતા શી, રાજ્ય પદવીમાં રળવું છે;
આમે કરમ લેલાટ લખાણું, તે શું ટાળ્યું ટળવું છે;
સોનું પહેરે જો કાનજ ત્રુટે, જતરડા વચ્ચે નીકલવું છે. ૧૫૦
**ઘાંચી**–ઘાંચી કહે ઘણું શું જોર એમાં, માંકડાં કેરો એ માર જોરે;
બાળક બેહુમાં બુધ છે કેટલી, ભૂપ ભારેનો એ જોર જોરે;
નહિ ઘોડલા જોડલા હાથિયા સાથિયા, કટક કેરો પોકાર જોરે;
હડબડવું નહીં હિંમત રાખવી, તેલ જો તેલની ધાર જોરે.

**મોચી**-મોચી કહે એતો માંકડાં દીઠડાં, નાસે જેમ રણમાં રોઝડાંરે;
કોઠા બિલાંને કાજે વઢે ઘણું, તુછ તરણાવત નોછડાં રે;
કૂદતાં કુદતાં ઢુકતાં ઝુકતાં, ફોજ નહિ એતો ફોજડાં રે;
હીંમત રાખીયે દલ એ દાખિયે, પાણી પહેલાં શાં મોજડાંરે.
**હજામ**-નાઇ કહેછે નાત સઘળી અમને, રૈયતમાં સહુ કહેછેજી રંકા;
ગત જાણે કુણ ગોવીંદ કેરી, અકળિત અક્ષર એહના અંકા;
સુઝ વિચારતાં તો નથિ સુઝતું, લંગુર કેમ લેઇ શકશેજી લંકા;
કોથળીમાંથિ સાપજ નીસરે, વાળંદના દંન હોય જો વંકા.
**રબારી**-રબારી કહે શ્રીરામ આવ્યા છે, કેટલા દહાડા ઇહાં બેસી રહેશે;
ખાવાપીવા શું પામશે પૂરણ, સુખ દુખ કો આગળ એ કહેશે;
દશાનન સરખો દુશમન છે શીર, લંકામાં આવતાં લેખાં બોહો લેશે;
ઢોર ને ચોર થશે એકઠાં જુઓ, ઊંટડો કુણ કિનારે બેશે.
**દરજી**-કહે દરજી દલ જાણું છું હુંય, ભુપ આપણો ભોરો છે;
પાહાણ તારી આવ્યો પરપંચે, જનાવર સંઘાતે જોરો છે;
બાળી ગયો બળવંતો કોયક, ટેક ઘણેરો તોરો છે;
આરા કેડે વારો આવે, જયમ સોયની કેડે દોરો છે. ૧૫૫
**ધોબી**-પરિયટ કહે હું પ્રીછયો પારખું, હાથ તારે શીર હરનો છે;
નવગ્રહે બાંધ્યા છે નરપત, તો ભાર શો એના ડરનો છે;
હારીને જો હીંમત મૂકો, તો નામોશીનું નરનો છે;
ધોબી કેરો કુતરો નાહિ, ઘાટ તણો નાહિ ઘરનો છે.
**ભોઇ**-ભોઇ કહે ભૂપત કહું તુજને, સીત હરી તે સાંખી છે;
જોરાવર જન દીસે ઝાઝા, ભાગ્ય નીધિ શી ભાંખી છે;
પચવાની નથી એહની પ્રમદા, જેવી જીવતી માંખી છે;
અંગદ વિષ્ટિયે આવ્યો તો, તે કણક મછને નાંખી છે.
**સલાટ**-સલાટ કહે શાણા છો સઉકો, વેદ વચનની વાણી છે;
સીતાજીને સ્ત્રી જાણો પણ, રામ તણી તો રાણી છે;
એહના શ્રાપથી ઉદવસ્ત થાશે, હુંશ થકી બહુ હાણી છે;
રંકનું કહ્યું રાવણ કયમ માને, પથ્થર ઉપર પાણી છે.
**સાબળિયો**-સાબળિયો કહે સઉ જાણોછો, જુવતી એહ લાવ્યો છે જાણી;
એહને ગમતું આપણ બોલો, વીખાણ કરો વિધવિધની વાણી;
શીખામણ દેઇને થાકી છે, રાવણની મંદોદરી રાણી;
ધરમ વાતે ધર્મજ થાશે, દૂધનું દુધ ને પાણીનું પાણી.
**ભરવાડ**-ભરવાડ કહે ભૂપત પુછેછે, સાચી વાત કહો મનમાની;
દેશ ભંગ થાએ દેખંતાં, પરથમ તો પરજાને પાણી;

લંગુરાએ લંકા બાળી, જાંન સહુને પેહેલી બાંણી;
(વઢ)ાડ ન થાય તો સહુને રૂડું, તો રહે દુધ દહી ને દાંણી. ૧૯૦
**જતી**–જતી કહે સહુકો સાંભળજો, ભુંડા લોકતો ભૂર ભમાડે;
રામચંદ્ર મોટો રિદ્ધપત રાજા, પ્રોઢો કોટ પણ વાંદર પાડે;
આપણો રાજાજી અતિ બળિયો, જીત્યાછે મલ્લ અધિક અખાડે;
એહ સાથે વઢતાં નહિ વાધે, વેચવો કાંશકો વરતિયા વાડે.
**ગોલો**–ગોલો કહે ગુણવંતાં આગળ, માહરી તો મોટમ મતી;
નવગ્રહે જીતી બાંધ્યા નરપત, રાવણરાયની મોટી રતી;
જો જીતે તો કામજ થાશે, નહિતર પાછી આપશે સતી;
હાર જીત છે હોડે રમતું, કયાં ગોલાને ઘેર ગાયો હતી.
**કોળી**–કોળી કહે કહુ કરજોડી, દેશપતિ આવ્યો છે દાવે;
શૂરો થઇ સીતાને લાવ્યો, તે કયમ કુડો કાયર કાવે;
જીતવું ને વળી જશ લેવો, નીચ નિરમાલ્ય થયે તે નાવે;
કુણ જાણે કિરતાર શુ કરશે,ભીલનું ભાલોડ જો પાધરૂં આવે.
**ખાતરી**–ખાતરી કહે હું ખડતલ કહુંછું,હલહલ કરવા દોને હેલાં;
મોટાં સાથે વઢશે તે મરશે, શું ખાવાં છે સાકર કેળાં;
જોર હીંમત જણાશે એના, ભૂપતને કહો કરને ભેળાં;
એક ઘડીમાં રંગજ હોય, તાણો વાણો મળશે તે વેળા.
**ચિતારો**–ચીતારો કહે ચંતા મુજને,અધિક વાંદરાં આવી અડશે;
ઘણાક જોજન છે ઘડ ઊંચો,પણ ચહાય તે વેળા ઉપર ચડશે;
દેહવટ કરશે દેશ લંકનો, નિશ્ચે એ નરપત્યને નડશે;
શ્રી રામચંદ્ર સમજે છે સરવે,શું મોરનાં ઇંડાં ચિતરવાં પડશે. ૧૯૫
**બારોટ**–બારોટ કહે બળવંતો રાવણ, ગુણ હિણે કીધી ગાંડાઇ;
રામ સંઘાતે રાડ સાંધવી, ખોટી જાણો એ ખાટાઇ;
એક ઘડીમાં ઉદવસ્ત થાશે, પ્રોઢું રાજ્ય ને પુર પાટાઇ;
વિખાણ કરિયે તે વાટજ ઉઠે, ભલી કેવી શી ભાટભાટાઇ.
**કુંભાર**–કહે પરજાપત શુણ રે ભૂપત,અતિશે વાંક તમારો છે આડો;
ચંતની કેરા ચોર કહેવાંણા, તેની સાથે કરો છોજી તાડો;
હઠાવે હનમંતને જેહ હંડોલ્યે, એવો કો તમ દાસ દેખાડો;
જુગજીવન સાથેજીત કશી તમો,કોઠી ધોઈને શું કાદવ કાઢો.
**તંબોળી**–તંબોળી કહે તમો વિચારો,ખરૂં લખાણું અક્ષર ખાતું;
ચૌદ ચોકડીનું રાજ પામ્યાતા, શિવ પરતાપ હતું સુખ શાતું;
અચુત ઇંદ્ર તણિ અલખત તે, જુલમ કરેથી દેખશો જાતું;
સહુકો જાણેછે સુખ ભોગવિયું, પાન ખાઇ મુખ કરિયે રાતું.

**સોનિ વાણિયો—**
સોનીવાણિયો કહેછે સાચું, અધિપત છે તારા મનમાં આંટો;
જોરાવર શું જુદ્ધ કરવાં છે, તલપદ નહીં એ વિપરીત વાંટો;
કાળના કાળ પરિબ્રહ્મ પોતે, એહની સાથે વઢી શું ખાટો;
કર્યાં કરમ ભોગવશો કુંડાં, રામ હાથે રહ્યા સોનીનો કાંટો.
**વૈદ—**વૈદ કહે વેરીશું વઢીએ, તોતો એક કહું તે કીજે;
સામ દામ ને ભેદ કરો બહુ, ખરી વાતમાં કોય ન ખીજે;
આમે જે લખ્યું તે થાશે, ઘડિયે લાવો લાખેણો લીજે;
બળ દેખાડી જુઓ એ બીહેછે, પરથમ રેચ નેપાળાનો દીજે. १७०
**વેદિયો—**વેદિયો કહે એ વેદે લખાણું, મહા શાપ સતીના સુણવા છે;
લંગુરને જે લંકાં લેવી, તે ડુંગરા શું ખણવા છે;
જેહવું વાવિયે તેહવું ઉગે, તેવા કણ પછે લણવા છે;
રામ રોળી નાંખે રાવણને, એહમાં વેદ શું ભણવા છે.
**ભાડભુંજો—**ભાડભુંજો કહે ભલું મનાવો, વિખાણ કરીને બોલો વાણી;
બાકી તો બળ એહનું શું ચાલે, જહાં કોપીછે સીતા રાણી;
પરજાળી પલવંગે લંકા, જુગ બાધામાં વાત તે જાણી;
ખંડાશે પુવાની પેરે, રાજ્યરિદ્ધ થશે ધુળધાણી.
**જોશી—**જોશી કહે જોશો સહુ લોકો, કરૂણાનિધે કરૂણા કીધી;
રોળાશે રાવણ રણ માંહી, જો નવ્ય પાછી સીતા દીધી;
ભાઇ વિભિક્ષણ ભૂપત થાશે, ઘડી એકમાં લંકા લીધી;
રામ રાજ કરશે અતિ રૂડા, આગળથી જનમોતરી કીધી.
**પંડિત—**પંડિત કહે પ્રીછ્યા આગળથી, ગૂણ હીણ મારે છે ગોથાં;
જે વેળા લખમણજી ચડશે, લંકાનો ધડ લેશે જોતાં;
રાઢ વઢવાડ માંડે છે રાવણ, એ તો સરવે જાણો થોથાં;
શ્રી રામને હાથે મોત રાવણનું, એ તો પુરાણ લખાણા પોથાં.
**કવિ—**કવિ કહે કર્મ લખ્યું તે થાશે, નિશ્ચે વાત ન થાયે નવી;
વૈરભાવે અધિપત અવતરિયો, તો સીતા હરવા બુધ હવી;
જદુપતિ સાથ જીતે નહિ કોઇ, જો પશ્ચિમમાં ઉગે રવી;
જ્યાં ગત નહિ સુરજ ચંદ્રની, ત્યાંસુધી ગત કરતા કવી. १७५
**મહેતો—**મહેતો કહે મુરખ એ રાવણ, જક્ષણી કેરો એહ જણ્યોછે;
હજી હાથ દીઠા નથી હરિના, કરૂણાનિધને કાન સુણ્યોછે;
જ્યમ ખર દુખર ત્રિસરા તાડ્યા, તેય લેખામાં એહ ગણ્યોછે;
નાઠે નહિ મુકે નરપતને, એ કોની નિશાળે ભણ્યો છે.

**રૂષયો**–રૂષયો કહે હવે રૂડું જાણો, જઘડો કરતાં જશ જોડાશે;
અહંકારી અહંકાર ન છોડે, અભિમાન કેરાં માન મોડાશે;
દેવ સહુની દાઝ હોલાશે, ને તે નવગ્રહ બંધનથી છોડાશે;
રૈયતને તો કોય ન મારે, જ્યાં ત્યાંથી કપાસ લોઢાશે.
**ભવાયો**–ભવાઇયો કહે ભુડું માનશો પણ,તોલ વાત કહીશું તાનો;
સીતા આપીને પાગે લાગે, જો દશાનન હોયે દાનો;
લુંટાશે સમરધ ને રિદ્ધ બાધી, શું પાવૈને ચડશે પાનો;
સાચું કહેતાં રીજો કે ખીજો, નાચવા બેઠા ત્યા ઘુંઘટો શાનો.
**આંધળો**–અંધો કહે આગળથી સૂઝે, કુડાં કેરી શી ઠારસી;
રૂઠયો રામ રઘુનંદન જેને, તેને વળતો કોણ વારસી;
દેવ આગળ ડાહાપણુ તે કેતું, પંડિત આગળ શી પારસી;
રૂડી રીત રાવણને કહેવી, તે આંધળા આગળ છે આરસી.
**બહેરો**–બધીર કહે મારી બુદ્ધ થોડી, તોય કહુ એક રૂડા કાજે;
રંકનું કહ્યું રાજા નવ ગાંને, જેને છત્ર કનકનાં છાજે;
અહંકાર માહા લાવ્યો અતિ બળ, લક્ષવસા તે આપતાં લાજે;
એહ આગળ કહેશો તે મિથ્યા, જયમ બેરા આગળ શંખજ વાજે. ૧૮૦
**ખોડો**–ખોડો કહે ખડતલ છે વાતો, એહને આંગણે બોલ્યા કાગા;
સ્વાન રોયાં શેરીમાં શતધા, રૂદે ધ્રાયો તે વેળા વાગા;
હીમત ખોઇ જોઈ હનુમંતને,લંકા સહિત મેહેલ જવ લાગા;
દૈવત એહમાં શું દેખોછો, ભૂપત કેરા છે પગ ભાંગા.
**કાણો**–એકચક્ષ તણો નર કહેછે, અધિપત છે હજુ આડામાં;
ઐરાવત એણે નથી દીઠા, પ્રાક્રમ કીધું છે પાડામાં;
એ હઠીલો હીમત નહિ મૂકે, ટેક રાખે છે તાડામાં;
કપટ કોઠિધા એના મનમાં, જયમ બોતેર વિદ્યા બાડામાં.
**પાવૈ**–પાવૈયો કહે પેર હું પ્રીછું, એ રીંછ વાંદરાં કયમ વઢશે;
ઉઠ જોજન છે કોટ કનકનો, તેહનો પાડયો કેમ પડશે;
રામ રાજાને રાવણ રાક્ષસ, નિર્બળ કયમ નરપતને નડશે;
રીસાવી રહેશે રાવણથી, તો શું પાવઇને પાનો ચડશે?
**જુગારી**–જુગટિયો કહે જાણું છું હું,સહુકો વાત માનો એ સાચી;
ભુંડું કામ કર્યું છે ભૂપત, લાવ્યો રામની રામા રાચી;
મહારાજ રાજ રાજેશ્વર રૂડા, હજુ જુએ પગ સામું નાચી;
આખરતો જીવતો નહિ મુકે, બાર સોગઠી એહની કાચી.
**કાછીઓ**–કાછિયો કહે કલપ્યુ મેં કોડે,દળ અતિશે હું એહનું દેખું;
વાંદર રીંછ બળવંતાં છે બહુ, પેર ઘણીથી હું મન પેખું;

રૂડા વખાણો છો રાવણને, એકલો તે હું કયમ ઉવેખું;
શ્રી રામજીની આગળ રાવણ,તે તો મૂળાપણી શું ઝાડમાં લેખું. ૧૮૫
**વણઝારો**–વણઝારો કહે વારોછો એહને,ગુણ વાત કહોછો તે ઘેલી;
અગન્ય આંચમાં આવ્યો અધિપત,પ્રિછો પ્રીત નહીં એ પેહેલી;
વદતાં વાત થશે એ વિપરિત, સીતા આપવી તે છે સેહેલી;
આપણ શિદ આગળથી કહિયે, શું ગુણ્ય કૂદશે બળદ પેહેલી.
**રોગી**–રોગી એક બચારો બોલ્યો, વિખાણ કરીને કોશું વઢો;
સૈન્ય સજ કરાવે રાવણ, પૂર બાધે વજડાવ્યો પડો;
કુણ જાણે કુણ હારે જીતે, દેશ બાધાનો વળશે દડો;
હીમત કાં મુકાવો એહની, કુણ તાવને કહેશે ચડો.
**દંતારો**–દંતારો કહે દેશપતિને, દુનિયાં બાધી તો હસશે;
રંજાડ ઘણો રૈયતને થાશે, પૂર બાધું તે પિડાશે;
દેહ પડશે દશાનન કેરો, નિરમાલ્ય થઇ આપે નાસશે;
ઘરડાંની કહેવત તે સાચી, જે વધતો દાંતો તે ઘાસશે.
**નેસ્તી**–નેસ્તી એક બોલ્યો નરપતનો,સુરતા મુને તો એક થઇ છે;
સીતાને લાવ્યો છે રાવણ, રૈરવ રોગ ખરો એ ખઇ છે;
ઈશ શિશથી રહ્યા વેગળા, લંકા કર્મ એનેથી ગઈ છે;
વિચાર કરતાં વહાણું વાશે, નેસતીની મા ખાટલે મુઇ છે. ૧૯૦
**પટેલ**–પટેલ એક કહે પાપી એ રાવણ,એનું મોત થોડે દિન મળશે;
સુખ સાગરમાં જુગતે ઝીલતો, વૈભવ તે વેળા તો ટળશે;
સીતા સતિનો શાપ થયો છે, તેહનું વૃક્ષ હવે તો ફળશે;
સાચું નવ્ય કહિયે શા માટે, શું પસાયતાં ચાંપી કળશે?
**માળી**–માળી કહેછે મુને ગમે નહિ, વાત કરોછો જે જે મોટી;
રાવણ રાજા છે એ ડાહ્યો, લક્ષવશા પડશે એ લોટી;
જે કહુંછું તે સાચું માનો, તમો સહુ કહોછો તે ખોટી;
ઝાઝું કરશે તો સીતા લેશે,માળી રૂઠયો ફુલ લેશે શું લેશે ચોટી?
**બ્રાહ્મણ**–બ્રાહ્મણ કહે ભાવિક સરજ્યું છે,રામ રાવણ વેરેથી વઢશે;
હાથ દેખાડ્યા વિના હઠશે નહિ,જમ તમ કરે જાનકીજી ન જડશે;
જે વેળા લક્ષમણજી કોપે, ઘડી એકમાં ઘાટજ ઘડશે;
મેળી ધાડ બેઠોછે મહિપતિ,ભિખનાં ભાંડાં કયમ સીંકે ચડશે.
**કણબી**–કણબી એક બેઠોતો માળે, તે કહેછે મુજને એ ભાસે;
રાવણ રાઢ કરી સકશે નહિ, નિચ્ય નિરમાલ્ય થઈને નાશે;
એકે વાત ઉકલતી છે નહીં, પડ્યો પાપ તણે એ પાસે;
સીતા સાટે સર્વે સમરથ, ગોળો ગોફણ જોતામાં જાસે.

પટેલ–પટેલ એક પાદરડે બોલ્યો, રાવણની નવ્ય પોતી રળી;
સીતા વેલ એ ઝેર તણિ છે, તે એહને લાગેછે ગળી;
ઇંદ્ર તણિ અલખત ભોગવતો, તેહ ટેક એહની તો ટળી;
જાનકી જોખ એની લેઇ જાશે, જ્યમ પુંખન ખાધો ને હાથેલિબળી.
જોગી–જોગી કહે જરૂરી જાણો, દશાનન આવ્યો છે દાવે;
કુંભકરણ કમત દેનારો, કૂડ કપટ જેને મન ફાવે;
ઇંદ્રજીત પણ અન્યા બોલે, ભૂપતના મનમાં તે ભાવે;
સૂરપનખા શીખની દેનારી, જોગી પ્રધાન તે તુંબડાં વાવે. ૧૯૫
પટેલ–પટેલ એક ચોરેથી ચેલ્યો, બાળ પરી રાવણની બુદ્ધિ;
બેહુને કહ્યું ત્યાંથી છે બેહેકયો, તે છે ગુણહિણી ને ગદ્ધી;
સુખ સજ્યા વૈમાન તજ્યાં છે, રાજ પદવીનિ રીત્યો રૂંધી;
લંકામાં એ લાડકવાયો, પટેલની ઘોડી પાદર સૂધી.
છીંપો–છીપો કહે છાજ્યું નહિ એને, છતનો એને છાક ચઢે છે;
જગત જનેતાને એ લાવ્યો, સાંમો વેરી થઇને વઢે છે;
જોરાવર ઝાડ વાવ્યાં છે ઝેરનાં, તેનાં એને ફળ જડે છે;
રાવણ આખર રાક્ષસીનો તન, જાત વના શું ભાત પડે છે
કંસારો–કંસારો કહે કહું કેટલું, રાવણથી શું રામ ડરે છે;
ફુલ્યો ફરે છે તે સરવે ફોકટ, પોતાને હાથે હીંમત હરે છે;
ચૌદ ચોકડીનું રાજ્ય તજીને, વણમોતેથી એતો મરે છે;
ત્રાંબા ડોળ કરે નહિ છૂટે, ફોકટ કાંસાકૂટ કરે છે.
કંદોઇ–કંદોઇ કહે કુડો એહ કપટી, બુધ્યહિણુ થયો બાડુઓ;
એહ જાણે છે ખાઈ સાગરની, રામને મન તો છે ખાડુઓ;
રાવણ જાણે લંકાં કયમ લેશે, વાંદરને મન ઘીનો ઘાડુઓ;
લંપટ લોભી સીતાને લાવ્યો, જાણે બાપનો છે લાડુઓ.
સ્ત્રીઓ–વાતો કરે વિનતા લંકામાં, સખિયો સખિયોમાં સાંચલી;
કહો બાઈ કુણ હારે જીતે, ઘણીક આવી છે ધાંચલી;
એક કહે એમાં શું કહેવું, અદકી બોલીછું આંચલી;
એકાએક હઠે કેમ અધિપત, શું પેરી બેઠો છે કાંચલી. ૨૦૦
વિધવા–એક વિધવા કહે વિખાણે છે શું, તારો બોલ ગમે નહીં ગાંડો;
વાર્યું નહીં કરે તે હાર્યું કરશે, કહિયે સુખે રાડજ માંડો;
ઘડી બેચારેક લંક લૂંટાશે, જેને ગમે તે ગામજ છાંડો;
સુખે રાજ કયમ રાવણ કરશે, શું જીતવી છે રાંડીરાંડો.
પંચ–પંચ મળી પરમાણ કર્યું છે, રાવણ કાજળ શ્રી રામજી કેસર;
રાવણ ખાબડો રામ ગંગોદક, રામ ઐરાવત રાવણ ભેંસર;

શ્રી રામ ધર્મી રાવણ અધર્મી, કહે કવિ સામળભટ કવેશ્વર;
જીતે રામ ને રાવણ હારે, પંચ ત્યહાં પોતે પરમેશ્વર.
કવિ–બ્રાહ્મણ ભાટ ચારણ કો કવિતા, ખોડ ન દેશો રંક કે રાણો;
એક તો નામ શ્રી રામજી કેરૂં, બીજો અકલ થકી ઉખાણો;
જેને જેહ વણજ તે સુજે, પ્રીત થકી સહુ પંચ પરમાણો;
નિશા ચરચા જોઇ નરપતિએ, સામળભટ કહે સમજે શાણો.
શ્રી ગુર્જર દેશ ગરૂવો ગુણનિધિ, વિપ્ર શ્રીગોડ વેગણપુર વાસી;
પિતા તે પરશોતમ કેરો, વિરેશ્વરનો પુત્ર તે વિલાસી;
સામળભટ શિવજીનો સેવક, આદ્ય શક્ત કેરો ઉપાશી;
રામ ચરિત્ર આ ગાતે સુણતે, નિતપત કોડ વશાએ કાશી. ૨૦૪

**રાવણ મંદોદરી સંવાદ સંપૂર્ણ.**

# કાળિદાસ—વસાવડનો.

## એ કવિનાં આખ્યાન સ્ત્રીઓમાં ઘણાં પ્રિય છે.

### પ્રલ્હાદાખ્યાન.

#### કડવું ૧ લું—ચાલ ચોપાયા છંદની.

સમરૂં શ્રી ગણપતિને, ચરણે તે નામી શીશ;
સુધબુધદાયક સુધબુધનાયક, નંદન ઉમિયાઈશ. ૧
કુંજરમુખ પ્રભુ કૃપાસાગર, સમસ્ત સુર કરે સેવ;
લંબોદર અતિ રૂપ સુંદર, નામ દુંદાળો દેવ. ૨
અરૂણ અંબર અરૂણ ભક્ષણ,અરૂણ કુસુમની માલ;
અરૂણ તન સિંદુર લેપન, અરૂણ ચંદન ભાલ. ૩
કર કમંડલ ચક્ર ફરશી, અખેપાત્ર અનૂપ;
ચરણે નેપૂર કનક ઘૂઘર, મહા મનોહર રૂપ. ૪
મૂષકવાહન ગહન ગુણ ગંભીર, કાર્તિકસ્વામિ વીર;
મોદીકભક્ષણ જગતરક્ષણ, વિચક્ષણ રણધીર. ૫
વિઘ્ન હરતા સિદ્ધ કરતા, વક્રતુંડ વિઘ્નેશ;
વિશ્વવલ્લભ દેવ દુર્લભ, અકલ અદભુત વેશ. ૬
સરવ પેહેલો સરવ પૂજે, ગુણ વખાણે આપ;
મુનિ માનવ ને દેવ દાનવ, જપે નિશદિન જાપ. ૭
પ્રણમું હું તે માટ પેહેલો, ગણપતી ગુણવંત;
પ્રલ્હાદનું આખ્યાન કેહેવા, ઉપની મનમાં ખંત. ૮
શ્રી સારદાકેરે પ્રતાપે, પ્રલ્હાદનું આખ્યાન;
સંક્ષેપ માત્રે કરૂં વરણન, ભકિત શ્રી ભગવાન. ૯
કરી નવવિધ ભક્તિ જેણે, ધરી મનમાં ધીર;
દુષ્ટ દૈતનો દ્વેષ દેખી, સહ્યું દુઃખ શરીર. ૧૦
અરપીઊં ચિત્ત પ્રભુચરણે, કર્યું સમરણ આપ;
મુખથકી હરિ નામકેરા, જપે નિશદિન જાપ. ૧૧

તે સુણીને તાત કોપિયો, જેને વિષ્ણુ સાથે વેર;
મેહેલ મારા વેરીનું સમરણ, શીખવે ભલી પેર. ૧૨
ઘણી ભાતે ભોળવીને, ભણાવે ભાવે કરી;
પણ ન મુકે મનથકી, નિત્ય સમરે શ્રી હરી. ૧૩
તાતને તવ ક્રોધ વાપ્યો, દુષ્ટે દીધો દંડ;
તેતણા બહુ માર દેખી, ભેદે રે બ્રહ્માંડ. ૧૪
તેજ વેળા કષ્ટભંજન, દુષ્ટ કરવા ભંગ;
સ્થંભ ફોડી નાથ પ્રગટ્યા, સ્વામી શ્રી નરસંઘ. ૧૫
તે કથાનો અતી મહિમા, સરવથા બોલે સ્તુતી;
સાંભળ્યા વણ વ્રથા કાયા, તે જથારથ વિનતી. ૧૬
તેજ જ્ઞાન શ્રી વેદ વ્યાસે, કહ્યું શ્રી શુકદેવને;
પરિક્ષતને કહે શુકજી, જે ધરે કરૂણા ટેવને. ૧૭
પુરાણી સુતે સૂણ્યું તે, કહ્યું નૈમિષારણને વીષે;
ઋષી સઘળા સુણી હરખ્યા, થયું તન પાતકપખે. ૧૮
સ્કંધ દ્વાદશ ભાગવતે, ગ્રંથ કેવળ જ્ઞાન;
માંહી નિરગુણ સગુણ ભાવે, ભક્તિ શ્રી ભગવાન. ૧૯
તે માંહી વળી તત્વ ભક્તિ, પ્રલ્હાદનું આખ્યાન;
સાંભળે દ્રઢ ભક્તિ પામે, મળે મોક્ષ નિદાન. ૨૦
તેજ માટે સરસ્વતીની, સ્તુતી કરૂં કરજોડ;
સંસ્કૃતે પ્રાકૃતે કેહેવા, ઉપન્યો મનમાં કોડ. ૨૧
સાહે થાવો સરસ્વતી મુને, માત મોટી આશ;
ચરણપંકજ શિશ નામી, કહે કવિ કાળિદાસ. ૨૨

## પુર્વછાયો.

કેહે કાળિદાસરે, શ્રી સરસ્વતીની સ્તુતી કરી;
કરો કરૂણા માતા મુજને, નમો નમો ત્રિપુરે કરી. ૨૩

## કડવું ૨ જું.—રાગ દેવ ગંધાર.

હવે કરો કૃપા ત્રિપુરેશ્વરી, મુને માત પોતાનો કરી;
નિત આપ વાણી વૈખરી, ત્રૈલોકતારણ સુંદરી. ૧
માતા મૂળ પ્રણવનો મંત્ર તું, બાધા તે જગની જંત્ર તું;
નવ કોટી ચોસટ તંત્ર તું, ત્રૈલોકતારણ સુંદરી. ૨
ઘટમાં કમલ ખટ ધરણ તું, પંચાસ ચાતુર વરણ તું;
અજ્ઞાન તામસ હરણ તું, ત્રૈલોકતારણ સુંદરી. ૩

ગુણ સત્વ રાજસ તામસી, ગુણરહિત પાવન પદ અશી;
સંપૂર્ણ સહુમાં તું વશી, ત્રૈલોકતારણ સુંદરી. ૪
તું સત્વ સોહંમ હંસમાં, વ્યાપી સુરાસુર વંશમાં;
અવ્યક્ત પદના અંશમાં, ત્રૈલોકતારણ સુંદરી. ૫
આ વિશ્વમાં અવિનાશ તું, પૃથવી પવન આકાશ તું;
જળ જ્યોતી પીઠ પ્રકાશ તું, ત્રૈલોકતારણ સુંદરી. ૬
નિરગુણ સગુણમાં સત્ય તું, આદ અંત્યની ઉતપત્ય તું;
મોહોટા મુનીની મત્ય તું, ત્રૈલોકતારણ સુંદરી. ૭
તન રૂપ તાહરૂં રસભર્યું, અદભૂત હંસ આસન કર્યું;
જપમાળ કર પુસ્તક ધર્યું, ત્રૈલોકતારણ સુંદરી. ૮
મસ્તક મુગટ મંડિત મણી, ઝળકે કલા કુંડલતણી;
રવી કોટિથી શોભા ઘણી, ત્રૈલોકતારણ સુંદરી. ૯
મુખ ચંદ્રની કલંકી જેવું, સ્વરૂપ સુંદર વરણવું;
ના આવે કલ્પામાં એવું, ત્રૈલોકતારણ સુંદરી. ૧૦
દલકમળલોચન કામની, છો ભગતવત્છલ ભામની;
તન ઝળહળે જયમ દામની, ત્રૈલોકતારણ સુંદરી. ૧૧
નવનવાં ભૂષણ ધારણી, નખશીખ શોભા તુજતણી;
નવ જાએ વાણીએ ગણી, ત્રૈલોકતારણ સુંદરી. ૧૨
તું કમળનંદનનંદની, વિદ્યા સકળ સુરવંદની;
માહા દુષ્ટ દૈત્યનિકંદની, ત્રૈલોકતારણ સુંદરી. ૧૩
જેને કૃપા તારી હશે, તે પરમપદને પામશે;
તુજથી સકળ દુખ વામશે, ત્રૈલોકતારણ સુંદરી. ૧૪
તુજ દયાએ દુરિત બળે, સઘળાં પદારથ તે મળે;
સંસાર દુખ તુજથી ટળે, ત્રૈલોકતારણ સુંદરી. ૧૫
ત્રણ કાંડ વિદ્યા વેદની, ઉતપત્ત ભેદાભેદની;
તુજથી પ્રગટ થઈ મેદની, ત્રૈલોકતારણ સુંદરી. ૧૬
તું સરવવ્યાપક સરસ્વતી, વાણી વિશ્વરૂપે થઇ છતી;
સુણ માત મોરી વિનતી, ત્રૈલોકતારણ સુંદરી. ૧૭
છઉં ચરણ તારે શામની, તું પુરતલ મનની હામની;
મૂને આશ તારા નામની, ત્રૈલોકતારણ સુંદરી. ૧૮
તે માટે સુંદરિ શારદા, કહું વિષ્ણુ લીલા સર્વદા;
કષ્ટ કાપી કર તું મન મુદા, ત્રૈલોકતારણ સુંદરી. ૧૯
પ્રલ્હાદની કેહેવા કથા, અભિલાષ મુજ મનપર થયો યથા;
હવે સરસ્વતી તું સાહ્ય થા, ત્રૈલોકતારણ સુંદરી. ૨૦

તારે પ્રતાપે પ્રેમદા, બોલું પ્રભુ ગુણ સર્વદા;
અવગુણ ન ધરશો મન કદા, ત્રૈલોકતારણ સુંદરી. ૨૧
મુજ નામ કાળિદાસ છે, તનમાંહે તાહારો વાસ છે;
તેને એવો અભ્યાસ છે, ત્રૈલોકતારણ સુંદરી. ૨૨
તારી કૃપા એથી હવે, કહું કથા પદ નવેનવે;
બહુ રાગ કહ્વે જુજવે, ત્રૈલોકતારણ સુંદરી. ૨૩
જગદંબ એણીપેરે વિનવી, કર જોડીને બોલે કવી;
ત્યાંથી કથા ચાલી નવી, ત્રૈલોકતારણ સુંદરી. ૨૪

## પૂર્વછાયો.

હવે કથા કહું અતી ઉત્તમ, નવનવી માંહે વાણ;
સંવાદ નારદ ધર્મનો, તે વદે વેદ પુરાણ. ૨૫

## કડવું ૩ જું. વલણ.

વેદ પુરાણે જે જે આખ્યાનજી, હરીજન સુણજો તે સહુ કાનજી;
નૌતમ જેમાં તે પ્રભુજીનું ધ્યાનજી.

## રાગ કાફી.

હવે કથા કહું ઉત્તમ નવી, જેને સુણે તે મોટા માનવી;
સહુને શિરનામું કરજોડ, કવિજન કોય મા દેશો ખોડ. ૧
સતગુરૂનું મનમાં ધરી ધ્યાન, ઓચરૂં પ્રહ્લાદનું આખ્યાન;
જેહેને સૂણે સંચિત દુખ ટળે, પુરવ જનમનાં પાતિક બળે. ૨
ગંગાદિક તિરથનું સ્નાન, તે પુણ્ય હરિગુણ સુણતાં કાન;
પાપી જન તન પાવન થાય, સત એહેવો ન અન્ય ઉપાય. ૩
જેમ જાતાં પાવકની પાસ, સઘ શીતનો થાએ નાશ;
જેમ રજની દિનકરથી દૂર, તેમ પાતીક હરી ધરતાં ઉર. ૪
હરીગુણનો મોટો મહિમાય, ભાગ્ય વિના પ્રાપ્ત નવ થાય;
તે માટે નિશ્ચે મન કરી, સાંભળજો ગુણ શ્રી નરહરી. ૫
એક સમે પાડુંસૂત ધર્મ, માંડ્યું રાજસૂ જગનનું કર્મ;
જેને શ્રી કૃષ્ણની કૃપાય, મારી જરાસંધ મેલાવ્યા રાય. ૬
તેડી લાવ્યા પોતાને ઘેર, આદરભાવ દીધો ભલી પેર;
વળતું વચન બોલ્યા શ્રી કૃષ્ણ, પાંડવ તમને કહું છું પ્રશ્ન. ૭
વેગે કરો રાજસૂનું કાજ, સરવે ભુપતી તમે ઝીલ્યા આજ;
તેડી પંડિત નૃપ મંડપ કરો, ઘણો હૂતદ્રવ્ય વાવરો. ૮

ધર્મ કેહે પ્રભુ તમને નમું, થાય કારજ જે તમને ગમ્યું;
શ્રી કૃષ્ણજીનું જાણ્યું હેત, માંડયો જગન રાયે કેતાં વેત. ૯
તેડાવ્યા દેશોદેશના ધીશ, જેને મુગટ મંડિત મણી શીશ;
રાજસભા મળી સબળી સરવ,કોઈ અભિમાની કાઇને નહી ગરવ. ૧૦
રાજા યુધિષ્ઠિર જોડી હાથ, પ્રાર્થના કીધી સરવ સાથ;
વેદવ્યાસ ઋષી હતા પાસ, પુછી વાત ધરી વિશ્વાસ. ૧૧
કહો તેને પ્રથમ કરૂં અર્ઘપાદ, ભુપતી કોએ ન કરે વિવાદ;
વ્યાસ મુની મુખ બોલ્યા વાણ, પેહેલા પૂજો સારંગપાણ. ૧૨
ધરમે વચન તે શિરપર ગ્રહ્યું, વાહાલું ને વળી વેદે કહ્યું;
વાધ્યો હરખ મન ફુલ્યા રાય, પ્રભુપૂજાની સામગ્રી થાય. ૧૩
કનકપાટ ઢાળ્યા તતકાલ, પ્રેમે પધરાવ્યા શ્રી ગોપાલ;
કેસર ચંદન પુષ્પ અનૂપ, અગરતણા ઉવેખ્યા ધૂપ. ૧૪
કીધી આરતી અગર કપૂર, વાજે વાજીંત્ર દુંદુભી તૂર;
બ્રાહ્મણ સરવે ભણે સ્તુતી સાર, જે જે શબ્દ વાંછે સંસાર. ૧૫
એહેવું દેખી શેહેળ દેશપતિ, થયો મન ક્રોધાતુર અતી;
બોલ્યો મંદમતી ધનધન ધર્મ,શી બુદ્ધિએ માંડયું જગનનું કર્મ. ૧૬
ધનધન રાજા આંહી એકઠા મળ્યા,કૃષ્ણ આગળ સહુના ગરવ ગળ્યા;
ધીક જીવ્યું જાણો સંસાર, જેણે પ્રથમ પૂજ્યો પીંડાર. ૧૭
યુધિષ્ટિરની જોજો ગઈ મત, રાજા પેહેલો પુજયો પશુપંત;
એવું કહી વળિઓ પ્રભુભણી, કૃષ્ણ વડાઇ નવ કીજે ઘણી. ૧૮
જાણું છઊં તાહરાં સઘળાં કર્મ, સંભળાવું તેહેનો સહુને મર્મ.

## પૂર્વછાયો.

મર્મ સુણાવું સરવને, તું ગર્વ મેલ ગોવાળ;
અમ સમોવડ થાય કયમ,વન આહિર પશુપાળ. ૧૯
એ સરવને ઓશીઆળ તારી, સહૂ રાખે મંન;
હું કહું કરતબ્ય તુજતણાં, તે સુણે સહુ રાજંન. ૦

## ઉથલો.

રાજા સહુ શ્રવણે સુણે, હું કહું તારી ખ્યાત;
બેગા મંડપમાં થયા, બેઠા હારશું હાર. ૨૧
અધીકાર જેને જેવો, તેને તે કરવું કાજ;
તું ગોવાળીઓ નહિ ચક્રવર્તિ, થયો મોટો આજ. ૨૨
પાંડુસુતની પક્ષ રાખી, છલવછલની ગત ઘણી;
મંત્ર કે મોહજાળ નાંખી, હરી લીધી તેં રૂકમણી. ૨૩

તેણે તુજને સહુ નમે, પણ હું નમું નહી નરપતી;
આ ભૂપ સઘળા છે સભામાં,તે બીહે છે તુજથી અતી. ૨૪
હું બીહુ નહી તુજથકી, તેં ભલા ભડ ભાળ્યા નથી;
જુદ્ધ જોઇ હિંડે છે નાસતો,કહું તે તણી કરણી કથી. ૨૫

## કડવું ૪ થું.–વલણ.

એણી પેરે કોપ્યો તે મન શિશુપાલજી,દેવા માંડી તે પ્રભુજીને ગાળજી;
કપટી કહીને બોલ્યો આળજી, લાગી રાય સૌને ઝાળજી.

## રાગ મારૂ.

અલ્યા કૃષ્ણ તું જન્મનો કપટી, તુને ચતુરાં વજાડે ચપટી;
તારૂં બળીઆપણું મેં તો જાણ્યું,જેને સાધુએ સબળ વખાણ્યું. ૧
આવ્યો માત પિતાથી તું નાસી,પય પીતાં મારી તેં માસી;
વને નંદની ધેનું ચરાવી, ગાય દોહીને ચોરે બોલાવી. ૨
કાંધે દુધની કાવડ લીધી, ચોરી છાશ ગોવાળાંની પીધી;
માથે મુગટ ધર્યો મોર પીંછ,રાખી તનયા તે ઘરમાં રીંછ. ૩
ગળે માળ ગુંજીની ઘાલી, વનમાળા ઘણું તુંને વાહાલી;
તારે અબળાનો રે આસંગ, નોએ પુરૂષ સમાગમરંગ. ૪
રચી રાસ નારીમાં નાચ્યો, વળી જુવતીને જઈ જાચ્યો;
કાંઇ કામણ મોહન જાણે, તેણે વિશ્વમાં તુજને વખાણે. ૫
નાઠો કાલજવનને ત્રાશે, ઊગર્યો ગયો મુચકંદ પાસે;
તું નિતનિત ફરતો વનમાં, હવે મોટમ આણેછ મનમાં. ૬
રાબ છાશ આહિરમાં જમતો, કાંધે લાકડી વનમાં ભમતો;
તુંને તે વાત વિસરી ભાઈ, હવે મળવા લાગીરે મીઠાઇ. ૭
પેહેલાં રાખતો ધાબળિ કાંધે, થયો બળીઓ પીતાંબર બાંધે;
માર્યા અઘબક વનની વાટે, રોકી જુવંતી જમનાઘાટે. ૮
ગિરિવર ગોપ મળીને ઉપડ્યો, જળમાંથી કાળીને કાડયો;
એવા ગારૂડી કૈક નીહાળ્યા, ઝાલી સરપને પેખવાવાળા. ૯
વળી માર્યો વછાસૂરમલ, કાંડયા દંતીનાં દંતોશલ;
ખાઇ માખણને થયો માતો, તેણે હિંડે છેસબળ ફુલાતો. ૧૦
મારી કંસને સબળ કમાણો, મામો મારી થયો તું રાણો;
એવો ગરવ ધરે શાને માટે, તુને કોણે બેસાડયોરે પાટે. ૧૧
મોટા રાજા જે દેશવજીતા, કયા ચક્રવર્તી તેં ઝીત્યા;
રાય ન થવાએ લક્ષ્મી લાધે, બળ પામે વડાઇ ન વાધે. ૧૨

એવી સો ગાળો સંભળાવી, પછે પ્રભુજીએ ભ્રકુટી ચડાવી;
રીસે રાતાં થયાં છે નેણ, કૃષ્ણે સાંભળ્યાં વસમાં વેણ. ૧૩
નાખ્યું ચક્ર કોપ્યા અવિનાશી,છેદ્યું મસ્તક થાઓ નિરાશી;
આવ્યું ચૈતન તનથી જે બ્હાર, જાણે દિનકરનો ઝળકાર. ૧૪
આવ્યું પાછું વૈકુંઠ જોઇ, તે તો દીઠું સભા સહુ કોઇ;
વળી નીરખતાં સરવ નરેશ,કીધો પ્રભુજીના મુખમાં પ્રવેશ. ૧૫
તારે વિસ્મે થયા રાજા ધર્મ, તેનો કોય ન જાણે મર્મ;
થયા આશ્ચર્ય મંન અપાર, દેખી અકલ લીલા કીરતાર. ૧૬
ત્યાં નારદમુની હતા પાસે, રાજા યુધિષ્ઠિર વચન પ્રકાશે;
શિશ નામી તે ઋષીને પાએ,એમ બોલ્યા યુધિષ્ઠિર રાએ. ૧૭
સ્વામી કારણ કહો મહારાજ,અમો વિસ્મય પામિયા આજ;
મહાપાપી હતો ભૂપાલ, કેમ મોક્ષ પામ્યો શિશુપાલ. ૧૮
તમે સકળ વિદ્યાના વેદુ, સરવ અગમ નિગમના ભેદુ;
તેનું કારણ કોહો દ્વિજ દેવ, દુષ્ટ ઓધાર્યોને અસ્વમેવ. ૧૯
એવું સાંભળી બોલ્યા મુન્ય, રાજા પુરણ તારૂં પુન્ય;
પુછી પવિત્ર કથાના વાત, મારૂં મનડું થયું રળીઆત. ૨૦
સંભળાવું તે સાંભળ રાય, જન્મો જન્મનાં પાતક જાય;
થાય પાવન સરવ શરીર, જીવ ભક્તિ પામે જદુવીર. ૨૧
જેમાં પ્રગટ્યા પ્રભુ સાક્ષાત, જારે પુત્રને પ્રભવ્યો તાત;
લીધું નૃસિંહ રૂપ વિશાલ, કીધો હિરણ્યકશીપુનો કાલ. ૨૨
હિરણ્યકશીપુ ને હિરણ્યાક્ષપાપી, બે ભાઇએ પૃથ્વી સંતાપી;
શિશુપાલ તેનો અવતાર, હવે સંભળાવું કરી વિસ્તાર. ૨૩

## પૂર્વછાયો.

સંભળાવું વિસ્તાર તેનો, સાંભળ રાય સુજાણ;
મૂળ કથા માંડી કહું, જેનાં વેદ કરે વખાણ. ૨૪

## કડવું ૫ મું.—વલણ.

વેદ પુરાણે તે હરિગુણ ઝાજાજી, જેને સુણતાં તે થાએ પ્રાજાજી,
નારદ બોલ્યા તે ધન ધન રાજાજી, સૂણ હરીજશ ગુણના વાજાંજી.

## રાગ માલવ.

રાજા ધંન તારો અવતાર રે, તુંને વાહાલા છે વિશ્વાધાર રે;
પુછી પવિત્રકથાની વાત રે, મારૂં મનડું થયું રળીઆત રે. ૧

શિશુપાલ પરમ ગતી પામ્યોરે, જરામરણતણો ભે વામ્યો રે;
આગે રાજા તે કૃષ્ણનો દેખીરે, કેમ સાયુજ્ય પદવી પેખી રે. ૨
તેનો માંડીને કહું મરંમરે, તમે સાંભળો રાય ધરંમ રે;
એને આદિ અનાદિ હું જાણુંરે,તેનો માંડીને મહિમા વખાણું રે. ૩
એક સમે શ્રી કમળાકંથરે, સુખસજ્યાએ પોઢ્યા ભગવંત રે;
બળ બાહુતણું થયું ભારીરે, જુદ્ધ કરવાની ઇચ્છા ધારી રે. ૪
એવે સમે શ્રી કમળા રાણીરે,આવ્યાં જુગદીશ પોઢ્યા જાણી રે;
દ્વારે જયવિજય હતા બંનેરે, તેણે વાત વિચારી મને રે. ૫
જાણ્યું માતાને રાખીએ વારીરે, અમે ઇછા માગું મોરારી રે;
જોઇ માતાનું તેજ અપારરે, બોલી નવ શક્યા મૂખ છડીદારરે. ૬
વિષ્ણુ પત્નિએ પ્રીછી વાતરે આડી નજરે જોતાં ગયાં માતરે;
એ દુરમતી ન ઘટે આંહીરે, જેને ભિન્નતા છે મંનમાંહીરે. ૭
મુજ વિષ્ણુ વચે જાણે ભેદરે, એતો પૃથ્વીમાં પડશે વેદરે;
એને હરી સાથે થાશે વેરરે, અવતરશે અસૂરને ઘેરરે. ૮
એમ માતાજી મનમાં વિમાસેરે, પછી આવ્યાં પ્રભુજીની પાસેરે;
જાતાં વેત બોલ્યા વનમાળીરે, મુખથી પીતાંબર પરું ટાળીરે. ૯
હશી પુછે છે દેવ મોરારીરે, આજ વરતી મેં વાત તમારીરે;
આવ્યાં દ્વારપાળકને પાડીરે, અણસમજુને શિક્ષા પમાડીરે. ૧૦
એતો ઇચ્છા તમારી થાશેરે, બંને પારસ્વદ પૃથ્વિપર જાશેરે;
એવું સાંભળી કમળાજી ભાખેરે, સ્વામી કોણ જાણે તમ પાખેરે. ૧૧
જેવું સરજ્યું હશે તેવું થાશેરે, બંને પારસ્વદ પૃથ્વિમાં જાશેરે;
તેમાં ન મળે કાંઇ ઉપાયરે, વિધિઅંક મિથ્યા નવ થાયરે. ૧૨
એવી રીતે પરસ્પર જાણીરે, આદિ વિષ્ણુને કમળા રાણીરે.
ઇચ્છા ઉપની તે હરીની માયારે,તે તો કળી શકે ઋષી મુની ડાહ્યારે. ૧૩

### પૂર્વછાયો.

એમ ઇચ્છા ઊપની, ઊપેંદ્રની એકવાર;
આગતાની અણખતી, પૃથવી પડ્યા પ્રતિહાર. ૧૪

### કડવું ૬ ઠું.—વલણ.

એણીપેરે બોલા તે નારદ સારજી, સનક સનાતન બાંધવ ચારજી;
દરશને આવ્યા તે પ્રભુજીને દ્વારજી, ત્યારે હવો તે હાહાકારજી. ૧

### ઉથલો.

પ્રભુજીને દ્વાર આવ્યા, એક સમે મુની ચાર;
સકોમલ વપુ કમલલોચન, કમલપુત્રકુમાર. ૨

## રાગ-ધોળ.

એક સમે શ્રી સનતકુમારરે, જ્યાં વિષ્ણુ વસે છે;
આવ્યા બ્રહ્માના સૂત ચારરે, જ્યાં વિષ્ણુ વસે છે;
જેનો પંચ વરસનો વેષરે, જ્યાં; જેનો ચૌદ ભુવનમાં પ્રવેશરે, જ્યાં. ૩
તે તો ક્રિડા કરે દિન રાતરે જ્યાં;નિત ગાયે ગોવિંદની ખ્યાતરે, જ્યાં;
એના મનમાં ઘણો છે મોદરે, જ્યાં, માંહોમાંહે કરે છે વિનોદરે, જ્યાં. ૪
મૂખે ઓચરે ચારે વેદરે, જ્યાં; મનમાં નહી ભેદાભેદરે, જ્યાં;
થયા કલ્પ કેહેતાં કંઇ કાળરે, જ્યાં; દીસે પચ વરસના બાળરે, જ્યાં. ૫
આવે વેગ ધરી વૈકુંઠરે, જ્યાં; હરી મુખ જોવા ઉત્કંઠરે, જ્યાં;
હુતા જય વિજય છડીદારરે, જ્યાં; ક્રીજ દોડીને આવ્યા દ્વારરે, જ્યાં. ૬
તેણે રોકયા છે ઋષીજંનરે, જ્યાં;તારે ક્ષોભ પામ્યા મુનીમંનરે, જ્યાં;
તેણે દીઠી નહી દુરમીટરે, જ્યાં; કોણે નવ દુભ્યા ફુલની દીટરે, જ્યાં. ૭
મન ઉપન્યું દુઃખ અપારરે, જ્યાં; જેહેને અતીઘણો અધીકારરે, જ્યાં;
જેને શંકર નમાવે શિશરે, જ્યાં; જેને આદર દીએ છે ઇશરે, જ્યાં. ૮
જેને બેસાડે અજ ઉછંગરે, જ્યાં; જેતું કદી નહી મન ભંગરે, જ્યાં;
જેતું સદા હરીસું ચિત્તરે, જ્યાં; જપે કમળાકાંતને નિત્તરે, જ્યાં. ૯
જેતું મંન રેહે દીન રાતરે,જ્યાં; નિત બોલે પ્રભુજીની ખ્યાતરે, જ્યાં;
તેણે પોળીઆનાંસુણી વેણુરે, જ્યાં; રીસે રાતાં થયાંછે નેણુરે, જ્યાં. ૧૦
લાગ્યુ મુનીતણે મન દુઃખરે,જ્યાં; ઋષિ ક્રોધેથી બોલીઆ મૂખરે, જ્યાં;
તેણે શાપ દીધો મુની ત્યાંહેરે,જ્યાં; તમે દુષ્ટ મા રેહેશો આંહેરે, જ્યાં. ૧૧
એમ ઓછર્યા બ્રહ્મકુંમારરે, જ્યાં; કીધો પોળિયાને તિરસ્કારરે, જ્યાં;

## પૂર્વછાયો.

પોળિયાનો તિરસ્કાર કીધો, ઋષિએ તતખેવ;
પણ પુત્ર બ્રહ્માતણા, તેને રજો ગુણુની ટેવ. ૧૨

## ઉથલો.

રજો ગુણુની ટેવ તેને, રાય સાંભળ સર્વથા;
જયવિજયને શાપ હવો, તેહેની કહું હવે કથા.

## કડવું ૭ મું.-વલણુ.

વળતા બોલ્યા તે નારદ મુન્યજી,સાંભળ પાવન કથા રાજંનજી;
ત્રણુ ભુવન જેથી થાય પાવંનજી. ૧

## રાગ રામગ્રી.

ત્રણે ભુવન જેથી થાય પાવન,ટળે ત્રિવિધના તાપ;
જયવિજયનો કર્યો અનુગ્રેહ, જે સનકકેરે શાપ. ૨
સનકે શિર શાપ દીધો, દ્વારકેરા દાસ;
નેત્રભરતા દુખ ધરતા, આવ્યા પ્રભુજીની પાસ. ૩
નિમિત્ત લેખે નીપન્યું, તે જાણિયું જુગદીશ;
ધાઇ પ્રભુજી દ્વાર આવ્યા સરવ નામે શીશ. ૪
પારસ્વદ વળતું બોલિયો, તમે સાંભળો મહારાજ;
સનક સનકાદિક ચાર મુન્યે, શાપ દીધો આજ. ૫
વિપ્રને અમે વારિયા, તમ આજ્ઞાને અરથ;
વારૂ કેહેતાં થયું વસમું, ઉપન્યૂં અનરથ. ૬
બ્રહ્મ શ્રાપે પરજળું ને, દુઃખ પામે દેહ;
સ્વામી તમે કરૂણા કરો, તાપ નિવારો તેહ. ૭
સ્તુતી કરીને શિર નમાવે, આંગળીઓ લીધી દંત;
શાપકેરે તાપથી, ઉગારીએ ભગવંત. ૮
પુરવે તપ જપ ધ્યાનમાંહે, નાથ રાખી ન્યૂન;
તે પુણ્યે પૃથવી પડું, અવતર્યા ઓછે પૂન્ય. ૯
વૈકુંઠમાં જે આવિયા, તે જીવ બીજે ધામ;
જાએ નહીં પાછો કદા, કંઇએ ન લોપે કામ. ૧૦
શરણ આવ્યા તણો મહીમા, થાઓ અશરણાશરણ;
જનમનું જોખમ ટળે, માથે મળે નહીં મરણ. ૧૧
પરમ પદ છે પ્રાણીને, વૈકુંઠકેરો વાસ;
જાંહાં અજરામરપણું, યમદૂતનો નહિં ત્રાસ. ૧૨
તો અમે કેમ પડું પૃથ્વી, કોહો કમળાનાથ;
વૈકુંઠવાસી શરણ સેવક, શિર તમારો હાથ. ૧૩
અવિનાશી કરો દુઃખથી, દૂર જાતાં દેવ;
નેત્રમાંથી જળ ઝરે, જેમ મેઘ મસ્તક નેવ. ૧૪
મહારાજની ઇચ્છા વિના, એ નીપજે કેમ કામ;
અનુગ્રહ એવો કરો, જે શીઘ્ર આવિએ ઠામ. ૧૫
અધક્ષણ અળગા મા રેજો, રૂદેથી શ્રીરણછોડ;
એજ માગું તમ કને, સ્વામીને બેહુ કરજોડ. ૧૬
જાંહાં વસુ તીહાં રાત દિવસ, ચિત્તમાં રેહે ચંત;
બીજું અવર માગું નહી, બ્રહ્માંડમાં ભગવંત. ૧૭

વળતા તે વિષ્ણુ બોલિયા, તમે મ ધરો ચિંતાય;
કરશે અનુગ્રહ તમતણો,જ્યારે સનકજ થાશે સાહ્ય. ૧૮

**પૂર્વછાયો.**

સનક થાશે સાંહ્યરે, શ્રી વિષ્ણુ વાણી વદે;
નિમિત્ત લેખે નીપન્યું, ઉચાટ મા ધરશો રૂદે. ૧૯
પારસ્વદશું બોલિયા, પરિબ્રહ્મ એણિપેરે વાણ;
પછે આદર કીધો ઋષીનો, સ્વએ સારંગપાણ. ૨૦

**ઉથલો.**

સ્વએ સારંગપાણરે, આદર દીધો અતિ ઘણો;
નારદમુની કેહે સુણો રાજા, કહું મહીમા તેહતણો. ૨૧

**કડવું ૮ મું–રાગ તોટકની દેશી.**

મહીમા સાંભળ રાજા શ્રવણે ધરી, સંભળાવું બોલ્યા જે દેવહરી. ૧
આવ્યા સનક કુંમારશું આદિઋષી,જેના વદનમાં સારદા સહસ્ત્ર મુખી. ૨
દીઠા કમળાવરે ઋષી ક્રોધ ધર્યા, સ્તુતી કરી શ્રીવરે હાથ ધર્યા. ૩
ઋષી આવો પધારો બીરાજો સુખે,મારૂં મન દુખ પામે તમારે દુખે. ૪
એવું કોણ જે દુભી શકે તમને,જેણે તમને દુભાવ્યા તેણે દુભાવ્યા અમને. ૫
મુને વિપ્ર વહાલા ઘણું પ્રાણથકી, તે તો પ્રીછજ્યો વિષ્ણુ પુરાણથકી. ૬
હુંતો વિપ્રને વૈકુંઠમાંથી ભજું, દુભે વિપ્રને તો કમળાને તજું. ૭
મારૂં સરવશ વિપ્ર છે મુજ રૂદે, જેની સાક્ષ બ્રહ્માંડમાં વેદ વદે. ૮
મેંતો વિપ્રપ્રસાદે ધરણી ધરી, મારી વિપ્ર પ્રસાદે માયા પસરી. ૯
મેંતો લક્ષ્મી વિપ્રપ્રસાદે વરી, મેં તો વિપ્રપ્રસાદે સૃષ્ટિ કરી. ૧૦
જય વિપ્રપ્રસાદથી માહારે સદા, ભય વિપ્રપ્રસાદે ન લાગે કદા. ૧૧
અદભુત લીલા માહારે આદિથકી, તે તો વિપ્રના આશિરવાદથકી. ૧૨
દ્વિજ નીમ ધરી જપતપ સાધે, મુજ મંત્રને દૈવતે મુને બાંધે. ૧૩
જેમ કામદૂઘા વિષે ઇંદ્ર ધરે, ઋષીએ મુને રાખીઓ એણીપરે. ૧૪
નીત શીતલ જલે કરી સ્નાન કરે,સૂચિભૂત થઈ માહારૂં ધ્યાન ધરે. ૧૫
જપતપ ક્રિયા કરી દેહ દમે, પંચ અક્ષ હોમી હવીશાન જમે. ૧૬
દેવ પિત્રિ ત્રિલોક તે તૃપ્ત કરે, શાલગરામશીલાશિર તુલસી ધરે. ૧૭
તારે ઇંદ્ર પ્રસન્નતા મન પામે, પૃથવીપર મેઘનું નીર નામે. ૧૮
થાએ ઔષધી અંન અપાર તેથી,પામે તૃપ્ત ઘણું સંસાર એથી. ૧૯
એમ સૃષ્ટિ સદા ઉતપન થાએ, કરે વિપ્ર દુઃખ ક્રિયા વિશ્વ જાએ. ૨૦
તેણે વિપ્ર વહાલા મુજ પ્રાણથકી, તે તો પ્રીછજો વિષ્ણુપુરાણથકી. ૨૧

શ્રી રામ ધર્મી રાવણ અધર્મી, કહે કવિ સામળભટ કવેશ્વર;
જીતે રામ ને રાવણ હારે, પંચ ત્યહાં પોતે પરમેશ્વર.
કવિ–બ્રાહ્મણ ભાટ ચારણ કો કવિતા, ખોડ ન દેશો રંક કે રાણો;
એક તો નામ શ્રી રામજી કેરૂં, બીજો અકલ થકી ઉખાણો;
જેને જેહ વણુજ તે સૂજે, પ્રીત થકી સહુ પંચ પરમાણો;
નિશા ચરચા જોઇ નરપતિએ, સામળભટ કહે સમજે શાણો.
શ્રી ગુર્જર દેશ ગરૂવો ગુણ નિધિ, વિપ્ર શ્રીગોડ વેગણપુર વાસી;
પિતા તે પરશોતમ કેરો, વિરેશ્વરનો પુત્ર તે વિલાસી;
સામળભટ શિવજીનો સેવક, આદ્ય શાક્ત કેરો ઉપાશી;
રામ ચરિત્ર આ ગાતે સુણતે, નિતપત કોડ વશાએ કાશી. ૨૦૪

---

**રાવણ મંદોદરી સંવાદ સંપૂર્ણ.**

---

# કાળિદાસ-વસાવડનો.

## એ કવિનાં આખ્યાન સ્ત્રીઓમાં ઘણાં પ્રિય છે.

### પ્રલ્હાદાખ્યાન.

#### કડવું ૧ લું-ચાલ ચોપાયા છંદની.

સમરૂં શ્રી ગણપતિને, ચરણે તે નામી શીશ;
સુધબુધદાયક સુધબુધનાયક, નંદન ઉમિયાઇશ. ૧
કુંજરમુખ પ્રભુ કૃપાસાગર, સમસ્ત સુર કરે સેવ;
લંબોદર અતિ રૂપ સુંદર, નામ દુંદાળો દેવ. ૨
અરૂણ અંબર અરૂણ ભક્ષણ, અરૂણ કુસુમની માલ;
અરૂણ તન સિંદુર લેપન, અરૂણ ચંદન ભાલ. ૩
કર કમંડલ ચક્ર ફરશી, અખેપાત્ર અનૂપ;
ચરણે નેપૂર કનક ઘૂઘર, મહા મનોહર રૂપ. ૪
મૂષકવાહન ગહન ગુણ ગંભીર, કાર્તિકસ્વામિ વીર;
મોદીકભક્ષણ જગતરક્ષણ, વિચક્ષણ રણધીર. ૫
વિઘ્ન હરતા સિદ્ધ કરતા, વક્રતુંડ વિઘ્નેશ;
વિશ્વવલ્લભ દેવ દુર્લભ, અકલ અદભુત વેશ. ૬
સરવ પેહેલો સરવ પૂજે, ગુણ વખાણે આપ;
મુનિ માનવ ને દેવ દાનવ, જપે નિશદિન જાપ. ૭
પ્રણમું હું તે માટ પેહેલો, ગણપતી ગુણવંત;
પ્રલ્હાદનું આખ્યાન કેહેવા, ઉપની મનમાં ખંત. ૮
શ્રી સારદાકેરે પ્રતાપે, પ્રલ્હાદનું આખ્યાન;
સંક્ષેપ માત્રે કરૂં વરણન, ભક્તિ શ્રી ભગવાન. ૯
કરી નવવિધ ભક્તિ જેણે, ધરી મનમાં ધીર;
દુષ્ટ દૈતનો દ્વેષ દેખી, સહ્યું દુઃખ શરીર. ૧૦
અરપીઊં ચિત્ત પ્રભુચરણે, કર્યું સમરણ આપ;
મુખથકી હરિ નામકેરા, જપે નિશદિન જાપ. ૧૧

તે સુણીને તાત કોપિયો, જેને વિષ્ણુ સાથે વેર;
મેહેલ મારા વેરીનું સમરણ, શીખવે ભલી પેર. ૧૨
ઘણી ભાતે ભોળવીને, ભણાવે ભાવે કરી;
પણ ન મુકે મનથકી, નિત્ય સમરે શ્રી હરી. ૧૩
તાતને તવ ક્રોધ વાધ્યો, દુષ્ટે દીધો દંડ;
તેતણા બહુ માર દેખી, ભેદે રે બ્રહ્માંડ. ૧૪
તેજ વેળા કષ્ટભંજન, દુષ્ટ કરવા ભંગ;
સ્થંભ ફોડી નાથ પ્રગટ્યા, સ્વામી શ્રી નરસંઘ. ૧૫
તે કથાનો અતી મહિમા, સરવથા બોલે સ્તુતી;
સાંભળ્યા વણ વ્રથા કાયા, તે જથારથ વિનતી. ૧૬
તેજ જ્ઞાન શ્રી વેદ વ્યાસે, કહ્યું શ્રી શુકદેવને;
પરિક્ષતને કહે શુકજી, જે ધરે કરૂણા ટેવને. ૧૭
પુરાણી સુતે સુણ્યું તે, કહ્યું નૈમિષારણને વીખે;
ઋષી સઘળા સુણી હરખ્યા, થયું તન પાતકપખે. ૧૮
સ્કંધ દ્વાદશ ભાગવતે, ગ્રંથ કેવળ જ્ઞાન;
માંહી નિરગુણ સગુણ ભાવે, ભક્તિ શ્રી ભગવાન. ૧૯
તે માંહી વળી તત્વ ભક્તિ, પ્રલ્હાદનું આખ્યાન;
સાંભળે દ્રઢ ભક્તિ પામે, મળે મોક્ષ નિદાન. ૨૦
તેજ માટે સરસ્વતીની, સ્તુતી કરૂં કરજોડ;
સંસ્કૃતે પ્રાકૃતે કેહેવા, ઉપન્યો મનમાં કોડ. ૨૧
સાહે થાવો સરસ્વતી મુને, માત મોટી આશ;
ચરણપંકજ શિશ નામી, કહે કવિ કાળિદાસ. ૨૨

## પુર્વછાયો.

કેહે કાળિદાસરે, શ્રી સરસ્વતીની સ્તુતી કરી;
કરો કરૂણા માતા મુજને, નમો નમો ત્રિપુરે કરી. ૨૩

## કડવું ૨ જું.—રાગ દેવ ગંધાર.

હવે કરો કૃપા ત્રિપુરેશ્વરી, મુને માત પોતાનો કરી;
નિત આપ વાણી વૈખરી, ત્રૈલોકતારણ સુંદરી. ૧
માતા મૂળ પ્રણવનો મંત્ર તું, બાધા તે જગની જંત્ર તું;
નવ કોટી ચોસઠ તંત્ર તું, ત્રૈલોકતારણ સુંદરી. ૨
ઘટમાં કમલ ખટ ધરણ તું, પંચાસ ચાતુર વરણ તું;
અજ્ઞાન તામસ હરણ તું, ત્રૈલોકતારણ સુંદરી. ૩

ગુણ સત્વ રાજસ તામસી, ગુણરહિત પાવન પદ અશી;
સંપૂર્ણ સહુમાં તું વસી, ત્રૈલોકતારણ સુંદરી. ૪
તું સત્વ સોહંમ હંસમાં, વ્યાપી સુરાસુર વંશમાં;
અવ્યક્ત પદના અંશમાં, ત્રૈલોકતારણ સુંદરી. ૫
આ વિશ્વમાં અવિનાશ તું, પૃથવી પવન આકાશ તું;
જળ જયોતી પીઠ પ્રકાશ તું, ત્રૈલોકતારણ સુંદરી. ૬
નિરગુણ સગુણમાં સત્ય તું, આદ અંત્યની ઊતપત્ય તું;
મોહોટા મુનીની મત્ય તું, ત્રૈલોકતારણ સુંદરી. ૭
તન રૂપ તાહરૂં રસભર્યું, અદભૂત હંસ આસન કર્યું;
જપમાળ કર પુસ્તક ધર્યું, ત્રૈલોકતારણ સુંદરી. ૮
મસ્તક મુગટ મંડિત મણી, ઝલકે કલા કુંડલતણી;
રવી કોટિથી શોભા ઘણી, ત્રૈલોકતારણ સુંદરી. ૯
મુખ ચંદ્રની કલંકી જેવું, સ્વરૂપ સુંદર વરણવું;
ના આવે કલ્પામાં એવું, ત્રૈલોકતારણ સુંદરી. ૧૦
દલકમળલોચન કામની, છો ભગતવત્છલ ભામની;
તન ઝળહળે જયમ દામની, ત્રૈલોકતારણ સુંદરી. ૧૧
નવનવાં ભૂષણ ધારણી, નખશીખ શોભા તુજતણી;
નવ જાએ વાણીએ ગણી, ત્રૈલોકતારણ સુંદરી. ૧૨
તું કમળનંદનનંદની, વિદ્યા સકળ સુરવંદની;
માહા દુષ્ટ દૈત્યનિકંદની, ત્રૈલોકતારણ સુંદરી. ૧૩
જેને કૃપા તારી હશે, તે પરમપદને પામશે;
તુજથી સકળ દુખ વામશે, ત્રૈલોકતારણ સુંદરી. ૧૪
તુજ દયાએ દુરિત બળે, સઘળાં પદારથ તે મળે;
સંસાર દુખ તુજથી ટળે, ત્રૈલોકતારણ સુંદરી. ૧૫
ત્રણ કાંડ વિદ્યા વેદની, ઉતપત્ત ભેદાભેદની;
તુજથી પ્રગટ થઈ મેદની, ત્રૈલોકતારણ સુંદરી. ૧૬
તું સરવવ્યાપક સરસ્વતી, વાણી વિશ્વરૂપે થઇ છતી;
સુણ માત મોરી વિનતી, ત્રૈલોકતારણ સુંદરી. ૧૭
છઉં ચરણ તારે શામની, તું પુરતલ મનની હામની;
મૂને આશ તારા નામની, ત્રૈલોકતારણ સુંદરી. ૧૮
તે માટે સુંદરિ શારદા, કહું વિષ્ણુ લીલા સર્વદા;
કષ્ટ કાપી કર તું મન મુદા, ત્રૈલોકતારણ સુંદરી. ૧૯
પ્રહ્લાદની કેહેવા કથા, અભિલાષ મુજ મનપર થયો યથા;
હવે સરસ્વતી તું સાહ્ય થા, ત્રૈલોકતારણ સુંદરી. ૨૦

તારે પ્રતાપે પ્રેમદા, બોલું પ્રભુ ગુણ સર્વદા;
અવગુણ ન ધરશો મન કદા, ત્રૈલોકતારણ સુંદરી. ૨૧
મુજ નામ કાળિદાસ છે, તનમાંહ તાહારો વાસ છે;
તેને એવો અભ્યાસ છે, ત્રૈલોકતારણ સુંદરી. ૨૨
તારી કૃપા એથી હવે, કહું કથા પદ નવેનવે;
બહુ રાગ કડવે જુજવે, ત્રૈલોકતારણ સુંદરી. ૨૩
જગદંબ એણીપેરે વિનવી, કર જોડીને બોલે કવી;
ત્યાંથી કથા ચાલી નવી, ત્રૈલોકતારણ સુંદરી. ૨૪

## પૂર્વછાયો.

હવે કથા કહું અતી ઉત્તમ, નવનવી માંહે વાણ;
સંવાદ નારદ ધર્મનો, તે વદે વેદ પુરાણ. ૨૫

## કડવું ૩ જું. વલણ.

વેદ પુરાણે જે જે આખ્યાનજી, હરીજન સુણજો તે સહુ કાનજી;
નોતમ જેમાં તે પ્રભુજીનું ધ્યાનજી.

## રાગ કાફી.

હવે કથા કહું ઉત્તમ નવી, જેને સૂણે તે મોટા ગાનવી;
સહૂને શિરનામું કરજોડ, કવિજન કોય મા દેશો ખોડ. ૧
સતગુરૂનું મનમાં ધરી ધ્યાન, ઓચરૂં પ્રહ્લાદનું આખ્યાન;
જેહેને સૂણે સંચિત દુખ ટળે, પુરવ જનમનાં પાતિક બળે. ૨
ગંગાદિક તિરથનું સ્નાન, તે પુણ્ય હરિગુણ સુણતાં કાન;
પાપી જન તન પાવન થાય, સત એહેવો ન અન્ય ઉપાય. ૩
જેમ જાતાં પાવકની પાસ, સઘ શીતનો થાએ નાશ;
જેમ રજની દિનકરથી દૂર, તેમ પાતીક હરી ધરતાં ઊર. ૪
હરીગુણનો મોટો મહિમાય, ભાગ્ય વિના પ્રાપ્ત નવ થાય;
તે માટે નિશ્ચે મન કરી, સાંભળજો ગુણ શ્રી નરહરી. ૫
એક સમે પાડુંસૂત ધર્મ, માંડ્યું રાજસૂ જગનનું કર્મ;
જેને શ્રી કૃષ્ણની કૃપાય, મારી જરાસંધ મેલાવ્યા રાય. ૬
તેડી લાવ્યા પોતાને ઘેર, આદરભાવ દીધો ભલી પેર;
વળતું વચન બોલ્યા શ્રી કૃષ્ણ, પાંડવ તમને કહું છું પ્રશ્ન. ૭
વેગે કરો રાજસૂનું કાજ, સરવે ભુપતી તમે ઝીલ્યા આજ;
તેડી પંડિત નૃપ મંડપ કરો, ઘણો દૂતદ્રવ્ય વાવરો. ૮

ધર્મ કેહે પ્રભુ તમને નમું, થાય કારજ જે તમને ગમ્યું;
શ્રી કૃષ્ણજીનું જાણ્યું હેત, માડયો જગન રાયે કેતાં વેત. ૯
તેડાવ્યા દેશોદેશના ધીશ, જેને મુગટ મંડિત મણી શીશ;
રાજસભા મળી સઘળી સરવ, કોઈ અભિમાની કાઇને નહી ગરવ. ૧૦
રાજા યુધિષ્ઠિર જોડી હાથ, પ્રાર્થના કીધી સરવ સાથ;
વેદવ્યાસ ઋષી હતા પાસ, પુછી વાત ધરી વિશ્વાસ. ૧૧
કહો તેને પ્રથમ કરૂં અર્ઘપાદ, ભુપતી કોએ ન કરે વિવાદ;
વ્યાસ મુની મુખ બોલ્યા વાણ, પેહેલા પૂજો સારંગપાણ. ૧૨
ધરમે વચન તો શિરપર ગ્રહ્યું, વાહાલું ને વળી વેદે કહ્યું;
વાધ્યો હરખ મન ફુલ્યા રાય, પ્રભુપૂજાની સામગ્રી થાય. ૧૩
કનકપાટ ઢાળ્યા તતકાલ, પ્રેમે પધરાવ્યા શ્રી ગોપાલ;
કેસર ચંદન પુષ્પ અનૂપ, અગરતણા ઉવેખ્યા ધૂપ. ૧૪
કીધી આરતી અગર કપૂર, વાજે વાજીંત્ર દુંદુભી તૂર;
બ્રાહ્મણ સરવે ભણે સ્તુતી સાર, જે જે શબ્દ વાંચે સંસાર. ૧૫
એહેવું દેખી શોહોળ દેશપતિ, થયો મન ઘાતર અતી;
બોલ્યો મંદમતી ધનધન ધર્મ, શી બુદ્ધિએ માંડયું જગનનું કર્મ. ૧૬
ધનધન રાજા આંહી એકઠા મળ્યા, કૃષ્ણ આગળ સહુના ગરવ ગળ્યા;
ધીક જીવ્યું જાણો સંસાર, જેણે પ્રથમ પૂજ્યો પીંડાર. ૧૭
યુધિષ્ટિરની જોજો ગઈ મત, રાજા પેહેલો પુજયો પશુપત;
એવું કહી વળિઓ પ્રભુભણી, કૃષ્ણ વડાઇ નવ કીજે ઘણી. ૧૮
જાણું છઊં તાહરાં સઘળાં કર્મ, સંભળાવું તેહેના સહુને મર્મ.

## પૂર્વછાયો.

મર્મ સુણાવું સરવને, તું ગર્વ મેલ ગોવાળ;
અમ સમોવડ થાય કયમ, વન આહિર પશુપાળ. ૧૯
એ સરવને ઓશીઆળ તારી, સહૂ રાખે મંન;
હું કહું કરતવ્ય તુજતણાં, તે સુણે સહુ રાજંન. •

## ઉથલો.

રાજા સહુ શ્રવણે સુણે, હું કહું તારી ખ્યાત;
ભેગા મંડપમાં થયા, બેઠા હારશું હાર. ૨૧
અધીકાર જેને જેવો, તેને તે કરવું કાજ;
તું ગોવાળીઓ નહિ ચક્રવર્ત્તિ, થયો મોટો આજ. ૨૨
પાંડુસુતની પક્ષ રાખી, છલવછલની ગત ઘણી;
મંત્ર કે મોહજાળ નાંખી, હરી લીધી તેં રૂકમણી. ૨૩

તેણે તુજને સહુ નમે, પણ હું નમું નહી નરપતી;
આ ભૂપ સઘળા છે સભામાં,તે બીહે છે તુજથી અતી. ૨૪
હું બીહુ નહી તુજથકી, તેં ભલા ભડ ભાંજ્યા નથી;
જુદ્ધ જોઇ હિંડે છે નાસતો,કહું તે તણી કરણી કથી. ૨૫

## કડવું ૪ થું.–વલણ.

એણી પેરે કોપ્યો તે મન શિશુપાલજી,દેવા માંડી તે પ્રભુજીને ગાળજી;
કપટી કહીને બોલ્યો આળજી, લાગી રાય સૌને ઝાળજી.

## રાગ મારૂ.

અલ્યા કૃષ્ણ તું જન્મનો કપટી, તુને ચતુરાં વજાડે ચપટી;
તારૂં બળીઆપણું મેં તો જાણ્યું,જેને સાધુએ સબળ વખાણ્યું. ૧
આવ્યો માત પિતાથી તું નાસી,પય પીતાં મારી તેં માસી;
વને નંદની ધેનું ચરાવી, ગાય દોહીને ચોરે બોલાવી. ૨
કાંધે દુધની કાવડ લીધી, ચોરી છાશ ગોવાળાંની પીધી;
માથે મુગટ ધર્યો મોર પીંછ,રાખી તનમાં તે ધરમાં રીંછ. ૩
ગળે માળ ગુંજની ઘાલી, વનમાળા ઘણું તુંને વાહાલી;
તારે અબળાનો રે આસંગ, નોખે પુરૂષ સમાગમરંગ. ૪
રચી રાસ નારીમાં નાચ્યો, વળી જુવતીને જઈ જાચ્યો;
કાંઇ કામણ મોહન જાણે, તેણે વિશ્વમાં તુજને વખાણે. ૫
નાઠો કાલજવનને ત્રાશે, ઊગર્યો ગયો મુચકંદ પાસે;
તું નિતનિત ફરતો વનમાં, હવે મોટમ આણેછ મનમાં. ૬
રાબ છાશ આહિરમાં જમતો, કાંધે લાકડી વનમાં ભમતો;
તુંને તે વાત વિસરી ભાઈ, હવે મળવા લાગીરે મીઠાઇ. ૭
પેહેલાં રાખતો ધાબળિ કાંધે, થયો બળીઓ પીતાંબર બાંધે;
માર્યા અઘ્રબક વનની વાટે, રોકી જુવતી જમનાઘાટે. ૮
ગિરિવર ગોપ મળીને ઉપડ્યો, જળમાંથી કાળીને કાડયો;
એવા ગારૂડી કૈક નીહાળ્યા, ઝાલી સરપને પેખવાવાળા. ૯
વળી માર્યો વછાસૂરમલ, કાંડયા દંતીનાં દંતોશલ;
ખાઇ માખણને થયો માતો, તેણે હિંડે છે સબળ ફુલાતો. ૧૦
મારી કંસને સબળ કમાણો, મામો મારી થયો તું રાણો;
એવો ગરવ ધરે શાને માટે, તુને કોણે બેસાડયોરે પાટે. ૧૧
મોટા રાજા જે દેશાવજીતા, કયા ચક્રવર્તી તેં ઝીત્યા;
રાય ન થવાએ લક્ષ્મી લાધે, બળ પામે વડાઇ ન વાધે. ૧૨

એવી સો ગાળો સંભળાવી, પછે પ્રભુજીએ ભ્રકુટી ચડાવી;
રીસે રાતાં થયાં છે નેણ, કૃષ્ણે સાંભળ્યાં વસમાં વેણ. ૧૩
નાખ્યું ચક્ર કોપ્યા અવિનાશી,છેદ્યું મસ્તક થાઓ નિરાશી;
આવ્યું ચૈતન તનથી જે બ્હાર, જાણે દિનકરનો ઝળકાર. ૧૪
આવ્યું પાછું વૈકુઠ જોઇ, તે તો દીઠું સભા સહુ કોઇ;
વળી નીરખતાં સરવ નરેશ,કીધો પ્રભુજીના મુખમાં પ્રવેશ. ૧૫
તારે વિસ્મે થયા રાજા ધર્મ, તેનો કોય ન જાણે મર્મ;
થયા આશ્ચર્ય મંન અપાર, દેખી અકલ લીલા કીરતાર. ૧૬
ત્યાં નારદમુની હતા પાસે, રાજા યુધિષ્ઠિર વચન પ્રકાશે;
શિશ નામી તે ઋષીને પાએ,એમ બોલ્યા યુધિષ્ઠિર રાએ. ૧૭
સ્વામી કારણુ કહો મહારાજ,અમો વિસ્મય પામિયા આજ;
મહાપાપી હતો ભૂપાલ, કેમ મોક્ષ પામ્યો શિશુપાલ. ૧૮
તમે સકળ વિદ્યાના વેદુ, સરવ અગમ નિગમના ભેદુ;
તેનું કારણુ કોહો દ્વિજ દેવ, દુષ્ટ ઓધાર્યોને અસ્વમેવ. ૧૯
એવું સાંભળી બોલ્યા મુન્ય, રાજા પુરણુ તારૂં પુન્ય;
પુછી પવિત્ર કથાની વાત, મારૂં મનડું થયું રળીઆત. ૨૦
સંભળાવું તે સાંભળ રાય, જન્મો જન્મનાં પાતક જાય;
થાય પાવન સરવ શરીર, જીવ ભકિત પામે જદુવીર. ૨૧
જેમાં પ્રગટ્યા પ્રભુ સાક્ષાત, જારે પુત્રને પ્રભવ્યો તાત;
લીધું નૃસિંહ રૂપ વિશાલ, કીધો હિરણ્યકપીપુનો કાલ. ૨૨
હિરણ્યકશીપુ ને હિરણ્યાક્ષપાપી, બે ભાઇએ પૃથ્વી સંતાપી;
શિશુપાલ તેનો અવતાર, હવે સંભળાવું કરી વિસ્તાર. ૨૩

## પૂર્વછાયો.

સંભળાવું વિસ્તાર તેનો, સાંભળ રાય સુજાણુ;
મૂળ કથા માંડી કહું, જેનાં વેદ કરે વખાણુ. ૨૪

## કડવું ૫ મું.—વલણ.

વેદ પુરાણે તે હરિગુણુ ઝાઝાજી, જેને સુણતાં તે થાએ પ્રાજાજી,
નારદ બોલ્યા તે ધન ધન રાજાજી, સુણુ હરીજશ ગુણુના વાજાંજી.

## રાગ માલવ.

રાજા ધંન તારો અવતાર રે, તું ને વાહાલા છે વિશ્વાધાર રે;
પુછી પવિત્ર કથાની વાત રે, મારૂં મનડું થયું રળીઆત રે. ૧

શિશુપાલ પરમ ગતી પામ્યોરે, જરામરણતણો ભે વામ્યો રે;
આગે રાજા તે કૃષ્ણનો દ્વેખીરે, કેમ સાયુજ્ય પદવી પેખી રે. ૨
તેનો માંડીને કહું મરંમરે, તમે સાંભળો રાય ધરંમ રે;
એને આદિ અનાદિ હું જાણું રે,તેનો માંડીને મહિમા વખાણું રે. ૩
એક સમે શ્રી કમળાકંથરે, સુખસજ્યાએ પોઢ્યા ભગવંત રે;
બળ બાહુતણું થયું ભારીરે, જુદ્ધ કરવાની ઇચ્છા ધારી રે. ૪
એવે સમે શ્રી કમળા રાણીરે,આવ્યાં જુગદીશ પોઢ્યા જાણી રે;
દ્વારે જય વિજય હતા બંનેરે, તેણે વાત વિચારી મંને રે. ૫
જાણ્યું માતાને રાખીએ વારીરે, અમે ઇછા માગું મોરારી રે;
જોઇ માતાનું તેજ અપારરે, બોલી નવ શક્યા મૂખ છડીદારરે. ૬
વિષ્ણુ પત્નિએ પ્રીછી વાતરે આડી નજરે જોતાં ગયાં માતરે;
એ દુરમતી ન ઘટે આંહીરે, જેને ભિન્નતા છે મંનમાંહીરે. ૭
મુજ વિષ્ણુ વચે જાણે ભેદરે, એતો પૃથ્વીમાં પડશે વેદરે;
એને હરી સાથે થાશે વેરરે, અવતરશે અસૂરને ઘેરરે. ૮
એમ માતાજી મનમાં વિમાસેરે, પછી આવ્યાં પ્રભુજીની પાસેરે;
જાતાં વેત બોલ્યા વનમાળીરે, મુખથી પીતાંબર પરૂં ટાળીરે. ૯
હશી પુછે છે દેવ મોરારીરે, આજ વરતી મેં વાત તમારીરે;
આવ્યાં દ્વારપાળકને પાડીરે, અણુસમજુને શિક્ષા પમાડીરે. ૧૦
એતો ઇચ્છા તમારી થાશેરે, બંને પારસ્વદ પૃથ્વિપર જાશેરે;
એવું સાંભળી કમળાજી ભાખેરે, સ્વામી કોણ જાણે તમ પાખેરે. ૧૧
જેવું સરજ્યું હશે તેવું થાશેરે, બંને પારસ્વદ પૃથ્વિમાં જાશેરે;
તેમાં ન મળે કાંઇ ઉપાયરે, વિધિઅંક મિથ્યા નવ થાયરે. ૧૨
એવી રીતે પરસ્પર જાણીરે, આદિ વિષ્ણુને કમળા રાણીરે.
ઇચ્છા ઉપની તે હરીની માયારે,તે તો કળી શકે ઋષી મુની ડાહ્યારે. ૧૩

## પૂર્વછાયો.

એમ ઇચ્છા ઉપની, ઉપેંદ્રની એકવાર;
આગતાની અણુખતી, પૃથવી પડ્યા પ્રતિહાર. ૧૪

## કડવું ૬ ઠું.—વલણ.

એણીપેરે બોલા તે નારદ સારજી, સનક સનાતન બાંધવ ચારજી;
દરશને આવ્યા તે પ્રભુજીને દ્વારજી, ત્યારે હવો તે હાહાકારજી. ૧

## ઉથલો.

પ્રભુજીને દ્વાર આવ્યા, એક સમે મુની ચાર;
સકોમલ વપુ કમલલોચન, કમલપુત્રકુમાર. ૨

## રાગ-ધોળ.

એક સમે શ્રી સનતકુમારરે, જ્યાં વિષ્ણુ વસે છે;
આવ્યા બ્રહ્માના સૂત ચારરે, જ્યાં વિષ્ણુ વસે છે;
જેનો પંચ વરસનો વેષરે, જ્યાં; જેનો ચૌદ ભુવનમાં પ્રવેશરે, જ્યાં. ૩
તે તો ક્રિડા કરે દિન રાતરે જ્યાં; નિત ગાયે ગોવિંદની ખ્યાતરે, જ્યાં;
એના મનમાં ઘણો છે મોદરે, જ્યાં, માંહોમાંહે કરે છે વિનોદરે, જ્યાં. ૪
મૂખે ઓચરે ચારે વેદરે, જ્યાં; મનમાં નહી ભેદાભેદરે, જ્યાં;
થયા કલ્પ કેહેતાં કંઇ કાળરે, જ્યાં; દીસે પંચ વરસના બાળરે, જ્યાં. ૫
આવે વેગ ધરી વૈકુંઠરે, જ્યાં; હરી મુખ જોવા ઉત્કંઠરે, જ્યાં;
હુતા જય વિજય છડીદારરે, જ્યાં; દ્રીજ દોડીને આવ્યા દ્વારરે, જ્યાં. ૬
તેણે રોકયા છે ઋષીજંનરે, જ્યાં; તારે ક્ષોભ પામ્યા મુનીમંનરે, જ્યાં;
તેણે દીઠી નહી દુરગીટરે, જ્યાં; કોણે નવ દુભ્યા પુલની દીટરે, જ્યાં. ૭
મન ઉપન્યું દુઃખ અપારરે, જ્યાં; જેહેને અતીઘણો અધીકારરે, જ્યાં;
જેને શંકર નમાવે શિશરે, જ્યાં; જેને આદર દીએ છે ઇશરે, જ્યાં. ૮
જેને બેસાડે અજ ઊછંગરે, જ્યાં; જેતું કદી નહી મન ભંગરે, જ્યાં;
જેનું સદા હરીસું ચિત્તરે, જ્યાં; જપે કમળાકાંતને નિત્તરે, જ્યાં. ૯
જેનું મંન રેહે દીન રાતરે, જ્યાં; નિત બોલે પ્રભુજીની ખ્યાતરે, જ્યાં;
તેણે પોળીઆનાં સુણી વેણુરે, જ્યાં; રીસે રાતાં થયાંછે નેણુરે, જ્યાં. ૧૦
લાગ્યુ મુનીતણે મન દુઃખરે, જ્યાં; ઋષિ ક્રોધેથી બોલીઆ મૂખરે, જ્યાં;
તેણે શાપ દીધો મુની ત્યાંહેરે, જ્યાં; તમે દુષ્ટ મા રેહેશો આંહેરે, જ્યાં. ૧૧
એમ ઓછર્યા બ્રહ્મકુંમારરે, જ્યાં; કીધો પોળિયાને તિરસ્કારરે, જ્યાં;

## પૂર્વછાયો.

પોળિયાનો તિરસ્કાર કીધો, ઋષિએ તતખેવ;
પણ પુત્ર બ્રહ્માતણા, તેને રજો ગુણની ટેવ. ૧૨

## ઉથલો.

રજો ગુણની ટેવ તેને, રાય સાંભળ સર્વથા;
જયવિજયને શાપ હવો, તેહેની કહું હવે કથા.

## કડવું ૭ મું.-વલણ.

વળતા બોલ્યા તે નારદ મુન્યજી, સાંભળ પાવન કથા રાજંનજી;
ત્રણ ભુવન જેથી થાય પાવંનજી. ૧

## રાગ રામગ્રી.

ત્રણે ભુવન જેથી થાય પાવન,ટળે ત્રિવિધના તાપ;
જયવિજયનો કર્યો અનુગ્રેહ, જે સનકકેરે શાપ. ૨
સનકે શિર શાપ દીધો, દ્વારકેરા દાસ;
નેત્રભરતા દુખ ધરતા, આવ્યા પ્રભુજીની પાસ. ૩
નિમિત્ત લેખે નીપન્યું, તે જાણિયું જુગદીશ;
ધાઇ પ્રભુજી દ્વાર આવ્યા સરવ નામે શીશ. ૪
પારસ્વદ વળતું બોલિયો, તમે સાંભળો મહારાજ;
સનક સનકાદિક ચાર મુન્યે, શાપ દીધો આજ. ૫
વિપ્રને અમે વારિયા, તમ આજ્ઞાને અરથ;
વારૂ કેહેતાં થયું વસમું, ઉપન્યૂં અનરથ. ૬
બ્રહ્મ શ્રાપે પરજળું ને, દુઃખ પામે દેહ;
સ્વામી તમે કરૂણા કરો, તાપ નિવારો તેહ. ૭
સ્તુતી કરીને શિર નમાવે, આંગળીઓ લીધી દંત;
શાપકેરે તાપથી, ઉગારીએ ભગવંત. ૮
પુરવે તપ જપ ધ્યાનમાંહે, નાથ રાખી ન્યૂન;
તે પુણ્યે પૃથવી પડું, અવતર્યા ઓછે પૂન્ય. ૯
વૈકુંઠમાં જે આવિયા, તે જીવ બીજે ધામ;
જાએ નહીં પાછો કદા, કંઇએ ન લોપે કામ. ૧૦
શરણુ આવ્યા તણો મહીમા, થાઓ અશરણાશરણ;
જનમનું જોખમ ટળે, માથે મળે નહીં મરણ. ૧૧
પરમ પદ છે પ્રાણીને, વૈકુંઠકેરો વાસ;
જાંહાં અજરામરપણું, યમદૂતનો નહિં ત્રાસ. ૧૨
તો અમે કેમ પડું પૃથવી, કોહો કમળાનાથ;
વૈકુંઠવાસી શરણ સેવક, શિર તમારો હાથ. ૧૩
અવિનાશી કરો દુઃખથી, દૂર જાતાં દેવ;
નેત્રમાંથી જળ ઝરે, જેમ મેઘ મસ્તક નેવ. ૧૪
મહારાજની ઇચ્છા વિના, એ નીપજે કેમ કામ;
અનુગ્રહ એવો કરો, જે શીઘ્ર આવિએ ઠામ. ૧૫
અધક્ષણ અળગા મા રેજો, રૂદેથી શ્રીરણછોડ;
એજ માગું તમ કને, સ્વામીને બેહુ કરજોડ. ૧૬
જાંહાં વસુ તીહાં રાત દિવસ, ચિત્તમાં રેહે ચંત;
બીજું અવર માગું નહી, બ્રહ્માંડમાં ભગવંત. ૧૭

વળતા તે વિષ્ણુ બોલિયા, તમે મ ધરો ચિંતાય;
કરશે અનુગ્રહ તમતણો,જ્યારે સનકજ થાશે સાહ્ય. ૧૮

## પૂર્વછાયો.

સનક થાશે સાહ્યરે, શ્રી વિષ્ણુ વાણી વદે;
નિમિત્ત લેખે નીપન્યું, ઉચાટ મા ધરશો રૂદે. ૧૯
પારસ્વદશું બોલિયા, પરિગ્રહ એણિપેરે વાણુ;
પછે આદર કીધો ઋષીનો, સ્વએ સારંગપાણુ. ૨૦

## ઉથલો.

સ્વએ સારંગપાણુરે, આદર દીધો અતિ ઘણો;
નારદમુની કેહે સુણો રાજા, કહું મહીમા તેહતણો. ૨૧

## કડવું ૮ મું-રાગ તોટકની દેશી.

મહીમા સાંભળ રાજા શ્રવણે ધરી, સંભળાવું બોલ્યા જે દેવહરી. ૧
આવ્યા સનક કુંમારશું આદિઋષી,જેના વદનમાં સારદા સહસ્ર મુખી. ૨
દીઠા કમળાવરે ઋષી ક્રોધ ધર્યા, સ્તુતી કરી શ્રીવરે હાથ ધર્યા. ૩
ઋષી આવો પધારો બીરાજો સુખે,મારૂં મન દુખ પામે તમારે દુખે. ૪
એવું કોણ જે દુભી શકે તમને,જેણે તમને દુભાવ્યા તેણે દુભાવ્યા અમને. ૫
મુને વિપ્ર વહાલા ઘણું પ્રાણથકી, તે તો પ્રીછજો વિષ્ણુ પુરાણથકી. ૬
હુંતો વિપ્રને વૈકુંઠમાંથી ભજું, દુભે વિપ્રને તો કમળાને તજું. ૭
મારૂં સરવશ વિપ્ર છે મુજ રૂદે, જેની સાક્ષ બ્રહ્માંડમાં વેદ વદે. ૮
મેંતો વિપ્રપ્રસાદે ધરણી ધરી, મારી વિપ્ર પ્રસાદે માયા પસરી. ૯
મેંતો લક્ષ્મી વિપ્રપ્રસાદે વરી, મેં તો વિપ્રપ્રસાદે સૃષ્ટિ કરી. ૧૦
જય વિપ્રપ્રસાદથી માહારે સદા, ભય વિપ્રપ્રસાદે ન લાગે કદા. ૧૧
અદભુત લીલા માહારે આદિથકી, તે તો વિપ્રના આશિરવાદથકી. ૧૨
દ્વિજ નીમ ધરી જપતપ સાધે, મુજ મંત્રને દૈવતે મુને બાંધે. ૧૩
જેમ કામદુધા વિષે ઇંદ્ર ધરે, ઋષીએ મુને રાખીઓ એણીપરે. ૧૪
નીત શીતલ જલે કરી સ્નાન કરે,સૂચિભૂત થઈ માહારૂં ધ્યાન ધરે. ૧૫
જપતપ ક્રિયા કરી દેહ દમે, પચ અક્ષ હોમી હવીશાન જમે. ૧૬
દૈવ પિત્રિ ત્રિલોક તે તૃપ્ત કરે, શાલગરામશીલાશિર તુલસી ધરે. ૧૭
તારે ઇંદ્ર પ્રસન્નતા મન પામે, પૃથવીપર મેઘનું નીર નામે. ૧૮
થાએ ઔષધી અંન અપાર તેથી,પામે તૃપ્ત ઘણું સંસાર એથી. ૧૯
એમ સૃષ્ટિ સદા ઉતપન થાએ, કરે વિપ્ર દુઃખ ક્રિયા વિશ્વ જાએ. ૨૦
તેણે વિપ્ર વહાલા મુજ પ્રાણથકી, તે તો પ્રીછજો વિષ્ણુપુરાણથકી. ૨૧

ઘણું વિપ્ર વાહાલા મુને મનમાંહે, જેને જગને જગત તૃપ્ત થાએ. ૨૨
ત્રૈલોકના સ્થંભ તે વિપ્ર જાણું, કેટલોક મહીમા હું મન આણું. ૨૩
નહી ભિન્નતા વિપ્રને વિષ્ણુ વિષે, કોઇ જાણુતો જુદે રૂપે રખે. ૨૪
જુગમાંહે જે દ્વેષ કરે દ્વીજનો, તે તો વેરી થાએ બાલા મૂજનો. ૨૫
એમ વિષ્ણુ બોલે વિપ્ર ભણી, તારે સ્તુતી કરે છે કુમાર ઘણી. ૨૬
કરજોડીને શીશ નમાવી રહ્યા, ગુણ સ્વામી તમારા ન જાએ કહ્યા. ૨૭
મૂખ વાણી બોલે ગદગદ ગીરા, મુની ક્ષોભ પામ્યા મનમાંહે ખરા. ૨૮
અમે પછમબુદ્ધિયા વિપ્ર કાવું, ક્ષણુમાં ગુણ રાજશી મન લાવું. ૨૯
તમ સેવકને અમે શાપ દીધો, રમાનાથ ક્ષમા કરી તેજ લીધો. ૩૦
તે માટે માહારાજ અમે આજ માગું, કરજોડી કૃપાનાથ પાએ લાગું. ૩૧
અભીલાખ થયો ગુણ કીર્તિ ગાવા, ગુણ આપજો છંદ પ્રબંધ થાવા. ૩૨

## પૂર્વછાયો.

ધરીબ્રહ્મ કૃપાએ કરી, નીશ વરણવું જુગદીશ;
અકળ લીલા આચરૂં, ચરણે નમાવું શીશ. ૩૩
એમ સૂત બ્રહ્માતણા, વરસ પંચને અનુમાન;
ભકિત માગું ભક્તવચ્છલ, ભૂવનપતી ભગવાન. ૩૪

## કડવું ૯ મું—વલણ.

વળતા બોલ્યા તે નારદ વાણુજી, સાંભળ રાજા ચતુર સુજાણુજી;
સ્તૂતી કરે છે ગત્ય ગીરવાણુજી. ૧

## રાગ સામેરી.

સ્તુતી કરે મુની સનક મનોહર, સાર સુંદર વાણુ;
વેદોક્ત સ્વરગ પદ અગોચર, ગીત ગત્ય ગીરવાણ. ૨
સનક સનકાદિક સ્તવે, જે કૃત નમો અવિનાશરે;
બ્રહ્મ પુરણ નંદ માધવ, નીવારણ ભવ ત્રાશરે! ૩
જગતમંગલ કરણ કેશવ, પ્રણુત જનપ્રતિપાલરે;
પરમ કરૂણાસિંધુ સાગર, શ્રીવર દીનદયાલરે. ૪
સરવવ્યાપક સરવથાપીક, સૂરાસૂર સંસારરે;
રૂપ નિરગુણ સગુણ ત્રિગુણા, તીત ત્રિગુણાકારરે. ૫
નિરંજન ભવત્રાસભંજન, દુષ્ટગુંજન દેવરે;
ભગતવચ્છલ પદ અવિચલ, કુશલ કરણા દેવ રે. ૬
સનકસાયક વિશ્વનાયક, અકલ વાયક વેદરે;
ગુણસ્તવે મુખ ચારથી, બ્રહ્મા ન જાણે ભેદરે. ૭

ગરૂડગામી જગતસ્વામી, અલખ નામી આદરે;
ત્રૈલોકવાસી રૂપરાશી, પ્રકાશી સ્વિવર નાદરે. ૮
વરણ મેઘશ્યામ સુંદર, પીત પટ પરિધાનરે;
કંઠે કૌસ્તુભ ઝળહળે, તેજ કોટિ સુરજ સમાનરે. ૯
રત્ન સ્ફટિક જડિત મસ્તક, મુગટ કુંડલ કાનરે;
વદન કોટી મદન શોભા, ધરણ શ્રી ભગવાનરે. ૧૦
ચતુરભુજ ગજ સુંઢ સરખા,દીસે શોભીત શ્રીકારરે;
બેરખા મણી કનક વેલિયાં ચુનીના ઝલકારરે. ૧૧
ઉર વિશે શ્રીવચ્છ લાંછન, કમળનાભ મોરારરે;
મધ્ય ધમકે ગોફણી, નેપૂર ચરણ ઝમકારરે. ૧૨
કરણ કમળાસંગ કેશવ, લલિત લીલા વિલાસરે;
નીગમ અગોચર ગુણ ગોવિંદ, જગતના તમે ઇશરે. ૧૩
તમે માતા તમે પિતા, મહાવર ભગની ભ્રાતરે;
તમે સ્વામી, તમે નાયક, વિશ્વપતિ વિખ્યાતરે. ૧૪
તમથકી બ્રહ્મા, એકાદશ—રૂદ્ર ને ઋષી જંનરે;
સ્વર્ગ મૃત્યુ પાતાલ પણ, તમ થકી થયા ઉતપંનરે. ૧૫
તમ થકી આ વિશ્વ બાધું, ભુવન ચૌદ પરીઅંકરે;
વરણ બાવન વિસ્તર્યા, અધીકો નથી કોઈ અંકરે. ૧૬
વરણ ત્રેપનમો તમે, બાવનથી જે બ્હારરે;
પચાસને બે પરવર્યા, તેના તમો આધારરે. ૧૭
પામશે જે પ્રભુ તમને, વામશે દુખ દેહરે;
આપથી અભિમાન જાશે, મૂલ મારગ એહરે. ૧૮
તેજ માટે નાથજી, અમે માગું નિરધારરે;
ચરણશરણે રહુ સદા, આપો એવો અધિકારરે. ૧૯
અમે તમથી ઉપના, આ જગત ભેલાં જંતરે;
અજાણે અપરાધ કીધો, ભુલ પડી ભગવંતરે. ૨૦
પારસ્વદને અમે પાડીઆ, શ્રાપ દીધો શીશરે;
હવે તેનું જે કહો તે, કીજીએ જુગદીશરે. ૨૧
ઈચ્છાએ સૃષ્ટિ રચો, બેઠા કરો કાંઈ ભાતરે;
શ્રુતીને સુઝે નહી, વિષ્ણુ તમારી વાતરે. ૨૨
સુરાસુર સરજ્યાં તમો, જુગતે તે કાહાવો જુધરે;
જગદીશ કીધી જુજવી, જોતાં તે બેહુની બુધરે. ૨૩
અમને ઋષી કીધા તમે, જપતપ કરવા કાજરે;
અધિકાર આપો અતિઘણો, મૂલથકી માહારાજરે. ૨૪

વાયકસિદ્ધિ અચલ આપી, તે તમે નિરવાણુરે;
વિપ્ર વાયક નવ ફરે, તમ પ્રતાપે પ્રમાણુરે. ૨૫
શ્રાપ આશીરવાદકેરાં વિપ્ર બોલે વેણુરે;
જે ઉપર ઈચ્છા તમારી, જેવી પંકજનેણુરે. ૨૬
એવાં વાયક વિપ્રનાં, તે સાંભળ્યાં શ્રીનાથરે;
ઋષી પ્રત્યે બોલિયા, મનમાં થયા રળીઆતરે. ૨૭
માહારાજ માગું તમ કને, કરૂણા કરો મનમાંહેરે;
જયવિજયનો કરો અનુગ્રહ, જે શીઘ્ર આવે ઈંહાયરે. ૨૮
વળતા તે વાડવ બોલિયા, તમે સાંભળો શ્રીપતરે;
ભક્તિભાવે અહીં આવે, સાત જનમે સત્યરે. ૨૯
વેરભાવે આવે અહીં, ત્રણ જનમે બેહુજંનરે;
બે વચનમાંથી જે ગમે તે, વાત ધરવી મંનરે. ૩૦
વળતા તે પારસ્વદ બોલિયા, મસ્તક નામી ચરણુરે;
વેરભાવે અમે ભજિશું, શિઘ્ર આવિશું શરણુરે. ૩૧

## પૂર્વછાયો.

શિઘ્ર જઈ અવિયેશરણુ, અમે વસાવશું જઈ વેરરે;
એમ કહી અવતાર લીધો, કશ્યપઋષીને ઘેરરે. ૩૨
હવે તેની કહું કથા, તે સાંભળ ભુપત્યરે;
જયવિજયનો જન્મ થયો, સુણુ તે તણી ઉતપત્યરે. ૩૩

## કડવું ૧૦ મું-વલણ.

પછે વળી બોલ્યા તે મુનીવર સત્યજી, સાંભળ રાજા પ્રભુજીની ગત્યજી;
દૈવે કીધા તે દૈત્ય ઉતપત્યજી, શ્રાપ પામી પડ્યા પૃથ્વીપત્યજી. ૧

## ઉથલો.

દૈવે કીધા દૈત ઉતપન, જુદ્ધ કરવાને કાજ;
અવનીમાંહે અવતાર લેવા, મંન ધર્યું માહારાજ. ૨
કશ્યપને ઘેર કુંવર પ્રગટ્યા, દિતી સૂત દુરબુદ્ધ;
સમે વનાની સંતતીએ, સુરસાથ કીધું જુદ્ધ. ૩

## રાગ સામેરી.

એક સમે ઋષી કશ્યપ પોતે, તે તો બ્રહ્માના પૂત્રરે;
જેને ઇંદ્ર, રાવ, મારૂત સુત, મોટું ઘણું ઘરસૂત્રરે. ૪
ધર્મ કર્મ પાળે પરિપુરણુ, ચુકે નહી કોઇ કાળરે;
શિશ જટા પંચકેશ વધારી, પ્રજાતણા પ્રતીપાળરે. ૫

ધર્મધોરંધર દેવ દયાનિધ, જ્ઞાનપણે ગંભીરરે;
સ્નાન સંધ્યા ખટકર્મ ઉપાસી, ધ્યાન ધરે મન ધીરરે. ૬
અંગ સદા સૂચિભૂત રહે, સત્યવાયક પરમ પવિત્રરે;
પ્રેમેશું પુરણુ બ્રહ્મને પ્રણવે, વરણવે વેદચરિત્રરે. ૭
વેદ પુરણુ ને જગન જેજે તપ,મંત્રભણે સ્તુતી સ્તોત્રરે;
પાવકકુંડ પ્રદીપ્ત કરીને, હોમે અગનીહોત્રરે. ૮
દ્વાદશનાર તેના ઘરમાંહે, કામની મહા કુલવંતરે;
તે થકી સૃષ્ટિ સુરાસુર ઉપની, નીપના રૂપ અનંતરે. ૯
રાક્ષસ જક્ષ પીશાચ ને પન્નંગ,વાઘવરાહી ને વૈતાળરે;
મેઘ મારૂત ને ભયંકર દુષ્ટો, ચેટકને ચાંડાળરે. ૧૦
દ્વાદશ કામની કશ્યપકેરી, જોગમાયાનું જુથરે;
એકથી ઉપજે દુષ્ટને દુરતર, એકથી ઉપજે શુદ્ધરે. ૧૧
તે માટે કહું સાંભળ રાજા, વિસ્તારીને વાતરે;
એકસમે ઋષી કશ્યપ પોતે, સંધ્યા સમે વિખ્યાતરે. ૧૨
પાવડીએ ચઢી દ્વાર પધારા, મારજન કરવા કાજરે;
દિતિએ ત્યાં સ્વામી નિહાળ્યા,આવી માગ્યું મહારાજરે. ૧૩
પુત્રનું દાન આપો હુંને સ્વામી, ઇચ્છા ઊપની આજરે;
તે માટે તમને આ વેળા, કહું છૌં લોપી લાજરે. ૧૪
એહેવું સૂણી કશ્યપ બોલ્યા,સાંભળ નિરલજ નારરે;
સમે વના નવ માગીએ મૂખે, મનમાં વાત વિચારરે. ૧૫
સમે સંધ્યાપણ થવા આવી, અગ્નીહોત્રમાં દેવો હોમરે;
થાય અસુર જો આથમે સૂરજ,આવજે ઊગમતે સોમરે. ૧૬
એવું સુણીને સુંદર બોલી, સાંભળો સ્વામી વાતરે;
પ્રાણુ પાડું અંગીકૃત કીધા વણુ,નાથ ન પડે રાતરે. ૧૭
તે સાંભળી મૂની કશ્યપ બોલ્યા,તું કામની કલેશ મૂળરે;
શા માટે ઉપજાવેછ સુંદરી, પેટ વલોરીને સૂળરે. ૧૮
ઉપજશે અતી બળવંત તારા, પુત્ર વડા દુરબુધરે;
મહોટા કુટુંબકલેશ લગાડશે, જોરે જગાડશે જુધરે. ૧૯
રૂદ્રતણી છે પ્રદોષ વેળા, મને રોષ ધરે જટાધારીરે;
તેમાંથી ઉતપાતજ થાશે, નિશ્ચે તે નિરધારીરે. ૨૦
સમજાવી સમજે નહી સુંદરી,ચડ્યુ અંગ અભિમાનરે;
પછે ઋષીજી પરવશ થઇને, આપ્યું પુત્રનું દાનરે. ૨૧

## પૂર્વછાયો.

આપ્યું પુત્રનું દાનરે, અબલા મન હરખી ઘણું;
થયા પુત્ર બે તેહને, કહું સભાગ પ્રાક્રમ તેતણું. ૨૨
જે દહાડાના ઓદર આવર્યા, જયવિજય બે વીર;
તે દહાડાનું મેઘ મહીપર, પુરૂં ન મૂકે નીર. ૨૩
મંદિરમાંથી ભાંભરે, અરધ નિશએ ધેન;
સ્વાન મૂખ ઉંચે રૂવે, એમ થાય છે અપચેન. ૨૪
ધણધણે ધરણી એક વાયક, પડે ભાગી ભાંડ;
શૈલ વાયુ ભોમ ગાજે, ખગભળે બ્રહ્માંડ. ૨૫
વૃક્ષ સૂકે કાન ફૂકે, ધરણ ધણુ ધણે શુન;
રૂધીર વરષે સર્પ સરખું, રહ્યાં માહાજન મુન. ૨૬
મધ્ય રાતે વાયસ બોલે, કરે કાગારોળ;
પ્રાતસકાલે સ્વાન બોલે, હોય હાલકહોલ. ૨૭
અકાલે વરસાત વરસે, ચડી અકસ્માત;
પડે પહાણા વ્યોમથી, એમ થાએ ઉલકાપાત. ૨૮
ઓદરમાંહે આવિઆ, લઇ વિષ્ણુ સાથે વેર;
એનીપેરે અવની વિષે, થાય આગમજથી એ પેર. ૨૯
દિતિ મનમાં મોદ વાધ્યો, પતીએ પૂરી આશ;
સદાશિવને લેપિયા તે, કોપીઆ અવિનાશ. ૩૦

## કડવું ૧૧ મું–રાગ વેરાડી.

દિતિ જીતી ફળ પુત્રનું સ્વામી, પાપી પરમાનંદ નારી;
દાડે દાડે ચડતી કળા કામની, મુખ પુનેમનો ચંદા નારી. ૧
નેત્ર વિશાળ ને વાંકી ભમરો,પ્રાણી ન આવે પાસ નારી;
મૂખ જુએ તે બીહે મનમાં, એમ પમાડે ત્રાસ નારી. ૨
જોરે ઝબુકે લલાટની લાવણ, દામની કોટ કપોલ નારી;
અંગ વાધ્યો છછરંગ ઘણેરો, તન દિસતી ઝામકઝોલ નારી. ૩
મછર મનમાં ઘણો ધરે માનની,બોલે બલભર્યા બોલ નારી;
ત્રણ ભુવનમાં કોઇ નવ દેખે, પોતાને સમતોલ નારી. ૪
ધરમની વાતમાં દ્વેષ કરે, નહી ભૂદરજીપર ભાવ નારી;
જુની પ્રકૃતી ટળી ગઇ કામની, નવો બન્યો દેખાવ નારી. ૫
સાસરિયામાં સહુને વઢે, રઢ લીએ તે ન મેલે વાત નારી;
જેમ ધણો ઘરમાંહે જગાડે, રીશ કરે દિન રાત નારી. ૬
અદિતિની અણખત કરે, તે ઉપર આણે રોષ નારી;
ભૂષણ વસ્ત્ર નવાં નવાં જોઇએ, રાખે નહીં સંતોષ નારી. ૭

સનમુખ કોઇ નિહાળી શકે નહી, તેવું થયું છે સ્વરૂપ નારી;
બોલાવે તે બીહે મનમાં, જાણે હમણાં કરશે કોપ નારી. ૮
ગત્ય ધરે ગજગામની ગરવે, આવે આગણા બહાર નારી;
ચરણે ચાલે ને ધરણી હાલે, શિર શેષ ન ઝીલે ભાર નારી. ૯
એમ કરતાં ખટ માસજ થયા, સાતમે સંકટ થાય નારી;
ઓદરમાં ઉતપાતજ માંડે, અતીઘણું અકળાય નારી. ૧૦
દોહેલા દિન પુરા કરે કામની, રહ્યું ક્ષણું નવજાય નારી;
માંડ કરી દિન રાતજ કાઢે, પણ પુરૂં અન્ન ન ખાય નારી. ૧૧
ત્યાં જાણા જોશી ડાઇ ડોસી, મળી મંત્રનાં પાણી પાય નારી;
ચક્રાવાની વિધિ સંભળાવે, ગરભપીડા જેથી જાય નારી. ૧૨
ગીત કથા ને કૌતક વારતા, સંભળાવે ઋષિ જંન નારી;
પંડીત પુરોહીત રક્ષા બાંધે, ઋષી કરે હવંન નારી. ૧૩
એમ કંઇ દુઃખમાં દિન નિરગમ્યા, પુરા થયા દશ માસ નારી;
તેવે સમે ચતુરાનન આવ્યા, કીધી વાત પ્રકાશ નારી. ૧૪
કુખ વધૂને બહુ દુખદાયક, ઊપન્યા ઉગ્ર અસૂર નારી;
ચૌદ ભુવનને ચાક ચડાવશે, કહાવશે કેવલ કૂર નારી. ૧૫
પીડશે પુત્ર પ્રજા સઘળીને, આદરશે બહુ પાપ નારી;
જયવિજયનો અવતાર થયો છે, સનકઋષીને શ્રાપ નારી. ૧૬
એવું સુણી અબલા ભે લાગો, ભાગો તે મનનો હરખ નારી;
ગરભ વિશે સૂત રાખી રહી છે, સંકષ્ટથી સત વરષ નારી. ૧૭
જાણે રખે સૂત જનમ ધરે તો, પૃથ્વી પીડા થાય નારી;
મેદનીનું દુખ મનમાં જાણી, પ્રસવે નહી જુગમાંહ નારી. ૧૮
સુંદરી સંકષ્ટ ભોગવે ભારી, તે વાત જાણી ત્રિપુરાર નારી;
વેશ ધરી અબધુતજ કેરો, શંકર આવ્યા દ્વાર નારી. ૧૯
ચરણે લાગી ચતુરા પરીબ્રહ્મને, મહાદેવ બોલ્યા વાણ નારી;
ગરભ હવે પ્રસવ સતી શિઘ્રથી, વર આપું તે જાણ નારી. ૨૦
વિષ્ણુતણા એ વેરી થાશે, જીતશે બાધું જગત નારી;
પણ એને ઘેર પુત્ર રૂપે, અવતરશે એક ભગત નારી. ૨૧
એમ કહી તતકાલ થયા, ઉમિયાવર અદૃષ્ટ નારી;
માનુનીએ મન માંહે વિચાર્યું સરજ્યું ત્યારે સૃષ્ટ નારી. ૨૨
દિતિએ પછી પુત્ર પ્રસવ્યા, બેલડીએ બેહુ બાલ નારી;
રૂપ ભયંકર ઉગ્ર મહાબલ, ભુઅન મુખ કરાલ નારી. ૨૩
વાજે ઢોલ નિશાન ને દુંદુભી, નાદતણા નીરઘોષ નારી;
ગંધર્વ ચારણ જુથ બંધીજન, મોતીએ પુર્યા ચોક નારી. ૨૪

દીસતી કંચન જેવી કાયા, પુત્ર નિહાળે માત નારી;
વાહાલ કરી બોલાવે બેને, માહા બળિયા વિખ્યાત નારી. ૨૫
હરખ ધરી ધરી લાડ લડાવે, જાગવે જીવની પેર નારી;
આલવીતા ઉછાંછળા કુંવર, મોકલે નહી પરઘેર નારી. ૨૬
એમ કરતાં એક સંવચ્છર, પુત્ર રહ્યા વશ માત નારી;
પછે આંગણાં બાહાર ફરે, તે મહા બળિયા વિખ્યાત નારી. ૨૭

## પૂર્વછાયો.

મહા બળિયા વિખ્યાતરે, બાળક બે ઉતપન થયા;
મુનીવરને માને નહી, તેણે અધરમી અસૂર કહ્યા. ૨૮
દિતિ ઓદર અવતર્યા, તેણે કેહેવાણા દૈત;
અચ્યુતશું અણચિંતપણું, નહી પ્રભુજીપર પ્રીત. ૨૯

## ઉથલો.

નહી પ્રભુપર પ્રીતરે, નારદમુની વાણી વદે; ૩૦
બળિઆ બાંધવ ઉત્પન, (થયા) તે વાત ધરજે રદે.

## કડવું ૧૨ મું—વલણ.

વળી વળી બોલ્યા તે નારદવાણજી, સાંભળ રાજા તે ચતુર સુજાણજી;
દાનવ પ્રગટ્યા તે મહા જોરાણજી. ૧

## ઉથલો.

જોરાવર જુગમાંહે પ્રગટ્યા, કરે અસૂર ઉનમાદ,
બળિયા બંધવ બે થયા, સૂરસાથે કીધો વાદ. ૨

## રાગ સારંગ.

કશ્યપને ઘેર અવતર્યા, તે ક્રૂર રૂપે કુમારરે; બળવંત બહુ
હિરણ્યાક્ષ હરિણ્યકશ્યપ, નામપાડ્યાં નિરધારરે. બલવંત બહુ ૩
આવી પીડે આંગણે, વર્ષ એકને અનુમાનરે; બલવંત બહુ
સાહી લાવે ગગનમાથી,સૂરજ સહિત વિમાનરે. બલવંત બહુ ૪
ઉડી વળગે આભને, તારાને પમાડે ત્રાસરે; બલવંત બહુ
ચંદ્રમાને કર ધરે, ને ફરે ઊંચે આકાશરે. બલવંત બહુ ૫
નિરખતાં દિગપાલ ડોલે, પાડે પરવતશૃંગરે; બલવંત બહુ
ભોમ ઉપર ભાર લાગે, ખળભળે નવખંડરે. બલવંત બહુ ૬
બાલપણામાં બળ એવું જે, મહી મેલે માનરે; બલવંત બહુ
તેવા દાનવ થયા પ્રૌઢ થરથરે બ્રહ્માંડરે; બલવંત બહુ ૭

પાતાળમાંહે પરવરે, દાનવ વધારે દ્વેષરે; બલવંત બહુ
પુછ તાણે પન્નગનું, સુતો જગાડે શેષરે. બલવંત બહુ ૮
વરૂણ સાથે વઢવા માગે, ઉડાડે જલ અઘોરરે; બલવંત બહુ
નીરકેરા નાથ પાસે, અસુર માગે ભોગરે. બલવંત બહુ ૯
અમરસાથે આથડે ને, કરે સબળો ક્રોધરે; બલવંત બહુ
જગનમાંહે ભાગ માગે, શીખવે, પ્રબોધરે. બલવંત બહુ ૧૦
કરે અદાવત ઇંદ્રની સાથે, સુરશું રાખે વેરરે; બલવંત બહુ
ચૌદ ભુવનમાં ગદા ગ્રહીને, ફેરવે ચારે મેરરે. બલવંત બહુ ૧૧
કોપવાન કુબેરશું થઇને, રત્ન માગે રોકરે; બલવંત બહુ
વાજ આણ્યું વિશ્વ બાધું, ત્રાહે ત્રાહે ત્રૈલોકરે. બલવંત બહુ ૧૨
દિગપાલકેરા ગજકેરા જઈ,દંત તાણી સાહયરે; બલવંત બહુ
સૂંઢ સાહીને ફેરવે, વારી ન શકે કોયરે. બલવંત બહુ ૧૩
કરે ક્રીડા સિંધુમાંહે, રમે લાતોલાતરે; બલવંત બહુ
સાત સાગર ભેલાવે ભેલા, ઉલટે ઉતપાતરે. બલવંત બહુ ૧૪
ઋષી સાથે વેર રાખે, દુરમતી માહાદુષ્ટરે; બલવંત બહુ
વાધીઆ બ્રહ્માંડ સુધી, થયા પ્રોઢા પુષ્ટરે. બલવંત બહુ ૧૫
અચલ મોટા કરે ઉંચા, ચાલવે ચોખુંટરે; બલવંત બહુ
આકાશ ચાટે જીભશું, જેમ વૃક્ષને વળગે ઊંટરે. બલવંત બહુ ૧૬
ભય ધરે નહિ મનવિખે,અલવે વખાણે આપરે; બલવંત બહુ
પુણ્યનો મારગ પરહરીને, પંડે આચરે પાપરે. બલવંત બહુ ૧૭
નારદ મુની સંધ્યા કરે, એક સમે ગંગાતીરરે; બલવંત બહુ
દૈત હિરણ્યકશ્યપ બંધુ, ઉભો રહ્યો છે વીરરે. બલવંત બહુ ૧૮
નીર નાખેછે ઋષી સામું, હશે મુખથી મંદરે; બલવંત બહુ
ત્યારે નારદ બોલિયા, તુંને મારશે ગોવિંદરે. બલવંત બહુ ૧૯
પછે દાનવ કેહે ઋષીજી, કોણ છે એ ભૂપરે; બલવંત બહુ
એને મારૂં કાં મરૂં, તે દાખવોની રૂપરે. બલવંત બહુ ૨૦
ત્યારે નારદ બોલિય, એ છે દેવનો દેવરે; બલવંત બહુ
પીડા કરીશ જો અમરને,તો આવી મળે તતખેવરે. બલવંત બહુ ૨૧
ત્રણભુવનનો ભૂપ કહાવે, સરવનો સ્વામીનરે; બલવંત બહુ
સુરાસુર બ્રહ્માંડમાંહે, એ જેવો નહી અંન્યરે. બલવંત બહુ ૨૨
એહેવું સુણીને કોપીયા, દૈત થયા ક્રોધાંતરે; બલવંત બહુ
ગોવિંદજીસુ વેર માંડયું,આણુવા તેનો અંતરે. બલવંત બહુ ૨૩

## પૂર્વછાયો.

હું કરૂં કલપાંતરે, દૈત મન ક્રોધ ભર્યો;
તેતણો વિસતારરે,શ્રી વારાહ પુરાણે વિસ્તાર્યો. ૨૪
વળી તેની છે કથા, શ્રી ભાગવત મોઝાર;
સંક્ષેપ માત્રે કહી વ્યાસે, પરિક્ષતને સાર. ૨૫
રાય સાંભળ સત્યવાદી, તેતણું આખ્યાન;
હિરણ્યાક્ષ મલ મારવા, વારાહ થયા ભગવાન. ૨૬

## કડવું ૧૩ મું-વલણ.

વળિ વળિ બોલ્યા તે મુનિવર શુક્દજી, મનમાં કોપ્યો તે મહાદુરબુદ્ધજી;
દાનવ ચાલ્યો તે જોવા જોદ્ધજી. ૧

## ઉથલો.

જોદ્ધ જોવા ચાલ્યો દાનવ, દેવને દેવા દંડ;
કાંહાં મુજને મળે માધવ, ખોળું તે ખંડોખંડ. ૨

## રાગ-વેરાડી.

હિરણ્યાક્ષ હઠે ભરાણોરે, બીજો કોણ છે મુજસમાણોરે;
કોણ દેવનો દેવ કહાવેરે, દૈત મારવા હામ ધરાવેરે. ૩
એને ખોળી કહાડું ક્ષણમાંહેરે, જઇ જીતું રેહેતો જ્યાંહેરે;
જાએ નહાશી તો જીવતો ઝાલુંરે, લાવી કારાગ્રહમાં ઘાલુંરે. ૪
એમ કહી મૂછે કર ઘાલ્યોરે, ચૌદ લોકમાં ખોળતો ચાલ્યોરે;
જઈ ઇંદ્રપુરીમાં પોતોરે, દૈત હીંડે ઘરેઘર જોતોરે. ૫
કોઇ માધવ મુજને દેખાડોરે, પુરૂષે ત્તમ દૃષ્ટે પાડોરે;
એ શું ખડગવિદ્યાએ ખેલુંરે, દૃષ્ટે દેખું તો જાતો ન મેલુંરે. ૬
તમે સાંભળો અમર મેરરે, રાખે દાનવ સાથે વેદરે;
કરે દેવ તમારી સારરે, તેને ખોળી કહું નિરધારરે. ૭
એ તો મૃત્યુ અસૂરનું આણેરે, તેની ત્રેવડ કરવી આ ટાણેરે;
જેને મુનિજન સરવ સંભારેરે, તેનું મુખ જોવું છે મહારેરે. ૮
કહાવે અમરતણો એ સ્વામીરે, બહુવેશ ધરે બહુનામીરે;
તમે દેખાડો એનું ઠેકાણુંરે, નહિતર અંત તમારો આણુંરે. ૯
વળતા બોલ્યા તે સરવે સૂરરે, તું તો કાંઇ નવજાણે અસૂરરે;
એ તો અખીલ જગતના વાસીરે,તું તો જોની સઘળે તપાસીરે. ૧૦
એ તો કાયથકી નવ છેટરે, પણ ખોળ્યાવિના નવ ભેટરે;
ઘર મુકી વનમાં જાએરે, તેને સનમુખ દર્શન થાએરે. ૧૧

મોટા સતગુરૂ શિર થાપેરે, તે પણ એનું ઉપાસન આપેરે;
જે કોઈ નીશદિન સમરણ રાખેરે, તેને રૂપ રમાવર દાખેરે. ૧૨
તુંને વેરભાવે લાગ્યો લક્ષરે, તોએ પ્રભુ થાશે પ્રત્યક્ષરે;
એહેની વાત બ્રહ્મા જાણેરે, મૂખથી ચારે વેદ વખાણેરે. ૧૩
તું તો બ્રહ્માને પુછની ખ્યાતરે, જે જાણે છે એની વાતરે;
એવું સાંભળી બ્રહ્મા પાસેરે, દૈત આવ્યો છે એક શ્વાસેરે. ૧૪
આવી ઉભો તે શિશ નમાવીરે, બ્રહ્મા પુછે છે પ્રેમ જણાવીરે;
કહે પુત્ર આવ્યો છે કેમરે, કાંઈ માંડો છે ઉનમાદ એમરે. ૧૫
બોલ્યો દૈત તે જોડી હાથરે, મારી વિનતી સાંભળો નાથરે;
મુને નારદે મૂને કહ્યુંરે, તે તો વચન રૂદે મેં ગ્રહ્યુંરે. ૧૬
તુંને મારશે માધવરાયરે, જેનો મોટો ઘણો મહિમાયરે;
જેણે મધુકૈટભને માર્યારે, મોટા બળવંત એથી હાર્યારે. ૧૭
તેને જાણો તમો મહારાજરે, તેને દેખાડો દોની આજરે;
કરી જુદ્ધને એને ગાળુંરે, દૈત સઘળાનું દુખડું ટાળુંરે. ૧૮
એવું સાંભળી બ્રહ્મા બોલેરે, કોઈ પુરૂષ નહી એને તોલેરે;
એ તો આદપુરૂષ અવિનાશીરે, એની જોત જગતમાં પ્રકાશીરે. ૧૯
એ તો કોઈનો માર્યો નવ મરેરે, એતો તૃણનો મેરૂ કરેરે;
એને ખોળીએ જો જુગ બાધેરે, તો અદ્વૈતભાવે નવ લાધેરે. ૨૦
ઘણા દિવસ લગે તપ સાધેરે, એક ચિત્ત કરીને અરાધેરે;
એને ચરણે જે તનમન અરપેરે, રહી ચરણને સરવે સમરપેરે. ૨૧
તેને મળે મધુસુદન પોતેરે, મન હુંકાર સરવે ખોતેરે;
તમો દાનવ કાંઇ નવ જાણોરે, બોલો હુંકારે આપ વખાણોરે. ૨૨
ગુપ્તવેપાર કરો અણલેખેરે, તે પણ દેવ અંત્રીક્ષથી દેખેરે;
તેણે તમ ઉપર નિરધારરે, મન કોપ કરે કીરતારરે. ૨૩
સૂર સઘળા મેલી અભિમાનરે, ભાવે ભક્તિ કરે ભગવાનરે;
ગુણ ગોવિંદના નિત્ય ગાએરે, તેને શ્રીહરી થાશે સાહેરે. ૨૪
તમે ગુણ જો ગોવિંદના ગાઓરે, ક્ષણમાં સૂર સરીખા થાઓરે;
એને સૂર અસૂર બે સરખારે, જેમ સઘળે વરસે વરખારે. ૨૫
તમો દુખ દો છો સૂરની દેહરે, કરે સ્તુતી પ્રભુજીની તેહરે;
સ્તુતી સાંભળી શ્રીવર રીઝેરે, સૂણી ગોવિંદ તમપર ખીજેરે. ૨૬
તેણે શ્રી હરી તમને સંધારેરે, દેવ પોતાના કરિને ઉગારેરે;
તમે દૈત પોતાને પાપેરે, વળી વેર કરો છો આપેરે. ૨૭
તમે સહજે કરો છો ક્રીડારે, તેમાં પૃથ્વી પામે પીડારે;
તેણે તમને વિષ્ણું વિડારેરે, તેંમાં કોણ પ્રભુજીને વારેરે. ૨૮

તમને સરજાવ્યા શ્રીનાથેરે, વળી વેર કરો છો તમે હાથેરે;
વેર વિષ્ણુસાથે જો કરશોરે, એહેના માર્યા તે નિશ્ચે મરશોરે. ૨૯
એવું સાંભળી દાનવ હુંકેરે, એના સમજો મારવાવણ મુકેરે;
એણે પક્ષ જો દેવની રાખીરે, અમે જુધ કરવા અભિલાખીરે. ૩૦
એથી બ્હિજીએ નવ નિરવાણુરે, પાડું પૃથવીમાં ભંગાણુરે;
એ તો કહાવે વિપ્રનો પતીરે, વઢે અમ સાથે અમરની વતીરે. ૩૧
બધી પૃથવી જલમાં ઝબોળુંરે, વિષ્ણુ સંઘાતે નિશ્ચે બોળુંરે;
એમ કહીનેઅસૂર પાછોવળિયોરે, આવ્યો અવની ઉપર અતીબલિયોરે. ૩૨
અવની બળે કરી ચાંપીરે, બાધી પૃથ્વી તે થરથર કાંપીરે;
નવખંડ ધરા તતકાલરે, શેષ સહિત ચાલી રસાતાળરે. ૩૩
ત્યારે સુરપતી જોડી હાથરે, સહુ સંભારે વૈકુંઠનાથરે;

## પૂર્વછાયો.

પૃથવી ચાંપી ચરણશું, ડોલ્યા દશ દિગપાળ;
સુર બ્રહ્માદીક સ્તુતિ કરે, સરવે દેવ દયાળ. ૩૪
વહાર કરો વૈકુંઠપતી, કમળાનાથ કૃપાળ;
સૂરસ્હાયક જગત નાયક, ત્રણુભુવન પ્રતિપાળ. ૩૫

## કડવું ૧૪ મું—વલણ.

વળતા બોલ્યા તે નારદ સારજી,સાંભળ રાજા તે ધરમ કુંમારજી;
સ્તુતી કરે છે ઈંદ્ર અપારજી, નેતિ નેતિને વદે વારંવારજી. ૧

## ઉથલો.

સાંભળ રાજા વચન પાવન, સ્તુતી કરે છે ઈંદ્ર;
તે સુણીને શીઘ્ર પ્રગટચા, વારાહ રૂપ ઉપેંદ્ર. ૨

## રાગ સામગ્રી—અથવા છંદ તોટકની દેશી.

ભણે ઈંદ્ર મુનીંદ્ર ઉપેંદ્ર નમો, કરૂણાવર શ્રીહરિચંદ નમો;
સચ્ચીદાનંદ શ્રીઅવિનાશી નમો, કમળાવર વૈકુંઠવાસી નમો. ૩
પુરૂષોત્તમ પંકજનેત્ર નમો, પરિપૂરણ બ્રહ્મ પવિત્ર નમો;
રવી કોટિકલાવર રૂપ નમો, ભગવાન સુરાસૂર ભૂપ નમો. ૪
પરમેશ્વર પન્નગશાઇ નમો, સચરાચર સંપદદાઇ નમો;
શિર ચરણ કરાંબુજ સહસ્ત્ર નમો, પરિધાન પીતાંબર વસ્ત્ર નમો. ૫
ક્રીરિટાદિકલંકૃત ધારી નમો, મધુસૂદન દેવ મોરારી નમો;
શંખચક્ર ગદાંબુજ પાણી નમો, ખગવાહન પુરૂષ પુરાણી નમો. ૬

ત્રટ નીરધનપાવન ચરણુ નમો, જય માધવ મંગળકરણુ નમો;
સુરવલ્લભ સુંદરશ્યામ નમો, જનદાયક દુરલભ ધામ નમો. ૭
નભ વાયુ હુતાશ પ્રકાશ નમો, પૃથવી જલજંતુ નિવાસ નમો;
ગુણવંત અચિંત્ય અનંત નમો, ભયભંજન શ્રી ભગવંત નમો. ૮
નિરાકાર નિરંજન દેવ નમો, શિવશંકર શાયક શૈવ નમો;
શરણાંગતવચ્છલ નાથ નમો, નીજ ભકતતણા સદાતાત નમો. ૯
ભુવનેશ્વર ભૂધર વીર નમો, શુભ ધર્મધુરંધર ધીર નમો;
દ્વીજપાલક દીનદયાળ નમો, જગદીશ જગતકૃપાળ નમો. ૧૦
બહુ વેશ મહા બલવંત નમો, ઋષીકેશ મહેશ મુકુંદ નમો;
કરો વારાહદયાનિધી વેગે કરી, સુણતાં પ્રગટ્યા તતખેવ હરી. ૧૧

## પૂર્વછાયો.

સુણતાં પ્રગટ થયા હરી, સૂરકારણ તતકાળ;
વરાહરૂપ ધર્યું પ્રભુજી, જે ત્રણ ભુવનપ્રતિપાળ. ૧૨
રસાતાલ જાતી ધરી, દાઢાગ્રપર ધરણુ;
વિશ્વતણી વહારે ચડ્યા, સ્વામી અશરણશરણ. ૧૩
દાનવ સાથે જુધ રચ્યું, લીધો વરાહવેશ;
પ્રભુજીએ પૃથવી ધરી, જલમાં કર્યો પ્રવેશ. ૧૪
હવે તેતણી કહું કથા, તે સાંભળો રાજંન;
વ્યાસસુત શુકદેવકેરાં, સુણો સત્ય વચંન. ૧૫
હરી હિરણ્યાક્ષ વઢે, ત્યાં થયું દારૂણ જુદ્ધ;
દિગપાલ દશે ખળભળ્યા, ને શેષ ભુલ્યો શુદ્ધ. ૧૬
સાત સાગર ભેળા ભળ્યા, પડ્યા પરવત શૃંગ;
ખળભળે બ્રહ્માંડ બાધું, અસૂર કેરે અંગ. ૧૭

## ઉથલો.

અસૂરકેરે અંગરે, બ્રહ્માંડ બાધું થરથરે;
ક્રોધ રૂપ થયા હરી, તે સાથ સબળું જુધ કરે. ૧૮

## કડવું ૧૫ મું–રાગ સિંધુડો.

માડ્યું જુદ્ધ તે દુસ્તર દારૂણ હો, જેમ વડવાનળ કંપ વારૂણ હો;
વિશ્વ ઠેલે વારાહ બલ સાયર હો, નીરખી નર થયા બહુ કાયર હો. ૧
કર ગદા પરસ્પર ધારી હો, તન પ્રહાર પછાડે ભારી હો;
આયુધશું આયુધ ઉછાળે હો, ધુરમ દઈને ઘા સંભાળે હો. ૨

આયુધશુ આયુધ છેદે હો, નાખતાં અંગ નવ ભેદે હો;
વળગીને વીર વછૂટે હો, ખેલતાં તે કોઈ નવ ખૂટે હો. ૩
નાખી બાથને જુગતે ઝાલે હો, કોપીને કંઠે કર ઘાલે હો;
રણમાંહે પરસ્પર રોળે હો, જલમાંહે પડયા જલ ડોળે હો. ૪
શત પંચ સંવત્સર પૂરા હો, જલમાંહે વઢે બેહુ શૂરા હો;
ઢીંચણુ ઢાળ બરછીકોણી હો, નર દીએ છે અન્યોઅન્ય બોણી હો. ૫
વળતા પૃથવીપર આવ્યા હો, ઇંદ્રાદિકને ઘણું અકળાવ્યા હો;
પડઘા પ્રચંડા વાજે હો, નવખંડ ગગનમાં ગાજે હો. ૬
ધમકારે ધરણી ધ્રુજે હો, માહાદૈત દેવશું ઝુઝે હો;
જુગદીશ કરે જલક્રીડા હો, પૃથવીમાં પ્રગટી પીડા હો. ૭
દશ સહસ્ત્ર વર્ષ વરાહ લડયા હો, પણ કોઇ જુધ્ધે નહી પડયા હો;
મનમાંહે માહારાજ વિચારે હો, જુધ કરતાં દાનવ હારે હો. ૮
વળતું હરી વદન વિકાસ્યું હો, તન તીક્ષણ તેજ પ્રકાશું હો;
મુખ દાઢ કરાળ વધારી હો, રૂઠયા મનમાંહે મોરારી હો. ૯
દઈ દોટ પ્રબળને પાડયો હો, જઇ દાનવ પ્રૌઢ પછાડયો હો;
હિરણ્યાક્ષનું શિશ તો હાથે હો, ગ્રહી છેદું તે કમળાનાથે હો. ૧૦
અંતરિક્ષથી સૂર નર નીરખી હો, મન માંહે રહ્યાં છે હરખી હો;
મુખ જયજય શબ્દ સુણાવે હો, બહુ પુષ્પની વૃષ્ટી કરાવે હો. ૧૧

## પૂર્વછાયો.

પુષ્પવૃષ્ટી સૂર નર કરે, દેખી દાનવ નાશ;
ઇંદ્રાદિક મુખ ઓચરે, જય જય જગન્નિવાસ. ૧૨

## ઉથલો.

જય જય જગન્નિવાસરે, ઇંદ્રાદિક એણીપેર સ્તવે;
રાજા સાંભળ વાતરે, શુક પરિક્ષત પ્રીછવે. ૧૩
સુત સુણાવે વિપ્રને, નૈમિષારણ્યમાં તેહ;
હિરણ્યાક્ષ માર્યા પછે, નિમિત્ત નિપન્યું જેહ. ૧૪

## કડવું ૧૬ મું-વલણ.

વળતા બોલ્યા તે ઋષીરાયજી, સાંભળ રાજા તે કહું મહિમાયજી;
જેના જુગમાં તે સહુ જશ ગાયજી, સાંભળે અઘ દૂર પલાયજી. ૧

## ઉથલો.

સાંભળ રાજા કહું મહિમા, હિરણ્યાક્ષને મારીઓ;
તે સુણીને હિરણ્યકશ્યપ, ભ્રાત ક્રોધાતુર થયો. ૨

તેણે તપ અતિ ઊગ્ર કીધું, દુખ દીધું દેવને;
તે કારણ નૃસિંહ પ્રગટ્યા, સુણાવું તે અવેવરે. ૩

## રાગ ટોડી.

હિરણ્યાક્ષ માર્યો માહારાજે, મલ્લ માહા બળવીર, દાનવ;
હિરણ્યકશ્યપ નાનેરો બાંધવ, કશ્યપનો કુમાર, દાનવ. ૪
તેતણા પુત્ર કલત્ર સહોદર, સરવ કરે કલપાંત, દાનવ;
જ્ઞાન પ્રબોધ કરી સમજાવે, કઇક દીધાં દ્રષ્ટાંત, દાનવ. ૫
પછે હિરણ્યકશ્યપ હોકારો, કીધો મનમાં ક્રોધ, દાનવ;
દેશે દેશથી દૈત તેડાવ્યા, જૂથ મળ્યા બહુ સમસ્ત, દાનવ. ૬
પુરી સભામાં પરીઆણ કર્યું,થયા એકઠા ભુપ સમસ્ત, દાનવ;
દંત ઘસે કરપ્રષ્ટ ડશે, વળી હેઠા પછાડે હસ્ત, દાનવ. ૭
કોણ એવો મદવંતમાં આવી, જે વરાહવેશ વિશાલ, દાનવ;
જેણે હણ્યો મુજ ભ્રાત લઘુને,હું નિશ્ચે આણું તેનો કાલ, દાનવ. ૮
વળતો વિચાર કર્યો મનમાંહે, ઈંદ્રતણો ઉપકાર, દાનવ;
વૈકુંઠનાથે હણ્યો મુજ બાંધવ, નિશ્ચે ને નિરધાર, દાનવ. ૯
તે માટે હવે નિશ્ચે માહારે, દેવને દેવો દંડ, દાનવ;
જોર કરે તો જીવથી મારૂં, ખોળું ખંડો ખંડ, દાનવ. ૧૦
શત્રુ મહારાને શોધી કહાડું, જેણે વિડાર્યો વીર, દાનવ;
ભ્રાતનું વેર વાળું જુગ માંહે, ત્યાર પછે પીયું નીર, દાનવ. ૧૧
એમ વિચાર કીધો મનમાંહે, ધરમનો કીજે ધ્વંશ, દાનવ;
તો સે'જે શત્રુક્ષય પામશે, પુણ્ય પ્રભુનો અંશ, દાનવ. ૧૨
ધરમ ધરાપર જાણીએ જુગમાં, એ વિષ્ણનું મૂળ, દાનવ;
ધરમ લોપે ધરણી પર નાશે, દૈતનું જાશે શૂળ, દાનવ. ૧૩
એમ કરીને આજ્ઞા આપી, દોડયા દૈત અપાર, દાનવ;
પુણ્યનો મારગ પાલટી નાંખી, દેવનો કીધો સંઘાર, દાનવ. ૧૪
ભૂપની ઇચ્છા ઉપની જાણી, ચાલીઆ ચારે મેર, દાનવ;
મેદનીમાંહે કુત્રાહલ માંડયું, કીધું હલાહલ વેર, દાનવ. ૧૫
વેદની ધૂન સૂણે ત્યાં સામટા, ધુમ કરીને ધાય, દાનવ;
વાડવને શિર વેદના પાડે, ખડગ ઊઘાડે જાય, દાનવ. ૧૬
જગનશાળા મઠશાળા સઘળી, પાડી કીધા પરથાર, દાનવ;
કુંડ સરોવર દેવનાં દેવળ, ટાળી નાખ્યાં તેણી વાર, દાનવ. ૧૭
શ્રાદ્ધ સમાગમ સોર પડાવે, ગાંધ્રવને દીએ ગાળ, દાનવ;
ગીત કથા હરીવારતા હોએ, ત્યાં આવી માંડે આડ, દાનવ. ૧૮

લેવા ન દે મુખ મેદનીમાંહે, નારાયણનું નામ, દાનવ;
વૈષ્ણવવેષ ધરી ન શકે કોય, ગોતે ગામોગામ, દાનવ. ૧૯
સંધ્યા સ્નાન કરી ન શકે દ્વિજ, કરવા નદીએ કર્મ, દાનવ;
બ્રાહ્મણને શિર ભય ઉપજાવે, ઘશી નાખે ધર્મ, દાનવ. ૨૦
ભક્તિ મારગ ભૂતળમાંથી, ટાળી નાંખ્યો તતખેવ, દાનવ;
હિરણકશ્યપ પછે સ્વરગે જઈને, જીત્યા સરવે દેવ, દાનવ. ૨૧
ઇંદ્ર પોતાનું આસન છાંડી, નાઠા દેખી દુરબુદ્ધ, દાનવ;
પરવતમાં જઇ દેવતા પેઠા, આવતો જોઈ અશુદ્ધ, દાનવ. ૨૨
પછે તાંહાંથી દૈત ઉતાવળો, જઈ પોતો વૈકુંઠ, દાનવ;
શ્રી હરિ સાથે જોમ ધરીને, જુધ કરવા ઉત્કંઠ, દાનવ. ૨૩
વળતા વિષ્ણુએ વાત વિચારી, દૈત આવ્યો છે આ કાળ, દાનવ;
જુદ્ધ નથી કરવું એ સાથે, મારવો જઇ જવાલ, દાનવ. ૨૪
એમ વમાસી શ્રી અવિનાશી, દેખે જેમ નહીં રૂપ, દાનવ;
વાયુવેષ ધર્યો મહારાજે, ભેદમાં ભુલવ્યો ભૂપ, દાનવ. ૨૫
શ્રીવરે સુક્ષ્મ રૂપ ધરીને, પ્રવેશ કર્યો જઈ પેટ, દાનવ;
ખોળી વળ્યો પછે ભુપતી બાધું, ક્ષીરસમુદ્રનું ક્ષેત્ર, દાનવ. ૨૬

## પૂર્વછાયો.

ખોળી વળ્યો વૈકુંઠ બાધું, જડયા નહી જુગદીશ;
ફરી પાછો ઘેર આવ્યો, રહી મનમાં રીશ. ૨૭

## ઉથલો.

રહી મનમાં રીશરે, મતિમંદ એમ ત્રેવડે;
વેરી મુજને નવ મળે, તે કો દિવસ આવી નડે. ૨૮
તે માટે જઇ તપ કરૂં, જે બ્રહ્મા બે પામે ઘણું;
ઇંદ્ર ઉપર અચલ થાપે, આપે અજરામરપણું. ૨૯

## કડવું ૧૭ મું–વલણ.

ઋષીજી બોલ્યા તે વચન પ્રમાણજી, મહાત પમાડું તે દાનવ રાણજી;
સાંભળો રાયે ચતુરસુજાણજી, અસૂરે તપ આરંભ્યું નિરવાણજી. ૧

## ઉથલો.

સાંભળ રાજા તે ચતુર ચંત, અસૂરનું તપ તેજ;
વાધીયું બ્રહ્માંડ સુધી, મુખ વખાણું એજ. ૨
મંદરાચળમાં માંડીઊં, તપ અસૂર આશન એક;
બ્રહ્માને મનમાં ભજે, તજે નહી તે ટેક. ૩

## રાગ પુર્વી.

તન ટેક ન મુકે રાજારે, મનમાંથી ન ચુકે માજારે;
એક અંગુષ્ટને આધારરે, ઉભો રહ્યો છે વનમોજારરે. ૪
રહ્યો તરૂવરની પેર સથંભીરે, એમ ઘણા દિવસ દેહ દંભીરે;
મુખ મુન્ય ગ્રહી મદવંતરે, જાણે સુતો તે સરપ એકાંતરે. ૫
અંન ઉદક દીધાં છે મેલીરે, જોઈએ જીવને વસ્તુ જે પેહેલીરે;
નેત્ર ઢાળીને ધર્યું ધ્યાનરે, કીધું સિદ્ધ પુરૂષને સમાનરે. ૬
પંચકેશ જટા શિર વાધીરે, ઘણું શોભે તે જોગસમાધીરે;
રૂંધી શ્વાસ ચડાવી છે તાળીરે, લીધી દક્ષણકર જપમાળીરે. ૭
એક શત સવંતસર માંડીરે, અસૂરે પચંડ કાયા રૂંધીરે;
થયો રાફ ફરી વળી માટીરે, નવ દીસે ત્વચાને નાટીરે. ૮
ઉગ્યા દરભ તે કરણને દ્વારેરે, કીધાં સુગરીયે ઘર હારોહારેરે;
જ્યારે થઈ છે અવસ્થા એમરે, ઇંદ્રે જાણ્યું રીપુ થશે ક્ષેમરે. ૯
મનમાંહે વિચારે વાતરે, દૈવ ડાહ્યો ઘણું વિખ્યાતરે;
એવા દુષ્ટને વર કેમ આપેરે, જે કોઈ સૂર નરને સંતાપેરે. ૧૦
પછે ઇંદ્રે સબળ બળ કીધુંરે, જઈ દાનવનું પૂર લીધુંરે;
ત્યાંહાં અસૂર તે કૈક વીડાર્યારે, હિરણ્યકશ્યપ તેણે ઠારરે. ૧૧
પછે હિરણ્યકશ્યપની નારીરે, માતા પ્રલાદની સુખકારીરે;
તેને મેઘ મરૂતને નાથેરે, વળી શાહી લીધી છે સાથેરે. ૧૨
કીધી ઐરાવતની આગેરે, ચાલે જુવંતી સકોમલ પાગેરે;
જાણી ભક્ત જનેતા માટેરે, આવ્યા નારદ અંત્રીક્ષવાટેરે. ૧૩
જ્યારે સૂરપતિએ મુનીજન દીઠારે, ત્યારે આવ્યા વાહનથકી હેઠારે;
કરજોડી દંડવત કીધોરે, ઋષીએ આશિરવાદ દીધોરે. ૧૪
મુની બોલ્યા તે મુખથકી વાણીરે, એક આ સુંદરી ક્યાંથી આણીરે;
કોઇ ભુપતી મનમાં કોપેરે, પણ અબળાની લાજ ન લોપેરે. ૧૫
તુંતો સ્વર્ગ અમરનો ઈશરે, તને આવડી નવ ઘટે રીસરે;
પછે ઇંદ્ર બોલ્યા શિર નામીરે, તમે વાત વિચારો સ્વામીરે. ૧૬
એને ગર્ભ ઓદરમાં ભાસેરે, કોઈ દાનવ પ્રૌઢ પ્રકાશેરે;
ટાણે ગર્ભ છેદન કરૂં એનોરે, પછે નહીં પરાભવ કેનોરે. ૧૭
એવી સાંભળી વાત જેવારેરે, હસી બોલ્યા તે મૂની તેવારરે;
એના ઓદરમાં પ્રગટે બાળરે, તે તો પુર્ણ ભગવંત ગોપાળરે. ૧૮
ભય હિરણ્યકશ્યપનો ધરશોરે, એની ભક્તિએ તમે ઉગરશોરે;
પછે ઇંદ્ર તે આશ્ચર્ય પામેરે, ઋષીજીને ચરણ શિર નામેરે. ૧૯

સુંદરીને નમાવ્યું શિશરે, તમે મનમાં ન ધરશો રીશરે;
અજાણે થયો અપરાધરે, ક્ષમા કરજો જનેતા સાધરે. ૨૦
કરજોડીને સુરપતી માગેરે, ઉભા સ્તુતી કરે ઋષી આગેરે;
એ સુંદરી સ્વામીને ધામેરે, રાખો શરણ રખે દુખ પામેરે. ૨૧
પછે માતુની મુનિવરે વાળીરે, તેને પુત્રી કરીને પાળીરે;
આપ્યો મુનીવરે વર'અતિભાવેરે,તું તો ગરભ પ્રસવ પતી આવેરે. ૨૨
ઘણી જ્ઞાનની વાત સુણાવી રે, તેણે દુઃખની દાઝ સમાવીરે;
હે ગરભવાસમાં પ્રલ્હાદ રે,રસ પીધો સ્તુતિ કરી સ્વાદ રે. ૨૩
તેનો મરમ મુનીજન જાણે રે,રસપાન કરે તે વખાણે રે;

## પૂર્વછાયો.

તે વખાણે જશ પ્રભુનો, જે કરે રસપાન;
પણ દુષ્ટ દાનવ નવ લહે,જેને અટલ છે અજ્ઞાન. ૨૪

## ઉથલો.

અટલ છે અજ્ઞાનરે, તે નવ લહે રસ હરિતણો;
હિરણ્યકશ્યપ તેમ કરે, જેમ વીખે સર્પ વાધે ઘણો. ૨૫

## કડવું ૧૮ મું-રાગ ધોળ.

પછે વાધ્યો અસૂર તપ તાપ રે, બાધા વિશ્વ વીખે.
થયો મુનિવરને સંતાપરે, બાધા વિશ્વ વીખે. ૧
કંપે સ્વર્ગ મૃત્યુને પાતાળરે, બાધા;વળી ડોલ્યા દશે દિગપાળરે, બાધા. ૨
દેવ મેલી પોતાનું ધામરે, બાધા; રેહેવા ખોળતા હિંડે ઠામરે, બાધા. ૩
ચૌદ લોક ચડયા ચકડોળરે,બાધા, બ્રહ્મલોકમાં હાલકહોલરે, બાધા. ૪
વાધ્યું તપતણું બહુ તેજરે, બાધા; મન ભ્રમાવી ચારે એજરે, બાધા. ૫
થયોદાનવ માહા બલવાનરે,બાધા;વર આપવો જોઇએનિદાનરે, બાધા. ૬
કહિએ ચુકયો નહી તપતાલરે,બાધા;વર આપવામાં જંજાલરે, બાધા. ૭
એતો તામસી છે દુરબુધરે,બાધા;જુગ માંહે જગાડશે જુધરે, બાધા. ૮
એતો દેવને દેશે દંડરે, બાધા; એતો આચરે પાપ પ્રચંડરે, બાધા. ૯
એમ બ્રહ્મા વિચારે વાતરે,બાધા;વર આપવા આવ્યા ખ્યાતરે,બાધા. ૧૦
આવી ઉતર્યા પરવત માંહેરે,બાધા;તપ દાનવ સાધેછે જ્યાંહેરે, બાધા. ૧૧
કર મુકી કર્યો સાવધાનરે,બાધા;મુખ બોલ્યા બ્રહ્મા ભગવાનરે, બાધા. ૧૨
ઊઠ પુત્ર તપસ્યાથી જાગરે,બાધા;મન ગમતો ઊઠીવર માગરે, બાધા. ૧૩
એવું સાંભળી જાગ્યો ભૂપરે,બાધા;દીઠું દેવ વિધાતાનું રૂપરે, બાધા. ૧૪
કરજોડીને લાગ્યો પાયરે, બાધા; સ્વામી થાજો હુંને સહાયરે, બાધા. ૧૫

જેટલા વર માગું આજરે, બાધા;તેટલાજ આપો મહારાજરે, બાધા. ૧૬
જેટલા સૃષ્ટી તમારીના જંતરે,બાધા;મારે આણી ન શકે અંતરે, બાધા. ૧૭
જળ ભૂતળ વાયુ પ્રકાશરે,બાધા;મારો તે ન કરી શકે નાશરે, બાધા. ૧૮
શાલ્યા શુકલ કાષ્ટ કે દંડરે,બાધા;તેણે પડે નહી મુજ પંડરે, બાધા. ૧૯
મંત્રજંત્રને આયુધ અસ્ત્રરે, બાધા; મુને છેદે નહી કો શસ્ત્રરે, બાધા. ૨૦
સાત ધાતના ઘાટ અનેકરે,બાધા; મારૂં અંગ ન ભેદે એકરે, બાધા. ૨૧
વનઔષધી ભાર અઢારરે,બાધા; મારો તેથી ન થાયે સંધારરે, બાધા. ૨૨
ગિરિશિખ્ખર પહાણુ કોડાણુરે,બાધા;મારો પડે ન નિશ્ચે પ્રાણુરે, બાધા. ૨૩
ઘર ગોખલા ને ઘરબારરે,બાધા;મારો પંડ પડે ન કો દ્વારરે, બાધા. ૨૪
અવનીપર અંબર હેઠરે, બાધા; મુજ મૃત્યુ તે નાવે નેટરે, બાધા. ૨૫
દિન રેણુ સમસ્ત મોઝારરે, બાધા; મુને મારે ન મારણહારરે, બાધા. ૨૬
જીવયોની જે ચારે ખાણુરે, બાધા; તેથી નવ મરૂં નિરવાણુરે, બાધા. ૨૭
એટલું માગું કરજોડરે, બાધા; પહોંચે મારા મનનો કોડરે, બાધા. ૨૮
પછે બોલ્યા બ્રહ્મા બોલરે,બાધા;તેં તો વર માગ્યા અણુતોલરે, બાધા. ૨૯
નથી આપવા જેવા નિરધારરે,બાધા;વર દુર્લભ એજ અપારરે, બાધા. ૩૦
આજલગે એવા નથી કોયરે,બાધા;જેને તારા જેવો વર હોયરે, બાધા. ૩૧
પણ જો તારા તપને ત્રાશરે,બાધા;વર આપીને પુરૂ આશરે, બાધા. ૩૨
મુખે માગ્યું તે થાશે સત્યરે,બાધા;પણ દૈત તારી છે દુરમત્યરે, બાધા. ૩૩

## પૂર્વછાયો.

દૈત્યતણી દુરમત્યરે, વિશ્વ વિષે નિરધાર;
અહંકારી ઉનમત ઘણું, કરે ભોમને ભાર. ૩૪

## ઊથલો.

કરે ભોમને ભારરે, દાનવ દળ મેલી ઘણું;
અચ્યુત લે અવતારરે; તો દુખ ભાગે સુરતણું. ૩૫

## કડવું ૧૯ મું.-વલણ.

વળીવળી બોલ્યા તે બ્રહ્મકુમારજી, લઇ વર વાધ્યો તે અસુરઅહંકારજી;
સાંભળ રાજા તે કહું વિસ્તારજી. ૧

## ઉથલો.

સાંભળ કહું વિસ્તારજી તેનો, પાંડુસુત પુનવંત;
પામી વર દાનવ વધ્યો, તે ખ્યાત સુણુ મનખંત. ૨

## રાગ-ગોડી ગુજરી.

વર આપી વળ્યા ચતુરાનનજો, પછે ભુપનું ફુલું તનમનજો;
પામ્યો વાંચ્છિત વસ્તુ પદારથજો, જાણે મન થયો કૃતારથજો. ૩
આગે દૈત ને વરદાન લીધું જો, જેમ એગળ ને મદ પીધુંજો;
પ્હલો બળિઓ ને વળિ વર લીધો જો,જેમ પન્નગ પાંખાલો કીધોજો. ૪
હતો અસુર અતુલબળ બળિયોજો, વર વાંચ્છિત પામીને વળિયોજો;
આવ્યો અસૂર પોતાને મંદિરજો, તાંહાં પ્રાક્રમ દીઠું પુરી ઇંદ્રજો. ૫
બાધું નગર કર્યું છે સુનુંજો, ક્રોધધામ જડે નહી જુનુંજો;
દેખી ક્રોધ ચડયો મનમાંહેજો, પછે તેડાવ્યા દાનવ ડાહ્યેજો. ૬
દેશદેશના દાનવ બળિયાઆવીજો, બેઠા ક્રોધમાં ભૃકુટી ચઢાવીજો;
પ્રજા સઘળીને શીઘ્રે તેડાવીજો, આપઆપને સ્થાનક આવીજો. ૭
બહુ ક્રોડ અસૂર થયા ભેળાજો, દૈત જાણે હવે વળી વેળાજો;
દળવાદળ સૈન્યા દીસેજો, જુદ્ધ કરવાને મન નહીં હીસેજો. ૮
વાજે દશવીશ ક્રોડ દદામાજો, તે સુરપતિના પુર સામાજો;
વાજે વાજીત્રના નિરઘોષજો, કાને પડિયું સુણે ન ત્રૈલોકજો. ૯
ઊછાંછળા દૈત અલેખેજો, મદમાતા થઇ મન મ્હાલેજો;
અળવિતરા અવળા ચાલેજો, જાણી જોઇને ઝઘડો ઘાલેજો. ૧૦
અવળી આળ કરે માંહોમાંહેજો, ખેલે ખડગવિદ્યાને ધાએજો;
અસ્ત્રશસ્ત્રની વિદ્યા સાંધેજો, એક બીજાને બંધન બાંધેજો. ૧૧
એવું સેન મળ્યું સર્વરાણજો, બોલે હિરણ્યકશ્યપ બહુ માનજો;
મુજ આગળ અમર કોણમાત્રજો, ગજા વના કીધું છે ગાત્રજો. ૧૨
એમ કહીને મુછે કર ઘાલ્યોજો, દળ સજ કરી દાનવ ચાલ્યોજો;
આજ સ્વર્ગે જઈ વેર વાળુંજો, મારા રૂદીઆતણું દુખ ટાળુંજો. ૧૩
મળે ઇંદ્ર તો માન ઉતારૂં જો, ત્યારે હિરણ્યકશ્યપ નામ મારૂંજો;
પછે દળ લઈ દાનવ ધાયોજો, ધરા ધ્રુજી ને અંબર સાહ્યોજો. ૧૪
દીધો સ્વર્ગ નિકટ જઈ ડેરોજો, મણીસ્ફાટિકનો ઘડ ઘેરોજો;
ઇંદ્રે જાણ્યું જે દૈત અભંગીજો, વર પામી આવ્યો છે ઉમંગીજો. ૧૫
એ શું જુદ્ધ કીધું નવ જાયજો, વ્રથા કરવો તે શાને ઉપાયજો;
શલ્યા લોહ ઉપર કર હણીએજો, દુખ પોતે પોતાનું ગણીએજો. ૧૬
ક્રોધે કાળીપાણને ડશીએજો, દંત ભાગે પછે કર ઘશીએજો;
એમ અમરપતિ મન ધારીજો, નાઠા લઇને પોતાની નારીજો. ૧૭
બીજા દેવતા દ્વાદશ પાળિયાજો, તજી ભુવનને શીઘ્ર ઉચલિયાજો;
ગયા અમર સ્વર્ગથી નાશીજો, જોયું દૈતે સ્થળ તે તપાસીજો. ૧૮

પછે અસૂર પુરીમાં પેઠોજો, સૂરસ્વામીને સ્થાનકે બેઠોજો;
આવ્યો હિરણ્યકસ્યપ નર ત્યાંહેજો, ચડી બેઠો ઇંદ્રાસનમાંહેજો. ૧૯
રાજ રંગ ઘણો મન જામ્યોજો, સૂર ઇંદ્રતણું સુખ પામ્યોજો;
કર જોડી ને શિશ નમાવીજો, ઘણા દૈત ઉભા નીજ આવીજો. ૨૦
શોભા દાનવ તેજ અપારજો, જાણે દિનકરનો ઝળકારજો;
માથે મુગટ કનકમણી ઓપેજો, તે તો ઇંદ્રગુણ છબી લોપેજો. ૨૧
કાને કુંડળ કર મણિ માળાજો, નેત્ર જાણેઅગ્નીની જવાળાજો;
ધરે નવનવાં વસ્ત્ર વિભાગીજો, કરે ખડગ ચંમર શોહાગીજો. ૨૨
ક્રોધ દૃષ્ટે જે સામું નિહાળેજો, તે તો શરીરની સુધબુધ ટાળેજો;
શોહે સ્વર્ગ ભુવનની ધરણીજો, હેમ રત્ન વૈદ્રવની વરણીજો. ૨૩
પેઠો મણિમય મંડપ મધ્યજો, જોરે હંકારી લિધ રિધસિધજો;
જોતાં પૃથવીમાં પ્રતિબિંબ દીસેજો,જેમ ભાસે તે વદન અરીસેજો. ૨૪
દ્વારે મોતીનાં તોરણ લ્હેંકેજો, ચરચ્ચાં કુંકમ કસ્તૂરી બેહેકેજો;
ફ્રરતી કલ્પવૃક્ષની વાડીજો, વચે અગરચંદની ઝાડીજો. ૨૫
વીટિ વેલ ત્યાંહાં બહુ ફુલીજો, રહ્યા કુસમ કુસંમમધુ ઝુલીજો;
ત્યાંહાં ગાન્ધર્વ અપ્સરા નાચેજો, ઉભા અનેક બંદીજન જાચેજો. ૨૬
દોડે જૂથ દાનવનાં જોમીજો, ભોગવે મોટા ભુપતની ભોમીજો;
દૈત હિરણ્યકશ્યપની હાકેજો, ચૌદ લોક ચડ્યા છે ચાકેજો. ૨૭
બીજા નવ દિગપાળ ત્યાં આવ્યાજો,તે તો ભેટ ભલી ભલી લાવ્યાજો;
હય હસ્તી શિબીકા સારીજો, સિદ્ધિ લાવ્યો કૂબેર ભંડારીજો. ૨૮
વળી રથ રેવંત ગજ ઝાજાજો, લાવે લાખો લેખે સરવે રાજાજો;
પોત પોતાની ભોમીની ભેટજો, ભૂપ આવી પોંચાડે ઠેઠજો. ૨૯
એને સેનાતણી નહી સંખ્યાજો,એથી અવની ને આભ તે ચમક્યાંજો;
એના તનમાં ત્રિગુણ નિરોગીજો, બ્રહ્માગુરુ હરી શિવ જોગીજો. ૩૦
એવી સંપત પામ્યો અસુરજો, તેણે શશી રવી જીત્યા શૂરજો;
પછે નારદઋષી તેડી રાણીજો, આવ્યા તત્પર તુંબરપાણીજો. ૩૧
કરી પુત્રીને સાસરવાસોજો, સોંપી ભૂપને ટાળ્યો વરાંસોજો;
પેર પ્રીછવી શ્રી ઋષીરાયજો, રાજા મનમાં તે હરખ ન માયજો. ૩૨

## પૂર્વછાયો.

રાજા મનમાં હરખિયો, પામે પરમ ઉલાસ;
અમરાપુરી પોતે રહ્યો, દેવ રહ્યા વનવાસ. ૩૩

## ઉથલો.

દેવ રહ્યા વનવાસરે, શ્રીપતીનું સમરણ કરે;
ગગનથકી વાયક થયું, તે સૂરનર શ્રવણે સુણે. ૩૪
અવતરે છે ઘેર અસૂરને, કુંવર ભગત ભગવાન;
તે દુઃખ ટાળે તમતણાં લેતાં નામ નિદાન. ૩૫

## કડવું ૨૦ મું.-વલણ.

વલતા બોલ્યા તે મુનીવર વાતજી, સાંભળ રાજા તે ભક્તની ખ્યાતજી;
બાળક પ્રગટ્યો તે ગુણ વિખ્યાતજી. ૧

## ઉથલો.

સાંભળ રાજા શ્રવણ સરવ, ભક્તગુણ વિખ્યાત;
અસુરને કુળ અવતર્યો, પણ ભજે વૈકુંઠનાથ. ૨

## રાગ-માલવ ગુજરી.

થઓ અસુરતણે ઘેર બાળ, રૂપ મનોહર છે;
એને વાહાલા ઘણું ગોપાળ, રૂપ મનોહર છે. ૩
વાજે ઢોલ નિશાન ને નાદ, રૂપ; એનું નામ ધરાવ્યું પ્રલ્હાદ, રૂપ. ૪
વેંહેંચે શ્રીફલ ફોફલ પાન, રૂપ; ગાએ માનુની મધુરાં ગાન, રૂપ. ૫
મન હરખ ઘણો ઘેર ભૂપ, રૂપ;એનું શોભે તે સબળ સ્વરૂપ, રૂપ. ૬
એમ મંન વિચારે માત, રૂપ; એક પુત્રથી વાધશે ખ્યાત, રૂપ. ૭
જોતાં જન્માક્ષરની વાત, રૂપ; એને પ્રભૂ મળે સાક્ષાત, રૂપ. ૮
માતા લાડ લડાવે દિન રેણ, રૂપ; જેમ પાંપણ પાળે નેણ, રૂપ. ૯
માથે ટોપીમાં મોતીના હાર, રૂપ; માંહે ઘુઘરનો ઘમકાર, રૂપ. ૧૦
ચેલી ઝુલડી ઝળકતી જોત, રૂપ; જાણે અરકતણો ઉદ્યોત, રૂપ. ૧૧
કરી મેખળા ઘુઘરમાળ, રૂપ; થયો પંચ વરસનો બાળ, રૂપ. ૧૨
પછે પિતાએ આણી પ્રીત, રૂપ;મેલ્યો શીખવા રાજની રીત, રૂપ. ૧૩
જોઇ ઊત્તમ દિવસની નિરધાર, રૂપ;જાવા નિશાળે સજ્યો કુમાર, રૂપ. ૧૪
શોહે જરકસી પાઘડી શિશ, રૂપ; જોઇ મોહી રહે અજ ઇશ, રૂપ. ૧૫
કંઠે ઝળકે મોતીના હાર, રૂપ; ધર્યાં વસ્ત્ર તે ઝાકઝમાલ, રૂપ. ૧૬
કીધો મેગલપર અસ્વાર, રૂપ; સાથે વાજીત્રનો નહી પાર, રૂપ. ૧૭
સૂત એણીપેર મેલ્યો નિશાળ, રૂપ; સાથે સહસ્ત્ર પાળા અસ્વાર, રૂપ. ૧૮
સોંપ્યો ભ્રગુગુરુને હાથ, રૂપ; ત્યાં બોલ્યો અસૂરનો નાથ, રૂપ. ૧૯
એને જાળવજો ભલી ભાત, રૂપ, રૂડી વિદ્યા ભણાવો દિનરાત, રૂપ. ૨૦
પછે નિશાળિયામાં નરેશ, રૂપ; વેંહેંચ્યાં સાકર દ્રાક્ષ વિશેષ, રૂપ. ૨૧

આપ્યા ખડિયાકનકના અપાર, રૂપ; સહુને દીધી ભલામણ સાર, રૂપ. ૨૨
પછે ગુરુજીએ જાણ્યું મંન, રૂપ; પાસે બેસાડ્યો દાનવતંન, રૂપ. ૨૩
રૂપ મનોહરને રઢીયાળુ, રૂપ; લાગે સર્વને શોભતું સારૂ, રૂપ. ૨૪

## પૂર્વછાયો.

રૂપ મનોહર અતિ ઘણું, નખશિખ નિરમળ તંન;
કોમળ વદન વાચક મધુર, આઠે પોહોર પ્રસંન. ૨૫

## ઉથલો.

આઠે પોહોર પ્રસંનરે, શ્રીગુરુજી વાણી વદે;
કહું કથા હરિભક્તની તે, રાજા તું સાંભળ રૂદે. ૨૬

## કડવું ૨૧ મું.—વલણ.

વળતા બોલ્યા તે મુની નારદજી, સાંભળ રાજા તે કહું હારદજી;
જેનો પાર ન પામે સારદજી, ૧

## ઉથલો.

પાર જેનો ન લેહે સારદા, કહું તેનો મરમ;
પ્રલ્હાદની દઢ ભક્તિ પુરણ, સુણો રાજા ધરમ. ૨

## રાગ—મંગલાચરણ.

પછે ગુરુજીએ તેડયો; રંગીલા કુંવર રે;
લઇ મસ્તક મુકયો હાથ, રંગીલા કુંવર રે.
એવી વિદ્યા તુને શીખવું, રંગી; જેમ જીતે સભાનો સાથ, રંગી. ૩
હાથ પાટી લ્યો હેમની, રંગી; માંહે લખ્યા છે મોટા મંત્ર, રંગી.
ગુરુતણું મન તું રાખજે, રંગી; તુને શીખવું ઝાઝા જંત્ર, રંગી. ૪
પેહેલી વેળા શિખો શીખવું, રંગી; પછે ભણ્યાનો જે ભેદ, રંગી.
બાવન અક્ષર એ વિશે, રંગી; ચૌદ વિદ્યા ને ચારે વેદ, રંગી. ૫
દીપતાં આંક દશે લખો, રંગી; લેખું કરવાને કાજ, રંગી.
સર્વવિદ્યા તુને શિખવું, રંગી; જેમ રૂડું ચલાવે રાજ, રંગી. ૬
તાતતણું માન રાખજે, રંગી; માતાને લાગજે પાય, રંગી.
દુરબળ દુઃખ દેઇશ મા, રંગી; રખે રાખે વેરીની સ્હાય, રંગી. ૭
શત્રૂનો સંગ ન કીજીએ, રંગી; મિત્રને ન દેશો છેહ, રંગી.
ચોરે ચૌટે જઇશ મા, રંગી; શઠ સાથે ન કરિએ સ્નેહ, રંગી. ૮
રાજદ્વારે કો દહાડલે, રંગી; કાંએ કરીશ મા હાંસ, રંગી.
પંથતણાં પરીઆણુમાં, રંગી; વણ તેડ મા જાજો પાસ, રંગી. ૯

ઘૃતવિદ્યા નવ ખેલીએ, રંગી; હુંકી ન કીજીએ હોડ, રંગી.
અણુજાણે નીર ન પેશીએ, રંગી; નવ બેશીએ નીચની જોડ, રંગી. ૧૦
ગીત કથા સંવાદમાં, રંગી; વચે ન કરીએ વાત, રંગી.
અહરનીશ ઉદ્યમ કીજીએ, રંગી; કાંઇક દાન દીજે વિખ્યાત, રંગી. ૧૧
રમતાં રીસ નવ કીજીએ, રંગી; દીનરેણુ રહિયે રળીયાત, રંગી.
જમતાં જોર નવ કીજીએ, રંગી; ભાવતું લીજીએ ભાત, રંગી. ૧૨
સુતા તે સરપ ન છેડીએ, રંગી; વિખ સાથે ન કીજિયે વાદ, રંગી.
વાપી કૂપ ન ઠેકીએ, રંગી; ઉતપાત કરે ઊનમાદ, રંગી. ૧૩
પ્રાવક હાથ ન ઘાલીએ, રંગી; નવ ચાલીએ સાંકડી વાટ, રંગી.
અજાણી વસ્તુ ન પ્રાશીએ, રંગી; નવ કુદીએ અવઘડ ઘાટ, રંગી. ૧૪
એકલા ગામ નવ ચાલીએ, રંગી; કામ પડે જો કોટ, રંગી.
લીધું દીધું લખાવીએ, રંગી; ખાંતે ન પડે ખોટ, રંગી. ૧૫
મોટ વડાઇ નવ લોપીએ, રંગી; પાળિએ ઘરમાં ધર્મ, રંગી.
દોષ કેને નવ દીજીએ, રંગી; કીજીએ આપણું કર્મ, રંગી. ૧૬
પંડને પાવન રાખીએ, રંગી; નાહિએ નિર્મળ નીર, રંગી.
મેલાં વસ્ત્ર નવ પેહેરીએ, રંગી; રાખીએ શુદ્ધ શરીર, રંગી. ૧૭
ચાંપીને પાઘ નવ બાંધીએ, રંગી; નખે ન ખણિએ ધરણ, રંગી.
પ્રભાતે નવ પોઢીએ, રંગી; હસ્તે ન ત્રોડીએ તરણ, રંગી. ૧૮
છોર વિના નવ છોરીએ, રંગી; કુડી ન પુરીએ સાખ, રંગી.
એવી વિદ્યા મેં શીખાવી, રંગી; તે વાત હૃદેમાં રાખ, રંગી. ૧૯

### પૂર્વછાયો.

વાત રૂદેમાં રાખજે, રૂડા રાજકુમાર.
જગતમાં જશ પેરવે, કૃપા કરે કીરતાર. ૨૦

### ઉથલો.

કૃપા કરે કીરતારરે, એવું મન નિશ્ચે ગણે;
જે વિદ્યા સંકષ્ટ હરે, તે વિદ્યા ભાવે ભણે. ૨૧

### કડવું ૨૨ મું.—વલણ.

વળતા બોલ્યા તે મુનીવર વાણુજી, સાંભળ રાજા તે ચતુર સુજાણજી. ૧
કહું હરિજનની વાત વખાણુજી.

### ઉથલો.

વાત વખાણું ભક્તની, તે સાંભળ ધર્મ નરેંદ્ર;
ગુરુવચન મસ્તક ધર્યું, પણ અનુભવ ઓપેંદ્ર. ૨

## રાગ-ધનાશ્રી.

ગુરુજીને શિશ નમાવિ કરી,કરજોડીનેબોલિયો બાળ; કૃતાર્થ મને કર્યો;
સ્વામિ સકળ વિદ્યા મને શીખવી, મને કરૂણા કરી તત્કાળ; કૃતાર્થ. ૩
હું તો સિદ્ધો વરણ સિદ્ધ શીખિયો,તેમાં ક્ષણ નવ લાગી વાર; કૃતાર્થ;
જેનો અર્થ વિચારતાં એ થયો, માંહિ ક્રીડા કરે કિરતાર; કૃતાર્થ. ૪
મેં તો અક્ષર સઘળા ઓળખ્યા, મને લાધ્યો ભણ્યાનો ભેદ; કૃતાર્થ;
એથિ શાસ્ત્ર સકળ મંત્ર જંત્ર કળા, ચૌદ વિદ્યા ને ચારે વેદ; કૃતાર્થ. ૫
એના બાવન અક્ષર બીજ સદા, માંહિ પૂરિ રહ્યો પરિબ્રહ્મ; કૃતાર્થ;
તેને સમજે તે સુખ પામે ઘણું, અણસમજુને પહોંચે શ્રમ; કૃતાર્થ. ૬
મેં તો કક્કો તે કેશવ જાણિયો, ખખ્ખો ખગવાહન નિરધાર; કૃતાર્થ;
મેં તો ગગ્ગો તે ગોવિંદ જાણિયો, ઘઘ્ઘો ઘનસ્યામ મોરાર; કૃતાર્થ. ૭
મેં તો નન્નો નારાયણ લેખિયો,વળી ચચ્ચો લખ્યો ચક્રપાણ; કૃતાર્થ;
મેં તો છછ્છો છબીલોજલેખિયો,લખ્યો જજ્જો તે જીવનપ્રાણ; કૃતાર્થ. ૮
મેં તો ઝઝ્ઝો ઝબકારી લખ્યો,નન્નો નિર્ગુણ નિરાકાર; કૃતાર્થ;
મેં તો ટટ્ટો તે ટેકધારી લખ્યો, લખ્યો ઠઠ્ઠો તે ઠારણહાર; કૃતાર્થ. ૯
મેં તો ડડ્ડો તે ડંબર-ધારી લખ્યો,મેં તો ઢઢ્ઢો લખ્યો જગદ્દાલ; કૃતાર્થ;
મેં તો ણણ્ણો નિરંજન જાણિયો, તત્તો ત્રિભુવનનો પ્રતિપાળ; કૃતાર્થ. ૧૦
મેં તો થથ્થો તે સ્થિરસ્થાવર લખ્યો,મેં તો દદ્દો લખ્યો છે દેવેશ; કૃતાર્થ;
મેં તો ધધ્ધો તે ધરણીધર લખ્યો,મેં તો નન્નો લખ્યો છે નરેશ; કૃતાર્થ. ૧૧
મેં તો પપ્પો તે પુરૂષોત્તમ લખ્યો, લખ્યો ફફ્ફો તે ફળદાતાર; કૃતાર્થ;
મેં તો બબ્બો તે બહુનામી લખ્યો,મેં તો ભભ્ભો લખ્યો ભવતાર; કૃતાર્થ. ૧૨
મેં તો મમ્મો તે મધુસૂદન લખ્યો, મેં તો યયો લખ્યો યમૂનેશ; કૃતાર્થ;
મેં તો રેરો તે રામ કરી લખ્યો,લખ્યો લલ્લો લીલાધર વેશ; કૃતાર્થ. ૧૩
મેં તો વવ્વો વિષ્ણુ કરી જાણિયો, લખ્યો શશશો શંકર્ષણ ભૂપ; કૃતાર્થ;
મેં તો ષષ્ષો તે ષટદરશન લખ્યો,લખ્યો સસ્સો તે સત્યસ્વરૂપ; કૃતાર્થ. ૧૪
મેં તો હહ્હો હરીકરી જાણિયો, મેં તો શ્રી લખ્યો શ્રીપતિ નામ; કૃતાર્થ;
મેં તો ક્ષ લખ્યો રૂપ ક્ષમાકારી, ળ લખિયો લક્ષ્મીપતી ધામ; કૃતાર્થ. ૧૫
મેં તો અક્ષરે અક્ષર ઓળખ્યો, એવો આદ્યપુરૂષ અવિનાશ; કૃતાર્થ;
મને કાંઇ બીજું કહ્યું નવ ગમે, ગુરુ સાચું કહું તમ પાસ; કૃતાર્થ. ૧૬
હું તો હરિ હરિ મુખમાંથી જપું, દિનરેણ રહું રળિયાત; કૃતાર્થ;
મારા મનમાં ગોવિંદ મુકુંદ વસે, નહિ ઉચરૂં અવર કાંઇ વાત; કૃતાર્થ. ૧૭
મારે નામ નારાયણ રામ રૂદે, કમળાવર વૈકુંઠરાય; કૃતાર્થ;
સચ્ચિદાનંદ માધવ પ્રાણપ્રભુ, તેનો ગાઉં મૂખે મહિમાય. કૃતાર્થ. ૧૮

હું તો વંદુ સુંદર નારાયણને, દામોદર દીનદયાળ; કૃતાર્થ;
અવિનાશિ અનંત અમોઘ અતિ, વળિ પૂરણ બ્રહ્મ ગોપાળ; કૃતાર્થ. ૧૯
એનું નામ ન મેલું એકે ઘડી, પિંડમાંહે છે જ્યાં લગે પ્રાણ; કૃતાર્થ;
મારે તન મન ધન છે તેહ સદા, જગજીવન શ્યામ સુજાણ; કૃતાર્થ. ૨૦
એના ભજનનો રસ જેણે અનુભવ્યો, તેને બીજિ રુચે નહીં વાત; કૃતાર્થ;
તે તો ગીત કથા ગદ્ય પદ્ય કથે, દિનરેણુ રહે રળિયાત; કૃતાર્થ. ૨૧
જગદિશ પરમેશ્વર જગપતિ, વળિ ઈશ્વર સત્યસ્વરૂપ; કૃતાર્થ;
કહાવે ભક્તવત્સલ ભવસિંધુ વિષે, ભગવાન સુરાસુરભૂપ; કૃતાર્થ. ૨૨
હવે એક અર્ધક્ષણ નહીંરે તજું, ભજું ભાવ ધરી મનમાય; કૃતાર્થ;
મારે પ્રીતડિ જે પેલા ભવતણી, તેણે શ્રીવર થાશે સહાય; કૃતાર્થ. ૨૩

## પૂર્વછાયો.

શ્રીવર થાશે સહાયરે, મને મોટો વિશ્વાસ;
કરુણાસાગર શ્રીહરી, તે પૂરે મનની આશ. ૨૪
જેણે ભજ્યા નહિ શ્રીહરી, ભક્તવત્સલ ભગવાન;
અમૃતને અળગુ કરી, વિષમ કર્યું વિષપાન. ૨૫

## કડવું ૨૩ મું-વલણ.

વળતા બોલ્યા તે મુનીવર સારજી, સાંભળ રાજા તે ધર્મકુમારજી;
ગુરુએ વાર્યો તે રાજકુમારજી, ફરિ ન કરીશ એવો ઉચ્ચારજી. ૧

## ઉથલો.

ગુરુએ વાર્યો અસુરસુતને, સુણિ વિષ્ણુનાં વખાણ;
તુજ તાત વેરીને શું ભજે, સુણ કુંવર ચતુરસુજાણ. ૨

## રાગ વણજારાનો.

અધ્યારૂ વળતું બોલિયો, તને વારૂંરે,
એવું વળી મ બોલીશ વેણ, કુંવર નહિં સારૂંરે;
એશું તાત તારાને વેર છે, તને; સુણિ રીસે રાતાં થાય નેણ કુંવર. ૩
એ તને કોણે શીખવ્યું, તને; રાય સુણતાં થાશે વિનાશ; કુંવર;
દૈત્યને દેવશું વેર છે, તને; નામ લેતામાં લાગે હુતાસ. કુંવર. ૪
જાણ્યું અજાણ્યું બકીશ મા, તને; ક્રોધ કરશે તારો તાત; કુંવર;
આગળથી એટલું કહી, તને; ફરિ મુખથિ મ કાઢીશ વાત; કુંવર. ૫
અસુરતણે કુળ ઉપનો, તને; કહેને કયાંથી શીખ્યો પરપક્ષ; કુંવર;
તાતનો શત્રુ શ્રીરામ છે, તને; તેના નામનો લીધો લક્ષ. કુંવર. ૬

વેરિનું નામ ન લીજિયે, તને; શત્રુને ન નમાવું શિશ; કુંવર;
તારો પિતા જો જાણશે, તને; તો તે રૈરવ કરશે રીસ; કુંવર. ૭
અજાણ્યું કામ ન કીજિયે, તને, એથિ કારમો થાશે કલેશ. કુંવર;
બાપથિ મનમાં બીજિયે, તને; જેથિ સાંભળશે સઘે દેશ; કુંવર. ૮
આગળથી આદર કરી, તને; હવે એનું ન લેશો નામ; કુંવર;
તાતને કોણે કહેવાય નહીં, તને; જો સાંભળે તો મારે ઠામ. કુંવર. ૯
તું તો બાળક જાણે નહીં, તને; શા છે દૈત્યતણા કુળધર્મ; કુંવર;
બુદ્ધિ વિના સૂઝિ શી પડે, તને; વણ જાણે ન કીજિયે કર્મ; કુંવર. ૧૦
બેઠો તે શત્રૂને શું ભજે, તને; તું તો ઉપનો કુળ અંગાર; કુંવર;
કોઇ કપટિયે તને શીખવ્યું, તને; રહ્યો એજ કરેછ ઉચ્ચાર. કુંવર. ૧૧
કોઇક પાખંડિયે પ્રીછવ્યો, તને; કોણુ મળિયો તે લોભી લાંઠ, કુંવર;
દૂરથી ડુંગર દાખવ્યા, તને; તેની ઝરડીને બાંધી ગાંઠ; કુંવર. ૧૨
તાતથી કો અદકું નથી, તને; બીજું ભજન કરે શાને માટ; કુંવર;
એની રીધ સિધ ત્રૈલોકની, તને; એવા અદકેરી ખોળછ ખાટ; કુંવર. ૧૩
એ મુકિ વિષ્ણુને વળગ મા, તને; જેણે માર્યો બાંધવ તુજ તાત; કુંવર;
તે સાથે સ્નેહ તારે કયમ ઘટે, તને; તને હસશે દાનવ નાત; કુંવર. ૧૪
એવું જાણી એને ઓળગે, તને; બધો વંશલજાવણ વીર; કુંવર;
તુજ તાત તુજપર કોપશે, તને; તારિ માતા નૈણે ભરે નીર; કુંવર. ૧૫
વેરીશું વહાલ ન કીજિયે, તને; તેથિ ગુરુજિને શિર પડે દોષ; કુંવર;
બાળક જાણી વહાલ કરૂં, તને; ફરિ રામ કહેતો કરૂં રોષ; કુંવર. ૧૬
પેરે પેરે કરી પ્રીછવું, તને; એનો ફરી કરીશ મા કોડ; કુંવર;
અમે કુળગુરુ તારા તાતના, તને; હવે ફરી વદીશ મા હોડ; કુંવર. ૧૭

## પૂર્વછાયો.

વિપ્રે વાર્યો કુંવરને, ભજતાં શ્રી ભગવાન;
વળતી વચન બાળક કહે, સુધાં સુધારસપાન. ૧૮

## કડવું ૨૪ મું-વલણ.

પછે બોલ્યા તે મુનીવર વાતજી, સાંભળ રાજા તે પ્રભુજીની ખ્યાતજી;
બાળક બોલ્યો તે ગુરુજી સંઘાતજી, હરી ભજતાં ન વારો મહારાજજી. ૧

## ઉથલો.

ગુરુ સાથે બાળક બોલ્યો, વચન વાર્યું નવ કરે;
અસૂરને કુળ ઉપનો, પણ પ્રીત પ્રભુજી સાથે ધરે. ૨

## રાગ-સારંગ.

એણીપેરે ગુરુજી વિધવિધ ભાતે, વચન કહીને વારેરે;
તોપણ શિષ્યના મનમાં ન આવે, ક્ષણું ક્ષણું હરી સંભારે.

પ્રભુપર પ્રેમ ધરેછેરે, અસૂર કુળ ભક્ત ભણેછેરે-ટેક ૩
ભણે ભણાવે કિક્કી કેકૈ, બારાખડી બોલાવેરે;
જેટલા અક્ષર રામ વિના તે, દેખી શિશ ડોલાવે.-પ્રભુ ૪
રામ નામ વણ અવર સુણાવે, તે ઉપર રેહે રૂઠીરે;
નારાયણ વિના શબ્દ શ્રવણ પડે, કુંવર જાયછે ઉઠી.-પ્રભુ ૫
એક ઘડી મેલે નહી મુખથી, રંગ રંગ રામશુ લાગેરે;
અસુરરાયની બીક ન આણે, મરણતણો ભે ભાગો.-પ્રભુ ૬
રાતદિવસ શ્રીવરને સમરે, રામ નામ એક જાણેરે;
અઢ્યારૂની અવળી વિદ્યા, ટળતી મેલી ટાંણે-પ્રભુ ૭
વલતો ગુરુજી મનમાં કોપ્યો, આ બાળક મત થોડીરે;
લંપટ લીધી વાત ન મુકે, શું કરીએ શિર ફોડી.-પ્રભુ ૮
છડી ચીમટીથી નવ છળીઓ, રામતણો રંગ ભીનોરે;
ભમર ચડાવી ભેદ દેખાડયો, તો બાળક નવ બીનો.-પ્રભુ ૯
ક્ષણું બિહુજે રીઝે નહી જઇને, સૌ વાતે સમજાવેરે;
અસૂરતણા ગુરુની અરભકને, મનમાં વાત ન ભાવે.-પ્રભુ ૧૦
કઇ કઇ વાતે ભય ઉપજાવે, બાળક બદ ન ચુકેરે;
દેહ ઉપર સુખદુખ દેખે પણ, મુખથી રામ ન મુકે.-પ્રભુ ૧૧
એમ કરતાં કેટલા દિન વિત્યા, દૈતપતિયે તવ જાણ્યુંરે;
કુંવર નિશાળે વિદ્યા શિખ્યો, સાંભળવા ચિત્ત આણ્યું.-પ્રભુ ૧૨
વળતો અનુચર એક અચાનક, આવ્યો ગુરુને દ્વારરે;
ભરી સભામાં ભૂપતી બેઠો, તેડી પુત્ર પધારે.-પ્રભુ ૧૩
તવ પ્રલ્હાદ પ્રત્યે ગુરુજી બોલ્યા,સુણ શિખામણ માહારીરે;
ચાલ પિતા તેડે છે તુજને, બોલજે વાત વિચારી.-પ્રભુ ૧૪
ટાંણે કહુંછું ત્યાંહાં છે બાળક, સ્થાનક ચતુર થયાનુંરે;
જે વિદ્યા મુજ સંભળાવી, તે નહી કામ કહ્યાનું.-પ્રભુ ૧૫
પછે બાળક ગુરુ સાથે બોલ્યો, સ્વામી કહુંછું સાચુંરે;
માહારે પ્રીત પ્રભુશું બાંધી, જણજણને નહી જાચ્યું.-પ્રભુ ૧૬
ત્યાર પછી મારગ પરવરીઆ, ગુરુજી શિષ્ય બે સાથેરે;
રાજકુંવર વિચારી મનનાં, હરીજન ધરીઓ હાથે.-પ્રભુ ૧૭
પંથ વિષે પ્રલ્હાદે પળતાં, કીર્તન કંઠ પ્રકાશેરે;
કેવળ નામ જપે કેશવનું, જે સુણી અંઘક નાશે.-પ્રભુ ૧૮

ગરૂડારૂઢ ગદાધર શ્રીવર, શંખ ચક્ર ગદાધારીરે;
દામોદર સુંદર ગુણમંદિર, સ્વજન સંકટહારી.—પ્રભુ ૧૯
માધવ મધુસૂદન મનમોહન, નારાયણ અવિનાશીરે;
જય જગદીશ જનાર્દન અચ્યુત, વિઠ્ઠલ વૈકુંઠવાસી.—પ્રભુ ૨૦
વાસુદેવ વિશ્વંભર વિષ્ણુ, શંકરષણ શુભકારીરે;
કમળાનાથ કમળદલલોચન, પુરણાનંદ મોરારી.—પ્રભુ ૨૧
એમ સ્તવન તુલસીવરકેરૂં, પંથ વિષે પ્રકાશેરે;
ત્યારે પ્રથમ ગુરુ તેડી ગયા, બાળક માતા પાસે.—પ્રભુ ૨૨
જઇ ગુરુજી બોલ્યા મુખ વાણી, રાણી પુત્ર તમારોરે;
જાણ્યું અજાણ્યું મુખથી બોલે, કાંઇક વાતે વારો.—પ્રભુ ૨૩
જો રાજા એ વેણ સુણે તો, હણે અચાનક એનેરે;
અમને અલવે અપજશ બેશે, કહ્યું દુઃખ કહીએ કેને.—પ્રભુ ૨૪
વિધ વિધ વાતે વારી રહિયે, કુંવર કહ્યું નવ માનેરે;
સૂતને કાંઇક દીઓ શિખામણ, માતા મારગ છાંડે.—પ્રભુ ૨૫
બીજું કામ કરે નહિ કાંઇ, રામતણી રઢ લાગીરે;
પરમારથને પંથે ચાલ્યો, ત્રણ પદારથ ત્યાગીરે.—પ્રભુ ૨૬

## પૂર્વછાયો.

પરમારથના પંથમાં, પરવર્યો પ્રલ્હાદ;
રઢ લાગી શ્રી રામશું, તે કરે સાર સંવાદ. ૨૭

## ઉથલો.

કરે સાર સંવાદરે, શ્રી શુકજી વાણી વદે;
તે તુજને માંડી કહું, રાજા તે ધરજે રૂદે. ૨૮

## કડવું ૨૫ મું—વલણ.

પછે બોલ્યા તે ઋષીરાયજી, સાંભળ રાજા તે કહું મહિમાયજી;
જેને સુણતાં તે સંકટ જાયજી. ૧

## ઉથલો.

જેને સુણતાં જાય સંકષ્ટ, થાય દુઃખનો નાશ;
માતા વારે કુંવરને, તે કહું વચન પ્રકાશ. ૨
કુંવર રૂપે કોડામણા, લાડકડા લઘુવેશ;
તેને માતા પ્રીછવે, રઢ મેલવા ઉપદેશ. ૩

## રાગ પુર્વી.

પછે પુત્રને માતા પ્રીછવે, તું તો શત્રૂ સમરણ શું લવે;
એવું વળીને બોલીશ મા હવે, રઢ મેલોની કુંવર કોડામણા. ૪

તુને કોણે એવું શિખાવ્યું, નામ વેરીનું તુજને વહાલું હવું;
નથી અસૂરના કુળમાં કર્યા જેવું, રઢ મેલોની કુંવર કોડામણા. ૫
તારે હાથે ઘાલું હેમસાંકળાં, તુને જામા પેરાવું જલહલા;
તાહારાં વિઘ્ન રહેજો વીરા વેગળાં, રઢ મેલોની કુંવર કોડામણા. ૬
તારે ભૂષણ નિત નવી ભાતનાં, જાણે રતન ઝબુકે રાતનાં;
તારે અંબર જુજવી જાતનાં, રઢ મેલોની કુંવર કોડામણા. ૭
તુંને જમાડું ખાજાં જલેબી, આપું ખાવા તે શાકર શેલડી;
તારે તંબોલ નાગરવેલડી, રઢ મેલોની કુંવર કોડામણા. ૮
ત્યારે ગુંજે તે ઘાલું લાડવા, લીલો પોંખ મગાવું બાડુવા;
તુને પાલખી મેલું પોહોચાડવા, રઢ મેલોની કુંવર કોડામણા. ૯
તારે ચઢવાને તેજી તરવરા, રાતા ધોલા ને કાલા કાબરા;
મેઘવરણ પવનવેગી પાખરા, રઢ મેલોની કુંવર કોડામણા. ૧૦
તારે બેસવા મેગલ મલમતા, મેઘાડંબર શિરપર ડળકતા;
તારે તોરણ રત્ન મોતીલતા, રઢ મેલોની કુંવર કોડામણા. ૧૧
તારે સૈન્યાતણી સંખ્યા નથી, હું તો અબળા શું જાણું કથી;
શત કોટીક રથના સારથી, રઢ મેલોની કુંવર કોડામણા. ૧૨
તારે શક્ર થકી રિદ્ધ સિદ્ધ ઘણી, ત્યારે તુન નથી નવનીધતણી;
તાત તાહારો છે સહુમાં શિરોમણી, રઢ મેલોની કુંવર કોડામણા. ૧૩
તારે રેહેવાને મંદિર માળિયાં, રૂડાં રત્ન કરે અજવાળિયાં;
ચોક બારી છજાં ગોખ જાલિયાં, રઢ મેલોની કુંવર કોડામણા. ૧૪
તારે બારણે પરજન્ય પાણી ભરે, વાયુ વ.ય ને વાસીદાં કરે;
અંન શીજવી અગ્નિ આગળ ધરે, રઢ મેલોની કુંવર કોડામણા. ૧૫
તારે વાઘ અનોપમ આંગણે, જેને કલ્પ તરૂવર શોભણે;
એવી સુખ સંપત ઘેર આપણે, રઢ મેલોની કુંવર કોડાનણા. ૧૬
તારે ત્રણભૂવનનું રાજ છે, તારે ઘેર ઘણેરાં કાજ છે;
ચૌદ લોકમાં તારી લાજ છે, રઢ મેલોની કુંવર કોડામણા. ૧૭
તારા તાતનો સબલો ત્રાસ છે, દિગપાલ તો જાણીએ દાસ છે;
તારે ત્રિભૂવન ગામ ને ગ્રાસ છે, રઢ મેલોની કુંવર કોડામણા. ૧૮
તારા તાતથી દેવ નાસી છુપ્યા, ગિરિ ગવ્હર પરવતમાં લપ્યા;
કંઇક ભૂપતી ખડ્ગતલે ખપ્યા, રઢ મેલોની કુંવર કોડામણા. ૧૯
રેહે વૈકુંઠપતી પણ વેગળો, ગયો ખોળવા તારે નવ મળ્યો;
ક્ષીરસાગરમાં નાસી પળ્યો, રઢ મેલોની કુંવર કોડામણા. ૨૦
એને બ્રહ્મા ન વારી શકે મૂખે, તપ કરવા ગયા તેને દૂખે;
શંભુ કૈલાસે સુઈ રહ્યા સુખે, રઢ મેલોની કુંવર કોડામણા. ૨૧

આજસુધીતું પોહોડનો પારણે,હમણા જવા માંડયું છે બારણે;
રઢ મેલોની રાજા ઉવારણે, રઢ મેલોની કુંવર કોડામણા. ૨૨
માતા મુખ ઉપર કર ફેરવે, રજ રક્ષા કરે જારી ટેરવે;
માથે મુઠી મોતીડાની વેરવે, રઢ મેલોની કુંવર કોડામણા. ૨૩
તારા તાતની હજી લગે હાક છે,શેષ ધરણ ગગન લગે ધાક છે;
તારે અદકેરો શું અભિલાખ છે,રઢ મેલોની કુંવર કોડામણા. ૨૪
તારે જેરે જોઇએ તે માગની, પણ નામ નારાયણ ત્યાગની;
તું તો ગુરુજીને ચરણે લાગની, રઢ મેલોની કુંવર કોડામણા. ૨૫
તારો તાત જો વાયક સાંભળે, તો પાવકની પેરે પરજળે;
તારે કુંવર તમારૂં કારણ ટળે, રઢ મેલોની કુંવર કોડામણા. ૨૬
જેને વૈકુંઠનાથ શું વેર છે, તેની આંખે હળાહળ ઝેર છે;
તારે રિધ સિધ સઘળી ઘેર છે, રઢ મેલોની કુંવર કોડામણા. ૨૭
તુને વારે વારે સૂત વિનવું, ફરી મુખથકી બોલીશ મા હેવું;
રામ કેહેતામાં નીપજસે નવું, રઢ મેલોની કુંવર કોડામણા. ૨૮

## પૂર્વછાયો.

રઢ મેલો કાલા કુંવર, માતા કેહે તું માન;
દૈતરાય શ્રવણે સુણે તો, કોપે શત્રુ સમાન. ૨૯

## કડવું ૨૬ મું-વલણ.

વળિ વળિ બોલ્યા તે મુનિવર દેવજી,સાંભળ રાજા તે પરમ અવેવજી;
માત વિનવે નારાયણ ન સેવજી, ભક્ત ન મુકે ભજનની ટેવજી. ૧

## ઉથલો.

ભક્ત ન મુકે ટેવ ભજનની, એટલો લાગો લક્ષ;
માતા સાથે પુત્ર બોલ્યો, વરણવે પ્રભુજીની પક્ષ. ૨

## રાગ-રામગ્રી.

પછે પુત્ર કેહે કર જોડીરે મા, આગે માતુનીને મત થોડીરે મા;
એવાં કડવાં વચન કેમ બોલોરે મા,બીજું કોણ શ્રીરામની તોલેરે મા. ૩
હુને વિષ્ણુ જેવું કોઇ નથી વહાલુંરે મા,બીજું બોલવું ગમે નહી ઠાલુંરે મા;
હુને તાતનો ત્રાસ દેખાડોરે મા, તેનું સરજ્યું તે થાશે શરાડેરે મા. ૪
હુ તો જુગમાં જાંહાં લગે જીવુંરે મા, મારે મરણથકી નથી બ્હિવુંરે મા;
હુને રામતણો રંગ લાગ્યોરે મા, મારે મર્ણતણો ભે ભાગ્યોરે મા. ૫
હું તો લીધા કરૂં રામનામ નિર્મળાંરે મા, મારે એજ હીરા ને હેમ સાંકળાંરેમા;
માર શ્રીહરી રૂદીઆમાંરે મા, મારે એજ જલહળતા જામારે મા. ૬

હું રામ રામ સમરૂં ઘડીરે મા, મારે એજ પછેડી ને પામરીરે મા;
હું તો લક્ષ્મીપતીશું હિડું લોભતોરે મા,મરે એજ મુગટ શિર શોભતોરેમા. ૭
હુંતો ગુણ ગાવું ગોવિંદ ગોપાલારે મા, મારે એજ મોતીડાની માળારે મા;
મારે દીનબંધુ બાંધી બેલડીરે મા, મારે એજ શાકર ને શેલડીરે મા. ૮
મારે નામ નારાયણ ગાવુંરે મા, મારે એજ અનોપમ ખાવું રે મા;
હું તો રામનામ જપું ઝાઝાંરેમા, મારે એજ ઘેવર ને ખાજાંરે મા. ૯
હું તો ભજનમાં ભુલ ન પાડુંરે મા, મારે એજ જલેબીને લાડુરે મા;
મેંતો પ્રભુજીના નામ લીધાં લખીરે મા,મારે એજ કનકરથ પાલખીરેમા. ૧૦
મારે જ્યાં લગે શ્રીવર સાથીરે મા, મારે એજ હેમર ને હાથીરે મા;
હુંતો રામ નામ રૂદેથી નવ ટાળીઉંરે મા,મારે એજ મેડી ગોખ જાલીઉંરેમા. ૧૧
હું તો રામજીનું નામ જપું દહાડીરે મા, મારે એજ અનોપમ વાડીરે મા;
વાટેજાતાં વેહેવારીયાને હાટેરે મા,વજર માણક કોણ ખુવે કાચસાટેરેમા. ૧૨
રસ અમૃતને હાથમાં ઢોળીરે મા, કોણ પીએ હળાહળ ઘોળીરે મા;
રૂડાં રામજીનું નામ વિસારીરે મા, બીજી વાત ગમે નહી સારીરે મા. ૧૩
હુંને રામ સંઘાતે રઢ લાગીરે મા, મારો ત્રાસ ગયો છે સરવ ભાગીરે મા;
હુંને રામ સ્વરૂપે રત લાધુંરે મા, તેમાં નિશ્ચલ થઇ મન બાધુંરે મા. ૧૪
હુંને નારાયણ મન લાગે પ્યારોરે મા,જેથી ભવજળનો આવે ઝટ આરોરેમા;
હુંતો રામજીનું નામ ન મેલુંરે મા, મારૂં એજ વચન છે છેલુંરે મા. ૧૫

## પૂર્વછાયો.

એજ વચન છે છેલુંરે, માતા કહું સાચી વાણ;
મેલું નહી ભગવતભજન, અવર સુણું નહી કાન. ૧૬
તે રસના વિખવેલડી, જેણે ન ભજ્યા રામ;
કરણ ધરણ પરસપર ધરી, વિના શ્રવણ હરિનામ. ૧૭

## કડવું ૨૭ મું-વલણ.

વલતા બોલ્યા તે તુંબરપાણજી, સાંભળ રાજા તે ચતુરસુજાણજી;
પ્રલ્હાદ રટે શ્રી ભગવાનજી, કહું હરીભજનનાં વચન વખાણજી. ૧

## ઉથલો.

સાંભળ રાજા વચન સુંદર, જે ચવે હરીજંન;
તેજ માંડી કહું તુજને, થાયે પ્રફુલીત મંન. ૨
એવું કેહેતાં ભુપત આવ્યો, મંદિરમાં તતકાલ;
દ્વારસનમુખ નીકટ બેઠો, દ્રષ્ટે દીઠો બાળ. ૩
પાસે તેડીને રૂદે બીડો, શિશ મેલ્યો હાથ;
વાહાલી વિદ્યા શી ભણ્યો, કેહે પુત્ર-પુછે તાત. ૪

## રાગ ચોપાઈ.

પછિ બોલ્યો બાળ ભુપાળ ભણી, કહું વાત તે વાલેરિ વિદ્યાતણી;
મેં તો થાપિયો શિશ શ્રિરામ ધણી, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૫
મને અધ્યારૂ વિદ્યા અનેક કહે, મારૂં તે ભણવામાં ન ચિત્ત રહે;
મારૂં ચિત્ત ગોવિંદના ચરણ ચહે, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૬
મારે શરણે રેવું રૂષિકેશતણે, તરવો ભવસાગર ભક્તિપણે;
પરપંચવિદ્યા મારે કોણ ભણે, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૭
ભણ્યામાહિ હું તો પંચભૂત ગણું, વાંચું બિંદુ તે આગળ માયાતણું;
અવર ભણતાં ભય લાગે ઘણું, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૮
કહું ઓગણપડાયાનું કર્મ કથી, જેને થાકયા મુનીવર મોટા મથી;
એનો અસુરને કુળ અધિકાર નથી, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૯
જે કોઈ નન્ને વિટાળે વિટાઈ રહ્યા, મમ્મા મોળના મોહિક તેણે સહ્યા;
તેના વેદ પુરાણમાં અર્થ કહ્યા, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૦
હું તો સૈરાણિ સ્નેહ નરાખું કદા, પાછિ વાળિ કુંડાળિ ન લોપું તદા;
ઢાણે ઢોકળે ચાહી રહ્યો હું સદા, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૧
મેં તો એન ભેન ભાયા અનેક ભણ્યા, બિજા ભાઈના ગુણ ન જાય કહ્યા;
થાય શત્રુને મિત્ર બે માયજણ્યા, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૨
મેં તો ચૈ મૈ કૈ કૈ વાર લખ્યા, મેં તો આણું વગરને હૃત્રે ઓળખ્યા;
એમ હરિ રક્ષા મારી કરશે રક્ષા, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૩
લલિતર વિખ કાટેલું જેહેર લહું, લક્ષિ સૂતાં સાપણાંથી દૂર રહું;
શાને અંગ સદાશિર ભાર વહું, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૪
આદિ ક્ષાંત વરણમાંહિ એજ વસે, વળગ્યો નથિ ને અળગો ન ખસે;
એનિ વાત ન જાણે તે હાથ ઘસે, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૫
સંસારમાં સાર છે નામ હરી, નરદેહ વિના ન જપાય ફરી;
તેણે વાત રૂદેમાંહિ નિશ્ચે કરી, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૬
મારે જીવનપ્રાણ ગોપાળ સહી, જગમાંહિ જીવું જગદીશ કહી;
નિશ્ચે તે વિણ અન્ય ગમેજ નહી, બીજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૭
હરિનામ જપું દિન રાત મુખે, અહિં લોક કૃતારથ થાઊં સુખે;
અવતાર ટળે નહિ તેને દુખે, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૮
પ્રભુનામતણો રસ પાન કરે, અન્ય બાતમાં જીવ તેનો ન ઠરે;
તેણે ચિત્ત મારૂં હરિચરણે ફરે, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૯
મને બોલ્યું ગોવિંદ વિના ન ગમે, મારૂં ચિત્ત મુકુંદને ચરણે નમે;
મન સુંદરશ્યામને શરણે ભમે, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૨૦

પરિબ્રહ્મશું પૂરણ પ્રીત કરી, સમરૂં પુરૂષોત્તમ પ્રેમ ધરી;
પડવું ન પડે ભવમાંહિ ફરી, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૨૧
સચ્ચિદાનંદ દેવ સમસ્ત પતિ, જેને શક્ર વિરંચિ ન જાણે રતી;
તેના ચરણને શરણ છે મારી મતી, બિજો નહિં ભજું વૈકુંઠનાથ વિના. ૨૨
ગુરુ તાત તમારે હું લાગું પગે, ન તાજું પ્રભુને અવસાન લગે;
મારે વારતા એજ પડી છે વગે, બિજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૨૩

## પૂર્વછાયો.

ન ભજું વૈકુંઠનાથ વિણ, અવર પુરૂષનું નામ;
એ વિણ વિદ્યા સકળ તે, કાંઇ ન આવે કામ. ૨૪

## કડવું ૨૮ મું–વલણ.

વળિ બોલ્યા તે મુનીવર વાતજી, સાંભળ ધર્મકુંવર વિખ્યાતજી;
કોપ્યો સુતપર અસુર અઘાતજી, મારવા મમતે ધરી વાતજી. ૧

## ઢાળ.

કોપ્યો સૂતપર અસુર અદ્ભુત, સૂણી વિષ્ણુનાં વખાણ;
રક્ત લોચન થયો ભુપત, વચન લાગ્યાં બાણ. ૨
અધ્યારૂપર કોપ કીધો, હેઠે પછાડયા હસ્ત;
કોણે મારા કુંવરને, આ કાહાવી વસ્ત સમસ્ત. ૩
મળ્યો કોએક દુષ્ટ દુરજન, જેને મુજપર દ્વેશ;
શિખવી આ પરપંચવિદ્યા, ધરી બ્રાહ્મણ વેશ. ૪
મુળ એજ સ્વભાવ બાળક, જે સુણે તે નિત ગાએ;
પેર કશી પ્રીછે નહી, શો તેતણો અન્યાએ. ૫
વાંક વાડવ તમતણો, જરૂર નહી જુગતે જતંન;
જુઓ વિમાશી મન વિષે, રેહું તે કેમ રહે રતંન. ૬
હવે નિશાળે જાવો તેડી, ભણાવો બહુ ભાત;
પુત્ર સોપું હાથ રાખો, રખોપું દીન રાત. ૭
શીખવો વિદ્યા એહવી, જે પ્રાણ થાય પ્રસંન;
વીસારે હમણા કહ્યું, જે વજ્રવેણ વચંન. ૮

## ઊથલો.

વજ્ર સરખાં વેણરે, આ બાળક બોલ્યો મુખથકી;
વળતું વૈકુંઠનાથનું, નામ મ જપે શિખવો નકી. ૯
વળતા ગુરુજી હાથ ઝાલી, સાથ રાખ્યો બાળ;
આવ્યા તેડી તરત, નીજ ભુવન મધ્ય નિશાળ. ૧૦

ક્રોધ આણી વદે વાણી, બેશ મારી પાસ;
ભજીશ મા ભુલો થકો, હવે આજથી અવિનાશ. ૧૧

## ઉથલો.

આજથી અવિનાશરે, ભજીશ મા ભુલો ફરી;
પછે ગુરુજીશું બાલ બોલ્યો, આગળ કરજોડી કરી. ૧૨

## રાગ ચોપાઇ.

પેરેપેરે વિપ્રે વાર્યો, પ્રીછવીઓ પ્રલ્હાદ;
બેહુ કરજોડી બાળક બોલ્યો, ગુરુજી સંઘાથે વાદ;
રુડા રામજીને મુકીરે, બીજાને કેમ ભજીએરે.—ટેક—૧૩
આ જગમાં અવતરવું મરવું, કરવું પુન્યને પાપ;
નવા નવા દેહ નિશ્ચે ધરવા, કાંહાં મૂળ માબાપ. રુડા. ૧૪
ગુરુજી વચન કરો વેગલું, હું પરજળું તે દુખથકી;
રામનામની રઢ મને, લાગી મનમાં દ્રઢ નકી. રુડા. ૧૫
જોતાં જીવતણી નવ લાધે, આદિ અંતને મધ;
લક્ષ ચોરાશી ફેરા ફરતા, જુગમાં જુના જંત. રુડા. ૧૬
નાહના મોટા રૂપ રંગનાં, પશુ પક્ષી નરનાર;
જરા મરણને કોઇ નવ જીતે, દૈવતણે દરબાર. રુડા. ૧૭
બ્રહ્માદિકને ભુવને પોચે, પુન્ય કરી નર જેહ;
પુન્ય ઘટે પૃથવીપર આવે, જન્મ ન છુટે તેહ. રુડા. ૧૮
દેવલોકની લખમી લાવે, ઘરણે થાએ ધનાઢ્ય;
કરમ કરે અનેક નર તે, પડે ચડાને પાટ. રુડા. ૧૯
ત્યાંથી સકળ લોકમાં ભટકે, સરજે કીટ પતંગ;
દેવતણું દરશન પણ દુર્લભ, ભેટે નવ ભગવંત. રુડા. ૨૦
ઉચાં કર્મ કરે જે પ્રાણી, પામે બ્રહ્મભોવંન;
મોક્ષ પદારથ તેને દુરલભ, વીના ભગતી ભગવંત. રુડા. ૨૧
કાલ પડે શિર ન પડે કલક્ષણ, લક્ષણ ખુટે છે તોણ;
અંતકાળ અવસાન સમેમાં, સહાય કરે તે કોણ. રુડા. ૨૨
ત્રિવિધ તાપ સ્વરગ ભોગવે, આપ આપના ભોગ;
કોઇ કોઇનો લઇ શકે નહી, તરી માત્ર પણ રોગ. રુડા. ૨૩
માતા પિતા બંધવને બેહેની, પતની ને પરીવાર;
ઓષડવેષડ કરોડ કરે પણ, કર્યું થાય કીરતાર. રુડા. ૨૪
અનેક પડે ને પ્રગટે, સંસારીએ કંઇ નવ છોડું;
માટીમાંથી મણી દેખાડે, બાજીગરનું બોડું. રુડા. ૨૫

પવન ગગન પાવક ને પાણી, પૃથવી પીઠ પ્રચંડ;
અચ્યુતની ઇચ્છાએ ઉભા, ચૌદ ભુવન બ્રહ્માંડ. રૂડા. ૨૬
પુરૂષોત્તમની પસરી માયા, સીધ્યાં રૂપ અનંત;
જોતાં પ્રથમ પ્રકૃતી સરવની, એ લીલા ભગવંત. રૂડા. ૨૭
એક પરજંનથી સઘળી માયા, અઢાર ભાર વનરાયે;
તેમાં સ્વાદ સરવના ન્યારા, રામતણે મહિમાયે. રૂડા. ૨૮
શુક્રતણી જે બુંદથી પ્રગટયાં, પશુ પક્ષી નરનાર;
અંગ અંગના રંગ જુજવા, થાવર સરજનહાર. રૂડા. ૨૯
જઠરાગ્નીની જવાળામાંહે, દેહ રહે દશ માસ;
ગર્ભ વાંઝણી ગરભ ધરે, પણ ચેતન હરિને હાથ. રૂડા. ૩૦
જેને નાભીકમળથી પ્રગટયા, પ્રજાનાથ નિરધાર;
જેણે ઇશ્વરની ઇચ્છાથી, સર્વ રચ્યો સંસાર. રૂડા. ૩૧
બ્રહ્મા એનીજ શક્તી પ્રમાણે, સરવ રચે બ્રહ્માંડ;
રૈ રૈ ચેતન તેમાંજ પ્રગટયું, પુરણાનંદ પ્રમાણ. રૂડા ૩૨
ચતુરાનન આ સૃષ્ટ રચે છે, પંચભૂતને સાસ;
નખ શિખ સુધી રૂપ રચીને, કોણ સમરપે શ્વાસ. રૂડા ૩૩
સંસાર સરૂપે સરપે ખાધો, જગત ઝેરને જોરે;
તેમાંથી નર કોઈક ઉગર્યા, રામનામને મોરે. રૂડા ૩૪
જળ સ્થળ સ્થાવર ને જંગમ, જ્યાં જોઇયે ત્યાં રામ;
ચૌદ ભુવનમાં સઘળે ભાસે, જોતાં ધામોધામ. રૂડા ૩૫
જનમ જનમનાં સ્થળ જુજવાં, માતપિતા પરિવાર;
સઘળે નારાયણ તેનો તે છે, અવતારો અવતાર. રૂડા ૩૬

**પૂર્વછાયો.**

અવતારો અવતારરે, માતપિતા પરિવાર;
નવો ન થાએ નાથરે, જો તે જોબન જુજવાં. ૩૭

**કડવું ૨૯ મું–વલણ.**

વળતી બોલ્યા તે મુનિ તતકાળજી, સાંભળ રાજા તે વચન રસાળજી;
ગુરુજી બોલ્યા તે જાણી બાળજી, પ્રલ્હાદની લેવા સંભાળજી. ૧

**ઊથલો.**

ગુરુજી બોલ્યા બાળક જાણી, શીખામણ મુખ શું વદે;
વારે વારે વારૂં તુજને, કુંવર કાં ન ધરે રૂદે. ૨

**રાગ–મારૂ.**

હઠીલા કુંવર કહ્યું મારૂં માનોની, વેરી શત્રુને સમરેછ શાને;
તાત તાહરો રળીયાત રેહે, વિદ્યા ભણાવું તેજ ભણોને. હઠીલા. ૩

હું તો તારો કુળ ગુરુ જનમથી, કૈંએ ન વાંછું નરતું;
જનક તારાને જે ગમે તે ભણની, કરની બીજું વીસરતુંરે. હઠીલા. ૪
જેમ રાજા રીઝે તેમ કીજે, માન શીખામણ મારી;
ભુપત દિવસની રાત કેહેતો, કોણ શકે એને વારીરે. હઠીલા. ૫
દેશોદેશ તાત તારાની, આણ અખંડિત વરતે;
વિષ્ણુભજન કોઇ કરી નથી શકતાં, દવાઇ દાનવની ફરતેરે. હઠીલા. ૬
વાત કહું તે સાંભળજે, તાહારા તાતનો વિષ્ણુ છે વેરી;
તું તેનું સમરણ બેઠો કરે છે, કેમ ખમે એ મન મેરીરે. હઠીલા. ૭
તે માટે જપ રામ જવા દે, દુભ્યો છે દાનવ ઝેરીરે;
તુજને મારતાં મ્હેર કરે નહિં, શું કરે સરપ એ ઝેરીરે. હઠીલા. ૮
વારૂં કેહતાંતો વસમું લાગે, રાખીશ મા મન રોષ;
આજ પછી જો ભુપતી ખીજે, ત્યાં મુને મ દેશો દોષ, હઠીલા. ૯
સારી સારી તને વિદ્યા શીખવું, જેણેથી રીઝે રાય;
તુજને રાય સિહાસન આપે, મુજને કોટી પસાય. હઠીલા. ૧૦
અસ્ત્ર ને શસ્ત્ર એવાં શીખવું, જેને બળે તતકાલ;
ત્રણ ભુવનમાં ત્રાસ પમાડીશ, દીન થાશે દિગપાલ. હઠીલા. ૧૧
રામનું નામ રહેવા દે તું પડતું, જપની દાનવનો જાપ;
રૂડું જાણે તેમ કરની બાળક, જેમ રીઝે માબાપ. હઠીલા. ૧૨
સો વાતે તુને સમજાવું, કાંઇક રૂદેમાં રાખ;
નહિતર ભુપત ખીજશે ભાઈ, સરવ સખાની સાથ. હઠીલા. ૧૩
કહી કહીને તુંને જીભડી થાકી, વારી વારી આવ્યો વાજ;
માત પિતા ગુરુનાં વાયક, લોપતાં લંપટ લાજ. હઠીલા. ૧૪
શીખામણ તુંને કાંઈ નવ લાગી, સંગે ન આવી સાન;
જેહ વચન ગ્રહ્યું, તે ગ્રહ્યું, બીજું કહું ન ધરે કાન. હઠીલા. ૧૫
સરવ સખામાં તું શિરોમણી, ચંચળ ચતુરસુજાણ;
શામાટે મિત્ર જોઇને બોલે, તાત વેરીના વખાણ. હઠીલા. ૧૬
અસુર તણે કુળ ઉપન્યો બાળક, જોની વિચારી ચંત;
પોતાનું કુળ દૈવત મેલી, શાને ભજે ભગવંત. હઠીલા. ૧૭
એમ પ્રલ્હાદને પ્રીછવ્યો, ત્યાંહાં આવ્યો અનુચર એક;
ચાલો ગુરુ સુત તેડી સભામાં, સાંભળે ભૂપ વિવેક. હઠીલા. ૧૮
ત્યારે ગુરુ શિષ્યને કેહે સાંભળ, ચાલ પિતાની પાસ;
રાજનીતિ સંભળાવી કેહજે, રામનામ ન પ્રકાશ. હઠીલા. ૧૯
પછે ગુરુજી હાથ ઝાલી કરી, સાથે તેડી ગયા બાળ;
રાજસભામાં ભુપત પાસે, આવ્યા ગુરુ તતકાળ. હઠીલા. ૨૦

ગુરુ પ્રલ્હાદને આવતા દેખી, ઉભો થયો સરવે સાથ;
અધ્યારૂએ આશિશ દીધી, પ્રલ્હાદ શિર ધરી હાથ. હઠીલા. ૨૧
તાતે તેડયો ત્યાં પુત્રને પ્રેમશું, ખોળે બેસાડયો બાળ;
વહાલી વિદ્યાની વાત પુછી, સંભળાવની શ્રવણુ રસાળ. હઠીલા. ૨૨

## પૂર્વછાયો.

ભુપત પુછે પ્રેમશું, કેહે કાંઇક મુજ પૂત્ર;
વહાલી વિદ્યા જે ભણ્યો, તે સંભળાવો સૂત્ર. ૨૩

## કડવું ૩૦ મું-વલણુ.

વળી બોલ્યા તે મુનિવર એમજી, સાંભળ રાજા તે ભકતનો પ્રેમજી;
જેને સદા કુશળ નેક્ષેમજી, રામભજન વણુ બીજો ન નેમજી. ૧

## ઉથલો.

રામભજનવણુ ન નેમ બીજો, અવર ચરચા નવ કરે;
જગદીશ નારાયણુ હરી, ગોવિંદ માધવ ઓચરે. ૨
તાત સનમુખ વાત કરતાં, રામ રસનાએ રટે;
હવે તેનો કહું મહીમા, સાંભળે સંકટ ઘટે. ૩
પ્રલ્હાદ બોલ્યો પિતા સાથે, સત્ય છે શ્રી રામ;
પ્રથમ વહાલી એજ વિદ્યા, તે ન મેલું મુખ નામ. ૪

## રાગ કલ્યાણુ.

મુને વહાલું વહાલું વહાલું દાદા, રામજીનું નામ,
માહારે અવર વિદ્યાતણું, નથી કાંઇ કામ;
મુને વહાલું વહાલું વહાલું દાદા, રામજીનું નામ. —ટેક ૫
જુવોરે પિતાજી, આણી મુજપર પ્રીત;
મારી પાટીમાં લખાવો,રૂડાં ગોવિંદજીનાં ગીત. મુને૦ ૬
મારે મન માધવ, કૃષ્ણુ મુકુંદ મોરાર;
ભજું મધુસૂદન, કેશવ આપે કીરતાર. મુને૦ ૭
મારે દામોદર, અવિનાશીરે અનંત;
મારે ભજવો છે, ભક્તવચ્છલ ભગવંત. મુને૦ ૮
મારે શ્રીવર સુંદર વરજો સુદાત;
મારે નારાયણુ, પ્રભુ નિરગૂણુનાથ. મુને૦ ૯
માહારે પુરૂષોત્તમ, પરીબ્રહ્મ વસુદેવ;
મુખ ભૂધર ભજવાની, પડી બહુ ટેવ. મુને૦ ૧૦

હુંતો રૂદે માંહે, લખી રાખું રામ ગોવિંદ;
વળી તનમનધન, મારે સચ્ચિદાનંદ. મુને૦ ૧૧
મારા વદનમાં, વસ્યો વિઠ્ઠલ વિશાળ;
તેણે વિસરતો નથી, હું તે મદનગોપાળ. મુને૦ ૧૨
મારે શ્રવણે શ્રી રામનું ગાન;
મારે રામજીનું સ્મરણ રામજીનું ધ્યાન. મુને૦ ૧૩
મારે વિષ્ણુનું વદન, સેવન શ્રીરામ;
મારે ધર્મ ને કર્મ, તે સાચો સુંદરશ્યામ. મુને૦ ૧૪
હુંતો સદા ને સર્વદા, શ્રીહરીકેરે શરણ;
કીધું આપસમરપણ, પ્રભુજીને ચરણ. મુને૦ ૧૫
મારે ધરણીધરપર, દ્રઢ થયો વિશ્વાસ;
હુંતો જન્મજનમથકી, દેવકેરો દાસ. મુને૦ ૧૬
મારૂ જગતમાં જ્યાંહાં, લગી કલેવર ક્ષેમ;
મારે તપતીરથપર, લાગ્યો પૂરણપ્રેમ. મુને૦ ૧૭
મારે નિરધનનું ધન, છે સારંગપાણ;
મારા મંદિરમાં જોતે જડી, મોતીડાની ખાણ. મુને૦ ૧૮
હું તો મુકુ નહી મુખથી, વિષ્ણુનાં વખાણ;
હું તો પુરે પ્રેમ ભજન, કરૂં પુરૂષપુરાણ. મુને૦ ૧૯
હું તો વિધાતણું તત્વ, તાપસું રૂડી રીત;
ચારે વેદ વલોણામાં, વિષ્ણુ નવનીત. મુને૦ ૨૦
એ ઊંડા ભવસાગરમાં, પ્રભુનામ છે નાવ,
નાવે માનવી દેહ વિના, એઠાકેરો દાવ. મુને૦ ૨૧
એવા જુગજીવન, ત્રિભોવન પ્રાણ;
કોણ સિંધુ માંહે કુદી પડે,મેલી મોટાં વાહાણ. મુને૦ ૨૨

## પૂર્વછાયો.

મેહેલી મોટાં વાહણરે, સાગરમાં શાને પડો;
ભવ જળ તરવા પારરે, રામનામ નાવે ચડો. ૨૩

## કડવું ૩૧ મું–વલણ.

વળતા બોલ્યા મુની પુણ્યવંતજી, સાંભળ રાજા તે એકે ચંતજી;
ભક્ત ન મુકે ભજન ભગવંતજી. ૧

## ઉથલો.

ભક્ત ન મુકે ભજન પ્રભુનું, અસુરે કીધો ક્રોધ;
શામ સુંદર નામ લેતાં, વધાર્યો છે વિરોધ. ૨

બેઠો વખાણે વિષ્ણું કીરતન, બીજી ન બોલે વાત;
શ્યામસુંદર નામ લેતાં, કોપ્યો અસૂર ઉત્પાત. ૩

## રાગ ધનાશ્રી.—કંઈક ફેર.

કોપ્યો અસૂર જે વારો એને કોઇરે, સંભારે બેઠો શ્યામનેરે;
એવો મારે કુળ બાળક ન હોયરે, રટે છે બેઠો રામનેરે. ૪
એ કુંવરે લોપી છે મારી લાજરે, સંભારે બેઠો શ્યામનેરે;
એના મનમાં ન આવ્યું મારૂં રાજરે, રટે છે બેઠો રામનેરે. ૫
જ્યારે પુછું ત્યારે મુખથકી બાળરે, સંભારે બેઠો શ્યામનેરે;
તેની હુંને લાગે રૂદીઆમાં ઝાળરે, રટે છે બેઠો રામનેરે. ૬
એને સૂત જાણી ચડાવ્યો મે શિશરે, સંભારે બેઠો શ્યામનેરે;
નાખીઓ ખોળેથી ખેસવી કરી રીશરે, રટે છે બેઠો રામનેરે. ૭
બોલ્યો દૈત્ય રાજા દાનવની સાથરે, સંભારે બેઠો શ્યામનેરે;
એણે મૃત્યુ માગ્યું આપણને હાથરે, રટે છે બેઠો રામનેરે. ૮
એતો ઉપન્યો છે કુલઅંગારરે, સંભારે બેઠો શ્યામનેરે;
એણે મુખે કરી માગી લીધો મારરે, રટે છે બેઠો રામનેરે. ૯
એતો વખાણે છે મારે જેશું વેરરે, સંભારે બેઠો શ્યામનેરે;
એને મારતાં હવે ન ધરવી મ્હેરરે, રટે છે બેઠો રામનેરે. ૧૦
ઉભા અસૂર જુવો છો શાને કાજરે, સંભારે બેઠો શ્યામનેરે;
એને મારીને નીવારો દાઝરે, રટે છે બેઠો રામનેરે. ૧૧
એવું સાંભળીને ઉઠયા દૈત કરોડરે, પ્રલ્હાદ સંભારે શ્યામનેરે;
ધસ્યા હુંકડા તે કરતા કડાઝોડરે, ભક્ત રટે બેઠો રામનેરે. ૧૨
લીધો કુંડાળે ઊડાડે રહ્યા બાણુરે, પ્રલ્હાદ સંભારે શ્યામનેરે;
જેમ વાદળાંએ વીંટી લીધો ભાણુરે, ભક્ત રટે બેઠો રામનેરે. ૧૩
બીક દેખાડે પછાડે હેઠા પ્રહારરે, પ્રલ્હાદ સંભારે શ્યામનેરે;
ખાંડાં ઉઘાડાં ઊગામે હથિયારરે, ભક્ત રટે બેઠો રામનેરે. ૧૪
દૈત બોલ્યા અલ્યા શાને માટરે, સંભારે બેઠો શ્યામનેરે;
તેં તો મૃત્યુ માગી લીધું શત્રુસાટરે, રટે છે બેઠો શ્યામનેરે. ૧૫
મુકી દે જે મુખ લીધી તેં વાતરે, સંભારે બેઠો શ્યામનેરે;
નહી તો હમણાં કરશું તારી ઘાતરે, રટે છે બેઠો રામનેરે. ૧૬
તવ બાળક બોલીઓ સુણો દૂતરે, સંભારૂં બેઠો શ્યામનેરે;
તમે કરોની તમારૂં કરતૂતરે, રટું છું બેઠો રામનેરે. ૧૭
જેણે બાંધ્યો છે પ્રભુ સાથે પ્રેમરે, સંભારૂં બેઠો શ્યામનેરે;
તે તો મુકું નહી જ્યાં સુધી તન ક્ષેમરે, રટું છું બેઠો રામનેરે. ૧૮

એવું સાંભળીને કોપિયા અસૂરરે, પ્રલ્હાદ સંભારે શ્યામનેરે;
જાણે કીજીએ બાળકને ચૂરરે, ભક્ત રટે બેઠો રામનેરે. ૧૯
મારે વજર ગદા તોમર ત્રિશૂલરે, પ્રલ્હાદ સંભારે શ્યામનેરે;
પડે ભક્તને શરીરે જેમ ફૂલરે, ભક્ત રટે બેઠો રામનેરે. ૨૦
નાખે ખડગ ખેડાના ઘણા ઘાયરે, પ્રલ્હાદ સંભારે શ્યામનેરે;
અંગે ભક્તને તરણાવત થાયરે, ભક્ત રટે બેઠો રામનેરે. ૨૧
સાંગ ખંજર કટારી નાખે કોટરે, પ્રલ્હાદ સંભારે શ્યામનેરે;
હરીભક્તને ન લાગે તેની ચોટરે, ભક્ત રટે બેઠો રામનેરે. ૨૨
દૈત મારી મારી હાર્યા નિરધારરે, પ્રલ્હાદ સંભારે શ્યામનેરે;
અંગે ભક્તને જણાણું ન લગારરે, ભક્ત રટે બેઠો રામનેરે. ૨૩
પછી કિંકર રાજાને લાગો પાયરે, મરે નહિ એ મહારાજરે;
અનેક ઘા કીધા માર્યો નવ જાયરે, એના શિરપર બિજાનું છે રાજરે. ૨૪
એને હણી હણી થાકા છે હાથરે, મરે નહિ એ મહારાજરે;
હવે જાણો તે કરોને દૈતનાથરે, એના શિરપર બિજાનું છે રાજરે. ૨૫

## પૂર્વછાયો.

એને જાણો તે કરો, અવર કોક ઉપાય;
અરભક માર્યો નવ ગયો, આયુધ કરે ઘાય. ૨૬

## કડવું ૩૨ મું–વલણ.

વળિ વળિ બોલા તે મુનિવરરાયજી, સાંભળ રાજા તે કહું મહિમાયજી;
હિરણ્યકશ્યપ બહુ બળી ગયો મનમાંયજી, મારે અસૂર તે અન્ય ઊપાયજી. ૧

## ઉથલો.

મારે અસૂર અન્ય રીત, ભક્ત રાજ ન હણાય;
બાળક ઉપર બલ કરે, જેમ રત્નપર ઘણવાય. ૨
તેડાવ્યા બળવંત બળિયા પ્રલેતણા પ્રધાન;
તેને સુત સોંપી કહ્યું, હણોતો થાઊં તુષ્ટમાન. ૩
મારા તે વેરીને ભજે, દિનરેણ સમરે રામ;
રંગીલો રઢ મુકે નહી, ન મુકે મુખથી નામ. ૪

## રાગ–મેવાડો.

રંગીલો કુંવર મૂખથી, રામનામ ન મુકે–ટેક.
લાગી લગ્ન મગ્ન થયો મનમાં, હરી ચંત નવ ચૂકે;
બહુ વિધ વારી મારી જુઓ, કહી કહીને સ્વર સૂકેરે. રંગી૦ ૫

દૈતપતિયે જમ કિંકર તેડી, સાધુ સૂતને સોંપ્યો;
આ બાળકનો કાળ કરોની લંપટે મુજને લોપ્યોરે. રંગી૦ ૬
વળતા જમ કિંકર ઉદ્યમ માંડી, વિધવિધ વાત ઉપજાવી;
ઊંડા જળમાં અગ્નિ પડે તેમ, દૈતે દાઝ સમાવીરે. રંગી૦ ૭
સપ્ત જ્વર ચોરાશી વાયુ, અગન અઢાર ઉવેખી;
ભગતતણે મન તેમ થઇ લાગો, જેમ જળ મસ્તક મેક્ષીરે. રંગી૦ ૮
કાલદંડ જમદંડ અખંડિત, હરીજન અંગ હકાર્યા;
જેથી સકળ જગત લે પામે, તે પણ હઠે હાર્યારે. રંગી૦ ૯
દિનકરસૂત દાનવને ત્રાશે, ક્રોડ પ્રકારે કામ્યા;
જમ કિંકરનું જોર ન ચાલ્યું, હોડ કરી દુઃખ પામ્યારે. રંગી૦ ૧૦
વળતો ધરમ કહે સુણ રાજા, એ સૂત કોણ કહાવે;
ધરમ કરી અધર્મશું હણિએ, તોપણ અંત ન આવેરે. રંગી૦ ૧૧
અમે અમારી શક્તિ પ્રમાણે, મણા ન મુકી થોડી;
અંતે ઇથી વાજ આવીને, આયુધ નાખ્યાં ક્રોડીરે. રંગી૦ ૧૨
એવું સુણીને રાજા રૂઠયો, રહ્યો રૂદેમાં ખીજી;
બાળ ઉપર બળ કરવાને, વાત વિચારી બીજીરે. રંગી૦ ૧૩
પ્રોહિત રૂપ વિક્રાલ કરીને, મનમાં વાત વિચારી;
તેડાવ્યા દિગપતિના મેગલ, માહાબળિયા વીખ ધારીરે. રંગી૦ ૧૪
આવ્યા મલ માતંગ મલપતા, અયુત જોજન ઊંચા;
ડોલે ધરણ ચરણ પ્રહારેથી, પરવત તેમના કુચારે. રંગી૦ ૧૫
બોલ્યો ભુપત કહે કુંજરને, કામ કરો એક મારૂં;
આ અરભકના પ્રાણ હરોતો, સાચું જોર તમારૂં. રંગી૦ ૧૬
મેલ્યો બાળ વિસાળ વગડામાં, મોટે ઘેમર ઘેરો;
મન રૂઠો મમત્વ વછૂટો, જઈ જનને ઝંઝેરોરે. રંગી૦ ૧૭
ત્યારે કુંજરપર હરી કોપ્યા, દીઠા મદમત મંતી;
નાઠા ગજ દંતોશલ કાડી, માહા દુખ પામ્યા દંતીરે. રંગી૦ ૧૯
પછે કરીંદ્ર કેહે ભૂપતને, સાંભળ રાજા સાચું;
આ બાળકનો કાળ ન આવે, ક્રોધે કરો તે કાચું. રંગી૦ ૧૯
એવું સુણીને અસૂર તેડયા, પવન પ્રબળ બળવંત;
આ અરભકનો નાશ કરીને, ટાળો ચિત્તની ચંતરે. રંગી૦ ૨૦
દૈતરાજાનું કાજ વિચારી, વકર્યા મનમાં વાયુ;
પંજરેમાંહે પ્રવેશ કર્યો, તે હરીજન હણવા આયુરે. રંગી૦ ૨૧
સોશે સ્વાશ સમાસને આંણી, જાણે પાડું પીડા;
પણ હરિજનને લેશ ન લાગે, જ્યાંહાં કેશવની ક્રીડારે. રંગી૦ ૨૨

પવન પેટમાં પળવા લાગો; ઓદરમાં અગની જવાલે;
ભાગ્યો ભય લાગો મનમાંહે, બાળી મારયો બાલેરે. રંગી૦ ૨૩
મારૂત જઈ ભુપને મળીયો, એ બાળક બળ ભારી;
જોર કર્યું પણ જરા ન ચાલ્યું, હું આવ્યો છઉં હારીરે. રંગી૦ ૨૪
એમ સુણીને અસૂરે તેડયા, વાસુકીનાગ નમેરી;
ફેણુ ફુંકારે પરવત ફાટે, જોર હળાહળ ઝેરીરે. રંગી૦ ૨૫
સરપ સાથે દાનવપતી બોલ્યો, આ અરભકને બાળો;
કુંવર સ્વરૂપે શત્રુ પ્રગટયો, ડશણુ કરી દુખ ટાળોરે. રંગી૦ ૨૬
ગ્રાસો બાળને બ્યાલ વેગથી, એજ આજ્ઞા મારી;
પ્રાણુ ગયા વણુ શાંતિ ન થાશે, વારૂં છઊં વિખધારીરે. રંગી૦ ૨૭
એવું સુણીને પન્નગ ઉઠયા, રૂઠિયા વદન વિકાસી;
ક્રોડ ગરૂડ નિહાળી સામા, માંડવ છુટયા નાશીરે. રંગી૦ ૨૮
મણીધર જઈ ભુપતની પાસે, બેઉ કરજોડી ઊભો;
આ બાળકનો કાળ ન આવે, દાનવ શાને દુભોરે. રંગી૦ ૨૯
વળી વેણુ વિખધરનાં સુણી, અસૂર સબળ અકળાણો;
જે આવડો બાળક કોમળ કાયા, કોઇથકી ન મરાણોરે. રંગી૦ ૩૦
જળમાં ઝેર હળાહળ નાખી, પૂરણુ પાન કરાવ્યું;
અમરતપેં અદકો ગુણુ કીધો, કરતવ કામ ન આવ્યુંરે. રંગી૦ ૩૧
પ્રૌઢ પરવત શૃંગ ચડાવી, ઊંચલી ફેંકી દીધો;
જન જાણી જગદીશે તેને, જાતે ઝીલી લીધોરે. રંગી૦ ૩૨
સાથે દાનવના કીંકર હતા, તે પણુ પંડે પડિયા;
ભાગાં અંગ વિકટ વન વાગા, રાન વગડે રડવડીયારે. રંગી૦ ૩૩
પરવતજ વડો કુંજર કરીને, સાગરમાં સંતાડો;
કુસુમશેજ જેવું સુખ પામ્યો, જનને માંડ જગાડોરે. રંગી૦ ૩૪
નાગપાશ બંધનમાં બાંધી, સાગરમાં સંતાડયો;
ત્યાંહાં પણુ જનને કીરપા કરીને, કમળાનાથે કાહાડયોરે. રંગી૦ ૩૫
વળી દૂત બાળકને લઇ ગયા, ભયથી ભુપત પાસે;
આ બાળકનો અંત ન આવે, એણીપેર વચન પ્રકાશેરે. રંગી૦ ૩૬
જલ બોળ્યો પાવકમાં રોળ્યો, ઢોળ્યો પરવત ઝંગે;
એવાં સંકષ્ટ દીધાં પણ, આળ ન આવ્યું અંગેરે. રંગી૦ ૩૭
એવું સુણી દાનવ ભય પામ્યો, ચિત્તમાં બ્યાપી ચંતા;
આ બાળકનો નાશ કરતાં, હાર્યા નર બલવંતારે. રંગી૦ ૩૮
આ બાળકથી કોક દિવસ પણુ, મસ્તક અમો વીવરજ્યું;
મનમાં મુને આટલું સુજે, સરજનહારે સરજ્યુંરે. રંગી૦ ૩૯

દાનવ હોડ કરીને થાકયો, જોર જરા પણ નવ ચાલે;
મહી ખોતરવા મહીપતી બેઠો, નીચું મસ્તક ધાલેરે. રંગી૰ ૪૦
રાત દિવસ ચંતામાં પડિયો, જાણે જનને ચુરૂં;
દહાડે દહાડે દુરબળ થાયે, અન્ન ન ખાયે પુરૂંરે. રંગી. ૪૧
તેવે સમે ત્યાંહાં ભ્રગુજી આવ્યા, દૈતે આદર દીધો;
સેવકની પેરે શિશ નમાવી, કેહે કૃતારથ કીધોરે. રંગી. ૪૨
વળતા ગુરુ પુછે કાં ભુપત, દુરબળ સરખો દેખું;
તુજને ભય ઉપજાવે જુગમાં, એવો પુરૂષ નવ પેખુંરે. રંગી. ૪૩
વળતો ભુપત કહે ગુરુજી સુણિયે,પુત્ર પ્રબળ થયો મારો;
શત્રુનું સમરણ નીત રાખે, હરતલ એથી હારોરે. રંગી. ૪૪
કોઇ દિવસ એથી ભે મુજને, મોરાત અચાનક આણે;
તાપ લાગ્યો તેનો તનમાંહે, ત્રેવડ કરવી ટાણેરે. રંગી. ૪૫
તારે ગુરુ કહે સુણ રાજા, એ શી વાત વિચારે;
કાને કંઇએ સુણું નહી જુગમાં,જે અજા સિંહને મારેરે. રંગી. ૪૬
મેલ પુત્રને મારે મંદિર, રાખું નિત્ય નિશાળે;
ફરી ભણાવું એવી વિદ્યા, જે કૃષ્ણ કેહે નહી કાલેરે. રંગી. ૪૭
વરૂણપાશ બંધનમાં બાંધી, બાળકને બેસાડું;
રામનામની રઢ મેલાવું, વિધવિધ ભાતે વારૂંરે. રંગી. ૪૮
એવું કહીને ગુરુ ઘેર પધાર્યા, શિષ્યને સાથે તેડી;
વરૂણપાશ બંધને બાંધ્યો, થઇ બ્રહ્મની બેડીરે. રંગી. ૪૯
ભણો ભણાવો એને, સખા સરવને રાખ્યા સંગે;
જેમ પ્રલ્હાદ વચન વિસારે, તેમ લગાડો રંગેરે. રંગી. ૫૦

## પૂર્વછાયો.

વચન પૂર્વનું વીસરે, તેમ સમજાવો સંત;
જેમ રાજા કેહે તેમ ભણો,તજ ભજનભગવંત. ૫૧

## કડવું ૩૩ મું-વલણ.

વળિવળિ બોલ્યા તે સુખ ઋષીજનજી, સાંભળ રાજા તે પાંડુતનજી;
હરી ભક્તને હરી તનમનજી, બોલે બાળક તે પ્રેમવચનજી. ૧

## ઉથલો.

પછે શિષ્યને એમ પ્રીછવે, પ્રેમે કરી પ્રલ્હાદ;
હું ભણાવું તે ભણો, જે માંહે સારસંવાદ. ૨
સહુ કોઇ ભૂદરને ભજો, ભાવે કરીને ભ્રાત;
સાર નહી સંસારમાં, એ વિના બીજી ન વાત. ૩

## રાગ સોરઠી.

સહુ કોઇ ભાવે ભજો ભગવાનનેરે માહારૂ કહ્યું કરોની ભ્રાત;
એ વણુ સાર નહી સંસારમાંરે, મન જોજો વિચારી વાત. સહુકો. ૪
એતો આદ્ય નિરંજન એક છેરે, ભગવાન સુરાસુરભૂપ;
ભગત માટે ફરે બ્રહ્માંડમાંરે, ધરે રંગ દેખે તેવાં રૂપ. સહુકો. ૫
પ્રભુ શેષશજ્યાએ પોઢિયારે, શિર શેષ વદે છે વેદ;
ઇચ્છાએ ઉતપન ને પ્રલે કરેરે, તેનો કોય ન જાણે ભેદ. સહુકો. ૬
જેની નાભીથકી અજ ઉપન્યારે, ચતુરાનન પુણ્ય પવિત્ર;
સુંદર પાએ થઇ ચારે વેદશુંરે, નીત વરણુવે વિષ્ણું ચરિત્ર. સહુકો. ૭
એનું ચૈતન છે ત્રૈલોકમાંરે, વિરંચાદિક કીટ પતંગ;
વ્યાપક સુરજ કમળ જેમ વિશ્વમાંરે, તેમ સઘળે છે શ્રી રંગ. સહુકો. ૮
એનું નામ જપે નરનાર જેરે, નહી નરક વાટ નિદાન;
પાપ તાપ ટળે તન માંહેથીરે, જાએ આપથકી અભિમાન. સહુકો. ૯
જેને નામ વાહાલું જગદીશનુંરે, તે તો પામે પદારથ ચાર;
તેમાં સંશય નહીં સંસારમાંરે, એ તો નિશ્ચે ને નિરધાર. સહુકો. ૧૦
સંસાર રૂપિયો સરપ છેરે, વળી તેહેના ત્રણ પ્રકાર;
છે મણી મોહોરો ને ઝેર જુજવો, તેનો ભારે વિકટ વેહેવાર. સહુકો. ૧૧
વિખ પંચ વસે તેને મુખેરે, તેણે પરભવી સૃષ્ટી સમસ્ત;
તેમાં મોહોરો મુકંદના નામનોરે, ઉગર્યો જેને આવિયો હસ્ત. સહુકો. ૧૨
ભય ઝેરતણું જેનું વામિયુંરે, નિકટ આવો જેને મણી મોક્ષ;
અંતર આતમારામને ઓળખો રે, થાય પુરણ જોત પરોક્ષ. સહુકો. ૧૩
તે નિરગુણ બ્રહ્માને ઓળખોરે, ગુણ સગુણાતિત ગાય;
રામ ગોવિંદ મુકુંદ રમાપતિરે, ગરૂડારૂઢ વૈકુંઠરાય. સહુકો. ૧૪
મધુસૂદન માધવ માવજીરે, સુખદાયક દીનદયાળ;
સુંદરશ્યામ દામોદર શ્રીહરીરે, કમળાવર વસ્તુ ગોપાળ. સહુકો. ૧૫
જગદીશ જનારદન મુનીરે, અવિનાશી નિરંજન નાથ;
ભુધર મહાવર શ્રીધર શ્રીપતીરે, સચિદાનંદ પોઢણ પાથ. સહુકો. ૧૬
વાસુદેવ નારાયણ નાથજીરે, મનમોહન દેવ મોરાર;
કેશવ કૃષ્ણ ઉપેંદ્ર અનંત છેરે, કમળાવર ને કીરતાર. સહુકો. ૧૭
શંખ ચક્ર ગદાંબુજ શોભતાંરે, સુરવલ્લભ સુંદરશ્યામ;
ધર્મધુરંધર રૂપ અમોઘછેરે, ઋષીનાયક પુરણકામ. સહુકો. ૧૮
ઇશ્વર અચ્યુત સત્યસ્વરૂપ છેરે, ભક્તવચ્છલ મચ્છ કોરંભ;
આદ અનાદ અલોકીક પરમ છેરે, પુરૂષોત્તમ પૂરણ બ્રહ્મ. સહુકો. ૧૯

એવાં નામથકી નીત નેહશુરે, મુખ ગાય ગોવિંદનાં ગીત;
મનમાં સત્ય જાણે શ્રી રામનેરે, તમે આણો પ્રભુપર પ્રીત. સહુકો. ૨૦
પ્રાણીને પાપનો તાપ લાગેનહીરે, નીત જપે તે શ્રી જગદીશ;
કેશવ કોટી અપરાધ ક્ષમા કરેરે, ક્ષણું ચરણે નમાવો શિશ. સહુકો. ૨૧
જીવને જનમતણું દુખ ટાળવારે, ઘણું તત્વ નારાયણ નામ;
સુખ આપે અનોપમ સર્વથારે, વળી પુરે તે મનની હામ. સહુકો. ૨૨
તન પાપના તાપને ટાળવારે, પ્રભુનામ રૂપ છે શીત નીર;
પ્રેમેશું પાનકરો તે તણુંરે, ઘણું શીતલ થાયે શરીર. સહુકો. ૨૩
મનરૂપાશ્વરપિયું સત્ય છેરે, માંહે ભળિયું નથી તીલ પાપ;
રામને નામે સીંચો કરી શોધિયેરે, દઈ જ્ઞાન અગ્નીનો તાપ. સહુકો. ૨૪
ચિત્ત ત્યારે નરડી જેવું હશેરે, તેને કુંડું તે ન કહે કોય;
હરનીશ અગ્નીમાં ઝીલી નીસરેરે, તોયે શ્યામ શરીર ન હોય. સહુકો. ૨૫
એમ અગ્ની એક સંસારનીરે, ત્રણ લોકને લોપવા જાય;
તેમાં શ્રી જગદીશના નામથીરે, મન સંત સમાગમ થાય. સહુકો. ૨૬
તેથી મિત્ર જાણી તમને કહુંરે, પરબ્રહ્મ ભજો દિનરાત;
કોઇ કામ ન આવે અંતકાળમાંરે, વળી માત પિતા કુળજ્ઞાત. સહુકો. ૨૭
રીધ સીધને સંપત સરવ છેરે, અવની ને અખંડિત આય;
તે પણ આવે નહી અવસાનમાંરે, પ્રભુ નામવિના કોઇ સાથ. સહુકો. ૨૮
ધરમ કરી ધરાપર ખરચિયુંરે, તેનું સહસ્ત્રગણું ધન થાય;
તે વળી પામવાને પરલોકમાંરે, અવતાર લેવાને જાય. સહુકો. ૨૯
કોઇ ધ્યાન કરે મનથીરે, ગણે દાતા ને ભોક્તા શ્રી રામ;
મનમાં ભક્તિ રાખે ભગવાનનીરે, તે તો પામે પુરણ ધામ. સહુકો. ૩૦
એટલું તમને કહું આજથીરે, સુખ પામવા રાખો આશ;
મુખે નામ નારાયણ ઓચરોરે, થાઓ દીનદયાળના દાસ. સહુકો. ૩૧
પુરણ લગ્ન લગાડી પ્રેમશુંરે, મુખ ઓચરો શ્રી અવિનાશ,
તો દુખ દેખશો નહી અવતારમાંરે, અંતકાળે વૈકુંઠ વાસ. સહુકો. ૩૨
હુંને નારદ મુન્યે આપિયુંરે, એવું જ્ઞાન અનોપમ પર્મ;
વળી પામિયો માતાને પેટથીરે, તેણે ચક્ષુ ટળી ગઇ ચર્મ. સહુકો. ૩૩
એવું સાંભળી સરવ વિદ્યારથીરે. પ્રભુનામનો લીધો લક્ષ;
દૈતના વંશનો મારગ વિસર્યારે, સહુ વરણવે વિષ્ણું પક્ષ. સહુકો. ૩૪

## પૂર્વછાયો.

સરવ સખા વરણન કરે, હરિકીરતન દિનરાત;
અરભકે વાંચ્યું વચન, તે ન મેલે મુખથી વાત. ૩૫

એજ સ્વભાવ અરભકતણો, જે સુણે તે નીત ગાયે;
વાત ન મુકે વદનથી, તે પંથ વિખે ઘરમાંહે. ૩૬

## કડવું ૩૪ મું–વલણ.

વળતા બોલ્યા તે ઋષી એણીપેરજી, બાળક બેઠો તે ગુરુજીને ઘેરજી;
હરીની હરીભકતપર વાધી મેરજી, સમરે જેને અસુર શુ વેરજી. ૧

## ઉથલો.

અસુર સાથે વેર જેને, બાળક ભજે તેનું નામ;
સુણી ગુરુજીને ક્રોધ વાધ્યો, આવિયા તે ઠામ. ૨
પ્રલ્હાદ ઉપર ક્રોધ આણી, ગ્રહ્યો ગુરુજીએ હાથ;
સોપું પાછો ભૂપને, તું ચાલ મારી સાથ. ૩
એવું કહીને અધ્યારૂએ, સાહ્યો શિશ ને બાંહે;
તતક્ષણ તેડી આવિયા, રાજમંડપમાંહે. ૪
બોલ્યા ગુરુ ભુપાળ સાથે, સંભાળ તારો બાળ;
સખા કીધા આપ સરખા, વણસાડી નિશાળ. ૫
પોતે ભણે જે મુખથકી, સહુને ભણાવે તેહ;
જળવાય નહી એ પુત્ર અમથી, એમ ઠરાવું એહ. ૬
એવું સુણીને અસૂર કોપ્યો, બોલિયો બાળક ભણી;
અણખુટે માગે મૃત્યુ, કોણ છે તાહારો ધણી. ૭
તવ બોલિયો બાળક મુખે, કાં ભૂપ ભુલો આમ;
મુજને ભે લાગે નહિ, રક્ષા કરે શ્રીરામ. ૮

## રાગ–કાફી.

વળતો બાળક મુખ શું બોલ્યો, સાંભળ તું ભુપાળ;
દાનવ કોટી ઊપાય કરે, મારો કદીએ નવ આવે કાળ;
માહારે તો શ્રી રામની રક્ષા છે, રૂદેમાં શ્રી રામજી લક્ષા છે. ટેક. ૯
પાવકકુંડમાં નાખી પ્રજાલો, લીન પામે જયાં લોહ;
મારા શરીરને નીર જેવું લાગે, દાઝું જરા ના હોય. મારે. ૧૦
વાસુકી નાગનો લાગ ન લાગો, વાયુ આવ્યો છે વાજ;
નીર ગંભીરમાં હું નવ બુડયો, ક્રોધ કરો શાને કાજ. મારે. ૧૧
જમ કિંકરનું જોર ન ચાલ્યું, હારી હાટકયા હાથ;
મેગલ માથું પછાડી છુટયા, તુજ દેખતાં દાનવનાથ. મારે. ૧૨
પ્રોઢા પરવત શિખર ચડાવી, દોડાવી નાખ્યો દૂર;
અંગ મારાને આળ ન આવ્યું, આભથી ભેટે ભૂર. મારે. ૧૩

ખડ્ગ કટારી ને ખંજર ખપવા, મુકયો બ્રહ્માંડનો ભાર;
પિંજરમાંહી પ્રવેશ કર્યો નહી, ધારથી નહી તરવાર. મારે. ૧૪
મન માને તે પ્રકાર કરો પણ, તોય ન આવે કાળ;
ભક્ત ઉપર જો જગત કોપે પણ, વાંકો ન થાયે વાળ. મારે. ૧૫
તાત તમે હુંને મારવા માંહે, મણા ન મુકી નેટ;
તોએ પંડ પ્રતીત ન આવી, હાથ પછાડયા જો હેઠ. મારે. ૧૬
શ્રી હરીને સંભારતાં પ્રાણી, દુઃખ ન પામે દેહ;
આ જુગમાં ઊગારિયો હુંને, પાધરૂં પારખું એહ. મારે. ૧૭
દેખી પેખીને દૈત કયાં ભુલ્યો, જોની વિચારી વાત;
ક્રોડ પ્રકાર કરો મુજ ઉપર, ગાત્ર ન લાગે ઘાટ. મારે. ૧૮
મલ મોટા મને મારી શકે નહી, તોય ન મૂકો મરોડ;
આંધળાની પેઠે આંખે ન દેખે, કરતાં દીપક કરોડ. મારે. ૧૯
નારાયણનું નામજ લેતાં, લોપી ન શકે લોક;
વિશ્વમાં વિષ્ણુભજનજ કરતાં, ફંદ કરે તે ફોક. મારે. ૨૦
વૃશ્ચિક વ્યાલ બિડાલ ને વાંદર, વાઘ વરાહ ને વૈતાલ;
કોય ન લોપી શકે પ્રભુ ભજતાં, દાનવ ને દિગપાલ. મારે. ૨૧
માહારૂં કહ્યું માનો પિતાજી, તો હજી ભજો ભગવાન;
ક્રોડ અપરાધ ક્ષમા કરે શ્રીવર, સદા થાયે તૃષ્ટમાન. મારે. ૨૨
રામ સાથે શી રીશ પિતાજી, એ છે સુરાસુરધીશ;
જે જેવું કરે તે તેવું પામે, જુજવો નહી જુગદીશ. મારે. ૨૩
શત્રુ ગણે તેહેને શત્રુ છે શ્રીવર, મિત્ર ગણે તેને મિત્ર;
બંધુ ગણે તેને બંધુ ગદાધર, પીત્રુ ગણે તેને પીત્ર. મારે. ૨૪
જંગતમાં ભકતી વાહાલી ભગવાનને, એથી આડો આંક;
સા'ય કરે શરણાંગતકેરી, શું રાજા શું રાંક. મારે. ૨૫
બ્રહ્મા નારદ ઇંદ્ર ઊપાસન, અન્ય કરી નીત ધાય;
વેદ પુરાણથી પાર ન આવે, મોટો ધણો મહીમાય. મારે. ૨૬
જોરે પિતા તમે વેર વસાવું, તો પામશો પશ્ચાત્તાપ;
નાથ મારો તમને હાથ દેખાડવા, આવશે આપોઆપ. મારે. ૨૭
જોર કશું જુગદીશની સાથે, જોની વિચારી મૂલ;
સોર કરે તેમ કેમ બીહે, શીયાલિયાથી શારદૂલ. મારે. ૨૮
એવું સુણીને દાનવ કોપ્યો, વિકાળ કરડે દંત;
સિંહાસનથી આકળો ઊઠયો, અરભક આણવા અંત. મારે. ૨૯

### પૂર્વછાયો.

સિંહાસનથી ઊઠીઓ, કોપ્યો અસૂર અનંત;
ઘોર વદન ગરજના કરે બાળકપર બળવંત. ૩૦

### કડવું ૩૫ મું–વલણ.

વળતા બોલ્યા તે મુનિ પુણ્યવંતજી, સાંભળ રાજા તે મહિમા સંતજી;
આણવા અસૂર રાયનો અંતજી, રક્ષા કરવા તે શ્રી ભગવંતજી. ૧

### ઉથલો.

જેમાં પ્રગટ્યા શ્રી હરી, કરૂણા કરી તતકાળ;
હિરણકશ્યપ ક્રોધે ભરાણો, નિકટ લીધો બાળ. ૨
સિંહાસનથી શીઘ્ર ધાયો, ખડગ લીધું હાથ;
અરભક ઊપર ઊગામિયું, દેખાડ વૈકુંઠનાથ. ૩

### રાગ–કલ્યાણ.

બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતી, એમ હોકારે બકોરે બોલે મૂઢમતી;
હુંતો મનમાં ન રાખું કેની બ્હિક રતી, બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતી. ૪
હમણા પ્રહાર કરીને તારા પ્રાણ હરૂં, ત્યારે હિરણકશ્યપ મારૂં નામ ખરૂં;
હુંતો બ્રહ્માંડમાં ભે કોનો નવ્ય ધરૂં, બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતી. ૫
હુંતો વેરિતણે છળે બળે માર્યો નવ મરૂં, વર બ્રહ્માએ આપ્યા તે અભિમાન ધરૂં;
તેણે સકળ ભૂવનમાંહે ફુલ્યો ફરૂં, બાળા૦ ૬
મુને શું કરે તારો રામ રીશ કરી, મારી સનમુખ ન શકે ધીર ધરી;
ગયો વૈકુંઠથી નાહાસી મારે ત્રાસે કરી, બાળા૦ ૭
વર બ્રહ્માતણો મિથ્યા કરે કોણ વળી, જેથી પ્રગટી સૃષ્ટિ વિવિધ સઘળી;
મુને સાધ્ય થયો છે તપમારે મળી, બાળા૦ ૮
એવો દિવસ કયો જે દેખું દેવ હરી, જુધ કરૂં તેની સાથે કર ખડગ ધરી;
પેહેલો એ મળે તો મેલું બીજી વાત પરી, બાળા૦ ૯
એવું વચન સુણીને બોલ્યો બાળ મુખે, રાજા બળ શાને કરો બેસી રોહાની સુખે;
હુંતો દુબળો થાઊંછું તમારે દુખે, દાદા દેખાડું શું રામ મારો રહ્યોછે વ્યાપી;
બાધી સૃષ્ટિ સૂરાસૂર એણે થાપી, દાદા દેખાડું શું રામ મારો રહ્યોછે વ્યાપી. ૧૦
મારો પ્રભુજી વસેછે ત્રૈલોક વિષે, એને ન જાણતા આપણુથી દૂર રખે;
નથી બ્રહ્માંડ કોઇ મારા નાથ પખે, દાદા૦ ૧૧
એતો આતમ સ્વરૂપી સહુ માંહે વસે, જેમ દરપણ માંહે પ્રતિબિંબ ધસે;
તેમ સઘળે ગોવિંદ અલગો ન ખસે, દાદા૦ ૧૨

ત્યારે બોલિયો અસૂર મન ક્રોધ થકે,અલ્યા જાણ્યું અજાણ્યું કેટલું બકે;
એક આ સ્થંભથી ઠાકોર તારો પ્રગટી શકે, બાળા૦ ૧૩
એવું સુણી બાળક કરજોડી કહે,મારા સ્વામીજી મહીમા તો સત્ય લહે;
હુમાં તુમાં સ્થંભ ખડક સહુમાં રહે, દાદા૦ ૧૪
પછે પ્રલ્હાદ સંભારે વૈકુંઠધણી,નિરખી પ્રેમેશું જોયું ત્યાં સ્થંભ ભણી;
માંહે દીઠા નરસિંધ ત્રૈલોકધણી, દાદા૦
દેખી સ્થંભને પ્રલ્હાદે પ્રણામ કર્યો,મન આનંદ આણીને પ્રદક્ષણા ફર્યો;
એવું દેખીને દાનવપતી ક્રોધે ભર્યો, બાળા૦
બાધો સ્થંભ શું વછુટે ઉઠો ખડગ ધરી, દાહાડી મુછ પછાડી દોડી દોટ દઈ;
ફાટો કડડડ સ્થંભ ધરા ધ્રુજી રતી, બાળા૦
દીઠો કારમો કેસરી નર પ્રગટ થયો, રૂપ નિહાલી દાનવપતી દૂર ગયો;
ધરી ઢાલ ખડગ આવી ઉભો રહ્યો,જુએ પિતાજી પ્રેમે મૂજ વૈકુંઠપતી. ૧૮

## પૂર્વછાયો.

ઢાલ ખડગ કરમાં ગ્રહી, અસૂર ઉનમત ઉભો થયો;
નરખી શ્રી નરસિંધને જુધ્ધ કરવા સનમુખ ગયો. ૧૯
ઊગ્ર રૂપ નરસિંધનું, તે દેખીને દુરબુદ્ધ;
મનમાં ભય પામે નહીં, ઊનમતે માડયું જુદ્ધ. ૨૦

## કડવું ૩૬ મું-વલણ.

વળિ વળિ બોલ્યા તે મુખ બુદ્ધિવાનજી,સાંભળ રાજા તે હરીજન કાનજી;
જુદ્ધ કરે અસૂર શું ભગવાનજી, નિરખે દેવ ગગને ચઢી વિમાનજી.૧

## ઉથલો.

અસૂર શું નરસિંધ રૂપે, જુદ્ધ કરે જુગદીશ;
તે કથાનો સુણો મહીમા, રાય માનવધીશ. ૨

## રાગ-કલ્યાણ.

જોતાં કડડડ સ્થંભ ફાટયો કારમોરે,પ્રભુ પ્રગટયા તે નરસિંઘ રૂપ;
ભડડડ ભાગા ભડ ભુપતીરે, છે ભક્તવચ્છલ નીહાળી સ્વરૂપ;
રામ દેવશું જગાડું જુધ દાનવેરે. ૩
પ્રભુ ભ્રગુટી કુટીલ બીહામણીરે, દીસે નયણામાં પાવકની જ્વાલ;
નાસીકા ઘોર ઘણો આકળોરે,તેણે ડોલવા લાગ્યા છે દિગપાલ. રામ. ૪
ખાએ બગાસાં વિકાશે મુખ વેગશુરે, થાય તેમાં ત્રણલોક સમાસ;
હોકારો કરે શ્રીહરી આકળોરે, ચૌદભુવનમાં થાયે તેનો વાસ. રામ. ૫

એહુ હસ્ત બીરાજે બલભર્યારે, જેવા ઝળકે તે લાલ ગુલાલ;
તલપે વીડારે શિશુ દૈતનેરે, હુતા હજુરી હજારો ખવાસ. રામ. ૬
અંગ ઉપેર વિકરાલ રોમાવલીરે, જંઘે કેસરીના જેવા કેશ;
વદન તેજ રવી કોટીનુંરે, ધરો પ્રભુજીએ વિકરાળ ઘણો વેશ. રામ. ૭
જે ધરણી ચરણ ધમકારથીરે, ગાજે પરછંડે ગગન બ્રહ્માંડ;
ખળભળે શિખર શૈલ્યનાંરે, શેષ સળવળે ચળે નવખંડ. રામ. ૮
એવું નિહાલી સ્વરૂપ નરસિંહનુંરે, મન બીનો નહી દાનવ નાથ;
ઢાલ ખડગ કરમાં ગ્રહીરે, જુધ માંડ્યું મધુસૂદનની સાથ. રામ. ૯
ત્યારે ક્રોધ કરી નરકેસરીરે, તાડો તલપે કરીને તત્કાળ;
જોરાવર ઝાલ્યો જીવતોરે, વળી વેગેથી વછુટે વિકરાળ. રામ. ૧૦
નાખી આયુધ ગગન લગે ઉછાળેરે, આવે બીહાવતો દાનવ થઇ ક્રૂર;
વલગે વછુટે રૂઠે રામશુંરે, ઉઠે તનમાંહે સમાયે નહી શૂર. રામ. ૧૧
પડે લડથડે વઢે જઇ વાડશુંરે, માર્યો મરે નહી અસૂર અંકાલ;
ઇંદ્ર બ્રહ્મા આડા દઇ વાદળાંરે, જોવા આવ્યા અમર ચારે ચાલ. રામ. ૧૨
દળવાદળમાં વળે જેમ વીજળીરે, તેમ વિષ્ણુ સાથે દોડી મલે દૈત;
ભારી ભુજ સહસ્રના પ્રહારથીરે, નવ ભાગો આયુધ સહીત. રામ. ૧૩
ઝાલે ઝડપ નાખીને નરકેસરીરે, વળી વેગેથી વછુટી વીર જોય;
દેખીને ધ્રુજવા લાગ્યા દેવતારે, મન મુની ન ધરી શકે કોય. રામ. ૧૪
જુદ્ધ દરૂણ દેખીને વિસમે થયારે, ઇંદ્ર બ્રહ્મા વિચારેછે એમ;
નરહરી આગળ જુદ્ધમાંરે, જાણ્યું રખે રેહેતો દાનવ ખેમ. રામ. ૧૫
થાય ઊચો નીચો ને બેહુબાકળોરે, નવ ઝાલ્યો રહે નરહરીને હાથ;
ક્રીડા કરે અસૂરશું શ્રી હરીરે, ભરે સહસ્ર ભુજાતણી બાથ. રામ. ૧૬
નવ જાણે સૂર એમાં કોણ જીતશેરે, એવો અસૂર અતુલ બલવંત;
રાજજુધ જોઇને દૈતને દૈવતણુંરે, વળી આંગલી લઇ રહ્યા દંત. રામ. ૧૭
ભોમ ભાર જંજાલે પ્રહારનોરે, ભય પામ્યો ઘણું મન ભોજંગ;
સઘળા ભેગા સપ્ત સિંધુ સામટારે, પડે ખડતાલે પરવત શૃંગ. રામ. ૧૮
મલજુધ પ્રબલને બળે કરીરે, ઘણું શિથિલ થઓ શેષ;
ગર્જનાએ ગર્ભ ઘણા ગળ્યારે, જાણું ભૂતલ વાદલ ભેલે એક. રામ. ૧૯
એમ અસૂરને વિષ્ણુ વઢે વાદશુંરે, તેણે સુઇ ન શકે કોઇ શેજ;
તેજ પ્રકાશું નરસિંહનુંરે, તેણે નભમણી થયા નિસ્તેજ. રામ. ૨૦
એવો દિતિસુત શ્રી હરીશું વઢેરે, જેમ ઉડી પડે પાવક પતંગ;
હારે નહીં હરાતણી હાકથીરે, તારે કોપ્યા વળી પ્રભુ નરસિંહ. રામ. ૨૧
મુખ ટાઢ વધારી વિકરાળશુંરે, કીધું નરહરી હાસ અટાટ;
કાયર થઓ દેવના ત્રાસથીરે, ત્રાડે દડી પડયો દાનવ વેરાટ. રામ. ૨૨

વાગે વદનનો શબ્દ જઇ વ્યોમશુંરે, જેમ ગગનમાં ગડગડે મેઘ;
સાહી લીધો અસુરને અંકમાંરે, જેમ બગધર વીખધર વેગ. રામ. ૨૩
સંધ્યા સમે ગ્રહી મંડપને દ્વારે, આવી ઊંબરે પેઠા અવિનાશ;
ઓદર ઉખેલે નખ નેહશુંરે, કોએ ઉભો ન શકે પ્રભુપાસ. રામ. ૨૪
દૈત ખોલે પડયો ખગપતી દેવનેરે, મન ચિંતવેછે મેલી નિશ્વાસ;
મારો અંતકાળ આવ્યો ગોપાળથીરે,તેને નિશ્ચે આવ્યો મન વિશ્વાસ. રા. ૨૫
પેહેલા ઉરપર પ્રવેશ થતો નહીરે, ચક્ર ફરશી ને કઠણ કુલીશ;
નખથી જઠર કીધું જુજવુંરે, તેનો આવ્યો અવસાન સમે ધીશ. રામ. ૨૬
પ્રભુ એણીપેરે પ્રાજે કરે દૈતનેરે, મારી પાપીના કાહડયા પ્રાણ;
અંતરની માલા કંઠમાં ધરીરે,બેઠા સિંહાસન ચડીને ચક્રપાણ. રામ. ૨૭
કોણ પોચે પ્રભુજીની ચતુરાઇનેરે, જેણે સરવ રચ્યો સંસાર;
બ્રહ્માતણાં વચન ન લે પિયાંરે, તેમ અસૂર વીડાર્યો કીરતાર. રામ. ૨૮
વર બ્રહ્માતણા સત કરી પાળીયાંરે,દુષ્ટ માર્યો સત્રે વિચારી પ્રદોષ;
પુષ્પવૃષ્ટિ કરે સરવે દેવતારે, વાજે દુંદુભીતણાં નીરઘોષ. રામ. ૨૯
નીજ ભગતને દુભ્યા માટે કોપિયારે,પ્રભુ સંધાર્યોછે દાનવ જોધ;
રીપુ ક્ષય પામ્યા પછે નરસીંઘનેરે,કેમે ઉતાર્યો ઉતરે નહી ક્રોધ. રામ. ૩૦
આવ્યા શંકર બ્રહ્મા ને શક્ર દેવતારે, રહ્યા દુરથી કરેછે દરશન;
સરવ સ્તુતી માંડી જગદીશનીરે, ગળગળ્યા પ્રભુ કરવા પ્રસંન. રામ. ૩૧

## પૂર્વછાયો.

પ્રભુજીને પ્રસન કરવા, સ્તુતી કરે સહુ દેવ;
કહું તુજને તેતણો, સાંભળ રાય અવેવ. ૩૨
નરસિંહે નખ દઈ વિડાર્યો, હિરણ્યકશ્યપ ભૂપાલ;
અસુરક્ષય પામ્યા પછી, પ્રભુ ન મુકે વેશ વિકાલ. ૩૩
ભક્તને જે પરભવ્યો, કોપે ચડયા મહારાજ;
અંત આણ્યો અધરમીતો, કર્યું અમરનું કાજ. ૩૪

## ઊથલો.

કર્યું અમરનું કાજ, અસુર સઘળા હરખે ભર્યાં;
મન પામ્યા ઊલ્લાસ, શ્રી નરસિંહે નીરભે કર્યા. ૩૫

## કડવુ ૩૭ મું.—વલણ.

વળિ વળિ બોલ્યો તે બ્રહ્મકુમારજી,સાંભળ રાજા તે જશ કીરતારજી;
સ્તુતી કરે છે અમર અપારજી. ૧

## ઊથલો.

અમર સ્તુતી અપાર ભાતે, કરે બેહુ કરજોડ;
રૂદ્ર બ્રહ્માદિક અનેક સૂરપતી, વિનવે તેત્રીસ ક્રોડ. ૨

## રાગ-ચોપાઈ.

આવ્યા ઇંદ્ર મુનીંદ્ર આનંદ ધરી, કરમણી મુક્તાફળ પુષ્પ ધરી;
ઉભા સ્તુતી કરે પરણામ કરી, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૩
પડે ભ્રગુટી કનક જેમ ધરણે ઢળી, તેમ પ્રભુને વિનવે છે સૂર મંડળી;
કરજોડીને સ્તુતી કરે છે વળી, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૪
સ્વામી દેવ સમસ્તનું દુખ ટળ્યું,ઘણા દિવસ પછી ગયું રાજ મળ્યું;
તારા ભગતનું સ્મરણ અમને ફળ્યું, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૫
હવે સાધુ સમસ્તની વ્યાધી ગઇ, સુખે રહેશું તે સ્વર્ગ નીવાસ જઇ;
ત્રણ લોકની કલમષ વિનાશ થઇ, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૬
દીઠો ભગતનો મહિમા અપાર અમે,જેને મારી શકયો નહીં દુષ્ટ કયમે;
વળી સ્થંભ ફોડી પ્રગટયા છો તમે, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૭
એમ અમર સ્તુતી કરે દૂર થકે, કોટિ તેજથી નીકટ જઇ ન શકે;
રસના રવી કોટિ જેવી ઝગકે, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૮
કરજોડીને આગળ નિઃશંક નમે, હવે દુખ હમારૂં સમસ્ત શમે;
મન પ્રેમ ધરી પ્રભુને પ્રણમે, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૯
ઘણા દિવસ લગે દુષ્ટની વેઠ કરી, અંન પુરૂં ન પામતા પેટ ભરી;
એની આજ્ઞા પાળતા ત્રાસ ધરી, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૧૦
થાશે જગ્ન જાગાદિક કર્મ હવે, લક્ષ સખા પંચાઅંત મંત્ર ચવે;
કરશું તરપણ નીત્ય ને હોમ હવે, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૧૧
વળી એમ જગદીશની સ્તુતી કરે,ગુણ ગાએ ગોવિંદના હરખ ઘણે;
છુટયા દુઃખથી પ્રતાપ મુકંદતણે, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૧૨
કેહે નરકનાયક હાથ જોડી, સ્તુતી શું કરેછે મારી મત્ય થોડી;
ગરૂડારૂઢ છે મારી મત્ય પ્રૌઢી, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૧૩
ભણે વરૂણ વખાણ કરે મુખથી, હવે સ્રષ્ટિમાં રાજ કરૂં સુખથી;
મુને રાખિયો દૈત તણા દુખથી, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૧૪
કેટલા દિન દુષ્ટનું નીર વહ્યું, નીત કાજ કર્યું જે એણે કહ્યું;
હવે આજથકી ઘણું સુખ થયું, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૧૫
વળી વાયુ સમસ્ત કરે વીનતી, અમને ઘણી દુષ્ટની પીડા હતી;
એ નિવારણ પ્રભુ કીધી મતી, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૧૬

કરજોડીને જક્ષકુંવર કહે, સ્વામી ઉગ્ર મહીમા તારો કોણ લહે;
સુખ પામે જે સાધક મરણે, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૧૭
અસૂરે અમને ઘણું દુખ દીધું, ઉપદ્રવ કરી ઘણું દ્રવ્ય લીધું;
પ્રભુ તે તમે કષ્ટ વિનાશ કીધું, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૧૮
વદે વેદ વેદાંત ગોપાળ ભણી, હવે સાહ્ય કરો એક બાળ તણી;
તમને ન ઘટે એવી રીશ ઘણી, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૧૯
ઘણુ તીક્ષણ ક્રોધ તમારે થકે, ત્રણ લોકમાં કોપ રહી ન શકે;
રખે શેષ ચળી પૃથવી થરકે, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૨૦
કીધો ક્રોધ તમારે તે વાર્યો ઘટે, જ્યારે માહા કલપાંત સમે પ્રગટે;
તારે વિશ્વની ઉતપત થાતી મટે, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૨૧
બ્રહ્મા સ્તુતી કરેછે ભેદ થકી, વેદ રઘુ યજુર ને શામથકી;
તારા ગુણનો પરીબ્રહ્મ પાર નથી, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૨૨
તમો આજ અલોકીક રૂપ ધર્યું, મુની દેવ સમસ્તનું દુઃખ હર્યું;
ત્રણ લોકમાં તેજ તારૂ પસર્યું, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૨૩
ઉભા ગાંધ્રવ સઘળા ગાન કરે, જંત્ર વાંસલી તુંબર હાથ ધરે;
છંદ તાલ મૃદંગે તાન કરે, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૨૪
નાચે કિન્નર કામની રૂપ કળા, ગુણ વરણવે વિષ્ણુતણા સબળા;
મધુર સ્વરે ગાન કરે અબળા, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૨૫
બોલે વાણ બંદીજન લોક વળી, અમે જાચતા દૈતને સરવે મળી;
ગયું આજથકી દુઃખ તેનું ટળી, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૨૬
કોઇ રામનું નામ ન લેતું કદા, અમે બોલતા દૈતની કીર્તિ સદા;
ભજશું તમને રીપું માર્યો તદા, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૨૭
એમ દેવના જયનો શબ્દ કહી, કરે વંદના વદન મુનીંદ્ર સહી;
એમ ચરણ કમળભર ઉભા રહી, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૨૮
પ્રભુ દુષ્ટ વિનાશ કર્યો પુરથી, તોયે ક્રોધ હરી ન તજે ઉરથી;
તેનો તાપ ન જાય સહ્યો સુરથી, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૨૯
વાધ્યો તીક્ષણ તાપ પ્રતાપ ઘણો, જુગમાં ન સ્હેવાય નરસિંધતણો;
જાણે લય પામે ત્રૈલોક ઘણો, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૩૦
તેવે મહાદેવે દેવની આણી દયા, ક્ષણમાં નરસ્યામ સ્વરૂપ થયા;
નૃત્ય કરતાં નરસિંધ પાસે ગયા, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૩૧
જગદીશે દીઠું જ્યારે રૂપ એવું, એ કારમું કોણ સ્વરૂપ નવું;
એ તો નિપજ્યું કૌતક જોવાતણું, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૩૨
પછી ઓળખ્યો વિષ્ણુએ વશાત્ર દશા, શિવ શંભુ અલોકીક વિશ્વવસ્યા;
મુખ સામું જોઇ નરસિંધ હસ્યા, પ્રભુ નમો નમો નરસિંધ હરી. ૩૩

જારે હસ કીધું હરીએ મુખથી, ત્યારે કોધ સમસ્ત શમ્યો તનથી;
મળ્યા નરસિંહ હરી પ્રસન્ન થઇ, પ્રભુ નમો નમો નરસિંહ હરી. ૩૪
શિવ ભક્ત પ્રલ્હાદ શું હેત આણી, નરસિંહ પ્રતે કહી મુખ વાણી;
એની સાહ્ય કરો હવે સંત જાણી, પ્રભુ નમો નમો નરસિંહ હરી. ૩૫
એવું સાંભળીને ત્રૈલોકનાથે, ધર્યે ભક્ત પ્રલ્હાદને આપ હાથે;
વર માગ કહી મેલ્યો હસ્ત માથે, પ્રભુ નમો નમો નરસિંહ હરી. ૩૬

## પૂર્વછાયો.

માગ માગ વર મુખથકી, એમ કેહે અવિનાશ;
તવ કરજોડી ભક્તજન, બોલે વચન પ્રકાશ. ૩૭

## કડવું ૩૮ મું–વલણ.

વળિ વળિ બોલ્યા તે ઋષીરાજંનજી, સાંભળ રાજા તે એકે મંનજી;
થયું ભક્તનું પ્રફુલ્લીત વદંનજી, બોલ્યો બાળક મધુર વચંનજી. ૧

## ઉથલો.

બાળક બોલે મધુરં વાયક, સ્તુતી કરે નરસિંહની;
હાથ જોડી નાથ સનમુખ, કરે વાત ઊછરંગની. ૨

## રાગ–જેજેવંતી.

સ્વામી નમો નમો શ્રીનરસંઘજી, શત્રુનો કીધોછે ભંગજી;
સૂરનો રાખ્યો છે રંગજી, ઉગ્ર રૂપ ધારીરે. સ્વામી. ૩
પ્રગટ્યા છો ફોડીને સ્થંભ, દાનવનો ટાળ્યો છે દંભ;
વીજળી જેવો વજ્રરંભ, સેવક ઉગારીરે. સ્વામી. ૪
કાહાવો છો દેવના દેવ, અંત તે સ્વાઅવેવ;
અધમ તાર્યાની ટેવ, છો કરૂણાસિંધુરે. સ્વામી. ૫
હરનીશ વખાણે વેદ, બ્રહ્મા તે નવ જાણે ભેદ;
અટલ રૂપ છો દેવ, દેવ દીનબંધુરે. સ્વામી. ૬
રૂદે રેહેજો માહારાજ, તમ કને માગું છું આજ;
નવધા ભક્તિનું કાજ, દેજો અંતરજામીરે. સ્વામી. ૭
જો મુજને થયા છો તુષ્ટમાન, આપો અભય વરદાન;
એટલું માગું ભગવાન, ચરણુ શિશ નામીરે. સ્વામી. ૮
ભુલો નહી પોતાતણું, ભક્તવચ્છલપણું;
મુખે શું વખાણુ ઘણું, સાચું બ્રદ તારૂંરે. સ્વામી. ૯
વિનંતી સાંભળજો કરણ, સરવદા રાખો શરણુ;
નિશદિન મહારાજને ચરણુ, વસે ચિત માહારૂંરે. સ્વામી. ૧૦

અધક્ષણુ નામ તમારૂં, રૂદેથી ન થાય ન્યારૂં;
હરનીશ મનમાં સંભરૂં, પ્રભુ વનવાસીરે. સ્વામી. ૧૧
પુરૂષોત્તમ પૂરણાનંદ, માધવ માહાવર મુકુંદ;
ગૌબ્રાહ્મણપતી ગોવિંદ, વિશ્વજનદુખહરતારે. સ્વામી. ૧૨
દામોદર સુંદરશ્યામ, વિલશો છો વૈકુંઠધામ;
સહુ કોઈ સમરે નામ, ત્રિભોવનભરતારે. સ્વામી. ૧૩
કરતા મંગળકલ્યાણ, જુગજીવન માહારા પ્રાણ;
જુગમાં વરતાવો આણ, શ્રી સારંગપાણીરે. સ્વામી. ૧૪
કૃપા કીધી અપાર, સેવકની લીધી સાર;
વિશ્વંભર ચડયા વાર, મ્હેર મનમાં આણીરે. સ્વામી. ૧૫
લીધો છે નરહરીવેષ, રીશ ધરી ઋષિકેશ;
માર્યો છે દાનવરેશ, દેવ દુખ ટાળ્યુંરે. સ્વામી. ૧૬
હુવો જગમાં જયજયકાર, સાહે થયા છો સરજનહાર;
સંતોષ પામ્યો સંસાર, પ્રભુ વેર વાળ્યુંરે. સ્વામી. ૧૭
હમણા જેવા થયા સાહ, તેવાજ રેહેજો સદાય;
એ માગું લાગીને પાય, પ્રભુ તમ પાસેરે. સ્વામી. ૧૮
હરનીશ ગોવિંદ ગુણ ગાન, જ્યાંસુધી આવે અવસાન;
ત્યાંસુધી તમારૂં નામ, રૂદેમાં પ્રકાશેરે. સ્વામી. ૧૯
એવું જાણી કમળાનાથ, ફરી મસ્તક મેલો હાથ;
બોલ્યા છે સેવકની સાથ, સાધુજન જાણીરે. સ્વામી. ૨૦

## પૂર્વછાયો.

શ્રીમુખહરી વાણી વદે, સાંભળ ભક્ત સુજાણ;
માહારે વૈષ્ણવ જગતમાં, જાણું જીવનપ્રાણ. ૨૧
જે મુજને નિશદિન ભજે, તેને ભજું સદાય;
જેણે મુજને નવ તજ્યો, તે મેં તજ્યો નવ જાય. ૨૨
પરદ્રોહી પરધાતકી, અજાણે લીએ મુજ નામ;
એકવાર જો ઓચરે, તો પામે મુજ ધામ; ૨૩

## કડવું ૩૯ મું-વલણ.

વળિ વળિ બોલ્યા તે મુનીવર નાથજી, હરીજન ઉભો તે જોડી હાથજી;
પ્રભુજી બોલ્યા તે સેવક સાથજી. ૧

## ઉથલો.

સેવક સાથે શ્રીહરી, બોલ્યા વચન ઉપદેશ;
ભગત થાપો અભય કરી, કાપો કઠણ કલેશ; ૨

## રાગ-ચોપાઇ.

બોલ્યા નરહરી મુખ વાત, સાધુ; મેતો નાશ કર્યો તુજ તાત, સાધુ;
તોએ તુંને ન આવ્યો અભાવ, સાધુ; એવો સુંદર તારો સ્વભાવ, સાધુ. ૩
તારી ધીરજને ધન ધન્ય, સાધુ; તરા પુર્વ જન્મનું છે પુન્ય, સાધુ;
તુને આપું અભેવરદાન, સાધુ; હું તો તુ ઉપર થયો તુષ્ટમાન, સાધુ. ૪
તેં તો તાતની વાત ન માની, સાધુ; મારી ભક્તિ ન રાખી છાની, સાધુ;
રાજરિદ્ધ દેખી નવ રીઝયો, સાધુ; બીનો નહી દેખી દાનવ ખીજયો, સાધુ. ૫
દૃઢ ભગતી કીધી બહુ ભાત, સાધુ; ભય ન ધર્યો અસૂરને હાથ, સાધુ;
હવે રાજ અટલ તુંને આપું. સાધુ; ભક્ત પોતાતણો કરી થપું, સાધુ. ૬
માહારા ભક્ત ઘણા હુંને વ્હાલા, સાધુ. બીજા ઠાઠ કરે તે ઠાલા, સાધુ;
મુખે જપ કરે હરીનામ, સાધુ; તે તો પામે પુરણ ધામ, સાધુ. ૭
હું તો બીડ ભકતની ભાજું, સાધુ; મન ગર્વ કરે તેને ગાંજું, સાધુ;
થાઊં પ્રગટ તે ભક્તને કાજ, સાધુ; એની શીઘ્ર જતી રાખું લાજ, સાધુ. ૮
માહારા ભક્તને દેશે દુખ, સાધુ; મુને તેનું ન ગમે મૂખ, સાધુ;
હુંપર ભગત આણે પ્રેમ, સાધુ; તેહેને હું રાખું છું ક્ષેમ, સાધુ. ૯
તેને આપું પદારથ ચાર, સાધુ; તેનો વેદ વદે છે વિસ્તાર, સાધુ;
જેને ભાવ જેવો મનમાંહે, સાધુ; તેને તેવી પ્રાપ્તિ થાયે, સાધુ. ૧૦
જેવું વાવે ખેતરમાં બીજ, સાધુ; તેવું નીપજે નીરખતાં સિધ, સાધુ;
જેણે મુજને આપ અરપ્યું, સાધુ; તેહેને મેં પણ સરવ સમર્પ્યું, સાધુ. ૧૧
મુજ આગળ જેવું કામે, સાધુ; સંસારમાં તેવું પામે, સાધુ;
મારા ભજનતણો રસ પીધો, સાધુ; મુને જગતમાં વશ કરિ લીધો, સાધુ. ૧૨
જે કોઇ પુજન મારૂં કરશે, સાધુ; સુખ પોતાનું પોતે ભરશે, સાધુ;
પેહેલું સ્નાન કરે જે આપે, સાધુ; પછે મુજને તે સનમુખ થાપે, સાધુ. ૧૩
મુને ચંદન ગંધ ચડાવે, સાધુ; તેનો પ્રેમલ પોતાને આવે, સાધુ;
જેનું નૈવેદ કરે મુને નિત્ય, સાધુ; તેવું પોતે પામે દિન પ્રત્ય, સાધુ. ૧૪
મારૂં ગાન કરી ગુણ ગાય, સાધુ; તેને અંતર આનંદ થાય, સાધુ;
હું તો પુજાની ઇચ્છા ન રાખું, સાધુ; પ્રેમ દેખું ત્યાં દરશન આપું, સાધુ. ૧૫
હું તો પુરણ છું સરવે ભાત, સાધુ; માહારે નુન નહી કોઈ વાત, સાધુ;
તન દીલમાં અરધ નિહાળું, સાધુ; કશું અરક આગળ અજવાળું, સાધુ. ૧૬
જેમ પૃથ્વીમાં બીજ વિગજે, સાધુ; તે પણ નાખે પોતાને કાજ, સાધુ;
ધરી આપ ઇચ્છા ન ધરાવે, સાધુ; સહુ સ્વારથે બીજ વાવે, સાધુ. ૧૭
તેમ ભગતને અનોપમ ચારે, સાધુ પણ પોતાનો અરથ સમારે, સાધુ;
હું તો પ્રગટાવે પ્રગટું પાસે, સાધુ; જેમ બહુ વિધ વન્હિ પ્રકાશે, સાધુ. ૧૮

અગ્નિ નિકટ રેહે શીત ટાળે, સાધુ; જાગે બાળ કરવા તેને બાળે, સાધુ;
એહેવો મારો સ્વભાવ તું જાણે, સાધુ; વળી સત્ય કરીને પ્રમાણે, સાધુ. ૧૯
મારે સરખું સહુ સાથ, સાધુ; મિત્ર શત્રુ થાય છે હાથ, સાધુ;
જેવું જોતાં તે જંત્ર અરીશે, સાધુ; રંગ સરખુ પ્રતિબિંબ દીસે, સાધુ. ૨૦
તેમ મુજ સાથે મન જેવું, સાધુ; તે પ્રમાણે ફળ પામે તેવું, સાધુ;
રજ સુરજપર કાંય નાખે, સાધુ; પાછી આવી પડે નીજ આંખે, સાધુ. ૨૧
ભકત ઇચ્છે તે ફળ ઝટ પામે, સાધુ; જે વચન મારૂં પ્રમાણે, સાધુ;
તેમ હું પણ જાણી ફલદાતા, સાધુ; તે તો માનજે વચન વિધાતા, સાધુ. ૨૨

## પૂર્વછાયો.

વચન વિધાતાતણાં, જે કહ્યાં શ્રી જગદીશ;
સાહે થયા છે સંતને, માધવે મ્હેલી રીશ. ૨૩
કેશવે કમળા તેડિયાં, વિશ્વજનંતા એહ;
રાજ્યાભિષેક કરે ત્યાં, શિર મોતી વરશે મેહ. ૨૪
સિંહાસન બેસાડિયો, છાયો રાજકુમાર;
સૂર સઘળા સંતોખિયા, વરત્યો તે જેજેકાર. ૨૫

## કડવું ૪૦ મું–વલણ.

વળિ વળિ બોલ્યા તે મુનિ મહાજંનજી, સાંભળ રાજા ભાવ અનંતજી;
પ્રભુએ સંતોખ્યા સૂર સંતજી, થયા સેવકને પ્રભુ પ્રસંનજી. ૧

## ઉથલો.

સેવકને પ્રભુ પ્રસન્ન થયા, આપ્યું અનોપમ રાજ;
નારાયણ નરહરિ હુવા, તે અસૂર હરવા કાજ. ૨

## રાગ ધનાશ્રીની દેશી.

નારાયણ નરસિંહ સ્વરૂપે, પ્રગટયા વચન વિપ્રનેમાટેજી;
હિરણકશ્યપ દાનવને મારી, પ્રલ્હાદ બેસાડયો પાટેજી. ૩
આપ્યું રાજ અખિલ અવનીનું, કોએ ન શકે કોપીજી;
હરિજન સહુને સંતોખીને, લાજ લગાર ન લોપીજી. ૪
વૈષ્ણવ ધર્મ વાધ્યો ઘણું જુગમાં, આણ અનંતની વરતીજી;
ત્રિલોક જાગી ગાય હરી જશ, કીરતન હરિનું કરતીજી. ૫
ઘેર ઘેર હરી મંદિર ગુણ સુંદર, માંહે દામોદર દેવજી;
ઓછવ વરત આનંદ અહરનીશ, કરે પ્રભુજીની સેવજી. ૬
જગન જાપ જગ તપ ઋષી સાધે, ખંતે કરે નિત કરમજી;
અવની સ્વસ્થ અનંત આરાધે, વાધ્યો ધરાપર ધરમજી. ૭
અવની કામદુઘા ઘેર દુઝે, વ્યોમથી વરસે ક્ષીરજી;
દિન વરસાત મેઘ નવ સુકે, માગ્યાં તે મુકે નીરજી. ૮

સુરજ અનંત તપે નહી સબળો, સિંચે સુધા બહુ સોમજી;
ભાર અઢાર ફુલી વનસ્પતી, ભાર ન ઝીલે ભોમજી. ૯
નદી નવાણું વિમલ જળ વાયુ, સાગર પામ્યો શાંતીજી;
પાવક ચંદ્ર રવી ઊડગણુની, ઓપે અનોપમ કાંતીજી. ૧૦
એણીપેરે સ્વસ્થ થયું સચરાચર, અદ્‌ભુત આનંદ પામ્યાજી;
દેવ સમસ્ત વસ્યા નીજ સ્થાનક, દૈતતણાં દુખ વામ્યાજી. ૧૧
ભાગ્યો ભય અસૂર લોક સરવનો, પ્રભુ તણે પરતાપેજી;
ભગત ઊગાર્યા અસુર સંહાર્યા. અવિચલ નરહરી આપેજી. ૧૨
હિરણ્યકશ્યપને હિરણ્યાક્ષ, એણીપેરે વિષ્ણુએ સંહાર્યાજી;
પુનઃપી રાવણુ કુંભકરણુ થયા. પૃથ્વીમાંહે પંકાર્યાજી. ૧૩
તેણે નવ ખટ માસ તપ સાધી, ઈશ્વરને ઉપાસીજી;
ચોકડી ચૌદનું રાજ લઇને, લંકા કનકપુરી વાસીજી. ૧૪
ગરવ કર્યો તેણે ત્રણ ભુવનમાં, સૂરપતીને દંડ દીધોજી;
તેનો મદ હરવા શ્રી રામે, રઘુકુલ અવતાર લીધોજી. ૧૫
જેને દશ મસ્તક વિશ ભુજા, બળવંત એથી બીતાજી;
જેણે રામશું રાઢ લગાડી, હરી ગયો માત સીતાજી. ૧૬
ત્યારે પ્રભુજીએ જળમાં શલ્યા તારી, હનુમંતે લંકા પ્રજાળીજી;
રાવણુનાં દશ મસ્તક છેદી, જનકતનયા વાળીજી. ૧૭
ત્યાર પછી હુવા પરજુગમાં, અંત આરંભ કળીકાળજી;
એ બેહુ દાનવ ફરી અવતર્યા, દંતવક્ર શિશુપાળજી. ૧૮
પરીબ્રહ્મ જય વિજયકેરા, સનક ઋષીને શ્રાપેજી;
અવતાર ત્રણે થયા જુગમાંહે, સંત પીતા સંતાપેજી. ૧૯
આદ પ્રભુની ઇચ્છા હતી, જુદ્ધ કરવાને કાજેજી;
તે માટે પારસ્વદને પાડી, પ્રગટ થયા માહારાજેજી. ૨૦
શ્રાપ દીધો મુનીવરે તેને, અવતરવું પડયું સાથજી;
પેલા ભગત પ્રલ્હાદ થયા તે, સનક ઋષી સાક્ષાતજી. ૨૧
રાવણુ બાંધવ ભગત વિભિષણુ, તે પણુ ઋષીઅવતારજી;
દ્વાપરમાં શિશુપાલની સનમુખ, ભીમક સનતકુમારજી. ૨૨
કમળાજીએ કીધો ક્રોધ લગારક, વશ્યો સેવકનો વંકજી;
તેણે અધમ અવતાર ધર્યો તે, જાનકી લઇ ગયો લંકજી. ૨૩
ફરી થયો શિશુપાલ પ્રબળ નર, કીધું તે કમલાનું કોડજી;
શ્રી કૃષ્ણજીએ તેનો ગર્વ ઉતાર્યો,રૂખમણી સખા રણુછોડજી. ૨૪
તે માટે તારી સમમુખ રાજા, શ્રીવરે માર્યો શિશુપાલજી;
ત્રણુ જન્મ થયા પોળિયાને, મોક્ષ આપ્યો ગોપાલજી. ૨૫

અધમ ઓધાર્યાં દેવ ઉગાર્યા, સાર્યાં તે સરવના અર્થજી;
ભગતવચ્છલ પ્રભુ નવ ભુલે, સરવથા સમર્થજી. ૨૬
પુરણ ભગત પ્રહ્લાદ પ્રભુનો, ભગતી કીધી રૂડી રીતજી;
પીતાએ પ્રભવ્યો ભલી ભાતે, તોએ ન મુકી પ્રીતજી. ૨૭
ક્ષણ રાચે નાચે નીજ લઇને, ક્ષણું જાચે જગદીશજી;
ક્ષણું એક રેહે ક્ષણ એક બેસે, મન પ્રેમથી શખે પિતાજી. ૨૮
શીખે ગાયે ને સાંભળે કોઇ, નરસિંહનાં ચરિત્રજી;
પુરણ ભકતી કરે પ્રભુની, થાય તે પુન્ય પવિત્રજી. ૨૯
પરમેશ્વર પોતાના જાણી, એ મુજને વિશ્વાસજી;
બેહુ કરજોડી એણીપરે બોલ્યા, કવી તે કાળિદાસજી. ૩૦
મોટો મહીમા હરીજનકેરો, જગત સુરાસુર જાણેજી;
સંક્ષેપે કેહે સમરણ માત્રે, બોલ્યા તે બુધ પ્રમાણેજી. ૩૧
સેજે પાતીક પ્રલે થાયે, ગુણ ગોવિંદના ગાતાંજી;
ઘેર બેઠાં જન જે પુન્ય પામે, તે પુન્ય તિરથ જાતાંજી. ૩૨

## પૂર્વછાયો.

તે પુન્ય તિરથ દૃઢ જાય, કરે મારજન સ્નાન;
તે પુન્ય ઘેર બેઠાં મળે, ભજતાં શ્રી ભગવાન. ૩૩
પ્રયાગ મહે માઘ નાહે, કોટી કલંક જાય;
તે પુન્ય તોળતાં હરી–નામ તુલ્ય નવ થાય. ૩૪
ગયા શ્રાદ્ધ પ્રભાસ પ્રાચી, પીત્રને પિંડદાન;
તેણે ગતી થાય પ્રેતની, હરી જપે મહા પુનદાન. ૩૫
જેણે સમર્યા શ્રી હરી, ભાવ રાખી મંન;
તેના પુરવજ મોક્ષ પામે, પોહોચે સ્વર્ગ ભુવંન. ૩૬
કોટી સુરભી ગ્રહણ સમે, આપે કાશીમાંહે;
દશ સહસ્ત્ર મુખ મેરૂ કનકના, તે પુન્ય નવ થાયે. ૩૭
પાપ નાશે પુર્વકૃતનાં, બ્રહ્મહત્યાદિક જેહ;
આ ભવમાં નવ લાગે પરાભવ, ભક્તા દુરલભ દેહ. ૩૮
જેણે હરી નવ ભજ્યા, તેહના ભુવનમોઝાર;
ચિંતામણી જે કરવીખે, તે નાખિયુ નીર અપાર. ૩૯
મંદમતી ગોવિંદને મેલી, કાંહાં મેલી કામને કાજ;
છલ વછલ નીશદીન કરે, વઢતો ન આવે વાજ. ૪૦
જગદીશની ઇચ્છા ન જાણે, આણે મન અભિમાન;
વિષયીને મને ભોગ વહાલા, ભગતને ભગવાન. ૪૧

## ઉથલો.

ભગતને ભગવાનરે, મનમાં વાહાલા છે સદા;
મોહ માયા લોભ મેલી, રામ સમરો સર્વદા. ૪૨
સંત દેખી કનક કામની, હરખ હારે ઉરનો;
વ્યાલને જેમ વિષ લાગે, મધુર શબ્દ મયૂરનો. ૪૩
જેણે ચાખ્યો રામરસ, તેને અવર રસ અળખામણો;
સારસ મણીધર નીશ કરે, ધંધો ધુત્રાદીતણો. ૪૪
સંસારમાં આ સંતના, મનમાં વસે વીખ પાન;
જ્વર ચડે ત્યારે ઝેર લાગે, મનુષને મિષ્ટાન. ૪૫
તેવી ભગતી પ્રલ્હાદજીની, સંસારકેરૂં સૂખ;
રાજનું કારજ કરે, પણ રામ સમરે મૂખ. ૪૬
તે માટે હરિભજન કરતાં, તજો આળસ મંન;
મનુષ્ય દેહે તુજને મળી, કરો સરવ સાધંન. ૪૭
પ્રલ્હાદ નારદ પરાશર, પુંડરીક ને વેદ વ્યાસ;
સનકઅંબરીષ નારદાદિકને, ભીમક પ્રભુના દાસ. ૪૮
રાય રૂકમાંગદ ને વિભિષણ, વળી ધનંજય ભક્ત;
પ્રગટ થયા પૃથવી વીશે, જાણે સૂરાસૂર જગ્ત. ૪૯
હનુમાન દ્રૌપદ યુધિષ્ટર, સુદામાદિક સંત;
તે નવ મેલે મુખથકી, મહીમા ઘણો ભગવંત. ૫૦
ભક્ત પ્રભુના કળિ વિષે, થયા તે માનવદેહ;
દેવને દુરલભ થયા, વૈકુંઠ પ્હોતા તેહ. ૫૧
ભજન કરતાં જનતણી, જગદીશ ઝાલે બાંહે;
ઇંદ્રનો અધીકાર આપે, કોમળ મહેલોમાંહે. ૫૨
તે માટે પ્રલ્હાદના, આખ્યાનનો અભ્યાસ;
પ્રાકૃત વાણી મન જાણી, કહ્યો કાળિદાસ. ૫૩
સંવત સંખ્યા પુરાણે, શૃંગાર ઉપર એક;
ચૈત્ર સુદ એકાદશી, થયો ગ્રંથ વિષ્ણુવિવેક. ૫૪
સ્નેહે ગાય ને સાંભળે, પ્રલ્હાદનું આખ્યાન;
થાય જેજેકારરે, તેની સાર લે ભગવાન. ૫૫
બેહુ કરજોડી કેહે કવિ, મંદમતિ કાળિદાસ;
પ્રલ્હાદની સુણતાં કથા, પોંચે તે મનની આશ. ૫૬

## ઉથલો.

પોંચે મનની આશરે, પ્રલ્હાદને નામે કરી;
સર્વ શ્રોતાજન સુણો, એકવાર બોલો જેજે હરી. ૫૭

---

**પ્રલ્હાદાખ્યાન સંપૂર્ણ.**

# ધ્રુવાખ્યાન.

### ચંદ્રાવળા.

શ્રી ગુરુ ગોવિંદને વરણવું, પ્રેમશું લાગું પાય;
આરધ્યું અવિનાશી એવા, આદિ નિરંજનરાય;
આદિ નિરંજન અકળ સ્વરૂપ, રામે લીધાં રમવા રૂપ;
સૃષ્ટિ નિપાવા થઇ મનસાય,સુભટ થઇ પોઢયા જળમાંય.જેજે વૈકુંઠ. ૧
હરિ જળમાં પોડયા સહિ, શેષ નાગ ઉપર તે જાય;
નારાયણના નાભિકમળથી, બ્રહ્મા પ્રગટજ થાય;
બ્રહ્માના સ્વાયંભૂ તન, તેના પાંચે પુત્ર પાવન;
ત્રણ કન્યા બે પુત્ર વિખ્યાત, પ્રીયવરત ને ઉત્તાનપાદ. જેજે. ૨
ઊત્તાનપાદ નર નીપનો, રાજા પરમનિધાન;
અનુપમ બે સુંદરિ તેનાં, સુરતી સુમતી નામ;
સુરતી ઉપર નહિરે માન, ધ્રુવજી તેના એક સંતાન;
સુમતી ઉપર છે ઘણું હેત, તેનો કુંવર ઉત્તમ એક. જેજે. ૩
ઉત્તમ ઊછંગે બેસાર્યો રાયે, સભામાંહિ એકવાર;
લાડ લડાવે પ્રેમશું રાણી, હૈડે હરખ અપાર;
હરખ ન માયે હૈડામાંય, ધ્રુવજી રમતા આવ્યા ત્યાંય;
ઉછંગ બેસવા કીધાં મંન, અપરમા કહે કઠણ વચંન. જેજે. ૪
**સુમતી**–અપરમા એમ બોલ્યાં ભુંડા, એ સુખ તુજને કયાંથી;
અભાગણીના પેટતણા તું, જાને અકરમી ઇહાંથી;
ઇહાંથી જઇ વનમાં તપ માંડ, હરી ભજીને કાયા છાંડ;
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવિશ વીર. જેજે. ૫
વચનો વનિતાનાં સાંભળી, ઊતર્યો મોંનો રંગ;
સભા તે સઘળી દેખતાં, ધ્રુવજી થયા મન ભંગ;
મનભંગ થઇનાંખ્યો નિશ્વાસ, રોતા આવ્યા માતની પાસ;
માયે ચાંપ્યા રૂદિયાસાથ, કહે કુંવર કોણે દુભવ્યા આજ. જેજે. ૬
**ધ્રુવ**–આજ સભામાં માવડિ બેઠો, ઉત્તમ રાયને ખોળે;
ઉછંગ બેસવા હું ગયો ત્યારે, અપરમા એમ બોલે;

અપર કહે અભાગણિકેરા,સુખ વાંછો તો વન જાઓ સવેરા;
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવિશ વીર. જેજે. ૭
**સુમતી**–વળતી માતા ઉચરે કુંવર, હૈડે ન ધરિયે દુઃખ;
પૂરણ પુન્ય કિધાં હશે ત્યારે, તે ભોગવે છે સૂખ;
સુખ આપણને કયાંથી વ્હાલા, નિયમ ધર્મ કશા નથિ પાળ્યા;
નથિ સંતોષ્યા જોગી જતી, તપ તીરથ વ્રત કીધાં નથી. જેજે ૮
નથિ સંતોષ્યા સાધુને, નથિ આપ્યાં વિપ્રને દાન;
ઓછાં કરમ જ્યાં આપણાં, ત્યાં કયાંથી રાયનાં માન;
માન ભોગવે ઉત્તમ નિત્ય, દત્ત વિના કયમ પામિયે વિત્ત;
જો હોય ઇંદ્રાસનનો ખપ, તો કુંવર જૈ માંડો તપ. જેજે. ૯
તપ માંડયો બ્રહ્માજિયે ત્યારે, પામ્યા પદ્માસંન;
સેવા કિધિ મનભાવતિ ત્યારે, પ્રગટયા નારદ મૂન;
મુનિયે માંડયો મોટો જાગ,તપ તીરથ વ્રત થયાં સુભાગ;
જો કરિયે શ્રીહરિ પ્રસન્ન, તો અભાગિયાં ટળિયે તંન. જેજે. ૧૦
**ધ્રુવ**–તને અભાગણિ હું ટાળું મા, છુરે તમારો તંન;
વનમાં જાઊં વેગ કરિને, સુખ સંભારૂં નહિ અન્ય;
સુખ સંભારે સાલે જેહ, વિશ્વંભરે પરહિયો દેહ;
હરી મળે તો તાપ ઓલાય,નહિતર પ્રાણ તજું વનમાંય. જેજે. ૧૧
**સુરતી**–માતાને આંસૂ આવીયાં ને, અંતર ઉપની દાઝ;
રાજાએ મને પરહરિ કુંવર, તુંએ કરે છે તાજ;
તુજ વિના હું રહીશ કેમ, ટોળાં વછુટી મૃગલી જેમ;
જળવીના જેવી માછલી, મારા પ્રાણ જશે ટળવળી. જેજે. ૧૨
**ધ્રુવ**–ટળવળ મા રે માવડિ તું હવે, દુઃખનો આવ્યો અંત;
બિજ રોપાવિશ સુખનું તેને, ફળ લાગશે અનંત;
અનંત કરૂણા કરશે હરી, આપણિ આશા પુરશે ખરી;
એછે સાચો અનાથનો નાથ, તેને ભજવા જાઊંરે માત. જેજે. ૧૩
**સુરતી**–વળી માતા એમ ઉચરે કુંવર, પાંચ વર્ષનો તન;
બીજું બાળક એકે નથી કેમ હું વાળું મન;
કેમ મોકલું વનની વાટે, કહેતાં મારાં હૈડાં ફાટે;
આંખનિ આગળ રહોરે બાળ,ઘેર બેઠાં ભજિયે ગોપાળ. જેજે. ૧
**ધ્રુવ**–ઘેર ગોપાળ ન પામિયે, મનમાં મોહ ઉપજે માય;
ખાતાં પીતાં પહેરતાં માતા, કેમ દમાશે કાય;
કાયા દમતાં સરશે કાજ, તપ કરતાં મળશે મહારાજ;
વનમાં જૈ વહેલો આવીશ, માતા દો મુજને આશીષ. જેજે. ૧૫

સુરતી-આશિષ દે છે માવડી સુતને, હજો કુશળ કલ્યાણ;
મસ્તકે રક્ષા માતનિ કંઠે, કૃષ્ણની રક્ષા જાણ;
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ, ઉરની આગળ નારાયણ;
કટી કેશવ પુરૂષોત્તમ પાય,એવી આશિષ દે છે માય. જેજે. ૧૬
માને આંસૂ આવ્યાં ત્યારે, થંભિને રાખ્યાં નીર;
મારી જીભે કેમ કહું વળિ, વનમાં વિચરો વીર;
વીર વચન કોનાં નવ ધરશો,તપ કરતાં માયા નવ કરશો;
તપથી તમને મળશે હરિ, વીરા વેગે પધારજો ફરી. જેજે. ૧૭
કવિ-ફેરા ફરિયો માતાનેરે, ફરીને લાગ્યો ચર્ણ;
આજ્ઞા માગીને સંચર્યો, વંદીને શુભ શૂકન;
શુકને મળી સવત્સી ગાય, સુવાસણી એડું ભરિ જાય;
વર કન્યા પરણીને વળ્યાં, વેદ ભણંતા વિપ્રજ મળ્યા. જેજે. ૧૮
મળ્યા શુકન સઉ હર્ખંતા, ધ્રુવજી નિકળ્યા નગર બહાર;
આગળ જાતાં ધ્રુવજીનેરે, મળિયા બ્રહ્મકુમાર;
બ્રહ્મકુંવર ભગવાનને ચાહતા,હરિગુણ ગાતા વેણ સુવાતા;
કરજોડી કહે છે ભુપતંન, ક્ષમા કરો તમે નારદ મુન્ય. જેજે. ૧૯
નારદ-નારદ કહે શીદ જાઓ છો, શું છે તમારે કામ;
કોણ તમારાં માતપિતા, શું છે તમારૂં નામ;
ધ્રુવ-મારૂં નામ છે ધ્રુવ નિર્ધાર, મારા પિતાને બે છે નાર;
રાવ રાણા બેઠા સઉ રંગ, ઉત્તમને તેડ્યો ઉછંગ. જેજે. ૨૦
ઊછંગે બેસવા હું ગયો મારી, ખાંત હૈયાની બેલી;
દૃષ્ટિએ મુજને દીઠો ત્યારે, અપરમા એમ બોલિ;
અપર કહે અભાગણીકેરા, જો સુખ વાંછો વન જાઓ વેલા;
ફરી જનમ લે મારે પેટ, તો તને રાજ અપાવીશ નેટ. જેજે. ૨૧
નેટ નારદ કેમ ભોગવું, એનું આપ્યું ધંન;
સભા સઘળી દેખતાં, મને કહ્યાં કઠણ વચંન;
કઠણ વચન તે કેમ વિસરે,લોઢા સમ હોય તો નીસરે;
ખડગતણો તો સાહિયે ઘાય, પણ એ બોલ સહ્યા નવ જાય. જેજે. ૨૨
નારદ-જારે ઘેલા અત્યારથી, તે તું એવડો શો ધરે કાળ;
માન કુમાન શું તારે, તું તો પાંચ વર્ષનું બાળ;
બાળકને મા ધરવા બોલ, ખાઓ પીઓ ને કરો કલ્લોલ;
અપરમાનાં એવાં હેત, વિસારીને વાળો ચેત. જેજે. ૨૩
ધ્રુવ-ચિત્ત તે કઇપેર વાળિયે મને, બોલાવ્યો નહીં બાપ;
કશાયમાં લેખ્યો નહિ હુંને, ઊકળું છું તે તાપ;

નારદ–તાપ કુંવર નહીં આણિયેએ રતી, સુખદુખનું કોઇ સરિગત નથી;
હરિયે નિર્મ્યું તેમજ હોય, કર્યાં કરમ છોડાવે નહિ કોય. જેજે. ૨૪
કો કાળે વૃદ્ધિ હાણ છે તેનો, ન ધરે હર્ખને શોક;
અણચિંતવ્યું જે આવી મળે, તેનો ધર સંતોષ;
સંતોષિ કુંવર ઘેર પધારો, અપરમાના બોલ વિસારો;
આવ કુંવર તારા બાપને કહું, રાજ અપાવું તે માને સહુ. જેજે. ૨૫
ધ્રુવ–સભામાં શું દેખાડિયે, સોકોમાં વળિ નાક;
સભામાં જ્યારે શોભશું, મન પુરશે અભિલાખ;
લાખ લાખેણો કરશે હરી, ત્યારે મંદિર આવીશ ફરી;
તપ કરતાં જો હરિ નહિ મળે, તો મુજ પ્રાણ તજિશ બહુ બળે. જેજે. ૨૬
નારદ–બળ કીધે હરિ નહિ મળે, માનો મારૂં વચંન;
જન્મથકી જોગી દેહ દમે, સ્વપ્ને નહિ દરશંન;
દર્શન તમને કેમ આપશે, વન જઇને વિમાસણ થશે;
વાઘ વરૂ વનમાં બહુ હશે, તે દેખીને તન ધ્રુજશે. જેજે. ૨૭
જાશે ચિત્ત સંસારમાં ત્યારે, સાંભરશે રંગભોગ;
ભૂખ તરશ જ્યારે લાગશે, ત્યારે કુંવર મૂકશો જોગ;
ધ્રુવ–જોગ ઋષિ નહિ મુકું સ્વામ, મન ઇંદ્રિયો રાખીશ ઠામ;
મેરૂ ચળે પણ હું ચળું નહીં, ઋષિજી તમ પરતાપે સહી. જેજે. ૨૮
નારદ–ઋષી કહે તું નિસર્યો ત્યારે, જાને મધુવનમાંય;
જમનાજીમાં નાહિને તું, તપ આદરજે ત્યાંય;
ત્યાં જઇ કરજે અલ્પાશંન, જળ પત્ર ને ફળ પ્રાશંન;
વળિ તું ભજજે હરિનું નામ, સ્વરૂપ સમરજે શ્રીઘનશ્યામ. જેજે. ૨૯
સ્યામને શિશ મુગટ છે-કાને, કુંડળ મકરાકાર;
કંઠે કોસ્તુભ કટિ મેખળા, પાય નેપુર ઝણકાર;
પાય પદ્મ શંખ ચક્ર ને ગદા, એવું સ્વરૂપ સમરજો સદા;
કાનમાં અક્ષર કહું છું જેહ, દ્વાદશ અક્ષર ભણજો તેહ. જેજે. ૩૦
એ કરતાં ખટ માસમાં તુજને, મળશે વૈકુંઠનાથ;
કવિ–આશિર્વાદ દેઇ દાસને, મસ્તક મુક્યો હાથ;
હાથ જોડી ધ્રુવ લાગ્યો ચરણ, આજ્ઞા માગી ત્રિચર્યો અરણ;
એહ કથા રહી એણે ઠામ, ઋષિ પધાર્યા રાયને ગામ. જેજે. ૩૧
મુનિ આવ્યા મહારાજને જોવા, રાયતણું સુખ મન;
માન દિધાં બ્રહ્મપુત્રને, વળિ આપ્યાં આસંન;
આપ્યાં આસન બેઠા ઋષી, આશા ઉત્તમ તાતને વસી;
રાજા–આશાં રે ઋષિ સુખનાં રાજ, ધ્રુવવિના ચિંતા અતિ આજ. જેજે. ૩૨

આજ સભામાં ઋષિજી મારે, ઉત્તમ ખોળામાંય;
ધ્રુવજી હોય તો આજ વધે બહુ, ઉછંગની શોભાય;
ઉછંગે બેસવા ધ્રુવજી આવ્યો, તેને તો મેં નવ બોલાવ્યો;
સ્ત્રીને વરાંસે વિસર્યું બાળ, અપરમાયે દીધી ગાળ. જેજે. ૩૩
ઋષિ એ વચને નીસરિયોરે, વીરો ગયો છે વંન;
વનમાં વાઘ વરૂ હશે તેને, દેખી ધ્રુજશે તંન;
તન ધ્રુજશે રે તડકે ટાઢે, મંદિરમાં માલંતો લાડે;
વાયુ વૃષ્ટિ કેમ સહેશે કુમાર, એની કાયા કોમળ સાર. જેજે. ૩૪
કોમળ પટકુળ પહેરતો કેમ, ઓઢશે મૃગચર્મ તેહ;
મસ્તક બાંધતો મોળિયું કેમ, જટા રાખશે એહ;
એહ આનંદે હરતો ફરતો, ઘોડાની અસ્વારી કરતો;
કાંટામાં તેમ સૂશે બાળ, એની શય્યા અહિં છે સાર. જેજે. ૩૫
સારાં અન્ન આગેગતો તે, ફળપત્રો કેમ ખાશે?
પાણી પીતો પળે પળે તે, જળવિણ કેમ રેહેવાશે?
તેનિવતી રહેવાશે કેમ? તેહ વિના હું દાઝું એમ;
સૂધ વિનાનો થયો શરીર, વિસરતો નાથ તેહજ વીર. જેજે. ૩૬
વળિ વીરો અહિંયાં આવતો, રમતો રંગ અપાર;
ભૂખ તરસ જ્યારે લાગતી, સુખડિ માગતો સાર;
સારી સુખડી સુંદર મેવો, કાલુંકાલું બોલતો એવો;
તેણે અમને કીધાં તાજ, પુત્ર વિના શું કરવું રાજ. જેજે. ૩૭
શું કરિયે વડિ સાહેબી, ચિત્ત ઠરતું નથી કોઇ ઠામ;
શું કરિયે આ રાજ અને શું, કરિયે ધન ને ધામ;
ધન ગયું અમારે આજ, પુત્ર વિના સૌ સૂનો સાજ;
પુત્ર વિના હું દુર્બળ દુખી, મારા પ્રાણ જશે રે રુખી. જેજે. ૩૮
નારદ—ઋષી કહે તમે મા રૂવો, મને મળ્યું હતું તે બાળ;
આશિર્વાદ દેઇ મોકલ્યો, ભજવા શ્રી ગોપાળ;
ગોપાળ ભજશે દિવસ થોડે, કુંવર ઘેર પધારશે કોડે;
માંડો રાજ ને છાંડો દુઃખ, એવું કહિને વળિયા રૂખ, જેજે. ૩૯
કવિ—ઋષિને ચરણે લાગીને ધ્રુવ, વિચર્યો વનમોઝાર;
મધુવન પોચ્યો પ્રેમથિ ધાયો, ત્યાં જઇ મન વિચાર;
ત્યાં જઇ માસ કિધા ઉપવાસ, બીજે માસે ફળકંદ પ્રાસ;
ત્રીજે માસ છઠે દિન એમ, ચોથે માસે જળના નેમ. જેજે. ૪૦
નેમ ધરીને નેહથકિ ભજે, ઇશ્વર અશરણશરણ;
પાંચમે પ્રાણજ રૂંધિયા ધ્રુવજી, ઉભા રહ્યા એક ચરણ;

ચરણ ચતુરભુજ ચિત્તમાં ધર્યા, દ્વાદશ અક્ષર મનમાં ભણ્યા;
એમ કરતાં વિત્યા ખટ માસ, રૂદિયામાં ઓળખ્યા અવિનાશ જેજે. ૪૧
અવિનાશીને ઓળખિયારે, એમ ઉભો રાજંન;
પૃથ્વી લગી ડોલવા ત્યારે, ડોલિયું ઇંદ્રાસંન;
ઇંદ્ર અમર સૌ એકઠા થયા, વેગે કરિ વૈકુંઠે ગયા;
જઇ કેશવને લાગ્યા પાય, મધુવનમાં કેઇ કષ્ટે કાય. જેજે. ૪૨
**દેવતા**–કાયા કષ્ટી વશ રાખતી એ, ઇંદ્રી મન અચેત;
અચરત એતો અતીઘણું એમ, બોલ્યા અમર ધરિ હેત;
અમર કહે અમને બિક લાગી, રખે લયે ઇંદ્રાસન માગી;
**વિષ્ણુ**-વિષ્ણું કહે સાંભળ સુરપતિ, રાજભોગ એ ઇચ્છતો નથી. જેજે. ૪૩
નથી ઇચ્છતો સંપત્તિને કે, નથી ઇચ્છતો સુખ તેહ;
ચરણ ધર્યાં ચિત્તે મારા ક્ષણું, અળગો ન મુજથી એહ;
મૂજથકી અળગો નહિ એહ, એણે દમી છે પૂરણ દેહ;
સદા સ્મરણ રાખે એ મારૂં, કહોજિ એને કેમ વિસારૂં. જેજે. ૪૪
વીસાર્યો વિસરે નહિ એને, આપિશ અવિચળ અર્થ;
નામ નહીં લે તે તમતણું, કાંય બિહોછો વ્યર્થ;
**કવિ**-ઇંદ્રતણી આસવાસના કરી, સુરથાનક મોકલિયા ફરી;
ગરૂડે ચડી ચાલ્યા શ્રીહરી, વનમાં આવ્યા વેગે કરી. જેજે; ૪૫
કર્યો નાદ જ્યારે શંખનો ત્યારે, ધ્યાનમાંથિ ધ્રુવ જાગ્યા;
નેત્ર ભરી નીહાળીનેરે, પ્રેમશું પાયે લાગ્યા;
પ્રેમે કરિ પરણામ્યા નાથ, હરિએ મેલ્યો મસ્તક હાથ;
નિર્મળ વાણી હવી પ્રકાશ, સ્તુતી કરે કરજોડી દાસ. જેજે. ૪૬
**ધ્રુવ**–દાસ દયાળને વિનવો તમો, સર્વ જગતના ભૂપ;
અકળ તમારી ગતિ છે ન્યારી, અકળ તમારૂં સ્વરૂપ;
સ્વરૂપ નામ તમારૂં જેહ, ગણતાં પાર ન પામું તેહ;
સઘળી વાતે છો તમે શ્યામ, પ્રાણીમાત્ર કરે પ્રણામ. જેજે. ૪૭
પરણામી પરમાત્મા શ્રીહરિ, સારંગપાણી હોય;
અદ્દભુત શક્તિ આપની તારો, પાર ન જાણે કોય;
પાર ન જાણે કોય લગાર, હું કેમ પામિશ તારો પાર;
એવું સુણિ હરખ્યા નરહર, કુંવર કંઈએક માગ્ય તું વર જેજે. ૪૮
વર કેમ માગું વિઠલા હું તો, કરિશ તમારી સેવા;
વિષયભોગ સંસાર છે એ તો સુપનાનાં સુખ જેવા;
સુપના જેવી કાચી કાયા, સંસારની ધરવી શી માયા;
માયામાં ન મને મોકલો, વાહીને ન કરો વેગળો. જેજે. ૪૯

**વિષ્ણુ**—વેગળો વીગ ક્ષણું ન કરૂં વળિ, તું વેહેલો આવીશ;
જે ફળ દુર્લભ દેવને મળવું, તે ફળ તું પામીશ;
તે ફળ તુજને આપું આજ, સંસારમાં તારિ ન રહે લાજ;
લોક કહે રઝળીને મુવો, સ્વજનોમાંથિ પડયો જુજવો. જેજે. ૫૦
પડયો સ્વજનથી જુજવો ત્યારે, સુરતીને દુઃખ થાય;
ઘેર જાને વીરા તું તારી, વાટ જુવે છે માય;
માને બાપતણાં દુઃખ કાપો, ઇહાંથિ જૈ સૌને સુખ આપો;
મારી આજ્ઞા પાળજ, છત્રિશ હજાર વર્ષ ભોગવરાજ. જેજે. ૫૧
રાજ ભોગવી તું આવજે તને, મોકલીશ એક વિમાન;
તેમાં બેશી તું આવજે તારૂં, થશે જગતમાં જાણ;
જાણ જગતમાં થાશે રાય, તેણે વધશે તુજ મહિમાય;
**કવિ**—આપી વચન વળ્યા ગોપાળ, જમુનાજીમાં નાહ્યું બાળ. જેજે. ૫૨
બાળકને મારગમાં જાતાં, ઉપન્યો મન વિચાર;
જે ફળ દુર્લભ દેવ ગણે તે, મને મળ્યા મોરાર;
મળ્યા મોરાર પણ હું નહિ ફાવ્યો, હરીતજીને માયા લાવ્યે;
આગળ ઋષિજી કહેતા એમ, તમને ત્રીકમ મળશે કેમ. જેજે. ૫૩
મુજને ત્રીમકજી મળ્યા મેં તો, જાવા દીધા ફોક;
ફરી જઇશું સંસારમાં મને, હસશે દુરીજન લોક;
લોક કહેશે એને બુદ્ધિ થોડી, રત્ન આપીને લાવ્યો કોડી;
પણ એક જશ હું મોટો લાવ્યો, હરિના દર્શન કરિને આવ્યો. જેજે. ૫૪
**લોકો**—હરિ દર્શન કરિને આવ્યોરે, રાય તમારો તંન;
**રાજા**—હું દુખિયાને શું હસો છો રે, તમે તે સર્વે જંન;
દુખિયાને હસવા સાચા, વને ગયા કેમ આવે પાછા;
વને ગયને થયા ખટ માસ, તે કુંવરનો શો વિશ્વાસ. જેજે. ૫૫
**કવિ**—ઉર વિશ્વાસ ન આવ્યો ત્યારે, આવ્યા નારદ મૂન;
**નારદ**—હરિ દરશન કરિને આવ્યોરે, રાય તમારો તન;
રાય તમારો તન ઘણું જીવો, એ કુળમાં પ્રગટયો છે દીવો;
**કવિ**—વચન સુણી રાઝયા નરપતી, વળતિ વધામણી આપી અતી. જેજે. ૫૬
વધામણીમાં આપ્યા રૂડા, રાયે એકાવળ હાર;
રથે બેસિને સાંચરિયા, ને સાથે સુત બે નાર;
નારીને શિરે સુવરણ ઝારી, ભેટ ભલી લીધી છે ભારી;
રાય રથેથી ઉતર્યા જ્યારે, પૂત્રે પરણામ્યા તે વારે. જેજે. ૫૭
**ધ્રુવ**—પ્રથમ પ્રણામ અપરમાને, તેં ભેટાબ્યા શ્રીપત્ય;
**સુરતી**—વળતી માતા એમ બોલ્યાં તું, વાણી બોલ્યો સત્ય;
વાણી બોલ્યો તે સત્ય સહી, આપણી આશા પુરણ થઈ;
**સુરતી**—વીરા હું જોતી હુતિ વાટ, તેં મારો ટાળ્યો ઉચ્ચાટ. જેજે. ૫૮

કવિ–ઉચાટ મનનો ટાળ્યો કુંવર, તેડ્યો આનંદ ભેર;
હેતનાં આસું આવ્યાં ત્યારે, દુધની ચાલી સેર;
સેર ચાલિ તે કુંવરે પીધી, માતાએ ઘણિ આશિષ દીધી;
સુરતી–ઘણાં વર્ષ જીવોરે તન, તમે કર્યાં છે કુળ પાવન. જેજે. ૫૯
પાવન કર્યાં કુળ આપણાં, વંશે વધાર્યાં નામ;
મહિમા વધાર્યો જગતમાં તે, તેં ભજીને શ્રીરામ;
કવિ–રામ ભગત તડકામાં દીઠા, ઉત્તમે ત્યાં છાંયડા દીધા;
બન્ને ભાઇની પોતી રળી, હેતનાં આસું આવ્યાં વળી. જેજે. ૬૦
વળિ રોપાવ્યા બારણા આગળ, કોમળ કેળના થંભ;
અક્ષત અંકુર કુમકુમ ને જળ, ભરી ચડાવ્યા કુંભ;
કુંભ ઉપર અક્ષર લખિયાજ, ધ્રુવને અવિચળ હોજો રાજ;
ઢોલ દદામા ભેરી નાદ, ધ્રુવ પધાર્યા નિજ પ્રાસાદ. જેજે. ૬૧
પ્રાસાદમાહિ પધાર્યા ત્યારે, હરખ્યો સઘળો સાથ;
ભાવતાં ભોજન પીરસ્યાં ત્યારે, કાઢિ વિવાહની વાત;
વિવાહ કિધો અહલ્યા સાથે, પ્રેમે કરિ પરણાવ્યા નાથે;
ઇંદ્રનિ કુંવરી ને રાજકુમાર, ધ્રુવજી પરણ્યા બીજી નાર. જેજે. ૬૨
નારી સાથે રંગ રમે, સુખમાં કાઢે દન;
રાજાયે વળિ તેને આપ્યું, પોતાનું આસન;
આસને બેઠા ધ્રુવજી જાણ, વરતાવી પોતાની આણ;
શાસ્ત્ર પ્રમાણ કરી નિર્ધાર, વરતાવે વર્ણાશ્રમ ચાર. જેજે. ૬૩
વર્ણાશ્રમના ધર્મ બધાને, સમજાવે સુજાણ;
ધ્રુવ–આપ આપના ધર્મ પાળવે, જે લખ્યું હોય ગીર્વાણ;
ગિર્વાણ-શાસ્ત્ર ભણેરે બ્રહ્મ, આયુધ બાંધવા ક્ષત્રી ધર્મ;
વૈશ્યને કરવા ખેતિ વેપાર, શુદ્રને સેવાનો અધિકાર. જેજે. ૬૪
સેવા તે સઘળી વરણને, હરિ ભજોને નિત્ય;
વરણ ધરમ સૌ પાળિયે સાચું, બોલિયે તે શુભ રીત;
સાચું બોલિ સંતોષ વાળિયે, મોહ માયા મત્સર ટાળિયે;
ન કરો કુડ કપટ અન્યાય, એટલિ શિખામણ દેછે રાય. જેજે. ૬૫
કવિ–છત્રિશ હજાર વર્ષ વહિ ગયાં ત્યારે, આવ્યું વિમાન પાસ;
વૈમાને બેસીને સંચર્યા, ધ્રુવજી ગયા આકાશ;
આકાશમાં ધ્રુવ બેઠા જઈ, અવિચળ પદ તો પામ્યા તહીં;
જે ગાય ધ્રુવનું આખ્યાન, તે તો પામે અવિચળ સ્થાન. જેજે. ૬૬

---

ધ્રુવાખ્યાન સંપૂર્ણ.

---

# મુક્તાનંદ.

## સ્વામીનારાયણ પંથના આ કવિનાં વૈરાગ્યનાં પદ બહુ ઉત્તમ છે.

### ઉધવગીતા.

#### દોહરા.

શ્રી રાધાવર રસિક પ્રભુ, કૃષ્ણદેવ સુખકંદ;
વિઘ્નવિનાશક કષ્ટહર, વંદું સદા જગવંદ.
શ્રી ગોપીપતિ ચરણરજ, વંદું વારંવાર;
ઓધવગીતા આદરૂં, હરિજનનો શણગાર.
અક્ષરપર આનંદઘન પુરૂષોત્તમ પ્રભુ જેહ;
નિજજનને સુખ આપવા, વ્રજમાં પ્રકટ્યા તેહ.

#### કડવું ૧ લું-રાગ ધોળ.

વાસુદેવ જગતગુરુ જેહરે, થયા કૃષ્ણસ્વરૂપે તેહરે;
જેને નિગમ નેતિ કરી ગાવેરે, જેના ગુણનો તે પાર ન આવેરે.
કીધાં વ્રજમાં ચરિત્ર અપારરે, ગાતાં ભવજળ પામિયે પારરે;
રમ્યા વ્રજવનિતાને સંગરે, કીધો ગર્વરહીત અનંગરે.
પછે મથુરા પધાર્યા મોરારીરે, તેને વિરહે દુઃખી વ્રજનારીરે;
જાણ્યું તે દુઃખ શ્રીબળવીરરે, તેડ્યા ઓધવ પરમ સુધીરરે.
જાદવ મધ્ય જે શ્રેષ્ટ કેવાયરે, વહાલા હરિને તે વર્ણ્યા ન જાયરે;
બુદ્ધિમાન મહાત્મા તેમ જેહરે, શિષ્ય દેવગુરુના છે તેહરે.
એવું જાણીને અંતરજામીરે, કર સાહી કહે બહુનામીરે;
તમે એકાંતિક જન મારારે, એક નિમેષ ન મેલું ન્યારારે.
તો કામ પડ્યું તમ જેવુંરે, જાવું પડશે જરૂર છે એવુંરે;
જાઓ ઓધવજી તમે આપરે, ટાળો માતપિતાનો સંતાપરે.
માતા જશોમતિ ને નંદરાયરે, સુખ પામે તે કરજો ઉપાયરે;
મુક્તાનંદને વહાલે કહ્યું એમરે, કરજો વ્રજજન રીઝે તેમરે.

## કડવું ૨ જું.

ગોપી જનને મારો છે વિજોગરે, એને એજ થયો ઉર રોગરે;
મારે સંદેશે કરી વીરરે, ટાળો ગોપિકાનું દુઃખ ધીરરે.
વ્રજનારીનું મન મોર પાસરે, મારે અર્થે તજી સુખ આશરે;
મારે અર્થે તજે સંસારરે, તેને પાળું હું કરી બહુ પ્યારરે.
અતિ વ્હાલામાં વ્હાલો હું જેહરે, વસ્યો દૂર ગોકુળથકી તેહરે;
તેને સંભારી સૌ વ્રજનારીરે, અતિ વિરહે મુઝાય છે ભારીરે.
અતિ કષ્ટે કરી સકુમારીરે, ધારે પ્રાણુ તે મુજને સંભારીરે;
મુજને મળવાને જીવે છે એહરે, એમાં લેશ નહી સંદેહરે.
મુને અરપ્યા છે તન ધન પ્રાણુરે, પ્રેમભક્તિમાં પરમસુજાણુરે;
વ્રજનારી તો છે સર્વે મારીરે, જાઓ ઉદ્ધવ વેગે વિચારીરે.
એવું કહી પ્રભુ પરમ ઉદારરે, આપ્યો ઉરથી પ્રસાદીહારરે;
આપ્યાં આભ્રણુ વસ્ત્ર અનૂપરે, જોતાં હરિ સરખું થયું રૂપરે.
જાઓ રથપર બેસીને તાતરે, કેહજો મારા સંદેસાની વાતરે;
મુક્તાનંદ કહે હરિ સુખકારિરે, પ્રેર્યા ઓધવ પાત્ર વિચારિરે.

## કડવું ૩ જું.

એવી રિતે કહ્યું જદુનાથેરે, લિધાં વચન ચડાવીને માથેરે;
હરિચરણે નમાવીને શીશરે, ધાર્યા અંતર શ્રી જગદીશરે.
ચાલ્યા ઓદ્ધવ ગ્રહિને સંદેશરે, શોભે હરિસમ સુંદર વેશરે;
બેઠા રથપર લઇ હરિ નામરે, ચાલ્યા ઉદ્ધવ ગોકુળ ગામરે.
રવિ અસ્ત થયો જ્યારેરે, આવ્યા ઉદ્ધવ વ્રજમાં ત્યારેરે;
નંદરાયનું વ્રજ ઘણું શોભેરે, દેખિ મુનીવરનાં મન લોભેરે.
ઉડે ગૌરજ ડમરિ ભારીરે, તેણે શોભે છે વ્રજ સુખકારીરે;
ધોળાં વાછડાં ધેનુ અપારરે, એ છે વ્રજકેરો શણગારરે.
ગાજે ગોકળિયું ગૌનાદેરે, ગોપી ગોપતણે સંવાદેરે;
ગાય ગોપીઓ હરિગુણુ સારરે, વાય વાંસળી ગોપ અપારરે.
તેણે શોભે છે ગોકુળ ગામરે, એને મધ્ય છે નંદનું ધામરે;
અગ્નિ અર્ક અતિથિ ને દેવરે, તેની ગોપ કરે બહુ સેવરે.
ધુપ દીપ ને મંગલ સાજરે, શોભે ઘરઘર શ્રેષ્ટ સમાજરે;
મુક્તાનંદ કહે ગોકુળ જોઇરે, રહ્યું ઓદ્ધવનું મન મોહીરે.

## કડવું ૪ થું.

શોભા જોતાં ઓધવ હરિદાસરે, આવ્યા નંદના મંદિર પાસરે;
નંદરાયનું મંદિર સારરે, પાસે પુષ્પનાં વૃક્ષ અપારરે.

તેમાં પંખી કરે બહુ નાદરે, જાણે ઓધવને દેશે સાદરે;
એવી શોભા તે જોતા અપારરે, આવ્યા ઓધવજી નંદદ્વારરે.
નિરખ્યા ઓધવને નંદરાયરે, જાણી હરિજન હરખ ન માયરે;
ભેટયા નંદ કહી શુભ વાણીરે, પૂજ્યા પુરૂષોત્તમ સમ જાણીરે.
મનવાંછિત અંન જમાડારે, પછે પલંગ ઊપર પધરાવીરે;
આપી પાનબીડી મુખવાસરે, બેઠા નંદ ઓધવજીની પાસરે.
સુખે બેઠા તે ઓધવ જયારેરે, બોલ્યા નંદરાય હસી ત્યારેરે;
વાસુદેવ સખા મમ જેહરે, કોને ઓધવ સુખિયા છે તેહરે.
એનો કુશળ છે સૌ પરિવારરે, કોને ઓધવ પરમ ઉદારરે;
મુવો પાપે પોતાને એ કંસરે, ગયો સેજે અધર્મિનો વંશરે.
પીડયા જાદવ સર્વેને એણેરે, ગયો કંસનો વંશ તેણેરે;
કોને સુખીયા છે કૃષ્ણ ને રામરે, એ છે મુકતાનંદના શામરે.

## પદ ૧ લું-રાગ ગરબી.

ઓધવ કયારે આવશે વનમાળીરે, થાય સુખિયાં મોહન મુખ ભાળી; ઓધવ૦
કયારે મુજને સંભારે છે કહાનરે, નીજ માતાને કરૂણાનિધાન;
અમને આઠ પ્હોર એનું ધ્યાન; ઓધવ૦
કયારે કહે છે ગોવાળુની વાતરે; જયારે ભેલા બેસે બેઊ ભ્રાતરે,
અમને મળશે કેદિ સાક્ષાત, ઓધવ૦
ગોપી ગોપને જમુનાનું વારીરે, ગાયું ગોવરધન સુખકારીરે;
કેદિ રિઝે છે વ્રજને સંભારી, ઓધવ૦
મુક્તાનંદના શ્યામને કાજરે, પુછે ઓધવને વ્રજરાજરે;
અતિ દુ:ખિયો છે વ્રજનો સમાજ; ઓધવ૦

## કડવું ૫ મું-રાગ ધોળ.

બોલ્યા નંદરાય અતિ પાણી, સુણો ઓધવજી મારી વાણી;
દાવાનળથકી અમને ઉગાર્યા, વાયુ વૃષ્ટિનાં કષ્ટ નિવાર્યા.
વૃષભાસુર દુષ્ટને મારી, લાધાં કૃષ્ણજીયે અમને ઉગારી;
કાળીનાગ અઘાસૂર કાળ, તેથી અમને ઉગાર્યા દયાળ.
આવ્યાં કષ્ટ દુરંત અપાર, તેથી કૃષ્ણજીયે કર્યો ઉધ્ધાર;
ભારે દૈત મૃત્યુસમ જેહ, મર્યા. કૃષ્ણ કૃપાનિધિ તેહ.
લીલા કૃષ્ણની અતિ સુખકારી, હાય નિખેલું વચન સંભારી;
ઘરનું કામ ગમે નહિ કોઈ, નહિયે હરિચરણે ચિત્ત પ્રોઇ.
નદિ શૈલ ને વન છબી ભાઇ, હરિને ચરણે અંકીત સુખદાઇ;
એને જોઇને મનડું અમારૂં, હરિના રૂપથી રેહ નહીં ન્યારૂં.

આત્મા વ્રજમાં શ્રી કૃષ્ણને રામ, જાણ્યા પુરૂષોત્તમ સુખધામ;
સુરકારજ કરવાને આવ્યા, મુને ગરગે તે ભેદ બતાવ્યા.
માર્યા મલ્લ ને ગજપતી ઘોર, માર્યો બળવંત કંસ કઠોર;
એવા મુક્તાનંદના સ્વામી, અમે જાણ્યા ઓધવ બહુનામી.

### કડવું ૬ ઠું.

સુણો ઓધવજી એક ધ્યાન, કિધાં પ્રાક્રમ જે ભગવાન;
ત્રણ તાલ ધનુષ વિકરાળ, ભાગ્યું ભૂધરજી તતકાળ.
દિન સાત ગિરિ કર ધાર્યો, વ્હાલે ઇંદ્રનો ગર્વ ઊતાર્યો;
એક આંગળીએ ગિરી ધારી, વાઈ વેણુ રસાળ મોરારી.
માર્યા ધેનુક તર્ણાવંત, કિધો બક ને પ્રલંબનો અંત;
માર્યો દૈત અરીષ્ટ કરાળ, કિધા દેવ સુખી ગોપાળ.
એવી રીતે ચરિત્ર સંભારી, વહ્યાં નંદના નેત્રથી વારી;
પ્રેમે ગદગદ સ્વર ન બોલાય, વળતા મુન્ય થયા નંદરાય.
સુણી સુતનાં ચરિત્ર ઊદાર, વાધ્યો માતાને પૂરણ પ્યાર;
પ્રેમ પરવશ નંદની રાણી, મુખ બોલી શકયાં નહિ વાણી.
વહે લોચન જળ ચોધાર, પ્રેમે સ્તનથી સ્ત્રવે પય સાર;
એવો નંદ જશોદાનો જેહ, દિઠો હરિસંગ પરમ સનેહ.
નર નારી કૃતારથ જાણી, બોલ્યા ઓધવ નંદશું વાણી;

### કડવું ૭ મું.

સુણો નંદજી કહું એક વાત, તમે જાણ્યા હરિ સાક્ષાત;
તેશું પ્રિત અપાર તમારે, તમે વંદવાજોગ અમારે;
તમે વિશ્વ સકળને છો વંદ, પુત્ર જેહના પ્રગટ ગોવિંદ;
એવું જાણીને આનંદ પામી, ભજો કૃષ્ણ ચરાચર સ્વામી.
એ તો વિશ્વનું બીજ છે ઇશ, જાણો રામકૃષ્ણ જગદીશ;
સૌમાં વ્યાપક સૌથી ન્યારા, સરવેશ્વર પુત્ર તમારા.
એમ અંતસમે મન ધારી, ત્યાગે દેહ જે સમજી વિચારી;
તેનાં કર્મ સરવ બળી જાય, બ્રહ્મરૂપ તે મુક્ત કહેવાય.
એવા નારાયણ નર ભ્રાત, જગકારણ જગવિખ્યાત;
તેમને પ્રીત અખંડ માંહી, હવે કરવું રહ્યું નથી કાંઇ.
વ્હેલા આવશે કૃષ્ણ મોરારી, તમને મળવા તે મહાસુખકારી;
ભગવાન જદુપતિ જેહ, નિશ્ચે આવશે નહિ સંદેહ.
મામો કંસ મંડપ મધ્યે મારી, તમને જેજે કહ્યું ગિરધારી;
તે તે સત્ય કરશે બહુ નામી, વ્હાલો મુક્તાનંદનો સ્વામી.

## કડવું ૮ મું.

સુણો નંદ જસોદા માત, તમે દેખશો હરિ સાક્ષાત;
એનો સર્વના ઉરમાં નિવાસ, જેમ કાષ્ટમાં અનળપ્રકાશ.
વ્હાલો વેરી પ્રભુને ન કોય, સમદ્રષ્ટી જગત ગુરુ સોય;
એને ઉત્તમ અધમ ન કોઇ, ભક્તિવાન વ્હાલાં જન સોઈ.
એને નહીં કોઈ માત ને તાત, નહિ ભારજા પુત્ર ને ભ્રાત;
એને પોતાનું પર ન કહેવાય, નહિ દેહ જનમ કલપાય.
ઊંચ નીચ મધ્યમ તનમાંઇ, એને કર્મ ન સંભવે કાંઈ;
તોય સંતનિ રક્ષાને કાજ, શુભ ચરિત્ર કરે વ્રજરાજ.
સત્વ રજ તમ ગુણ કહેવાય, એને ભોગવી નવ બંધાય;
એવે ગુણમાં ને નિર્ગુણ જેહ, સૃજે પાળે હરે જગ તેહ.
એવા સમર્થ કૃષ્ણ મોરારી, જેને ભજને ટળે ભ્રમ ભારી;
નિરલેપ નિરંજન જેહ, થયા કૃષ્ણસ્વરૂપે તેહ.
એનો મહિમા છે અનંત અપાર, કેતાં શેષજી પામે ન પાર;
કૃષ્ણ નિગુણ અંતરજામી, એ છે મુક્તાનંદના સ્વામી.

## પદ ૨ જું–રાગ સામેરી.

નંદરાય સુણો નિર્ગુણ મોહન, કૃષ્ણદેવ સુખકારી રે;
પુત્ર નહિ પુરુષોત્તમ કેના, લેજો વાત વિચારી રે. નંદ.
સરવોત્તમ એ પુત્ર સહુના, માત પિતા એ જાણો રે;
સર્વમાં પુરા સર્વથી ન્યારા, પ્રગટ જે કૃષ્ણ પ્રમાણો રે. નંદ.
અનંત બ્રહ્માંડના એજ છે કર્તા, પુરુષોત્તમ પરિબ્રહ્મ રે;
કૃષ્ણ વિના કર્તા નથી બીજો, એજ અલૌકીક કર્મ રે. નંદ.
ચૈતનરૂપ સાગિયો વહાલો, વેદ વદે એમ વાણી રે;
મુક્તાનંદના નાથને સેવો, જન સુખકારી જાણી રે. નંદ.

## કડવું ૯ મું–રાગ ધોળ–ઢાળ ત્રીજો.

ઓધવજી એમ બોલતાં, વિતિ તે સઘળી રાત;
પરિબ્રહ્મ જાણ્યા પુત્રને, જેમ પડે પરોઢે બાત.
નંદ જસોદાએ હરખશું, કર્યા ઓધવને પ્રણામ;
ઓધવ ઉઠી નાસા ગયા, જપતા તે સુંદરશ્યામ.
ગોવિંદના ગુણ વરણવતાં, ઉઠ્યાં ગોપિજનના વૃંદ;
ગ્રહ સંભારે દધિ મથે, મુખ જપે શ્રી ગોવિંદ.

દિપક તેજે મણી ઝળકે, શોભે ઘણા શણગાર;
કંકણ ખળકે મહી વલોવતાં, થાય ઘણા ઝણકાર.
હાર કુંડલ રતને હાલે, મહિ વલોવે ગુણ ગાય;
અરૂણ તે કુંકમ વડે, શોભા તે કહી નવ જાય.
ઊંચે સ્વરે ગાય ગોપી, ગોવિંદના ગુણ સાર;
ચૌદ લોકમાં શબ્દ પોચે, એવો ધ્વની ઉચાર.
દધી મથ્યાના શબ્દ ભેળો, ગોપીનો સ્વર જેહ;
મુક્તાનંદ કહે દસે દિશનાં, હરે અમંગળ તેહ.

## કડવું ૧૦ મું.

ગોપીયું હરિગુજ ગાવત ,ઊગ્યો સુરજ તેજ અંબાર;
દીઠો રથ વ્રજના રેગે, નંદજીકેરે દ્વાર.
સોવર્ણકેરા કલશ શોભે, રથ અલોકીક એહ;
કેનો રથ આ કયાંથી આવ્યો,એવો કરે સૌ સંદેહ.
આવ્યો વળી અક્રર પાછો, કંસનું કરતલ કાજ;
મધુપુરી લઈ ગયો મોહનને, નિર્લજને નહિં લાજ.
કઠણ ક્રૂરસ્વભાવ એનો, શાનો એ અક્રૂર;
વ્રજનો વેરી આવિયો, કરશે તે ભુંડુ જરૂર.
પ્રથમ હરિયા પ્રાણ ને, વળી આવ્યો બીજી વાર;
હવે તે શુંએ સાધશે, અમને છે એજ વિચાર.
અવર બોલી આપણું, તન માંસ લેશે મંદ;
કંસને બળિદાન દેવા, રચ્યો બીજો ફંદ.
એવું તે કહિ કહિ કામની, દુઃખિયાં ભરે સૌ શ્વાસ;
મુક્તાનંદ સંધ્યા કરી, આવ્યા ઓધવજી હરિદાસ.

## કડવું ૧૧ મું.

પ્રલંબ ભુજન પંકજ લોચન, અતિશે કોમળ ગાત્ર;
ગોપિએ ઓધવ નિર્ખિયા, હરિકૃપાકેરૂં પાત્ર.
પીળાં પિતાંબર પેરીયાં, કાને કુંડલ મણિમય સાર;
કમળની માળા ગળે, મુખ તેજના અંબાર.
એવા તે ઓધવ જોઈને,ગોપિ કરે અન્યોઅન્ય વાત;
કોણ હશે આ કયાંથી આવ્યા, કૃષ્ણસમ સાક્ષાત.
કૃષ્ણના જેવાં વસ્ત્ર ભૂષણ, જોઈ જોઈ વ્રજનાર;
ઓધવને વીંટી વળી, નંદજીકેરે દ્વાર.

ઓધવ કહે મુને મોકલ્યો, તમ પાસ સુંદરશામ;
હરિજન જાણી ગોપિકા, કર્યા પ્રેમશું પ્રણામ.
શ્રી કૃષ્ણકેરા સેવક પુરા, ઓધવ દ્રઢ હરિદાસ;
એવું જાણી એકાંત તેડી, સર્વે બેઠિ પાસ.
સિંધુસુતાપતિ ચરણ સેવક, લાવ્યા હરિ સંદેશ;
મુક્તાનંદ વ્રજનારિને, શંકા ન રહિ લવલેશ.

## કડવું ૧૨ મું.

જાણ્યા અમે તમને ઓધ્ધવ, જદુપતિ સેવક નિષ્કામ;
માતપિતાની ખબર લેવા, મોકલ્યા સુંદરશામ.
એ વિના વ્રજમાં કૃષ્ણને, સંભારવા જોગ ન કોય;
જુના અમારા જદુપતિ, અમે જાણિએ દ્રઢ સોય.
માત પિતા સંગ પ્રીતની, અતિ વિકટ ફાંસિ જેહ;
મુનિને પણ અતિ કઠણ, તજવી ઓધવ તેહ.
અન્ય વિષે સ્વાર્થે પ્રીતિ, જ્યાં લગી સ્વારથ સાર;
પુરૂપને જેમ નારિયો, પુષ્પમાં ભમરને પ્યાર.
ધનરહિતને તજે વેશ્યા, કરે અન્યસંગે પ્રીત;
પ્રજા તુચ્છ નૃપને તજે, એવી સ્વારથિયાની રીત.
વિદ્યા ભણિ વિદ્યારથી, પછે ત્યાગે ગુરુને તેહ;
તજે દ્વિજ જજમાનને, દક્ષણા પામે જેહ.
વિહંગ ફલવિણતરૂ તજે, જમિ તજે જતિ ગ્રહિદ્વાર;
મુક્તાનંદના નાથના, અમે જાણ્યા એજ આચાર.

## પદ ૩ જું-રાગ કાલિંગડો.

ઓધવજી અમે હરીને જાણ્યા, સ્વારથિયા જદુનાથરે;
સ્વારથ લગિ પ્રીતિ બહુ રાખે, પછે ત્યાગે તેનો સાથરે.-ઓધવ૦
દગ્ધદાવ જયમ મૃગ ત્યાગીને, નૌતમ વનમાં જાયરે;
ઓધવજી એવાં લક્ષણ જેનાં, સ્વારથિયાં તેજ કેવાયરે.-ઓધવ૦
આરત નારિને ભમરનિ પેસ્યે, ભોગવી ત્યાગે જારરે;
સર્વે પ્રકારે સમજીને જોયું, કૃષ્ણના એજ આચારરે.-ઓધવ૦
એ સંગ તોય ટળે નહિ પ્રીતિ, એ છે એનાં જાદુ ભારીરે;
મુક્તાનંદને નાથે અમારાં, મન હરિ લીધાં મોરારીરે.-ઓધવ૦

## કડવું ૧૩ મું.

એવી રીતે ગોપિજન જેહરે, ધાર્યા મંન હરિરૂપ તેહરે;
ગોપિ બેસિ ઉધવજીને સંગરે, તજ્યો લોક લજ્યાનો પ્રસંગરે.

હરિનું રૂપ હૈયામાં સંભારિરે, બોલી ગ્રેહવતી વ્રજનારીરે;
નયણે નીર વહે એક ધારરે, ગાય ગોવિંદના ગુણ સારરે.
સુણો ઓધવજી મારી વાતરે, કીધી કૃષ્ણજી અમસંગ ઘાતરે;
પ્હેલાં સુખડાં અલૌકિક આપીરે, ઘાલી કુપ લિધો વ્રત કાપીરે.
શોભ્યા વ્રજમાં શ્રી કૃષ્ણ ને રામરે, કિધિ બાળલીલા સુખધામરે;
તેને સંભારી અમે વીરરે, થયાં ફિનમ સરખાં અધીરરે.
એની લિલા અલૌકિક જોઇરે, રહ્યાં મનડાં અમારાં મોહીરે;
નાન બાળ હતા બળવીરરે, ઝુલે પારણે શ્યામશરીરરે.
આવી પુતના રાક્ષસી ઘેરરે, તેણે તેડ્યા મોહન ચિતચોરરે;
વિખપાન કરાવાને કાજરે, લિધા અંકમાં શ્રી મહારાજરે.
તેનું પ્રાણ સહીત વિખ પીધુંરે, માત તુલ્ય અચલ પદ દીધુંરે;
એવા મુકતાનંદના સ્વામીરે, કેમ વિસરે અંતરજામીરે.

## કડવું ૬૪ મું.

આવ્યો વાયુને રૂપે કઠોરરે, તૃણાવંત અસુર અતિ ઘોરરે;
તેને કંઠે ગ્રહિ હરી માર્યોરે, વ્રજવાસીનો ત્રાસ નિવાર્યોરે.
ભાગ્યું શકટ કહણ બળવીરરે, ગોપી ગોપને આપી ધીરરે;
બળદેવે કહી જઈ વાતરે, ખાધી મૃતિકા કૃષ્ણજી માતરે.
માતા રોષ કરી કહી વાણીરે, હસી બોલિયા સારંગપાણીરે;
એતો બોલે છે સર્વે અન્યાયરે, મારૂં મુખડું જુઓ માયરે.
જોયું મુખડું ઉઘાડીને જ્યારેરે, દિઠું જસોમતિ અચરજ ત્યારેરે;
દિઠાં મુખમાં બ્રહ્માંડ અપારરે, પામ્યાં જશોમતિ પરમ વિચારરે.
એકવાર ભુખ્યા થયા કહાનરે, માતા પયનું કરાવે છે પાનરે;
ચુલે ઉકળતું પય જાણીરે, મુકયા મોહનને નંદરાણીરે.
મુને ધાવતો અધવચ મેલીરે, લોભે માતા ગઇ વ્હેલિ વ્હેલીરે;
એનો લોભ કરૂં હવે પુરોરે, મુને ધાવતો મુકયો અધુરોરે.
એવું જાણીને કોપ્યા મોરારીરે, ફોડિ મંથની શ્રી ગિરધારીરે;
એવા મુકતાનંદના સ્વામીરે, ઉદ્ધવ કયમ વિસરે બહુનામીરે.

## કડવું ૬૫ મું.

ઓધા જશોમતિ પયને ઉતારીરે, પાછાં આવ્યાં કાજ સુધારીરે;
ત્યાં તો મંથની પરમ વિશાળરે, ફુટી દેખી હસ્યાં તતકાળરે.
મારા પુત્રનું કામ છે એહરે, જાણ્યું જસોમતિ મનમાં તેહરે;
ઘરમા મહિડાની રેલમછેલરે, કીધી કાનકુંવર અલબેલરે.

માતા કોપ કરી વિકરાળરે, ચાલ્યાં ખોળવા દિનદયાળરે;
લીધી લાકડી કરમાં સાહરે, ગયા માંહલે મંદિર ધાઈરે.
ત્યાંતો નવનિત ખાતા મોરારિરે,દિઠા જસોમતિ શ્રી ગીરધારીરે;
ભેલાં કરિને માંકડલાંનાં વૃંદરે, ખાય ખવરાવે વ્રજચંદરે.
દિઠાં માતાને આવતાં જારેરે, ભાગ્યા માંકડલાંસંગ તારેરે;
માતા ધાઇને સાયા ગોવિંદરે, ચોળિ નેત્ર રૂવે જગવંદરે.
માતા બાંધવાની કરી ત્યારીરે, ધ્રુજે થરથર ભવભયહારીરે;
માતા બાંધે છે નંદકુમારરે, જેનો પામે નહિં કોઈ પારરે.
જે જે દામણું સાંધવા જાયરે, એએ આંગળ ન્યુન તે થાયરે;
મુકતાનંદના સ્વામીને માતરે, બાંધી બાંધિ હાર્યા સાક્ષાતરે.

## કડવું ૧૬ મું.

ઓધા ઘરમધ્યે દામણાં જેહરે, માતા આણી બાંધ્યાં સર્વ તેહરે;
તોય બે આંગળ રહિ ખામીરે, માતા વિસ્મે થઇ લજ્યા પામીરે.
ભકતાધિન એ બરદ વિચારીરે,એક દામણે બંધાણા મોરારીરે;
એ છે કાળના કાળ અનંતરે, એના સામર્થનો નહિ અંતરે.
ભકતાધીન નીગમ નિત્ય ગાયરે,માટે બંધિયા જસોમતિ માયરે;
બાંધ્યા દામણે દીનદયાળરે, થયા દામોદર તતકાળરે.
જાણે સર્વેને અંતરજામીરે, ગયા જમુનાતટ બહુનામીરે;
હતા વૃક્ષ કુબેરકુમારરે, કિધો જમલાઅર્જુનનો ઓધારરે.
વૃંદાવનમાં બકાસુર માર્યોરે, વછસુરને તે શ્યામે સંહાર્યોરે;
કિધો જમણવાર જદુરાયરે, જમુનાતટ વર્ણવ્યો નવ જાયરે.
કરપાત્ર કર્યા છે ગોવાળરે, માંહોમાંહે લડે સૌમાં બાળરે;
અન્યોઅન્ય જુઠું લઇ ખાયરે, કરે કૌતુક હરિને સુહાયરે.
બોલે મર્મવચન ગોપાળરે, સુણી ગોપ હસે તતકાળરે;
મુકતાનંદના વહાલાની રીતરે, સૌથી ન્યારિ ને પરમ પુનીતરે.

## પદ ૪ થું-રાગ મેવાડો.

ચરિત્ર સંભારિરે, કપટી કૃષ્ણનાંરે, તનડામાં વાધે છે તાપ અપાર;
ઓધવ એ સાથેરે,અમે કિધી પ્રીતડીરે, તેતો વિરા રહેવા દુઃખનો ભાર. ચ૦
પેલી એણે કીધિરે, પ્રીત અતી ઘણીરે,જેજે અમે કેનાં તે કરતા કામ;
દોણું ને વલોણુંરે, કરતા કાનજીરે, હવે નવ પુછે અમારૂં નામ. ચ૦
કુડી કુડી પ્રીતીરે, ઉપરથી આવડેરે, અમે એ ન જાણું ભોળાજન;
નેહડો લગાડી, મેલી મથુરા ગયોરે, તેને દુઃખે દાઝે અમારાં તંન. ચ૦

વેરીડો વસ્યો છેરે, અમારા મૂળમાંરે, કોને વીરા ધીરજ કેમ ધરાય;
મુક્તાનંદ કહે છેરે, લગાડી ઓહનીરે, વાહાલાવિના વેહના દવ ન બુઝાય. ૨૦

## કડવું ૧૭ મું.

ઉધા ચરિત્ર સામળીયાનાં જેહ, અમને વિસરે નહીં પળ તેહ;
રમતા રસિયો ગોવાલુંને સંગ, અંગે ચરચતા બહુવિધ રંગ.
વાલો પ્રેમશું વેંણુ બજાવે, તેને સંગ ગોવાળિયા ગાવે;
ક્યારે ભમરસંગી કરે ગાન, સંગ મેલે ગોવાળિયા તાન.
ક્યારે કોકિલનિ પેરય બોલે, સુણિ શબ્દ ગોવાલિયા ડોલે;
ક્યારે હંસગને હરિ ચાલે, સખા સંગ મનોહર મ્હાલે.
ક્યારે બકની પેઠે ધરે ધ્યાન, ક્યારે નાચે મયૂર સમાન;
ક્યારે પંખીની છાયાને ભાળી, દોડે તે સંગે શ્રી વનમાલી.
ખેંચે પુછ વાનરનાં બે ભાઈ, તેને સંગ ચડે તરૂ ધાઈ;
કાઢે કુટાલિયું કપિ સાંમી, કપિ સંગ કુદે બહુનામી.
ક્યારે જળમાં તે દાદુર સાથ, કુદે અનંત ભુવનકેરા નાથ;
ક્યારે ડરપે ઓછાયાથી આપ, ક્યારે દેશે પડછંદાને શ્રાપ.
એમ ખેલે ગોવાળુમાં કહાન, જેનું બ્રહ્માદિક ધરે છે ધ્યાન;
મુક્તાનંદના હરિનો વિહાર, વીરા ખટકે છે વારંવાર.

## કડવું ૧૮ મું.

ઓધા ચરિત્ર સામળિયાનાં જોઇ, રહે મુનિવરનાં મન મોહી;
બાળલીલા કરે બહુનામી, એ છે બ્રહ્માદિકના સ્વામી.
રમે શ્યામ ગોવાળને સંગ, બહુ વેશ બનાવે શ્રીરંગ;
ક્યારે કહાન રાજા બનિ આવે, સઉ ઊપર હુકમ ચલાવે.
ક્યારે ગુણિજન થઇ હરિ ગાય, ક્યારે નાર બાકરિલું થાય;
ક્યારે વંનફૂલ લૈ સૌ હાથ, લડે સામ સામા ભરે બાથ.
ક્યારે મલજુધ થઇ માંડે ગોવાળ, લડે સામસામા દઈ તાળ;
કહારે વૃષભ થઇ મારે ત્રાડ, લડે સામ સામા કરિ ચાડ.
ક્યારે ભેરૂ થઇ બેઉ ભાઈ, ચડે એક બીજા પર ધાઈ;
રમે બાળની પેર ગોવિંદ, સરવેશ્વર કૃષ્ણ સ્વછંદ.
બ્રહ્મા ભુલ્યા ચરિત્રને ભાળી, હરે વાછડાં ગોપ સંભાળી;
સર્વે રૂપ થયા સુખકારી, નાંખ્યો બ્રહ્માનો ગર્વ ઉતારિ.
બ્રહ્મા દીન થઇ પાછા આવ્યા, વ્હેલા વછ ગોવાળિયા લાવ્યા;
મુક્તાનંદ કહે વારંવાર, કીધું બ્રહ્માજિયે સ્તવન અપાર.

## કડવું ૧૯ મું.

વળિ એચરે ગોપી વચંન, સુણો ઓધવજી એક મંન;
ગિરિગોવરધન તરૂ જેહ, વ્હાલે અતિશે વખાણ્યો તેહ.
વૃંદાવંનમાં પશુ પંખી મોર, કર્યા મુનિસમ નંદકિશોર;
કળિનાગનો ગર્વ ઉતારી, કિધું નીરવીખ જમુનાનું વારી.
દાવાનળનું કર્યું પ્રભુ પાંન, હર્યાં વસ્ત્ર કુમારિનાં કહાન;
કાઢયાં જલથિ વિવસ્ત્રાં કુમારી, આપ્યો વાંછિત વર ગિરધારી.
ઋષિપત્નિ તેડિને લીધી, જમી થાળ કૃતારથ કીધી;
ધર્યા ઋષિયે તે હાથ અપાર, અમે ઓળખ્યા નહિ કિરતાર.
ધિક જોગ જગ્ન વ્રત દાન, ધિક ઊંચજનમ અભિમાન;
નવ ઓળખ્યા પ્રગટ મોરારી, થઇ સાધને સર્વ નિષ્ટારી.
નારિ અશુચિ અલ્પમતિ જેહ, પામિ સ્વરૂપને મને તેહ;
રાખ્યો આપણે અતિ ઘણો ગર્વ, બનિ વાત બગાડી છે સર્વ.
એમ ઋષિએ કર્યો પરિતાપ, માન સહિત નિંધ્યૂ ઘણું આપ;
મુક્તાનંદનો વહાલો વિહારિ, વીરા કેમ વિસરે સુખકારી.

## કડવું ૨૦ મું.

ઓધા ઇંદ્રનો જગ્ન નિવારી, પૂજયા ગોવર્ધંન સુખકારી;
કોપિ ઇંદ્ર થયો વિકરાળ, બારે મેઘ પેર્યા તતકાળ.
જો જો મનુષ્ય કનૈયાની વાત, મારો જગ્ન મટાડ્યો સાક્ષાત;
એનિ ગાયું ગોવાળને ગોપી, બોળી મારૂં અચળ પણુ રોપી.
કૃષ્ણુ સોતું ગોકળિયું ગામ, તેનું રેવા દેવું નથી ઠામ;
એવો કોપ કરી સૂરરાય, લીધા પ્રલયના મેઘ સહાય.
ગાજે વિજ ને વાયુ અપાર, લાગ્યો વરસવા મુશળધાર;
તોળ્યો ગોવર્ધંન ગીરધારી, નિજદાસને લીધા ઉગારી.
એમ ગિરિને કરપર ધાર્યો, વ્હાલે ઇંદ્રનો ગર્વ ઉતાર્યો;
લાવ્યા વરૂણના ઘર થકી નંદ, અમે નિરખીને પામ્યાં આનંદ.
નંદે કીધી ગોવાળુંને વાત, મારો પુત્ર પ્રભુ સાક્ષાત;
એનું વરૂણે તે પુજન કીધું, પગ ધોઇ પાદોદક લીધું.
સુણી બોલીઆ ગોપસકામ, અમને દેખાડો નિજધામ;
મુક્તાનંદને વહાલે વિચારી, સૌને ધામ દેખાડયું મોરારી.

## પદ ૫ મું.–રાગ મારૂ.

ઓધવ એવા ગુણવંત ગીરધારી,
ખટકે છે અમને મોહન મરમાળો, શામળો સુખકારી, ઓધવ૦

નેનને બાંણે કીધી સર્વ ઘાયલ, તલપે છે વ્રજનારી, ઓધવ૰
ઉપર ઘાવનો ડંખ ન દિસે, અંતર દુખ ભારી, ઓધવ૰
મનડાં હરિ મથુરાં જઇ બેઠા, કુબજા કીધી પ્યારી, ઓધવ૰
પ્રથમ દેખાડિને અમૃત અમને, પાયું છે વિખવારી, ઓધવ૰
મુક્તાનંદને વહાલે ગોપિ સર્વે, વણુ મોતે મારી, ઓધવ૰

## કડવું ૨૧ મું.

એક સુંદરી દ્રવંતી ભારી, હરિને મળવા ઇચ્છે સકુમારી;
એના ઉરમાં અખંડ હરિ ધ્યાન, કરતો દીઠો ભમર શુભ ગાન.
કલ્પિ કૃષ્ણનો દૂતે ભ્રંગ, બોલી ઓધવશું સુધ અંગ;
પ્રેમે પરવશ ગોપિકા ભારી, બોલી ઉનમત થઇ વ્રજનારી.
કપટિ કૃષ્ણના દૂત કઠોર, જાણ્યો ભમર તુને ચિત્તચોર;
ચિતચોર કાનુડાને સંગ, તારા તનમાં ચડયો તેનો રંગ.
મારી શોકયના ઉરપર સારી, માળા રગડી છે કૃષ્ણમોરારી;
તેના કુચનું તે કુંકુમ જેહ, તારા મુખપર દીસે છે તેહ.
અમને અડકીશ મા તું ભાઇ, રેને વેગળો આવે શું ધાઇ;
રાતું વદન દેખાડવા કાજ, તુને મોકલ્યો શ્રીમહારાજ.
અમને રિઝવવાને તું ભંગ, શાને ચરણે નમે છે સુરંગ;
જેને તે વનિતાને મનાવ્યો, જેને રંગે રંગાણો તું આવ્યો.
જાદવની સભામાં શું ધીર, હસ્યા જોગ તમે બેહુ વીર;
મુક્તાનંદના સ્વામીને પાસ, ઘણું થાતું હશે ઉપહાસ.

## કડવું ૨૨ મું.

પીરા અધર સુધા એકવાર, અમને પાઓ પ્રીતમ કરી પ્યાર;
નાખી મોહને મોહની જાળ, પછે ત્યાગ કર્યાં તતકાળ.
સુણો ભમર તમારી એ રીત, પહેલી બાંધો કુસમ સંગ પ્રીત;
માણી મકરંદ ત્યાગો છો તેહ, એવો ભૃંગ તમારો સ્નેહ.
તારી પેરે છે નંદનોલાલ, અમને ભોળવી કીધાં બેહાલ;
માણી કુસુમની પેરે મોરારી, પછે ત્યાગ કરી વ્રજનારી.
મારા મનમાં વિચારૂં છું એમ, એને કમળા વરી હશે કેમ;
સુણી કપટીનાં વચન રસાળ, પામી મોહ પડી હશે જાળ.
સુણ મધુકર કહું સમજાવી, ગા મા જદુપતિના ગુણ આવી;
અમે સર્વે વિજોગણી બાળા, જાણું જુના છે કૃષ્ણજી કાળા.
શાને ગાન કરે બહુ વાર, જાણ્યા કપટી છે નંદકુમાર;
તેની આગે તું ગાવાને જોગ, જેના ટાળ્યા મોહન કુચ રોગ.

મનવાંછિત આપશે તેહ, તેમાં લેશ નહી સંદેહ;
મુક્તાનંદના નાથની પ્યારી, તારૂં કરશે તે કામ વિચારી.

## કડવું ૨૩ મું.

કહેશો મધુકર જો તમે એમ, તમે અવળું બોલો છો કેમ;
મુને મેલ્યો મનાવાને કાજ, તમને ઇચ્છે ઘણું મહારાજ.
એવું કહેશોમાં અમને તો ભ્રાત, અમે જાણિયે કૃષ્ણની વાત;
એનું રૂચિર કપટ ભર્યું હાસ, એ છે વનિતાને બાંધ્યાવા પાસ.
એના નયનની શોભાને જોઇ, નારી માત્રનું મન રહે મોહી;
ચૌદલોકમાં વનિતા છે જેહ, એને દુર્લભ કોણ છે તેહ.
સેવે ચરણ રમા કરી પ્રાત, રહે હજર ડરતી વિનીત;
અમે શી ગણતીમાં ત્યાં ભ્રાત, કહોછો શિદ મનાવાની વાત.
જાણી દીન દયા કરે જ્યારે, એનું દર્શન પામીએ ત્યારે;
એનું ઉત્તમશ્લોક છે નામ, પાળે રંકને સુંદરશામ.
બોલી અપર ભમર શું રિસાઇ, આવ્યો મથુરાં જઇને તું ભાઇ;
મેલી ચરણ રહે વેગલો વીર, તારૂં કૃષ્ણના જેવું શરીર.
શિખ્યો કપટ તું કૃષ્ણને પાસ, કપટી સરખો તું કપટીનો દાસ;
મુક્તાનંદના સ્વામિની રીત, તુને આવડી પરમપુનીત.

## કડવું ૨૪ મું.

બોલિ બોલિ કરી ઘણો રોષ, કહિયે ક્યાં લગી કૃષ્ણના દોષ;
એને અર્થે અમે તજી લાજ,ત્યા ગ્યા પુત્ર પતિ સુખ સાજ.
કાળે ઊરમાં ન આણી તે વાત, મ્હેલી મથુરાં ગયો કરી ઘાત;
એવો હરિનો સ્વભાવ સદાય, તે શું કેમ કરી પ્રીત કરાય.
માર્યો વાળિ પારધીની પેર્ય, હણતાં મનમાં ન આણી મેર્ય;
જતિ થઈને વર્યો વન જ્યારે, બાંધી શિશ જટા શુભ ત્યારે.
રેહેતો વનમાં તે વલકલ ધારી, એને વરવા આવી એક નારી;
કીધી નાક કાન વિના તેહ, એ શું કેમ કરી થાય સ્નેહ.
બની વામન ને બળીદ્વાર, કીધો વેદ તણો ઉચ્ચાર;
બળીરાય સુણી શુભ વાણી, આવ્યો સનમુખ જોડાને પાણી.
કીધું પ્રેમ સહિત સનમાન, મૂખે માગ્યું તે આપિયું દાન;
દેતાં દાન બાંધ્યો બળિરાય, એનાં છળ વર્ણ્યા નવ જાય.
એનું અન્ન જમી ચાંપ્યો પાતાળ, એવા બંધુ તમારા દયાળ;
મુક્તાનંદના સ્વામીની વાત, કરતાં ડરિયે છિયે ઘણું ભ્રાત.

## પદ ૬ ઠું-રાગ આસાવરી.

વૈષ્ણુવ જન તો તેને કેગે, પીડ પરાયી જાણેરે, એ ઢાળ છે.
મધુકર વાત મોહનવર કેરી, જાદુગારી જોરરે;
નરનારી એને ગાય સુણે તે, ત્યાગ સંસારનો નોરરે.
કૃષ્ણ કથા જેણે પ્રેમે સાંભળી, તે તો તજી કુટુંબ પરિવારરે;
પરમહંસ થઇ વનમાં વસિયા, જાણે છે સૌ સંસારરે.
શુક નારદ સનકાદિક એના, ગુણનું કરે નીત ગાનરે;
ધન દોલત ઘરબાર ન એને, ભમતા ફરે રાનો રાનરે.
એવું અમે જાણયે તોય એના ગુણ, મુખ થકી ન મેલાયરે;
પાણી પીને ઘર અમે પુછયું હવે એનો શો ઉપાયરે.
જે કોય જગમાં એને અનુસરસે, તેના તે ભવાડા ગાયરે;
મુક્તાનંદના નાથને સેવી, જગ છતરાયાં થાયરે.

## કડવું ૨૫ મું.

અપર બોલી કૃષ્ણનો, નવ થાય કોય નિર્ધાર;
એના મનની વારતા, તેનો કોય ન પામે પાર.
સિતા કારણ સજ થઇને, ભાગ્યું ધનુષ કઠોર;
પ્રેમશું વરિયો પ્રેમદા, નિજ ભૂજા કેરે જોર.
સિતા સંગ કરી પ્રીત પૂરણ, વનવસ્યો લઈ સંગ;
અધઘડી અળગી ન મેલે, રાચ્યો તેને રંગ.
સુંદર મૃગ ગયો મારવા, કામની કેરે કાજ;
રાવણ સિતા હરિ ગયો, લોકમાં ગઈ બહુ લાજ.
નારી કારણ નિર્લજ થઇને, કીધો અધિક વિલાપ;
પછે એ સિતા વાળવા, ભોગવ્યા બહુ સંતાપ.
રિંછ વાનર સંગ વસિયો, નારી કારણ એહ;
ઉદધિ ઉપર પાજ બાંધી, કષ્ટ ઘણો કરી તેહ.
મુક્તાનંદના નાથને, સિતા વિના બહુ શોક;
એના મનના કપટને, વીરા કોય ન જાણે લોક.

## કડવું ૨૬ મું.

ઓદ્ધવ એણે જુધમાં, હણ્યો રાવણ અતિ વિકરાળ;
વિભિષણને રાજ દીધું, એવા એ દીનદયાળ.
વિભિષણ કહે જાનકિ અતિ, ઝુરે પ્રભુ તમ કાજ;
હુકમ હોય તો લાવિયે, તમ પાસ શ્રીમહારાજ.

રામ કહે જેમ છે તેમ સિતા, તેડી લાવો અમ પાસ;
વિભિષણ તે વચન લોપી, કીધી સ્વમતિ પ્રકાશ.
સ્નાન કરાવી વસ્ત્ર આભુષણ, પેરાવ્યાં બહુ અંગ;
સિતા બેસાડયાં પાલખીમાં, આવ્યા વિભિક્ષણ સંગ.
સિતાના દર્શન કારણે, દોડતા રિંછ વાનર જેહ;
દૂર રહો એમ વિભિષણના, દૂત નિવારે તેહ.
દૂર ન રાખો કોયને, એમ બોલ્યા શ્રીરઘુનાથ;
તારે તે હલકીને આવિયા, સૌ રિંછ વાનર સાથ.
જયારે પાલખીમાંથી ઉતરી, કર્યું સિતાએ પ્રેમે પ્રણામ;
મુક્તાનંદને વાલમે, સામું ન જોયું શ્રીરામ.

## કડવું ૨૭ મું.

ઓદ્ધવ સિતાકાજ એણિપેર, કીધો અતિશે સર્મ;
પછે એ ત્યાગી વાંકવેણી, કેમ કળાય મર્મ.
રૂદન કરી કરી જાનકી, કરજોડી કિધો વિલાપ;
રિંછ વાનર વિભિષણુ સૌ, પામ્યાં અતિ સંતાપ.
પછે ત્યાં બ્રહ્મા આવિયા, સંગ તેડી દશરથ તાત;
પતિવ્રતા દૃઢ જાનકી, એવી કહી બેહુ જણે વાત.
પાવક માંહી પ્રવેશ કરાવી, સિતાને લીધા સાથ;
અયોધ્યા જઈ લોકવાણી, સુણિ વિષમ રઘુનાથ.
લોક વાણી જાણવા, મૂકયો દૂતે શ્રીરઘુવીર;
ભદ્ર નામે દૂત તેણે, સુણ્યું સર્વ સુધાર.
દૂત પાછો આવિયો, કિધું પ્રેમ સહિત પ્રણામ;
આજ્ઞાનિ હરિ વિમુખનું, પ્રભુ બોલ્યાનું નહિ ઠામ.
પછે શ્રી રામજીએ પૂછ્યું, સૌ કેતા હોય જેમ લોક;
મુક્તાનંદના નાથને, કહો સુણિને થાઊં અશોક.

## કડવું ૨૮ મું.

ઓધવજી એમ સાંભળી, વાલાનાં વચન ઉદાર;
ભદ્ર નામે દૂત બોલ્યો, પામી કષ્ટ અપાર.
કરજોડી કહે સુણો રઘુવીર, લોક કહે છે જેહ;
સંક્ષેપે સર્વે કહું, તમ આગે મહાપ્રભુ તેહ.
ચોકે હાટ બજારમાં, વળી વનને ઉપવન સોય;
જશ તમારો સઉ ઠેકાણે, વર્ણવે સર્વ કોય.

અતિ પ્રતાપી રામજી, બાંધી સાગર ઉપર પાજ;
સુર અસુરને નૃપતિમાં, એવું કોણે ન થાય કાજ.
અતિ ભયંકર રાવણ દશમુખ, માર્યો કુટુંબ સમેત;
સિતા લઇ પ્રભુ આવિયા, રાખ્યું જાનકિ ઉપર હેત.
બીજું તો સર્વ રૂડું કર્યું, એક ભુંડું કીધું રામ;
ગૈ નારિ ફરી લાવિયા, એવું કોઈ કરે નહિં કામ.
કેવું મન હશે રામનું, એને સિતાને નાવ્યો અભાવ;
મુક્તાનંદના નાથને, હવે કેમ કળાય સ્વભાવ.

## પદ ૭ મું-રાગ સામેરી.

આવો હરિ મંદિરિયે મારે, કુવર રંગીલા કાન.
મોહિ છોગલિયે તારે—એ ઢાળ છે.

કેછે એમ લોક સૈ વાણિ, દૂત કહે રઘુનાથને,
સુણો હરિ સારંગપાણી કે૦
વનમાં એકલડિ જાનકિરે, ત્યાંથી હરાણી;
સિતાને રાવણ લઇ ગયો, તે તો જગ સઘળે જાણી. કે૦
કલંક ભરી એવી કામનીરે, તે પાછી આણી;
વ્યભિચારી નર નારીને, કેવા થઈ છે રામ કાણી. કે૦
આપણા ઘરની નારિયુંરે, લેશે એ નિશાણી;
કામ નયું બહુ એકશે, જોઇ રાજાની રાણી. કે૦
પરપુરૂષ સંગ કામનીરે, રેહેશે લપટાણી;
રાજદ્વારથી સર્વમાં, હવે રીત એ બંધાણી. કે૦
ધર્મ વિના સંસારમાંરે, પિડાશે પ્રાણી;
મુકતાનંદ રઘુનાથમાં, આવિ ખોટ ન પુઠે રાણી. કે૦

## કડવું ૨૯ મું.

સુણિ દૂતનાં વચન શ્રીરામરે, પૂછયું સર્વને તે સુખ ધામરે;
બોલ્યા સર્વે કુટંબિ એમરે, એ છે દૂતે કહી વાત તેમરે.
વહાલે શિખ સભાને દીધીરે, પોતે વાત વિચારી લીધીરે;
તેડયા ભરત શત્રુઘન વીરરે, તેડયા લક્ષમણ પરમ સુધીરરે.
આવ્યા હરિને હુકમ સર્વે ભાઇરે, ચરણે શિશ નમાવ્યાં છે ધાઇરે;
શોક રામનું મુખ થયું એમરે, ગ્રશ્યો રાહુએ ચંદ્રને જેમરે.
દીઠા બંધુએ ઝાખા ભૂપાળરે, ડર્યા ભરતાદિક તતકાળરે;
બોલ્યા શોક સહિત રઘુવીરરે, સુણો ભ્રાત તમે થઈ ધીરરે.
લેશ કરશો મા મનમાં સંતાપરે, પૂછું તેનો તે આપો જબાપરે;

પૂરવાસિ ને દેશના લોકરે, મુને ઉપજાવે અતિ શોકરે.
બોલે સિતા નિમિત્ત અપવાદરે, સુણી અંતરે થાય વિષાદરે;
બોલે વેણુ મુરખ ચાવિ ચાવીરે, મુને પીડે છે અંતરે આવીરે.
અપજશથી મરણુ ઘણું સારૂં રે, મારા મનમાં હું એમ વિચારૂં રે;
મુક્તાનંદના વાહાલાની વાણિરે, સુણિ બંધુ ડર્યા ભય આણીરે.

## કડવું ૩૦ મું.

ઓધા બોલ્યા વળી રઘુવીરરે, મુને લોકો કહે છે અધિરરે;
અમે સૂરજવંશિ નરેશરે, નિંદા થાય તે કરિયે ન લેશરે.
સિતા પાપ રૂપ અતિ જેહરે, પાછી લાવ્યો હું ઘરમાં તેહરે;
તમે જાણોછો લક્ષમણ વાતરે, જેમ વનમાં થયો ઉતપાતરે.
કીધું સિતાનું રાવણે હર્ણરે, પામ્યો કુટુંબ સહીત તે મર્ણરે;
સિતા લાવ્યો વિભિષણ જયારેરે, અમે ગ્રહણ કરી નહી ત્યારેરે.
આવ્યા પાવક મારૂત સૂરરે, આવ્યા ઇંદ્ર અને ચંદ્ર હજૂરરે;
આવ્યા બ્રહ્મા ને દશરથ તાતરે, તેણે આવી કહી મને વાતરે.
સિતા પરમ સતિ રઘુનાથરે, એને ત્યાગશો મા લીઓ સાથરે;
આવી અગ્નિમાં ઝિલિને જયારેરે, મુને ઇંદ્રે સમર્પી છે ત્યારેરે.
મુનિ દેવ મંડળ મોઝારરે, જાણિ સિતાને શુદ્ધ અપારરે;
શુદ્ધ જાણીને લાવિયો આંઇરે, બોલે લોક તો કાંઇનું કાંઇરે.
મિથ્યા છે તોય અપજશ વીરરે, મુને ખટકે અંતર જેમ તીરરે;
મુક્તાનંદનો નાથ કહે ભાઇરે, કાઢે સિતાને થાશે ભલાઇરે.

## કડવું ૩૧ મું.

ઓધા વળી બોલ્યા રઘુરાયરે, કરવા પ્રથમ વચનનિ સહાયરે;
જેનિ અતિશે અકીર્તિ થાયરે, તે તો નિશ્ચે નર્કમાં જાયરે.
સૌને કીર્ત્તિ આભુષણ ભારીરે, ઇચ્છે કીર્ત્તિને સૌ નરનારીરે;
કીર્તિ સ્વર્ગલોક સુખ આપેરે, મહા કર્મનાં બંધન કાપેરે.
સર્વે આરંભ કીર્ત્તિને કાજરે, શિર જાતે ન ખોવી લાજરે;
મૃત્યુલોકમાં કીર્ત્તિને ભાઈરે, પામે સુખ સંપત્ય પ્રભુતાઇરે.
આપે ઉભય લોક સુખ એહરે, રાખી કીર્ત્તિ ને ત્યાગવો દેહરે;
કાં હું મરૂં ને સિતાને કાં મારૂં રે,લોપો વચન તો તમને સંહારૂં રે.
મારે લોકની લાજ અપારરે, પડયો શોકના સિંધુ મોઝારરે;
મુને ખટકે છે એ દુખ ભારીરે, લેજો લક્ષમણજી ઊર ધારીરે.
કરો રથને સવારે તૈયારરે, માનો વચન થઇ હુશિયારરે;
તમે સિતાને રથમાં બેસાડીરે, જજો વનમાં વચન દૃઢ ધારીરે.

મુનિવાલ્મિક દ્રઢમતિ જેહરે, ગંગાપાર વસે છે તેહરે;
મુક્તાનંદનો નાથ કહે પ્યારીરે, જ્યાં જઈ મુકજો સમજી વિચારીરે.

## કડવું ૩૨ મું.

ઓધા એમ બોલ્યા રઘુવીરરે, સુણો લક્ષ્મણ પરમ સુધીરરે;
વસ્તિ માત્ર ન હોય જેણે ઠારરે, મૂકો સિતાને વન મોઝારરે.
વેલા આવજો મૂકીને દૂરરે, મારૂં વચન ગ્રહો થઇ શૂરરે;
આ ન કેશો વૈદેહિને વાતરે, તમે જાણુ પ્રવિણુ છો ભ્રાતરે.
એમ ના કેશો તમે કોયરે, શત્રુ સમાન છે સોયરે;
માટે કરજો વિચારીને કાજરે, મારે કામ પડયું છે આજરે.
મારી તો તમે મોટમ જાણીરે, જો ન લોપ કરો મારી વાણીરે;
કાઢો જાનકી આંહિથી જ્યારેરે, મારૂં વચન ગ્રહ્યું દ્રઢ ત્યારેરે.
એણે લંકાથી આવતાં તાતરે, મુને સંભળાવ્યું સાક્ષાતરે;
મારે ઋષીને પૂજ્યાની છે આશરે, જ્યારે હુકમ થશે અવિનાશરે.
એવું પૂછયુંતું જાનકી જેહરે, આજે આવ્યો છે અવસર તેહરે;
એનું મનગમતું કરી આજરે, સારો જુક્તિથી આપણું કાજરે.
એવાં વચન કહિ રઘુવીરરે, પામ્યા કષ્ટ વહે દ્રગ નીરરે;
મુક્તાનંદનો વાલો કહે બોલરે, ઓધા તે સર્વે અધિક અતોલરે.

## પદ ૮ મું.–રાગ પરજ.

ઓધા એવા હરિ સારંગપાણી, એનો કોય ન શકે મર્મ જાણીરે, ઓ૦
રે પેલી સિતા તજવા કરી તૈયારી, પછે અતિ રોયા સુખકારીરે, ઓ૦
રે કઠણતા વજ્ર થકી ભારી, કોમળતા ત્રિભુવનથી ન્યારીરે, ઓ૦
રે અલોકિક સર્વ કળા એની, એમાં નવ પહોચે મતિ કેનીરે, ઓ૦
રે નથી એતો કોઇ તણાં સંગી, મુક્તાનંદનો વાલો રંગીરે, ઓ૦

## કડવું ૩૩ મું.

ઓધા સાંભળી હરિનો ઉચાર, પામ્યા લક્ષ્મણ કષ્ટ અપાર;
કાઢી રાત રૂદન કરી સોય, તેનો મર્મ ન જાણે કોય.
પ્રાતઃકાળે તે લક્ષ્મણ વીર, તેડયો સૂમંત્ર સારથી ધીર;
લાવો સારથી રથ તતકાળ, આજ્ઞા આપી છે દીનદયાળ.
નાખો રથમાં તે આસન સાર, કરો અશ્વ જોતરીને તૈયાર;
સિતા રાજભવન થકી આજ, જાશે મહામુનિ પૂજવા કાજ.
દોડયો સારથી સાંભળી વાત, લાવ્યો જોતરી રથ સાક્ષાત;
બોલ્યો સૂમંત્ર જોડીને હાથ, રથ તૈયાર થયો પૃથ્વિનાથ.

સુણિ લક્ષમણ શિઘ્ર સિધાવ્યા, વેગે રાજભુવન મધ્ય આવ્યા;
વધા સિતાને પૂજ્ય પ્રમાણી, કરજોડીને બોલ્યા વાણી.
ગંગાતીરે મુનિ વિખ્યાત, તમને ત્યાં પહોંચડવાં માત;
રાજારામની આજ્ઞા છે એહ, તેમાં લેશ નહિં સંદેહ.
વેલાં તૈયાર થાઓ સકુમારી, પૂજા સાજ તે લેજો સંભારી;
મુક્તાનંદને વાલે કહ્યું જેહ, કરવું આપણે હરખશું તેહ.

## કડવું ૩૪ મું.

સિતા સુણિ દિયેરિયાની વાણી, વણ સમજે ઘણું હરખાણી;
લિધાં આભ્રણ વસ્ત્રના ભાર, લીધી પૂજવા સામગ્રી સાર.
ઋષિ નારિને મુનિવર કાજ, લીધો અતિશે અમોલિક સાજ;
સિતા બોલિયાં લક્ષમણ સંગ, લીધાં આભ્રણ વસ્ત્ર સુરંગ.
વિરા સંગે લિધું મેં જેહ, ઋષિપત્નિને આપીશ તેહ;
મારે આશ હતી મન એજ, રઘુવીરે પૂરી કરી તેજ.
સુણિ લક્ષમણ બોલ્યા ન કાંઇ, સૌને વાત જુદી મન માંઈ;
પછે સિતાને રથમાં બેસાડી, કરી શિઘ્ર ચલાવા તૈયારી.
રાખી ચાડને હાંકયા તોખાર, ચાલ્યો રથ કરિ અતિ ઝણકાર;
સિતા વાટે જાતાં કહેછે વાત, મુને અશુભ શુકન થયા ભ્રાત.
મારૂં ધ્રુજે છે થરથર અંગ, મારા ઉરમાંથી ભાગ્યો ઉમંગ;
મારૂં જમણું નયન કર જોય, ફરકે દુખદાયક થઇ સોય.
મારા મનમાં તે સુખ નથી લેશ, થયો રોમાંચિત તન વેશ;
મુક્તાનંદના પ્રભુ સંગ પ્યાર, બોધા જાનકી ડરાવ્યાં અપાર.

## કડવું ૩૫ મું.

બોધા અપશુકન દેખી અપાર, સિતા ડરપે છે વારંવાર;
બોલી લક્ષમણ સંગ વચંન, મારૂં ભયથકી દાઝે છે તંન.
મુને સુનો લાગે છે સંસાર, મારો જીવ થયો નિરાધાર;
તેનું કારણ પરમ સુધીર, મુને ખોળે મળ્યું નહિ વીર.
રખે અવધનગરમાં ભાઈ, આવિ પીડા અચાનક ધાઇ;
મુને અશુભ જણાય છે આવું, આદરાણું નિશ્ચે ભુંડું થાવું.
સિતા એમ કહી જોડિયા હાથ, રૂડું કરજો ત્રિલોકના નાથ;
એવાં આતુર જાનકી જાણી, વળિ બોલિયા લક્ષમણ વાણી.
માતા સૌનું વિચારો છો સારૂં, તેણે અતિ શુભ થાશે તમારૂં;
એવી કરતાં પરસ્પર વાત, આવ્યાં ગોમતિતટ સાક્ષાત.

રહ્યાં ગોમતિતટ એક રાત, જોડ્યો અતિ રથ શિઘ્ર પ્રભાત;
હાંક્યો રથ બેપોર તે જ્યારે, પો'તા ભાગિરથિતટ ત્યારે.
દેખી ગંગા વધ્યો ઉરતાપ, રોયા લક્ષ્મણ કરી સંતાપ;
મુક્તાનંદને વાલે કહ્યું જેહ, સાલે લક્ષ્મણને ઉર તેહ.

## કડવું ૩૬ મું.

ઓધા એણિપેર લક્ષ્મણ વીર, રોયા દીન થઇ તજી ધીર;
તન કંપે ને બ્યાકુળ ભારી, મુખ સૂકે વહે દૃગ વારી.
દીઠા લક્ષ્મણ દુખિયા અપાર, બોલ્યાં જાનકિ કરીને વિચાર;
જોઇ ઝાનવી તટ સાક્ષાત, કહો કારણ દુઃખ કેરૂં ભ્રાત.
બહુ કાળથી ઇચ્છા જેહ, પામ્યાં ગંગાનું દર્શન તેહ;
અતિ હરખ સમે ભય આવો, તેનું કારણ કહિ સમજાવો.
નિત રહોછો તમે પ્રભુ સાથ, આજ દૂર જાણી રઘુનાથ;
આવા દુખિયા થયા હશો તાત, કહો દુઃખના કારણ કેરી વાત.
મુને પ્રાણથિ વાલા શ્રીરામ, તોય જાણી આનંદનું ઠામ;
ન કરૂં શોક બાળની પેર, ઋષી પૂજી જાશું કાલે ઘેર.
તમે બાળપણું તજી ભાઇ, રાખો ધીરજ રહો સુખદાઇ;
ગંગા ઉતરી મહામુની વૃંદ, વેગે પૂજીએ થૈને સ્વચ્છંદ.
વેગે નાવ મંગાવો ઉદાર, જૈયે શિઘ્ર વીરા સામે પાર;
મુક્તાનંદને વાલે કરી ઘાત, નથિ જાણતી જાનકી વાત.

## પદ ૯ મું–રાગ ગરબી.

(ઓરા આવો નટવર નાનડિયા, એ ઢાળ છે.)
ઓધવ એનું કપટ અતિ ભારી, જાણે એવાં નહિં કોઇ નરનારી.–ઓધવ૦
પહેલી કરે પ્રીતિ જે સંગે, રાચે રસિયો તેને રંગે;
પછે તેને ત્યાગે સૈ અંગે, ઓધવ૦ ૧
સિતા સંગ પ્રીત કરિ જેવી, કહિ નવ જાય મુખે એવી,
પછે એને ત્યાગ કરિ તેવી, ઓધવ૦ ૨
સિતાજીને વન મેલી જ્યારે, અમે દુઃખ શું ધરિયે ત્યારે,
બોલું છું પીડાણિ દુઃખ ભારે, ઓધવ૦ ૩
જેજે એનો સંગ કરે ભાઇ, તેનું દુઃખ કોઇ ન શકે ગાઈ,
મુક્તાનંદનો પ્રભુ દુખદાઈ, ઓધવ૦ ૪

## કડવું ૩૭ મું.

ઓધવજી એમ જાનકી, સમજ્યા વિના કહે વાત;
તે મનમાં નથી જાણતી, જે કીધી રામજિયે ઘાત.

સરળ ચિત્ત છળ કપટને, સિતા ન જાણે લગાર;
પોતા સરખો જાનકી, જાણે સરળ સૌ સંસાર.
લક્ષ્મણને કહે જાનકી, મુને વાલા અતિઘણું રામ;
કમળદળ લોચન શ્રીરઘુવીર, સર્વે સુખના ધામ.
ઉન્નત ઉર સિંધુના સરખું, કૃશોદર રઘુવીર;
ઉદરમાં ત્રિવલ્લિ બિરાજે, ઉંડી નાભિ ગંભીર.
રાજીવલોચન રામને, નિરખવા મન અકળાય;
વેલાં જવાય અવધપૂર, કરો ભ્રાત તે ઉપાય.
વચન સુણિ સિતા તણાં, લોહ્યાં લોચન લક્ષ્મણ ધીર;
નાવિકને કહે નાવ લાવો, જાવું છે સામે તીર.
કરણધાર તે વચન સુણતાં, લાવ્યો નાવ સુજાણ;
મુક્તાનંદના નાથનું, કરવાને વચન પ્રમાણ.

## કડવું ૩૮ મું.

ઓધવ એમ નાવ ઉપર, બેઠા લક્ષ્મણ ધીર;
સારથી રથ સિતા સહિત, ઉતર્યાં સામે તીર.
નાવમાંથી ઉતર્યાં, સિતા સહિત ગુણજાણ;
સામે તટ જોઇ રામાનુજને, વાગ્યાં દુઃખનાં બાણ.
ભાગિરથીતટ જઈ કરી, પામ્યાં રામાનુજ દુઃખ જેહ;
પારાવાર ન તેહ તણો, વર્ણવ્યું ન જાયે તેહ.
ગદગદ કંથે હાથ જોડી, લોચન વહે જલધાર;
દીન થઇ કહે જાનકીને, વચન પરમ ઉદાર.
લોકની વાણી ઉર ધરી, મુને જે જે કહ્યું શ્રીરામ;
તે તે વચન વિચારતાં, મારે ઊર થયું દુઃખ ધામ.
અંતર દુખનો દવ બળે, તે સમાવ્યો ન સમાય;
ધર્મસંકટમાં પડયો, હવે એનો શો ઉપાય.
આવું કાજ કર્યા થકી, મુને મર્ણું અતિ ભલુ માત;
મુક્તાનંદના નાથની, મુને પીડે છે ઉરમાં વાત.

## કડવું ૩૯ મું.

ઓધવ રામાનુજ વળી, કરજોડી કહે સુણો વાત;
લોક નિંદિત કાજમાં, મૂને પ્રેર્યો પ્રભુ સાક્ષાત.
આવા કારજમાં સતિ, હું પ્રેરાણો છું જેહ;
દોષ ન એમાં કોઇનો, મારા ભાગ્યનો થર એહ.

રોષ મા કરશો જાનકી, મારો દોષ નહિ લવલેશ;
આ કારજ મેં આદરયું, રાજારામનો ઉપદેશ.
એવાં વચન કહી હાથ જોડી, પડ્યા તે ભૂપર સોય;
રૂદન કરી નિજમરણ ઇચ્છે, મર્મ ન જાણે કોય.
એવા લક્ષ્મણ જોઇને, પામ્યાં સિતા કષ્ટ અપાર;
દીન થઇ લક્ષ્મણ પ્રત્યે, કર્યો સિતાએ શબ્દ ઉચાર.
આ દુખનું કારણ લગરી, હું નથી જાણતી ભ્રાત;
જે હોય તે તત્વે કરી, મુને કહો યથારથ વાત.
શ્રાપ થયો રઘુનાથનો, કેના ઉપર દુખ છે વીર;
મુક્તાનંદના નાથથી, થયું હોય તે કહો મતિ ધીર.

## કડવું ૪૦ મું.

ઓધવજી એમ જાનકી, કરી આગ્રહ વારંવાર;
તે વાણી શિરપર ધરી, કર્યો રામાનુજે ઉચાર.
નીચું મુખ કરી દીન થઈ, બોલિયા પરમ સુજાણ;
વચન કેતાં કંઠ સુકે, ધ્રુજે થરથર પ્રાણ.
કષ્ટે કરી તોય બોલિયા, જેમ થઇતિ પુરમાં વાત;
માત સભા મધ્યે વાત આવી, સુણિ પ્રભુ સાક્ષાત.
પૂર મધ્યે સર્વ દેશ મધ્યે, સિતાનું લઇ નામ;
લોક સૌ નિંધા કરે, એમ સુણ્યું મુખોમુખ રામ.
દુષ્ટે જેમ નિધા કરી છે, તે તમને કહેવાય;
તજી વિચાર ને લોકવાણિ, સત્ય ગણી રઘુરાય.
તે કરણ તમને તજ્યાં, નિર્દોષ છો તોય માત;
લોકની નિંધા કારણે, આવો થયો અતિ ઉતપાત.
એ કારણ વિના જાનકી, મન શંકા ન ધરશો લેશ;
મુક્તાનંદના નાથમાં, થયો લોકલજ્યાનો પ્રવેશ.

## પદ ૧૦ મું.—રાગ ગરબી.

(મનમોહન મંદિર આવોરે, વાટડી જોઉ છું વનમાળી; એ ઢાળ છે.
ઓધવ એમ લક્ષ્મણ વીરેરે, સમજાવી સિતા રાણી.
કહી નીતિ પરમ સુધીરેરે, સમજાવી સિતા રાણી.
કહિ કથા પુરવની ભારીરે, સ૦ જેમ રાખે દેહ વિચારીરે, સ૦
પુરજનનો દોષ દેખાડીરે, સ૦ કરી વિનતિ શાંત પમાડીરે, સ૦
ધીરજ ધાર્યાની વાટેરે, સ૦ કરી વિનતી લક્ષ્મણ ભ્રાતેરે, સ૦

વનમાં રેહા હરિબળ રાખીરે, સ૦ તમે શુદ્ધ છો સુર સૈ સાખીરે, સ૦
મુક્તાનંદનો પ્રભુ જાણેરે, સ૦ કરશે રક્ષણ દુઃખ ટાળેરે, સ૦

## કડવું ૪૧ મું.

ઓધા લક્ષમણ બોલિયા વાણીરે, સુણો જાનકી પરમ શાણીરે;
ઋષીઆશ્રમ પાસ જઇ માતરે,તમને વનમાં મુકીશ સાક્ષાતરે.
રાજારામની આજ્ઞા છે જેમરે, કરવું પડશે મારે હવે તેમરે;
મુનિવર કેરૂં આશ્રમ જેહરે, તમને સુખદાયક હવે તેહરે.
મુનિઆશ્રમ પાસ હું આવીરે,તમને તજીશ કઠોરતા લાવીરે;
રામે હુકમ કર્યો એવી રીતરે, રાખું કેમ કરી તમશું પ્રીતરે.
ગંગાતીરે તપોવન જોયરે, મુનિવર કેરૂં આશ્રમ સેયરે;
રેજો ત્યાં તમે રાખી વિચારરે, વૃથા ખેદ મા કરશો લગારરે.
મુનિ આશ્રમ પરમ પુનિતરે, રેજો રાખી ત્યાં ઉત્તમ રીતરે;
રાજા દશરથના એ છે મિત્રરે, મુનિવાલ્મિક પરમ પવિત્રરે.
વ્રતધારી તપસ્વિ ઉદારરે, જેના ગુણનો ન પામિયે પારરે;
રેજો મુનિપદપંકજ પાસરે, કરજો તાતતુલ્ય વિશ્વાસરે.
રાજારામની આજ્ઞા છે એહરે, તેમાં લેશ નહિં સંદેહરે;
મુકતાનંદના વાલાને વચનરે, અવળું લેશ મા માનજો મનરે.

## કડવું ૪૨ મું.

ઓધા વળી કહે લક્ષમણ ભ્રાતરે, રેજો સાવધાન તમે માતરે;
ધરી ઉરમાં શ્રીરામનું ધ્યાનરે, રેજો મુનિવર પાસ અમાનરે.
રાખી પતિવ્રત ધર્મ પુનિતરે, રાજારામશું રાખજો પ્રીતરે;
એમ થાશે કલ્યાણ તમારૂંરે, સત્ય માનજો વચન અમારૂંરે.
સતિ નારિને પતિસંગ હેતરે, પતિ પાસરે ભક્તિ સમેતરે;
પતિ લાડ લડાવે કે મારેરે, તોય પતિનો દોષ ન ધારેરે.
જેને પતિનો તે અવગુણ આવેરે,તે તો પતિવ્રતા નારી ન કહેવાવેરે;
નાર પતિવ્રતાનો ગુણ એહરે, રાખે પતિસંગ પરમ સનેહરે.
તમને પ્રાણથી વાલા શ્રીરામરે, તમે પતિવ્રત ધર્મનું ધામરે;
કથા કહિ સર્વ લોકને કાજરે, જાણી કેવાનો અવસર આજરે.
સુણી લક્ષમણ વીરની વાણીરે, અતિ દારૂણ શબ્દ પ્રમાણિરે;
ભુલ્યા મહા દુઃખે દેહ સંભાળરે, પડ્યા ભૂમિ ઉપર તતકાળરે.
રહિ મુર્છા તે બે ઘડીવારરે, સિતા પામી તે કષ્ટ અપારરે;
મુક્તાનંદનો સ્વામિ છે ક્રુરરે, ઓધા મહા દુખ આપે જરૂરરે.

### કડવું ૪૩ મું.

ઓધા એણીપેર જનક કુમારીરે, સુણિ શબ્દ પામ્યાં દુઃખ ભારીરે;
કિધિ ત્યાગ શ્રીરામ તે જાણીરે, બોલ્યા ગદગદ સ્વર થઈ વાણીરે.
એનું દુખડું તે નવ વરણાયરે, કહેતાં વચન વ્યાકુળ થઇ જાયરે;
સિતા લક્ષમણને કહે વાતરે, સુણી દુખની વારતા ભ્રાતરે.
વિરા આ તન મારૂં જેહરે, કર્‍યું દુખ સેવા વિધિ તેહરે;
આગે પામી હું કષ્ટ અપારરે, હજી દુખનો ન આવિયો પારરે.
મારા દુખ કેરો વાર ન પારરે, ભાગ્યું નાવ મહાસિંધુ મોઝારરે;
મેં તે શાં શાં કર્‍યાં હશે પાપરે, જેણે પામી હું મહા સંતાપરે.
નિશ્ચે સંત સંતાપ્યા છે ભાઇરે, તેની આવી મળી જોગવાઇરે;
કાંતો બ્રાહ્મણને દુખ દીધું રે, કાંતો પરધન ચોરી લીધુંરે.
કાંતો હરિજન શું કર્‍યું વેરરે, કાંતો છાનું દીધું કેને ઝેરરે;
કાંતો કીધી વિશ્વસિને ઘાતરે, મળ્યું આજ તે ફળ સાક્ષાતરે.
એમ જાનકી કરીને વિલાપરે, કિધો પાપનો નિજશિર થાપરે;
મુક્તાનંદનો શ્યામ સંભારીરે, ઊંચે સાદ રૂવે સકુમારીરે.

### કડવું ૪૪ મું.

ઓધા એણિપેર દુખણી અપારરે,રોઈ વચન કર્‍યાં ઉચ્ચારરે;
વીરા રઘુપતિ પરમ દયાળરે, મુને કેમ ત્યાગી તતકાળરે.
હું તો પતિવ્રતા નારી કેવાઊંરે,જ્યાં જ્યાં હુકમ કરે ત્યાં ત્યાં જાઊંરે;
મારો સેજ સ્વભાવ છે જેહરે, વીરા કહિ સંભળાવું તેહરે.
રેહેતી વનમાં હું રામજી પાસરે, એના બળનો ઘણો વિશ્વાસરે;
તોય દેખું બિહામણું જ્યારેરે, અતિ ત્રાસને પામતી ત્યારેરે.
તે હું એકલી વન મધ્યે ભાઇરે,સંગે બીજું ન કોઈ સહાઇરે;
હવે કેમ હું રહિશ વનવાસરે, મુને એજ અંતર અતિ ત્રાસરે.
જ્યારે પૂછશે મહામુનિ ધીરરે, તમને કેમ ત્યાગ્યાં રઘુવીરરે;
તેનો શું ઉત્તર કહું તાતરે, મારે શિર આવ્યો ઉતપાતરે.
કહેશે વાત પરસ્પર સોયરે, વિના વાંકે ન ત્યાગે કોયરે;
એનો ઉત્તર કેમ કરી દેશરે, હુંમાં દોષ નથી લવલેશરે.
ઓધા એમ સિતા દુખ પામીરે,જેને શિર ત્રિભુવનપતિ સ્વામીરે;
મુક્તાનંદના નાથ કઠોરરે, એની ઉપર કેનું નહિ જોરરે.

### પદ ૧૧ મું-રાગ રામગ્રી.

( આજ મારાં નેણ સુફળ થયાં,-એ ઢાળ છે. )

લક્ષમણને કહે જાનકી, મારે સંકટ ભારી;
હરિવિના જીવવું હરામ છે, મરવું મહાશ્રેકારી. લ.

જો ગંગાજળમાં પડી, તજું પ્રાણને ભાઇ;
આતમહત્યા ઉપજે, થાય અતિ અવળાઇ. લ.
બીજું દુખ તનને તજે, મુને અતિઘણું સાલે;
રાજવંશ રઘુવીરથી, આગળ નવ ચાલે. લ.
બે હત્યા તનને તજે, લાગે મુને મોટી;
મનસુબો મરવાતણો, એતો વાતજ ખોટી. લ.
તજી મુજને રઘુવીરની, આજ્ઞા તમે પાળો;
મુજ દુખણીના તાપની, ચિંતા તમે ટાળો. લ.
અવધપૂરી જઇ સર્વને, મારૂં વંદન કેજો;
મુક્તાનંદના નાથની, નિત સેવામાં રેજો. લ.

## કડવું ૪૫ મું.

ઓધવજી વળી બોલિયા, જાનકી પરમ સુજાણ;
રામાનુજ તમે સાંભળો, મારાં વચન પરમપ્રમાણ.
સાસુ સર્વને પ્રેમશું મારા, કેજો અનંત પ્રણામ;
કરજોડી વંદન કરી મારા, કેજો કુશળ કલ્યાણ.
એમ કેજો રઘુનાથને, તમે ધર્મ ધોરંધર ધીર;
ભ્રાત કુટંબી પ્રજા સૌને, પાળો છો રઘુવીર.
એ તમારો ધર્મ નિર્મળ, એજ કીર્ત્તિ ઉદાર;
ધર્મ વડે સર્વ લોકને, પાળો છો વારંવાર.
સર્વ રક્ષક થઇ કરી, મુને ન પાળિ તમે જેહ;
મારા દેહને દુઃખ પડે, અવગુણ ન ધરૂં તેહ.
એજ વચન રઘુવીરને, તમે કહેજો જઇને ભ્રાત;
મારા દુખની વારતા, કહેશો મા કોઇને તાત.
મુક્તાનંદના નાથનું, ઉરમાં ધરી દૃઢ ધ્યાન;
જાનકિ અતિ દુઃખ પામે (પણ) મન કીધું ધિરજવાન.

## કડવું ૪૬ મું.

ઓધવજી એમ બોલિયાં, જાનકિ પરમ સુજાણ;
શોક ન કરશો માહારો હું, તજિશ નહિ મુજ પ્રાણ.
દીન ચિત્ત થઇ જાનકી, એવું બોલિયાં ધરિ ધીર;
ખેદ વચનને સાંભળી, દુઃખ પામ્યા લક્ષ્મણ વીર.
સિતાને ચરણે શિર નમાવી, રામાનુજ બુદ્ધિવંત;
સિતાને વચન ન કહિ શક્યા,ઉર વ્યાપ્યું કષ્ટ અનંત.

પ્રકંમાં કરી હાથ જોડી, કીધું રૂદન અપાર;
રામાનુજ જાવા સમે, નમ્યા સિતાને બહુ વાર.
રામાનુજ ફરી વાહાણુ બેઠા, અંતર શોકની ઝાળ;
નાવમાંથી ઉતરી બેઠા, રથ ઉપર તતકાળ.
સિતાને સામે તીર મેલ્યાં, તેનો તે મનમાં ત્રાસ;
રૂદન કરી જુવે જાનકિને, અંતર અધિક ઉદાસ.
સિતા સરખી સુંદરી, તેને મુકાવી વનવાસ;
મુકતાનંદના નાથનો, હવે થાય કેમ વિશ્વાસ.

## કડવું ૪૭ મું.

ઓધવજીવ એમ જાનકિને, મેલી વન મોઝાર;
રામાનુજ ફરી ફરી જુવે, સતિ સિતા સામે પાર.
રામાનુજે રથ હાંકિયો, દિઠો સિતાએ રથ ગયો દૂર;
વેહેવા લાગ્યાં નેત્રથી, આંસુડાં કેરાં પૂર.
અરણ્ય વનમાં એકલી, રૂવે સિતા ઊંચે સાદ;
વાલ્મિકઋષિના શિષ્ય તે સ્થળ, આવ્યા સુણી દુખ નાદ.
તેડી ગયા અતિ આદરે, વાલ્મિકમુનિને પાસ;
અતિ કૃપાળુ મહામુનિ, આપ્યો પોતા પાસ નિવાસ.
સિતાને લવસૂત અવતર્યો, કુશ કીધો વાલ્મિક ધીર;
સિતાને મુનિ સમઝાવિયાં, થાશે તુલ્ય બળ બેઉ વીર.
રામાયણુ મુનિપાસ ભણિયા, લવ ને કુશ બુદ્ધિમાન;
જગ્નમાં જઈ રામચરિત્રનું, કીધું બેઉ જણે ગાન.
લવ ને કુશ બે પુત્ર સોતી, પાછી લાવ્યા તેહ;
વાંકાં વચન સુણિ રામનાં, ભોમાં સમાણી એહ.
સિતા સરખી મહાસતિ, તેને આપ્યું કષ્ટ અપાર;
મુક્તાનંદના નાથના, પરપંચનો નહિ પાર.

## કડવું ૪૮ મું.

અવર બોલી આપણે, હવે શું કપટિનું કામ;
મહાદુખ દીધું મોહને, એનું ન લેશો કોઇ નામ.
ઓધવજી અમે અધિક ભોળાં, જાણું નહિ છળલેશ;
મનકર્મ વચને માનિયો, કપટિ તણો ઉપદેશ.
પારધિ જેમ કુરંગને, સુંદર સુણાવે નાદ;
પછે એ મારે બાણુ તનમાં, એવો મેલ્યો રસ સ્વાદ.

ટોળા વછોયો કરે તતક્ષણુ, વહે રૂધિરની ધાર;
અમ સંઘાતે કૃષ્ણજી, એમ કર્યું વારંવાર.
હાસ કરી નખસ્પર્શ કરી, કીધો મદન પ્રકાશ;
મૃગની પેરે મારિયાં, એણે કરાવી વિશ્વાસ.
ધણી તારો ધુતારડો, તું તેનો એકાંતિક દાસ;
દાઝયા ઉપર લૂણ દે, મોકલ્યો અમ પાસ.
કરીશ મા એની વારતા, મુખ બોલો બીજી વાત;
મુક્તાનંદને સ્વામિયે, અમશું કરી બહુ ઘાત.

## પદ ૧૨ મું–રાગ કેદારો.

(ઘેર આવો તો ગોઠડિરે કીજે, ઘણારે દિવસની સંચીરે; એ ઢાળ છે.)

ઓધવજી અમ સાથ ધુતારે, કપટ કર્યું અતિ ભારીરે;
ચિત્ત ચોરી મથુરા જઈ બેઠો, ઝૂરે છે વ્રજની નારીરે. ઓ૦
મથુરા નગરની નાર ધુતારી, રીઝવશે કરી પ્યારરે;
મોહનવર મતલબનો ગર્જુ, કપટી કુબજાનો યારરે. ઓ૦
વ્રજની વાત વિસારી મોહન, હવે નહિ ગોકુળ આવેરે;
મદન શરાસન લૈ મારે છે, તે થકી કોણ મુકાવેરે. ઓ૦
કુબજાને સંગે જોગ અભ્યાસો, અમને મેલ્યાં વિસારીરે;
મુક્તાનંદનો નાથ બન્યા છે, મથુરાં જઈ બ્રહ્મચારીરે. ઓ૦

## કડવું ૪૮ મું.

ગોપી રૂદન કરે છે અપારરે, આવ્યો મધુકર બીજી વારરે;
બોલી મધુકર શું કરી પ્યારરે, ફરી મૂકયો શું નંદકુમારરે.
અમને માનવા જોગ છો વીરરે, વર માગો તે દેશું સુધીરરે;
જેના ઉરમાં છે શ્રીનો નિવાસરે, અમને તેડી ચાલો તેની પાસરે.
એને નારી વિના ન રેવાયરે, રાખે ઉર વિશે શ્રીને સદાયરે;
એને નારી તણો નહિ પારરે, અમને એક એનોજ આધારરે.
વીરા મથુરાપૂરીમાં મોરારીરે, કોને સુખિયાં છે શ્રીગિરધારીરે;
કયારે કરે છે ગોકુળિયાની વાતરે, પ્રેમે સંભારી માત ને તાતરે.
કયારે ગોપ ગોવાળ સંભારીરે, રાજી થાય છે કુંજબિહારીરે;
અમને જાણી અનન્ય નિજ દાસીરે, કયારે સંભારે શ્રી અવિનાશીરે.
ભૂજ અગર સુગંધિ ગોપાળરે, કયારે શિરપર ધરશે કૃપાળરે;
અમને મારી ગયો વ્રેહનાં બાણરે, વિરા કેમ કરી રાખિયે પ્રાણરે.
વ્રેહનિ પિડિયું ત્યાગશું પ્રાણરે, તેનો દોષ તમને સુજાણરે;
નહિ તો તેડો વીરા સૌને સાથરે, જયાં છે મુક્તાનંદનો નાથરે.

## કડવું ૫૦ મું.

સુણી ઓધવ ગોપીની વાણીરે, બોલ્યા ઉર ધરી સારંગપાણીરે;
પ્રેમે ભિના તમારાં વચનરે, સુણિ મગ્ન થયું મારૂં મનરે.
તમને દર્શનની ઘણી પ્યાસરે, પૂરી કરશે મોહન સર્વ આશરે;
મુને કહ્યો છે શ્રીકૃષ્ણે સંદેસરે, તમને અતિ સુખનો ઉપદેશરે.
તમે સર્વે કૃતારથ માતરે, પુજ્યા જોગ સૌને સાક્ષાતરે;
વાસુદેવ પ્રગટ પ્રભુ જેહરે, તે શું તમને છે અચળ સનેહરે.
તપ હોમને જપ વ્રત દાનરે, ગ્રંથપઠન ને સંજમ ધ્યાનરે;
કરી સાધન અનંત અપારરે, ભક્તિ કૃષ્ણની સાધે ઉદારરે.
પરમાત્મા કૃષ્ણને સંગરે, પ્રેમ ભક્તિ છે તમને અભંગરે;
પ્રેમલક્ષણાભક્તિ છે સારરે, માગે મુનીવર વારંવારરે.
પતિ પુત્ર સ્વજન ધન ધામરે, દેહાદિકથી થયાં નિષ્કામરે;
સર્વે ત્યાગી વશ્યા ગિરધારીરે, થઈ છે ત્રિભુવન જીત તમારીરે.
તમે પ્રભુમાં દેખાડી છે પ્રીતરે, મુને કીધો છે પરમપુનિતરે;
મુક્તાનંદને વહાલે કર સાઇરે, સર્વે કમળા સમાન છે બાઇરે.

## કડવું ૫૧ મું.

તમે સાંભળો મોરી વાતરે, કહ્યું શ્રીમુખે જે સાક્ષાતરે;
લાવ્યો હરિનો સંદેસો હું એહરે, સુણો એક મને કરી સ્નેહરે.
હું છઉં હરિનો એકાંતિક દાસરે, સદા રહું છું શ્રી કૃષ્ણની પાસરે;
મને પુછયામાં કરશો મા લાજરે, તમસારૂ મૂકયો છે મારાજરે.
તમને કહ્યું છે શ્રીકૃષ્ણજી એમરે, સર્વે સાંભળજો કરી પ્રેમરે;
મારો સર્વે પ્રકારે વિજોગરે, તમને થયો નથી સંજોગરે.
જેમ પંચમાભૂત છે જેહરે, વ્યાપ્યા સર્વે આકારમાં તેહરે;
મન ઇંદ્રયું પ્રાણમાં એકરે, હું છઉં વ્યાપક સમજો વિવેકરે.
મારા તેજમાં સર્વે આકારરે, સર્જું પાળું હરૂં બહુ વારરે;
માયા ગુણને હું પ્રેરી કરાવુંરે, સૃજું વિશ્વ ન બંધમાં આવુંરે.
હું છું સર્વેમાં સર્વથી ન્યારોરે, જાણો મુજથકી સર્વ પસારોરે;
મુંમાં મનડું બંધાણું છે જેનુંરે, સ્હેજે સિધ્યું કારજ સરવ તેનુંરે.
મુંમાં મન દૃઢ બાંધવા કાજરે, વસે વનમાં તજી સુખ સાજરે;
મુક્તાનંદના નાથની વાણીરે, સર્વે ઊર ધરો પરમ શાણીરે;

## કડવું ૫૨ મું.

વળી કૃષ્ણજી કહે છે વચનરે, સર્વે સાંભળજો એક મનરે;
મન મુજમાં આરોપવા કાજરે, ત્યાગી સેવે છે સંત સમાજરે.

સાંખ્યજોગ વેદાંત વિચારરે, તપ ત્યાગ દમાદિ પ્રકારરે;
સર્વે મન વશ કરવાને એહરે, તેમાં લેશ નથી સંદેહરે.
જેમ નદિયુંનો સિંધુમાં અંતરે, રેણિ મનના નિરોધ પ્રજંતરે;
વસ્યો તમથી હું વેગળો જ્યારેરે, વધે પ્રેમ અપાર તમારેરે.
પ્રેમે મન તો રહ્યાં મારે પાસરે, તમને એજ સમીપ નિવાસરે;
મુંમાં મનને બંધાવાને પ્યારીરે, વસ્યો વેગળો સમજી વિચારીરે.
જ્યારે દૂર પતિ જેનો જાયરે, તેનું મન પિયું સંગ પ્રોવાયરે;
તેવો દૃષ્ટિગોચર પતિ સંગેરે, નોય વનિતાના માનને પ્રસંગેરે.
સુણો ગોપિકા મનડાં તમારાંરે, મારા રૂપથી રહે નહિં ન્યારાંરે;
એવો કીધો ઉપાય મેં સારરે, તમે લેશો મા અવળો વિચારરે.
વ્રજવનિતા તો પ્રાણ છો માંરારે, ગુણ ભુલું ન લેશ તમારારે;
મુકતાનંદનો વાહાલો જાણરે, મીઠું બોલી હરે મનના પ્રાણરે.

## પદ ૧૩ મું-રાગ મલાર.

તમે તો કૃતારથ કામની, મન મુજ વિષે ધારી;
તન મન ધન મુજ ઉપરે, રાખ્યું સર્વસ વારી. તમે૦
જે મુજમાં મનને ધરે, છેડી જગ કેડો;
તે પ્રેમિજન પાસ લે, રહુ કરી દૃઢ નેડો. તમે૦
મન મુજમાં તમે રાખજો, રહેજો જગ થકી ન્યારી;
અલ્પકાળમાં સુંદરી, મુને પામશો પ્યારી. તમે૦
રાસ સમે વ્રજમાં રહી, રોકી નિજ સ્વામી;
તમમોરે તનને તજી, પ્રેમે મૂને પામી. તમે૦
જે મૂને પ્રેમે ભજે, તેને પળ ન વિસારૂં;
મુક્તાનંદનો નાથ કહે, સર્વે કષ્ટથી તારૂં. તમે૦

## કડવું ૫૩ મું.

ગોપી સાંભળી હરિ સંદેશ, કીધો મન હરિ રૂપ પ્રવેશ;
વળી બોલી ઉધવજીની સંગ, ભાસ્યો કૃષ્ણલિલાનો પ્રસંગ.
સુણો ઓદ્ધવ હરી સુખકારી, માર્યો કંસ મટયું દુખ ભારી;
જાદવ સંગ કરતો વિરોધ, તેનો કાઢયો શ્રીકૃષ્ણજિ સોધ.
ત્યાગ્યો આહિરડાનો આચાર, હવે થયા હરિ રાજકુમાર;
એ શું મથુરાં નગર કેરી નાર, વિરા કરતી હશે ઘણો પ્યાર.
જોઇ વનિતાની ભ્રકુટી વિલાસ, પડશે મોહન પ્રેમને પાસ;
વરા મથુરાં ધુતારાનું ગામ, રાખ્યા ભોળવી સુંદર શ્યામ.

કહોને પુરવનિતા ભલિ જાણી, કેવી શ્રીકૃષ્ણને પ્રીત બંધાણી;
એને મનગમતું જ્યારે થાયે, તેને સંગ જોરાયે બંધાયે.
અમે ભોળાં ગોકુળનાં વાસી, નવ જાણિયે કપટ પ્રકાશી;
નારી નગરની છળમાં છે શૂરી, બની જોડ પરસ્પર પૂરી.
એણે કુબજાશું કીધો વિહાર, સંગે દૂત હતા તમે તૈયાર;
મુક્તાનંદના નાથને નોર, જોઈયે તમ જેવા દૂત ચકોર.

## કડવું ૫૪ મું.

કોને ઉદ્ધવ પરમ સુધીર, પૂરનારી મધ્યે બળવીર;
ક્યારે વાત કરે છે અમારી, જાણી દાસિયું શ્રીગીરધારી.
વૃંદાવન મધ્યે નવલ વિહારી, અમશું રાસ રમ્યા સુખકારી;
તે તે રજનિયું અતિ સુખદાઇ, એને સાંભરે છે કે ના ભાઇ?
વિરા રાસની લીલા અપાર, કેતાં શેષજી પામે ન પાર;
અમશું રમેયા છે કૃષ્ણજી જેમ, કહ્યું સંક્ષેપે કરી તેમ.
દેખી શરદનો ચંદ્ર વિશાળ, વાઈ વેણુ રસાળ ગોપાળ;
ફૂલી મલ્લિકા જાતિ સુરંગ, જોતાં વાધે અપાર અનંગ.
ઇંદુરાજનાં કીરણ પ્રકાશ, જોઈ વનછબી કમળા નિવાસ;
ગાયો વેણુમાં રાગ મલાર, ધાયા સુણતાં વ્હેલાં તતકાળ.
સુણિ અનંગ પ્રદિપન ગીત, મોહ્યું વ્રજ વનિતાનું ચિત્ત;
એક બિજીથી છાનીઉ જાણી, વેગે આવ્યાં જ્યાં હતા સારંગપાણી.
કેના જાવા ન રે કોઈ સાથ, વાઈ વેણુ ખેચ્યાં જદુનાથ;
મુકતાનંદના સ્વામીને કાજ, સર્વે ત્યાગ કરી કુળ લાજ.

## કડવું ૫૫ મું.

કોણે દોહતાં મેલિયું ગાયું, સુણિ વંસિ ઉઠી સર્વે ધાયું;
કોઇ ઉકળતું પય મેલી, ચાલી ઉનમત થઈ અલબેલી.
ચુલે ચડતી રસોઇ તે ત્યાગી, ધાયું હરિ સનમુખ બડભાગી;
કોણે ધાવતાં ત્યાગિયાં બાળ, ત્યાગ્યા જમતાં પતિ તતકાળ.
જમતાં ત્યાગ કર્યાં કોણે જંન, કોણે ત્યાગાં ઉઘાડાં ભુવંન;
કોણે પતિ સુત સેવા વિસારી, ચાલી પ્રેમમગન વ્રજનારી.
પેર્યાં અવળાં આભુષણ ચીર, ગોપી પ્રેમે થયાં છે અધીર;
અંજ્યું એક એક લોચન ગોપી, પ્રેમે રહિ પરિપૂરણ ઓપી.
વેણું નાદ સુણિ સર્વ ચલી, પ્રેમે પરવશ થઈ મતવાલી;
વાર્યાં પતિ સુત માત ને તાતે, વાર્યાં સર્વે સંબંધિયે ભ્રાતે.

સૌનું બાંધ્યું મોહનજીશું મંન, વાર્યાં ન રહ્યાં તે ગોપીજંન;
જે જે પતિયે રોકી ઘરમાંઈ, જાવા માગ મળ્યો નહિ કાંઇ.
તેણે ધર્યું મોહન કેરૂં ધ્યાન, વિચિ લોચન મુદિયા કાન;
મુકતાનંદના વહાલાને પ્યારી, પામી ઊરમાં મોહન સુખકારી.

## કડવું ૫૬ મું.

સુણો ઓધવજી એની વાત, જેમ મળિયા મોહન સાક્ષાત;
તિવ્ર તાપે તપિ અતિ એહ, છુટી ભોગવી દુકૃત તેહ.
ધ્યાને પામી પાતળિયાનો સંગ, પામી અતિ સુખસમિયો અનંગ;
હરિને મળવે થયું સુખ ભારી, છુટી શુભ કર્મથી સર્વ નારી.
રહે છે કર્મે કરી સર્વ દેહ, તેમાં રંચ નહિ સંદેહ;
એના કર્મ બળ્યાં સર્વ વીર, પામી કૃષ્ણને ત્યાગિ શરીર.
અમો મોક્ષ તે હરિવર પામી, ભાગિ જનમોજનમની ખામી;
જાર બુદ્ધિએ ભજિયા ગોપાળ, તોય મુક્ત થઇ તતકાળ.
જે જે વ્રતમાં રોકાણીતિ બાઇ, તેની વાત કહી સુખદાઈ;
તેની કેડે સકળ વ્રજનારી, આવી જ્યાં હતા કુંજબિહારી.
અમને દેખિ મોહન ચિત્તચોર, હસિ બોલિયા નંદકિશોર;
ભલે આવિયાં તમે સર્વ વૃંદ, કોને વ્રજમાં છે કુશળ આનંદ.
કોને શા કારણ વન આવ્યાં, એમ બોલીને અમને ડરાવ્યાં;
મુકતાનંદના વહાલાની વાણી, સુણિ સુંદરી સર્વ દુખાણી.

## પદ ૧૪ મું રાગ સામેરી.

ઓધવ કોને રસીલાવરની રિતડીરે, એ ઢાળ છે.)

કઠણ હૈયાનારે કપટી કાનજીરે, અમ સગ બોલિયા વચન કઠોર;
જાઓ ઘેર પાછાંરે સર્વે સુદરી, વનમાં છે જતુ ભયાનક ઘોર. ક
તમારા સંબંધીરે તમને ખોળશેરે, કલપસે માતપિતા સુત ભ્રાત;
પતિ તો તમારારે તમપર કોપશેરે,એમાંથિ તો થાય ઘણો ઉતપાત. ક.
જોવા આવ્યાં વનરે તે જોઇ પાછાં વળોરે,રજનિમાં કરવી નહિ ઘણીવાર;
જાઓ ઘર પાછાંરે પતિની સેવા કરોરે,કુલવંતી નારિનો એજ આચાર. ક.
ચિતડાં અમારાં લોભાણાં નંદલાલમાંરે,બીજેમન માને નહિ લવલેશ;
મુકતાનંદ કેરોરે વાલમ કહિ હારયોરે, અમને ન લાગયો એ ઉપદેશ. ક.

## કડવું ૫૭ મું.

ઓધવ અમ સંગ બોલિયા, છળ રાખી નંદકુમાર;
નિજ ભવન જઇ ભામની, સુખે સેવો નિજ ભરથાર.

કલપતાં હશે વાછર, રોતાં હશે બહુ બાળ;
ધવાડો મન દયા આણી, જાઓ ઘરે તતકાળ.
જો તમને દ્રઢ પ્રેમ મુજ સંગ,આવ્યાં થયું દરશન;
મુજ સંગ પ્રીતિ જે કરે, તેનું થાય નિર્મળ મન.
કપટ તજી નિજ પતિ ભજે, નારિનો એ નિજધર્મ;
પતિનું વચન ન વાઢવું, અબળાને એ શુભ કર્મ.
દારીદ્રી દુસીલ રોગી, વૃદ્ધ જડ પતિ હોય;
એવોય પતિ જો અપાતકી, વનિતાને ભજવો સોય.
કુળવાન નારી પતિ તજી, જો ભ્રષ્ટ થાવા જાય;
ત્રણ કુળને લાછંન દઇ, પડે નરક અપજશ થાય.
શ્રવણ દર્શન ધ્યાનથી,વાધે મુજ સંગ પ્રીત અપાર;
મુક્તાનંદને સ્વામિયે, જાઓ જાઓ કહ્યું બહુવાર.

## કડવું ૫૮ મું.

ઉધવજી અમે સાંભળ્યાં, કપટિનાં વચન કઠોર;
શોક સાગર સર્વ બૂડિયાં, ચિંતા વ્યાપી ઘોર.
નિચાં મુખ કરી માનની, સૌ મુકે અતિ નિશ્વાસ;
ચરણ નખ ભૂમિ ખણે, થયાં શોકે અધિક ઉદાસ.
નયણે જળધારા વહે, ધુવે કુંચનું કુંકુંમ તેહ;
દાવાનળ દુખનો બળે, તેમાં દાજે સૌના દેહ.
પ્રિતમ વેરીની પેર બોલ્યા, વાંકા વચન અપાર;
જે અર્થે ઘરબાર છોડયાં, છોડયો કુળ વ્યવહાર.
સુર થઇ વ્રજ સુંદરી, લુછ્યાં લોચનજળ નિજહાથ;
ક્રોધ કરી ગદગદ સ્વરે, બોલિયાં મોહન સાથ.
શાને કાજે શામળા, કાછો વચન અતિ વિકરાળ;
તજી સર્વસ શરણ આવ્યાં, પાળો જન પ્રતિપાળ.
ભુધરજી અમને ભજો, તજો જૂઠી મનની તાણ;
મુક્તાનંદના નાથજી, તજવાની ત્યાગો વાણ.

## કડવું ૫૯ મું.

ઓધવજી અમે બોલિયું, વળી જોડીને સર્વે હાથ;
અમે તમારી દાસિયુ, પ્રભુ તમે અમારા નાથ.
દાસ જાણી દયાળ અમને, આપો નિકટ નિવાસ;
આદિ પુરૂષ જેમ ભક્તને,નિત્ય રાખે ચરણને પાસ.

પતિ પુત્ર સમંધિની, સેવા અમારો એ ધર્મ;
ધર્મ જાણુમાં અધિક છો, પ્રભુ તમે બતાવો મર્મ.
અમે તમારાં વચન સર્વે, માન્યાં સત્ય સ્વરૂપ;
તમેજ સૌના આત્મા, તમે પતિ પરમ અનુપ.
તમેજ સાચા પતિ સૌના, બીજા તે અબળાવૃંદ;
પતિ જાણી પશુતુલ્ય નારી, પડે છે મોહને ફંદ.
પતિ શબ્દનો અર્થ એ છે, પાળે આલોક પરલોક;
એવા પતિ તમે એક છો, મેટણ વિકટ ભવ શોક.
તે માટે અમે વર્યાં તમને ત્યાગી જગની આશ;
મુક્તાનંદના નાથજી, નિત રાખો પ્રભુ તમ પાસ.

## કડવું ૬૦ મું.

ઓદ્ધવ વળિ એમ બોલિયા, શામળા કેરે સંગ;
જાણ્યાં તમને દૃઢપતિ, કેમ રાચ્યું બીજે રંગ.
જે તમને વનિતા વરે, પતિવ્રતા કાવે તેહ;
ભમે બિજિયું ભવ વિષે, ધરે અનંત જાતના દેહ.
સ્વાન સુકર ખર પુરૂષ સંગે, થાય તે ઘણીયુ વાર;
પતિવ્રતાના ધર્મના, તેને રહે કેમ નિરધાર.
તે માટે તમે પતિવ્રતાનો, કહ્યો જે અમને ધર્મ;
તે અમે તમ સંગે રાખશું, જાણ્યો અલોકિક મર્મ.
પતિ સુતાદિક કુટુંબ સર્વે, આપે દુઃખ ભય શોક;
તે સંગે પ્રીતિ કરે, તમથી વિમુખ શઠ લોક.
વિવેકી તમ સંગ પ્રીતિ, બાંધે અચળ અપાર;
વિષય સુખ તૃષ્ણા તજે, તમને ભજે કરી પ્યાર.
તે માટે અમે પ્રીત તમશું, જોડી અચળ જગવૃંદ;
મુક્તાનંદના નાથ અમને, મ ત્યાગો સુખકંદ.

## પદ ૨૫ મું–રાગ કાફી.

પ્રાણજિવન પુરૂષોત્તમ પ્યાર, અમને છે આશ તમારીરે
લાલચડિ લાગી બહુ દિનની, સફળ કરો સુખકારીરે.–પ્રા૦ ૧
ચિતડું અમારૂં લોભાણું સુખમાં, નયણા તે રૂપને જોઈરે;
મોરલીનો નાદ સુણિ મરમાળા, તમ સંગ મન રહ્યું મોહીરે.–પ્રા૦ ૨
કર ધર કારજ કરવા ન ચાલે, પગ ન ભરે ડગ પાછુંરે;
ચરણ તમારા તજી મનમોહન, જાવાનું થયું કાછુંરે.–પ્રા૦ ૩

હાથ ન હાલે પગ નવ ચાલે, કહો કેમ કરી ઘર જાયરે;
અમૃતની આશા કરી આવ્યા, વિષડું તે કેમ કરી ખાયરે.—પ્રા૦ ૪
અધર અમૃતરસપાન કરાવી, તનના તાપ બુઝાવોરે;
મુક્તાનંદના નાથ રસિલા, રસનો ઘન વરસાવોરે.—પ્રા૦ ૫

## કડવું ૬૧ મું.

વળી ઉદ્ધવજી હરિ સંગેરે, અમે બોલિયાં દાઝ તે અંગેરે;
સુણો કૃષ્ણજી પરમ સુજાણરે, વાઇ વેણુ હર્યા તમે પ્રાણરે.
ખેંચી ભ્રકુટી ધનુષ કરી જોરરે, માર્યાં કામનાં બાણ કઠોરરે;
તેની વેદના અમને છે ભારીરે, વેગે ટાળો શ્રી કુંજબિહારીરે.
જો નહિ એમ કરો બળવીરરે, વ્રેહનાં દાઝેલ તજશું શરીરરે;
ધરિ ધ્યાનને ત્યાગશું દેહરે, તમને પામશું નહિ સંદેહરે.
પ્રભુ ચરણ તમારા ઉદારરે, સેવે સિંધુસુતા કરી પ્યારરે;
અમે જે દિથી ચરણ તમારારે, ચાંપ્યા ઉરમાં થયા જગ ન્યારારે.
અમને તે દિથિ અન્ય નર સાથરે, ઉભું રહેવું ગમે નહિ નાથરે;
છુટો તમવિના સૌથિ સનેહરે, દિઠો નવ ગમે પુરૂષનો દેહરે.
ધારી ચાત્રક સરખી ટેકરે, અમે પામિયું પરમ વિવેકરે;
વરિયું તમને કરિ દ્રઢ પ્રીતરે, અમે જાણી અલૌકિક રીતરે.
કિધું તમ વિના સર્વે હરામરે, જાવા સુજે નહિ બીજું ઠામરે;
મુક્તાનંદના સ્વામિ સુજાણરે, તમને અરપ્યાં છે તન મન પ્રાણરે.

## કડવું ૬૨ મું.

વિરા વળિ અમે મોહન સંગરે, કાઢ્યો પ્રેમ ભક્તિનો પ્રસંગરે;
આપ્યો કમળાને ઉરમાં નિવાસરે, તોય ચરણ સેવ્યાની છે આશરે.
નિજ સોક્ય વૃંદા સંગ તેહરે, ઇચ્છે ચરણ નિવાસને એહરે;
એવું ચરણ સરોજ તમારૂંરે, પ્રભુ પૂરણ ધન છે અમારૂંરે.
જેને સેવે છે મહામુનિ વૃંદરે, સેવી પામે અત્યંત આનંદરે;
તેની પેઠ્ય અમે હવે દેવરે, પામ્યાં ચરણ કમળની સેવરે.
નિજ દાસ ગોપજન જાણીરે, રીઝો અમપર સારંગપાણીરે;
અમે તમને ઉપાસવા કાજરે, ત્યાગ્યાં મંદિર શ્રી મહારાજરે.
પ્રભુ હાસવિનોદ તમારેરે, વાધ્યો અંતરે કામ અમારેરે;
તેના વૈદ તમે સુખકંદરે, ટાળો દાસનું દુઃખ જગવૃંદરે.
જોઇ ખીતક્ષિયાળા કેશરે, નિરખી નટવર સુંદર વેશરે;
મુખે અધર સુધા સુખકારીરે, ભુજદંડ સકલ ભયહારીરે.

જોઇ શામળા શોભા તમારીરે, થૈયું હાસિયું શ્રી ગિરધારીરે;
મુક્તાનંદના વ્હાલા વિહારિરે, પૂરો પ્રેમેશું આશ અમારીરે.

## કડવું ૬૩ મું.

વળિ ઓધ્ધવજી અમે નારીરે, બોલ્યાં હરિસંગ લાજ વિસારીરે;
સુણો મદનમોહન સુખધામરે, વારૂં છબીપર કોટીક કામરે.
એવી ત્રિભુવનમાં નહિ નારીરે, જોઇ તમને રહે અવિકારીરે;
સુણી બંસીનું ગીત રસાળરે, નારી માત્ર ચળે તતકાળરે.
તારૂં અનંગ વિમોહન અંગરે, જોતાં વનિતાને વાધે અનંગરે;
પશુ પંખીને દ્રુમથીર કાયરે, દેખી રૂપ રોમાંચિત થાયરે.
તમે પ્રગટયા છો વ્રજજન કાજરે, સુખ આપવા શ્રી મહારાજરે;
વ્રેહની વેદના અમને છે ભારીરે, ટાળો નટવર કુંજવિહારીરે.
કામે તપ્ત થયા સ્તન નાથરે, ધારો તેપર શીતળ હાથરે;
ધારો શિરપર ભુજ સુખરૂપરે, ટાળો વનિતાનું કષ્ટ અનુપરે.
અમે રસિયા તમારાં દાસરે, આવ્યાં પ્રેમ ભર્યાં તમ પાસરે;
પ્યારા વ્રેહની તે વેદના ટાળોરે,બોલ્યા પ્રથમ તે બોલ સંભાળોરે.
રમો રાસ અમારી સંગેરે, ટાળો પિડનો કામ અભંગરે
મુક્તાનંદના શામ સુજાણરે, કરો પ્રથમનાં વેણ પ્રમાણરે.

## કડવું ૬૪ મું.

વિરા વિનતિ સુણિને અમારીરે,કીધી કરૂણા શ્રીકુંજવિહારીરે;
કૃપાસિંધુ હસિ સુખધામેરે, કીધો રસનો પ્રારંભ શ્યામેરે.
પતિ આત્મારામ છે તોયરે, ઇચ્છે રમવા ગોપિ સંગ સોયરે;
થયાં પ્રફુલ્લિત મુખ સર્વ નારીરે, વેગે ટોળેવળી સકુમારિરે.
તેને સગે મોહન વનમાળીરે, પ્રેમે રમવાને પલવટ વાળીરે;
શોભે વનિતા મધ્યે જગવૃંદરે, જેમ તારામાં પૂરણ ચંદરે.
ગોપિ પ્રેમ મગન કરે ગાનરે, તેમાં તાન મેળાવે છે કહાનરે;
નારી વૃંદતણા પ્રતિપાળરે, શોભે ઉર વૈજંતી માળરે.
કાને કુંડળ મકરાકારરે, મુખચંદ્રનું તેજ અપારરે;
વાલો વિચારે શોભાવતા વનરે, વ્રજનારીના પ્રાણજીવનરે.
આવ્યા જમુનાને તીરે ગોપાળરે,દિઠી સુંદર ભોમિ વિશાળરે;
ફુલી જળમાં કુમોદની જેહરે, તેને ગંધે સુગંધિ છે તેહરે.
હેમ સરખી છે રેતિ તે તીરરે,તેમાં રમણ કર્યું બળવીરરે;
રમ્યા અમસંગ અંતરજામીરે, વ્હાલા મુક્તાનંદનાસ્વામીરે.

## પદ ૧૬ મું—રાગ વસંત.

ઓદ્ધવજી અમ સાથે રસિયે, રમણુ કર્યું સુખકારી;
આલિંગન ચુંબન કરી મોહન, મગન કરી વ્રજનારી. ઓ.
હાસ કરી હેતે કર ઝાલી, કંઠ બાહડલી મેલી;
અંગઅંગપરસ પયોધર મર્દન, કાન કરિ રસ કેલી. ઓ.
પરસ વિલોકન હાસ વિનોદે, મદન જગાડી મોરારી;
વ્રજ વનિતા કીધી મતબાલિ, નટવર કુંજવિહારી. ઓ.
મદન મનોરથ સફળ કરીને, અતિ દુર્લભ સુખ આપ્યું;
મુક્તાનંદને નાથ રસીલે, વિકટ વિરહ દુઃખ કાપ્યું. ઓ૦

## કડવું ૬૫ મું.

ઓધા એમ હરિ સંગ વિહાર, કિધો વ્રજ વનિતા બહુવાર;
સર્વે અખંડ સોહાગણ નારી, કીધા સુંદર વર ગીરધારી.
વાધ્યું વનિતાને માન અપાર, પામિ પુરૂષોત્તમ ભરથાર;
નારી માત્રથી હરિને પ્રતાપ, ગોપી શ્રેષ્ટ ગણે નિજઆપ.
આવ્યું માનનીને ઉર માન, દિઠું દીનબંધુ ભગવાન;
ગર્વ ભંજન શ્રીગોપાળ, ટાળી માન રિપુ તતકાળ.
સૌથી માન રિપુ અતિ ભારી, હરિજનને એ મહા દુખકારી;
એવું જાણીને જન સુખકારી, થિયા અંતર ધ્યાન મોરારી.
ગોપિ હરિ વિના સૌ અકલાણી, બોલે હાહાકાર મુખવાણી;
ધાયાં ખોળવા નારિનાં વૃંદ, જ્યાં ત્યાં ખોળે ગોપિ વ્રજચંદ.
વ્રેહેને તાપે અતી હદ વાળી, બોલે ઘેલી થઇ વ્રજબાળી;
પૂછે વૃક્ષને કૃષ્ણની વાત, કિણે દિઠા મોહન સાક્ષાત.
પૂછી પૂછી થાકી સકુમારી, હરિનાં પગલાં દિઠા અઘહારી;
મુક્તાનંદના નાથમાં પ્યાર, દોડી આવી ગોપિ તેણિ વાર.

## કડવું ૬૬ મું.

ઓધા પગલાં પ્રીતમજીનાં જોઈ, વ્રજનાર રહી સર્વ મોહી;
સંગ સોકયનાં પગલાં નિહાળી, ક્રોધે લાલ થઇ કહે બાળી.
એતો એકલિ છે હરિ સંગ, રાચ્યા મનમોહન એને રંગ;
એના પુણ્ય તણો નહી પાર, સંગ લીધી શ્રીનંદકુમાર.
એમ કહીને ચાલી વ્રજનારી, વેગે ખોળવા દેવ મોરારી;
હરિ સંગ હતી સકુમારી, તેને ગર્વ વાધ્યો અતીભારી.

વ્હાલે સૌને તજી તત્કાળ, મુને તેડી છે સંગે ગોપાળ;
મુમાં મોહનને છે પ્રીત, મારી થઇ સર્વ ગોપિમાં જીત.
એવું જાણિ આણિ અહંકાર, બોલી હરિ સંગ વારંવાર;
હું તો થાકિ ઘણું જગસ્વામી, તેડિ ચાલો મોહન બહુનામી.
દિહું વનિતાને અતિઘણું માન, તેને ત્યાગ કરી ભગવાન;
રોતી ગઇ સર્વ વનિતાને સંગ, સૌનું માન રહ્યું શ્રીરંગ.
ગોપી ખોળિવળી બળવીર, પાછાં આવિઆં જમુનાને તીર;
મુક્તાનંદના સ્વામીશું તાન, ગોપી કરવા બેઠી ગુણગાન.

## કડવું ૬૭ મું.

સુણો ઓદ્ધવજી વ્રજનારી, હરિને સાદ કરી કરી હારી;
વાધ્યો વિરહ તણો તન તાપ, કરે સુંદરી સર્વ વિલાપ.
મેલી કરપર સર્વ કપોળ, રોઇ નેણ કર્યાં રંગ ચોળ;
ઊંચે સાદે રૂવે સકુમારી, ત્રાહિ ત્રાહિ ગોવિંદ પોકારી.
આવ્યા દીનબંધુ દુખહારી, દિઠા ગોપિયે શ્રી ગિરધારી;
બોલી જેજેકાર મુખવાણી, દોડી હરિચરણે લપટાણી.
કોઇક હરીનો કરાંબુજ જેહ, કરે સાઇ રહી દ્રઢ તેહ;
કોઇક ચરણને ઊરપર ધારી, પ્રેમે મગન થઇ પ્રિ યપ્યા.
કોણે ચાવેલ તાંબુળ સાર, લિધો નિજ કરમાં કરિ પ્યાર;
કોઈક કંઠ બાહોડલીને મેલી, દૈ દૈ ચુંબન થૈ અલબેલી.
ઉઠયા ગોપિકા સહિત ગોપાળ, આવ્યા જમુના તીરે તતકાળ;
નિજવસ્ત્રે આસન કરી બાળી, પધરાવ્યા પ્રેમે શ્રી વનમાળી.
ઘેરી બેઠી ચરણ કર ઝાલી, પ્રેમે પૂરણ થૈ મતવાળી;
મુક્તાનંદના સ્વામીને સંગ, વધ્યો અબળાને અતી ઊમંગ.

## કડવું ૬૮ મું.

વિરા કરી અમે પરમ વિવેક, પુછ્યું પ્રશ્ન મોહનજિને એક;
પ્રભુ તમને પડી એવી ટેવ, ભજતાંને ભજો નહિ દેવ.
હસિ બોલિયા શ્રીહરિ વાણિ, સુણો સુંદરી પરમ શયાણી;
ભજતાંને ભજે નહિ જેહ, ગુરુદ્રોહી કૃતઘ્ની તેહ.
મુમાં દોષ ન લાવશો એહ, મારે ભકતશું પરમ સ્નેહ;
હું તો ભકતનો દોર્યો દોરાઊં, જન કાજ દશો દિસ ધાઊં.
પામે નિરધનિયો ધન જેમ, કોય ધનનું ભજન કરે તેમ;
રહું વેગળો ભકતથી જ્યારે, પ્રેમભક્તિને પામે તે ત્યારે.

તમે ત્યાગ કર્યાં સુખસાજ, મારે અરથે તજિ કુળ લાજ;
તમને જાણી મુદા નિજદાસ, કરવા પ્રેમનો અધિક પ્રકાશ.
ભજુ પ્રોક્ષ રહિને હું પ્યારી, સત્ય માનજો વાત અમારી;
જોતાં ભક્તિ તમારી ઊદાર, હું ન છુટું કરી ઊપકાર.
છોડો સાધુપણે સકુમારી, તો હું છુટું એ ત્રિધું વિચારી;
મુક્તાનંદના વ્હાલાનિ વાત, સુણિ જાણ્યાં પ્રીતમ સાક્ષાત.

## પદ ૧૭ મું-રાગ બેહાગ.

રઘુવર આજ રહો મેરે પ્યારે:-(એ ઢાળ છે.)
મગન થયાં વચન સુણી વ્રજનારી,
ઓધવજી અમને મોહનની, ચઢિ ગઈ અખંડ ખુમારિ.-મગન૦
શામના ચરણપરશ કરી ટાળી, વ્રેહની વેદના ભારી;
તન મન ધન સુંદરવર ઊપર, સર્વસ નાખ્યું છે વારી.-મગન૦
મનમોહન સંગ રાસ રમ્યાનું, સૌ ઇચ્છે સકુમારી;
નિજજનનું ગમતું કરવાને, રાસ રચ્યો ગિરધારી.-મગન૦
પ્રેમેશુ પલવટ વાલી પાતળિયે, રસિયા રાસ વિહારી;
મુક્તાનંદનો નાથ ગોપિ મધ્યે, શોભે ઘણું સુખકારી.-મગન૦

## કડવું ૬૯ મું.

ઓધવજી અમસંગ રસીયો, શોભે નટવર વેશ;
માથે તે મુગટ જડાવનો, કાજુ ખિટળિયાળા કેશ.
પૂરણ શશિસમ વદન ઝળકે, લાજે કોટીકકામ;
ચંદનચરચિત નીલ કલેવર, મદનમોહન શ્યામ.
કાને કુંડળ જળહળે, રવિતુલ્ય તેજ અંબાર;
વૈજંત માળા ગળે, મધ્ય મોતીડાના હાર.
નેણ કંકોલેલ નાથનાં, અણિયાળાં ચપલ અપાર;
ભાળતિલક શોભા ઘણી, નાસા દિવ્ય શિખાનુસાર.
ઊન્નત ઊર કૌસ્તુભ મણી, નિરખીને વ્યાપે મનોજ;
હાસ સહિત મનને હરે, બાળાનું વદન સરોજ.
બાંય બાજુબંધ બેરખા, હાથે હેમકડાં તે નંગજડાવ;
દશે આંગુળિયે તે વેઢ વીંટી, પેર્યાં નટવર નાવ.
પિતાંબર કટિમેખળા, પાય નેપૂરનો ઠમકાર;
મુક્તાનંદના નાથની, શોભા તણો નહિ પાર.

## કડવું ૭૦ મું.

ઓદ્ધવજી વનિતા વૃંદમાં, શોભે કુંજબિહારી કહાન;
સુંદર મોરલી હાથ લૈ કર્યું, કામ પ્રદિપનું ગાન.
બે બે વનિતા રમ્ય ને મધ્ય, થયા એક એક આપ;
અન્યોઅન્ય ભુજને ગ્રહી, કીધો સુંદર રાગ અલાપ.
જોગેશ્વર શ્રી કૃષ્ણજિયે, એમ રચ્યો મનોહર રાસ;
સૌ જાણે વ્રજ સુંદરી, પ્રભુ છે અમારે પાસ.
કંઠ ભુજ ધરી કૃષ્ણજી કીધું, મંડળ પરમ અનૂપ;
બે બે વનિતા મધ્ય બિરાજે, સુંદર શ્યામ સ્વરૂપ.
આવ્યા સૂર વિમાન ચડીને, બ્રહ્માદિક સુરરાય;
સૂર વિમાને ગગન છાયું, શોભા કહી નવ જાય.
દેવ બજાવે દુંદુંભી, કરે પુષ્પવૃષ્ટિ અપાર;
અનંત નાચે અપછરા, ગાય ગાંધ્રવ હરિગૂણ સાર.
નારિના નેપૂર કંકણિના, વાજે અતિ ઝણકાર;
મુક્તાનંદ તે રાસમાં, થાય સુંદર શબ્દ ઉચાર.

## કડવું ૭૧ મું.

ઓદ્ધવ અમસંગ રાસ મધ્યે, શોભે નંદકુમાર
હેમ મણી મધ્ય મહામરકત, શોભે જેમ અપાર.
કર ચરણના કરે લટકા, કરે તે ભ્રકુટી વિલાસ;
ગોપિકા કટીથી નમે, ચલકે કુંડલ અધિક પ્રકાશ.
ચળ્યા કુચપટ કામનીના, સ્વેદ ભર્યો મુખચંદ;
વેણીકટિ પટ દ્રઢ કરી,મુખ ગાય કૃષ્ણ ગોવિંદ.
કૃષ્ણ વધુ એમ ગાન કરી કરી,રમે નિજ પતિ સંગ;
મેઘ ઘટામાં દામની, એમ શોભે ઉજવળ અંગ.
ઊંચે સ્વર અતિ ગાય ગોપી,નાના રાગ રસાળ;
નૃત્ય કરિ કરિ ગાનમાં, દેખાડે બહુ વિધ તાળ.
રસિક પ્રભુના પરસથી, ઉર વાધ્યો અધિક ઉમંગ;
ગાન સુણી ગોપિતણું, ચડ્યો ચૌદ લોકમાં રંગ.
ગોપિજનના ગાનની, ધુની વ્યાપી વિશ્વમાં સોય.
મુક્તાનંદના નાથને, સંગે રહી ચિત્ત પ્રોય;

## કડવું ૭૨ મું.

ઓદ્ધવ એણિ પેર મદનમોહન, સુણી અમારૂં ગાન;
ઊંચે સ્વર અલાપ કરિ કરિ, ગાન કરે ભગવાન.

કોઇક ગોપિ મુકુંદને સંગ, ઊંચે સ્વર અભિરામ;
ગાઈ દેખાડે જુજવા, સુર સપ્ત ને ત્રણ્ય ગ્રામ.
ગાન સુણી હરિ રિઝિયા, તેને વખાણિ બહુ વાર;
મોહનસંગ તે માનની, કરે ગાન પૂરણ પ્યાર.
ધ્રુ તાળે કરી તેજ ગોપી, ઊંચો ઉપાડે રાગ;
ધન્ય ધન્ય કહે સૌ સુંદરી, કરે તાન માન વિભાગ.
રાસ મધ્યે કોઇ કામિનિ, રમતાં તે થાકી અપાર;
હાથ ધરી હરિને ખભે, લીધો મોહનનો આધાર.
રાસમાં કો કૃષ્ણ ભૂજ, ચંદન ચર્ચિત જેહ;
સુગંધ લઈ ચુંબન કરી, ધર્યો પ્રેમે ઉરપર તેહ.
કમળ સરખો ભૂજ સુગંધી, કંઠ ઉર ધરી કોય;
મુક્તાનંદના શ્યામ સંગે, રોમાંચિત થૈ સ્હોય.

## પદ ૧૮ મું–રાગ અસાવરી.

(મન માન્યું સામળિયા સાથે, વશ કીધા નેણની સાનેરે;
એ ઢાળ છે.)

ઓદ્ધવજી અમ સાથ રસિયો, રાસ રમ્યા ગીરધારીરે;
પૂરણ સુખ આપિ પાતળિયે, મગન કરી વ્રજનારીરે. ઓ૦
કોય ગોપિ અતિ પ્રેમ મગન થઇ,પ્રભુ પાસે કહ્યું એહરે;
મોહનવર મુને ચાવેળ તાંબુલ, મુખથકી આપો તેહરે. ઓ૦
પ્રેમીજનનાં વચન સુણીને, રિઝિયા રસિક વિહારીરે;
મુખ સાથ મુખ મેળવી દિધો, તે તાંબુલ મોરારીરે. ઓ૦
નેપૂર શબ્દ કરે નવરંગી, વ્રજવનિતા અતિ નાચેરે;
પ્રેમ મગન ગોપિ ગુણ ગાવે, સુણિ મનમોહન રાચેરે. ઓ૦
રાસ રમણ કરિ જે કોય થાકે, હરિકર ઉરપર મેલીરે;
તનનો તાપ નિવારીને ગોપી, ગાન કરે અલબેલીરે. ઓ૦
નિજજન જાણી લાડ લડાવે, શ્યામ સુંદર સુખકારીરે;
મુક્તાનંદના નાથની છબીપર, સર્વસ નાખું વારીરે. ઓ૦

## કડવું ૭૩ મું.

અતિ કમળાને વલભ જેહરે, એવા અમને મળ્યા પતિ તેહરે;
ધરિયા કંઠ ઉપર હરિ હાથરે, શોભે રાસ રમંતો નાથરે.
પ્રેમે હરિગુણ ગાય છે નારીરે, સુણી રિઝે શ્રી કુંજવિહારીરે;
તેનો આનદ ગોપિને અંગેરે, રમે રાસ સુંદરવર સંગેરે.

શોભે કર્ણફૂલ શુભ કાનેરે, શોભે ગોપિયું ગેરે વાનેરે;
શોભે કેશ આભૂષણ સારરે, મુખે શ્રમજળ શોભે અપારરે.
ઘણાં કંકણી ને નેપુર વાજેરે, તેને નાદે તે ત્રિભુવન ગાજેરે;
ગોપી નૃત્ય કરે હરિ સંગરે, પ્રેમે રાચિ શામળિયાને રંગરે.
છૂટ્યા કેશથી પુષ્પના હારરે, કરતાં શામળિયાશું વિહારરે;
કરે રાસમાં મધુકર ગાનરે, ગોપિ સંગ રમે ભગવાનરે.
કરપરસ આલિંગન હાસરે, કરે ગોપિશું કમળા નિવાસરે;
વ્રજ વનિતાને સંગે મોરારીરે, રમે રતિ પતિ ગર્વ નિવારીરે.
ખેલે નિજિસંતિ બીંબશું બાળરે, તેમ જુવતિશું દીનદયાળરે;
મુક્તાનંદનો નાથ સ્વછંદરે, રમે રાસ તે વ્રજનો ચંદરે.

## કડવું ૭૪ મું.

વિરા હરિવર અધિક સ્વછંદરે, અતિ રમણ કર્યું જગ વંદેરે;
એને અંગસંગે સકુમારીરે, અતિ વ્યાકુળ થઇ વ્રજનારીરે.
કેશ કમખા ને વસ્ત્ર છે જેહરે, ગોપિ લેવા સમ્રથ નહ તેહરે;
માળા આભ્રણ નહિ સુધ કાંઇરે, લેશ સામ્રથી નહી તન માંહીરે.
દેખિ કૃષ્ણનો અધિક વિહારરે, મેલું સૂર વનિતાનું અપારરે;
કામબાણે પિડાણી છે સર્વરે, સૂર વનિતાનો ભાગ્યો છે ગર્વરે.
ગણે સહિત ઉડુપતિ જોઇરે, પામ્યા વિસ્મે રહ્યું મનમોહીરે;
જેણે દિઠા ત્યાં મદનગોપાળરે, સૈ ને વિસ્મે થયો તતકાળરે.
કીધાં રૂપ ઘણાં વ્રજચંદરે, બન્યા ગોપિકા દિઠ ગોવિંદરે;
સદા આત્મારામ અકામરે, ગોપિસંગ રમે સુખધામરે.
ક્રિડા કીધી અધિક વનમાળીરે, તેણે થાકિ રહ્યાં વ્રજબાળીરે;
તેના વદન કમળને વિહારીરે, લૂછે નિજ કરે શ્રી ગિરધારીરે.
ટાળે શ્રમજળ મુખથકી કાનરે, એવા ભક્તવત્સલ ભગવાનરે;
મુક્તાનંદનો શામ સુજાણરે, કિધાં કામના નિષ્ફળ બાણરે.

## કડવું ૭૫ મું.

સુણો ઓધ્ધવજી વળિ વાતરે, જેમ રમિયા મોહન સાક્ષાતરે;
કરી શોભતા સૌ શણગારરે, અમૃતસમ હસવે લગારરે.
હરિને માન દિયે ઘણું ગોપીરે, અંગોઅંગ રહિ સર્વ ઓપીરે;
પામી પ્રભુ થકિ સુખકું અપારરે, ગોપિ હરિ ગુણ ગાય ઉદારરે.
કિધો ગોપિયુંનો અંગસંગરે, માળા મર્દન થઇ ચડ્યો રંગરે;
કુચ કુંકુંમ રંગે મોરારીરે, શોભે રસિયોજી નવલ વિહારીરે.

હરિની માળાના ગંધશું પ્યારરે, ઝુકી ભમર કરે છે ગુંજારરે;
તેને લાગું સુગંધમાં તાનરે, કરે ગાંધ્રવની પઠે ગાનરે.
સૌનો થાક નિવારવા કાજરે, ચાલ્યા માનની સહિત મહારાજરે;
સંગે આવે ભમર ગુણ ગાતારે, પોતા જમુનામધ્યે જગ ત્રાતારે.
મત હસ્તિ ગજિકેરે સંગેરે, તેમ જળમાં પેઠા શ્રી રંગરે;
નાહ્યા કામનિને સંગે કાનરે, ઘણું શોભે વાલો ભીને વાનરે.
સિંચે હસિ હસિ માનની નીરરે, જળક્રિડા કરે બળવીરરે;
મુક્તાનંદનો પ્રીતમ ન્હાયરે, કરે પુષ્પવૃષ્ટિ સુરરાયરે.

## કડવું ૭૬ મું.

એમ ઓધ્ધવજી અમ સાથેરે, જળ ક્રિડા કરી જદુનાથેરે;
બોલે દેવતા જય જય વાણીરે, ખેલે જમુનામાં સારંગપાણીરે.
સદા આત્મારામ મોરારીરે, ગોપિ સંગ રમે સુખકારીરે;
મત્ત હસ્તિનિપેરે મહારાજરે, નાહ્યા જમુનામાં નિજજન કાજરે.
પછે જળ થકી નિસર્યા બારરે, સંગે ટોળેવળિ સર્વ નારરે;
માથે ભમર કરે ગુણ ગાનરે, શોભે જુવતિમાં શ્રી ભગવાનરે.
વન ઉપવન જળ થળ માંઇરે, ન રહ્યું ક્રિડાવિના સ્થળ કયાંઇરે;
જયાં જયાં પુષ્પ સુગંધી અપારરે, ત્યાં ત્યાં રમિયા શ્રી નંદકુમારરે.
ફર્યા કુંજ કુંજ પ્રત્યે કાનરે, કરે જુવતી જુથ ગુણગાનરે;
ફર્યા શૈલ નદીતટ શામરે, કર્યાં જુવતિ પૂરણ કામરે.
સંગે જુવતિને ભંગનાં વૃંદરે, મધ્યે શોભે મોહન વૃજચંદરે;
જેમ હસ્તિ હાથણિયુંને સંગરે, તેમ ગોપિ મધ્યે શ્રારંગરે.
જેવો કિધો શ્રી કૃષ્ણે વિહારરે, કેહતાં ન બને અનોપમ સારરે;
મુક્તાનંદના વ્હાલામાં લેશરે, તોય કામે ન કિધો પ્રવેશરે.

## પદ ૧૯ મું-રાગ ગરબી.

ઓધવજી એમ રાસ રમ્યા વાલો, કેહિલો મોહન મતબાલો. ઓ૦
શરદની રાત ઘણી સારી, પૂરણ શશિ શોભે સુખકારી;
રમ્યાં એવી રજનીમાં ગિરધારી. ઓ૦
સદા સત્ય સંકલ્પ બહુનામી, કામનિયુંને સંગે નિષ્કામી;
એવા તો એ એક જગ સ્વામી. ઓ૦
શરદ રાતે રસિક તણિ રિતે, મોહ્યાં ગોપિ વંસીને ગીતે;
રમ્યા તેશું પાતળિયો પ્રીતે. ઓ૦
કાયર કરિ રમતાં વ્રજનારી, રાખ્યું વિર્ય પોતામાં ધારી;
રહ્યા વાનતા સંગ બ્રહ્મચારી. ઓ૦

એવું તો એ એકજથી થાયે, નારિ સંગ રહી નવ લોભાયે;
તેણે એને નેતિ નિગમ ગાયે. ઓ૦
અકલ કેના જાય નહિ કળિયા, અલૌકિક સામર્થ અતિ બળિયા;
મુક્તાનંદનો વ્હાલો છળિયા. ઓ૦

## કડવું ૭૭ મું.

ઓધા એમ ગોપિજન કાજ, રમ્યા રાસ વાલો વ્રજરાજ;
આપ્યું અબળાને સુખડું અપાર, કેતાં શેષજી પામે ન પાર.
હતા વ્રજમાં ગોવાળિયા જેહ, મોહ્યા કૃષ્ણની માયામાં તેહ;
પોતા પાસે માની નિજ નારી, એવી માયા પસારી મોરારી.
રાત્ય પાછલી રહિ ઘડિ ચાર, બોલ્યા મનમોહન કરી પ્યાર;
હવે જાઓ ઘેરે સુકુમારી, માનો દ્રઢ કરી વાત હમારી.
સુણિ વચન પડ્યો ઉર ત્રાસ, મુકે માનની સો નિશ્વાસ;
ક્ષણમાત્ર તે રજની પ્રમાણી, મૃગાનેણિ સર્વ અકળાણી.
ઘરે જાવા ઈચ્છે નહિ કોય, વ્હાલે પ્રેર્યાં જોરાવરી તોય;
અમે હરિનું વચન ઉરધારી, કષ્ટે નિજઘર આવ્યાં વિચારી.
એવાં સુખડાં આપ્યાં સુખકરી, વિરા તે હવે ખટકે છે ભારી;
દિન રાત ઝુરે વ્રજબાળી, પળ વિસરે નહિ વનમાળી.
એની વાત વિસારી ન જાય, સંભારતાં મહાદુખ થાય;
મુક્તાનંદના વ્હાલાનો સંગ, અમને આપે છે દુખડું અભંગ.

## કડવું ૭૮ મું.

ઓધા વ્રેહવંતિ વ્રજનારી, પામે મહાદુખ હરિ સંભારી;
એના ગુણને સંભારે છે જેમ, વ્રેહનો તાપ વધે ઘણો તેમ.
ઝુરે કૃષ્ણવિના સુકુમારી, વ્રેહની વેદના અંતરે ભારી;
બોલે ઉનમત થઇ મુખવાણી, ક્યારે આવશે સારંગપાણી.
નેણે નિર વહે અેક ધાર, પિડે પ્રભુ વિના કામ અપાર;
આઠે પ્હોર રોતાં એમ જાય, કંપે દેહને વેદના થાય.
એવું મહાદુખ પામે છે જ્યારે, ગોપિ હરિ ગુણ ગાય છે ત્યારે;
ભાસે રસિયાનું સુંદર રૂપ, તેશું કરે છે એકાંત અનૂપ.
ધ્યાને હરિના ચરણ ઉરધારે, એમ વ્રેહનો તે તાપ નિવારે;
કરે આલિંગન હરિ સંગ, એમ ઉરથી નિવારે અનંગ.
જ્યારે ધ્યાન તજિ જુવે બાર, વ્રેહને તાપે તપે વ્રજનાર;
પછે કરે છ ચરિત્રનું ગાન, પળ વિસરે નહિ ભગવાન.

એમ પરવશ થઇ વ્રજબાળી, પ્રેહને બાણે વેધિ વનમાળી;
મુક્તાનંદના નાથની પ્યારી, ગોપિ જિવે ચરિત્ર સંભારી.

## કડવું ૭૯ મું.

સુણો ઓધવ પરમ સુધીર, જે જે ચરિત્ર કર્યાં બળવીર;
મોહ પમાડે આનંદ ચંદ, અહિના મુખથી છોડાવ્યા છે નંદ.
શંખચુડ વ્રજાંગના ચોરે, તેને માર્યો શ્રી નંદકિશોરે;
તેના શિરનો ચુડામણી જેહ, લાવ્યા ગોપિ સહિત પ્રભુ તેહ.
વ્રષભાસુર ઉર મદભારી, તેને માર્યો શ્રી કુંજબિહારી;
વ્યોમાસુરના હર્યા પ્રભુ પ્રાણ, માર્યો કેશિને પરમ સુજાણ.
એવા દૈતુથી અમને ઉગારી, શુભ ચરિત્ર કર્યાં સુખકારી;
આવ્યો અક્રૂર કપટિ કઠોર, તેણે કૃષ્ણને ચિંધ્યો કુનોર.
જાવા તૈયાર થયા બેઉ ભાઈ, વ્રજનાર આવી સર્વે ધાઇ;
ગોપિ વારતા થઇ સર્વે તૈયાર, પછે બોલિયા નંદકુમાર.
અમને રોકયાનું કરશો મા કોઈ, વેલા આવશું મધુપુર જોઇ;
રાજા કંસે તેડાવ્યા છે આજ, ગીયા વોણુ સરે નહિ કાજ.
ગોપિ આવ્યાની અવધે લોભાણી, કાંઈ બોલિ શકી નહિ વાણી;
મુક્તાનંદનો નાથ સંભારી, પ્રેહની વેધી ઝુરે વ્રજનારી.

## કડવું ૮૦ મું.

ઓધા લલિતા બોલિ હરિ સંગ, સુણો નંદનંદન નવરંગ;
તમે જાવાની કિધિ છે તૈયારી, રાધા વિરહે મુઝાય છે ભારી.
જાશે મથુરા નગર ભગવાન, એવું સુણતાં ભૂલિ તનભાન;
પામિ મુરછાને પડિ તતકાળ, તમે આવીને દેખો દયાળ.
વળિ લલિતાની વાત વિચારી, આવ્યા રાધિકા પાસ મોરારી;
પડયાં ભોપર રાધિકા રાણી, દેખિ ડરપિયા સારંગપાણી.
પાછા આવ્યાની અવધિએ એહ, નિશ્ચે નહિ રાખે નિજદેહ;
કર સાહિ જગાડિયા કહાન, ભાવે બોલ્યા મોહન દઇ માન.
તમે સુંદરી ત્યાગો સંતાપ, તમને થયો છે શ્રીદામનો શાપ;
રેશે સો વર્ષ મારો વિજોગ, પછે પામશો પરમ સંજોગ.
હમણાં સુપનામાં રાધિકા પ્યારી, મુને દેખશો નવલવિહારી;
મારા વરથી સંજોગ છે જેહ, જોગે નહિ મળે સુંદરી તેહ.
એવો વર દઇ અંતરજામી, જાવા તૈયાર થયા બહુનામી;
મુક્તાનંદનો શામ સુજાણ, રાખ્યા વર દઇ પ્યારીના પ્રાણ.

## પદ ૨૦ મું-રાગ પ્રભાતી.

કૃષ્ણજી લલિતાને કહે સાંભળો પ્યારી;
રાધિકાની રીત સર્વ ગોપિથી ન્યારી. કૃષ્ણ૦
આવ્યાની અવધી સર્વ ગોપીને દિધી;
રાધાને વરદાન આપી અધિકિ કિધી. કૃષ્ણ૦
પ્રાણથી પ્યારિ છે મુને રાધિકા ગોરી;
મુજને જોઈ જીવે જેમ ચંદ્રચકોરી. કૃષ્ણ૦
સુપને સંજોગ મારો રાધાને રેશે;
જાગિને વિરહ કેરી વેદના સ્હેશે. કૃષ્ણ૦
મુરછાથી જાગે ત્યારે વારતા કેજો;
રાધિકાની સેવા મારે પ્રેમેશું રેજો. કૃષ્ણ૦
એવું કહી અક્રુર સંગે ચાલ્યા મોરારી;
મુકતાનંદના નાથ વોણી ઝુરે સૌ નારી. કૃષ્ણ૦

## કડવું ૮૧ મું.

ઓધવજી એમ રાધિકાને આપી વરદાન;
મુર્છામાં મુકિ પ્રિયા, રથે બેઠા શ્રીભગવાન.
રામસહિત રથપર બિરાજ્યા, જાવા મધુપૂર શામ;
પ્રાણ ગિયાસમે દેહ જેવું, થયું છે ગોકુળગામ.
કોઈક વ્યાકુળ વચન બોલે, કોઇ રૂવે છે ઉદાસ;
કોઇક મુર્છા પામિયાં, જાણું જાશે હમણાં શ્વાસ.
કોઈ કામનિ અધિક આતૂર, પાડે અતિશે ચીસ;
હોઠ ડસિ અક્રૂર ઉપર, કરે છે સર્વે રીસ.
કઠણ મન કરી કૃષ્ણજી, હંકાર્યો રથ તતકાળ;
ઓધવ હરિને એ સમે, નવ દીઠા દીનદયાળ.
જ્યાં લગી રથને ભાળિયો, ત્યાં લગિ ધાયા લોક;
પછે પડયા સૌ ભોમિ ઉપર, કીધો અતિશે શોક.
કોઇ પડી ઘર આંગણે, કોઇ ગામમાં કોઇ બાર;
મુક્તાનંદ કહે કૃષ્ણ વોણી, મહાદુખણિ વ્રજનાર.

## કડવું ૮૨ મું.

ઓધવ એણી પેરે નમેરા થઇ, ગોકુળથી ગયા કાન;
ગોપી સર્વે ટોળે મળી, ચુકી ગઈ સર્વે સુધસાન.

રાધા અતિ વિરહે દુખી, તેને જગાડો તમે વીર;
રત્નિકાના વચન સુણી, ઓધવ પરમ સુધીર.
પછે ઓધવ અતિ પ્રેમશું, વિનતી કરિ બહુવાર;
રસિકરાય શ્રીકૃષ્ણના, ગુણ ગાયા પરમ ઉદાર.
ગોવિંદ ગુણ સુણી રાધિકા, પછે જાગિયાં જગમાત;
ઓધવને અતિ પ્રેમશું, પુછવા લાગ્યાં વાત.
તાત તમારૂં નામ શું છે, કયાંથિ આવ્યા સુરંગ;
વેશ કરાવી શ્રીકૃષ્ણનો, કેણે મોકલ્યા શુભ અંગ.
વચન સુણિ રાધાતણાં, કરી ઓધવ પ્રેમે પ્રણામ;
કરજોડિ કહે માત સુજાણ, ઓધવ મારૂં નામ.
શ્યામસુંદરે મુને મોકલ્યો, શુભ કથા કરવા પ્રકાશ;
મુક્તાનંદના નાથનો, હું અતિ એકાંતિક દાસ.

## કડવું ૮૩ મું.

હરિજન જાણી રાધીકા કર્યું વંદન વારંવાર;
રામકૃષ્ણનું કુશળ પૂછ્યું, પ્રેમે કરી બહુ વાર.
ઓધવ શા કારણ થકી, મથુરાં વસ્યા ભગવાન;
વૃંદાવન કયારે આવશે, વ્હાલો દેવા દર્શન દાન.
પૂરણ શશિસમ દેખશું, કયારે વદન એહનું વીર;
કયારે એ રાસ રમાડશે, મનમોહન પરમ સુધીર.
કયારે એ ફરીને કરાવશે, જળક્રીડા નવલકિશોર;
ચંદન ચરચિ પૂજશું,કયારે શ્યામસુંદર ચિત્તચોર.
કાનકુંવરના કંઠમાં, પેરાવશું કયારે હાર;
ઓધવ અમને રાત દિન,મનમાં છે એજ વિચાર.
કરજોડી ઓધવ કહે, સુણો જગતજનની વાત;
કૃષ્ણ ને બળરામ મધુપૂર કુશળ છે બેઉ ભ્રાત.
સંદેશો તમને કહ્યો, પ્રેમે કરી હરિ જેહ;
મુક્તાનંદના નાથનું, હવે વચન સુણજો તેહ.

## કડવું ૮૪ મું.

ઓધવ કહે સુણો માત તમને, કહ્યું શ્રીહરી એમ;
હું સૌના ઉરમાં રહું, આકાશ વ્યાપક જેમ.
હું છઉં સૌનો આતમા, વળી ન્યારો સૌથી જેમ;
પ્રેમિજનના ઉર વીષે, સુખ આપવા રહું તેમ.

એમ કહ્યું શ્રીકૃષ્ણજી, માટે મગન રેજો માત;
તમ પાસે ત્રિભુવનપતિ, હરિ રહે સદા સાક્ષાત.
ઓધવની વાણિ સુણી, કરી રાધિકા બહુ હાસ;
પ્રેમમગન થૈ બોલિયાં, જાણિ ઓધવ દ્રઢ હરિદાસ.
ઓધવજી અમે કૃષ્ણને, એમ જાણિયે છિયે વીર;
તોય અમારે પ્રગટવોણું, મન ધરે નહિ ધીર.
કાલિંદિતટ તેજ છે, વળિ ત્રિવિધ મારૂત સોય;
તેજ કદંબ ને ક્રીડાનાં સ્થળ, સુખ ન આપે કોય.
તેજ વૃંદાવન છે રમણિક, તેજ કોકિલ નાદ;
મુકતાનંદના નાથ વોણે, કરે છે કષ્ટ વિષાદ.

## પદ ૨૨ મું-રાગ રામકળિ.

ઓધાજી વાલમ વિના, વ્રજ દુખકારી;
સંપતિ જોઇને કેહનો, તાપ વધે ભારી. ઓ૦
અમુલ્ય મણિના તેજ, મંદિર છે ભાઇ;
વ્હાલા વિના ભાખસિ, સરખાં દુખદાઈ. ઓ૦
મણિ કેરા દીપ અતિ, જોતિને પ્રકાશે;
વાલિડા વિના તે, વિખઝાળ સમ ભાશે. ઓ૦
સંપુર્ણ ચંદ અતિ, આપતો ઉમંગ;
કૃષ્ણ વિના કામનિના, બાળે સર્વ અંગ. ઓ૦
ગોપિકાનો ગુણ અતિ, દુખદાઈ લાગે;
વાલા વિના વિરહનું, દુખ નવ ભાગે. ઓ૦
કામતો કસાઈ જેવો, મ્હેર તજી મારે;
મુક્તાનંદ કૃષ્ણ વોણિ, રાધિકા પોકારે. ઓ૦

## કડવું ૮૫ મું.

વળિ બોલિયાં રાધિકા રાણીરે, સુણો ઓધવજી મારી વાણીરે;
મુને હરી વિના સર્વ સંસારરે, વીરા આપે છે કષ્ટ અપાર રે.
સજ્યા પુષ્પ સુગંધિની જેહરે, વળિ ચંદને ચર્ચિત તેહ રે;
મુને બાણ સજ્યા સમ સોયરે, વહાલા વોણ સુખ નહિ કોય રે.
રતિ ભોગ ને જોગ્ય તંબોલ રે, વસ્ત્ર કપુરે રંગે ચોલ રે;
કૃષ્ણ વોણાં તે સૌ દુખકારી રે, વ્રેહની વેદના આપે વધારી રે.
માળા માલતી પુષ્પની સારી રે, સ્વેત ચામર દર્પણ ભારી રે;
મુને હરિવિના દુખ ઉપજાવે રે, જોતાં કૃષ્ણ પાર ન આવે રે.

મુક્તા માણક હીરાના હાર રે, શોભા ધામ છે તેજ અંબાર રે;
મુને પ્રભુ વિના પીડે છે તેજ રે, વ્રેહની ઝાળ વધારે છે એજ રે.
ઘસી કસ્તુરી કુંકુ સંગ રે, ભર્યાં ચંદન પાત્ર સુરંગ રે;
વાલા વેણું એ સર્વ નકારૂં રે, મુને કાંય ન લાગે સારૂં રે.
જેમાં ભમર કરે ગુણગાન રે, વન ઉપવન ક્રીડાનાં સ્થાન રે;
મુક્તાનંદના પ્રભુવિના ભાઇ રે, મુને સર્વ થયાં દુખદાઇ રે.

## કડવું ૮૬ મું.

સુણો ઓધવ સુખપ્રદ જેહરે, મુને દુખદાયક થયું તેહ રે;
મારે પુષ્પ સુગંધીના બાગ રે, જેને જોતાં વધે અનુરાગ રે.
ફુલ્યાં સરમાં સરોજ અપારરે, તેમાં ભમર કરે છે ગુંજારરે;
મારે વૈભવ સર્વ છે ભાઈ રે, દાસ દાસિયું જશ પ્રભુતાઈરે.
મારે હરી વીના વૈભવ એહ રે, વ્રેહ તાપે તપાવે છે દેહ રે;
ક્યાં છે કૃષ્ણ કમળદળનેન રે, દુખહારી કરે સુખચેન રે.
આવો કૃષ્ણજી કમળા નિવાસરે, આવો પ્રાણવલ્લભ મારે પાસરે;
મેં તે શા શા કર્યા હશે દોષરે, મુને ત્યાગી મોહન કરી રોષરે.
એમ કહી કહી રાધિકા પ્યારીરે,પાછાં મુર્છા પામ્યાં સકુમારીરે;
રાધા પ્રેમનું પાત્ર પ્રમાણીરે, બોલ્યા ઓધવ ગદગદ વાણીરે.
તમે માત કૃતારથ રૂપ રે, દીઠી પ્રીતી તમારી અનૂપ રે;
મારે મથુરાં જાવાનું માત રે, જાગી કરૂણા કરો સાક્ષાત રે.
હું શ્રી કૃષ્ણનો દાસ કેવાઊં રે, પ્રભુ પ્રેરે ત્યાં ત્યાં જાઉં રે;
મુકતાનંદના સ્વામીને સંગ રે, જૈને કહીશ તમારો પ્રસંગ રે.

## કડવું ૮૭ મું.

રાધા સુણીને ઓધવજીની વાણીરે, વળી જાગિયાં પરમ શયાણીરે;
બેઠાં રત્ન સિંહાસને પ્યારીરે, પ્રેમે બોલિયાં વચન વિચારીરે.
જાઓ મથુરા નગર તમો તાતરે, રખે ભૂલી જાતા મારી વાતરે;
વેલા લાવો શ્રીકૃષ્ણને આંહીરે, બીજે જાવા ન દેશો ક્યાંહીરે.
પામી વનિતાના જન્મને વીરરે, મળ્યા કૃષ્ણપતી રતી ધીરરે;
એવા પતીસંગ પામી વિજોગરે,એથી નહી અન્ય દુખ સંજોગરે.
શાને વાત કરો બહુવારરે, મુને બોધ ન લાગે લગારરે;
હરીનું દર્શન જ્યારે ન થાયરે, તે તો નિષ્ફળ જનમ કહેવાયરે.
એનો નવસંગમ થયો જેહરે, મૂને વિસરે નહી પલ તેહરે;
હુંતો રાતદિવસ રહું સોયરે, બીજી વાત ગમે નહી તોયરે.

જાગું રજનીમાં નીંદ નિવારીરે, ભજે કૃષ્ણ વધે દુખ ભારીરે;
પડી શોકના સિંધુમાં ભાઇરે, મુને કાઢો ઓધવ તમે ધાઇરે.
એ છે સર્વે સુકૃત મધ્ય સારરે, પ્રેમે કરવો જે પરઉપકારરે;
મુકતાનંદનો વ્હાલો વિહારીરે, ઓધા જીવનદોરી હમારીરે.

## કડવું ૮૮ મું.

ઓધા હરીગુણ મહીમા અપારરે, કેતાં શેષજી પામે ન પારરે;
તેને વારંવાર સંભારીરે, વ્રેહની વેદના થાય છે ભારી.
નારી માત્ર જગત મધ્યે સોયરે, તેમાં મુજ જેવી દુખણી ન કોયરે;
દુઃખ હરીના વિજોગનું જેહરે, બીજી મુજ વિના જાણે ન તેહરે.
કાંઇક જાનકી જાણે છે એહરે, જેને પ્રભુ સંગ પરમ સનેહરે;
મુંથી અધીક દુખી જગ માંઇરે, નારી માત્રમાં લાધે ન કાંઇરે.
મારા મન કેરી વેદના જોઈરે, વીરા હરીવિના જાણે ન કોઇરે;
મારા સરખું અતુલ દુખ આવુંરે, નારી માત્રને નહી શું બતાવુંરે.
મુજ સરખી તે વનિતા મોઝારરે, ભુતભવિષ્યમાં દુખણી ન નારરે;
અતી સુખને સૌભાગ્યથી હીનરે, મુજ સરખી વિરહણી ન દીનરે.
પ્હેલી કલ્પતરૂને હું પામીરે, વર વરિયા મોહન બહુનામીરે;
તેથી કીધો વિધાતા વિજોગરે, મારા ઉરમાં છે એ અતીરોગરે.
હસતાં રમતાં પ્રગટ હરી દેખુરે, જીવ્યું જન્મ સફલ તવ લેખુરે;
મુકતાનંદના સ્યામ સુજાણુરે, ઓધા એ મારા જીવનપ્રાણુરે.

## પદ ૨૨ મું-રાગ પંચમ.

ઓધાજી અમારાંરે મોહન મન લઇ ગયારે,વાલાવિના વ્રેહનો તાપ ન જાય;
વેગે તેડી લાવોરે મોહન મથુરા થકીરે, કરવી અમારી એજ સહાય. ઓ.
નામ સુણી કાનેરે કમળદગ કૃષ્ણનુંરે, થાય છે અમારા પ્રફુલીત પ્રાણ;
મનડાં અમારાંરે ધીરજ ધરતાં નથીરે, વણ દીઠે સુંદરશામ સુજાણ. ઓ.
વ્યભિચારી ભાવેરે પરસ કરે કૃષ્ણનોરે,તેનો જશ ચૌદભુવનમાં ગવાય;
એવી શી સંપતરે જેણે હરી વીસરેરે,ત્રિભુવન પાસંગ તુલ્ય ન થાય. ઓ.
કોટી કામ શોભારે લજાય એક અંગમાંરે, બ્રહ્માદિક કેરૂ કારણ જેહ;
રિધિ સિદ્ધિ રે છેરે હાજર કરજોડીનેરે, શેણે કરી વિસારૂં પતિ તેહ. ઓ.
કાનજી કોડીલોરે સર્વ સુખધામ છે રે, કરૂણાસાગર ગુણભંડાર;
મુકતાનંદ કેરોરે વાલીડો નવ વીસરેરે,અમારા એ પ્રીતમ પ્રાણ આધાર. ઓ.

## કડવું ૮૯ મું.

વળી બોલિયાં રાધિકા રાણી, સુણો ઓધવજી મારી વાણી;
કોટી ચંદ્રથી શીતળ જેહ, કોટી કામથી સુંદર તેહ.

તન ધારી અસુર સૂર જોય, તેમાં કૃષ્ણને તુલ્ય ન કોય;
શેષ સારદા બ્રહ્માદિ દેવ, જેનું ધ્યાન ધરે કરે સેવ.
એવી સંપતી નહી કોઇ સાર, જેણે વીસરે નંદકુમાર;
એનું સ્વપને જો દર્શન પામે, તેનું મન ન ચડે અન્યભામે.
પામે કૃષ્ણનો વેશ પ્રસંગ, તેને ન ગમે સંસારનો સંગ;
જેને જોઇને સ્થાવર કાય, ગિરિ વૃક્ષ ચપળ સમ થાય.
એના અતીગુણ શીલ સંભારી, થંભે મારૂત જમુનાનું વારી;
શોભા જોઇ થભે શશિસૂર, રેવા ઇચ્છે તે હરીને હજૂર.
એવી સંપત્તી નહી કોઈ સારી, જેણે વીસરે કુંજવિહારી;
એવા અતીશે અલૌકીક એહ તે શું બાંધ્યો છે અચળ સ્નેહ.
વણ દીઠે તે પલ ન રેવાય, ખાલી મંદિર ખાવાને ધાય;
મુક્તાનંદનો વાહલો વિહારી, એ છે જીવનદોરી અમારી.

## કડવું ૯૦ મું.

ઓધવ સર્વના સ્વામી છે એહ, એવું જાણીને કીધો સ્નેહ;
જેના ભય થકી ચંદ્ર ને સૂર, રેછે નીશદિન હેતે હજૂર.
જેને ડર વહે ત્રિવીધ સમીર, વરસે ઇંદ્ર સુધાસમ નીર;
જેનો ત્રાસ સદા ઉર આણી, દોડે મૃત્યુ હરે સર્વ પ્રાણી.
ફૂલે ફૂલે તરુ જેને ત્રાસે, રહે સિંધુ મરજાદમાં વાસે;
એ છે કાળના કાળ અનંત, એને વશ સુર સિદ્ધ પ્રજંત.
એ છે અતીશ સ્વતંત્ર ઉદાર, એના મહીમાનો વાર ન પાર;
એવી સંપત્તિ કોઈ ન ભાઈ, જેણે વીસરે હરી સુખદાઇ.
મુને હરીવિના પલ એક જાય, તે તો કોટીક પલ સમ થાય;
એવો ભેદ પ્રબોધ ન હોય, જેણે સમજાવે મુને કોય.
ત્યાગો ઓધવ બોધની આશ, જાઓ મથુરા નગર પ્રભુ પાસ;
એવું કહીને રૂદન કરી ભારી, પામ્યાં મુર્છા રાધિકા પ્યારી.
સુણો રાધાનાં વચન ગંભીર, રોયા ઓધવજી તજી ધીર;
મુકતાનંદના નાથની પ્યારી, એની પ્રીતી ત્રિલોકથી ન્યારી.

## કડવું ૯૧ મું.

વળી બોલીયાં લલિતા વિચારી, સુણો ઓધવ વાત અમારી;
પ્હેલું આપી રાધાજીને માન, પછે ત્યાગ કરી ભગવાન.
મુને મેલી મનાવાને જ્યારે, કીધી રાધિકા માનીતી ત્યારે;
જે મેં રાધિકાને કહી વાત, તમને સંભળાવું સર્વ ભ્રાત.

સુણો રાધિકા તમવીના કહાન, વ્રેહમાં વીકલ તજી અનમાન;
વહે શીતલ ચંદન વાય, તેણે કૃષ્ણને વેદના થાય.
તમ અરથે મદન ઉરધારી, રટે નામ તમારૂં મોરારી;
લાગે ચંદ્રના કીરણનો તાપ, ઈચ્છે મરણ મોહનવર આપ.
લાગે કામતણા શર ભારી, અતી વિકલ પોકારે મોરારી;
જયારે ભ્રમર વૃંદ કરે ગાન, ઢાંકે તમ વિના કૃષ્ણજી કાન.
વ્યાપે રજનીમાં વિરહ અપાર, પામે વેદના પ્રાણઆધાર;
તજી શ્યામ લલીત નીજધામ, વસે વન પ્રભુ પૂરણકામ.
રાધે તમ અર્થે સુખકારી, લોટે ધરણીમાં કુંજબિહારી;
ચાલો શામના શ્રીહરી પાસ, તમ કાજ ઝુરે અવિનાશ.
એવું માન દઈ ઘણું ભાવ, પછે ખેલ્યા રાધાજીશું દાવ;
મુકતાનંદને વહાલે એવી રીત, કીધી રાધાશું ધુતવા પ્રીત.

## કડવું ૯૨ મું.

કાને ઉધ્ધવ સુંદરશામ, કે દી આવશે ગોકુળગામ;
વ્રેહને તાપે તપી વ્રજનારી, કયારે ઠારશે કુંજવિહારી.
જેમ ઈંદ્ર વરસાવીને મેહ, કરે નવપલ્લવ વન તેહ;
તેમ વ્રજમાં આવી ભગવાન, કયારે આપશે જીવતદાન.
બોલી અપર અહિરડા તે ઠામ, શીદ આવે હવે સર્યું કામ;
મારી કંસને લીધું છે રાજ, વર્યા રાજકન્યા થયું કાજ.
વિંટી વળિયાં કુટુંબીના વ્રંદ, તેને સંગે કરે છે આનંદ;
બોલી અપર સુણો સર્વે પ્યારી, એ છે પૂરણ કામ મોરારી.
નથી આપણું કામ લગાર, તેથી અન્ય સાથે પણ પ્યાર;
એને કામ ન કોયનું બ્હેની, ઘણી વાત અલૈકીક એની.
એ તો કમળાના નાથ કેવાય, એનો મહિમા તે વર્ણવ્યો ન જાય;
એને અર્થે ન કોયશું બાળી, પાળે ભકતને શ્રીવનમાળી.
એનું ભકતવત્સળ દ્રઢ નામ, દીનબંધુ સદા સુખધામ;
મુકતાનંદનો નાથ સ્વછંદ, ભક્તાધિન રહે જગવંદ.

## પદ ૨૩ મું-રાગ ધોળ.

ઓધવજી અમને દુખ દીધું વાલમે, કે કો આગળ કહિયે દુખની વાતજો;
મોહનવર મથુરાં જઈ પાછા નાવિયા, કીધી અમશું કાન કુંવરે ઘાતજો. ૯૦
લાલચ ડાતજીય તો મહાસુખ પામિયે, વેશ્યા કેરાં વચન ગ્રહો ઉપદેશજો;
પરમ નિરાશી થૈ બોલી છે પીંગળા, એમા ઓધવ જૂઠ નહો લવ લેશજો. ૯૦

આશામાં અતીશે દુખ સર્વે જાણિયે,તોય ટળે નહી કાનકુંવરની આશજો;
કઠણ ઘણી છે આશ અમારે મેલતાં,આશ તજે જાય ગોપીજનના શ્વાસજો. ઉ૦
જાદુડાં જાણે છે કાન ગોવાળિયો, એનો મારગ મૂક્યો નવ મુકાયજો;
મુક્તાનંદને નાથ લગાડી મોહની, હવે અમે એનો શો કરિયે ઉપાયજો. ઉ૦

## કડવું ૯૩ મું.

ઓધવજી એનો સંગ દુરતજ, તજી શકે નહી કોય;
જેણે કીધી એશું ગોઠડી, જાણશે ભેદુ સોય.
ઇચ્છે નહી તોય એહની, કરે પ્રેમે કમળા સેવ;
નિમખ ન્યારી નવ રહે, સૌને દુર્લભ દેવ.
રમણ થળ રસિયાતણાં, નવ દીયે વિસરવા કાન;
કાલિંદી વન જોઇને, સાંભરે શ્રીભગવાન.
ગોવરધનગિરી જોઈને, સાંભરે સુંદરશામ;
એ અમને નવ વીસરે, જે કીધું શ્રીકૃષ્ણ ને રામ.
વેણુંતણા સ્વર વાલમે, વ્રજમાં સુણાવ્યા જેહ;
તે રસિયો કેમ વીસરે, જેને સોંપ્યાં તન ધન ગેહ.
ચરણપંકજ શામળે, જ્યાં જ્યાં ધર્યાં જગવંદ;
તે સ્થળ જોતાં સાંભરે, અમને સદા સુખકંદ.
વ્રેહવંતી વ્રજસુંદરી, પીડે અનંગ કરી ઉતપાત;
મુક્તાનંદનો વાલમો, વીરા ક્યારે મળે સાક્ષાત.

## કડવું ૯૪ મું.

ઓધવજી અબળા અમે, ધરિયે તે કેમ કરી ધીર;
ચરીત્ર સુણતાં સાંભરે, લટકાળો શ્રીબળવીર.
સુંદર ચાલ ઉદાર હસવું, પ્રેમે નીરખવું જેહ;
મધુર વચને મન હર્યાં, વિસરે ન અધક્ષણ તેહ.
વિસાર્યો નવ વીસરે, નંદનંદન નટવર વેશ;
એના ચરીત્ર સંભારતાં, તન સુધ ન રહે લવલેશ.
વ્રેહવંતી વ્રજસુંદરી, વરતે છે ઓધવ જેમ;
તે તમને સંક્ષેપથી, વર્ણવી સુણાવું તેમ.
શીતળ ચંદન ચંદ્ર કીરણ, નિંદે ગોપીજંન;
સુખદ છે પણ હરીવિના, વિરહે તપાવે તંન.
મલયાગર ગંધ સુગંધ શીતળ, મંદ મારૂત સાર;
તે ગોપિને વ્યાળ વીખ સમ, આપે કષ્ટ અપાર.

કામ બાણુથી કંપતાં, ગોપી રહે છે હરીમાં લીન;
મુક્તાનંદના નાથ૦ વોણી, સુંદરી સર્વ દીન.

### કડવું ૯૫ મું.

ઓધવજી અતીશે મદન બાણે, પીડાણી વ્રજનાર;
અંતરમાં હરીને ધરી, વૃત્તિ ન લાવે બાર.
કાનકુવરને વાગશે, તીખાં મદનનાં બાણુ;
એવું જાણિ નિજ ઉર વિષે, કરે જળ પરમસુજાણુ.
સજળ પંકજ દળ લઇ, કરે કવચ નીજઊર માંઇ;
નંદકુંવર નવરંગને, કામબાણુ ન લાગે કાંઇ.
કુસમસજ્યા કામ શરસમ, જાણે ગોપીજન એહ;
બાણુસજ્યામાં સૂર થૈને, ધરે પોતાનો દેહ.
આલિંગન નંદલાલશું, કરવા ધર્યું વ્રત સાર;
કુસમની સજ્યા કરે, ગોપી સેવે કષ્ટ અપાર.
લોચન જળ ધારા વહે, શોકે તે અધર સુકાય;
રાહુ ગ્રહે દાંતે શશી, જેમ અમૃત ધાર સુચાય.
કષ્ટ વિના એમ કામની, વ્રેહેવંતી અધિક પિડાય;
મુક્તાનંદના નાથ વોણું, દુખ કહ્યું નવ જાય.

### કડવું ૯૬ મું.

ઓધવ અમને કૃષ્ણુ વોણી, અંતર વ્રેહની ઝાળ;
કલપના કરે ગોપિકા, જાણે મળે હરી તતકાળ.
કસ્તુરી ઘસી કામની, તેણે લખે શ્રીકૃષ્ણનું રૂપ;
કામ જાણી કુસુમનું શર, આપે પરમ અનૂપ.
નીચું મીનનું ચિન્હ બનાવી, જોડે તે આગળ હાથ;
કુસુમશર અમને મારે, જાણી અબલા અનાથ.
પછે કરે હરી સ્તવન ગોપી, વારંવાર અપાર;
અમે તમારે શરણુ આવ્યાં, પ્રભુ લ્યો પ્રાણુઆધાર.
તમ વિના પ્રભુ સુધા સિંધુ, પીડે વિખસમ સોય;
પ્રાણુજીવન પ્રભુ તમવના, અમને ન રક્ષક કોય.
ઉર ધરી હરી મૂર્તિ, એમ કરે સ્તવન થઇ દીન;
કરી વિલાપ રૂદન કરે, હરી આગળ થાય આધીન.
જ્યારે ફુરે ઉર હરીની મુર્ત્તિ, હશે વિસારે તાપ;
મુક્તાનંદના નાથ વોણી, કરે છે વનિતા વિલાપ.

## પદ ૨૪ મું-રાગ મારૂં.

ઓધાજી વાલમ વિના, ગોપી સર્વ ઘેલી રે હો;
આંખડીયુંમાં એક ધાર, લાગી આંસું હેલી રે હો. ઓ૦
મંદિર મશાણુ જેવાં, લાગે દુખકારી રે હો;
કૃષ્ણ પ્રિતમે ત્યાગી, વિલપે વ્રજનારી રે હો. ઓ૦
સુગંધી કુસુમ માળ, જાળ જેવી જાણી રે હો;
ડરૂં છું દૂર રાખો, બોલે એમ વાણી રે હો. ઓ૦
તારા તો અંગારા સજ્યા, ભાખસી પ્રમાણી રે હો;
વિરહની ઝાળે ગોપી, તાપમાં તવાણી રે હો. ઓ૦
કામ જમદૂત થૈ, દે છે દુખ ભારી રે હો;
મુક્તાનંદ કૃષ્ણ વેણી, ઝુરે સકુમારી રે હો. ઓ૦

## કડવું ૯૭ મું-ઢાળ પ્રથમનો.

ઓધા વિરહે વિકળ વ્રજનારી રે, પામે કષ્ટ વાલાને સંભારી રે;
ગોપી ધારેજે ઉરપર હાર રે, તે તો લાગે પ્રીતમ વિના ભાર રે.
મલીયાગરી ચંદન જેહ રે, લાગે હરી વિના વીખસમ તેહ રે;
સુખદાયક જે જે અનૂપ રે, ગણે ગોપી તે મહાદુખ રૂપ રે.
નીજ શ્વાસને ત્રિવિધ સમીર રે, ગોપી તે થકી થાય અધીર રે;
વાયુ કામ અનલસમ બાળે રે, વાલા વેણું તે કષ્ટ ન ટાળે રે.
ચારે કોરે જૂવે વ્રજબાળી રે, લજ્યા લોક તણી સર્વ ટાળી રે;
તોડયું નાળથી પંકજ સાર રે, એવે નેણે વહે જળધાર રે.
નવપલ્લવ સેજ સુરંગ રે, તેણે દાઝે છે ગોપીનાં અંગ રે;
જે જે કોમળ સુખપ્રદ સાર રે, બાળે હરિવિના જેમ અંગાર રે.
ગોપી કરપર મેલી કપોળ રે, રોઇ નેણ કરે રંગ ચોળ રે;
સાંઝે બાળશશી થીર જેમ રે, શોકે ગોપીનાં મુખ થીર તેમ રે.
બોલે વ્રેહવંતી હરિ હરિ વાણી રે, જેમ તન તજવા સમે પ્રાણી રે;
મુક્તાનંદનો શામ સુજાણ રે, તેશું બાંધ્યા છે ગોપીએ પ્રાણ રે.

## કડવું ૯૮ મું.

ઓધા એણી પેર પીડે અનંગ રે, થાય રોમાંચીત સર્વ અંગ રે;
ગોપી મૂકે નિશાશા અપાર રે, કંપે હરીવિના વારંવાર રે.
કંપે દેહને પામે છે ગ્લાની રે, વ્રેહની વેદના રહે નહી છાની રે;
મીચી નેત્ર ધરી હરી ધ્યાન રે, ચાલે પડી જાય દંડ સમાન રે.

વળી અતિઆતુર ઉઠી ધાય રે,ગોપી હરી વિના મુર્છીત થાય રે;
એવો અતિશે વિરહ જ્વર જેહ રે,વ્રજવનિતાને બાળે છે તેહ રે.
સુર વૈદ સમાન ગોવિંદ રે, ટાળે ગોપીના મહાદુખ ફંદ રે;
જો એ દર્શન આપે ગોપાળ રે, સર્વ તાપ ટળે તતકાળ રે.
સૌને અંગે અનંગનો રોગ રે, ગોપી પામે જો હરી સંજોગ રે;
તો એ દુખકેરૂં મૂળજ જાય રે, એનો અન્ય નથી ઉપાય રે.
જો નહિ જીવાડે વ્રજનારી રે,તો એ કઠણ છે વજ્રથી ભારી રે;
જો નહિ કરે એ કામનિયુંને શાંત રે, અમે માનશું કૃષ્ણકૃતાંત રે.
એને ફંદ પડયાં અમે વીર રે, હવે ધરિયે તે કેમ કરી ધીર રે;
મુકતાનંદનો નાથ સ્વછંદ રે, કેને વશ નહી એ જગવંદ રે.

## કડવું ૯૯ મું.

ઓધા હરી વિના સર્વ અકળાણી રે, બોલે નાથ હરે એમ વાણી રે;
કૃષ્ણ કાજ તે સેજ સમારી રે, ગોપી બોલે એકાંતે મોરારી રે.
કરતાં અન્યના અધરકેરૂં પાન રે, વાલો કયાં હશે ગુણનો નિધાન રે;
હરીને ગોતે ગોપી તજી લજ્યા રે, જૂવે દશદીશી વાસકસજ્યા રે.
હરી આવે છે એ વિશ્વાસ રે, ગોપી મગન થઇ કરે હાસ રે;
નાવ્યા જાણી ચાલે અકળાઇ રે, પડે દોડતી ખોળે છે ધાઇ રે.
લાવે કમળપુષ્પ સકુમારી રે, તેના નાળના કંકણ ધારી રે;
હરીને મળવાને જીવે છે ગોપી રે, ડોળે ઊનમત્ત લાજ ને લોપી રે.
જુવે આભ્રણ અંગના તેહ રે, ગોપી દેખે નહી નીજદેહ રે;
હું છું મધુપૂરી કહે એમ વાણી રે, પ્રેમે આપને ભૂલી સ્યાણી રે.
વેગે કેમ નથી આવતા કાન રે, મારી સેજડીએ ભગવાન રે;
પૂછે દૂતીને વારંવાર રે, સખી કયાં હશે નંદકુમાર રે.
વિશ કૃષ્ણવિના વ્રજનારી રે, વ્રેહમાં વ્યાકુળ હરીને સંભારી રે;
મુકતાનંદના સ્વામીને આશ રે, તેણે તન નથી ત્યાગતો શ્વાસ રે.

## કડવું ૧૦૦ મું.

ઓધા એમ હરીવર સંગ ગોપી રે, પ્રેમભકિતમાં રહી પગ રોપી રે;
વણ દીઠે શ્રીકૃષ્ણ વિહારી રે, વ્રેહમાં વ્યાકુળ થઈ વ્રજનારી રે.
મેઘ જેવું અંધારૂં અનૂપ રે, તેને જાણી શ્રીકૃષ્ણ સ્વરૂપ રે;
તેને ભેટ ચુંબન કરે બાળી રે, જાણે આવ્યા મોહન વનમાળી રે.
રચે નવરંગ સેજસું શીલા રે, થાય ઘર ઘરમાં એવી લીલા રે;
વ્રેહમાં વિકલ તજી સર્વ લજ્યારે, ગોપી ઘર ઘર વાસકસજ્યા રે.

કરે કૃષ્ણને કાજ વિલાપ રે, પામે હરી વિના અતિ સંતાપ રે;
રોતાં રોમાંચીત તન થાય રે, વ્રેહની વેદના કહી નવ જાય રે.
પામે વેદના તાણે છે પ્રાણ રે, જાણે માર્યું મદનપૂરી બાણ રે;
બોલે વ્યાકુળ વચન અપાર રે, તેનો થાય નહી નિરધાર રે.
એવી વ્રજની દશા થઈ વીર રે, ગોપી હરી વિના સર્વ અધીર રે;
તે ન કૃષ્ણે ધર્યું મન લેશ રે, મુકયા તમને દેવા ઉપદેશ રે.
વસ્યા ઉરમાં હરી સાક્ષાત રે, હવે કયાં રહે બીજી વાત રે;
મુક્તાનંદના નાથને પાસ રે, ત્યાં જઈ શીખવો અન્ય અભ્યાસરે.

## પદ ૨૫ મું–રાગ સામેરી.

ઓધા વ્રજના પ્રાણઆધાર, મોહન વનમાળીરે;
અમને છેલ છબીલા સંગ, લાગી દ્રઢ તાળીરે. મો૦
એવી અમે અબળા નહીરે, ડગમગ મન થઈ જાય;
સો લાંધણ પડે સિંહને, તોય ઘાસ કદી નવ ખાયરે. મો૦
મીન જેવી સર્વ માનની રે, જળ નંદલાલ સુજાણ;
આવ્યાની અવધિ કરી, તેણે રહે છે અમારા પ્રાણ. મો૦
મહા સુખકારી શામળોરે, શિરપર ધાર્યા સોય;
એ સંગ મન અટકી રહ્યું,બીજી વાત ગમે નહી કોયરે. મો૦
ચાત્રક સરખી ટેકને રે, ધારી વર્યા નંદલાલ;
પ્રગટેવિના પરપંચમાં, અમે નહિ થાયે એ હાલરે. મો૦
વાલાવિના વ્રજનાર રે, પલક કલપ સમ થાય;
મુક્તાનંદના નાથને, વણ દીઠે તે કેમ રેહેવાયરે. મો૦

## કડવું ૧૦૧ મું.

ગોપી સાંભળી હરી સંદેશ, જાણ્યો સૌમાં હરીનો આવેશ;
સૌના આતમા કૃષ્ણમોરારી, સૌથી ન્યારા છે શ્રીગીરધારી.
એવું જાણી શ્રીહરીનું સ્વરૂપ, સર્વે સમઝીયું મર્મ અનૂપ;
વ્રેહનો તાપ શમ્યો સર્વ જ્યારે, પ્રેમે પૂજ્યા ઓધવજીને ત્યારે.
પ્રેમે ઓધવજી બહુ માસ, કીધો ગોકુળગામ નિવાસ;
હરવા ગોપીનો શોક અપાર, ગાય કૃષ્ણકથા શ્રુતી સાર.
સૌનો શોક હર્યો કરી વાત, જેમ આવે મોહન સાક્ષાત;
પ્રેમે હરીગુણ ઓધવ ગાયે, દિનરજની તે ક્ષણ સમ થાયે.
હરીભક્ત ઉધવ સુખધામ, રહ્યા જેટલા દિન નંદગામ;
જાણ્યા ક્ષણ સમ તે વ્રજવાસી, એવી કૃષ્ણકથા તે પ્રકાશી.

હરીના રમણ તણાં સ્થળ જેહ, ગોપી સહીત ઉદ્ધવ જૂવે તેહ;
જ્યાં જ્યાં કીધો શ્રી કૃષ્ણે વિહાર, ગોપી સમજાવે કરી પ્યાર.
નીરખી નિર્મળ જમુનાનું વારી, ગિરિગોવર્ધન સુખકારી;
નીરખી વૃંદાવન નવરંગ, સુણે ઓદ્ધવ સર્વે પ્રસંગ.
નીરખી કંદરા પર્વત કેરી, ગાય ગોપિયું લીલા ઘણેરી;
મુક્તાનંદ કહે વાલાનો વિહાર, તે તે થળ જણવે બહુવાર.

## કડવું ૧૦૨ જું.

નીરખી કુસુમિત વૃક્ષ ઉદાર, ગાય ઉદ્ધવ હરીગુણ સાર;
આપે વ્રજવનિતાને આનંદ, હરીનું ભજન કરાવે સ્વછંદ.
એમ ઊદ્ધવ વ્રજજન સંગે, ગાય હરીગુણ અધીક ઉમંગે;
દેખી રમણનાં સ્થળ વ્રજનારી,પ્રેહમાં વ્યાકુળ હરીને સંભારી.
થયો અંતર કૃષ્ણ આવેશ, પ્રેમે મગન ન તન સુધ લેશ;
દેખી ગોપીનો પ્રેમ અપાર, વંદે ઉદ્ધવ વારંવાર.
ગોપી અધીક કૃતારથ જાણી, પછે બોલિયા ઉદ્ધવ વાણી;
તનધારી છે ભૂપર જેહ, ગોપી તુલ્ય નહી કોઈ તેહ.
પરમાતમા કૃષ્ણ શ્રીરંગ, દ્રઢપ્રીત કરી તેને સંગ;
એવી પ્રીત ઇચ્છે સર્વ સંત, ઇચ્છે મુકત મુમુક્ષુ પ્રજંત.
અમે ભકત ઇચ્છું એવી પ્રીત, પ્રેમી ભક્ત છે પરમ પુનીત;
બ્રહ્મજન્મ ત્રિવિધ જગ જોય, પ્રેમીભકતથી શ્રેષ્ટ ન સોય.
એને અંતરે પ્રેમ ખુમારી, વંધા જોગ સર્વ વ્રજનારી;
મુકતાનંદના નાથને પ્યારી, શ્રુતીતુલ્ય એ ગોપકુમારી.

## કડવું ૧૦૩ જું.

ક્યાં એ વનચરી નાર ગમાર, વ્યભીચારણી દુષ્ટ આચાર;
ક્યાં એ કૃષ્ણમાં ભાવ આરૂઢ, શ્રુતીસાર સર્વને એ ગુઢ.
ભાવે ઇશ્વરને ભજે જેહ, અતી થાય કૃતારથ તેહ;
કરે અમૃતપાન જે કોય, થાય અમર આરોગી સોય.
ગોપી પામી જે હરીનો પ્રસાદ, સૌને દુર્લભ તે રસસ્વાદ;
હરીના ઉરમાં છે કમળનો વાસ,તેને એ સુખની ઘણી આસ.
પદ્મ જેવી સુગંધે સુવાસી, સૂરવનિતા એ સુખની છે પ્યાસી;
રમા આદિને દુર્લભ એહ, જેને કાજ દમે બહુ દેહ.
એવો હરીનો પ્રસાદ ઉદાર, અન્ય ક્યાં થકી પામે ગમાર;
રીઝ્યા રાસમાં અંતરજામી, ગોપી તે સુખ હરી થકી પામી.

હરીના ભૂજ ધર્યા કંઠમાં ગોપી, પ્રેમે શામ સંગે રહી ઓપી;
રમ્યાં ગોપી જે હરી સંગ રાસ, એ છે દુર્લભ બ્રહ્મવિલાસ.
વ્રજનારીનું ભાગ્ય અપાર, જેને રીજ્યા પ્રગટ કિરતાર;
મુક્તાનંદનો નાથ વિહારી, પ્રેમે ભોગવ્યા ભવોભવ હારી.

## કડવું ૧૦૪ થું.

વળી બોલિયા ઓધવ વાણી, ઉરભાવ અલૌકીક આણી;
વ્રજનારીની પગરજ એહ, વૃંદાવન વીષે પામે છે જેહ.
ત્રણ ગુછ ને વેલી અપાર, તેને મધ્ય હું ધરી અવતાર;
વ્રજનાર ચરણરજ સાર, જેમ પામું તે કરવો વિચાર.
તજ્યાં માતપિતા સૂત ભાઇ, તજી કુલ મરજાદ સગાઈ;
અતી દુષ્ટ જનો કરી ત્યાગ, કીધો હરી સંગ દ્રઢ અનુરાગ.
કીધો મુકુંદ મોરારીશું પ્યાર, શ્રુતી ખોળે જે વારંવાર;
માટે વ્રજવધૂ બ્રહ્મસ્વરૂપ, હરીના પ્રેમદા પરમ અનૂપ.
હરીના ચરણકમળ સુખકારી, સેવે કમળા અચલ વ્રતધારી;
પ્રેમે સેવે સકળ સૂર વૃંદ, શેષ મહામુની જોગી સ્વચ્છંદ.
રાસ ગોષ્ઠીમાં સૌ વ્રજનારી, વ્રેહનો તાપ નીવારવા પ્યારી;
ધાર્યા તનપર હરીપદ સોય, ભીડી ઉરમાં મગન સર્વ કોય.
પ્રેમે હરીપદ ઉર ધરી બાળી, વ્રેહની વેદના સર્વ તે ટાળી;
મુકતાનંદના શામને સંગ, ગોપી ફુલી રહી અંગોઅંગ.

## પદ ૨૬ મું–રાગ કાફી.

(ધન્ય વૃંદાવન વંસીવટની છાંઇ રે, જ્યાં હરી બેસતા. એ ઢાલ છે.)
ધન્ય વ્રજનારી ઓધવજી એમ બોલે વળી વળી વાણી;
વરી ગીરધારી, તે માટે એ બ્રહ્મસ્વરૂપ પ્રમાણી.
ધન્ય નંદનું વ્રજ ધન્ય સૌ ગોપી, વરી હરીવર કુળ લજ્યા લોપી,
રહી હરી ચરણે ચિત્ત અરોપી. ધન્ય૦
જેને કાન કોડીલે કર સાઇ, તેના ચરણની રજ વંદુ ધાઇ,
એની કમળાથી કરી હરિ અધિકાઇ. ધન્ય૦
એની હરીગુણ ગીત કથા એવી, કરે પાવન ત્રિભુવનને તેવી,
એની વાણી સેવે વેદ જેવી. ધન્ય૦
એ તો મુકતાનંદનો પ્રભુ પામી, એને ભાંગી અનંત ભવની ખામી,
ધણી ધર્યા શિરપર બહુનામી, ધન્ય૦

## કડવું ૧૦૫ મું.

ઓધવજી એમ ગોપીકાનું, મહાત્મ્ય જાણી અપાર;
શોક નિવારી સર્વનો, પછે જાવા થયા છે તૈયાર.
નંદ જશોમતી ગોપ ગોપી, સૌને કરી પરણામ;
આજ્ઞા માગી સર્વની, જાવને મધુપૂર ધામ.
ઓધવ પ્રભુને પાસ જાવા, તૈયાર થયા તતકાળ;
વ્રજવાસી વીંટી વળ્યાં, નર નારી વૃધ ને બાળ.
ઓધવજી રથ ઉપરે, જૈ બેઠા લૈ હરી નામ;
જાતા જાણ્યા હરી કને, થયું ઘેલું ગોકુળ ગામ.
નંદાદિક સૌને ભેટ લાવ્યા, બોલે વચન રસાળ;
લોચન જળધારા વહે, સાંભર્યા દીનદયાળ.
નંદાદિક કહે મન હમારાં રેજો પ્રભુપદ પાસ;
જીભ જપે હરી નામને, રહો સદા એ અભ્યાસ.
દેહ સદા હરીને નમે, એવો રેહેજો સરળ સ્વભાવ;
મુક્તાનંદના નાથશું, રહે અચળ ભાવ ઠરાવ.

## કડવું ૧૦૬ મું.

નંદાદિક એમ ઓચરચા,સુણો ઓધવ પરમ સુજાણ;
કૃષ્ણ અમારા આતમા, વળી કૃષ્ણ અમારા પ્રાણ.
હરી ઇચ્છાકરી કર્મ વશ્ય થઇ,જ્યાં જ્યાં ધરિયે દેહ;
ત્યાં અમને શ્રીકૃષ્ણ સાથે, રેજો અચળ સનેહ.
તીર્થ વ્રત જપ દાનનાં, સુકતતણું ફળ એહ;
પ્રીત વધે શ્રીકૃષ્ણમાં, અમે માગિયે નીત્ય તેહ.
નંદાદિક સર્વ ગોપ તેણે, કહિ હરી ભકિત ઉદાર;
ઓધવજીને રાજી કર્યા, દેખાડી પ્રભુમાં પ્યાર.
ઓધવ અતી રાજી થયા, જોઇ વ્રજવાસીની પ્રીત;
અતી અલોકીક સર્વથી, જાણી ગોકુળ ગામની રીત.
નંદાદિક વ્રજવાસીને, કરી વંદન વારંવાર;
ઓધવજી મથુરા ગયા,જ્યાં રાજીવ અખીલ આધાર.
પ્રેમે કરી પ્રણામ હરીને, ઓધવ પરમસુજાણ;
મુક્તાનંદના નાથ આગળ, કીધાં વ્રજનાં વખાણ.

## કડવું ૧૦૭ મું.

ઓધવજી અતિ આદરે, કર્યું રાજાને પરણામ;
વંદન કરી વસુદેવને, પછે વંધા શ્રીબળરામ.

ભેટ ધરી નૃપ આગળે, પછે આવ્યા શ્રીહરી પાસ;
ક્ષેમ કહો ગોકુળતણું, એમ પૂછ્યું હરી અવિનાસ.
તારે તે ઓધવ ઓચર્યા, સુણે શ્યામસુંદર જદુરાય;
ગોપીજનના પ્રેમને, પ્રભુ કેતાં શેષ લજાય.
એક મુખે એ પ્રેમનું, કેમ થાય જથારથ રૂપ;
દીઠી મેં વ્રજ નારીની, પ્રભુભક્તિ પરમ અનૂપ.
દાસ તમારા ગોપી સરખા, ન દીઠા પ્રભુ કોય;
મુને જે વ્રજમાં મોકલ્યો, તે મેં કીધો અનુગ્રહ સોય.
તમવિના વ્રજસુંદરીને, અન્ય નથી આધાર;
રૂપ તમારે રાચિયું, સર્વ તજી કુટુંબ પરીવાર.
પતીભાવે કર્યો પ્રેમદા, તમ સંગ અચળ સનેહ;
મુકતાનંદના નાથજી, અતી કૃતારથ થઇ એહ.

## કડવું ૧૦૮ મું.

ઓધવજી એમ ગોપિકાનાં, કીધાં અધીક વખાણ;
શામ સુંદર તેને સાંભળી હરી હસ્યા પરમ સુજાણ.
ઉદ્ધવગીતા આદરે કરી, સુણેસુણાવે જેહ;
કમળલોચન કૃષ્ણની, દ્રઢભક્તિ પામે તેહ.
પ્રેમ અચળ વ્રજનારીને, પ્રભુ સંગ અનંત અપાર;
પદે પદે આ ગ્રંથમાં વર્ણવ્યો વારંવાર.
રસિકરાય શ્રીકૃષ્ણમાં, દ્રઢ પ્રીત ઇચ્છે જેહ;
તે આ ગ્રંથમાં આદરે કરી, રાખે અચળ સનેહ.
ઉદ્ધવગીતા આદરે કરી, ભણે ભણાવે ગાય;
નેહ વધે નંદલાલશું, તેના કામાદિક રીપૂ જાય.
એક સો ઊપર આઠ કડવાં સત્તાવીસ પદ સાર;
દામ અમુલ્ય અઠોત્તરી, હરીભક્તનો શણગાર.
સંવત અઢારને એંસિયો, કૃષ્ણ પક્ષ શ્રાવણ માસ;
અષ્ટમી બુધ વાસરે, થયો પૂરણ ગ્રંથ પ્રકાશ.
દુર્ગપત્તન કરી, શુભ ગીતા અર્થ ગંભીર;
ગાય શિખે જે પ્રેમશું, તેને રીઝે શ્રીબળવીર.
ઉદ્ધવગીતા જે સુણે, સદ્ગ્રંથ કેરૂં સાર;
મુકતાનંદ તે પ્રેમી થઇને, પામે ભવજળ પાર.

## પદ ૨૭ મું-રાગ ધોળ.

ભકિત જોઇને વ્રજનારીની, ઉદ્ધવજી હરખ અપાર રે;
પ્રેમ અચળ જે શ્રીકૃષ્ણમાં, એ છે સર્વ ગ્રંથનું સાર રે. ભ૦
નવધાભકિત છે સર્વ ગ્રંથમાં, એકુકીમાં નવ નવ અંગ રે;
એકયાસી સ્વરૂપે એ ભક્તિ થઇ, માહોમાંહી પામીને પ્રસંગ રે. ભ૦
પ્રેમભકિત છે એથી વસમી, નવધાથી ન્યારૂં તેનું રૂપ રે;
વ્રજની નારીમાં તે વ્યાપી રહી, તે માટે એ ગોપીકા અનૂપ રે. ભ૦
પ્રગટ સ્વરૂપ શ્રીકૃષ્ણનું, તેમાં જેણે બાંધી દ્રઢ પ્રીત રે;
તેને નથી કાંઇ કરવું રહ્યું, પ્રેમીજન પરમ પુનીત રે. ભ૦
તન મન અરપી શ્રીકૃષ્ણને, જગજીતી વ્રજ કેરી નાર રે;
મુકતાનંદ કહે સર્વ ગોપીકા, પોતી ક્ષર અક્ષરને પાર રે. ભ૦

---

ઉદ્ધવગીતા સંપૂર્ણ.

---



बृहत्

# કાવ્યદોહન.

## વિભાગ બીજો.

## ભાલણ.

નરસિંહ મેહેતાનો સમકાલીન કવિ ભાલણ છે, તથાપી એની ભાષા વિગેરે નરસિંહ મેહેતાથી ઘણી જૂદી છે.

### શિવ ભીલડી સંવાદ.

પ્રથમે ગણપતી વરણવું, જેના જશ છે પ્રૌઢ;
સૂરરાય સેવે સદા, દેવતા તેત્રીસ ક્રોડ.
વામાંગે ફરસી ધરી, કરે મોદીક હાર;
લક્ષ લાભ સૂત જેહના, સુદ્ધ બુદ્ધ ધેરનાર.
શિવ સેવંતા શોભિયે, ત્રિલોકે વિક્ષાત;
માત ભવાની મયા કરો, શ્રી શંભૂ મુજ તાત.
શિવ ઊમિયાને તજી કરી, તપ સાધ્યુ જે વંન;
આધ્ય પ્રશ ને અનુભવી, સ્થીર રાખ્યુ જે મંન.
પાંચે ઇંદ્રિ વશ કરી, બેઠા આસન વાળી;
સંપ્રષ્ટ નેત્ર શંભુયે કર્યાં, ધ્યાનની લાગી તાળી.

પ્રબળ તપ જે ઈશનું, બ્રહ્મા વેદ વખાણે;
ઇંદ્ર વિરંચી વસ્મ કરી, કારણ કો નવ જાણે.
અગમ ઉતમ જે ઈશનું, ઊમિયા હુતા કૈલાશ;
ત્યાં આવ્યા નારદ, ઋષી ઊમિયા કેરી પાસ.
અર્ધ્ય પાદ્ય પુજા કરી, ઊમિયાજી લાગ્યાં પાયે;
દીન જાણી દયા કરી, આવ્યા ઋષી રાયે.
**નારદ**–ખેમ કુશલ ઋષીએ પુછીયું, ઊમિયા કહાં છે ઇશ;
**પાર્વતી**–ઊમિયા કહે શિવ તપ ગયા, ભુમિ ધરીયું જી શિશ.
**નારદ**–નારદ કહે ગીરિજા સુણો, તમને ગયાજી વાહી;
જટા મધ્ય ઝીલી ઝાંનવિ, તપ શાનું રે બાઈ.
ભાવે ભજે છે જેહને, તે તો સૌકો જાણે;
અહો દિવસ ક્રિડા કરે, તું તો દિવસ ન જાણે.
પુણ્ય પવિત્ર જલ ઝાલવી, ગંગા પાતિક ટાળે;
મન માન્યું મહાદેવનું, તે તું સામુ શાનું ભાળે.
અતિ મનોહર માનુની, મન મોહ ઉપજાવે;
શંભુ વન ક્રિડા કરે, તે ઘેર શાંને આવે.
એકવાર કૈલાસમાં, બેઠા શ્રી ત્રિપુરારી;
તવ મેં પૂછ્યું તે સમે, વ્હાલી કવણ છે નારી.
તારે ત્યાં કહ્યું હતું, મુજને વ્હાલી ગંગ;
સ્પર્શ કરવું નહિ ગમે, પારવતીકેરે અંગ.
એ દૃષ્ટાંત મલ્યું સહિ, મન જોતાંજી આજ;
દુભણુ તું માને રખે, કહું છું તુજના કાજ.
હેવું કહી નારદ ગયા, તારે માંડયોજી ખેદ;
સત્ય જોવા મહાદેવનું, ભલો કીધોજી ભેદ.
ભીલડીનો વેશ લેઈ કરી, હું તો જાઉંજી વન;
ધિરજ જોવા જુગદીશની, વીમાંસુજી મન.
હેવું કહીને સુંદરીં, માંડયો છે શણગાર;
પ્રિત્ય વસા વનફૂલ પેહેરી, ગુંજ્યા મણિના હાર.
બાંહે બાજુબંધ બેહેરખા, શોભિત કંકણ ગાજે;
અણવટ પાયે વીછુડા, ભલા છંદે વાજે.
શિર ઓલિ સિંદૂરે ભરૂ, ભર્યું કાજલ આંખ;
કાય અરિસા કર ધરી, સુની હાલેજી મુખ.
સોવ્રણ ઝાલ પીતલ તણી, કર મુદ્રિકા ઘાલી;
તેજ આણી ત્રણુ લોકનું, ચતુરા વનમાં ચાલી.

પાયે નેપુર અતી શોભિતાં, ઘૂઘરડી બહુ ઘમકે;
શંકર પાસે આવતાં, ચાલંતી અતિ ઠમકે.
નયણા તણા ચાળા માંહે, જોતી ત્યાં જુગતંબે;
ઇંદ્રપુરિની સુંદરી, મોહિ સ્વર્ગે થંભે.
સુરપતિ બ્રહ્મા સાંભળે, ભાળે તેત્રીસ ક્રોડ;
ધન્ય ધન્ય અંત્રીક્ષથી, વાત કરે કરજોડ.
નાટારંભ માંડયો રંગશું, ઊમિઆજી આણંદે;
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, સૌ મોહ્યાં અતી છંદે.
મણીધર મોહ્યો મહિ સ્થળે, રહ્યો મસ્તગ ડોલે;
શુન્યરે શબ્દ પંખી થયાં, મુખથી નવ બોલે.
શંભુ પાસે આવીને, વળી પાછી ફરતી;
તાન માન રંગા રંગશું, ત્રિપુરારિનું મન હરતી.
મોહિની રૂપે કામની, દીઠી જેણી વાર;
મુર્છાગત શંભુ હવા, સ્થંભ્યો શ્વાસ તે ઠાર.
આસવાસ કરી પ્રેમદા, આલપ્યો રાગ મહલ્લાર;
કોમલ કર જાણ્યો કામ્યની, જાગ્યા શ્રીત્રિપુરાર.
પાંચે બાણ ભેઘા તદા, મોહ્યા કામ્યની સારી;
શિવની સંઘાથે છળ કરી, રામા આણી વ્રધ નારી.
**શિવ**–તારે શંભુ કહે સુણ સુંદરી, તું આવિ કવણ કાજ;
સફળ કરો મુને પ્રેમદા, ભજો મુજને આજ.
દેવી કે દેવાંગના, ઇંદ્ર કે ઈંદ્રાણી;
રમા કે ઉર્વશિ કહો છો, સાચી વાણી.
કોણ સ્થાનક છે તાહરૂં, કવણ તજ ભરથાર;
શિવજી વાણી વદી રહ્યા, પછે બોલી તે નાર.
**પાર્વતી**–ભીલ ભરથાર છે માહરો, તે તો શંભુ સમાન;
આદય અંતકો જાણે નહિ, તું તો સાચું જાણ.
માહા બળિઓ તે તહાં છે, કો નહીં સમતોલે;
તે તણી છઊં કામની, વિચારીને બોલે.
**શિવ**–શંકર મુખ બોલ્યા તદા, જોને વાત વિચારી;
મુજ આગળ બળ ભીલનું, શું વખાણે નારી.
અણુ ગણ્યા મસ્તગ હણ્યા, જીત્યો મેં ત્રિપુરાર;
અનેક દૈત બીજા હણ્યા, તે તો કર્યા સંહાર.
હું તો બાળીને પ્રલયે કરૂં, કહે તો સહસ્ર વિડારૂં;
પિનાક તણે ત્રાશે પડે, કહે તો ત્રિશૂલે મારૂં.

ભીલ મલ ભમતા ફરે, કરે વંન ફળહાર;
રાજ્ય જોગ્ય તું કામની, છાજે મૂજ દ્વાર.
નહિં સ્વર્ગપુરિ બ્રહ્માસને, વૈકુંઠે એક કમળા;
ત્રૈલોકે નથી સુંદરી, તેવી છું તું અબળા.
રવી શશી જે તપે તેજથી, દીસે ઝાક ઝમાળ;
ભીલ તણી સુણી સુંદરી, ઉઠી મુજને જ્વાળ.
પાર્વતી-અરે વેગળો રહેજે જોગટા, અડકિશ માં મુજને;
પ્રતિવ્રત મુજનું ભાગશે, સાચું કહું છું તુજને.
તું ઘરડો થૈ લાજે નહિ, મુખ બોલતો એમ;
હું છું કૂલવંતી સુંદરી, તોશું બોલુંજી કેમ.
તુંતો વૃદ્ધ થૈ તપ આચરે, આવીને આ વંન;
પણ સ્રીને દેખી તન તારૂં, સ્થિર નવ રહે મંન.
તું વ્યભિચારીશું બોલતાં, મુજને આવે લાજ;
તુંતો ફરે વનમાં રહ્યો, મારે ઘેર છે કાજ.
હેવું કહીને માનની, કરે નેત્ર ચાળા અનેક;
તે દેખીને શિવ તણું, મન સાલે છે વિષેક.
તુછકાર કરીને નીસરી, ભીલડી તે તેણી વાર;
અંગ અતિશે મોડતી, ચાલી તે નિરધાર.
પાછળથી જઇ શંભૂએ, કર સાહી રાખી નારી;
શિવ-ઉભી રહેરે કાન્યની, કયાં જાય છે આ વારી.
હું ઇશ તું ઇશ્વિરી, મળી સરખી જોડ;
ધન આણી કૂબેરનું, પોંચાડું તુંજના કોડ.
તે માટે સુણ સુંદરી, આપણ જૈયે કૈલાસ;
સેવા કરશે તાહરી, મારે છે બે દાસ.
ભીલનું સુખ શું ભોગવે, જોને મન વિચારી;
સેવક થૈ સેવા કરૂં, હું આગનાકારી.
સિદ્ધિસંપત્તિ છે અતિ ઘણી, તેતો તારી જાણ;
હું વશ વરતીશ તાહરે, માન મન નિરવાણ.
એક મુક્તામણિ હાર છે, તે તુંજને આપું;
ઊમિયાથી અદકી કરૂં, વેગે લૈને થાપું.
પલંગ સુખ છે અનિનવા, ત્યાં બેસી રહેજો;
કામ કાજ જે ઉપજે, આવી મુજને કહેજો.
અહો દિવસ ક્રીડા કરો, મન ગમે તે રંગે;
તેથી સુખ પામીશ ત્યાં, ભીલડાં કેરે સંગે.

આ વનમાં વ્યાઘ્ર સંગ છે,વાસ રૂડો નહિ વાસી;
મેરૂ તણે મુસ્તકે રહીએ, જવું સ્થાનક કાશી.
**પાર્વતી**–ત્યારે ભીલડી વાણી ઓચરી;સાંભળ વ્યભિચારી;
ત્યાં આવીને શું કરૂં. તાહારે છે એ નારી.
લાભ શો ઘેર સોક એ, વળી આવી કરણી;
શ્વેત થયો નખ શીખ લગી, હજુ દિસેછે તરૂણી.
ગીરીરારે સુતા, ગીરજા સતી,તેતો ધરી અરધાંગ;
વ્રંદા વલ્લભ કૃષ્ણને, તેમ તુજને ગંગ.
**શિવ**–તું કહે તો તેને તજુ,ક્ષણું એ ન વિલંબ લાવું;
દેવ સહુ દેખતાં, અધરા સમ ખાઉં.
**પાર્વતી**–હું કેમ કહું જે તેને તજો,જીવ્હા શતખંડથાય;
અબળાને ઉવેખતાં, ભૂમિ રસાતલ જાય.
પરણીને જે પરહરે, તેનું મોટું પાપ;
નીરગમ નરકે પડે, વિચારોને આપ.
**શિવ**–શંકર કહે રે કામ્યની,સાંભળને કહું મર્મ;
આ જુગમાંહે એવા ઘણા, કયાં ગયાં છે કર્મ.
આગે રામે જાનકી, મેલ્યાં વન્ન વિસારી;
શ્રાપીને શલ્યા કરી, ગૌતમને ઘેર નારી.
નૈષદ કેરો ભૂપતિ, તજી દમયંતિ વંન;
પાપ ન હોયે તેહને, જોજો વિમાસી મંન.
શિવે તો નારી તજી, હિત માત ને તાત;
તુજ કેરે કારણે, એને તજુ હું સાક્ષાત.
**પાર્વતી**–ઉમિયા ગંગને પરહરિ, રહેશો અમ પાસ;
માન અપમાન પામશો, તો થાશે ઉપહાસ.
**શિવ**–કામ બાળી પ્રલ્લે કરૂં, જુવો વિચારી નારી;
શંકર ખોળા પાથરે, નારી કરે નકારી.
પછે પ્રગટ પાર્વતિ થયાં, જાગ્યા છે ત્રિપુરારી;
વસ્ત્ર લઈ આડું ધર્યું, રહ્યા તે ઘુંઘટ વાળી.
ઉમિયા હસ્યાં મહાદેવશું, દેઇ કરમાં તાળી;
શિવ સનમુખ જોઈ રહ્યા,નયણા નીચાં ઢાળી.
તપ જાણ્યું ત્રિભોવન ધણી,ચાલોને ઘેર જૈયે;
કામ રૂપ જે કામ્યની,કહે તે બોલ સહિએ.
સુરસાહેર પારાસર ઋષી, શશિ સરખો જાણુ;
એ વિસ્યી એવા ઘણા, માર્યા છે મોહ બાણ.

દીન વચન ઉમિયાજી કહે,હુંતો માગુંજી માન;
ગૃહસ્થ તણાં સુખ ભોગવો, શું જાવુંજી રાન.
તે માટે ઉઠો જૈયે, ચાલો શ્રીકૈલાસ;
ખાન પાન નાંના ભોગવો,કરો લીલા વિલાસ.
શંકર એવું સાંભળી, ઊઠીઆ તતખેવ;
પુષ્પવૃષ્ટિ સુરપતિ કરે, અંત્રિક્ષથી દેવ.
ગીરિ કૈલાસે આવિયાં, ઉમિયાજી ને ઇશ;
ગીરજા કહેછે સ્વામી મહારા,રખે ધરતા રીસ.
શિવને શક્તિ એક છે, જુવો મન વિચાર;
એવું સાંભળી શિવ હસ્યા, વરત્યો જેજેકાર.
હર સંવાદ પુરો થયો, જે શીખે ને ગાય;
સુખ પામે સંસારમાં, અંત્યે વૈકુંઠ જાય.
એક મને સાંભળે, તેની પહોચે આશ;
ભાલણને પ્રભુ રાખજો, નીત્યે ચરણની પાસ.

---

## ગોપી ગોવિંદનો સંવાદ.

### પદ ૧ લું.

એણી વાટે ન જઇયે બાઇ, નંદકુંવર રહે છે–ટેક
બંસીબટની વાટમાં એણે, માંડી છે ખંધાઇ;
કંસરાયને મન ન આણે, બળીયા છે એ ભાઇ. એણી વાટે.
ગોવરધન ગીરધારી માટે, વાધી તેની વડાઈ;
રાધા સરખી રૂપે રૂડી છે, બીજની ચતુરાઇ. એણી વાટે.
ચાલોની આપણ સઘળાં જઇયે, જમનાજીને ઘાટ;
ભાલણ પ્રભુ રૂઘનાથજીનો, જોઇયે જઇને ઠાઠ. એણી વાટે.

### પદ ૨ જું.

દુધ પીયો જાવા દો અમને, શાને રોકોછો વન;
એકલડી વન કેમ રહું, ધ્રુજે મારૂં તન–દુધ પીયો.–ટેક.
કુંમળી આંગળી મરડાશે, મુકોની મારો હાથ;
હું આવી આગળથકી, પુંઠે આવે સૈયર સાથ. દુધ૦
દિવસે પરણ્યા પીયુ સાથે, ઉભાં રહ્યું નવ જાય;
નંદજીના સમ અળગો રહે તે, પરશું કેમ બોલાય. દુધ૦

પીયુ મારો ચતુર નથી તે, શું જાણે ભોગની રીત;
તેણે હું પ્રીછું નહી જે, પુરૂષ કેવી પ્રીત. દુખ૦
જે રસ જેણે ચાખ્યો નહીરે, તે શું જાણે તેહ;
નેન નચાવો છો ઘણાં, હું પ્રીછું નહી કંઇ તેહ. દુખ૦
તમ સરખી હોય તેને વાહો, મુકોની મારો હાથ;
બાળપણે એવું કરો જે, આગળ વાધે લાજ. દુખ૦
કાલ પિતા પરણાવશેરે. ઉત્તમ સુંદર નાર;
પરથી ઘર વસે નહીં એ, વેદતણો વ્હેવાર. દુખ૦
સુખ ટળે શરીરતું જો, કોઈશું લાગે મંન;
ચિંતવ્યું તો નવ પામીએ, અતિ દોહિલા દુરીજંન. દુખ૦
ચતુર હશે તે જાણશેરે, ચતુરાઇની પેર;
મેં મન તમારૂં ઓળખ્યું, અવસરે આવજો ઘેર. દુખ૦
મારગમાં ન બોલાવીએરે, આવતા દેખે લોક;
ભાલણ પ્રભુ રૂઘનાથજી, જુઠાં આળ ચહડાવો ફોક. દુખ૦

## પદ ૩ જું.

જાઓ નંદના ગોવાળીયા, તું શેંનું માગે દાણ;
જો તું આવે ઢુંકડો તો, કંસરાયની આણ. જાઓ.—ટેક.
ઘેર જઇ પુછ માતનેરે, છાશ વેચંતી કાલ;
દાણી થઇ વનમાં રહ્યો, કોની શીખ્યો તું ચાલ. જાઓ.
પાંપણ ઉપેર પાઘડી ને, અણીયાળાં લોચંન;
કરમાં કાળી કાંબલી કાં, વદે મીઠાં વચંન. જાઓ.
અંગ મા મોડીશ આવડું તું, રાખજે તારો ભાર;
ચંચળ ચાળા શા કરાં, હું તે વાળી નહીં નાર. જાઓ.
મેં તુંને નિરમળ સાંભળ્યોરે, વસંતો વૃંદાવન;
ભરમે ભોળી ના જાણતો, અતિ કઠણ છે મારૂં મન. જાઓ.
પાધરે મારગે ચાલીએરે, ગોવાળિયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રૂઘનાથ. જાઓ.

## પદ ૪ થું.

ઉભી રહેરે આહીરડી, તું બોલતી વાંકા બોલ;
તારી આંખડીને મેં ઓળખીરે, અવર નહી કોની તોલ. ઉભી રેહ.
મારગે છોડી અંબોડલોરે, હીંડતી મોડા મોડ;
સામું જોઈને ચાલીએ પંથ, આવડો શાનો શોર. ઉભી રેહ

સતી ન સામું ભાળીએરે, નીચું જોઇને ચાલ;
પરપુરૂષથી વેગળી રેહે તેની,આંખડલીમાં નહિ માલ. ઉભી રેહ.
દાણ લાગે આ ઠામનું, અહીં નથી કંસનો લાગ;
વણ પ્રિછે આવે નહી, આવે તો મારો ભાગ. ઉભી રેહ.
આવતાં આવી કામની, હું જે માગું તે આપ;
ભાલણ પ્રભુ રૂઘનાથજીને, અંતર આણી થાપ. ઉભી રેહ.

## પદ ૫ મું.

ઓરા આવરે આહીરડા, મેં જાત તારી જાણી—ટેક.
જુલમ કરાં છાં જોરાવરરે, કંસરાયને કહીશું;
નીત ઉઠીને દુખડાંછાં તારૂં, ગોકુળ મુકીને જઈશું. ઓરા આવરે.
અમે દાણી નંદરાયનારે, મન માને તે લઈશું;
કહેજે તારા કંસરાયને, હમે ઉત્તર દઇશું. ઓરા આવરે.
તું સરખા મારે ઘેર ઘણારે, ગાયને પાએ પાણી;
તારૂં બોલ્યું સાંખું હું તો, નંદનો કુંવર જાણી. ઓરા આવરે.
ચાલની સિધે મારગ ગોપી, ગોવાળીયાની સાથ;
લટપટપણું નવ કિજીયે, ભાલણ પ્રભુ રૂઘનાથ. ઓરા આવરે.

## પદ ૬ ઠું.

ભીખુભાંનકેરી બેટી, રાધા છે મારૂં નામ;
દધીતણો જો ખપ કરો તો, આવજો ગોકુળ ગામ. ભીખુ.
લંપટ સંપટ નાથજીરે, કપટીયાળા કહાન;
દધીતણું જો દાણ લેશો તો, કંસને થાશે જાણ. ભીખુ.
વૃંદાવનની વાટમાં તમે, શાને રોકો ઘાટ;
તારી માતા તો આવડું મોટું, લેતી મહીનું માટ. ભીખુ.
રાધા તો દાણ ન આપેરે, તમારૂં શું જોર;
પિતા મારો જો જાણશે તો, કરશે પાધરા દોર. ભીખુ.
સુધલે મારગ ચાલીએરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીયે, ભાલણ પ્રભુ રૂઘનાથ. ભીખુ.

## પદ ૭ મું.

છબીલા નંદનારે, તારી ચાલનો ચટકોજો;
છોરા આહીરનારે, તારા મુખનો મટકોજો. છબીલા.
ચાલનો ચટકો મુખેનો મટકો, મોહિની નાંખે એમ;
કાળી તારી કાંબલીમાં, કામણ દીસે છે કેમ. છબીલા.

ચટકો તારી ચાલનો, પાવડીએ કંગર કોર;
છુમક છુમક ઘુઘર વાજે, નેનમાં નાચે મોર. છબીલા.
તાણીને બાંધે પાઘડીરે, ઢળકતો મુકે તોર;
શેરીએ લડથડતો હીંડે, મોરલી ઘનઘોર. છબીલા.
સુખ દેખડાવીને ઘેલાં કીધાં, જાણે હરેરાં ઢોર;
ભાલણ પ્રભુ રઘનાથજી મારાં, ખીતલડાના ચોર. છબીલા.

# વલ્લભ ભટ.

## એ કવિયે ગુજરાતી કવિતામાં પેહેલા ગરબા ગરબી દાખલ કીધાં છે.

### શણગારનો ગરબો.

પ્રથમ પાર્વતીના પુત્રને, પાયે નમુંરે લોલ;
દીન જાણિ વાણિ દીજીએ, કહું સમુંરે લોલ.
સરસ્વતિ તણા ચરણ, પ્રતાપથીરે લોલ;
નવે નીધ રીધ સીધ, આપો આપથીરે લોલ.
કરૂં ગાન ધરૂં ધ્યાન, બહુચરાતણુંરે લોલ;
કરો સાર વારવાર શું, કહું ઘણુંરે લોલ.
આજ બહુચરાજિ માત, ગરબે રમેરે લોલ;
સૂર નર મુનીવર, સર્વને ગમેરે લોલ.
માજી રૂપ રાધિકાથકી, ઘણું બણીરે લોલ;
કોટિ કામ શશિ સૂર્યની, છબી હણીરે લોલ.
રતિ રોહિણી રન્નાદે, આદિ સુંદરીરે લોલ;
પલક પલવટે ઉમા રમા, પુરંદરીરે લોલ.
વેણુ વાસુકી સરીખી, શિશ રાજતીરે લોલ;
ક્ષુદ્રઘંટ ગોફણાને, મધ્ય ગાજતીરે લોલ.

ભરી માંગ મૂગતા તે, મહા મૂલ્યનીરે લોલ;
રાજે રાખડી રૂડી તે, રત્ન તુલ્યનીરે લોલ.
ફુલી ખેટલી સેંથો ભર્યો, સમો પડયોરે લોલ;
ચાક ચમરીશું ચોટલો, કટી અડયોરે લોલ.
સ્વરણ સિંદુર આકાર, સર્વ સીપનારે લોલ;
સોળ શોભિતા શણગાર, સર્વ નીપનારે લોલ.
કાને વાળિયો જડાવ, ઝાલ ગુમખારે લોલ;
જોતિ મોતિયે પરોવ્યાં, લુંએ લુંબખારે લોલ.
સોના સાંકળી સરી, શિક્કા–જડામણીરે લોલ;
કોર તોરણ મોતિની, દિસે દામણીરે લોલ.
તેજ શું કહું તાટંકતણે, લોલકેરે લોલ;
કળાફુલ જડયાં નંગ, તે અમૂલકેરે લોલ.
અર્ધચંદ્રમા કપોળ, શું કહું કથીરે લોલ;
ચૌદ ભુવનમાંહી બહુચરા, સમું નથીરે લોલ.
ભાલ લાલ આડ કુમકુમની, રાતડીરે લોલ;
તપે ટીલડી કહી ન જાયે, વાતડીરે લોલ.
ત્રિપૂટી મધ્યે સિંદૂરની, બીંદી કરીરે લોલ;
ચોડયા ચોખલા કપોળ, લોલશું ભરીરે લોલ.
ભ્રકૂટી કમાન કાન, કોરશું અડીરે લોલ;
કીર નાસિકા વિદેહિ, કરે તે ઘડીરે લોલ.
આંખ ઉપમાને નાવે, કોપ પલવટેરે લોલ;
વરણ વરણવું જે અન્ય, ઉપમા ઘટેરે લોલ.
પદ્મ દીપક તારાના, તેજ ત્યાં ગળ્યાંરે લોલ;
મીન ખંજન મૃગ માન, મૂકિને પળ્યાંરે લોલ.
લક્ષ લક્ષ કાંતિ તિલકની, લિલા જુવેરે લોલ;
ગોરાં ગાલમાં ત્રિલોક મોહ્યાં, તાજુવેરે લોલ.
મોહરૂપ ધર્યું બહુચરાજિ, બાળિયેરે લોલ;
ગ્રહ ચાર રહ્યા વેરસની, વાળિયેરે લોલ.
ગુરૂ હેમ લાલ ભોમ, ભૃગૂ મુક્તમાં લોલ;
શની કીકિયે જોતાં, જણાય જુક્તમાંરે લોલ.
અધર બિંબ કે પ્રવાળ, લાલમાં મળીરે લોલ;
દંતપંક્તિ જુક્તિ દાડમ, કેરી કળીરે લોલ.
ચળકે ચૂનિયો જડાવ, ભાવ રેખમાંરે લોલ;
વદન નિરખતાં ન આવે, મીન મેખમાંરે લોલ.

હાવ ભાવશું કટાક્ષ, નેન સેનનુંરે લોલ;
ચિબુક ચારૂ વીચ ઇંદુ, બિંદુ મેનનુંરે લોલ.
કંઠ કોકિલા કપોત, જોત પોતનીરે લોલ;
ભાનુ જુકિતને પ્રમાણુ, તે ઉદ્યોતનીરે લોલ.
કોટે ચીનમાળા ચંપકળી, ચમકતીરે લોલ;
ઘણી ઘૂઘરી અરીસે, દિસે ઘમકતીરે લોલ.
ગળે ઘરેણાં થયાં ઘણાં, ઘચુંબલેરે લોલ;
કનક સાંકળી તુશી દોરે, ને ઝૂમણેરે લોલ.
હિરા સાંકળી પોશીની, સેર ચારનીરે લોલ;
મુક્તામાળા તે એકાવળના, હારનીરે લોલ.
એ હમેલમાં હિરાના, ઝબકારડારે લોલ;
પારિજાતક મંદારકેરા, હારડારે લોલ.
બાહુ-દંડ જુગમ સુંઢ, સરખા સહીરે લોલ;
હાથ હાથની હાથેળિયે, મથ્યાં મહીરે લોલ.
અતી અદભુત અંગૂઠા, સંગ આંગળીરે લોલ;
અનૂમાનમાં આવે તે, મગની ફળીરે લોલ.
વીશ નખ રાત દીવસે, તારા તપેરે લોલ;
અન્ય ઉપમાનો અર્થ, વ્યર્થમાં ખપેરે લોલ.
બાંહે બાજુબંધ બેરખા ને, ફૂમતાંરે લોલ;
બાંધ્યા બાદલા બન્યા રહ્યા, ઝૂમતાંરે લોલ.
પાણુ ચૂડલો પ્રમાણુ, ચતુર રંગનોરે લોલ;
અતી અરૂણુ તરૂણુ દંત, તે મતંગનો લોલ.
બાહૂ કોરમાં જડાવ, લાલ લંકણીરે લોલ;
મધ્ય માણેક હિરાની, હાથ કંકણીરે લોલ.
હાથે પોંચિયો જવાળિ, ભાળિ કંગણીરે લોલ;
છલા છાપ આરશી, અતી સુચંગનીરે લોલ.
ઊર ઓપતું રસાળ, તે વિશાળનુંરે લોલ;
કમળ કોશકુચ અગ્રમાં, મરાળશુંરે લોલ.
કંચુકી કનક તાર, હારશું બનીરે લોલ;
ચુવા ચંદન ચરચીત, શોભે શોભતીરે લોલ.
લેંઘો લાહનો પેર્યો તે, રંગ જૂજવેરે લોલ;
કસબ કોર જોર સાળુ, કંશુએ ચુવેરે લોલ.
પેટ પોયણી પ્રમાણુ, ક્ષીણુ લ્હેકણીરે લોલ;
સજી મેખળા રસાળ, કશી કિંકણીરે લોલ.

ઉદર ઊપર તે ત્રીવળી, વળી રહીરે લોલ;
ગિરિશ્વેત દેહ મધ્ય, ત્રિવેણી વહીરે લોલ.
નાભિ કોમળ કૂવો, કર્યો સુમારનોરે લોલ;
ભર્યો વારિ તે અખૂટ, ઇંદુસારનોરે લોલ.
કંઠ હેઠ ઠેઠ વાંસો તે, એકત્ર છેરે લોલ;
અધો મૂખનું અખંડ, કેળ પત્ર છેરે લોલ.
કટિ કેસરી હરી, નિતંબ દળીરે લોલ;
જંઘા જુગમ તે અધો મુખે, છે કદળીરે લોલ.
ચારૂ ચરણામાં ચિત્ર લખ્યાં, ચોદશારે લોલ;
પગ આંગળાં વર્યાં, ચંપા કળી જશાંરે લોલ.
ભરી જાવક કટોરિ હેમ, નાનિયોરે લોલ;
ઇંદુ બિંબને આકારે, એડિ પાનિયોરે લોલ.
જેહર લંઘર તોડાલે, ઘૂઘરી તળેરે લોલ;
પાગે નેપુર ને વીછુવે, મુની ચળેરે લોલ.
નયણે કાજળ સાર્યા તે, કુમકુમ રોળશુંરે લોલ;
મંદ હાસ્ય કરે મુખ ભર્યા, તંબોળશુંરે લોલ.
ઠરી ઠાઠ આઠ આઠ, સખી સંગમાંરે લોલ;
બાળિ બહુચરા કલોલ, કરે રંગમાંરે લોલ.
કરે ગાન તાન પાન-પાત્ર, હાથમાંરે લોલ;
રમે રમક ઝમક ઠમક, સખી સાથમાંરે લોલ.
દંત ઘૂંઘટ ગ્રહી રહી, રસાળિયોરે લોલ;
એક એકથી લે હાથોહાથ, તાળિયોરે લોલ.
કેશ-પાસ કશી વાળિયા, અંબોડલારે લોલ;
ફેર ફૂદડી ફરે ને લે, હંબોડલારે લોલ.
એ અખંડ ખેલ ખેલે, બાળિ બહુચરીરે લોલ;
ત્રણે દેવ લેછે વારણાં, ફરી ફરીરે લોલ.
વિષ્ણુ વાંસળી વગાડે, શબ્દ નાદશુંરે લોલ;
ડાક વગાડે મહાદેવ, મરજાદશુંરે લોલ.
ધરી પાણિ પોથિયો, તે મહા મૂનમાંરે લોલ;
બ્રહ્મા વેદ ભણે મૂખ, ચારે ધૂનમાંરે લોલ.
પુષ્પ ચંદન વરસાવે, વળી દેવતારે લોલ;
અઠયાશી-સહસ્ર ઋષિ, ચરણ સેવતારે લોલ.
ગિરીશ્વેત તજી સેવક, કાજે ધશીરે લોલ;
કળિ કાળમાં ચુંવાળમાં, આવી વસીરે લોલ.

ભૂર શું લહે ભવાનિકેરા, ભેદનેરે લોલ;
આદ્ય અંત એ અગમ્ય, વાદ વેદનેરે લોલ.
આ અખંડ ગરબો ગાય, જે કોઇ માનવીરે લોલ;
ચરણુ ચરણને ઉચારે, સ્નાન જાન્હવીરે લોલ.
નવે નીદ્ધ રિદ્ધ લીજીએ, ઓવારણાંરે લોલ;
દેવી વાંઝિયાં બંધાવે, દ્વાર પારણાંરે લોલ.
મન મોહ્યાં ગોખ ચાચર, સોહામણેરે લોલ;
ભટ વલ્લભ મેવાડો, માને ભામણેરે લોલ.

---

## કળિકાળનો ગરબો.

પરમેશ્વરીને પાયે પડી હો બહુચરી, કહું કળિજુગનાં કર્મ;
અકલ નથી કાંઈ એવડી હો બહુચરી, શકિત રાખજો શર્મ.
જીવનું જીવન તું જડી હો બહુચરી, મૂરખ નવ લે મર્મ;
અવતારીને આ ઘડી હો બહુચરી, આદ્યજિયે રાખ્યો ધર્મ.
આ દિન દુઃખ દેખડાવિયાં હો બહુચરી, જનમી કીધા જોખ;
સમે સરવ સંપડાવિયાં હો બહુચરી, ગુણવંત કીધા ગોખ.
હવે હૈયું નથિ ચાલતું હો બહુચરી, કઠણજ આવ્યો કાળ;
તું વિના કો નથિ આલતું હો બહુચરી, પ્રજા થઈ પિંડપાળ.
કળિજુગ આવ્યો કોપતો હો બહુચરી, કરવા શુભ સંહાર;
લાજ મર્યાદા લોપતો હો બહુચરી, ભ્રષ્ટ કર્યા આચાર.
દુર્મતી દીધી દેશને હો બહુચરી, સુમતિ કરાવી તાજ;
વિપરિત ધારી વેશને હો બહુચરી, કળી કરે છે રાજ.
પ્રથમ પહાણુ વરસાવિયા હો બહુચરી, પછે પૃથ્વી ડુબાઇ;
કાળે દુકાળે આવિયા હો બહુચરી, પ્રજા ન પ્રીછે કાંઇ.
કુમારગ સૌ ઉલટે હો બહુચરી, તજી સુમારગ પંથ;
કરે કુકર્મ કુળે ઘટે હો બહુચરી, અરે ન આવે અંત.
મહાજન મોટાં મહેશ્વરી હો બહુચરી, માને બધા માનંત;
ત્રુઠયાં દેખીને તપેશ્વરી હો બહુચરી, જાત ન જાણી અંત.
ગૌબ્રાહ્મણુ સેવા તજી હો બહુચરી, જોગી જતીને ધાય;
હાણુ હોય નવ લે હજી હો બહુચરી, લક્ષ્મી લેહેર જાય.
કથા કહે કુપાત્રને હો બહુચરી, ગમે જોષીના જોશ;
જોડું તજી જાય જાતરે હો બહુચરી, દિલમાં ન ગણે દોષ.
ઊંચ નીચ એકઠા મળિ હો બહુચરી, બેસે બહુ એકાંત;
માને મનમાનીં રળિ હો બહુચરી, જાણી ન આણે ભ્રાંત.

હિંદુ તરકમાં એહવી હો બહુચરી, સમજ્યા સારોધાર;
જાત ન જાણી જૂજવી હો બહુચરી, વરત્યો એકાકાર.
ધર્મ ગયો ધરણી ધશી હો બહુચરી, પુન્ય ગયું પાતાળ;
પાપ રહ્યું સઘળે વસી હો બહુચરી, નર નારી વૃદ્ધ બાળ.
દયા દેવ લોકે ગઈ હો બહુચરી, દિસે નહી લવલેશ;
કૂડાં કર્મ કરે કઇ હો બહુચરી, અવર ન દે ઉપદેશ.
સત્ય રહ્યું સંતાઇને હો બહુચરી, સુઝે નહીં સ્વલ્પ માત્ર;
ઘટમાં રહ્યું ઘુંટાઇને હો બહુચરી, કળિયે કિધાં કુપાત્ર.
શત્રુ સગાં સંસારમાં હો બહુચરી, વધ્યું વાલામાં વેર;
અવલોકો આ વારમાં હો બહુચરી, કળી કરાવે કેર.
પ્રીતની રીત બધી ઘટી હો બહુચરી, સ્વારથીયો થયો સ્નેહ;
માયા મનમાંથી મટી હો બહુચરી, તુરત દગો દે તેહ.
વ્યભિચારી વાધ્યા ઘણા હો બહુચરી, કુળમાં ન ગણે કોય;
માઠામાં ન મુકી મણા હો બહુચરી, હદ હળાહળ હોય.
કુળવધુ કઇ કુટિલા થઇ હો બહુચરી, ગણે ન ગુરુજન લાજ;
પૈસે પર-પુરૂષે ગઈ હો બહુચરી, પ્રગટ પેખતાં આજ.
અણઘટતું અવલોકિયે હો બહુચરી, ઘટે તે ઘટતું સર્વ;
કેમ કરિ કોઇને ટોકિયે હો બહુચરી, પ્રજા પૂર્વનું પર્વ.
વય વિના વનિતા વેષમાં હો બહુચરી, ગર્ભજ ધરે અનેક;
દશ દિવસ દાખ્યું દેશમાં હો બહુચરી, વાધ્યો વિષય વશેક.
લક્ષણ લઘુતાનાં વધ્યાં હો બહુચરી, તુચ્છ તરૂફળ થાય;
નદિયે નીર બધે ઘટયાં હો બહુચરી, આયુષ્ય અલ્પ ઉપાય.
સંવત સત્તર સત્યાશિએ હો બહુચરી, સૃષ્ટિ તજાવ્યું સત્ય;
અકળાવ્યા અઠાશિયે હો બહુચરી, વિધવિધ પડી વિપત્ય.
અકરાકેર અતી થયું હો બહુચરી, માઠા વુઠયા મેહ;
દૈવત દુનિયાનું ગયું હો બહુચરી, દુર્બળ દીસે દેહ.
વિત્ત વિના વસુધા કરી હો બહુચરી, રસ કસ ન રહ્યો રેષ;
અમૃતતા અળગી ધરી હો બહુચરી, સ્વાદ ન પામે શેષ.
અન્ન અતી મોંઘાં હુવે હો બહુચરી, અધર્મ વાધ્યો અસાધ્ય;
કો કોની કરણી જુવે હો બહુચરી, એક થકી એક અગાધ.
ઉદર થકી ઉપજાવિયાં હો બહુચરી, ઉભયતણો જે અંશ;
તે તન પેટ તજાવિયાં હો બહુચરી, વિક્રય કિધો વંશ.
નિર્મળ જન મન નિસ્તર્યું હો બહુચરી, એજ અધિક ઉતપાત;
વિશ્વ બાધામાં વિસ્તર્યું હો બહુચરી, વિશ્વાસીશું ઘાત.

આપી થાપણ ઓળવે હો બહુચરી, જુઠા ખાયે સમ;
ભરમે ભુરને ભોળવે હો બહુચરી, કુડાં કરે સૌ કર્મ.
આપી સુકૃત આપનું હો બહુચરી, લક્ષ્મીથી લલચાય;
જે ધન જોડયું પાપનું હો બહુચરી, તે ધન તેમ વવરાય.
જે હાકેમ રક્ષા કરે હો બહુચરી, ગયા તે હાકેમ હાડ;
અવળું આ જુગ આચરે હો બહુચરી, ખેતર ખાયે વાડ.
ચોર ચાડિયા તેવડે હો બહુચરી, નગર થયું નિર્ધન;
ત્રાહિ ત્રાહિ તણિ પડે હો બહુચરી, રાતદિવસ અનુદીન.
માણુસ જયાં ઘણાં મુવાં હો બહુચરી, પરાં શેહેર નદી પાર;
કહિ મંદિર ખાલી હુવાં હો બહુચરી, ભૂ ભાસે ભયંકાર.
દેહ ધારી દુખિયાથકી હો બહુચરી, દયા ન આણે મન;
દિન દિન દુકૃતતા થકી હો બહુચરી, કાષ્ટ થયાં વન વન.
છળ છળભેદ ન છુટિયે હો બહુચરી, પ્રસર્યો બહુજ પ્રપંચ;
ખૂટયામાં નવ ખૂટિયે હો બહુચરી, ખરૂં ન રાખ્યું રંચ.
વાંક વિધાતાનો નથી હો બહુચરી, વાબ્યું તેમ લણાય;
આપ ન જાણ્યું આપથી હો બહુચરી, ભુંડે ભલું કેમ થાય.
નવ દીઠું નવ સાંભળ્યું હો બહુચરી, આ દુઃખ દુનિયાં માંય;
પાપ પ્રજાજનનું મળ્યું હો બહુચરી, કહો જૈ કહિયે કયાંય.
ભૂતળ–ભુર–દેવે નહી હો બહુચરી, સુર–પુર કર્યાં પ્રયાણ;
હાજરાહજુર તમે છો અહીં હો બહુચરી, પુરૂપ નમ્યા પરમાણ.
અપલક્ષણ સંસારમાં હો બહુચરી, લોકે વાળી લીક;
અરજ સુણી આ વારમાં હો બહુચરી, બહુચર ભાગો બીક.
ઇંદ્ર આદી બધા દેવનાં હો બહુચરી, કંઇ કંઇ કાપ્યાં કષ્ટ;
નીર મોભે ગયાં નેવનાં હો બહુચરી, શક્તિ રાખજો સ્પષ્ટ.
મહાકાળી મહાકાળમાં હો બહુચરી, સુણી કરોછો સાર;
તે બળ બહુચર-બાળમાં હો બહુચરી, ઉગારો આ વાર.
હદ વળી હવે શું જુવો હો બહુચરી, પાપે પૃથ્વિ ખવાય;
સર્વનું સોમપણું પુવો હો બહુચરી, પુન્યે પાપ પળાય.
કોઇક સાધુને સતે હો બહુચરી, શંખલપુરથી જાગ;
છેક વળે છે તું છતે હો બહુચરી, હોલવ બળતી આગ.
ત્રાણ કરો ત્રિપુરેશ્વરી હો બહુચરી, તમો તમ સામું જોઈ;
પ્રીત કરો પરમેશ્વરી હો બહુચરી, ખરી આળસને ખોઈ.
સરજ્યાં સર્વે શક્તનાં હો બહુચરી, સુરનર જાયા જેહ;
છોરુ જનેતા જગતનાં હો બહુચરી, છોરૂને નવ દો છેહ.

ઉછેરીને ન ઉશેટિયે હો બહુચરી, કોઈ પ્રજા હોય પેટ;
વિષમ વેળામાં વેઠિયે હો બહુચરી, મા નહિ છૂટો નેટ.
પાળ્યાં ત્યાં લગિ પોખિયે હો બહુચરી, પેટ તણી પરજાય;
સમર્થ લગિ સંતોખિયે, હો બહુચરી, મેહરમાં ન કરો મણાય.
ઘણી ગઇ થોડી રહી હો બહુચરી, તેમાં નિત્ય ઘટાય;
બોળિયે નહિ બાંહેગ્રહિ હો બહુચરી, પાર કરો પ્રભુતાય.
નજર કરો નવ્યાશિયે હો બહુચરી, નગર કરો સરદાર;
વિશ્વ અવાસે વાસિયે હો બહુચરી, પરાં શેહેર નદિપાર.
મ્હો માગ્યા મેહ મોકલો હો બહુચરી, ખટ રસ નાવે ખોટ;
સર્વતણા હરિ શોક લ્યો હો બહુચરી, કરૂણા કીજે કોટ.
કામદુઘા થઇ દૂજિયે હો બહુચરી, સુખ પામે સંસાર;
સમ ખાતામાં સૂજિયે હો બહુચરી, નોધારાં આધાર.
ભૂતળ ભુરને દીજિયે હો બહુચરી, ભાત ભાત રસ ભોગ;
લાડ લડાવી લીજિયે હો બહુચરી, વાલાં ટળે વિજોગ.
આઇ અમિ છાંટો નાખિયે હો બહુચરી, છોરૂ ઢોરૂ ને ગ્રામ;
ભગવતિ ભવમાં ભાખિયે હો બહુચરી, સમસ્યાં પૂરો કામ.
નેઉવેથકી નારાયણી હો બહુચરી, દેશમાં દો નવનિદ્ધ;
દેવી સદા સુખદાયણી હો બહુચરી, પરમેશ્વરી પ્રસિદ્ધ.
ગરબો સુણી કળીકાળનો હો બહુચરી, જથા શકિત દે દાન;
પરતો બહુછર બાળનો હો બહુચરી, પામે ધન સંતાન.
વરણ અંધીકાર વેદમાં હો બહુચરી, ભગવતિ બ્રહ્માણ એક;
ઉચર્યો અધિક ઉમેદમાં હો બહુચરી, ત્રિપુરા ન તજો ટેક.
તમે છો ત્રિભુવનના પતિ હો બહુચરી, સૂર સુરેશ સમાન;
વલ્લભ ગુલામની વીનતિ હો બહુચરી, સુણજો સઘળી કાન.



# રત્નો.

આ ભાવસાર ખેડાનો હતો–એની કવિતા રત્ન જેવી ઝળકારો મારી રહી છે.

## મોહના.

### સાખી.

કારતક રસની કુંપળી, નયણાંમાં ઝગકાય;
અંગ સમારે રાધિકા, મનમથ રહ્યો શોભાય.
કારતકે કંથ મેલી ગયા, સાંભળ સૈયર વાત;
ગોકુળનીરે ગોવાલણી, ઘસવા લાગીરે હાથ.
વાયદા ઉપર વધતા ગયા, દિવસ ગણતાંરે માસ;
અમો રે વિશ્વાસે વળગી રહ્યાં, મોહન મળવાની આશ.
સગાંરે સહોદર છે ઘણાં, નાથવિનારે શી નાર;
બળરે કરી નવ બોલિયે, મસ્તક નહિરે મોરાર.
અમોરે મળતાં શું મળી ગયાં, બાકી રાખ્યું ન કાંય;
કહેવા સરખું રહ્યું નહીં, જાણે જાદવરાય.
પૂર્વની પ્રીત સંભારિયે, જાણિ પોતાની દાસ;
રત્નાના સ્વામીરે શામળા, પૂરો અબળાની આશ.
ઓધવજીરે સંદેશડો, કહેજો મથુરા મોઝાર;
જેરે દહાડાના ગયા નાથજી, ઝુરે વ્રજની નાર. ઓધવજી.

### સાખી.

માગશર મન મેગળ થયો, ઉપર નહીં ભરથાર;
મધુપુરમાં વાસો વસ્યો, અંકુશને દેનાર.
માગશર મહિનો આવિયો, નાવ્યા નંદકુમાર;
સંભારતાં સાંસો પડે, આંખે આંસુની ધાર.
આશા ઉમેદે અવતર્યાં, અબળાનો અવતાર;
કહોને અમે કેમ કીજિયે, મેલી ગયારે મોરાર.

પ્રથમ તો મધુકર મોકલ્યો, વ્હાલે કાવ્યો છે જોગ;
આપણુ અબળાને એ ઘટે, જોજો કરમના ભોગ.
ઘરમાં તે હળવી હું પડી, બાહાર નવ રે બોલાય;
કૂવા તે ફેરી છાંયડી, કુવામાં રે સમાય.
મળતાં મોટમ નવ રાખિયે, આવો શ્રી ભગવાન;
રત્નાના સ્વામી રે શામળા, દોને દરશન દાન. ઓધવજીરે.

## સાખી.

પોષે તો પરવશ પડી, વ્રેહ વ્યાપ્યો અતિ અંગ;
ઓખડ ગુણુ લાગ્યો નહી, ડશિયો શ્યામ ભુજંગ.
પોષે તે પહેલા પૂરમાં, જોબન બાળેરે વેષ;
પૂરણુ પાપ તેનાં મળ્યાં, જેનો પિયુ પરદેશ.
આછી પટોળીરે ઓઢવા, શિયાળાનીરે ટાઢ;
પાંચ પહોરની રાતડી, વ્હાલે કીધી છે રાઢ.
સાંજ સંજોગે સૌ મળ્યાં, જુવે વાલાની વાટ;
વિસાર્યા કેમ વિસરે, ઉભા જમુનાને ઘાટ.
ઘણુંરે ગાઢું કરી રાખિયે, હૈડું નવ રહે હાથ;
પ્રીત કરી કેમ પરહર્યા, નાવ્યા નગણારે નાથ.
બળતી બોલું છું હું હવે, રખે રાખતા રીશ;
રત્નાના સ્વામીરે,શામળા,પાયે નામું છું શીશ. ઓધવજીરે.

## સાખી.

મહા મહિને મન માહરૂં, આકુળ વ્યાકુળ થાય;
રુવે વિજોગણ રાધિકા, એકે ન સુઝે ઉપાય.
હજિ હરિ શે નવ આવિયા, આવ્યો મક્કર માસ;
ભાગ્ય વિના કેમ પામિયે, વ્હાલાજીનો વિલાસ.
કુબજા સરખી કામની, આવિ હરિનેરે હાથ;
આપ કાળાને એ કૂબડી, ભલી બજિછેરે ભાત.
સરખા સરખી સાહેલડી, જમુના નહાવારે જાય;
પૂજીને માગે રે પ્રેમદા, મળજો જાદવરાય.
એક દુખે અમો દાઝિયે, બીજું કુબજાનું શૂળ;
નિર્ગુણ જોગ વળી લખે, દાઝયા ઉપર લૂણ.
દયારે દામોદર દિલ ધરી, ભેટો શ્રી ભગવાન;
રત્નાના સ્વામીરે શામળા, ક્યારે મળશોરે કહાન. ઓધવજીરે.

## સાખી.

ફાગણ આવ્યો હે સખી, કેશું ફુલ્યાં રશાળ;
રુદે ન ફુલી રાધિકા, ભમર કનૈયોલાલ.
સઘળો શિયાળો વહિ ગયો, આવ્યો ફાગણ માસ;
અંતરમાં અતિ ઉપજે, હોળિ રમવાની આશ.
વસંત વધાવાને હું જતી, કુમકુમ ભરીને કચોળ;
કેસરી સાળુરે પહેરવા, મુખ ભરીને તંબોળ.
અબિલ ગુલાલ ઉડે ઘણાં, વાગે તાલ મૃદંગ;
કોકિલ શબ્દ સોહામણા, કંપે અબળાનું અંગ.
તરૂવર આંબો મ્હોરિયો, ફુલ્યાં કેસુડાં વન;
અમો અબળાને એ ઘટ્યું, મરવું મુઝાઇ મન.
વેરી વીધાતાએ લખ્યો, વ્હાલાતણો રે વિજોગ;
રત્નાના સ્વામીરે શામળા, આવી કરોરે સંજોગ. ઓધવજીરે.

## સાખી.

ચૈત્રે ચતુરા સંચરી, ઉભી જમુનાને તીર;
પંથ ન્યાળતી પ્રેમદા, રડતાં ભીંજે ચીર.
ચૈતર માસનો ચાંદલો, રૂડી નિર્મળ રાત;
સ્વપનામાં સ્વામી રમી ગયા, રુદે થઇ રળિયાત.
જાગીને જોતાં દીસે નહી, ફાળ પડી છે પેટ;
બોલાવ્યા બોલે નહીં, નાશી પેઠા રે નેટ.
કોમળ કર ધરિ દીવડો, ચતુરા ન્યાળે ચોપાસ;
ખોળતાં ખુટીરે રાતડી, ન મળ્યા શ્રી અવિનાશ.
પાછલી રાત પરોઢિયું, ઉઠી પ્રાતઃકાળ;
જોશીડા જોશ સંભાળજે, આ શું આળપંપાળ.
સુખ સ્વપનાનું સાંભરે, ભીતર ભડકા રે થાય;
રત્નાના સ્વામીરે શામળા, આવી મળે તો ઓલાય; ઓધવજીરે.

## સાખી.

વૈશાખ આવ્યોરે સખી, વહી ગયા ખટમાસ;
હજી સંદેશો નાવિયો, કાગળની શી આશ.
વૈશાખે વાયારે વાયલા, પાકયાં દાડમ દ્રાખ;
પાકી તે રાયણુ આંબલી, ગળી આંબાની સાખ.
લુકનાં લેહેરાં લાગે ઘણાં, બહાર નવ નીસરાય;
ધરતી ધખે ને રવી તપે, કોમળ મુખ કરમાય.

ફુલડાંની શેજ સમારિયે, એહુકે ચંપો ને જાય;
વ્હાલાજિ કેરે વીંઝણે, કેને ઢોળું રે વાય.
માંગ સમારૂં રે મોતિએ, સેંથે ભરૂરે સિંદૂર;
નાથજિ લ્હાવો લીજિયે, જોબન જાય ભરપૂર.
ગ્રીષ્મ ઋતુ અતિ દોહેલી વ્હાલા વિચારો મન;
રત્નાના સ્વામીરે શામળા, સોંપ્યું તન મન ધન. ઓધવજીરે.

## સાખી.

જેઠે જોડા સોગઠી, પાસા લીધા હાથ;
જાણ્યું પડશે પાધરા, અવળા પડિયા નાથ.

જેઠ લગી જોઇ વાટડી, કોઇ આવે ને જાય;
કાગળ કટકો મળ્યો નહીં, લખવા જાદવરાય.
મરવું તે મુખથી કેમ કહું, મરણ હરિનેરે હાથ;
પ્રીતમગત મૃત્ય થઈ રહી, જાણે વૈકુંઠનાથ.
સગપણ સાચું સૌ કહે, પ્રીત પીતળ ફોક;
એરે ઉખાણો સાચો મળ્યો,ભલા હસાવ્યા લોક.
દોષ અમારા અદૃષ્ટનો, વાલાજીનો શો વાંક;
સુખ દુખ સરજ્યું દેહને, મારી વિધાતાએ ટાંક.
ચતુર થઇ નવ ચૂકિયે, જાણો અબળાનો ધર્મ;
રત્નાના સ્વામીરે શામળા, વળતી બેસશે કર્મ. ઓધવજીરે.

## સાખી.

આશાડ આવ્યો હે સખી, કેમ કરિ કાઢું દન;
નાથ નમેરા થઇ રહ્યા, હૃદે પડયાંરે રતન.

અસાડોરે ઘન ઉલટયો, માગ્યા વરસેરે મેહ;
વીજલડી ચમકારા કરે, વ્હાલે દીધોરે છેહ.
મોરના સોર સોહામણા, દાદુર બોલેરે જોર;
કોયલડી ટૌકા કરે, નાવ્યા નંદકિશોર.
રાત અંધારિ ઊડે આગિયા દેખી ઝબકેરે મન;
દીવડો દીસે બિહામણો, નાવ્યા જગના જીવન.
લીલા ચરણા અવનિએ ધર્યાં, તરૂવર ગેરગંભીર;
પંખીડે માળારે ઘાળિયા, જ્યાં ત્યાં ભરિયાંરે નીર.
જોગીડા પણ પંથ પરહરી, બેઠા એક આસન;
રત્નાના સ્વામીરે શામળા, આવો જગના જીવન. ઓધવજીરે.

## સાખી.

શ્રાવણ માસે સજ થઈ, દરપણ ન્યાળે અંગ;
તતક્ષણ તે ધરણી ઢળી, જાણે ડસ્યો ભુજંગ.
શ્રાવણ માસ સોહામણો, હિંદોળાના રે દંન;
હિંચે તે ગોરી રાધિકા, ઘણું પીડે અનંગ.
સખિરે સાહેલી સૌ મળી, જમુના નાવારે જાય;
કેસરી તિલક સોહામણાં, કોમળ રંગ્યારે પાય.
ગૌરી પુજે સાહેલડી, કરમાં પુષ્પની માળ;
બીજા રે કરમાં કુંકાવટી, મુખે શ્રીગોપાળ.
ચાર પહોર જાગરણ કરે, ગોરી ગરબારે ગાય;
રાત થોડી ને રમત ઘણી, રખે વહાણું રે વાય.
શ્રાવણે પાકયો આંબલો, કોને કરિયે ભેટ;
રત્નાના સ્વામીરે શામળા, આડો જમુનાનો બેટ. ઓધવજીરે.

## સાખી.

ભાદરવે ભવન પાંચમે, ખલકે હિંદોળાખાટ;
પુષ્પને પંખે પદ્મણી, જુવે વ્હાલાની વાટ.
ભાદરવો ભરપૂરમાં, ભલું જણાય જોર;
ગગન વિષે કરે કાટકા, નાવ્યા નંદકિશોર.
ઉત્તર દેશથી ઉલટયો, થયો ઘોર અંધાર;
વીજલડી ચમકા કરે, નાવ્યા નંદકિશોર.
પંચરંગના આભમાં, મોટા તાણ્યા રે મચ્છ;
ચંપક વરણી રે રાધિકા, ચીર ભીંજાય સ્વચ્છ.
નદિએ નીર ભર્યાં ઘણાં, નવ દીસે ઉતાર;
વેરણ જમુના પુરે ચઢી, પીયુ રે પેલેરે પાર.
બાળપ બંધુ સુખ દેહનું, જેનો નાથ નઠોર;
રત્નાના સ્વામીરે શામળા, બળતી બોલું છું જોર. ઓધવજીરે.

## સાખી.

આસોએ આશા હતી, મળવાની મનમાંય;
ઓધવજી ભલે આવિયા, વીરા થાઓ વિદાય.
દુખનારે દહાડા વહી ગયા, આવ્યો આસોરે માસ;
સૌકો સપરમે દહાડલે, વસે પોતાને વાસ.

નવરે દહાડા ગયાં નોરતાં, નાવ્યા દશરા રે માંય;
મોટો ઓછ્વ દીવાળીનો, આવી કરજો ઇહાંય.
સખી સાહેલી સૌ મળી, હરિને લેવાને જાય;
આણે મારગ હરિ આવશે, ઉલટ અંગ ન માય.
ધનતેરશે ધન ધોઈને, સજ્યા સોળ શણગાર;
નયણે તે કાજળ સારિયાં, મળવા નંદકુમાર.
કોમળ કરમાંરે દીવડો, હઇડે હરખ અપાર;
હરિને નિહાળવા નીસરી, ઉભી આગણાં બહાર.
મનના મનોરથ વહિ ગયા, એકે સિધ્યું નહિ કાજ;
રત્નાના સ્વામીરે શામળા, દોહેલો કીધું છે રાજ. ઓધવજીરે.

## સાખી.

અધિક માસ વળિ આવિયો, તેથી ઉપજયો ત્રાસ;
વળિ એ કેવો વીતશે, વીત્યા બારે માસ.

બારે માસ તો વહી ગયા, તેરમાની શી પેર;
પુરુષોત્તમ પહેલો નથી, કોણે કીધો છે કેર.
બાર રવિ બાર પર્વણી, અધિકું ઓછું ન થાય;
અધિક માસ કર્મે કયાં લખ્યો, ઘણો થયો દુઃખદાય.
વર્ષ પછવાડે વાછરું, મુકયો છે મળમાસ;
રખે વળી ચૌદમો કરે, એનો શો વિશ્વાસ.
રાધા ને લલિતા ચંદ્રાવળી, ભામા આદ્યે જે વામ;
સૌકોનાં મન મનાવિયાં, આવ્યાં સુંદરશ્યામ.
તેરે માસ પુરણ થયા, જે કો પ્રેમે રે ગાય;
સાંભળતાં સુખ ઉપજે, બેહુ વૈકુંઠ જાય.
પદ અગનોતેર રાગ સોરઠી, બતરીસો રે બંધ;
ગુણીજન મન વિચારજો, એ છે રસનોરે કંદ.
સંવત સત્તર પંચાણુંઓ, માસ માગશર સાર;
પ્રથમ પક્ષ એકાદશી, ઉત્તમ ચંદ્રવાર.
મન કર્મ વચન બુધે કરી, રચ્યા ત્રયોદશ માસ;
રત્નાના સ્વામીરે, શામળા, પ્રીતે પૂરજો આશ. ઓધવજીરે.

# જીવરામ ભટ.

## પ્રેમાનંદ ભટના વિવેક વણજારાની નકલ કીધી છે.

## જીવરાજ શેઠની મુસાફરી.

### હીરછંદની ચાલ.

શિવરાજ શેઠ પુત્ર જીવરાજને, મોકલે વિદેશમાં કહી સુકાજને;
જાઓ મૃત્યલોકમાં ગુમાસ્તા લેઇને, માલ વોરજોજિ પુત્ર શુદ્ધ જોઇને.
સાથ રાખજો દલાલ સંત કોઇને, લેવરાવશે સુમાલ સારો જોઇને;
આગવો સુસંગ લેઇ રાખજો કને, ધીરશોમાં કામ ક્રોધ લોભ ચોરને.
મૂકજો કુસંગ ફાંસિયાતણી પુરી, આવશે અપાર મોહિની નદી ખરી;
બેસજો વૈરાગ્ય નાવમાં ફરી ફરી, ચાલજો સુવાટ પેલિપાર ઊતરી.
વિકટ છે અવાટ બીજિ વાટ ચૂકશો, જાણુ દેશ રહિ જશે અનાણમાં જશો;
વિષય ધૂર્ત મધ્ય જાળમાહિ ડૂલશો, કામ રૂપ દંભ ત્યાં વિવેક ભૂલશો.
પરખ્યા વિના પ્રપંચ માલ વોરશો, લાભ કાળ વહિ જશે દેવાળું ફુંકશો;
તો ત્રસાળે ખોટ દેખિ પોક મૂકશો, કોઇ ધીરશે નહી વિદેશ શું કરશો.
દેશ દેશ કાઢજો દુકાનો ધર્મની, છાંડજો પ્રપંચ વાત ક્રૂર કર્મની;
ધારશો ન કર્ણ વાત વિષય ઘાતની, કાવજો ભલાઈ આપ સારી વાતની.
યત્ન રાખજો શરીર વાટ ઘાટમાં, તાપમાં ન ચાલશો કુકર્મ સાથમાં;
જ્ઞાન યોગ્ય ભક્તિ માલ જો ગમે તને, ખોટ લાભ પૂછજો ને વોરજો તમે.
એટલી વિવેક વાત ચિત્ત રાખશો, તો ભવાટવી તરી સ્વપૂર આવશો;
એક વાર સર્વ વસ્તુ લેઇ આવશો, તો પ્રદેશ પરહરી સ્વધામ બેસશો.
શીખ લેઇ શેઠજી પ્રદેશ સંચર્યા, નાત જાત નગર લોક સર્વને મળ્યા;
નગરશેઠ પુત્ર જીવરાજ નીકળ્યા, રામ રામ જેગોપાળ શબ્દ કહિ વળ્યા.
જીર્ણ મુકિને નવા પોશાક પેરિયા, દેખતાં પિતાએ નેત્ર નીર ખેરિયા;
ત્યાં કુટુંબ નાત લોક તો રહી ગયા, જીવરાજ શેઠ ત્યાંથકી વિદા થયા.
શેહેર બહાર સર્વ સાથ એકઠો થયો, શિવરાજ શેઠ ત્યાં વળાવવા ગયો;
પુત્રને વળાવિ શિવરાજ ત્યાં રહ્યો, જીવરાજ ત્યાંથકી વિદેશમાં ગયો.

જીવરાજ વ્યસનના તરંગમાં ચડયો, મનોવેગ તુર્ત મૃત્યુલોકમાં પડયો;
કર્મયોગ ત્યાં ભવાબ્ધિ પાર ના જડતો,ધણિકવાર જીવરાજ તીર્થ આથડયો.
દૈવયોગ એક દેહ નાવ સાંપડયું, દ્વારસપ્ત ઉર્ધ કાળ શિલ્પિનું ઘડયું;
પંચ પાટિયાં પ્રપંચ લોહનું જડયું, જે ભવાબ્ધિ નીલ પંકજાળમાં પડયું.
સ્ત્રી જુવાન એક એઠિ દીઠિ નાવમાં, બુદ્ધિ આગળી સ્વરૂપ હાવભાવમાં;
મંદહાસ ચતુર છે વિચાર વેણમાં,મધુરીવાણિમાં અને મૃગાક્ષિ નેણમાં.
શેઠ પાસ આવિ વાત પૂછિ સાનમાં, કોણ માત તાત કોણ નાત જાતમાં;
કોણ નામ ઠામ વાસ કોણ દેશમાં, કેમ છો ઉદાસિ આ વિચિત્ર વેશમાં.
સ્વસ્થ ચિત્તે શેઠજી કહે વિચારિ વાત,કોટિ લક્ષ જન્મ કોટિ લક્ષ માત તાત;
કોટિ લક્ષ નામ કોટિ લક્ષ નાત જાત,મૂળ નામ એક છે સુણો પિતાનિ વાત.
શીવરાજ છે વિદેહિ નગર શેઠિયો, પુત્ર તેમનો હું જીવરાજ વેઠિયો;
ઉધમાર્થ અર્થ મૃત્યુલોક આવિયો,ભૂલમાં હું આ ભવાબ્ધિ મધ્ય ભટકિયો.
પાર ના જડિયો હું દેખતોજ આંધળો,ભૂલમાં ભમ્યો હું ચાલતોજ પાંગળો;
જાત નાત તાતથી થયો હું વેગળો, તાત છે સમીપ તેમને હું ના મળ્યો.
આશરા વિના ગયો ઘણો હું આકળો, વાટ ઠામ તું મળી થયો હું મોકળો;
ધણિક નાર મેં કરી તથાપિ એકલો, દુઃખ સોચનાથકી થયો હું દૂબળો.
નવ મટે થનાર વાત કર્મની લખી, આજદુઃખ વિસર્યું થયો ઘણો સુખી;
ગુહ્ય વાત મેં કહી તને ન ઓળખી, મેં કહ્યું તને તમે મને કહો સખી.
તે નિવૃત્તિ નાર શેઠને કહે કથી, ઓળખો મને પવિત્ર માત તાતથી;
મનપિતા સુબુદ્ધિ ને કુબુદ્ધિ માતથી, ત્રણ બેન નીપની બને ન મૂળથી.
મનપિતાનું હેત ઝાઝું મા કુબુદ્ધિથી,મારિ મા સગી સુબુદ્ધિ તેથકી નથી;
હું નિવૃત્તિને તમે સ્વયંવરે હરી, શેઠ જે વિદેહ નામ શેહેર જઇ વરી.
માત તાત પાસ હું નિવૃત્તિને ધરી, નાથ મૃત્યુલોકમાં ગયા તમે ફરી;
ત્યાં ગયા પછી પ્રવૃત્તિ ભ્રાંતિને વર્યા, તેમનું સ્વરૂપ જોઇને તમે ઠર્યા.
લંપટિ કુબુદ્ધિ સાસુના કહ્યાગરા, મૂળથી ખરી સુબુદ્ધિ સાસુ વિસર્યા;
તવ સુબુદ્ધિ માત મારિ પાસે આવિયાં, માત દીકરી વિદેહ શેહેરમાં રહ્યાં.
શીવરાજ સ્વસુર આશરે સુખી થયાં, સ્વસુર સાસુનાં પવિત્ર ચરણ સેવિયાં;
ત્યાં તમારિ શાંતિ મા રડી રડી મરે, શીવરાજ તાત તે ઉદાસમાં ફરે.
દેહ વસ્તુ સાક્ષિરૂપ ગર્વ ના ધરે, રોજગાર ના કરી વૈરાગ્ય આદરે;
સમર્પણ ધર્યું હશે નવું ન સંઘરે, આગલી કમાઇ સંતને મુખે ધરે.
ગુણથી અતીત પંથ એકલો ફરે, ખાય ના પિયે ના પુત્ર પુત્ર ઉચરે;
એકવાર હું નિવૃત્તિ ઘેર આવિયા,સ્વસુરજી અમારિ પાસ ગળગળા થયા.
કહે વહૂજિ તમ પતિ વિદેશમાં ગયા, કોટિ કલ્પ વહિ ગયા હજૂ ન આવિયા;
કયમ થયું હશે મળ્યા શું વિશયિ ફાંશિયા,કામ ક્રોધ લોભ તસ્કરે શું લૂંટિયા.

કે શું લેવું દેવું અધિક નૂન્યથી રહ્યા, કે કુસંગ ધુર્ત સંગથી વહી ગયા;
જા વહ નિવૃત્તી બાપ મૃત્યુલોકમે, વૃધ આ મુનીમ સુસંગ સાંથ લો તમે.
સાથ લો દયા સખીથિ વાટ નિર્ગમ, તું ગયા વિના ન થાય અર્થ આ સમે;
લેઇ આજ્ઞા થયાં સત્વાર તે સમે, આ દયા સખી સુસંગ સાથ બે અમે.
મૃત્યુલોક આવિયાં ભવાબ્ધિ તીરમે, દેશ દેશ ખોળિયા મળ્યા નહીં તમે;
ઘણિકવાર ખોળિ ખોળિ થાકિયાં અમે,ઢાલું નાવ દેખિયું ભાવાબ્ધિ નાળમે.
પૂછિયું ન કોઇને હું બેઠી આ સમે, તેટલેજ શેઠ દ્રષ્ટિયે પડયા તમે;
ઓળખું તમોને મને ન ઓળખી તમે,શીદ ઓળખો ગરીબ નાર છું અમે.
હું વિના અનેક નાર ઇશકિને ગમે, આજ કાળ ભ્રાંતી નારમાં રમો તમે;
કયાં ગઇ પ્રવૃત્તી વ્હાલી નાર આ સમે, માત તાત વિસર્યાં પ્રવૃત્તી નારમે.
હું નિવૃત્તિ વીસરી ભલીજ ભ્રાંતિમે, આવડા અજાણુ શેઠ કયમ થયા તમે;
અમ જેની દયાની વાત કાનમાં ધરો, મુનિમ વૃદ્ધ આ સુસંગનું કહ્યું કરો.
પૂર્વ નાર હું નિવૃત્ત ચિત્તમાં ધરો, શીવરાજ શાંતિ માની સેવના કરો;
ભ્રાંતિ પ્રવૃત્તિ નારિ વેગળી કરો, તો ભવાબ્ધિ આ શરીર નાવથી તરે.
ઘાટ ઘાટ ફેરવો સુમાલથી ભરો, વસ્તુ સારી લઇને સ્વદેશ સંચરો;
છેલું છેલું શેઠજી ચડો શરીર વ્હાણ,હું નિવૃત્તિ નાર હાથમાં ગ્રહું સુકાણુ.
આગુવા ભલા દયા સુસંગ છે પ્રમાણ, પૂર્વદેશ જાતાં વાટ રોકનાર કોણુ;
જીવરાજજી થયા પ્રસન્ન ચિત્તથી, હાથ સાહી નારને ચડયા સુમાનથી.
પંચ માસનું કળેલ વ્હાણુ નાળથી, હાલતું થયું તથાપિ નીકળતું નથી;
જીવરાજ ફેરવે ઘણું ઘણું મથી, નાળ સાંકડેથિ લાગ લાગતો નથી.
તે સમે અનેક બંદગી કરે કથી, કાઢ વ્હાણુ કાઢ વ્હાણુ નાથ નાળથી;
વ્હાણુ નીકળ્યા પછી છ માસ દૂધ પીશ,ચાર પાંચ વર્ષ પાઘડી વિના ફરીશ.
વર્ષ એક બે મૂનીવ્રતને ધરીશ, કાઢ વ્હાણુ કાઢ વ્હાણુ હે કૃપાળ ઇશ;
મુનિમ વૃદ્ધ આ સુસંગનું કહ્યું કરીશ,મનસ્વસુરથકી સુબુદ્ધિ સાસુ મેળવીશ.
સ્ત્રી નિવૃત્તિ સંગ પત્નિવ્રત આચરીશ,શીવરાજ શાંતિ માનિ સેવના કરીશ;
આ દયા સખીનિ વાત કાનમાં ધરીશ,મનસ્વસુરથકી કુબુધિ સાસુ પરહરીશ.
ભ્રાંતિને પ્રવૃત્તિ નાર વેગળી કરીશ, આજથી પરાંગનાને દૂરથી તજીશ;
એકવાર વ્હાણુ સાથ બહાર નિકળીશ,તો ફરીથી રોજગાર વ્હાણુનો તજીશ.
દુરથકી કુસંગ ફાંશિયાથકી ડરીશ,કામ ક્રોધ લોભ ચોર વેગળા કરીશ;
એ પ્રકારે જીવરાજ બંદગી કરે, સ્ત્રી નિવૃત્તિ સાથ ભક્તિ ભાવને ધરે.
તે સમે પ્રસૂતી કાળ વાયુ સંચરે, દેહ વ્હાણુ નાળમાં અહીં તહીં ફરે;
નાળમાં નવેક માસ એકલું ખડયું, સૂતીકા પ્રચંડ વાયુ ડોલમાં પડયું.
ત્યાંથકી મહા ભવાબ્ધિ પૂરમાં પડયું, મોકલું થયું અનેક ખડકે આથડયું;
પૂર્વના ગુમારસ્તા શીવરાજના હતા, એ નવાણુ શેઠજીની ખબર પૂછતા.

જીવરાજ કહે હું ઓળખું છું લે જતાં, નિર્વિકારને લેઈ વિકાર મૂકતાં;
ગુહ્ય અર્થ સમજ્યા વિવેકિ રિઝિયા, દેહ સાધના કરી વિદેહમાં ગયા.
બુધ્ધિહીન મૂર્ખ લોક તે ન સમજિયા, વિષય તુચ્છ લોભથી ભવાબ્ધિમાં વહ્યા;
એ કથા રહી પછી વિચાર શા થયા, મૃત્યુલોક વાયુ જેટલેજ લાગિયા.
કેટલેક માસ વ્હાણુ ચાલતું કરે, બાર વર્ષ બાળપણમાં જઈ ફરે;
તે પછી પલાણ જોબન અશ્વનું કરે, નવાનવા પોશાક ખાન પાન શું ભરે.
કારમો કુસંગ મિત્ર સાથે સંચરે, તેવિ વાત ચીત કર્ણ દેશમાં કરે;
ભ્રાંતિ ને પ્રવૃત્તિ નારિ ચિતમાં વસે, મનસ્વસુર કુબુદ્ધિ સાસુથી ઘણું હશે.
વ્હાણુ ફેરવે જુવાનિ અશ્વ ખેલવે, ઘાટ ઘાટથી પ્રપંચ દ્રવ્ય મેળવે;
દેશ દેશમાં નવી દુકાન ખૂપવે, ત્યાં મુનીમ છે ઘણા હીસાબ ચૂકવે.
નાત શેઠ પારકી લડાઈ શીજવે, કારમું કુટુંબ માત તાત રીઝવે;
મુખ્ય સાહુકાર લાખે લેખું લેખવે, અન્યની હુંડિ પાછિ નવ ફરે.
દેશપાળ હાથમાં દિવાન જઈ નમે, અમલનો છકેલો સર્વ લોકને દમે;
કીર્તિ લોભિયાની વાત આપને ગમે, દ્રવ્યને મદેથી સાધુ સંતને દમે.
ઉદ્યમે અજાણ પલક નિર્ગમે વૃથા, ધર્મ વાસના ન થાય કૃષ્ણની કથા;
દામ સાહેબીનું અભીમાન સર્વથા, સ્વાર્થમાં ખુશાલ પરમાર્થમાં વૃથા.
નવનવી મિઠાઇ દૂધ દૂરશું જમે, રંગ મહેલમાં પ્રવૃત્તિ નારિશું રમે;
લોભ લાભ પુત્ર પાસ લેઇને ભમે, ભાવહીન આપ કીર્ત્તિ સર્વથા ગમે.
જરકશી પોશાક કીનખાબ ખોળિયાં, પામરી રૂમાલ રંગચોળ મોળિયાં;
વેઢ વાંકડા અમુલ્ય કર્ણ ચોકડા, હીમરૂ ગલેચા શેઠ ગાદિએ પડયા.
રંગ તાન નાચ થાય છે ખડા ખડા, થયા ભાઇ સાહેબ તો અમલથી બડા;
ઘેર તાયફા અખંડ નાચતા વડા, પ્રેમથી વેંચાય રોજ પાનના પડા.
ચૌદ માળની હવેલી ખુબ બંગલા, હીંચકા પલંગ ત્યાં સુવર્ણ સાંકળ્યા;
ભાગ્ય પાંશરેથિ સર્વ વૈભવો મળ્યા, વાંકડું થતાંજ વૈભવેથકી ટળ્યા.
દૈવ કોપતાંજ દેશપાળ કોપિયો, સેજ વાંકમાં અનંત માલ લૂટિયો;
દેશ દેશની દુકાન સર્વ અટકિયો, માલ ખોટ જોઈ જીવરાજ પટકિયો.
ઊઘરાણિ બંધ કરજ તો ખરૂં થયું, કોઈ ધીરનાર નહીં નામ દુબીયું;
કરજદારે ઘેરિયો દીવાળું ફુંકિયું, એ પ્રકારે પાપ દ્રવ્ય વ્યસ્ત થઇ ગયું.
હાય દૈવ હાય દૈવ કાંઇ નવ રહ્યું, છાપન ઊપર ભેરતાન ભુંગળું ગયું;
નાત શેઠ તે હવે ન કો કરે કહ્યું, બ્રહ્મભોજ્ય દાન પુન્ય કાંઇ ના થયું.
ભાગતી દશાયે તોલ ભાગતો ગયો, મહા દરિદ્રતામાં આહાર ચોગણો થયો;
બહૂ ખરાબદસ્ત કારભાર ના રહ્યો, માન હીન બાપડો ફરે વહ્યો વહ્યો.
એ સ્થિતિમાં જુવાની ઘોડિ ગુજરી, સ્ત્રી પ્રવૃત્તિએ જણી ખરાબી દીકરી;
લોભ લાભ પુત્ર તે સમે ગયા મરી, દુઃખમાંહી સાંભર્યાંજ શ્રીહરી.

કાળ પેંગડેથિ વૃધ્ધ ઘોડલે ચડયો, ટેક લાકડી લગામ શ્વેત કાઠડો;
વેગહીન ચાલતો તે જો કદી પડયો, માન થાલખાનિ ચોંપથી કરે ખડો.
કાળનું ભરેલ દેહવ્હાણુ પૂરિયું, આ ભવાબ્ધિ તીર નામ નર્મદા ગયું;
ચક્રપાણ ઓરસંધ ઘાટ છીપિયું, શ્રી કુબેર સોમનાથ ભેટવું થયું.
તીર્થવાસી વિષ્ણું ભક્તને મળ્યો જઇ, તેમને સમાગમે કથા રુચા થઈ;
તે સમે સુસંગ મિત્ર તે મળ્યો જહીં,ભેટતાં પ્રવૃત્તિ ભ્રાંતિ વેગળી રહી.
વરણુ વેષ ફેરવ્યો નવો ધર્યો તહીં, વૃદ્ધ જેષ્ટ જોઈ લાજપૂરમાં વહી;
તે વધ્યા પછી પટંતરો રહ્યો નહીં,તે પછી સુસંગ મિત્ર ઓળખ્યો સહી.
ઓળખ્યા પછી ફરી વળ્યો હસીધસી,ભેદ ભાગતાં પ્રવૃત્તિ ભ્રાંતિ ગઈ ખશી;
પૂર્વની વિવેક વાત ચિત્તમાં વસી, સાંભરી નિવૃત્તિ નાર ને થયો ખુશી.
મિત્ર મેળવો નિવૃત્તિ નાર આ સમે,શીવરાજ શાંતિ માત ભેટવો તમે;
દેહમાંથિ લઇ જશો વિદેહમાં કયમે, તો તમારો પાડ ખુબ માનશું અમે.
એ પ્રકારે જીવરાજની ફરી મતી, તે સમે સુસંગ તે થયો દયા પતી;
સૂણિ બોધ જીવરાજને થઇ ગતી, બ્રહ્મભાવથી જડી પ્રકાશ પધ્ધતી.
મનસ્વસુર સુબુદ્ધિ સાસુ એકઠાં કર્યાં, પૂર્વની નિવૃત્તિ રાણી ચિત્તમાં ધર્યાં;
કોટિ વર્ષના વિયોગ રૂશણાં હર્યાં, અસલનું મળ્યું કુટુંબ દુઃખ વીસર્યા.
નિવૃત્તિ નાર સંગ પ્રિતડી થઇ ઘણી,જીવરાજ વશ કર્યો નિવૃત્તિયે ધણી;
પ્રથમ ભક્તિ દીકરી નિવૃત્તિયે જણી, જીવરાજ શેઠને ગઇ વધામણી.
તે સમે આનંદી ચિત્ત શેઠનું થયું, કાંઇ ન રાખિયું કને સહુ સમર્પીયું;
નવ પ્રકાર ભક્તિનું સ્વરૂપ સાધિયું, તે સ્વરૂપ જોઈ પ્રેમરૂપ વાધિયું.
પ્રેમનો ભરેલ શેઠ નાચતો ફરે, રોમહર્ષ થાય ગાય ગદગદ સ્વરે;
પાય ઘુંઘરા સતાર વાજતા ફરે, સપ્તસ્વર ભલાથી તાન ગાન ઉચ્ચરે.
ભક્તિ પાંચ વર્ષની થતાં પિતા ડરે, સ્ત્રી નિવૃત્તિથી વૈરાગ્ય પુત્ર અવતરે;
હર્ષનો ભર્યો વધાઈ મસ્તકે ધરે, વણુ સુસંગ વાત ચિત્ત કાંઇ ના કરે.
જ્ઞાન પુત્ર તે પછી થયો નિવૃત્તિને, ગઇ વધામણી વિવેક શેઠની કને;
સમર્પણુ કર્યું સહુ તદા વિવેકને, વિધિ નિષેધના વિવેકની થઇ બને.
જ્ઞાન ને વૈરાગ્ય પુત્ર હાથમાં ધરે, સ્ત્રી નિવૃત્તિ ભક્તિ પુત્રિ સાથ સંચરે;
યોગમાર્ગમાંસુસંગ આગુવો કરે, લિંગ દેહ ત્યાગિને વિદેહ પરવરે.
ત્યાં ગયા પછી સ્વધર્મમાં ધર્યો વળી, જીવરાજ શીવરાજમાં ગયો મળી;
પરમશાંતિ–માત આવિ તે સમે વળી,શોક મોહ જન્મમરણુની પિડા ટળી.
જીવરામ–ભટ્ટ નામ ગામ ધોળકું, ટોળક દ્વીજાત બામણોલનું પખું;
તે નરે વિવેક વાત જોઇને લખ્યું, આ અધ્યાત્મ દીપ જીવ શીવ પારખું.
આ વળી નવીન ગ્રંથથી વિચારજો, વણીક વાતનો પટંતરો ખુલી જજો;
લિંગદેહ જીવને વણિક પ્રમાણજો, શેઠને વણિક વિષે ન ભેદ આણજો.

ધામ જે વૈકુંઠ પૂર્વ દેશ જાણજો, શીવરાજ નામ વિષ્ણું દેહ માનજો;
જીવરાજ તેજ લિંગ દેહ માનજો, શાંતિ માત તેજ મુક્તિ દેહ જાણજો.
મન મળે કુબુદ્ધિ માત દામલીન થાય, મન મલિનમાં પ્રવૃત્તિ ભ્રાંતિ જૈ ભરાય;
તે પ્રવૃત્તિ ભ્રાંતિથી કુકર્મ કાંઇ કરાય, ને કુકર્મ બાંધિ જીવ દેહમાં ભરાય.
ભ્રાંતિ તામસીથિ ભ્રમણુતા અજાણ થાય, રજગુણી પ્રવૃત્તિથી વિચારમાં પડાય;
મન મળે સુબુદ્ધિમાં ન દામલીન થાય, નિર્મળી નિવૃત્તિ શુદ્ધ સાત્વિકી જણાય.
પ્રથમ મુખ્ય મુખ્ય તીર્થ સેવના હજો, તીર્થ સેવતાં કથાતણી રૂચી થજો;
કથા રૂચી થતાં સુસંગ મિત્ર ભેટજો, મિત્ર ભેટતાં પ્રવૃત્તિ ભ્રાંતિ છાંડજો.
પ્રવૃતિ ભ્રાંતિ નિવૃત્તિ ચિત્ત રાખજો, નિવૃત્તિ ચિત્ત રાખે ભક્તિસ્વાદ ચાખશો;
ભક્તિને નવે પ્રકારમાં રમાડજો, તે રમાડતાં પ્રભૂથી પ્રેમ આણજો
પ્રેમ આણતાં વૈરાગ્ય તુર્ત ભાવશે, તે સમે પ્રપંચ વાત તુચ્છ લાગશે;
જ્ઞાન આવતે વૈરાગ્યમાં ઠશી જશે, તે સમે વિવેક સત્યદાર્થનો થશે.
વિધિ નિષેધના બધા અનિત્ય જાણશો, તે સમે સમાધિ યોગ માર્ગ ઝાલશો;
યોગ માર્ગ ઝાલી લિંગ દેહ ત્યાગશો, લિંગ દેહ ત્યાગે જીવ શીવ થઈ જશે.
સંવત અઢાર પડવે પોષ માસનો, આ નવીન ગ્રંથ પૂર્ણ તે સમે બન્યો;
હું કવી અજાણ દોષ રસ્વ દીર્ઘનો, જાણતો નથી સુધારજો કવીજનો.

# પ્રીતમદાસ.

## એની કવિતા વેદાંત તથા વૈરાગ્યમાં સરસ છે.

### કક્કો ૧ લો.

**છપાયાછંદ.**

કક્કા કર સદગુરુનો સંગ, રૂદે કમળમાં લાગે રંગ;
અંતરમાં અજવાળું થાય, માયા મનથી દૂર પળાય;
લિંગ વાસના હોએ ભંગ, કક્કા કર સદગુરુનો સંગ.
ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રીમુખે કહી સાક્ષાત;
જ્ઞાની મૂની જોગી જતી, ગુરુ કૃપા વણ સિદ્ધી નથી;
જન્મ મરણની મટશે ઘાત, ખખ્ખા ખરેખરી છે વાત.

ગગ્ગા ગુરુની સેવા કરો, પરનિંદા પરધન પરહરો;
પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે સીતારામ;
એ શીખામણ ચિતમાં ધરો, ગગ્ગા ગુરુની સેવા કરો.
ઘઘ્ઘા ઘણું કહે શું થાય, ભવ તરવાનો એજ ઉપાય;
સમજીને સંશય ટાળવા, બાહ્યાભ્યંતર હરિ ભાળવા;
જોતાં જીવ દશા તો જાય, ઘઘ્ઘા ઘણું કહે શું થાય.
નન્ના નિર્મળ તેની દશા, જેને હરી રૂદયામાં વસ્યા;
પોતાના અવગુણને હણે, પરના તો રૂદિયે નવ ગણે;
કોના દોષ ન દેખે કશા, નન્ના નિર્મળ તેની દશા.
ચચ્ચા ચિત્તમાં ચેતી લે, માથે મરણતણો છે ભે;
કાયા ઉપર તાકે કાળ, મોહ પારધિયે માંડી જાળ;
તેમાં હરિ રાખે તો રહે, ચચ્ચા ચિતમાં ચેતી લે.
છછ્છા છે માયા ગુણમયી, બળવંતી પણ દીસે નહીં;
દાનવ માનવ ને દેવતા, અત્રિન થઇ સૌએ સેવતા;
હરિજન આગે હારી રહી, છછ્છા છે માયા ગુણમયી.
જજ્જા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચ વિધી નિષેધ;
તે માયાનું તજવું માન, માયાપતિ ભજવા ભગવાન;
અંતરમાં ઉપજે નિર્વેદ, જજ્જા વિરલા જાણે ભેદ.
ઝઝા ઝાંખી જોને જેહ, વણ વાદળ જ્યાં વર્સે મેહ;
વિના સરોવર અંબુજ સાર, વિના ભમર ઉઠે ગુંજાર;
વિના અર્ક અજવાળું જેહ, ઝઝા ઝાંખી જોને તેહ.
નન્ના નામ નાવ છે સાર, જે બેસે તે ઉતરે પાર;
કાળ કર્મ નહિ લાગે લેશ, છે આનંદી હરિનો દેશ;
તે પદ પામે નિરધાર, નન્ના નામ નાવ છે સાર.
ટટ્ટા ટેક જનમનો ટળે, અંતરજામી ઘટમાં મળે;
નાના મોટા હરિના ઘાટ, કાંઇ સૂક્ષ્મ ને કાંઇ વૈરાટ;
હરિને ભજતાં હુંપદ ગળે, ટટ્ટા ટેક જનમનો ટળે.
ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક, જ્યાં ન મળે બીજાની બીક;
નિર્ભય નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખે પાસ;
સમજુ માની લેને શીખ, ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક.
ડડ્ડા ડાપણ મૂકી દે, સંતગુરુને શરણે જૈ રહે;
વચનતણો રાખી વિશ્વાસ, કુકલ્પનાનો કરજે નાશ;
ઉપાધીથી અલગો રહે, ડડ્ડા ડાપણ મૂકી દે.
ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું, રૂડા પુરૂષને રૂદયે રહ્યું;

સમજ્યા તેણે લીધો સાર, ગાફલ નર તો ખાસે માર;
જોતામાં જોબન તો ગયું, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું.
રેણા રણુ ચોરાશીતણું, તેનું વ્યાજ વધે છે ઘણું;
દાણીગણમાં ડુલી ગયો, દેવાળું કાઢીને રહ્યો;
જમકિંકર કરશે તાપણું, રેણા રણુ ચોરાશીતણું.
તત્તા તારૂં આપ તપાશ, કયાંથી આવ્યો કયાં તું જાશ;
ખેપ કરીને ખોળી કાઢ, હરિપ હોય તો લાગે હાડ;
મૂરખના મનમાં નહિ ત્રાસ, તત્તા તારૂ આપ તપાશ.
થથ્થા થિરતો રહેવું નથી, કોણ રંક કોણ પૃથ્વીપતી;
આજ કાલમાં જાવું સહી, કોટિ ઉપાયે રહેવું નહી;
ભાવ ધરી ભજ કમળાપતી, થથ્થા થિરતો રહેવું નથી.
દદ્દા દેહ દેવળમાં દેવ, સેવક થઇને કરની સેવ;
પ્રેમ પુષ્પને ચંદન હાર, જ્ઞાન દીપક ઘટમાં અજવાળ;
અંતરનો ટાળે અહમેવ, દદ્દા દેહ દેવળમાં દેવ.
ધદ્ધા ધરજે ધારણ ધીર, વાચ્ય કાછ રાખે વીર;
શબ્દતણી ગ્રહજે સમશેર, શત્રુ દળમાં પાડે મેર;
સદગુરુ બકતર પ્હેર શરીર, ધદ્ધા ધારણ ધરજે ધીર.
નન્ના નિશાન ગુરુનું છેય, ધીર વીર પગ રોપી રેય;
કાયર નરનું નહિ ત્યાં કામ, શૂરવીરનો સાચો સંગ્રામ;
જીત્યા નિરગુણ જગમાં જેય, નન્ના નિશાન ગુરુનું છેય.
પપ્પા પૂરાની જે પ્રીત, મેરૂ ચળે પણ ન ચળે ચિત;
ધ્રુવની પેરે અવિચળ રહે, સ્તુતિ નીંદા ને સુખદુખ સહે;
નારાયણને નિરખે નીત, પપ્પા પૂરાની જે પ્રીત.
ફફ્ફા ફોગટ તે કોણ ફરે, સચેત થઇ હરી સ્મરણ કરે;
જન્મ મરણમાં આવે નહી, જેનું મન વસિયું હરિમહીં;
જઠરાવાસ ન–નિશ્ચે કરે, ફફ્ફા ફોગટ તે કોણ ફરે.
બબ્બા બોલે તેને જાણ, મૂકી દેને મનની તાણ;
હું મારૂં રૂદિયાથી ટાળ, પરમારથમાં પિંડજ ગાળ;
દયા દીનતા મનમાં આણ, બબ્બા બોલે તેને જાણ.
ભભ્ભા ભજનથકી ભય ટળે, નિશ્ચય કાલ કરાળ ન ગળે;
ભેખ ધરે જો સિદ્ધિ થાય, ભાંડ ભવૈયા વૈકુંઠ જાય;
જેવો ભાવ તેવા હરિ ફળે, ભભ્ભા ભજનથકી ભય ટળે.
મમ્મા માયા મનની જાણ, મારૂં તારૂં ખેંચા તાણ;
સઘળે સરખો આત્મારામ, સાંધા વાંધા મનનું કામ;
મારે મન હરિ ચરણે આણ, મમ્મા માયા મનની જાણ.

યયા ઓળખ નહિં જેહને, સંશય શોક સદા તેહને;
આતમ બુદ્ધિ ન ઉપજે કદા, આશા તૃષ્ણા બહુ આપદા;
દેહ ધરિશ દેખે દેહને, યયા ઓળખ નહિ જેહને.
રરા રામ ભજનમાં રહે, બીજું બકવું મુકી દે;
વળતો શીદ વદે છે વાદ, નીર વલોવે ના આવે સ્વાદ;
હરિનું હારદ હેતે રહે, રરા રામ ભજનમાં રહે.
લલ્લા લેતું આતમલાવ, ફરી ફરી નહી આવે દાવ;
છતી બાજી હારિશ નહી, સમજુને શીખામણ કહી;
હવે ન ચુકીશ આવો દાવ, લલ્લા લે તું આતમ લાવ.
વવ્વા વેદ વચન નિરધાર, જે પ્રીછે તે પામે પાર;
ઊંચ નીચનો અંતર નથી, સમજ્યા તે પામ્યા સદગતી;
સંશય સૌ તજવો અહંકાર, વવ્વા વેદ વચન નિરધાર.
શશ્શા સાધન સર્વે થયું, જેનું ચિત હરિ ચરણે રહ્યું;
હરતાં ફરતાં હરિનું ધ્યાન, તપ તીરથ તેને બહુ દામ;
કોટિ વિઘ્ન ભય દુકૃત ગયું, શશ્શા સાધન સર્વે થયું.
ખખ્ખા ખાંડનાં બીબાં ભરે, કોયલ કાગડો કુંજળ કરે;
મીન મગર બહુ જળચર જાત, જેવું બીબું તેવી ભાત;
મિસકિ જોતાં તો મન ઠરે, ખખ્ખા ખાંડનાં બીબાં ભરે.
સસ્સા સઘળે સુંદર શ્યામ, હરી વિના નહિ ઠાલો ઠામ;
અનેક રૂપે એનાં નામ, આદે અંતે એકજ રામ;
જો સમજે તો પૂરણ કામ, સસ્સા સઘળે સુંદર સ્યામ.
હહા હરી ભાળો ભરપૂર, દોષ કર્મ તો રહેશે દૂર;
રવિને રજની નહિ કો કાળ, તેમ આતમા પૂરણ ભાળ;
નિર્મળ નયણે નિરખો નૂર, હહા હરી ભાળો ભરપૂર.
સૌ અક્ષર સપૂરણ થયા, હરિ ગુરુ સંતે કીધી દયા;
અક્ષર અક્ષર આતમ બોધ, જો સમજે તો ટળે વિરોધ;
કક્કામાં કહ્યું કપરૂં જ્ઞાન, માને મન તો ચિત્તમાં આણ.
સંવત અઢાર બત્રીની સાલ, ચૈત્રસુદી સાતમ સોમવાર;
સંધેસર સાધુનું ધામ, ઠાકોર કુંજબિહારી નામ;
પ્રીતમ પ્રેમે અક્ષર કહ્યા, હરી ગુરુ સંતે કીધી મયા.

## કક્કો ૨ જો.

### (રાગ ધોળ.)

કરિયે કૃષ્ણ ઉપાસના, ધરિયે રૂદયામાં ધ્યાન;
ફરિયે નહિ ગર્ભવાસમાં, ઠરિયે ઠીક નિદાન. કરિયે.
ખોટા ખેલ સંસારનો, આતસબાજીનો રંગ;
કરતાં વર્ષ વિત્યાં ઘણાં, ક્ષણમાં થાશે તે ભંગ. કરિયે.
ગુરુગમ ગાઇયે ગોવિંદને, જિવનું જોખમ જાય;
દયા દાન ને દીનતા, તે તરવાનો ઉપાય. કરિયે.
ઘટ ઘટ પ્રત્યે રચના ઘણી, ભરિયા રત્ન ભંડાર;
હીરા મોતીની હાટડી, સદ્‌ગુરુ ખોળણહાર. કરિયે.
નિર્મળ નામ નારાયણનું, જુગતે જપશે જે કોય;
અવિચળ પદવી તે પામશે, આવાગમન ન હોય. કરિયે.
ચિંતવન કરિયે ચિદરૂપનું, ઇશ્વર બોલે છે આપ;
એને સમર્પે સુખ ઉપજે, ટળશે ત્રિવિધના તાપ. કરિયે.
છે છતિ વસ્તુ દેખે નહીં, જીવનું જોને અજ્ઞાન;
માયા પડદા મધ્યે પડયો, ભૂલવણીનું એ ભાન. કરિયે.
જન્મ મરણતણી આપદા, નથિ કાંઈ સંકટ સેલ;
ધંધો કરતાં ઢળી પડયો, જેમ કોઈ ઘાણીનો બેલ. કરિયે.
ઝાઝે લોભે લાગી રહ્યો, માયાની મધલાલ;
તેમ તેમ તૃષ્ણા વધે ઘણી, કૂટાયો કંઈક કાળ. કરિયે.
નૌતમ દેહ દુર્લભ દેવને, પ્રાણી પામ્યો છું તેહ;
હીરો નીછારે નાંખિયો, એમાં ન રહે સંદેહ. કરિયે
ટેક ધરીએ નિજ નામની, સેવા સમરણ ધ્યાન;
તે હરિરસ પીજીએ, મૂકી માન ગુમાન. કરિયે.
ઠીક ઠરીને રે બેશીએ, રાખીને રે વિશ્વાસ;
જઠરામાં જેણે જાળવ્યો, પરહર પારકી આશ. કરિયે.
ડગમગ હાલી શાને કરે, તારૂં ધાર્યું નહિં થાય;
ગમતું થાશે ગોવિંદનું, કોઇનું જાણ્યું નહિ જાય. કરિયે.
ઢાંકયો પાવક ધૂંમરે, ઢાંકયો વાદળે સૂર;
માયાયે ઢાંકયો આતમા, સમજણ રહિ ગઇ છે દૂર. કરિયે.
રણ સંબંધે આવી મળ્યાં, સુત વિત દારા ને દેહ;
લેવાં દેવાં જ્યારે મટે, મારગ લાગશો તેહ. કરિયે.
તોળ્યું તત્વ ત્રિલોકમાં, નહિ હરિ સમાન નામ;
બીજું સરવે એ બાદલું, અંતે આવે નહિ કામ. કરિયે.

થિરતા કરિને તું ન્યાળજે, રૂદે કમળમાં રૂપ;
બાહ્યાભ્યંતર ભાળજે, હરિનું અકળ સ્વરૂપ. કરિયે.
દેહતણું ફળ એહ છે, ભાવે ભજિએ ભગવાન;
બીજાં સાધન સંસારનાં,નહીં હરિ નામ સમાન. કરિયે.
ધ્યાન ધરજે પરિબ્રહ્મનું, જેમ કોઈ લોભીને ધન;
કામીને જેમ કામની, એવું કરિયે ચિંતવન. કરિયે.
નિશ્ચે જાણો રહેવું નથી, જૂઠો જગત વિલાસ;
એથી રહેજે તું અળગો, આઠે પહોર ઉદાસ. કરિયે.
પ્રીત નિરંતર કિજીયે, સદગુરુ સંતની સાથ;
રખે ઢોળી તું નાંખતો, અમૃત આવ્યું છે હાથ. કરિયે.
ફોગટ ફંદ સંસારનો, સ્વારથનો તે સનેહ;
અંતે કોઇ કોઇનું નથી, તું તો તેનો રે તેહ. કરિયે.
બાવન ઉપનીષદ વેદના, તેનું તત્વ વિચાર;
તતપદ ત્વંપદ ત્યાગીને, અસિપદમાં ચિત્ત ધાર. કરિયે.
ભારે ભેદ ગુરુદેવનો, કો ન પામે રે પાર;
શિવ વિરંચી ને સારદા, સેવે પદરજ સાર. કરિયે.
માયા મુળ વની વરખડી, મોરી ત્રિભુવન માંય;
નીત્ય નૌતમ ફૂલે ફળે, તાતી શીતળ છાંય. કરિયે.
જીવ અનેક નીપજાવતી, સેવે સુરનર વૃંદ;
અણુની આઘે અજા ઇશ, સૌને સરખો આનંદ. કરિયે.
રહિયે ઈશ્વરને આશરે, ધારણ ધારીને ધીર;
સુખ દુખ એણીપેરે આવશે,જેમ કાંઈ નાળિયેરમાં નીર. કરિયે.
લીલા કોઈએ લેતું નથી, એની ભૂલવણિ સોય;
નટ જેમ નજર-બંધી કરે, કળી શકે નહિ કોય. કરિયે.
વિશ્વ રહ્યું સઉ મોહીને, જૂઠી બાજીને જોય;
તેનો કરતા કોરે રહ્યો, જાણે તે જન કોય. કરિયે.
શશા શોધ સ્વરૂપને, તેને સમજે સુખ થાય;
નિદ્રા માંહી દુઃખ ભોગવે, તેતો જાગ્યેથી જાય. કરિયે.
ખોળે ખોટું સરવે પડે, નજરે નામ ને રૂપ;
બાંધી રૂંધી ઉભું કર્યું, જેવું કાષ્ટ સ્વરૂપ. કરિયે.
સંશય તેને શાનો રહ્યો, જેને બ્રહ્મ-વિચાર;
અગ્નિને ઉધેઈ અડે નહીં, રવિને નહિ અંધકાર. કરિયે.
હરિનો મહિમા અપાર છે,નિગમ નિરંતર ગાય;
અજ ઉમયાપતીઅહિપતી,નિશદિન ધ્યાનમાં ધાય; કરિયે.

પ્રેમ પયોધયે ઝીલીએ, સદગુરુ સંતોને સંગ;
પ્રીતમ તમને તે થકી, પ્રગટે પૂરણ રંગ. કરિયે.

---

## ગુરૂમહિમા.

### સાખિયો.

પ્રથમ નમૂ ગુરુ દેવને, જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યું દેહાભિમાન.
તત્વ સાર ત્રિલોકમાં, ગુરુ ગોવિંદજ રૂપ;
આદ્ય અંત્યમધ્યએહ છે,હરિ ગુરૂ સંત સ્વરૂપ.

### મોતીદામછંદની ચાલ.

હરી ગુરુ સંત સદા પદ સેવું, જેનું નિત્ય નામ નિરંતર લેવું;
ગુરુ ગોવિંદ એક રૂપ જાણુ, રખે ભિનભાવ રૂદેમાં આણુ.
ગુરુ ગોવિંદથકી છે અધીક, જેની પરમારથ કારણ શીખ;
ગોવિંદના સરજ્યા પડયા જિવ જાળ,ગુરૂ તેનિ મુકિત કરે તતકાળ.
એવા ગુરૂ પૂરણ પ્રેમ દયાળ, પોતાનો જાણીને કરે પ્રતિપાળ;
ગુરૂતણું જ્ઞાન ગ્રહ્યું શુકદેવ, સંસાર સમુદ્ર તર્યા તતખેવ.
મળ્યા ગુરૂ નારદને સુખ રાશિ,તો ટાળિ તતક્ષણ માયા ચોરાશિ;
ગુરૂ વિના કોઈ ના પામે પાર, જેના જશ ગાય ઉમા ત્રિપુરાર.
વિરંચી બ્યાસ વદે ગુરૂ ઇષ્ટ,ન જાણે મહીમા પ્રાણિ પાપિષ્ટ;
તેને ગુરૂ દ્રોહિ કૃતઘ્રી કહીયે, જેણે ગુરૂ જ્ઞાન ધર્યું નહિ હૈયે.
ગુરૂને આપ બરાબર જાણે, તેને જમ-દૂત વૈતરણિમાં તાણે;
ગુરૂને ગાળ કાઢે તે કપૂત,તેનું મુખ સૂળે ભરે જમ-દૂત.
ગુરૂની સેવામાં ચૂક પડાવે, તેને હરિ ચક્રનિ ધારે ચઢાવે;
ગુરૂની નિંદા સુણે નિરધાર,સિસુ ગાળિ રેડે તે શ્રવણ મોઝાર.
ગુરૂને ચરણે નમાવે ન શીશ; તેને શત્રુ રૂપે ગણે જગદીશ;
ગુરૂની સેજે જે પગ ધારે, તેને ત્રિલોકમાં કોણ ઉગારે.
ગુરૂ મરજાદ ન રાખે કોય, તેતો નર રણમાં રાક્ષસ હોય;
ગુરૂ વિના ચાકટ જેવો સાપ,જેનું, મુખ દીઠે ચઢે બહુ પાપ.
ગુરૂવિના નગરો ફરે જન જેહ, મુવા પછિ ઢોર અવતરે તેહ;
એવું ગુરૂ ગીતામાં કહે શિવરાય,જેને વેદ શાસ્ત્ર નિરંતર ગાય.
ગુરૂ બ્રહ્મ કેવળ જ્ઞાન સ્વરૂપ, જેને રૂદે આતમ તત્વ અનૂપ;
છે તત્વ મસીમાં અખંડ આનંદ, ત્રિગુણાતીત ટાળે ભવફંદ.

એવા ગુરૂ પ્રેમે કરી જે પૂજે, તેના ઘટમાંહિ ત્રિભૂવન સૂજે;
ગુરૂનું પ્રેમે ચરણોદક પીધું, તેણે ત્રિલોકનું તીરથ કીધું.
પામે પરસાદ ગુરૂનો પ્રીતે, જાણે તેણે જગ્ય કર્યા લક્ષ નીત્યે;
ગુરૂને પ્રેમ સંતોષ પમાડયા, જાણે તેણે ચૌદે લોક જમાડયા.
ગુરૂને પ્રક્રમા કરી લાગે પાય, તેને સહુ સાધન સેજે થાય;
એવા ગુરૂ જાણિને આવ્યો શરણ,નિવારો નાથ જનમને મરણ.
ધરિ દેહ પામ્યો મહા દુઃખ, હવે હરિ આપો અવિચળ સૂખ;
પિડાયો પાર વિના મહારાજ, હવે હરિ બાંહલ્યાની લાજ.
જોશો અપરાધ અમારા ઇશ, ત્યારે કોઇ કાળે હું કેમ તરીશ;
જ્યારે નિજ માત બાળકને મારે,ત્યારે તેને બીજું તે કોણ ઉગારે.
અભય પદ બિરદ તમારૂં હોય, આવે શરણે તેને હણે ન કોય;
તમો ગુણ ગાયે જો કર્મ ન નાસે,ત્યારે કોણ ચરણ તમારા ઉપાસે.
રવીને ઉગે રહે અંધકાર, ત્યારે તેને શીદ ઇચ્છે સંસાર;
અમૃતને પીધે જો રોગ ન જાય,ત્યારે શો અમૃતનો મહિમાય.
સુરતરુ સેવે ન ભાગે ભૂખ, ત્યારે તેને કોણ કહે સુરવૃક્ષ;
ગંગાજી નહાયે ન જાયે પાપ,ત્યારે શો ગંગાજીનો પરતાપ.
પારસને પરશે ન હોય હેમ, ત્યારે તેને પારસ કહિયે કેમ;
સિંહને શરણે જાંબુક ખાય, ત્યારે સિંહ શરણે ગયે શું થાય.
રામનામ લીધે દમે અજ્ઞાન, ત્યારે કોણ કહેશે ભલા ભગવાન;
કામ ક્રોધ લોભ લુંટે જ્યારે ચોર, ત્યારે શું નાથ તમારૂં જોર.
ધણીમાં જ્યારે મળે નહિ ઢંગ, તેની ત્રીયા ફરે ઉઘાડે અંગ;
પતીવ્રતા નાગિ પતિને લાજ, જુવો મનમાંહી તમે મહારાજ.
પિડા પામે દાસ પ્રભૂને ખોટ, અમોપર કાળ ચલાવે ચોટ;
પ્રભુનું ભજન કરે તે પિડાય, તેનો તમને બટ્ટો છે જદુરાય.
આપો નિજ ભક્તિ સંઘ ઊમરાવ, રૂદે ખેડું ઊજડ ફેર વસાવ;
બેસારોને બેરખ નામ તમારૂં, તેણે કરી કારજ થાય અમારૂં.
ત્યારે ફરિ નગર ન લૂટે કોય, જ્યારે રખવાળું હરીનું હોય;
આવી પ્રભુ કરો રૂદેમાં વાશ, ત્યારે સહુ થાય અવિદ્યા નાશ.
વરતાવોને એક તમારી આણ, ઉઘાડોને રામ રતનની ખાણ;
દીનપણું દુર કરો જદુનાથ, હવે હરિ હેત કરી ઝાલો હાથ.
બોલાવી પાસ બેસારો બાપ, પમાડો શીદ હવે પરિતાપ;
ભમાવો શીદ હવે ભગવાન, દયા કરિ દીજે અભયપદ દાન.
નાઠે નહિ છુટો ત્રિભુવન નાથ, ન મૂકું શ્યામ તમારો સાથ;
વેરી મેઘ બિંદુ બરાબર હોય, તમારો સંગ ન મુકું તોય.

માયાને વારો તમો રામરાય, નથી મુને જંપવા દેતી જરાય;
કરેછે સાંધા વાંધા બહુ જોર, એવું એનું કારમું કામ કઠોર.
હરિ ગુરૂ સંતમાં અંતર પાડે, જીવને લાલચ લોભ દેખાડે;
એને કોઈ જીતે મહાશૂર વીર, ડગે નહિ ધર્મ ધુરધંધર ધીર.
સાગર સાત તે અંજલિ નીર, ગોપદ ભૂમી ગગન સમીર;
શૂન્ય પૂરણ દેખે સોય, મૃત્યુ તેને અમૃતનું ફળ હોય.
રિદ્ધિ સિદ્ધિ મારે ન જોઈયે મુક્તિ, નમાગું જોગ સિદ્ધિની જુક્તિ;
નમાગું એકઃ છત્ર-સમ રાજ, ઇંદ્રતણા આસનનું શું કાજ.
ઇચ્છુ નહિ અજપદ ને કૈલાશ, ન માગું ગૌલોક વૈકુંઠ વાસ;
પદ રજ એક ચડાવું શીશ, તમારી મેહેર માયાને અધીશ.
ઇચ્છું નહિ અન્ય પદારથ કાંઇ, રાખો નિજ ચરણકમળની છાંઇ;
માગું પ્રેમ ભક્તિ સતસંગ સાર, માગું જશ ગાવા લીલા અવતાર.
માગું હરી પદરજ ચઢે મૂજ શીશ, એ માગું પ્રભુ દો આશીશ;
નડે નહિ કોઇ મને સંસાર, રહું નિજ નામતણો આધાર.
પ્રીતમ પતિ ઉધારણ નામ, તાર્યાં કંઈ કોટી પામ્યા નિજધામ;

## સાખી.

સત્ય નામ પ્રભુ તમતણું, સત્ય સતપુરૂષ વિચાર;
કહે પ્રીતમ શુધ ભાવશું, દીજે નિત્ય દેદાર.
ગાય શિખે ને સાંભળે, ધરે નિરંતર ધ્યાન;
કહે પ્રીતમ નર નારમાં, નહિ કો તેજ સમાન.

---

# જ્ઞાનમાસ.

## સાખી.

સદગુરૂને ચરણે નમું, માગું પ્રેમ પ્રસાદ;
દયા કરીને દિજિયે, હરિરસ અમૃત સ્વાદ.
વાણી શકે ન વરણવી, સદગુરૂતણું સ્વરૂપ;
બુદ્ધિ બળ પહોચે નહી, ઉપમા રહિત અનૂપ.
પરથમ પૂરણ પ્રેમશું, વંદુ સદગુરૂ ચર્ણ;
તાપ ટળે સંસારના, મટે જન્મ ને મર્ણ.

(રાગ સોરઠ—રત્નાના મહીનાનો.)

સાંભળ શુદ્ધ ચિતે કરી, હરીના ગુણ ગાન;
પ્રીત સહિત નિત નાથનું, રૂદયે ધર ધ્યાન.

ગુરૂપદ પંકજ પૂજતાં, ચૌદ લોક પૂજાય;
શિવ વિરંચિ ને સારદા, ગુરૂના જશ ગાય.
અંતઃકરણ હોય ઉજળાં, જડ તિમર ટળી જાય;
સરવે લાગે સુજવા, પદ-રજ મહિમાય.
જપ તપ તીરથ જોગનું, ફળ જે કેહવાય;
પ્રીતમ સદગુરૂ સેવતાં, તે તો સરવે થાય; સાંભળ.

## સાખી.

સદગુરૂની કરૂણા થકી, ઉપજે નિરમળ જ્ઞાન;
શુદ્ધ ચૈતન્ય તુરિયા પદે, રહે નિરંતર ધ્યાન.
કારતકે ચીત ચેત્યો નહીં, ઘડી લાખેણી જાય;
વળતી વિચારીશ જીવડા, પછેથી પસ્તાય.
જો જાણે તો બાંધજે, પાણી પેહેલી પાળ;
નીર ગયે નહી નીપજે, શીર તાકે છે કાળ.
કાયા કુસુમ છે કારમું, વેગે વણુસી રે જાય;
અમર થાય જેમ આતમા, એવો કરજે ઉપાય.
કહે પ્રીતમ તું પ્રીછજે, ઇચ્છજે કલ્યાણ;
સંત સમાગમ કીજિયે, મુકી મનની રે તાણ. સાંભળ.

## સાખી.

મનના પ્રપંચ મુકજે, કરજે તત્વ વિચાર;
રત્ન પદારથ જન્મ છે, નાવે વારંવાર.
માગસર માથા ઉપરે, મોટું મરણનું સાલ;
મારગ વહે છે ઉતાવળો, કોઈ આજ ને કાલ.
અંતે કોઇ કોઈનું નહી, રામનું લેને નામ;
એક ઘડી ન વિસારિયે, સૂખ સાગર શ્યામ;
જુઠી બાજી જોઇને, મનમાં આવી ભૂલ;
રૂડાં રંગે રળિયામણાં, સિમળાનાં ફૂલ.
સુત વિત્ત મંદિર સુંદરી, સૂખ સુપન વિચાર;
કહે પ્રીતમ સહુ કારમું, દીસે છે દિન ચાર; સાંભળ.

## સાખી.

મોતી સૌ ઉદકતણાં, તેના હાર ન થાય;
મિથ્યા મન મોદક કરે, તેણે ભૂખ ન જાય.

પોસે તે પ્રાણી પ્રીછજો, જેને ગુરૂગમ હોય;
પરમારથ પાકું રત્ન છે, જત્ન કરશે જે કોય.
અણછતું આપું માનીને, દુઃખ પામે અપાર;
શ્વાન સમાન આ જીવ છે, વહે શકટનો ભાર.
સામગ્રી સર્વે હરિતણી, ભોગવે સંસાર;
મારૂં મારૂં તે કરી રહ્યા, તેણે ખાયછે માર.
તન મન જેણે સોંપિયું, શ્રીહરીનેરે હાથ;
કહે પ્રીતમ તે પામિયા, વૈકુંઠનો સાથ; સાંભળ.

**સાખી.**

તજશે આપે આપદા, ભજશે પૂરણ-બ્રહ્મ;
પલકમાંહિ પ્રલયજ થશે, કોટી જનમનાં કર્મ.

માહ મહિને માયાતણો, મર્મ જાણે જેહ;
ભૂલવણીમાં ભુલે નહીં, તરે ભવજળ તેહ.
બાજીગરનો બાળકો, ગ્રહે હાથ ભુજંગ;
ઔષધ બુટ્ટીને ઓળખે, વીષ વ્યાપે ન અંગ.
નામ અમૃત જન જે પિયે, તે તો અંમર થાય;
જનમ મરણની આપદા, તેની તતક્ષણ જાય.
અજઉમયાપતિ, અહિપતિ, જપે નિશદિન જેહ;
અનંત કોટી ગૃહી ઓધાર્યા, પ્રીછે પ્રીતમ તેહ. સાંભળ.

**સાખી.**

સદગુરૂ સંત કૃપા કરે, પ્રગટે નિરમળ જ્ઞાન;
રવિ ઉદયે રજની ટળે, રહે નિરંતર ધ્યાન.

ફાગણ ફુલ્યો સોહામણો, ફુલી જુજવી જાત;
જોયાની રચના ઘણી, રંગ જૂજવી ભાત.
વિધ વિધ પેરની વાસના, ઉઠે અનંત અપાર;
મન ભમરો ભોગી થયો, રહ્યો વનમોઝાર.
ઠારે ઠારે દ્રુમ ઢાંકિયાં, આશા અમરવેલ;
નવપલ્લવ નૌતમ સદા, કોકિલા કરે કેળ.
લીલા લલિત સોહામણી, શોભાનો નહી પાર;
જન પ્રીતમ એવું જોઈને, રીઝયા રૂદયમોઝાર. સાંભળ.

**સાખી.**

નિરમળ નયણે નિરખતાં, દરશે નિજ દેદાર;
સાગરમાં સૌ ઉપજે, લહરી લોઢ અપાર.

ચૈતરે ચિત્ત ચિદરૂપમાં, થઇ રહ્યું તદલીન;
નીમિષ માત્ર ન્યારૂ નહીં, જેવું જળનુંરે મીન.
ચૈતન્ય સિંધુ ઝીલતાં, થયું શુદ્ધ શરીર;
સૌ ઇશ્વર સૌને વિષે, જેમ મણીકામાં હીર.
એને આધારે સૌ રચ્યું, પિંડ ને બ્રહ્માંડ;
સચરાચર શોભી રહ્યો, અવિનાશી અખંડ.
બ્રહ્મ જથારથ ભાળતાં, ભાગે મનનીરે ભ્રાંત;
પ્રીતમ પ્રીછે પાધરૂં, થાય સમજે તે શાંત. સાંભળ.

**સાખી.**

સદચિદ-આનંદ સરવમાં, ભરી રહ્યો ભરપૂર;
દિન રજની રહે રંગમાં, નિરમળ વર્ષે નૂર.

વૈશાખે જોતાં વેદમાં, મહા વાયક જ્ઞાન;
તત્વમશી તે તુંજ છું, અળગો નહિ આન.
વાયુને ખોળે વંટોળિયો, એમ ઈશ્વર જીવ;
વસ્તુ વિચારતાં એક છે, શ્યામ સુત્ર સદીવ.
અરસપરસ છે એકમાં, જેમ તરણીમાં તેજ;
ભિન્ન નહીં એમ બ્રહ્મથી, ઓળખે પદ એજ.
સલિતા સાગરમાં રહે, સાકર માંહે મીઠાઇ;
પ્રીતમ પુષ્પમાં વાસના, એવી ગુરૂગમ પાઈ. સાંભળ.

**સાખી.**

પટ તંતુ ન્યારો નહીં, જ્યમ હાટકને હાર;
જડ ચૈતન જગદીશમાં, તેજ પુંજ એક તાર.

જેઠે જનમ સફળ થયો, જાણ્યા જગદીશ;
અખિલ ભુવનનો આતમા, ગુણ માયાનો ઇશ.
વિશ્વ વિચત્ર છે જેવડે, કરે રંક કલોલ;
થંભ વિના થંભાવિયું, બ્રહ્માંડનું ગોળ.
રમવાને બાજી રચી, ધરી નવનવાં સ્વરૂપ;
સંશય શોક સ્વભાવથી, થયો જીવ સ્વરૂપ.
વિષય વૃત્તિને આંતરે, અવરાયો અનીત;
પ્રીતમ પોતાને વિસર્યો, કરે પરશું પ્રીત. સાંભળ.

**સાખી.**

અંતરજામી આતમા, માનો મિથ્યા ગર્વ;
માયાને પડદે રહી, મોહ પમાડયું સર્વ.

અશાડે અમરિતતણા, વરસ્યા વરસાદ;
હરિ હરિ સઘળે થૈ રહ્યું,થાવર જંગમ જાત.
ચિત ચાતક રંગે રટે, બોલે મન મોર;
જ્યાં ત્યાં ચૈતન-બ્રહ્મના, ઊગતા અંકોર.
સુખ સાગર સેજે ઉછળ્યો, સલિતા શુભસાર;
બ્રહ્મ નિરંતર જળ ભર્યાં, કોઇ ન પામે પાર.
માણે મત્સ મગન થઇ, મરજીવા સંત;
પ્રીતમ પલક ન્યારા નહીં, રસિયા રસવંત. સાંભળ.

## સાખી.

મહા મુગટ જાણે જગત, જે આપે અદ્રીત;
અણુલિંગી અકાશવત્, સ્વયપદ શબ્દાતીત.
શ્રાવણ સાધન શૂં કરૂં, સમરણ ને ધ્યાન;
અહંકર્તા ઉઠી ગયો, થયું સરવ સમાન.
પંચ કોશપદ હું નહીં, નહીં અંતઃકરણ;
ઇંદ્રી અવસ્તા ઉરમી નહીં.નહિ વેષ ને વર્ણ.
જીવ નહીં ઇશ્વર નહીં, નહિ માયા ને માન;
ત્રિધાવૃતી ત્રિગુણ નહીં, નહિ જ્ઞાતા ને જ્ઞાન.
સહુ પ્રકાશિત સરવનો, સાક્ષી શુદ્ધ સ્વરૂપ;
પ્રીતમ તે પરમાતમા, એ તો અકળ અનૂપ. સાંભળ.

## સાખી.

ચેન ચરિત્ર જેને નહીં, સૌમાં વ્યાપક સોય;
પ્રીતમ તેને પ્રીછતાં, આવાગમન ન હોય.
ભાદરવે એક રસ ભર્યો, સચરાચરમાંય;
પ્રલય સમે પાણી વિના, દીસે નહિ કાંય.
કોર કિનારો પાળી નહીં,નહિ આવરણ ને આડ;
એક ચિદાનંદ જોઇને, છળ-વિધા છાંડ.
સ્વતંતર અંતર નહીં, બાહ્યાભ્યંતર બ્રહ્મ;
એમ જાણે તે ઉપાસના,એ વિના મોટો ભ્રમ.
બ્રહ્મનિષ્ટા પળ નવ ચળે, અનન્યતા એહ;
પ્રીતમ પૂરણબ્રહ્મશું, જેને સાચો સ્નેહ. સાંભળ.

## સાખી.

દૃષ્ટ પદારથ જેટલું, તેનો થયો અભાવ;
તનમય તન તુરિયાતણો તે શું બન્યો બનાવ.

આસો લીલા અખંડ છે, નીરખી નિરધાર;
ઓઘ વળ્યા આનંદના, સૂખ સિંધુ અપાર.
ઇચ્છા ટળી ઈંદ્રલોકની, અજપદ કૈલાસ;
નહિ વૈકુંઠની વાસના, ભાજ્યો બ્રહ્મવિલાસ.
અધિકારીને આવશે, સમજણુ ને સાન;
મુક્ત થઇ તે માનશે, મુકી દેહાભિમાન.
સદ્ગુરૂની કીરપાથકી, ઉપનો આનંદ;
પ્રીતમ તે પદ પામીઆં, નહીં શૂર ને ચંદ. સાંભળ.

## સાખી.

જાણવુંતું તે જાણિયું, નથી જાણવું કાંય;
પોતે પોતામાં ભજ્યો, જયમ પ્યાલો પાણીમાંય.
ઉત્તરસંદે આદર કર્યો, રચ્યા દ્વાદશ માસ;
ખુટજે પ્રેમે પૂરા કર્યા, આણી અંગે ઉલાસ.
સોરઠ રાગ સોહામણો, સુંદર શુભ સાર;
અક્ષરે અક્ષરે અતિઘણો, અનુભવ ભંડાર.
સંવત અઢાર આડત્રીશે, કીધો એ વિચાર;
ચૈત્રવદી તીથી સપ્તમી, ઊતમ ગુરૂવાર.
ગાશે સાંભળશે શીખશે, કરશે રૂદયે વિચાર;
કહે પ્રીતમ પદ પામશે, નહી સંશય લગાર. સાંભળ.

---

# શૃંગાર સંગ્રહ.

## પદ ૧ લું.

રસીએ રંગ વધારિયા, અતિ આનંદમાં,
મોહનજી મંદિર પધારિયા અતિ આનંદમાં.
દયા કરી દુઃખ ટાળિયું, અ; ભાવશું સનમુખ ભાળિયું, અ.
પ્રભુ પ્રેમે પરસન કીધલાં, અ; આજ અમને દરશન દીધલાં, અ.
બંધાવું તોરણુ બારણે, અ; તન મન ધન કીજે વારણે, અ.
ઉત્તમ આસન આપિયાં, અ; ભવકેરાં બંધન કાપિયાં, અ.
પય સાકર પ્રેમે પીજીએ, અ; મુખ બીડી નાથની લીજીએ, અ.
સુખ સેજડલીનું સાર છે, અ; હૈડામાં હરખ અપાર છે, અ.
હું રસબસ થઇ રસમાં રહી, અ; રંગમાં રજની વીતિ ગઇ, અ.
પ્રીતમનો સ્વામી શામળો, અ; અબળા ઉપર અઢલક ઢળ્યો, અ.

### પદ ૨ જું.

સ્નેહ વધારી શામળે, રંગ ભેર રમતાં;
જેહેના દરશનથી દુખડાં ટળે, રંગ ભેર રમતાં.
કમળ નેન કરૂણા ભર્યા, રંગ; જોઇ લાલે લાખેણાં કર્યા, રંગ.
રસ વ્યાપ્યો પુરણ પ્રીતમાં, રંગ; વાહાલો વશ્યો ચતુર વર ચિતમાં, રંગ.
મન અટકયું મોહનલાલમાં, રંગ; ખંત લાગી લાલાજીના ખ્યાલમાં, રંગ.
સખી સુખ સાગર સેજે ઉછળ્યો, રંગ; મનગમતો વર મુજને મળ્યો, રંગ.
પ્રીતમનો સ્વામી પ્રાણપતિ, રંગ; કયમ મુકાય માહારી વતી, રંગ.

### પદ ૩ જું.

પાતળિયો પ્રાણ અધાર છે, ભાવે ભજીએ;
હોંશી હૈયાનો હાર છે, ભાવે ભજીએ.
વર વરવા સરખો છે સહી, ભાવે; એ સરખો નર બીજો નહી, ભાવે.
પ્રેમી જન કેરો પ્રાણ છે, ભાવે; સુંદરવર ચતુર સુજાણ છે, ભાવે.
એની રૂપ કળા ગુણ ચાતુરી, ભાવે; છે મોહન મુરત્ય માધુરી, ભાવે.
સુખ સાગર નાગર નંદનો, ભાવે; ગુણ પામી ગોકુળ ચંદનો, ભાવે.
પ્રીતમનો સ્વામી મન વસ્યો, ભાવે; જયમ હીરો હાટકમાં રસ્યો, ભાવે.

### પદ ૪ થું.

તનની પીડા સઊ ટળી, મોહન મળતાં;
મહા રસ વ્યાપ્યો વેલા, વળી મોહન મળતાં.
તનમન પલટું તે વારનું, મોહન; સુખ દીઠું જુગદાધારનું, મોહન.
હૈયડામાં હેત વધારીયું, મોહન; સેજે સઊકારજ સારિયું, મોહન.
આનંદે સુખ આપીયું, મોહન; દુખ જનમો જનમનું કાપિયું, મોહન.
સંશયનું સૂર સમાવિયું, મોહન; એહેનું રૂપ રસીલું ભાવિયું, મોહન.
થૈ પ્રફુલિત હેતે હૈયે, મોહન; રસ પ્રીતમ પ્રેમે શું પિયે, મોહન.

### પદ ૫ મું.

શામ સોહાગી આવિયા, નવલે નેહે;
ભુદરજી ભીંતર ભાવિયા, નવલે નેહે.
નેણ ભરીને નિહાળીયા, નવલે; તન તાપ ત્રિવીધી ટાળિયા, નવલે.
એહેનું રૂપ રસીલું જોઇને, નવલે; રહ્યું મનડું મહારૂં મોહીને, નવલે.
નવ અંબુજ નેન વિશાલ છે, નવલે; શિર મુગટ કુંડલ ગળેમાળ છે, નવલે.
પિતાંબર જામો જરકસી, નવલે; રહ્યા ચરણ કમળ ચિત્તમાં વસી, નવલે.
પ્રીતમના સ્વામીને ભજું, નવલે; બીજું સઊ તુચ્છ કરીને તજું, નવલે.

## પદ ૬ ઠું.

નવ રસના ભર્યા નાથજી, નૌતમ વયમાં;
રેહે સદા અમારી સાથજી, નૌતમ વયમાં.
વદન સુધારક સાર છે, નૌતમ; તે તેજ તણો ભંડાર છે, નૌતમ.
અધર અરૂણ ઓપે વળી, નૌતમ; દીસે દશન કુંદ કેરી કળી. નૌતમ.
નાસા જળ સુત સોહાવ્યું, નૌતમ; ભ્રુ મનમથ ચાપ ચઢાવ્યું, નૌતમ.
નેણુ બાણુ તીખી અણી, નૌતમ; હેલામાં મન લેછે હણી, નૌતમ.
રવી નંદક કુંડલ કાન છે, નૌતમ; રસીયાજી રૂપનિધાન છે, નૌતમ.
મૃગ-મદ ચંદન ટીકો કર્યો,નૌતમ; મણીમુગટ લસીત છોગો ધર્યો, નૌતમ.
નટવર છબી જોઇને, નૌતમ; ભજ પ્રીતમ ચીતડું પરોઇને, નૌતમ.

## પદ ૭ મું.

પામી પ્રેમ સ્નેહીને, પુરણ પ્રીતે;
રસ પીધો ઉરપર લેઇને, પુરણ પ્રીતે.
પ્રેમે પીઉજી માણિયો, પુરણ; જુગજીવન જુગતે જાણિયો, પુરણ.
જે કારણ જોગી દેહ દમે, પુરણ; તે રસીયો અમ સંગે રમે, પુરણ.
દિલ દેખી આવે ધરયો, પુરણ; તે ટાંણે નહીં અંતર કશો, પુરણ.
જન પ્રીતમનો સ્વામી મળ્યો, પુરણ; ભવસાગર કેરો ભે ટળ્યો, પુરણ.

## પદ ૮ મું.

સખી શામળીયો વર સાર છે, વાલે વરીએ;
ગુણવંતો ગુણ ભંડાર છે, વાલે વરીએ.
સઉ સુખદાયક લાયક હરી, વાલે; નીશદિન નીરખું નેણાં ભરી, વાલે.
એનું રૂપ રૂદયામાં રાખિયે, વાલે;સુખ જનમ કરમ જશ ભાખિયે, વાલે.
એ સુખ આનંદનો ઓઘ છે, વાલે; ભુદરજી ભજવા યોગ્ય છે, વાલે.
પ્રીતમ રસ પુરણ પીજીયે,વાલે; એને ચરણ કમળ ચીત દીજીયે, વાલે.

## પદ ૯ મું.

પ્રેમ સુધા રસ પીજીએ, આનંદ રસિયો;
સઉ સોંપી લાહો લીજીએ,આનંદ રસિયો.
કલ્પદ્રુમ તરૂણી તણો, આનંદ; તે ફાલ્યો ફુલ્યો છે ઘણો, આનંદ.
જુવતી જુગ સેવે સદા, આનંદ; તેની સદા સમાવે આપદા, આનંદ.
ઇચ્છા ફલ ગુણ શામના, આનંદ;પુરે જેની જેવી મન કામના, આનંદ.
પ્રભુ પ્રીતમનો ચતુર શિરોમણી,આ;તે અમર અખંડવર એ ધણી, આનંદ.

## પદ ૧૦ મું.

સખી શ્યામ કિશોર કુંવર જોને, કુંવર જોને, કુંવર જોને;
એહેનું મુખ જોઇ મનના વિકાર ખોને, સખી શામ કિશોર કુંવર જોને—ટેક.
વસુદેવ ને દેવકીના સુત કાહાવે, ધનુષ જાગ જોવા આવે; સખી.
કાલ કુબજ્યાનું ચંદન લીધું, તેહેનું રૂપ કમળા સરખું કીધું; સખી.
હુતા નંદરાય ઘેર ગોકુળમાં, મઘવાનું માન હર્યું પળમાં; સખી.
નિત્ય નિત્ય નીરખે નાર વૃજની, લોચન સુફલ કરોની સજની; સખી.
રસીક શિરોમણી રંગ રસિયો, પ્રીતમનો સ્વામી માહારે મન વસિયો; સખી.

## પદ ૧૧ મું.

જુવે જુવતી જરૂખે જાંખીને, જાંખીનેરે, જુવે જાંખીને;
કેહે પરસપર પાંકાને; જુ.
કરે માનુની મનોરથ મધુપુરની, છબી નેહે નીરખે નાથ નટવરની; જુએ.
મોર મુગટ કુંડળ વનમાલ, નખ શિખ સુંદર રૂપ રસાળ; જુએ.
તડીત સમાન પીત પટરાજે, શોભા જોઇ મનમથ લાજે; જુએ.
અમૃત દૃષ્ટિ ગંભીર ગેહેરી, સઉ કોઇ કહે કંસના વેરી; જુએ.
જયાં જ્યાં જાય શામ સુખરાશી, મોતીડે વધાવે પુરવાસી; જુએ.
વારવા જોગ સખી આ વર છે, સુંદરતાનો એ સાગર છે. જુએ.
માત તાતને કોણે ભરમાવ્યાં, અવર પુરૂષને પરણાવ્યાં; જુએ.
અવરય બીજું સખી શું કરીએ, પ્રીતમ સ્વામી પ્રેમે વરીએ; જુએ.

## પદ ૧૨ મું.—રાગ પરજ ગોડી.

ઓ આવેરે ઓ આવેરે, અલબેલો આનંદ રસિઓ;
સુંદર શામ સલોણો સજની, મોહનજી મહારે મન વસિયો. ઓ.
કરમાં ગેડી ને કમળ ફેરાવે, શિરસોહે ફેંટો ફુલ ભર્યો;
શ્રી ગિરિરાજ ધર્યો નખ ઉપર, ઇંદ્રતણો અહંકાર હર્યો. ઓ.
બકી બકાસુર શકટ તરણાવત્, ધેનુક વછાસુર પ્રલંબ હણ્યો;
કાળી દૂર કીધો દાવાનળ પીધો, કેશી કંસને કીટ ગણ્યો. ઓ.
કલ્પદ્રુમ વ્રજજુવતી કેરો, સંત તણો સુખકારીરે;
પ્રીતમનો સ્વામી પ્રેમ સ્નેહી, નટવર નવલ બિહારીરે. ઓ.

## પદ ૧૩ મું.

ચાલ સખી જોવાને જઇએ, જીવન જોવા સરખો રે;
રૂપ કળા ગુણ લક્ષણ પુરણ, નેણ ભરી ભરી નરખો રે. ચાલ.

ઘેરથી ગોપીજન નિસર્યાં, કર ધરી કંચન થાળ રે;
અગર કપુરે આરતી સાજી, સુંદર રૂપ રસાળ રે. ચાલ.
પય પકવાન મીઠાઈ મેવા, બીડાં બહુ તાંબુળ તણાં;
અધર રસ અરપે અંગ સમરપે, વ્રજજુવતીનાં જુથઘણાં. ચાલ.
કામ્યની કનકકમળ વન ફુલ્યો, મધ્ય મધુકર મોહનલાલરે;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, ભક્તવચ્છલ પ્રતિપાલરે. ચાલ.

પદ ૧૪ મું.

સુરભી સંગ શામળિયો આવે, જેમ ઉડગણમાં ઇંદુરે;
બાલ મરાલ વિશાળ મંડળી, ચરણ કમળ રજ વંદુરે; સુરભી સંગ.
ફુલીસ કમળ ધ્રુજ જવ જાંબુ ફળ, ચેહેન ખટદશ જોયરે;
હાટિક તડીત ઉદિત રવી રંગે, અંગ પિતાંબર સોહરે; સુરભી સંગ.
કેસરીક લંક અલંકૃત ભૂષણ, ભુજ અંબુજ નખજોતીરે;
વદન સુધાકર સુંદર શોભે, શ્રમ જળ નિરમળ મોતીરે; સુરભી સંગ.
અરૂણ અધર ધરી મધુર મોરલી, પ્રેમે પાસ બોલાવેરે;
રસ ભર્યાં લોચન ભવભયમોચન, આનંદ અતિ ઉપજાવેરે; સુરભી સંગ.
રવિ નંદક કુંડલ કર્ણ સોહે, મદન કોટી છબી છાજેરે;
કુટિલ કેશ આનન અંબુજપર, મધુપ મંદીલ બિરાજેરે; સુરભી સંગ.
મૃગ મદ ચંદન તિલક બિરાજે તેહેનું તે તેજ અપારરે;
મુગટ મયમણીપર મોર ચંદ્રિકા, ઇંદ્ર ધનુષ આકારરે; સુરભી સંગ.
નખ શિખ રૂપ નાથનું નિરખી, રાખ્યું રૂદયામોઝારરે;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, પ્રાણ તણો આધારરે; સુરભી સંગ.

પદ ૧૫ મું.

સુંદર રૂપ રસિકવર કેરૂં, કોટિક મનમથ લાજેરે;
કમળ વદન અંબુજ આંખડલી, ભાલ તિલક રંગ રાજેરે; સુંદર રૂપ.
મોર મુગટ મકરાકૃત કુંડલ, કર શિરોરૂહ સોહેરે;
નાભી નલિન નવલ પદ પંકજ, મુની મન મધુકર મોહેરે; સુંદર રૂપ.
કુશમહાર શણગાર શોભિતા, નીરખી નેન શરાયેરે;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સ્નેહી, ભેટે ભવ દુઃખ જાયેરે; સુંદર રૂપ.

---

## જ્ઞાન તથા ભક્તિ પ્રકાશ.

### પદ ૧ લું.

રામજી સત્ય છે સાંભળ સાચું કહું તુજને, એક વાતડલી ચિત ધરજેરે;
જો સુખ ઇચ્છે આપણું, તો સંત સમાગમ કરજેરે.

સંતસંગે સુખ છે ઘણું, દુઃખ કોટિ જનમનું કાપેરે;
જીવતણી બુદ્ધિ પાલટે, સુધ ગ્નાન જથારથ આપેરે.
શીતલ નીરમલ સંતને, કાંઇ વદન સરોજની વાણીરે;
સાંભળતાં સંશય ટળે, મલે પ્રેમ સારંગપાણીરે.
શબ્દે સંસાર છુટીયે, જમકીંકરનો ભે ભાગેરે;
નૌકાસ્વરૂપી સંત છે, ભવ તરતાં વાર ન લાગેરે.
એહેવી સંગત્ય સંતની, તનમનના તાપ નિવારેરે;
પ્રીતમ પુરણ પ્રેમશું, સુખ સાગર સ્નેહ વધારેરે.

## પદ ૨ જું.

સંત વિના સંસારમાં, કો હરીનો મરમ ન જાણેરે;
શ્રીમુખ મહીમા સંતનો, પ્રભુ પુરણ પ્રીત્યે વખાણેરે;
નારદ પ્રત્યે નાથજી, તે સંત તણા જશ ભાખેરે;
સંત મને વાહાલા ઘણા, નીત રૂપ રૂદયામાં રાખેરે.
સંત સદા સુખધામ છે, માહરે રેવાનું નિરધારરે;
સંતની રક્ષા કારણે, ધરૂં અવનીમાં અવતારરે.
અસર પરસ રહું એકમાં, જેમ સાકરમાં મીઠાઇરે;
પુષ્પ મધ્યે જયમ વાસના, તેમ સંતમાં સહુ સમાઇરે.
તરૂણ તેજ ન્યારૂં નહી, કનક કુંડળ ભીન રૂપરે;
જલ તુરંગ નહી જુજવા,એમ સંત તે માહારૂં સ્વરૂપરે.
સંત ચરણ રજ વંદશે, તે સર્વ શિરોમણી થાશેરે;
શીવ વિરંચિ સારદા, તે સંતતણા ગુણ ગાશેરે.
મૂલે પાણી સીંચતાં, ફલફુલ પાદડે ફરશેરે;
જે સંતોખે સંતને, તેહેના સઘળાં કારજ સરશેરે.
સંત તણો મહીમા ઘણો, તે કોઈ વીરલા જન જાણેરે;
પ્રીતમ પુરણ પ્રેમશું, પ્રભુ સંતનો સુજશ વખાણેરે.

## પદ ૩ જું.

સંતને તીરથ રૂપ છે, માહે રામ સુધાજલ ભર્યુંરે;
વચન લેઇ આનંદમાં, તન પરસે પાતક હર્યુંરે.
સાધું ચંદન બાવના, સેવે તે શીતલ થાયરે;
તાપ પાપ ભવ આપદા, સૌ દુકીત દૂર પળાયરે.
કામધેનું ચિંતામણી, મનકામના પુરણ થાયરે;
રૂદે કોમળ નવનીતથી, પરતાપે ઓગળી જાયરે.

સંત સજીવન ઔષધી, ભવ રોગોનો તાપ નિવારેરે;
સંસાર અપાર સમુદ્ર છે, એક પલકમાં પાર ઉતારેરે.
સંત વચન બિંદું સ્વાતિનું, મન છીપમાં મુક્તા થાયરે;
પ્રીત સહીત ચીત પ્રોઇલે, તેનું જનમતણું દુઃખ જાયરે.
જે જાણે સુખ સંતનું, તે પળભર સંગ ન છાંડેરે;
પ્રીતમ પુરણ પ્રીતડી, તે મન ક્રમ વચને માંડેરે.

### પદ ૪ થું.

પ્રીત્ય વિના પ્રભુ દુર છે, તમે જોજો જુક્ત કરીનેરે;
શુદ્ધ પ્રેમ જેને પ્રગટે, તે ભાવે ભેટે હરીનેરે,
પ્રીત્ય જુઓ વૃજનારની, જેણે વશ કીધા વનમાળીરે;
તન મન સદા વિસાર્યાં, લોકલાજ મરજાદા ટાળીરે.
સાચી પ્રીત્ય એક મીનની, તે નીર વિના નવ જીવેરે;
જુઓ પ્રીત્ય પતંગની, તે દેહ દહનરે દીવેરે.
ચીત ચેટયું ચકોરનું ચંદ્રશું, તે પ્રીતે પાવક પ્રાસેરે;
રવી રેહે લખ જોજને, જળ મધ્યે કમળ પ્રકાશેરે,
પય ને પાણીને પ્રીતડી, એકમેક થઇને જાયરે;
આપે બળે પય ઉગરે, તે સાચો સ્નેહ કહેવાયરે.
પ્રીત જુઓ પંખી તણી, જળ ચાત્રક ચંચ ન બોળેરે;
અંબુ પીએ આકાશનું, અવનીનું નીર ન ડોળેરે.
નર માદા મોતી જુઓ, સત જોજનપર વેચાયરે;
આવી મળે તે એકઠાં, અદક્ષણું અળગાં નવ થાયરે.
પ્રીતમ એવી પ્રીતડી, ગુરૂ સંતની સાથે સાચીરે;
તે પુરણ પદ પામિયા, કાંઇ કહેણી ન રહી કાચીરે.

### પદ ૫ મું–રાગ બીજો.

ગુરૂ ગમે ઘટમાં જોયોરે, સંશય સરવ ટળ્યો;
અવિનાસી ચૈતન્ય રે, શબ્દાતીત મળ્યો.
ચતુર દલ ચીતવી રે, ખટ દલ માંહે ખળ્યો;
દશ દલમાં દીઠો રે, દ્વાદશ દશમાં મળ્યો,
ષોડશ દલ ખુપ્યો રે, દ્વિ દલમાં દરસો;
સહસ્ત્ર દલ ચઢયો રે, પંખી થઇ પરસો.
નહી નાદને વાણી રે, રવી શશી જોત્ય રહી;
શુદ્ધ સ્વયં પ્રકાશી રે, દુનિયા ભાસ નહી.
નહી આપ્ય એ ઉરમી રે, નહી માયા મમતા;
પ્રીતમ સ્વયે પોતે રે, શુન્ય સીખર સમતા.

## પદ ૬ ઠું.

આતમમાં તીરથરે,તત્વ વિચારતણું;ચૈતન્યસાગરમાંરે,નાહવાનું ફલછેત્રણું.
ગલફીમાં ઝીલોરે,નીરમલ નીરવડે; ગંગાને જમુનારે સરસ્વતી પૂર ચઢે.
પરભાતમાં પ્રાગેરે, તાહાં થાયે તરવેણુ;મર જીવા જોગીરે, ઝીલે દીન રેણી.
કાયા કાશીમાંરે, વિશ્વના નાથ વસે; પ્રીતમ પદ પરસેરે, તે તદરૂપ થશે.

## પદ ૭ મું.

સદ્દગુરૂને શબ્દેરે, સઉ તીરથ તેહુને; પંડમાં છે પોતેરે, જીતી ફરે જેહુને.
ગુરૂદેવ દયા કરેરે, તેહુનેસઉ સુઝે; એ લે બહુનામીરે, બીજો શું બુઝે.
અંતરગત્ય ઇશ્વરરે, આપે અવિનાશી; પોતાની ભુલેરે, ભમે લખ ચોરાસી.
છે શ્રીમંત સુખિયોરે,રાંક થઇ રઝળ્યો; માયાને સંગેરે, ત્રીવિધી તાપે બળ્યો.
સદ્દગુરૂને સેવેરે, તો નીજ રૂપ જડે; તનમાંહુ તપાસેરે, પોતે પોતા વડે.
નખશિખ લગી ન્યાળોરે, ન મળે કોઇ બીજો; પ્રીતમ એક અદ્વીતરે,
જોઈ રૂદયે રીઝો.

## પદ ૮ મું.

પુરણાનંદ પોતેરે, પરપંચ પરહરતા;
કારણનું કારજરે, લઈ અલગું કરતા.
નભ પવન નહીરે, નહી અંબુ અવની;
પંચ વીસે સુતુષ્ટીરે, નહી સુક્ષમ નવની.
દસે ઈંદ્રી અવસ્થારે,નહીં સ્થલનુ ઠેકાણું;
સુરજ જેમ સાક્ષીરે, એમ આત્મા જાણું.
અનવયવ્યતિરે કેરે,જયમ છે ત્યમ જોયું;
પ્રીતમ છે સ્વરૂપેરે,નહિ પામ્યો નહિખોયું.

## પદ ૯ મું.

ભુલ ઘણી ભાગીરે, બ્રહ્માનંદ ભાસ્યો;
શુદ્ધ ચૈતન્ય સાક્ષીરે, સઘળે પ્રકાસ્યો.
ટળ્યું તિમીર ત્રિગુણનુંરે, તુરિયા તેજ ઘણું;
અખંડ અજવાળુરે, નીરમળ નામતણું.
એકરસ અવિનાશીરે, શુદ્ધ રૂપ સ્વેજોતી;
તરવેણી તારેરે, પ્રોયું મન મોતી.
હરી હાર હીરાનોરે, પેહેરો પ્રીત ધરી;
થઇ પ્રેમ સોહાગનરે, પુરણ મન મોદભરી.
પામી અચળએહેવાતણુરે,અખંડ વરવરતાં;
પ્રીતમના સ્વામીરે, સંગઆનંદ ધરતાં.

## પદ ૧૦ મું.

જગતનું સુખ ઝાકળનું છે પાણીરે, જાણી લે;
વણુશી જાતાં વાર નહી સત વાણીરે, જાણી લે.
સીસાબાજી સંસારનો છે ખેલરે, જાણી લે;
એ વિચારી અહંકાર તું મેહલરે, જાણી લે.
જોતાં જોતાં જાવું છે તતકાળરે, જાણી લે;
રેંહેટ તણી ગેડયો જેહેવી ઘટમાળરે, જાણી લે.
એક ભરાયે એક ઠાલી થાયરે, જાણી લે;
એક અવતરે એક મરીને જાયરે, જાણી લે.
પરમારથને પંથે પગલાં માંડરે, જાણી લે;
કુડ કપટ ને છળવિધા તું છાંડરે, જાણી લે.
પાપ પુન્યનો ઉત્તર દેવો પડશેરે, જાણી લે;
જમકિંકર જ્યારે આવી પડશેરે, જાણી લે.
માટે ગરવ તજી ગોવિંદ ગુણ ગાજેરે, જાણી લે;
પ્રીતમ પ્રભુને ભજીને પાવન થાજેરે, જાણી લે.

## પદ ૧૧ મું.

મીથ્યા માયામાં શું મોહ્યો મૂઢ રે, ચેતી લે;
હું હું કરતો શું હિંડે છે કૂડ રે, ચેતી લે.
કુબુદ્ધિથી તાહારૂં કરતબ્ય કાંયે ન ચાલેરે, ચેતી લે;
હરીના હુકમ વિના તો તરણુ ન હાલે રે, ચેતી લે.
મુરખ મીથ્યા મમત કરિયે શું થાય રે, ચેતી લે;
તુજથી ત્રૂટો વાળ નવ સંધાય રે, ચેતી લે.
મ્હારૂં મ્હારૂં કરતો જો સમરીને રે, ચેતી લે;
મનુષા દેહ તે મળ્યો નથી હરીને રે, ચેતી લે.
મલીન માયા મૃગ તૃષ્ણાનું તોય રે, ચેતી લે;
ઓસતણા મોતીના હાર ન હોય રે, ચેતી લે.
અંજલીનું જળ ક્ષણ ક્ષણ ઓછું થાય રે, ચેતી લે;
એણીપેરે આવરદા તાહરો જાય રે, ચેતી લે.
આવો બનાવ બને નહી બીજીવાર રે, ચેતી લે;
પ્રીત પ્રભુને ભજતાં ભવનો પાર રે, ચેતી લે.

## પદ ૧૨ મું.

હું માહરૂં તે સંસારનું છે મૂળરે, સમજી લે;
ક્ષણ ક્ષણ સાલે સંશે રૂપી શૂળરે, સમજી લે.

માહારૂં તાહારૂં મટતાં ભવનો અંતરે, સમજી લે;
સૌ શાસ્ત્ર પોકારી કહે છે સંતરે, સમજી લે.
દ્રુમ તણે દૃષ્ટાંતે આ વૈરાટરે, સમજી લે;
પત્ર તણી પેરે આવે જાયે ઘાટરે, સમજી લે.
કનકકુટ જેમ ઘાટ ઘડીને ભાગેરે, સમજી લે;
એમ એને બ્રહ્માંડની વાર ન લાગેરે, સમજી લે.
ઇંદ્રજાળ જ્યમ બાજીગરનો ખેલરે, સમજી લે;
કુમર કેઃકડાં ગુંચાયાં ઉકેલરે, સમજી લે.
શું સુતો છે અચેત આલસ આણીરે, સમજી લે;
આયુષ્ય તાહારૂં ઓસતણું છે પાણીરે, સમજી લે.
સંસાર સુખથી રેહેજે સદા ઉદાસરે, સમજી લે;
જ્યમ મધુકર ન કરે ચંપક વનવાસરે, સમજી લે.
સ્વાસે સ્વાસે સમરણ કરજે સારરે, સમજી લે;
રખે ધરતો તું દેહ તણો અહંકારરે, સમજી લે.
હરી નામ હીરો રુદામાં રાખેરે, સમજી લે;
પ્રીતમ પ્રેમે પ્રેમ સુધારસ ચાખેરે, સમજી લે.

## પદ ૧૩ સું.

રામ રસાયણ પ્રેમ ધરી જે પીશેરે, માણી લે;
તેહને અખીલ લોકોનું દૈવત દીસે રે, માણી લે.
અમર થાય તે મરે નહીં કોય કાળરે, માણી લે;
આપાર હીત થઇ આપોપું સંભાળરે, માણી લે.
અજર પ્યાલો અધર ફરે છે જેહરે, માણી લે;
મરજીવા હોય તે મુખમાંડી લેહરે, માણી લે.
આળસ નિદ્રા ભુખ તરસ સઉ ભાગેરે, માણી લે;
ત્રિભોવન પતીશું તનમાં તાળી લાગેરે, માણી લે.
અખંડ બ્રહ્મ જુએ એક મેક થઇ જાયરે, માણી લે;
સાગર નીર ભળ્યું ન્યારૂં નવ થાયરે, માણી લે.
તેહેના સુખને અવર ન જાણે કોયરે, માણી લે;
અમૃતપાન કરી અતિ આનંદ હોયરે, માણી લે.
મહા મગન થઇ મુંગો મીસરી ખાયરે, માણી લે;
પતીનું સુખ સુંદરીયે કયમ કહેવાયરે, માણી લે.
શુદ્ધ વિચાર કરી સુખ માંહે સમાયોરે, માણી લે;
કહે પ્રીતમ તે રંગમાંહે રંગાયોરે, માણી લે.

## પદ ૧૪ મું-રાગ કોલેરો.

જાણે નહીં જગજીવન અભાગી, મરણ તણો ભય મોટોરે;
કાચા કુંભ બરાબર કાયા, જેવો જળ પરપોટોરે. જાણે.
કૈરવ, કંસ, જરાસંધ, રાવણ, દંતવક્ર, શિશુપાલરે;
એહવા ગયા તેહેની નહીં ગણતી, દેતા સાગર ફાળરે. જાણે.
મણીધરના મુખ માંહે મીડકી, મીડકી માખ્યને મારેરે;
એહવો આ સંસાર ખેલ છે, વીરલા જ્ઞાન વિચારેરે. જાણે.
જકત જીવ ચતુરાનું ચાવણું, કે ખાધા ને કે ખાશેરે;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, તે નર નીરભે થાશેરે. જાણે.

## પદ ૧૫ મું.

પરમારથ પ્રીછો નહીં પ્રાણી, ઇચ્છો આપ સવારથરે;
મૂઢમતી માયામાં મોહ્યો, ખોયો જનમ અકારથરે. પરમારથ
આપણી હોંસે હેડમાં પેઠો, અચેત પામર પોતેરે;
કામધેનુનું પય ઢોળીને, સુજડે સ્વાની દોહોતોરે. પરમારથ
રત્ન પદારથ જનમ ગમાયો, ધાયો ધંધા માંહેરે;
કેહે પ્રીતમ તે અંતની વેળા, કામ ન આવ્યું કાંયેરે. પરમારથ

## પદ ૧૬ મું.

સાકુટ નરનો સંગ ન કરીએ, મરીયે માહા વિખ ખાઇરે;
પરવત ચઢી પડીયે પાવકમાં, તેથી દુષ્ટ દુખદાઇરે. સાકુટ.
લેઇ સાણુસા અંગ મરોડે, વીંછી તોડે તનરે;
સિંધ ખાયે ભાવે વસિયે ભુજંગમાં, પણ મળશો નહી દુરજનરે. સા.
નર તે કેહેને કહિયે, જેહેને હૈયે દ્વેષ ઘણોરે;
હરીગુરૂ સંતની કરે અવગણના, શત્રુ સઉ જુગ જીવ તણોરે. સાકુટ.
નહી આધીન ગુરૂ ગોવિંદનો, જ્ઞાન હીણુને ઘણું ગુમાન;
કેહે પ્રીતમ તેને પરહરીયે, જ્યમ ખર સુકર શ્વાન સમાન. સાકુટ.

## પદ ૧૭ મું.

જે મુખમાં નહી સીત ચરણામૃત, તે મુખ નહી ન હોય પવિત્રરે;
બળ્યા ઘરના ગોસ બરાબર, જેણે ગાયાં નહી ગોવિંદ ચરીત્રરે. જે.
સુકર કુકર પ્રેત તણી પેરે, પોષ્યો પીંડ બહુ પાપેરે;
અડયા થકી સ્નાન ઉપજે, સદા અસુચી આપેરે. જે.
મરિયે પણ સુપને નવ કરીયે, એહવા પુરુષનો સંગરે;
સંગ થકી સઉ સુક્રીત નાસે, પડે ભજનમાં ભંગરે. જે.

કૃપા કરે ગુરૂ દેવ દયાનિધિ, તેનાં તાળાં ત્રુટેરે;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, ભવનાં બંધન છુટેરે. જે.

### પદ ૧૮ મું.

સત્ય સુધા શ્રીકૃષ્ણ નામ છે, જે જન જુગતે ચાખેરે;
પ્રીત્ય સહિત નિત્ય નેહધરિ, હરિરૂપ રુધામાં રાખેરે. સત્ય.
કોય કેહે સુધા રેહે સિંધુમાં,કોય કહે શશિમાં છે સહીરે;
કો કહે વનિતા વદન રહે, જયમ કેહે છે ત્યમ વાત નહીરે. સત્ય.
સાગરમાં હોય તો નોય ખારો,શશિકલા કયમ જાંખી હોયરે;
પીયુ પ્રેમદાને વદન વસે તો, પતિ પોતાનો નાશ ન હોયરે. સત્ય.
પ્રેમ પીયુખ મુખ વસે વૈષ્ણવને,પ્રેમ ધરે તેહને રસ પાયરે;
કહે પ્રીતમ પીતા હોય અમર,જનમ મરણનું જોખમ જાયરે. સત્ય.

### પદ ૧૯ મું.

કુરમ કહીપેરે અંગ સમેટે, ઉપર દીસે નહી આકારરે;
જીવ જંત જોઇને વળે પાછો, તેહેને એ ન મળે સંસારરે. કુરમ
ઇંદ્રી દેવ વિષે ગુણ વરતી, સરવ સંકોચ ન કીજેરે;
મોતી કાજય પડે મરજીવા, એમ અમીરસ પીજેરે. કુરમ
જોગીનો જીવ જડે નહીં જમને, કાલ રેહે શિર કુટીને;
અમૃત પાન કોટિ થયા અમર, શું કરે રવિસુત રૂઠીને. કુરમ
રવિનાં કીરણ રેહે જયમ રવીમાં, સરિતા સાયર માંહે રહે;
કેહે પ્રીતમ એમ હરીમાં હરીજન,નિમીષ માત્ર તે ન્યારા ન રહે. કુરમ

### પદ ૨૦ મું.

કાયારે તાહારી કામ ન આવે, જો કરે કોટી ઉપાયરે;
વણશી જાતાં વાર નહીં લાગે, જો કુંદન કાપીને ખાયરે. કાયારે.
દેહીના સ્નેહી સકળ સ્વારથિયાં, અંત્યે અળગાં રેહેશેરે;
એક ઘડી ઘરમાં નહીં રાખે, કાઢો કાઢો કેહેશેરે. કાયારે
પાંચ સાત દિન કોયક સંભારશે, વળતી મુકશે વિસારીરે;
પોતે પોતાને મારગ લાગશે, કોણ પુરૂષ કોણ નારીરે. કાયારે.
સુપનાનું ધન્ય જોયા સુધી, તેણે કાંઈ કારજ નવ થાયરે;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, અમુલખ અવસર જાયરે. કાયારે.

### પદ ૨૧ મું.

જે જને હરીનુ નામ ન જાણ્યુ, તે પસ્તાયા પ્રાણીરે;
વેઠ વેલું દલી તે પુરૂષે, મૃગજળ માયા માણીરે. જે જને.

ધન્ય દારા સુત કુટુંબ કબીલો, મૂઢમતી શું મોહ્યોરે;
ચિંતામણી પામ્યો મનુષા દેહ, તે ખડભડમાં ખોયોરે. જે જને.
જનમ ધરી જુગદીશ ન જાણ્યા, હરી રસ અમલ ન પીધોરે;
કેહે પ્રીતમ એળે ગયો અવસર, એકે અરથ ન સીધોરે. જે જને.

## પદ ૨૨ મું.

આનંદકારી અચલ વિહારી, ગિરિવરધારી ગોકુલચંદરે;
સુખ સાગર નાગર ગુણ આગર, ગોપીવર ગોવિંદરે. આનંદ૦
ઇંદ્ર કમળ ભૂ શેષ સનકાદિક, નિગમ નિરંતર ગાયરે;
અગમ અપાર હરીનો મહીમા, કોણે કળ્યો નવ જાયરે. આનંદ૦
ચિંતામણી સુરધેનુ કલ્પતરૂ, જે સેવે શુદ્ધ ચિત્તે સારરે;
રિદ્ધ સિદ્ધ મુક્ત ચતુરધા દાશી, સુખરાશી હરિનામ ઉદારરે. આનંદ૦
પાપ તાપ દીનના ટાળે, અખડ અભેપદ પામેરે;
કેહે પ્રીતમ પ્રભુનામ સમરતાં, અનેક આપદા વામેરે. આનંદ૦

## પદ ૨૩ મું.

લંપટરે તુને લાજ ન આવી, મુરખ મંદ અભાગીરે;
શાસ્ત્ર પુરાણ કેહે સમજાવી, સમજણ લેશ ન લાગીરે. લંપટરે.
શ્વાન પુંછને સાકુટનું મન, તે સુધું નવ થાયરે;
નીર વલોવે નવનિત ન મળે, શ્રમ કર્યો તે જાયરે. લંપટરે.
કેસરી કુંજર કોયક કરે વશ, વશીગરને વશ લાવેરે;
ચંચલ ચોર ચપળ મન જુઠું, કયમે કર્યું હાથ ન આવેરે. લંપટરે.
દુષ્ટ પાપીષ્ટ ઇષ્ટ નહી એહને, જેહને દુરમત્ય ઝાઝીરે;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, પરહસ્ય પરપંચ બાજીરે. લંપટરે.

## પદ ૨૪ મું.

માયા સહુને મોહ પમાડે, હરીજનથી રહી હારીરે;
જેહનો ધણી જોરાવર કહાવે, તેણે કાઢી નારીરે. માયા૦
બાજીગરની બાજી માહે, જંબુરો સઉ જાણેરે;
નાડિનો નાગ કરી દેખાડે, ભેદી ભેદ નવ્ય આણેરે. માયા૦
પીછાં કેરૂં કરે કબુતર, જોઇ જગત મોહ પામેરે;
ધુળનું ધન્ય કરી દેખાડે, સેવક ન ભુલે ભામેરે. માયા૦
હરીરસ અમલ અખંડ ખુમારી, જે પ્રેમે કરી પીશેરે;
કેહે પ્રીતમ કારજ સર્યું જેહનું, કયમ બીજાથી બીહીશેરે. માયા૦

## પદ ૨૫ મું.

કાયા કલ્પદ્રુમ સમ જાણો, શોભા વરણી ન જાયરે;
કર્મનાં મુળ અનાદી ઊંડાં, ફુલે ફળે સદાયરે. કાયા૦
સત સાખા સાખા ડાળ દ્વાદશ, પત્ર છત્રીસ હજારરે;
આશા વેલ રેહે નવ પલ્લવ, પુષ્પ તણો નહી પારરે. કાયા૦
જીવ ઇશ્વર પંખી બેઉ બેઠા, એક જોગી એક ભોગીરે;
જોગી જોગ જોગતે શું જીવે, ભોગી તે અતિ રોગીરે. કાયા૦
કાળ કુંજર કરે ધ્વંસ દ્રુમનો, ચૈતન્ય ચોકી રેહેનેરે;
જન પ્રીતમ એહવું જાણીને, નામ અમર ફળ લેનેરે. કાયા૦

## પદ ૨૬ મું-રાગ કનડો.

નિરમળ નામ નિરંતર લેરે,
રામ અનંત મુકંદ મોરારી,શ્રી ગિરિવર ધારી ગોવિંદ કેહેરે; નિરમળ.
કેશવ કૃષ્ણ કૃપાનિધી માધવ, સંભારે સઉ શોક હરેરે; નિરમળ.
શ્રીવર સુંદર શ્યામ મનોહર, રૂપ અનેક થઇને રમેરે; નિરમળ.
નારાયણ મધુસૂદન મોહન, ત્રિભોવન તારણ ત્રીકમ છેરે; નિરમળ.
પ્રીતમ પ્રીત્ય સહિત મન ભાવે,રાત દિવસ હરી રંગમાં રેહેશે; નિરમળ.

## પદ ૨૭ મું.

નામ વિના ગતી મુક્તિ નહીરે,
સેહેસાનન ચતુરાનન શંકર, સાંખ્ય સંત શ્રુતી આગમ કહીરે; નામ.
અજામેલ ગજ ગીધ વ્યાઘ્ર કપી,ગુણકા વિમાન ચઢિ ગગન ગઇરે; નામ.
નામ આધાર તરે જળધર મહીધર, મૂઢમતી મન સમજ સહીરે; નામ.
તપ તિરથ વ્રત દાન જજ્ઞ ફળ, નામ સમોવડ નાવે એહીરે; નામ.
રામનામ સઉ માંહે શિરોમણુ, ભજ્ય પ્રિતમ રસ રૂપ થઇરે; નામ.

## પદ ૨૮ મું.

રામ સુધા રસ જે જન પીવે,
અધાપિ સિદ્ધ નવનિદ્ધ મુક્તિ, ચતુરધા ચાર પદારથકું નહી છીવે; રામ.
બ્રહ્મપ્રકાશ હોય ઘટ ભીંતર, તિમીર ટળી જાય અમીરસ દીવે; રામ.
જરા ન ઝંપે કાળ ન વ્યાપે, અમર જુગો જુગ તે નર જીવે; રામ.
ધ્રુવ, પ્રહલાદ, નારદ, સનકાદિક, અજર પીયાલો પીધો શિવે; રામ.
કેહે પ્રીતમ થયા તે તદવત્, જમકિંકરથી કો નવ બીવે; રામ.

## પદ ૨૯ મું.

તું તારૂં તન દેખ તપાસી,
મટે મોહ મમતા મદ માયા, તો કાયામાં કેદાર ને કાશી; તું તારૂં.
જાગ્રત સ્વપન સુસુપ્તિ તુરીયા, રોમ્ય રોમ્ય રહ્યો પ્રકાશી; તું તારૂં.
તું છે સુક્ષમ કારણનો દૃષ્ટા, આનંદરૂપ અખિલ અવિનાસી; તું તારૂં.
ઉઠ પીઠકુ લાટક સાહાટક, ભમર ગુફા ભ્રમરંદ્ર નિવાશી; તું તારૂં.
આઠે પોહોર રેહે એ સુખમાં, પ્રીતમ તેહની ટળી ચોરાશી; તું તારૂં.

## પદ ૩૦ મું.

તું તો રામ રટણ કર રંગમાં, અંગમાં ઉપજે આનંદ;
ગોવિંદ ભજ ભાવશું.
પરમારથ અરથ વિચારીએ, તજ સ્વારથ માયાનો ફંદ; ગોવિંદ.
કહીયે કાયા તે તારી કારમી, તેને વણસતાં નહી લાગે વાર; ગોવિંદ.
ઓસ ઉદક બીડી બરાસની, તેને ઉડયતણો આંતબાર; ગોવિંદ.
મૃગ તૃષ્ણાજળ જાસક ભર્યાં, એવો જાણો સકળ સંસાર; ગોવિંદ.
ગુંજા વહ્ની તે મરકટે માનિયો, તેણે ટાઢ ટળે નહીં લગાર; ગોવિંદ.
સુપનામાં સંમૃધીરે પામિયો, જાગી જોતાં મળે નહીં જરાય; ગોવિંદ.
ધ્રુમરના તે ઢગ સોહામણા, તુંજ મૂઠામાં ન ભરાય; ગોવિંદ.
સાચી સંગત્ય સદગુરૂ સંતની, જેણે જીવપણું ટળી જાય; ગોવિંદ.
કેહે પ્રીતમ પ્રભુને સંભારતાં, મહા પાપી પાવન થાય; ગોવિંદ.

## પદ ૩૧ મું.

સંત પારસ ચંદન બાવના,કામધેનું કલ્પદ્રુમ સાર; સમાગમ સંતનો.
પ્રેમ સમજાણો અંતર ઘણો, તરૂ પારસ ત્રણ પ્રકાર; સમાગમ.
એક પારસથી પારસ બને, એક પારસથી બને હેમ; સમાગમ.
એક પારસ લોહ કુંદન કરે, સો વસા એમનું એમ; સમાગમ.
એક ચંદનથી વિષ ઉતરે, એક ચંદને અગ્ની ઓળાય; સમાગમ.
એક તલભર તેલમાં જો પડે, ફરી તાતુ કયારે નવ્ય થાય; સમાગમ.
સૌ ગજ શિર મોતી ન નીપજે, સઉ નાર્ય સતી નવ હોય; સમાગમ.
સૌ સેન્ય શૂરા નવ જાણીએ, એવી જયુગત વિચારી જોય; સમાગમ.
જ્ઞાન હીણુ ગુરૂ નવ કીજીએ, વાંઝ ગાય સેવ્યે શું થાય; સમાગમ.
કહે પ્રીતમ બ્રહ્મવિદ ભેટતાં, ભવ રોગ સમુળો જાય; સમાગમ.

## પદ ૩૨ મું.

સંત લક્ષણ ત્રીસ સોહામણાં, જેહેની ચિત્ત થઈ વૃત્તિ શાંત;
એવા જન હરીતણા.

બ્રહ્માનંદ બ્રહ્મરસ ભોગિયા, જીવ ઈશ્વિર ભાગી ભ્રાંત્ય; એવા.
દયા દાન દાસાતન અતિ ઘણાં, જ્ઞાન ભક્તિ વિવેક વૈરાગ; એવા.
ક્ષમાવંત તપે નહી તાપમાં,આશા રહીત અમલ અનુરાગ; એવા.
અક્રોધ ઈંદ્રીજીત અનુભવી, કવિ કોમળ શીલ સંતોખ; એવા.
આશા રહીત અમૃત વાણી વદે, સેહેજાનંદ આનંદ કેશ; એવા.
શુદ્ધ સ્નેહી સવારથ નવ મળે, પરમારથ ઉપર પ્રીત; એવા.
શશિ સુરજવત સાક્ષી રહે, ઉદાર અરણ્યવની રીત; એવા.
હરખ શોક વિશે ડોલે નહીં, અર્ધ નિમીષ તજે નહીં નામ; એવા.
સુરતરૂ સુરધેનું ચિંતામણી, મળતાં પોહોંચે મન કામ; એવા.
પરિપુરણ વળાણ સંતનાં, બતરીશમાં ઓછાં બે; એવા.
કેહે પ્રીતમ સદગુરૂ સંતને, સઉ સોંપીને શરણે રહે; એવા.

## પદ ૩૩ મું.

સદગુરુના તે શબ્દ વિચારતા, મટે માયા મોહ વિકાર; હરીરસ પીજીયે.
બાળી ભસ્મ કરે બીજી વાસના, ઊર પ્રગટે પ્રેમ અપાર; હરીરસ.
એવો અજર અમીરસ જે પીયે, તેહનાં નેણ વેણ પલટાય; હરીરસ.
લાગી બ્રહ્મ ખુમારી નવ ઉતરે, સુખ મુખે કહ્યું નવ જાય; હરીરસ.
તેને સંભવ નથીરે શરીરનો, થયો આતમ દૃષ્ટે ઉઘાડ; હરીરસ.
મરજીવો થઈ હરીને મળે, ગળે જ્ઞાન હિમાળે હાડ; હરીરસ.
બ્રહ્મ ધ્યાને ગગનવત્ થૈ રહે, જ્યમ કુંભ માહા જળ માંહે; હરીરસ.
કૃષ્ણ પોતામાં, પોતે કૃષ્ણમાં, કૃષ્ણ વિના ન દિસે કાંઈ; હરીરસ.
જે સરિતા સાગરમાં ભળે, તેહનું નામ નદી ટળી જાય; હરીરસ.
કેહે પ્રીતમ સદગુરૂ સેવતાં, ટળે અંતર એકરસ થાય; હરીરસ.

## પદ ૩૪ મું.

કાયા બનીરે તાહારી કારમીરે, તાહારો અમર નથી અરતારરે;
હરીનું ધ્યાન ધરજે.
કાચો તે કુંભ જળે ભર્યોરે, તેહને ભાગતાં કેટલી વારરે; હરીનું.
તરૂવરથી ફળ છુટીયુંરે, તે ફરી ન ચોંટે ડાળરે; હરીનું.
ગયો અવસર આવે નહીરે, બાંધ પાણી પેહેલી પાળરે; હરીનું.
નદી વેગે હેરી નાવ જર જડીરે, માહે બેઠા મૂઢ ગમારરે; હરીનું.
ખોટો છે માંહે ખારૂઓરે, તે તો હોડાનો હાંકણહારરે; હરીનું.
કર્મ વા આવી આફળેરે, માંહે મોહનાં મોજા થાયરે; હરીનું.
તેડ ન સુઝે તેહેનીરે, તેહેનો કરવો કોણ ઉપાયરે; હરીનું.
સદગુરૂ શબ્દ વિચારિયેરે, જો કરીએ સદા સંતસંગરે; હરીનું.
તો સેહેજે પાર પામીએ, કહે પ્રીતમ પ્રગટે રંગરે; હરીનું.

## પદ ૩૫ મું.

મનમાં જાણેછે મરવું નથીરે, દેહને અભિમાને, બહુ ગોઠવણ કરતો ગમારરે, દેહ;
મારાં મંદિર મારાં માલીયાંરે, દેહને; કેહે મારા પુત્ર વારંવારરે, દેહને.
મારી જગ્યારે મારી જુવતીરે, દેહને; ઉઠી ચાલવું છે આજ કાલરે, દેહને;
જમદૂત વરાતી આવશેરે, દેહને; ઉઠી ચાલવું છે આજ કાલરે, દેહને.
કાળે ગ્રહ્યા કેશ તારારે, દેહને; તે તો કરશે ઘડીમાં ઘાતરે, દેહને;
વળતી વિચારીશ જીવડારે દેહને; ઘણું ઘસવા પડશે હાથરે, દેહને.
વાત, પીત, કફ આવી કંઠ રૂંધશેરે, દેહને; નહી આવે ઉપર લવલેશરે, દેહને;
મનનું ધાર્યું રેહશે મનમાંરે, દેહને; પ્રાણી પામશે કષ્ટ કલેશરે, દેહને.
કર્મ પ્રધાન છે જીવનેરે, દેહને; ફળ શુભ અશુભ દેનારરે, દેહને;
જેવાં કર્યાં તેવાં ભોગવેરે, દેહને; ધરે ઉંચ નીચ અવતારરે, દેહને.
પડે પશુ પંખી જાતમાંરે, દેહને; ચાર ખાણ ચોરાશિ લખરે, દેહને;
દુખનો અંત આવે નહીરે, દેહને; કેહે નિગમ પુરાણ પ્રત્યક્ષરે, દેહને.
ગુરૂ ગોવિંદ સેવ્યા નહીરે, દેહને; કેઈ પેરે કર્મનો નાશરે, દેહને;
વાસના બીજ બળ્યું નહીરે, દેહને, ત્યાં લગી ઉગરવાનિ શી આશરે; દેહને.
મોહ માયાના મોટા મોરચારે, દેહને; જાતરૂપ જુવતીનું જોરરે, દેહને;
કેહે પ્રીતમ કોયક જીતશેરે, દેહને; જેહેને સદગુરૂ શબ્દ અંકોરરે, દેહને.

## પદ ૩૬ મું.

જતન કરએ જીવવું નથીરે, ચીત માં ચેત્ય ચોંપે; તજ દેહપણું અભિમાનરે, ચીત;
સો વરસ જીવ્યો તો શું થયુંરે, ચીતમાં; શરવાલે મરણ નિદાનરે, ચીતમાં.
આયુષ નિર તંન અંજલીરે, ચીતમાં; તે ટબકે સાસ ઉસાસરે, ચીતમાં;
દુરમતીશે નથી દેખતોરે, ચીતમાં; આંખ્યો આગળ થયા નર નાશરે, ચીતમાં.
દિન દશ પાંચ મુકામ છેરે, ચીતમાં; પછે કુચના નગારાં કેહવાયરે, ચીતમાં;
સેન્યાપતિ ચઢી ચાલશેરે, ચીતમાં; ત્યાં પાણી પીવા નહી રેહવાયરે, ચીતમાં.
તું તારૂં સજી બેસજેરે, ચીતમાં; પ્રાણી પછે પરતાવો ન થાયરે, ચીતમાં;
પુણ્ય કર્યું તે પલ્લે બાંધીયુંરે, ચીતમાં; કને ખરચી વિના શું ખાયરે, ચીતમાં.
શુરાને શી શોચનારે, ચીતમાં; સતીને કોહોનો સંઘાતરે, ચીતમાં;
એક ધણી શ્રીરંગ રાખજેરે, ચીતમાં, કેહે પ્રીતમ પ્રેમની વાતરે, ચીતમાં.

## પદ ૩૭ મું.

લંપટશે નથી લાજતોરે, કુબુદ્ધિ શું કહીએ; તુને સમજાવ્યો સો વારરે, કુબુદ્ધિ;
તોયે મૂઢમતી માને નહીરે, કુબુદ્ધિ; ધીર પામર પશુ ગમારરે, કુબુદ્ધિ.
તારૂં ચતુરપણું પડો ચુલમાંરે, કુબુદ્ધિ; જો પ્રભુની પેરરે, કુબુદ્ધિ;
તારી જનુની ન રહી વાંઝણીરે, કુબુદ્ધિ; શે જણતાં ન દીધું ઝેરરે, કુબુદ્ધિ.

તને નાળ વધેરતાં નાવડું રે, કુબુદ્ધિ; શેં પ્રથમ ન છેદ્યું શિશરે, કુબુદ્ધિ;
તું લત ધણી કોટીક પાતકીરે, કુબુદ્ધિ; જો વિસાર્યા જગદીશરે, કુબુદ્ધિ.
તું શીદ અપરાધી અવતર્યોરે, કુબુદ્ધિ; કરવા ભોમીને ભારરે, કુબુદ્ધિ;
શુભ કારજ કીધું નહીરે, કુબુદ્ધિ; તેં ભોગવ્યો ભવ સારરે, કુબુદ્ધિ.
જમરાજા લેખું માગશેરે, કુબુદ્ધિ; શો દેશો તેને જવાબરે, કુબુદ્ધિ;
બાંધી રૂંધીને નરકમાં નાખશેરે, કુબુદ્ધિ; આવી વળગશે પોઢા પાપરે, કુબુદ્ધિ.
હરી વિના બીજો બેલી નથીરે, કુબુદ્ધિ; તાહારૂં કુડું કુટુંબ પરિવારરે, કુબુદ્ધિ;
કેહે પ્રીતમ ચીતમાં ચેતજેરે, કુબુદ્ધિ; છે માથે મરણનો ભારરે, કુબુદ્ધિ.

## પદ ૩૮ મું.–રાગ ધોળ.

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત દારા શિશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડયા મરજીવા જોને.
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમ પંથ પાવકની જવાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સ્હેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પુરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દન નરખે જોને.

## પદ ૩૯ મું.

સંત સમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમ જોને;
જે ધાતૂને પારસ પરશે, તે તો હોયે હેમ જોને.
કથીર કાંસુ હેમ ન હોયે, કોટી પારસ પરસે જોને;
શુન્ય છીપ તે ઉપર નાવે, સોમણ સ્વાતી વરસે જોને.
અચેતને ઉપદેશ ન લાગે, શિવ બ્રહ્મા સમજાવે જોને;
જેનાં અવળાં અંતઃકરણો, તેને સમજણ નાવે જોને.
કુબુદ્ધિ કાળપ જેને હરદે, તેને ન લાગે રંગ જોને;
અડદ ઉજળા કયમે ન થાયે, જઇ ઝબોળે ગંગ જોને.
કુશકા કુટેથી શું થાય, કણ ન જડે તેમાંથી જોને;
મંદ અભાગી મુરખ નરને, સમજણ આવે કયાંથી જોને.

પાપીને પરબોધ ન કરિયે, મુન્ય ગ્રહીને રહિયે જોને;
કહે પ્રીતમ તુલસી દલ તોડી, પ્રેત ન પુજવા જઈયે જોને.

## પદ ૪૦ મું.

હરિ મહિમા મોટા જન જાણે, સનકાદિક શુકદેવ જોને;
અજ-તનયા ઊમયાપતિ વંદે, કરે કમળા પદ સેવ જોને.
વેદ વિરંચી બ્યાસ વખાણે, અપાર લીલા એની જોને;
નાથ વિના બીજો નહિ બળિયો, જોયું ચિતમાં ચેતી જોને.
માટે મારૂં મનડું મોહ્યું, રસીક વરને રંગે જોને;
સદા સરવદા સુખમાં ઝીલું, સુંદરવરને સંગે જોને.
અમૃતકેરા સાગરમાંહે મગન, થયું મન મીન જોને;
એક નિમિષ ન્યારૂં નવ થાયે, રહ્યું તે રસમાં લીન જોને.
અગરચંદનના વનમાં જઈને, ભોગી ભમરો બેઠો જોને;
ઊડીને અળગો નવ થાયે, સ્વાદ સુખમાં પેઠો જોને.
કમળનેનની સુંદર શોભા, નિરખું નિત્યે નીત્ય જોને;
પ્રીતમના સ્વામીની સાથે, બાંધી પૂરણ પ્રીત જોને.

## પદ ૪૧ મું.

સંત કૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને;
શ્વાસોશ્વાસે સમરણ કરતાં, પાંચે પાતક જાય જોને.
કેસરીકેરે નાદે નાસે, કોટી કુંજર જૂથ જોને;
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સૂથ જોને.
અગનીને ઊધઈ ન લાગે, મહામણીને મેલ જોને;
અપાર સિંધૂ મહાજળ ઊંડાં, મરમીને મન સ્હેલ જોને.
બાજીગરની બાજી તે તો, જંબુરો સઉ જાણે જોને;
હારની માયા બહુ બળવંતી, સંત નજરમાં નાણે જોને.
સંત સેવતાં સુકૃત વાધે, સહજે સીઝે કાજ જોને;
પ્રીતમના સ્વામીને ભજતાં, આવે અખંડ રાજ જોને.

## પદ ૪૨ મું.

ભજન કરી લે ભાવેરે, ભવ ભટકણ ભાગે;
સંસાર સાગર તરતાંરે, ક્ષણુ વાર ન લાગે.
માયા મોહ નિંદ્રામાંરે, ગાફલ શૂં ઘોરે;
પાંચ ચોર વસે પાસેરે, આતમ ધન ચોરે.
અચેત શું ઊંઘે છેરે, જોને આંખ ઉઘાડી;
વેગે વણુશી જાશેરે, કાયાની વાડી.

ચેત ચિદાનંદ મળશેરે, ટળશે અંધારૂં;
આ અવસર છે રૂડોરે, હોય કારજ તારૂં.
મહા પુરુષનો મારગરે, તે પગલું સહાજે;
પ્રીતમ પ્રેમ ધરીનેરે, હરિના ગુણ ગાજે.

પદ ૪૩ મું.

જા સદગુરુને શરણેરે, સૌ સંશય હરશે;
જીવ દશાને ટાળીરે, હરિ સરખો કરશે.
ઉગ્ર દશા અનુભવીરે, છે સમજણ મોટી;
મન કંચનને કસવારે, ગુરુ જ્ઞાન કસોટી.
હોય હેમ લોહ કેરૂરે, જેને પારસ પરશે;
થાય મહા મુગતાફળરે, જળ સ્વાતી વરશે.
છીપ રહે સાગરમાંરે, માંય મોતી નિપજે;
જ્ઞાન મીનકા પરસેરે, તેને રીતુ ઉપજે.
સતસંગે નર સમજેરે, સૌ દુગ્ધા જાશે;
પ્રીતમ તે પ્રાણીનુંરે, સૌ કારજ થાશે.

પદ ૪૪ મું.

કર હરિ સમરણ સાચુંરે, કાચું તન તારૂં;
મનથી મૂકી દેજેરે, માયાનું લારૂં.
માયા છે મહા ઠગણીરે, ઠગ વિદ્યા કરશે;
જ્ઞાન ધ્યાન ધન ધીરજરે, હેલામાં હરશે.
માયા બંધન બહુ છેરે, તેને તું તજને;
મોહ ઉપજાવે સૌનેરે, સુર નર મુનિ અજને.
અપાર બળ માયારે, ડાહ્યા જન જાણે;
જેણે ગોવિંદ ગુણ ગાયારે,તે ભય નવ આણે.
ભજન પ્રતાપે ભવજળરે, ગૌપદની પેરે;
અખંડ અભેપદ માણેરે, આનંદની લેહેરે.
સદા સરવદા સૂખમાંરે, દુઃખમાં નવ દેખે;
પ્રીતમ સરવે પ્રભુનુંરે, પરમારથ લેખે.

પદ ૪૫ મું.

જે પરમારથ પ્રીછેરે, તેને પાપ ન પર્શે;
રૂપ અનૂપમ હરિનુંરે, સચરાચર દર્શે.
સૌ સામગ્રી હરિનીરે, હરિનો થઈ રહેજે;
હરિને અરપણ કરીનેરે, ઉગરે તે લેજે.

સાચે રાચે રસિયુરે, પરપંચ પરહરજે;
હેતારથ હરિજનશુંરે, દુરજનથી ડરજે.
હું મારૂં હરદેથી, ટાળીને રમજે;
વિશ્વ આત્મા વિષ્ણુંરે, નિરખીને નમજે.
અસત્ય અલાપ ન કીજેરે, સત વચન ઉચરજે;
પ્રીતમ પ્રેમ નિરંતરરે, પ્રભુજીશું કરજે.

## પદ ૪૬ મું–ધોળનો રાગ બીજો.

સખી આજ આનંદ રંગ અંગમાં; નેહે નિરખ્યા શ્રીનંદ કિશોર,
આ તન રંગ અંગમાં.
હરિને મસ્તક મુગટ સોહામણો; તે પર ચમકે છે ચંદ્રિકા મોર, આ૦
હરિને લિલવટ તિલક કેસરતણું; બહુ કુંડળ ઝળકે છે કામ, આ૦
નાકે નિરમળ મોતી મકરાતણું; સુંદર લોચન કમળ સમાન, આ૦
ઓપે અધર અરૂણ પરવાળાં શી; સૂખ સુંદર રૂપ રસાળ, આ૦
કંઠે હીરા મોતીના રે હારડા; કળી કુસુમ ગુંજા મણીમાળ, આ૦
ભુજ ભૂષણ રતન જડાવનાં; પોંચા મુદ્રિકા વેઢ વિશાળ, આ૦
નાભી અગમ ઉદર રેખા ત્રીવળી; કેડે કંદોરો મણિકતમાળ, આ૦
પગ પલ્લવ પંકજ પાંખડી; નખ ચંદ્ર છટા છબી જોર, આ૦
ઝમકે ઝાંઝર ધમકે રે ઘુઘરી; શબ્દ સંગીત નાદના ઠોર, આ૦
પેર્યું પીતાંબર ઘૂતી દામની; તન નવ-ઘન તરૂણ-તમાલ, આ૦
સ્વામી પ્રીતમનાની શોભા ઘણી; સદા સેવકનો પ્રતિપાળ, આ૦

## પદ ૪૭ મું–રાગ ગરબી.

શું કર્યું ગીતા ગાઇને રે, તેં શું કર્યું ગીતા ગાઇને; ટેક.
ભણ્યો ગણ્યો પણ ભેદ ન જાણ્યો, ધિક પડ્યો પંડિતાઇને રે; તેં શું.
પોથી વાંચિને પરમારથ ન કીધો, કુટુંબ પોષ્યું કમાઇને રે; તેં શું.
ભાગવત ભાખ્યું હેત રૂદે ન રાખ્યું, રહ્યો આપ સ્વારથ સાઇનેરે; તેં શું.
શેષને માથે મણિ છે તોયપણ, જીવે છે જીવ ખાઇને રે; તેં શું.
કહે પ્રીતમ પોતાના ડાહાપણથી, ગયો ચોરાશિમાં વેહેવાઈને રે; તેં શું.

# રેવાશંકર.

આ નાગર કવિએ કૃષ્ણલિલા વિગેરે ચંદ્રાવળામાં
બહૂ કવિતા લખેલી છે.

## બાળલીલા.

### છંદ ચંદ્રાવળા.

મહા મંગલમાં મુખ્ય મનાયે, ગુણનિધિ ગણપતિ દેવ;
સિદ્ધિ બુદ્ધિ દાયક સિદ્ધિ બુદ્ધિ નાયક, ઉત્તમ સર્વ અવેવ;
ઉત્તમ સર્વ અવેવ તે એના, જશ પ્રસિદ્ધ જગતમાં જેના;
પગરણમાંહી પ્રથમ પુજાયે, મહા મંગળમાં મુખ્ય મનાયે.
શારદ હારદ કોડે કહું છું, હેતે જોડી હાથ;
હરિગુણ ગાવા હરખ થયો, તે ગરવી આપો ગાથ;
ગરવી આપો ગાથ તો ગાઊં, કિરતન કરી કૃતારથ થાઊં;
શરણ તારે તે સારૂં કહુંછું, શારદ હારદ કોડે કહું છું.
રમણ-દ્વિપ રણછોડ બિરાજે, સકળ સુરાસુર ભૂપ;
અમર ચમર કરમાં લૈ ઉભા, કોટિક સમર સ્વરૂપ;
કોટિક સમર સ્વરૂપ તે શોભે, લોચન લાવણ્ય જોઇને લોભે;
ત્રિવિધ વિવિધ શ્રૃંગાર તન સાજે, રમણ દ્વિપ રણછોડ બિરાજે.
શ્રીરણછોડને શરણે રેહતા, અકૃત જાય અઘોર;
રેવાશંકર ભૂપ ભયંકર, જમ-કિંકરનું જોર;
કરે કૃતારથ કીર્તન કેતાં, શ્રીરણછોડને શરણે રેતાં;
જય રણછોડ જદુકુળ નાયક, જગપતી જગદીશ.
અજ ઇંદ્રાદિક અમર ઓળખે, ઇશ નમાવે શિશ;
ઇશ નમાવે શિશ આનંદે, પ્રભુ-પદ પૂરણ પીત શું વંદે;
વરણવે વેદ ભેદ વર લાયક, જય રણછોડ જદૂકુળ નાયક;

પરમ દયાળ કૃપાળ કમળાવર, ઠાકોર ડાકોર દેવ;
બિદ રાખ્યું બોડાણાકેરૂં, સહજ માનિ લૈ સેવ;
સહજ માનિ લૈ સેવ સબંધે, પ્રગટ પધાર્યા પ્રેમ પ્રબંધે;
સુણિ શરણે થયો રેવાશંકર પરમદયાળ કૃપાળ કમળાવર.
દર્શન કીધે દુકૃત જાયે, દુર્મતિ થાયે દૂર;
ડાકોર ઠાકોર દેવ શિરોમણિ, ભક્તિ આપો ભરપૂર;
ભક્તિ આપો ભરપૂર પ્રાણીને, કૃપા નિજ જન જાણીને;
મહિમાંહિ મોટો મહિમાયે, શં કીધે દુકૃત જાએ.
જુક્તિ ઝમક ઝડ જરા ન જાણું,નથિ અભ્યાસ અનુપ્રાસ;
મૂઢમતી અતિ ગૂઢમતિમાં, કદિ કોવિદનો દાસ;
કવિ કોવિદનો દાસ, કહેવાઊં, ચંદ્રાવળા કરવા ચિત્ત ચાહું;
જયમ ત્યમ જડત અક્ષર આણું,જુક્તિ ઝમક ઝડ જરા ન જાણું.
શ્રાવણમાસ મહા સુખકારી, કૃષ્ણાષ્ટમિ મધરાત;
રોહિણિ શુદ્ધ બુધ જોગ શુભ સુંદર,કરણ બાળવ વિખ્યાત;
કરણ બાળવ વિખ્યાત તે વારે, જ્યોતિષશાસ્ત્રતણે અનુસારે;
મહર ઘેર સુતજન્મ દુખહારી,શ્રાવણ માસ મહા સુખકારી.
પુત્ર પ્રગટ થયો સાંભળિ કાને, ગુરુજી ગર્ગાચાર;
નંદ નિલય આનંદથિ આવ્યા, આશિર્વાદ ઉચાર;
આશિર્વાદ ઉચાર તે કીધો, આદ્યેથી અતિ આદર દીધો;
સનમુખ જઇ લાવ્યા સનમાને,પુત્ર પ્રગટ થયો સાંભળિ કાને.
પ્રોહિતને પધરાવી પાટે, પ્રેમે જોડી પાણ;
કેવો કુંવર થાશે કુળ દીપક, કહો ગુરુજી ગુણ જાણ;
કહો ગુરુજી ગુણ જાણ તે જોઈ,સાંભળિ સુખ પામે સૌ કોઈ;
લખિયા શા શુભ લેખ લલાટે, પ્રોહિતને પધરાવી પાટે.
ગ્રહ સઘળા સેવા સુખ લેવા, આવ્યા શુભ આગાર;
પૂર્ણબ્રહ્મ પૂરણ પુરૂષોત્તમ, પણ સંસાર વિહાર;
પણ સંસાર વિહારનિ રીતે,જન્મપત્રિ લખિ પ્રોહિત પ્રીતે;
દાસ થઇ મંગળ ફળ દેવા, ગ્રહ સઘળા સેવા સુખ લેવા.
ગુરુજી-વૃષભલગ્ન મધ્ય વિધુ વિરાજે, અરુણ ઇંદુ-સુત ચાર;
શત્રુસ્થાને શુકર શનિ કેતૂ, અમર-ગુરુ અગિયાર;
અમર-ગુરૂ અગિયાર આગારે, રાહૂ બળવંત બેઠો બારે;
ભાગ્ય ભુવન ભુવિનંદન ભ્રાજે, વૃષભલગ્ન મધ્ય વિધૂ વિરાજે.
ગ્રહ ગુણ જોઈ ગુરુજી બોલે, બાળક બહુ બળવાન;
સુર સમૂહની સહાય કરશે, અસુર અધમ અભિમાન;

અસુર અધમ અભિમાન ઉતરશે,પ્રૌઢ પરાક્રમ પૃથ્વિમાં કરશે;
ત્રણ લોકમાં નહીં કોઈ તોલે, એહ ગુણ જોઈ ગુરુજી બોલે.
દીર્ધાયૂ ઇંદ્રિરા અખંડિત, અતુલ્ય પ્રતાપ અવનીશ;
અજ ઇંદ્રાદિ અમર ઓળગશે, અહોનિશ ધ્યાને ઇશ;
અહોનિશ ધ્યાને ઈશ તે ધરશે,વિપુલ વિશ્વમાં જશ વિસ્તરશે;
પ્રણય પ્રણામ કરશે મહા પંડિત, દીર્ધાયૂ ઇંદ્રિરા અખંડિત.
કૈકતણાં કલ્યાણ એ કરશે, હરશે ભૂમી-ભાર;
આદિ પુરૂષ અવિનાશી પોતે, ઉદર ધર્યો અવતાર;
ઉદર ધર્યો અવતાર તે ધારી, વ્રજ.વાસીની વાત વધારી;
ગ્વાલ ગોધન લૈ વનમાં ફરશે, કૈકતણાં કલ્યાણ એ કરશે.
કવિ-ચૈલ પલ્લવ ચોકે ચિત્રામણ, ચોદશ છાયાં ચીર;
ઢોલ નિશાન નફેરી નોબત, વાજે સ્વર ગંભીર;
વાજે સ્વર ગંભીર તે ગાજે, મંગળ કળશ માનની સાજે;
ત્રણે વેદ રસ ભીના બ્રાહ્મણ, ચૈલ પલ્લવ ચોકે ચિત્રામણ.
ધામ ધામથી ધાઇ ધસમસતી, અંગ ઉમંગ અપાર;
કુમકુમ આડ લિલાટ લટકાળી, શોભતાં સેજ શૃંગાર;
શોભતાં સેજ શૃંગાર શરીરે, અતિ અનૂપ ને રૂપ રુચીરે;
હરણનેણિ હસતી મસમસતી, ધામધામથી ધાઇ ધસમસતી.
નંદને ઘેર શેહેર સહુ મળિયું, ફળિયું ઝાક ઝમાલ;
મંગળ ગીત પ્રીતથી ગાયે, ગાયો લઈ ગોવાળ;
ગાયો લઈ ગોવાળ તે ગર્વે, વાયે વાજિત્ર સામટા સર્વે;
ગાજિ રહ્યું બાધું ગોકળિયું, નંદને ઘેર શેહેર સહુ મળિયું.
ગોપી તનિયા ટોપી લઇને, ગોપ ગોરસને ધૃત;
દૂધ દધી દધિજાત દિશેદિશ, નંદ નિકેતે નૃત;
નંદ-નિકેતે નૃત તે કરતા, ગાય ગોકુળ ગલિયે ગલી ફરતા;
એમ ઉભા આંગણમાં જઇને, ગોપી તનિયા ટોપી લઇને.
નંદ નિલય આનંદથિ આવી, ઉભા અજિર મોઝાર;
જાત-કર્મ કરવા કુશ કર લઇ, ઝાંઝ ઝાલર ઝણકાર;
ઝાંઝ ઝાલર ઝણકાર તે થાયે, પૂરણ પ્રેમે પિતૃ પુજાયે;
ભર્યા ભંડાર દિધા લુટાવી, નંદ નિલય આનંદથિ આવી.
દિવ્યદંતિ ગુણવંતી ગાયે, દ્વિજને દીધાં દાન;
ભાત ભાતનાં ભુષણ ભાવે, પેર પેરનાં પરિધાન;
પેર પેરનાં પરિધાન પેરાવે, માગતાં માગણને મેહર આવે;
તોય નૃપતિ તૃપતિ નવ થાયે, દિવ્યદંતિ ગુણવંતી ગાયે.

સાત શૈલ તિલના તે ટાણે, રત્ન મેળવી માંહે;
સ્વસ્તિવાચન કરિ વીપ્રને આપ્યા, અંગ ઉમંગ ઉત્સાહે;
અંગ ઉમંગ ઉત્સાહે તે ઉરથી, પુષ્પ વૃષ્ટિ થાય સુરપુરથી;
વ્રજ વાસીનાં ભાગ્ય વખાણે, સાત શૈલ તિલના તે ટાણે.
અસન વસન અતિ ઓપતાં અંગે, આપ્યાં એમ અનેક;
સુંદરિયો સહુને શણગારી, વદિને વિનય વિવેક;
વદિને વિનય વિવેક કરીને, જશોમતિ કહે જુવતીને હરીને;
ઘો આશિષ ઉછરંગ ઉમંગે,અશનવસન અતિ ઓપતાં અંગે.
એક અબધુમ વિભુત તન ધારી, અશૃત ઊજવળ અંગ;
અકલ અરૂપ સકળ સુર સેવે, અદ્રિસુતા અરધંગ;
અદ્રિસુતા અરધંગ તે આણી, ડમરૂ ડાક વિનાક છે પાણી;
રેવા શિવ-શંકર શુભકારી, એક અબધુત વિભુત તન ધારી.
આંગણે આવિ અલક જગાવી, કીધો શિંગી સોર;
નંદરાણી ગભરાણી ઘરમાં, ગોષમાં વાયો હોર;
ગોષમાં વાગો હોર તે જઇને, માતા મનમાં વિસ્મય થઇને;
સુતને લીધો હૃદય લગાવી, આંગણે આવિ અલક જગાવી.
**જશોદા**-જશોદા જોગીરાજને નરખી, ભાવ ભરી ભરપુર;
લ્યો ભિક્ષા રક્ષા કરો સુતને, દૃષ્ટિ લાગે રહો દુર;
દૃષ્ટિ લાગે રહો દુર દિગંબર, પેરો તો આપુ પટ અંબર;
હર ઉત્તર હવે દેછે હરખી, જશોદા જોગીરાજને નરખી.
**શિવજી**-આદ્ય પુરૂષ ને અલખ નિરંજન, જે અનંત અવિનાશ;
રોમ રોમ બ્રહ્માંડ ભમે તે, પડખામાં લેઈ પાસ;
પડખામાં લેઇ પાસ પલંગે, અર્ભક જાણીને ઉછરંગે;
અંબુજ આંખે આંજતી અંજન,આદ્ય પુરૂષને અલખ નિરંજન.
**કવિ**-શ્રવણ સુણી શુભ વેણ શંકરનાં, વાધ્યો ચિત વિચાર;
કારમો કયમ લઇ જાઊં કુંવરને, સર્વાંગે સુકુમાર;
સર્વાંગે સુકુમાર શરીરે, શિશુ સંકુચાએ શીત સમીરે;
વચન જાય કયમ જોગેશ્વરનાં,શ્રવણ સુણી શુભ વેણ શંકરનાં.
**શિવજી**-જશોમતી બિજું કાંઇ ન જાચું,સાચું કહું સુણ વેણ;
અંતરમાં અભિલાષા એવી, નંદ કુંવરને નેણ;
નંદ કુંવરને નેણ નિહાળી,પુત્ર પધરાવ વચન પ્રતિપાળી;
રૂપ જોઇ રૂદયામાં રાચું, જશોમતિ બીજું કાંઈ ન જાચું.
**કવિ**-જતન કરી જશોદા મહતારી, બાળક લાવી બહાર;
દર્શન કરી દિગંબર રીઝયા, ઉમંગ્યાં ઉર અપાર;

ઉમંગ્યાં ઉર અપાર અવિનાશી,કર્યું કુતોહલ કૈલાસ–વાસી;
તાડવનૃત્ય કર્યું ત્રિપુરારી, જત્ન કરી જશોદા મહતારી.
પરસ્પરે પ્રભુતાએ પરખ્યા, રીઝયા હૃદય મોઝાર;
અદભુત અવિગતિની ગતિ દેખી, તૃપ્ત થયા ત્રિપુરાર;
તૃપ્ત થયા ત્રિપુરાર તે ટાણે, અન્યો અન્ય બન્યો મન જાણે;
હશિયા હરિ હર હઇયે હરખ્યા, પરસ્પરે પ્રભુતાને પરખ્યા.

**શિવજી**–પ્રજાપાળ છે બાળરે બાઇ, કંસ કેસિનો કાળ;
લીલા કરવા લઘુવેશ ધર્યો, દેવના દેવ દયાળ;
દેવના દેવ દયાળ દુખ હર્તા, સર્વ સૃષ્ટિને મહા સુખ કર્ત્તા;
કોક અવતારનિ ફળી કમાઇ, પ્રજાપાળ છે બાળ રે બાઈ.
ત્રણે લોકતણો જે ત્રાતા, શ્રુતી શાસ્ત્રનું સાર;
પુત્ર થઇને પારણે પોઢયો, ઉદર ધરી અવતાર;
ઉદર ધરી અવતાર તે આપે, જે જોગીને જડે ન જાપે;
લાડ લડાવી લાવે લે માતા, ત્રણે લોકતણો જે ત્રાતા.

**કવિ**–શ્રીધર શશિધર રમા ઉમાવર, શિવ કેશવ બળદેવ;
ગોધર ગંગાધર ને નગધર, પન્નગધરની સેવ;
પન્નગધરની સેવ જે કરશે, પ્રૌઢ પાપ પરિતાપને હરશે;
હેતે કરીને ભજો હરી હર, શ્રીધર શશિધર રમા ઉમાવર.
શિશ નામિ આશીષ દઈને, ઈશ પામ્યા આનંદ;
ધન્ય વસુધા વ્રજવાસી વનિતા, ધન્ય જસોદા નંદ;
ધન્ય જશોદા નંદ નરનારી, વિશ્વમાં ખ્યાત વિખ્યાત વધારી;
પછે પધાર્યા પ્રસન્ન થઇને, શિશ નામિ આશીષ દઇને.

**નાગદમણ**–વળી વિવેકે કરી વખાણું, પ્રભુએ પ્રાક્રમ કીધ;
હાથથકી હલવે હરજીએ, દડો દોડવી દીધ;
દડો દોડાવી લીધ તે દડિયો, જલ કાલંદી દ્રોહમાં પડિયો;
ઈચ્છા ઓળખિ સહુ અકળાણું, વળી વિવેકે કરી વખાણું.
પાછળથકી પધાર્યા પોતે, પાણિમાં કરી પ્રવેશ;
નાગણના ગણ નયણે નરખી, કરતી ઘણો ક્લેશ;
કરતી ઘણો ક્લેશ કળકળતી, ગદગદ કંઠે થઇ ગળગળતી;
મોહ પામિ મુખ સુખમાં જોને, પાછળથકી પધાર્યા પોતે.
કોમળ કમળ સુકુમ છે કાયા, સર્વાંગે સુકુમાર;
કયમ આવ્યો કહે કેનો કુંવર, નામ દેને નિર્ધાર;
નામ દેને નિર્ધાર તે મુખે, મૃત્યુ માગિ લીધું શે દુઃખે;
માત તાતે ઉતારી માયા, કોમળ કમળ સુકુમ છે કાયા.

કૃષ્ણ—નાગણિ નીર ભરો કાં નેણે, નિશ્ચે કહું છું નામ;
કહાન કુંવર હું નંદજિકેરો, ગોકુળ મારૂં ગામ;
ગોકુળ મારૂં ગામ તે ગમતું, દુષ્ટ દુર્મતી કોય નથિ દમતું;
નિર્વિષ નીર કરવું કહું વેણે, નાગણિ નીર ભરો કાં નેણે.
**નાગણી**—વપૂ ચિત્તને વયે વિચારી, વદ ને વદને વાત;
સુણશે સર્પ તો દર્પ ઉતારશે, કરશે કાળી ઘાત;
કરશે કાળી ઘાત તે તારી, માટે મન શિખામણ મારી;
પ્રથમ કહું પરિણામ પ્રચારી, વપૂ ચિત્તને વયે વિચારી.
કૃષ્ણ—કાળનો કાળ હું કહાન કહેવાઊં, નાગણિ નિશ્ચે જાણ;
નાક ચિરી ને નાથ લૈ ઘાલું, ઝાલું હાથ નિરવાણ;
ઝાલું હાથ નિરવાણ ઝડપથી, અહિં આવ્યોછું એજ અડપથી;
કમળ કંસને કાજ લેઈ જાઊં, કાળનો કાળ હું કહાન કહેવાઊં.
કવિ—વિષમ વેણ લાગ્યાં વિષધરને, કારમો કીધો ક્રોધ;
બળ કરિ બળબંધુને બાઝયો, વાધ્યો ઘણો વિરોધ;
વાધ્યો ઘણો વિરોધ તે વળગ્યો, અંગથિ અહી ન થાય અળગો;
સહજ ક્રિડા સરખું શ્રીવરને, વિષમ વેણ વાગ્યાં વિષધરને.
પ્રભુએ પ્રૌઢ સ્વરૂપ ધરીને, એવું વધાર્યું આપ;
કંધ કુટે પણ બંધ ન છુટે, સંધથિ તૂટે સાપ;
સંધથિ તૂટે સાપ સંકળાણો, આરતથી અહિ-પતિ અકળાણો;
ઉભી નાગણિ નમણ કરીને, પ્રભુયે પ્રૌઢ સ્વરૂપ ધરીને.
નાક ચિરીને નાથ લેઈ ઘાલી, નાચે નંદકુમાર;
નંદને મન આનંદ થયો નરખી, હરખી જશોદા નાર;
હરખી જશોદા નાર મળતાં, ગોપમાં થયો સંતોષ સાંભળતાં;
ચોદશથી સહુ આવ્યું ચાલી, નાક ચિરીને નાથ લેઈ ઘાલી.
પરસ્પરે પરિયાણ કરીને, પુતના પાપણ નાર;
તેડી કહ્યું તતક્ષણ તું જા, શિશુનો કર સંહાર;
શિશુનો કર સંહાર સધાવી, ગોકુળ મહરતણે ઘેર આવી;
હળવે હળવે લઈ હરીને, પરસ્પરે પરિયાણ કરીને.
ધાય ધરીને ધાઈ ધવરાવી, કપટ કરીને કહાન;
પરપંચે પ્રભુને પોઢાડી, ઓઢાડી પરિધાન;
ઓઢાડી પરિધાન તે અંગે; અબળા બોલે ઉર ઉછરંગે;
વળગતાં વનિતાને વહવરાવી, ધાઈ ધરીને ધાઈ ધવરાવી.
પ્રાણ લિધો પયપાન કરંતાં, પુતના પામી પીડ;
બાળકમાં આવડું બળ કયાંથી, રિસમાં પાડે રીડ;

રીસમાં પડે રીઠ તે રોતે, જનુની ગતિ દીઠી જગ જોને;
વાર ન થઈ વૈકુંઠ વરંતાં, પ્રાણ લિધો પચ-પાન કરંતાં.
પ્રબળ પ્રલંબ ધેનુંકને ટાળ્યો, અઘબગ આદિ અસૂર;
વિકટ શકટ સુતાં સંહાર્યો, ચરણે કીધો ચૂર;
ચરણે કીધો ચૂર વિચાર્યો, તતક્ષણ તરણાવૃતને તાર્યો;
દંભ દાવાનલ દૂરથી વાળ્યો, પ્રબળ પ્રલંબ ધેનુંકને ટાળ્યો.
એમ અનેક અસુર ઊડાડયા, વ્રજની કીધી વાર;
જન આરત હરવા અવતરિયા, ભૂમિ ઊતારણ ભાર;
ભૂમિ ઉતારણ ભાર ભુતળમાં, થઈ ગોવાળ ફર્યા ગોકુળમાં;
સુત જાણી રાણિયે રમાડયા, એમ અનેક અસુર ઊડાડયા.
ગોપિયો-કેસ ત્રોડે ને વછ વછોડે, ફોડે માખણ માટ;
ઠામ ઢોળે ને ધામ ઢંઢોલે, ખંખોળે છે ખાટ;
ખંખોળે છે ખાટ ને ખાંતે, આવી આળ કરે એકાંતે;
કરગરાટ કરતો કર જોડે, કેસ ત્રોડે ને વછ વછોડે.
ઘેર ધણી થૈ ઘરમાં પેસે, ગોતે ગોરસ ઘૃત;
સુખથી સહુના સુખમાં મેલે, દુઃખ દેછે દિન-પ્રત;
દુખ દેછે દિન-પ્રત તે દહાડે, તાણીને તાળાં ઊઘાડે;
બાળક થઇને બારણે બેસે, ઘેર ધણી થૈ ઘરમાં પેસે.
મારગમાં મટુકી ઉઘાડી, દહાડી માગે દાણ;
વગડે પણ ઝગડે જુવતિને, જનની જીવણપ્રાણ.
જનની જીવણપ્રાણ તે જાણી, સુતને દો શિખામણ રાણિ;
કંસને કહું તો મુકશે કાઢી, મારગમાં મટુકી ઉઘાડી.
શણગટ પનઘટ માંહે સાહે, અણુખટ કરે અપાર;
વારે વારે વારે તો નવ, હારે નંદ કુમાર;
હારે નંદકુમાર ન જાણે, છેડ કરે ને છેડલો તાણે;
વળગે ને વળી વાંસળી વાહે, શણગટ પનઘટ માંહે સાહે.
નાહિયે ત્યાં પણ નીર ઉછાલે, વળી કરે વણુસાડ;
ચિર ચોરીને ચતુરાકેરાં, ચડે જઇને ઝાડ;
ચડે જઇને ઝાડ તે લાડે, અમે ઉદકમાં અંગ ઉઘાડે;
નિર્લજ નિચો વળી નિહાળે, નાહિયે ત્યાં પણ નીર ઉછાળે.
પ્રસન્ન થઇને વસન ન આપે, વૃક્ષે કરી વિલાસ;
નિરમાં નગ્ન શરીર સહૂનાં, અબળા અતિ ઉદાસ;
અબળા અતિ ઉદાસ ઊઘાડે, દુરથી લઈ દુકૂલ દેખાડે;
સુંદરીને સેહજે સંતાપે, પ્રસન્ન થઈને વસન ન આપે.

**જશોદા**—કોણ કહે કાનુડો કુડો, એહેકવું બોળ ન બાળ;
શું સમજે સુત શિશુ સકોમલ, અબળા આપો આળ;
અબળા આપો આળ તે આવી, બાહ્ય ઝાલીને દિયો બતાવી;
રાણિયે ઊત્તર દીધો રૂડો, કોણ કહે કાનુડો કુડો.
**કવિ**—અનેક ઉત્સવો બાળ ચરિત્રો, કીધાં અપરંપાર;
શ્રીકૃષ્ણ રાધાજીકેરો, વ્રજવધૂ સહિત વિહાર;
વ્રજવધૂ સહિત વિહાર વ્રજ માંયે, અખંડલીલાઅવનીપર થાયે;
ગાય સુણેથી થાય પવિત્રો, અનેક ઉત્સવો બાળ ચરિત્રો.
વ્રજમાં વ્રજવાશી વધૂ સંગે, વ્રજવનમાંય વિહાર;
વૃંદાવનમાં રાસ રમ્યાં અતિ, નાગરિ નંદકુમાર;
નાગરિ નંદકુમાર તે પ્રેમે, સદા સમરૂં હું સ્નેહે ક્ષેમે;
રેવાશંકર ભજે ઊમંગે, વ્રજમાં વ્રજવાસી વધૂ સંગે.
રાસ રમણ ને મૃતકા પ્રાશન, અવર ચરિત્ર અનેક;
કળિમાંહી કીધાં ઘણાં કૃષ્ણે, વરણવું શો વિવેક;
વરણવું શો વિવેક વાણિયે, આગળ શાસ્ત્રે જાંણ્યું પ્રાણિયે;
પ્રગટયા પ્રભુ નિવારણ ત્રાસન, રાસ રમણ ને મૃતકા પ્રાસન.
ગિરિ ધાર્યો વર્ષાને વાર્યો, સંહાર્યો શકટાસૂર;
કંસ માર્યો તરણાવૃત તાર્યો, ચૂર કીધો ચાણૂર;
ચૂર કિધો ચાણુર ચપટિયે, કીધી કોટી કળા કપટિયે;
નાગ નાથિને દોષ નિવાર્યો, ગિરિ ધાર્યો વર્ષાને વાર્યો.
**રાધિકાનું રૂશણું**—કોસ્તુભ કંઠે હરિયેધરી, જોઈ પોતાની ઝાંય;
સેહેજે સોકયતણે સંદેહે, માન ધર્યું મનમાંય;
માન ધર્યું મનમાંય મુઝાણી, ઊઠી રૂઠી અતિ અકળાણી;
કહ્યું લહ્યું નહિ કાને કરી, કૈસ્તુભ કંઠે હરિયે ધરી.
આળવાળ ઉર બાળ ઉપજિયું, માન-વેલીનું મૂળ;
અંગ અંગ ઉરઝી અબળાને, આભ્રણ દિવ્ય દુકૂળ;
આભ્રણ દિવ્ય દુકુળ દેખાણી, પ્રતિપાળી પાઇ મદ પાણી;
સર્વ શરીર સ્યામથી સજિયું, આળવાળ ઉર બાળ ઉપજિયું.
રાધારાણી રિસાણી જાણી, જોઈ નંદ કુમાર;
મનમાંહે મુંઝાઈ ઉઠયા, તેડાવવા તૈયાર;
તેડાવવા તૈયાર તે થયા, દૂતી તેડી સમાચાર કહ્યા;
શ્રીમુખ બોલે મૃદુલતા વાણી, રાધા-રાણિ રિશાણી જાણી.
સખી શયાણી મોકલિ શ્યામે, શ્યામાને સમજાવ;
જેમ તેમ કરી જઇ જુવતિને, તતક્ષણ તેડી લાવ;

તતક્ષણ તેડી લાવ તે ટાણે, સુરજન દુર્જન કોય ન જાણે;
અલ્પ કલ્પના કીધી આ મેં, સખી શયાણી મોકલિ શ્યામે.
મનની વાત મોહનની જાણી, ચાલી ચંચલ નાર;
ચડવડ ચડવડ ચરણે ચાંપે, જ્યાં વૃષભાન-કુમાર;
જ્યાં વૃષભાન-કુમાર ત્યાં ગઇ, કર જોડીને ઉભી રહી;
મુખથી બોલી મધુરી વાણી, મનની વાત મોહનની જાણી;
**સખી**-પ્રમદા તું કાં પીઠ દઇને, પોઢી રહી પલંગ;
કરગરિ કેમારનિ કહું છું કામનિ, ઉઠ આળસ તજી અંગ;
ઉઠ આળસ તજિ અંગ અજ્ઞાની,તું મોહનના મનમાં માની;
પ્રીત રીતથી જીત જઇને, પ્રમદા તું કાં પીઠ દઇને.
હજી તજી હઠ શઠ સાહેલી, સજી સહજ શૃંગાર;
જુક્તિ જાણ તો માણ મોહનશું, તાણમાં હાણ.અપાર;
તાણમાં હાણ અપાર તે પામે,ભુલ્યમાંઅજાણ માનનિ ભામે;
મુખથિ બોલ મરજાદા મેલી, હજી તજી હઠ શઠ સાહેલી.
હરી વારીને હરિનેણી, મુકતી નથી મરોડ;
લાડલિ લીધી વાત ન મેલી, કીધી કળા કરોડ;
કીધી કળા કરોડ હો કામા, સમા ન-ઉત્તર દીધા સામા;
એવિ ન દીઠી એકલવેણી, હારી વારીને હરિ-નેણી.
વનિતા વિનય વિવેક કરીને, વિનવી વારંવાર;
અક્ષર એક ન લાગ્યો અંગે, એવડો શો અહંકાર;
અવડો શો અહંકાર ઉરમાંહે,વાતમાં રાત જઇ વહાણું વાહે;
હવે હેત નહિ રહે હરિને, વનિતા વિનય વિવેક કરીને.
મેલ રીશ કહું શિશ નમાવી, નેહ નિપુણ સુણ નાર;
વાલમ વિરહ વ્યથા હરવાને, કરવા વિવિધ વિહાર;
કરવા વિવિધ વિહાર તે વનમાં,મેહેર આણ મારી તું મનમાં;
સમય જોઇ દે સ્મર સમાવી,મેલ રીસ કહું શિશ નમાવી.
હાર કરિ હેત સંકેત-સિધાવ્યા, ચેત ચતુર ચિત્તમાંય;
ઓળખે નહિ અવસર આગળથી, પાછળથી પસતાય;
પાછળથી પસતાય તે પોતે, પુનર જ્વાળ જડે નહિ જોતે;
ભરમમાંભાવસરવ સંભળાવ્યા,હરિકરિ હેત સંકેતસિધાવ્યા.
સોળ સહસ્ર સુશિળ છે શ્યામા, બીજી વળિ બહુ બાળ;
હાથ મારે હરિણાક્ષી હમણાં, તેડાવું તતકાળ;
તેડાવું તતકાળ તે તરૂણી, ચતુર શિરોમણિ ચંપકવરણી;
સમજી શ્લેષ કળેશ તજ કામા, સોળ સહસ્ર સુશિળ છે શ્યામા.

સુંદરિ સાંભળ શ્રવણુ દઈને, કહું કાહાનની વાત;
તું સરખી તરૂણી ઘણી તેને, રંગ રમે દિનરાત;
રંગ રમે દિન રાત તે સાથે, માટે વાંકનું લેતા માથે;
માન મેલિ વેલી મળ જઈને, સુંદરિ સાંભળ શ્રવણુ દઈને.
દૂતિ કહે સૂતિ શું સજ્જા, રોતી રહિ કાં આમ;
ક્રોધ કીચમાં છકી ગઇ તું, ભરમાવી ગઇ ભામ;
ભરમાવી ગઇભામ કો બીજી,-તેણે તરૂણિ તું મુજને ખીજી;
એવી કયમ થઈ તું નિર્લજ્જા, દુતી કહે સૂતિ શું સજ્જા.
ક્રોધ રોધથી બોધ ન લાગે, શોધથિ વધે વિરોધ;
જોધ જુવતિ ઝાઝો નવ કીજે, મેલ અહંપદ બોધ;
મેલ અહપંદ બોધ જે લીધી, ક્રૂર, કઠિન કોણે કરિ દીધી;
કહ્યા વિના કયમ સંદેહ ભાગે, ક્રોધ રોધથી બોધ ન લાગે.
**રાધા**–કિતવ કહાનની કીર્તી કરતી, લાજતિ નથી લગાર;
ભ્રમર પેર પરઘરનો ભોગી, વનિતા કાં નવ વાર;
વનિતા કાં નવ વાર વિચારી, આંહિ વદે તું વધૂ વધારી;
વચલિ વાત મેં વેણુમાં વરતી, કિતવ કહાનની કીર્તી કરતી.
**સખી**–વિલસે વસંત વનમાળી વનમાં, રહી રંગ મોઝાર;
નંદલાલને નેહે નિરખી, થાશે હરખ અપાર;
થાશે હરખ અપાર તે તુંને, એટલું મન નિશ્ચે છે હુંને;
તરૂણિ તૃપ્ત થૈ રહિશ તું તનમાં,વિલસે વસંતવનમાળીવનમાં.
રાધે રોષ રેસિયાશું છોડી, વિલસે વસંત વનમાંહ;
સઘન કુંજ તરણી તનયા તટ, ખેલને અતિ ઉત્સાહ;
ખેલને અતિ ઉત્સાહ ભરીને, રસભરી રમી રિઝવતું હરીને;
હવે હઠીલી હઠ દે ત્રોડી, રાધે રોષ રસિયાશું છોડી.
ખટઋતુ માંહી વસંતઋતુ રૂડી, કલરવ કોકિલ કીર;
વન વેલી અલબેલી સરવે, સુંદર શીત સમીર;
સુંદર શીત સમીર તે વહે, ઉન્મદ મધુપ મંડળી રહે;
કાનનમાંહે ફુલી કેસુડી, ખટઋતુમાંહી વસંત ઋતુ રૂડી.
અલબેલી ઉભી કાં અળગી, રસમય આ ઋતુરાજ;
સજની સજ શૃંગાર સોહંતા, તજની લૌકિક લાજ;
તજની લૌકિક લાજ તે સર્વે, ગુણ ગુણવંત અનંત નહિ ગર્વે;
કર વિહાર વાલમ કર વળગી, અલબેલી ઉભી કાં અળગી.
**કવિ**–રોમ રોમ રસ થયો રાધાને, હૃદે રહ્યો નહીં રોષ;
સહી વાયક સુખદાયક શ્રવણે, સુણતાં થયો સંતોષ;

સુણતાં થયો સંતોષ શરીરે, તરુણી ચાલિ તરણિજા તીરે;
બોલી બાળ તજી બાધાને, રોમ રોમ રસ થયો રાધાને.
પત્ર લખ્યા સર્વત્ર સંભળાવો, સોંપ્યાં સમીર સુજાણ;
પૃથ્વીપર પળમાં પહોંચાડે, જુવતી-જનને જાણ;
જુવતી-જનને જાણુ જે કરવું, આજ્ઞા આપી ત્યમ અનુસરવું;
સંશય તજીને શરણે મુજ આવો, પત્ર લખ્યા સર્વત્ર સંભળાવો.
અલિ તું આગળ કાગળ આવી, વાંચે વિવિધ વિહંગ;
ચક્રવરતી થયો ચોદશ ચતુરાં, અવનીમાંહી અનંગ;
અવનીમાંહી અનંગ અહંકારી, રમશે ગમશે જે નરનારી;
રહીશમાં હવે હૃદય રીસાવી, અલિ તું આગળ કાગળ આવી.
રસમાં રસ રાધાને વાધ્યો, અધિકો અંગ અનંગ;
સખિ વાયક શ્રવણે અધિકેરું, સુણી માન કર્યું ભંગ;
સુણી માન ભર્યું ભંગ નિજ પ્રિયથી, સુખ સવંત જાણ્યું ઘણું જિયથી;
ખેલ કરવા ક્લેશ તજિ બાધો, રસમાં રસ રાધાને વાધ્યો.
ચાલી ચતુર ચપળ ચાલેથી, ખાંતે કરવા ખેલ;
કર ચામીકરની પિચકારી, શિર કેશરની હેલ;
શિર કેશરની હેલ ભરીને, જિતવા જતી ઈશ અરીને;
શ્રમજળ સબળ વહે ભાલથી, ચાલી ચતુર ચપળ ચાલેથી.
ઋતુરાજનું રાજ થયું રાધે, રતિપતિ પાસ પ્રધાન;
સંજોગી ભોગી સુખદાયક, માનવતીનું માન;
માનવતીનું માન મુકાવે, લોક લાજ ચરચા ચૂકાવે;
વિલસે હસે વિરોધ ન વાધે, ઋતુરાજનું રાજ થયું રાધે.
ચડયો મેંન લેઇ સેન સપરાણું, પોહોચ બાણુ લૈ પાણુ;
જતિ જોગી તપસી સન્યાસી, ભેખમાં પડયું ભંગાણુ;
ભેખમાં પડયું ભંગાણુ તે ભાગ્યા, નગન, પગે નીસરિયા નાગા;
ગિરિ ગહવર આપ્યું ઠેકાણું, ચડયો મેંન લૈ સેન સપરાણું.
સંજોગી ભોગીને આપે, મહા સુખ થઇ સહાય
હાસ વિલાસ વિવિધ વિધકેરા, રાત દિવસ ઋતુરાય;
રાત દીવસ ઋતુરાયરસ રીતે, પ્રસંન પુરુષે પ્રમાનંદની પ્રીતે;
સ્તંભ દંભને બહુ સંતાપે, સંજોગી ભોગીને આપે.
મંત્ર મૂકિયો મહા મુનિમારે, આપ્યો એ ઉપદેશ;
વિષય વિલાસ વિદ્યા વિધિકેરો, અબળાને આવેશ;
અબળાને આવેશ તે આવે, અંગો અંગ ઉછરંગ ઊપજાવે;
આસન કરિને ઉર આગારે, મંત્ર મૂકયો મહા મુનિ મારે.

નૂતન પલ્લવ નયણે નિરખી, હરખી, હઇયા માંય;
વ્રજ વનિતા વન વાટે વેગે, જમુના ઘાટે જાય;
જમુના ઘાટે જાય ઉમંગે, રમવાને સુંદર વર સંગે;
સુંદરી સર્વે સરખા સરખી, નૂતન પલ્લવ નયણે નરખી.
મતું કરીને માનનિ મનમાં, આભરણ સજિયાં અંગ;
સાડી સોધે ભરી સુગંધિત, કંચુકિ કેસર રંગ;
કંચુકિ કેસર રંગ તે રૂડી,ઝગકે ઝાલ ને ચળકે ચુડી;
ઉદિયો અનંગ તતક્ષણ તનમાં,મતું કરીને માનનિ મનમાં.
પ્રફુલિત લલિત લતા રહિ લેહેકી, માંહિ બેહેકી રહ્યા મોર;
મધુકર નિકર ચકોર ચાતક પિક, શુક સારસના સોર.
શુક સારસના સોર સુહાવે, ઉરમાંહી ઉત્સાહ ઉપજાવે;
બાળ દેખિ બહુ બોલતિ બેહેકી, પ્રફુલિત લલિત લતા લેહેકી.
કુંદી કોમળ કમળને કરણી, કેતકિ ને કણુવીર;
સુમન સુગંધિત સહજ સુશીતળ, સુંદર વહે સમીર;
સુંદર વહે સમીર સુખકારી, વય વનિતાનો વિરહ વિચારી;
ચોંપે ચાલતિ ચંપકવરણી, કુંદી કોમલ કમલ ને કરણી.
લાડલિ લેહેકંતી લઘુ વેષે, રાધિકાજી રસ રાસ;
હરિનું મન હરિને હરિનેણી, હળવે કરતી હાસ;
હળવે કરતી હાસ તે હેતે, ભામિનિ ભેળી થઇ સંકેતે;
વાક-વિદગ્ધ ને છાક અશેષે,લાડલિ લેહેકંતી લઘુ વેષે.
આજ ગોપિ સહુ લાજ લોપિને, રોપિને રિપુ-રાજ;
છળ બળ કળથી સકળ અકળ રહિ, કરવું છે એક કાજ;
કરવું છે એક કાજ તે કરિયે,ભોળવિને ભૂધરને ભરિયે;
કેલિમાં શું કરે કહાન કોપીને,આજ ગોપી સહુ લાજ લોપીને.
ચંદ્રભાગા ચંદ્રાવળિ ચંચળ, ચક્ષુયે કરતી ચેન;
પળમાંહી પ્રભુ પાસે પહોંચી, વાંસે વનિતા વહેન;
વાંસે વનિતા વહેન તે વહેતું,લોક લજ્યા ને કોઇ નથિ લેતું;
શ્યામે વરત્યો સાનમાં સચળ, ચંદ્રભગા ચદ્રાવળિ ચંચળ.



# કૃષ્ણરામ.

## કળીકાળનું વર્ણન.

### ગરબા છંદ.

કેશવ કૃપા નિધાન, અરજી ઉરમાં આણો;
ભક્ત-પ્રિય ભગવાન, જીવ દયા મન જાણો.
પુરૂષોત્તમ પ્રતિપાલ, આ અવસર તો આપ્યો;
કુટિલ કર્મથી કાલ, કેટલોક તો કાપ્યો.
હજી રહ્યો અવશેષ, જિકર કરતાં જાશે;
રીઝ કરોઋષિકેશ, સકળ તમે સુખ થાશે.
બાળક દેખે બાઉ, પ્રીતે ફરે તે પૂંઠે;
હઠે બતાવે હાઉ, છાતીમાં છળિ ઉઠે.
એમ હું અંતરયામિ, હેત દેખાડો હરખું;
ગોવિંદ ગરૂડાગામિ, થોડા દુખથી થરકું.
સેવકને સનમાન, કરિને સોંપો કામું;
દાસ હું ઠરી દુકાન, નિત્ય લખું નિજ નામું.
ઉઘરાણી ઘરઘર, કરવી ન મુજથી સાધે;
મન ધ્રુજે થરથર, બોલ લોકના બાધે.
ત્રિકમ ન રહ્યો તાલ, અર્થ નથી કંઈ સરતો;
કળિનો આવ્યો કાળ, કડકડાટ બહુ કરતો.
વિમળ મતી વિપરીત, વહેવા લાગી સહુની;
પરમારથની પ્રીત, બહાર ખશી ગઇ બહુની.
ઉત્તમ ચારે વરણ, ઉત્તમતાને મુકી;
કરે અધર્માચરણ, ચિંતન હરિનું ચુકી.
વાડવ વિદ્યાવાન થઇ, પણ ઘર ઘરડોલે;
શુદ્રતણાં સનમાન નહિ, પણ આશિષ બોલે.
વિદ્યા ભણિને વાદ, પંડિત કરે પરસ્પર;
શિશ્નોદરના સ્વાદ, ફરે શોધતા સત્વર.

વાંચે જે વેદાંત, કણુ લોભે કઇ ઘરમાં;
સમજે નહિ સિદ્ધાંત, ભટકે ભવસાગરમાં.
વિપ્ર પરસ્પર વેર, કામ કારણે કરતા;
જરને માટે ઝેર, મમતામાં નિત્ય મરતા.
વિદવત થઇને વ્યાજ, ગરીબ જનનું ગમિયું;
કરે અઘટતાં કાજ, ભ્રાંતે મનડું ભમિયું.
શાસ્ત્રતણી નહિ સાન, વામ મારગે ચાલે;
કરિને મદિરાપાન, મોટા થઇને મ્હાલે.
મારણ મોહન જાર, ઉચાટન આરાધે;
ઉત્તમ થઇ અભિચાર, સુવરણ માટે સાધે.
ઊર્ણા અડદ ઉપાન, મધુ મહિષી ને મહિનું;
દારૂણ લેછે દાન, કાળ સમે કઈ કઈનું.
શુદ્રાદિકને ઘેર, શાસ્ત્ર શિખાડે જઇને;
પરમ ધર્મની પેર, વિપ્રતણી ગઈ વહિને.
એકાદશાનું અન્ન, બ્રાહ્મણને પણ ભાવે;
ધણિને નોય જો ધન, ઘર ઘરેણું વેચાવે.
મસ લઘુશંકા લીંટ, દેખંતાં જ્યાં દીસે;
એ ઠેકાણે ઇંટ, માંડિ પત્રાળી પીસે.
રામા કરે રૂદન, હાથ વાળતી હઇયે;
આરોગે ત્યાં અન્ન, કોણુ કોણને કહિયે.
રડતા રાજદ્વાર, પંડિત થઇને પક્કા;
દેવડીયે છડીદાર, સહિ લે તેના ધક્કા.
તો પણ નાવે લાજ, કિંકર મૂકે કાઢી;
વર્ષાશનને કાજ, દરબારે જાય દહાડી.
નાત નાતની નીત્ય, બદી કરે બડબડતા;
વર્ષા ઉષ્ણુ ને શીત, વેઠી વાટે વઢતા.
અન્નતણો મુખ ગ્રાસ, તો પણ બોલે ગાળી;
દામતણા થઈ દાસ, પેટે મારે પાળી.
વૈશ્વદેવ નૈવેદ, બ્રહ્મયજ્ઞ કે તર્પણ;
ભૂત બળીનો ભેદ, જાણે નહિ બ્રહ્માર્પણ.
સસરા કહિને ગાળ, પુત્ર પૌત્રને દેતા;
એળે ચડાવી આળ, લાંચ પટેલ થૈ લેતા.
એક નોંતરે ચાર, જમવા કાજે જાતા;
ન જુવે વરણાચાર, સૌને ઘેર ઘેર ખાતા.

ઝીવા લગણુ ભરાઇ, પરનું આવે પ્રાશી;
રાત બધી રગડાઈ, વ્હાણે નાંખે વાશી.
પલાંડુ લસણુ કલીંગ, મધુ-પુષ્પ ને ગાજર;
અફિણુ તમાકુ ભંગ, વ્યસન કર્યામાં હાજર.
બેઠા નીત્ય બજાર, બ્રાહ્મણુ નિંદા સાધે;
સગાં સગાંમાં ખાર, કલહ કરીને બાધે.
પરનાતીની રાડ, નિજ નાતોમાં ઘાલે;
દામે ડળકી ડાઢ, મનને માને ચાલે.
ઘરમાં ક્ષીપ્રા ખાય, સરખા થઇ સંબંધી;
કુલીન જમવા જાય, ત્યાંહ ધાકની બંધી.
તજી સ્નાન સંધ્યાય, ભાવે ભાવ્યું ભમવું;
ચિત્તમાં નિત્ય ચહાય, પૂર્વજિયાનું જમવું.
વાટે વાટે વ્યાસ, થઇને માણુ વજાડે;
પાંચે બેઠા પાસ, તેહ તાળિયો પાડે.
શ્રુતિ સ્મૃતીની વાત, કાળ જીવ ઈશ્વરની;
જાણે નહિ કાંઇ જાત, રાગ તાળ કે સ્વરની.
પીંગળ રીતે છંદ, કવિતા કરી ન જાણે;
પોતાતણા પ્રબંધ, રચી રાગડા તાણે.
નાતરિયાની વાત, કેરી ને રેંટીડા;
ગાતાં શ્યામા સાથ, કરે કટાક્ષે ક્રીડા.
અંગુળિયે અંગૂઠ, બંધી ગાય ઉછળતા;
મોટા થાય તો મૂઢ, બીજા મરે છે બળતા.
જજમાનોથી રીશ, કરિને દાપું લેતા;
નહિતર ફાડી શિશ, રૂધિરે હાથા દેતા.
કઇ ધન કાજે થાય, વોહોરાના વાણોતર;
કઇ કાશદિયે જાય, કઇ ભીખંતા ઘર ઘર.
કઇક નાંખતા ટેલ, કઈ વિંટણિયો વીંટે;
કઇ હાકંતા બેલ, શકટ ભરીને ઇંટે.
કઇક કરંતા રાસ, નારિ રૂપ થઇ નાચે;
મશકરિયોથી હાસ, કઇક કરાવે સાચે.
કઇ પાણી ભરનાર, કઈક રસોઇ કરતા;
કઇ હોય નાદાર, કઇક કરોડે ફરતા.
કઇ લે ભરિને દામ, સરપણુ શકટ ઈજારે;
કઇ શેઠોનાં કામ, બેઠા કરે બજારે.

એક નાતમાં નાત, કળિયે બીજી કીધી;
ગૃહસ્થ ભિક્ષુક જાત, દીકરિયો નવ દીધી.
નમસ્કારની રીત, તજી સલામો કરતા;
પરનાતીની પ્રીત, મનમાં કદી ન ધરતા.
વાડવ થયા વકીલ, ઘરઘર કેરા ઠાકર;
દીવ્ય વધારે દીલ, યવનતણા થઇ ચાકર.
ફારશિઓના હરફ, વસ્યા વિપ્રની વાણે;
ગજલ રેખતા તરફ, ગમતા દીઠા ગાણે.
દીકરિયોના દામ, રૂદયે લાગ્યા રશિયા;
કરે કારમાં કામ, કેશ ધરે કાનશિયા.
બેસે બનિને બેશ, ચકલે ડંમર હાંકે;
અરધ ઉરાડે કેશ, તારૂણિયોને તાકે.
કઇકે કીધાં કામ, વેળા જોઈને વંઠી;
નીચ જનોને નામ, આપી બાંધે કંઠી.
કઇક પુજતા પીર, અવલોકે જઇ ઓરસ;
પયમાં નાખી નીર, કઈ વેચંતા ગોરસ.
કઇ પરણેલી નાર, પ્રહાર કરે ત્યાં પેખી;
કઇ કરે વ્યભિચાર, દાર પારકી દેખી.
સાઠે વર્ષે સાન, કઇકે મૂકી ઘરેણે;
વારૂ થઇ વિદ્વાન, ફરી ફરીને પરણે.
નાથે કાઢયો નરક, પોતે પાછો પેસે;
ગદ્ધાઇમાં ગરક, બાધા થઇને બેસે.
વાડવ ઉપર વેર, આવડું તે કયમ આણ્યું;
કળિએ કીધો કેર, કારણ કાંઈ ન જાણ્યું.
ભલા તમે ભગવાન, હરી ઉઠાવો હાની;
ગોવિંદ આપો જ્ઞાન, મુખ્ય બ્રાહ્મણને માની.
આ અવસર અલોપ, થઇ જળમાં કયમ ઝીલો;
કરિને કરડો કોપ, કળિયે લીધો કીલ્લો.
નરપતિ થઇને ન્યાય, પૂછી જોઇ ન પ્રીછે;
ધન લેવાને ધાય, અનર્થ કઇનો ઇચ્છે.
વિપ્રને વપુનો દંડ, દેતાં દયા ન આવે;
પેખે પણ પાખંડ, લાંચો લઈ લલચાવે.
કઇક વધારી કર, રાંક લોકને રગડે;
જ્યાં જ્યાં દેખે જર, બુદ્ધિ ત્યાં ત્યાં બગડે.

પરદારનો સંગ, રાતે તેથી રમતા;
ધારી નવ જુવે ઢંગ, દક્ષ-જનોને દમતા.
કૂડી ધરતા કાન, ચુગલ-જનોની ચાડી;
ઘટવા લાગ્યું જ્ઞાન, દંભી સંગે દહાડી.
વેદ શાસ્ત્રની વાત, કદી ધરે નહિ કાને;
રાજી રહે દિન રાત, ગુણકાકેરે ગાને.
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, કદી કરે નહિ કૂડા;
રાખે નહિ સંભાળ, ભક્ત જનોની ભુંડા.
શાક ભાજિયો ફળ, એપર અંત ઇજારા;
વળી બતાવે બળ, ઝોળીવાળા ન્યારા.
કાષ્ટ-શકટથી કાઠ, કેટલાક તો કાઢી;
કડકા ભારે સાઠ, દરવાનાદિક દહાડી.
વર્ષે વર્ષે સવાઈ, ઈજારદારિ વધારે;
રઈયત રુવે રગડાઇ, કો આગળ પોકારે.
ચૌટે જણાવે તોર, દોડાવીને ઘોડા;
રાતે આવે ચોર, ઘર ઘર પડે દરોડા.
ચોરોના અસવાર, બાન પકડતા લૂટે;
દરવાજેથી બહાર, વહાર કરે નહિ પુંઠે.
દરવાજે દરવાન, રાંક જનોને રોકે;
કોઇ ધરે નહિ કાન, રડે બિચારા પોકે.
અન્યાઇયાના દામ, લેઈ ઠરાવે સાચા;
ન્યાઇયા લેજો નામ, તો તો હણે તમાચા.
રાખ્યતણું સંતાન, રાય આપણુને માને;
દુશમન થઇ દીવાન, કેદ કરે રાજાને.
થોડો જોઇ અપરાધ, મંદિરિયાને મારે;
બળવંતોનો બાધ, કરી શકે નહિ ક્યારે.
વરતાવે નહિ ધર્મ, રઇયત જનનો રીતે;
પોતે પણ સતકર્મ, કદી કરે નહિ પ્રીતે.
ઉત્તમ જનને આંચ, વિષયી નિત્યે દમતા;
વર્ષ ચાર કે પાંચ, એટલામાં આથમતા.
કળિયે કીધો કેર, જેમ શશિ ને રાહુ;
માધવ કરિયે મેહેર, જોઇ પોતાના બાહુ.
વૈશ્ય કરે વિપરીત, તોલ ન સાચાં તોળે;
પરમારથની પ્રીત, મૂકી મગદળ ચોળે.

બાર પાણુનો માલ, વીશ પાણે વેચંતા;
દોડાદોડ દલાલ, કળહળ કેક કરંતા.
કહે ધર્મના સમ, ધર્મ ધસરડે ધૂળે;
તોયે ત્યમનું ત્યમ, મરદી નાંખે મૂળે.
હેતસ્વી થઇ હાણ, કરિને લે જો ખશિયે;
વદે પરસ્પર વાણ, પોતાની પારશિયે.
દમડી માટે ગાળ, મુખથી માને દેતા;
એક એકની આળ, જઈ દરબારે કહેતા.
શાણા થઇને શેઠ, પાન તબાકૂ ચાવે;
વાડવ પાસે વેઠ, કાયાતણી કરાવે.
લેઇ આપ્યાની આશ, મનમાં ફરી ન રાખે;
દામતણા થઇ દાસ, મુખથી ભુંડું ભાખે.
જતિ ગુરૂ બ્રાહ્મણ દેવ,ગોસાંઇ વિધવાનાં ધન;
સંઘરવાની ટેવ, અંતે ઓળવ્યાનું મન.
ચાર રામની ધર, થઇને કરતા કાળું;
જિરવી કઇનાં જર, દેખાડે દેવાળું.
મનમાં રાખે મેલ, મૂખ જણાયે મીઠા;
ઘૃતમાં ઘાલી તેલ, દેતાં કઇને દીઠા.
કહી બતાવે કાંય, આપે વસ્તૂ બીજી;
મગન થયે મનમાંય, તાળી આપે રીઝી.
વૈષ્ણવ થઈને વેષ, અબળાને આરાધે;
કરે ધર્મનો દ્વેષ, શિવની નિંદા સાધે.
સમર્પણી થઇ સ્વાદ, શીરા પુરી જમતા;
ગુરૂનો લેઈ પ્રસાદ, રામા સંગે રમતા.
વિપ્ર અડે જો અંગ, છુવાઇ જગને થુંકે;
ઉરમાં અતિ અનંગ, .માનીજણી ન મુકે.
સાચા મનથી તરણ, ગુરૂ ચરણે ન રહેતા;
કરે અધર્માચરણ, કલ્પી કઈ મન કેહતા.
અજ મુકાવી ધન, હિંસકને ચવરાવે;
માણુસ લાયક અન્ન, શ્વાનોને ખવરાવે.
જીવ દયા પ્રતિપાળ, થઇને કરે ઇજારા;
કઇનો આણે કાળ, શ્રાવક થઇને સારા.
ધર્મ એટલો લાભ, બોલે પણ નવ પાળે;
ગર્ભણિયોના ગાભ, ઓષધ આપી ગાળે.

પરધનથી પરતંત્ર, સમજે નહી શીખામણ;
જપે મુઠના મંત્ર, કઈને કરતા કામણ.
પરનારીને સંગ, પ્રીતી મનમાં પેસે;
અલંકારથી અંગ, સરસ સમારી બેસે.
વેદ વિનાના ધર્મ, વાંચે નિત્ય વખાણે;
કૃષ્ણચંદ્રનાં કર્મ, જીવ સરીખાં જાણે.
કળિ એમ કચરધાણ, કરિને પીડે પ્રાણી;
કૃષ્ણ કરે કલ્યાણ, ઉર આપણો જાણી.
દંભી જનનો દાસ થઇને શિશ નમાવે;
વિઠ્ઠલતણો વિશ્વાસ, શુદ્રોને મન ભાવે.
ઉત્તમના આચરણ, કનિષ્ટ થઇને કરતા;
સજ્જન જનનું શરણ, ઓળખિ નવ આચરતા.
રાજ-સેવાની રીત, જાણે નહી પણ રાખે;
મુખમાંહેથી નિત્ય, મંમો ચચો ભાખે.
દેખે પરની નાર, રૂપાળી મનમાની;
દંડ ભરી દરબાર, તે છંડાવે છાની.
સંતાનોના સહિત, અષ્ટ મંગળે આણે;
નારી પામે નીત, જગ જીત્યો એમ જાણે.
ગરીબકેરૂં ઘર, ઉલાળીને એ લે;
છતનો વાધે છર, મેલા થાયે મેલે.
નવ ઠેકાણે જઈ, આવે દશમે દ્વારે;
કાંતા તેને કહી, સુવરણથી શણગારે.
પાપી પંડ પ્રણામ, બ્રાહ્મણને નવ કરતા;
દુઃખે જોડી દામ, દરબારોમાં ભરતા.
લેખી ન જુવે લેશ, નિર્મળ જનને નાગા;
નિત્ય બતાવે બેશ, દેવ મંદિરે વાગા.
જાત્રા જાતાં સંગ, જબરા બેલ જોડાવે;
જયમ વળગ્યું હોય વંગ, ત્યમ ગાડી દોડવે.
મલીન મેલું મન, સંત સંગતી નવ સુજે;
કલ્પિત ગાય કીર્તન, જાતજાતને પૂજે.
ગૌ બ્રાહ્મણને દાસ, કરિને ધર્મે ધાવે;
સેવા બ્રાહ્મણ પાસ, કણબી થઇ કરાવે.
ઝાઝું હોય જો જર, તો તો તાણા તણાવે;
વળી ઘરેણાં ઘર, ચાનક કરી ચણાવે.

શુદ્ધ ધર્મની વાત, હઠથી ઘાલી હેડે;
જમે જમાડે જાત, જણ્યાં જમાઇ તેડે.
કૌતુક સરખું કામ, કળિયે કીધું ભારી;
રક્ષા કરજો રામ, પ્રજા પોતાની ધારી.
કડિયા સુતાર મજૂર, વચન પ્રમાણે ન ચાલે;
જોખમ કરે જરૂર, ઘર કરતાં ઘર ઘાલે.
સોની દઇ વિશ્વાશ, કાલને વાયદે કૂતું;
આપે આઠે માસ, સોનાનું કરી સૂનું.
ધોબી સાળવિ સઇ, ફાટાં વસ્તર સાંધે;
રોક મજુરી લઇ, પણ પોતાનું રાંધે.
વૈદ થયા વાલંદ, શાસ્ત્ર-વાત સંતાણી;
સઇયદ કરી સણંદ, પાય મંત્રિને પાણી.
બ્રાહ્મણ વિના અનંત, ગૃહસ્થ થઇને ભીખે;
શેરિયે શેરિયે સંત, ટેલ નાંખવી શીખે.
વૈરાગી ગોસાંઈ, શસ્ત્ર અંગપર ધરતા;
મારે માંહોમાંઇ, મમતા માની મરતા.
અંતરમાં અભિમાન, બાનું હરિનું બણિને;
દ્વિજનું મોડે માન, બ્રાહ્મણ પાસે ભણિને.
ઉલટી વરણ અઢાર, વેરાગીને વેષે;
ગામ ગામને બહાર, બાવા થઇને બેસે.
કરિને ચારે ધામ, પુજા કરે પુજારી;
દેવતણાં લેઇ દામ, નિકળિ જાયે લૈ નારી.
દેઈ બ્રાહ્મણને ધન, ભારે વિદ્યા ભણતા;
વળતા વ્યાસાસન, બેસે સિદ્ધજ બણતા.
તિલક છાપને માળ, ધરિને કરથી ખેંચે;
કણીક ચોખા દાળ, કઇના લાવી વેચે.
કરમાં લે નહિ દામ, મોટમ રાખે માઝા;
લઇ પુસ્તકનું નામ, જર લે કઇના ઝાઝા.
માંડીને ઘરબાર, લોટ માગતા વહાણે;
લાવિ લાકડાં ચાર, જમિ આવે જ્યાં જાણે.
વિઠ્ઠલજીનો વેષ, હીંડે વિકળ વગોતા;
મુંડાવીને કેશ, જરને હીંડે જોતા.
ફકીર થઇને ફળ, ભાલાનું કર પકડે;
પૈસા લે કરિ બળ, રાંક જનોને રગડે.

ગૌ બ્રાહ્મણને ત્રાસ, વધતો દિનથી વાધે;
રૂડિ વસ્તૂની આશ, સાલે સાતે સાધે.
અંબુ વરસે અલ્પ, તે પણ નહી મુખ માંગ્યું;
સત્ય રહ્યું છે સ્વલ્પ, તે પણ જાવા લાગ્યું.
ભલા પુરૂષને ભાઈ, ભાવે છળવાઇ કેરાં;
ડાહ્યા ડહાપણમાંહી, થઇને કરે અનેરાં.
પૃથ્વી પણ ગળિ જાય, ધન દાટયું કર નાવે;
રગડે નિત્યે રાય, જયમ જે જનથી ફાવે.
પિતા પુત્રમાં વેર, ભાઇ ભાઇને ભાંડે;
જાત જાતમાં ઝેર, મુખ કો કોથી ન માંડે.
સગાં સહોદર સાથ, વાંધે વેર વધારે;
નર થઇ નારી હાથ, પુત્ર પિતાને મારે.
પુરણ પાપે તન, આ અવસરમાં આવે;
લેઇ તાતનું ધન, અંતે બહુ અથડાવે.
લાગે નરને અંગ, કામનિયોનાં કામણ;
માને મન થઈ દંગ, સાળાની શીખામણ.
સ્નેહી સગાં સમસ્ત, કટ કાળજું કોરે;
દાવે દેખી વસ્ત, આપ આપમાં ચોરે.
મુખ તંબોળે લાલ, પહેરે જામા નીચા;
જુઠો જકડી માલ, સત્ય કરાવે વીમા.
રાખીને વેવાર, ગાળી નાખે નામું;
માગે જો દેનાર, જુવે ન તેના સામું.
કરનું આપ્યું રોક, નાણું તે પણ નાપે;
સમજે કરવું શોક, વળી ઊલટું શાપે.
મેળે ખેળે જાય, ડાહ્યા કામને દરદે;
કામનિયોની કાય, મંદિરમાં પણ મરદે.
પીતળના શણગાર, સુવરણ સરખા કરિને;
વેચે મધ્ય બજાર, ધન લઇ જાય હરિને.
રૂપૈયામાં રોળ, ત્રાંબુ ઘાલે પેખી;
કોરી ભરતા તોલ, મારે ઊપર મેખી.
દામે ડળકે ડાઢ, મનુષ્ય મનુષ્યને મારે;
ખોદી ઘાલે ખાડ, અલંકાર ઊતારે.
માત પિતાનું ધન, મુકયું ચોરી જાતા;
માનનિ કરી મગન, ખાંતે ખાવું ખાતા.

ગમે ગરોડા જોશ, પોમલિયો કર જોતી;
નિર્મળજનનો દોષ, કળ્યો ન જાગે કોથી.
દુનિયા સઘળી ડાહી; પોતપોતાના મનથી;
સંત રહ્યા સંતાઈ, ઝેર ભરેલા જનથી.
કળી કરે કલપાત, કૃપણ જનોને કરડે;
સધાય નહિ સિદ્ધાંત, સાખિ શિખાને ભરડે.
પતિવ્રતાની પેર, નારી જનની નાઠી;
મરદાઈ ગઇ મહેર, માનનિયો થઈ માઠી.
દશ એકાદશ બાર, વર્ષે ગર્ભજ ધરતી;
વિંહ્વળ થઇ વ્યભિચાર, કામનિયો બહુ કરતી.
થયા વામણા વેષ, આઠ હાથની સાડી;
લાજ રહી નહિ લેશ, તરૂણી ઉઠે તાડી.
ઠરી ન બેસે ઠામ, ઘરેઘરે અથડાતી;
દીલમાં ધારી દામ, પરપુરૂષોને ચહાતી.
જીભે ભરિયું ઝેર, બકોર કરતી બોલે;
વરથી રાખે વેર, ડાકણ સરખી ડોલે.
સાસુને કહે સોક, વહુ સામી રહી વઢતી;
પછી મૂકતી પોક, રાંક સરખી રડતી.
મારે જો ભરથાર, સામું બોલે સડતું;
ખરો ધરીને ખાર, કૂવે મુકે જઇ પડતું.
સાસૂ પણ વહુ સાથ, કહે બાપની બઇયર;
લાંબા કરીને હાથ, સુણતાં સઘળી સઇયર.
નાગી થઈને નહાય, વિખાણુ ત્યાં પણ વાંચે;
શૌચ જવાને જાય, એક કળશિયે પાંચે.
મળી ક્રોયને કોક, ત્યાં પણ બડબડ કરતી;
જેમ સાંભળે લોક, એ રીતે ઉચરતી.
વાટે કરતી વાત, કઇ મળીને કળવળ;
જાણી જાય ન જાત, ખસે ન કરતી ખળભળ.
કલ્પિત કીધા એમ, ધર્મ દિવસ ધોવાના;
નિરખે નહી કઇ નેમ, પરવ દિવસ રોવાના.
કરે કમોતે મરણ, જો દિલમાં એ રૂઠે;
ચંડાળ સરખાં વરણ, પુરૂષ પોકારે પુંઠે.
એક એકથી એક, આગળ પડે ઊજાતી;
અબળા મળી અનેક, પ્રૌઢ પરજિયા ગાતી.

કૂટે કરી કપાળ, મૂકી ઊર ઉઘાડાં;
જણાય નહિ જંજાળ, સંઘટ પેઠાં ગાડાં.
સાયં પ્રાતઃકાળ, મુખવાળીને રડતી;
લીંટ આંસુ ને લાળ, દેઇ જીવોને નડતી.
સેજ સવારથ કાજ, પતિપુત્રોને મારે;
દિલમાં રાખે દાઝ, હઠ પોતે નવ હારે.
અપરમાત થઇ આપ, દાસ પુત્રને દમતી;
પ્રૌઢ થાય જ્યાં પાપ, ત્યાં જઇ છાની જમતી.
ખાય શેર બેયેક, તોય કહે નવ ભાવે;
લડે તજીને ટેક, પોળો ચાર જગાવે.
તેલ સરશિયું રાઇ, ખાતી એઠું ટાડું;
શિક્ષાથી રીસાઇ અબળા બોલે આડું.
છાની લેઈ જાય વસ્ત, મહિયરમાં મનમાની;
માંડે જુદ્ધ થઇ મસ્ત, પાછી ન ધરે પાની.
કાંઇને શાટે કાંઇ, વસ્તુ બતાવે બીજી;
ઘરનાં જન ઘરમાંઇ, ખરૂં કહેતાં રહે ખીજી.
પીટયા કહિને ગાળ, શિશુને દેઇ પછાડે;
પતીતણી પ્રતિપાળ, કરે નહિ પણ ત્રાડે.
નગ્ન નદીને તીર, નરને તનુ નિરખાવે;
પતિને નિજ મંદિર, નિત્ય કરડવા ધાવે.
હાય હાય કહિ આઘ, વાત કરે વિસ્તારી;
મૂકી નિજ મર્યાદ, નિર્લજ થઇ કુળનારી.
વિવાહ મંગળ દિન, ભુંડું ગાતી ભામા;
જાત જાતના જન, સાંભળવા રહે સામા.
હોળીની પણ ઘેર, હાઠી ખસે જમ મહારી;
ગાય ત્યમ પૂરણ પેર, નરને સુણતાં નારી.
નિરધનને ધનપાત્ર, સુભાગવંતી કે રાંડી;
મળી માનની માત્ર, કાંતે ચરખા માંડી.
શેરિયે કરતી સોર, શ્યામા શરમ ન આણે;
દિવસ ચડે જ્યાં પહોર, ઘરમાં ઘંટી તાણે.
ઘરમાં હોય જો દુઃખ, ગમતાં ન મળે ઘરેણાં;
મરડીને કહે મુખ, પાપે તમને પરણ્યાં.
છડે ન વીણે ધોય, તરત ન દેતી તડકા;
રસોઇમાં પણ હોય, કોયલાકેરા કડકા.

ચકલે ચકલે ગાય, ગરબા મળિને ધણિયો;
જાર જોવાને જાય, ભામા એવું ભણિયો.
સાસૂ વહુને શિશ, પ્રથમ પેરાવે વાડી;
અંતે કરતી રીશ, કહે ઘોડાની લાડી.
સાસૂ જોઇને સૂખ, વહુકેરૂ મન ખીજે;
વહુનું જોઇને દુઃખ, સાસુનું મન રીઝે.
અપરમાત કે માત, સુતના ઘરમાં આવી;
જે કાંઈ આવે હાથ, તેતે જાય સધાવી.
દીકરિયો થઇ દૂત, ફોસલાવી લે માનું;
શળી ન પામે સૂત, કરવા કાર્ય પિતાનું.
મરે જિવે ભરથાર, વગોવિ વનિતા વરને;
નીકળી જાય કુળનાર, લેઈ પારકા નરને.
શ્યામાં સુતને કાજ, વિર્ય ધરે કઈ કઈનું;
મૂકે કુળની લાજ, જયમ પાસુ હોય ક્ષયનું.
પિતા પુત્ર ભરથાર, સમ ખાવાને જૂઠે;
ચડે ઘડી દિન ચાર, આંખ ચોળતી ઊઠે.
પિતાનું કરે ન માન, માનનિયો મન માન્યું;
સ્વારથની રહિ સાન, કળિમાં સગું કહ્યાનું.
કંથ પાસ બહુ કામ, ઘરનાં નિત્ય કરાવે;
ઘરનો કરી ગુલામ, અહરનિશા અથડાવે.
વિધવા પણ જણિ બાળ, જઇ ટાંકામાં નાંખે;
ગુણવંતી થઈ ગાળ, સર્વે જનોની સાંખે.
પરપુરૂષોથી વાત, હસિ હસિ વાટે કરતી;
ઉઠી અરધી રાત, અબળા નવ ઓસરતી.
દેવ મંદિરે જાય, નિત્યે રઝળતી રામા;
અન્ય પુરૂષ અઠડાય, સુંદરિયોના સામા.
ન કરે કદિયે નાર, સેવા નિજ સ્વામીની;
વાત કરે વ્યભિચાર, કાંતાજન કામીની.
ભાગે પર ઘરસુત્ર, તેવી વાતો ચણતી;
થાય પુત્રને પુત્ર, તો પણ પોતે જણતી.
બાળા યુવતી વૃદ્ધ, ચડબડતી નવ ચૂકે;
બડબડ કરતી બોધ, મમતા મનથિ ન મૂકે.
સાચી જુઠી વાત, સુણી લડાઈ લડતી;
સમ ખાતી સાક્ષાત, રગડે રામા રડતી.

વાંધા પાડિ વિશેક, સવળે અવળું સમજે;
એક એકથી એક, ટક્કર લેવી ન તજે.
જંભા જાય ત્યાં જાન, પરનું થતું ન જાણે;
કરી એકઠું ધાન, છાંડે શરમ ન આણે.
કૃષ્ણ-કથામાં વાત, એક એકથી કરતી;
કરે આપની ઘાત, કાન કથા નવ ધરતી.
મનમાં જાણે ડહાઈ, વરણન નિજનું ભાવે;
રૂડું કહે રિસાઈ, જાય કથામાં નાવે.
કેટલાં કરૂં વિખાણ, કળિના જનનાં કંઠે;
ભજન પડે ભંગાણ, વાણી વળતી વંઠે.
સર્વ જનોને સાથ, નમસ્કાર છે મારો;
જોડીને કહું હાથ, હું છું દાસ તમારો.
કરશો કોઈ નહિ રોષ, સૌથી હું બહુ પાપી;
સૌના ગાવા દોષ, વાણી જ્યારે વ્યાપી.
કળીમાં છે એ ગુણ, દારા-તણા નિંદાલક;
કળી શકે તે કુણ, પોતાના પ્રતિપાળક.
મન ચિંતવ્યાં સતકર્મ, શીઘ્ર સફળ તે થાશે;
અકે કર્યે અધર્મ, મનન કર્યે મરદાશે.
કૃષ્ણ-તણાં કીર્તન, ગાવાં સુણવાં ગમશે;
થાશે પાપ પતન, સંકટ સઘળાં સમશે.
માટે શ્રીમહારાજ, મુજ સામું કાંઈ જોઇયે;
અન્નાદિકને કાજ, ખોટિ થવું તે ખોઇયે.
નાથ દાસને નીત, આ અથડામણ ન ઘટે;
પ્રભુ કરો તો પ્રીત, સાચી મનમાં પ્રગટે.
કોને કહું કિરતાર, આતુર થયો અતિશે;
શ્રીધર કીજે સાર, દિન મારા જયમ દિશે.
નરતનુ કેરૂં નૂર, રહી ન જાય વિશ્વંભર;
હરિજી રાખો હજૂર, અથડાવો મા ઈશ્વર.
દેવ ન જોઈયે દોષ, દાસતણા મન ધારી;
રંક ઉપર શો રોષ, મહેર કરો મોરારી.
અન્ય જનોની આશ, કરવી લાગે કરડી;
જોઇયે જગત નિવાસ; પ્રભુજી પાસું મરડી.
પતીત પાવન નાથ, શરણાંગતના વત્સળ;
મેં માન્યું મન સાથ, બિરદ તમારાનું બળ.

સત્ય સચ્ચિદાનંદ, વચન તમારૂં જાણી;
આવ્યો ધરિ આનંદ, શરણે સારંગપાણી.
વિટંબણાની વાત, દૂર કરો દામોદર;
જદુપતિ જાણો જાત, સંકટ કાપો સત્વર.
પ્રભુજી રૂડી પેર, ડગતું મન સ્થિર કરિયે;
માધવ કરિયે મહેર, અરજી ઉરે ધરિયે.
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, આશરે રાખો અમને;
કૃષ્ણરામ કંગાલ, ચરણ શરણ છે તમને.

# દેવીદાસ.

## નાનો ઈશ્વર વિવાહ.

### રાગ ધોળ.

શંકર શારદાને શિશ નામું રે, ગરૂવા ગણપતિ જુવો મુજ સામું રે;
સમરૂં શારદા સમરથ જાણીરે, અંબા આપો અવિચળ વાણીરે.
પરમોદીને પૂછે છે વાતરે, કેમ પરણ્યા તે શંભુનાથરે;
વિવાહ વૈકુંઠનાથે વખાણ્યોરે, એવો દેવીદાસે ન જાણ્યોરે.
પ્રભુજીનું નામ પ્રિછવુંરે, વિવાહ વિગતે કરીને ગાઉંરે.

### ઢાળ.

વિવાહ વીગતે વરણવું, મારી માતાજી કરોને મયાય;
દીન વચન દેવીદાસનાં, સેવકને કરોને દયાય.
એક સમે નારદ આવિયા, જ્યાં હતા શંભૂનાથ;
પ્રિતે શું પ્રભુજીને પ્રીછવી, કહે ઋષિ આગળ તે વાત.
નારદ કહે નયણે નીરખતાં, એવિ કન્યા ન જાણું કોય;
સમોવડ શંભુનાથની, સરખા તે સરખી હોય.

### રાગ પ્રથમનો.

વળતી ઋષિયે માંડી છે વાતરે, તમે સાંભળો શંભુનાથરે;
અહિંથી દૂર ઘણી ભૂમિ થાયરે, તહીં રહેછે હિમાચલ રાયરે.

તેને ઘેર છે મેના નારીરે, તેને કૂળ છે કન્યા કુંવારીરે;
અંગે શોભા તેની ઘણી કહાવીરે, મહા રૂપ અનુપમ લાવીરે.
દિસે દેવીતણો અવતારરે, શોભા કહેતાં ન આવે પારરે;
હિંડે હંસતણી ગતિ ધરતીરે, ભૂમિ ઉપર ડગલાં ભરતીરે.
કટિ જાણિયે કેસરી લંકરે, અવની પર આડો અંકરે;
વેણે વાસુકી નાગ લજ્જાયરે, દિસે કંચન સરખી કાયરે.
ચરણ કદળી સ્થંભશા જાણુંરે, તપે ઋષિથી અધિક વખાણુંરે;
એઠી છે તે બાળ કુંવારીરે, શ્યામા શોધે છે વરને વિચારીરે.
કહે નારદ નયણે મેં નરખીરે, દેવ કન્યા છે શંભુ સરખીરે;
શંભુ કહે તમે નારદ જાઓરે, ઋષિ વાયુથી વેલા આવોરે.
શુભ કામ કરો શ્રમ આણીરે,ઋષિ ચાલ્યા સુણી એવી વાણીરે;
એમ કહિને ત્યાં નારદ આવ્યારે, મહાદેવનાં માગાં લાવ્યારે.
જેથી માત પિતા મન મોહેરે, એવો વર કન્યાને સોહેરે;
વળતિ ઋષિયે માંડી છે વાતરે, વર સારો છે શંભુનાથરે.
જેને સુરવર મુનિવર જાણેરે, જેને વેદ રૂડો તે વખાણેરે;
ત્યારે બોલિયાં મેના માયરે, કોણ ખંડનો છે વરરાયરે.
એનું કુળ છે કેવી જાતેરે, એ તો વર કેવી છે નાતેરે;
કહે નારદ સાંભળો બાઇરે, એને કુળ છે આદ્ય વડાઇરે.
એનું સુંદર કુળ બહુ સારૂંરે; દેખી મન માને છે મારૂંરે;
જો કોઈ અણજુગતું કહે તમનેરે,તેની ખોટ વરધ છે અમનેરે.
ઈશ્વરજી છે વિવાહ સરખારે,એવાં વચન સુણી રાય હરખ્યારે;
જોયા વિના અજોયું કીધુંરે, શંભુનાથનું શ્રીફળ દીધુંરે.

## ઢાળ.

રાય કહે ઋષિ સાંભળો જુકતે શું લાવો જાન;
મોટા તે મહિપતિ આવશે, રૂડી પેરે વધશે માન.

## રાગ પ્રથમનો.

નારદ કહે તમે સાંભળો રાયરે, કહું મહાદેવનો મહિમાયરે;
બ્રહ્માદિક ને શ્રી ભગવાનરે, સાથે આવશે સરવે સમાનરે.
એવાં વચન કહી ઋષિ વળિયારે, શંભુજીને પંથે પળિયારે;
મહાદેવને મંદિર આવ્યારે, ઋષિ રૂડા સમાચાર લાવ્યારે.
હિમાચળે તે કન્યા દીધીરે, શંભુનાથની સગાઇ કીધીરે;
એવી વાત કહી છે વ્હાલીરે, શિવે હસીને દીધી છે તાળીરે.

ચાલો જગદીશ પાસે જઇયેરે, વિવાહ વૈકુંઠનાથને કહિયેરે;
લક્ષ્મિ-વરને તેડી લીજેરે, પરિયાણુ પ્રભૂજી શું કીજેરે.
હિમાચળને હરખ ન માયરે, મહા મંડપ રચ્યો ત્યાંયરે;
તેડ્યા શલાટ સુતાર સોનારરે, તેડ્યા કારીગરો તે ઠારરે.
બ્રહ્માજીએ મુહૂર્ત સારૂં સાંધીરે, દિશા જોઇને દોરડી બાંધીરે;
ભૂમિ ચાર જોજન ભરી લીધીરે, પરવાળાની પૂરણી કીધીરે.
મણી જડિત્ર મોડ ઘડાવ્યારે, ત્યાં બ્રાહ્મણો સરવે આવ્યારે;
ભુમિ ઉંચાં ભવન આકાશેરે, માંહિ જડિત્ર જ્યોતિ પ્રકાશેરે.
માંહિ જુક્તિતણી ગતિ જાણીરે, નવરંગની રચના આણીરે

## ઢાળ.

રંગની રચના આદરી, જૂજવી જુજવી જાત;
મેઘમાળા ને ચિત્રશાળા, ભલી ઓપે છે ભાત.
મેરૂ પર્વત પંખી પ્રગટયાં, ફૂલ વેલ સુખકાર;
નયણેથી તે નીરખતાં, કહેતાં ન આવે પાર.

## રાગ પ્રથમનો.

એવી મંડપ રચના માંડીરે, ચતુરાઇથિ ચિત્રીજ કાઢીરે;
માંહિ ભેદ ભુલવણી ભારીરે, માંહિ બાજીગર રચના ન્યારીરે.
માંહિ વેદ ભણંતા જોશીરે, માંહિ વણજ કરંતા દોશીરે;
માંહિ મનમોજી મનગમતારે, ભાટ ચારણ રમતા ને ભમતારે.
માંહિ ગોપ વાંસળિયો વાળારે, ત્યાંતો ચાલતા મારગ ટાળ્યારે;
કોઇ ઘોડે ચડ્યા અસવારરે, બકતર પાખરનો નહિ પારરે.
માંહિ મત્ત-મેગળ મદ ઝરતારે, માંહોમાંહિ લડિ મસ્તાઇ કરતારે;
શુંઢ વાળાને સાંકળો છાજેરે, ગળે બાંધ્યા તે હયવર ગાજેરે.
માંહિ મલ્લ પ્રતિજ્ઞા કરતારે, માંહિ ગાંધર્વ ગાન ઉચરતારે;
ત્યાંહાં આનંદ ઓછવ થાયરે, એવું લખિયું છે મંડપ માંયરે.
બીજી નાટક વાત જાણુંરે, વનસ્પતિ શું મુખથી વખાણુંરે;
માંહિ અનુંપમ આંબા ફળિયારે, જોવા જેવાં જાંબુડાં ગળિયારે.
ગળ્યાં ખારેક ને ખજ્જૂરરે, ફળ ફોફળ ને નાળિયેરરે;
લીલી કેળો ને કર્મદી પાકીરે, બોરડિયે રહ્યાં બોર બાઝીરે.
વળી બદામો ને બીલીરે, તેતો દીસે છે નવરંગ લીલીરે;
નવરંગિ તે નાગરવેલીરે, શોભા વૈકુંઠની લાવી મેલીરે.
વનસ્પતિ તે ભાર અઢારરે, માંહિ પંખિતણો નહિ પારરે;
જ્યારે મધ્ય મંડપમાં આવ્યારે, ત્યારે હરખે શું હંસ લખાવ્યારે.

માંહિ મોર મધૂરા બોલેરે, જોતાં નાવે કોયલડી તોલેરે;
માંહિ નવરંગ સારસ રૂડારે, માંહી કાબેર ચકલી ને સૂડારે.
માંહિ પાર વના પોપટ પઢતારે, ત્યાંતો કુરંગી કૂકડા વઢતારે;
મેના બોલે છે શબ્દો મીઠારે, બગધ્યાન ધરીને બેઠારે.
પર ભૂમિતણાં જે પંખીરે, તેની જાત લખી છે અસંખીરે;
એવી મંડપ રચના કહાવેરે, કેવિ જાન શંભુનાથ લાવેરે.
મઢી આગળ માંડવા ઘાલ્યારે, શંભુનાથ પરણવા ચાલ્યારે;
શિવે જુકતે શું જટા બાંધીરે, પહેરિ ફાટેલી કંથા સાંધીરે.
ભાર ભાંગ ધંતુરાનો આણ્યોરે, મહાદેવે પોઠીડો પલાંણ્યોરે;
ગળે પેરિ છે રૂંડનિ માળારે, અંગે લપેટ્યા છે ભોરિંગ કાળારે.
શંભુનાથ સમાચાર કહાવેરે, એવો વેષ ધરી વર આવેરે;
નવજોબનિ નેણુ સમારીરે, સામૈએ આવી સુંદર નારીરે.
જોવા ગયાં છે જાન કમાઇરે, પડ્યાં મેના ત્યાં મૂરછા ખાઇરે;
ભુંશો બ્રાહ્મણ ભુંડો જાણ્યોરે, અણગમતો આંગણિયે આણ્યોરે.
એવાં વચન કહી સહુ જાયરે, જઇને કહ્યું હિમાચલ રાયરે;
માતા કુંવરીને એમ કહાવેરે, તારો બળદે ચડી વર આવેરે.
કુંવરી કહે કર્મની વાતરે, વર પામી હું શંભુનાથરે;

## ઢાળ.

મેનાનું મન માને નહી, તેના કંઇક અવગુણ ગાય;
પેરે પેરે કરી પ્રીછવે, આધિન થઇ ઉમયાય.
જનમ આપે જનેતા પણ, કર્મ ન આપે કોય;
પાણી પીને ઘર પુછિયું, તેની જાત ભાત શી જોય.
આંગણે આવ્યો વર આશા કરી તે, વર્યા વિના કેમ જાય;
કરમ બંધન કીજિયે તો, દોષ લાગે મોરિ માય.

## રાગ પ્રથમનો.

જે મને ઋષિયે વર આપ્યોરે, તે મેં સત્ય કરીને થાપ્યોરે;
ત્રણ લોકમાં તપ મેં કીધુંરે, શંભુનાથનું સગપણ લીધુંરે.
એવાં વચન કહી કરિ વાતરે, મુખથી બોલ્યાં મેના માતરે;
આ તો પુત્રી મેં કયાંથકિ જાઇરે,વિષની ગળથુંથી કાં ન પાઇરે.
વણુ દીઠે શું વરને વખાણોરે, હંસ કાગને કોટે બંધાણોરે;
પેહેલાં પોખવા જે કોઇ જાશેરે, તેને સર્પ તે કરડી ખાશેરે.

એમ મેના તે મનમાં વિમાસેરે, કોણ જાય તે જોગી પાસેરે;
દેવ-કન્યા એને કેમ દીજેરે, માટે રૂડું ગમે તેમ કીજેરે.
સહુ હાંસી કરે એને દેખીરે, કન્યા કેમ દિજે દેખિ દેખીરે;
જો જો કુળવંતો જમાઇરે, દેખી નારી પડિ મુરછા ખાઇરે.

## ઢાળ.

મેનાતું મન માને નહી, એને આંગણે ઉભા ઈશ;
પારવતીનો પ્રેમ જોઈ રૂપ, પ્રગટયું ઊમિયાધીશ.
સૂર્ય સમોવડ વદન ઝળકે, કળા કોટિ પ્રકાશ;
જોતામાં ખામી નહિ જરા, તે તો કહું શો તાસ.
હવે હરખ્યા શ્રીહરી ને, અંગે વધ્યો ઉછરંગ;
શણગાર સજી સહું સુંદરિ, બહુ નારી બની નવરંગ.
ધુશળ મુશળ કર ધરી, મલપતિ મંગળ ગાય;
પોંખી કરી પધરાવિયા, મહાદેવ મંડપમાંય.

## રાગ પ્રથમનો.

વર મંડપમાં પધરાવ્યારે, ત્યાંતો મોટા મુનેંદ્રજી આવ્યારે;
બ્રહ્મ સાથે સોહે બ્રહ્માણીરે, ઇંદ્ર સાથે સોહે ઇંદ્રાણીરે.
રવિ સાથેતે રાંદલ જાણીરે, ચંદ્ર સાથે છે રોહણી રાણીરે;
હિમાચળની સાથે છે મેનારે, વળી કરૂં વખાણ કેનાં કેનાંરે.
શિવ બેઠા પલાંઠી વાળીરે, મધુપર્કમાં કાંસાની થાળીરે;
લક્ષ્મી શિવને લૂણ ઊતારેરે, સત્યભામા તે સહુને વારેરે.
સહુ નાટક બોલે છે બોલરે, નાવે જાંબુવતીને તોલરે;
રૂખમણી એણીપેરે ગાયરે, રાધિકાજી તે વારણે જાયરે.
સહુ બોલે શંભુજીની પક્ષેરે, જળ આવ્યાં મેનાને ચક્ષેરે;
અતિ આનંદે પરણ્યા ઇશરે, સાથે જાનૈયા શ્રીજગદીશરે.
કન્યાદાન દે હિમાચલ રાયરે, મળી માનની મંગળ ગાયરે;
ધન્ય ધન્ય થયો અવતારરે, વાજાં વાગે દુંદભી અપારરે.
બ્રહ્મા શાશ્વતું મુહુરત સાંધીરે, લીલાવાંસની ચોરી બાંધીરે;
સુંદર મંગળ વરત્યાં છે ચારરે,શિવજી આરોગ્યા કંસારરે.
શિવને હાથ ગ્રહણું ત્યાં થાયરે,દાન આપે હિમાચલ રાયરે;
રાયે હસ્તિ આપ્યાં શણગારીરે, ઉપર અંકુશ ને અંબાડીરે.
લાંબી ડોકના સાંઢિયા સારરે,ગાયો ભેંશોનાં ટોળાં અપારરે;
રાયે રથ આપ્યા છે ક્રોડરે, સાથે ધોળા ધોરીની જોડરે.

પ્રભુને પેરામણી ઘણી કીધીરે,સહસ્ત્ર દાસી સેવામાં દીધીરે;
ઘેડ બંધ દિસે ધરચોળાંરે, ઘણું લાંબા પાનાદાર પોળાંરે.
ભરજરિયા જામા મન ભાવેરે, મન-ગમતા મસરૂ મંગાવેરે;
વળી લાવે બીજાં નવરંગીરે,જાન માંડવે અતિ ઉછરંગીરે.
ઘણી જુક્તે જમાડી છે જાનરે,આપ્યાં જાવંત્રી ફોફળ પાનરે;
ગાય ગાંધર્વ અપ્સરા ગાનરે, છુટયા બંધથકી બંદીવાનરે.
શંભુ પરણિને ચાલ્યા કેલાસરે, મૃત્યુલોક મેલ્યો દેવીદાસરે;
વાસાવડમાં વાશો વસેછેરે, અતિ આનંદે વિવાહ કહેછેરે.
જે કોઇ ઇશ્વર-વિવાહ ગાશેરે, તેનાં પાતિક પ્રલે થાશેરે;
જે કોઇ સાંભળશે નર નારીરે,તેની આશા પુરે ત્રિપુરારીરે.
વિવાહ સાંભળી ધરશે ધ્યાનરે, તેને રીઝે તે શ્રીભગવાનરે;
તેને કૃપા કરે શંભુનાથરે, ઝાલે સંકટ વેળાએ હાથરે.
ધન ધાન્ય પુત્ર પરિવારરે, આપે પારવતી ભરથારરે.

ઢાળ.

પ્રીતે શું આપે શ્રીહરી, તેના મનની તે પુર આશ;
શ્રોતાજન સૌ સાંભળી તે, બોલો શ્રીઅવિનાશ.

# રણછોડ ભક્ત.

## રાધા વિવાહ.

### ધોળ ૧.

શ્રી ગુરૂ સારદા વરણવું, પ્રેમે લાગું પાય;
વિવાહ ગાઉ રાધે કૃષ્ણનો, હઇડે હરખ ન માય;
વર રે વિઠલ કન્યા રાધિકા.
વ્રજનાં મંદિર અતિ શોભતાં,રૂડું બરસાણું ગામ;
આહિર સઉકો રે ત્યાં વસે, અધિપતિ વૃષભાન. વર રે.
તેને રે એક પુત્રી થઇ, પાડયું રાધિકા નામ;
કાલું ને ઘેલું બોલતી, લાગે તે વ્હાલી ઠામ. વર રે.

સાત વરસ થવા આવિયાં, આવ્યોરે કન્યા કાળ;
માત પિતા સહુ હરખિયાં, ઘાલિયે હવે વરમાળ. વર રે.
એમ કરતાં ટોળે સૌ મળ્યાં, રમવા સૈયરનો સાથ;
વીંટાઇ વનિતા સઉ મળી, ઝાલી એક એકનો હાથ. વર રે.
સર્વે મળીને વિચારિયું, ન જાણે રાધાનિ માત;
ઉપવન રમવા આપણુ જઇ, રમિયે રાધાની સાથ. વર રે.
કંઠે બાંયડલી કર ગ્રહી, રમવા ચાલ્યા જિવન;
વનને વિષે રે શોભા ઘણી, સઉકો કહે ધન્ય ધન્ય. વર રે.
ઉપવન અતિ રળિયામણું, ઝાડી ઓળા રે ઓળ;
લવિંગ લતા ને કેતકી, પક્ષિ કરે બહુ કલોલ. વર રે.
મોર બપૈયા ને કોકિલા, કરે સારસ ઉચ્ચાર;
પંખિડાં રાધે રાધે રટે, કહેતાં આવે ન પાર. વર રે.
રમત રૂડી રમવા તણી, કરે અન્યો અન્ય ખ્યાલ;
શોભા તે સમે શી વરણવું, રમે વ્રજની રે બાળ. વર રે.
ગોવાળની મંડળી લેઇ, નિસર્યા દીન દયાળ;
પુષ્પતણા હાર પેરિ, દૂર રમે નંદનો લાલ. વર રે.
હરખ ધરીને ખોળે લિધાં, વૃષભાન-કુમાર;
પેરિયાં વસ્ત્ર વિવેકથી, શોભિતા શણગાર. વર રે.
ફુલના ચરણા ફુલનિ ઓઢણી, ફુલના સૌ શણગાર;
પુષ્પનિ ચોળિયો શોભતી, શોભા બનિ રે અપાર. વર રે.

## ભુજંગીની ચાલ.

રમે રાધિકા રંગથી રૂપ રાતી, કરે કામની કેલ જોબનમાતી;
સહુ સુંદરી એકઠી ઠામ પામી, મળ્યો મોહનો સુંદરીનોજ સ્વામી.

## રાગ પ્રથમનો.

ગેડી દડે રમે કાનજી, રમતા ચાલ્યા જિવન;
દડો લીધો છે દામોદરે, રમવા જગજિવન. વર રે.
દડો દામોદરે નાંખિયો, પોંચ્યો રાધાની પાસ;
મોહને વળતો માગિયો, આણિ મનમાં હુલાસ. વર રે.
હરખે રાધા લેઈ આવિયાં, દડો પોતાને હાથ;
સ્નેહ કરી પછી સોંપિયો, બોલ્યા દીનો રે નાથ. વર રે.
આવો હીયાંરે રાધિકા, રમિયે તે રંગે રાસ;
હાથ પકડી તેડિયાં, રાધા થયાં હુલ્લાસ. વર રે.

કૃષ્ણ સંગે બેઠાં રાધિકા, શોભિ બન્નેનિ જોડ;
તે સમે શોભા શી વરણવું, નહીં ખાપણ કે ખોડ. વર રે.
બોલ મેળાપજ ત્યાં થયો, લીધાં શ્રીફળ હાથ;
પીઠી તે પ્રભુજીને ચડે, બેઠારે દીનોનાથ. વર રે.
વનને વિષે રે ઓછવ થયો, ગોરડિ મળિ સહુ ગાય;
વર તમે થાવ રે વિઠલા, કન્યા રાધિકા થાય. વર રે.
આંખ આંજી અબળા મળી, રીઝયા શ્રીનંદલાલ;
ગાળો તે દે સઉ ગોપિકા, એતો ગાયનો ગોવાળ. વર રે.
એક કદમને રે છાંયડે, ઠરીને તેજ ઠાર;
પેર કરી પરણાવવા હર્ખ વાધ્યો અપાર. વર રે.
હસ્ત મેળાપ કીધો હરી, ગીત ગોપિકા ગાય;
છાશ પિનારો એ છોકરો, રૂડી રાધા ચોરી જાય. વર રે.

## ભુજંગીની ચાલ.

સહુ સુંદરી ગાય છે શર્મ તોડી, શું જાણે ગોવાળો વળી જાન જોડી;
કહે ગોપિયો કહમાં બુદ્ધિ થોડી, જુવો ઓઢણી લેઈને માથે ઓઢી.

## રાગ પ્રથમનો.

ચતુરાએ ચોરી રચી, કીધી સઘળી રે રીત;
મંગળ ફેરા ત્યાં ફર્યા, કરી પૂરણ પ્રીત. વર રે.
ગોવાળિયા સહુ આવિયા, પાસે બેઠાજી તર્ત;
હાસ્ય વિનોદજ સહુ કરે, અગ્નિમાં હોમ્યાં ઘૃત. વર રે.
સતિ રે શિરોમણી રાધિકા, બાડી લીધી રે હાથ;
લેઇને મેલી મુખમાં પ્રીતે, ઠગિયા તે દીનોનાથ. વર રે.
આજ્ઞા માગે પ્રભુજી દેવની, પેર્યાં કંકણ હાથ;
છોડયા ને છોડો દોરડા, તેડાવો નંદ તાત. વર રે.
પરણિને ઉઠયાં રાધિકા, ગયાં પોતાને ઘેર;
માતાએ આવી જાણિને, પુછી પુત્રીને પેર. વર રે.
ઘેર આવ્યાં છે રાધિકા, કોઈ જાણે ન વાત;
ઘુંઘટ રાધાએ કર ગ્રહ્યો, પુછે કીર્ત્તિજી માત. વર રે.
કાં લાજે તું દીકરી, શાને ઘુંઘટ ખેંચે વળી;
અસુર કાં તુને હવું, સૈયર સૌ તુને હળીમળી. વર રે.
સાસુ તે મારિ જશમોતી, સસરો તે નંદરાજ;
કૃષ્ણજિ કંથ કોડામણો, પરણી હું તેને આજ. વર રે.

આડોશી પાડોશિ સઉ મળ્યાં, તાળી લેછે રે હાથ;
કોઇયે ન અડશો રાધાને, પરણિ કાળાને સાથ. વર રે.
કાળો કાળો કરશો નહીં, કાળો છે ત્રિભુવન નાથ;
ભવોભવ મારે એ હજો, ઝાલ્યો હરજીએ હાથ. વર રે.
ધન્ય ધન્ય ગોકુળ ગામને, ધન્ય વૃંદા રે વન;
ધન્ય રે આહિરની ગોપિકા, નીરખ્યા જગજીવન. વર રે.
જેરે ગાય ને જે સાંભળે, તેનો વૈકુંઠ વાસ;
વિવાહ ગાયો રાધે કૃષ્ણનો, કહે રણછોડદાસ. વર રે.

# નરભેરામ.

## નીતિ પ્રેમ વિષે.

### છપ્પા.

નથી નિપજતો પ્રેમ, વાડિમાં પાણી પાતાં;
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી મળતો કાંઈ પ્રેમ, ગાંધી દોશીને હાટે;
નથી મળતો કાંઇ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો પ્રેમ તપાસતાં, ગુજરી ગામો ગામની;
કહે નરભો પ્રેમ પુરો મળે, કૃપા હોય શ્રીરામની.
મળ્યો પ્રેમ વ્રજનાર, મગન થઇ મનમાં ફૂલી;
કહાન કહાન કહિ ફરી, ભાન ગઈ દેહનું ભૂલી;
પ્રેમિ વિદુરની નાર, નાહતાં નાગી ધાઇ;
એ લક્ષણ પ્રેમનું, જઈ ભેટી જદુરાઈ;
તે ગર્ભને કાઢી નાંખતી, છોડાં મુખે ધરાય છે;
કહે નરભો પ્રેમનું પારખું, છબિલો છોડાં ખાય છે.
જ્યારે પ્રગટ્યો પ્રેમ, તુલસીના દળથી રાજી;
જ્યારે પ્રગટ્યો પ્રેમ, ખાધિ ખિચડી ને ભાજી;

જેને પ્રગટ્યો પ્રેમ, પ્રેમને તે નર જાણે;
જેને પ્રગટ્યો પ્રેમ, તેહને વેદ વખાણે;
મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતીભર જેહને;
કહે નરભેરામ ગુરુથકી, નિત્ય બલિહારી તેહને.
કરિને યજ્ઞ અનેક, વ્રત વિધી બહુ પાળે;
વળિ આપે ગૌદાન, હાડ હિમાળે ગાળે;
ગીત વેદના ગાય, તિર્થે પણ બહુ ફરિ આવે;
દધી દૂધ ઘૃત ખાંડ, વિપ્ર પોષે મન ભાવે;
એવાં સુકૃત કીધાં ઘણાં, શું આપું જીભે ગણી;
કહે નરભેરામ એ સર્વથી, જ્ઞાન દાન શિરોમણી.
ખારા જળનો જીવ, મિઠા જળમાંહી મરે છે;
મિસરી મીઠી ઘણી, ગધાના પ્રાણ હરે છે;
સિંહણકેરૂં દૂધ, કનકને પાત્રે જામે;
બીજી ધાતુ બહૂ, માંહિ વિરામ ન પામે;
છે એમ હરી રસ આકરો, પ્રેમીને દિલ બહુ ઠરે;
કહે નરભેરામ ગુરુથકી, દુરજનને વિસ્મય કરે.
નથી મૃતિકામાં પ્રભુ, નથી પિત્તળમાં પેઠો;
કનકની મૂર્ત્તિ કરે, નથી ઈશ્વર મહિ બેઠો;
નથી ઘોરોમાં પીર, નથી જૈનોને દેરે;
અસલ જુવે નહિ કોય, સઉ નકલોને હેરે;
છે રામ નામ અક્ષર અસલ, બિજું નકલ કહેવાય છે;
કહે નરભેરામ ગુરૂથકી, પ્રેમે પ્રગટજ થાય છે.
શાસ્ત્ર પુરાણે વેદ, કમાવા કારણ શીખે;
આઠ પહોર દિન રાત, જઇને ઝિકણું ઝીકે;
વાણી મધુરી વદે, મોરના જેવી કહિયે;
સર્પ વિંછીને ખાયે, ઝેર એવું છે હૈયે;
જો રામ રટણ કાંઇ નહિ કર્યું, તે ગવાર છે તૈડીયા;
કહે નરભો ખરને લાભ શો, મિસરી ભર કે મૈડિયા.
જુવતી જળને કાજ, જુવો પનઘટપર જાએ;
જેને જેવો અર્થ, તેટલું તે જઈ લાવે;
ભાણે ભર્યાં પકવાન, ભૂખ સમ ભોગ કરે છે;
હદ આવી જે વાર, હાથ આડાજ ધરે છે;
ભાગવત પકવાન પણ ભટ કહે, અક્ષર એક જેથી પળે;
કહે નરભેરામ ગુરૂથકી, સત્ય વસ્તુ તેને મળે.

પ્રજાપતીની ઘોડિ, રાંડ શિદ દુરિજન જાયો;
પેટ ભરે કરિ વિષય, એહમાં શું એ કમાયો;
નિદ્રા મૈથુન આહાર, માંહિ તું શું થયો રાજી;
એ પ્રાણી સર્વને, વિચારી જોને પાજી;
જો રામ રટણ કાંઇ નવ કર્યું, અંતે કારજ શાં શર્યાં;
કહે નરભો પેટ સર્વે ભરે, ગધાં બિલાડાં કુતરાં.
મેગળ નિસરી બહાર, ચાલતો મહાસુખ માણે;
નહિ શત્રુ નહિ મિત્ર, વિશ્વને સરખું જાણે;
પુઠે ભસે બહુ શ્વાન, કેટલાં બેશિ રહે છે;
મેગળને મન નહીં, માન અપમાનજ દે છે;
એમ હરિજન મેગળ રૂપ છે, જેને હરિનું ધ્યાન છે;
કહે નરભેરામ ગુરૂથકી, દુરિજન સઘળા શ્વાન છે.
ભઠ પડયો અવતાર, જેની પરનારે પ્રીતી;
ભઠ પડયો અવતાર, જેહની ચાલ અનીતી;
ભઠ પડયો અવતાર, હરી ગુણ ગાતાં લાજે;
ભઠ પડયો અવતાર, પરાયાં સુખ જોઇ દાઝે;
વળિ ભઠ પડયો અવતાર જે, મોહ્યો મોટમ માનને;
કહે નરભેરામ રટયા નહીં, શિદ વણુસાડયું ધાનને.
ધાન ખાધું તે ધૂળ, નહીં વાહાલા રઘુરાય;
ધાન ખાધું તે ધૂળ, વળી જે વિષયી થાય;
ધાન ખાધું તે ધૂળ, પાપ કરિ પેટ ભરે છે;
ધાન ખાધું તે ધૂળ, ઘાત વિશ્વાસ કરે છે;
સામાનું સુખ જોઇ દાઝતો, નરકે જશે નિદાનરે;
કહે નરભો કૂટ ગધેડીના, શિદ વણુસાડયું ધાનરે.
કરજોડી કહું કૃષ્ણ, સાંભળો અક્ષર મારો;
મનુષ્ય દેહ દઇ ભલે, શીદ બ્રાહ્મણ અવતાર્યો;
અણસમજૂને એમ, જન્મ બ્રાહ્મણનો મોટો;
સુજને ભાસે એમ, જન્મ બ્રાહ્મણનો ખોટો;
જે જમે ઊધાર સાથે થયું, તેનો ધરૂં છું શોકરે;
કહે નરભો હાથ ધરી સહુ, સાધન સોંપ્યું લોકને
કોઇ કેહેશે રે એમ, હાથતો શિદને ધરિયે;
હાથ ધર્યે જીવાય, નહીં તો પેટ ન ભરિયે;
ધરિયે નહીં જો હાથ, નવસ્ત્રાં કેમ ફરાય;
હાથ ધર્યા પરતાપ, ટાઢ તડકો તે જાય;

જે હાથ ધર્યા વણ મ્હેનતે, જિવવું તે તો ઠીક છે;
જન નરભેતો નિશ્ચય કર્યું, હાથ ધર્યામાં ધીક છે.
વગર મેહેનતે ખાય, પારકા માગી મેવા;
વગર મેહનતે ખાય, હરાયા સાંઢો જેવા;
જિવે પારકું ખાઈ, એહ અવતાર ન સારો;
જોતો નથી વિચારી, લાભ લૂટાયે મારો;
જે માલ પારકો ખાઇને, મૂર્ખ હૈયે હરખાય છે;
કહે નરભો લાભ બધો ખુવે, નાગો શું લૂટાય છે.
ખાતરણી ભૂમિમાં, સહસ્ત્ર મણ બાજરિ વાવી;
ખાર બધું ખાઇ ગયો, પાછિ પાશેર ન આવી;
વિવેક સમજ્યો નહી, પાત્ર કૂપાત્ર ન જોયું;
ખાધું તેને ના પચ્યું, ખવરાવ્યું તેણે ના ખોયું;
સઘળી ભૂમિ સરખી નથી, કઇ છાયા કઇ તાપની;
કહે નરભો કુપાત્ર થાય તો, દસુંદ આવે પાપની.
જાચક જીવન ધીક, વગર મ્હેનત જે જીવે;
જાન જાચકે થાય, જુવો દેખાડું દીવે;
માગે સાકર ગોળ, તનુજને ટપલી મારે;
જાચકને નોતરી, જમાડે ઘીની ધારે;
જાચક તો તે નથી જાણતો, જાન અતિશે થાય છે;
કહે છે નરભો મોટમ પણે, લાખો જર લૂટાય છે.

# રઘુનાથદાસ.

## આ ગરબીઓ ગુજરાતમાં અતિઘણી પ્રસિદ્ધ છે.

## ઓધવજીનો સંદેશો.

### ગરબી—૧.

ઓધવજી આવ્યારે વેગે વ્રજમાં, મથુરાંથી મોકલિયા છે એમજો;
વાલાને વાલાંરે વ્રજ આહિરડાં, ગોપિજનનો જોવા કારણ પ્રેમજો. ઓ૦
ગોકુળની શોભારે સુંદર શી કહું,નેહે આવ્યા નંદજિને ભોવંનજો;
પુરૂષોત્તમ જાણીને મળિયાં પ્રેમશું,પ્રીત કરીને કરાવિયાં ભોજંનજો. ઓ૦
કુશળતા પુછીરે વાસુદેવની, કુંવરનાં સંભારી સઘળાં કામજો;
જશોદા રૂવે ને સુખડાં સાંભરે,સૌકો કહે કેમ નાવ્યા સુંદર શ્યામજો. ઓ૦
વાંસળિયો ને વલોણું વાગે ઘણું,ઘેર ઘેર ગાય ગોકુળિયામાં ગીતજો;
આ મંગળ કીધાંરે દશ દિશાતણું, ત્રણ લોકમાં કરે છે પુન્ય નિતજો. ઓ૦
આંગણિયે આવીરે સરવે ગોપિયો,રથ કાંઈ છુટયો દીઠો નંદને દ્વારજો;
અધર્મી અક્રૂર ફરી આવ્યો હશે, એજ ઘોડા ને એજ દિસે અશ્વારજો. ઓ૦
આપણા સ્વામીને એ તેડી ગયો, ત્યાં જઇ એણે મરાવ્યો છે કંસજો;
પ્રાણ લેઇને પાછો કેમ આવ્યો હશે,માસીસો કરવાને લેશે માંસજો. ઓ૦
જમુનાજીમાં નાહિને એટલે આવિયા,જુવતિયે તો જાણ્યા શ્રીભગવાનજો;
રઘુનાથના સ્વામીના સેવક ઓળખ્યા,અરસપરસ ત્યાં દીધાં ઝાઝાં માનજો. ઓ.

### ગરબી ૨.

ઓધવજી અમ સાથે રસિયો રૂશણે,રીસાયા કેમ કહોને દિલની વાતજો;
આંટી ને ઘૂંટી તો નવ અમે જાણીએ,મોહનજીના મનમાં મોટી ઘાતજો. ઓ.
લક્ષણ સૌ જાણ્યાંરે લોભી લાલનાં,ગુણવંત છે પણ ગાયોનો ગોવાળજો;
આહિરડો શું સમજે રસની રીતમાં,કાનુડો કાંઈ કુડાં ચઢાવે આળજો. ઓ.

જીવન સંગે રમવા જોબન જાળવ્યાં,બાળપણામાં ખાંતે કરતાં ખેલજો;
મનડાની વાતોરે સૌ મનમાં રહી, મેલિ ગયા કાંઇ દુખડાંકેરી હેલજો. એ.
વચને અમને વાહ્યાંરે એ વિઠલે, જાતાં જાતાં જૂઠો દીધો કોલજો;
છોકરડા સરખેરે અમને છેતર્યાં, તજી ગયો એ તસ્કરનો શો તોલજો. એ.
મહિયરિયે જાણી તો મુજને ખીજવે,સાસરિયામાં સાસુનો સંતાપજો;
ન્હાનીને નણદલરે બાલે બોલડે, પૂરણ લાગ્યાં પાડોસણનાં પાપજો. એ.
દુખડાની વેળાયે સુખડાં સાંભરે, અંત સમે તો કોય ન આવે કામજો;
સગપણ તો સોનુરે પીતળ પ્રીતડી,વાલપણામાં વેર કરિ ગયા શ્યામજો. એ.
દયા નવ આવીરે દિલથી ઉતર્યાં, દાસીનો તો દોષ ન જાણ્યો કાંયજો;
પરમેશ્વર જાણીને પ્રીતે પૂજતાં, હરિજીને અમે હાથે કરતાં છાંયજો. એ.
ભણકારા વાગે છે ભોજન પિરસતાં,જમણ કરીને જોઈયે હરિની વાટજો;
સાસુજી પૂછેરે વહુ તમે સાંભળો, રસોઈ કરતાં આવડો શો ઉચાટજો. એ.
અવગુણને ગુણ શારે અબળા રાંકના, વાંક ઘણો પણ વનિતા સંગશું વેરજો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું,ધણી થઈ હવે પ્રભૂ પધારો ઘેરજો. એ.

## ગરબી ૩.

ઓધવજી માધવરે મેલી કેમ ગયા,કહોને વીરા શો છે અમારો વાંકજો;
નમેરા થયારે નંદના લાલજી, રણ વગડામાં રોતાં મુક્યાં રાંકજો. એ.
ધીરજની વાતોરે ધરથી સાંભળો, પહેલી પ્રીતે હર્યા અમારા પ્રાણજો;
કાળજડાં છેદ્યાં રે ભીંતર ભેદિયાં, મરમ કરીને માર્યાં મોહનાં બાણજો. એ.
ખાધાં ને પીધાં રે ખરચ્યાં વાવર્યાં, એને અમારે અણવેચી મીરાતજો;
લજ્જા તો લોપી રે દુરિજન લોકની, મોહન માટે તજ્યાં કુટંબ ને જાતજો. એ.
વલોણું વલોવતિ હું તો ત્યાં જઇ, કહેતી હું તો જાગો જશોદા માતજો;
મહિડાંને મશે મળતી મહારાજને, તેને મશે કરતી વળિ હું વાતજો. એ.
પરભાતે પાણીરે જમુના હું જતી, શેરડિયોમાં સામા મળતા શ્યામજો;
અલબેલો કરતોરે અમશું અતિઘણા,જૂઠા ઝગડા જોતું બાધું ગામજો. એ.
ઉઘાડો રમતો રે મારે આંગણે, છોકરડામાં માગી પીતો છાશજો;
માખણને મશેરે મચકે નાચતો, અલબેલાની મોટી અમને આશજો. એ.
મેળાવો કરતોરે ઝાંઝાં માંકડાં, સૂના ઘરમાં જઇને કરતો સાનજો;
બાળકડાં બીજાંએ અવસર આવતાં,દહીં ગોરસડાં પાતો સઉને કાનજો. એ.
મોભારે ચડતો રે માંખણ ચોરવા, રાડ લેઇને કરતો રસની રેલજો;
લાખેણી લીલા રે એવી લાલની, ખાંત કરીને કરતો નવલા ખેલજો. એ.
વિસ્તારી વાતો રે કીજે કેટલી, સાંભરતામાં થાય ઘણો સંતાપજો;
રઘુનાથના સ્વામિને સરવે સાંભરે, તમે તમારૂં જુવો વિચારી આપજો. એ.

## ગરબી ૪.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને, મારા સમ જો મૂકી મનનો મેલજો;
કાનુડો કપટી રે આવડો કેમ થયો, છળ કરીને છેતરિયે નહિ છેલજો. ઓ.
આટલા દિવસ રે આવું ન જાણતી, ઘરથી ન જાણ્યા ધૂતારાના ઢંગજો;
પાણીડાં પીને રે ઘર શું પૂછિયે, બાળપણામાં કીધો એશું સંગજો. ઓ.
અણતેડયાં જાતાં રે નંદને આંગણે, વણ કરાવ્યાં કરતાં ઘરનાં કામજો;
એવે રે મિશે જઇ મળતાં માવને, પલકે પલકે કરતી હું પરણામજો. ઓ.
દીવડિયા મિશે રે દુરથકિ આવતિ, વડો કરીને વળતી વારંવારજો;
મોહનનાં મુખનાં રે લેતી મીઠડાં, જશોદા મુજને કહેતાં નિર્લજ નારજો. ઓ.
માડીથી છાના રે મેવા લાવતાં, વાટકડીમાં દોતાં ગૌરી ગાયજો;
દુધે ને દહિયે રે હરિને સિંચતાં, મેં જાણ્યું જે જીવન મોટા થાયજો. ઓ.
વેરીડાં કીધાં રે વ્રજનાં લોકને, વાલા કીધા ગોપી ગિરધર લાલજો;
ફૂલડિયે પાંખડિયે હું નહિ દૂભતી, કેમ વિસાર્યું વિઠ્ઠલજીયે વાલજો. ઓ.
જમાડી જમતાંરે જીવન પ્રાણને, પવન કરીને પોઢાડતી પર્યંકજો;
એવાંરે સુખડાં તો સુપને વહી ગયાં, વેરિ વિધાતાયે અવળા લખિયા અંકજો. ઓ.
આભૂષણ ધરતાંરે હરિને અતી ઘણાં, મોર મુગટ ને કુંડળ ઝળકે કાનજો;
રાજની રીતિએ મોહન માલતાં, નિત્ય નિત્ય નિરખી જોતી નવલે વાનજો. ઓ.
વાસીદુ વાળંતાં ધરતી માતનું, રખે રજ ઉડે રસિયાને અંગજો;
આંખડલી આગળથી હરિ નવ મૂકતી, શા માટે હરિ તજ્યો અમારો સંગજો. ઓ.
દુખડાંની વાતોરે કયાં જઇ દાખવું, કહિયે છિયે પણ કહ્યું ન માને કોયજો;
કુવાની છાંયડી તે કુવામાં સમે, તસ્કરની મા કોઠીમાં પેશી રોયજો. ઓ.
અમારા અવગુણરે હરિના ગુણ ઘણા, જોઇ નવ કરિયે વડા સંઘાતે વેરજો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું, મળવા આવો મનમાં રાખી મેહેરજો. ઓ.

## ગરબી ૫.

ઓધવજી અબળા તે સાધન શું કરે, વાલા વિના તો વ્રેહની પ્રગટી આગજો;
સંદેશો લાવ્યારે ભુંડા જોગનો, નથી ખમાતો દાઝ્યા ઉપર દાગજો. ઓ.
જોગીડાં થઇયે તો જગમાં લાજિયે, ભોગીડાં કયમ ધરિયે ભગવો ભેખજો;
વિશ્વાસે વસું છું વાલમ આવશે, અંગ માંહિથી ઉપની રંગની રેખજો. ઓ.
જંગમની જુગતી તો સર્વે જાણિયે, સમીપ રહે પણ શરીરનો નહીં સંગજો;
એકાંતે વસવુંરે એકજ આસને, ભેદ પડે તો પડે ભજનમાં ભંગજો. ઓ.
ફકીરી સાધ્યાનું તો ફળ પામિયે, દમન તજીને દીલ કરિયે દરવેશજો;
દેવને દેખેરે દીલ દેદારમાં, પોકારિયે શું પ્રભૂ નથી પરદેશજો. ઓ.

સન્યાસી થઇએ તો સુખ દુઃખ સાંભરે,વસ્ત્ર તજીને વનમાં કરિયે વાસજો;
પૂરણ પ્રીત વિના તો પ્રભુજી નહીં મળે,દેહ દમનમાં દુખડાં બારે માસજો. ઓ.
જૈની તો જાણે રે જ્યાં ત્યાં જીવને,જતી ખરા જે જાણે જીવની જાતજો;
અલએલો મેલીને નહિ થાઊં આરજા,ભુલું નહીં કાંઇ દેખીને વળિ ભાતજો. ઓ.
બ્રાહ્મણ તે જાણેરે સાચા બ્રહ્મને,વિપ્ર વિવેકી વેદ તણો લે સારજો;
ઋષિપતની રીઝીરે હરિના રંગમાં, પ્રેમ કરીને પૂજ્યા નંદકુમારજો. ઓ.
ખટદર્શનવાળાને તો દુખડાં ખરાં, બાંધ્યું મારૂં મોહન સાથે મંનજો;
જ્ઞાન ગુઢારથ તો મનમાં ગમતું નથી,સુંદર વરને સોંપ્યાં તન મન ધંનજો. ઓ.
આ સારૂ જાણો તો શે નથિ રાખતા,જપ તપ સાધન જગતમાંહિનું કામજો;
વહોરતિયા વિના તો વસ્તૂ નહીં મળે,મધુકર એનો તો ન્યારો છે ઠામજો. ઓ.
હરિ પાસે હતું તે અમને આપિયું,અમ પાસેથી ભરી પ્રેમની પોઠજો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું,હેત હતું તે આવ્યું હૈયાનું હોઠજો. ઓ.

# નિષ્કુલાનંદ.

## વૈરાગ્ય તો એજ કવિનો સર્વોપરી છે.

### વૈરાગ્ય વિષે.

#### પદ ૧. રાગ-જંગલો.

જનની જીવોરે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગજી;
ઉપદેશ આપ્યો એણીપેરે, લાગ્યો સંસારિડો આગજી. જનની.
ધન્ય ધન્ય માતારે ધ્રુવતણી, કહ્યાં કઠણ વચનજી;
રાજ સાજ સુખ પરહરી, વેગે ચાલિયા વંનજી. જનની.
ઉઠી ન શકે રે ઊંટિયો, બહુ બોલાવ્યો બાજંદજી;
તેને રે દેખી ત્રાસ ઉપનો, લીધી ફકિરી છોડયો ફંદજી. જનની.
ભલોરે ત્યાગ ભરથરીતણો, તજી સોળસેં નારજી;
મંદિર ઝરૂખા મેલી કરી,આસન કીધલાં બહારજી. જનની.

એ વૈરાગવંતને જાણી વારણે,બીજા ગયારે અનેકજી;
ભલારે ભુંડા અવની ઉપરે, ગણતાં નાવે છેકજી. જનની.
ક્યાં ગયું કુળ રાવણતણું,સગરસુત સાઠ હજારજી;
ન રહ્યું તે નાણું રાજાનંદતું, સર્વ સુપન વેવારજી. જનની.
છત્રપતી ચાલી ગયા, રાજ મૂકી રાજનજી;
દેવ દાનવ મુની માનવી, સર્વે જાણો સુપનજી. જનની.
સમજી મુકો તો સારૂં ઘણું,જરૂર મુકાવશે જંમજી;
નિષ્કુલાનંદ કહે નહિ મટે, સાચું કહુ ખાઇ સમજી. જનની.

## પદ ૨.

જંગલ વસાવ્યું રે જોગિયે, તજી તનડાની આશજી;
વાત ન ગમે આ વિશ્વની, આઠે પહોર ઉદાસજી. જંગલ.
સેજ પલંગરે પોઢતા, મંદિર ઝરૂખાં માંયજી;
તેને નહી તૃણ સાથરો, રહેતા તરૂતળ છાંયજી. જંગલ.
શાલ દુશાલા ઓઢતા, ઝીણા જરકશી જામાજી;
તેણે રે રાખી કંથા ગોદડી, સહે શિર શીત ઘામજી. જંગલ.
ભાવતાં ભોજન જમતા, અનેક વિધિનાં અન્નજી;
તેણે રે માગણ લાગ્યા ટુકડા, ભીક્ષા ભવન ભવંનજી. જંગલ.
હાજી કહેતાં હજારો ઉઠતા, ચાલતાં લશકર લાવજી;
તે નર ચાલ્યારે એકલા, નહીં પેંજાર પાવજી. જંગલ.
રહો તો રાજા રસોઇ કરૂં,જમતા જાઓ જોગીરાજજી;
ખીર નિપજાવું ક્ષણું એકમાં, તે તો ભિક્ષાને કાજજી. જંગલ.
આહાર કારણ ઉભો રહે, એકની કરી આશજી;
તે જોગી નહીં ભોગી જાણવો,અંતે થાય છે વિનાશજી. જંગલ.
રાજ સાજ સુખ પરહરી, જે જન લેશે રે જોગજી;
તે ધન દારામાં નહિ ધશે, રોગ સમ જાણે ભોગજી. જંગલ.
ધન્ય તે ત્યાગ વૈરાગને, તજી તનડાની આશજી;
કુળ રે તજીને નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશજી. જંગલ.

## પદ ૩.

હું બલિહારી એ વૈરાગને, ઉપનો જેને અંગજી;
ચૌદ લોક ને ચતુરધા, ગમે સુખનો સંગજી. હું બલિ.
સુખ ન ઇચ્છે સંસારનાં, સમજે સુપન સમાનજી;
વાત ગમે એક વૈરાગની, તન સુખ ત્યાગવા તાનજી. હું બલિ.

દુખીરે દેખે આ દેહને, રહે રાજી તે મંનજી;
અનરથનું આગાર છે, જાણી ન કરે જતંનજી. હું બલિ.
રાત દિવસ રૂદિયા વિષે, વરતે એમ વિચારજી;
આ હુંરે કોણુને જઈશ કયાં, કરૂં તેનો નિર્ધારજી. હું બલિ.
કરૂં ઊપાય હવે એહનો, ડોળી દીશ વિદીશજી;
કોયરે ઉગારે મને કાળથી, સોંપું તેને જે શિશજી. હું બલિ.
રહે આતુરતા અંતરે, દેખી દેહ અનિત્યજી;
સુખ ન માને આ સંસારમાં, ન કરે કોઇશું પ્રીતજી. હું બલિ.
એવી દશા આવ્યા વિના, ન હોય તનસુખ ત્યાગજી;
ઉપરનો લાગેરે લજામણો, વગોણા સરખો વૈરાગજી. હું બલિ.
હરિગુરૂ દેવ દયા કરે, આપે એહ વિચારજી;
નિષ્કુલાનંદ નિશંક થઇ, સેજે તારે સંસારજી. હું બલિ.

## પદ ૪.

ત્યાગ ન ટકેરે વૈરાગ વિના, કરિયે કોટિ ઉપાયજી;
અંતર ઉંડી ઇચ્છા રહે, તે કેમ કરીને તજાયજી. ત્યાગ.
વેષ લીધો વૈરાગનો, દેશ રહિ ગયો દૂરજી;
ઉપર વેષ આછો બન્યો, માંહિ મોહ ભરપૂરજી. ત્યાગ.
કામ ક્રોધ લોભ મોહનું, જયાં લગિ મૂળ ન જાયજી;
સંગ પ્રસંગે પાંગરે, જોગ ભોગનો થાયજી. ત્યાગ.
ઉષ્ણ-રતે અવની વિષે, બીજ નવ દિશે બહારજી;
ઘન વરસે વન પાંગરે, ઇંદ્રી વિષય આકારજી. ત્યાગ.
ચમક દેખીને લોહ ચળે, ઇંદ્રી વિષય સંજોગજી;
અણુભેટેરે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી. ત્યાગ.
ઉપર તજે ને અંતર ભજે, એમ ન સરે અરથજી;
વણુસ્યોરે વર્ણાશ્રમથકી, અંતે કરશે અનરથજી. ત્યાગ.
ભ્રષ્ટ થયો જોગ ભોગથી, જેમ બગડયું દૂધજી;
મયું ઘૃત મહિ માંખણુથકી, આપે થયું રે અશુદ્ધજી. ત્યાગ.
પળમાં જોગીરે ભોગી પળમાં, પળમાં ગૃહીને ત્યાગજી;
નિષ્કુલાનંદ એ નરનો, વણુ સમજે વૈરાગજી. ત્યાગ.

## પદ ૫.

અમેરે જડ ભરતિ જોગીયા, ઇચ્છું નહિ વેભોગજી;
જગત પદારથ જીવને, રૂચે નહિ જેમ રોગજી. અમેરે.

ખટરસ ખાવા નહિ ખોળિયે, જમશું જે મળશે અન્નજી;
નિરમાને દિન નિર્ગમશું, રેશું મનમાં મગંનજી. અમેરે.
જુના પૂણા પટ પેરશું, નહિ ઇચ્છું નવીનજી;
શીત ઉષ્ણ શિર સહિ રેશું, રાખી કંથા કોપીનજી. અમેરે.
પ્રીત સૌશું પરહરી, કરશું કૃષ્ણ ભજંનજી;
મોર અમારા મનમાં, મૃગે કરતું વિઘંનજી. અમેરે.
હરખ શોક હાણ વૃદ્ધિને, રહેશું દુઃખ તંનજી;
નિષ્કુલાનંદ કહે નહિ દૈયે, નિજકુળને લાછંનજી. અમેરે.

## પદ ૬ ઠું.

રૂષભકુંવરની રીતને, સુણો સંત સુજાણજી;
સમરથ ભરત નામે કરી, પાડયો પંડ પ્રમાણજી. રૂષભ.
રાજ તજી તપ આદર્યું, તજી સૌ શું સનેહજી;
દયામાંથી દુઃખ ઉપનું, થયો મૃગશું સનેહજી. રૂષભ.
તેને કરી તન ધારિયું, રહ્યું જ્ઞાન અભંગજી;
અંગિરાકુલમાં ઉપના, રહ્યા સૌથી અસંગજી. રૂષભ.
મા બાપ મેલી મરી ગયાં, રહ્યાં ભાઈ ભોજાઇજી;
જડ જાણીને જેવું તેવું, અન્ન આપે ખાયજી. રૂષભ.
રોવા સારૂં ખેતર મોકળ્યાં, ચોર લેઇ ગયા ત્યાંયજી;
દેતાં બલિદાન દેવિયે, કરી આવીને સાયજી. રૂષભ.
ત્યાંથી જડભરતને છોડિયા, રાયે દઇ શિક્ષાયજી;
નિષ્કુલાનંદ કહે એ નૃપને, કર્યો સુખનો ઉપાયજી. રૂષભ.

## પદ ૭ મું.

જડરે ભરતની જાતના, જોગી જે જગમાંયજી;
ઇંદ્રિય મનની ઉપરે, રહે શત્રુ સદાયજી. જડરે.
વિકળ ન થાયે વિષયમાં, રહે પરવત માંયજી;
ધરમ ધીરજ મુકે નહિ, મર મુસ્તક જાયજી. જડરે.
આઠે પહોરમાં એક ઘડી, નવ માને નીજ દેહજી;
તેનારે સુખ સારૂં શું કરે, ઉપાય ન કરે એહજી. જડરે.
હરી ઈચ્છાએ હરે ફરે, કરે જીવના ઉદ્ધારજી;
જેને મળે એવા જોગીયા, પામે તે ભવ પારજી. જડરે.
એવા જોગીને આવી મળે, જાણે અજાણ્યે જંનજી;
નિષ્કુલાનંદ કહે એ નરને, પળમાં કરે પાવંનજી. જડરે.

## પદ ૮ મું.

જોગી જીવેરે એવા જગતમાં,સગા સૌના સોહાયજી;
શત્રુ શોધતા સંસારમાં, જેને નવ જડે કોયજી. જોગી.
સ્થાવર જંગમ સ્થૂળ સૂક્ષ્મ, ચરાચર જે જંનજી;
મન ક્રમ વચને દુભે નહિ, દયા દિલે અનંતજી. જોગી
નિશ્ચે એવાને નિરખીને, દયા દુષ્ટને નોયજી;
બીજા તે સર્વે દયા કરે, જ્યારે એવાને જોયજી. જોગી.
દેહદર્શી દુઃખ ભોગવે, કરે સુખને ઉપાયજી;
આત્મદર્શી આનંદમાં, રહે સુખમાં સદાયજી. જોગી.
ભૂલ્યે પોતાનું ભાસે નહિં, ત્રણુ કાળમાં તંનજી;
નિષ્કુલાનંદ એમ સમજી, જોગી ન કરે જતંનજી. જોગી.

## પદ ૯ મું.

પ્રથમ વૈરાગ જેને પ્રકટે, તજે સકળ સંસારજી;
રાજસાજ સુખ સંપતિ, મેલે માલ ભંડારજી. પ્રથમ.
આસન વસન ભૂષણુ સજ્યાં, એથી ઉતારે મનજી;
અંતરવૈરાગ્ય જ્યાં ઉપને, તજી ભુવન ઇચ્છે વનજી. પ્રથમ.
સત્ય ધાતુ સોવણુ લગે, વાંછે નહી વાસણુજી;
ગામ ભોગ તે ગમે નહી,ઇચ્છે અરણ્યમાં આસનજી. પ્રથમ.
માત તાત સુત સબંધી, તજે બગની ભાઇજી;
નારી ન ગમે દીઠી નૈણે, તોડે સૌ શું સગાઇજી. પ્રથમ.
એટલાં તજી નર નિસરે, વળતો લિયે વેશજી;
સુખ દુઃખ સહે શરીરને, દેખી દેશ વિદેશજી. પ્રથમ.
પછે બેસે કોઈ થાનકે, જોઇ સુંદર જાગજી;
નિષ્કુલાનંદ કહે એ નરનો, વળતો ન રહે વૈરાગજી. પ્રથમ.

## પદ ૧૦ મું.

વૈરાગને વિઘ્ન ઘણા, તાકી રહ્યા તૈયારજી;
માન મોટાઇ છે મારવા, ઢોળાવવા ધન નારજી. વૈરાગ.
ઉપરથી અભાવથી, ટકે નહિ કેદિ ટેકજી;
પાંચ વેરી પ્રચંડ છે, અધિક એકથી એકજી. વૈરાગ.
ખાંતાંપિતાં સુતાં જાગતાં, વસવું વેરીને વાસજી;
જમતાં સુણુતાં બોલતાં, તેનો કરવો તપાસજી. વૈરાગ.
તપાસ વિના જે ત્યાગિયું, હોડે કરી હૈયાજોરજી;
તે કોઇ દહાડે કચવાઇને, કંઇક ભાગશે ભૂરજી. વૈરાગ.

અંતર ઉંડા અભાવથી, કરિયે તનમન ત્યાગજી;
વિષયને વિષકરી જાણિયે, રાખિયે નહિ રાગજી. વૈરાગ.
સાચે કારજ સર્વે સરે, કાચે રાચે નહિ રાગજી;
નિષ્કુલાનંદ કહે નક્કિ જીવ, અણુંસમજુ એકાગજી. વૈરાગ.

## પદ ૧૧ મું.

વૈરાગ્ય વિણુ એ વાણી વદે, સમજ્યો નહી લેશજી;
મોટા સંતની સેવા કયાં મળે, એમ આપે ઉપદેશજી. વૈરાગ્ય.
તન ધન સંત વડે કરી, સેવા સાધુની કીજેજી;
વિધ વિધના વિંજનશું, રૂડી રસોઇઓ દિજેજી. વૈરાગ્ય.
આગ્યે સાધુને અર્પિતાં, સૂત વિત ઘરબારજી;
એવા ભક્ત લખાયા ભક્તમાળમાં,દેખો દિલના ઉદારજી. વૈરાગ્ય.
આજ સાધુને આપતાં, કયારે મુઝાયે મંનજી;
સૂત કલત્રને કારણે, દોડી ખરચો છો ધંનજી. વૈરાગ્ય.
અમેરે ત્યાગી સર્વે ત્યાગિયું, ત્યાગ્યાં રાજને પાટજી;
તમારા કલ્યાણુને કારણે, સંત વરતાવે વાટજી. વૈરાગ્ય.
એવણુ શા વૈરાગ્યની વાતડી, સુણજો નર નારજી;
નિષ્કુલાનંદ કહે એ નરનું, કેમ પડશે પારજી. વૈરાગ્ય.

## પદ ૧૨ મું.

જેનુંરે મન વનશું વર્તતું, અતિ રહેતા ઉદાસજી;
તે તાકયા વસ્તીએ વસવા, બાંધી સૌ સાથ આશજી. જેનુંરે.
જેને ગમતી જીર્ણકંથા, જેવું તેવું જળ ઠામજી;
તેણે રંગ્યા રૂડા તુંબડા, (ગમતા) વસ્ત્ર માગે ગામોગામજી. જેનુંરે.
રસે રહીત અન્ન જમતા, દેવા દેહને દંડજી;
તેનેરે જોઇયે તીખાં તમતમાં, ખાવા ખીરને ખંડજી. જેનુંરે.
જેનેરે જાગ્ય આગ લાગતી, ગમતું નહિ સજ્યા ને ઘરજી;
તેનેરે આસનથી ઉઠાડતાં, જગાડવો મણ.ધરજી. જેનુંરે.
પોતાનો પરિવાર પરહરી, ચાલ્યા એકલા આપજી;
તેનેરે સ્નેહ બાંધ્યો શિષ્યશું, લીધો પરનો સંતાપજી. જેનુંરે.
ઓછી સમજ એ જે આદરે, કાચો થકો કોયજી;
નિષ્કુલાનંદ કહે તે નરને, અંતે એમ હોયજી. જેનુંરે.

## પદ ૧૩ મું.

વાય વાય જો કુમતિ મતિ તારીરે, મેલિ મોહન વદન જોઇ નારીરે;
હાર્યો હેવાન કુબુદ્ધિ જીતી બાજીરે, લાગી પેજાર ન આવી લાજ પાજીરે.

તેંતો ખારી બલાને ખોળિ લીધીરે, તેંતો વાઘણીસું વાલપ કીધીરે.
તજી મહારસના પ્રભુ મેવારે, જાણિ ઝેરનું જાય પારખું લેવારે.
તેંતો સ્નેહ કિધો સર્પણિ સાથેરે, માગી લિધું મૂરખ દુઃખ માથેરે.
ઘણી ઘાત થઈ છે ઘરમાંઇરે, તેનો તુજને વિચાર નહી કાંઇરે.
તારૂં વિષય સંગાતે ચિત્ત બાંધ્યુરે, આંબ તજીને આક ફળ ખાધુંરે.
તેંતો વણસાડયું છે કાજ તારૂંરે, કહે નિષ્કુલાનંદ તે સારૂંરે.

## પદ ૧૪ મું.

ધિક ધિક તારો જો અવતારરે, તેંતો ન કર્યો નર જો વિચારરે;
ચૌદ લોકને ગઇ છે નારિ ચાવીરે, તુને તેની પ્રતિત કેમ આવીરે.
બ્રહ્મા સરખાને જેણે જો ભોળાવ્યારે, શિવ સરખાને જેણે જો ડોલાવ્યારે;
જેણે એકલશૃંગીને અંધ કીધોરે, જેણે પરાશર પકડીને લીધોરે.
કિધું નારદતણું તે મુખ કાળુંરે, ઋષિ શૌભરિતણું તે તપ ટાળ્યુંરે;
જેણે અંધ તે અસુર કુળ કીધુંરે, કહિ અમ્રતને જો વિખ દીધુંરે.
જેણે રાવણતણું કુળ ખોયુંરે, ત્યાં તારૂં તે મન કેમ મોહ્યુંરે;
લિધું દુઃખ તે અલપ સુખ સાટેરે, કહે નિષ્કુલાનંદ તે માટેરે.

## પદ ૧૫ મું.

બળો બળો કુમતિ મતિ તારીરે, તેંતો વાત કાંય ન જોઇ વિચારીરે;
કાં ગઇ તારિ અકલ અભાગીરે, તજી સુખ દુઃખ મુખ લીધું માંગીરે.
તુને વિષય મોદિક કેમ ભાવરે, થાવા હડકાયાનિ હોંસ કેમ આવેરે;
તારૂં ધન દારા દેખિ દિલ ડોલેરે, થૈ બાવરોને હક બક બોલેરે.
તારૂં અસત્ય ધંધે તે મન લાગ્યુંરે, સુતા સિંહનેઉઠાડી ખિવ માગ્યુંરે;
મન ગમતિ ખાધી તેં ઠગ મૂળીરે, તજી સુખસેજ સૂતો જઇ શૂળીરે.
ફૂટફૂટ કુમતિ તારીરે, તજી મહિને વલોયું જઇ વારીરે;
કહે નિષ્કુલાનંદ નર તુંનેરે, વળિ કહીશ કહ્યું નહી મુનેરે.

## પદ ૧૬.

એક અચંબો આવે છે અતિભારીરે, તુને લાજ નથી આવતી લગારીરે;
લખ ચોર્યાશિ કુંટુબ કુળ તારૂંરે, ખર શૂકરમાં કેને કુંણુ સારૂંરે.
અંડ ઉદ્‌ભિજ ને સ્વેદ જરાયુરે, વાર અનેક તું ઉપજ્યો મરાયુંરે;
ઉંચ નીચમાં લીધો તેં અવતારરે, આધે શ્વપચ દઈ વર્ણ અહારરે.
એક એકને ઉદર નર આવ્યોરે, તુંતો સરવે તણો સુત કહાવ્યોરે;
તેનિ લાજ તુને ન આવી લેશરે, હવે આપિયે તે કિયો ઉપદેશરે.
દીઠો નહિં તુજ જેવો કોય ડાહ્યોરે, તું તો સુખને દુખથિ ન કાચોરે;
કહે નિષ્કુલાનંદ કેટલુંરે, માન તજી હજી માને તો ભલુંરે.

## પદ ૧૭.

સત વાત એક સાંભળોને સારીરે, જોજો જન મન વાત એ વિચારીરે;
આવી મનુષ્યા દેહ તે શિયા માટેરે, આવ્યો કુણ કામ ચાલ્યો કુણ વાટેરે.
તેનિ સંતને ન પુછિ વાત સાચીરે, તું તો આપણે ડાપણે રિયો રાચીરે;
કરે સુખના સમાજ કાજ કામરે, તારૂં મન મોહ્યું દામ વામ ધામરે.
કરે મનોરથ મન નિત્ય નવારે, વિષે સુખ વળી ભોગજે ભોગવારે;
આજ સુધિ તેનો અભાવ ન આવેરે, કેમ ધંતુરાનાં ડીંડાં ભુંડાં ભાવેરે.
ભખ્યો ભોયંગ ને લાગે લિંબ મીઠોરે,કરિ કમાણી ને હાલ્યો નર હિઠોરે;
શી અકલ લીધી છે નર શિખીરે, કહે નિષ્કુલાનંદ નર દેખીરે.

## પદ ૧૮.

એક વાત વળી સાંભળિ છે સારીરે, કહું વિવિધ પ્રકાર જો વિચારીરે;
એક બાવરો બેસાર્યો વળિ વહાણેરે,માન્યું મુરખ પડયો હું બંધિખાનેરે.
ચડયો ફેરને દિઠું છે સર્વે ફરતુંરે, માન્યું મનમાં જે પામ્યો હવે મરતુંરે;
થયો આકળો અભાગી લાગી લેરીરે,ખરા ખારવા વિશેષે જાણ્યા વેરીરે.
ચડિ ડોલ ને દીઠું છે દુખદાઇરે, મારિ ઠેક છેક પડયો પાણિ માંઇરે;
એમાં દોષ કોહો કેને હવે દઇયેરે, મળ્યો સતસંગ તરી તજી જઇયેરે.
તજી સુખ પડયો દુઃખ દધિ માંઇરે, એ પ્રકારમાં ન જાય કયાંઈરે;
સર્વે સુખ દુઃખ વાહાણનું જો સહિયેરે, કહે નિષ્કુલાનંદ પાર થઇયેરે.

## પદ ૧૯.

એક મૂરખને હાથ મણિ મળિરે, જોઇ ચાખી સુધી ન લાગી ગળીરે;
હતો વેવલો ને કાવતો વિવેકીરે, જોઇ ત્રોડી ફોડિ નાંખ્યું નરે ફેંકીરે.
તેમ સતસંગ મળ્યો શિરોમણીરે, હતિ બાળ બુદ્ધિ કુબુદ્ધિને ધણીરે;
તેણે સતસંગ રંગ અંગ ત્યાગ્યોરે, કાળા કામળાને કસુંબો ન લાગ્યોરે.
રહે પથ્થર કોરો જો પાણી માંઇરે, જેમ જળ મળે જવાસો સુકાઇરે;
મળિ મરકટને રાજ સાજ સિદ્ધિરે, દેખી ટોપરૂં ને તરત ટેક દિધિરે.
મળિ અલ્પમતિને વાત મોટીરે, કરે અન માન જ્ઞાન કહે ખોટીરે;
મળિ અનુપમ મોજ તેજ ત્યાગીરે, કહે નિષ્કુલાનંદ એ અભાગીરે.

## પદ ૨૦.

જેમ સર્પને પાળીને દુધ પાયરે, તેતો ઘરના પરનાને ખિજયો ખાયરે;
જેમ વેરીને શિખવે વિદ્યા વિધરે, કરે દાવ ઘાવ પાછો પરસિદ્ધરે.
દેખે દિનમાં અંધારૂ ખાંતે ખોળીરે, એવા અંધ નર ઉલ્લુકનિ ટોલીરે;
એવો નર કોઇ દિઠો ન નઠારોરે, મળ્યું કલ્પવૃક્ષ માગ્યો છે કુઠારોરે.

પડયુ અવળું ન સુઝે બિજુ સાજરે,રિઝયા રાજ પાસ માગીછે પિયાજરે;
હરી કલ્પવૃક્ષ સમ કહાવેરે, મળે તેને તેવું જેને જેવું ભાવેરે.
કેશે દેવનો ચોર મેલુ દેખીરે, પણ અંતરની ઇચ્છા ન ઉવેખીરે;
પડિ જન્માતરે વાત પાછીરે, કહે નિષ્કુલાનંદ એ સાચીરે;

## પદ ૨૧ મું.

લટકાળો લટકંતોરે આવે, મોહન મોરલી વાતોરે; લટ–ટેક.
સખાને સંગે અતિ ઉછરંગે, ગીત મધુરાં ગાતોરે; લટ.
કેસરિયે વાઘે કસુંબલ પાઘે, કેસર રંગમાં રાતોરે; લટ.
ફુલોના તોરા ગજરાની ટોપી, ફુલાંને હારે ફુલાતોરે; લટ.
નિષ્કુલાનંદનો સ્વામી શામળિયો,આવે અમીરસ પાતોરે; લટ.

## પદ ૨૨ મું.

શામળિયો સ્નેહનો બાંધ્યો, આવે છે અલબેલોરે; શામ–ટેક.
રંગમાં રાતો ને વાંસલી વાતો, છોગાળો છેળ છબીલોરે; શામ.
અતી પ્રસંન વદનવ્હાલાનું, આવે ભર્યો અલવિલોરે; શામ.
દરશન દેવાને કાંઇ એક કેવા,રસ બસ કરવા રસિલોરે; શામ.
નિષ્કુલાનંદનો સ્વામી શામળિયો,આવે વાલપશું વ્હેલોરે; શામ.

## પદ ૨૩ મું.

છબીલાની છબી જોઇને, મોહી રહ્યું મન મારૂંરે; છબી–ટેક.
નેણાં વિશાળ ને વાણી રસાળ, તેપર તનમન વારૂરે; છબી.
વ્હાલાનું વદન સુખનું સદન, શોભેછે સુંદર સારૂંરે; છબી.
જીવન જોઇ હુ મનમાં મોહી, મીટે મટકું ન મારૂંરે; છબી.
નિષ્કુલાનંદના નાથને નિરખી, અંતરમાં ઉતારૂંરે; છબી.

## પદ ૨૪ મું.

છોગાળા તારા છોગળાં ઉપર, વાલમજી જાઉં વારીરે; છોગાળા–ટેક.
નટવર નાગર સુખના સાગર, મન માન્યા મોરારીરે; છોગાળા.
કાન ગોવાળા ને વાંસળીવાળા, તમે મીરાત્ય છો મારીરે; છોગાળા.
નંદના લાલા લાગો અતિ વાલા, ગુણવંતા ગિરધારીરે; છોગાળા.
નિષ્કુલાનંદના સ્વામી શામળિયા, હું છું દાસી તમારીરે; છોગાળા.



# બ્રહ્માનંદ.

એ જાતનો ચારણ હતો, એની કવિત્વ શક્તિ મોટી અને તાત્કાળીક હતી.

## શૃંગારનાં પદો.

### પદ ૧. રાગ ધનાશ્રી.

છેલા ચાલંતા ગજ ચાલ, આવો મારે આંગણે,
હું તો મોહિ છું મોહનલાલ, તોરે ફુલડાંતણે;—ટેક આવો.
પ્રીતમ પેર્યો પ્રેમથી, તમે સોનેરી સુરવાળ,
જરકસિયા જામાતણી, મારા ચિતડામાં ખુંતી ચાળ; આવો
રૂપાળો રતને જડ્યો, કાજુ શોભે કમર કટાર,
ગુણિયલ ગજ—મોતિતણો, રાજે હૈડા ઉપર હાર; આવો.
સુંદર મુખ સોહામણું, જોઈ લાજે શશિયર ક્રોડ,
બ્રહ્માનંદના વાલમા, તારા મોળિડાનો અજબ મરોડ; આવો.

### પદ ૨.

ઓરા આવોને પ્રાણ આધાર, વાલા મારે ઓરડે,
હું તો મોહિછું નંદકુમાર, બાજુકેરે બોરડે;—ટેક વાલા.
સોનાકેરાં સાંકળાં, પેર્યાં રસિયા જાદવરાય,
હરિવર બટકાં હાથનાં, મારે અટકયાં અંતરમાંય; વાલા.
અજબ અલૌકિક અંગુળી, રાજે નખ મણી-લાલ સમાન,
શોભા વિંટી વેઢની, કાજુ રાજે છે રસિયા કાન; વાલા.
અંગ અંગ પ્રતિ ઓપતા, શોભે સુંદરવર શણગાર,
બ્રહ્માનંદના વાલમા, તારી બાનકની બલહાર; વાલા.

## પદ ૩.

વાલી લાગે છે વ્રજચંદ, પ્યારા તારી પાઘડી,
મરમાળા બાળમુકુંદ, જીવડલામાં જડી;—ટેક પ્યારા.
ફુલદડો ઉછાળતા, જ્યારે સામા આવો છો સેણુ,
જાદવ સામું જોઇને, મારાં નાથ ઠરે છે નેણુ; પ્યારા.
અતિ મરમાળી આંખડી, કાંયક સુંદર રાતી કોર,
આડી નજરે હેરતા, કાજુ લાગો છો નંદકિશોર; પ્યારા.
આંટા ઉપરણીતણો, ભાળી વાધે છે મનમાં ભાવ,
બ્રહ્માનંદ જાય વારણે, તારા મુખડા ઉપર માવ; પ્યારા.

## પદ ૪.

રૂડી લાગે છે વ્રજરાજ, છબી તારી શામળા,
કાના મનડું લેવા કાજ, ચાલો છો ઉતાવળા—ટેક છબી.
આવીશ હું અલબેલડા, વારિ ગિરિધર તારી ગેલ,
કબુદ્ધિડાં નિંદા કરી, છોને મૂરખ ધોતાં મેલ; છબી.
રસિયા તારા રંગની, લાગી ચટકી ચિતડામાંય,
શંકા તજી સંગ ડોલશું, હવે જગથી ડરે રે બલાય; છબી.
અચળ તમારો આશરો, મારે નહીં બિજાની આશ,
બ્રહ્માનંદ કહે રાજનાં, અમે દામ વિનાનાં દાસ; છબી.

## પદ ૫.

હેલિ જોને આ નંદકુમાર, સલુણો શોભતા;
ચાલે મદઝર ગજનિ ચાલ,રસિક ચિત લોભતા.
પ્યારી લાલ સુરંગી પાઘ, અલૌકિ બાંધણિ;
છુટા પેચ ઝુકયા ચહુકોર, અધિક શોભા બણી.
રૂડિ રાજે છે નલવટ રેખ, મનોહર માવને;
જોતાં કેસર તિલક અનુપ, વધારે ભાવને.
ઉભા અલવ કરે અલબેલ, સખાના સંગમે;
ખેલે બ્રહ્માનંદનો નાથ, રાજેસર રંગમે.

## પદ ૬.

શોભે નટવરજીને શિશ, કલંગી વાંકડી;
પુખરાજ પીરોજા લાલ, મોતિડેથી જડિ.
તોરો ફુલતણો નવરંગ, મોલિડા ઊપરે;
જોઇને કાંનકુંવરનું રૂપ, મારાં નેણાં ઠરે.

સખિ આંટાદાર અનૂપ, પિયાજીની પાઘડી;
તેતો નહિ વિસરે પળ એક, જીવડામાં જડી.
લલકે કુંડલ કાનું માંહિ, કે મુધા મૂલનાં;
બાંધ્યા બ્રહ્માનંદનાનાથે, કે બાજુ ફુલના.

## પદ ૭.

આંખડલિ શરદ સરોજ, રસિલા લાલની;
દેખિ મનડું પામે મોહ, તિલક છબિ ભાલની.
નાસા સુંદર દીપ સમાન, અભિ શોભિ રહી;
મુખ નિરખીને શશિવર જોત, ગગનમાં ઝાંખિ થઇ.
લિધિ લટકાલે નંદલાલ, કે હાથ કબાણુને;
એનિ ચટક રંગીલિ ચાલ, હરે મન પ્રાણને.
કાજુ મોતિડે જડિત્ર કટાર, કમર કશિ લીધલો;
નિરખિ બ્રહ્માનંદ કહે જન્મ, સુફલ મારો કીધલો.

## પદ ૮.

સખિ કેસર ભીનો કાન, ઠરે જોઈ છાતડી;
રૂડિ આંખડલિમે રેખ, મનોહર રાતડી.
એનિ સાંભળતાં ગુલતાન, થઇ એના ગીતમે;
રસિયા વર કેરો રંગ, ચડયો મારા ચિતમે.
સમઝાવિ મુજને શામ, નેણું કેરિ સાનમે;
મુને મગન કરિ મસ્તાન, અમૃત રસ પાનમે.
કાજુ રાજે છે ગૌર કપોળ, સુભગ તિલ ત્રાજવી;
શોભે બ્રહ્માનંદનો નાથ, રસિલો રાજવી.

## પદ ૯.

લટકાળા તારે લટકેરે, લેરખડા હું લોભાણી;
વાંસલડી કેરે કટકેરે, ચિતડાને લીધું તાણી.
છોગલિયું તારૂં છેલારે, આવી અટકયું અંતરમાં;
વણ દીઠે રંગના રેલારે, બેઠી અકળાવું ઘરમાં.
રાતી આંખલડીની રેખું રે, મનડામે ખુંતી મારે;
ડોલરીઆ હું નવ દેખુરે, જંપ નથી થાતો જ્યારે.
અરમાળી મૂર્તિ તારીરે, વાલમ મારે ચિત્ત ચડી;
બ્રહ્માનંદના હાર હજારીરે, કેમ કરી મેલું એક ઘડી.

## પદ ૧૦.

રૂડું ભાળ તિલક રૂપાળુંરે, કોડે કીધું કેસરનું;
ભાવે હું સુંદર ભાળુંરે, કામડલું મેલી ઘરનું.
વાંકી ભ્રકુટિ જોઇ વનમાળીરે,મારૂં લોભાણું મનડું;
મોહન નાસા મરમાળીરે, દીવલી વેળાનું ધનડું.
તારાં લોચનીયાં નંદલાલારે, રંગભીનાં રંગ ભરિયાં;
વ્રજજીવન નટવર વાલારે,ગુણિયલ અંતરમે ગરિયા.
લટકાળા મોહની લાગીરે, ભાવે મુખડું ભાળીને;
બ્રહ્માનંદના શામ સુહાગીરે,બેઠી જગભય ટાળીને.

## પદ ૧૧.

માણીગર મોલિડું તારૂંરે, સુંદર ફુલડેથી છાયું;
મોહન તેમાં મન મારૂં રે, ઠીક કરીને ઠેરાયું.
રૂપાળું રંગનું ભરિયુંરે, શોભે કોર્યું સોનેરી;
છોગલિયું નૌત્તમ ધરિયુંરે, લાડકડા વાલમ લેરી.
કાજુ નવલ કલગી નિર્ખિંરે, ચિતડામાંલાગી ચટકી;
થઇ ગઈ દીવાની સરખીરે, લોક લજ્યા સર્વે પટકી.
બહુ અંતરમાં રસ બસિયુંરે, ગરક કસુંબી મોલીડું;
બ્રહ્માનંદના મનમાં વસિયુંરે, મોહન તારૂં મોલીડું.

## પદ ૧૨ મું.

વ્રજ જીવન શામ વિહારીરે, લાવણ્યમાં હું લેવાણી;
મેં તો મેલ્યો જગ વિસારીરે, કાનુંડા તારી કેવાણી.
સુંદર વર રંગડો ચડીયોરે, મરમાળા મોહન તારો;
જગ ત્રણ્ય સરખો ત્રેવડિયોરે, કુણ માને એનો ડારો.
તમ સાથે પ્રીતિ બાંધીરે, કોઈની શંકા કેમ ધરૂં;
ચિંતામણિ સુંદર લાધીરે, રાંક થઇને શીદ ફરૂં.
તમ સાથે રંગના ભીનાંરે, દિલડું માન્યું ડોલરિયા;
બ્રહ્માનંદના નાથ નવિનાંરે, વાલમ મેં તમને વરિયા.

## પદ ૧૩ મું.–રાગ ગરબી.

ચાલો ચાલો સૈયરનો સાથ, વંદ્રાવન જાઇએરે;
સખી છેલ છબીલાને સંગ, હજી મળી ગાઇએરે.
વ્હાલો જુવે છે આપણી વાટ, ઉભા છે વનમાંરે;
સખી આપણે સાથ એકાંત, મળ્યાનું છે મનમાંરે.

વ્હાલે મોરલી લીધી છે હાથ, વજાડે છે ઘેરીરે;
આવી ઉભા છે જમુનાને તીર, પિતાંબર પેરીરે.
વાલે પેર્યા છે ફુલડાંના હાર, બાંધ્યા છે બાજુરે;
એને લ્હેકે છે કાંનો માંઇ, કુંડલિયા કાજુરે.
વાલે મૃગલાં પમાડયાં મોહ, બંસીને નાદેરે;
હરી ગાવે છે સુંદર ગીત, મધુરે સાદેરે.
હરીને હેતે કરીને હાથ, ઝાલ્યાનો હેવારે;
સખી બ્રહ્માનંદનો નાથ, રમવા જેવારે.

## પદ ૧૪ મું.

જોને જોને સખી એનું રૂપ, મનોહર રાજેરે;
મુખ લાવણ્યતા જોઇ કામ, કે કોટિક લાજેરે.
જોને ફુલડાંનો તોરો શિશ, સુંદર શોભેરે;
જોઈ લાલ સુરંગી પાઘ, મનડું લોભેરે.
વ્હાલો નેણે જણાવે છે નેહ, હેતે હેરેરે;
મુને ન્યાલ કરી નંદલાલ, આજુને ફેરેરે.
પેરી શોભીતા શણુગાર, રૂડા લાગે રમતારે;
વાલો વ્રજ નારીને ચિત્ત, ગિરધર ગમતારે.
મારાં લોચનિયાં લોભાય, નટવર નિરખીરે;
હું તો મગન થઈ મનમાંય, દિવાની સરખીરે.
ઉભા ગીત મધુરાં ગાય, ગોપીજન સંગેરે;
વ્હાલો બ્રહ્માનંદનો નાથ, રમે રસ રંગેરે.

## પદ ૧૫.

આવો આવોને નંદજીના લાલ,આપણુ રમીએરે;
રૂડાં ભોજનીઆં બહુ ભાત,જમાડું તે જમીએરે.
વારી શામળીયા તમ સાથ, લાગી પ્રીતિરે;
હવે શું કહેશે સંસાર, કોઇથી નથિ બીતીરે.
મારા હેતુ છો હૈડાના હાર, તમપર વારીરે;
તમ કાજ કોડીલા કાન, મેં સેજ સમારીરે.
મારે તમથી જગમે કોય, બીજું નથી વાલુંરે;
જે જે જોઇયે તે જાદવરાય,આણી આણી આલુંરે.
લઇ સરવસ સુંદરશામ, તુજપર વારૂંરે;
તારા છોગલિયામે શામ, મોહ્યું મન મારૂંરે.

બ્રહ્માનંદના વ્હાલા ગુણવાન, પધારોને પ્યારારે;
તમને એક ઘડી અલબેલ, નહિ મેલું ન્યારારે.

પદ ૧૬.

તારી આંખલડી અલબેલ, અતી અણીયાળીરે;
હું તો ગરક થઈ ગુલતાન, કે ભુધર ભાળીરે.
માથે લાલ કસુંબી પાઘ, તોરો લટકેરે;
છબી જોઈને સુંદર શામ, મન મારૂં અટકેરે.
રૂડી કેસર કેરી આડ, કે ભાલ વિરાજેરે;
જોઈ મુખની શોભા માત્ર, પુરણ શશી લાજેરે.
શોભે ધુઘરડીનો ઘોર, કેડે કદોરો રે;
ગળે મેતીડાની માળા, ચિતડું ચોરો રે.
શોભે સુથણલી સોરંગ, રૂપાળો રેંટો રે;
વ્હાલા પેરીને પ્રાણ આધાર, ભાવે શું ભેટો રે.
વ્હાલા બ્રહ્માનંદના નાથ, આવી સુખ આપો રે;
મુને મ્હેર કરી મોરાર, પોતાની કરી થાપો રે.

પદ ૧૭.

સખી નંદતણે દરબાર, માહા રંગ રેલે રે;
વ્હલો ગોવાળાની સાથ, ખાંતીલો ખેલે રે.
મુને કાનુડાના કોડ, ગઇતી જોવા રે;
વ્હાલે કીધો અલોકીક ખ્યાલ,મારૂં મન મ્હોવા રે.
કાને ગોપી ગોવાળાને ઘેર, ગોપ જમાડયારે;
રૂડાં લટકાં કરી નંદલાલ, કે ખૂબ રમાડયારે.
હસી હેત કરી હરી રાય, ઝાલી મુને હાથેરે;
વ્હાલે દુધતણી લૈ હેલ, ઢોળી માથે રે.
મુને કીધી રસબસ કાન, ભીંજી મારી સાડીરે;
મુને ચસકો લાગ્યો એ સાથ,જઇશ હું તો દહાડીરે.
વ્હાલો ડોલે ગોવાલીડા સંગ, બોલે સારૂં સારૂંરે;
હેલી બ્રહ્માનંદને નાથ, મોહ્યું મન મારૂંરે.

પદ ૧૮.

ઓરા આવોને સુંદર શામ, એકાંતે મળીયેરે;
વ્હાલા દિન જાણીને દયાળ, અઢકળ ઢળીયેરે.
વારી મુરતી તમારી માવ, વસી દિલ મોરેરે;
હું તો જોઇને થઇ ગુલતાન, ફુલાં કેરે તોરેરે.

વ્હાલા તમને મળ્યાના છે કોડ, કરિયે વાતું રે;
વાલા તમ વિના પળ એક, નથી રેવાતું રે.
તમે દીલડાના દરીઆવ, કે છેલ છોગાળારે;
મારા મનમાં માન્યા મોરાર, છો મરમાળારે.
આવી તમ સાથે અલબેલ, પ્રીત બંધાણીરે;
મુખ લાવણ્યતા જોઈ માવ, હું લોભાણીરે.
તમે મોટા થઇ માહારાજ, શું લલચાવોરે;
વાલા બ્રહ્માનંદના નાથ, હસિને બોલાવો રે.

---

## ઈશ્વરને ભજવા વિષે.

### પદ ૧૯ મું—રાગ ગરબા.

પ્રભુ સાથે કરને રે નર તું પ્રીતડી રે, મેલિ દેને મોહ મછર અભિમાનરે;
દિન ઝાઝા રહેવું નથીરે આ દેહમાંરે, હૈયાફુટા શાને થાય છે હેરાનરે—પ્રભુ.
સમજીને શરણું તું લેને સાચા સંતનું રે, જાય તારા અનંત જનમનો રોગરે;
દુર્લભ મનુષ્યજનમ ભરતખંડમાંરે, વારેવારે એવો મળે નહિ જોગરે—પ્રભુ.
સમજી વિચારિને જોને તું કોણછેરે, કયાંથિ તું આવ્યો ને જઇશ કેને ઘેરરે;
ચ્યારને દિવસરે રહેવું આ સંસારમાંરે, અમૃત તજીને ખાય છે ઝેરરે—પ્રભુ.
મમતાને માંહીરે માથા લગી ખુતિયોરે, મારૂં મારૂં કરી રહ્યો મંદરે;
કેહેને તારૂં હરિ વિનારે સગું કોણછેરે, માટે સત્ય કહેછે બ્રહ્માનંદરે—પ્રભુ.

### પદ ૨૦.

શરણું તુંતો લેનેરે સુંદર શામનું રે, તજી દેને મુરખ ઠાલી તાણુરે;
વારિને વલોણેરે ઘૃત નવ નીકલેરે, તેવું છે આ જગનું ડહાપણ જાણુરે—શરણું.
કુબુદ્ધિને મેલીનેરે જતન કર જીવનું રે, જોને તારિ ઊમર બુડી જાયરે;
પ્રભુના ભજનરે વિના તને પ્રાણીયારે, કોઇ દિન સુખ સુપને નહી થાયરે—શરણું.
મોટેરો થઇનેરે ફરે અભિમાનમાંરે, જાણે હું જીવાડું પરિવારરે;
શકટને હેઠેરે શ્વાન જેમ ચાલતુંરે, માને સર્વે પોતાને શિર ભારરે—શરણું.
ભરણુને પોશણુરે સહુનું હરિ કરેરે, સુખ દુખ સઉનું હરિને હાથરે;
એવું તું જાણીનેરે તજ અહંકારનેરે, ભજી લેને બ્રહ્માનંદનો નાથરે—શરણું.

### પદ ૨૧.

માનિલે શિખામણુરે ડહાપણુ તારૂં, મેલિનેરે, ધન તન જોબન સુપનું જાણુરે;
ચાર તે દિવસનારે જીવતર કારણેરે, ભટકીશ પરવશ ચારે ખાણુરે—માનિલે.

મનમાં વિચારિરે જોને તું તો મુરખારે, નથિ આંહિ રહેવાનું નિદાનરે;
મોહોલ બગિચારે મંદિર માળિયાંરે, મેલિ દેઈને વસવુંછે મેદાનરે—માનિલે.
સગાંને કુટંબીરે રેહેશે રોઈ કળકળીરે, દાટયા સરવ રહેશે ઘરમાં દામરે;
અંતકાલે ઠાલે હાથે જાવું પ્રાણિ એકલાંરે, કોઈ નહિ આવે તારા જીવને કામરે.
શરીર સાચવિયું રે જ્યાન કિધું જીવનુંરે, સાચો કિધો નરક ચોરાશિનો લેખરે;
બ્રહ્માનંદ કહેરે બુડયો જમપુરમાંરે, દિલમાં સમઝિ વિચારિને તું દેખરે—મા.

પદ ૨૨.

વિષેમાં વલુંધ્યોરે હરિને વિસારિનેરે, ફરે મરડાતો અતિ મનમાં ફુલરે;
જેના વડિયે જીવેરે તેને નથી જાણતોરે, મણમાં તારે આઠ પાંચશેરીનિ ભુલરે.વિ.
તોલ્યા વિના ખર થઇને ભાર તાણુતોરે, હાંકતાં સૌ કહી તને હાડ હાડરે;
મટાડી પશુરે કીધો તને માનવીરે, પ્રભુનો કાંઇ નથી જાણતો પાડરે—વિ.
જઠરાઅગ્નીથીરે રાખ્યો તને જાળવીરે, સુંદર દીધો તનનો સાજરે;
અન્નજળ હમણાંરે તેનું દીધું ખાયછેરે, તેનું નામ લેતાં આવેછે તને લાજરે.વિ.
ભુંડપ કેરરે ...તું તતો બાંધિયુ રે, માથે લીધો મમતા કેરો બોજરે;
બ્રહ્માનંદ કહેરે હરિ નવ ઓલખ્યારે, ફરતો ડોલે જેવો વનનો રોઝરે—વિ.

પદ ૨૩.

રે સગપણ હરીવરનું સાચું, બીજું સર્વે ક્ષણભંગુર કાચું; રે સગ—ટેક.
રે સૌ સાથે પ્રીતિ ટાળી, રે ભાગ્યું મન મિથ્યા ભાળી;
છે વરવા જેવા એક વનમાળી; રે સગ.
રે થિર નહીં આવરદા થોડી, રે તુછ જાણીને આશા તોડી;
મેં જગના જીવન સાથે જોડી; રે સગ.
રે ફોગટ ફેરા નવ ફરિયે, રે પરઘર પાણી શું ભરિયે;
જો વરિયે તો નટવરને વરિયે; રે સગ.
રે ભુધર ભેટયા ભય ભાગો, રે સૌ સાથે તોડયો ધાગો;
એ રસિક રંગીલાથી રંગ લાગો; રે સગ.
રે એવું જાણીને સગપણ કીધું, રે મેણું તો શિર ઉપર લીધું;
બ્રહ્માનંદનું કારજ સીધું; રે સગ.

પદ ૨૪.

રે લગનીતો હરિવરથી લાગી, મેં તન ધનની આશા ત્યાગી; રે લગની ટેક.
રે વાત કહું સુણ સાહેલી, રે બળિયોજી કીધા બેલી;
માથું પેલું પાસંગમાં મેલી. રે લગની.
રે ન ડરું હું લોકતણી લાજે, રે શિર ઊપર ગિરધર ગાજે;
આ દેહ ધર્યો નટવર કાજે. રે લગની.

રે શિરપર જો બીજો ધારૂં, રે તો બગડે જીવતર મારૂં;
હું જીતી બાજી તે કેમ હારૂં; રે લગની.
રે હરી વીના બીજાને વરવું, રે ગજ તજી ખર ચડીને ફરવું;
એ જીવ્યાથી રૂડું મરવું; રે લગની.
રે મરજાદા જગની મેટી, રે બાંધી પ્રેમતણી પેટી;
બ્રહ્માનંદનો વ્હાલો ભેટી; રે લગની.

પદ ૨૫.

રે શિર સાટે નટવરને વરિયે, રે પાછાં તે પગલાં નવ ભરિયેરે શિર—ટેક.
રે અંતર દૃષ્ટિ કરી ખોળ્યું, રે ડહાપણ ઝાઝું નવ ડોળ્યું;
એ હરી સારૂં માથું ગોળ્યું; રે શિર.
રે સમજ્યા વિના નવ નિસરિયે, રે રણ મધે જાઇને નવ ડરિયે;
ત્યાં મુખ પાણી રાખી મરિયે; રે શિર.
રે પ્રથમ ચડે શૂરો થઇને, રે ભાગો પાછો રણમાં જઇને;
તે શું જીવે ભુંડું મુખ લઇને; રે શિર.
રે પેલુંજ મનમાં ત્રેવડિયે, રે હોરે વારે જુધ્ધે નવ ચડિયે;
જો ચડિયે તો કટકા થઈ પડિયે; રે શિર.
રે રંગ સહિત હરીને રટિયે, રે હાક વાગે પાછા નવ હટિયે;
બ્રહ્માનંદ કેહે તાં મરી મટિયે; રે શિર.

પદ ૨૬.

રે ધરિયા અંતર ગિરધારી, શું કરશે ધોળ્યા હવેસંસારી; રે ધરિયા—ટેક.
રે હું કોઈની ન રહું ઝાલી, રે શ્હાલાને થાવા મ્હાલી;
રે શિર કરમાં લઇને ચાલી; રે ધરિયા.
રે જેમ ગજ જાય બજારે ખુશી, રે શ્વાન મરે બહુ ભસીરે ભસી;
તે હાથીને નહીં શંકા કશી; રે ધરિયા.
રે બળવા ગઇ જો સતી સાચી, રે રોમ રોમ પીયા સંગ રાચી;
તે પડમાં જાઈ ન વળે પાછી; રે ધરિયા.
રે જો પડથી પાછી આવે, રે લાજ તજી મન લલચાવે;
તે સતી મટી કુત્તી કહાવે; રે ધરિયા.
રે બ્રહ્માનંદ એમ વિચારી, રે બીક સર્વે કાઢી બારી;
રે મળીયા મોહન સુખકારી; રે ધરિયા.

# દેવાનંદ.

## એના પદમાં બોધ સાથે સપાટા છે.

## પ્રભુ સાથે પ્રીતિ કરવા વિષે.

### પદ ૧. રાગ ગરબી.

કર પ્રભુ સંગાથે દઢ પ્રીતડીરે, મરી જાવું મેલી ધનમાલ;
અંતકાળે સગું નહિં કોઈનુંરે.—ટેક
સંસ્કારે સંબંધી સર્વે મળ્યાંરે, એછે જુઠી માયા કેરી ઝાળ. અંત.
મારૂં મારૂં કરીને ધન મેળવ્યુંરે, તેમાં તારૂં નથી તલભાર. અંત.
સખ સ્વપ્ના જેવું છે સંસારનુંરે, તેને જાતાં ન લાગે વાર. અંત.
સાટે સેવજે તું સાચા સંતનેરે, તારા ટળશે ત્રિવિધિના તાપ. અંત.
અતિ મોટા પુરૂષના આશરેરે, બળે પૂર્વ જનમનાં પાપ. અંત
એવું સમજીને ભજ ભગવાનનેરે, સુખાકારી સદા ઘનશામ. અંત.
દેવાનંદનો વ્હાલો દુઃખ કાપશેરે, મન વાંછિત પૂરણ કામ. અંત.

### પદ ૨.

મળ્યો મનુષ્યનો દેહ ચિંતામણીરે,તારા અંગમાં છે રોગ અસાધ્ય;
નથિ લેતો નારાયણ નામનેરે.—ટેક
માથે જનમ મરણ મોટું દુઃખ છેરે,તારા અંતરમાં હરિને આરાધ્ય. નથી.
ઘણું સુજે છે કામ સંસારનુંરે, કરે સગાનું બહુ સનમાન. નથી.
હેત કરતો નથી હરિદાસમાંરે, હઇયાફુટા તું લુણહરામ. નથી.
પરનારી સંગાતે કરે પ્રીતડીરે, તારો એળે ગયો અવતાર. નથી.
બહુનામીની બીક નથી રાખતોરે,ખરે ખાતે મળીશ તેમ ખુવાર. નથી.
અતિ કઠણ વેળા છે અંતકાળનીરે, પછી થાશે તુંને પસ્તાવ. નથી.
દેવાનંદની શિખામણ માનજેરે, તારા અંતરમાં કરીને ઉચ્છાવ. નથી.

પદ ૩.

તારા મનમાં જાણે છે મરવું નથીરે, એવો નિશ્ચે કર્યો નિરધાર;
તેમાં ભુલી ગયો ભગવાનનેરે.–ટેક.
ધન દોલત નારીને ઘણા દીકરારે, ખેતિવાડી ઘોડીને ઘરબાર. તેમાં.
મેડી મંદિર ઝરૂખા ને માળિયાંરે, સુખદાયક સોનેરી સેજ. તેમાં.
ગાદિ તકિયા ને ગાલ મશુરિયાંરે, અતિ આડ કરે છે એજ. તેમાં.
નિચિ ખાંધ કરીને નમતો નથીરે, એવું સાધુ સંગાતે અભિમાન. તેમાં.
મરમાળી મોહજીની મૂર્તિરે, તેનિ સાથે ન લાગેલ તાન. તેમાં.
પાપ અનેક જનમનાં આવી મળ્યાંરે, તારિ મતિ મલીન થઇ મંદ. તેમાં.
દેવાનંદના વ્હાલાને વિસરી ગયોરે, તારે પડયો ગળે જેમ ફંદ. તેમાં.

પદ ૪.

તારે માથે નગારાં વાગે મોતનાંરે, નથી એક ઘડીનો નિર્ધાર;
તોય જાણ્યા નહિ જગદીશનેરે–ટેક.
મોટા મેલીને રાજ મરી ગયારે, જોને જાતાં ન લાગી વાર. તોય.
તારૂં જોબન ગયું જખ મારતુંરે, માથે કાળા મટી ગયા કેશ. તોય.
અંતકાળે લેવાને જમ આવિયારે, તેનો ભાળી ભયંકર વેશ. તોય.
રોમ કોટી વીછુતણી વેદનારે, દુઃખ પામ્યો તું દૈવના ચોર. તોય.
સગાં સ્વારથી મળ્યાં સર્વે લુટવારે, તેનું જરાએ ન ચાલે જોર. તોય.
જીભ ટુંકી પડીને તુટી નાડિયોરે, થયું દેહ તજ્યાનું તતકાલ. તોય.
દેવાનંદ કહે નવ જાણ્યા મારા નાથનેરે, મળ્યો મનુષ્યોનો દેહ વિશાળ. તોય.

---

## માયાની મોહણિમાં ઇશ્વરને ભુલી ગયો.

પદ ૫.

ભજ્યો નહિ ભગવાનને, મળ્યો મનુષ્યનો દેહ;
પ્રીત કરિ પરનારશું, નીચ સોબત સ્નેહ. ભજ્યો–ટેક.
મિથ્યા માયાના જોરમાં, થયો અંધ અજાણ;
લાજ વિટાણી લોકની, કરે આપ વખાણ. ભજ્યો.
ચિંતા ઘણી ચિતમાં ભરિ, હાલ ભુંડા હેરાન;
ફુટેલ હૈયું ને ફેલ આવડે, મિથ્યા મોટપનું માન. ભજ્યો.
જુઠા ખોલો નથી જાણતો, માથે મરવાની ઘાત;
દેવાનંદ કહે જમ આવશે, માર મુરખ ખાત. ભજ્યો.

### પદ ૬.

અંતે જાવું છે એકલાં, સંગે આવે ન કોય;
માત પિતા ને ભાઈ દીકરા, નારી કુટે છે રોય. અંતે—ટેક.
ભુખેમરિ ભેળી કરી, માયા લાખ કરોડ;
ડાટિ રહેશે દરબારમાં, જોને આખ્યુંનાફોડ. અંતે.
જીવ સંગાતે જાય છે, પુન્ય પોતાનાં પાપ;
સુખ દુખ ફળ તેનાં ભોગવે, જમપુરીમાં આપ. અંતે.
રાજા ધરમની આગળે, ખાસો મુરખ માર;
દેવાનંદ કહે દેહ ધારશો, લક્ષ ચોર્યાશી વાર. અંતે.

### પદ ૭.

ભુલિ ગયો ભગવાનને, ગયું જોબન બાળ;
આવ્યું બુઢાપણુ અંગમાં, કેડે આવે છે કાળ. ભુલિ—ટેક.
ઘરનાં માણસ જાણે ઘેલડો, કોઇ માને ન વાત;
અકલ ઘટીને વધી આપદા, કેદી મરશે કુજાત. ભુલિ.
મનમાં અતિ ધન ધાંખડી, વાલા વિષે વિકાર;
આડું બોલે તે અપ્રિણિયો, દુઃખ પામે અપાર. ભુલિ.
શરીરનું ચામડું સુકું થયું, થયો અંધ બધિર;
દેવાનંદ કહે હરિ ન ભજ્યો બહુનામી બળવીર. ભુલિ.

### પદ ૮.

પ્રભુ ભજી લેને પ્રાણીયા, ધન દોલત ને નાર;
તેને તજી જાવું એકલાં, સગું કુટુંબ સંસાર. પ્રભુ—ટેક.
જેણે ભજ્યા જગદિશને, ભવ પામ્યા તે પાર;
એને વિસારીને આથડે, ગોથાં ખાય ગમાર. પ્રભુ.
લખ ચોર્યાસી જાતનાં, આવે દેહ અપાર;
જન્મ મરણ ગર્ભવાસનું, દુખ વારંવાર. પ્રભુ.
વૈદ કોટિ વાંસે ફરે, કરે ઓષધ અનેક;
રંચ ન ટાળે રોગને, દેવાનંદ કહે વિવેક. પ્રભુ.

### પદ ૯ રાગ ગરબી.

જનમ સંગાતી વિસાર્યા જગદીશનેરે, એળે ખોયો માણુસનો અવતારરે;
સગું નથી કોઇ જાણે તારા જીવનેરે, સુપના જેવો જુઠો આ સંસારરે-
—જનમ. ટેક.

ડાહ્યો થઇને ડોલે નિર્લજ નાતમાંરે, મરમ કરીને બોલે મિથ્યા વેણુરે;
શેરીમાં મરડાતો ચાલે માનમાંરે, રાતાં દિસે રોષ ભરેલાં નેણુરે.—જનમ.
નારિ આગળ એક રતી ન ઉપજેરે, ડાપણુ મેલી જ્યાં દોરે ત્યાં જાયરે;
નિર્લજ થૈને નાચે કુબુદ્ધિ કેણુમાંરે, વિષે ભરેલો ગરજુ ગોથાં ખાયરે.—જનમ.
અંતરમાં કપટીને ઉંડી ઇરષારે, સાધુ જનનો રેશ ન કીધો સંગરે;
દેવાનંદ કહે જમ જોરાવર આવશેરે, ભાંગી કરશે ભુકો તારૂં અંગરે.—જનમ.

## પદ ૧૦.

ભવસાગરનો પાર ન આવે પ્રભુ વિનારે, તપ તીરથ કરિયે કોટી ઉપાયરે;
પુન્ય કરી અમરાપુરનું સુખ પામીયેરે, અંતે પાછો ફોગટ ફેરો થાયરે—ભવ.
માયાની મોટપ તે મિથ્યા જાણજોરે, નદિએ આવ્યું જેમ પાણીનું પૂરરે;
તેની પેઠે ધન જોબન ને જીવવુંરે, આકતણાં જેમ ઉડી જાવે તૂરરે.—ભવ.
સગાં કુટંબ મેલિને મરવું એકલુંરે, લખ ચોરાશી ફરવું વારંવારરે;
પાપ તણાં ફળ આગળ તારે આવશેરે, કરમ કરીને ભરિયા તેં કોઠારરે—ભવ.
આજ અમુલખ માણસનું તન આવિયુંરે, ભજવા સારૂ ભાવ કરી ભગવાનરે;
દેવાનંદ કહે માન તજીને માનજેરે, વાત વિચારી ચતુર સારી ચતુરસુજાણરે-ભ.

## પદ ૧૧.

સગપણ સાચું જાણે શ્રી ઘનશામનુંરે, કેવળ બીજું માન કુડાકુડરે;
સગાં સંબંધી સ્વાર્થ કેરાં સોબતીરે, મેલી જાશે મુખમાં નાખી પુળરે—સગ.
દેશ વિદેશે ડોલે ધનને કારણેરે, પ્રભુ વિસારી લાલચમાં લપટાયરે;
ભાગ્ય વિનાનો ભટકે પામર પ્રાણીયોરે, જોને તારૂં જોબન એળે જાયરે—સગ.
કાળ અચાનક મોજું આવે કારમીરે, ઘેરી લેશે ત્રાટે ઘરનું બારરે;
નાડી તુટી આંખ્યું બારે નિસરીરે, તે ટાણે શામળિયો કરતલ સારરે—સગ.
એટલા સારૂં કરજે એનો આસરોરે, માથે પડતા મટશે જમના મારરે;
દેવાનંદ કહે દાસપણામાં લાભ છેરે, પ્રેમ કરીને રાખો મનમાં પ્યારરે—સગ.

## પદ ૧૨.

દેખ વિચારી દિલમાં તારા દેહનેરે, નથી રહ્યાનો એક વડી નિરધારરે;
મમતા મોટી ખોટિ બાજી ખેલ છેરે, ભુંડપ કેરો માથે લે મા ભારરે—દેખ-ટેક
વરણાગીમાં વડ પેપાંની હારનોરે, ઉપર રાતો માતો રંગનો છેલરે;
ભિંતર કાચો ભેખ ધરીને ભોળવેરે, ફોગટ ફરતો કરતો કુડા ફેલરે—દેખ.
આતમ સાધન કાંય ન કીધું આળસુરે, વિષયમાં વિટાણો બારે માસરે;
હરિજન સાથે હેત ન કરતાં આવડ્યુંરે, કપટી તારો કોણ કરે વિસવાસરે—દેખ.
સુમ થયો ધન સંચીને ભેગું કર્યુંરે, મરતાં સુધી ન ખરચ્યું ન ખાયરે;
દેવાનંદ કહે મધમાખી લૂટાય છેરે, હાથ ઘસીને પામર તું પસ્તાયરે—દેખ.

## પદ ૧૩. રાગ ઘોળ.

હૈયાના ફુટયા, હરિ સંગ હેત ન કિધું,
લખ ચોરાશિ કેરૂં લગડું માથે માંગી લિધુંરે. હૈયા.
પેટને અરથે પાપ કરતાં, પાછું ફરિ નવ જોયું,
ચાર દિવસના જીવતર સારૂં, મન માયામાં મોહ્યુંરે. હૈયા.
જન્મ મરણ દુખ ગર્ભવાસનાં, તે નવ શકિયો ટાળી,
માત પિતા સુત જુવતી સંગ, વિસાર્યા વનમાળીરે. હૈયા.
આલસને અજ્ઞાન અતિશે, કામ બગાડયું તારૂં,
દેવાનંદ કહે દેખ વિચારિ, માન કહ્યું તું મારૂંરે. હૈયા.

## પદ ૧૪.

દુનિયાંમાં ડાહ્યો, ડાપણમાં દુખ પામે,
ભવતારણ ભગવાન વિસારિ, ચડિયો ઠાલે ભામેરે. દુનિયાં.
મનુષ્ય દેહ મળ્યો અતિ મોટો, ખોટા જાણિ ખોયો,
ચોરે ચૌટે જુઠું બોલ્યો, નાહક નિર વલોયોરે. દુનિયાં.
હરિ હરિજન સંગ હેત ન કિધું, પિધું વિષનું પાણી,
સુખ સંસારિ પામ્યા સારૂ, મુવા લગી ધર તાણિરે. દુનિયાં.
હરખ શોકની નદિયો મોટી, તેમાં જાય તણાણો,
દેવાનંદ કહે હરિ ભજયો નહી, ઘણે દુખે ઘેરાણોરે. દુનિયાં.

## પદ ૧૫.

અજ્ઞાની તારા, અંતરમાં દેખ વિચારી,
અંત સમે કોઇ કામ ન આવે, સગાં કુટંબ નરનારી. અજ્ઞા.
જોબન ધનનું જોર જણાવે, ફાટી આંખે ફરતો,
કાળ કરાળ કઠણ શિર વેરિ, દિલમાં કેમ નથિ ડરતોરે. અજ્ઞા.
માલ ખજાના મંદિર મેલિ, મુઆ ભૂપ મદમાતા,
શ્વાન શુકરના દેહ ધરિને, ધર ધર ગોથાં ખાતારે. અજ્ઞા.
આજ અમૂલખ અવસર આવ્યો, હરિ ભજ્યાનું ટાણું,
દેવાનંદ કહે દેહ મનુષનો, ન મળે ખરચે નાણુંરે. અજ્ઞા.

## પદ ૧૬.

પામર તેં પ્રાણિ વિસાર્યા વનમાલી,
મિથ્યા સુખ માયામાં મોહ્યો, મૃગ તૃષ્ણા જળ ભાળીરે. પામ.
આઠે પહોર અંતમાં બળિયો, ધણે ધણાને ધાયો,
રળી ખપી ધન ભેળો કિધો, ન ખરચ્યો ન ખાયોરે. પામ.

નારી આગળ નિર્લજ થૈને, બિહિતો બિહિતો બોલે,
હડકો લાવે હશી બોલાવે, કરે તરણને તોલેરે. પામ.
સાગ્ર સસરો સગાં સંબંધી, તેની સેવા કીધી,
દેવાનંદ કહે સાધુ જનનિ, સેવા તજી તેં દીધીરે. પામ.

---

## ઇશ્વરને ઓળખવા વિષે.

### પદ ૧૭. રાગ કાફી.

આવો રૂડો અવસરરે, ઓળખવા એક હરી;
મોંઘો મનુષ્યાતનરે, નાવે તારે ફરી ફરી. આવો.
ધન જોબન તન રંગ પતંગી, વણસે વારંવાર;
તે સારૂં જતન કરે છે, સુપનું આ સંસાર;
મેલી એને મરવુંરે, ડરવું દિલદોષ ધરી. આવો.
વાસ કરે નિત વૈષ્ણવજનમાં, મનમાં માને વાત;
દાસપણું દેવતાને દુર્લભ, ભજેથી જનમ દુખ જાત;
ભક્તિ કરજો ભાવેરે, ધર્મની ટેક ધરી. આવો.
સોમ્ય સુભાવ પરમસુખ સંપતી, એહિ પામ્યાનો ઉપાય;
પ્રગટ સ્વરૂપ ઓળખજે એવું, દુર્લભ દેવ ગવાય;
એવું તન આવ્યું રે, લેજે વ્રજરજ વરી. આવો.
માયાની મોટપ મીથ્યા, નથી ઘડીને નિરધાર;
દેવાનંદ કહે ભજ દુખભંજન, કરૂણ કરતાર;
કઠણ વેળામાંરે, રેહેશો તારૂં ૪ સરી. આવો.

### પદ ૧૮

કાયા માયા કુડીરે, રૈ .. તારા રેહેશે નહીં;
જોને તું વિચારીરે, ઘેલા કેમ અક્કલ ગઇ. કાયા–ટેક.
નંદ રાજાને અળગળ નાણું, ભરી સંચી ભંડાર;
કોડી અંતે કામ ન આવી, જાતાં ન લાગી વાર;
ન ખાધી ન ખરચીરે, વેઠે મુવો ભાર વહી. કાયા.
રાવણ રિધ સિધ પુરણ પામ્યો, ઇંદ્ર અધિક અભિમાન;
અજ્ઞાને અવરાણું અંતર, ભુલિ ગિયો પ્રભુ ભાન;
વાદળની છાયારે, જોતાં જોતાં છેટે ગઈ. કાયા.

ભજ ભગવાન માન તન મેલી, બેલી કર બળવીર;
લાલચ રાખે લક્ષ્મીવરની, ધરજે મનમાં ધીર;
અધમ ઉધારણરે, અભેપદ આપે સહી. કાયા.
મૃગ જળ ભરવા મુરખ માણુસ, દોડે સૌ સંસાર;
વાત વિચારી પાછો વળજે, પામ્યા નથી કોઇ પાર;
દેવાનંદ કહે દેખીરે, વિવેકની વાત કહી. કાયા.

## પદ ૧૯.

કાળ તારી કેડેરે, આયુષ્યને ઓછી કરે;
મમતામાં મુરખરે,ખુતો તોએ ખબર ન રહે. કાળ—ટેક.
બાળપણું જોબન ગયું જોતાં,ઘરડો થયો તું ગમાર;
આજ કાલ આવ્યો તારોવાયદો,માથે છે જમનોમાર;
વાર નથી ઝાઝીરે, દીલમાં હજી ન ડરે. કાળ.
લવ નિમેષઘડી મોરત માપે,પોહોર દિવસ પરમાણુ;
બાર માસે કરી વરસ કહાવે,સઇકે જુગ સુજાણ;
માથે તારે મોટુંરે, ફરતું એવું ચક્ર ફરે. કાળ.
ચાર જુગની એક ચોકડી, એકોતેર અલપાય;
ઇંદ્ર પડે અધિકારથી,ત્યારે તું કોણ માત્ર કહેવાય;
ચોર્યાસીનું લગડુંરે, માંગી શીદ માથે ધરે. કાળ.
કહ્યું કર સંત સમાગમ સાચો,અવસર આવ્યો અમૂલ;
દેવાનંદ કહે દેખ વિચારી, અંતઃકરણ અંકૂલ;
ભજ્યા વના ભૂધર જીવ બહુ જનમ ધરે. કાળ.

## પદ ૨૦.

પ્રભુભજ પ્રાણીરે કેધી નર દેહ દયા;
હરી હેતકારીરે, સારૂં પ્રગટ થયા.—પ્રભુ ટેક.
કલ્પતરૂ કરૂણાનિધિ [illegible]ાત ફળ દેત;
એ મૂર્તિ અંતરમાં ધરતાં, લાભ અલૌકિક લેત;
અગણિત આગળરે, જોને જગ જીતી ગયા. પ્રભુ.
ભક્તાધિન નિગમ નેતિ ગાવત,આવત અવની માંય;
અકળરૂપ ઓળખજે એવા,કરવું રહે નહીં કાંય;
જાણ્યા વિના જગમાંરે, વહેતે પુરે જાસો વહ્યા. પ્રભુ.
રાખો ધરમ રમાપતી રીઝે,કીજે સુકૃત કાજ;
માન બડાઈ મોટપ મેલી,ફોગટ ફેલી ટળ આજ;
નિરભેની નોબતરે, વાગી પછે કુશળ કાયા. પ્રભુ.

નાખ્ય ખજાનો નિરખી નાણું, કર ગોવિંદ ગુણ ગાન;
દેવાનંદ કહે દોષ નિવારણ, ભવતારણ ભગવાન;
કરૂણાના સાગરરે, વાલાજીને વેદે કહ્યા. પ્રભુ.

# પ્રેમાનંદ

આ કવિનું બીજું નામ પ્રેમ સખી હતું. વિજોગની ગરબી જ્યારે કવિએ ગાઈ, ત્યારે શ્રોતાઓની આંખમાંથી આસું વહ્યાં હતાં.

## સ્વામીનારાયણનો વિજોગ.

### પદ ૧ રાગ ગરબી.

સજની શ્રીજી મુજને સાંભરિયારે, હૈડે હરખ રહ્યો ઉભરાય;
નેણુ આંસુની ધાર વહેરે, વિરહે મનડું વ્યાકુળ થાય. સજની.
સુંદર મુરતી શ્રી મહારાજનીરે, સુંદર કમળ સરીખાં નેણ;
સુંદર કરતા લટકાં હાથનાંરે, સુંદર અમ્રત સરખાં વેણુ. સજની.
શિ કહું શોભા અંગો અંગ તણિરે, નિર્ખી લાજે કોટિક કામ;
હસતા હસતા હેત વધારતારે, એવા સુખ નિધી શ્રી ઘનશામ. સજની.
સદા સ્વેતાંબર શ્રીજી ધારતારે, અંબર જરકસિયા કોઈવાર;
ગુચ્છ કલગી તોરા ખોસતારે, ગજરા બાજુ ગુલાબી હાર. સજની.
એ છબી જોવા પલખે આંખડીરે, મધુરાં વચન સાંભળવા કાન;
એ હરી મળવાને હૈડું તપેરે, પ્રેમાનંદના જીવનપ્રાણ. સજની.

### પદ ૨.

મનડું મુર્ત્તિમાં વળગી રહ્યુંરે, ચીતવન કરવા ચીત્ત આતૂર;
તરૂણ મનોહર મુર્ત્તિ નાથનીરે, રાજીવ લોચન જોબન પૂર. મનડું.

સોળે ચિન્હસહિત અતિ શોભતારે, સુંદર ચરણ કમળનીજોડ;
હળવિ રહીને હેતે ચાંપતીરે, ક્યારે હવે પુરશે મનના કોડ. મનડું.
પિંડી જાનું નિત્યે નિરખતીરે, રૂડિ સાથળ ચિન્હ સહિત;
શ્યામ કટિ જોઈ જાદવરાયનીરે, નિત નિત નૌતમ ઉપજે પ્રિત. મનડું.
ઉંડી નાભી કમળ સરીખડીરે, ત્રીવલ્લી નિર્ખિ ઉદર માંય;
છાતી ઉપડતી અતિ ઓપતીરે, હવે ક્યારે ભુજ ગ્રહી બાથ ભરાય. મનડું.
મુખની શોભા જોઇ માહારાજનીરે, લાજે પંકજ પૂરણ ચંદ;
નાસા નેણ ભ્રકુટ જોઇ ભાળનેરે, જાઉં બલહારી પ્રેમાનંદ. મનડું.

## પદ ૩.

સજનીનીમખ ન વિસરે, નાથજીરે, નિત્ય નવા તરૂણપણાના ખેલ;
આ ઓસરિયે આવી બેસતારે, આ ઢોલિડે નટવર છેલ. સજની.
આ તકિયે તે વાંસો મેલતારે, માળા આ ફેરવતા શામ;
ગાતા ગોટિડાના સાથમાંરે, ઘેરે સાદે પૂરણ કામ. સજની.
આ મોજડિયું વ્હાલો પેરતારે, આ છડી લેતા કર વર માંય;
આ પાદુકા પેરિ આવતારે, મારે મંદિર મુનિના રાય. સજની.
આ ફળીયામાં ઘોડી ફેરવતારે, માણુકી મતવાલી મહારાજ;
સંતની સભા કરી આં બેસતારે, શ્રીહરી સુરનર મુનિ શિરતાજ. સજની
કિરતન મુનિવરને ગવરાવતારે, ભેળા ગાતા સેહેજાનંદ;
એવા ધરમ કુંવર હરિ ઉપરેરે, તન મન વારી પ્રેમાનંદ. સજની.

## પદ ૪.

લટકાં લટકાળા ઘનશામનાંરે, ખટરે ઉડાં અંતર માંય;
પ્રીત કરી મુજને બોલાવતારે, તે સંભારિ બહુ દુખ થાય. લટકાં.
આ સજ્યા તે શ્રી માહારાજ તણીરે, આ બાજઠે બેસતા લાલ;
આ ઠેકાણે નાતા નટવરજીરે, લુતા અંગ કર લઇ રૂમાલ. લટકાં
આ ઠેકાણે જમવા બેસતારે, જમતા વિધવિધનાં પકવાન;
સુંદર શાક કરી વંતાકનાંરે જમીને દેતા પ્રસાદી[illegible]ન. લટકાં.
આ ખળખળિયે ન્હાતા નાથજીરે, નાઇને હરીજન મુનીં [illegible] સાથ;
આવતા માણુકચોકમાં મલપતારે, પુરજન થતાં જોઇ સનાથ. લટકાં.
વાલો બેસતા જઇ ફુલ બાગમાંરે, પેરતા ગજરા ગુલાબિ હાર;
જેમ જેમ સાંભરે તેમ થાય વેદનારે, પ્રેમાનંદના પ્રાણ આધાર. લટકાં.

# સાહજાનંદ અંગવર્ણન.

## પદ ૫. રાગ ગરબી.

શોભા શી કહુંરે, રૂડી, વરણુન કરતાં જાય ચિત બુડી;
હરીવર જોયારે રંગમાં, મોહિ હું તો રસિયાજીના અંગમાં.
ઉદર અનોપમરે નિરખી, ઉપમા પિંપળ પાનના સરખી;
ત્રિવલ્લી સુંદરરે શોભે, જોઇ જોઇ ચિતડું મારૂં શોભે.
નાભી ઉંડીરે રૂપાળી, બ્રહ્મા બેશે તે આસન વાળી;
કટિલંક જોઈનેરે મનમાં, મૃગપતી લાજીર હો મહાવનમાં.
હરીએ ઉપવિતરે ધારી, મુનીના મનને આનંદકારી;
નિરખી આનંદરે પામી,આવ્યા રૂડા પ્રેમ સખીના સ્વામી.

## પદ ૬.

હરીને નિરખ્યારે તેણે, વાલાને વર્ણવું સુંદર વેણે;
શામ શરીરેરે શોભે, અજાનબાહુ ચિતડું લોભે.
મુર્તિ ઊચીરે વખાણું, સવા ચોશઠતણું પરમાણું;
જાડા સુંદરરે શરીરે, પિતપટ પેર્યા છે બળવીરે.
ઘેરે સાદેરે ગાજે, સાંભળી મેઘ નગારાં લાજે;
હસતાં આવેરે પાસે, કેસર સરખો સુગંધ શ્વાસે.
કોતુહલનારે ભરિઆ, જોગ કળાના પુરણ દરિયા;
બ્રહ્મ વિદ્યાનારે સ્વામી, આવા રૂડા પ્રેમ સખી વર પામી.

## પદ ૭.

રંગનો ભીનોરે જોઇ, હરીના જુગલ ચરણપર મોહી;
રૂડા સાથળરે કેવા, નિરખી મનમાં રાખ્યા જેવા.
ગોળ છે જાડારે સ્વરૂપે, ઉપમા કદળી સ્થંભની ઓપે;
શોભિત શોભારે ધામ, વ્રજ વનિતાના પૂરણ કામ.
સુંદર શોભેરે કલ્પતરુ નિરખી ધન્ય ભાગ્ય કરી માનું;
જંઘા જુગલ; મણી ચ[illegible]ી, ચંદન ચરચિત મનમાં હરખી.
ઘુંટી અનુપ તમ [illegible]ાની, નિરખી મનમાં રાખું છાની;
એ પદ ઉર મેં મા[illegible] ધારી, પૂંજી પ્રેમ સખી બલીહારી.

## પદ ૮.

ચરણુ હરીનારે શોભે, જોઇ જોઇ મુની મન મધુકર લોભે;
છબી અલૌકિકરે ન્યારી, સોળે ચિન્હ તણી બલહારી.

મચ્છ તે મહાસુખ આપે, ત્રિખુણ ગોપદ દુખડાં કાપે;
કળશ ધનુષનેરે ધારે, એમ તે તાપ હૈયાના ટાળે.
અર્ધચંદ્ર ઉગ્યારે ભારી, સ્વસ્તી અષ્ટકુણ મંગળકારી;
જવને જાંબુરે રાજે, વજ્ર ધ્વજ અંકુશ અતિશે છાજે.
અંબુજ શોભારે સારી, લાગે ઉર્ધ્વરેખા અતી પ્યારી;
શુક જેવા જોગીરે વિચારે, નિત ઉઠી પ્રેમસખી ઉરધારે.

પદ ૯.

એ ચરણનારે ભોગી, શિવ સનકાદિક શુક જેવા જોગી;
મનમાં વિચારીરે પ્રિતે, તેણે કરી કામાદિક રીપુ જીતે.
ધ્યાનમાં નખમણીરે દેખે, ઝીણિ ઝીણિ આંગળીયુંની રેખે;
જોવે ચિન્હ જમણેરે અંગુઠે, બીજે ન રાચે ભામે જુઠે.
ઋષીગણ પૂંજેરે આનંદે, ભવ બ્રહ્માદિક નિત ઉઠી વંદે;
શેષ સંભારેરે મનમાં, પૂજે ગોવાળ વૃંદ્રાવનમાં.
કુચને કુમકુમરે સમારી, ઉરપર રાખે વ્રજની નારી;
ઉપનીસદનોરે સાર, પ્રેમ સખી કરી રાખે ઉર હાર.

પદ ૧૦.

સુંદર શોભેરે રસિયો, વાલો મારે રૂદે કમળમાં વશિયો;
રૂપ અનોપમરે જોઇ, ઉપમા તુલ્ય ન આવે કોઇ.
નિત્ય ઉઠી નારદરે ગાવે, શેષ સહસ્ર મુખ પાર ન પાવે;
શ્રી નારાયણરે સ્વામી, હું તો જોઈને આનંદ પામી.
નખશિખ શોભારે વખાણી, સુફળ કરૂં છું મારી વાણી;
અંગોઅંગનેરે ગાઉ, હવે હું તો ભવમાં પાછી નાઉ.
હવે હું તો થઈ છુંરે માતી, હરીના ગુણ સાગરમાં નાહાતી;
વ્હાલો મુને ઝાલીરે હાથે, રસિયે પ્રેમ સખીને નાથે.

---

## શૃંગારનાં પદ.

પદ ૧૧.

હું તો વારીરે ગીરધરલાલ, મોળીડે તારેરે;
આવી અટક્યા છો અલબેલ, ચિતડે મારેરે.
તમે રાજી થઇને મહારાજ, મારે ઘેર આવોરે;
હું તો તલખું તમારે કાજ, હસિને બોલાવોરે.

મારે મંદિરિઊ મહારાજ, પાવન કરવારે;
આવો અલબેલા આધાર, ચિત મારૂં હરવારે.
તમે આવંતાં અલબેલ, બીક મા આણોરે;
મારે મંદિરિયે મહારાજ, ગમતું માણોરે.
તારૂં મુખડું જોવા નાથ, થઇ છું ઘેલીરે;
આવો પ્રેમાનંદના પ્રાણ, છોગલાં મેલીરે.

## પદ ૧૨.

આવો રસિયા રાજીવ નેણ, નંદના લાલારે;
મારા પ્રાણ તણા છો પ્રાણ, મુજને વાલારે.
મારે સુખ સંપત સુખ ધામ, નામ તમારૂંરે;
તારા નામ ઉપર વૃજરાજ, સરવસ વારૂંરે.
મારે જોગ સમાધી ધ્યાન, દરશન તારૂંરે;
તારા મુખપર શામ શરીર, તનમન વારૂંરે.
તારાં લટકાં ઉપર લાલ, જાઊં હું તો થોળીરે.
મુને લટકા જોવા માવ, લીધી ખોળીરે,
વાલા આવાને આવા શામ, રહો દગ આગેરે;
નિજ સેવક પ્રેમાનંદ, એ વર માગેરે.

## પદ ૧૩.

મારી પ્રીતિ પ્રાણ આધાર, તમ સંગ લાગીરે;
મેંતો અસત્ય જગતથી નાથ, આશા ત્યાગીરે.
એક તમે તમારા જંન, તે મને પ્યારારે;
મારા જીવલડાથી નાથ, ન રહો ન્યારારે,
વ્હાલા તમથી વિમુખ નર નાર, પશુવત દિસેરે;
તમ વિના તે બીજે કયાંય, મન નવ હિસેરે.
વાલા કલ્પતરૂં તમે શામ, સુંદર છેલારે;
ચિંતામણી ચતુર સુજાણ, છો અલબેલારે.
બીજું તમ વિના શામ, સિધું ખારોરે;
મારે પ્રેમાનંદના નાથ, ભરોંસો તારોરે.

## પદ ૧૪.

નહી મેલુંરે સુંદર શામ, કુંજબિહારીરે;
હું તો દામ વિનાની નાથ, દાસિ તમારીરે.

તમે ગુણવંત સુખના ધામ, સારંગપાણીરે;
હું તો હાથે તમારે નાથ-જી વેચાણીરે.
જેમ રાખો તેમ રહું નાથ, એક પગે ઉભીરે;
નહી વરતું કોઇ દિન નાથ, તમને દૂભીરે.
તારા ચરણુતણી રજ શામ, થઈને ચાલુંરે;
કોહોતો વ્રત રાખું વ્રજરાજ, તમને વ્હાલુંરે.
જે કહેવું ઘટે તે કાન, મુજને કહેજોરે;
વ્હાલા પ્રેમાનંદપર નાથ, રાજી રેહેજોરે.

# ધીરો ભક્ત.

કાફીનાં પદ તે ધીરાનાંજ ગણાય છે. એ કવિ જ્ઞાની, વૈરાગી સાથે બાવડ તથા મશ્કરો હતો.

## આત્મજ્ઞાન વિષે.

### પદ ૧ રાગ કાફી.

આત્માતત્વ શોધોરે, જ્ઞાનીજન ગોતો ઘરમાં,
ઓલે તે નહિ બીજોરે, ઓળખી લેજો અંતરમાં આત્મા-ટેક.
વિશ્વંભર દરિયો સભર ભરિયો, માંહે રવિશશિ તેજની જ્યોતિ;
શૂરાપૂરા તારા એ જળમાં ઝંપલાવે, કોઇ મરજીવા લાવે મોતી;
કોઇ પહેરે પનોતિરે, અખંડ ચુડીલો કરમાં.-આત્મા.
કાગડા બાગલાં હોલાં કાંઠે, દરિયો તો જડે નહિ આરે;
માન સરોવર માંહે મુક્તાફળ, કોઈ હંસ ચરે તેને ચારે;
ખીર ને નીર ભેળાંરે, જુજવાં કરી પીએ પળમાં.-આત્મા.
સદગુરૂ સંગતમાં જે જન સમઝે, તેનું નિશ્ચે થાશે કાજ;
દરપણમાં તન દરશે પોતાનું, એમ માંહેથી મળે મહારાજ;
પોતાને પોતે પરખોરે, ભરો સંભરા ભરમાં.-આત્મા.

હે હો હરિ ગુરુ સસોથીર રૂપતે,જંત્ર વાજીંત્ર બજાવે;
શબ્દ ઘટા વલક્ષિણીમધ્ય ડોલે,હરિનાદે નામ તે ઘર આવે;
ધીર સુખ સાગરરે, નિરખો નિજ અંતરમાં.–આત્મા.

પદ ૨.

સંત મળે સાચા રે, અગમની તે ખબર કરે;
ભાવે ભેટું તેને રે, સરવે મારૂં કાજ સરે. સંત–ટેક.
ઉલટી સરિતા પડે ગગનપર, વિના વાદળ વરસાય;
વિના આભ વિજળી ચમકે, ગેબી ગરજના થાય;
ધીરે ધીરે વરસે રે, વરસીને અમર ભરે.–સંત.
તેતરડે સિંચાણો પકડ્યો, શશે સપડાવ્યો સિંહું;
કાયર ખડ્ગ કહાડીને દોડ્યો, ત્યારે શૂરે પાડી ચીહું;
મંઝારી ચૂવે મારીરે, રૈયત શું રાજા ડરે.–સંત.
વિના વાજિત્રી વાજાંવાજે, વિના કંઠ હોય ગાન;
દો કર વિના તાળી વાજે છે,તોલ વિના જડે માન;
વિના વાડી પુષ્પ જરે, પદ્મ વિના ભ્રમર ફરે.–સંત.
વિદેહની વારતા મરજીવા, માની માની હરખાય;
ગુરૂ ગમવાળા સંત મળે તો,તેને લળીલળી લાગું પાય;
દાસ ધીરો કહે છેરે, ત્યારે તો મારૂં મનડું ઠરે.–સંત.

પદ ૩.

તરણા ઓથે ડુંગરરે, ડુંગર કોઇ દેખે નહીં;
અજા જુથ માંહેરે, સમરથ ગાજે સહીં.–તરણા–ટેક
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગ રાજંન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશંન;
દધી ઓથે ઘૃતજરે, વસ્તુ એમ છુપી રહી.–તરણા.
કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમકેરી ગમ નહીરે, વાણિ ન પહોંચે વિસ્તાર;
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહી.–તરણા.
મન પવનની ગતી ન પહોંચે,છે અવિનાશી અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મપુરણ, જેણે રચ્યાં બ્રહ્માંડ;
ઠામ નહિ કો ઠાલોરે, એક અણું માત્ર કહી.–તરણા.
સદગુરુજીએ કૃપા કરી ત્યારે, આપ થયારે પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહેછે રે, જ્યાં જોઊં ત્યાં તુંહી તુંહી.–તરણા.

## પદ ૪.

મન તુંહીં તુંહીં બોલેરે, આ સુપના જેવું તન તારૂં;
અચાનક ઉડી જાશેરે, જેમ દેવતામાં દારૂ.–મન–ટેક.
ઝાકળ જળ પળમાં વળિ જાશે,જેમ કાગળ ને પાણી;
કાયાવાડી તારી એમ કરમાશે,થઇ જાશે ધુળધાણી;
પાછળથી પસ્તાસેરે, મિથ્યા કરી મારૂં મારૂં.–મન.
કાચનો કૂંપો કાયા તારી, વણુસતાં ન લાગે વાર;
જીવ કાયાને સગાઈ કેટલી, મુકી ચાલે વનમોઝાર;
ફોગટ ફુલ્યાં ફરવુંરે, ઓચિંતુ થાશે અંધારૂં.–મન.
જાયું તે તો સરવે જાવાનું, ઉગરવાનો ઊધારો;
દેવ ગાંધર્વ રાક્ષસને માણુસ, સઉને મરણુનો મારો;
આશાનો મેહલ ઊંચોરે, નિચું આ કાચું કારભારૂં.–મન.
ચંચલ ચિતમાં ચેતીને ચાલો, ઝાલો હરીનું નામ;
પરમારથ જે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ;
ધીરો ધરાધરથી રે, નથી કોઈ રહેનારૂં.–મન.

## પદ ૫.

અંતે સંતને તેડાવેરે, હિરનું ભજન કરવા;
કરમાં માળા ઝાલીરે, મુરખ જ્યારે સુતો મરવા.–અંતે ટેક.
નાનપણે ઘરધંધામાં ધાગો, વૃદ્ધપણે હરીગુણુ ગાય;
ઘર લાગ્યું ત્યારે કુવો ખોદાવે,એ અગ્નિ કેમ ઓલવાય;
જીતી બાજી હાર્યોરે, પથ્થરને નાવે બેઠો તરવા.–અંતે
અંતસમે છાપ તિલક બનાવે,ભુલી ગયો જ્યારે ભાન;
એરણુની ચોરી સોયનું દાન એમ,કેમ આવે વૈમાન;
ગુરૂ જ્ઞાન નાવ્યું રે, બુદ્ધિ તારી ગઇ ચરવા.–અંતે.
જુવતિ તારિને જેવી પુરૂષની આશા,એમ હરી ભજે ફળ થાય;
વૃદ્ધ નારીને નહી પુત્રની આશા,એનો એળે જન્મ વહી જાય;
હરીને બેઠો ઠગવારે, એંસી વરસે વર વરવા.–અંતે.
વિસ વર્ષે વિશ્વંભર મળે, ભક્તિ કરે ભૂખ જાય;
હરિશું ધાયા તે બહુ કમાયા,તેનેમળિયા નિરંજન રાય;
દાસ ધીરો કહેછેરે, મટયા ચોરાશી ફરવા.–અંતે.

## પદ ૬.

ખબરદાર મનસુબાજી, ખાંડાની ધારે ચડવું છે;
હિંમત હથિયાર બાંધીરે, સત્ય લડાઇયે લડવું છે.–ખબરદાર ટેક.

એક ઉમરાવને બાર પટાવત, એક એક નિચે ત્રીસત્રીસ;
એક ધણિને એક એક ધણિયાણી એમ, વિગતે સાત ને વીશ;
સો સરદારે ગઢ ઘેર્યો રે, તેને જીતી પાર પડવું છે—ખબરદાર.
પાંચ પ્યાદલ તારી પુઠે ફરે છે, ને વળી કામ ને ક્રોધ;
લોભમોહ ને માયા મમતા એવા, જુલમી જોરાવર જોધ;
અતી બળીષ્ટ સ્વારી રે, એ સાથે આખડવું છે—ખબરદાર.
પ્રેમ-પલાણ ધરી જ્ઞાન-ઘોડે ચઢી, સદગુરુ શબ્દ લગામ;
શીલ સંતોષ ને ક્ષમા ખડગ ધરી, ભજન ભડાકે રામ;
ધર્મ ઢાલ ઝાલી રે, નિર્ભે નિશાને ચઢવું છે—ખબરદાર.
સુરત નુરત ને ઇડા પિંગળા, સુષુમણા ગંગાસ્નાન કીજે;
મન પવનથી ગગનમંડળ ચઢી, ધીરા સુધારસ પીજે;
રાજ ધણું રીઝે રે, ભજનવડે ભડવું છે—ખબરદાર.

પદ ૭.

મુનિજન મોહ્યારે, મહામસ્તાની માયા;
બંધને બંધાયારે, રંકને રાણીજાયા—ટેક
મોટા મોટા નર વિધાણા, ધિર વાર સમરથ શૂર;
જોગી જંગમ જતિ શેવડા, ચોળિ કર્યા ચકચૂર;
સન્યાસી ને સ્વામિરે, લાલચમાં લપટાયા—મુનિ.
ભેપ કરી ને ક્ષત્રીરે ખાધા, બ્રાહ્મણ શુદ્ર ને વૈશ્ય;
નાદી ભેદી પંડિત પુરાણી, પછાડયા પરમહંસ;
વિવેકના સાગરરે, વિષયમાં બહુ વિટાયા—મુનિ.
પારાશર સૌભરી પુરંદર, નારદને વશ કીધ;
ચંદરમાં ચિત[illegible] લુટી લીધ;
એકલશૃંગી ઋષી રે, ઓળમાં અટવાયા—મુનિ.
વિશ્વ બધું છે એના વશમાં, મોહ્યા ચૌદે લોક;
બ્રહ્મા શિવ સનકાદિક મોહ્યા, એની આગળ ડહાપણ ફોક;
દાસ ધીરો કહેછેરે, કોણ માનવ કાયા—મુનિ.

પદ ૮.

થાણદાર થયારે, થાણાને રાખો ઠેકાણે;
મોંઘુ દુર્લભ દેહ નગરીરે, માંહિ બેઠો માણે-ટેક.
કૂડા પાંચ પચીશ ઠગારા, રઇયતને રંજાડે;
ચંચળ ચોર કરે માંહિ ચોરી, ભવન બહુ ભંજાડે;
ધરપત નધારેરે, ધરાયો નહિ બરે ભાણે—થાણદાર. ૧
સત્ય ધરમ રૂપી પટાવાળા, હુકમ કરો તો બાંધી આણે;

તસ્કર સઘળાને વશ કરીને, નાંખોને બંધીખાણે;
દંડ દેઇ તેનેરે, ઘાલો અવળે ઘાંણે—થાણુદાર. ૨
છુપિ રહ્યા છે દોતિયા બે રૂડા, તેને તું નવ જાણે;
જે જે કર્મ કરોછો પ્રતિદિન, તે લખિ લેશે તે ટાણે;
દફ્તર દેશે ધણીનેરે, હિસાબ લેશે દાણેદાણે—થાણુદાર. ૩
પાંચપ્રકૃતિના કર શુભ બાંધી, વૃતિ રાખો થિર થાણે;
ધીંગો ધણી છે દાસ ધીરાનો, એને ઓળખિ લેજો એધાણે;
અવિચળ ગાદિ આપેરે, આપ રૂપ પરમાણે—થાણુદાર. ૪

## પદ ૯–રાગ ધનાશ્રી.

જગજીવન મને મોહન મળિયારે, જન્મ મર્ણના મારા ફેરા ટળિયારે.—ટેક.
આપે ગુરૂ આપે શિષ્ય, જોયા મેં તે જગદિશ,
અંતરજામી ઈશનાઈશ, બ્રહ્મબ્રહ્મ ભળિયારે. જગ.
મલચક્રથી આઘે ચઢિયા, ગનીચક્રે આવિ અડિયા,
વૈકુંઠની પારે પડિયા, વિષ્ણુવેણે પળિયારે. જગ.
કૈલાસ માંહે કલ્લોલ, આત્મારામ ઝાકમઝોળ,
ત્રિવેણી માંહે જો કોલ, ફેરા મારા ફળિયારે. જગ.
ખટસેં એકવીશ હજાર, ઉર્ધમુખે સંભાધાર,
અખંડ ઈંટનીપાળ, બળવંતા બળિયારે. જગ.
સેનશિખરપર, અગરઅજરનર, પરંમ પ્રભુ વિશ્વંભર,
ધીર ધણી ધરણીધર, અઢળક ઢળિયારે. જગ.

## પદ ૧૦–રાગ ધોળ.

આજ સાહેલી અમર વર પામી, સાચો સ્વામી અંતરજામીરે; અમર.
પૂર્વની પ્રીતે પિયુડો મંદિરીએ આવ્યા, મોટે મોટે મોતીડે વધાવ્યારે; અમર.
જ્યોતે જ્યોતે જગજીવન જડી આવ્યા, તેમાં રામ દૃષ્ટે પડિયારે; અમર.
આજ આનંદ મારા અંગમાં વાધ્યો, હરી હીરો હાથે લાધ્યોરે; અમર.
સુતી જોવું તો મારી સેજમાં દીઠા, બેઠાં જોવું તો પાસે બેઠારે; અમર.
રાત દિવસ વસે પાસે પિયુડો, પેહર્યો અવિચળ ચૂડોરે; અમર.
સાસુ મારી સૂક્ષ્મણા શાણી, નણદી નિવૃત્તિ નાણીરે; અમર.
દયા દાતા દેવબાઈ દેરાણી, પ્રેમકુંવર જેઠાણીરે; અમર.
સસરો અમારો સત્યધર્મસંગી, પરણ્યો આત્મારામ રંગીરે; અમર.
રસ બસ કીધી રસીએ રંગરચી, છેલ છબીલે છકાવીરે; અમર.
દાસ ધીરાના સ્વામી અઢળક ઢળિયા, મનુષાના ફેરા મારા ફળિયારે; અમર.

## રાસલીલા.

### પદ ૧૧-રાગ લલીત.

મહારાજાની વાંસલડી વાજેરે, રૂડા છંદમાં, ચાલો જોવા જઈએ,
રાસ રચ્યો રઢિયાળે રંગમાં-મહારાજાની વાંસલડી વાજે રે.
વાંસલડી સાંભળી વ્રેહજાગી, પ્રેમકટારી કાળજડામાં વાગી,
રૂડા લાડકડાની મને લેહ લાગી-મહારાજાની વાંસલડી વાજે રે.
પેહેર્યાં ચરણાં ચોળી સુંદડીઓ, ઝલઝુમણાં ઝળકે પાંદડિયો,
સોલ સોલ વર્ષની નારી નાનડિયો-મહારાજાની વાંસલડી વાજે રે.
ઓપીતાં આભૂષણ અંગે ધર્યાં, વિધવિધકેરાં પટકૂલ પેહેર્યાં,
એવાં આહીરપુત્રી લેરાં ચેર્યાં-મહારાજાની વાંસલડી વાજે રે.
ઘણું ઘેલાં થયાં વ્રજનારી, સસુ સસરાનો ભય ભારી,
ચાલ્યાં ઘર ધંધો સહુ વિસારી-મહારાજાની વાંસલડી વાજે રે.
રૂડી રજની શોભે શરદૂતણી, સહુ સંચાર્યાં વૃંદાવનભણી,
ત્યાં મળિયો દાસ ધીરાનો ધણી-મહારાજાની વાંસલડી વાજે રે.

### પદ ૧૨ મું-રાગ ગરબી.

હરી મારે ઘેર આવ્યા હેલીરે, મારી કુળની મરજાદા મેલીરે;-ટેક.
મારે આજ આનંદની હેલીરે, ગુણવંતાને જોઈ થઈ ઘેલીરે;
મારે પૂર્વજની પ્રીતડી પેહેલીરે, રસબસતે રંગની રેલીરે.-હરિ.
કરે છંદ છબીલો છબીલીરે, હરિ ચપે વીટાણી હું વેલીરે;
એની સ્નેહની વાત નથી રહેલીરે, દાસધીરાના સ્વામીસંગે ખેલીરે.-હરિ.

---

# મંજુકેશાનંદ.

---

## અજ્ઞાન નરને શિખામણ.

### પદ ૧-રાગ સોરઠ.

નર અજ્ઞાની, સાંભળને શિખામણ મૂરખ મારી,
કહું હેત કરી, સત્ય માની અંતરમાં લેજે ધારી -ટેક.
તું માહા દુઃખ પામીશ મૂઢ મરી, નર અજ્ઞાની.
પ્રભુ નવ ભજ્યા નર દેહ ધરી,આણી ખોયમાં પરતીત ખરી;

સુત નારી કુટંબી જે કહાવે, તે તારા ભેળાં નહિં આવે;
તોય મૂરખ તારે મન ભાવે, નર અજ્ઞાની.
તું ઘર દોલત સાચાં જાણી,તેમાં બંધાણો અતિશે પ્રાણી;
માટે નવ ઓળખ્યા સારંગપાણી, નર અજ્ઞાની.
તારૂં ધન જોબન સર્વે કાચૂં,જમ લઇ જાશે કરડી ડાચૂં;
કહે મંજુકેશાનંદ સાચૂં, નર અજ્ઞાની.

પદ ૨.

શું સમજીને, મુખથી વેણાં બોલે ચાવી ચાવી;
વળી જ્ઞાન કરે, ભોળા જનને ખોટી સાખ્ય બતાવી—ટેક.
તું ખોટા ગુરુને સાચા જાણે, તેના દોષ હૈયામાં નવ આણે;
તને પડશે ખબર મરવા ટાણે, શું સમજીને.
બાવળમાં આંબ બુદ્ધિ લાવે, તેને કેરી કદીયે નવ આવે;
તેની શૂળ વાગી પીડા પાવે, શું સમજીને.
વળી નપુંસકની નારી કહાવે,તેને પુત્રતણું સુખ નવ આવે;
તેને રાત દિવસ દુઃખમાં જાવે, શું સમજીને.
તેમ ખોટા ગુરુને શરણે જાય,તેનું કલ્યાણ કયારે નવ થાય;
મંજુકેશાનંદ એ સત્ય ગાય, શું સમજીને.

પદ ૩.

જોને જાગીને, અંતરમાં અંધારૂ મૂરખ તારે;
સાચા સંત હરી, ઓળખિને તું હૈડામાં નવ ધારે-ટેક.
તું દેહમાંયે પ્રભુને શોધે, તે કપટી ગુરુ કેરે બોધે;
તેમાં તારૂં મનડું નવ રોધે, જોને જાગીને.
નાગપાંચમ આવે જ્યારે, કરી સર્પ લિટો પૂજે ત્યારે;
સાચા નાગને લાકડિયે મારે, જોને જાગીને.
જેમ ઘુડ રવિને નવ દેખે, તેમ અજ્ઞાની પ્રભુ નવ પેખે;
તેનો મનુષ્યા દેહ જાય અલેખે, જોને જાગીને.
તને જમડા લઈ જશે તાણી, મુખથી ન બોલાય વાણી;
મંજુકેશાનંદ કહે સત્ય વાણી, જોને જાગીને.

પદ ૪.

નર તન પામી, હાર્યો જીતી બાજી મૂઢ અજ્ઞાની,
ખોટા સંત તણા, શિખામણ તેં અંતરમાં સત્ય માની—ટેક.
કામીક્રોધી ગુરુ તુને એમ કહેછે,તારો દેહમાંથીજ પ્રભુ રહેછે;
તું બહાર તે શું શોધે છે, નર તન પામી.

એમ કહી પરનારી સંગ કરે, કરી ચેલા તેનું દ્રવ્ય હરે;
તેનું પાપ હૈયામાં નવ ધરે, નર તન પામી.
કોઇ કહેછે મન મારો ભાઇ, કોણ છે ભગની પુત્રી માઇ;
તેનો સંગ કરે મહાતમ ગાઈ, નર તન પામી.
એમ દૈત્ય ગુરુ શિક્ષા દેછે, તેને મૂરખ સત્ય માની લેછે;
મંજુકેશાનંદ સાચું કહે છે, નર તન પામી.

## પદ ૫–રાગ કાફી.

સારને અસારરે, વિવેક જે કોય ન કરે;
એવા અજ્ઞાનીરે, લખ ચોર્યાશી ફરે; ટેક.
બાનું બતાવે ભોળા જનનું, ધર્મ ન પાળે લેશ;
ધર્મ થકી ભ્રષ્ટ કરે મનુષ્યને, આપી અસત્ય ઉપદેશ;
એવાને અસત્યેરે, જનમે ને મરે; સારને૦
જે નર ધન ત્રિયાના ત્યાગી, તેને સંગે રાખે રોષ;
નારીથી ભાગે તો કયાંથકી આવ્યા, એવો દેખાડી દોષ;
પોતે પરનારીરે, સંગે ફરે હરે; સારને૦
કાચા હોય તે નારીથી ભાગે, પાકા ન ભાગે કથે સાર;
બતાવે જનને નિશ્ચે કરે મનમાં, કરે કુકર્મ અપાર;
એવા ખળ અજ્ઞાનીરે, ભવજળ નહીં તરે; સારને૦
અગ્નિ પાસે બેસેને તાપ ન લાગે,જળમાં શીતળ ન હોય;
મંજુકેશાનંદ કહે નારી પાસે, વિકાર કદ ન જોય;
એ તો વાત ખોટીરે, જે જન ઉર ધરે; સારને૦

## પદ ૬.

નામ તો બતાવેરે, રામને નવ જાણે;
દેહ અભિમાનીરે, ઉર તૃષ્ણા આણે. ટેક.
દશરથ કેરા પુત્ર રામને, નવમાને મતિમંદ;
ભેખ ધરીને જગ ભરમાવે, તેને સેવે સૌજન;
બહુ દુઃખ સેવેરે, જીવ મરવા ટાંણે; નામ૦
પ્રગટ રામનું ભજન કરીને, તર્યા જીવ અનેક;
ર ને મ બે અક્ષર જપિને, તર્યો ન દીઠો એક;
પ્રગટ રામ મુકી રે, ન તરે રામ બાને; નામ૦
વાલમિક સવરી વાનર આદિક,ભજી પ્રગટ શ્રીરામ;
વૈકુંઠમાં નિવાસ જઇ પામ્યા,તે વિભિક્ષણુ લે નામ;
રામને ઉચારીરે, પડી ગયા કે ઠેકાણે; નામ૦

તેમજ પ્રગટ શ્રી કૃષ્ણ ભજીને, ગોપી ગોવાળ સુગ્નણ;
પાંડવ ઉદ્ધવ ઋષી પત્ની, આદિક ભક્ત પામ્યા જ્ઞાન;
મંજુકેશાનંદ કહે, ગૌલોક જે સુખ માણે; નામ.

પદ ૭.

મુખે બ્રહ્મ ભાખેરે, જીવ સમ વર્તે છે;
વિષેને ચાખેરે, મોટાની ઓથ લે છે. ટેક.
બ્રહ્મ રૂપ પોતાને માની, નારીને કહે તું બ્રહ્મ;
પાપ કયાં છે જમપુરી કયાંછે, કયાંછે ધર્મ ને કર્મ;
એવા અસુરરે, ભવમાં ભટકે છે; મુખે.
શુક નારદ નવ યોગી પોતે, વર્ત્યા બ્રહ્મ સમાન;
ચરાચરમાં બોલ્યા શુકજી, તોયે ભજ્યા ભગવાન;
અધુની અજ્ઞાનીરે, એવાને પણ લજવે છે; મુખે.
વેદપુરાણને કલ્પિત કહીને, ધર્મ ન પાળે એક;
હરિઅવતારને ખોટા કરે, એ અચળ ઉર ટેક;
બીજાને પણ એવોરે, નિત્ય ઉપદેશ દે છે; મુખે.
સત્પુરૂષ સત્શાસ્ત્ર પ્રમાણે, વરતે વરતાવે આપ;
મંજુકેશાનંદ કહે એવાને શરણે, જૈયે તો મીટે સૌ સંતાપ,
એવા સંત મુકીરે, અસંત પાસે શીદ રહે છે; મુખે.

પદ ૮.

કાયાથી જીવ ન્યારોરે, તેને આત્મા કહીયે;
એને બ્રહ્મ માનીરે, હરીને શરણે જૈયે. . ટેક.
ચિદાકાશમાં તેજ પુર મધ્યે, રહે સદા ભગવાન;
એજ પ્રભુએ કરી કીપા, પધાર્યા ભોમીપર સુખ ધામ;
એવા તો શ્રીહરીનારે, ભજનમાં ઝુંકી રહીયે; કાયાથી.
અનંત બ્રહ્માંડમાં વ્યાપક થૈને, ન્યારા રહે પ્રભુ આપ;
એવા નિરંજન શ્રીકૃષ્ણ ભજીએ, તોમીટે સૌ સંતાપ;
માટે નારાયણનુરે, નામ સ્હેજ તો લૈયે; કાયાથી.
બ્રહ્મરૂપને જાણ્યાવિનાં, કહે જગત છે બ્રહ્મ;
જીવ ઈશ્વર ને પુરૂષોત્તમનો, મૂઢ ન જાણે મર્મ;
માટે ઉપમારે, પામરને શી દઈયે; કાયાથી.
અનંત બ્રહ્માંડને સમજાવે, પ્રલે નાશ કરે પ્રભુ એક;
મંજુકેશાનંદ કહે માટે, કરવો સંત વિવેક;
પ્રભુ ભજીનેરે, પરમ આનંદ પામે; કાયાથી.

# ભોજો ભક્ત.

## જ્ઞાનના ચાબકા.

### પદ ૧.

દેસિ સંતતણી લાવીરે, ભેળાં ફરે બાવો ને બાવી.—ટેક.
મોટાં કપાળે ટિલાં કરે ને, વળી ટોપી પટકાવી;
કંથો ને ખલતો માળા ગળામાં, કાને મુદ્રા લટકાવીરે; દેસિ.
સંત સેવામાં સુખ ધ્રણુંને, કરે સેવા મન ભાવી;
તન મન ધન સોંપો એ સંતને, પ્રીતિયો લગાવીરે; દેસિ.
એવું ને એવું જ્ઞાન દિયે, બહુ હેતે બોલાવી;
ભોજોભગત કહે રાખ્યા ચાહુમાં, ભેખે ભરમાવીરે; દેસિ.

### પદ ૨.

ભેખ તો ભાવર થકી ભુંડારે, મેલા અંતરમાં ઉંડા.—ટેક.
ટકો પૈસો ટેલ ગામ ગામ નાંખે, વળી ખેતર ખેતર કુંડાં;
જેની વાંસે ધાય તેનો કેડો ન મેલે, જેમ કટકનાં લુંડાંરે; ભેખતો.
ત્રાંબિયા સારૂ ત્રાગું કરેને વળી, કામ ક્રોધના ઉંડા;
ધન ધુતવા દેશ દેશમાં ફરે, જેમ મલકમાં મુંડારે; ભેખતો.
ગામ બધાની ચાકરી કરેને, ઘેર રાખે અગન કુંડા;
ભોજોભગત કહે કર્મની કોટી, પાપતણા જુંડારે; ભેખતો.

### પદ ૩.

જોઇ લો જગતમાં બાવારે, ધર્યા ભેખ ધુતિને ખાવા. ટેક.
જ્યાં પ્રેમદા ઘણી પાણી ભરે, ત્યાં જાય નિત નિત નાવા;
રાંડી છાંડી નારનો નર ઘર ન હોય ત્યારે, બાવોજી બેસે ગાવારે; જોઇ લો.
લોકનાં છોકરાંને તેડી રમાડે, વળી પ્રાણે પ્રીત થાવા;
ગૃહસ્થની સ્ત્રી રીસાવી જાય ત્યારે, બાવોજી જાય મનાવારે; જોઇ લો.
ધુપ કરે ને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા;
ભોજોભગત કહે બાવેસું સેવે એને, જમપુરીએ જાવારે; જોઇ લો.

### પદ ૪.

ભરમાવી દુનિયાં ભોળીરે, બાવો ચાલ્યો ભભુતી ચોળી.—ટેક.
દોરા ધાગા ને વળી ચીઠી કરીને, આપે ગણુકારૂ ગોળી;
જીવને હણતાં દયા ન આણે, જેમ ભીલ કાફર કોળીરે; ભરમાવી.
નિત નિત દર્શન નીમ ધરાવે, ઘેર આવે ત્રિયા ટોળી;
માઇ માઇ કરીને બાવો બોલાવે, હૈયે કામનાની હોળીરે; ભરમાવી.
સઘળાં શિશને ભેળા કરી ખાય, ખીર ખાંડ ને પોળિ;
ભોજોભગત કહે ભવસાગરમાં, બાવે માર્યા બોળીરે; ભરમાવી.

### પદ ૫.

મૂરખો રળી રળી કમાણો રે, માથે મેલશે મોટો પાણો.—ટેક.
ધાઇ ધુતીને ધન ભેળું કીધું, કોટિધ્વજ કહેવાણો;
પુન્યને નામે પા જે ન વાવર્યો, અધવચથી લૂટાણોરે; મૂરખો.
ભર્યા કોઠાર તારા ધર્યા રહેશે, નહિ આવે સાથે એક દાણો;
મસાણની રાખમાં રોળાઇ ગયા કઇક, કોણ રંક ને કોણ રાણોરે; મૂરખો.
મંદિર માળિયાં મેલી કરીને, નીચે જઇ ઠેરાણો;
ભોજોભગત કહે મુવા પુઠે જીવ, ઘણો ઘણો પસ્તાણોરે; મૂરખો.

### પદ ૬.

મૂરખો માની રહ્યો મારૂં રે, તેમાં કાંઇયે નથી તારૂં.—ટેક.
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં;
ચૌદ ચોકડીનું રાજ્ય ચાલ્યું ગયું, રાવણાદિક વાળું રે; મૂરખો.
દુખને તો કોઇ દેખે નહીં, ને સુખ લાગે સારૂં;
વેળા વેળાની છાંયડી તારી, વળિ જાશે વારૂં રે; મૂરખો.
હરી ભજનમાં હેતજ રાખો, સ્મરણ કરો સારૂં;
ભોજોભગત કહે રાખો રૂદેમાં, પ્રભુનું ભજન પ્યારૂં રે; મૂરખો.

### પદ ૭.

ભગતી શિશતણું સાટું રે, આગળ વસમી છે વાટું.—ટેક.
એક દિવસ તો આવિ બની, રાજા મૂરધ્વજને માથે;
કાશિએ જેને કરવત મુકાવ્યું, હરિજનને હાથે રે; ભકતી.
સત્યને કાજે ત્રણે વેચાયાં, રોહિદાસ ને રાણી;
ઋષિને વાસ્તે રાજા વેચાણો, ભરવાને પાણી રે; ભગતી.
પેરો પટોળાં પ્રેમનાં રે તમે, શૂરવીર થઇ ચાલો;
ભોજોભગત કહે ગુરુ પરતાપે, અમરાપર માલો રે; ભગતી.

### પદ ૮.

દૂનિયાં દીવાની કહેવારોરે, ભુંડી ભિતોમાં ભટકાશે.—ટેક.
પાપ જ્યારે એનું પ્રગટ થશે ત્યારે, ભૂવા જતી ઘેર જાશે;
ધુણી ધુણી એની ડોકજ દુખશે, ને લેનારો લેઇ ખાશેરે; દૂનિયાં.
સ્વરગમાં નથી સૂપડું ને, નથી ખાંડણિયો ને ઘંટી;
દુધ ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો બંટીરે; દૂનિયાં.
ઢુંગ કરીને ધુતવાને આવે ત્યારે, હાથ બતાવા સૌ જાશે;
ક્યારે આના કર્મનું પાનું રે ફરશે, અને ક્યારે પુત્રજ થાશે રે; દૂનિયાં.
કીમિયાગર કોઈ આવી મળે ત્યારે, ધનને વાસ્તે ધાશે;
ભોળોભગત કહે ભ્રમણામાં ભમતાં, ગાંઠની મૂડિ ગમાશેરે; દૂનિયાં.

---

# રામકૃષ્ણ ભકત.

---

## કૃષ્ણલીલાનાં પદ.

---

### પદ ૧–રાગ બેલાવલ.

પહેરોને પિતામ્બર લાલ, પલવટડી તમે વાલોજી;
જુવતિ જનને મોહ્યારે લાલ, લડસડતી ગતે ચાલોજી.
અમલ કમલ દલ લોચન લાલ, ભવમોચન ભવ ભવોજી;
કંઠડે કોકીલ લાજેરે લાલ, ઝીણે સાદે બોલાવોજી.
દીઠડે દુઃખડાં નાસેરે લાલ, મીઠાંરે લીજે મુખનાંજી;
રામકૃષ્ણ (કૃપા) રસ પીતાંરે લાલ, લેખાં શાં રહે સુખનાંજી.

### પદ ૨.

સુંદર કાંઇ ન દેખુંરે લાલ, તમ સરખુ શામળિયાજી;
અમસુ સુકૃત સાંધ્યુંરે લાલ, મહી વેચંતાં મળિયાજી.
સુર નરને નહિ સુણોરે લાલ, જોગીને નહિ જોતાજી;
ઘેર અમારે આવોરે લાલ, લાજો નહિ ગઉ દોતાજી.
વૃંદાવનમાં વસ્તાંરે લાલ, સગપણ થયું છે સાચુંજી;
રામકૃષ્ણ પ્રભુ રસિયારે લાલ, નામે તમારે નાચુંજી.

### પદ ૩.

નામ તમારૂં સુણતાંરે લાલ, તાનજ આવે તનમાંજી;
રૂપ તમારૂં રૂડુંરે લાલ, વારૂં વસિયું મનમાંજી.
લોક કહેછે ઘેલીરે લાલ, વનમાં દોડું એકલીજી;
મોહન મુખડું જોતાંરે લાલ, આનંદની થાય હેલીજી.
કણુકણુતી ને કાલીરે લાલ, વહાલાને છું વહાલીજી;
રામકૃષ્ણ રસ ભીનીરે લાલ, બલિયે બાથે ઘાલીજી.

### પદ ૪.

ટેવ પડી છે તમનેરે લાલ, ભામનીઓ બહુ ભાવેજી;
બાંહ્યગ્રહી બોલાવોરે લાલ, અમને અચરજ આવેજી.
રસિઆ ને રંગીલારે લાલ, વહાલ ભર્યાં નેણ વારૂંજી;
મુખ દેખી મલકાઉરે લાલ, લાજ કરો શા સારૂંજી.
રંગભર રમશું તમશુરે લાલ, નેહ ધરીને નમશુંજી;
રામકૃષ્ણ રસ માતારે લાલ, આળ કરો તે ખમશુંજી.

### પદ ૫-રામગ્રી.

નિરખતાં નાથને મારી, આંખ થઇ છે ટાઢીરે;
નિત નિત નવલા સુખ મુજને, દામોદર દેછે દાડીરે. નિરખ.
છેલ છબીલા કહાનજીનું મુખ,જોતાં તૃપ્ત ન થઇએરે;
ભાવે પુરણ ભાળી એના, ભામલડાં તો લઇયેરે. નિરખ.
જસોદાનો સુત જીવણજી, સહુ સહીયરને સુખદાઇરે;
રામકૃષ્ણ પ્રભુ પામિયા, કાંઇ પુરણ પુન્યે બાઇરે. નિરખ.

### પદ ૬.

સ્નેહે બાંધી સુંદરી, સુંદર વર જોવા જાયરે;
મોહનજીને મરકલડે, કંઇ ઉલટ અંગ ન માયરે. સ્નેહ.
કોની અચલે ચુંદડી ને, કોની લલકે ફુલીરે;
મુખડું જોતાં માવનું હુતો, મચકો ગઇ છું ભૂલીરે. સ્નેહે.
એક વધાવે ફુલડે, એક ફરી ફરી આશિષ બોલેરે;
રામકૃષ્ણ પ્રભુ પેખતાં, કાંઇ દેવાંગના શી ડોલેરે. સ્નેહે.

### પદ ૭.

મહારા કહાનજી તમને કામલડી, તે કેવી સારી દીપેરે;
મોર પીછને ગુંજજા ગેડીએ, માનુનીના મન હિસેરે. મહારા.

પમ્મં પનોતા પાતળીઆ તમો, જે પહેરો તે ગોઠેરે;
ચાલતણી ચતુરાઇ જોતાં, લક્ષ્મી ચર્ણે લોટેરે, મ્હારા.
અણીયાળીશી આંખડલી તે, જોગ ભોગનું જામણરે;
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યા,કાંઇ કીકીમાંહે કામણરે. મ્હારા.

## પદ ૮.

વહાલા વિઠલજી રેહો, દુર્લભ દીઠલાજીરે હો—ટેક.
તમ માટે ટીલડી કરૂંરે, પહેરૂં પટોલી હો,
નેન સમારૂં નીરમળાં, નીત નવલ રંગ ચોલી હો. વહા.
અબળાને ઉજમ ઘણોરે, તમશું રમવા હો,
કાલ સુણતાં વાંસલડી ઘેરે, ન રહી જમવા હો. વહા.
એવાં લાડ લડાવીએ, કાંઇ અમને વહાલા હો,
રામકૃષ્ણ રસ ઘેલડા, હું ચર્ણે રહી બાલા હો. વહા.

## પદ ૯.

મુજને તુજવીણ ન ગમે હો,વેરી વિરહ દમેછે હો,—ટેક.
તુજ માટે મચકો કરીને, આવું તીરે હો,
અણદીઠે મન અણમણું, તો સુખ ન શરીરે હો. મુજને.
મનડું હર્યું માહેરૂં તે, કહિએ કેવું હો,
નરનારી છે અતિ ઘણાં, કો ન મળે એહવું હો. મુજને.
પહેરૂં ઓઢું પાતળી તે, કાંઇ એક સારૂં હો;
રામકૃષ્ણ પ્રભુ નથી અળગાં,તન મન સોંપ્યાં વારૂં હો. મુજને.

## પદ ૧૦.

નંદના છૈઆ છોજી હો, લક્ષણે લૈગા છોજી હો—ટેક.
ઘણાં દિવસ તમો અમશું, કાંઇ કાંઇ ટળતા ચાલો હો,
હવડાં સહુ સહીઅર મળીને, હલકે હાલો હો. નંદ.
મહિ વેચંતાં માવજી તમે, પકડી પાડી હો,
બાથ લઇ ખેંચી મુજને, ઢોળી પાડી હો. નંદ.
એ રસ લીલા લાડકી, કહો કહાં રમાશે હો,
રામકૃષ્ણ જન રસ ભર્યો,જુગ જુગ જશ ગાશે હો. નંદ.

## પદ ૧૧.

પ્રેમ પુષ્ટ કર્યા છો હો, વલ્લભ મન વર્યા છો હો.—ટેક.
ગોકુળમાં રાખી રહ્યા, અમો અતિ અન્યાઇ હો,
પાડ માનો અમતણો, તમો કુંવર કનાઈ હો. પ્રેમ.

પ્રેમે ગોરસ મારા ઘર તણાં, ખોળીને પિધાં હો,
જે દિન ગોરસ નવ લુટયાં, ત્યારે હૈડાં દાઝયાં હો. પ્રેમ.
ઝઘડો કરતાં ઝટકે, ઉરમાળા તુટી હો,
રામકૃષ્ણ પ્રભુ રાખીએ, છીએ બાધી મુઠી હો. પ્રેમ.

## પદ ૧૨.

ગોપી ઘેલી દીસે હો, મુજપર દંત પીસે હો.—ટેક.
તે નર હું હો નહિ, તુંજ હાથે આવું હો,
ખ્યાત ઘણી છે તુજને, તે સૌ સમાવું હો. ગોપી.
તું એ છે ધુતારડી, હુંએ પણ નથી ઓછો હો,
ઘણું દોહ્યલે જાણજે, મુજને જડવો છોછો હો. ગોપી.
તે દિન દાણ માગતા, આવી અમશું બાથે હો,
રામકૃષ્ણ પ્રભુ રૂડું થયું, હું તો નાગર સાથે હો. ગોપી.

## પદ ૧૩–રાગ સારંગ દેશી.

આવ હરી વહાલા આવરે, આવ હરી વહાલા,
મનની ગમતી વાત કીજીએ, છબીલારે છોગાલા. આ.
તુજ મળતાં મન મહારૂં હીસે, આનંદ પામેરે,
રજની આખી રંગભેર રમીએ,તો રસ બહુ જામેરે. આ.
એ સુખ કાંઇ કહ્યું ન જાએ, કહાનડ કાલારે,
રામકૃષ્ણ પ્રભુ અનુભવ કીજે, અતિછો વહાલારે, આ.

## પદ ૧૪–રાગ ગરબી.

નંદનજીનો કુંવર કોડામણો, સાહેલીરે; ગોવરધન મન ભાવનો, સાહેલીરે.
ગોકુળિયું રળીઆમણું, સાહેલીરે; જમુના તટ સોહામણું, સાહેલીરે.
વ્રજ સુદરીના સંગમાં, સાહેલીરે; રાસ રમે વહાલો રંગમાં, સાહેલીરે.
પ્રેમ તે સીંધુ સુખ પુંજમાં, સાહેલીરે; વૃંદા તે વનના કુંજમાં, સાહેલીરે.
રાસ રમે સાહેલડી, સાહેલીરે; થઇ વહાલાને કંઠે બેલડી, સાહેલીરે.
સુંદરીને રંગની રેલડી, સાહેલીરે; મુરલીને નાદે થઇ ઘેલડી, સાહેલીરે.
રમતાં રમતાં રાતલડી, સાહેલીરે; કહી નવ જાએ વાતલડી, સાહેલીરે.
પહોડયાં તે બેઉ સુખ સેજમાં,સાહેલીરે;શ્યામ શામાજી બહુ હેજમાં, સાહેલીરે.
નીરખી સખી વૃંદમાં,સાહેલીરે; રામકૃષ્ણ પ્રભુ નાચે આનંદમાં, સાહેલીરે.

## પદ ૧૫.

પહેલે તે મોહન મીઠડો, સાહેલીરે; અહિયાં ઉભો મેં દીઠડો, સાહેલીરે.
તે છબી મન ગોઠી ગઇ, સાહેલીરે; શીર બેડુ ને ઉભીરહી, સાહેલીરે.

ગોઠ કરે કોશું ઘણી, સાહેલીરે; દૃષ્ટિ તે ફેરવે મુજ ભણી, સાહેલીરે.
કુંવર હસે એ કેહનો, સાહેલીરે; મારેછે માર એ મોહનો, સાહેલીરે.
સાચા તે બાપનો બેટડો, સાહેલીરે; મોલીડું તે ભારે મરોડતો, સાહેલીરે.
ઉભા રહ્યાની શી ઠોણુ છે, સાહેલીરે; એવું તે સુંદર કોણ છે, સાહેલીરે.
કોણ તે દેશનો કહાનો, સાહેલીરે; ન હોય તે આપણા ત્યાંનો, સાહેલીરે.
ઝાઝી વાર ત્યાં ઉભી રહી, સાહેલીરે; મન પાખી મંદિરિયે ગઇ, સાહેલીરે.
રામકૃષ્ણ પ્રભુ મન હર્યું, સાહેલીરે; તે દિનથી કાંઈ કામણ કર્યું, સાહેલીરે.

## પદ ૧૬.

ધુતારા ધરણીધર તારી વાંસળીરે લોલ,
વાંસળીયે કંઇ ઘેલું કીધું ગામ જો—ધુતારા.—ટેક
સખી નહાતાં ધોતાં દહોતાં વલોવતાં નીસર્યાંરે લોલ,
ઢળતાં પડતાં રડતાં મુકયાં બાળજો; ધુતારા.
સખી સાસુ સસરો જેઠ જેઠાણી નવ લહ્યાં રે લોલ,
કંથજીને ચ્હડતી મુકી રીસજો; ધુતારા.
સખી મધરાતે મોહનજી બેઠા કદમ ચ્હડીરે લોલ,
ગોપીજનનાં હરીયાં છે કંઈ ચીર જો; ધુતારા.
સખી અવળાં વસ્ત્રને અવળાં આભ્રણ પેહેરીયાંરે લોલ,
કાન તણાં લઈ કેડે ઘાલ્યાં કોટે જો; ધુતારા.
સખી રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીએરે લોલ,
ગોપીજનની પુરી છે કંઈ આશ જો; ધુતારા.

## પદ ૧૭.

હસવા સરખી હરીસું મારે ગોઠડીરે લોલ;
હસવા સરખું બ્રીજમંડલ શુભ ધામ જો-હસવા.-ટેક.
સખી નહતાં ને ગાતાંરે ગુણ ગોવિંદનારે લોલ;
વસવા સરખું વૃંદાવન શુભ ગામજો; હસવા.
તીરથ મારે કીરત કેશવરામનું રે લોલ;
પીવું મારે પ્રેમતણું રસપાનજો; હસવા.
નાત હમારી નીરમળ નંદકુઅર શું રે લોલ;
ભાત હમારી ભુધરજી શું ભળતી જો; હસવા.
રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીયેરે લોલ;
ગોપી સઘળી ગુણ તમારા ગાયજો; હસવા.

### પદ ૧૮.

નહીં જાઉં તે જમના પાણીરે મા, હુંને ખીજવે તે સૈયર સમાણીરે મા.
મુને કુંવારી કુંવારી સહુ કહેછેરે મા, મારી સૈયરો તે મેણાં દેછેરે મા.
જળ જમનાજીને ઘાટેરે મા, હું ને કહાનજી કાદવડે છાંટેરે મા.
વ્હાલો કરે નેણુાના ચાળારે મા, મેંતો કહાનવર સાંભળ્યા કુંવારારે મા.
હુંને કહાનવરને પરણાવોરે મા, મારી વ્રજમાં તે વાત વખણાવોરે મા.
મળે સરખાતે સરખી જોડરે મા, તુંને પોંખતાં તે પહોંચશે કોડરે મા.
હેવા રામકૃષ્ણ વર રૂડારે મા, હુંને અખંડ પેહેરાવો ચુડારે મા.
હેવા રામકૃષ્ણ વર રંગીરે મા, મારા જનમ જનમના સંગીરે મા.

# રાજે.

## કૃષ્ણ પ્રત્યે ગોપીના પ્રેમ વિષે.

### પદ ૧.

હરી મેં હાવે કયમ રહેવાયે, દુંપણ આતે કયમ સેહેવાયે;
એ તો અંધ થઇને તાંણે, પ્રેમની વાતો પશુ શું જાણે.
આવી અમથાં ખુંદી મારે, સાચો શબ્દ કોઇ ન ધારે;
મોહન વાત તું સાંભલ મારી, હું તો બેઠી સહુથી હારી.
દુરીજન દે છે મુને મેહણાં, મારાં તમશું લાગાં નેણાં;
વહાલા વેરી વાંકુ બોલે, તે તો પડશે તેને ખોલે.
હાવે જે બોલે તે સહીએ, મનની વાતો કોને કહીએ;
સઉકો બોલે છે આડું આડું, વાંક હું કોનો કહાડું.
એ તો શિખામણ છે જાણો, મનમાં દુભણ કાંઈ ન આણો;
રસીઆ છો રાજેના વાલા, ભગતતારણ છો નંદલાલા.

### પદ ૨.

તેં તો ઘેલું કીધું ગામ, કાને હાથ ન લાગે કામ;
જેને મળીઓ તું મોરાર, તેને મુકાવ્યાં ઘર બાર.

હાવો કોનો કાઢું વાંક, ત્રીકમ તજથી આડો આંક;
રસીઆ રંગ રમાડયા એમ, વળતાં તે વિસાર્યા કેમ.
જે કો જળ ભરવાને જાએ, તે તો વાટે ખોટી થાએ;
કોનું ચોરી લીધું ચંત, એવો કામણગારો કંથ.
વીઠલ વહાલાં તારાં વેણુ, મ્હારાં તમશું લાગ્યાં નેણુ;
મારે તમશું લાગ્યો નેહ, તમને સોંપી સુંદર દેહ.
ધરના છો ધુતારા કાહન, મનમાં મુકાવો છો માન;
રસીઆ છો રાજેના નાથ, સર્વે સોંપ્યું તમારે હાથ.

પદ ૩.

વહાલા વાટે તે વાત ન થાય, તમે જાણોછો જાદવરાય;
કુડું કાંઈ લવે સંસાર, અમો અબલાનો અવતાર.
ઉભાં રહીએ ધોલે દિસ, વળતા વેરી કાઢે વેશ;
ત્રીકમ તમારૂં કંઇ ન જાય, વળતી અમને દુભણુ થાય.
વહાલા ચઢયાં ન ઉતરે આળ, જુગમાં રહેવું મહા જંજાલ;
મોહન મળવું તે એકાંત, એવી મનની વિચારો ભ્રાંત.
માહારે સાસુડીનું સાલ, જોતાં જેઠાણી દે ગાળ;
જમ કાંઈ મીન રહે જલમાંહે, પાણી પીવું તે કહો કાંહે.
વાહાલા વાત સાંભળો એક, વિઠલ વારૂ કાંઈ વિવેક;
દુરીજન દેખે ઠામો ઠામ, શાને મેલાવો છો મામ.
મારે અંતર ઉપને દુઃખ, તમો માનો શાનું સુખ;
રસીઆ છો રાજેના નાથ, તાહારા નેનમાં છે કાંઇ ધાત.

પદ ૪.

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવોને;
હું તો તલસું તમારે કાજ, હસીને બોલાવોને. ટેક.
વિલંબ ન કરીએ વિઠલારે, આવોને અમ ઘેર આજ;
પેર પેરનાં પકવાન બનાવું, ત્રિકમ તમારે કાજ. મારા.
મનમાં હતું તે માવજીરે, મુખડે કેમ કહેવાય;
આવી શકો તો આવજો, મારૂં જોતાં જોબન જાય. મારા.
આ જોને આંગણિયે ઉભો, રંગીલો રણછોડ;
રાજેના સ્વામી પ્રભૂ અંતરજામી, પુરો મારા મનના કોડ. મારા.

પદ ૫.

કુંણુ બોલે તમારી સાથ, જાવજી જાણ્યારે;
આતો નોહે મોટાની રીત, પરઘેર માંણ્યારે. ટેક.

વાટ જોતાં રજની વીતી, આવ્યા ઉગમતે સૂર;
કામણગારા કાનજીરે, વાલે અમને વિસાર્યાં દૂર. જીવણ.
પરનારીની પ્રીતડી તમે, કરી આવો ઠામો ઠામ;
અહીઆં આવીને શું કરો, જેનો ઘેર ઘેર હોય વિશ્રામ. જીવણ.
કોને તે મંદિર તમે કાનજી, કરી આવ્યા લીલા લેર,
રાજેના સ્વામી પ્રભૂ અંતરજામી, કોણ જાણે તમારી પેર. જીવણ.

## પદ ૬.

જેનો પીયુડો તે પરઘેર જાય, સખી હવે શું કરીએરે;
એકલડાં નવ રહેવાય, ઝુરી ઝુરી મરીએરે. સખી.
રૂપ જોવંતાં રસીઓ વાલો, પરાણે કરે છે પ્રીત,
વણ તેડયો પરમંદિર જાએ, એહેવી છે એની રીત. સખી.
સમજાવ્યો સમજે નહિરે, કહો હવે કરીએ કેમ,
શેરડીએ સામો મળે, ત્યારે ઢાળે નીચાં નેણ. સખી.
છળભેદ છાનો રમેરે વાલો, વાતોમાં મને વાય,
રાજેના સ્વામી પ્રભૂ અંતરજામી, એતો અરથ પડયે ઓળખાય. સખી.

## પદ ૭ મું-રાગ ગરબી.

કાગળ મોકલુંરે, વહાલા વાંચો હેત કરી;
એકવાર આવજોરે, નીરખું મુખડાં મૂછ ભરી.
વીનતા વ્રેહે તણીરે, લખતાં લોચન ચાલે નીર;
અબલા અવતર્યાંરે, વાલા કહો કેમ ધરીએ ધીર.
બાળે વેશમાંરે, લાગી પરણ્યા પહેલી પ્રીત;
વર વિઠલ વર્યાંરે, અવર વરવાની શી રીત.
ત્રિકમ તમ વિનારે, સુકાં સહુ વાડીનાં વંન;
લીલાં કેમ રહેરે, વહાલા પલ્લવ છો આ વંન.
સહુ અળખામણુંરે, મુજને કુટુંબતણો પરિવાર;
વહાલાં વીખે ભર્યાંરે, વેરી બાલે સહુ સંસાર.
અન્ન પાણી તજ્યાંરે, હવે પડશે પાપી પ્રાણ;
સુનું તમ વિનારે, વહાલા લાગે છે બ્રહ્માંડ.
જાંહાં હરી રંગે રમ્યારે, તે મને જાગી ખાવા ધાય;
તે સુખ સાંભરેરે, તમ તમ હઇડે હોળી થાય.
રહેવાતું નથીરે, વહાલા કહું છું મૂકી લાજ;
મળજો દયા કરીરે, રસિયા રાજેના મહારાજ.

### પદ ૮.

ઉગો શરદ પુનમનો ચંદ, મ્હારે ઉપનોરે આનંદ;
ગોરી ગરબે રમવા આવે, રમશે ગોપી ગોવાળ માંહે.
રમવા ભુધર સાથે ભાવ, આપણે આવ્યો છે આ દાવ;
મળીએ સરવે સરખી નાર, સજીએ શોભિતા શણગાર.
ઠમઠમ વીછીવાનો ઠમકાર, ઝમ ઝમ ઝાંઝરનો ઝમકાર;
ઓઢો ઓપે એવાં ચીર, આપણે જાવું જમનાં તીર.
ચોળી ચંપક વરણી પેહેર, આપણે કરવી લીલાલેહેર;
જ્યમ કાંઈ વશીયેર માંડે ફેંણ, એવી ગુંથાવોની વેણ.
લેહેકે હૈડા ઉપર હાર, નૈણે નીરખોને મોરાર;
રસિઆ છો રાજેના નાથ, અમને રંગે રમાડો રાત.

### પદ ૯.

આજની ઘડીરે રળયામણી.
હાંરે મ્હારા વ્હાલાજી આવ્યાની વધામણી જીરે; આજ—ટેક.
હાંરે સોહાસેણ પુરોની સાથીયા,
હાંરે ઘેર મલપતા આવે તે હરી હાથીયા જીરે; આજની.
હાંરે સખી આલેરા વાંસ અણાવીએ,
હાંરે મારા વ્હાલાજીને મંડપ રચાવીએ જીરે; આજની.
હાંરે સોહાસેણ ચાર તેડાવીએ,
હાંરે મ્હારા વ્હાલાજીને મોતીડે વધાવીએ જીરે; આજની.
હાંરે સોહાસેણ મળજો જે ઘડી,
હાંરે મ્હારા પ્રભુજી પધારે તે ઘડી જીરે; આજની.
હાંરે મલ્યા દાસ રાજેના સ્વામી ફાંકડા,
હાંરે હું તો મોહી રહી મુછના આંકડા જીરે; આજની.

### પદ ૧૦.

આવોની લાલ વરણાગીયા;
હાંરે ઘેર આવોની શ્યામ સવાદીયા જીરે; આવોની.—ટેક.
હાંરે કહાના આવો તો શીખવું ચાતુરી,
હાંરે આપણુ રમીએ તે રંગભર રાતડી જીરે; આવોની.
હાંરે ચાલો જઇયે જમનાજીના ઘાટમાં,
હાંરે પેલા દુરીજન લોક દેખે વાટમાં જીરે; આવોની.
હાંરે રૂડા દાસ રાજેના સ્વામી વાંકડાં;
હાંરે હુંતો મોહી રહી મુછના આંકડા જીરે; આવોની.

### પદ ૧૧.

આજને આવ્યારે હરી દાવમાં,
હાંરે ભોળા ભાવમાંરે,ભોળા ભાવમાં,તે ભુધરને ભેટીએ જીરે,આજને–ટેક.
દાવ પડે ત્યારે લાજ ઘટેરે,
હારે ત્યારે સુપડે સરવ સાંભેટીએ જીરે; આજને.
ફુલડાંની સેહેજ વહાલા મેંરે સમારી,
હાંરે ત્યારે સાથરે તે શીદને આળોટીએ જીરે; આજને.
મહારારે મનમાં એવું આવે છે,
હાંરે એવા વહાલમાં તે લાલને લપેટીએ જીરે; આજને.
દાસ રાજેના સ્વામી તમેરે મળ્યા છો,
હાંરે ત્યારે દોહીલા તે દિન શીદ ગાળીએ જીરે; આજને.



## રાધિકાજી સ્વપ્નામાં પરણ્યાં તે વિષે.

### પદ ૧૨–રાગ પરજ.

ઉગતે વહાણે રાધાની ગાડીજાગી,એના ચિત્તમાં ચટકી લાગી રે,
આ શું રે કીધું;–ટેક.
કુંવરી મારે દુખના દરિયા આજ રેલ્યા,તેં કુળના મારગ મેલ્યારે; આ શું રે.
કુંવરી મારા કયા વેરીએ વેર સાધ્યાં,તે મીંઢલ કોના બાંધ્યાંરે; આ શું રે.
કુંવરી તારો કેઇ નગરીમાં દાંત વહેર્યો,તેં ચૂડો કેનો પેહેર્યોરે; આ શું રે.
કુંવરી તેં તો જીવડો લીધો મારો ઝાલી, વરમાળા કેની ઘાલીરે; આ શું રે.
કુંવરી તેં તો ઉપરણી કેની ઓઢી, તારે કીયા વરની જોડીરે; આ શું રે.
કુંવરી તારો માંડવડો કયાં રોપ્યો,તારા વરને કોણે પોંખ્યોરે; આ શું રે.
કુંવરી ત્યાં તો કયા ગુરુદેવ આવ્યા, ત્યાં કોણે વેદ ભણાવ્યારે; આ શું રે.
કુંવરી તમને કેણે રંગ રમાડયાં, ત્યાં કંસાર કેણે જમાડયારે; આ શું રે.
કુંવરી તેં તો કુળમાં લગાડી ખાંમી,તને મળ્યો રાજેનો સ્વામીરે; આ શું રે.

### પદ ૧૩.

એટલે ત્યાં તો બોલ્યાંછે રાધા વાત, તું સાંભળ મારી માતરે;
મેં બહુ સારૂં કીધું;–ટેક.
માતારે મારી દુખના દરિયા નથી રેલ્યા,નથી કુળના મારગ મેલ્યારે; મેં બહુ.

માતા મારી શિશ તમારાં નથી વહેર્યાં,પાનેતર પ્રભૂનાં પેર્યાંરે; મેં બહુ.
માતારે નથી વેરીએ વેર સાંધ્યાં, મીંઢળ મોહનનાં બાંધ્યાંરે; મેં બહુ.
માતા મારી મથુરાં નગરીમાં દાંત વહેર્યો, મેં ચૂડો અવિચળ પેર્યોરે; મેં બહુ.
માતા તારો જીવડો લીધો નથી ઝાલી,વરમાળ વિઠ્ઠલની ઘાલીરે; મેં બહુ.
માતા મેં તો હરખે ઉપરણી ઓઢી, મારે અખંડ વરની જોડીરે; મેં બહુ.
માતા મારો માંડવડો વનમાં રોપ્યો, ઉમાયે વરને પોંખ્યોરે; મેં બહુ.
માતા ત્યાં તો તેત્રીસ ક્રોડ દેવ આવ્યા, બ્રહ્માયે વેદ ભણાવ્યારે; મેં બહુ.
માતા મારી કૃષ્ણ-ચરણામૃત મેં પીધાં,ત્યાં શિવે કન્યાદાન દીધાંરે; મેં બહુ.
માતા મારી બ્રહ્માયે રંગ રમાડયાં, કંસાર ઉમાયે જમાડયારે; મેં બહુ.
માતા મેં તો શિવને ચઢાવ્યા ફુલ ગજરા, વસુદેવ સરખા સસરારે; મેં બહુ.
માતા મેં તો શિવને ચડાવ્યાં ફુલ જાસું, દેવકીજી સરખાં સાસુરે; મેં બહુ.
માતા મેં તો શિવને ચડાવી છે હલદી,સુભદ્રા સરખી નણદીરે; મેં બહુ.
માતા મેં તો શિવને ધરાવેલા હાર, મને મળ્યા કૃષ્ણ ભરથારરે; મેં બહુ.
માતા મારી કુળમાં લગાડી નથી ખામી,મળ્યો રાજેનો સ્વામીરે; મેં બહુ.

## પદ ૧૪.

એટલે વળતી માતા બોલ્યાં છે વાણી,તું તો સાંભળ પુત્રી શાણીરે; આ શું રે કીધું;
કુંવરી એતો કૃષ્ણ કહેવાયો કાળો,તેં કયાં શોધ્યો ગોવાળોરે; આ શું રે કીધું.
કુંવરી એતો કાનુડો કામણગારો, એ ધીંગડમલ્લ ધુતારોરે; આ શું રે કીધું.
કુંવરી એમાં ચાંદા સૂરેજની સાખ્યો,એને જશોદાજીએ રાખ્યોરે; આ શું રે કીધું.
કુંવરી એતો ગાયો ચારીને પેટ ભરતો,પરનારી પાછળ ફરતોરે; આ શું રે કીધું.
કુંવરી તારો તાત આ વાત જો જાણે,તે કંઠે પ્રાણજ આણેરે; આ શું રે કીધું.
કુવરી તેં તો નવ કરવાનાં કામ કીધાં,અમને દુખડાં બહુ દીધાંરે;આ શું રે કીધું.

## પદ ૧૫.

માતા મારી કૃષ્ણને એમ નવ કહિયે,એને ચરણે જૈને રહિયેરે,તું સાંભળ માડી.
માતા એ તો ચૌદભુવનનો છે વાસી,એને ચરણે કોટિક કાશીરે;તું સાંભળ માડી.
માતા હવે પરણ્યાં તે ફોક કેમ થાશે,જો સૂરજ પશ્ચિમ જાશેરે; તું સાંભળ માડી.
માતા તારે કરવું હોય તે કરજે, તારે મરવું હોય તો મરજેરે; તું સાંભળ માડી.
માતા હું તો પૂરણ પદને-પામી,મને મળ્યો રાજેનો સ્વામીરે;તું સાંભળ માડી.



# ભૂખણભક્ત.

## ઈશ્વરને ભજવા વિષે.

### અષ્ટક ૧.—છંદ ભુજંગીની ચાલ.

કશી વાતનો ખરખરો મન નાણો, સુખ દુઃખ તે દેહના ધર્મ જાણો;
કરો તમે કોટી લક્ષ પ્રકાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.
હરીશ્ચંદ્ર રાજા મહા પુણ્યવાન, નહીં કોય સંસારમાં એ સમાન;
તેણે નીચ ઘેર વહ્યાં નીર ભાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.
સતી મુખ્ય કહાવે અહલ્યાજિ જેહ, જેના નામથી થાય નિષ્પાપ દેહ;
તેણે ઈંદ્ર સાથે કર્યો વ્યભિચાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.
જુવો જાનકીજી પડયાં દુષ્ટ હાથ, જેના સ્વામિ છે કોટિ બ્રહ્માંડ નાથ;
આપોઆપ લક્ષ્મીતણો અવતાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.
વળી પાંડવોની કહું એક વાત, જેના સારથી નિત્ય વૈકુંઠનાથ;
હાર્યા રાજ રિદ્ધી તથા નીજ નાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.
મહા પુણ્યકારી જેને સિદ્ધ નાથ, ચાલી નીસર્યા નારિ લૈ વંન સાથ;
બહુ કષ્ટ વેઠયું તેણે વર્ષ બાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.
શા માટે તમે ભાર માથે ધરોછો, વળી હું કરૂં હું કરૂં એ કહોછો;
કરોને તમે ચિત્ત સાથે કરાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.
કરી વીનતી સર્વને હું કહું સત્ય વાત, રચ્યા ભૂખણે તે સુણો શ્લોક સાત;
ઘણું સાંભળ્યા જોગ સાધૂ વિચાર, લખી વાત મિથ્યા ન થાયે લગાર.

### અષ્ટક—નવપદી—૨.

પિતા માત સંતાન ને મિત્ર ભ્રાત, એ તો સર્વ છે આળપંપાળ વાત;
એમાં અંતકાળે નાવે કોય કામ, તે માટે ભજો સર્વથા રામ નામ.
ઘડીમાં ઘટી જાય આયુષ્ય અલ્પ, ભમંતાં ભમંતાં થયા કોટિ કલ્પ;
માથે મર્ણકેરી મહા એક બામ, તે માટે ભજો સર્વથા રામ નામ.
ઘણીવાર સંસાર માંહી ફર્યાછો, પશૂ પક્ષિ યોની વિષે અવતર્યા છો;
હવે આ સમો છે તર્યાનોજ ઠામ, તે માટે ભજો સર્વથા રામ નામ.
કરોછો બિજી અલ્પ વસ્તુનું યત્ન, તજોછો હરી નામ જેવુંજ રત્ન;

નથી એસતું મૂલ્ય એક બદામ, તે માટે ભજો સર્વથા રામ નામ.
જરાયે ઘણો દેહ તો જીર્ણ થાશે, શરીરેથકી સર્વ સામર્થ્ય જાશે;
થશે રોગ પીડા જશે સર્વ હામ, તે માટે ભજો સર્વથા રામ નામ.
જેને સેવતાં કોટિ કલ્યાણ થાય, બહૂ જન્મનું પાપ તો સઘ જાય;
વળી પામિયે જે થકી સિદ્ધ ધામ, તે માટે ભજો સર્વથા રામ નામ.
જવું એકલાં ત્યાં નહીં કોય સાહ્ય, વળી જીવને દુઃખ અત્યંત થાય;
તેણીવાર રક્ષા કરે મેઘશ્યામ, તે માટે ભજો સર્વથા રામ નામ.
જે કો જાનકીનાથના હોય દાસ, ન પામે કદી તે ફરી ગર્ભ વાસ;
કરે લોક આ સર્વ તેને પ્રણામ, તે માટે ભજો સર્વથા રામ નામ.
રચ્યા ભૂખણે તે સુણો શ્લોક આઠ, હેતે સાંભળે ને કરે નિત્ય પાઠ;
થશે તેથકી દુઃખકેરો વિરામ, તે માટે ભજો સર્વથા રામ નામ.

## અષ્ટક-અગિયારપદા-૩.

ઘણા પુન્યના ભાવથી દેહ પામ્યાં, હસંતાં રમંતાં સુખે દીન વામ્યાં;
ગયા નાથનું નામ તો સઘ ચૂકી, ભજો રામને કામને દૂર મૂકી.
ભણ્યા શાસ્ત્ર સિદ્ધાંતની સર્વ વાત, નથી ઓળખ્યા શ્રી તમે પ્રાણનાથ;
વિવેકી થઇ કાં કરો બુદ્ધિ ટુકી, ભજો રામને કામને દૂર મૂકી.
પરસ્ત્રી પરદ્રવ્યનો ત્યાગ આણી, રૂદેમાં ધરોને તમો ચક્રપાણી;
એતો દુષ્ટ માયાતણી સર્વ ભૂકી, ભજો રામને કામને દૂર મૂકી.
મદે અંધ દૃષ્ટી થયાથી ન દીઠું, કુસંસારનું સૂખ લાગેછે મીઠું;
જરા આવશે આ થશે દેહ સૂકી, ભજો રામને કામને દૂર મૂકી.
ઘણા જત્નથી દેહને સૂખ દીધું, ઘણા ભેદથી સર્વનું દ્રવ્ય લીધું;
જવું એકલાં સર્વ સંપત્તિ મૂકી, ભજો રામને કામને દૂર મૂકી;
ઘણા રંગ્ય વૈભોગથી દેહ પોખ્યો, કરી તીર્થ જાત્રા કદાપી ન સોખ્યો.
મળી મિત્ર ટોળે દેશે સર્વ ફુંકી, ભજો રામને કામને દૂર મૂકી.
જદા આવિને જીવને મૃત્યુ ગ્રેશે, તદા સર્વ સંબંધિ ત્યાં જોઈ રેશે;
નરક્ષા કરે વૈદ્ય કે કવાથ ભૂકી, ભજો રામને કામને દૂર મૂકી.
કફે વ્યાધિયે કંઠનો રોધ થાશે, રુદેમાં થકી જ્ઞાન તો સર્વ જાશે;
તદા જીવ જીવ્હા થશે સઘ ટૂકી, ભજો રામને કામને દૂર મૂકી.
નથી જાણતા ધર્મની રીત ઠીક, નથી રાખતા મરણની મંન બીક;
ગુમાને ભર્યા ચાલ ચાલો છો ચૂકી, ભજો રામને કામને દૂર મૂકી.
જમકિંકરા મારશે દુષ્ટ મારે, તદા નાથ પાખે નહીં કોય તારે;
જુવો મૃત્યુ માથે રહે નિત ઝૂકી, ભજો રામને કામને દૂર મૂકી.
સદા રૈકવજ્ઞાતી મહા રંક કહાવે, કથા રામની તો જેને મન ભાવે;
રચી ભૂખણે તે સુણો! જ્ઞાન કૂંચી, ભજો રામને કામને દૂર મૂકી.

## અષ્ટક-નવપદી-૪.

તમે અવતર્યા લક્ષચોરાશિવાર, નથી પામિયા તોય સંસાર પાર;
માટે આ સમે જાપમાળા ધરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરીને.
ઉદરમાં અધો મસ્તકે જ્યાં રહાતા, ઘણા વ્યાકુળા તો તમે ત્યાં થયાતા;
હવે તે સમો કાં ગયો વિસરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરીને.
સંચ્યું દ્રવ્ય તો દ્રવ્યને ઠામ રહેશે, સગાં મિત્ર સંસારની રીત કહેશે;
જોતાંમાં જશે પ્રાણ તો નીસરીને, ભજો ભકિત ભાવે સદા શ્રીહરીને.
એતો દેહ સંબંધિ જાણો અનિત્ય, પ્રભૂનાથનું નામ તો એક સત્ય;
નાવે જેથકી ગર્ભવાસે ફરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરીને.
અભિમાન આડે નથી કાંઈ જોતા, કદાપિ નથી કૃષ્ણનું નામ લેતા;
અરે મૂઢ લોકો જવું છે મરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરીને.
કહ્યું માનજો સર્વથા એક મારૂં, નથી કોઈ સંસારમાંહી તમારૂં;
માટે સંગ માયાતણો પરહરીને, ભજો ભકિત ભાવે સદા શ્રીહરીને.
કળીકાળમાં જન્મ મિથ્યા વગોયો, મહારત્નને કાચને મૂલ ખોયો;
ધરો ધ્યાન ગોવિંદનું આદરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરીને.
જેણે ગોપિકાનાથનું નામ લીધૂં, તેણે જન્મ પામ્યાતણું સાર્થ કીધું;
ગયા તે તો સંસાર સેજે તરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરીને.
એ તો વિષ્ણુ ભક્તિતણો છે પ્રબોધ, સુણીને રખે આણતાં મંન ક્રોધ;
કહ્યું ભૂખણે શ્લોક આઠે કરીને, ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરીને.

## અષ્ટક ૫-બારપદી.

રમ્યા રંગ તે ગોપિકા સંગ રાસ, ઘણે પ્રીતિભાવે કરીને વિલાસ;
કહાવે તથાપિ સદા બ્રહ્મચારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી.
આવી ગોકુળે કામ અત્યંત કીધૂં, પિતા માતને સૂખ સંપૂર્ણ દીધું;
એ તો નંદનો નંદ આનંદકારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી.
ઘણા દુષ્ટ મારી હર્યો ભૂમિ ભાર, કૃપાયે કરી ભક્ત તાર્યા અપાર;
જેણે નંદની ધેનુ નવલક્ષ ચારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી.
સુદામાતણી સાર અત્યંત કીધી, મુઠી તાંદુળામાં નવેનિધ્ય દીધી;
કૃપાનાથ સાધુતણા હિતકારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી.
જમ-કિંકરે દુઃખ અત્યંત દીધું, ત્યારે નારાયણ પુત્રનું નામ લીધું;
એવામાં અજામેળ લીધો ઉગારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી.
સ્તુતિ સાંભળી ભક્તની ભીડ જાણી, આવ્યા સદ્ય વૈકુંઠથી ચક્રપાણી;
મુકાવ્યો ગજ ગ્રાહ નાંખ્યો વિદારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી.

અરે બુદ્ધિહીણા ન જાણો હરીને, તેણે આવશો ગર્ભ વાસે ફરીને;
જુવોને તમે જ્ઞાન દ્રષ્ટે વિચારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી.
હરીભક્ત પાખે વૃથા જન્મ જાશે, પછી અંતકાળે ઘણું કષ્ટ થાશે;
તે માટે તમે વાત બીજી વિસારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી.
વિષય વિષરૂપી તેને શું વખાણો, આ સંસાર તે સ્વપ્નને તુલ્ય જાણો;
વિવેકે કરી મોહ માયા નિવારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી.
ચતુર્ભૂજ શ્રીનાથ છે સત્ય શર્ણું, મહાલક્ષ્મિ સેવે જેનાં નિત્ય ચર્ણું;
એ તો શંખ ચક્ર ગદા પદ્મ ધારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી,
તેણે શું થયું જે ઘણું એક ડાહ્યા, તેણે શું થયું દ્રવ્ય ઝાઝું કમાયા;
તેણે શું થયું જે રમ્યા રંગ નારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી.
પ્રભૂનાથ પોતે દિશે છે દયાળ, કરે નિત્ય ભક્તોતણી પ્રતિપાળ;
તેને જો ભજો તો ગતી થાય સારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી.
સદા ગામ વેલાળ મધ્યે નિવાસ, પ્રભૂજીતણો નિત્ય દાસાનુદાસ;
રચી ભૂખણે તે સુણો મોક્ષબારી, ભજો દુઃખહારી સદા શ્રીમુરારી.

# શાંતિદાસ.

## આ કવિનાં પદ સ્ત્રીઓમાં બહુ ગવાય છે.

## કાનુડાની બાળલીલા વિષે.

### પદ ૧.

કોઇયે દીઠડો કાન કોડામણો રે, સખી જોને, દીઠડો કાન કોડામણો—ટેક.
છેલ છબીલો ને છોગાવાળો, રૂડો ને ખૂબ રળિયામણોરે; કોઇયે.
મહિ છળવાનિ વાલો બુદ્ધિ નિપાવે, શામળિયો સોહામણોરે; કોઇયે.
શાંતિદાસનો પ્રભુ રસિક શિરોમણી, પોતે થઇ ગયો વામણોરે; કોઇયે.

## પદ ૨.

જુઠડાને ક્યાં ઝાલું, જુવોને સખિ, જુઠડાને ક્યાં ઝાલું—ટેક.
વચન મોહનનાં લાગે છે મીઠડાં, કેવું બોલે છે કાલું કાલું; જુવો.
એકવાર વાલોજી ઓરા આવે તો, ઘેરીને ઘરમાં ઘાલું; જુવો.
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણી, એથકી બીતી હું ચાલું; જુવો.

## પદ ૩.

કોઇ કન્યા નહિ આપે, કુંવરને, કોઇ કન્યા નહિ આપે—ટેક.
સારાં ન લક્ષણ કુંવરજીકેરાં, નિત ઉઠીને સંતાપે; કુંવરને.
રૂડો તે વર શોધીને કાઢયો, રાધિકાજીને બાપે; કુંવરને.
શાંતિદાસનો પ્રભુ રસિક શિરોમણી, કુંવારો રહેશે એને પાપે; કુંવરને.

## પદ ૪.

કાનુડો કાળજાનિ કોર છે, બેની મારે, કાનુડો કાળજાનિ કોરછે—ટેક.
અટપટી પાઘ ને કેસરિયો વાઘો, માથે કળાયલ મોર છે; બેની.
વૃંદાવનમાં વાલે વાંસળી વજાડી, મોરલીનો સ્વર જોર છે; બેની.
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણી, ગોપિ સંગ પાધરો દોરછે; બેની.

## પદ ૫.

કાનુડે કામણ કીધલાં, ઓ બેની પેલે, કાનુડે કામણ કીધલાં—ટેક.
કામનિયોનાં કાળજાં કોરવા, બાણુજ માર્યા સીધલાં; ઓ બેની.
લવિંગ સોપારી ને પાનનાં બીડલાં, અમને કાંઇએક દીધલાં; ઓ બેની.
શુંય કર્યું ને વાલો શું વળિ કરશે, એવું જાણીને બહુ બીધલાં; ઓ બેની.
શાંતિદાસનો પ્રભુ રસિક શિરોમણી, આંખે અમીરસ પીધલાં; ઓ બેની.

## પદ ૬.

જાને ગોવાલણી જુઠી, અહીંથકી, જાને ગોવાલણી જુઠી—ટેક.
મહિ વેચવાને તું કાલે આવીતી, આંગળિયે પેરિને અંગુઠી; અહીં.
જુઠા બોલ તું શાને બોલે છે, મહિનિ મટુકિ કયારે ફુટી; અહીં.
હસતાં આળ ચઢાવે રે બેડી, મારૂં ગેડી ને કરૂં હુંઠી; અહીં.
શાતિદાસના પ્રભુ રસિક શિરોમણી, માલ તારામાં નથી મુંઠી; અહીં.

## પદ ૭.

મનડાં વ્યાકુળ હરિ આવતાં,જોને બેનિ,મનડાં વ્યાકુળ હરિ આવતાં—ટેક.
પારણિયાં પરશાળે મુકયાં છે, બાળક મુકયાં છે ધાવતાં; જોને બેની.

સાદ કરંતા સામા મળિયા, સ્વામિ પેલાં ભોજન પાવતાં; જોને એની.
વલોણું તાણુતાં બાઝતા મોહન, માંખણુ ખાતા ઘી તાવતાં; જોને એની.
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણી, હરખે હરી ગુણુ ગાવતાં; જોને એની.

પદ ૮.

મન માને ત્યાં જાઓછોજી, તમારૂં મન માને ત્યાં જાઓછો—ટેક.
આવાં રૂડાં ભોજન મેલીને, કોદરાને શીદ ખાઓછોજી; તમારૂં.
આવાં રૂડાં તીરથ મેલીને, ખાબોચિયામાં શીદ ન્હાઓછોજી; તમારૂં.
નાના હતા ત્યારે ઢોરાં ચરાવતા, હમણાં મોટેરા થાઓછોજી; તમારૂં.
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણી, અમને વાયદા વાઓછોજી; તમારૂં.

પદ ૯.

વારો જશોદા માવડી, કુંવરને, વારો જશોદા માવડી—ટેક.
વાછડાં છોડીને વાલો વનમાં પધારે, હાથે ગેડી ને પગે પાવડી; કુંવરને.
નિત્યનિત્ય ઉઠી વાલો વનમાં સધારે, ગોવિંદ ચરાવે ગાવડી; કુંવરને.
મોળિયું મરડિને બાંધે મારો વાલો,બાંધણી એ કેઇ પેરે આવડી; કુંવરને.
કોણુ જાણે શું ખાઇને જનમિયો, કાંધે છે ભાતની કાવડી; કુંવરને.
શાંતિદાસનો સ્વામી રસિક શિરોમણી, શીખ શી દેઈ મુકિ આવડી; કુંવરને.

પદ ૧૦.

જળ ભરવાને કેમ જાઊં, જશોદા મા, જળ ભરવાને કેમ જાઊં—ટેક.
વાટે જતાં વાલો પાણી માગે છે, માણુસમાં કેમ પાઊં; જશોદા.
નાથજી નિર્લજ થઇને બેઠા, હુંય નિર્લજ કેમ થાઊં; જશોદા.
સોના રૂપાનો મારો ધાટઘડૂલો, ઊઢાંણી રત્ન જડાઊં; જશોદા.
આણિ તિરે ગંગા ને પેલિ તિરે જમુના, વચે સરસ્વતી નાઊં; જશોદા.
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણી, હરખે હરી ગુણુ ગાઊં; જશોદા.

પદ ૧૧.

આવો મારે ઘેર માણુવા, હોજી રાજ, આવો મારે ઘેર માણુવા—ટેક.
સરવેથી સારૂં ગોરસ મારૂં, હીરને તાંતણે તાણુવા; હોજીરાજ.
સૌ સૌને ઘર ધંધે લાગ્યાં, પુરૂષનાં વચન પ્રમાણુવા; હોજીરાજ.
કહેશે તેને ઊત્તર દેઈશું, ઉત્તર બિજેથી નથી આણુવા; હોજીરાજ.
પાતળિયાજી મારે ઘેર પધારો, નથી બેહું કોઈ જાણુવા; હોજીરાજ.
શાંતિદાસના પ્રભુ રસિક શિરોમણી, મારે તારા ગુણુ વખાણુવા; હોજીરાજ.

### પદ ૧૨.

ક્યારે મળશે કહાન, જોશીડા જોસ જુઓની—ટેક.
સાત સોપારી ને પાનનું બીડું, જાઉંરે જોસીડાને ધામ; જોસીડા.
દુઃખે તારે હમે દુબળાંરે, જાણે પાકૂ પાન; જોસીડા.
દુખડું તો રે ડુંગર થઈ બેઠું, સુખડું સ્વરગ સમાન; જોસીડા.
શાંતિદાસનો સ્વામી રસિક શિરોમણી, ગેરી રહ્યો સારું ગામ; જોસીડા.

### પદ ૧૩.

માછીડારે હોડી હલકાર, મન છે મળવાનું.—ટેક.
તારીરે હોડીએ હીરલા જડાવું, ફરતી મુકાવું ઘુઘરમાળ; મન છે.
સુનાં બી દઉંગી ને રૂપાબી દઉંગી, દઉંગી ગલનકો હાર; મન છે.
આણી તીરે ગંગા ને પેલી તીરે જમના, બીચમે ખડોરે નંદલાલ; મન છે.
મન કરૂં મછુંવો ને તન કરૂં તછુઓ, જીવ મુકુંરે રખવાળ; મન છે.
શાંતિદાસનો સ્વામી રસિક શિરોમણી, કૃષ્ણજી ઉતારે પેલે પાર; મન છે.

# થોભણદાસ.

## રાધિકાના રોષ વિષે.

### પદ ૧ લું.

રંગભેર રમતાં રાસમાંરે, હાંહાંરે રંગ જામ્યોછે ઢગલે,
કુમકુમની ઢગો પડેરે, હાંહાંરે પાતળીઆને પગલે.
ફર ફર ફરતાં ફુંદડીરે, હાંહાંરે પાયે ઘુઘરી ધમકે,
મેઘ સમો મારો વાલમોરે, હાંહાંરે ગોપી વિજળી ચમકે.
ફર ફર ફરતાં જે ફરેરે, હાંહાંરે તેનો કર સાહી રાખે,
હસીહસીને ચુંબન કરેરે, હાંહાંરે કંઠે બાંહડી નાંખે.
મસ્તક મુગટ સોહામણોરે, હાંહાંરે માંહી મુગતા બીરાજે,
સામાં ઉભાં તે રાધિકારે, હાંહાંરે તેનું પ્રતિબિંબ નાચે.
સોળ વરસની સુંદરીરે, હાંહાંરે તેની દૃષ્ટિ આવી;
નારી થોભણના નાથનીરે, હાંહાંરે રાધે ચાલી રીસાવી.

### પદ ૨ જું.

રૂસણું મુકોને રાધિકારે, હાંહાંરે ઘેલી હઠ ના કીજે;
મુખથી બોલો બોલડારે, હાંહાંરે મુનીવ્રત ના લીજે.
વાલો વન ચરાવે ગાવડીરે, હાંહાંરે ઉભા જમુના આરે;
મોરલી તે કેરા નાદમાંરે, હાંહાંરે રાધે રાધે પોકારે.
વાલા એક ઘડી નવ મૂકતારે, હાંહાંરે રહેતા શામા સંજોગે;
દિવસ રેણી કેમ જાય છેરે, હાંહાંરે મારા વાલા વિજોગે.
સુંદરીનો સોહામણોરે, હાંહાંરે શામલો સુખકારી;
એરે વહાલો કયમ વિસરેરે, હાંહાંરે ફૂટ નાર ધુતારી.
કહ્યું ન માન્યું કામનીરે, હાંહાંરે દૂતી પાછી તે આવી;
નારી થોભણના નાથનીરે, હાંહાંરે નહિ સમજી સમજાવી.

### પદ ૩ જું.

મારો નાથ બન્યા નવ જોબનારે, હાંહાંરે પેહેરી પીળી પટોળી;
કમલ વેલીનો કંચવોરે, હાંહાંરે કસી લીધાં છે ભેલી.
વહાલે વેણુ ગુંથી વિવેકશુંરે, હાંહાંરે પૂઠે ગોફણો લળકે;
વાલે સેંથો પુર્યો સીંદુરશુંરે, હાંહાંરે ચુવા ચંદન ઝળકે.
વાલે નેણે તે કાજળ સારીઆંરે, હાંહાંરે કાને ઝાલ ઝબુકી;
વાલે મધ મધ ચોડી ટીલડીરે, હાંહાંરે નાકે નિરમલ મોતી.
પાયે વીછુવા વાંજતારે, હાંહાંરે હાથે ખણ ખણ ચુડી;
સઘળી સૈયરમાં શોભતારે, હાંહાંરે એની શોભા છે રૂડી.
લટકો કરીને લાડણીરે, હાંહાંરે આડે ધામ ઉતરીયાં;
દાસ થોભણ રૂડી રાધિકારે, હાંહાંરે તેનાં કારજ સરીઆં.

---

## કૃષ્ણવિરહના મહિના.

કારતક માસે મેલી ચાલ્યા કંતરે, વાહાલાજી;
પ્રીતલડી તોડીને આણ્યો અંત, મારા વાહાલાજી.
પિયુજી મારા શું ચાલ્યા પરદેશરે, વા. મંદરિયામાં મેલ્યાં બાળે વેશ; મા.
ભર દરિયામાં મેલી મુજને વહેતીરે, વા. આવડલી વાતો તે હું નવ લેતી; મા.
હુંતો જાણતી ઉજળું એટલું દુધરે, વા. જાવાને દીવસડે માંડયું જુદ્ધ; મા.
સાગરિયા તમે શીદ થયાછો ખારારે, વા. કો આગળ જૈ કરિયે કષ્ટવિસારા; મા.
તમે અમારાં દુખડાના છો જાણરે, વા. પ્રીતલડી ઉપર બંધાણા પ્રાણ; મા.
થોડેને દીવસડે અમને મળજોરે, વા. થોભણના સ્વામીજી વહેલા વળજો; મા.
માગસર મહિને મંદીર આવા ધાયરે, વા. એકલડી દાસીના દિન કેમ જાય; મા.

શરીર મારૂં સર્પતણો છે ભારોરે, વા. ઉગરવાનો નથી એકે આરો; મા.
જાય મારૂં જોબનિયું ભરપૂરરે, વા. આવે દિવસે કંથ ગયા કેમ દૂર; મા.
નાગરવેલ તો નીર વિના સૂકાયરે, વા. મુળમાંથી ઉપજી વ્રેહની લાય; મા.
વાલા તમારી વાડિયો વણુશી જાયરે, વા. ટોયા વગર તો પંખી બેઠાં ખાય; મા.
ધણી વિના તો નીધણિયાં લૂટાયરે, વા. ગોકુળમાં કેની ઓથે રહેવાય; મા.
પિયુજી મારા પૂરણ કિરપા કરજોરે, વા. થોભણના સ્વામીજી વહેલા વળજો; મા
પોષ માસે પડિયો અમને શોષરે, વા. તેડાવો જોશીડા જુવે જોષ; મા.
શા કારણથી નાવ્યા સુંદર શ્યામરે, વા. તરછોડીને ચાલ્યા ગોકુળગામ; મા.
બેઉ બંધવના લખજો કુશળ ખેમરે, વા. વધામણી વાંચતાં વાધે પ્રેમ; મા.
હૈયામાંથી નથિ ઓલાતો ખટકોરે, વા. કાગળિયો લખી મોકલજો કટકો; મા.
સાહી વિના તે હરતાળો દેવાઈરે, વા. ભૂધરજી તમે કેમ ભૂલ્યા ચતુરાઈ; મા.
ચતૂર હોય તેને ચારે દશે કૂમરે, વા. શામલિયા સાંભળજો મારી બૂમ; મા.
ઘડી ગણતાં માસ ગયા છે ત્રણેરે, વા. થોભણના સ્વામીજી રાખો શરણે; મા.
માહ મહિનાની સેજલડી છે સૂનીરે, વા. ગાતરની ઘાટડિયો ભીડુ કેની; મા.
બાંહલડી તે કેની કંઠે નાંખુરે, વા. હઈયાના હીંડોળા મનમાં રાખું; મા.
વાવલિયા તે ઠંડા શીતળ વાયરે, વા. હીમાળો હાલ્યો તે કેમ સ્હેવાય; મા.
અમ ઉપર તે દુખનો ડુંગર વાળ્યોરે, વા. શા માટે શીઆળો ઘેર ન ગાળ્યો; મા.
તેજ અમારી આંખતણાં તો ઉલ્યાંરે, વા. હમણાંનું હસવું રમવું ભૂલ્યાં; મા.
દેહતણાં તે દુખડાં કોને કહિયેરે, વા. આંસૂડાં ગાળીને થાકયાં રહિયે; મા.
ઓચિંતાંઆવીને પડિયાં દુખડાંરે, વા. થોભણના સ્વામીજી આપો સુખડાં; મા.
ફાગણ મહિને ફુલ્યાં સુંદર ફુલરે, વા. એ દેખી અંતરમાં ઉપજે શૂળ; મા.
વસંત ઋતુમાં વિરહ ઉઠેછે ભારીરે, વા. જાતાં ઝેર દઈને કેમ ન મારી; મા.
પેલા આહિરડાં ખેલે હોળીરે, વા. સરખી સૈયરની મળીછે ટોળી; મા.
ચૂવાચંદન ઉડે અબિલ ગુલાલરે, વા. ભેર ભુંગળ ને વાગે મૃદંગ તાલ; મા.
જોરે બની છે ઘેરૈયાની ટોળીરે, વા. એ પેલી પડોશણ રંગમાં રોળી; મા.
હરી અમારે હૈયે હરખ ન માયરે, વા. ગોકુળની ગોપીઓ તમને ગાય; મા.
આ વેળા તમે આકાશથી ઉતરજોરે, વા. થોભણના સ્વામીજી વારે ચઢજો; મા.
ચૈતર માસે મ્હોરી તારી વાડીરે, વા. કરમાણાતાં તેણે કુંપળ કાઢી; મા.
વૃંદાવનમાં ભારે દાડમ ફાલ્યાંરે, વા. ભીતરિયાંમાં ભારે દુખડાં સાલ્યાં; મા.
ભાત ભાતનાં ફુલડાં ફુલ્યાં બોળાંરે, વા. લીલાંને પીળાંને રાતાં ધોળાં; મા.
કાળી કોયલ બોલે મધુરા મોરરે, વા. ભમરા ગુંજાવરના ઉડે સોર; મા.
ડમરો મરવો ગુલાબ ને ગુલતોરારે, વા. છોગલડા સુંકાવાને આવો ઓરા; મા.
અગર ચંદનની શોભા નથી અધૂરીરે, વા. તેને તળે તો બેસો સભા પૂરી; મા.
જળજમુનાનાં છાંટણિયાં છંટાવુંરે, વા. થોભણના સ્વામીજી તમને ભાવું; મા.

**વૈશાખ** માસે વાટ તમારી ન્યાળુંરે,વા.આંખલડી ઉઘાડી ચોદશ ભાળું; મા.
ઝંખનામાં તો જાયછે આઠે પહોરરે, વા. મંદિરયામાં નથી વેતું સોર; મા.
જીવ અમારો આકુળવ્યાકુળ થાયરે,વા.ઘડી એકમાં તોજન્મારો વહિજાય;મા.
દુઃખડાંમાંથી સુખનો લેતાં લાભરે,વા.ઓચિંતો અમ ઉપર પાડ્યો આભ; મા.
જળનાં જીવડાં દળવાદળ કેમ સહેશેરે, વા. તરણા ઉપર કેમ મેરૂ રહેશે; મા.
કીડી ઉપર કટક ચઢાવી લાવ્યારે,વા. વાલપણામાં વિખના છોડ વાવ્યા; મા.
શું નાખોછો તાણીને તરછોડીરે, વા. થોભણના સ્વામીને કહું કરજોડી; મા.
**જેઠ** માસે જોઈ રહીછું ઠેઠરે, વા. ઉનાળો ઉલ્યો પણ નવ થૈ ભેટ; મા.
ઘડી ગણતાં માસ ગયાછે આઠરે, વા. આગળ આવ્યા અષાડાના ઘાટ; મા.
જીવનજી તમને બહુ ઘણિ લૂ વાશેરે, વા. ઉનાળાની આંચે દેહ કરમાશે; મા.
પિઉડા તારી કુમકુમ વરણી મેળરે, વા. મંદરિયે આવીને ચંદન ચોળ; મા.
વીંઝણિયે તે વાવલિયા ઢોળાવુંરે,વા.શીતળ જળ ઝારીયો આગળ લાવું; મા.
તારે અર્થે આંગણું સ્વચ્છ કરાવુંરે, વા. શીતળ વા સંઘાતે રીસ સમાવું; મા.
જાદવ તમને ઝીણાં વસ્ત્ર પેરાવુંરે, વા. થોભણના સ્વામી લાડ લડાવું; મા.
**અષાડ** માસે આવી મેઘ ધડૂકેરે, વા. વીજળિયો ચમકે ને જોર ઝબૂકે; મા.
અવધ ઉપર સર્વે આવી ઉભુંરે, વા. શામળિયાજી કોની જોડે શોભું, મા.
ઘેર વળ્યા જે ગયા હતા પરદેશરે, વા. પિઉજી મારાં કોનાં ઓઠાં લેશ; મા.
આ ચોઘડિયે એવો ઉપનો નેહરે, વા. પ્રાણ તજું કે પાડું મારો દેહ; મા.
કાં જાણું જે ભેરવજપ જે ખાવુંરે, વા. કાશીએ જૈને કરવત મૂકાવું; મા.
કાં જાણું જે જોગ ધરીને જાઉંરે, વા. તારેને વિજોગે ચોદશ ધાઉં; મા.
જોયા વિનાતે જંપજ નથી વળતારે,વા.થોભણના સ્વામીજી શે નથિ મળતા;મા.
**શ્રાવણ** માસે સરવડિયાંની ઝડિયોરે, વા. હેલીની નથી ઉઘડતી ઘડિયો; મા.
વા વાદળ ને વાયછે બહુ સોરરે, વા. નાની મોટી નદીએ આવ્યાં પૂર; મા.
કંથ વિના કામનિયે કેમ ખમાશેરે, વા. પરદેશી પિઉની પ્રીત જણાશે; મા.
જે કાનૂડે કંસનું કર્યું નિધનરે, વા. તે કાનૂડો કોનું ઠારે મન; મા.
આ વાલાનો અધૂરો ઘરવાસરે, વા. માસી મારી તેનો શો વિશ્વાસ; મા.
ઢોરાં ચાર્યાં તેનો શો તોલરે, વા. વાટે ને ઘાટે દો જૂઠા કોલ; મા.
ભૂધરજી તમે ભરવાડા વટ રાખીરે, વા. થોભણના સ્વામી જૂવો ઝાંખી; મા.
**ભાદરવે** ભરનિદ્રા લાગી મીઠીરે, વા. સ્વપ્નામાં તો તારી મૂર્તી દીઠી; મા.
માથે મૂગટ પીતાંબર છે પેર્યારે, વા. તિલક છાપ ને ટપકાં કેસરકેરાં; મા.
પાતળિયાનો પટકો જોઇને અટકીરે,વા.તે વેળાએ દુખડાં ચાલ્યાં છટકી; મા.
કાને કુંડળ કોટે મોતીહારરે, વા. જરકશીને જામે ઝળકે તાર; મા.
વાંસલડીની વરણાગી શી કહીયેરે, વા. ભૂધરિયો દેખીને ઘેલાં થઈયે; મા.
વધામણી તો આવે વારંવારરે, વા. થોભણના સ્વામી મળિયા મોરાર; મા.

આસો માસે આવી વાયસ બોલેરે, વા. ચોકમાં આવીને ચાસ ડોલે; મા.
વધામણી કોઇ લાવે આણી વારરે, વા. કંઠેથી આલું એકાવળ હાર; મા.
તરિયા તોરણ બાંધું મારે દ્વારરે, વા. ઘરમાં ઘાલું કુમકુમ વરણી ગાર; મા.
સોના ને શ્રીફળે પૂરૂં થાળરે, વા. ભેર ભુંગળ વજડાવું મૃદંગ તાલ; મા.
ચાલો સજની વૈકુંઠનાથ વધાવા રે, વા. થોભણનાં સ્વામીજી મંદિર આવ્યા; મા.
બારે માસે આવી ઝાલ્યો હાથરે, વા. મોતીડે વધાવ્યા વૈકુંઠનાથ; મા.
પુરૂષોતમજી પુરુષોતમ મલવાડોરે, વા. દયા કરી તે દીવાળીનો દહાડો; મા.
હરિ અગારે આનંદ ઓછવ થાયરે, વા. માનનિયો મળીને મંગળ ગાય; મા.
સેવક સરવે આરતિયો ઉતારેરે, વા. અલબેલાજી ઉપર તનમન વારે; મા.
ખાનપાન પકવાન મીઠા મેવારે, વા. જમુના જળ ઝારીયો આચમન લેવા; મા.
લવિંગ સોપારી એલચિ આદરમાનરે, વા. વાળિ આપું બિડલે બાસઠ પાન; મા.
સુખ શજ્યામાં પોઢાડું નંદલાલરે, વા. થોભણના પ્રભુનિર્ખિને થાઉં ન્યાલ; મા.

# દયારામ.

## શૃંગાર રસમાં આ કવિના જેવો ગુજરાતી ભાષામાં એક પણ કવિ નથી.

### ચાતુરીનો ગરબો.

સર્વ કામ છોડીને પરથમ, ગુરૂગોવિંદને ભજીએજી;
સકલ કામના જેથી સિદ્ધિ, વારે તેને તજીએ; શિક્ષા શાણાને.
મૂળથી મ્હોટી સંગે કરિયે, નીચ સંગત પરહરિયેજી;
સંગત તેને વશ મન રહે છે, જેથી તરીયે મરીયે; શિક્ષા.
હર પ્રકારે પ્રીત મૃદુવાણી, મ્હોટા જન તે જાણેજી;
નિર્દય આપસ્વારથિ જુઠા, તે નીચા પરમાણે; શિક્ષા.
ખરી મેહેનતનું દ્રવ્ય જોડાયે, નીચ નજર ના કરીયેજી;
પાછળથી પસ્તાવો ઉપજે, હાંસીથી તો ડરિયે; શિક્ષા.
સાહસ કર્મ ન કરિયે કદાપી, ડરિયે હરિ જગને મારેજી;
ઉતરેલું જલ મોતીનું ન ચડે, વળતું કોટી પ્રકારે; શિક્ષા.

રીતે ચાલતાં દુખ પડે તો, ભલું સુખ અનીતે કુડુંજી;
એશી નાવ બુડે નહીં કેહેવત, તરી ઉતરો તોહે બુડું; શિક્ષા.
વિના વિચારે કામ કરે, તે પાછળથી પસ્તાયેજી;
બગડી બુંદ જે હોય ન સધરે, મળે ન જે તક જાયે; શિક્ષા.
કોનું કહાડીને ખરચ ન કરીયે, દાટી ના સહીયે દુ:ખજી;
જેવી સંપત તેવું ભોજન, સદા પામીયે સુખ; શિક્ષા.
પૂર્વે વૈર તાંહાં સ્નેહ ન કરિયે, પૂર્વે મિત્રશુ વેરજી;
મિત્ર કોક દીન ગુંજ પ્રકાશી, શત્રુ ના છુટે જેહેર; શિક્ષા.
આપ વખાણ અવરની નિંદા, પરપતીશુ હાસ્યજી;
અતિ ભાષણ કટુ જીભ ચલાવે, મ્હોટપણાનો નાશ; શિક્ષા.
સુખ આવે છાકી નવ જઇએ, દુખ આવે નવ ડરીયેજી;
આપણથી અધિકાને જોઇને, ગરવ કલેશને હરીયે; શિક્ષા.
લોભીજન ધન વડે સાધિયે, ગરવી જોડી પાણુજી;
મુરખનું મન ગમતું કરીયે, પંડિત સાચી વાણુ; શિક્ષા.
હરિ ગુરુ સાહેબથી સાચા રહીયે,સ્ત્રીશુ જુઠું કહીયેજી;
મોટાં આગળ કોઈ સમે પણ, મુખે મોટાં નવ થઇયે; શિક્ષા.
રીત નભે નહીં રંદા કેરી, વાંસલે વરવું થાયજી;
કરવતની કક્ષા ગ્રહી રાખો, ઉભે લોક સુખદાય; શિક્ષા.
કેવળ સ્વારથકૃતી વાંસલાની, સહુ પરમારથ રંદોજી;
કરવત બેપાસ સરખું છાંડે, રેહે ધર રેહે હરિબંદો; શિક્ષા.
લાખ ગમાવા સાખ રાખજો, સાખે મળશે લાખજી;
લાખ ખરચતાં સાખ નવ મળે, સાખ ગયે સહુ ખાખ; શિક્ષા.
મળી સ્હેજ પોળી નવ તજીયે, દુર મોદક અભિલાષેજી;
ઉછંગ સુત અળગો કેમ કરિયે, ઉદરગર્ભની આશે; શિક્ષા.
સામાંને શોભા આપેથી, આપણે શોભા આવેજી;
પતિસુખ શોભા સ્ત્રીને કરે જેમ, સ્ત્રીને પતી દરશાવે; શિક્ષા.
જે કરતાં પરિણામે હાણી, તે કારજ નવ કરવુંજી;
આપણી પોંચ પ્રમાણે સઘળે, સમજી ડગલું ભરવું; શિક્ષા.
જેથી પ્રીત વધ્યાની ઈચ્છા, તે ધર ત્રણથી ડરીએજી;
વિવાદ ધંન વેહેવાર પરોક્ષે, વામા વાત ના કરિયે; શિક્ષા.
માતપિતાશુ હેત ધરીયે, કદા ન ધરિએ દોષજી;
નાગરવેલ વણસે જેમ દળ વણસે, જે પોંચ્યું શતકોશ; શિક્ષા.
કૃષ્ણવિના કોઈ થકી કદાપિ, જારપ્રીત ના કરીએજી;
ગળે પડી છુટે નહી કેમે, પાપતાપ પચિ મરિએ; શિક્ષા.

થોડું બોલ્યામાં સુખ શોભા છે, બહુ બોલે પત જાયેજી;
ચો કોડીનો ચાંલો ભાળે, સત ના પાછળ થાયે; શિક્ષા.
કામ વિવેકે કરિયે કદાપિ, કષ્ટ પડયું તે માંહેજી;
તે પછી હરી ઇચ્છા એમ લહેવું, હરબડવું નહીં તાહે; શિક્ષા.
પાણિ વાણી ને દૃષ્ટિ દૃઢ, રાખી સઘળે જઈએજી;
મોહોટપ આવે માન પામિયે, કહિં દુખીયાં નવ થઇયે; શિક્ષા.
જે ભાવે જે પુછે તેને, તેહવો ઉત્તર દઈએજી;
ભાષણમાં ભિતરનું હારદ, સેજે સમજી લઈએ; શિક્ષા.
જે વીના ચાલે ના તેની, મરજી રાખી રહેવુંજી;
સમો આપણો સમજી લેવો, ભુલ્યું બગડયું સેહેવું; શિક્ષા.
તન મન વસન શુ વિમળ રાખિયે, આળસ ક્રોધ ન કરવોજી;
પરદુખ દેખી પ્રસંન ન થવું, પાખંડધર્મ ન ધરવો; શિક્ષા.
મ્હોટા જનની અદબ રાખવી, બાળને શિક્ષા દેવીજી;
ગુરુજન સેવા દયા દીનશુ, સ્ત્રીને વશ કરી લેવી; શિક્ષા.
દીવસે વાત વિચારી કરિએ, નીસ વિવેકે છાનીજી;
કોઈ સમે કોઇ કેવું સાંભળે, ઉપજે મ્હોટી હાની; શિક્ષા.
મ્હોટા સાથે નવ બગાડવું, નીચ ભલાઇ ન સારીજી;
નૃપ યોગીનો નહી આસંગો, ક્ષણમાં કરે ખુવારી; શિક્ષા.
નમી ભીંતપર ના લો બારી, નવ ઠરવું તે હેઠજી;
ભગ્ની ભ્રષ્ટ તન કળી પસ્તાવો, વણ સ્વારથની વેઠ; શિક્ષા.
જાર જુગારી તસ્કર વ્યસની, વિશ્વાસે નવ રેહેવુંજી;
વેહેવારે વેપારે લજ્જા, નવ ધરવી સટ કેવું; શિક્ષા.
હરી વીના ક્યંઈ લુબ્ધાઇ ન જાવું, જુઠું સર્વે સમજવુંજી;
કાળ ઝપેટો પચક લાગશે, ભગવત ભજન ન તજવું; શિક્ષા.
જે જે વાતે મીઠું કડવું, આપણને જેમ લાગેજી;
તેજ પ્રમાણે સમજી લેવું, સહુને સુખ દુખ જાગે; શિક્ષા.
દંપતિ વચ્ચે દુત ના થવું, કુડી સાખ ના ભરવીજી;
ના કરીએ અરી કેરી ચુગલી, અધરમ પક્ષ ન કરવી; શિક્ષા.
માણસ જોઈને કામ પાડીએ, મૂરખ મિત્ર ન કરિએજી;
હઠ ના કરવી ખોટી વાતે, ક્રૂરને દ્વેષે મરિએ; શિક્ષા.
દીન સગાને દઇ ન માગવું, દે ઘણું માગે વાલીજી;
દાંનો દુશમન ગુણે મારીએ, શકે ન ઉંચું ભાળી; શિક્ષા.
મરમ વચન કોઇને નવ કહિએ, સુણતાં તે સંકોચજી;
વાટે જતાનું કષ્ટ કાપિએ, જાંહાંલગી આપણી પોંહોંચ; શિક્ષા.

મધુરી વાણી વદિએ સહુથી, ઉદર રાખીએ ઉંડુંજી;
મળ્યા મનુષ્યને પ્રાણ આપીએ, કેનું ન કરિએ ભુંડું; શિક્ષા.
કૃતિ ઉપર ના ભુલી જઇએ, ગુણ સઘળેથી લેવોજી;
અંનદાતાને આધિન રેહેવું, લાલચ દગો ન દેવો; શિક્ષા.
મ્હા મ્હોટું કંઈ સંકટ આવે, શ્રી હરી ચરણે જાવુંજી;
હીંમત રાખી ઉપાય કરવો, પ્રાણ મુક્ત ના થાવું; શિક્ષા.
મુરખથી કહીં મમત ન કરવો, ગાંઠ ગોદડે દેવીજી;
અણી ચુકાવી કામ કાહાડવું, આગળ વણસે કેવી; શિક્ષા.
કદળી ઢોલ કુટીલજન કાંઠી, કુટયવણ ફલ નાપેજી;
દુષ્ટની સામાં સાધુ ન થાવું, થતાં અતી સંતાપે; શિક્ષા.
કામ કપેચ્યું કાંઈક આવે, ધીરા થાવું જાણીજી;
જલદ થયાથી જોખમ લાગે, પથ્થર ઉપર પાણી; શિક્ષા.
જેવો સમો વીધિ પણ તેવી, કરતાં કારજ થાયજી;
એક રીતે અટકી નવ રેહેવું, રોગ પ્રમાણે ઉપાય; શિક્ષા.
અગમ વિચારી સરવે કરવું, ગફલત કહીં ન રેહેવુંજી;
સહુનું વચન વિચારી જોવું, રોમરોમ ચીત દેવું; શિક્ષા.
ગુણવંતને ઇતરાઈ ન કરવી, વૃદ્ધપણે લાલાઇજી;
ગુમાન ગરજ સમે નવ ધરવું, ભાગી જાએ ભલાઇ; શિક્ષા.
પરઘર જઈને દુઃખ ના રોવું, કોઇ નવ થાય વિભાગીજી;
પાછળથી પસ્તાવો ઉપજે, ભાર જાય સહુ ભાગી; શિક્ષા.
પરઘરમાં અચાનક ન જાવું, વાત કરી નવ હસવુંજી;
ગુંજ કરતાં હોય બે જણા તાં, વણ તેડયા નવ ધસવું; શિક્ષા.
કૌતકમાં કુમક વણ સજ્જન, દુરિજન સાથ નવ વઢવુંજી;
ગજ ગ્રેવાનો સામાન લઇને, બકરી બંધન ચઢવું; શિક્ષા.
રીતે પણ ખોટાની સાથે, વાદ ન કરવો વાતેજી;
ખરાબ ઠામે પથ્થર નાંખી, છંટાવું નીજ હાથે; શિક્ષા.
ઉલટી કૃતી ઘેલાની ગ્રહિયે, દાસ દક્ષ ના થઈયેજી;
સર્વ ઠામથી ગુણ ગ્રહી લેવો, એમ ચતુરાઈ લહિયે; શિક્ષા.
કલેશની ઉપર કલેશ રાખવો, ક્રોધની ઉપર ક્રોધજી;
મન મોહ મદ મચ્છર ના ધરવો, મનને કરવો બોધ; શિક્ષા.
આ વ્હેવાર ચાતુરીની શિક્ષા, ધરશે ઉરમાં રાખીજી;
ભવ સુખ હરી પદ શુભ કીર્ત્તિ, આબરૂના અભિલાખી; શિક્ષા.
પચ્ચી પચાસનું ખત ના લખાયે, અંતે આવે એકજી;
ગળે પડે કોઈ ગુલામ માણસ, હાનિ વાત વિવેક; શિક્ષા.

સકળ ચાતુરિ એક વચનમાં, કહું છું સહુ સાંભળજોજી;
હરી ગુરૂ હરીજન સેવા સમરી,જનમ મરણથી ટળજો; શિક્ષા.
આશ્રમ ચારવિષે ગૃહસ્થાશ્રમ, એક વાતથી મ્હોટાજી;
શ્રી હરિની સેવા બની આવે, માટે નહિ તે ખોટા; શિક્ષા.
મન ભાવે આશ્રમને માંડો. મારે નહિ લેવા દેવાજી;
દયો કહે મ્હારે તે મ્હોટા, કરે કૃષ્ણની સેવા; શિક્ષા.

---

## મીરાંચરિત્ર.

મીરાં મન મોહનસુ માન્યું;
વરિયા વરિયા શ્રીગીરધરલાલ, જાણે જગ નથી કાંઈ છાનું—ટેક.
જેમલ રાઠોડની દીકરીરે સુણો, મીંડતા એનું ધામ;
રૂપગુણ કોઇ સમોવડ નહીં રૂડું, ધર્યું મીરાંબાઈ નામ. મીરાં.
જોશીએ વાંચી જનમોતરીરે, તેમાં લખ્યું નીકળ્યું એહ;
વરસે વિશ્વંભરનાથનેરે, કરશે નંદકુંવરજીશુ નેહ. મીરાં.
ઉદ્યોતપુરનો રાણો રાજીયોરે, તે સાથે કરી છે સગાઇ;
પરણાવીને વળાવ્યા સાસરે કંઇ, લોકીક રીતે મીરાંબાઇ. મીરાં.
દેવીને દેવા વધામણાંરે, ચાલ્યાં વરકન્યા સહુ જન;
રાણે પારવતીજી પુજીયાંરે, મીરાંનું તો મોહનમાં મન. મીરાં.
સાસુ કેહે સૌભાગ્ય વધેરે વહુ, નમો શકતીને પાય;
મીરાં કેહે મસ્તક મારૂં નહીં નમે, વીના શ્રીગીરિવરધરરાય. મીરાં.
સાસુ કેરે સામી બોલી આજથી મારે,નથી એ વહુનું કામ;
પુત્રને કહ્યુ એહને રાખો પરી એક,ન્યારૂં રચાવો એનું ધામ. મીરાં.
એવું સુણીને મીરાં મગન થયાંરે,ભલું થયું ભાંગ્યો જંજાળ;
સાધુની સંગે દિન રેણ નિર્ગમસું સુખે,સેવીશું ગાઇશું ગોપાળ. મીરાં.
નંદાનંદન સાથે ન્યારાં રહ્યાંરે મીરાં, હરીજન આવે ઘણા ઘેર;
નિત્ય ભજન કથા કીરતન ઓચ્છવ,હરીને લડાવે કરે લેહેર. મીરાં.
નણંદ આવી મીરાંબાઇની પાસે,ભાભી આશો માંડયો ઉતપાત;
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ,મહીએર લજાવ્યાં માતતાત. મીરાં.
અંબર આભ્રણ પેહેરો અનુપમ, સજો સુંદર શણગાર;
મેહેલે પધારો રાણાજીતણેરે, રમી રીઝવી લ્યો ભરથાર. મીરાં.
છાપાંતીલક આ શી તુલશીની માળા,નાચો ખુંદો વેરાગીને વેશ;
સંગ મુકીદો સાધુ સંતનોરે,રાણોજી તો કરે સુણી કલેશ. મીરાં.
મીરાં કહે રે બાઇ કલેશ ટળવાનો, એકજ છે ઉપાય;
કેહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્ય કરીને હરિ ગાય. મીરાં.

વળી સોનું રૂપું પેહેરે શું સુધર્યુંરે, કાહાડી નાખો ડાકડમાળ;
છાપાં તીલક ધરી સાધુમાં બેસો,આ લો પેરો તુળશીની માળ; મીરાં.
તમો પણ જાઓ શીદ સાસરેરે બાઇ,વૃથા વટાળો શાને દેહ;
મનગમતા મોહનવર સાથે તમો, સરવ તજીને કરો સ્નેહ. મીરાં.
કેહેજો તમારી માતનેરે વૃદ્ધ, થયાં ગોવિંદ ગુણ ગાએ;
હરીવિના કોટી દેવ સેવશો તોએ,જનમ મરણ નહીં જાયે. મીરાં.
સુણી એમ છણકતી ખીજતીરે બાળા,આવી બંધવની પાસ;
ઓ ભાઇ ભાબી કહેછે થાઓ વેરાગી સહુ,મુકી દો રાજ અવાસ.મીરાં.
એવું સુણ્યુંને આવ્યો રોષ રાણાને,પ્રેર્યો સેવક મીરાંને અવાસ;
લાવો ખબરછે શા રંગમાંરે, કોણ કોણ બેઠું છે એની પાસ. મીરાં.
અનુચરે આવી એમ કહ્યું જે નથી, ત્રીજું માણસ આ વાર;
રાણીજી સાથે કોઇ પુરૂષ બીજો છે,ઘરમાં થઇ રહીછે થૈથૈકાર. મીરાં.
સુણતામાં રાણો થયો રાતડોરે,ખેંચી ખડગ ધાયો છે તેણીવાર;
પેઠો મીરાંને મેહેલે એકલોરે,કોઇ આવે ના ધાઇ દીધાં દ્વાર. મીરાં.
આવી જોયું તો મીરાં એકલીરે, પ્રભુએ તેને ના દીધું દરશન;
પુછયું મીરાંને પેલો પુરૂષ કયાંછે તાહારે,લાગ્યું છે જેસું લગંન. મીરાં.
કયાંછે પુછો શું રાણા રોષમાંરે, તે તો સઘળે વસેછે ભરપૂર;
ધ્યાનમાં જુવે જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે,રહેછે દુષ્ટથકી દૂર. મીરાં.
કાહાડી નાખોજી આ કલેશ કપટ સંગે, નિર્મળ કરો મન;
પ્રેમ ભકતીએ પરબ્રહ્મ ભજો તો તમને,થાય તેહેનાં દરશંન. મીરાં.
એવું સુણીને આગ લાગી ઘણીરે,પણ ભાવ ના આવ્યોરે ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે, એહેવે દીઠાં મીરાંનાં બે રૂપ. મીરાં.
તોહે મુરખ સમજ્યો નહીંરે, મન સાથે ન કીધો વિચાર;
બીજું ખડગ એણે ખેંચીયુંરે,ત્યારે હરિયે દેખાડી મીરાં ચાર. મીરાં.
છોભો પડયો પાછો ફર્યોરે, રાણો આવ્યો પોતાને ઘેર;
વિષનો પ્યાલો મોકલ્યો પીજો, કહાવ્યું રાણાએ આણી ઝેર. મીરાં.
લીધો મીરાંએ મન મગ્ન થઇનેરે, પ્રભુને દેખાડી કર્યું વિષપાન;
અમૃત સરીખું થઇ ગયુંરે, એને સમર્થ ધણી ભગવાન. મીરાં.
મીરાંબાઇ આવ્યાં વૃંદાવનમાંરે, પ્રેમે નીરખ્યા શ્રી વ્રજરાય;
શ્રી જમુના પયપાન કર્યું ને કરી, જીવા ગોંસાઈને શિક્ષાય. મીરાં.
હરિજંન જાણી મીરાં મળવાનું કહાવ્યું,તેણે કાવ્યું ના જોઉ સ્રીનું મૂખ;
મીરાં કરે સારું થયું સવારું મુજને,પરપુરૂષ જોએથી દુઃખ. મીરાં.
આજ લગી હું એમ જાણતી જે,વ્રજમાં કૃષ્ણ પુરૂષછે એક;
વૃંદાવન વસી હજી પુરૂષ રહ્યા છો,તેમાં ધન્ય તમારો વિવેક. મીરાં.

એવું સુણીને જ્ઞાની પામયારે,જીવા ગોંસાઇ મળ્યાછે સામા ધાઇ;
હળી મળીને હરીની વાત કરીને આવ્યાં,મેવાડદેશ મીરાંબાઇ. મીરાં.
કરી તઇયારી ચાલ્યાં દ્વારીકાંરે, પ્રેમે નિરખ્યા શ્રીરણછોડ;
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યાં સદા,પોચ્યાછે મનનાં કોડ. મીરાં.
પાછળ પસતાવો રાણાને થયોરે, ગયું ઉતરી મનનું જેર;
મુખે માગે તે આપું તેહને જે કોઈ, લાવે મનાવી મીરાં ઘેર. મીરાં.
ઉપરા ઉપરી તેડાં મોકલ્યાંરે, આવીને લાગ્યા સહુ પાય;
માજી પધારો મેવાડમાં વેહેલાં, રાણાજી તો અંન ન ખાય. મીરાં.
જ્યારલગી તમો રેહેશો દ્વારીકાંરે, ત્યાંલગી કરૂં અપવાસ;
આગ્રહ દેખી મીરાં વીદાય માંગવાને,આવ્યાં શ્રીપ્રભુજીની પાસ. મીરાં.
હરીએ હકીકત સાંભળીનેરે, હસી ચાંપી હૃદયા સાથ;
શ્રીકૃષ્ણસ્વરૂપમાં સમાઈગયાંરે મીરાં, જે જે શ્રીદ્વારકાંનાથ. મીરાં.
ચરિત્ર એ મીરાંબાઈનુંરે જે કો, શિખે સાંભળે ને ગાય;
પ્રેમભક્તિ તેહને મળે ને ત્રુઠે, દયાનો પ્રીતમ વ્રજ રાય. મીરાં.

---

## પ્રેમ પરીક્ષા.

### ગરબો.

ઓધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી;
કોઈ અનુભવી જાણેરે, કહેતાં તો નાવે બણી.
પ્રસુતાની પીડારે, વંઝા તે શું જાણે;
જાણ્યું કેમ આવેરે, માણ્યાને પરમાણે.
મૂંગે સક્કર ખાધીરે, ગુંગાને સ્વપ્ન થયું;
સરવે મન જાણેરે, બીજાને ન જાય કહ્યું.
ધાએલનાં દુઃખનેરે, કાયર તે શું પ્રીછે;
અજ્ઞાની લહે નહીંરે, રતીની ગતી શી છે.
નીમ સરવે નાશેરે, જ્યારે પ્રેમ તે વ્યાપે;
નિંદ્રા જેને આવેરે, તે ઉત્તર કેમ આપે.
આશુક માશુકમાંરે, રૂપ ગુણ શા દેખે!
જેવું ભાસે છે તેહનેરે, અવર તેવું નવ પેખે.
જેનું ચિત જ્યાંહાં ચોટ્યુંરે,તેને તેથી સુખ થાયે;
શો છે સ્વાદ અગ્નીમાંરે, ચકોર ભાવે ખાયે.
રીત પ્રીતની એવીરે, તેનું સુખ તે જાણે;
અનૂભવથી અજાણ્યુંરે, એના અવગૂણ આણે.

નેહ સુખથી ન વાધેરે, દેખી દુઃખ નવ ઘટે;
જેમ વૃક્ષને વળગીરે, વેલી તો ફરી ના લટે.
શીખે સાંભળે ગાયેરે, ઓધવ ગત પ્રીતતણી;
કરવી નથી પડતીરે, એની મેળે આવી બણી.
પ્રીત બાઝે તો સ્હેજેરે, છુટે ન પછે છોડી;
મચ્છને દુઃખ દેછેરે, ગળ્યા પછે અંકોડી.
સાચી પ્રીત તે પ્રાણ લેરે, સાધારણ થયા પરી;
દાદુર જળવણ જીવેરે, માછલડાં તો જાય મરી.
મ્હોટી મનની મોહનીરે, બીજી પ્રીતથી ન મળે;
પણ જડ જુઓ લોઢુંરે, ચમકને દેખી ચળે.
છીપ રેહે સાગરમાંરે, ઇચ્છા સ્વાતી બુંદતણી;
જુઓ દૃષ્ટિ ચકોરનીરે, અચળ રેહેછે ઇંદુભણી.
લજ્યા સુધ બુધ સાંમ્રથરે, પ્રેમી જનમાં ન ટકે;
મધુકર વાંસ કોરેરે, કમળ ભેદી નવ શકે.
મૃગ સ્હેજે મરે છેરે, પલાયણ અભ્યાસી;
રાગ અનુરાગ પાશેરે, બાંધ્યું ન શકે નાશી.
દૃષ્ટિ પ્રીતની માટેરે, પતંગ દીપકમાં બળે;
જાય પ્રાણ પોતાનોરે, તોયે સ્નેહીને મળે.
રેહે ચાત્રક તરશ્યુંરે, સદા બાર માસ લગી;
પીએ સ્વાતીનું વારીરે, અવર પડશે ન ડગી.
વીખના વસનીનેરે, સાકર પણ સુખ ના કરે;
પય પાણીથી ઉત્તમરે, મીન તેમાં નાખે મરે.
જેનું મન જેશું માન્યુંરે, તેને સુખ તેથી મળે;
તે વીના તેથી સારૂંરે, નાવે તેની આંખતળે.
બે વૈરાટનાં લોચનરે, ઇંદુ ભાનુ ભેદ કશો;
કંજ કરમાય ચંદ્રેરે, ફુલે રવી મેહ વસ્યો.
કંઠે વળગી ના છુટેરે, એ પ્રેમતણી ફાંસી;
કાચો માટે ફૂટેરે, સુણી જગની હાંસી.
છે અગમ પંથ સ્નેહનોરે, ઓધવજી તેં નથી દીઠો;
ત્યાં લગી જ્ઞાન ગોઠેરે, જોગ છે પણ મીઠો.
જોગ તો તેને જોઇએરે, જેનું મન જગમાં ભમે;
તે તો અચળ હમારૂંરે, ચિત રસિયામાં રમે.
જેનું મન માનેરે, જોગ સુખેથી ગૃહો;
અમો તો એહ માગુંરે, પ્રીતમજીશું પ્રીત રહો.

તમારા તો હરિ સઘળેરે, અમારા તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણેરે, અમો રીઝું ચંદ્ર મળે.
ઇંદુને અવલોકીરે, ચકોરનું ચિત્ત ચળે;
તે પ્રકાશને પેખીરે, તેને સંતોષ વળે.
હેવાં વચન સુણીનેરે, ઓધવજીની ભ્રાંતી ટળી;
જોગ જંજાળ છુટીરે, ગયું મન સ્નેહમાં મળી.
અભિમાન મુકીનેરે, ઓધવ ગોપીપાય પડ્યા;
કહું દયાનો પ્રીતમજીરે, નિશ્ચે એક તમને જડ્યા.

---

## હનુમાનગરૂડસંવાદ.

### લાવણી.

એક સમે હનુમાન ગરૂડ બેહુ એક સ્થળ મળિયા;
કોઇ કોઇના ગાંજ્યા ન જાય એક એકપેં બળિયા. ટેક.
નિકટ દ્વારીકા શ્રીકૃષ્ણતણો એક બાગ હતો ચારૂ,
ચોકી ત્યાં ગરૂડજી કરતા પતીને પ્રિયસારૂ;
હરિઇચ્છા હનુમાન ત્યાંહાં એકદા સુધા ભરમાં,
આવી અચાનક ફળ ભક્ષી તરૂ ફેંક્યાં સાગરમાં;
તજી વિવેક વાટિકા બિગાડી ગરવ ઘણો લાવી,
જોઈ અનીતિ વિહંગમપતીએ હસ્ત ગ્રહ્યો આવી;
જોઇ સમોવડ સુભટ વિકાસ્યા વૃક્ષથકી પળિયા. કોઇ૦ એ૦
ગરૂડ કહે અલ્યા ઉભો રહેજે છે અનુચર કહાનો,
વીના કહે એમાં કેમ પેઠો બાગ વીશે છાનો;
એ વાડી શ્રીકૃષ્ણતણી છે એહની તને દુહાઈ,
નિકળ બહાર કે શિક્ષા કહી હું કહાડીશ કર સ્હાઇ;
એમ સુણી કપિરાય કોપિયો રીસ ઘણી આણી,
રેહે અળગો શ્રીકૃષ્ણ હીમાયતી વિચારી વદ વાણી;
શ્રીરામદૂત તેં હજી નથી દીઠા શ્રવણે નથી સાંભળિયા. કોઈ૦ એ૦
શ્રીરામદૂત જાણ્યા ઢાંકયા રેહો શું જાઓછો ફુલી,
અહીરાવણના પ્રતીહારનો માર ગયા ભુલી;
શ્રીકૃષ્ણદાસથી હાર્યા માટે ધ્વજપર પડયું રેહેવું,
મનમાં જાણોછો પણ ફુલ્યા માટે પડયું કેહેવું;
જાણ્યું બળ વાળીના ભયથી વસ્યા હતા વનમાં,
કુંભકરણ ગળી ગયો હતો વળી વિચારી લો મનમાં;

ત્રણ તાતને માત કુંવારી એવા કુંવર કળિયા. કોઈ૦ એ૦
અરે ગરૂડ ત્હારા જશ કહું હું સાંભળિ રહે છાનો,
શોકતણી દાસી ત્હારી મા તું તે સુત કોહોનો;
ભાઈ બીચારો એક પાંગલો નહિં કંઈ ઠેકાણું,
સુરજતણો સારથી થઇને ભટકે નીશ વાહાણું;
ઓરમાઈ પણ ભાઈ પોતાનો તેહેને તૂં મારે,
વાહાલાનો વેરી તૂં તેવો સ્વામી પણ ત્હારે;
માતપિતા બંધનમાં પોતે આહિરમાં ભળિયા. કોઈ૦ એ૦
ગરૂડ કહે કપિ ત્હારે પતિએ જશ ઝાઝો કીધો,
પરણી સ્ત્રી એકલી અબળાને બ્હારવટો દીધો;
સહિત પ્રેમદા પુત્ર પોતાના બ્રાહ્મણે પાળ્યા,
નગ્ર સરવ વૈકુંઠ વસાવ્યું આપ તાત ટાળ્યા;
વ્હાલ ધરી એક વિનતા આવી વરવાને કાજે,
તે નારીનું નાક છેદાવ્યું ત્હારે રઘુરાજે;
જુઠાં ફળ સવરીનાં ખાધાં પવિત્ર પણ ચળિયા. કોઈ૦ એ૦
મ્હારા પતિનાં લક્ષણ કહે, ત્હારે ઘેર શો ટોટો,
તુજ પતિ આહિરડાંનું એઠું ખાઇ થયો મોટો;
મારી પુતના અબળા જાતી જેતું પય પીધું,
વચ્છ પ્રલંબ બક અજગર માર્યો અઘટિત કૃત કીધું;
ભિક્ષુક બ્રાહ્મણને ઘેર ભિક્ષા માંગીને જમિયો,
વણપરણી બહુ અબળા સાથે રંગે પણ રમિયો;
વ્યભિચારી વ્રજનાથ રઘુવર એકપત્નિ પણિયા. કોઈ૦ એ૦
મુજ પતીને બહુ સ્ત્રી પણ સહુને સુખલીલા દાખી;
ત્હારા પતીને એક પ્રેમદા પણ ન શકયો રાખી,
રઘુનંદન રામાનો રસિયો નથી તેં પણ જોયો;
મહેલાં માટે હે સીતે હે સીતે કરી રોયો;
મોટો અધરમ વણવાંકે વાળી વાનર તાડયો,
ક્ષત્રી થઇ બ્રાહ્મણની વિનતાને પગ અડકાડયો;
બ્રાહ્મણકેરૂં દૈવત લીધું એમાં શું રળિયા. કોઇ૦ એ૦
ત્હારે કૃષ્ણે સહુનાં આભ્રણ ઉતરાવી લીધાં,
વ્યંડળનો રથ હાંકયો પાંડવદાસપણાં કીધાં;
શિશુપાળની ગાળો ખાધી પરાક્રમી પૂરા,
કાળયવનથી રણમાં નાઠા જાણ્યા બહુ શૂરા;
ત્હેની આજ્ઞા હું નહી માનું એમ કહ્યું જ્યારે,

પ્રેર્યો દૂત પ્રભુની પાસે વિહંગપતિ ત્યારે;
શ્રીકૃષ્ણે કહાવ્યું રામ આણુ દો દેતામાં ઢળિયા. કોઇ૦ એ૦
હરીશ કહે શ્રીરામ કયહાં છે મુજને દરશાવો,
વિહંગમ કહે દ્વારામતીમાં મુજ સંગે આવો;
જદુનાયક રઘુનાથ થયા રૂકમણિ જાનકિ જોડે,
પવન પુત્ર પરણામ કરીને સ્તવન કરે કોડે;
એજ કૃષ્ણ શ્રીરામ થઇ માર્યો લંકાભૂપ,
જુગલ નામ પણ જોતાં દીસે ઉભય એકરૂપ;
મળ્યા મળ્યા હનુમાન ગરૂડ સંદેહ સહુના ટળિયા. કોઇ૦ એ૦
એ વાણીવિલાસ કર્યો નથી નિંદા ઉચારી,
ઉર અવળું ભાસે અંતર જોતાં છે સ્તુતિ ભારી;
ઉપાસનાની ટેક બતાવી નથી ગાયું અવળું,
ભક્તવત્સલનો ભેદ સમજશે તે લ્હેશે સવળું;
એ રામ કૃષ્ણ મુજને પ્રિય હોજો પ્રાણજીવન મ્હારા,
સદૈવ એના નિર્મળ જશ મુજ વદન વહે ધારા;
દાસ દયાના પ્રીતમ શ્રી સીતાવર શામળિયા. કોઇ૦ એ૦

---

## શૃંગાર.

### ગરબી ૧ લી.

પ્રેમની પીડા તે કોને કહીયેરે, હો મધુકર, પ્રેમની પીડા તે--ટેક.
થતાં ન જાણી પ્રીત જાતાં પ્રાણ જાયે, હાથનાં કીધાં તે વાગાં હઇયેરે, હો.
જેને કહિયે તે તો સરવે કહે મૂરખ, પસ્તાવો પામી સહિ રહિયેરે; હો.
ધીકીયે ઢાકયાં રાત દિવસ અંતરમાં, ભુખ નિદ્રામાં નવ લહિયેરે; હો.
દાઝા ઉપેર લુણ દીધું એ દામોદરે, સોકલડી સુણિને કાળજ દહિયેરે; હો.
અબળાનો અવતાર તે પરાધીન, રંકે કલ્પીયે પણ કહાં જઇયેરે; હો.
સ્નેહનો દઝાડયો ઘણો મર્ણથકી માઠો, શું કરિયે વાઢયાં તે વહિયેરે; હો.
દયા પ્રભુ આવે તો પ્રસિદ્ધ સુખ થાયે, દુઃખ દીધું નંદજીને છૈયેરે; હો.

### ગરબી ૨ જી.

પ્રીતડીની રીત અતી અટપટી; ઓધવજી છે, પ્રીતડીની રીત—ટેક.
થાવાનો ઉપાય પણ જાવાનો જડે નહી, વજ્રરેહેણે જટી તે જટી; ઓ.
પ્રીત ના કેહેવાય તે તે સ્વારથ સમજવો, ચાર દિવસ પ્રગટી ને મટી; ઓ.
પીડાની ભરેલી પ્રીત તોયે કરે પંડિત, દુઃખ,પામે તોય ચ્હાય ના ઘટી; ઓ.

કહ્યા સમજ્યામાં ન આવે એ વસ્તુ તો, જાણે જેને હોય વીતતી વટી; ઓ.
દયાના પ્રીતમ વીના પ્રીત તેજ પીડા, ધરમ લાજ ખોય તેમરે ખટી; ઓ.

## ગરબી ૩ જી.

શ્યામરંગ સમીપે ન જાવું; મારે આજથકી, શ્યામરંગ--ટેક.
જેમાં કાળાસ તે સહુ એકસરખું, સરવમાં કપટ હશે આહવું, મારે.
કસ્તુરીની બીંદી તે કરું નહી, કાજળ ન આંખમાં આંજાવું, મારે.
કોકીલાનો શબ્દ સુણું નહી, કાગવાણી શકુનમાં ન લાવું, મારે.
નીલાંબર કાળી કચુંકી ના પેહેરૂં, જમનાના નીરમાં ન ન્હાવું, મારે.
મરકત મણી ને મેઘ દૃષ્ટે ના જોવા જાંબુ વંત્યાક ન ખાવું, મારે.
દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધો,પણ મન કહે પલકના નિભાવું, મારે.

## ગરબી ૪ થી.

આવોની મહારે ઘેર માણવા, હોજી રાજ, આવો માહારે ઘેર--ટેક.
પ્રેમરસ પ્યાલો તે પીવા ને પાવા, જોબન તુરીને પલાણવા; હો. રા. આ.
પડતી રાતે પધારજો પ્રીતમ, કોઇ નથી એહું જાણવા, હો. રા. આ.
માહારી શેરીના છે સંતસાધુ, પરની ન વાત એશે છાણવા; હો. રા. આ.
પ્રભાતે જાતાં કોઇ પૂછશે તો કહીશું,તેડ્યાતા વલોણું તાણવા; હો. રા. આ.
સર્વ તજે પણ સમો સંભાળે, રસિયા તે પરમાણવા; હો. રા. આ.
રાજની રૂપાળી છબે ચિત્ત મારૂં ચોર્યું,સમરથ નથી વખાણવા; હો. રા. આ.
ઘણા દીની આશ મારા મનમાં દયા પ્રભૂ,મ્હારે મ્હોલે એકવાર આણવા;હો.રા.

## ગરબી ૫ મી.

આંખ ભરો માં અલબેડારે, લાડલી લાવું,
એક મુહુરત પ્હેલી મહારાજ,શીદ સંતાપ કરો છો; લાડલી લાવું ટેક.
વાંક તમારો કદી હોય તોયે, લાડલી લાવું,
નહિ તો નામ ધરૂ ન લલીતાય,શીદ સંતાપ કરો છો; લાડલી લાવું.
લાલ લોચન શીદને કરોછો, લાડલી લાવું,
ઊંડા નીસાસા મુકશો મા નાથ,શીદ સંતાપ કરો છો; લાડલી લાવું.
એક વાતડીમાં વિહ્વલ કરીને, લાડલી લાવું.
સોંપૂં હાથ તમારો હેને હાથ, શીદ સંતાપ કરો છો; લાડલી લાવું.
લટુ કરી લગાડું લત લાલજીરે; લાડલી લાવું.
એક બુદ્ધી સુધાડું બુદ્ધિરૂપ, શીદ સંતાપ કરો છો; લાડલી લાવું.
સઘળો કાજળ કહાડી કાળજતણોરે,લાડલી લાવું,
એવું કારજ કરૂં છું અનૂપ,શીદ સંતાપ કરો છો; લાડલી લાવું.

મર્મ માલમ છે મુને માનનોરે, લાડલી લાવું.
વીના કહે સરવ વૃજરાય, શીદ સંતાપ કરો છો; લાડલી લાવું.
એમ કહીને સખી સંચરીરે, લાડલી લાવું,
લાગી દયા પ્રીતમજીને પાય, શીદ સંતાપ કરો છો. લાડલી લાવું.

## ગરબી ૬ ઠી.

લલિતાજી આવ્યાં પ્રેર્યા લાલનાંરે, માનુની મનવ્યાં,
આવી પાગ કર્યોછે પરણામ, વીનય વિવેકશુરે; માનુની મનવ્યાં. ટેક.
કોણ જાણે શું કહ્યું કાનમાંરે, માનુની મનવ્યાં,
જેથી રોશનું રહ્યુ નહીં નામ, વિનય વિવેકશુરે; માનુની મનવ્યાં.
શ્રમ પડયો નહીં સ્વલ્પમાંરે, માનુની મનવ્યાં,
ક્ષણમાં ક્ષણ કર્યું છે ગુરુમાન, વિનય વિવેકશુરે; માનુની મનવ્યાં.
જગની આતુરતા ઉલટીરે, માનુની મનવ્યાં,
લાગી લાલલક્ષ ટળ્યું બીજુંભાન, વિનય વિવેકશુરે; માનુની મનવ્યાં.
પધરાવી લાંવ્યાં પ્રેમે કરીરે, માનુની મનવ્યાં,
પ્રિયા બેસાડયાં પ્રીતમજી પાસ, વિનય વિવેકશુરે; માનુની મનવ્યા.
આનંદ સાગર ઊછળ્યોરે, માનુની મનવ્યાં,
વાધ્યું સુખ થયું દુઃખ નાશ, વિનય વિવેકશુરે; માનુની મનવ્યાં.
હળ્યાં મળ્યાં હરખ્યાં ઘણાંરે, માનુની મનવ્યાં,
જેમ રિદ્ધ પામે મહા રંક, વિનય વિવેકશુરે; માનુની મનવ્યાં,
દાસ દયાનો પ્રીતમ પ્રસન થયોરે, માનુની મનવ્યાં,
પછે રતી રસ પોઢયાં પરીયંક, વિનય વિવેકશુંરે; માનુની મનવ્યાં.

## ગરબી ૭ મી.

શીખ સાસુજી દેછેરે, વહુજી રોહો ઢંગે.;
આવડો શો આસંગોરે, સામળીયા સંગે.
વાટે ને ઘાટેરે, વળગો છો વાતે;
કહ્યું કોઇનું ન માન્યુંરે, દીઠું મારી જાતે.
વહુ વારૂ માણસરે, ડાહ્યાં બહુ થાશોમાં;
જળ ભરવા એકલડાંરે હવે પછી જાશોમાં.
અલબેલો આ શેરીએરે, આવે વહુ તમમાટે;
તમો તેને કાજેરે, જાવો જમના ઘાટે.
ચતુરાઇયો તમારીરે, સરવે હું જાણું;
કો દહાડો નથી કેહેતીરે, આજ મુખે આણું.

સાસરિયામાં રેવું રે,ત્યારે એમ નવ કરીયે,
તમો થયાં નિરલજરે,હમો લાજી મરીયે.
હું તો મુખોમુખે કહું છું રે,લોકો પુંઠળ કહેછે;
આડોસી પાડોસીરે, મસે મેહેણાં દેછે.
વિવેક વાત કરતાંરે,વહુજી દુઃખ નવ ધરશો;
દયાના પ્રભુકેરીરે,સંગત હવે નવ કરશો.

## ગરબી ૮ મી.

એવાં વચન સુણીનેરે, વધાં વળતાં વહુજી;
ગંગાજળ સરખાંરે, સાંભળો સાસુજી.
જેના મનમાં જેવું રે, તેવું તેતો દેખે;
સારાં ને નરતાંરે, પોતા સરખાં પેખે.
કોહોછો તેવાં હોશોરે, ત્યારે એમ સુઝેછે;
દોષ પ્રભુમાં શો દીઠોરે, જેને જગ પૂજેછે.
હવે વાંક ન મારોરે, કહું છું કહ્યા પુઠી;
એમાં કોઇ ન સાચું રે, એ ગત સર્વે જુઠી.
જેમ ખુંદી ખમું છું રે, નચાવી નાચું છું;
તોયે પુંઠ ન મુકીરે, તારે જાઓ સાચું છે.
હવાં તો નીત જઇશું રે,શામળીયાની સંગે;
વૃંદાવન ધાટેરે, સદા રમીશુ રંગે.
મન ભાવે તો બોલજોરે,સેહેવાય તો સેહેજો;
ચાલે તે કરજોરે, ગમે તેવું કેહેજો.
તમારા કહ્યા ઉપરરે, જાઓ નિશ્ચે કરવું;
દયાનો પ્રભુ ભજવોરે, કોઇથી નથી ડરવું.

## ગરબી ૯ મી.

હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું,
વારેવારે સામું ભાળે મુખ લાગે મીઠું. હું શું જાણું જે.
હું જાઉં જળ ભરવા ત્યાં પુઠે પુઠે આવે,
વગર બોલાવ્યો વ્હાલો બ્હેડલું ચડાવે. હું શું જાણું જે.
વઢું ને તરછોડું તોયે રીસ ન લાવે,
કાંઇ કાંઈ મીષે મ્હારે ઘેર આવી બોલાવે. હું શું જાણું જે.
દુરથકી દેખી વ્હાલો મુને દોડયો આવી દોટે,
પોતાની માળા કહાડી પેરાવે મ્હારી કોટે. હું શું જાણું જે.

મુને એકલડી દેખી ત્યાં મ્હારે પાવલે લાગે,
રંક થઇ કાંઇ કાંઇ મ્હારી પાસે માગે. હું શું જાણું જે.
મુને જ્યાં જ્યાં જાતી જાણે ત્યાં એ આવી ઢુંકે,
એની દયાનો પ્રીતમ મ્હારી કેડ નવ મુકે. હું શું જાણું જે.

## ગરબી ૧૦ મી.

હવે હું સખી નહીં બોલુંરે, કદાપી નંદકુંવરની સંગે;
મુને શશિવદની કહીછેરે, ત્યારની દાઝ લાગી છે અંગે. હવે.
ચંદ્રબિંબમાં લાંછન છે વળી, રાહુ ગળે ખટમાસેરે;
પક્ષે વધે ને પક્ષે ઘટે કળા પુરણ,નિત્ય તે નવ પરકાશે. હવે.
તે કરતાં ચંદ્રવદની કહી તો હર્યા, હું ને ચંદ્ર એકરાસેરે;
ત્યારે મુજ મુખ પાખે શું અટક્યું, છે જોશે ચંદ્ર આકાશે. હવે.
નહિ તો શિવને સમીપ રાખશે ને, ભાલે ચંદ્ર દેખાશેરે;
પ્રસંન થઈ પાસે રેહેશે નહિ તો, કહેવાય નહીં નિજ દાસે. હવે.
એવડો શ્રમ પણ શીદ કરે જુઓ, ચંદ્ર પોતાની પાસે,
વામ ચરણમાં ઇંદુ અચળ છે, શીદ રહે અન્યની આશે. હવે.
દયાના પ્રીતમને કહે સખી જુઓ,શશિમુખ સરખું સુખ પાસે,
કોટી પ્રકારે હું નહીં આવું, એવા પુરૂષની અડાસે. હવે.

## ગરબી ૧૧ મી.

કાળજડું કોર્યું તે કોને કહિયેરે, ઓધવ છેલ છબીલડે. ટેક.
વેરી હોયે તો વઢતાંરે ફાવિયે, પણ પ્રાણથી પ્યારો એને લહિયેરે. ઓધવ.
ધાબીયે ઢાંક્યા તે કહે નવ શોભિયે,ડાહ્યાં શું વાહ્યાં ન્હાને છઇયેરે. ઓધવ.
સોડનો ઘાવ માર્યો સ્નેહી સામળિયે, કિયા રાજાને રાવે જઇયેરે. ઓધવ.
કળ ન પડે કાંઇ પેર ન સુઝે, રાત્ર દિવસ ઘેલાં રહિયેરે. ઓધવ.
કાંઇ વસ્તુમાં ક્ષણ ચિત્ત ન ચોહોંટે, અલબેલો આવી બેઠો હઇયેરે. ઓધવ.
દયાના પ્રીતમજીને એટલું જઇ કહેજો,ક્યાંસુધી આવાં દુઃખ સહિયેરે. ઓધવ.

## ગરબી ૧૨ મી.

માનીતી તું છે મોહનતણી હો વાંસલડીરે;
તુને વાલમ કરે છે ઘણું વહાલરે, હો વાંસલડીરે;
પીએ અધરામૃત પીયુતણું, તું વાંસલડીરે,
અમારે સોક્ય સરીખું તું સાલરે, હો વાંસલડીરે,
મીઠો આવડો શો સોહાર, મોહ્યો નંદનો કિશોર,
તારૂં આવડું શું જોરરે,ભુંડી કાલજડું માં કોરરે; હો વાંસલડી.

વાજી વાજીં ને વિહ્વળ કર્યા, હો વાંસલડી,
તું તો પીડે અમારા પ્રાણરે, હો વાંસલડી,
સુણતાં પડે છે હૃદે સાંસરાં, હો વાંસલડી,
તાહારા ટઉકારાથી મોહબાણ રે, હો વાંસલડી—મીઠો.
ઝેર ઘણું છે તારી ઝપટમાં, હો વાંસલડી,
ભલાં તુંથી ભાલા તરવાર રે, હો વાંસલડી,
એકીવારે તું હણી નાખની, હો વાંસલડી,
ઓ ભુંડી થોડે થોડે મા માર રે, હો વાંસલડી—મીઠો.
પતિવ્રતાનાં પણ મુકાવીયાં, હો વાંસલડી.
તેં તો છોડાવીયાં સતીયોનાં સત્યરે, હો વાંસલડી;
વન વન કુંજ કુંજ ફેરવ્યાં, હો વાંસલડી,
તેં તો સહુની કરી છે એવી ગત્યરે, હો વાંસલડી—મીઠો.
ગરજે ગુમાન ભરી આવડી, હો વાંસલડી,
તું તો જોની વિચારી તાહારી જાતરે, હો વાંસલડી,
જોતાં તું કાષ્ટકેરો કરકડો, હો વાંસલડી,
તુંને આજ મળી છે ઠકરાત રે, હો વાંસલડી—મીઠો.
ગતવિહીંણાં તેં ઘેહેલાં કર્યાં, હો વાંસલડી,
તેં તો લગાડયું લાલશું લગંન રે, હો વાંસલડી;
ચોરની સંગે શીખી ચોરવા, હો વાંસલડી,
વહાલે માખણ ચોર્યું ને તેં તો મંનરે, હો વાંસલડી—મીઠો.
માન રાખ્યું માનીનીતણું, હો વાંસલડી,
તેં તો સહુને કર્યાં પાએનામ રે, હો વાંસલડી,
દયાના પ્રીતમની દાસી તું ખરી, હો વાંસલડી,
તેડે સહુને બેઠી તું તો ઠામ રે, હો વાંસલડી—મીઠો.

## પદ ૧ લું—રાગ—સોરઠ.

ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે;
તને તારો કાન બોલાવે, તને ઘનશ્યામ બોલાવે;
તને તારો પિયું બોલાવે,સરસ સમય સાધે સાધે;પ્યારી રાધે.ચાલવ્હેલી. ટેક.
નથી તુજ સમ કોઈ અખિલ વિશ્વમાં;
શચી સાવિત્રી ઉમા રમા;
તે પણ નહિ સમોવડ અવર કોણ કામા;
ત્હારી તુલના, ત્હારી તુલનાં, એક તુંજ, કે વ્રજભૂપ;
તું તદ્રૂપ, ગુણ સ્વરૂપ, વાસરૂપ, અખ્ય ચૂંપ;
સક્રૂત રૂપ, બેહુ અનુપ, ગતિ અગાધે અગાધે. પ્યારી રાધે; ચાલ વ્હેલી.

કેસરી આમિષ તજી તૃણુ કેમ ખાય;
સ્વાતિ સલિલ વણુ ન ચાતક તરસ જાય;
વન વિશાખા અગ્રજાજ સીપ ન્હાય;
એ દૃષ્ટાંત, એ દૃષ્ટાંત, અર્થ આણ, ધ્યાન ગાન, મુકી માન;
પ્રીતમ કહાન, દે રસદાન, અધરપાન ભાગ્યવાન, ન કો આન;
તું સમાન,સુતા ભાન; તજિ ઉપાધે ઉપાધે,પ્યારી રાધે; પ્યારી ચાલ વ્હેલી
સલિલ હીન મીન જીવે ન કોય,
જષવિહીન થયું બગડે તે તોય,
તડિત મેઘ મેઘ તડિત વણુ ન સોય,
કરિ જો વિચાર, કરિ જો વિચાર, વાર વાર, એજ સાર,
માર્યાં માર, ધારધાર, સહુ શૃંગાર, મ કર વાર, નંદકુમાર;
પ્રાણુઆધાર, ને ઉરહાર, કર અબાધે અબાધે, પ્યારી રાધે; ચાલ વ્હેલી.
એમ કહિ પતિ અતિ રતિસમૃતિ કરાવી,
સજાવ્યા શૃંગાર જેમ તેમ સમજાવી,
લાવી લલિતા પટરાણીને પધરાવી,
સોંપી સ્યામા, સોંપી શ્યામા, સુંદર સ્યામ, કરિ પ્રણામ;
વળી વામ, કુંજધામ, પુરણકામ, નિગમ યામ, સો વિશ્રામ;
તે ગુણગ્રામ, કથે આમ,દયારામ,હર્ષ વાધે વાધે; પ્યારી રાધે; ચાલ વ્હેલી.

## પદ ૨ જું–રાગ કાફી.

ચતુરા ચેટક એવું જાણીરે,એણે કઇ વેળાનું કામણ કર્યું; છે ચતુરા. ટેક.
બોલીને મધુરી વાણી, મ્હારૂં મન લે છે તાણી,
નિરખ્યા વિના નહિ રહું નંદલાલને,જેમ ચંદ્ર જોઈચકોર શું ચળ્યું; છે ચ૦
મળ્યા એને એમ ન કીજે, પોતાનો કરીને લીજે;
તું તારા ધીરજથી ગુણ જાણરે, નૈણામાં આવી અંબુજ ઠર્યું; છે ચ૦
પ્રીત કરીને પ્યારા, શું રહોછો નૈણાંથી ન્યારા;
વછોડયાં વ્હાલાં જુદાં નહિ થાયરે,જેમ સરિતાનું નીર સાગરમાં ભળ્યું; છે૦
તેણે કરી આનંદ પામી, મળ્યો દયારામનો સ્વામી;
એવાં પુણ્યે પૂરણ પામી પારરે, મનડું તો વિઠ્ઠલમાં વળ્યું; છે ચ૦

## પદ ૩ જું.

મુને અંગેઅંગ લાગી લાહ્ય, કાળજડું કોઇ કાપેરે,
મારૂં વ્રેહેદુઃખ સહ્યું નવ જાય, કાળજડું કોઇ કાપેરે–ટેક.
મુને રોમરોમ વીંછી વળગિયા,લાગી નખશીખ તાલાવેલ,*
પ્રાણુનાથજી પ્રભાતે પધારશે, મારા હૃદયમાં મારી સીલ. કાળજડું.

* કાઠિયાવાડમાં 'ધાલાવેલી' કહે છે.

પીયુજી પ્હેલાં તૂં તો કયમ નથી જાતો,નેહ મારા પાપી પ્રાણ,
મોહનવર તો મધુપુરી વસસે, પછી તારો જીવન કોણ. કાળજડું.
અરે દૈવ મુને શીદ સરજી, શીદ આપ્યો અબળાનો દેહ,
શે ન કરી મુને મુરખ થાત નહીં, નંદકુંવરજીશું સ્નેહ. કાળજડું.
કયાંહાં જઇયે સખી કોણને કહિયેને કરિયે કવણ ઉપાય;
પાયે પડું કોઈ એવું કરેરે, વ્હાલાજીનો વિજોગ ન થાય. કાળજડું.
અરે વૃદ્ધ ગોપ કોઈ કેમ નથી વારતા,મૂઢ સરવકો અજાણ,
અરે વિધાતા વિઘન પાડ એવું, પિયુજી ના કરેરે પ્રયાણ. કાળજડું.
ચાલો સખી મરજાદારે મુંકી, રોકીએ રસિયો રાય,
તેથી ન માને તો પડો ચક્રવચ્ચે, મારીને જાય તો જાય. કાળજડું.
પ્રેમ પીડાતી ને મન અભિલાખીને, વ્રજલાલના વ્રજભૂપ,
પરિરંભણ કરતાં સહુ પ્યારીને, હૃદે રોપ્યું નીજ રૂપ. કાળજડું.
હરિ રથ ધ્વજ રજ પણ રહી ઊડતી,ધરણી ઢળી સ્ત્રીજંન,
દયાપ્રીતમ શ્રી ગોવરધનધર, દીધૂં સકળ હૃદે દરસંન. કાળજડું.

## પદ ૪ થું–રાગ સાખી.

લોચન મનનોરે, કે ઝગડો લોચન મનનો;
રસિયા તે જનનોરે, કે ઝગડો લોચન મનનો–ટેક.
પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ;
મન કેહે લોચન તેં કરી, લોચન કેહે તારે હાથ. ઝગડો લોચન.
નટવર નિરખ્યા નેણ તેં,સુખ આવ્યું તુજ ભાગ;
પછિ બંધાવ્યું મુજને, લગન લગાડી આગ. ઝગડો લોચન.
સુણ ચક્ષુ હું પાંગળું, તું મારૂં વાહંન;
નિગમ અગમ કહ્યું સાંભળ્યું,દીઠા વના ગયું મંન. ઝગડો લોચન.
ભલું કરાવ્યું મેં તને, સુંદરવર સંજોગ,
મને તજી તું નિત મળે, હું રહું દુઃખવિજોગ. ઝગડો લોચન.
વનમાં વ્હાલાજી કને, હુંય વસું છું નેણ;
પણ તુંને નવ મેળવે, હું નવ ભોગવું ચેન. ઝગડો લોચન.
સ્હેન નથી મન કયમ તને, ભેટે શ્યામશરીર;
દુઃખમાહારે જાણે જગત,રાત્ર દિવસ વહે નીર. ઝગડો લોચન.
મન કહે ધીકું હૃદે, ધુમ્ર પ્રગટ ત્યાં હોય;
તે તુજને લાગેરે નેણ, તે થકી તું રોય. ઝગડો લોચન.
એ બેહુ આવ્યા બુદ્ધિકને, તેણે ચુકવ્યો ન્યાય;
મન લોચનનો પ્રાણ તૂં, લોચન તું મનકાય. ઝગડો લોચન.

સુખથી સુખ દુઃખ દુઃખથી, મન લોચન એ રીત;
દયા પ્રીતમ શ્રીકૃષ્ણશું, બેહુ વડેથી પ્રીત. ઝગડો લોચન.

---

## નીતિ ભક્તિ.

### હરીનામમાળા.

### સવૈયો એકત્રીસો.

ગુરુ ગોવિંદ કૃપાનિધિ કેશવ કમળાનાથ કૃપાળ;
કમળનયન કરૂણાસાગર, શ્રીકૃષ્ણ હરે ગોપાળ;
ગોપીજનવલ્લભ ગિરિધારી, ગોપીનાથ ગોવિંદ;
ગોકુલેશ ગરૂડધ્વજ, ગોવરધનધારી વ્રજચંદ.
ગોકુળચંદ્ર ગદાધર, ગોમતીપ્રિય રમેશ;
નારાયણ નરસિંહ નિરંજન, નિરાકાર નરેશ;
નરકાંતક નરવીર નરોત્તમ, નંદલાલ નરરૂપ;
જગનાથ જળશાઇ જનાર્દન, જ્યોતિ રૂપ જગભૂપ.
જગદાધાર જશોદાનંદન, જગજીવન જગતેશ;
શ્રી જમુનાવલ્લભ જગવંદન, જુગદીશ્વર જમુનેશ;
ચક્રપાણી ચતુર્ભુજ અચ્યુત, ચિદાનંદ શુભકંદ.
ચતુબાહુ ચાણુંરતનમર્દન, શ્રીધર પરમાનંદ.
દયાસિંધુ દામોદર દિનપતિ, દીનનાથ દયાળ;
દીનબંધુ પ્રભુ દેવકીનંદન, નરપતિ સુરપતિપાળ.
શ્રીપતિ પદ્માપતિ રાધાપતિ, કમળાપતી ભવેશ;
દધિજાપતિ રૂકમિણીપતિ સાગર, સુતાપતિ ઋષિકેશ.
પદ્મનાભ પુરૂષોત્તમ, પરિબ્રહ્મ, પરમપુરૂષ પરમેશ;
પુષ્યકરાક્ષ પરમ પ્રભુ, મધુસૂદન મથુરેશ;
ધરણીધર અવની ધર ભૂધર વસુમતિધર મહિધારિ;
કૌસ્તુભધર પીતાંબરધર, બંસીધર કુંજવિહારિ.
માધવ મુરમર્દન મધુમરદન, મતિવિક્રમ સુખધામ;
મુકુંદ મેઘવર્ણ મહાબાહુ, જદુપતિ સુદરશ્યામ;
રામચંદ્ર પ્રભુ દશરથનંદન, દયાસિંધુ ભગવંત.
મા પાહિ મા પાહિ પાહિ મા, પુર્ણાનંદ અનંત.
અષ્ટોત્તરમતનામ કૃષ્ણનાં, ગણિ ગણિ જે જન ગાય;
રોગ દોષ દુખ ક્લેશ જશે, વળી પળમાં પાપ ગણાય.

મન વાંછિત ફળ તેને મળશે, દયો કહે ધ્રુવ વાણિ;
કોટિક કારજ તજિને ભજિયે,દ્રઢ કરિ સારંગપાણી.

## ગરબી ૧ લી.

શરણ પડયોછુંરે શ્રીહરી, નથી માહારે અવર આશ વિશવાસ;
શ્રીવલ્લભવરનારે લાડીલા, અનન્ય આપતણો હું દાસ. શરણ. પડયો.
નહીં કોઈ દેવી રે દેવતા, નહીં કોઈ આપતણા અવતાર;
ધરનો ગુલામરે રાવલો, મનક્રમવચને નંદકુમાર. શરણ.
માહારે નથી બળ સાધનરે ધરમનું, નથી બળ ભકિત જ્ઞાન વિવેક;
સેવા સમરણરે ના મળે, મેં નથી સતસંગ કર્યો ક્ષણું એક. શરણ.
પણ બાનું તમારૂંરે જોઈને, મુજને જગત કેહે હરીભકત;
હું છઊં જુઠોરે જીવણજી, નથી માહારૂં મન તમથી આસક્ત. શરણ.
તે અંતે ઉઘડીરે વાગસે, પાસું દેશો જો મહારાજ;
અળવંત બાનુંરે લાજશે, હું નિરલજને શાંની લાજ. શરણ.
પણ એક ભરોંસોરે એ છે, અંતરજામી છો તમે સાક્ષ;
બરદ વિચારીરે કૃપાનિધે, સહજે કરશો કૃપા કટાક્ષ. શરણ.
મોધમ રાખેરે મોટમ ધણી, ઉધાડું પાડે ઓછ જણાય;
સાચો સંગ્રહ રે સહુ કરે, જુઠું નભવે જગ જશ ન થાય. શરણ.
જેહવો તેહેવો છું હું રાજનો, દીન લહી કરિયે કરૂણાનંદ;
દાસ દયાનીરે વિનતી, કૃષ્ણ કૃપાનિધી ધરજો કાન. શરણ.

## ગરબી ૨ જી.

દરશન દ્યોનીરે દાસને, માહારા ગુણનિધિ ગિરિધરલાલ;
નાથ નિવારોરે વાસને, આપો આપ ઉપર અતિ વાહાલ. દરશન.
શ્રીનટવરનંદનરે નંદના, ભાવે મુને મદનમનોહર રૂપ;
ચિત્તના ચોહોંટેરે માહેરૂં, મુને અનુભવ બ્યાપક બ્રહ્મ અનૂપ. દરશન.
જપું નહીં અજપારે જાપને, ગમે ના સુણવો અનહદ નાદ;
યજ્ઞ સમાધીરે ના ગમે, ન ગમે સ્વરગ મુક્તિના સ્વાદ. દરશન.
અન્ય ઉપાસનરે ના ગમે, વિના એક પુરણ પુરૂષોત્તમ;
ફીકાં લાગેરે સાધન સહુ, પડી મુને પ્રેમ ભક્તિમાં ગંમ. દરશન.
મુને શ્રી વલ્લભસુતરે ગુરુગમ્યા, સહુ વિધિ શ્રીકૃષ્ણજી સમાન;
જીવના સાધનરે ના જુવે, વહાલો નિજબળે કરે નિજાનંદદાન. દરશન.
સરવ તપાસ્યુંરે ફરીફરી, કિંચીત્ કયહું ના દીઠું સાર;
સુખ એક દીઠુંરે, સરવથી, સેવા સમરણ નંદકુમાર. દરશન.
શ્રી માહાપ્રભુનીરે કહાણથી, મુજપર રીઝો રાધાનાથ;
સમુળ અવિદ્યારે તો ટળે, હરિજી ઝાલો મુજ હાથ. દરશન.

શ્રી વૃંદાવનનીરે કુંજમાં, જાંહાં કર્યો જુગલકિશોરે વિલાસ;
દાસ દયાનીરે વિનતી, મુને દાસી કરી રાખો નીજપાસ. દરશન.

## ગરબી ૩ જી.

જીવ જાણી લે, જારપ્રીત જુગદીશ વિના નવ સારી;
મન માનીલે, પુછીજો અનુભવિ હોય જે નરનારી. જીવ–ટેક.
એમાં ડાહ્યા ઘેલા થઇ જાયે, વણુ તેડયા તે પુંઠળ ધાયે;
ના ગણે જગમાં હાંસી થાયે, જીવ જાણી લે.
તેની લજ્જા સ્વધર્મ સહુ જાયે,ને નફ્ટ નિર્લજ કેહેવાયે;
શું કરે મનમાં બહુ દુઃખ થાયે, જીવ જાણીલે.
જે પાંચ લોકમાં પંકાયે, જેનું બુદ્ધિબળ કહ્યું નવ જાયે;
તે પણ સ્નેહીને વશ થાયે, જીવ જાણીલે.
તેનું વિકળ ચિત્ત સહુથી થાયે,તેને વિચારમાં વાહાણું વાયે;
તે કલેશ કોઇને ના કેહેવાયે, જીવ જાણીલે.
થઇ જાય તેજ યશની હાની,તેની નિંદા કરે સહુ મનમાની;
તોયે ન છુટે પામે ગ્લાની, જીવ જાણીલે.
તેહેને ભોજન ના ભાવે ભાણે,તેહેની મન પીડા કોઇ ના જાણે;
તેહેના સર્વ કોઇ અવગુણ આણે, જીવ જાણીલે.
કોઈ શિક્ષા દે તે શર લાગે,વિખવેણુ અમૃત સ્નેહનાં લાગે;
તે જાણે જેને અનુભવ જાગે, જીવ જાણીલે.
એવો પ્રેમ જેને પ્રભુશું લાગે,તેનાં સરવે દુઃખ સેહેજે ભાગે;
દયો કરગરી કૃષ્ણ પાસે માગે, જીવ જાણીલે.

## ગરબી ૪ થી.

મોહોટાનું વચન સુખધામ, કૃતી રીતે કરીયે;
તે કરે ચાહાય તે કામ, આપણુ તો મરીયે. મોટા ટેક.
પરનારી ક્રીડા કરી કૃષ્ણે, તે તો આપણે થાયરે;
ઉર્ધરેત અગની પીવો, ગોવરધન કેમ ધરાય. કૃતી રીતે.
શિવ અર્ધાંગે ઉમીયા રાખે, પણુ આપણુને બીહીવુંરે;
ત્યમ કરીયે જો કામ બાળિયે, બણે હળાહળ પીવું. કૃતી રીતે.
રૂધિર માંસને ભોગે ભવાની, આપણે હઠીયે ત્યાંથીરે;
સિંહ ચઢી દાનવ દળવા એ, કાઢીયે તે બળ કયાંહાંથી. કૃતી રીતે.
ખરૂં ખોટું પણુ પુત્રીલાછંન, બ્રહ્માને કહેવાયરે;
તે જોઇ ત્યમ કરીયે પણુ આ, સૃષ્ટી કેમ રચાય. કૃતી રીતે.

ચંદ્ર ઈંદ્ર ગુરુપત્નની રમીયા, ત્યમ કરવું તો સુર્લભરે;
અંડ પ્રકાશ અમી વૃષ્ટી, નગ પાંખો છેદન દુર્લભ. કૃતી રીતે.
અગ્ની ભક્ષણુ સર્વ કરે પણુ, કોઈ કહે નહીં મેલોરે;
તે જોઈને તું તેમ કરીશ, તો સર્વે કહેશે ઘેલો. કૃતી રીતે.
કલેશ પ્રિય નારદને છે જોઈ, રખે તું ઘેલાં કહાડેરે;
તેહેનો સંગ ભવભયભંજન ને, ત્હારો સંગ ભવ પાડે. કૃતી રીતે.
અસુર પ્રતીગ્રહ સુરાપાન, શુક્રાચાર્ય નવ જોશોરે;
દીવ્ય દુતી મૃતસંજીવન-વિદ્યાવેળા પછી રોશો. કૃતી રીતે.
ગંગામધ્યે મુની પારાશર, ઢીમરકન્યા ભોગવીરે;
વ્યાસ પ્રગટ મછગંધા, મૃગમદગંધા કરી એ યોગી. કૃતી રીતે.
કુંતા કૃષ્ણા પંચ પણુ, સતી શિરોમણી કહાવેરે;
તેહેનું જોઈ સ્ત્રી અન્ય કરે તો, નીશ્ચે નર્કમાં આવે. કૃતી રીતે.
શંકરસ્વામીનું જોઇ શિષ્યે, સ્વપચના ટુકડા ખાધારે;
સીસું નવ પીવાયું સંગે, થયા બહિર્મુખ બાધા. કૃતી રીતે.
પુત્રીતણી બે પુત્રી કશ્યપ, થઇને પિતામહ વરીયારે;
તેનો દોષ આપણે ના જોવો, તે ઘર હરી અવતરીયા. કૃતી રીતે.
જવની રાખી જગન્નાથ પંડિત તેતો, સહજ બની આવેરે;
બાવન સીઢી ગંગા ચઢાવી, તે તો વેવલાં વિંણાવે. કૃતી રીતે.
મેહેતે અનામિકને ઘેર ઓચ્છવ, કીધો તે નવ જોઇયેરે;
હરીએ હાર મેહેતાને આપ્યો, તે વેળા પત ખોઇયેરે. કૃતી રીતે.
માટે પ્રમાણુ વાટે ચાલવું, ભજવા ગિરીવરધારીરે;
મ્હોટાની ગતી મ્હોટા જાણે, દયા દીનતા સારી. કૃતી રીતે.

## ગરબી ૫ મી.

જે કોઇ જન કલ્યાણે ચાહો તે, સ્ત્રીની સંગત તજજોરે;
દુઃખ દરીઓ પાપ પુતળી, શાણા સમજી ભજોરે. જે૦
જડ જુઠી નીરદે લોભીને, ગંદી છળ રચનારીરે;
સાહસ કરતી નીચ હઠીલી, સદાકાળ સહુ નારીરે. જે૦
સ્વારથ થાતો હોય તદા, સ્રી પતિ પુત્રાદિક મારેરે;
ના કરવાનું કરે વિફરતાં, વિપ્રિ નિશદિન વિચારેરે. જે૦
મચ્યા પછી પાછા ફરાય નહીં, જર જશ તપની હાનીરે;
હરીની વાત હૃદેમાં ન આવે, અનુભવી લેજો માનીરે. જે૦
પળ ન મળે પરવાર જાંહાં લગી, ગમતો પુરૂષ નવ લાધેરે;
નારદને હરિ કહ્યું પતિવ્રત, તાંહાં લગી સ્રી સારેરે. જે૦

અફીમ ને અબળા એ સરખી, ગળે પડયાં નવ છુટેરે;
તન ધન સુધર્મ સહુ વણુસાડે, નરક પડે તનકુટેરે. જો૦
પ્રેમદા પુષ્પ સરીખાં સમજો, નીરખે મન મોવાએરે;
ગોળ્યા પાછળ તેવાં ન રહે, ચિત્ત પસ્તાવો થાએરે. જો૦
શણુગારી તરવાર ઉપર સારી, અંતર રહે કટારીરે;
તેમ સુંદર સ્ત્રી મોહનવરની, કાજળમાંહી કટારીરે. જો૦
કામે દામે ચિત્ત ન ચાહે, સંત સગા વહાલા જેહુનેરે;
દયો કહે તે સાચો, શ્રીહરી ન તજે તેહુનેરે. જો૦

## પદ ૧ લું રાગ હોળી સાથે કટાવ.

રટ શ્રી રાધા રાધાવર ગિરિધારી,
શું પુરણુ પ્રેમ ધરી, પ્રમાદ દુર કરી, આ સમય કયાંથી ફરી.
એવું મન ધારી ધારી રટ શ્રી રાધા રાધાવર. ટેક.
પાપ ચતુરાવધી પલકમાં પળાશે, ત્રિવિધ તાપ તુર્ત ભસ્મિભૂત થાશે;
અભય પરમાનંદ સિંધુ ઉર ભરાશે.
તે વિના જ્ઞાન ધ્યાન ધર્મ, દાનકર્મ, તપ ન ધર્મ, તીર્થસર્મ.
સ્થિતિ હર્મ, અભિદવર્મ, વકતુચર્મ, મચીનર્મ, પ્રાપ્તીવર્મ;
શ્રુતિ પુકારી પુકારી, રટ શ્રી રાધા રાધાવર.
અવિદ્યા ટળે કૃતાંત કંપ ખાએ, ભુંડા ભાળ અંક અટળ પણુ ભુસાયે;
વૃંદ વૃંદારકમાં તું પ્રસંશાયે.
માટે ચેત સ્વલ્પ કાળ, ગા ગોપાળ, નંદબાળ, દીનદયાળ, પ્રણુતપાળ;
કંસકાળ, મહાકૃપાળ, રૂપરસાળ, શ્રીવનમાળ, હર્ષભાળ;
કષ્ટ હારી હારી, રટ શ્રી રાધા રાધાવર.
શેષ એજ નામ રટે પળ ન ભૂલે; ઉમાશંકર મન મનન કરી ફુલે;
નારદાદિક આનંદ ડોળ ઝુલે;
વળિ ચતુર સનત્કુમાર, નિગમચાર, સૃષ્ટિકાર, ગિરાદાર;
શુકશું પ્યાર, ધીશૃંગાર, ધનાગાર, ભા અંબાર, વિદ્યાધાર,
સુર સરદાર, શ્રીસુખકારી કારી; રટ શ્રીરાધા રાધાવર,
વણુ પ્રયાસ મન પ્રપંચ મોહ ત્યાગે; ધર્મ અર્થ કામ મોક્ષ રૂક્ષ લાગે;
એવી પ્રેમભક્તિ સહજ હૃદય જાગે;
તદુપરાંત, નિત્યરાસ, જુગવિલાસ, શ્રી અવિનાશ, આનંદરાસ;
કેલીહાસ, જ્યાંહાં પ્રકાશ, ત્યાંહાં નિવાસ, અનાયાસ, નિપટપાસ;
દયો દાસ, કરે વિહારી વિહારી; રટ શ્રી રાધા રાધાવર.

## પદ ૨ જું.

ચિત્ત તૂં શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે–ટેક.
સ્થાવર જંગમ જડ ચૈતનમાં, માયાનું બળ ઠરે;
સમરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મમરણ જાય પરે. કૃષ્ણને૦
નવમાસ પ્રાણી કૃષ્ણચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવ્રણ કર્યું ત્યારે, લક્ષ ચોરાસી ફરે. કૃષ્ણને૦
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શૂં સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને૦
દોરી સરવની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, સુર તેવો નિસરે. કૃષ્ણને૦
થનાર વસ્તુ થયા કરે જ્યમ, કૃષ્ણ ફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણીપેરે જાશે, જ્યમ ગજ કોઠું ગરે. કૃષ્ણને૦
જેહેવું જેટલું જે જ્યમ કાળે, તે તેહને કર ઠરે;
એહેમાં ફેર પડે નહીં કોઇથી, શીદ કુટાઇ તું મરે. કૃષ્ણમે૦
ત્હારૂં ધાર્યું થતું હોય તો, સુખ સંચે દુઃખ હરે;
આપપણું અજ્ઞાનકુળ એ, મૂળ વિચારે ખરે. કૃષ્ણને૦
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનીષદ્ ઓચરે;
રાખ ભરોંસો રાધાવરનો, દયા શીદને ડરે. કૃષ્ણને૦

## પદ ૩ જું. રાગ લાવણીનો.

સાંભળ શિક્ષા તું મન મારી, સાચિ કહું એક વાત,
મનુષ્યા દેહ દુર્લભ ભજ હરિને, જ્યાં લગી તન કુશળાત;
સમો ગયે પસ્તાઇશ પાર ક્યાં, ચોરાસી અથડાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં.
ખર અવતાર થશે હરિ ભૂલ્યે, પીઠ લાદશે તારી,
ભૂખ્યો તરસ્યો કોઈ નહી પૂછે, શીત તૃષા તપ ભારી;
પાછળ માર ધડાધડ પડશે, કાંઇએક મંદ ચલાતાં.
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં.
શ્વાન થઇશ ભગવાનને ભૂલ્યે, હંકાઇશ ઘેરઘેર,
મળ મુત્રાદિક ખાનપાન બહુ, કષ્ટ સહીશ શી પેર;
કહ્યું નહીં આ જન્મ જશે એમ, લાત લાકડી ખાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં.
ઘણું ગંદુ તન વિટવરાહનું, હરિ ન ભજે તો થાશે;
મુત્ર પુરીષની હાર વાસ ત્યાં, તને અડી સહુ નાશે.

નાશે દિને જ્ઞાની ભુંડા, જ્યાં ત્યાં ફરે મરાતા,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં.
કૃષ્ણકીર્તનમાં આળસ આણે, અજ કુર્કટ પડે થાવું,
વણ વાંકે પાળે ને વેંચે, કસાઇ કરમાં જાવું;
અકાળમૃત્યુ શસ્ત્રમાર પીડા, અતિશય કંઠ કપાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં.
હરિ ન ભજે ઇત્યાદિક અધમ તેનો, ગણુતાં આવે પાર,
નરક કુંડની અખંડ આંચનો, કેમ કરૂં ઉચ્ચાર;
કેશવ વણ કોઈ શકે ન છોડવી, જમ કિંકર લઇ જાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં.
દયા પ્રિત વિષે રહ્યું ઊધ્યું, ને ચેત હજુ તો ચેતાય,
વિષય સુખ સહુ યોનીમાં ત્યાં, કૃષ્ણ ભજન નહિ થાય;
આ અવસરમાં લે સમરી, પછી પાર નથી પસ્તાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં.

## પદ ૪ થું.

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક.
સિંહણકેરૂં દુધ હોય તે, સિંહણ સુતને જરે;
કનકપાત્ર પાખ સહુ ધાતુ, ફોડીને નિસરે. પ્રેમરસ.
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે;
ક્ષાર સિંધુનું માછલડું જ્યમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ.
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગળવંશીને વમન કરાવે, વેદવાણી ઉચરે. પ્રેમરસ.
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગિ બગલો મુક્તાફળ, દેખી ચંચુના ભરે. પ્રેમરસ.
એમ કોટી સાધને પ્રેમવિના, પુરૂષોત્તમ પુંઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રીગોવરધનધર, પ્રેમ ભક્તિયે વરે. પ્રેમરસ.

## પદ ૫ મું.

સાધુ શ્રમ ના કરશોરે, કોટી પ્રયત્ને ગરધવ થશે નહીં ગાય;
માટે શ્રમ ના કરશોરે, કઠણ બોલી કાળજ બાળે;
હરીભજન ભુલાય, માટે શ્રમ કરશોરે. ટેક.
કામળાકેરી કાળક, સોમણ સાબુથી ના જાય,
શ્વાનની પુંછડી થાય ના સીધી, કરે અનેક ઉપાય. માટે શ્રમ.

કુલક્ષણુથી શીયળ પડયો, પુરૂષે પુરૂષ થાય,
પણુ પંડળ મરદ હોય ન કદા, સોમણુ પારો ખાય. માટે શ્રમ.
કસ્તુરી કયારે વાવો તોહે, લસણુ તો ગંધાય,
ફળે ના ફુલે ન નેતર, સુધા જો સીંચાય. માટે શ્રમ.
આઠે પ્રહર ઉકાળીયે તોહે, કાંકણું ન બફાય,
વાંસ એરંડો થાય ન ચંદન, મળીયાચળને વાય. માટે શ્રમ.
જેહનેકાજે જે સરજ્યાં છે, તે તેહમાં લોભાય,
હરીના ભકતો હરી વિના, બીજે નહીં બંધાય. માટે શ્રમ.
પરાપુરવથી પ્રભુના છે તેતો, પ્રભુતણા ગુણુ ગાય,
દયો દુષ્ટને ડાબા મુકી, ભજે શ્રીવ્રજરાય. માટે શ્રમ.

પદ ૬ હું-રાગ કાફી.

સાચું તે સગપણુરે, સમજ મન શ્યામતણું;
બાકી સહુ જુઠું રે, કશું નથી કામતણું. ટેક.
માત તાત સુતભ્રાત ને ભગિની,સગાં સહોદર સોય;
કુળકુટુંબસખાગોત્રને ગ્નાતી,એહેમાં તારૂંછે નહી કોય;
સગું એ તો સરવે રે, સુખ તે દામતણું. સાચું તે.
જનુની જનક એવાં કર્યાં કેટલાં, તેં જેટલી ધરી દેહ;
લ્હેણાદેણીનો સંબંધ તુટયો, ત્યારે મુકી ગયાં તેહ;
કોઇએ ના બતાવ્યુંરે, ઠેકાણું વિશ્રામતણું. સાચું તે.
જેની આહરીવણુ હેત ધરીને,કોણુઆપે મનુષઅવતાર;
પશુ પક્ષી ફેડીને આપ્યો,તને ભજનતણો અધિકાર;
ભજે તેને આપે રે, પદ નીજ ધામતણું. સાચું તે.
અણું આસક્તિ કયહું મા રાખીશ, માયા મનથી છોડ;
નિશ્ચત થઇ સહુ શોક તજીને, પ્રીત-પ્રભુજીશું જોડ;
દયા દિનરજની રે, રટણુ કર રામતણું. સાચું તે.

પદ ૭ મું.

મનજી મુસાફર રે, ચાલો નીજ દેશભણી;
મુલક ઘણા જોયા રે, મુશાફરી થઇ છે ઘણી. ટેક.
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભુલતા ભાઇ;
ફરીને આ મારગ મળશે નહીં,એહેવી છે અવળાઇ;
સમજીને ચાલો સીધા રે,ના જાશો ડાબા કે જમણી. મનજી.
વચે ફાંશીઆ વાટે મારવાને, બેઠા છે ચાર;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહીં ભાર;
મળ્યો છે એક ભેદી રે, કહેલી ગતી સહુ તે તણી. મનજી.

હાવાં માલ વેહોરોતો વેહરશે શેઠના નામનો,થાય ના કયહ્ણુ અટકાવ;
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ;
એટલા સારૂ રે, ના થાવું વેહરતના ધણી. મનજી.
જો જો જુગથકી જાવું છે, કરજો સંભાળીને કામ;
દાસ દયાને એમ ગમે છે, હવાં જઇએ પોતાને ગામ;
સુઝે છે હાવાં હેવું રે, અવધ થઇ છે આપણી. મનજી.

# મીરાંબાઈ.

**ગુજરાતી ભાષામાં સ્ત્રી કવિમાં પેહેલી મીરાંબાઇ પટરાણી શોહે છે. એની કવિતામાં ભકિત-ભાવ ને પ્રેમરસ ઝળહળે છે.**

## સતભામાનું રૂશણું.

જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવારે લોલ,હેતજ હોય તો હૈડામાં વરતાયજો;
અમે તમારી આંખડિયે અળખામણાંરે લોલ, વાલ હોય તો નયણામાં ઝળકાયજો; જાણ્યું જાણ્યું.
પારિજાતનું ફુલરે નારદ લાવિયારેલોલ,જૈ સોંપ્યું રાણિ રૂકુમિણિને દરબારજો;
એકે પાંખડલી મારે મંદિર ન મોકલીરે લોલ, કીધી મુજથી એ અદકેરી નારજો; જાણ્યું જાણ્યું.
અચરત પામ્યાં ને આનંદ ઉતર્યોરે લોલ,જાઓ જાઓ નહિ બોલુંસુંદરશ્યામજો;
રુકુમિણિને મંદિર જૈને રંગે રમોરે લોલ, હવે તમારે અમસાથે શું કામજો; જાણ્યું જાણ્યું.
અળગા રહો અલબેલા મને અડશો નહીરેલોલ,તમસાથે નહિ બોલું નંદકુમારજો
મોલે તે પધારો માનીતી તણેરે લોલ, આજ પછી નવ આવશો મારે દ્વારજો; જાણ્યું જાણ્યું.
નારદે કહ્યું સતભામા સાંભળોરે લોલ, એ નિર્લજને નથી તમારૂં કામજો;
કાલા ને વાલા કરતો તે આવશેરેલોલ,મોટા કુળની મૂકશો માં તમે મામજો; જાણ્યું જાણ્યું.

ઉતાર્યા આભ્રણરે સર્વે અંગથકીરે લોલ,લો શામળિયા તમારો શણગારજો;
મારા રે મૈયરની ઓઢું ઓઢણીરે લોલ,બીજું આપો માનીતીને દરબારજો;
જાણ્યું જાણ્યું.
ચરણા ચીર ઉતારી ચોળી ચુંદડીરે લોલ, ઉરથકી ઉતર્યો નવસર હારજો;
કાંબી ને કડલાંરે ત્રોટી દામણીરે લોલ, સર્વ સંભાળી લેજો નંદકુમારજો;
જાણ્યું જાણ્યું.
આગળથી નવ જાણ્યું મેં તો એવડુંરે લોલ,ધરથિ ન જાણ્યો ધુતારાનો ઢંગજો;
બાળાપણાની પ્રીત અમારી પાલટીરે લોલ,એ નિર્લજને શાનો દીજે રંગજો;
જાણ્યું જાણ્યું.
ધીરજની વાતો ધરથી જાણી નહીંરે લોલ,પ્રીત કરીને પરવશ કીધા પ્રાણજો;
કાળજડાં કોરીને ભીંતર ભેદિયાંરે લોલ,મીટડલીમાં માર્યા મોહનાં બાણજો;
જાણ્યું જાણ્યું.
પ્રીત કરી પરહરવું નોતું પાધરૂંરે લોલ,થોડા દિવસમાં શું દીધાં મને સૂખજો;
સ્વમાનાં સુખડાંરે સ્વમે વહી ગયાંરે લોલ,દેહડલીમાં પ્રગટયાં દારુણ દુઃખજો;
જાણ્યું જાણ્યું.
પૂરણ પાપ મળ્યાંરે એ અબળાતણાંરે લોલ,જેનો પરણ્યો પરઘેર રમવા જાયજો;
અબોલડા લીધા રે બાળે વેષથીરે લોલ, તે નારીનું જોબન ઝોલાં ખાયજો;
જાણ્યું જાણ્યું.
પાણીડાં પીનેરે ઘર શું પૂછિયેરે લોલ, વેરી પિતાએ પૂરણ સાધ્યાં વેરજો;
ઉછેરી આપીરે એના હાથમાં રે લોલ, ગળથુળીમાં ઘોળિ ન પાયાં ઝેરજો;
જાણ્યું જાણ્યું.
શોકડલીનાં વેણ મને બહુ સાંભરેરે લોલ, નયણાંમાંથી છુટે જળની ધારજો;
હૈડું ન ફાટયુંરે હજુયે અમતણુંરે લોલ,ઉર ઉપર કાંઈ ઉઠયાં મેઘ મલારજો;
જાણ્યું જાણ્યું.
એવાંને મેણાં શું બોલો મુખથકીરે લોલ,ભોળા મનની શું આણોછો ભ્રાંતજો;
નારી મત શું રાખો નારદને કહેરે લોલ, કુળવંતી તમે કેમ કરો કલ્પાંતજો;
જાણ્યું જાણ્યું.
પટરાણી તમથી બીજી પ્યારી નથીરે લોલ,શું સતભામા કુડો આવ્યો ક્રોધજો;
કપટી નારદિયાનાં કેહેણ ન માનિયેરેલોલ,ઘણો વધારે ઘેર ઘેર જઇ વિરોધજો;
જાણ્યું જાણ્યું.
સાચું જો કહું તો તમે નવ સાંભળોરે લોલ,કહો સતભામા ખાઉં તમ આગળ સમ.
કાળુડા નાગને આપું આંગળીરે લોલ,તોએ તમારૂં મન નવ માને કયમજો;
જાણ્યું જાણ્યું.

મોહનજી કહેરે સતી તમે સાંભળોરે લોલ,કહોતો મંગાવું પારિજાતકનું ઝાડજો;
આણીને રોપાવું તમારે આંગણેરે લોલ, રાણી રોષ તજીને મૂકો રાડજો;
જાણ્યું જાણ્યું.
હરખીને બોલ્યાંરે હરિથી હેતશુરે લોલ, સતભામાને સૌકો લાગ્યાં પાયજો;
વાજાં ને વાગેરે વાંસળીરે લોલ, ગીત ગાન ને નૌત્તમ ઉછવ થાયજો;
જાણ્યું જાણ્યું.
કુમકુમ ને કસ્તૂરી બેહેકે કેવડોરે લોલ, ચૂવાચંદન ઊડે અબિલ ગુલાલજો;
આનંદ ઓછવરે થાય અતીઘણોરે લોલ,ભેરભુંગળને વાજે મૃદંગ તાળજો;
જાણ્યું જાણ્યું.
રૂશણું ગાયુંરે રૂડી રીતશુરે લોલ, સતભામા મનાવ્યાં છે મનજો;
મીરાંનો સ્વામીરે મોલ પધારિયારે લોલ,સતભામાનાં જીવન કીધાં ધન્યજો;
જાણ્યું જાણ્યું.

---

## કૃષ્ણકીર્તનનાં પદ.

### પદ ૧ લું.-રાગ પ્રભાત.

મુજ અબળાને મોટી મીરાત* બાઇ, શામળો ઘરેણું મારે સાચુંરે-ટેક.
વાળી ઘડાવું વિઠ્ઠલવરકેરી, હાર હરિનો મારે હઇયેરે;
ચીતમાળા ચતુરભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇયેરે. મુજ.
ઝાંઝરિયાં જગજીવનકેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબીરે;
વિંછુવા ઘુઘરા રામ નારાયણના, અણુવટ અંતરજામીરે. મુજ.
પેટી ઘડાવું પુરૂષોતમકેરી, ત્રિકમ નામનું તાળુંરે;
કુંચી કરાવું કરૂણાનંદકેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલુંરે. મુજ.
સાસરવાસો સજિને બેઠી, હવે નથી કાંઇ કાચુંરે;
મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધરનાગર,હરિને ચરણે જાચુંરે. મુજ.

### પદ ૨ જું.

ક્યાં ગયોરે પેલો મોરલીવાલો, અમારા ઘુંઘટ ખોલીરે;
ક્યાં ગયોરે પેલો વાંસળીવાળો, અમને રંગમાં રોળીરે, ટેક.
હમણાં વેણો ગુંથી હતી, પેરી કસુંબલ ચોળીરે;
માત જશોદા સાખ પુરે છે, કેસર છાંટયાં ઘોળીરે. ક્યાં.
જળ જમુનાનાં ભરવા ગયાંતાં, બેડું નાંખ્યું ઢોળીરે;
પાતળિયો પરપંચે ભરિયો, અમે તે અબળા ભોળીરે. ક્યાં.

---

* મીલકત

પ્રેમતણી પ્રેમદાને અંતર, ગેબની મારી ગોળીરે;
મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધરનાગર,ચરણકમળચિત્ત ચોળીરે. ક્યાં.

### પદ ૩ જું.

બોલ માં બોલ માં બોલ માંરે, રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં. ટેક.
સાકર શેરડીનો સવાદ તજીને, કડવો લીમડો ઘોળ માં રે, રાધાકૃષ્ણ.
ચાંદ સૂરજનું તેજ તજીને,આગીયા સંગાતે પ્રીત જોડ માંરે, રાધાકૃષ્ણ.
હીરા રે માણેક ઝવેર તજીને,કથીર સંગાતે મણી તોળ માંરે, રાધાકૃષ્ણ.
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, શરીર આપ્યું સમતોલમાંરે, રાધાકૃષ્ણ.

### પદ ૪ થું.

પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની ટેક.
જળ જમુનામાં ભરવા ગયાંતાં, હતી ગાગર માથે હેમનીરે; મને.
કાચે તે તાંતણે હરિજીયે બાંધી, જેમ ખેંચે તેમ તેમનીરે; મને.
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, શામળી સુરત શુભ એમનીરે; મને.

### પદ ૫ મું.

લેહ લાગી મને તારી, અલ્યાજી લેહ લાગી મને તારી ટેક.
કામકાજ મૂકયું ને ધામજ મૂકયું,મનમાં ચાહું છુ મોરારી; અલ્યાજી.
ખભે છે કામળીને હાથમાં છે વાંસળી,ગોકુળમાં ગાયો ચારી; અલ્યાજી.
સોળ સહસ્ર ગોપિયોને તમે વરિયા,તોય તમે બાળબ્રહ્મચારી; અલ્યાજી.
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, ચરણ કમળ બલિહારી; અલ્યાજી.

### પદ ૬ ઠું.

કાલે પરણાવશું ગોપી, કુંવરને કાલે પરણાવશું ગોપી;
લાજ મરજાદ સર્વ લોપી કુંવરને કાલે પરણાવશું ગોપી. ટેક.
કાનવર મારો ઘોડે ચડશે, માથે મુગટ આરોપી; કુંવરને.
રાધિકા જ્યારે મંદિર પધારશે, મંદિર રહેશે ઓપી; કુંવરને.
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, લીલા વાઘા ને પીળી ટોપી; કુંવરને.

### પદ ૭ મું.

હાંરે કોઈ માધવ લ્યો માધવ લ્યો, વેચંતી વ્રજનારીરે; હાંરે.
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે લટકે ચાલીરે; હાંરે.
હાંરે ગોપિ ઘેલું શું બોલતી જાય, મટુકીમાં ન સમાયરે; હાંરે.
નવ માનો તો જુવો ઉતારી,માંહી જુવે તો કુંજબિહારીરે; હાંરે.
વૃંદાવનમાં જાતા ધારી, વાલો ગૌ ચારેછે ગિરિધારી રે; હાંરે.

ગોપિ ચાલી વૃંદાવન વાટે, સૌ વ્રજની ગોપિયો સાથે રે; હાંરે.
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર,જેનાં ચરણ કમળ સુખસાગર રે; હાંરે.

## પદ ૮ મું.

થનક થનક તાથઇરે, નાચે નાચે નંદનો નાનડીયો. ટેક.
તાળબંધ તાળીવાગે ઘુઘરૂ ધમકે,હાંરે લાલ મોરલી બજાવે લઇ લઈરે, ના.
નારદ નૃત્ય કરંતારે આગે, હાંરે વળી સાથ રાધાને લઇરે; નાચે.
બ્રહ્મા વેદ ભણંતારે આગે, હાંરે ત્યાંતો સૂરજ રહ્યો મોહી મોહીરે; નાચે.
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર,હાંરે ત્યાંતો કૃષ્ણજીએ મોરલી બજાઇ; નાચે.

## પદ ૯ મું. રાગ પરજ.

ગોવિંદો પ્રાણ અમારોરે, મને જગ લાગ્યો ખારો રે;
મને મારો રામજી ભાવેરે, બીજો મારી નજરે ન આવેરે–ટેક.
મીરાંબાઇના મેહેલમાં રે, હરિ સંતનનો વાસ;
કપટીથી હરિ દૂર વશે, મારા સંતનકેરી પાસ; ગોવિંદો.
રાણાજી કાગળ મોકલે રે, દો રાણી મીરાં ને હાથ;
સાધુની સંગત છોડી ધો, તમે વસોને અમારે સાથ; ગોવિંદો.
મીરાંબાઇ કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ; ગોવિંદ.
વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પીગયાં જેને, સહાય શ્રીવિશ્વનો નાથ; ગોવિંદો.
સાંઢવાળા સાંઢ શણગારજે રે, જાવું સો સો રે કોશ;
રાણાજીના દેશમાં મારે, જળરે પીવાનો દોષ; ગોવિંદો.
ડાબો મેલ્યો મેવાડરે, મીરાં ગઇ પશ્ચિમમાંય;
સરવ છોડી મિરાં નીસર્યાં જેનું, માયામાં મનડું ન કોય; ગોવિંદો.
સાસુ અમારી સષુમણારે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાં મારો, નાવલિયો નિર્દોષ; ગોવિંદો.
ચુંદડી ઓઢું ત્યારે રંગ ચુવેરે, રંગ બેરંગી હોય;
ઓઢું હું કાળો કાંબળો, દુજો ડાગ ન લાગે કોય; ગોવિંદો.
મીરાં હરીની લાડણી રે, રહેતી સંત હજૂર;
સાધુ સંગાતે સ્નેહ ઘણો પેલા, કપટીથી દીલ દૂર; ગોવિંદો.

# કૃષ્ણાબાઈ.

આ નાગર સ્ત્રીનાં ગીતો ગુજરાતમાં બહુ પ્રસિદ્ધ છે.

## સીતાજીની કાંચળી.

શ્રી રામજી કેરે ચરણે નમીને, સીતા કાંચળી પ્રીતેરે;
શ્રી રામ લક્ષ્મણનું વંદન કરીને, ગાવું છું નૌતમ ગીતે; હો રમતાં.
દશરથસુતે આજ્ઞા પાળી, ઘર તજી ચાલ્યા વંનરે;
લક્ષ્મણ બંધવ જોડે લીધો, સ્નેહ ગાવું ધંન ધંન; હો રમતાં.
પંચવટીમાં નિવાસ કરીને, આનંદ બહુ ઉપજાવેરે;
દિન પ્રત્યે ચોપટ બહુ ખેલે, જાનકીને મન ભાવે; હો રમતાં.
પર્ણકુટીમાં સરોવર પાસે, જ્યાં ખેલે સીતારામરે;
કનકતણો કુરંગ દીઠો એક, આવ્યો તેણે ઠામ; હો રમતાં.
સોનાનાં શીંગ ને ત્વચા કનકની, નાભિયે કસ્તુરિ બેહેકેરે;
ડમરો ચરતાં દીઠો જાનકિયે, નાચે નૌતમ લેહેકે; હો રમતાં.
**સીતા**–તે દેખી સીતાને રઢ લાગી, રામ એ મૃગ મારિ લાવોરે;
આપણે જ્યારે અજોધ્યા જઈશું, કાંચલડી શીવડાવો; હો રમતાં.
**રામ**–સરોવર તીરે મૃગલો ઉભો, દીસંતો ઘણો રૂડોરે;
ઘેલી સીતા ઘેલું શું બોલો, મૃગ છે હૈયાનો કૂડો; હો રમતાં.
બ્રહ્માએ જ્યારે સૃષ્ટિ રચી ત્યારે, સોનાનો નથિ નિપજાવ્યોરે;
નથિ દીઠો નથિ શ્રવણે સાંભળ્યો, કોઇક કારમો આવ્યો; હો રમતાં.
**સીતા**–પ્રત્યક્ષ પારખું મારા પીયુજી, સાચો હશે તો સહાશેરે;
કૂડ કપટથી આવ્યો હશે તો, હમણાં શીટી જાશે; હો રમતાં.
**રામ**–સાચો હોય તેને કયમ હણિયે, કયાં ગયું તમારૂં જ્ઞાનરે;
પોતાના સ્વારથને માટે, લ્યો છો પશુના પ્રાણ; હો રમતાં.
**સીતા**–સીતા કહે સાંભળો રઘુનંદન, વિદ્યા તમારી કાચીરે;
ઉજાતો મારિ લાવો મૃગનો, તો જાણું વિદ્યા સાચી; હો રમતાં.
**રામ**–બીજાં વિદ્યાનાં કામ ઘણાં છે, શાખા પત્ર ફળ ફૂલરે;
પોતાનો સ્વારથ સરતો હોય તો, પાપ ન કરિયે મૂળ; હો રમતાં.

**સીતા**–સીતા કહે એક મૃગને હણતાં, શાનું બેસે કર્મરે;
મહારાજાને મૃગયા રમવી, ખરો ક્ષત્રીનો ધર્મ; હો રમતાં.
**રામ**–મૃગયા માટે અમે નથિ આવ્યા,અમને શાની આશરે;
જ્યાં જેવે આશ્રમે રહેવું, ત્યાં તેવો અભ્યાસ; હો રમતાં
**સીતા**–સાધુપણાં જ્યારે એવાં આદર્યાં,ધનુષબાણ શાને ઝાલોરે;
સાધુ થઈને રહો એકાંતે, ધર્મ પોતાનો પાળો; હો રમતાં.
**રામ**–રામ કહે એ રાજપુત્રને, લખિયાં છે એંધાણરે;
કદાપિ કોઇ બળિયો દુઃખ દે તો, તેના લેવા પ્રાણ; હો રમતાં.
**સીતા**–શૂર્પનખા ભગિની રાવણની, તેનો શો હતો વાંકરે;
વણ અપરાધે તે અબળાનાં, છેદ્યાં કર્ણ ને નાક; હો રમતાં.
**રામ**–શૂર્પનખા કહે મુજને પરણો, તે મારે મન નવ ભાવેરે;
એકથકી અમે વાજ આવ્યા તો, બીજીને કોણ લાવે; હો રમતાં.
**સીતા**–સંસારમાં જ્યારે રહેવું કંથજી, કાયર થયે કેમ ચાલેરે;
સંસારનો લાવો મારા કંથજી, નારિ માગે તે આલે; હો રમતાં.
**રામ**–ઘેર બેઠાં માંગો તે આલું, કાયર ન થાઊં કયમરે;
વનમાં આવીને લેવાં રૂષણાં, નહીં સતીનો ધર્મ; હો રમતાં.
**સીતા**–એવો કમખો મેં નથી પેહેર્યો, કોટિ ઉપાયે કંથરે;
જાત ભલી ને ભાત અનોપમ, ઉજ્વળ અંગ અનંત; હો રમતાં.
**રામ**–એથી રુડો કમખો શીવડાવું, સોનાના તાર નંખાવુંરે;
વારૂ ફુલ ઉપર વેલ ફરતી, વચ્ચે મોતી ટંકાવું; હો રમતાં.
**સીતા**–નિપજાવી જે વસ્તુ નીપજે, તેમાં તે શી વડાઇરે;
અણનિપજી ને અમુલ્યક જેની, જગમાં દિશે જુગતાઇ; હો રમતાં.
**રામ**–એવા સ્વાદ હતા જ્યારે તમને,શિદ આવ્યાં છો સાથેરે;
ઘેર બેઠાં નવ રહીરે ઘેલી, ઓઢત પહેરત ખાંતે; હો રમતાં.
**સીતા**–પતિવ્રતા મારૂં વ્રત પાળવું, પિયુ વિના કેમ રહેવાયરે;
એક ઘડી નવ દેખુ તો, બ્રહ્માંડ વહીને જાય; હો રમતાં.
**રામ**–પતિવ્રતા જે હોય પ્રેમદા, પિયુનું માને વચંનરે;
મૂખે ન માગે હૈયામાં દાઝે, ધીરજ રાખે મંન; હો રમતાં.
**સીતા**–દેખ્યા પાખે શાનું દાઝે, નજર પડે મોહ લાગ્યોરે;
થોડું કામ ને આળસ કરવું, હજી નથિ ગયો આઘો; હો રમતાં.
**રામ**–એ અણુસરજ્યું દુખ કોણ ભોગવે,થોડા સુખને વાસ્તેરે;
વ્યાજ વધારતાં જાય સમૂળગા, ત્યારે રહિયે હાથ ઘસતે; હો રમતાં.
**સીતા**–વસ્તુ રાખીને દામ આપિયે, ત્યારે જાયે કયમરે;
રળિયે તો મળિયે મોહનજી, નિષ્ફળ ન હોય ઉધમ; હો રમતાં.

**રામ**–ઓછું હોય તે ઉદ્યમ માંડે, આપણે સરવે સૂખરે;
જળ કાંઠે રહિને જે કૂવો, ખોદે તે મૂરખ; હો રમતાં.
**સીતા**–સરિતાનાં જળ હોય ભારે ને, કૂપનાં ઉત્તમ કારીરે;
મહા જોગિયે મૃગત્વચા ગ્રહી, જો દીઠી કાંઈ સારી; હો રમતાં.
**રામ**–તેને તે વસ્તુ વારૂ વિનતા, જેને જે આવે ભોગ્યરે;
ગૃહસ્થને રાજરિધી રૂડી ને, જોગીને રુડો જોગ; હો રમતાં.
**સીતા**–ભલી ભુંડી અમારે ભાગ્યે તે, જેવી શરીરે સોહિયેરે;
એવી કંચુકી આજ ન મળે, તે માટે મન મોહિયે; હો રમતાં.
**રામ**–એવડો મોહ ન ધરિયે માનની,મનમાં સંતોષ સાહિયેરે;
જ્યારે જેવું મળે તે અનુભવિયે, ઝાઝાને નવ ધાઇયે; હો રમતાં.
**સીતા**–સીતા કહે શા માટે ન કરીયે,સ્વાદ નવો નવો લેવોરે;
જોબનનો લાવો જુગજીવન, દિવસ ચારનો એ મેવો; હો રમતાં.
**રામ**–અવસર કાંઈ ઓળખતી નથી,જેવો વેષ તેવું રમવુંરે;
આપણે રાજ્યની રિદ્ધિ તજીને, આજે વનમાં ભમવું; હો રમતાં.
**સીતા**–દુઃખના દિવસ કાલે વહી જશે, વહાણે પામશો રાજ્યરે;
સવેળાનું સંઘર્યું હોય તો, અવસરે આવે કાજ; હો રમતાં.
**રામ**–રાજ્ય બેશીશું ત્યારે મળશે,જેવી જોઈયે તેવી જાતરે;
ચૌદ વરસ વનમાં ભમવું તો, રાત આડીની શી વાત; હો રમતાં.
**સીતા**–સીતા કહે શામાટે ન માગું,તમ સરખો પિયુ જ્યારેરે;
લક્ષ્મણ સરખા દિયરજી મારે, લાડ કરૂં પછી ક્યારે; હો રમતાં.
**રામ**–રામ કહે તને એ શી લઘુતા, અબળાનો અવતારરે;
વનમાં રહીને જે લોભ કરવો, ન હોય એ ધર્મ લગાર; હો રમતાં.
**સીતા**–સીતા કહે સાંભળો મારા પિયુજી,ઝાઝું કહે શું થાયરે;
જે સ્ત્રિને નહિ માન પિયુનું, તે વાયે લીધી જાય; હો રમતાં.
**રામ**–રામ કહે તું વહાલી ન હોય તો,શિવનું ધનુષ શાને ભાંગ્યુંરે;
ફરશુરામ સાથે જુધ કરીને, અજોધ્યામાં ગાજ્યું; હો રમતાં.
**સીતા**–મનસા વાચાએ વહાલી હઊં તો, કહ્યું કરો મુજ કંથરે;
ઘડી અધઘડિ જો વિલંબ કરશો તો,પ્રાણનો આણિશ અંત; હો રમતાં.
**રામ**–રામ કહે હૈયે નવ હારો, આટલો દા રમી જઇશરે;
તમને જ્યારે તેડી લાવ્યો, જે કહેશો તે સહીશ; હો રમતાં.
**સીતા**–એ સોગટડે હવે કાલે રમાશે, હું નહિ ઢાલું પાસારે;
ઘડિ અધઘડિનો વિલંબ કરશો તો, કાંઇક જોશો તમાસા; હો રમતાં.
પાસા પછાડી ધરણીધર ઉઠયા, ભાઇને ભળાવી નારીરે;
લક્ષ્મણ બાપ તું મઢિયે રેહેજે, મૃગને લાવું મારી; હો રમતાં.

**પંડિતા**–ધનુષ લેઈ ધાયા ધરણીધર, કુરંગ ઉપર દાઢ પાસેરે;
જેમ જેમ ઢુકે જાય જગજીવન, તેમ તેમ વેગળો દીસે; હો રમતાં.
ચાપ ચડાવી મૃગલો માર્યો, મેલ્યું કસીને બાણરે;
મરતે મૃગલે ચીસ નાખી જે, લક્ષ્મણ જાએ પ્રાણ; હો રમતાં.
શબ્દ સીતાએ સાંભળ્યો લક્ષ્મણ, રામ તેડે છે તમારેરે;
હરણને હણતાં કષ્ટ પડ્યું છે, શીઘ્ર થઈને સધારો; હો રમતાં.
**લક્ષ્મણ**–લક્ષ્મણ કહે એક હરણને હણતાં,કષ્ટ પડે તે શાનુંરે;
રઘુ સરખા ચીસ નાંખે તે, વાત તો હું નવ માનું; હો રમતાં.
**સીતા**–દક્ષિણ દિશે દિયરિયા મારા, ઝાઝું રાક્ષસ દળ છેરે;
એકલડા જાણીને જાઓ, એએ બાવિશનું બળ છે; હો રમતાં.
**લક્ષ્મણ**–એકજ બાણે ચૌદ સહસ્રને, મારે એવો મુજ ભ્રાતરે;
ચૌદ સહસ્ર ચડિને આવે તો, નવ હારે રઘુનાથ; હો રમતાં.
**સીતા**–વેળા વેળાનાં બળ છે દીયરિયા,એવડો ગરવ ન ધરિયેરે;
કયારે હારિયે ને કયારે જીતિયેરે, તે માટે સંચરિયે; હો રમતાં.
**લક્ષ્મણ**–લક્ષ્મણ કહે ભાભિ લખ્યું હશે તો,બ્રહ્માએ પાછું ન થાયરે;
તમને વનમાં એકલાં મેલીને, ડગલું નહીં ભરાય; હો રમતાં.
**સીતા**–સીતા કહે તને શાનું દાઝે, જુજવી માતા માટેરે;
સગો ભ્રાત શત્રુઘ્ન હોય તો, હમણાં દોડે ઉચાટે; હો રમતાં.
**લક્ષ્મણ**–મુજને રામજિ વહાલા ન હોય તો,શીદ આવું હું સાથરે;
ભોળે ભાવે ભક્તિ કરૂંછું, જાણીને જેષ્ટજ ભ્રાત; હો રમતાં.
**સીતા**–ભકિત કરો તે મુજને ન ભાવે, મીઠું બોલ્યે નહિ મીઠુંરે;
તુજ દુષ્ટનો વિશ્વાસ ન કરિયે, આજ પારખું દીઠું; હો રમતાં.
**લક્ષ્મણ**–ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવો પ્રમાણ્યોરે;
રાત દિવસ મેં સેવા કીધી, એકે ગુણ નવ જાણ્યો; હો રમતાં.
**સીતા**–સીતા કહે તારા ગુણનું લક્ષણ, પડી વેળા પરમાણ્યુંરે;
સાદ સાંભળીને સાંસો કીધો, ત્યારે હેત જણાણું; હો રમતાં.
દિયરિયા તુંને શાનું દાઝે, વહાલા નહીં શ્રીરામરે;
બંધવ હોય તો રણમાં દોડે, કરવાને સંગ્રામ; હો રમતાં.
**લક્ષ્મણ**–તમને અહિંયાં કો સારૂં મેલું, સાંસો કરૂંછું તેણેરે;
તમને જો લાંછન લાગે તો, વળતા મરિયે મેહેણે; હો રમતાં.
**સીતા**–તેવાં ભોળાં અમે નહિ દિયરિયા,મન વસિયા મહારાજરે;
અવર પુરુષ સાથે બોલું તો, લાગે કુળને લાજ; હો રમતાં.
**લક્ષ્મણ**–કેટલું બળ તમ અબળાકેરૂં, તનક તાલ તે હેલાંરે;
રાંધ્યું ધાન ને પ્રેમદા સરખી, વણસતાં નહીં વેળા; હો રમતાં.

**સીતા**–સીતા કહે તું શું સમજાવે, સાસુતણા સુત કાલારે;
એકલો ઉજડમાં શાને જાએ, પ્રાણ તને તારા વહાલા; હો રમતાં.
**લક્ષ્મણ**–મુજને પ્રાણ જો વહાલા હોય તો, શીદ જાઊં હું વનરે;
વન ફળ મેવા વિંણી લાવુંછું, એહાં કરોછો ભોજન; હો રમતાં.
**સીતા**–સીતા કહે તું શું દિયરિયા, મુજને રાખે વારીરે;
તું જાણે છે રામ પડે તો, હું ભોગવું આ નારી; હો રમતાં.
**લક્ષ્મણ**–ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવું ન કહિયેરે;
એકે દહાડે હસ્યો હઊંતો, સર્વે સાચું લહિયે; હો રમતાં.
**સીતા**–કપટી હોય તે કોઇશું હસે નહિ, રાખે મનમાં જાણીરે;
જળ કાંઠે બગ ધ્યાન ધરે તે, મચ્છને લેવા તાણી; હો રમતાં.
**પંડિતા**–વચન બાણ વાગ્યાં લક્ષ્મણને, તાપ ઉપનો તનમાંરે;
બહુ એ પેર પડી લક્ષ્મણને, ઝુરણ લાગી મનમાં; હો રમતાં.
શિલિમુખ રેખા કીધી લક્ષ્મણે, દીધી રામની આણરે;
કૂડે કપટે જે કોઈ આવે, તેના જાજો પ્રાણ; હો રમતાં.
એમ કહી લક્ષ્મણજી ગયા, તારુણીને લાગ્યો તાપરે;
કઠણ વચન કહ્યાં દીયરને, તેનું લાગ્યું પાપ; હો રમતાં.
લાગ જોઇ લંકાપતિ આવ્યો, પાપિયે ચલાવ્યા ચરણરે;
પરદારાને હરવા કારણ, માથે લાગ્યો મરણ; હો રમતાં.
ભગવાં વસ્ત્ર ને ભેખ સંન્યાસી, કરમાં કમંડળ ધાર્યુંરે;
ક્ષુધાર્થીને ભીક્ષા આપો, આવી એમ ઉચરિયું; હો રમતાં.
આવો પ્રભૂજી બેસો ઋષીજી, અમૃત બોલ્યાં વાણીરે;
ઉઠીને આસન ત્યાં આપ્યું, ગૃહસ્થાશ્રમધર્મ જાણી; હો રમતાં.
**રાવણ**–કોણ પિતા કોને ઘેર પરણ્યાં, કોણ તમારો કંથરે;
ઉજડમાં એકલડાં મેલીને, કયાંહાં ગયા બળવંત; હો રમતાં;
**સીતા**–જનક પિતા ને દશરથ સસરો, કૌશલ્યાજી સાસુરે;
તાતતણાં વચન પાળવાને, અમે ત્રણે થઇ વન વાસ્યું; હો રમતાં.
સોનાના શિંગનો મૃગ આવ્યો તો, કંચુકિની થઇ અભિલાખારે;
મૃગલો મારવા પિયુજી ગયાછે, કરિને શિલિમુખ રેખા; હો રમતાં.
**પંડિતા**–શિલિમુખ રેખા ઉપર મેલિ પાવડી, પાપી બોલે મર્મરે;
એપર પગ મેલી દો ભીક્ષા, રહેશે તમારો ધર્મ; હો રમતાં.
પાપીનો પ્રપંચ ન પ્રીછ્યો, ભામિની થઇ હઇયે ભોળીરે;
પોતાની વાત જે પરને કહેશે, તે રહેશે આંખો ચોળી; હો રમતાં.
સીતાએ સીતાફળ આપ્યાં, પગ પાવડિયે ધરિયોરે;
ઉપાડી લીધી અબળાને, હરણ કરીને સંચરિયો; હો રમતાં.

ત્યારે તારુણિને ત્રાસજ પડિયો, ધાજો લક્ષ્મણ રામરે;
આ પાપી કોઈ હરી જાય છે, કરીને દુષ્ટનું કામ; હો રમતાં.
તે શબ્દ સાંભળી પંખી આવ્યો, દશરથનો જે મિત્રરે;
સીતાને મૂકાવા કારણ, માંડ્યું જુદ્ધ વિચિત્ર; હો રમતાં.
રાવણે એક કપટજ કીધું, પર્વત પાછળ રહિનેરે;
રુધિરાળા પાષાણ ગળાવ્યા, ભારે પડિયો થઇને; હો રમતાં.
ત્યાંથી રાવણ લેઇને ગયો, લંકાના ગઢ માંયરે;
મૃગ મારીને રામજિ વળિયા, જે જે રાઘવરાય; હો રમતાં.
નથિરે સીતા નથિરે સીતા, નથીરે મઢુલી માંયરે;
કાગારોળ ત્યાં થઇ રહ્યો છે, ચકડોળ વાતે ત્યાંય; હો રમતાં.
પગલે પગલે શોધતા તેને, ગયા તે બેહુએ ભાઈરે;
ઋષ્યમૂક પર્વત માંહિ પહોંચ્યા, જ્યાં છે વાંદરનો રાય; હો રમતાં.
સુગ્રીવ સાથે કરી મૈત્રી, વાળીને નાંખ્યો મારીરે;
વાળીનું રાજ્ય સુગ્રીવને આપ્યું, ઉપર આલી નારી; હો રમતાં.
નર વાનર એકઠા કરીને, સાગર બાંધી પાજ્યરે;
રાવણને મારી કરીને, વિભિષણને આપ્યું રાજ્ય; હો રમતાં.
જુદ્ધ કરી સીતાને લાવ્યા, ઢોલ નિશાન વજડાવીરે;
સીતાજીનાં લાડ પાળ્યાં તેને, કાંચળડી શીવડાવી; હો રમતાં.
સ્વામિ આજ્ઞા ઓળંગીને, મમત ધર્યો બહુ મનમાંરે;
સતી સીતાને દુઃખ ઉપનું, તાપ વાપિયો તનમાં; હો રમતાં.
પેહેલે સીતાવિવાહ ગાયો, રૂક્મિણીહરણ રૂડુંરે;
સીતાકંચુકી શોભ વરણવ્યો, કૃષ્ણ વિના સૌ કુડું; હો રમતાં.
સતી ગુણ કૃષ્ણાબાઇ ગાયે, વડનગરમાં વાસરે;
રામલક્ષ્મણ જાનકીનો જય, સાથે હનુમંત દાસ; હો રમતાં.
જે જન હરિગુણ ગાય સાંભળે, તેહતણાં દુઃખ વામેરે;
ધર્મ અર્થ ને કામ મુક્તિ ફળ, ચાર પદારથ પામે; હો રમતાં.



# પુરીબાઈ.

## તળ ગુજરાતની સ્ત્રી કવિ તે માત્ર એજ છે.

### સીતામંગળ.

#### કડવું ૧ લું-રાગ ધોળ.

સતી સીતાને ચરણે લાગુંજી, નિર્મળ વાણીને શુદ્ધ બુદ્ધ માગુંજી;

ઢાળ.

માંગું છુંરે શુદ્ધ બુધ્ધ મનોહર, સ્વામી સારંગપાણ;
ગુણ વરણવુંરે હું તાહરા, મને આપ અવિચળ વાણ.
સિવરા મંડપ રચ્યો જ્યારે ને, તેડાવ્યા ભૂપ;
ઋષી સાથે રાઘવ આવ્યા એનું, મહા મનોહર રૂપ.
પાતાળનારે પન્નગ તેડ્યા ને, આવ્યા ગગન મુની દેવ;
રાવણ કહે હું ધનુષ ભાગું ને, કન્યા વરૂં તતખેવ.
સતિ જાનકિયે સામું જોયું ને, દીઠા શ્રીમહારાજ;
સ્વામિ ભવોભવ હું પદસેવક, કેમ વિસારી આજ.
સતિ તે કેરાં વચન સુણીને, હસ્યા શ્રીરઘુવીર;
ક્ષણમાં રે વરૂં હું જાનકી, તું રાખ મનમાં ધીર.
કરજોડી પૂરી ભણે જેનો, અમરાપૂરીમાં વાસ;
સ્વામિ સૌ સંતની દાસ છું, રઘુનાથ રાખો પાસ.

#### કડવું ૨ જું-ઢાળ.

રતનાળિ સિતાજીએ વેણ વછોડી, શેષ નાગ સળકી રહ્યા કરજોડી;
સુખનિ છબી અતિ બુદ્ધિ શોધ્યેજિમાંહી, રોહણી પતિ દરશને આવ્યા બાઈ.
નાસિકા શુકચંચુ અધરરસ શોહે, દંત દેખિને માનવીનાં મન મોહે;
શણગાર સજે રાજા જનકકુંવારી, તેની શોભા બની ત્રણ લોકથી ન્યારી.
કર કોમળ ને રાતા કુમકુમ જેવા, ચુડલો રતનાળો બાજુબંધ તેવા;
કોદંડને ભાગતાં હાથ ચંપાણા, મોટા ભૂપતિ માંય પડ્યા ખશિયાણા.

સ્વામિ આજ તમે મને કેમરે વિસારી, જુગજુગ માંહી હું તો હતીરે તમારી;
ત્યાંતો ધનુષ ભાગિને સાતે ખંડ કર્યારે, પછી જનકનિ કુંવરીને રામ વર્યારે.
ત્યારે ચૌદ લોક માંહિ ચાલી વધાઈ, કરજોડીને એમ કહે પુરીબાઈ.

## કડવું ૩ જું. ઢાળ.

જાન લઈ આવ્યારે દશરથરાય, હસ્તી ઘોડા બહુ કહ્યા નવજાય;
કાળા કાબરા ને રાતારે ઘણા, સુંદર તે મહારાજારે તણા.
લીલા પીળા ને ધોળા જેહ, ઘોડા પાખરિયા પલાણ્યા તેહ;
રથ સુખપાલોનિ રચનારે બણી, જાન વખાણુંરે રાઘવતણી.
ભારે શેષ પાતાળે ગયો, રજે સૂરજ ઝાંખોરે થયો;
ભેર ભૂંગળ બહુ નાદજ થાય, જાનની શોભા કહી નવ જાય.
ક્ષણમાં પહોંચ્યાંરે દશરથરાય, સામૈયે રાજા જનકજી જાય;
ભેટ્યા વેવાઇને મળિયાં મન, રાજા જનક કહે દિવસ ધનધન.
એલચિએ વાસ્યાંરે જળ આણી, ખાંડ ઘોળીને પાયાંરે પાણી;
જાનજોઈને રાજા જનકજી હસ્યા, એ આગળ આપણ રાજારે કસ્યા.
ચંદનના ઓરડારે ઉઘાડ્યા, દશરથ રાયને ત્યારે ઊતાર્યા;
પાલખડી મેલીરે પરશાળ, જોતાં સામી દીસેરે રસાળ.
જાનરડિઓનીરે જુક્તિજ બણી, પાથરણાંરે આપ્યાં પાથરી;
ઘોડાનીરે ઘોડારો ઘણી, વળિ વિધ્ય કરી રૂડી માણાતણી.
આવી જનકજી બોલ્યા વાયકા, કલુઓ લઈ ચાલો નાયકા;
નાગરી સઉ મળી નારી જેહ, કલુવો લઇને ચાલી તેહ.
ગાતી ને વાતી જાનિવાસે જાય, ઘણું સંતોષ્યારે રાઘવરાય;
કૌશલ્યા બાઇયેરે દીધાં માન, સઉકોને આપ્યાં ફોફળ પાન.
જનક રાજાની જે વહુ દીકરી, તેને તે ફોફળ આપ્યાં ફરી;
માતા તે નયણે અંજન કરે, કંકુ ચંદન રઘુપતિને ધરે.
માતા તે મનમાં એવું ભણે, રખે કુંવર કોની દૃષ્ટે પડે;
ભરત શત્રુધ્ન લક્ષ્મણ ધીર, વર પાસે બેઠા ત્રણ વીર.
માતાજિ ચિંતા ન કરશો તમો, રક્ષા કરીશુંરે રાઘવ અમો;
એતો કહિયેરે કારણ રૂપ, સૂરજવંશમાં મોટો ભૂપ.
ધનુષ તો એણે ભાંગિયું, ઘણા અસુરનું કુળ લાજિયું;
તોરણે ને છજે નાચે મોર, મંડપમાં દીસે ઘનઘોર.
મંડપમાંરે ઊભાં મહામતી, તેણે નવરાવ્યાં મહાસતી;
ગોત્રજ આગળ બેઠાં સીત, રાઘવજી શું પૂરણ પ્રીત.
ગોત્રજ માંય જીયાવર આવિયા, હૃદે કમળમાં તે ભાવિયા;

દશરથનાં દદામાં ગડગડ્યાં, રઘુનંદન વરઘોડે ચડ્યા.
કરજોડીને કહે પૂરીબાઇ, લગન સાધવાની વેળા થઇ.

### કડવું ૪ થું-ઢાળ.

ચંચળ અશ્વ ચઢ્યા રઘુનંદન, ઢોલ દદામાં ગાજેજી;
સીતાનો વર શોભે તોરણ, જોઈ કોટી કામ લાજેજી.
કટી કોમળ ત્યાં મેખલા સોહિયે, પાયે નેપૂર વાજેજી;
બાંહે બાજુબંધ બાંધ્યા છે, કોટે કૌસ્તુભમણિ છાજેજી.
જાનરડી વરની માડી સંગાતે, ગીત મધુરાં ગાયેજી;
સાસૂ પ્રેમે પનોતી ધાઈ, વરને પોંખવા જાયેજી.

### કડવું ૫ મું ઢાળ.

નાક સાહિને નિર્ખ્યા અંતરજામી, મારી લાડકવાઇ રૂડો વર પામી;
એની ચોરિયે ચોતરફ હિરની દોરી,રાજા જનક કહે સીતા રામની ગોરી.
ત્યારે મધુરી શી વાણી કૌશલ્યા બોલે, ત્રિલોકમાં નહિ મારા રામને તોલે.
સીતા પેહેલું મંગળ વરત્યું રઘુરાય, ત્યાંતો મધુપર્કકેરાં દાન અપાય.
સીતા બીજું મંગળ વરત્યું રઘુરાય, ત્યાં તો મુદ્રીકા કેરાં દાન અપાય.
સીતા ત્રીજાં મંગળ રામની સાથ કીધાં, ત્યારે જનકરાયે મહાદાન દીધાં.
સીતા ચોથું મંગળ વરત્યું રઘુરાય, ત્યાંતો કન્યાકેરાં દાન અપાય.
ત્યાં બરાનપુરની બાજોઠી મંગાવો, ત્યાં વીસલનગરનિ થાળી અણાવો.
ત્યાં ડુંગરપુરની ઝારીરે આણી, કંસાર પીરસે રાજા જનકની રાણી.
કંસાર પીરસ્યો તે રૂડીરે રીતે, સીતા રામ જમ્યાં તે પૂરણ પ્રીતે.
ત્યાં પાન સોપારીની છાબજ છોડી, સીતા રામ રહ્યાં છે બેઉ કર જોડી.
કરજોડી પૂરી કહે જે જે રે કીજે, ત્યાં કન્યા સજોડાનાં ભામણાં લીજે.

### કડવું ૬ ઠું. ઢાળ.

ઉત્તમજળ ઉષ્ણોદક મેલ્યાં તે, જાનને નાવણ કીજેજી;
પાટ પીરોજા ને સોના આડણિયો તે,જાનને આસન દીજેજી.
વીસલનગરની થાળિયો અણાવો ને, ડુંગરપુરની ઝારીજી;
વાટકડા વીજાપુરી મેલે તો, સુવરણ લોટા શુભકારીજી.
કાઢા ઘઉંની લાપશિ પિરસો તો, માંહે માળવિયો ગોળજી;
ઘી તો ગવરી ગાયનાં પિરસો ને, દહિ દુધકેરી છોળજી.
શાક તો સૂરણનાં પિરસો તો, રાઇતાનો નહીં પારજી;
દાળ ચંપાના છોડશિ પિરસો ને, વિધ વિધ માંહી વઘારજી.
શેવ સુંવાળી સુંદર પિરસો ને, પાપડ પૂનમ ચાંદજી;
ભાત કમોદતણો પિરસો તો, ખોબલે પીરસો ખાંડજી.

ભોજન રૂડાં ભાવથિ કીધાં, સંતોકિ સર્વે જાનજી;
શુદ્ધાચમન લેઇ બાર પધાર્યા ને, આપ્યાં ફોફળ પાનજી.
પેરામણીનો સમય થયો છે, માગી લ્યો જે જોઈયેજી;
દશરથરાયને સોનાનું ટીલું તો, રઘુનંદનને જનોઈયેજી.
પાંચે વસ્ત્ર આપ્યાં રઘુનંદને, રંગ કસૂંબે બોળીજી;
ઘરશાડી ઘરચોળાં અણાવો ને, પાટણની પટોળીજી.
જાનરડીને ઝુલતી સાડી ને, માંડવે આવિને પેરેજી;
ઝાલ ઝુમણાં ને નાકે વેસર, સીતાબાઈ કેરેજી.
સીતાબાઈ સાસરે ચાલ્યાં ને, દાદાના દેશ મુકયાજી;
સીતા વિના તો સુનું લાગે ને, તુલસીના કયારા શૂકયાજી.
પાછું વાળી જુવે સીતા પનોતાને, દાદાને આશિષ દેયજી;
ઘણું જીવજો દાદાજી મોરા ને, રાજ અવિચળ રહેયજી.
ઘણું જીવજો વીરજી મોરા ને, ભાભીના નવરંગ ધારજી;
સીતાબાઈને પાસે બોલાવિ ને, કહે છે પોતાની માતજી.
ગદગદ કંઠે થયા જનકજિ ને, આંસુડાં ઢોળે માયજી;
મારી સીતાને તમો સુખ દેજો ને, ચૌદ ભુવનના રાયજી.
લાડકી સીતા કહ્યું કરજે તું, લાજ વધારજે તારીજી;
રમકડાં રળિયામણાં આલ્યાં ને, દીધી શિખામણ સારીજી.
સીતાબાઈ સહિયરોને મળીને, પછિ સાસરિયે જાયજી;
પૂરીબાઈ કહે છે કડવાં તે, પ્રીતે પૂરણ થાયજી.
ગાય શિખે ને સાંભળે તેનો, વૈકુંઠ થાયે વાસજી;
અડસઠ તીરથનું ફળ મળશે, પાપ થશે સૌ નાશજી.

# ગવરીબાઈ.

## ગીરપુરની આ નાગરણ બ્રહ્મજ્ઞાની હતી.

### પદ ૧ લું.

સોહં સોહં બ્રહ્મ એ ભજ, સોહં સોહં બ્રહ્મ એ ભજ.—ટેક.
પંચકોસકો તું સાખીરે, ચૈતન્ય સમજી લે એ ભ્રમ; સોહં.
જન્મ જરા મૃત્યુ નહીં તોકું, નહીં તો એ કાલની ક્રમ; સોહં.
નહીં તું શ્વેત, પીતળ ને રક્ત, નહીં તું શીતળ ગ્રમ; સોહં.

નહીં તું બધ્ય, નહીં તું મુક્ત, નહીં તું એ દેહનો ધર્મ; સોહં.
નહીં તું દીર્ઘ, નહીં તું સુક્ષ્મ, ગવરી સ્વતંત્ર બ્રહ્મ; સોહં.

### પદ ૨ જું રાગ મલાર.

પૂર્ણ બ્રહ્મ પુરી રહ્યો, અખંડ એક સ્વામી–ટેક.
ચૌદ ભોવન વ્યાપી, રહ્યો હરી ત્યાંહી,
બાહીર ભીતર જયાંહી, તુંહી મોહ નામી; પૂર્ણ.
ચંદમેં તું ચૈત્યન તું, સુરજ મેં તુ તેજ,
નાહક ભજે, તું વિના, દસોદીશ જામી; પૂર્ણ.
રૂપ નહીં, રંગ નહીં, વર્ણ નહીં વિભૂ;
નિરંજન નિરાકાર, નહીં માયા કામી; પૂર્ણ.
ગવરિ ગુરુ જ્ઞાન પ્રકાશ, તીમિર ભયેરી નાશ;
ભાગ્યો બ્રહ્મ ચીદ વિલાસ, પૂર્ણ પદ પામી. પૂર્ણ.

### પદ ૩ જું–ગરબી.

જયજય દીન દયાળ, હરી હવાં કરો અમારી સાર–ટેક.
કાલના કાલરે કહાવો, ભવ પાસ છોડાવાને આંવો; જયજય.
કરૂણાકારી આરત બંધુ, હરિ તમો દયાના છો સિંધુ; જયજય.
તારા ચરણ હરિ ના સેવે, તે સુખ પરમ કહાંથી લેવે; જયજય.
પૂર્ણબ્રહ્મ સનાતન સ્વામી, અખંડાનંદ તું બહુ નામી; જયજય.
ધાવધાવ રઘુપત રાયા, હરિ હું પડું તારે પાયા; જયજય.
દીન દયાળ દયા કીજે, બુડતાં ઉગારીરે લીજે; જયજય.
બિંબ પ્રતિબિંબથીરે ન્યારા, આત્મરામ અવિનાશી મારા; જયજય.
નિત્ય સેતઅનંતરે સચરાચર,જોગી ધ્યાન ધરે નહિ ક્ષણભર; જયજય.
બ્રહ્મ અગ્ની મેં કરને બાલી, દશમે દ્વારે જોએ તને ન્યાળી; જયજય.
શિવ બ્રહ્માદીક ભેદ ન જાણે,હરિ તુંને વેદ પુરાણ વખાણે; જયજય.
સુક્ષ્મ પરમાણુ ન થાય, હરિ વેદ નિરંતર ગાય; જયજય.
મન વાણીથીરે અપાર, કોઈ ન જાણે તારો પાર; જયજય.
આધને અંત નહીં તારો છેડો,હરિ તું નજીક થકીછે નેડો; જયજય.
કાલજા કારણ ન મલે લેશ, હરી તું નેતિ નેતિનો શેશ; જયજય.
મોહના પાશ સર્વરે કાપ, ટાળો ત્રિવિધીના સૌ તાપ; જયજય.
ભક્તવત્સળરે પ્રતિપાળ, આવો ગવરીના ગોપાળ; જયજય.

### પદ ૪ થું રાગ કાફી.

હરીનામ બીનારે ઓર બોલના કયા,હરી કથા બીના ઓર સુનના કયા; ટેક.
સુખ સાગર સામલીઓ ત્યાગી, કુપ ડાબમે ડોલના કયા; હરી.

ઘટ ગિરધર ગિરધારી પાયા, બાહેર ઢાંગ અબ ખોલના કયા; હરી.
આત્મા અખંડ આવે ન જાવે, જન્મ નહીં તો ફીર મરના કયા; હરી.
ગવરી બ્રહ્મ સકળ મેં જાન્યા, જાન્યાતો જદ ખોલના કયા; હરી.

## પદ ૫ મું ગરબી.

આત્મજ્ઞાન વિના પ્રાણીને સુખ ન થાએરે;
આત્મજ્ઞાન વિના મન વિશ્રામ ન પાએરે;
આત્મજ્ઞાન વિના કોઇ સાધે જોગની જુગતીરે;
આત્મજ્ઞાન વિચાર વિના ન પાવે મુકિતરે.
આત્મજ્ઞાન વિના કોઈ કોઈ અડસઠ તિર્થ નાહેરે;
કામ ક્રોધ કોરા ન રહ્યા કે મુકિત ન પાએરે;
આત્મજ્ઞાન વિના કોઇ ઘર તજી વંન ખંડ જાયેરે;
ફુલ ફુલ વિણીને ખાએ કે મુકિત ન પાએરે;
આત્મજ્ઞાન વિના પવન સાધે કે ગુફા સમારેરે;
આત્મજ્ઞાન વિના ન ચડે રંગ કરારેરે.

આત્મજ્ઞાન વિના મુની મતવાળા ફરેરે;
ઉપર રાતાને ભીતર કાચા કે મુકિતના મીલરે;
આત્મજ્ઞાન વિના જટા વધારે જોગીરે;
નોઠી તૃષ્ણા નાંહી બુઝી કે જ્યાંનો રોગીરે.
આત્મજ્ઞાન વિના કોઈએ પંચાગ્નિમે તાપેરે;
કોઈ ઊંધે મસ્તક ઝૂલે, મુકિત ન આપેરે.
આત્મજ્ઞાન ધ્યાન મે સેવ્યા અંતરજામીરે;
ગવરી પરમાત્મા પૂર્ણ બ્રહ્મને પ્રેમે પામીરે.

## પદ ૬ ઠું—રાગ કલ્યાણ.

બ્રહ્મનો ભેદ જાણે જન અનુભવી, ભેદ જાણ્યા વિના ભ્રમણા ન જાવે;
ભ્રમણા ગયા વિના કરમ કહો કેમ ગળે, કર્મ ગયા વિના મરમ ન પાવે. બ્રહ્મ.

મરમ લહ્યા વિના સંશય ન ટળે, સંશય ટળ્યા વિના સર્વ કાચું;
કથની કથે અર્થ બહુ અનુભવે, રહેણી વિના પદ કેમ પામે સાચું. બ્રહ્મ.

સાચું સિધાંતનું રહસ્ય સમજે નહીં, ન સમજ્યે અરથ કશું ન સરે;
અનાત્મા સુઆત્મા બુદ્ધી જોએ, તેણે કરી વાસનાનું લીંગ ન ગળે. બ્રહ્મ.

અણુલીંગીને અનુભવી જાણજો, તેજ તત્વદર્શી રેહે જોઇ;
ગવરી આત્મા પરમાત્મા એક ભયે, દ્વૈત ભાવ ન છોસે કોઈ. બ્રહ્મ.

## પદ ૭ મું.

પ્રથમ પંચમ ભાગથી, પિંડ રચ્યો તું જાણ;
આઠ અવયવમાંહે મેળવ્યા, પીછે અંત વેશ પ્રમાણ.
બીજે તે બીજો બોલે નહી રહે, મેં તો જોયો વિવેક વિચાર;
પાંચ પચીસમાં પોતે રમે, જેમ છે તેમ એ સાર.
ત્રીજે તે તીમિર ટળ્યાંરે, માંહે ઉગ્યો ભાણ ઉજાસ;
કમળ ફુલ્યાં સોહામણાં, જ્યાં ભમર લેવે વાસ.
ચોથે તે ચીત્તચોંપે ચડયું, આવી અનુભવ અંગે પાંખ;
ચીદાકાસમાં ઉડે સદા, જીણે જરૂખે ઝાંખ.
પાંચમે પ્રભુજી પ્રગટ્યા, મારા હૃધા કંદરી માંહ;
અણુછતું આવરણ ટળી ગયું, કલેહ કલ્પના મોટાય.
છઠે તે સ્વરગ વૈકુંઠની, મને વાત ન સોહાય;
નિર્ગુણ સગુણથી ન્યારો સદા, લખ્ય લખ્ય માંહે સમાય.
સાતમે કોનું સાધન કર્યું, નથી બીજો કોઇ પરીબ્રહ્મ;
બીજો કહેશે ત્યાં લાગે બંધન, એમ વેદ વદેછે મર્મ.
આઠમે આત્મા એક છે, એક ઉદક એક ખાણ;
વા બીજ મેં જેમ વિસ્તરો, તેની અન્ય ચાલે વહાણ.
નોમે નિરાલંબ તુંહી, જાણે તત્વદરશિ સંત;
ઘટ ઘટમે વ્યાપી રહ્યો, જેમ માળા વીશે તંત.
દશમે દશ દિશા માંહે, ઓજી અંતર દ્રષ્ટ દેખ;
હરી વિના અન્ય કો નથી, સંચય કલ્પના તું છેક.
એકાદશી અદ્વૈત કરી, જ્યાં દ્વૈત નહીં કો લાલ;
વરનું વિચારે સંસાર સુપન, વંધ્યા સૂતનો પરિવાર.
બારસો બીજ બળી ગયાં, ફેલી અગન ન પાય;
સદગુરુની કૃપાથી, અણુલીંગી ખગવૃત થાય.
તેરસે ત્રીગુણ નીદ્રા ટાળી, કોઇ જાગ્યા મહાજન;
તમપદનો લેખ લખી, વાંચી લેને ધન્ય.
ચતુરદશા ઉપમા તરે, તુરીયા અજીત તું જાણ;
બાહીર ભીતર બ્રહ્મ માયાને, વિભુસ બીપર માન.
પુરણ છો પરમાત્મા, સદચીદ આનંદ ઘન;
ગવરી સ્વપદ પાઇઆ; ઉદ અસ્ત નહી રહેણી દન.
સોળે કળા સંપુર્ણ થઇ, નીજ ધામ કૈવલ્ય એમ;
૧ કૈ બાદ બી ઉપજે ખમે, ખણ ખગ તેમનું તેમ.

## પદ ૮ મું.

આદ અનાદીનો એક છે, એક પુર્ણુ પરિબ્રહ્મ;
બીજું તેનું જાણજો, મીથ્યા કલપીત મરમ.
સોમ સમાધી માહે રહે છે, અણુલીંગી આસે;
મીટવા એક જાળ, સકળ સાધન નાસે.
મંગળ વર તે માંહે, આત્મ સ્વેપ્રકાશે;
નાહી વિધીની શહ, પાપ પુનકો આશે.
બુધ થકી વ્યતરીક છે, ગુણ ઇંદ્રી રહી તે;
રવી શશી જો નહીં,નહીં ત્યાં દિન રજની સહી તે.
ગુરુ અકીની મેહેર, મીટચું દેહજો ભાને;
સુક્રત દુષ્કૃત ક્રમ ઝાલ્યા, બ્રહ્મ અગ્ની માંહે.
સની સ્કંધ થયો નિરાશ,નહી ત્યાં ધુમર તો ધર્મે;
સ્થાવર જંગમ માંહે, વિલાસો પૂર્ણુ પરિબ્રહ્મે.
છેએ સ્વતંત્ર ગવરી અણછતો, નામે નહી દૂત;
કો કાળ એને જાણવો, અખંડ એક અદ્વૈત.

## પદ ૯ મું.–રાગ પ્રભાતી.

સુખ સાગર શિવરાજ સદાએ, સુખ સાગર શિવરાજ;
વનેશ્વર વિશ્વમાં વીલસ્યા, જેમ ફુલનમેં બાસ. સુખ.
વગડે વાસ પુરોરે વનેશ્વર, ગેબ સાગર ગંગપાસ;
નરનારી મીલ દર્શન આવે, પુરો સબનકી આસ. સુખ.
ઓરકુંતો રિદ્ધ સિદ્ધ બક્ષિસ દેવે, ખાનપાન મીઠાસ;
આપકુંતો આક ધંતુરે, ભાંગ અંગ ભભુતિ ઉજાસ. સુખ.
શિવ હરિમે ભેદ નહીંરે, વેદ વાણી ઉચરેરે સાચ;
દાસ ગવરી સદાશિવ ચરણે, ટાળો મોહનો પાસ. સુખ.

## પદ ૧૦ મું.

માયા તણી શોભા જોઇને, ન પામો મોહ; માયા.
ભુખા ભમોરે જગ વિશે, તે મોટીરે હાણ; માયા.
આપ વિચારો મન વિશે, કોણ વ્યપ્ત એક; માયા.
જુઓરે તમે છે એક જે, પરી પૂર્ણ બ્રહ્મ; માયા.
રૂપ રેખ તે નવ મળે, એવો સ્વામી એક; માયા.
સર્વ રૂદયમાં વ્યાપ્ત છે, અવિનાશી તું જાણ; માયા.
મદ મોહને તે ત્યાગીને, મન ધીર ધાર;
ન જોઇશ તું રંગને, એ તો મિથ્યા માન; મ

જરા મરણ ત્યાગીને, બુદ્ધિ નિશ્ચે ધાર; માયા.
ગવરી કહે અનહદ જો, મન શાન્ત થાય; માયા.

પદ ૧૧ મું.

માયા મોહકો છાંડી કે, મન નિશ્ચય ધારો;
એકહી વ્યાપક આત્મા, દુજો નાહી પ્રમાણો; માયા.
જહાં દેખો ત્યાં વહી રહ્યો, મન નિશ્ચલ જાણો;
આવાગમન સંશય છાંડી કે, મન માંહી વિચારો; માયા.
રાગ દ્વેષકો ત્યાગહી, મન માંહી કરી લેનો;
અહંત્વકો ત્યાગજો, મન નિશ્ચગકો ધારો; માયા.
ગવરી કહે સુંદરકુ નિશ્ચલ, એક બ્રહ્મ જાણો;
માયા મોહકો છાંડી કે, મન નિશ્ચલ ધારો; માયા.

# જૈન કવિ.

## ઉદયરત્ન.

## સ્ત્રિયોને શિખામણની સઝ્ઝાય. (સ્વાધ્યાય).

એક અનૂપમ શીખામણ ખરી, સમજી લેજોરે સઘળી સુંદરી.

ત્રુટક.

સુંદરી સેજે હૃદય હેજે, પરસંગે નવિ બેસિયે;
ચિત્તથકી ચુકી લાજ મૂકી, પરમંદિર નવિ પેશિયે.
બહુ ઘેર હિંડે નારિ નિર્લજ, શાસ્ત્રે પણ તજવી કહી;
જમ પ્રેત દૃષ્ટે પડયું ભોજન, જમવું પણ જુગતું નહીં.

ઢાળ.

પરશું મસ નવિ બોલીયે, દંત દેખાડીરે ગુંઝ નહિંરે ખોલિયે.

ત્રુટક.

ગુંઝ ઘરનો પરની આગળ, કહો કેમ પ્રકાશીયે;
વળી વાત જે વિપરીત ભાખે, તેથી દૂરે નાશીયે.
અસુર સવારે અને ગોચર, એકલાં નવિ જાઇરે;
સહુ સાતકારે કામ કરતાં, સહુજે શીળ ગમાઇયે.

ઢાળ.

નટ વિટ નરશુંરે નયણુ ન જોડીયે, મારગ જાતાંરે આઘું ઓઢીયે.

ત્રુટક.

આઘું ઓઢીયે વાત કરતાં, ઘણુંજ રૂડાં શોભિયે;
સાસૂ અને માતા જણ્યાવિણુ, પલક પાસ ન થોભીયે.
સુખ દુઃખ સરજ્યું પામિયે, પણ કુળાચાર ન મુકીયે;
પરવશે વસતા પ્રાણુ તોપણુ, શીળથી નવી ચુકીયે.

ઢાળ.

વ્યસનીની સાથેરે, વાત ન કીજીએ, હાથોહાથેરે, તાળી ન લીજીએ.

ત્રુટક.

તાળિ ન લીજે નજર ન દીજે, ચંચળ ચાલે ન ચાલીયે;
વિષય બુધ્ધે વસ્તુ કેની, હાથે પણુ નવિ ઝાલિયે.
કોટિ કંદર્પ રૂપ સુંદર, પુરૂષ પેખી ન મોહિયે;
તણુખલાને ગણો તોલે, ફરિ પાછો નવ જોઇયે.

ઢાળ.

પુરૂષ પરાયોરે વળી ન વખાણીયે, વૃદ્ધ તે પિતા સરીખો જાણીયે.

ત્રુટક.

જાણિયે પિયુ વિણુ પુરૂષ સઘળા, સહોદર સમોવડે;
પતિવ્રતાનો ધર્મ જોતાં, નાવે કોઈ તડોવડે.
કુરૂપ કુષ્ટિ કૂબડો ને, દુષ્ટ દુર્બલ નિર્ગુણો;
ભરથાર પામી ભામની તમે, ઇંદ્રથી અદકો ગણો.

ઢાળ.

અમર કુમારેરે તજિ સુરસુંદરી, પવન કુમારેરે અંજની પરિહરી;

ત્રુટક.

પરિહરી સીતા રામે વનમાં, નળે દમયંતી વળી;
મહા સતી નિર્મળ કષ્ટ પડ્યે, શિળથી તે નવિ ચળિ.
કસોટીયે જિમ સુવર્ણ કસતાં, કંતશું વિછડે તહી;
તન મન વચને સત્સ રાખે, સતી તે જાણો સહી.

ઢાળ.

રૂપ દેખાડીરે પુરૂષ ન પાડીએ, નિર્લજ થઇનેરે મન ન બિગાડીયે.

ત્રુટક.

મન ન બિગાડીયે પુરૂષપરનું, જોગ જોતાં નવિ મળે;
કલંક માથે ચડે કુડાં, સગાં સઉ દૂર ટળે.
અણુસરજયો ઉચ્ચાત થાયે, પ્રાણ તિહાં લાગી રહે;
આ લોક પામે આપદા, પરલોકે બહુ પીડા સહે.

ઢાળ.

રામને રૂપેરે સૂર્પણખા મોહી, કામ ન સિધ્યું અને ઇજત ખોઇ.

ત્રુટક.

ઇજત ખોઇ દેખિ અભયા, શેઠ સુદર્શન નવિ ચળ્યો;
ભરથાર આગળ પડી ભુંઠી, અપવાદ સઘળે ઉછળ્યો.
કામની બુદ્ધે કામનીએ, વંકચુલી વાળ્યો ઘણું;
પણ શીળથી ચુક્યો નહી, દૃષ્ટાંત એમ કહેતાં ભણું.

ઢાળ.

શીળ પ્રભાવેરે, જુઓ સોલે સતી, ત્રિભુવનમાંહી તે થઈ છતી;

ત્રુટક.

છતી થઇ જો શીળ રાખ્યું, કલ્પના કીધી નહી;
તે નામ તેહનાં જગત જાણે, વિશ્વમાં ઉગી રહી.
વિવિધ રત્ને જડીત ભૂષણ, રૂપ સુંદર કિન્નરી;
પણ શીળ વણ શોભે નહીં, તે સત્ય ગણજો સુંદરી.

ઢાળ.

શીળે સુરનર સઉ સેવા કરે, નવે વાડું રે નિશ્ચળ જે ધરે.

તુટક.

ધરે નિર્મળ શીળ ઉજવળ, તાસ કિરતી જળહળે;
મન કામના તે સિદ્ધિ પામે, અષ્ટભય દૂરે ટળે.
ધન્ય ધન્ય તે જાણો ધરા, જ્યાં શિયળ ચોખું આદરે;
આનંદના તે ઓધ પામે, ઉદયરત્ન જશ વિસ્તરે.

## સોળ સતી—ચોપાઈ.

ઉઠરે પ્રાણી સૂતો જાગ, ધર્મતણે મારગ તું લાગ;
સોળ સતીનાં લીજે નામ, જ્યમ પામી જે ઉત્તમ ઠામ.

પેહેલી સમરૂં બ્રાહ્મી સતી, ચંદનબાળા બીજી બાગવતી;
રાજેમતિ જાણો મનરંગ, ચોથી દ્રુપદી શીળ સુચંગ.
કૌશલા ને મૃગાવતી, સુલસા સીતા વંદુ ગુણવતી;
સુભદ્રા ને શિવા સુજાણ, કુંતા શીળવતી મન આણ.
નળ દમયંતી મહા ગુણયુતી, પુષ્પચુલા ને પ્રભાવતી;
પદ્માવતી પ્રમુખ સુંદરી, સોળ સતી જાણો ગુણભરી.
સોળ સતી જગમાં અભિરામ, કરજોડીને કરૂં પ્રણામ;
ઉદયરત્ન મુનિવર એમ ભણે, સતિ નામે નવનિધ આંગણે.



## કુમુદચંદ્ર.



### પુરૂષને શિખામણની સઝ્ઝાય. (સ્વાધ્યાય)

સુણ સુણ કંથરે શીખ સોહામણી, પ્રીત ન કીજે પરનારીતણી.

ત્રુટક.

પરનારિ સાથે પ્રીત પીયુડા, કહો કેયિ પેર કીજીએ;
એક ઉંઘ વેંચી આપણી, ઉજાગરો કેમ લીજીએ.
કાછડી છુટો કહે લંપટ, લોકમાંહે લાજીએ;
કુળવિખે ખાંપણ નિખર લાગે, સગામાં કેમ ગાજીએ.

ઢાળ.

પ્રીત કરતાંરે પેહેલાં બીજીએ, રખે કોઇ જાણેરે મનમાં ધ્રુજીએ.

ત્રુટક.

ધ્રુજીએ મનશું ઝુરિયે, પણ જોગ મળવો છે નહીં;
રાત દિન મન ઝુરતાં જાય, અવટાઈ મળવું છે સહી.
નિજ નારિથી સંતોષ ન વળ્યો, પરનારીથી શું હશે;
જો ભર્યે ભાણે તૃપ્ત ન વળ્યો, એઠું ચાટે શું થશે.

ઢાળ.

મૃગતૃષ્ણાથીરે નહીં ટળે, વેળું પીલ્યેરે તેલ ન નીકળે.

ત્રુટક.

નવ નીકળે પાણી વિલોવતાં, લેશ માખણ તો વળી;
ખુડતાં આચક્કો ભર્યો શીશે, તર્યો વાત ન સાંભળી.

તેમ નારિ રમતાં પરતણી, સંતોષ ન વળે એક ઘડી;
ચિત્ત ચટપટી ઉચાટ લાગે, નેણે નાવે નિંદડી.

ઢાળ.

જેવો ચટકોરે રંગ પતંગનો, તેવો લટકો પરસ્ત્રી સંગનો.

ત્રુટક.

પરસ્ત્રિ કેરો સંગ પિયુડા, રખે મન જાણે ખરો;
દિન ચાર રહેશે રંગ રૂડો, પછે રહે નહિ નિરધરો.
જે ઘણાં સાથે પ્રીત માંડે, છાંડો તેશું વાતડી;
એમ જાણિ નવિકર નાવલા, પરનારિ સાથે પ્રીતડી.

ઢાળ.

જે પતિ વહાલોરે છાંડી પાપણી, પરશું પ્રેમેરે રાચે સાપણી.

ત્રુટક.

સાપણી સરખી વેણ નિરખી, રખે શીળથકી ચળે;
નયણ લટકે મુખને મટકે, દેવ દાનવને છળે.
મને કાળી અતિ રસાળી, વાણિ મીઠી શેલડી;
સાંભળી ભોળા રખે ભૂલો, જાણજો વિષવેલડી.

ઢાળ.

સંગ નિવારોરે પરરામાતણો, શોક ન કીજેરે મન મળવાતણો.

ત્રુટક.

શોક શાને કરો ફોગટ, દેખવો પણ દોહલો;
ક્ષણ મેડિયે ક્ષણ શેરિયે, ભમતાં તે લાગે સોહલો.
ઉસાસ ને નીસાસ આવે, અંગ ભાગે મન ભમે;
વળિ કામ વ્યાપે દેહ દાઝે, અન્ન દીઠું નવ ગમે.

ઢાળ.

એકલડો થઇ મન શું કળપવે, ઉન્મત્ત થઇનેરે વળિ અફળ લવે.

ત્રુટક.

લવે એલફેલ એમ અજાણે, મોહે ઘેલો મન રડે;
મદન વેદન કઠિણ જાણે, મરણ વારૂ ત્રેવડે.
દશ અવસ્થા કામકેરી, કંથ કાયા તે દહે;
એમ જાણિ નારી પારકી, જે તજે તે બહુ સુખ લહે.

ઢાળ.

પરનારીનારે પરભવ સાંભળો, કથા કીજેરે ભાવશું નિર્મળો.

**ત્રુટક.**

નિર્મળે ભાવે નેહે સમજી, પરવધુ સંગ પરિહરો;
ચાંપિયો કીચક ભીમસેને, શિલા હેઠે સાંભળ્યો.
રણુ પડયાં રાવણુ દશે, મસ્તક રવડતાં ગ્રંથે કહ્યાં;
મુંજપતિ અતિ દુઃખ પામ્યો, અપજશ જગમાંહે રહ્યાં.

**ઢાળ.**

શીળ સલૂણારે માનવ સોહીએ.વિણુ આભરણેરે જગ મન મોહીએ.

**ત્રુટક.**

મોહિયે સુર નર કરે સેવા, વિષ અમૃત-સાગર ભરે;
કેસરીસિંહ વિશાળ થાયે, અગ્નિ અતિ શીતળ કરે.
સાપ થાયે ફુલમાળા, લક્ષ્મિ ઘેર પાણી ભરે;
પરનારિ પરહર શિયળ મનધર, મુક્તિ વધુ હેલા વરે.

**ઢાળ.**

તે માટે હુંરે વાલમ વીનવું, પાયે લાગીરે મધુર વચન કવું

**ત્રુટક.**

વચન મારૂં માનજો, પરનારિથી રહો વેગળા;
અપવાદ માથે ચડે કૂડા, નરકે થાયે દોહિલા.
ધન્યધન્ય તે નર નારિ જગમાં, શિયળ પાળે ઊજળો;
તે પામશે જશ જગતમાંહે, કુમુદચંદ્ર કહે સમજ લો.

---

## સવૈયો.

કવિતાવનમાં વિચરી પ્રેમે સંગ્રહ કીધાં સુમન અનેક;
તેતણી માલ રચિ અતિ સુંદર કંઠ ધરો સજ્જન સવિવેક;
શીતળ તેમ સુવાસિત સ્નેહવધારણ છે વસુધાતલ છેક;
તે સજશે પરિપૂરણ પ્રેમે, જેહ રસજ્ઞ હશે નર નેક.

---

# સમાપ્ત.

# કોશ.

## અ.

અકૃત–પાપ, નઠારૂં કૃત.
અક્રૂર–દયાળું.
અખિલ–સઘળું. [વું વાસણ.
અખેપાત્ર–જેમાં રાખેલું ખૂટે નહીં તે.
અગમ–પુરાણ, ભવિષ્ય, હોનાર.
અગવો–આગેવાન, ભોમિયો.
અગાધ–ઉંડું, પારવનાનું.
અગોચર–દેખાય નહીં તેવું.
અગ્ર–આગળ, અણી, મુખ્ય.
અગ્રજા–પહેલી.
અગ્રિમ–આગળનું.
અઘ–પાપ, પાતક.
અઘોર–ભયભરેલું, ભયંકર.
અચર–બેસે નહીં તેવું.
અચ્યુતાનંદ–સદા આનંદ.
અજા–અજ–બકરો, બ્રહ્મા.
અજર–જરા ન આવે તે.આનાકાની.
અજીર–પરસાળ.
અટાટ–ઘણું સાર વિનાનું.
અટન–ફરવું, ભ્રમણ, પ્રવાસ.
અંડકટાહ–બ્રહ્માંડ, તાળવું.
અઢળક–ઘણું.
અણમિલ–મળે નહીં તે.
અણરાગ–અણબનાવ.
અણગાર–નિયમ.
અણલિંગી–વિદેહી, મુક્ત.
અણિમાદિક–યોગની આઠ સિદ્ધિમાંની એક.
અતિથિ–પરોણો, અભ્યાગત.
અતીત–વૈરાગી.
અતિમાત્રા–ઘણું ખાવું.
અદબદ–અદ્ભૂત, અપૂર્ણ.
અદીઠ–ન દેખાય તેવું.
અદ્રિસુતા–પાર્વતી.
અધર–હોઠ.
અધવધરો–મધ્યમ જાતિનો.
અધ્યયન–ભણવું.
અધ્યાપન–ભણાવવું.
અધ્યાપક–ભણાવનાર.
અધ્યારોપ–વૃથા ભાસવું.
અધ્યાસ–ખોટું ભાસવું.
અધિષ્ઠાન–ઉપરીપણું, સત્તા.
અધોમુખ–ઉંધું મોહડું.
અનન્ય–એના જેવો બીજો નહીં.
અનલ–અગ્નિ.
અનહદ–હદવગરનું.
અનિત્ય–નિત્ય રહે નહી તે.ક્ષણભંગુર.
અનિલ–વાયુ, પવન.
અનિઠ–અપાર.
અનુચર–સેવક, ચાકર.
અનુચિત–અયોગ્ય.
અનુદિત–હમેશાં, દરરોજ.
અનુપ–ઉપમા ન અપાય એવું.
અનુપ્રાસ–મળતા અક્ષર લાવવા તે.
અનુરાગ–પ્રીતિ.
અનુસંગ–સાથે જોડેલું, સાંધેલું.

